૪૯

# અભ્યાસ

## વિચાર અને વિવેચનનું સામયિક

"મારો તો દૃઢ અભિપ્રાય છે કે કોઈ સંસ્થા નાણાંને અભાવે બંધ થતી નથી. કાર્યકર્તાઓને અભાવે સંસ્થા બંધ થાય ખરી. અથવા તો કોઈ સંસ્થા પોતાના જમાનાની આગળ હોય એટલે કે એ સંસ્થા માટે સ્પષ્ટ જરૂરિયાત વર્તાતી ન હોય; તો પણ ન ચાલી શકે."

**ગાંધીજી**

['મહાદેવભાઇની ડાયરી', પુસ્તક છઠ્ઠું. સાબરમતી આશ્રમ સુરક્ષા અને સ્મારક ટ્રસ્ટ, અમદાવાદ-૧૩. સને ૧૯૬૪. પૃ. ૧૮]

☆




સંપાદક • પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર ૪૯

## અનુક્રમ





*

વર્ષ ૫ ઑગસ્ટ ૧૯૬૫ અંક ૧

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ : રૂપિયા દસ, છમાસિક રૂપિયા ૭.
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક–'અભ્યાસ', 'પ્રગતિ', ૧૫, મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* અગાઉના ચાર વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે.
* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થયેલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# રોજનીશીમાંથી - ૩૭

ગણેશ વાસુદેવ માવળંકર

['રોજનીશીમાંથી'નું આ લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. — સંપાદક]

### તા. ૭ જૂન ૧૯૪૮, સોમવાર

સવારે વૃત્તપત્રો જોયાં. રોજનીશી. પછી યુનિવર્સિટી વિષેનું વાચન. Encyclopaedia of Social Sciencesમાંનો લેખ અને The Political Quarterlyમાંનો લેખ. જે અવતરણો લેવા જેવાં છે એના પર નિશાનીઓ કરતો જાઉં છું અને પછી તે ટાઈપ કરાવી લઈશ. આ વિષય અંગે માહિતી અને વિચારપ્રવર્તક એવું ઘણું બધું વાંચવાનું છે. કેમ થશે? "शास्त्रें फार अपार जीवित तुझें अत्यल्प कीं मानवा" એ જ ખરું.

પછી કેટલાક કાગળો અને લગ્નવિષયક પરચૂરણ કામો. શ્રી રવિશંકર રાવળ અને સૌરાષ્ટ્ર સરકારના પ્રધાન શ્રી નાનાભાઈ ભટ્ટનાં સેક્રેટરી શ્રીમતી ઊર્મિલાબેન દવે એમ મળવા આવ્યાં હતાં. 'ઘેરઘેર માટીના ચૂલા' એ ન્યાયે પ્રધાનમંડળમાં ઉદ્ધતાઈ, સૌજન્યનો અભાવ વગેરે હોવાની એમની ફરિયાદ હતી. ખંભાતના શ્રી જીવણલાલ વખારીઆ આવ્યા હતા. આવતી કાલે ખંભાતના નામદાર દીવાન સાહેબને પણ પ્રજામંડળ તરફથી માનપત્ર અપાવાનું છે પરંતુ મારાથી જઈ શકાય એમ નથી. ભોજન બાદ લગ્ન અંગેનું થોડુંક કામ. વિશ્રાંતિ. બપોરે થોડું વાચન અને પરચૂરણ કામો. હિસાબ વગેરે કામ.

સાંજે કામ આટોપીને શ્રી નરોત્તમભાઈ હઠીસીંગને ઘેર જમવા ગયા. અમે બધા ગયાં હતાં. ત્યાંથી શ્રી કસ્તુરભાઈને ત્યાં ગયા. મુખ્ય કામ એટલે અમદાવાદ મ્યુનિસિપાલિટી અને ઇલેક્ટ્રિસિટી કંપની વચ્ચેની લવાદી વિષે વાતચીત કરવાની. બીજી વાતોમાં સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસનો ઉલ્લેખ કરીને કસ્તુરભાઈએ કહ્યું કે, 'મેં આ એક જ ગૃહસ્થ જોયા કે જેઓ પોતાના અભિપ્રાય મુજબ વર્તે છે, જેમની સાથે મતભેદ છે ત્યારે પણ કદી યે કોઈના પણ વિષે તેઓ ટીકાત્મક અગર દોષદર્શનની ભાષા વાપરતા નથી'. સાચે જ આ સરસ ગુણ છે. સત્ય હોય તો પણ બીજા વિષે દોષાત્મક એવું આપણે શા સારું બોલવું? આ આપણો દોષ છે. મારામાં તો છે જ. પણ કેટલાંક દાવપેચ, અસત્ય, સ્વાર્થ, જોયાં કે પછી રહેવાતું નથી. પણ પ્રયત્ન કરવો જોઈએ.

લૉર્ડ અને લેડી માઉન્ટબૅટન તરફથી આજે લગ્નનિમિત્તેની ભેટ તરીકે ચાંદીની એક નાનકડી તાસક આવી છે. એની પર એ બન્નેની સહીઓ છે.

ચિ. અણ્ણા અને કુમુદ આજ રાતના સિંધ મેલમાં મુંબઈ રવાના થયાં.

### તા. ૮ જૂન ૧૯૪૮, મંગળવાર

સવારે વૃત્તપત્ર વાચન. રોજનીશી લેખન. પછી Political Quarterlyમાંના યુનિવર્સિટી વિષયક લેખોનું વાચન. શ્રી રસિકભાઈ પરીખ આવ્યા હતા એમની જોડે ભો. જે. વિદ્યાભવનમાં, Sociologyના અધ્યાપક રાખવા વિષે અને ભાવિમાંના સામાન્ય ધોરણ વિષે ચર્ચા. પછી કેટલાક કાગળો. શ્રી મજમુદાર અને સુરોત્તમ અરુણ મિલના કામ માટે આવ્યા હતા. એમની જોડે કામ પતાવીને પછી આ પ્રમાણેના મુદ્દાઓની વાત કરી. (૧) વિશ્વવિદ્યાલય ટ્રસ્ટના કામમાં નોંધાયેલી રકમો વસૂલ કરવી. આ બાબતમાં ઉતાવળ કરવી જોઈએ. (૨) એન્જિનિયરિંગ કૉલેજની ઈમારત અને સરંજામ (equipment), (૩) એજ્યુકેશન સોસાયટી વિષે. પછી પરચૂરણ કામો.

આજે શ્રી સત્યનારાયણની પૂજા, ચિ. નાના પાસ થયો તે કારણે રાખી હતી. જમવામાં ખૂબ જ મોડું થયું.

ભોજન બાદ વિશ્રાંતિ. ટપાલ. થોડુંક પરચૂરણ વાચન. શ્રી સૌ. તનુમતી ચિનુભાઈ આફ્રિકામાંની જીનરીઓ વિષે અને અન્ય બાબતો સંબંધે વાત કરવા

આવ્યા હતા. પાલણપુરના શ્રી મણિલાલ ત્રિપાઠી અને ભારતી સાહિત્ય સંઘના શ્રી ઈશ્વરલાલ દવે આવ્યા હતા. સંઘની સ્થિતિ વિષે વિચાર-વિનિમય અને ચર્ચા કરી. સાંજનો વખત મિત્રોને મળવા-કરવામાં જ ગયો.

આજે લૉર્ડ માઉન્ટબૅટનને આભારદર્શક જવાબ તથા ખંભાતના દીવાન સરદાર રણબિરસિંગને એમના પગારની બાબતમાં કાગળ લખ્યો.

સાંજે સ્નાન આટોપીને પ્રથમ શેઠ કસ્તુરભાઈને ત્યાં ગયો. ત્યાંથી જમવા માટે શ્રી નરોત્તમ ચંદુલાલ (હિરાભાઈ)ને ઘેર ગયો. ૧૦–૩૦ના અરસામાં પાછો ફર્યો.

પછી ખંભાતના અમલદાર શ્રી સગુણલાલ મળ્યા. તા. ૧૦મીએ રાજ્યનો કબજો મુંબઈ પ્રાંતના અધિકારીઓને સોંપવાનો છે પરંતુ ભારત સરકારે રાજા-મહારાજાઓને લખી આપવાનો કરાર હજી કરી આપ્યો નથી. તાર અને કાગળ મોકલ્યા. એમના પણ પૂરા જવાબો નથી. હમણા જ મેનનનો તાર આવ્યો છે કે, 'ચિંતા કરશો નહિ, વાત કર્યા પ્રમાણે કરીશું.' એટલે હવે 'તા. ૧૦મીએ કબજો સોંપવો કે નહિ' એવો સવાલ. 'કબજો સોંપવો' એવો અભિપ્રાય મેં આપ્યો. એકંદરે એ જ યોગ્ય છે. વાત કર્યા પ્રમાણે ભારત સરકાર નહિ વર્તે એમ મને લાગતું નથી. અને કદાચ સરકાર એ રીતે ન વર્તી તો પણ એનો વિરોધ કરવા જેટલી શક્તિ રાજામહારાજાઓ પાસે ક્યાં છે? એટલે બોલ્યા પ્રમાણે વર્તશે એમ માનીને ભરોસો રાખવાથી રાજામહારાજાઓનો કેસ આગળ જતાં સબળ બનશે એમ લાગે છે. ઠીક.

## તા. ૯ જૂન ૧૯૪૮, બુધવાર

સવારે વૃત્તપત્ર વાચન. રોજનીશી. પરચૂરણ કામો. પછી ૮–૧૫ થી ૧૦ સુધી મ્યુનિસિપાલિટીના ફરતા પુસ્તકાલયની ઉદ્ઘાટન ક્રિયા કરવા માટે શ્રી નાનાભાઈ ભટ્ટને હસ્તે સમારંભ યોજ્યો હતો તેમાં જઈ આવ્યો. આ પ્રસંગે ડૉ. હરિપ્રસાદ દેસાઈએ પુસ્તકાલય સમિતિના અધ્યક્ષ તરીકે કરેલું ભાષણ જૂના ઇતિહાસથી ભરેલું —ગાંધીજી અમદાવાદમાં આવ્યા એ અગાઉની ભૂમિકા અંગેનું—માહિતીથી ભરપૂર એવું હતું. મને એ ભાષણ ગમ્યું. શ્રી નાનાભાઈનો આભાર માનવાનું કામ મને સોંપવામાં આવ્યું હતું. મ્યુનિસિપલ પ્રમુખ શ્રી મણિલાલના ભાઈ ગુજરી જવાથી તેઓ હાજર રહી શક્યા નહોતા એટલે આભાર-પ્રદર્શનનું કામ મારે કરવાનું આવ્યું.

ત્યાંથી પાછા ફર્યા બાદ Political Quarterly-માંના લેખો વાંચવામાં ઠીક ઠીક સમય ગયો. યુનિવર્સિટી વિષે ખૂબ જ નવી માહિતી મને મળી. પછી પરચૂરણ કામો.

ભોજનોત્તર અને એ પહેલાં કાગળો. વિશ્રાંતિ. પછી વાચન. ખંભાતના નવાબ અને દીવાનને merger-ની બાબતમાં, શ્રી કાકાસાહેબ કાલેલકરને દિલ્હીમાંના મારા બંગલાની બાબતમાં અને સરદાર વલ્લભભાઈને કાગળો લખાવ્યા.

૫–૪૫ થી ૭–૧૫ સુધી પ્રેમાભાઈ હૉલમાં મારા પ્રમુખપદ હેઠળ શ્રી નાનાભાઈ ભટ્ટ સાથે ગુજરાત વિશ્વવિદ્યાલય વિષય પર વાર્તાલાપ. આ કાર્યક્રમ ઠીકઠીક ઉદ્બોધક થયો.

ચાલતો બંગલે ગયો. પછી સ્નાન આટોપીને અમે સહુ સર ચિનુભાઈને ત્યાં જમવા ગયા. ઘણી બધી વાતોચીતો. ૧૦–૩૦ના અરસામાં પાછાં આવ્યાં. પછી થોડો વખત વાતો અને ત્યાર બાદ વિશ્રાંતિ.

ચિ. તાત્યા પરાડકર કૉલેજમાં પ્રવેશ મેળવવા માટે રાત્રે અહીં આવ્યો.

## તા. ૧૦ જૂન ૧૯૪૮, ગુરુવાર

સવારે વૃત્તપત્રો જોયાં. પછી Political Quarterlyમાંના લેખોનું (યુનિવર્સિટી અંગેના) વાચન. રોજનીશીલેખન. કેટલાક કાગળો લખાવ્યા. પત્રવ્યવહાર પતાવવા સારુ મહત્ત્વના વિષયો ઉપરના કેટલાક કાગળો વાંચ્યા.

બપોરે જમવા માટે શેઠ કસ્તુરભાઈને ત્યાં ગયો હતો. ન્યાયમૂર્તિ તેંડુલકર, શ્રી નયન પંડ્યા, શ્રી નાનાસાહેબ ધારપુરે અને લાલાકાકા એમ લોકો હતા. ધર્માદા ટ્રસ્ટ તપાસ સમિતિના સભ્યો તરીકે આ લોકો આવ્યા હતા. જુદાજુદા વિષયોની ચર્ચા થઈ તેમાં યુનિવર્સિટીનું ધોરણ અને વ્યાપ્તિ એ વિષે પણ ચર્ચા થઈ. શિક્ષણ સમગ્ર (integrated) હોવું જોઈએ, અને સરકારે શિક્ષણનું આયોજન નહિ કરતાં એ કામ નિષ્ણાતોએ કરવું (અલબત્ત, નિષ્ણાતો જોડે બીજા લોકો પણ

હોવા જોઈએ ખરા) એ મારો મુદ્દો સહુને માન્ય હોય એમ લાગ્યું.

જમ્યા પછી ઘેર આવીને ટપાલ અને વિશ્રાંતિ. ત્યાર બાદ આજે ઘણા બધા મરાઠી કાગળો લખાવ્યા. સાંજે સ્નાન અને ભોજન આટોપીને આજે રાત્રે મુંબઈ જનારા સહુને સ્ટેશન પર વિદાય આપવા માટે ગયો. શ્રી દાદામામા, આકકા, માવશી, મંદાકિની, અણ્ણુ કિબે, બાળ તાંબે, સોન્યા, બન્યા, અને અમારા બાપુ અને નાના એમ સહુ રવાના થયાં. સ્ટેશનેથી પાછા આવ્યા બાદ થોડું વાચન અને પછી વિશ્રાંતિ.

## તા. ૧૧ જૂન ૧૯૪૮, શુક્રવાર

સવારે વૃત્તપત્રો. રોજનીશી-લેખન. લગ્નવિષયક હિસાબો વગેરે કામો. શેઠ કસ્તુરભાઈ અને મજમુદાર તથા નરોત્તમભાઈ અરુણ મિલના કામ માટે આવ્યા હતા. ઘણી ચર્ચા થઈ. સર ચિનુભાઈની બાબતમાં પણ હવે આગળ કેવી રીતે કરવું તેની ચર્ચા. લવાદનો હુકમ આ ગૃહસ્થ માનતા નથી! એટલે શો ઉપાય? "ટિળક વિદ્યાપીઠને ઓછામાં ઓછા રૂ. ૨૫૦૦૦ તો આપવા જોઈએ" એવી વાત શેઠ કસ્તુરભાઈએ કરી. એમણે ૫,૦૦૦ એમના તરફથી આપવાનું કબૂલ કર્યું. અમળનેરના પ્રતાપશેઠના ચિ. શ્રી બાબુશેઠ, ભાલેરાવ વકીલ અને કાન્તિલાલ પટવા મળવા આવ્યા હતા. એમના ઈન્કમ ટૅક્સની બાબત વિષે ચર્ચા કરી.

જમ્યા પછી ટપાલ. આરામ. બાદ કેટલાંક પરચૂરણ કામો. કસ્તુરબા ફંડના વાર્ષિક અહેવાલનો મુસદ્દો જોવા લીધો. કેટલાંક પાનાં વાંચ્યાં. પછી જવાબ આપવાના બાકી રહેલા કાગળો જોઈને જવાબો લખાવ્યા. આમાં ઠીક ઠીક સમય ગયો. બીજા પણ ઘણા મરાઠી કાગળો લખાવ્યા.

આજે ચિ. બાળ અને ચિ. સૌ. સરલા મુંબઈ જવાનાં હોઈ એમની તૈયારીમાં થોડો વખત ગયો. વહેલા જમણ આટોપીને એ બન્નેને સ્ટેશન પર મૂકવા ગયાં........સ્ટેશનેથી પાછા ફરતાં શ્રી ઈન્દ્રવદનને ત્યાં જઈ આવ્યો. પછી પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

## તા. ૧૨ જૂન ૧૯૪૮, શનિવાર

સવારે વૃત્તપત્ર વાચન. પછી બધો સમય કસ્તુરબા ફંડના અહેવાલનો મુસદ્દો વાંચવામાં ગયો. ટિળક વિદ્યાપીઠ માટે ફાળો ભેગો કરવાને વાસ્તે કેટલાક લોકોને ટેલિફોન કરવામાં વખત ગયો. શેઠ અમૃતલાલ હરગોવનદાસે રૂ. ૫,૦૦૦ આપવાનું સ્વીકાર્યું. શેઠ રમણલાલ લલ્લુભાઈને બોલાવ્યા હતા. એમણે આવીને રૂ. ૫,૦૦૦/– આપવાની હા પાડી. આમ હવે ૧૫,૦૦૦ થયા. શેઠ અંબાલાલ સારાભાઈને ઉટાકામંડ મુકામે કાગળ લખ્યો છે. તેઓ કશુંક આપે છે કે કેમ તે જોવાનું રહ્યું. પછી કસ્તુરબા ફંડના રિપોર્ટ વિષે સવિસ્તર કાગળ લખાવ્યો.

જમ્યા પછી ટપાલ. વિશ્રાંતિ. ત્યાર બાદ Inter Parliamentary Union વિષે પંડિત જવાહરલાલ, લૉર્ડ Stansgate અને સર હાવર્ડ દુગ્ગીલ તથા સેક્રેટરી જનરલના કાગળો અને સાથેનાં માહિતીપત્રકો વગેરે વાંચીને જવાબો લખાવ્યા. આમાં ઠીક ઠીક વખત ગયો. હિસાબનું થોડું કામ અને પછી મરાઠી કાગળો લખાવ્યા.

સ્નાન આટોપીને શ્રી ઈન્દ્રવદનને ઘેર જમવા ગયો. લગ્નપ્રસંગે ભેટ તરીકે રૂ. ૧૦૧/–નો ચેક મેં આપ્યો. ૧૦–૦૦ના અરસામાં પાછો ફર્યો.

## તા. ૧૩ જૂન ૧૯૪૮, રવિવાર

સવારે વૃત્તપત્ર વાચન. રોજનીશી લેખન. ત્યાર પછી Lord Haldaneના પુસ્તક Universities and National Lifeનું વાચન આગળ ચલાવ્યું. શ્રી મામાસાહેબ ફડકે અને શેઠ રતિલાલ નાથાલાલ સાથે ચર્ચા અને વાતચીત. બાદ પરચૂરણ કામો.

જમ્યા પછી ટપાલ. વિશ્રાંતિ. ત્યાર બાદ પંડિત જવાહરલાલ વગેરેને લખાયેલા કાગળો ઉપર સહીઓ કરીને દોઢ વાગે વિમાનઘર પર જવા નીકળ્યો. ત્યાં શ્રી અપ્પાસાહેબ પંતને મળ્યો. તેઓ દિલ્હી જાય છે. શ્રી નાનાસાહેબ ઘારપુરે પણ મળ્યા. ત્યાંથી શેઠ શાંતિલાલ મંગળદાસને ઘેર ગયો. એમણે યુનિવર્સિટી ફંડને આપવાના રૂ. ૫ લાખ કેવી રીતે આપવા તે ઠરાવ્યું, અને ટિળક યુનિવર્સિટીને ૫ હજાર રૂપિયા આપવાનું એમણે સ્વીકાર્યું. ત્યાંથી પછી શેઠ કસ્તુરભાઈએ ત્યાં જઈને ૪–૦૦ના અરસામાં બંગલા પર પાછો આવ્યો.

ત્યાર બાદ શ્રી ભોગીલાલ સુતરીઆ મળ્યા. શેઠ રમણલાલ લલ્લુભાઈએ ગઈ કાલે હા પાડ્યા મુજબ, રૂા. ૫,૦૦૦/– આજે આપ્યા. શ્રી. બાળાસાહેબ ભાગવત મળ્યા. એમણે ચિ. સૌ. સિંધુની હકીકત કહી. પછી કેટલાંક કાગળો. શ્રી બાળાસાહેબ ખેરને એન્જિનિયરિંગ કૉલેજ વિષે તથા ટિળક વિદ્યાપીઠના ફંડ વિષે. શ્રી ચંદ્રવદન શાહ (સુરત)ને કાગળ મોકલ્યો.

ત્યાર પછી શ્રી ઈન્દ્રવદન ઠાકોરનાં લગ્નમાં ગયો. પ્રથમ રજિસ્ટર્ડ લગ્ન થયા અને ત્યાર બાદ વૈદિક પદ્ધતિથી આશીર્વાદ અને પછી પારસી ધર્મગુરુઓના આશીર્વાદ. રજિસ્ટર્ડ લગ્નમા સાક્ષી તરીકે શ્રી જીવણલાલ દીવાન, ડૉ. ચંદુલાલ દેસાઈ, ડૉ. ગુલાબઈ મેડોરા અને હું એમ હતા. પછી મિત્રોએ નવદંપતિને ખૂબ આનદપૂર્વક હારતોરા કર્યા. નવદંપતિ સહુને પગે લાગ્યા. શ્રી ઈન્દ્રવદનનાં માતુશ્રી પડોશના બગલામાં હતાં, પણ ડૉ. ચંદુલાલના અને મારા આગ્રહથી લગ્ન-સમારંભની વ્યાસપીઠ પર બેઠા. એમની ઉદારતા ખૂબ જ એ વિષે શકા નથી. ઠીક. આશરે ૮–૧૫ વાગે અમે બન્ને ત્યાથી નીકળ્યા. આ લગ્નમાં વહુ પારસી, વર હિન્દુ, રજિસ્ટ્રાર મુસલમાન અને સર્વ જાતિઓના લોકો હાજર તથા ખૂબ આનદથી ને પ્રેમથી એકમેક સાથે હળીમળીને વાતો કરતા હતાં એ દૃશ્ય જોઈને મને ખૂબ સારું લાગ્યું. જાણે અખંડ ભારતનુ જ આ દર્શન હતું એમ થયું. ઠીક.

ઘેર આવીને સ્નાન આટોપીને ભોજન અને પછી વાતો વગેરે. આવતી કાલની થોડી તૈયારી.

### તા. ૧૪ જૂન ૧૯૪૮, સોમવાર

પરોઢિયે ૪॥ વાગ્યાના અરસામાં ઊઠીને નિત્યવિધિ, સ્નાન આટોપીને સવારે ૫–૫૦ની ગાડીમાં નીકળ્યો. સૌ.વતી મારી સાથે હતી. શ્રી રવિશંકર મહારાજ પણ સાથે હતા. નડિયાદ સ્ટેશને અમે ઊતર્યા. શ્રી. ચિમનલાલ શાહ (નિવૃત્ત સબ–જજ) ને ઘેર ચા-પાણી આટોપીને તરત મોટર દ્વારા બોચાસણ મુકામે જવાનું હતું. પણ શ્રી ચુનીભાઈ પટેલની કાંઈક ગેરસમજને કારણે આશરે ૧ કલાક મોડું થયું. નડિયાદ સ્ટેશને અમે દેખાયા નહિ તેથી ચુનીભાઈ મોટર લઈને આણંદ ગયા અને ત્યાં અમે નહોતાં તેમ જાણીને પાછા ફરી નડિયાદ આવ્યા. આને કારણે નડિયાદમાં સવા કલાક વેડફાઈ ગયો! ઠીક. આણંદમાં ચરોતર સોસાયટીમાં પહોચ્યાં અને ત્યાં દૂધની ચા વગેરે લીધું અને પછી ત્યાથી નીકળીને આશરે ૧૧–૧૫ વાગે બોચાસણ મુકામે આવ્યાં. આજે આણંદ પાસે ચારુતર વિદ્યાનગરના એન્જિનિયરિંગ કૉલેજના ઉદ્‌ઘાટન માટે લૉર્ડ માઉન્ટબૅટન આવવાના હોવાથી ધમાલ હતી, પણ મારે તેની સાથે નિસ્બત નહોતી. ઠીક.

બોચાસણમાં શ્રી શિવાભાઈ, બબલભાઈ આદિ લોકો મળ્યા. આનંદ થયો. ભોજન બાદ વિશ્રાંતિ. પછી ૩–૩૦ થી ૫–૩૦ સુધી શિક્ષકમંડળનો શિક્ષણક્રમ (ત્રણ મહિનાનો) આજે પૂરો થતો હોવાથી તેમને મારા હાથે પ્રમાણપત્ર વિતરણ અને પછી શ્રી શિવાભાઈએ અહેવાલવાચન કર્યું. કેટલાક શિક્ષકભાઈઓ, શ્રી મહારાજ અને બબલભાઈએ ભાષણો કર્યા. પછી હું બોલ્યો. શિક્ષણનું મહત્ત્વ, કયા કારણથી એ વિષય તરફ મારું આકર્ષણ વગેરે મુદ્દાઓ વિષે મેં વાત કરી. પછી ચા અને શૌચ. ત્યાર બાદ ફરવાનુ, વાતોચીતો. સાંજે શ્રી રાવજીભાઈ મણિભાઈ (પ્રાન્તિક સમિતિના મંત્રી) આવ્યા તેમણે ગોધરાની હકીકત કહી કલેકટર શ્રી પિંપૂટકરના વર્તન વિષેની એમની હકીકત આશ્ચર્યકારક લાગી. મને એ વાત પર વિશ્વાસ બેઠો નહિ. શ્રી મામા ફડકેએ અમદાવાદમાં કહેલી હકીકત સાથે આ હકીકત બંધબેસતી નહોતી.

ભોજનોત્તર પ્રાર્થના અને વાતો.

### તા. ૧૫ જૂન ૧૯૪૮, મંગળવાર

સવારે ઊઠીને નિત્યવિધિ આટોપીને ૭–૧૫ના અરસામાં નીકળ્યાં અને આશરે ૭–૪૫ વાગે રાસ મુકામે પહોચ્યા. બોચાસણથી આશરે ૪ માઈલ દૂર છે. મોટરમા ગયા. ૧૯૩૦ની સાલમા વલ્લભભાઈને અહીં પ્રથમ ત્રણ માસની સજા મહાત્માજીની દાંડીકૂચ પહેલાં થઈ હતી. તેને કારણે અને પછી ૧૯૩૨ના સત્યાગ્રહના સંગ્રામ વખતે ના-કર (No Rent) ચળવળને લીધે આ ગામ ખૂબ આગળ પડતું ગણાય છે. અહીંના કાર્યકર શ્રી આશાભાઈ છે અને એમણે કસ્તુરબા ફંડ વખતે ગામમાંથી સારી એવી રકમ (૪૦,૦૦૦) ભેગી કરી હતી.

ત્યાં પ્રસૂતિગૃહ ખોલવાનું હતું. પછીથી તેને સ્વતંત્ર રીતે શરૂ કરવાનું નક્કી થઈને એ માટેનું ટ્રસ્ટ થયું. આશરે દોઢ લાખ રૂપિયા એમણે ભેગા કર્યા. ટ્રસ્ટીઓ પૈકી એક મને રાખ્યો. એટલે આ કામ જોવું તથા આ ઐતિહાસિક ગામની મુલાકાત લેવી તે પણ આવશ્યક એમ સમજીને ગયો. શ્રી આશાભાઈ ખૂબ સામાન્ય પુરુષ પણ શ્રદ્ધાથી મોટું કામ એમણે ઉપાડયું છે. આજ સુધીમાં આશરે દોઢ લાખ રૂપિયા ઈમારતો પર ખર્ચાયા! અને તે બધી ઈમારતો પૂર્ણ કરવા માટે હજી લાખ પોણો લાખ જોઈશે, અને પછી પ્રસૂતિગૃહને ચલાવવા માટે વાર્ષિક ૨૦–૨૫ હજાર રૂપિયા! વહેલા મોડા આ બધું સરકારને હસ્તક કરવું એ જ માર્ગ. ઈમારતો જોઈને, થોડો નાસ્તો કરીને ૯–૧૫ના અરસામાં બોચાસણ મુકામે પાછા આવ્યાં.

પછી સ્નાન વગેરે આટોપીને વિદ્યાર્થી સંમેલનનો કાર્યક્રમ ખેતરમાં ઝાડ નીચે અને છાંયડામાં શરૂ થયો. શરૂઆતમાં શ્રી બબલભાઈએ ગ્રીષ્મ તાલીમ વર્ગની હકીકત કહી અને આ વરસે એવો વર્ગ યોજી ન શકવાથી સંમેલન રાખ્યું હોવાનું જણાવ્યું. પછી હું બોલ્યો. ૧૫ ઑગસ્ટ પછી સ્વાતંત્ર્ય આવ્યું એનો અર્થ શો છે, દરેકની જવાબદારી શી છે, લોકશાહી સ્વરાજ્ય એટલે શી કલ્પના છે વગેરે કહીને રચનાત્મક કાર્ય એ જ સ્વરાજ્યનો પાયો છે અને તે કરવા માટે યુવકોએ કામે લાગી જવું જોઈએ એ મુદ્દો મેં માંડ્યો.

સાર પછી વાતચીતો. ભોજન. જમ્યા પછી વિશ્રાંતિ. બાદ રોજનીશીલેખન. ૩–૩૦ થી ૫–૩૦ સુધી ફરી સંમેલન. આ વખતે વિદ્યાર્થીઓએ જુદા જુદા સવાલો પૂછ્યા અને મેં જવાબો આપ્યા. ગાંધીવાદ અને સમાજવાદમાં શો ફરક છે, ખાદી અને ગ્રામોદ્યોગ સાથે હાલની સરકારની ઔદ્યોગિક નીતિ કેટલે અંશે સુસંગત છે, શિક્ષણના માધ્યમ વિષે શું કરવું વગેરે અનેક પ્રકારના સવાલો હતા.

પછી ચા અને શૌચ. ત્યાર બાદ મિત્રો સાથે વાતો ચર્ચા વગેરે. ભોજન બાદ બોચાસણ ગામમાં ગયો. ત્યાં શ્રી સ્વામિનારાયણ મંદિર સામેની ખુલ્લી જગામાં પ્રાર્થના અને પછી મારું ભાષણ. પરસ્પર સંગઠન, ન્યાય, સચ્ચાઈ, ચારિત્ર્ય એમ બધું જોઈએ તો જ સ્વરાજ્ય ચાલશે. સ્વરાજ્યમાં બંધારણ જોઈએ, પણ બંધારણ એટલે સ્વરાજ્ય નથી. ખરેખર તો ચારિત્ર્યશીલ માણસો જ સ્વરાજ્યનો ઉપભોગ કરી શકે છે. આ પ્રમાણે મારો મુખ્ય મુદ્દો હતો.

રાત્રે ૧૧–૦૦ના અરસામાં પાછા ફર્યા બાદ થોડો વખત વાતચીતો.

## તા. ૧૬ જૂન ૧૯૪૮, બુધવાર

સવારે વહેલા ઊઠીને ચાહ વગેરે આટોપીને ૭–૩૦ના અરસામાં આણંદ પહોંચ્યાં. ત્યાં સોસાયટીમાં શ્રી ઈશ્વરભાઈ આદિ મિત્રોની મુલાકાત થઈ. ચાહ વગેરે આટોપીને મોટરમાં જ આગળ નડિયાદ ગયાં. ત્યાંથી લોકલમાં નીકળ્યાં. ગાડી સમયસર હતી પણ આગળ જતાં રસ્તામાં એક બાઈ ગાડીમાંથી પડી જવાને કારણે આશરે એક કલાકનો વિલંબ થયો. શ્રી રાવજીભાઈ મણિભાઈ આદિ સહુ નડિયાદ સુધી હતા. પછી આગળ સુધી શ્રી રવિશંકર મહારાજ અમારી સાથે હતા.

ઘેર આવીને સ્નાન, ભોજન, ટપાલ, વિશ્રાંતિ વગેરે. પછી દિલ્હીથી ફોન આવ્યો. રાજેન્દ્રબાબુની માંદગીને કારણે બંધારણસભાની બેઠક આગળ ઉપર ઑક્ટોબરમાં રાખવી અને તેમ થાય તો ધારાસભાની બેઠક ૯ ઑગસ્ટથી ૪ સપ્ટેમ્બર સુધી રાખવી એવો પંડિતજીનો વિચાર છે એમ કૌલે કહ્યું. મારો વિચાર પંડિતજીને જણાવવા માટે મેં કૌલને કહ્યો. બંધારણસભાની બેઠકની તારીખો બદલવી યોગ્ય નથી. તો પણ સરકારને જે યોગ્ય લાગે તે પ્રમાણે તેમણે કરવું. મારી સંમતિ છે એમ મેં કહ્યું.

પરચૂરણ કામો, કાગળો વગેરે. સાંજે શ્રી ઇન્દ્રવદન ઠાકોર અને ઈશ્વરલાલ દવે ભારતી સાહિત્ય સંઘના કામ માટે ચર્ચા કરવા સારુ આવ્યા હતા. સંઘને આર્થિક મુશ્કેલી છે. પણ એને માટે મૂડી વધારવી અગર લોન ઊભી કરવી શક્ય નથી, લોકપ્રકાશન સંસ્થાને જ એટલી ગરજ છે કે તે ટેકો આપે એ કઠણ છે. એટલે વેચાણ ઝડપથી વધારીને કંઈક રકમ ઊભી કરવી એ એક જ ઉપાય છે એમ નક્કી થયું. પ્રાથમિક શિક્ષક સંઘની બાબતમાં વિચાર-વિનિમય

કરવા માટે શ્રી મણિભાઈ દેસાઈ આવ્યા હતા. શ્રી કાનજીભાઈ મારફત જે સમાધાન થયું એની પૂર્તી માટે આગળ હવે શું કરવામાં આવ્યું એની પૂછપરછ સ્કૂલ બોર્ડ પાસે કરવામાં હરકત નથી એમ મેં કહ્યું. પછી ભદ્રમાં ગયો. ત્યાં મુ. કાકી સાથે ચિ. સૌ. ઈન્દુની બાબતમાં વિચાર-વિનિમય કર્યો. ચાલતો પાછો આવ્યો.

પછી સ્નાન, ભોજન, વિશ્રાંતિ.

### તા. ૧૭ જૂન ૧૯૪૮, ગુરુવાર

સવારે વૃત્તપત્રો જોયાં. રોજનીશી. પછી રાત્રે અહીંથી નીકળીને મુંબઈ, ધુળિયા, પૂના વગેરે સ્થળોએ જઈને તા. ૨૯મીએ પાછા આવવાનું એ અંગેની તૈયારી કરવાનું કામ શરૂ કર્યું. કેટલાક કાગળો લખ્યા. પરચૂરણ કામો. ગુજરાત વિદ્યાસભાના કામ માટે શ્રી રસિકલાલ પરીખ અને પ્રાધ્યાપક નાયક મળ્યા. શ્રી બાબુરાવ મહેતા મળ્યા. શ્રી સુરોત્તમ અને નરોત્તમ હઠીસિંગ મળ્યા. પંડિત નેહરુને કાગળ અને બીજો પત્રવ્યવહાર.

જમ્યા પછી ટપાલ, પછી વિશ્રાંતિ. બપોરે ઠીક ઠીક કામ થયું. બાકી રહેલી જરૂરી ટપાલ પતાવી. શ્રી સુરોત્તમ હઠીસિંગ ફરીથી આવ્યા. એમના કામનો મુસદ્દો જોઈને તપાસી આપ્યો. તેઓ આવ્યા તે સારુ જ થયું......નો ફોન આવ્યો કે એમને ખર્ચ માટે નાણાંની સગવડ નથી. કંઈક સગવડ તરત થાય તો સારુ. સુરોત્તમ આવેલા હતા જ એટલે એમને ૫ થી ૧૦ હજાર આપવા માટે વિનંતી કરી. એમણે તે માન્ય રાખી અને એક કામ પતી ગયું. ગુજરાત યુનિવર્સિટી કમિટીનું તેમજ બીજાં અનેક કામો થયાં. સર ચિનુભાઈના કામ માટે શ્રી બાબુરાવ મહેતા મળ્યા. આ કામ અંગે શું કરવું એ ગંભીર પ્રશ્ન છે......ઠીક.

સામાન વગેરે બાંધ્યો અને ભોજન બાદ સ્ટેશન પર આવ્યાં. સૌ.વતી અને હું ગુજરાત મેઈલમાં મુંબઈ જવા રવાના થયાં. નડિયાદ સ્ટેશને શ્રી ચુનીભાઈ પટેલ મળ્યા હતા. Administrative Serviceમા જવાનો એમનો વિચાર છે, જે આવ્યો તે આ નોકરીમા દાખલ થવા માગે છે એનો શો અર્થ !

### તા. ૧૮ જૂન ૧૯૪૮, શુક્રવાર

સવારે દાદર મુકામે આવ્યાં. અમારો મુકામ શ્રી દાદામામા ગુર્જરને ત્યાં. નિત્યવિધિ, સ્નાન વગેરે આટોપીને શ્રી બાબુરાવ દેવને ત્યાં ગયો. એમની તબિયત સારી છે. ત્યાંથી શ્રી સાને ગુરુજીને મળવા ગયો. ભાઈ એસ. એમ. જોશી ત્યાં જ મળ્યા. અહીંતહીંની ઘણી-બધી વાતોચીતો થઈ.

જમ્યા પછી આરામ. શ્રી બાળાસાહેબ ખેરને ટિળક વિદ્યાપીઠના ફંડની બાબતનો ફોન કર્યો. ૩૦ હજારની રકમ ભેગી થઈ એ બદલ એમણે સંતોષ અને આભાર વ્યક્ત કર્યો. સંતોષ વ્યક્ત કર્યો એ ઠીક. પણ આભારની જરૂર નથી. આ કામ જેટલું એમનું તેટલું જ દરેકનું અને તેથી મારું પણ છે.

ચાહ અને શૌચ આટોપીને બોરીબંદર સ્ટેશન પર પહોંચ્યો. અને ૫-૫ના નાગપુર મેઈલથી નીકળ્યો. ડૉ. બાપુસાહેબ અને માસ્તરી તળવલકર અને શ્રી મણિભાઈ ઝવેરી, શ્રી પંડિત આદિ લોકો સ્ટેશન પર મળવા આવ્યાં હતાં.

આગગાડીમાં આચાર્ય આનંદશંકર ધ્રુવના શિક્ષણ-વિષયક લેખો પૈકી યુનિવર્સિટી વિષયક લેખોનું થોડું વાચન. મિત્રો સાથે વાતોચીતો. ચાળીસગાંવ સ્ટેશને ગાડી ખૂબ મોડી પહોંચે છે એટલે જમણ ગાડીમાં જ આટોપી લીધું. ૧૧-૪૦ના અરસામાં ચાળીસગાંવ પહોંચ્યા. શ્રી હરિભાઉ પાટસકર સ્ટેશને લેવા આવ્યા હતા. રાત્રે મુકામ એમને ઘેર જ.

### તા. ૧૯ જૂન ૧૯૪૮, શનિવાર

પરોઢીએ ઊઠીને શૌચ અને ચાહ આટોપીને ૬-૦ની ગાડીમાં નીકળ્યાં. શ્રી નાનાસાહેબ ધારપુરે અને તાત્યાસાહેબ કરંદીકર સાથે હતા. થોડો વખત વાતોમાં અને થોડો વખત આચાર્ય ધ્રુવના લેખોના વાચનમા. ગાડી સમયસર ધુળિયા સ્ટેશન પર (સવારે ૮-૧૦) પહોંચી. શ્રી નાનાસાહેબ દેવ, કલેક્ટર મિ. આલમૌલા, જિલ્લા ન્યાયાધીશ શ્રી કાત્રે આદિ લોકો સ્ટેશન પર અમને લેવા માટે આવ્યા હતા. મુકામ શ્રી સમર્થ વાગ્દેવતા મંદિરમાં જ.

ચાહ, શૌચ વગેરે ફરી આટોપીને ટ્રસ્ટીમંડળની સભાની શરૂઆત. શ્રી નાનાસાહેબ ધારપુરે, તાત્યાસાહેબ કરંદીકર, નાનાસાહેબ દેવ, ભુસાવળના

શ્રી ગોગટે, શ્રી તાત્યાસાહેબ ભટ્ટ અને બીજા લોકો હાજર હતા. વાગ્દેવતા મંદિરનું ભાવિ શું? તે કેવી રીતે ચલાવવું? સરકારને સોંપવું કેટલે અંશે યોગ્ય અગર ઇષ્ટ એમ મુખ્ય સવાલ અમારી સમક્ષ હતો. આજ સુધી જે નિષ્ઠાથી શ્રી નાનાસાહેબ દેવે આ ગાડું ચલાવ્યું એવા નિષ્ઠાવાન માણસો નથી. એટલે કેવી રીતે ચલાવવું? વિકાસ કરવાનો હોય તો પૈસા કેવી રીતે ભેગા કરવા? નિષ્ઠાને કારણે, લોકઆદરને લાયક એવો કાર્યકર્તા નથી. ક્યાંથી અને કેવી રીતે એ લાવવો અગર નિર્માણ કરવો તે સવાલ.. આ વિષે વિવિધ અભિપ્રાયો સહુ મિત્રોએ વ્યક્ત કર્યા. આવો કાર્યકર્તા મેળવવાનો પ્રયત્ન કરવો. શક્ય હોય ત્યાં સુધી સરકારથી સ્વતંત્ર રહેવું. ભાવિ સરકારો લોકશાહીના આ યુગમાં કેવા પ્રકારની હશે? શ્રી સમર્થ રામદાસ વિષે કયા પ્રકારના વિચારો અને કેવી ભાવનાઓ એમની હશે એ કોને ખબર? પણ આ બધો વિચાર કરીને પણ છેવટે કાર્યકર્તાના અભાવે પરંપરા ટકાવી રાખવી અશક્ય, એટલે યોગ્ય શરતો સાથે સરકારને સોંપવાનું જ મને એકંદરે ઠીક લાગે છે. આવા પ્રકારનુ કામ સરકારના કાર્યક્ષેત્રમાં આવે તેના કરતાં યુનિવર્સિટીના કાર્યક્ષેત્રમાં આવે છે તેવો મુદ્દો શ્રી તાત્યાસાહેબ કરંદીકરે ઉઠાવ્યો. શ્રી નાનાસાહેબ ધારપુરે, ભટ્ટ આદિ લોકોનો મત આ કામ સરકારને સોંપવા તરફનો હતો. પણ કોઈ નિશ્ચિત નહોતા. છેવટે આ વાતનો ફેરવિચાર અમારે પાંચ જણે કરવો અને પછી સમગ્ર ટ્રસ્ટીમંડળ સમક્ષ યોજના રજૂ કરવી એવો નિર્ણય કર્યો. એનો અર્થ એ કે નિર્ણય લંબાવ્યો.

ભોજન માટે પ્રતાપ મિલમાં શ્રી આપ્પા દેવને ત્યાં અમે ગયાં હતાં. શ્રી જાંબ મંદિરના ટ્રસ્ટીઓ પૈકી શ્રી વૈષ્ણવ ઔરંગાબાદથી આવ્યા હતા. એમણે હૈદ્રાબાદની વિગત કહી. એકંદરે આખો પ્રકાર ગુંડાગીરીનો દેખાય છે! ભારત સરકાર એને અટકાવવાને બદલે ચર્ચા (negotiations) શા સારુ ચાલુ રાખે છે! સમજાતું નથી.

ભોજનોત્તર મુકામ પર આવીને વિશ્રાંતિ. સાંજે ચાહ માટે ૪–૧૫ થી ૫–૩૦ ડૉ. કીર્તનેને ઘેર અમે ગયાં. બપોરે શ્રી કાત્રે (જિલ્લા ન્યાયાધીશ) સપત્નિક મળવા આવ્યા હતા.

આવતી કાલની સાંજની સભામાં મારે કંઈક તો બોલવું જ પડશે એવો શ્રી નાનાસાહેબનો ખૂબ આગ્રહ છે. શું બોલવું? લોકોને કહેવા જેવું મારી પાસે શું છે? રામદાસી વાઙ્મયનો મારો અભ્યાસ ક્યાં છે? તેમ છતાં નાનાસાહેબનો આગ્રહ છે એટલે બોલવાનું કબૂલ કરવું પડ્યું. :શ્રીમદ્ દાસબોધમાં 'રાજકારણ' શબ્દ આવે છે. 'રાજકારણ' શબ્દમાં શો અર્થ અભિપ્રેત છે? જેને આપણે અંગ્રેજીમાં Politics કહીએ છીએ તે કે બીજો કોઈ વ્યાપક અર્થ એમાં છે? 'રાજકારણ' એટલે કેવળ Politics જ ન હોઈ આ ધરતી પરનું જીવન કેવી રીતે જીવવું એ તમામ બાબતોનો સમગ્રપણે જેમાં સમાવેશ થાય છે તે 'રાજકારણ'. આવો વ્યાપક અર્થ 'રાજકારણ' શબ્દનો છે એમ મને લાગે છે. એટલે 'રાજકારણ' એટલે શું? આ વિષય રાખવો એમ મેં સૂચવ્યું. શ્રી નાનાસાહેબે આ માન્ય રાખ્યું અને 'રાજકારણ' શબ્દનો મારો અર્થ પણ પોતાને માન્ય હોવાનું એમણે મને કહ્યું અને એ સંબંધેના તમામ ઉલ્લેખો જેમાં એકત્ર કરાયા છે એવી 'समर्थांचें राजकारण' નામની પુસ્તિકા પણ (૫૬ પૃષ્ઠો) મને જોવા આપી. આવતી કાલે બોલવાનું જ છે તો બરાબર સાધાર બોલવું જોઇએ, માટે આમતેમ વખત મળ્યો તેમાં કેટલાંક પાનાં વાંચ્યાં.

આજે સાંજની મુખ્ય સભા ૬–૩૦ વાગે શરૂ થઈ. અધ્યક્ષપદ પર બુલઢાણાના વકીલ શ્રી કાનિટકર હતા. એમનું ભાષણ મને તો કાંઈ ઝાઝું વખાણવા જેવું લાગ્યું નહિ. સત્કાર્યોત્તેજક સભાના કામનો અહેવાલ આપતી વખતે હાથ ઉપર લીધેલા ચતુરંગ કામોની પીઠિકા અને એ અંગેનું દષ્ટિબિંદુ શ્રી નાનાસાહેબ દેવે સુંદર સમજાવ્યું. 'સમર્થનું સ્મરણ એટલે જ મહારાષ્ટ્રનું જીવન અને સમર્થનું વિસ્મરણ એટલે જ મહારાષ્ટ્રનું મરણ' એ વાક્યમાં એમની ભૂમિકાનો સાર છે. શ્રી તાત્યાસાહેબ કરંદીકરે લેખિત નિબંધ વાંચ્યો. હાલની વિદ્રોહની પરિસ્થિતિ, બ્રાહ્મણોની દુર્દશા વગેરે જોતાં સમર્થવચનો પરથી બ્રાહ્મણોએ કાંઈ શીખવા જેવું છે

ખરું? હોય તો તે શું છે? એવો એમનો વિષય હતો. એમનાં અવતરણો સરસ હતાં પણ વિચારસરણીમાં ગરબડ (confusion) અને પરસ્પર વિરોધભાવો (contradictions) હતાં એમ મને લાગ્યું. એમને જે કહેવાનું હતું તે સ્પષ્ટ રીતે ન કહેતાં આડીઅવળી રીતે તેઓ કહેતા હતા એમ લાગ્યું. આપણે 'બ્રાહ્મણ્ય' ટકાવવાનું છે. બ્રાહ્મણ્ય એ જ્ઞાતિ પર નથી. જન્મે બ્રાહ્મણ એવા આજના બ્રાહ્મણ લોકોમાં બ્રાહ્મણ્ય નથી. તેથી બ્રાહ્મણેતર ચળવળનું જોર છે. બ્રાહ્મણોએ અંતરમુખ થવું જોઈએ. પોતાના દોષ દૂર કરવા જોઈએ. બીજાઓનો દોષ કાઢવામાં અર્થ નથી પણ આનુવંશિક સંસ્કાર હોવાને કારણે બ્રાહ્મણોને (જન્મે બ્રાહ્મણોને) બ્રાહ્મણ્ય ટકાવવું બીજાઓ કરતાં સહેલું છે. માટે આ જવાબદારી બ્રાહ્મણો પર છે. આ આશયનું એમનું વક્તવ્ય હતું એમ મને લાગ્યું. ઠીક.

રાત્રે જમવા માટે શ્રી કાત્રેને ઘેર અમે ગયાં હતાં. ત્યાં કલેક્ટર શ્રી આલમૌલા, પોલિસ સુપરિન્ટેન્ડન્ટ શ્રી કાગલ અને એમનાં પત્નિ એમ લોકો આવ્યા હતાં. કોંગ્રેસી હકૂમતની, સ્વરાજ્ય કેવી રીતે ચાલશે એ વિષેની ચિંતા વ્યક્ત કરનારી ઘણી બધી વાતો નીકળી. આશરે ૧૦–૪૫ વાગે મુકામ પર અમે પાછા ફર્યા.

### તા. ૨૦ જૂન ૧૯૪૮, રવિવાર

સવારે વહેલા ઊઠીને ચાહ, શૌચ, સ્નાન વગેરે આટોપીને થોડો વખત 'समार्थान्चे राजकारण'નું વાચન. પછી શ્રી રણદીવેના બગીચામાં જઈને ખેતી અંગેનો એમનો પ્રયત્ન જોયો. કેરીઓ વગેરે ચાખી. ત્યાંથી ગૌશાળામાં જઈને શ્રી બાબુભાઈ મહેતા અને રામેશ્વરને મળ્યો. શ્રી નાનાસાહેબ દેવ, તાત્યાસાહેબ ભટ્ટ આદિ લોકો હિંદુ મહાસભાવાદી છે એમની જોડે હું સંબંધ રાખું છું એ શ્રી રામેશ્વરજીને ગમતું નથી. આ વિષે એમણે શ્રી કિશોરલાલ મશરૂવાળાને લખ્યું હતું. માટે આ વખતે હું ખાસ રામેશ્વરજીને ત્યા ગયો હતો. પણ એમને મેં એમના એ કાગળની વાત જણાવા દીધી નહિ. હું મળવા ગયાથી એમને ખૂબ જ સારુ લાગ્યું. ૮–૩૦ થી ૯–૧૫ સુધી શ્રી સમર્થ સંઘની સભા- ખરું જોતાં સંઘ પોતે તો નામનો જ છે પણ એવી સંસ્થા હોવી જોઇએ એમ શ્રી નાનાસાહેબ દેવનો આગ્રહ છે. એને માટે જે પ્રચાર જોઈએ તે નથી. ઠીક.

પછી ડૉ. કીર્તનેને ત્યાં ગયો. તેઓ એક પ્રસૂતિગૃહ નજીકમાં જ બંધાવે છે તે સ્થળ જોયું અને સામે જ એમણે એક બાળરક્ષણ કેન્દ્ર ચલાવ્યું છે એના કામની પદ્ધતિ જોઈ. જુદી જુદી ઉમરના બાળકોનાં વજન જાણીને તે બધાં ત્રણ વરસ સુધી ભેગા કર્યા. પછી એ ઉપરથી દરેક આડવાડીએ બાળકનું વજન સામાન્યતઃ (average) કેટલું હોવું જોઈએ તે ઠરાવીને એનો એક નકશો—chart—એમણે તૈયાર કર્યો છે. ત્યાર પછી જે બાળકો આવે છે એમનામાંથી જેમનાં વજન આવાં સરાસરી વજન કરતા ઓછાં માલમ પડે છે એમને દૂધ, કૉડલિવર, Violet-Ray Treatment વગેરે આપીને ફરી એ બધાની નોંધ (record) નિયમિત રીતે રાખવામા આવે છે. એમાં કેટલાંક બાળકોનાં વજન વધે છે, કેટલાકનાં સ્થિર રહે છે, તો કેટલાંકનાં ઓછાં થાય છે. આ વજન ઓછાં શા માટે થાય છે એનું સંશોધન થાય છે. આ પ્રમાણે દરેક બાબતનું શાસ્ત્રીય સંશોધન કરીને એના ઉપાયો યોજવાનો પ્રયત્ન કરવો એ સાચે જ એક મોટું રાષ્ટ્રીય રચનાત્મક (nation building) કામ છે. ડૉ. કીર્તનેના દેશાભિમાન વિષે અને એમની કાર્યપદ્ધતિ વિષે મને કુતૂહલ સહિત અભિમાન અને આદરની લાગણી થઈ. ત્યાર પછી એમની પ્રાથમિક શાળામા ગયો. આ નિશાળ મેં તા. ૨૩–૨–૪૫ને રોજ જોઈ હતી. હાલ આશરે ૬૦૦ (છસો) બાળકો છે. ઘણોખરો શિક્ષકવર્ગ વયોવૃદ્ધ અને નિવૃત્ત એવો છે. શિક્ષણનું કાર્ય ધ્યેય તરીકે કરે છે. મને આ શાળા જોઈ ખૂબ સારું લાગ્યું. પ્રાથમિક શિક્ષણનું અને શિક્ષકનું સ્થાન એ વિષે હું ચાર શબ્દ બોલ્યો. આ શાળાના પુરસ્કર્તાઓ અને આધારસ્તંભ એવા તમામ મુખ્ય માણસો કન્હાડા બ્રાહ્મણો જ છે—કીર્તને, તાંબે, મહાજની અને જાવડેકર—એ જોઇને જરા કૌતુકમય આશ્ચર્ય જ થયું. ઠીક.

પછી શાળા માટે એમને જે જગ્યાઓ જોઇએ છે તે જોઈ. ગરુડ હાઈસ્કૂલના રમતગમતના મેદાનમાંનો એક ભાગ મરાઠા હાઈસ્કૂલને આપ્યો તે મને યોગ્ય લાગ્યું

(અનુસંધાન પૃ. ૧૨)

# લોકશાહીના સિદ્ધાંતો

પુરુષોત્તમ ગણેશ માવળંકર

વાતવાતમાં આપણે સહુ લોકશાહી શબ્દનો ઉપયોગ કરતાં હોઇએ છીએ. એનો અર્થ કદાચ આપણામાંથી કોઇને પૂરેપૂરો આવડતો નહિ હોય. કેટલાક લોકશાહીના નામે બૂમો પાડે છે, તો કેટલાક લોકશાહીને નામે નિસાસો નાખે છે. ક્યારેક લોકશાહી જ્વલંત પડકાર કરે છે, તો ક્યારેક તે આત્મ-સમર્થનની મથામણમાંથી માંડ બહાર ડોકિયું કરી શકે છે. એક વાત ચોક્કસ છે કે આજની દુનિયામાં લોકશાહી-સંસ્કૃતિ ઠીકઠીક વ્યાપક, લગભગ સાર્વત્રિક બની છે. જ્યાં લોકશાહી નથી ત્યાં પણ એક રીતે જોતાં લોક-શાહીની વાત અને પરોક્ષ હસ્તી હોય છે જ.

લોકશાહી કેવળ રાજકીય વ્યવસ્થા નથી; તે એક જીવનપદ્ધતિ છે, બલકે, તે સર્વશ્રેષ્ઠ જીવનપદ્ધતિ છે. માનવજાત જ્યારથી સામાજિક સંગઠન દ્વારા અને એકમેક પ્રત્યે સમભાવ, સમજૂતિ, સહાનુભૂતિ તથા સૌજન્ય સાથે રહેવા લાગી ત્યારથી ખરું જોતાં લોક-શાહીનો પ્રારંભ થયો એમ કહી શકાય. સ્વસ્થ અને સભાન સમાજ લોકશાહીના મૂળમાં છે. એટલે, લોકશાહી માનવસમાજ જેટલી જૂની છે. તે સાથે જ, જેમ માનવસમાજ સતત બદલાતો અને અવનવા વળાંકો લેતો ચાલે છે તેમ લોકશાહી પણ હરહંમેશ વિકસતી રહે છે. લોકશાહીની આવી વણથંભી મજલ વિષે વિચાર અને વિવેચન કરવા સારુ આપણે ઘડીભર થોભીએ, અને લોકશાહીના વિચાર અને આચારમાં કયાં મૂળભૂત તત્ત્વો અને સિદ્ધાંતો પડેલા છે તે જોઈએ. લોકશાહીના આ સિદ્ધાંતો પૂર્વયોજિત કે નિર્દેશિત હોતા નથી. જેમ જેમ માનવસમાજ અથડાતો-કૂટાતો આગળ વધતો ગયો, ને અનુભવ મેળવતો ચાલ્યો તેમતેમ લોકશાહીની સૈદ્ધાંતિક ભૂમિકા બંધાતી ગઈ. વળી એ ભૂમિકા કોઈ એક કાળ કે દેશ પૂરતી સીમિત નથી બની. લોકશાહીના મૂળભૂત સિદ્ધાંતોનું સ્વરૂપ સાર્વત્રિક છે અને સ્વાભાવિક પણ છે.

જે તે દેશના આપણે સહુ વતનીઓ અને નાગરિકો છેવટે તો એક મનુષ્યસમાજનાં સભ્યો છીએ. સમાજમાં આપણે રહીએ છીએ પરંતુ ખરેખર તો સમાજ આપણા સહુ વડે બનેલો છે. સમાજ વિના કોઈ વ્યક્તિ પૂરતો વિકાસ સાધી નહિ શકે એ જેટલું ખરું છે તેટલું જ, બલકે વધુ, ખરું એ છે કે વ્યક્તિ વિના સમાજ અધૂરો છે, અને આદર્શ દૃષ્ટિએ અશક્ય પણ છે. દરેક વ્યક્તિનું ગૌરવ અને સન્માન સમાજમાં સ્થપાય એ તત્ત્વ લોકશાહીની બુનિયાદમાં સમાયેલું છે. દરેક વ્યક્તિ અનોખી છે એમ લોકશાહી વિચારધારા સ્વીકારે છે. દરેક વ્યક્તિમાં જે સારું છે, દરેકની જે વિશેષતા છે, દરેકનામાં જે દેખીતી અને સુષુપ્ત શક્તિઓ પડેલી છે તેનો ઉપયોગ થાય અને વ્યક્તિ સહિત સમગ્ર સમાજને લાભ થાય એ જોવાની લોકશાહીની નેમ છે. આમ, લોકશાહી વ્યક્તિ પર નિર્ભર છે. દરેક વ્યક્તિ સ્વતંત્ર છે, અને રહેવી જોઈએ. દરેકને કેટલાક જન્મસિદ્ધ અધિકારો છે અને તે ઉપભોગવાની એને સત્તા હોવી જોઇએ.

આ વાત અમેરિકાના સ્વાતંત્ર્યજાહેરનામામાં આબાદ વ્યક્ત થઈ છે. ૧૭૭૬ની ૪થી જુલાઇએ અમેરિકન પ્રજાજનોએ અનેરા આત્મવિશ્વાસથી ઘોષણા કરી કે, "સર્વ મનુષ્યો જન્મથી જ સમાન છે, જગન્નિયંતાએ સર્વ મનુષ્યોને કેટલાક અબાધિત અધિકારો બક્ષ્યા છે —આ અધિકારોમાં જીવન, સ્વતંત્રતા અને સુખની પ્રાપ્તિ કરવી એ બાબતોનો સમાવેશ થાય છે." સ્વાતંત્ર્ય અને લોકશાહીના એ બુલંદ જયઘોષમાં આગળ લખાયું કે, "આ અધિકારો પ્રાપ્ત કરવા માટે મનુષ્ય-સમાજમાં સરકારો સ્થાપવામાં આવે છે અને આ સરકારોને શાસિત લોકોની સંમતિથી તેમની ન્યાયી ને વાજબી સત્તાઓ મળે છે." એટલે, લોકશાહીમાં વ્યક્તિ અને રાજ્ય વચ્ચેનો સંબંધ ગાઢ અને સૂચક છે. વ્યક્તિનું સ્વાતંત્ર્ય અને રાજ્યનું નિયંત્રણ બન્નેનો એમાં સુમેળ સધાયો છે. વ્યક્તિનું સ્વાતંત્ર્ય એટલે સ્વચ્છંદ નહિ અને રાજ્યનું બળ એટલે દમન નહિ. વ્યક્તિના જીવનને રાજ્ય વળાંક આપે તે વ્યક્તિના વિકાસમાં સહાયરૂપ થવાના હેતુથી, નહિ કે વ્યક્તિની પ્રગતિમાં અંતરાયરૂપ બનવા માટે.

ઘણી વાર વ્યક્તિનું સ્વાતંત્ર્ય રાજ્ય અને સમાજના વિધિનિયમોથી સચવાય છે, ઘડાય છે અને વૃદ્ધિ પામે છે. વ્યક્તિના પોતાના અધિકારો તો છે જ, અને એ અધિકારો વડે સ્વાતંત્ર્યની આબોહવાનું નિર્માણ થાય છે એ પણ ખરું. પરંતુ એવી પ્રક્રિયામાં રાજ્યનો રચનાત્મક અને સક્રિય ફાળો છે. અને આખરે તો રાજ્યનો ફાળો એટલે તમામ વ્યક્તિઓ ભેગી થઈને અને રહીને કામ કરે તે જ ને!

જે વાત અમેરિકન સ્વાતંત્ર્યપત્રમાં કહેવાઈ તે જ વાત થોડાં વર્ષ પછી થોડા શાબ્દિક ફેરફારો સાથે ફ્રાન્સની રાષ્ટ્રીય સભાએ કરી. ૧૭૮૧ના ઑગસ્ટમાં પ્રસિદ્ધ કરાએલ ફ્રેન્ચ જાહેરનામામાં માનવના અધિકારો વિષે આ પ્રમાણેની ભાવના રજૂ થઈ: "પોતાના અધિકારોના બાબતમા મનુષ્યો જન્મે સમાન છે અને એ રીતે જીવવાનું ચાલુ રાખે છે. મનુષ્યના કુદરતી અને વિધિનિયમોથી પર એવા અધિકારોનું સંરક્ષણ કરવું તે રાજકીય સમાજનું લક્ષ છે. આ હક્કો એટલે સ્વાતંત્ર્ય, મિલકત અને સલામતીનો ઉપભોગ તથા જુલમનો પ્રતિકાર." વ્યક્તિના મહત્ત્વને બિરદાવતી આ ફ્રેન્ચ ઘોષણામાં વધુમાં ઉમેરાયું કે, "કાયદા બનાવવાની બાબતમાં તમામ નાગરિકોને વ્યક્તિગત રીતે અગર તો પોતાના પ્રતિનિધિઓ દ્વારા સંમત થવાનો અધિકાર છે. આમ, કાયદાની નજરમાં તેઓ બધાં સરખા હોવાથી તમામ પ્રતિષ્ઠાનાં સ્થાનો, હોદ્દાઓ અને જાહેર સેવાઓમા તેમને સહુને પ્રવેશ મેળવવાનો એકસરખો અધિકાર છે કોઈ પણ વ્યક્તિને એના અભિપ્રાયો ખાતર કચડવી નહિ જોઈએ, એની ધાર્મિક માન્યતાઓ માટે પણ એની સામે કોઈ દુશ્મનાવટ કે ઈજા કરવી નહિ જોઇએ."

*Modern Democracies*ના પહેલા ખંડમાં લૉર્ડ બ્રાઈસ જણાવે છે કે, અમેરિકા અને ફ્રાન્સનાં આ બે સ્વાતંત્ર્યપત્રોમાં લોકશાહીના પાયાના સિદ્ધાંતો પડેલા છે. લોકશાહીનાં એ જાણે સ્વયંસિદ્ધ તત્ત્વો છે. આ રીતે જોતા, વ્યક્તિનું સ્વાતંત્ર્ય લોકશાહીનો મહામૂલો સિદ્ધાંત છે. વ્યક્તિનું જીવન કેવળ રાજ્યની નાગરિકતામાં સમાઈ જતું નથી. રાજ્ય ઉપરાત બીજી અનેક સામાજિક વૃત્તિ-પ્રવૃત્તિઓમાં વ્યક્તિને રસ હોય છે. એ વાત લોકશાહીના વિચારમાં માન્ય થએલી છે. રાજ્ય સર્વવ્યાપક અને સર્વસ્પર્શી નથી. દરેક વ્યક્તિનું પોતાનુ આગવું એવું અંગત જીવન પણ છે. એના ઉપર રાજ્યનો કોઈ સમગ્ર દાવો કે અંકુશ ન હોઇ શકે. વ્યક્તિનું વ્યક્તિત્વ બને એટલું સ્વતંત્ર અને સર્જનાત્મક રહેવું જોઈએ, અને એના સ્વીકાર, સત્કાર અને જરૂર પડયે પુરસ્કારમાં પણ લોકશાહીએ ધન્યતા માનવી જોઇએ.

વ્યક્તિના સ્વાતંત્ર્યનો ખ્યાલ લોકશાહીના પાયામાં પડેલો છે એમ મેં હમણાં કહ્યું, પણ આ સ્વાતંત્ર્ય એટલે શું એની સ્પષ્ટ અને સંપૂર્ણ સમજણ હજી સુધી રજૂ થઈ નથી એ કબૂલવું રહ્યું. સંયુક્ત રાષ્ટ્રસંઘની માનવ-અધિકારની વિશ્વવ્યાપી ઘોષણામાં કહેવાયું છે કે, "દરેક માનવીને વિચારસ્વાતંત્ર્ય, વિવેકસ્વાતંત્ર્ય, અને ધર્મસ્વાતન્ત્ર્યનો અધિકાર છે. દરેક માનવીને અભિપ્રાયસ્વાતંત્ર્ય અને વાણીસ્વાતન્ત્ર્યનો અધિકાર છે." સ્વાતન્ત્ર્યના વિવિધ પાસાં કયાં છે તે આ ઉપરથી જોઈ શકાશે. બરાબર ૭૫૦ વર્ષ પહેલાં–સને ૧૨૧૫માં–ઈંગ્લેન્ડમા તે વખતના વિશેષ અને જાગૃત પ્રજાજનોએ રાજા જૉન પાસેથી "મૅગ્ના કાર્ટા" ખતપત્ર પર સહી-સિક્કા કરાવી લીધા અને સ્પષ્ટ કરી દીધું કે રાજા અગર તો રાજ્યની સત્તા મનસ્વી રીતે કોઈ સ્વતંત્ર નાગરિકની ધરપકડ કરી શકશે નહિ, કોઈ નાગરિકના શરીર સાથે ચેષ્ટા કે અડપલાં કરવાનો રાજ્યને અધિકાર નથી; છતાં નાગરિકની ધરપકડ કરવી જ પડે તો તે કાયદેસર રીતે કરવી; અને, ત્યાર બાદ પણ, પોતાના બચાવ માટે એવા નાગરિકને પૂરેપૂરી છૂટ આપવી જોઈએ. ગયા સૈકામાંના અંગ્રેજ રાજકીય તત્ત્વજ્ઞાની જૉન સ્ટુઅર્ટ મિલે *On Liberty*માં જોરશોરથી પ્રતિપાદિત કર્યું કે દરેક નાગરિકને પોતાના અભિપ્રાયો મુકતપણે રજૂ કરવાની તક હરહંમેશ હોવી ઘટે. મિલે લખ્યુ કે, "જો એક સિવાયના તમામ મનુષ્યોનો અભિપ્રાય એકસરખો હોય અને માત્ર એક જ વ્યક્તિનો અભિપ્રાય જુદો કે વિરોધી હોય તો એની એક વ્યક્તિનુ મો બંધ કરી દેવાનો માનવજાતને કોઈ અધિકાર નથી, જે રીતે એ એક વ્યક્તિ, જો તે પોતે સત્તા પર હોત તો, સમગ્ર માનવજાતના મોંને તાળાં મારી શકે નહિ". આમ સ્વાતંત્ર્ય કેવળ શરીરનું નથી; મનનું અને વિચારનું પણ છે. બીજી રીતે કહીએ તો,

સ્વાતંત્ર્ય માનવની પરમ અને આધ્યાત્મિક જરૂરીઆત છે. જેમ પ્રાણવાયુ વિના આપણે એક ક્ષણ પણ જીવી ન શકીએ તેમ સ્વાતંત્ર્ય વિના પણ આપણું રાજકીય અને સામાજિક જીવન અશક્ય છે.

લોકશાહીમાં વ્યક્તિના સ્વાતંત્ર્ય માટે આગ્રહ છે તેમાંથી જ સૂચિત થાય છે કે દરેક વ્યક્તિ આ પ્રકારના સ્વાતંત્ર્યની અધિકારી છે. વ્યક્તિ-વ્યક્તિ વચ્ચે કુદરતી ભેદ અવશ્ય છે; દેખાવમાં કે આવડતમાં બધા સરખા નથી. પણ કેટલીક મૂળભૂત બાબતોમાં સહુની સમાનતા આપોઆપ માન્ય થવી ઘટે. આ સમાનતા એટલે સમાન તક અને સમાન દરજ્જો. દરેક વ્યક્તિને વિકાસની સરખી તક મળવી જોઇએ અને દરેક વ્યક્તિનો માનવ તરીકેનો મોભો સરખો ગણાવો જોઈએ. કોઈ વ્યક્તિ વડા પ્રધાન પદે હોય અને કોઈ સામાન્ય કર્મચારીની જગા પર હોય, પણ દરેક જણને પોતાનો સ્વતંત્ર એવો આત્મા છે, દરેકનું સ્વમાન છે અને દરેકનું ગૌરવ પણ છે. એ બધું કાળજીથી અને આસ્થાપૂર્વક જળવાવું જોઈએ એમ લોકશાહી સ્વીકારે છે. આમ, સમાનતા લોકશાહીનો બીજો મહત્ત્વનો મૂળભૂત સિદ્ધાંત છે. એનાં બે અગત્યનાં પાસાંનો નિર્દેશ ખાસ કરવો જોઇએ. એક તો, સહુ નાગરિકો કાયદાની નજરમાં સમાન છે. લોકશાહી રાજ્યની દૃષ્ટિ ભેદભાવભરી અગર પક્ષપાતભરી નહિ હોય. એને મન સહુ નાગરિકો એકસરખા પ્રિય છે. કાયદાનું સામ્રાજ્ય સર્વત્ર એક સરખું છે. બીજી વાત એ છે કે, જીવન જીવવા માટેની પ્રાથમિક જરૂરીઆતોનો સંતોષ સહુને સરખો મળતો રહેવો જોઈએ. આર્થિક અસમાનતા લોકશાહીને ખૂબ નબળી પાડે છે. ગરીબાઈની ઊંડી અને વ્યાપક ખીણ વચ્ચે દેખાતાં સંપત્તિનાં થોડાંક શિખરો લોકશાહીને ભરખી જતાં વાર નહિ લગાડે. દરેક વ્યક્તિની ભૂખતરસ છિપાવી જોઈએ અને દરેકને વિચાર કરવાની નવરાશ મળવી જોઈએ. સ્વતંત્ર મનુષ્યની આ બે પ્રાથમિક શરતો છે એમ પ્રોફેસર હૅરલ્ડ લૅસ્કીએ *Liberty in the Modern State*માં વિશદતાથી સમજાવ્યું છે.

વ્યક્તિની વિશેષતા, સ્વતંત્રતા અને સમાનતાની ગુણગાથા અત્યાર સુધી આપણે ગાઈ. લોકશાહીના આ મૂળભૂત સિદ્ધાંતોની જોડેજોડે બીજાં અનેક નાનાં મોટાં તત્ત્વો અને આગ્રહો પડેલા છે. લોકશાહી જે રાષ્ટ્રમાં છે ત્યાં સરકારની સત્તા લોકોની ઇચ્છા અને સંમતિ ઉપર આધાર રાખે છે. દંડ-શક્તિ કરતાં લોક-શક્તિ પર લોકશાહીનો વિશેષ મદાર છે. સરકારના વિવિધ નિર્ણયોમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સહુ નાગરિકો અંગભૂત બની રહે એમ લોકશાહી ઇચ્છે છે. જો સરકારના વિવિધ નિર્ણયોનું પીઠબળ લોકની ઇચ્છા અને સંમતિ હશે તો રાજ્યનું ગાડું સરળતાથી, ઝડપથી અને સફળતાપૂર્વક ચાલશે. તે સાથે જ લોકશાહીના સિદ્ધાંતમાં એટલું અભિપ્રેત અવશ્ય છે કે તમામ નિર્ણયોમાં તમામ પ્રજાજનોની સંમતિ મેળવી શકાશે નહિ. સર્વસંમતિ કદાચ શક્ય હોય તો તે સ્વર્ગમાં અગર સરમુખત્યારશાહીમાં હશે! લોકશાહીની ધરતી ઉપર તો મોટે ભાગે અને ઘણીખરી બાબતોમાં, પ્રજાજનો બહુમતી અને લઘુમતીમાં જ વહેંચાયેલા માલૂમ પડશે. જે પક્ષે અને જે અભિપ્રાય પાછળ બહુમતી હશે તે પ્રમાણે વ્યવહાર થશે; અને, તે સાથે જ, જે લઘુમતી હશે તેની તરફ અપાર સહિષ્ણુતા બતાવાશે. બહુમતી હમેશાં સાચી જ છે એવું નથી; અને લઘુમતી હમેશાં દબાએલી છે એવું પણ નથી. બહુમતીની ઇચ્છા અને સંમતિ પ્રમાણે રાજતંત્ર ચાલે ત્યારે પણ લઘુમતીની હસ્તી રહે એ લોકશાહીની નોંધપાત્ર સૈદ્ધાંતિક સ્વીકૃતિ છે.

બીજો પણ એક અગત્યનો વિચાર લોકશાહીની ફિલસૂફીમાં સમાયેલો છે. પ્રજાજનોની સ્વાભાવિક અને સતત રસવૃત્તિ પર લોકશાહી ઘણો મોટો ભરોસો રાખે છે. રાજ્ય અને સમાજના વિવિધ ક્ષેત્રોમાંનાં કામો લોકો આપમેળે જેટલાં કરે એટલી લોકશાહી વધુ ફૂલેફાલે છે. પ્રજાની પહેલ અને પ્રયોગશીલતાને લોકશાહીમાં સવિશેષ અવકાશ છે. જેટલે અંશે પ્રજાકીય સહકાર અને સ્વૈચ્છિક જવાબદારી વધારે, તેટલે અંશે લોકશાહીની તંદુરસ્તી વધારે. લોકશાહીમાં સરકારનું મોઢું પ્રજા તરફ હોય. એટલે, પ્રજા નિષ્ક્રીય અગર ઉદાસીન હોય એ નહિ ચાલે. સરકાર તરફ હરહંમેશ મીટ માંડતી પ્રજા કોઈ દિવસ લોકશાહીને જીરવી ને પચાવી શકશે નહિ.

લોકશાહી એક જીવનધર્મ છે એ વાત અંતમાં ફરી એક વાર કહેવી જોઇએ. લોકશાહી કેવળ ઉપયોગી અને લાભદાયી છે એમ નથી. એના પાયામાં અને એના કળશરૂપે જીવનનાં શાશ્વત મૂલ્યો પડેલાં છે. પ્રજા-જનોની જાગૃત જીવનશક્તિને એમાં નિર્બંધ અવકાશ છે. પ્રજાની ભાવના અને એના અંતરાત્મા પર લોક-શાહી ભાર મૂકે છે. પ્રજાજનોના અવાજમાં તે પ્રભુનો અવાજ સાંભળે છે, અને પ્રજાજનોના આચારમા તેને પ્રભુની ઝાંખી થાય છે. તેથી જ, અન્ય વ્યવસ્થાઓ અને વિચારધારાઓ કરતાં લોકશાહી વધારે ચડિયાતી અને ગૌરવવંતી છે. માનવતાનાં મૂલ્યોની માવજત જેટલી લોકશાહીમાં થાય છે અને થઈ શકે છે તેટલી બીજી કોઈ અવેજી વ્યવસ્થામાં કે વિચારપ્રણાલિમાં જોવા મળતી નથી. લોકશાહીની રીત એ માત્ર રાજ્ય ચલાવવાની એક રીત કે રમત નથી એમ શરૂઆતમાં જ મેં કહેલું. તેનો અર્થ તો એ છે કે લોકશાહી કેવળ સાધન નથી પરંતુ સાધ્ય પણ છે. એ દૃષ્ટિથી લોકશાહી અનેરી આધ્યાત્મિક બાબત છે. એ એક આદર્શ તો છે જ. એટલે લોકશાહીની મંઝિલ તરફ આપણે સતત સફર કરતાં રહીએ એમાં જ કૃતાર્થતા છે.

[આકાશવાણી, અમદાવાદ યોજિત લોકશાહી સંસ્કૃતિ' શ્રેણી-નો, તા. ૨૪ જુલાઈ '૬૫ને રોજ આપેલો, પહેલો વાર્તાલાપ. આકાશવાણીના સૌજન્યથી, સાભાર.]

*

અનુસંધાન] રોજનીશીમાંથી-૩૭ [પૃષ્ઠ ૮થી ચાલુ

નથી. એટલે એનું અનુકરણ કરીને બીજો વધારે ભાગ આ શાળાને આપવો તે યોગ્ય નથી એમ મેં શ્રી કી-ર્તનેને કહ્યું. એમને આ વાત ગળે ઊતરી અને બીજી પણ એક જગ્યા એમણે મને બતાવી. ત્યાંથી શ્રી તાત્યાસાહેબ ભટ્ટને ઘેર થોડો વખત ગયો અને પછી પ્રતાપ શેઠની મિલમાં ગયો. એમના ઈન્કમટૅક્સની બાબતમાં એમને મારી સાથે કાંઈક ચર્ચા કરવી હતી. એ માટે એમના વકીલ અમળનેરના શ્રી ભાલેરાવ તથા ઑડીટર શ્રી અભ્યંકર આવ્યા હતા. પછી ત્યાં જ સહુનું ભોજન.

જમ્યા પછી મુકામ પર આવીને વિશ્રાંતિ. ૩–૩૦ થી ૪–૩૦ સુધી ગામમાં કૉંગ્રેસ કાર્યકરોની મુલાકાતો. સવાલ-જવાબો થયા. મિત્રોએ હૈદ્રાબાદ વિષે સવાલો પૂછ્યા. હું શું જવાબો આપું? આગેવાનો પર વિશ્વાસ રાખવો જોઈએ. બધી બાબતની આપણને પૂરી ખબર નથી એટલે અભિપ્રાય શો આપવો એમ મેં કહ્યું. ગોગટે, સાવરકરના બચાવ માટે ફંડ એકઠું કરવું તે યોગ્ય છે કે? આ સવાલનો જવાબ મેં આપ્યો કે એમાં અયોગ્ય કશું નથી. હાલની એકંદર પરિસ્થિતિ સુધા-રવા માંટે શું કરવું એવો એક સવાલ હતો. દરેકે સત્યના માર્ગે જવું એ જવાબ. વ [illegible] કમિટીઓએ અમલદારોનાં કામમાં માથું [illegible] ન્યાય જોવો જોઈએ, પક્ષાપક્ષી કરવી જોઈએ નહિ એમ મેં કહ્યું.

મુકામ પર આવીને ચા, શૌચ આટોપીને શ્રી ભાવેની Potassium Permanganateની factory જોઇ. શ્રી ભાવે ઘણા કલ્પકતાવાળા લાગ્યા. ત્યાંથી કલેક્ટર શ્રી અલમૌલાને ઘેર ચાપાણી માટે ગયો. ત્યાં બધા સરકારી મોટા અમલદારો, શ્રી બાબુભાઈ મહેતા, નગરાધ્યક્ષ વગેરે લોકો આવ્યા હતા. કલેક્ટર સાહેબને ત્યાંથી મુકામ પર આવ્યો. પછી સમર્થનું રાજકારણ એ વિષય પર હું આશરે ૨૫ મિનિટ બોલ્યો. ત્યાર પછી શ્રી નાનાસાહેબનુ ભાષણ થયું. સમર્થે આ લોક ને પરલોક એમ દરેકના જીવનની બન્ને બાજુઓ જ-ણાવી. પણ આપણે એકનો પણ યોગ્ય વિચાર કર્યો નહિ. પરલોકનો તો નહિ જ નહિ. 'अवघेची सुखी व्हावें' એ સમર્થનો જીવનહેતુ હતો. તેઓ વિશ્વની ચિંતા કરતા હતા.

સાડા સાતના અરસામા સભામાંથી ઊઠીને ફરાળ માટે અમે ગયા અને આઠ વાગે મોટરથી નીકળ્યા. આશરે ૧૦–૧૫ વાગે મનમાડ (૫૬ માઈલ) પહોંચ્યાં, અને ત્યાંથી ૧૧–૩૦ની અલાહાબાદ એક્સપ્રેસમાં મુંબઈ જવા રવાના થયા.

(ક્રમશઃ)

# યહૂદી વિરોધી માનસનું સાર્ત્રનું પૃથક્કરણ

મધુસૂદન વિ. બક્ષી
[મનોવિજ્ઞાન વિભાગ, સિટી આર્ટ્સ ઍન્ડ કૉમર્સ કૉલેજ, અમદાવાદ]

સાર્ત્રના અસ્તિત્વવાદને મનોવૈજ્ઞાનિક ભૂમિકા પણ છે. સાર્ત્રનો મનોવૈજ્ઞાનિક દૃષ્ટિકોણ અસ્તિત્વલક્ષી માનસ-પૃથક્કરણ (Existential Psychoanalysis) દ્વારા રજૂ થાય છે. માનવીઓના આંતરસંબંધની સમસ્યા સાર્ત્રની દૃષ્ટિએ તાત્ત્વિક ખુલાસો માગે છે. દરેક વ્યક્તિ પોતાની આંતરિકતામાં (Subjectivity) પુરાયેલી હોવાથી કોઈ પણ બે વ્યક્તિઓ વચ્ચે સંપૂર્ણ તાદાત્મ્ય અશક્ય છે તેવું સાર્ત્ર માને છે. માણસ પોતાને અને બીજાને છેતરે છે; અને માનવ-સંબંધો આવા આત્મપ્રપંચથી કલુષિત થયા કરે છે. આવા આત્મપ્રપંચને માટે સાર્ત્ર 'Bad Faith' એ શબ્દપ્રયોગ કરે છે. હેઝેલે ઈ. બાર્ન્સે તેમના પુસ્તકમાં[1] આત્મપ્રપંચના સાર્ત્રના ખ્યાલની બહુ વિસ્તૃત રજૂઆત કરી છે. આ પ્રપંચ પૂર્વગ્રહોમાં, રાજકીય મનોવલણોમાં, ધાર્મિક ઝનૂનમાં અને અન્ય પ્રકારની માનવીય આંતરક્રિયામાં વ્યક્ત થાય છે. આ લેખમાં સાર્ત્રનું, માણસ માણસ વચ્ચેની દ્વેષભાવના અને પૂર્વગ્રહનું પૃથક્કરણ સંક્ષિપ્તમાં રજૂ કરવામાં આવ્યું છે.

પૂર્વગ્રહયુક્ત-માનસનું પૃથક્કરણ, સાર્ત્રના પુસ્તક "Anti-semite and Jew"માં બહુ વિસ્તૃત રીતે થયેલું છે. આ પુસ્તક સને ૧૯૪૬માં ફ્રાંસમાં બહુ ઉહાપોહ જગાવ્યો હતો. બે વર્ષ પછી અમેરિકામાં તે પ્રગટ થયું ત્યારે પણ તેની વિશિષ્ટ શૈલી અને નવીન દૃષ્ટિબિંદુ વાચકવર્ગે આવકાર્યાં હતાં. આ પુસ્તકમાં યહૂદી વિરોધી પૂર્વગ્રહની સમસ્યા ચર્ચવામાં આવી છે. તે જ રીતે "The Respectful Prostitute" એ નાટકમાં હબસી પ્રત્યેના પૂર્વગ્રહની સમસ્યાને કલાત્મક રીતે એક ઘટનામાં મઢી લેવામાં આવી છે. સીડની હૂકે એક અહેવાલમાં આ પ્રમાણે લખ્યું છે કે [સાર્ત્રના પુસ્તક (Anti-semite and Jew વિશે] "One of the most brilliant psychological analyses of the marginal Jew and the fanatical anti-semite which has ever been published." એકસો ત્રેપન પાનાંના આ પુસ્તકમાં દરેક પાને સાર્ત્રની તેજસ્વી શૈલીનો પરિચય થાય છે.

પુસ્તકના પહેલા પ્રકરણમાં સાર્ત્ર પૂર્વગ્રહ અને મંતવ્યનો (Opinion) ભેદ દર્શાવે છે. મંતવ્યો અમુક અંશે અનુભવ ઉપર આધાર રાખે છે. તેને બદલી શકાય છે. તેને પક્ષે અને વિરુદ્ધમાં તાર્કિક દલીલો કરી શકાય છે; તે મોટે ભાગે વ્યક્તિને બદલે વ્યક્તિઓની આંતરક્રિયાથી ઉત્પન્ન થયેલા પ્રશ્નો પરત્વે રચાતા હોય છે; પરંતુ પૂર્વગ્રહ એ માત્ર મંતવ્ય નથી. બીજા માણસના સ્વાતંત્ર્યનો અવરોધ કરવો, તેના વ્યક્તિત્વનો સ્વીકાર ન કરવો, તેના હક્કો છીનવી લેવા, તેને વિષે ઝેરી પ્રચાર કરવો એ સાર્ત્રની દૃષ્ટિએ માત્ર મંતવ્ય નથી પરંતુ વ્યક્તિનું માનસ અને તેના જીવન પ્રત્યેની એક દૃષ્ટિ પ્રગટ કરતું વલણ છે. ઍન્ટી-સેમાઈટ (યહૂદી-વિરોધી વ્યક્તિ) યહૂદી વિષે માત્ર બૌદ્ધિક કક્ષાએ મત ધરાવતા નથી પરંતુ વ્યવહારની કક્ષાએ તેઓ યહૂદીઓને નુકસાન કરવા માગે છે; આ ઉપરથી ફલિત થાય છે કે પૂર્વગ્રહ એ વ્યક્તિના સમગ્ર વ્યક્તિત્વ ઉપર છવાઈ જાય છે અને તેની જીવનરીતિ નક્કી કરી આપે છે. અનુભવથી પૂર્વગ્રહ ઘડાતો નથી પણ પૂર્વગ્રહ અનુભવનો અર્થ ઘટાવવામાં સાધનરૂપ બની જાય છે. સાર્ત્ર એક દાખલો આપતાં કહે છે કે એક સ્ત્રીને એક યહૂદી ફ્યુરિયર (રૂનાં કપડાં વેચનાર) છેતરી ગયો તો તે સ્ત્રીએ દલીલ કરી કે તે માણસ યહૂદી છે માટે છેતરી ગયો. સાર્ત્ર કહે છે કે તે સ્ત્રીએ વેપારીને ધીક્કારવાને બદલે યહૂદીનો ધીક્કાર કર્યો, કારણ કે તેને પહેલેથી યહૂદી પ્રત્યે પૂર્વગ્રહ હતો. "Why did she choose to hate Jews rather than furriers ?" યહૂદી પ્રત્યેના તિરસ્કાર માટે ઘણાં ફ્રેન્ચ અને જર્મન લોકોએ સામાજિક, ઐતિહાસિક, ધાર્મિક અને રાજકીય કારણો આપ્યાં છે. પરંતુ સાર્ત્ર જણાવે છે કે પોતાના પૂર્વગ્રહને પોષવા માટે અમુક હકીકતોને કારણરૂપ ગણી લેવાની

1. 'Humanistic Existentialism' p. 39

તે લોકોની આ દંભી પ્રવૃત્તિ છે. યહૂદીઓ વિષેનો અમુક ખ્યાલ પરંપરાગત રીતે સ્વીકારી લીધા પછી, તે ખ્યાલ સાચો પાડવા માટે કારણો શોધવામાં આત્મપ્રપંચ સમાયેલો છે તેવું સાર્ત્ર માને છે. વિશ્વયુદ્ધ સમયના જર્મની અને ફ્રાંસમાં યહૂદી પ્રત્યે જે વલણ રાખવામાં આવ્યું તે વિષે રોષ પ્રગટ કરતાં સાર્ત્ર લખે છે કે ઍન્ટી-સેમાઈટનાં જે કંઈ કાર્યો હોય, જે કંઈ ગુણવત્તા હોય તેની કદર થાય, પરંતુ યહૂદી ગમે તેટલો વફાદાર રહે, ફ્રાંસ કે જર્મની માટે ગમે તેટલું કરે પણ યહૂદી હોવાથી તેને બહુ ઊંચું સ્થાન આપી શકાય જ નહિ તેવું વાતાવરણ ઉત્પન્ન કરવા માટે ઍન્ટી-સેમાઈટ જવાબદાર છે. મૂલ્યાંકનની આ વિપરીત દશા છે.

યહૂદી-વિરોધી માનસનું પૃથક્કરણ કરતાં સાર્ત્ર બે મહત્ત્વનાં વિધાનો કરે છે:

1. "If the Jew did not exist, the anti-semite would invent him."

2. "The anti-semite needs Jew."

આ બે વિધાનો એક દૃષ્ટિએ વિરોધાભાસી જણાય છે. જો કે સાર્ત્ર એવું સૂચવવા માગે છે કે યહૂદીઓ પ્રત્યે દ્વેષ રાખનારાઓનો દ્વેષ એટલો બધો ઊંડો છે કે તમામ યહૂદીઓ નષ્ટ થઈ જાય તો પણ યહૂદીવિરોધી માનસ "યહૂદી"નુ સર્જન કરશે. આ વિધાનનો અર્થ એવો છે કે યહૂદીનો ધિક્કાર કરવા માટે યહૂદી નહિ પણ ઍન્ટી-સેમાઈટ પોતે જવાબદાર છે. તિરસ્કાર કરનાર પોતે તિરસ્કાર કરવા માટે જવાબદાર છે. એટલે તિરસ્કારનું જો કોઈ પાત્ર ન હોય તો બીજું કોઈ પાત્ર શોધીને પણ તિરસ્કાર પ્રગટ કર્યા વગર ચાલી શકે નહીં તેમ સાર્ત્ર માને છે. સાર્ત્ર કહે છે કે આવી મનોદશા એ "Passion" તરીકે વર્ણવવી જોઈએ અને "Passion" ની અસર વ્યક્તિત્વ ઉપર ફેલાઈ જાય ત્યારે "Objective" અને "Subjective" એ બંને તફાવત નષ્ટ થઈ જાય છે. આવેગની કક્ષાએ જીવતો માણસ પરિસ્થિતિના વસ્તુનિષ્ઠ લક્ષણોની અવગણના કરે છે અને પરિસ્થિતિ બદલી શકાય નહિ માટે પરિસ્થિતિ પરત્વેનું પોતાનું માનસ બદલે છે. મનોવૈજ્ઞાનિકો તેને 'બચાવ પ્રયુક્તિ' તરીકે ઓળખાવે છે. પૂર્વગ્રહ રાખીને કે બીજાનો તિરસ્કાર કરીને પણ પોતાનું વ્યક્તિત્વ સમૃદ્ધ કરવા કે ટકાવી રાખવાની શક્યતાનો સાર્ત્ર અહીં નિર્દેશ કરે છે. યહૂદીવિરોધી માનસ આવેગ કક્ષાએ વ્યક્ત થાય છે. જે ફ્રેન્ચ લોકો યહૂદીઓનો તિરસ્કાર કરે છે તે સાર્ત્રની દૃષ્ટિએ સ્વમાન વગરના છે કારણ કે તેમનું "સ્વ"ત્વ (Self) તેમણે ગુમાવ્યું છે. જે સલામતિ અને પ્રતિષ્ઠા ફ્રેન્ચમેનને બહુ કોશિશ કર્યા વગર મળી શકે અને ગુમાવવાની ચિંતા કરવી ન પડે, તે સલામતિ અને પ્રતિષ્ઠા મેળવવા માટે તેના ઉપર તરાપ મારનાર કે તેને જોખમમાં મૂકનાર કોઈ પાત્રો તરીકે યહૂદીઓને ગણાવવાથી ફ્રેન્ચ લોકો પોતાની નિષ્ફળતાની જવાબદારીમાંથી છટકી શકે. એટલે કે યહૂદીઓનુ અસ્તિત્વ એક દૃષ્ટિએ ફ્રેન્ચ કે જર્મન લોકોને ઉપકારક છે અને બીજી દૃષ્ટિએ તિરસ્કારના પાત્ર તરીકે તેમને માટે જરૂરી છે તેવું સાર્ત્ર સૂચવે છે. સારાંશ કે, યહૂદીવિરોધી માનસ એ માણસના મૂળભૂત સ્વાર્થ અને પ્રપંચનું અનિવાર્ય પરિણામ છે. ફ્રેન્ચ લોકોમાંથી કેટલાકને પોતે યહૂદી નથી એટલી જ હકીકત સલામતિ પૂરી પાડે છે. કારણ કે પોતાનો દેશ ભાષા, સમાજ વગેરેમાં ભળવાનો તેમને કુદરતી હક્ક મળી જાય છે અને સમાજના માળખામાં નિશ્ચિત સ્થાન મળે છે. આ બધી સલામતિ જોખમમાં મૂકવાને બદલે યહૂદીઓનો તિરસ્કાર કરવાનો સરળ માર્ગ ફ્રેન્ચ કે જર્મન લોકોએ અપનાવેલો છે. ઍન્ટી-સેમાઇટ આ રીતે એક સામૂહિક અસ્તિત્વ પસંદ કરે છે. યહૂદીઓનો તિરસ્કાર એ તેમનો સામાજિક વારસો બની જાય છે. ઍન્ટી સેમાઇટ પોતે સ્વતંત્ર રીતે વિચારવા માગતો નથી. તેના સમાજમાં પ્રચલિત વિચારો અપનાવીને તે પ્રમાણે તે વર્તન કરે છે. સાર્ત્ર કહે છે કે પરિણામે ઍન્ટી-સેમાઇટ લોકો વિકૃત સ્વાતંત્ર્ય (Inverted Liberty) ભોગવે છે. પ્રામાણિક સ્વાતંત્ર્યમાં (Authentic Liberty) જવાબદારીનુ ભાન હોય છે. પણ યહૂદીઓને ગમે તે રીતે ત્રાસ આપતા લોકોનું સ્વાતંત્ર્ય 'વિકૃત' છે. જ્યાં સરકાર યહૂદીઓને રક્ષણ આપતી હોય ત્યાં ઍન્ટી સેમેટિક પક્ષ નબળો પડે છે. પણ જ્યાં સરકાર પોતે આવો તિરસ્કાર પોષતી હોય ત્યા આ ત્રાસવાદીઓ કાળો કેર વર્તાવી શકે છે.

સાર્ત્ર સૂચવે છે કે યહૂદીઓ પ્રત્યેની નફરત ઐતિહાસિક કે રાજકીય પરિબળોને આભારી હોય તો પણ

સ્વતંત્ર દૃષ્ટિએ વિચારનાર માણસને આવા વલણનું બૌદ્ધિક ઔચિત્ય સમજાતું નથી. જે સદ્‌ગુણો બિન-યહૂદીઓમાં હોય તે જો યહૂદીઓમાં હોય તો દુર્ગુણ બની જાય તેવું વિકૃત તર્કશાસ્ત્ર તેમાં સમાયેલું છે. યહૂદીઓના સમાજમાં છૂપો આંતરરાષ્ટ્રિય મૂડીવાદ અને સામ્રાજ્યવાદ રહેલો છે માટે તેમની વિરુદ્ધ પ્રચાર કરવામાં આવતો. કેટલીક વાર યહૂદીઓમાં વિશ્વ-સામ્યવાદ પ્રત્યે હિલચાલનો આક્ષેપ મૂકવામાં આવતો. ઇતિહાસનું આટલી હદ સુધીનું સાપેક્ષ અર્થઘટન માત્ર પૂર્વગ્રહગ્રસ્ત વ્યક્તિઓમાં જ જોવા મળે તેમ સાર્ત્ર માને છે. 'All the evil is localized in Jew'. સાર્ત્રની દૃષ્ટિએ આવું વલણ બૌદ્ધિક તટસ્થતાને અવગણવાથી ઉત્પન્ન થાય છે.

ઍન્ટી-સેમાઈટનું વલણ "ક્રૂરતા દ્વારા આનંદ"નું (Sadism) છે તેમ સાર્ત્ર મનોવૈજ્ઞાનિક પરિભાષામાં સમજાવે છે. નબળા, નિર્દોષ યહૂદીઓ પ્રત્યે ક્રૂરતા દર્શાવીને વિજેતાનો આનંદ માણવાનું ઍન્ટી-સેમાઈટનું વલણ તરત જ દેખાઈ આવે છે. સને ૧૯૪૨માં ફ્રેંચ લોકોને જર્મનો પરત્વે તિરસ્કાર હતો તે યહૂદીઓ પ્રત્યેનો તિરસ્કાર કરતાં જુદા પ્રકારનો છે તેમ સમજાવતાં સાર્ત્ર લખે છે કે "તેમાં બે બળવાન પક્ષો વચ્ચે સમાન કક્ષાએ દુશ્મનાવટ હતી એટલે 'Sadism'ને સ્થાન નહોતું; ત્યારે યહૂદીઓ પ્રત્યેના તિરસ્કારમાં તો કોઈ વિશિષ્ટ તત્ત્વ છે." સાર્ત્ર લખે છે, "The anti-semite is, in the very depth of his heart, a criminal. What he wishes, is the death of the Jew." (p.49) ઍન્ટી-સેમાઈટ એ ભીરુ છે, કાયર છે; પોતાની જાતથી, જવાબદારીથી, અંતરાત્માથી, સ્પર્ધાથી તે ડરે છે; એટલે પોતાની કાયરતા છુપાવવા માટે યહૂદીઓ પ્રત્યે આક્રમક બને છે. આમ યહૂદીવિરોધી માનસનું પૃથક્કરણ કરતાં સાર્ત્ર ઍન્ટી-સેમાઈટના માનસનું પૃથક્કરણ પણ રજૂ કરે છે.[2]

સાર્ત્ર, તેમના પુસ્તકના બીજા પ્રકરણમાં[3] લોકશાહીના પક્ષકારનું યહૂદીઓ પ્રત્યેનું વલણ સમજાવે છે. લોકશાહીના પક્ષકારની દૃષ્ટિએ બધા માણસોમાં અમુક મૂળભૂત સમાનતા હોય છે. લોકશાહીના પક્ષકારનું પૃથક્કરણાત્મક વલણ હોય છે, એટલે ઍન્ટી-સેમાઈટથી તે જુદા પડે છે. ધારો કે કોઈ ઍન્ટી-સેમાઈટ યહૂદીઓની અપ્રમાણિકતા કે કંજુસાઈનો નિર્દેશ કરે તો લોકશાહીનો પક્ષકાર (ડેમોક્રેટ) એવી દલીલ કરશે કે કેટલાક યહૂદીઓ તેમાં અપવાદરૂપ છે અને કેટલાક બિનયહૂદીઓમાં પણ આવા ગુણો છે. માણસની મૂળભૂત સમાનતામાં માનનાર ડેમોક્રેટ એક દૃષ્ટિએ યહૂદીઓનો મિત્ર ગણી શકાય. પરંતુ તાત્ત્વિક દૃષ્ટિએ ઍન્ટી-સેમાઈટ અને ડેમોક્રેટ બન્નેએ યહૂદીઓ માટે મુશ્કેલ પરિસ્થિતિ ઉત્પન્ન કરી છે. સાર્ત્ર પોતાની લાક્ષણિક શૈલીમાં આ હકીકત રજૂ કરતાં લખે છે: 'The anti-semite wishes to destroy him as a man and leave nothing in him but the Jew; the democrat wishes to destroy him as a Jew and leave nothing in him but the man.'

યહૂદીઓની પરિસ્થિતિનું વિગતપૂર્ણ અવલોકન સાર્ત્ર પ્રેમના તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતના આધારે તારવે છે.[4] માણસોના સમાન મૂળભૂત સ્વભાવનો ખ્યાલ સાર્ત્ર સ્વીકારતા નથી. સમાનતા, મૂળભૂત માનવીય પરિસ્થિતિની છે—નહિ કે કોઈ તાત્ત્વિક પૂર્વનિર્ણિત માનવ-સ્વરૂપની. યહૂદીઓ પણ અન્ય માનવીઓની જેમ અમુક પરિસ્થિતિમાં મૂકાયેલા છે. તેમના વંશપ્રાપ્ત મનોદૈહિક લક્ષણો વિશિષ્ટ પ્રકારનાં છે તેવું સાર્ત્રને માન્ય નથી; અમુક શારીરિક લક્ષણો સાથે અમુક માનસિક અને નૈતિક ગુણો સંકળાયેલા હોવા જ જોઇએ તેવું મંતવ્ય સાર્ત્ર મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ બુદ્ધિપ્રમાણિત ગણતા નથી. કોઈ પણ વાસ્તવિક માનવસમાજ અમુક રાષ્ટ્રીયતા અને ધાર્મિક-સંપ્રદાયની એકતા ધરાવતો હોય છે. આ દૃષ્ટિએ યહૂદી સંપ્રદાયને સાર્ત્ર "Abstract historical community" ગણે છે. વર્તમાન સમાજ યહૂદીઓને અમુક દૃષ્ટિકોણથી જુએ માટે યહૂદીઓએ અમુક રીતે રહેવું પડે છે. આ, માત્ર સામાજિક પરિસ્થિતિનું પરિણામ છે. સાર્ત્ર સૂચવે છે કે "યહૂદી કોણ છે"?

2 'Anti-Semite and Jew' પ્રકરણ ૧. પાનાં ૧ થી ૫૪.
3 „ „ „ પ્રકરણ ૨. પાનાં ૫૫થી૫૮.

4 'The Anti-Semite and Jew'. Part III page 59-142

તેવો પ્રશ્ન પૂછવા કરતાં "યહૂદીઓનું તમે શું કર્યું છે?" તેવો પ્રશ્ન વધુ મહત્ત્વનો છે. "The Jew is one whom other man consider a Jew". સાર્ત્રે યહૂદીની "જૂથ-અસ્મિતા" (group-involvement) વિષે વિચારતાં જણાવે છે કે યુદ્ધકાળમાં કે કટોકટીમાં ફ્રેંચ કે જર્મન લોકોએ પોતપોતાના દેશ પ્રત્યે વફાદારી કે પ્રમાણિકતા સાબિત કરવી પડતી નથી, પરંતુ ફ્રેંચ કે જર્મન યહૂદીઓએ તેમ કરવું પડે છે. યહૂદીઓ જૂથ-સમાવેશ (group-belongingness) ઉત્પન્ન થાય જ નહિ તેવું વાતાવરણ ઍન્ટી-સેમાઈટ સર્જે છે. દુકાળ પડે, લશ્કરી ભરતી થાય, આપત્તિ આવે તો યહૂદી-ઓને પહેલા ઉપયોગમાં લેવા એ પરિસ્થિતિ ઍન્ટી-સેમાઈટના મૂળભૂત પ્રપંચને આભારી છે. યહૂદી ગમે તે કરે, આખરે તે યહૂદી છે માટે ઍન્ટી-સેમાઈટની ચેતના યહૂદીઓના "યહૂદીપણા" વિષે સતત જાગૃત રહે છે; એટલે યહૂદીઓના તમામ ગુણોનું મૂલ્યાંકન ઍન્ટી-સેમાઈટની ચેતનાની આ ભૂમિકાએ જ થાય છે.

અસ્તિત્વવાદની પરિભાષામાં યહૂદીઓની પરિસ્થિતિ વ્યક્ત કરતાં સાર્ત્રે લખે છે, "To be a Jew, is to be thrown into the situation of a Jew". સાર્ત્રે પ્રામાણિક (Authentic) અને બિન-પ્રામાણિક (Inauthentic) અસ્તિત્વનો ભેદ દર્શાવે છે. પોતાની પરિસ્થિતિની અપેક્ષાઓ પ્રમાણે જીવવું એ પ્રામાણિક અસ્તિત્વનું લક્ષણ છે. પરતુ બિન-પ્રામાણિક યહૂદી પોતાની પરિસ્થિતિનો સ્વીકાર કરતો નથી, તેમાંથી તે છટકી જવા મથે છે. યહૂદીઓમાં કેટલાકને યહૂદીઓની જેમ વર્તન કરતાં ડર લાગે છે. પોતાનું વર્તન બને એટલું ઍન્ટી-સેમાઇટની અપેક્ષા પ્રમાણે ઘડવું એવી સ્વાભાવિક ઇચ્છા કેટલાક યહૂદીઓ રાખે છે કારણ કે તેમાં તેમને સલામતિની શકયતા જણાય છે. સાર્ત્રે તેને "Bad-faith" (આત્મપ્રપચ) ગણે છે. "યહૂદીપણ" ગુમાવીને યહૂદીઓ ઍન્ટી-સેમાઈટના સમાજમાં અનામી-અમૂર્ત અસ્તિત્વ ઇચ્છે છે પરંતુ ઍન્ટી-સેમાઈટ યહૂદીને "યહૂદીપણા"નું ભાન કરાવે છે. સાર્ત્રે જણાવે છે યહૂદીઓ કેટલીક વાર ખુદ યહૂદીઓના દુશ્મન બને છે. Paradox રજૂ કરતાં સાર્ત્રે લખે છે 'There is no one more anti-Semetic than the Jew.'

જો ઍન્ટી-સેમાઈટ Sadist છે તો યહૂદીઓ Masochist (કષ્ટ સહન કરવામાં આનંદ પામનારા) છે. સાર્ત્રે મનોવિશ્લેષણની પરિભાષામાં આ હકીકત સમજાવે છે.

યહૂદીઓ 'બુદ્ધિવાદ'નો આશરો લે છે તે પણ એક બચાવતંત્ર છે. સામાજિક કક્ષાના ભેદભાવો બૌદ્ધિક કક્ષાએ હોતા નથી. બુદ્ધિ દ્વારા સાર્વત્રિક સત્યો પામવાની માણસની પ્રવૃત્તિ સામાજિક ભેદભાવોને મીટાવી શકે છે. વિજ્ઞાનનાં સત્યો સ્થાપતા યહૂદીને ઍન્ટી-સેમાઇટ પણ સ્વીકારવા પડે. એટલે માણસના દ્વેષયુકત પૂર્વગ્રહોનું બુદ્ધિવાદી થવાથી કેટલુંક વિલીનીકરણ થઈ શકે માટે ઘણા યહૂદીઓ અમૂર્ત તાર્કિક બુદ્ધિના ઉપાસકો છે.

**સંક્ષેપ:** "Anit-Semite and Jew"એ પુસ્તકમાં સાર્ત્રે પૂર્વગ્રહના સ્વરૂપનું તાત્ત્વિક અને મનો-વૈજ્ઞાનિક પૃથક્કરણ કરે છે. તેમા નીચે મુજબ વિધાનો સાર્ત્રની વિચારસરણીનાં મૂળ તત્ત્વો વ્યક્ત કરે છે.

(૧) પૂર્વગ્રહ (જાતિ અંગેનો પૂર્વગ્રહ) અતાર્કિક છે–સ્વબચાવ માટે પ્રયોજવામાં આવે છે અને પ્રપચનું પરિણામ છે.

(૨) યહૂદીઓની સમસ્યા ઍન્ટી-સેમાઇટે ઉપજા-વેલી છે. ઍન્ટી-સેમાઇટને યહૂદીની જરૂર છે અને છતાં યહૂદીનો તિરસ્કાર કરે છે.

(૩) યહૂદીઓ, ઍન્ટી સેમાઇટે ઘડેલી તેમની માનસપ્રતિમા (Image of a jew) પ્રમાણે વર્તન કરતાં ડરે છે અને છતાં 'યહૂદી' હોવાનું ભાન સંપૂર્ણ રીતે ટાળી શકતા નથી. ઍન્ટી-સેમાઇટ યહૂદીને "યહૂદી" ગણે છે માટે 'યહૂદી' "યહૂદી" છે તેમ સાર્ત્રે માને છે.

# મધ્ય યુગના ભારતનું પરોઢ (ઈ.સ. ૭૦૦ થી ૧૦૦૦) – ૧

## રાજ્ય અને રાજ્યતંત્ર

આર. કે. ધારૈયા
[ઇતિહાસ વિભાગ, સમાજ વિદ્યા ભવન, ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ]

### ગુર્જર-પ્રતિહાર સામ્રાજ્ય

હર્ષના દેહાન્ત સુધીના પ્રાચીન ભારતીય ઇતિહાસનું ઠીક એવું અન્વેષણ થઈ ચૂક્યું છે. સલ્તનતની સ્થાપનાથી ભારતીય ઈતિહાસ પર પ્રકાશ પાડતા લખાણો પણ સારા પ્રમાણમાં પ્રસિદ્ધ થયાં છે. આ બન્નેની તુલનામાં તેની વચ્ચેના ગાળાના ઇતિહાસનું જોઇએ તેટલું અને જોઇએ તેવું પૃથક્કરણ થયું નથી તેમ લાગે છે. અભ્યાસની દૃષ્ટિએ આ સમયના રાજ્યોનું પશ્ચાત્ ભારતીય ઇતિહાસના ઘડતરમાં અનુદાન, તેમના શાસનકાળના વહીવટી, આર્થિક, સામાજિક, સાંસ્કૃતિક તથા ધાર્મિક ફેરફારો અને અનુકાળ પર તેમની અસરો વગેરેની માહિતી ઓછી ઉપયોગી નથી. હર્ષ હિન્દુ યુગનો અંતીમ સમ્રાટ હતો તથા તેના સામ્રાજ્યના વિલીનીકરણ બાદ ભારતની પરિસ્થિતિ સમગ્ર રીતે જોતાં નિરાશાજનક હતી તેવા બે મુખ્ય ભ્રમ આજે લગભગ અદૃશ્ય થયા છે. હર્ષની વિદાય બાદ થોડા સમયે જ સર્જાએલું ગુર્જર-પ્રતિહાર રાજ્ય હર્ષના રાજ્ય કરતાં વિસ્તારમાં જરાયે ઓછું ન હતું. વળી હર્ષના રાજ્ય કરતાં તે વધારે સમય ટક્યું પણ હતું. તેણે આઠથી દસમી સદી સુધીના ભારતના ઇતિહાસના ઘડતરમાં મહત્ત્વનો ફાળો આપ્યો તથા આક્રમણખોરો સામે સતત ઝઝૂમીને ભારતીય સંસ્કૃતિનું રક્ષણ કર્યું. જુનાદ (ઈ.સ. ૭૨૫)થી માંડીને મહમુદ ગઝની (ઈ.સ. ૧૦૦૦) સુધીના આક્રમણકારોનો તેણે સફળ સામનો કર્યો. આઠમા સૈકા બાદ આફ્રિકા, એશિયા તથા યુરોપના ઘણા પ્રદેશો પર વિસ્તાર પામેલ મુસ્લિમ સામ્રાજ્ય ભારતમાં ત્યાર બાદ ત્રણ સદીઓ સુધી પ્રસરી શક્યું નહિ, તે મુખ્યત્વે કરીને ગુર્જર-પ્રતિહાર શાસકોની પ્રતિકારક શક્તિને આભારી હતું.[1] તેમના સમકાલીન અને પ્રતિસ્પર્ધી દખ્ખણના રાષ્ટ્રકૂટ તથા બંગાળના પાલ રાજ્યકર્તાઓ સાથેના અવારનવારના સંઘર્ષ બાદ ગુર્જર-પ્રતિહાર સત્તા દસમા શતકને અંતે વેરવીખેર બની ત્યારે જ પરદેશી હુમલાખોરો ભારતમાં સત્તા સ્થાપી શક્યા.

### ગુર્જરોનું મૂળ

ગુર્જરોના મૂળ સ્થાન વિષે વિદ્વાનોમાં મતભેદ પ્રવર્તે છે, છતાં યે બહુમત અભ્યાસીઓના અભિપ્રાય મુજબ ગુર્જરો મધ્ય એશિયામાંથી હૂણો સાથે ભારતમાં ઈ.સ. છઠ્ઠી સદીના પ્રારંભમાં આવ્યા. ગુપ્ત સત્તા આ દરમ્યાન અસ્ત પામતાં તેઓને પંજાબ તથા રાજપૂતાનાના પ્રદેશોમાં સ્વતંત્ર રાજ્યો સ્થાપવાની તક મળી. હાલમાં પંજાબમાં ગુજરાતવાળા, ગુજરાત તથા ગુજર-ખાન નામે પ્રદેશો તથા રાજપૂતાનાના ગુજરાત તથા ગુજરગઢ જેવા વિભાગો આ હકીકતની સાક્ષી પૂરે છે. હરિશ્ચંદ્ર નામના ગુર્જર-પ્રતિહાર બ્રાહ્મણે છઠ્ઠા સૈકાના મધ્ય ભાગમાં જોધપુર પાસેના હાલના મંડોર ગામે સ્વતંત્ર ગુર્જર-પ્રતિહાર રાજ્યની સ્થાપના કરી હોવાનું કહેવાય છે.[2] તેઓનો ગુર્જર-પ્રતિહાર તરીકે ઉલ્લેખ થતો હોવાનું કારણ તેઓ પ્રથમ કોઈ મહાસત્તા (કદાચિત્ ગુપ્ત શાસકો)ના પ્રતિહારો તરીકે કાર્ય કરતા હોય તે પણ કલ્પી શકાય. પછીના ગુર્જર-પ્રતિહાર રાજાઓ પોતાને તથા પોતાના પૂર્વજોને રામચન્દ્રજીના ભાઈ લક્ષ્મણના વંશજો માને છે તે માત્ર દંતકથા જ લેખાય. હરિશ્ચંદ્રને એક બ્રાહ્મણ તથા બીજી ક્ષત્રિય એમ બે રાણીઓ હતી. ક્ષત્રિય રાણી ભદ્રા મહિષી ગણાતી તે સૂચક કહેવાય. બ્રાહ્મણ રાણીને આવો કોઇ દરજ્જો ન હતો. બ્રાહ્મણ રાણીના પુત્રો પછીથી બ્રાહ્મણ પ્રતિહારો ગણાયા, જ્યારે ભદ્રાના ચાર પુત્રો (૧) ભોગભટ્ટ (૨) કક્ક (૩) રાજ્જીલ અને (૪) દદ પહેલાએ સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં. સાતમા

1. Journal of Indian History–XXIL. p. 93

2. The Classical Age. p. 65.

સૈકામાં (ઈ.સ. ૬૨૯ થી ૬૪૩) ભારતના પ્રવાસે આવેલા હ્યુએનસંગે પણ ભિન્નમાલના ગુર્જર-પ્રતિહાર રાજ્ય તથા લાટ (દક્ષિણ ગુજરાત, નાંદોદ) પ્રદેશના ગુર્જર-પ્રતિહાર રાજ્યનો નિર્દેશ કરેલો છે. પહેલી શાખા હરિશ્ચન્દ્રના ત્રણ પુત્રો દ્વારા, જ્યારે બીજી શાખા દદ પહેલા દ્વારા, સ્થાપિત થઈ હતી. બાણ પણ હર્ષને આ બન્ને રાજ્યો સાથે સંઘર્ષ થયાનુ નોંધે છે

## ત્રિકોણ સંઘર્ષમાંથી નીપજેલી કમનસીબી

હર્ષના અવસાન સાથે ગુર્જરોને ફરી એક વખત પોતાનો રાજ્યવિસ્તાર કરવાની તક મળી. રાજ્જીલના પૌત્ર નાગભટ્ટ ૧લાએ પંજાબ, ઉત્તર પ્રદેશ, રાજપૂતાના તથા ઉત્તર ગુજરાતના ઘણા ભાગો પર પોતાની સત્તા સ્થાપી. તે ગુર્જરોનો પ્રથમ પ્રતાપી રાજવી હતો. તેની ગ્વાલીઅર પ્રશસ્તિના વિવરણ પ્રમાણે તેણે મ્લેચ્છ (આરબ) લશ્કરને પરાજય આપીને ઉત્તર પ્રદેશમાં પોતાની સત્તાને વધારે દઢ કરી. આ આરબ લશ્કર જુનાદ અથવા તાઝીમનુ હોવા સંભવ છે (ઈ.સ. ૭૩૦ થી ૭૫૫.) નાગભટ્ટના અનુગામીઓએ આ પ્રણાલિકા ચાલુ રાખીને આશરે બે સદીઓ સુધી આરબ આક્રમણો ખાળી રાખ્યાં. તેના અંતિમ વર્ષોમાં (ઈ. સ. ૭૫૦-૭૫૪) નાગભટ્ટનો તેના સમકાલીન રાષ્ટ્રકૂટ રાજા દંતીદુર્ગને હાથે પરાભવ થતાં મધ્ય તથા દક્ષિણ ગુજરાતમાંથી ગુર્જર-પ્રતિહારના વર્ચસ્વનો લોપ થયો; નાગભટ્ટ ૧લાની રાજધાની કનોજ અથવા ઉજ્જન હોવાનું મનાય છે. તેણે વિદ્યા-કલાને સારુ ઉત્તેજન આપ્યું. તેના પછીનો નોંધપાત્ર ગુર્જર-પ્રતિહાર રાજા વત્સરાજ હતો. એણે પોતાના સમકાલીન બંગાળના વિખ્યાત પાલ રાજા ધર્મપાલને પરાજય આપ્યો, પરંતુ તેને રાષ્ટ્રકૂટ રાજા ધ્રુવને હાથે પરાજિત થવુ પડયુ. આ રીતે ભારતના આઠમા-નવમા સૈકાની આ ત્રણ મહા-સત્તાઓ આપસ-આપસમાં લડીને નિર્બળ બની તથા તેમણે ભારત પર આક્રમણ કરવાનો વિદેશી આક્રમણ-કારોનો માર્ગ મોકળો કરી આપ્યો. વત્સરાજના સમયના જૈન મુનિ શ્રી ઉદ્યોતનસૂરિએ પોતાના 'કુવલયમાળા' નામના ગ્રંથમાં (ઈ. સ. ૬૭૮) તથા શ્રી જીનસેનસૂરિએ પોતાના 'હરિવંશ પુરાણ' નામે ગ્રંથમાં યોગ્ય શાસક તરીકે વત્સરાજની પ્રશંસા કરેલી છે. વત્સરાજના પુત્ર નાગભટ્ટ બીજાએ ગુર્જરોની સત્તાને ઉત્તર ભારતમાં વિશેષ સ્થિર કરી. તેણે પણ પોતાના પિતાની માફક પાલ રાજા ધર્મપાલને હરાવ્યો, પરંતુ રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદ ત્રીજાને હાથે હાર ખાધી. ઉજ્જન, કનોજ તથા ઉત્તર ભારતના પ્રદેશો પર પોતાનું વર્ચસ્વ સ્થાપવાના ઈરાદાથી આશરે બે સદીઓ સુધી સ્થપેલા આ ત્રિકોણ સંઘર્ષને લીધે ભારતની રાજકીય એકતા સ્વપ્નવત્ બની ગઈ. ત્રણે સત્તાઓ નિર્બળ બની ગઈ. તેમના ભંગાર સ્વરૂપે ત્યાર બાદ ગુજરાત, દિલ્હી, કનોજ, માળવા, દખ્ખણ વગેરેમા અસ્તિત્વમાં આવેલાં રાજ્યોને વિદેશીઓ સામે જોડાણ કરવાનુ સૂઝ્યું નહિ, પરિણામે મહમૂદ ગઝની ઈ. સ. ૧૦૦૦ થી ઈ. સ. ૧૦૨૫ સુધીમાં ભારત પર સત્તર સફળ આક્રમણો કરી શકયો.

## ભારતીય અસ્મિતાનુ અંતિમ દર્શન

ગુર્જર-પ્રતિહારોનો છેલ્લો મહાન રાજવી મિહીર ભોજ (ઈ. સ. ૮૩૬-૮૮૨) ગણાય છે. તેણે પોતાના સમકાલીન પાલ રાજા નારાયણપાલને પરાજય આપીને બંગાળ કબજે કર્યું. તથા રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ બીજાને નર્મદા પાર કરતાં રોકયો તેમા જ તેની મહત્તા નથી. તેણે ઉત્તરે હિમાલયની તળેટીથી માંડીને દક્ષિણે નર્મદા સુધી તથા પશ્ચિમ પંજાબથી શરૂ કરીને પૂર્વે બંગાળ સુધી રાજ્યવિસ્તાર કર્યો તેમા પણ તેનુ ખાસ મહત્ત્વ નથી, પરંતુ આરબ મુસાફર સુલેમાન નોંધે છે તેમ તેણે પ્રજાને આપેલ કુશળ રાજ્યવહીવટ, સમૃદ્ધિ તથા વિદ્યા-કલાને આપેલ ઉત્તેજન તથા ચોર અને લૂટારાના ત્રાસથી પ્રજાને આપેલ મુક્તિમા તેનુ સાચુ ગૌરવ રહેલું છે.[3] કવિવર રાજશેખર તથા કવિ બાલાદિત્ય તેની રાજ-સભાના નરરત્નો હતાં. સુલેમાન તેની શાસન તથા લશ્કરી વ્યવસ્થાની પ્રશંસા કરે છે. તેણે મુસ્લિમ હુમલા-ખોરોને આગળ વધતા અટકાવવામાં મહત્ત્વનો હિસ્સો આપ્યો. તેના અવસાન પછી ખાસ નોંધપાત્ર ગુર્જર-પ્રતિહાર શાસક થયો નહિ, તો પણ તેના પુત્ર મહેન્દ્રપાલે રાજ્યની પ્રતિષ્ઠા ટકાવી રાખી તથા આરબ મુસાફર અલ-મસુદી (ઈ. સ. ૯૧૫)ના વિવરણ પ્રમાણે મહેન્દ્ર-

3 History of India-Ed. by Elliot and Dowson.

પાલના પુત્ર મહીપાલે પણ રાજ્યની સમૃદ્ધિ સાચવી રાખી. તેના રાજકવિ સેમેશ્વરે પોતાના ગ્રંથ 'ચંડ-કૌશિક' માં અલ-મસ્ઉદીના કથનનું સમર્થન કરેલું છે, પરંતુ મહિપાલના નિર્બળ વારસદારોના સમયમાં ગુર્જર-સામ્રાજ્ય વેરવિખેર બની ગયું તે નિર્વિવાદ લાગે છે.

### અસ્તિત્વમાં આવેલાં સ્વતંત્ર રાજ્યો

ગુર્જર-સામ્રાજ્યના પતનને પરિણામે મૂળરાજ સોલંકીએ ઈ. સ. ૯૪૨માં ગુજરાતમાં સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી. માળવામાં સાર્વભૌમ પરમાર રાજ્ય અસ્તિત્વમાં આવ્યું. બુંદેલખંડના ચંદેલાઓ સ્વતંત્ર બની ગયા. દિલ્હી, રાજપૂતાના વગેરે પ્રદેશોમાં પણ સ્વતંત્ર રાજ્યો સ્થપાયાં. આ રીતે અગાઉના ગુર્જર સમ્રાટોના સામંતો અને સુબાઓએ સ્વતંત્ર રાજ્યો સ્થાપતાં, ભારતની રાજકીય એકતા ભારે જોખમમાં મૂકાઈ, તથા ભારત માટે આ પરિસ્થિતિ આફતરૂપ નીવડી. આવી પરિસ્થિતિને લીધે કનોજના ગુર્જર-પ્રતિહાર રાજા રાજ્યપાલને મહમૂદ ગઝનવીના આક્રમણ (૧૦૧૮) સામે એકલા હાથે ઝઝૂમવું પડ્યું. અલ-ઉત્બીના કથન પ્રમાણે તે શૂરવીર હતો છતાં યે અન્ય રાજાઓનાં સહકારના અભાવે મહમૂદ સામે પરાજય પામ્યો. મહમૂદે બીજે જ વર્ષે (૧૦૧૯) રાજ્યપાલના પુત્ર ત્રિલોચનપાલને હરાવ્યો. તેનો પુત્ર યશપાલ પણ માર્યો ગયો. ગુર્જર-પ્રતિહાર સામ્રાજ્યના વિલીનીકરણમાંથી (૧) ગુજરાતના ચાલુક્યો (સોલંકીઓ) (૨) રાજપૂતાનાના ચાહમાનો (ચૌહાણો) (૩) માળવાના પવાર (પરમાર) તથા (૪) દિલ્હીના તુંમારો (તુમાર)નાં સ્વતંત્ર રાજ્યો સર્જાયાં, તેઓએ ઉત્તર ભારતના પછીના ઇતિહાસમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો. ૧૧મા સૈકા પછીના ઉત્તર ભારતનાં ઘણાંખરાં રાજપૂત રાજ્યો ગુર્જર-પ્રતિહાર સામ્રાજ્યના વિલીનીકરણમાંથી ઉદ્ભવ્યાં છે.

### ગુર્જર-પ્રતિહારોનું મહત્ત્વઃ શાસનવ્યવસ્થા

મુસ્લિમોએ ભારત પર શાસન સ્થાપ્યા પહેલાંનું ઉત્તર-ભારતનું છેલ્લું હિન્દુ સામ્રાજ્ય ગુર્જર-પ્રતિહારોનું હતું. આશરે બે સદી સુધી તેણે વિદેશી આક્રમણોને પાછાં હઠાવીને ભારતની રાજકીય તથા સાંસ્કૃતિક એકતા ટકાવી રાખી. ગુપ્તયુગની ભારતની વિવિધ ક્ષેત્રની પ્રગતિની મહદ્અંશે તેણે ફરીથી ઝાંખી કરાવી, તેમના શિલાલેખો તથા તામ્રપત્રો પરથી સિદ્ધ થાય છે કે તેમનું વહીવટીતંત્ર પૂરતું વ્યવસ્થિત હતું. તેમનું રાજ્ય ભુક્તિ (હાલનો પ્રાંત કે હાલનું રાજ્ય), મંડળ (હાલનો જિલ્લો), વિષય (તાલુકો) વગેરેમાં વિભાજિત થયેલું હતું. મૌર્ય કે ગુપ્ત સામ્રાજ્યની માફક દરેક એકમ પર યોગ્ય અધિકારીની નિયુક્તિ કરવામાં આવતી. સૌથી નાનું એકમ ગ્રામ હતું. તેનો મુખ્ય અધિકારી ગ્રામિક કહેવાતો. તે સરકાર કરતાં લોકોને વિશેષ જવાબદાર રહેતો તે ખાસ નોંધપાત્ર હકીકત કહેવાય. ગ્રામ-અધિકારી સિવાયના અમલદારોની અવારનવાર બદલી થતી. લાયકાત કે વિશિષ્ટ પરાક્રમને લક્ષ્યમાં રાખીને બઢતી અપાતી. મંત્રી (મુખ્ય પ્રધાન), બલાધિકૃત (સેનાપતિ), દંડનાયક (ન્યાયાધીશ), દંડપાશિક (પોલિસ તથા જેલ-અધિકારી), કોષાધ્યક્ષ વગેરે પ્રથમ કક્ષાના અધિકારીઓ હતા. આરબ મુસાફરોના વિવરણ પ્રમાણે ગુર્જર-પ્રતિહાર રાજાઓ પોતાના સામ્રાજ્યની સરહદોના બચાવ માટે તથા સંરક્ષણ માટે વિશાળ લશ્કર રાખતા, મસૂદીના કથન પ્રમાણે આ લશ્કરોની સહાયથી જ તેમણે અવારનવારનાં વિદેશી આક્રમણોને હઠાવ્યાં તથા પાલ અને રાષ્ટ્રકૂટ રાજાઓ સામે પોતાનું અસ્તિત્વ ટકાવી રાખ્યું. તેઓ ધર્મસહિષ્ણુ હતા. તેમના રાજ્ય દરમ્યાન બ્રાહ્મણ, બૌદ્ધ તથા જૈન ધર્મને ઠીક ઠીક ઉત્તેજન મળ્યું. ઘણાખરા પુરાણોની પુનર્રચના થઈ. રાજપૂત યુગની કલા તથા તેના શિલ્પ-સ્થાપત્યનો આ યુગમાં પાયો નખાયો. તેઓ પૂર્ત ધર્મના ખાસ હિમાયતીઓ હતા તેમ તેમના શિલાલેખો તથા તામ્રપત્રો પરથી સિદ્ધ થાય છે.

### વહીવટમાં લોકોના આગેવાનોનો સાથ

મંડળ કે વિષય તથા ગ્રામવહીવટમાં ગુર્જર-પ્રતિહાર રાજાઓ મૌર્ય કે ગુપ્ત રાજાઓની માફક લોકોના આગેવાનોનો ખાસ સાથ મેળવતા. યોગ્ય વાહન-વ્યવહારનાં સાધનોના અભાવે કેન્દ્રીય તથા પ્રાન્તીય વહીવટમાં લોક-નેતાઓનો સાથ કદાચ શક્ય નહિ હોય, પરંતુ તેનાથી નીચેનાં એકમોનું શાસન સ્થાનિક આગેવાનોના સલાહ-સૂચન મુજબ ચાલતું તેમ આભિલેખિક તથા સાહિત્યિક પુરાવા પરથી સિદ્ધ થાય છે. શ્રેષ્ઠી

(અનુસંધાન પૃ. ૨૨)

# અર્વાચીન ચિત્રકલા-૩

## સર્જનત્રિકોણ અને ભાવીકરણ

પનુભાઈ ભટ્ટ

[કલાના ઇતિહાસનો વિભાગ, સ્કૂલ ઑફ આર્કિટેક્ચર, અમદાવાદ-૯]

સામાન્ય રીતે કલાકૃતિએ કંઈક કહેવું જોઈએ એવો આપણને ખ્યાલ છે. કાવ્યમાં પણ આપણે તેવી જ અપેક્ષા રાખીએ છીએ. અર્થાત્ કાવ્ય તેમજ કલાને આપણે વાહન ગણીએ છીએ જેના દ્વારા 'કંઈક' સાર્થ રજૂ કરવાની અપેક્ષા રાખીએ છીએ. તેથી મૉડર્ન આર્ટની ભાવીકરણવાળી કલાકૃતિઓએ પણ 'કંઈક' તો કહેવું જ જોઈએ અને તે પણ આપણે ઇચ્છીએ-કલ્પીએ કે કલ્પી શકીએ તેવું કહેવું જોઈએ તેવી આપણી અપેક્ષા રહે છે. આ અપેક્ષાને કારણે જ મુશ્કેલી ઊભી થાય છે. ચિત્ર કે કાવ્ય કે શિલ્પ દ્વારા પહેલાં આપણને કંઈક 'સામ્ય'નો આધાર અપેક્ષિત રહેતો. અત્યારની કલાકૃતિઓ એવું સામ્ય કુદરતમાંથી કે બીજી જાણીતી રીતે 'સામ્ય' પૂરું પાડતી નથી તેથી તે અગમ્ય મનાય છે. આ મોટો ભેદ નિવારવો હોય તો અર્વાચીન મૉડર્ન આર્ટની કલાકૃતિ પ્રચલિત પ્રણાલીથી કેટલી અને કયાં ભિન્ન પડે છે, અર્વાચીન કલાકૃતિની વિશેષતા શું છે અને તેનો સ્વભાવ કે પ્રકૃતિ શું છે તે જાણીએ તો વધુ સ્પષ્ટ થશે.

કોઈ પણ કલાકૃતિ તેના સર્જકની સર્જન-પ્રક્રિયાનું પરિણામ છે. તેમ જ પ્રેક્ષક તે કલાકૃતિ જુએ છે અને અનુભવે છે. આમ પ્રત્યેક કૃતિ માટે સર્જન-ત્રિકોણના ત્રણ ઘટકો અપેક્ષિત છે: (૧) કલાકાર અથવા કૃતિનો સર્જક (૨) કલાકૃતિ પોતે (૩) કૃતિને અનુભવનાર–જોનાર–સમજવાનો પ્રયત્ન કરનાર પ્રેક્ષક, પછી તે કલાવિવેચક હોય કે અદનો માનવી હોય.

કલાકૃતિનો સર્જક કલાકાર છે. તે ન હોય તો કૃતિ જ ન બને. પરતુ કૃતિની ગુણવત્તા સર્જકની ગુણવત્તાની મર્યાદા પર અવલંબિત હોય છે. તે તેની પ્રજ્ઞા, તેને મળેલી પ્રેરણાની ગ્રહણશક્તિ, વિશ્લેષણ અને રજૂઆત કરવામાં તેની તાંત્રિક સિદ્ધિની કક્ષા પર એટલી જ આધારિત હોય છે. હકીકતે તો કલાકારની તાંત્રિક સિદ્ધિ, તેમજ અન્ય શક્તિઓ તેના પોતાના સ્વભાવ તેમજ વાતાવરણમાથી ગ્રહણ કરવાની મર્યાદા અને સમજ પર જ આધાર રાખે છે. કૃતિમાં સર્જતાં કે ગોઠવાતાં રૂપો તેમજ આયોજના, તેનો રસ, પ્રેરણાશક્તિ અને રંગ કે પદાર્થ વગેરેનો વિશિષ્ટ રીતે ઉપયોગ કરવાની શક્તિનું પરિણામ હોય છે. કારણ કે તેણે જે ટેકનિક વાપરી હોય છે તે તેણે અન્ય ટેકનિકોને અળગી મૂકીને સવિશેષ આકર્ષણને કારણે કે સ્વાભાવિક આસક્તિ, સિદ્ધિ-મર્યાદા વગેરે કારણે વાપરી હોય છે. કારણ કે તે વડે અર્થાત્ રંગ, લાકડું, પતરું વગેરે દ્વારા પોતાની અભિવ્યક્તિને દેહ આપે છે.

આ રીતે કલાકાર ત્યારે જ કલાકાર કહેવાય કે જ્યારે તે પોતાને અભિવ્યક્ત કર્યા સિવાય રહી જ ન શકે. ચિત્રકાર હોય તો ચિત્ર કર્યા સિવાય તે જંપે જ નહિ અર્થાત્ ચિત્ર તેનું સમય પસાર કરવાનું સાધન ન હોય. પરંતુ તેના આખા યે વ્યક્તિત્વને અને સંપૂર્ણ તન્મયતાને માગી લેતી પ્રવૃત્તિ હોય અને તેને અન્ય માનવોથી આ પ્રકારની એકરાગતાના કારણે જુદો પાડી દે. આ પરથી એટલું તો સ્પષ્ટ થાય જ છે કે કલાકારની પ્રજ્ઞાની એકલી નહિ પરંતુ તેના સમગ્ર જીવનની ન્યોછાવરીનો વધારે જરૂર છે. ને ત્યારે જ તેનુ જીવન કલાકારનું જીવન બને છે. આમ કલાકારની આ વ્યાખ્યા સાચા કલાકારનો મર્મ સમજાવે છે.

હવે કલાકૃતિ એટલે શું તે જોઈએ. કલાકારે કરેલું સર્જન તે કલાકૃતિ. પરતુ, સર્જન પછી કલાકૃતિ પોતે અલગ અસ્તિત્વ ધરાવતી થઈ જાય છે. કલાકારે જે કંઈ પોતાની મર્યાદા અને તાંત્રિક શક્તિ પ્રમાણે કર્યું છે તેને તે વ્યક્ત કરે છે. તેમાં કલાકારનુ બધું વ્યક્તિત્વ સુદ્ધાં નિહિત હોય છે. છતાં કલાકાર તેનાથી અલગ થઈ જાય છે. કૃતિ પોતે સ્વતંત્ર રૂપે પ્રેક્ષક સમક્ષ આવે છે. તેનું જે કંઈ ઘડતર થયું તે થયું. તે તે પોતે

જ રહે છે. કલાકારને મન ગમે તે મૂલ્ય હોય પરંતુ એક વાર સર્જાઈ ગયા પછી તે એક અલગ, આગવું અસ્તિત્વ ધરાવે છે. કલાકારની તાંત્રિક તેમજ સર્જનશક્તિની સિદ્ધિ પ્રેક્ષકની સમક્ષ વ્યક્ત થાય છે. આમ કલાકૃતિ કલાકાર પર સર્જનકાળ દરમ્યાન પૂર્ણતયા અવલંબિત હોવા છતાં સર્જાયા બાદ બાળકની જેમ પોતાનું અલગ વ્યક્તિત્વ અભિવ્યક્ત કરે છે.

હવે છેલ્લે પ્રેક્ષક. પ્રેક્ષક કૃતિ જુએ છે અને તે જે કંઈ અનુભવે છે તે પ્રેક્ષકની પોતાની મર્યાદા, શક્તિ અને સર્જનપ્રક્રિયામાં ભાગ લેવાની આવડત પર આધાર રાખે છે. એટલે પ્રેક્ષકનો કૃતિનો આસ્વાદ પ્રેક્ષકની કેળવણી, પ્રેક્ષકની પોતાની કૃતિના સર્જનના રહસ્યમાં ઊતરવાની આવડત અને પોતાની સામાજિક, સાંસ્કૃતિક ને વૈયક્તિક મર્યાદા પર અવલંબે છે. કલાકાર આમાં અગત્યનો ભાગ ઓછો ભજવે છે. પ્રેક્ષકમાં કોને સાચો પ્રેક્ષક ગણવો? કલાવિવેચકનો ધંધો લઈ બેઠેલા ગંભીર મુખાકૃતિવાળા વિવેચકને, કલાકૃતિઓ ખરીદીને પોતાના ગૃહખંડો શોભાવનારા કલારસિકને, સંગ્રહસ્થાનમાં કલાકૃતિઓ રાખનાર સંગ્રાહકને, કલાકારને બદ્ધ કરનાર દાતાને, કે રસ્તે જતા માનવીને? આમાંથી કૃતિનો સાચો પરીક્ષક, ભાવક કોણ? શું સામાન્ય માનવીએ કલાવિવેચકની દોરવણીને અનુસરવું? તો તેની સંવેદના શક્તિનું શું? કે સામાન્ય માનવીએ પોતે જ આપેલો અભિપ્રાય ઇષ્ટ હોય છે? તો પછી પ્રાચીન સિદ્ધહસ્ત કલાકારો, કે અત્યારના કલાના ધુરંધરો છે, તે માત્ર વિવેચકોએ કે કહેવાતા નિષ્ણાતોએ નક્કી કરેલા જ સ્વીકારાયા છે? એવું પણ નથી. પરંતુ કલાકૃતિની સમજ અને કદર એ બહુ જ અઘરી અને ઘણી કિલષ્ટ પ્રક્રિયા છે એટલું લાગે છે.

આપણે તે સમજવાનો થોડો પ્રયત્ન કરીએ. પ્રેક્ષક કૃતિ તરફ જુએ છે. તે પોતાના માટે, પોતાની આંખોની ઇન્દ્રિયો વડે જુએ છે, અનુભવવાનો પ્રયત્ન કરે છે. અને પોતે જ તે સુંદર, ખરાબ, પ્રેરક, કલ્પનાપૂર્ણ, હૃદય હલાવી નાખે તેવું કે અર્થહીન છે એમ કહે છે. તેના પોતાના અનુભવને માટે તે સાવ સાચું છે કારણ કે તેમાં તેનું પોતાનું વ્યક્તિત્વ, સમજવાની મર્યાદા ને વિસ્તાર, અનુભવ અને સંવેદનશીલતા, ગુણગ્રાહકતા વગેરે વ્યક્ત થતું હોય છે ને તેના આધારે તે તેની પ્રતિક્રિયા કરે છે. તેથી પ્રેક્ષકની ટીકા કે અભિપ્રાયને તેમની ગુણવત્તા કે સંવેદનશીલતાના અનુસંધાનમાં જોવી જોઈએ.

આમાં કલાકાર તેમજ ભાવક–પ્રેક્ષક બંનેનું વ્યક્તિત્વ ભિન્નભિન્ન અસરો અને ભૂમિકાવાળું હોઈ શકે. સામાજિક માન્યતાઓ, ઉછેર, વિચારસરણી, અકસ્માત્ થતા મનસ્સંયોજનો તેમજ નાના મોટા તત્કાલીન બનતા બનાવો કે તેની અસર કે એવી નાની મોટી ઘણી બધી વસ્તુઓ ભાગ ભજવતી હોય છે. તેમાં ઘણીવાર અસંપ્રજ્ઞાત મનની પ્રતિક્રિયા પણ પોતાનો ભાગ ભજવે ને તદનુસાર તેમાંથી સમજવા, અનુભવવા કે વિચારવા પ્રેરે. રંગ, રેખા, પોત, રૂપ વગેરે માટેની ભાવકની પ્રતિક્રિયાશક્તિ પણ તેમાં ભાગ ભજવે. આમ ઘણાં પરિબળો એક કૃતિના અનુભવમાં ભાગ ભજવતાં હોય છે. તેથી ઘણી વાર કલાકારની અપેક્ષા કરતાં ભાવકને કંઈક જુદું જ સમજાય છે ને અનુભવ-ભિન્નતા જોવા મળે છે.

કલાકાર પ્રકૃતિનું કે બાહ્ય વાસ્તવનું અનુકરણ કરતો નથી, તે પણ સમાજનું એક અંગ છે. અને પોતાના વ્યક્તિત્વની મર્યાદામાં રહીને તે તેની પ્રતિક્રિયા કરે છે. તે પ્રકૃતિનો ઉપયોગ કરે છે. દૃશ્ય જગતનો પણ ઉપયોગ કરે છે પરંતુ તેની પોતાની મર્યાદા અને શક્તિ અને સમજ અનુસાર. તેથી જ પ્રકૃતિનો ઉપયોગ કરતો હોવા છતાં તેની કૃતિઓ પ્રકૃતિ સાથે સામ્ય ન પણ ધરાવે. કારણ કે તેમનું તે ભાવીકરણ કરતો હોય છે. કલા માત્ર એક રીતે તો ભાવીકરણ જ છે. કોઈ પણ વસ્તુમાંથી ભાવ ગ્રહણ કરવો અને સાર કાઢવો તેને ભાવીકરણ કહેવામાં આવે છે. આ ભાવીકરણ બધા પ્રકારની કૃતિઓમાં આવે જ છે, પ્રકૃતિદર્શનની કૃતિ આલેખતાં પણ કલાકારે સન્મુખ રહેલી પ્રકૃતિમાંથી ચયન અને આયોજન કરવું પડે છે. આ માટે પદાર્થોની પસંદગી અને ગોઠવણી એક સવિશેષ રૂપાયોજન સર્જના કરવી પડે છે. એટલે તે પ્રકૃતિમાંથી સીધા લીધેલા પદાર્થો હોવા છતાં તેનું વ્યવસ્થિત ભાવીકરણ કરવામાં આવેલું હોય છે. તેમાં પદાર્થને તમે ઓળખી શકો છો ખરા છતાં તેમાં કલાકારનું પોતાનું વ્યક્તિત્વ જોવા મળે જ છે. મોટા ભાગની એકેડેમિક કળા આ પ્રકારની છે. બીજા પ્રકારના ભાવીકરણમાં પદાર્થની અંતરરચના સમ-

જવા તેમજ તેનું આંતરિક આયોજન-રૂપરચના વ્યક્ત કરવા તેથી થોડું વધારે ભાવીકરણ કરવામાં આવે છે. તેવું ભાવીકરણ ભારતીય ચિત્રશૈલીની વિશેષતા છે. તેમાં છાયા-પ્રકાશના આયોજનના પરિણામે પદાર્થની રજૂઆત નથી થતી પરંતુ તેની આંતરિક રચનાની દ્વિપરિમાણમાં કરેલી અભિવ્યક્તિ દ્વારા તે સમજાય છે. જ્યારે ત્રીજી કક્ષામાં આવેગમય રજૂઆત (પ્રથમ કક્ષા) કે રચનાત્મક રજૂઆત (બીજી કક્ષા)થી આગળ તર્ક-મર્યાદા લઈ જઈ શકે ત્યાં સુધી અભિવ્યક્તિને લઈ જવામાં આવે. આમાં માત્ર રૂપ, રંગ, રેખા, પોત વગેરે ચિત્રકૃતિના મૂળભૂત ઘટકોનું જ સમાયોજન લક્ષમાં લેવાય. આમાં કોઈ પણ વસ્તુ કે પરિસ્થિતિ પ્રેરકબળ બની શકે, પરંતુ તે માત્ર સંવેદનાને ધક્કો મારવા પૂરતી જ. પછીથી કલાકાર પોતાનાં જ્ઞાન, સંવેદના અને આયોજનની તાંત્રિક સિદ્ધિના આધારે કૃતિનું સર્જન કરે. અને આમ આખી કૃતિ પૂર્ણ ભાવીકરણયુક્ત બની જાય. અર્વાચીન ચિત્રકળામાં આ પ્રકારના ભાવીકરણનું પ્રમાણ વધુ છે. (ક્રમશઃ)

*

અનુસંધાન] મધ્ય યુગના ભારતનું પરોઢ [પૃષ્ઠ ૨૦થી ચાલુ

(ઉદ્યોગપતિઓના આગેવાનો), સાર્થવાહ (વેપારીઓના આગેવાન) તથા કુલિક (શ્રમજીવીઓના આગેવાન)નું બનેલું સભાસદમંડળ રોજબરોજના વહીવટમાં સૂચનો કરતું તથા તે સૂચનોનો યોગ્ય રીતે અમલ પણ થતો.[૪] શહેરનો કોટવાલ હાલના નગરપતિ તથા મુખ્ય પોલિસ અધિકારી જેટલી સત્તા ભોગવતો. કોટવાલ કે દુર્ગપાલનું (કિલ્લાનો અધિકારી) સ્થાન પણ મહત્ત્વનું હતું. કનોજ, ઉજ્જૈન, ભિન્નમાલ વગેરે મુખ્ય શહેરોમાં આવા અધિકારીને સહાય કરવા નગર-સમિતિ રહેતી. નીચલી કક્ષાએ લોકોનો સાથ મેળવવાની પ્રાચીન ભારતીય શાસનતંત્રની મુખ્ય પ્રણાલિકા ગુર્જર પ્રતિહાર રાજાઓએ જાળવી રાખી હતી. દખ્ખણના રાષ્ટ્રકૂટ તથા દક્ષિણના પલ્લવ અને ચોલ શાસકોએ પણ આ અનુકરણીય પ્રણાલિકાને પ્રોત્સાહન આપ્યું હતું.

### સામંતશાહીના દૂષણને ઉત્તેજન

ગુર્જર-પ્રતિહાર શાસકોને સામંતશાહીને ઉત્તેજન આપવું પડયું તે એમની ખાસ નબળાઇ ગણાય. બહારના તથા આંતરિક દુશ્મનો સામે તેમને સતત લડવું પડેલું. આ સંજોગોમાં તેમના આગેવાન સરદારોને તેઓએ ગામડાંઓ ભેટમા આપ્યાં. શિવાજીની માફક રાષ્ટ્રને આફતમાં વિશિષ્ટ સહાય કરનારને રોકડ ઈનામ કે કિંમતી ચીજોનું પારિતોષિક આપવાનો ચાલ હજુ ઉદ્ભવ્યો ન હતો. પરંપરા પ્રમાણે ગુર્જર-પ્રતિહારોએ પણ સામંતશાહીને પોષી, નભાવી અને વિશેષ વિકસાવી. પરિણામે સામ્રાજ્યની માલિકીની કહેવાતી જમીન ઘણી વધારે હતી, પરંતુ ખરેખરી તેના સીધા અંકુશ નીચેની જમીન પ્રમાણમાં ઓછી હતી. જમીનદારો સ્વતંત્ર રાજાઓની જેમ વર્તતા હતા. મધ્ય યુગના યુરોપને તથા ભારતના મધ્ય યુગના સુલતાનોને સામંતશાહીની સમસ્યા જે રીતે સતત નડતરરૂપ બની હતી તે જ રીત નિર્બળ ગુર્જર-પ્રતિહાર રાજાઓ માટે પણ આ પ્રથા આફતરૂપ નીવડી. સલ્તનતની માફક ગુર્જર-પ્રતિહાર સામ્રાજ્યના પતનમાં બહારના આક્રમણોનો જેટલો જ ફાળો સામંતશાહીનો હતો. ગુર્જર-પ્રતિહાર સામ્રાજ્યના પતનમાંથી અગાઉના તેના સામંતો ચહમાનો, ચાપ, ચાલુક્ય, તોમર, પ્રતિહાર વગેરેએ સ્વતંત્ર રાજ્યો સર્જ્યાં. તેઓ પરસ્પર લડતા રહ્યા અને મુસ્લિમ આક્રમણખોરોને માટે ભારતમાં રાજ્યવિસ્તાર કરવાનો માર્ગ મોકળો કરતા ગયા. રાજપૂતોના કેટલાક વિશિષ્ટ ગુણોની સાથે જાતિ-અભિમાન અને કુસંપ જેવાં બે મોટાં દૂષણો પણ સામંતશાહીમાંથી સર્જાયા. તેનાથી મધ્યયુગના ભારતીય ઇતિહાસે મહાન પલટો લીધો, જે ભારતના મૂળ સમાજને માટે વિઘાતક નીવડયો. (ક્રમશઃ)

૪ એપિગ્રાફિયા ઈન્ડીકા, પુ. ૧, પૃ. ૧૫૯.

*

# અર્વાચીન ગુજરાતનું રાજકીય ઘડતર-૫

## (ઈ. સ. ૧૮૩૩–ઈ. સ. ૧૮૮૬)

## નર્મદના રાજકીય વિચારો-૧

પ્રવીણચન્દ્ર પારેખ

[સમાજશાસ્ત્ર વિભાગ, નવયુગ આર્ટ્સ ઍન્ડ કૉમર્સ કૉલેજ, પોરબંદર]

દુર્ગારામ મહેતાજી, દલપતરામ અને નર્મદ ગુજરાતના નવયુગના આદ્ય પ્રણેતાઓ છે. નર્મદે કૉલેજ કેળવણી લીધી હતી. પરંતુ કૌટુંબિક કારણોસર તેને અભ્યાસ છોડી નોકરી સ્વીકારવાની ફરજ પડી જેને પરિણામે તે ઉપાધિ પ્રાપ્ત ન કરી શક્યો.

સ્વાતંત્ર્ય માટેની અદમ્ય અભીપ્સા, ધસમસતા પૂર જેવો ઉત્સાહ, સાહસિકપણું, નીડર અને સ્પષ્ટ વક્તૃત્વ–આ સર્વ નર્મદના વ્યક્તિત્વનાં વિશિષ્ટ લક્ષણો છે.

દલપતરામની જેમ નર્મદનું સુધારાનું દર્શન પણ વ્યાપક છે. હિન્દુઓના જૂના રીતરિવાજો અને અનેક પ્રકારના નિષેધોની તેના પદ્ય અને ગદ્ય લખાણોમાં તેણે આકરી ટીકાઓ કરી છે. નવી કેળવણી લેવાનો તેમ જ સંપ, ઉદ્યમ અને દેશાટન કરવાનો તેણે લોકોને અનુરોધ કર્યો છે.

સ્વાતંત્ર્યની અભીપ્સા વ્યક્ત કરતાં અનેક કાવ્યો અને સંખ્યાબંધ પંક્તિઓ 'નર્મકવિતા'માં વેરાયેલાં જોવા મળે છે:

> કોઈનો નથી જ હક્ક રાયરંકનો કદા,
> એક તો થવા બનાવવા ગુલામ વિશ્વમાં;
> માણસાઈ છે તહાં ગુલામી હોવી ના ખરે.
> જુલ્મી વાત જોઈ શુભ ન્યાયફૂલ તે ખરે,
>
> જેટલા દીસે જ માનવી હકો ઘણા ઘણા,
> મુખ્ય છે સ્વતંત્રતા નથી જ તેહમાં મણા;
> આવશે દી કે દી કેદી છૂટશું ગુલામીથી?
> વા નિરાશ થાવું ભાઈ દેવ લાવશે મિતિ.
>
> સર્વ સાર એટલો સ્વતંત્રતા હીરાકણી,
> છે વીંટી અગત્યની કહો અરે જરૂરની;
> સૂક્ષ્મ તે પરંતુ દેવદત્ત નંગવો પર,
> અપ્ડ સૃષ્ટિમાં અનુપ જેથી શોભતો કર.[૧]

નર્મદના થનગનતા ઉત્સાહ વિષે વિનાયક મહેતા લખે છે:

'એનો ઉત્સાહ લોહચુંબક પેઠે બધાંને અસર કરતો. જ્યાં ત્યાં મંડળી ભેળી કરો, ભાષણો કરો, લોકોને ઉત્સાહી કરો. સંસાર સુધારો કરો એ જ એનો બોધ; અને તે બોધ અમલમાં મૂકવા તેની ઉત્સાહના ઘેનથી ભરેલી આંખો જાણે આમંત્રણ ન કરતી હોય તેમ બધાને બોલાવતી. નિસરો તમારાં અંધારા દરમાંથી; નીકળો તમારા બદ્ધ કૂપમાંથી; ઊંચે ઊડો તમે જમીન પર ઘસડાતાં પ્રાણીઓ; રસનું આસ્વાદન કરો તમે રસશૂન્ય મૂર્તિઓ; ને બોલો તમે મૌનવ્રત ધારણ કરનારાઓ! એવા એવા બોધથી તે ઉત્સાહનો ચેપ સ્થળે સ્થળે પ્રસર્યો.'[૨]

તેના નીડર અને સ્પષ્ટ વક્તૃત્વ વિષે બલવંતરાય ઠાકોર નીચે પ્રમાણે લખે છે:

'જુઓ ગગા ઓઝા ભાવનગરી રાજકારભાર અને ભાવનગરી નાગરો સામે ઉઠાવેલા દાંડિયા; સરકાર અને સરકારી વહીવટની ખામીઓ સામે પણ બેધડક કરેલી કડક ટીકાઓ. મરાઠી પાઠ્યપુસ્તકો, કોશો, આદિ માટે મુંબઈ સરકારે શ્રમ લીધેલો અને ખર્ચ કરેલા તેના અહેવાલ સાથે જુઓ એ જ સરકારી ખાતાંએ ગુજરાતી ભાષા, સાહિત્ય, કોશ વગેરે માટે કેટલું તો થોડું કેવી ઉપલક રીતે કર્યું છે, તેની 'ડાંડિયા'માં લીધેલી હાજરી. સરકારી ગૅઝેટમાં દેશી ભાષામાં થતાં પ્રકાશનો વિષે મુદતી નોંધો અને અવલોકનો શરૂ થયાં, ત્યારે મરાઠીને લગતું લખાણ સરકાર પ્રતિષ્ઠિત મરાઠી વિદ્વાનોને સોંપે છે, પણ ગુજરાતી વિભાગમાં ખાતાના કારકૂનો આદિ વડે ચલાવી લેવાય છે વગેરે ફરિયાદ આનો બીજો દાખલો છે. ટેલર વ્યાકરણની ખબર લેતાં પણ મુખ્ય પ્રકાર સરકારના પક્ષપાત સામે છે. અને

મુંબઈ ધારાસભામાં નિમણૂકો વિષે, પ્રેમચંદ રાયચંદ વિષે, શેઅર-સટ્ટાના વર્ષોમાં સરકારી નોકરોને લગતા ધોરણો વહીવટમાં સારી પેઠે અવગણાએલાં, વગેરે વગેરે ચર્ચા અને ટીકા, કેટલીક નામઠામ સાથેની, એવા આ જ વર્ગમાં ગણાવાને લાયક બીજા દાખલા પણ થોડા નથી.'[3]

સને ૧૮૬૩–૬૪માં નર્મદે 'હિંદુઓની પડતી' નામનું લાંબું કાવ્ય લખ્યું જેમાં તેમણે હિંદુઓની પડતીના કારણો દર્શાવી તે દૂર કરવાનો લોકોને અનુરોધ કર્યો.

હિંદુઓ જૂની વસ્તુઓને વળગી રહે છે અને નવું શીખતા નથી એટલે એમની પતિત દશા સ્વાભાવિક છે:

વળગી રહે છે લોક, જૂની વાતોને જ્યારે;
કેમ દુઃખી ના હોય, સમો બદલાયો ત્યારે?
કરી પૂર્વને વર્જ્ય, નવું રચવું અનુકૂળ તે;
તોડી નાખી સહુ બંધ, છૂટો લેવી ઘટતી તે.
છૂટ બહુ લેવા કાજ, જરૂર ભણવાની જાણું;
એક વગરનું શૂન્ય, ભણ્યા વણ નર્મદ માનું.[4]

હિંદુઓમાં સ્ત્રીસન્માનની ભાવના નથી અને સામાન્યતઃ સ્ત્રીને તાડનની અધિકારી જ ગણવામા આવે છે:

નહિ સ્ત્રીઓનું માન, હિંદુના ઘરમાં ઝાઝું;
મિત્ર ગણે છે કોક, ઘણાં કહે મારો પાટુ.[5]

દેશી રાજાઓની ટીકા કરતાં નર્મદ કહે છે:

પોતે ગંડુ તેમ, લોકને કરતા ગંડુ,
બગાડી નાખી દેશ, કાળજું કરતા ઠંડુ.[6]

તે જ રીતે ભારતને ચૂસવાની બ્રિટનની ઊંદરશાહી રીત વિષે કહે છે:

છે તેની છે રીત, ઊંદરના જેવી ડાહી;
કરડી ચૂસી લેય, ફૂકી ફૂકી તે વાહી.[7]

અંગ્રેજી રાજ્યઅમલમા ન્યાય કાયદા અનુસાર નથી ચૂકવાતો પરંતુ વ્યક્તિના ધર્મ અને રંગ અનુસાર ચૂકવાય છે:

જાત ધર્મનો ફેર, ફેર ગોરા કાળાનો,
જોયે ન્યાયાધીશ, ન્યાય સાચો તે થાનો?[8]

હિંદુઓની પડતીનાં કારણો દર્શાવી તેમ જ અંગ્રેજી રાજ્યઅમલની ખામીઓ બતાવી સ્વસ્થ અને પ્રગતિશીલ સમાજ ભવિષ્યમાં સ્થપાશે એવી આશા કવિ કાવ્યના અંત ભાગમાં વ્યક્ત કરે છે.

'ગુજરાતીઓની સ્થિતિ' (સને ૧૮૬૯) નામના બે લેખોમાં નર્મદે ગુજરાતીઓની તત્કાલીન સ્થિતિની ચર્ચા કરી છે જેમાં સ્વાભાવિક રીતે જ રાજકીય વિચારો પણ વ્યક્ત થયા છે. આ લેખોમા વિદ્યારહિતત્વ અને ઠંડું લોહી ગુજરાતીઓની સૌથી મોટી ખામીઓ ગણાવીને તે દૂર કરવાના માર્ગ સૂચવવામાં આવ્યા છે:

'આજકાલ આપણા લોકમાં વિદ્યારહિતત્વ અને ઠંડું લોહી એ સૌથી મોટી ખામી છે અને એથી કાયરપણું, ખુશામત, તાબેદારી, બીકણપણું અને નામર્દાઈ એ ખામીઓ છે. એ રોગ દૂર કરવાના ઓસડમાં વિદ્યા અને સારી સંગતિ એ બે છે; પણ વિદ્યા મળવાનાં સાધનમા મુખ્ય જે પુસ્તકો તે જેવા ને જેટલા જોઈએ તેવા ને તેટલા નથી. તેમ પડોશમાં કોઈ રાજ્ય એવું નથી કે ત્યાંના લોકની રૂડી સ્થિતિ જોઈ આપણે તેવી કરીએ. આપણે નસીબે સુધરેલા દેશો સંબંધી ગ્રંથ તથા ન્યૂસપેપરો વાચીને અને આપણા દેશમાં આવેલા સત્તાધારી લોકની સ્થિતિ જોઈ ને સારી સંગત વિષે વિચાર બાંધવાના છે. અર્થાત્ એ સાધન પણ નબળું છે. ત્યારે હવે સાધન શું છે કે જેથી તે ખામીઓ જાય?'

'હરેક વિષય જાણવાની હોંશ અને હરેક વિષય સંબંધી વિચાર કરવાની ટેવ અને વિચાર કરતાં જે ફાયદા કરતું જણાય તે મેળવવા ઊછળતી આતુરતા સાથે ન થાકે તેવો ઠર્યો ઉદ્યોગ કરવાની ટેવ એ રાખવા જોઈએ. તેમ બાળલગ્નથી ને ગરીબાઈથી ઊગતા જુવાનોને સંસાર ચલાવવાની કાળજી પડયેથી તેઓનામાંથી કૌવત ઘણું ઓછુ થઈ ગયું છે તે પાછુ આવવુ જોઇએ. બાળલગ્ન બંધ કરવા અને પૈસાની કાળજી ન રાખતાં ઉદ્યોગ ખોળવામાં મથ્યા કરવુ ને તે મળ્યેથી તેમાં મચ્યા રહેવુ અને લોકલાજનો ડર ન રાખી નાનના ધારાના ખર્ચ ન કરતા કરકસરથી સ્વતંત્રપણે રહેવું એથી સુખનો વધારો થશે. વળી અંગ બાળવાને કસરત કરવાની ટેવ રાખ્યાથી શરીરમાં કૌવત આવશે, લોહીમાં ગરમાવો વધશે અને તેથી મનના જોસ્સાઓ વધી બહાર પડશે. કેફ કરવાની ટેવથી લોહીમાં બગાડો થાય છે ને હરકોઈ કામ

કરવામાં ઝાઝીવાર જુસ્સો ટકતો નથી, માટે એથી દૂર રહી મલીદા ખાવાની ને તેને મહેનતથી પચાવવાની ટેવ રાખવી કે શરીરમાં લોહી વધે.'

'ઉપર જે સાધન કહ્યાં તેથી મનના જોસ્સાનું જોર વધશે ને વિદ્યાથી ને સંસારના અનુભવથી તે કવાયતમાં કેળવાશે. જ્યારે જોર અને કવાયત જોસ્સાઓને મળશે ત્યારે એ પોતાની ધારણા પાર પાડવાને લડાઈનાં મેદાન કેમ નહિ શોધે ને ત્યાં જૂના દુઃખ દેતા વિચારો સાથે કેમ નહિ લડે? અને મથતાં મથતાં કોઈ દહાડો તે વહેમોનો કોટ એકદમ કેમ નહિ તોડી પાડે? વહેમને ખસેડવામાં અને પછી ઊંચા વિચારનાં ઊંચા સુખ ભોગવાય તેવું કરવામાં ઊંચા જુસ્સા એ રામબાણ સાધન છે.'

આ જોસ્સાઓમાં નર્મદ સ્વતંત્રતાને, અભિમાનને અને દેશાભિમાનને ગણાવે છે.[૯]

ગુજરાતના લોકોમાં રાજકીય જાગૃતિ વધશે એ જાતનું મંતવ્ય રજૂ કરતાં એ જ લેખમાં નર્મદ કહે છે:

'રાજ્ય સંબંધી વિષયમાં લોકોની સમજણ એટલી વધશે કે તેઓ સત્તાધારીના કાયદા ને અમલદારોનાં કામ એ ઉપર નીઘા રાખતા થશે. તેઓ જોશે કે સરકાર ખરી જરૂરથી રૈયત ઉપર ઉપાડી શકાય તેવો બોજો નાખે છે કે રૈયત ગરીબ થઇ ડૂબતી રહે એવા સ્વાર્થી વિચારથી હરકોઈ બહાને જુલમનો બોજો નાખે છે. સરકાર અજાણપણે અથવા જાણી જોઇને છૂટ મૂકી લેવાનું કરતી હશે તે વેળા રૈયત વિવેકના ઘરમાં રહી સામી થઈ તકરાર લેતી થશે ને તે પોતાની તકરારમાં નહિ ફાવે તો તે વાત મોટી સરકારને જણાવશે. આવો પણ દહાડો આવે કે રાજદરબારી વાતની ચર્ચાને સારુ ગુજરાત એસોસીએશન નામની મંડળી થાય જેમાં કેટલાએક સુરતના, કેટલાએક ખેડાના, કેટલાએક ભરૂચના, કેટલાએક અમદાવાદના, સ્વતંત્ર ગૃહસ્થો પોતપોતાના જિલ્લાઓમાં વાકફગારીથી એકઠા મળી વિચાર કરે ને ગુજરાતી ભાષામાં કે સઘળા લોકોના જાણવામાં આવે ને તેનું જે રીપોર્ટ આવે તેનું અંગ્રેજી થઈ સરકારને જણાવવામાં આવે ને ત્યાંથી દાદ ન મળે તો લંડન સરકારને જણાવવામાં આવે.'

નર્મદ એમ પણ કહે છે કે 'એ મંડળીમાં કોઈ સરકારી અધિકારીઓ ન જોઈએ. એઓથી સરકારની સામો વિચાર અપાય નહિ – એઓને તે વેળાએ પોતાની બુદ્ધિથી ઊલટું કરવું પડે.'[૧૦]

એ લેખના અંત ભાગમાં ગુજરાતના આશાસ્પદ ભાવિનું દર્શન કરતાં નર્મદ કહે છે:

'......અંગ્રેજી રાજ્યથી નવા વિચાર દાખલ થયેથી, રેલ્વેથી, સંગતિલાભ વધેથી ને છાપખાનાથી, વાર્તાપ્રસાર થયેથી આપણી સ્થિતિ કેટલી બધી થોડા વર્ષમાં ફરી છે! પોતાને ફાવતો ઉદ્યોગ સૌ કરે છે, નામ મેળવવાની સૌને ઈચ્છા થવા માંડી છે, વિદ્યા ભણવા ઉપર સૌની પ્રીતિ વધતી જાય છે, નસીબ, સંતોષ, બીકણપણું ભોળી ભક્તિ, અજ્ઞાન, ખુશામત, પરાધીનપણું એ સંબંધી વિચાર ઓછા થતા જાય છે, ને તેને બદલે અસંતોષ, આશા, શૌર્ય, ઉદ્યમ, કામ કરવા ઉપર લક્ષ, ગુણ, ભક્તિ, જ્ઞાન, સ્વતંત્રતા, ટેક ઈત્યાદિ સદ્ગુણો આવતા જાય છે. આગળ જુદાજુદા વર્ગના લોક પોતપોતાના ધર્મને વળગી રહેતા તેમ આજે નથી. પણ સઘળાનો ધર્મસંબંધી એક સરખો મત થવા લાગ્યો છે; સર્વ ભાગની ભાષા એક જાતની થવા આવી છે; અને સૌ પોતપોતાની ને પછી પોતાના દેશની સ્થિતિ સારી કરવાની એક સરખી વૃત્તિ રાખતા થયા છે. એ પ્રમાણે આજકાલ સૌની અંતર વૃત્તિ જોતાં પણ આપણી સ્થિતિ આગળ જતાં ઘણી સારી થવાનો સંભવ છે. એમ ખાતરીથી કહેવાય છે.'[૧૧]

'આપણી દેશજનતા' (સને ૧૮૭૦) નામના લેખમાં નર્મદ રાષ્ટ્રીયતાની નીચે પ્રમાણે વ્યાખ્યા આપે છે:

'તે જ દેશમાં રહેનાર, એવા અકેક જણાની પોતપોતાની સ્થિતિ જુદીજુદી હોય છે તો પણ તે જ દેશનાં તે જ હવાપાણીને, તે જ ધર્મનીતિને, તે જ રીતભાતને ને તે જ રાજ્યસત્તાને અકેક જણ એક સરખો જ આધીન હોય છે તેથી તે જ દેશમાં રહેનારા સર્વ જણની એક સામાન્ય સ્થિતિ થઈ રહે છે. વળી દેશ, ભાષા તથા ગુણકર્મ ઉપરથી દેશ દેશના જનસમૂહની સ્થિતિ જુદીજુદી હોય છે. એ જોતાં, અકેક દેશના જનોની પોતાના સંબંધમાં જે એક

સામાન્ય સ્થિતિ હોય છે તે પાછી બીજા દેશની જનના સંબંધમાં વિશેષ સ્થિતિ થાય છે: એ સ્થિતિ અથવા એ સ્થિતિનું જે સ્વરૂપ તે દેશજનતા અથવા દેશપણું'[૧૨].

રાષ્ટ્રત્વ કે રાષ્ટ્રીય ભાવના માટે ભાષા, ધર્મ વગેરેનું ઐક્ય અનિવાર્ય છે એ ૧૯મી સદીનો ભ્રામક ખ્યાલ ઉપર્યુક્ત અવતરણમાં જોઈ શકાય છે. અલબત્ત, ભાષા, ધર્મ વગેરેનું ઐક્ય રાષ્ટ્રીય ભાવનાના વિકાસને સરળ બનાવે છે. પરંતુ આલ્ફ્રેડ ઝિમર્ને બતાવ્યું છે તેમ તે અનિવાર્ય નથી; કારણ કે રાષ્ટ્રત્વ એ છેવટે તો લાગણીનો પ્રશ્ન છે. રાષ્ટ્રીય ભાવનાની પાછળ ભાષા, ધર્મ વગેરેના ઐક્ય કરતાં પણ ઇતિહાસના વારાફેરામાં પ્રજાઓએ સાથે ભોગવેલાં સુખદુઃખો અને તેની સ્મૃતિ વધારે મહત્ત્વનો ભાગ ભજવે છે.

'હિંદુઓની પડતી'માં પણ રાષ્ટ્રીયતા માટે અનિવાર્ય ઐક્ય ઉપર નર્મદે નીચે પ્રમાણે ભાર મૂકયો છે:

વિના વાણીનું ઐક્ય, વિના કહું ઐક્ય ધરમનું;
રાજઐક્ય વણ જોર, નકામુ દેશીજનનું.[૧૩]

એ ('આપણી દેશજનતા') લેખમાં નર્મદનું હિંદુપણાનું અભિમાન પણ જોઈ શકાય છે. તે કહે છે કે ઔરંગઝેબનું રાજ્ય ચાલુ રહ્યું હોત તો હિંદુઓ ચપાઈ ગયા હોત અથવા મરી ગયા હોત. "પણ વર્તમાન રાજ્યથી આપણો દહાડો ફરવા માંડ્યો છે."[૧૪] પરંતુ હિંદુઓ ઉપરાંત મુસલમાનો વગેરે પણ ભારતમાતાના જ પુત્રો છે; એટલે તેમને પણ હિંદુઓ સાથે દેશસેવામાં પ્રવૃત્ત થવાનો નર્મદ આ જ લેખમાં અનુરોધ કરે છે:

'હિન્દુસ્તાનમાં બહોળી વસ્તી હિંદુની છે ને હિંદુની જ દેશજનતા હજી રહી છે માટે આટલી વાર મેં હિંદુઓને જ સંભળાવ્યું. પણ હવે હું દેશના સર્વ જાતના વતનીને કહું છુ. પારસી ને મુસલમાન હિન્દુસ્તાનની ભૂમિને શરણે છે. હિન્દુસ્તાની ભૂમિ તેમનું ભરણપોષણ કરે છે. એઓ હિંદુઓના ભાઈઓ છે. એઓએ પણ હિંદુની સાથે દેશના કલ્યાણને અર્થે પરિશ્રમ કરવામાં ખંતથી સામેલ થવું જોઈએ.'[૧૫].

'સ્વદેશાભિમાન' નામના લેખમાં (આ લેખની લખ્યા સાલ પ્રાપ્ય નથી. પરંતુ ઈ.સ. ૧૮૭૪ થી ઈ.સ. ૧૮૭૬ સુધીના ગાળામાં લખાયો હોય તેમ લાગે છે) નર્મદ જણાવે છે કે લોકો પ્રવૃત્તિશીલ અને પ્રગતિશીલ બનવા લાગ્યા છે:

'આજકાલ હિન્દુઓમાં જૂના નવા વિચારોનાં યુદ્ધ ચાલે છે; એક પાસથી અનેક ધર્મજ્ઞાતિ બંધન શિથિલ થતાં જાય છે ને બીજી પાસથી અનેક રીતે લોકનું ઐક્ય થતું જાય છે. લોકે સંસારપ્રવૃત્તિને મુખ્ય માનવા માંડી છે ને તેઓ રસબુદ્ધિએ ને અર્થબુદ્ધિએ મંડળીઓ કરી કરી વધારે વધારે ઉદ્યમી થતા જાય છે. અંગ્રેજ સરકારની પ્રજારૂપે પ્રાતપ્રાંતના વિદ્વાનો દેશકલ્યાણના વિષયમાં માનને અર્થે, ધનને અર્થે, પરોપકારને અર્થે, મંડળીઓમાં પોતપોતાના વિચાર જણાવે છે ને યથાશક્તિ કામ કરી દેખાડે છે. પ્રાંતપ્રાંતના શ્રીમંતો ધર્મબુદ્ધિથી કે માનબુદ્ધિથી કોડમાં કે શરમમાં દેશકલ્યાણમાં નાણું વાપરે છે ને નિર્ધન લોકને સાથે રાખી પત્યાળે વેપારધંધા કરે છે. દેશી રાજ્યની પ્રજાની સ્વતંત્રતા ઉપર મોહથી જોવા માંડયું છે. એ સંધા ઉપરથી જણાય છે કે, જો કે આજકાલ દેશદાઝ, દેશપ્રીતિ ને દેશાભિમાન એ વિષે લોકને શુદ્ધ જ્ઞાન નથી તો પણ તેઓના મનનું વલણ ને તેઓની કર્મવૃત્તિ એ સમસ્ત દેશીજનનું ઐક્ય કરવા ભણી છે. એ ઐક્યને અર્થે બંગાળીઓ પ્રથમ જ ધર્મનો ને દક્ષિણીઓ આજકાલ અવશ્યે સમૃદ્ધિ અર્થનો બોધ કરવાને આગળ પડયા છે.'[૧૬]

આ જ લેખમાં આગળ જતાં નર્મદ આ પ્રવૃત્તિધર્મને આગળ ધપાવવાનો લોકોને અનુરોધ કરે છે:

'લોકનુ ઐક્ય થશે, એટલે દેશી સમસ્તનું એક સ્વરૂપ ઘડાઈ રહેશે ને પછી એ સ્વરૂપનું હુંપણું—સ્વદેશાભિમાન પ્રગટ જણાશે ને તે પુષ્ટ થયું કે તેના જય ગાજશે. આપણે સંસારના યશ-સુખની સ્પૃહા ન રાખતાં કેવળ આચાર અહિંસાના ધર્મને મર્યાદાભાવથી પામીને પરતંત્ર તથા દામણા થયા, તો હવે તરત ને તરત પાછી ધર્મદ્વારા આપણી સ્થિતિ સુધારવાનો સંભવ નથી જ; અને નિવૃત્તિ-શાન્તિના વિચાર દબાઈ જઈ પ્રવૃત્તિ-ઉત્સાહના વિચાર વધતા જાય છે. પ્રવૃત્તિની નીતિ (નિવૃત્તિની નહિ) પ્રબળ છે, ને એ નીતિનું શ્રેષ્ઠ દૈવત સ્વદેશાભિમાન છે, તો હવે હિંદુસ્થાનના (મન ત્યાં અન્ન એમ સમજતા) સકળ હિંદુઓને અને (અન્ન ત્યાં મન એમ સમજતા) મુસલમાન પારસીઓને એ સૌને સ્વદેશ—હિંદુસ્થાનનું જ અભિમાન એ જ મોટું ઉત્તમ સુખદાતા દૈવત છે, પૂજ્ય ને આરાધ્ય છે.

ધર્માભિમાન દૈવતનો કાળ ગયો ને દેશાભિમાન દૈવતનો કાળ આવ્યો તો હવે એના જ ઉપર પૂર્ણ આસ્થા-શ્રદ્ધા રાખવી; જેવું ધર્માભિમાનમાં દાખવ્યું તેવું ઔદાર્ય દેશાભિમાનમાં દાખવવું, દેશકલ્યાણને અર્થે દેશી સમસ્તરૂપી મહાકુટુંબના કલ્યાણને અર્થે સહન કરવું ને મનન કરવું. તન, મન, ધન અર્પણ કરવાં ને પ્રસંગે પ્રાણ પણ અર્પણ કરવા. પ્રત્યેકના ઉદ્યમ સમસ્તની સમૃદ્ધિ વધારવી ને સમસ્તના સુખમાં પોતાનું સુખ શોધવું–એ નીતિ મનસા વાચા કર્મણા પાળવાથી આપણા સમસ્તની–દેશની સ્થિતિ ફરી પાછી સઘળી વાતે ઉત્તમ શોભશે જ શોભશે.' ૧૭

'આધુનિક જનમંડળની અવ્યવસ્થા' (સને ૧૮૭૬) નામના લેખમાં સને ૧૮૫૭ના બળવા પછી અંગ્રેજ સરકાર અને ભારતની પ્રજા વચ્ચેનું અંતર વધવા લાગ્યું છે તેમ નર્મદ જણાવે છે:

'પણ પંજાબ, નાગપુર ને અયોધ્યા–અહીંનાં રાજ્યો ખાલસા કરવામાં આવ્યાં ને ૧૮૫૦માં બળવો થયો ત્યાર પછી અંગ્રેજ સરકાર ને દેશી લોક સમસ્ત એઓનો એકબીજા ઉપરથી સ્નેહ ઊઠી ગયો છે–લોકમાંના વિચક્ષણ પુરુષ તથા શ્રીમંતજન એઓની સભાઓ કેટલાંક વર્ષ થયાં દેશીઓનાં દુઃખ વિષે સરકારને જણાવે છે અને વર્તમાનપત્રવાળાઓ લોકના વિચારો જણાવી સરકારે કરવા ધારેલાં કામ ઉપર ચર્ચા ચલાવે છે, તો પણ સરકાર તેવી સ્પૃહા રાખતી નથી; સરકાર લોકહિત સંબંધી આમ કરીશું એમ જણાવે છે ને પછી તેમાંનું કંઈ તે કરી બતાવતી નથી; સને ૧૮૫૮ના ઢંઢેરામાં પ્રસિદ્ધ કરેલા વિચારથી ઊલટી, હાલમાં જોઇએ છીએ તેવી સરકારની વર્તણૂક છે. અંગ્રેજી રાજ્યે લોકની વૃત્તિ બદલાવી ને ઇચ્છા અતીશે વધરાવી–એઓને એઓની પરંપરાગત નિવૃત્તિમાંથી ખસેડ્યા ને પ્રવૃત્તિના મોહપાશમાં નાખ્યા અને અંગ્રેજી રાજ્ય હવે એઓના લાભમાં કંઈ કરી શકતું નથી; ઉત્કંઠિત લોક વધારે અધીર થતા જાય છે અને કેટલાક અમલદારો મદે ભરાઇને અન્યાયે વર્તે છે. લોક નિર્ધન થયા છે, અને ઉદ્યમ–ઉદ્યમનાં સાધન રહિત છે. વળી કરવેરા સરકારને આપવાના છે જ. પરદેશી વસ્તુ વાપરવાને નવો રિવાજ ચાલ્યો છે એથી પણ લોક દુઃખી છે. આજકાલ લોકની જાત (દેહ તથા મન) અવ્યવસ્થિત છે. ઘર (મર્યાદા તથા સંપ) અવ્યસ્થિત છે, વેપાર (ધીરધાર) અવ્યવસ્થિત છે, ધર્મ (નિવૃત્તિ–પ્રવૃત્તિના) અવ્યવસ્થિત છે અને રાજનીતિ અવ્યવસ્થિત છે.'૧૨

સને ૧૮૮૧માં નર્મદે તેનું દૃષ્ટિપરિવર્તન અને સુધારાનું વિસર્જન જાહેર કર્યું ત્યાર પછીના તેના રાજકીય વિચારોની ચર્ચા હવે પછી. (ક્રમશઃ)

*

## સંદર્ભ-સૂચિ


૧. શ્રી વિશ્વનાથ ભટ્ટ સંયોજિત 'નર્મદનું મંદિર–પદ્ય–વિભાગ' પૃ ૧૦૯–૧૧૦.

૨. વિનાયક મહેતા કૃત 'નંદશંકર જીવનચિત્ર'. બીજી આવૃત્તિ. પૃ. ૭૭.

૩. 'વિવિધ વ્યાખ્યાનો. ગુચ્છ બીજો–વિભાગ પહેલો.'– બળવંતરાય ક. ઠાકોર. પૃ. ૧૮.

૪. નર્મદનું મંદિર–પદ્ય વિભાગ. પૃ. ૭૯

૫. એજન. પૃ. ૮૩.

૬. ,, પૃ. ૮૪.

૭. ,, પૃ. ૮૫.

૮. ,, પૃ. ૮૬.

૯. શ્રી વિશ્વનાથ ભટ્ટ સંયોજિત 'નર્મદનું મંદિર–ગદ્ય વિભાગ' પૃ. ૨૬–૨૮.

૧૦. ૧૮૭૪નું ૨૬ કરાયેલું સરકારી 'નર્મગદ્ય'. રામનારાયણ વિ. પાઠક કૃત 'નર્મદ–અર્વાચીન ગદ્ય-પદ્યનો આદ્યપ્રણેતા' પૃ. ૧૧૦-૧૧માંથી ઉદ્ધૃત.

૧૧. નર્મદ શતાબ્દિ સમિતિ તરફથી પ્રકાશિત 'નર્મદ શતાબ્દિગ્રંથ'માંથી ઉદ્ધૃત.

૧૨. 'નર્મદનું મંદિર–ગદ્ય વિભાગ'. પૃ. ૧૩૦.

૧૩. 'નર્મદનું મંદિર–પદ્ય વિભાગ'. પૃ. ૧૦૦.

૧૪. અને ૧૫.'નર્મદનું 'મંદિર-ગદ્યવિભાગ'.પૃ.૧૪૦-૪૧.

૧૬. એજન. પૃ. ૫૪૬-૪૭.

૧૭. એજન. પૃ. ૫૪૭-૪૮.

૧૮. એજન. પૃ. ૫૫૦–૫૧.


*

# વિજ્ઞાન વાસરી

નરસિંહ મૂ. શાહ
[આચાર્ય, આર્ટ્સ ઍન્ડ સાયન્સ કૉલેજ. કપડવણજ]

વિજ્ઞાન અને ટેકનૉલૉજીના વિષયોમાં ચાલતું સંશોધન એટલું બધું વધી ગયું છે કે તેનાં પરિણામો પ્રગટ કરવા માટે દર વર્ષે ત્રીસ લાખ ઉપરાંત સંશોધનના બુનિયાદી લેખો પ્રગટ થાય છે. આ બધાને વિષય વાર ગોઠવીને એ વિષયના તજજ્ઞોને એ પરિણામો પદ્ધતિપૂર્વક અને વ્યવસ્થિત રીતે મળ્યા કરે એ જરૂરી છે. તો જ તેનો ઉપયોગ સંદર્ભ તરીકે થઈ શકે અને સંશોધકોને મદદરૂપ થાય. એટલે તેમના સાર તારવી ટૂંકા સ્વરૂપમાં તેમને પ્રગટ કરવામા આવે છે. સાથોસાથ લેખક યા લેખકોનું નામ, સરનામુ વગેરે આપવામાં આવે છે. આથી એ વિષયમાં કામ કરનારને જરૂર પડયે તેનું રિપ્રિન્ટ મંગાવી લેવાની સગવડ મળે. આ થયું abstractsનું નવું ક્ષેત્ર. સાથોસાથ લેખોનો સંગ્રહ, તેઓનો અરસપરસ સંબંધ, જુદી જુદી ભાષાઓમાંથી ભાષાંતર, સૂચિકરણ, વિષય વાર નોંધણી વગેરે બાબતો આવી જાય છે. આ બધાને આવરી લેતું વિજ્ઞાન એટલે documentationનું વિજ્ઞાન. બ્રિટન, જર્મની અને અમેરિકાના વિજ્ઞાન-વિષયક વિદ્વત્‌મંડળો આ કામ ઘણા વખતથી કરતાં આવ્યાં છે. બ્રિટન અને જર્મનીએ આ કામ ખૂબ ખર્ચાળ હોવાથી અને દર વર્ષે મોટી ખોટ આવતી હોવાથી બંધ કર્યું છે. માત્ર અમેરિકાએ આ કામ ચાલુ રાખ્યું છે. તેના ઍબ્સ્ટ્રૅક્ટસ અત્યંત ખર્ચાળ અને મોઘા છે—તેના રસાયણ-વિષયક ઍબ્સ્ટ્રૅક્ટસ દર મહિને બે વાર બહાર પડે છેઃ લગભગ ૫૦૦૦–૬૦૦૦ પાનાં બહાર પડે છે, અને તેની કિંમત લગભગ ૧૨૦૦ રૂપિયા જેટલી છે. માત્ર સંશોધન સંસ્થાઓને ન છૂટકે એનુ લવાજમ ભરવુ પડે છે. પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે વિષયના વિદ્વાનો સિવાય અન્ય જનતાને આથી ફાયદો શો?

અત્યારે આપણા દેશમાં આ ક્ષેત્રમાં થતું કામ 'પારેશમાં પહેલી પૂણી' જેવું છે. દિલ્હીમા ઈન્ડિયન નૅશનલ સાયન્ટિફિક ડૉક્યુમેન્ટેશન સેન્ટર (ટૂંકામાં INSDOC) આ કામ થોડા વર્ષોથી ઉપાડયુ છે. તેમા ફક્ત ૬૦–૭૦ ભાષાંતરકારો કામ કરે છે — જ્યારે ઓછામાં ઓછા ૧૨૫ની જરૂર છે. થોડા વખત પહેલાં વિજ્ઞાન અને ટેકનૉલૉજીના સ્નાતકોને ભાષાંતરકારો અને ઍબ્સ્ટ્રૅક્ટરો તરીકે તાલીમ આપવા શું કરવું એ અંગે વિચાર કરવા એક સેમિનાર ગોઠવવામા આવી હતી, અને વિજ્ઞાનના સંશોધન લેખોને તારવી ટૂંકાવી (abstract કરી) અને અન્ય ભાષામાં હોય તો ભાષાંતર કરી આપી શકે એવી ગોઠવણ કરવાની સૂચના થઈ હતી.

આ કામ કાર્યક્ષમ રીતે પાર પાડવા અમેરિકા સેંકડો ઍબ્સ્ટ્રૅક્ટરો રોકે છે. દીર્ઘ દૃષ્ટિ અને ઉત્સાહપૂર્વક આ કામ રશિયાએ પોતાના દેશ માટે ઉપાડી લઈ તેને ફતેહમંદ કર્યું છે. મૉસ્કોમાં ઑલ યુનિયન ઈન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્ટિફિક અને ટેકનિકલ ઇન્ફર્મેશન ૨૦૦૦ ભાષાંતરકારોનો સ્ટાફ રોકીને કામ કરે છે.

આપણા દેશમાં એક મુશ્કેલી ભાષા અને વિજ્ઞાનના વિષયોના સંયોજનની છે. બીજું, વિષયના નિષ્ણાતોને ભાષાંતર અંગે મુશ્કેલી છે. ભાષાતર ન થાય તો ઍબ્સ્ટ્રૅક્ટ કરવાનું તો કેવી રીતે અને? INSDOCનો અનુભવ છે કે ભાષાંતરકારો વર્ષે માત્ર ચાર ભાષાતરો આપે છે. પણ આ કામમા પ્રવીણ ભાષાતરકારો જાદુઈ લાકડીથી તૈયાર થતા નથી. ઉપરાંત બિનઆકર્ષક પગાર ધોરણે સારું કામ થતું નથી. એટલે તેમના અંગે જેમ વધારે મૂડી રોકવામાં આવે તેમ તેનું વળતર ટૂંકા સમયમાં મળી રહે.

આ પ્રશ્ન માત્ર તારણ, ભાષાંતરનો જ નથી. એને જરા વિશેષ સૂક્ષ્મતાપૂર્વક તપાસીએ તો એમાંથી લોકભોગ્ય ભાષામાં વિજ્ઞાનનું વિતરણ કરવાનો મુદ્દો પણ સમાયેલો છે. એટલે એક પગલું આગળ જવાનું છે. ઉપરાત, પ્રાદેશિક ભાષાઓને સમૃદ્ધ કરવાની બાબત, પ્રાદેશિક ભાષામા ઉચ્ચ કેળવણીનું માધ્યમ રાખવાની બાબત ઇત્યાદિ મુદ્દાઓનો પણ આમાં સમાવેશ થાય છે.

\+ \+ \+

ભૌતિક જીવનના રહસ્યની ચાવી કદાચ માનવજાતને કદી ય ન મળે! પણ એમાં કોઈ કોઈ જગ્યાએ

દષ્ટિપાત થઈ શકે એટલાં છિદ્રો જીવ-રસાયણના અભ્યાસીઓ જીવનરૂપી ઇમારતના બારણામાં પાડી શક્યા છે.

જીવન એક પ્રવેગિક (dynamic) પ્રક્રિયા છે. અણુ-જીવવિજ્ઞાન (Molecular Biology)માં થયેલ તાજેતરની શોધો સૂચવે છે કે જીવન રસાયણિક સંસ્થાની બાબત છે. એક પેઢીમાંથી બીજીમાં વંશાનુગતિક બાબતો કેવી રીતે પસાર થાય છે એ કાર્યમાં ભાગ લેતાં ચાવી રૂપ પદાર્થની રચના અને કાર્ય અંગે બે બ્રિટિશ વિજ્ઞાનીઓએ રૂપરેખા આપણને આપી છે.

પ્રત્યેક જીવંત કોષના ન્યુક્લીઅસમાં અસ્તિત્વ ધરાવતો એસિડના ગુણવાળો પદાર્થ શોધી કાઢ્યો અને તેનું ટૂંકું નામ પાડ્યું 'ડી એન. એ.'—ડીઓક્સિ ન્યુક્લીઇક એસિડ. ડી. એન. એ.નું અણુ અતિ સંકીર્ણ છે. તે જીવનોત્પત્તિનો સ્વભાવ નક્કી કરે છે. ડી. એન. એ.ના સંદેશાઓનું અનુકરણ કરતો અને શરીરમાં લીધેલ ખોરાકમાંથી કયો ભાગ માંસ, ચામડી, વાળ કે સ્નાયુ કેવી રીતે બંધાય છે એ નક્કી કરતો એક બીજો ઍસિડ રિબોન્યુક્લીઇક ઍસિડે (આર. એન. એ.) પોતાનાં કેટલાંક રહસ્યો એના અભ્યાસીઓને દર્શાવ્યાં છે. કોર્નેલ યુનિવર્સિટીમાં સંશોધનમાં પ્રવૃત્ત એક ટુકડીએ આર. એન એ.નું બંધારણ નક્કી કર્યું છે. આ શોધનું મહત્ત્વ એ છે કે વાઇરસોમાં ડી. એન. એ. અને આર. એન. એ. બંનેનું અસ્તિત્વ હોય છે. એટલે આ ક્ષેત્રમાં મળેલ માહિતી વાઇરસ દર્દો સામેની લડતમાં મદદકર્તા નીવડશે. કૅન્સર કોષોની બનાવટ અંગે પણ નવો પ્રકાશ મળશે. વળી, જીવનની પ્રક્રિયાઓ વસ્તુતઃ ખરેખર રાસાયણિક પ્રકારની હોય તો, પ્રયોગશાળામાં જીવન પેદા કરવાનું શક્ય થાય!

\+ + +

કેન્દ્રીય આરોગ્ય-પ્રધાને બહાર પાડ્યું છે કે ચોથી પંચવર્ષીય યોજનામાં એકલાખ બાવીસ હજાર દાક્તરો તૈયાર કરવાનું નિશાન રાખવામાં આવ્યું છે. આથી દેશમાં દાક્તર અને વસ્તીનું પ્રમાણ ૧ : ૪૬૦૦નું રહેશે, એટલે કે ૪૬૦૦ની વસ્તી માટે એક દાક્તર મળશે.

ત્રીજી પંચવર્ષીય યોજનામાં ૮૧૦૦૦ દાક્તરોનું નિશાન જાહેર કરવામાં આવ્યું હતું એટલે લગભગ ચાર-હજાર ઉપરાંત વધારે દાક્તરો મળશે. આ બધા આંકડા સટ્ટાના જેવા નથી લાગતા!

થોડા મહિના અગાઉ માનવશક્તિ નિયામક ખાતાએ (Manpower Directorate) એવો અડસટો કાઢ્યો હતો કે ત્રીજી પંચવર્ષીય યોજનાના અંતે નિશાન કરતાં ૬૦૦૦ ઓછા દાક્તરો તૈયાર થશે. એ જ ખાતાએ એવી પણ ગણતરી કરી હતી કે ચોથી યોજનાના અંતે દાક્તર-વસ્તીનું પ્રમાણ ૧ : ૫૯૮૦ જેટલું રહેશે. અત્યારે આ પ્રમાણ ૧ : ૬૦૦૦નું છે. આ બધા આંકડાઓમાં વાસ્તવિક કયા ગણવા?

ધારો કે આરોગ્ય-પ્રધાનના આંકડા સ્વીકારીએ: પરંતુ ૧: ૪૬૦૦નું પ્રમાણ સાચી પરિસ્થિતિનું નિર્દેશક નથી. દાક્તરો શહેરી વિસ્તારોમાં કેન્દ્રિત થતા જાય છે. એટલે કદાચ આ પ્રમાણ શહેરો પૂરતું બરાબર હોય, અને અન્ય વિકાસ પામેલ દેશોના મુકાબલે સારું દીસે!

પણ દશ હિંદીઓમાંથી સાત ગ્રામવિસ્તારમાં વસે છે. અને ગ્રામવિસ્તારમાં દાક્તર—વસ્તીનું પ્રમાણ ૧ : ૧૫૦૦૦ કરતાં ઓછું હશે કે કેમ એ શંકાસ્પદ છે. ગ્રામવિસ્તારમાં સાચી પરિસ્થિતિ દર્શાવતા આંકડા પ્રાપ્ય છે? વાસ્તવિક આહ્વાન આ અંગે છે.

(ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ, તા. ૩૦—૩—૬૫ના આધારે)

# અભ્યાસ

૫૦

વિચાર અને વિવેચનનું સામયિક

સપ્ટેમ્બર • ૧૯૬૫

વર્ષ ૫ • અંક ૨

"સામેથી આવી પડતા મર્મભેદી વચનના ઘા જ્યારે કાન સુધી આવી પહોંચે છે ત્યારે ભારે પીડા પેદા કરે છે–તે સાંભળતાં જ મન દુર્મન થઈ જાય છે, એવી પરિસ્થિતિમાં એ ભયાનક વચનના ઘાને શાંતિપૂર્વક સહન કરવાનો મારો 'ધર્મ' છે એમ સમજીને ક્ષમાના માર્ગે ચાલનાર જે શૂરવીર જિતેન્દ્રિય મનુષ્ય તેમને સહન કરે છે, તેને 'પૂજ્ય' કહેવો."

"સત્ય હિત જે કહેવું હોય તે સદા સામે જ કહે પણ કોઈની પાછળ નિંદા ન કરે અને સામે પણ શત્રુવટવાળી ભાષા ન બોલે તથા 'આ તો નાલાયક જ છે' એવી ન ગમે તેવી કઠોર ભાષા પણ કદી ન વાપરે તેને 'પૂજ્ય' કહેવો."

મહાવીર-વાણી

['મહાવીર-વાણી' : સંસ્કૃત અનુવાદ સહિત. સંપાદક : અધ્યાપક બેચરદાસ દોશી. એપ્રિલ ૧૯૬૫. પૃ. ૧૭૫-૧૭૬]



સંપાદક • પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર　　　૫૦

## અનુક્રમ



*

વર્ષ ૫　　　સપ્ટેમ્બર ૧૯૬૫　　　અંક ૨

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ : રૂપિયા દસ, છમાસિક રૂપિયા છ.
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક–'અભ્યાસ', 'પ્રગતિ', ૧૫, મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* અગાઉના ચાર વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનતી છે.
* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*

મુદ્રક અને પ્રકાશક : પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન : કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# ❀ વિચારમણકો ❀

## નાગરિક અને નાગરિકતા

'નાગરિક' અને 'નાગરિકતા' એ બે શબ્દો વારંવાર આપણી વાતચીતોમાં અને ચર્ચાવિચારણામાં આવે છે. નાગરિકતાના ખયાલને આપણે સ્વયંસિદ્ધ જેવો માન્યો છે. પણ એની વિગતોનો વિચાર અને એ અંગેનું તલસ્પર્શી વિવેચન આપણે કરીએ છીએ ખરાં? આજનાં યુવકો અને યુવતીઓ આવતી કાલનાં નાગરિકો અને નેતાઓ છે એમ ગઈ કાલના અને આજના અનેક નેતાઓ – નેતાપદે પહોંચેલા અગર તો એના પર ચડી બેઠેલા – કહે છે. પણ એ દિશામાં જરૂરી વિચાર અને વર્તન ક્યાં છે?

નગરમાં રહે તે નાગરિક. આજે હવે રાષ્ટ્રમાં રહે તે નાગરિક. પણ દુનિયા એટલી ઝડપથી વધી ને વિકસી રહી છે કે, દુનિયાનો વતની તે નાગરિક એમ હવે કહેવું જોઇએ. કોઈ પણ વ્યક્તિ સ્થાનિક એકમમાં રહે ખરી; કોઇ એક રાષ્ટ્રની નાગરિકતાને એ વ્યક્તિ વરેલી હોય ખરી; પણ સમગ્ર વિશ્વની સભાનતા વડે અદનામાં અદની વ્યક્તિ જવાબદારીપૂર્વક વર્તે એ આજની સાચી નાગરિકતા છે.

નાગરિકતા કેવળ નગર કે રાષ્ટ્ર કે વિશ્વમાં રહેવા માત્રથી નથી સિદ્ધ થતી. સજાગપણે અને પ્રયત્નપૂર્વક એને કેળવવી પડે છે. નાગરિકતા એટલે હક્ક અને ફરજનો સુમેળ. ફરજ અદા કરે તો જ હક્ક મળે એમ નહિ; પણ ફરજ અદા કરે તો જ હક્ક માણી શકે. હક્ક દરેકને છે અને દરેકની એ કુદરતી સંપત્તિ છે. પણ એના સાચા વિનિયોગ વડે એનું સંરક્ષણ ને સંવર્ધન કરી શકાય છે. આવી સૂઝ જેને છે તે જ વ્યક્તિ નાગરિકતા સિદ્ધ કરી શકે છે.

નાગરિકતા કેવળ રાષ્ટ્રની કે રાજ્યની સ્વીકૃતિની બાબત નથી. તેમજ, કોઈ એક રાષ્ટ્રમાં જન્મવાથી માત્ર નાગરિકતા આપોઆપ ફૂલતીફાલતી નથી. બંધારણે આપેલ કોઈ બક્ષિસ કે બાંહેધરીની પણ આ કેવળ વાત નથી. વિધિસર વ્યવહાર માટે આ બધું જોઈએ ખરું; પણ જીવન એટલે કેવળ વિધિનિયમો અને ઔપચારિક કાનૂનો નથી. રોજબરોજ જે રીતે આપણે જીવીએ, વર્તીએ, વિચારીએ એમાંથી નાગરિકતાની વેલ વિકસે છે. નાની નાની ટેવોમાંથી મોટા મોટા ગુણ ખીલે છે. સામાન્યની કાળજીમાંથી અસામાન્ય સિદ્ધિઓ આકાર લે છે. નાગરિકતા રોજ ખીલવવી રહી. એની સંભાળ સતત રાખવી રહી.

જે નાગરિક છે તે હંમેશ જાગૃત અને વિચારશીલ છે. એની અંગત માન્યતાઓ અને વ્યક્તિગત ખાસિયતો જરૂર રહેશે, રહેવી જોઈએ. પણ એ જ પ્રમાણે દરેક નાગરિકની એની લાક્ષણિકતા હશે એમ સમજીને સામાજિક જીવનવ્યવહારમાં નાગરિકો એકમેક સાથે સમભાવથી, સહિષ્ણુતાથી, સન્નિષ્ઠાથી વર્તશે. જેમ પોતાની વાત એ છોડશે નહિ તેમ પોતાની જ વાતને એ હઠથી વળગશે પણ નહિ. મતને વળગી રહેવું અને મમતમાં લપેટાઈ જવું એ બન્ને સાવ અલગ વસ્તુઓ છે. નાગરિકમાં અનોખા વ્યક્તિત્વનો અંગાર હશે તે સાથે જ અનેરા સમૂહજીવનની દૃષ્ટિ પણ હશે અને એ રીતે એનાં વાણીવર્તન ચાલશે.

આજની દુનિયામાં નાગરિકતાનો ખયાલ ઠીક ઠીક રૂઢ થયો છે તેટલો જ એ નવો પણ છે. બદલાતા સમાજમાં ખયાલ બદલાય છે એટલું જ નહિ, પણ મૂળ ખયાલ જ અનેક સ્થળે નવી નારંગી જેવો છે. અનેક ખંડોમાંની વિધવિધ પ્રજાઓ હજી નાગરિકતા વિના કોરી રહી ગઈ છે. જ્યાં નાગરિકતા રીતસર દાખલ થઈ છે ત્યાં પણ એનો અમલ ઉત્કટ બન્યો નથી. નવી ટેવો અને નવી પ્રણાલિકાઓની જરૂર પણ ઠેરઠેર વર્તાવા લાગી છે.

નાગરિકતા વિષે સતત વિચાર કરતા રહેવું અને એ પ્રમાણે પ્રયોગશીલ પુરુષાર્થ વણથંભ્યો કર્યે જવો એ માનવસમાજ સામેનો આજનો એક મોટો પડકાર છે.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

# કવિતા

## શિયાળાની રાત / નલિન રાવળ

ઘેરી
શિયાળાની રાત,
આગિયાની
જેમ મારું ઝબૂકતું ગામ,
એ
મારામાંથી કોણ સરી સીમ બ્હાર જાય?
ચડે
ડુંગરની ધાર,
થોભી
ઝાડ કને, ધીરે પગે ઊતરે એ વાવ,
ઊંડા
ઊંડા જલે પોચી નિંદરમાં પોઢ્યો જોઈ ચાંદ,
એને
કોનો ચ્હેરો આવી જાય યાદ?
એ
મારામાંથી કોણ સરી શિયાળાની રાત મહીં
મળી જાય.
ઘેરી
શિયાળાની રાત.

*

## કૂંપળ ફૂટે* / વજલાલ દવે

ત્રાવરે કેસર – કૂંપળ ફૂટે
મૂળમાં અગન,
ડાળમાં લગન,
આભને ભીડી બાથમાં, ત્રાવર અંધરાયે
ખૂશબૂ ઘૂંટે.......
ત્રાવરે કેસર – કૂંપળ ફૂટે.
નેહ અણીલી
આંખ શી ખીલી!
ખામણે ગળી ચપટી ધૂલિ
ઝૂલતી ડાળે, લજવાતી શી લીલપ લૂંટે!
ત્રાવરે કેસર – કૂંપળ ફૂટે.
આગના ડેરા,
જલના ઘેરા,
વાયા વીંઝી જાય ઝાઝેરા
બોલ આફડે હસતી કૂંપળ
ગીત શી છૂટે....
ત્રાવરે કેસર – કૂંપળ ફૂટે.

*'વૈશાખી'માં વંચાએલી કૃતિ

*

## એકાકી / નલિન રાવળ

એ
અવકાશ,
એ
અવકાશ પર અંધાર,
એ
અંધાર પરનાં વૃક્ષ,
એ
વૃક્ષ પરનાં વાદળાં,
એ
વાદળાં પરનો થીજેલો ગોળ મોટો ચંદ્ર,
એ
ચંદ્રમાં એકાકી કોનું મન?
એ
એકાકી મન;
અવકાશમાં એકલ ઊભા સૂમસામ ઘરડા
ચાડિયાની આંખમાં પીગળંત.

*

# રોજનીશીમાંથી - ૩૮

ગણેશ વાસુદેવ માવળંકર



### તા. ૨૧ જૂન ૧૯૪૮, સોમવાર

પરોઢીએ સાડા પાંચ વાગ્યે દાદર મુકામે પહોંચ્યાં. સવારે ટપાલ, રોજનીશીલેખન. કસ્તુરબા ફંડના કાગળોનું થોડું વાચન. ટિળક વિદ્યાપીઠને રૂ. ૫૦૦૦) ભેટ આપવાનો પત્ર શેઠ અંબાલાલભાઈ સારાભાઈ તરફથી આવ્યો. કંઈક અનપેક્ષિત જ. પણ સારું લાગ્યું. એમના ઈન્કમ ટૅક્સ-કામમાં હું ઉપયોગી પડું છું તેનો તો આ બદલો નથી ને? ઠીક.

આજે વડપૂર્ણિમા તેથી ચિ. બાળ અને ચિ. સૌ. સરલા દાદરમાં જ આવ્યાં હતાં. ભોજન બાદ વિશ્રાંતિ.

ત્યાર બાદ બપોરે વાચન. શ્રી પંડિત અને ડૉ. બાપુસાહેબ તળવલકર આવ્યા હતા. મુસાફરીના અને અન્ય હિસાબો જોયા અને લખ્યા.

ચિ. નાના આજે ગુજરાત મેલમાં અમદાવાદ રવાના થયો. એને મૂકવા માટે સેન્ટ્રલ સ્ટેશન પર ગયો હતો. પાછા ફર્યા બાદ ભોજન અને વિશ્રાંતિ.

### તા. ૨૨ જૂન ૧૯૪૮, મંગળવાર

આજે પૂના જવાનું એટલે પરોઢિયે ઊઠીને તૈયારી કરી. સ્નાન વગેરે નિત્યવિધિ આટોપીને કાગળો લખ્યા. સદ્‌ગત દીવાન બહાદુર હરિલાલ દેસાઈ (મુંબઈ સરકારના પ્રધાન—૧૯૨૬-૧૯૩૦)ના જમાઈ શ્રી હિંમતલાલ ત્રિવેદી ગુજરી ગયાના ખબર મળ્યાથી દિલસોજીનો પત્ર એમના પુત્રને પાઠવ્યો. હિંમતલાલે સસરા પાસેથી લાભ લઈ લેવામાં કશું બાકી રાખ્યું નહોતું એટલું જ નહિ પણ ઊલટું અત્યારે પોણોલાખ રૂપીઆનું દેવું સદ્‌ગત હરિલાલભાઈને હિંમતલાલને કારણે થયું હતું. એ દેવું પાછું વાળવાનું તો બાજુ પર જ રહ્યું પણ સાદી પ્રૉમિસરી નોટ પણ ફરી નવી કરીને (renew) આપી નહિ! અંદર અંદર મદદ કરવાનું કેટલું કઠણ અને Thankless! દેવરૂખની શાળા અંગે શ્રી નાના પંડિતનો પત્ર આવ્યો છે, એનો સવિસ્તર જવાબ આપવાનો છે એટલે હાલ કાગળની પહોંચ પાઠવીને પાછળથી વિગતે લખીશ, એમ જણાવ્યું. શેઠ અંબાલાલ સારાભાઈને રૂ. ૫૦૦૦)નું દાન એમણે કર્યું તે માટે આભારદર્શક કાગળ લખ્યો.

સાડા આઠની એક્સપ્રેસમાં નીકળ્યાં તે સવા બારના અરસામાં પૂના પહોંચ્યાં. રસ્તામાં ખડકી સ્ટેશન પર ચિ. અપ્પાસાહેબ અને એમના ઉપરી કર્નલ દિઘે મળ્યા. કૅમ્પમાંના એમના રહેવાના સ્થળની અમારે મુલાકાત લેવી (Messની) એવો એમનો આગ્રહ. હા પાડી. અમને વખત નહોતો પણ ચિ. અપ્પાસાહેબને કારણે હા પાડી. ત્રણ વાગ્યે એમને બોલાવ્યા છે.

પૂના સ્ટેશને ઊતરીને પ્રથમ સૌ.વતી, ચિ. બાળ અને સરલા એમ ત્રણની આજ રાતની કોલ્હાપુરની ટિકિટો અને આવતી કાલની મારી મુંબઈની ટિકિટ એ પ્રમાણે reserve કરી અને પછી મુકામ પર (ડૉ. સરદેસાઈ, ૫૩૯, નારાયણ પેઠ) આવ્યાં.

મુકામ પર આવતાં વેંત જ લોકો અમારી રાહ જોતાં બેઠાં જ હતાં! આમ થાય ત્યારે મનઃસ્વાસ્થ્ય પર (nerves) તાણ પડે છે. શ્રીમતી તારાબાઈ માવળંકર અને એમના ભાઈ લેલે ચિ. લલિતા વિષે ઓંધકર સાથે વાતચીત કરવાની બાબતમાં આવ્યાં હતાં. બીજાં પણ લોકો આવ્યાં હતાં. ભોજનને સમયે ટિળક વિદ્યાપીઠના શ્રી અતીતકર અને આપ્ટે ગુરુજી (ચેવલે) આવ્યાં હતાં. વિદ્યાપીઠ માટે ૩૫૦૦૦નાં વચનો મળ્યાનું એમણે જણાવ્યું. હવે પૈસા હાથમાં આવે ત્યારે મોકલીશ. પછી 'લોકશક્તિ'ના રીપોર્ટર, વસંતરાવ ધામણકર, તાત્યા પંડિત વગેરે આવ્યા હતા એમને પાંચ વાગ્યાનો સમય આપીને જરા આરામ માટે રાા વાગ્યે સૂતો. ડૉ. બર્વેના પિતાશ્રી પણ મળી ગયા.

અમને લેવા માટે ચિ. અપ્પાસાહેબ ત્રણ વાગ્યાને બદલે સવા ચારના અરસામાં આવ્યા. આ વિલંબને

કારણે પછી આગળના દરેક સ્થળે અમને મોડું જ થતું ગયું. એ પહેલાં સતારાના શ્રી ઇડકમકર સરકારી administrative services માટે મારો ભલામણપત્ર મેળવવા આવ્યા હતા, પરતુ એમની અને મારી કંઈ જ પ્રત્યક્ષ ઓળખાણ નહોતી. હું સર્ટિફિકેટ કેવી રીતે આપું? અને આપું તો પણ કેટલાં? પરંતુ સંખ્યાનો સવાલ ગૌણ છે. સર્ટિફિકેટ માગનારનો એવો આગ્રહ કે, 'તમારા એક શબ્દ વડે કામ થઈ જશે.' મને થયું કે 'સાચું છે-થશે. પણ ક્યારે? જ્યાં સુધી હુ કેવળ સાચાં એવાં ભલામણપત્રો આપું છું ત્યાં સુધી'. ઠીક.

૪-૧૫ થી ૬-૦ સુધી ચિ. અપ્પાસાહેબના કૅમ્પની મુલાકાત લીધી. અહીંના બધા લોકો સારા અને એકસંપથી રહેનારા જણાયા. આનંદ થયો. અહીં વાતોચીતો, ચહાપાણી, ફોટો વગેરે થયાં. એમની સાથેના શ્રી જોશીએ કેટલાંક સરસ હાવભાવ અને નકલો પણ કરી બતાવ્યાં. હાજર રહેલા સહુ મરાઠી ભાઈઓ હતા.

મુકામ પર પાછા આવ્યા બાદ ચિ. વસતરાવ ધામણકરને ત્યાં ગયો. ચિ. સૌ. સિંધુને મળ્યો.... ..

ત્યાંથી શ્રી નાનાસાહેબ પંડિતને ઘેર (વેવાઈને ત્યાં) ગયો. તેઓ બહાર ગયા હોવાથી મેળાપ ન થયો. અને ત્યાંથી પછી હું ચાલતો જ મુકામ પર આવ્યો. સૌ. વતી, ચિ. બાળ અને સરલા પાછળથી આવ્યાં.

મુકામ પર શ્રી આપ્ટે ગુરુજી સપત્નીક મારી રાહ જોતા હતા. મારા બાળપણની હકીકત એમને મારે કહેવાની હતી. મારા બાળપણની હકીકત પરથી એમાં ભવિષ્યનાં મોટપનાં બીજ ક્યાં અને કેવી રીતે પડેલા હતાં અને તે પછી કેવી રીતે વધ્યાં એ એમને જોવું હતું અને ત્યાર પછી તેઓ એક પુસ્તકમાં કેટલાંક ઉદાહરણો આપવાના છે એ માટે એમને મારું આવું ઉદાહરણ જોઈતું હતું અને તેથી એમને મારી આ હકીકત જોઈતી હતી. આશરે અડધો કલાક એમની જોડે વાત કરી અને અધૂરી વાત પછી આવતી કાલ પર રાખી.

શૌચ અને સ્નાન આટોપીને ચિ. બાળ, સૌ.વતી અને સરલા સાથે શ્રીમંત ફલટણકર માલોજીરાવને ઘેર જમવા ગયો. જમતી વખતે હાલની પરિસ્થિતિ વિષે ઘણી બધી વાતો નીકળી. મહારાષ્ટ્રમાંનો બ્રાહ્મણ બ્રાહ્મણેતરનો ઝગડો. આગ ચાંપવાના બનાવો. દેશી રાજ્યોનું વિલીનીકરણ, વગેરે બાબતો હતી. ત્યાંથી આશરે દસ વાગ્યે નીકળીને મુકામ પર આવ્યાં અને સામાન વગેરે સાથે લઈને બધાં સ્ટેશને પહોંચ્યાં. સવા અગિયાર સુધી હું ત્યાં હતો. ૧૧-૩૫ની પૅસેન્જર ગાડીમાં સૌ. વતી, ચિ. બાળ અને સરલા કોલ્હાપુર જવા રવાના થયાં.

સ્ટેશન ઉપર ચિ. બાળે ચિ. અપ્પાસાહેબ મોઘેના મનમાં શું શું ચાલે છે એની વાત કરી. કમનસીબી છે કે કોઈ પણ બાબતને તમામ દૃષ્ટિકોણોથી જોવાની દૃષ્ટિ જ લુપ્ત થતી જાય છે.........કુટુંબમાં બધા રોજ ભેગા મળીને વિચાર-વિનિમય કરે એવા પ્રસંગો જ આવતા નથી. તેથી ભેગાં રહેવા છતાં પણ પરસ્પરની ઓળખ થતી નથી એટલું જ નહિ પણ અંતર વધતું જાય છે એમ મને સ્પષ્ટ દેખાય છે એનો ઉપાય શો? એ જ ઉપાય કે સહુએ રોજ ભેગા મળવાનો, વિચાર-વિનિમય કરવાનો નિશ્ચય કરવો જોઈએ અને એ પ્રમાણે બુદ્ધિપૂર્વક પરસ્પરને ઓળખવાનો-જાણવાનો પ્રયત્ન કરવો જોઇએ. પણ આ કેવી રીતે થાય એ સવાલ છે. ઓછામાં ઓછો હું પ્રયાસ કરીશ. દરેકને એમ લાગે છે કે આની જવાબદારી મારા એકલા પર છે. અલબત્ત એમ લાગવું કેટલેક અંશે સાચું છે પણ ખૂબ ઓછા અંશે સાચું છે. કુટુંબમાંનો અને સમાજમાંનો સંપ, પરસ્પર પ્રેમ અને સહકાર રાખવાની જવાબદારી દરેક પર છે. એનો ખ્યાલ રાખીને જો દરેક જણ થોડી ઉદારતા દાખવે તો જ ગાડું ચાલવાનુ છે. દરેક જણે પોતાનાં સ્વભાવ અને દૃષ્ટિને થોડો ઘણો વળાંક આપવાનો છે. એ વિના કેમ ચાલશે? હું કહું છું એ જ સાચું એમ જો દરેક જણ કહે તો કેમ ચાલશે, આમ? હું વર્તવાનો પ્રયાસ કરી રહ્યો છું.........સહુને સંતોષ આપવો અશક્ય. દરેક જણ અસંતુષ્ટ રહે તે અનિવાર્ય. એટલે દરેકને ઓછામાં ઓછું મારા તરફથી તો વધુમા વધુ સંતોષ અને બને તેટલો ઓછો અસંતોષ થાય એ પ્રમાણે મારે વર્તન રાખવું જોઈએ. અલબત્ત ન્યાય તરફ જોવું જોઈએ અને તેથી જ સમતોલપણુ રાખવા જતા કોઈ ને કોઈ તો અસંતુષ્ટ રહેશે જ. બધાં

ચકો એકત્ર રાખવામાં તો મધ્યના લાકડામાં જ સહુથી વધુ કાણાં પાડવાં પડશે, અગર "વળીને એક તો મોભને સો ખીલા વાગે." એ કહેવત પ્રમાણે બનવાનું. હું છું ત્યાં સુધી બધાં એકત્ર રહેશે પણ પછી આગળ જતાં તે શક્ય દેખાતું નથી. બધાંએ ભેગાં રહેવું આવશ્યક પણ નથી, પણ ઓછામાં ઓછું પરસ્પર વિષે મનમાં આંટી ન રાખતાં પરસ્પર પ્રેમ અને સહકાર, ભાવના રહે એવું જો કે મને લાગે છે. અને તેથી જ મારો પ્રયત્ન છે.........ઠીક. આગળનું આગળ ઉપર. "આપ ગયા પછી દુનિયા ડૂબી ગઈ" એ સાચું. પણ પ્રયત્ન કરવો એ કર્તવ્ય.

### તા. ૨૩ જૂન ૧૯૪૮, બુધવાર

સવારે સાડાછના અરસામાં ઊઠ્યો. નિત્યવિધિ આટોપીને બીજું કંઈક કામ શરૂ કરું તે પહેલાં જ લોકોની મુલાકાતો શરૂ થઈ. પૂનાથી સવારની ગાડીમાં નીકળવાને બદલે બપોરની ગાડીમાં નીકળવાનો હેતુ એ જ કે સવારના વખતમાં બધાં સ્વજનો તથા મિત્રોને મળી શકાય.

નીચે પ્રમાણે લોકો મળવા આવ્યાં અને કામો થયાં. (૧) શ્રી હરિભાઉ ફાટક: 'મહાત્મા' માસિક વિષે વાત થઈ. માસિક શરૂ કરવું એમ નક્કી થયું એટલે એની ખોટ ભરપાઈ કરવાનું આપોઆપ આવી જ પડ્યું. એટલે, સ્કૂલ બોર્ડ કેટલીક નકલો લેવી એ અંગે પ્રયત્નો ચાલુ જ છે તેના અનુસંધાનમાં બાળાસાહેબ ખેરને હું કાંઈક કહું એવી એમની વિનંતી. (૨) શ્રી. આપ્ટે ગુરુજી: ગઈ કાલે આપવાની માહિતી જે અધૂરી રહી હતી તે આજે આપી. (૩) શ્રી અપ્પાસાહેબ અને બળવંતરાવ સરદેસાઈભાઈઓ: માવળંગે ગામમાંના દેવાલય વિષે થયેલું કામ જોઈને કૉન્ટ્રેક્ટર રાવબહાદુર સૂર્વેને કેટલી રકમ આપવાની તે જણાવવું એટલે એ પ્રમાણે હું આપીશ એમ મેં કહ્યું. (૪) શ્રી ધોંડુમામા સાઠે અને શિ. વિ. દામલે: સાંગલી એન્જિનિયરિંગ કૉલેજને બીજા વર્ષના વર્ગ માટે યુનિવર્સિટી માન્યતા આપતી નથી એ અંગે શ્રી બાળાસાહેબ ખેરને કહીને અપાવવી એમ આ બે ભાઈઓનું કહેવાનું થયું. યુનિવર્સિટીના નિર્ણયો રદ કરવાનો સરકારને હક છે એ સાચું હોય તો પણ સરકારની દરમિયાનગીરીનો શિરસ્તો (precedent) અનિષ્ટ છે એવો મારો સ્પષ્ટ મત હોવાથી, જે ચીજ હું પોતે કરું નહિ તેની ભલામણ હું કેવી રીતે કરી શકું એમ મેં જણાવ્યું. (૫) શ્રી ગ. ર. વૈશંપાયન: એમને હું અમદાવાદમાં હતા ત્યારથી ઓળખું છું. સાવરકરી ઢંગના વિચારો હોય તો પણ કાર્યકર્તા સારા છે. મને આદર અને સહાનુભૂતિ છે. છોકરીના લગ્ન-નિમિત્તે એક હજાર રૂપિયાનું ખર્ચ થવાનું છે અને તાજેતરની (જાન્યુઆરી) ભાંગફોડ તથા આગમાં એમનાં વેચાણનાં પુસ્તકો બળી જવાથી આશરે દસ હજારનું નુકસાન થવાને કારણે એક હજાર રૂપિયા એમને ઉછીના જોઈતા હતા. ઉછીના પૈસા આપવામાં પૈસા અને મિત્ર બંને ગુમાવવાં પડે છે એવો કડવો અનુભવ હોવાથી મેં એવી ચોક્કસ પ્રથા રાખી છે કે કોઈને ઉછીના પૈસા આપવા નહિ. અને જે કાંઈ આપવાનું શક્ય હોય તે દાન તરીકે જ (gift) આપી દેવાં સારાં એમ મેં ઠરાવ્યું હોવાનું મેં એમને કહ્યું અને સો રૂપિયા એમને આપ્યા. (૬) શ્રીમતી તારાબાઈ માવળંકર અને શ્રી લેલે: શ્રીમતી લલિતાની બાબતમાં તેઓ આવ્યાં હતાં. એમના મુદ્દાઓ જોયા અને શ્રીમંત ઑન્ધકર આજે ઑન્ધથી આવ્યા પછી એમને મળવાનું નક્કી કર્યું. (૭) શ્રી ગણપતરાવ જાંભેકર: સદ્‌ગત બાળશાસ્ત્રી જાંભેકરનું સ્મારક અને ચરિત્ર વગેરે અંગેની મુશ્કેલીઓ અને અનુભવ તેઓ કહેતાં હતાં. ખૂબ જ લંબાણથી તેઓ પોતાની વાત ચલાવી રહ્યાં હતાં. સાંભળી લીધી. એમનાં પુસ્તકોનાં મુદ્રિતોનાં ફૉર્મ એમણે આપ્યાં. (૮) શ્રી મામા ક્ષીરસાગર: મારી રોજનીશીઓના પ્રકાશનની બાબતમાં વાતચીત થઈ. શ્રી ભાઉ ધર્માધિકારી બધું લખાણ વાંચીને પછી પ્રસિદ્ધિ માટે મૅટર તૈયાર કરશે તે ઉત્તમ જ થશે. પણ તેવું બનવાનું મુશ્કેલ લાગે છે. શ્રી ભાઉને માથે અનેક કામોની જવાબદારી હોઈ એમણે જો ચાર છ મહિનાની સમયમર્યાદામાં આ કામ કર્યું તો ઠીક; નહિ તો પછી અગાઉની મારી યોજના મુજબ રોજનીશીમાંના ઉતારાઓ વર્ગ પ્રમાણે અને વિષય પ્રમાણે ગોઠવીને લખાણના પ્રસંગોની હકીકત આપનારી પાદટીપો ઉમેરીને ગ્રંથ-પ્રકાશન કરવું એવી એમની વાત મને બરાબર લાગી અને તે મેં સ્વીકારી. આ પ્રમાણે થાય તો પાદટીપોની હકીકત માટે શ્રી. મામાએ ઑગસ્ટમાં દિલ્હી આવવું એમ નક્કી થયું. (૯) પૂના ડિસ્ટ્રિક્ટ સ્કૂલ બોર્ડના

અધ્યક્ષ શ્રી પુરંદરે આવ્યા હતા. 'મહાત્મા' માસિક વિષે સ્કૂલ બોર્ડના બજેટમાં સરકારની માન્યતા શા માટે આવશ્યક છે એ વિષેના નવા નિયમોની માહિતી એમણે મને આપી. (૧૦) અનાથ વિદ્યાર્થીગૃહના છાપખાનાની બાબતમાં શ્રી ખેર સાથે મારે શી વાત કરવી એના મુદ્દાઓ (અ. વિ. ગૃહના કાર્યકરે) લખીને આપ્યા હતા તે મને આપ્યા. (૧૧) શ્રી વસંતરાવ ધામણકર અને તાત્યા પંડિત આવ્યા હતા. ચિ. સૌ. સિંધુ વિષે વિચાર-વિનિમય કર્યો.........

કેવળ મળવા માટે નીચે પ્રમાણે લોકો આવ્યા હતા. ચિ. સૌ. તાઈ અને બાળાસાહેબ ભાટે, શ્રી સૌ. તારાબાઈ અને શ્રી અણ્ણાસાહેબ તળવલકર, શ્રી ગોપીનાથ તળવલકર, ડૉ. કીર્તને અને એમના એન્જિનિયર દીકરા, શ્રી તાત્યા દેશપાંડે (મહારાષ્ટ્ર પ્રાંતિક સમિતિના મંત્રી), શ્રી કેશવરાવ પંડિત (વેવાઈ).

જમવામાં સાથે ડૉ. બાબુરાવ સરદેસાઈના જમાઈ શ્રી ગોખલે હતા. જમ્યા પછી પર્સનલ પ્રેસ સર્વિસના શ્રી ઠાકુર આવ્યા. એમને મારા લવાજમના રૂ. ૬૦) નો ચેક આપ્યો. શ્રી શાસાહેબ પટવર્ધન મળ્યા. જમખંડીના શ્રી સાબડેના ખૂન અંગેના કેસમાંના આરોપીઓ છૂટી ગયા અને સરકારે હાઈકોર્ટમાં અપીલ દાખલ કરી છે એમ એમણે કહ્યું. પછી શ્રીમંત બાળાસાહેબ ઔંધકરને ઘેર શ્રી નાનાસાહેબ ધારપુરે અને હું ગયા. ચિ. સૌ. લલિતા અને બાળકો અંગે ગોઠવણ કરવી એ વિચાર-વિનિમયનો મુદ્દો હતો. શ્રીમંત બાપુસાહેબ (યુવરાજ)ના અમર્યાદ ખરાબ વર્તન વિષે શ્રીમંત બાળાસાહેબને અતિશય જ દુઃખ થાય છે પણ શો ઉપાય? ઠીક. અમારી ચર્ચા વાતચીતો વિષેના મુદ્દાઓનો સમાવેશ કરીને એક મુસદ્દો (ગોઠવણી અંગેના પત્રકનો) શ્રી નાનાસાહેબ ધારપુરેએ તૈયાર કરવો અને તે મારે જોવો અને પછી એના આધાર પર ચર્ચા આગળ ચલાવવી એમ નક્કી થયું. ત્યાંથી શ્રી ભગવત્‌મામા લડકમકર બીમાર થવાથી એમના ખબર પૂછવા માટે ગયો. એકંદરે ચિહ્નો સારાં દેખાતાં નથી. એમને જો કે આશા હોય એમ જણાયું! ત્યાંથી શ્રી નરહરિભાઈ પરીખને મળવા માટે સ્ટેશન પાસેની નરોત્તમ મોરારજી ધર્મશાળામાં ગયો.

તા. ૩૦ જાન્યુઆરી ૧૯૪૯ને રોજ રચનાત્મક કાર્યકર્તાઓનો મેળો અમદાવાદમાં હરિજન આશ્રમમાં યોજવાનો છે એ વિષે વાતચીત થઈ. આ મેળામાં રચનાત્મક કાર્ય કરનારાઓ સિવાયના બીજાઓને એમની રાજકીય અગર અન્ય પ્રતિષ્ઠાને કારણે મહત્ત્વ આપવું નહિ એવા મારા વિચાર સાથે તેઓ પૂરા સંમત થયા. આનાથી રચનાત્મક કાર્યકરો રાજકારણીઓ (politicians)ના શેહમાં પડે છે એમ અમને બંનેને લાગે છે. જો દેશને ઊંચો લાવવાનો હોય તો હાલમાં ચાલતી અને વિકસી રહેલી લોકશાહીમાં એવા લોકોની આવશ્યકતા છે, જેઓ સરકારમાં ના હોય અને સમાજની સેવાને કારણે જેમની પ્રતિષ્ઠા સમાજમાં હોય. તેથી આવા રચનાત્મક કાર્યકરોએ સરકારોના અને રાજકીય પક્ષો કે મંડળોની શેહમાં તણાવું જોઈએ નહિ એમ મને સ્પષ્ટ લાગે છે. હું જો કે મને પોતાને રાજકીય વ્યક્તિ તરીકે ખરેખર ગણતો નથી, અને મારું વલણ તથા આકર્ષણ રચનાત્મક કામ તરફ—ખાસ કરીને કેળવણી અને સામાજિક કાર્યો તરફ—છે તો પણ ઍસેમ્બ્લીમાંના મારા પદને કારણે લોકો મને રાજકીય ગણે છે. એટલે આશ્રમના ટ્રસ્ટી તરીકે મને આ મેળામાં જો કે સ્થાન મળતું હોય તો પણ લોકોને આ તફાવત દેખાશે નહિ, માટે સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે મને નહિ પણ બીજા કોઈને નિયુક્ત કરવા એમ મેં કહ્યું. ધારાસભાની બેઠક જાન્યુઆરીની આખરમાં કદાચ થાય એને કારણે પણ મારી હાજરીની મુશ્કેલી. એકાદ દિવસ જોઈએ તો હું આવી જઈશ એ પ્રમાણે મેં કહ્યું. ગુજરાત વિદ્યાપીઠની વાત નીકળી તેઓ (નરહરિભાઈ) પણ ત્યાંથી કંટાળીને છૂટા થવાના છે! ઠીક.

૩–૧૫ની ગાડીમાં નીકળ્યો. પ્રવાસમાં શ્રી. ગણપતરાવ જાંભેકરે આપેલાં મુદ્રિતો વાંચ્યાં. એમણે ઘણો મોટો પરિશ્રમ કર્યો છે. પરંતુ 'દર્પણ' વગેરે જૂનાં સામયિકોમાંના આટલા બધા ઉતારાઓ આપીને ગ્રંથનો વિસ્તાર કરવાની જરૂર નહોતી. એ જ પ્રમાણે ચરિત્રલેખનમાં આજ સુધી બીજાં લોકોએ બાળશાસ્ત્રીનું ચરિત્ર શા માટે લખ્યું નહિ અગર તે લખવામાં શી શી ભૂલો થઈ એ બધું વિગતવાર લખવાનું પ્રયોજન નહોતું. લખાણ વિનાકારણ વધે છે અને આ બધાં નિવેદનો પાછાં કેવળ અનુમાન પર આધારિત. શ્રી જાંભેકર વિદ્વાન,

બહુશ્રુત, મહેનતુ, માર્મિક વગેરે બધું સાચું, પણ ખૂબ જ એકાંગી અને એકકલ્લી વિચારવાળા. ઠીક. "स्वभावो दुरातिक्रमः". ખલિલ જીબ્રાનના *Prophet* પુસ્તકમાંનાં કેટલાંક પાનાં વાંચ્યાં. રસ્તામાં એક ભારખાનાના ડબ્બા પાટા પરથી ગબડી પડવાના કારણે રોકાણ થયું. દાદર એક કલાક મોડો પહોંચ્યો.

ટપાલ જોઈને ભોજન અને વિશ્રાંતિ.

### તા. ૨૪ જૂન ૧૯૪૮, ગુરુવાર

સવારે નિત્યવિધિ. સ્નાન આટોપીને પછી બધો સમય છેલ્લા બે દિવસની વિસ્તૃત રોજનીશી લખવામાં જ ગયો. શ્રી ચાપેકર સર્ટિફિકેટ માટે અને શ્રી જગાભાઈ તેલી કામ માટે આવ્યા હતા. શ્રી શેવડે (સેક્રેટરી) સવારે મળી ગયા.

ભોજનોત્તર થોડો આરામ. પછી એક વાગ્યે નીકળ્યો અને ભારત સેવક સમાજમાં (Servants of India Society) ગયો. ત્યાં કસ્તુરબા ફંડની સભાનું અવિધિસર કામ કર્યું. શ્રી ઠક્કરબાપા, સુશીલા પૈ, શામલાલ અને હું એમ હતાં. સાડાચાર વાગ્યે ત્યાંથી નીકળીને દાદર આવ્યો. ચાહ વગેરે આટોપીને શ્રી શ્રદ્ધાનંદ મહિલા આશ્રમમાં ગયો. આ સંસ્થા જોઈને ખૂબ જ સારુ લાગ્યું. ગદ્‌ગદ પણ થયો. શ્રી દાજીકાકા જાંભેકર, શ્રી નવરે અને વ્યવસ્થાપિકા બેન શ્રીમતી બરતીકર એ બધાંએ આખી સંસ્થા મને બતાવી. ત્યાંનું એકંદર વાતાવરણ મને પ્રેમમય અને પરસ્પર સહાનુભૂતિભર્યું લાગ્યું. પછી અંદર શું હશે, પ્રભુ જાણે. પણ એ ગમે તે હોય, "कामये दुःखतप्तानाम् प्राणिनामार्तिनाशनम्" એવા એવા પ્રકારનું આ કામ છે. જીવંત સામાજિક પ્રશ્નોના ગ્રંથો અહીં જોવા તેમજ અભ્યાસ કરવા મળે તેમ છે. આ સંસ્થાને કશુંક આપવું એ ફરજ હોવાની કલ્પના, ત્યાં જતાં પહેલાં જ, મનમાં ઉદ્‌ભવી હતી પણ સંસ્થા જોયા પછી સો આપવા કે એક હજાર આપવા એવા વિચારમાં પડ્યો. એક હજારની રકમ મોટી તો ખરી પણ ઈશ્વરી કૃપાથી મળેલા પૈસા રાખીને પણ શું કરવાનું એવો વિચાર પણ મનમાં આવ્યો. સૌ.વતી અને છોકરાંઓને પૂછીને પછી જે હશે તે નક્કી કરીશું.

ઘેર આવ્યા બાદ શ્રી ડેવિડ સોલોમન અને એમના ભાઈ ડૉ. એરુલકર મળ્યા. જૂનાં સંસ્મરણો અને વાતો થઈ. પછી શ્રી સદ્‌ગત બાબુરાવ ખાંડેકરના પુત્ર, પુત્રી તથા જમાઈ (ગર્દે) મળ્યાં. અમદાવાદના એમના મકાન અંગે કશીક વ્યવસ્થા બધાંએ સાથે મળીને કરવી જોઈએ. સદ્‌ગત દીવાન બહાદુર દાદાસાહેબના વસિયતનામામાંની વ્યવસ્થા બરાબર નથી લાગતી એટલે આગળ જતાં ઝગડો-ટંટો થવાનો સંભવ. માટે અંદર અંદર સ્નેહ અને મીઠાશ જ્યાં સુધી છે ત્યાં સુધી જ આ કામ સમજૂતીથી નક્કી કરી નાખવું એમ મેં એમને કહ્યું. પછી શ્રી ગોવિંદરાવમામાની સાથે હુબળીના વકીલ શ્રી કોલંગડે (?) આવ્યા હતા. એમણે વકીલાત છોડી દીધી છે અને વૈદિક વાઙ્‌મયનો અભ્યાસ અને પ્રકાશન તેઓ કરે છે. એમના કામ વિષે અભિપ્રાય વ્યક્ત કરવાનો મારો અધિકાર નથી એટલે તે મેં નકારી કાઢયું. પરંતુ એમના પ્રકાશનની એક એક નકલ હું લઈશ એવું વચન મેં એમને આપ્યું.

શ્રી વિશ્વનાથ અણ્ણાજી પંડિત મળવા આવ્યા હતા. એમને બીજા પાંચ હજાર રૂપીઆ વધારાના ઉછીના જોઈએ છે! એમના શેર્સની જામીનગીરી પર આપવામાં વાંધો નથી પણ એ પંચાતમાં કોણ પડે? વિચાર કરીને કહીશ એમ મેં જણાવ્યું.

ભોજન બાદ પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

રાજાપુરથી રાવસાહેબ કુળકર્ણીનો કાગળ એમના જમાઈ મને આપતા ગયા. એમની શાળાના છાત્રાલયને રૂપીઆ દસ હજાર ડેવિડ સાસૂન ટ્રસ્ટમાંથી મળે એવી ભલામણ મારે શ્રીયુત વિ. ન. ઊર્ફે બાપુસાહેબ સરદેસાઈને કરવી એવો એમનો આગ્રહ છે. એ મુજબ મેં શ્રી બાપુસાહેબને ફોન કર્યો અને પોતાનાથી બનતું કરવાનું એમણે વચન આપ્યું.

### તા. ૨૫ જૂન ૧૯૪૮, શુક્રવાર

સવારે રોજનીશી, વૃત્તપત્રો જોયાં. શ્રી બાળાસાહેબ ખેરને મળવા ગયો. રસ્તામાં મફતલાલ પાર્ક (B-7)માં ચિ. સૌ. સરલા મથુરાદાસને મળી આવ્યો. શ્રી બાળાસાહેબ ખેર સાથે નીચેની બાબતો વિષે વાતચીત થઈ:
(૧) અમદાવાદ એન્જિનિયરિંગ કૉલેજ, મકાન માટે, માલ પૂરવઠો અને રેલવેના વૅગનોની સગવડ.

(૨) ગુજરાત યુનિવર્સિટી કમિટી રીપોર્ટની મુદત લંબાવવી પડશે. આણંદના લોકોના પ્રયત્નો. સૌરાષ્ટ્રના લોકો એક જ યુનિવર્સિટીના મતના છે. વડોદરા જઈને હું ડૉ. જીવરાજને મળવાનો છું.

(૩) ટિળક વિદ્યાપીઠ. કોની કોની પાસેથી ફાળા અંગેનાં વચનો આવ્યાં છે તે વિષે. વિદ્યાપીઠ સંસ્થાને ઇન્કમ-ટૅક્સ માટે recognized કરાવવા વિષે.

(૪) ધૂળિયાના ડૉ. કિર્તનેની પ્રાથમિક શાળાની જમીન વિષે. ગરુડ હાઈસ્કૂલના મેદાનમાંથી જમીન લીધી એ બરાબર નથી.

(૫) સમર્થ વાગ્દેવતા મંદિર સરકારને સોંપવા વિષે.

(૬) સાંગલી એન્જિનિયરિંગ કૉલેજ.

(૭) લોકસંગ્રહ છાપખાનું.

(૮) ગુજરાત વિદ્યાસભાનું કામ.

(૯) યુનિવર્સિટી ફંડ ટ્રસ્ટ recognized કરવા વિષે. પાછા ફરતાં શ્રી બાપુસાહેબ સરદેસાઇને ઘેર ડોકિયું કરી આવ્યો.

૧૧–૦૦ થી ૧૨–૩૦ સુધીનો વખત જનરલ એજ્યુકેશન ઇન્સ્ટિટ્યૂટની કન્યાશાળામાં ગયો. આશરે ૧૦૦૦ છોકરીઓ આ શાળામાં છે. શ્રી અક્ષીકર અને દાજીકાકા જામ્ભેકર આવ્યા હતા. નિશાળમાં વિદ્યાર્થિનીઓએ કેટલાક મનોરંજન કાર્યક્રમો રજૂ કર્યા. ત્યાર બાદ હું આશરે ૨૦ મિનિટ બોલ્યો. સારા થવાનો પ્રયત્ન કરજો, એનો જ અર્થ એ કે સારી ટેવો પાડજો. નાની નાની બાબતો તરફ દુર્લક્ષ સેવશો નહિ. એ બધી જ, ભલેને નાની, ચીજો ફરી ફરી કરવાથી ટેવો પડે છે. આ પ્રમાણે મારા મુદ્દાઓ હતા. ઘેર આવીને ભોજન. થોડો આરામ. પછી શ્રી જાજુજી તથા સુશીલાબાઈ પૈની સાથે ભારત સેવક સમાજમાં ગયો. ત્યાં ૨–૪૫થી ૬–૦૦ સુધી કસ્તુરબા ફંડની કારોબારીની સભા.

ઘેર આવ્યા પછી મિત્રો સાથે મુલાકાતો. ખંડવાના શ્રી પાવગીને ત્યાંથી સંદેશો હતો. ઘણું કરીને Adm. Service માટે સર્ટિફિકેટ જોઈએ છે. રિસવડકરના જમાઈ શ્રી કુળકર્ણીને પણ એવું સર્ટિફિકેટ જોઇએ છે એમ બાપુમામા ચાંદોરકરનો ફોન હતો. કેવી રીતે આપવું? કોલ્હાપુરના શ્રી નાના ધર્માધિકારી મળ્યા. એમણે થોડો વખત ભલે કોલ્હાપુર છોડીને બહાર કામ કરવા જવું, એમાં હરકત નથી એવી સલાહ મેં એમને આપી.

સ્નાન આટોપીને શ્રી જગાભાઈ તેલીની સાથે ચોપાટી પર શ્રી ડાહ્યાભાઈ છગનલાલ (ગવાડાના)ને ઘેર જમવા ગયો. સામાન્ય વાતોચીતો થઈ. ૧૦–૧૫ વાગ્યે પાછો ફર્યો.

## તા. ૨૬ જૂન ૧૯૪૮, શનિવાર

સવારે નિત્યવિધિ. રોજનીશીલેખન, વૃત્તપત્રો જોયાં. શ્રી કૌલને તથા માતુશ્રી પૂજ્ય બાઈને કાગળો.

ત્યાર બાદ શ્રી નાનાસાહેબ ધારપુરે, શ્રી વિ. સ. ભિડે I. C. S. (પોર્ટ ટ્રસ્ટના ચેરમૅન) અને એમના ચિરંજીવ શ્રી વસંતરાવ ભિડે આવ્યા હતા. ઔન્ધકર અને લલિતા એમની જોગવાઈ કેવી હોવી જોઈએ એ વિષે ચર્ચા થઈ. આમાં જરૂર કરતાં વધારે વખત નકામો ગયો. અમે મુદ્દાઓ નક્કી કર્યા તે આ પ્રમાણેઃ (૧) શ્રીમંત બાળાસાહેબની સમજૂતીથી જ અને એમને કોઈ પણ પ્રકારે ન છંછેડતાં કે ન ચીડવતાં આ કામ કરવું રહ્યું. (૨) મુખ્ય વાત એટલે પોતાના વારસ બાપુસાહેબ નથી પણ એમના દીકરા ચિ. રાવસાહેબ છે એવું એમણે ઠરાવીને એ પ્રમાણે પોલિટિકલ ખાતાને જણાવવું. (૩) બાપુસાહેબના દેવા અંગે પોતાની જવાબદારી નથી એવું જાહેર કરવું. (૪) લલિતા અને બે બાળકો મળીને એમને હાલમાં વાર્ષિક ૬૦૦૦ની રકમ અપાય છે તે વધારીને ઓછામા ઓછી ૯૦૦૦ અને શક્ય હોય તો ૧૨,૦૦૦ જેટલી કરવી. (૫) પૈસાની વ્યવસ્થા માટે એક નાનકડું ટ્રસ્ટીમંડળ રાખવું. (૬) આ વ્યવસ્થા શરૂઆતમાં, કંઈ નહિ તો ઓછામાં ઓછું ત્રણ વર્ષ માટે તો રાખવી ઘટે.

પછી શ્રી મયાભાઈ તેલી, જે. પી. નાઈક, શ્રી ઇન્દુમતી શેઠ એ પ્રમાણે લોકો મળવા આવ્યાં. એમનાં કામો અંગે વાતચીત થઈ. શ્રી ઇન્દુમતીબેન સાથે ગુજરાત યુનિવર્સિટી વિષે વાત થઈ. ધૂળિયાની પ્રાથમિક શાળાને જમીન આપવા વિષે પણ મેં એમને સૂચવ્યું. પછી થોડો આરામ, ટપાલ, ઑફિસને ધારાસભાની બેઠક અંગે કાગળ પાઠવ્યો.

૨ થી ૬–૦૦ સુધી કસ્તુરબા ફંડની કારોબારીની સભા ભારત સેવક સમાજની ઇમારતમાં. પછી સર હરકિશનદાસ હૉસ્પિટલમાં ડૉ. મોહિલે અને ડૉ. સુમન્તની

પુત્રીઓની તબિયતની ખબર કાઢીને શ્રી મણિભાઈ ઝવેરીને ત્યાં ગયો ને ત્યાંથી દાદર આવ્યો.

શ્રી આનંદરાવ (A. G.) પંડિત મળ્યા. સર ચિનુભાઈ વિષે એમણે ઘણી બધી વાતો કહી......ઠીક.

ત્યાર પછી મિસ એમ. કેયાજી નામથી વેપાર કરનારાં મિસીસ બાપાસોલા નામનાં બહેન પોતાના પતિ સાથે મળવા આવ્યાં હતાં. બાઈ પડછંદ શરીરવાળી અને હોશિયાર—એની આગળ વર બીચારો કોઈ એક ક્ષુદ્ર પ્રાણીની જેમ લાગતો હતો. પણ એમાં આપણને નવાઈ શા સારુ લાગવી જોઈએ? પણ લાગી ખરી. સ્ત્રી અને પુરુષ એ બે વચ્ચેના ફરકમાં સ્ત્રી ગૌણ હોવી જ જોઈએ એવી કલ્પનાની છાપ એટલી બધી પડેલી છે કે વર કરતાં વહુ શરીરે, ઊંચાઈમાં, બુદ્ધિમાં વધારે જણાઈ તો તે કુદરતની વિરુદ્ધની છે એવું લાગવા જેટલી ગૌણપણાના વિચારની પકડ મન ઉપર છે ખરી. ઠીક.

'પ્રભાત' પત્રના સંપાદક શ્રી નવરે અને દાજીકાકા જંભેકર આવ્યા હતા. એમને કસ્તુરબા ફંડના કામની હકીકત જોઈતી હતી તે મેં વિગતવાર આપી. ભોજન બાદ શ્રી આબામામા પેંઢારકર, શ્રી કુળકર્ણી (રિસબુડકરના જમાઈ), ચિ. બાપુમામા ચાંદોરકર, કરાડના શ્રી તાંબે એમ લોકો મળવા આવ્યા હતા. ૧૧–૩૦ સુધી વાતોચીતો ચાલી. છેવટે મારે મિત્રોને સ્પષ્ટપણે કહેવું પડ્યું કે "મારે ઊંઘવું છે, મોડું થાય છે. એટલે હવે વિદાય લેશો!"

## તા. ૨૭ જૂન ૧૯૪૮, રવિવાર

સવારે વહેલા ઊઠીને નિત્યવિધિ, સ્નાન વગેરે આટોપીને ઑફિસને ધારાસભાની બેઠક અંગે તાર પાઠવ્યો. બીજાં પરચૂરણ કામો આટોપીને ૮–૧૫ વાગ્યે નીકળ્યો તે ભારત સેવક સમાજની ઑફિસમાં પહોંચીને પછી કસ્તુરબા ફંડની કારોબારી સમિતિનું કામ ૧૨–૦૦ વાગ્યા સુધી. ત્યાંથી શ્રી મંગળદાસ પકવાસાને ઘેર ગયો. વાતોચીતો ને જમણ. આજની સભામાં તેઓ શા સારુ આવ્યા એ એમણે કહ્યું. "શ્રી મુનશીએ આગ્રહ કર્યો અને ન આવ્યો હોત તો મુનશીએ સરદારને (વલ્લભભાઈને) આડુંઅવળું કહીને ગેરસમજ ઊભી કરી હોત" એમ તેઓ બોલ્યા. મને આ દુર્બળતાની નિશાની લાગી. પછી ભારત સરકારની વાતો નીકળી. સરકારમાં શ્રી વલ્લભભાઈ એકલા જ કાર્યક્ષમ છે, મૌલાના આઝાદ મુસલમાનોના પુરસ્કર્તા, નેહરુને તરતમભાવ નથી વગેરે. આસફઅલીને ગવર્નર બનાવવા માટે જુદાજુદા પ્રાંતોના ગવર્નરોની ફેરબદલીઓ વગેરેની ખટપટની હકીકત પણ તેઓ કહેતા હતા. એકંદર પ્રકાર જોયો એટલે એમ થાય છે કે મળેલું સ્વાતંત્ર્ય આપણને ક્યાં લઈ જાય છે કોણ જાણે!

ભોજનોત્તર થોડો આરામ. પછી ૨–૩૦ વાગ્યે નીકળ્યો. ૩ થી ૫–૩૦ સુધી કસ્તુરબા ફંડના ટ્રસ્ટીઓની બે બેઠકો. નવા ત્રણ ટ્રસ્ટીઓની નિમણૂક કરવી કે નહિ એ અંગેની એક બેઠક, અને બીજી બેઠક વાર્ષિક બેઠક તરીકેની. નવા ટ્રસ્ટીઓની નિમણૂકો હમણાં જ થવી જોઈએ અને કોઈ એક સ્ત્રી જ પ્રમુખ તરીકે હોવી જોઈએ એ માટેની ખટપટ મૃદુલાએ ફરી કરી. પણ છેવટે પોતાની સૂચના એણે with protest પાછી ખેંચી લીધી. સરદાર વલ્લભભાઈને પ્રમુખ તરીકે ચૂંટી કાઢ્યા. પણ એમાં યે મૃદુલાએ મત ન આપતાં એ તટસ્થ રહી! સભા પૂરી થયા બાદ ૬–૦ વાગ્યા સુધી બેસીને કારોબારી સમિતિનું કામ પૂરું કરીને નીકળ્યો અને દાદર મુકામે આવ્યો.

સૌ. વતી, ચિ. બાળ અને ચિ. સૌ. સરલા બપોરે જ કોલ્હાપુરથી પાછાં આવ્યાં હતાં. બીજા લોકો મને મળવા આવ્યા એમની ભીડ એટલી કે હું આ ત્રણ જણને મળી પણ શક્યો નહિ! શું કરવું એ પ્રશ્ન જ છે. ઠીક. ખાંડવાના શ્રી પાવગી મેં ના કહ્યાં છતાં પણ મળવા આવ્યા હતા! કામ કશું નહિ પણ એમના જમાઈ માટે introduction. એનો અર્થ સર્ટિફિકેટ. શ્રી વિશ્વનાથ અ. પંડિત મળવા આવ્યા હતા. એમને હજી બીજા ૫૦૦૦ રૂપિયા ઉછીના જોઈએ છે! પૈસા આપવામાં હરકત નથી પણ છેવટે મિત્ર અને પૈસો બને ચાલ્યા જવાનો પ્રસંગ બને એમ દેખાય છે. ઠીક. વિચાર કરીને પછી કહીશ એમ મેં જણાવ્યું છે.

શ્રી મણિભાઈ ઝવેરી સપત્નીક તથા શ્રીમતી સોનુબાઈ બેર મળવા આવ્યાં હતાં. આજે થાક લાગવાથી થોડો વખત સ્વસ્થતાથી પડી રહ્યો હતો. ભોજન બાદ આરામ. (ક્રમશઃ)

*

# ૯૦ વર્ષના નવજુવાન કર્મયોગી

## સર રુસ્તમ પેસ્તનજી મસાની

ફીરોઝ કા. દાવર

[મૂળ અંગ્રેજીમાં લખાએલ અને હેરલ્ડ લૅસ્કી ઈન્સ્ટિટ્યૂટના અનિયતકાલિક POLITICSમાં પ્રસિદ્ધ થએલ લેખનો શ્રી ઉપેન્દ્ર ભટ્ટે કરેલો ભાવાનુવાદ]

પચીસમી સપ્ટેંબર, ૧૯૫૬ને રોજ સર રુસ્તમ પેસ્તનજી મસાનીએ તેમની પ્રસંગ-પૂર્ણ અને વૈવિધ્યસભર કારકિર્દીના નવ દાયકા પૂરા કર્યા. વિરલ બુદ્ધિ-સંપત્તિ અને સિદ્ધિઓ સિવાયની દીર્ઘજીવિતા પણ કોઇને ય વિશિષ્ટ આદરના અધિકારી બનાવતી નથી. સર રુસ્તમના લાંબા જીવનમાં કોઈ એવું ક્ષેત્ર ભાગ્યે જ હશે જેને તે સ્પર્શ્યા નહિ-હોય અને જેને એમણે શોભાવ્યું નહિ હોય. યાજકીય પારસી કુટુંબમાં તે જન્મ્યા હતા અને આખા ય જીવન દરમિયાન તેમને જે સાચું લાગ્યું તે પ્રત્યે તેમણે ધ્યેય માટેનો દૃઢ સંકલ્પ (સ્વમત–આગ્રહ), સુનિશ્ચિત સ્વેચ્છા શક્તિ (સંકલ્પ–સ્થિરતા) અને દુર્ગમ આગ્રહ વ્યક્ત કર્યા છે.

એલ્ફિન્સ્ટન કૉલેજના તે એક તેજસ્વી વિદ્યાર્થી હતા, અને અંગ્રેજી તથા પર્શિયનનો વૈકલ્પિક વિષયો તરીકે અભ્યાસ કરી તેમણે એમ. એ.ની ડિગ્રી મેળવી. ત્રીગના નવલકથાકાર અને 'જામે જમશેદ', 'કૈસરે હિન્દ' અને 'ધી ઈન્ડિયન સ્પેક્ટેટર'માં લખતા સ્વતંત્ર પત્રકાર તરીકે તેમણે જીવનનો આરંભ કર્યો. તે સમયના ભારતીય પત્રકારત્વના રમૂજી ચવચવ–'ગપસપ'ના તંત્રી તરીકે પણ તેમણે થોડો વખત કામ કર્યું હતું.

સર રુસ્તમના બહુમુખી પ્રતિભા-સામર્થ્યનો આ લેખના પરિમિત વિસ્તારમાં સંક્ષેપમાં પણ પરિચય કરાવવો એ ચોક્કસ સહેલું તો નથી, એટલે અહીં વર્ણવેલી વિગતોને વિશિષ્ટ ગણવી જોઇએ, નહિ કે વ્યાવર્તક. મુંબઈ તો એમની સેવાઓનું સદાકાળ, સ-ગૌરવ અને સાભાર સ્મરણ કરશે, કારણ કે એનો પ્રત્યેક માર્ગ એમનાથી પદાંકિત થયો હશે. મુંબઈ કૉર્પોરેશનને ડેપ્યુટી સેક્રેટરી અને સેક્રેટરી તરીકે તેમણે પોતાની સેવાઓ આપી હતી અને તેમની ઉચ્ચ કાર્યક્ષમતાને લીધે તેઓને મ્યુનિસિપલ કમિશનરના ઉચ્ચ પદે નિયુક્ત કરવામાં આવ્યા હતા. આ સ્પૃહણીય પદને પામનાર એ સૌથી પ્રથમ ભારતીય હતા. જનતા સાથેના જે અનુભવોના તે સહભાગી થયા તેનો લાભ એમની ત્રણ કૃતિઓ 'લૉ ઍન્ડ પ્રોસિજર ઑફ ધી મ્યુનિસિપલ કૉર્પોરેશન ઑફ બૉમ્બે', 'ઇવોલ્યુશન ઑફ લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઈન બૉમ્બે' અને નૃવંશશાસ્ત્ર-વિષયક 'ફોક લોર ઑફ બૉમ્બે'ને મળ્યો હતો. તેઓની મેધા તીક્ષ્ણ અને પ્રસ્ફુરણશીલ, રસવૃત્તિ વ્યાપક અને વિનિયોજક અને ઉદ્યોગશીલતા અથાક છે. સતત ૭ વર્ષ સુધી 'ઍન્થ્રોપોલૉજિકલ સોસાયટી'નું પ્રમુખપદ એમણે ભોગવ્યું હતું. તેઓ 'પી. ઈ. એન'ની ભારતીય શાખાના ઉપપ્રમુખ તેમજ 'ઇન્ડિયન મર્ચન્ટ્સ ચેમ્બર', યુનેસ્કોના 'નૅશનલ કમિશન ફૉર કોઑપરેશન' અને બીજી વિવિધ સંસ્થાઓના સભ્યપદે પણ હતા.

વિદ્યાદેવીએ પણ તેમને પોતાના ભક્ત તરીકે સ્વીકારવાનો દાવો કર્યો છે. વર્ષો સુધી તેઓ મુંબઈ યુનિવર્સિટીના ફેલો અને સિન્ડિકેટના સભ્ય હતા, અને આખરે એના ઉપકુલપતિ પણ બન્યા હતા; પણ જ્યારે માતૃભૂમિની સહીસલામતી પર જાપાનના આક્રમણનો ભય ઝઝૂમતો હતો ત્યારે બ્રિટિશ સરકારે બીજા વિશ્વ-યુદ્ધ દરમિયાન તેમને પ્રાંતીય નેતા તરીકે યુદ્ધમોરચાની વ્યવસ્થા સોંપી હતી. એટલે એ પદનું રાજીનામું આપવાની તેમને ફરજ પડી હતી. પૂનાની 'ભાન્ડારકર રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ'ના ઉપપ્રમુખ અને પૂના તેમજ વડોદરા યુનિવર્સિટીના ફેલો તરીકે પણ તેમણે કામ કર્યું હતું

પશ્ચિમી ઢબે જરથુષ્ટ્ર વિષયક અધ્યયનના ક્ષેત્રના અગ્રણી ખુરશેદજી આર. કામાના ચરણે પોતે બેઠા ત્યારના આરંભકાળથી સર રુસ્તમ ઉત્સાહી પૂર્વ–વિદ્યા–પ્રવીણ રહ્યા છે. ઘણાં વર્ષો સુધી તેઓ 'કે. આર. કામા ઓરિયન્ટલ ઇન્સ્ટિટ્યૂટ'ના પ્રમુખસ્થાને હતા, પણ હમણાં

જ વાર્ધક્યની ક્ષીણબલતાને કારણે એ પદનું રાજીનામું આપવું પડ્યું છે. પૂર્વ-વિદ્યાઓમાં પ્રાવીણ્ય પ્રાપ્ત કરવા ઈચ્છતા અનેક વિદ્યાર્થીઓને તેમણે આ પદેથી ઉત્સાહ અને માર્ગદર્શન આપ્યાં હતાં. પોતાની કોમમાં બહુધઃ ધર્મને નામે ચાલતા ગાંડા વહેમ અને ધર્માન્ધતાના તેઓ વિરોધક હતા. આગળ જતાં 'રાહનુમાએ મઝદયસનાન સભા'ના પ્રમુખ તરીકે તેમણે જરથુષ્ટ્રવાદનો પ્રકાશ પામવા ઉત્સુક પોતાના સમાન ધર્મીઓનો પંથ અજવાળ્યો હતો. 'રિલીજિયન ઑફ ધી ગૂડ લાઈફ ઑફ ઝેરોસ્ટ્રિયનીઝમ' નામનું પુસ્તક તેમણે લખ્યું છે. એની પ્રસ્તાવના રેવ. ડૉ. જૉન મૅકેન્ઝીએ લખી છે, અને ગુજરાતી અનુવાદ દસ્તુર એન. ડી. મીનોચહર હોમજીએ કર્યો છે.

સર રુસ્તમ આખું ય જીવન ઈરાન-પ્રેમી રહ્યા છે અને આજના ઈરાનના સર્જક રેઝાશાહ પહલવીના રાજ્યકાળમાં તેમણે ઈરાનની મુલાકાત પણ લીધી હતી. વિશ્વસાહિત્યની એક વિખ્યાત, સળંગ, મોહક રૂપક-કથા —ફરીદુદ્દીન અત્તારના કાવ્ય 'મન્તિક ઉત તેયર' ('પંખી-પરિષદ')નું તેમણે કરેલું ભાષાન્તર અને તેનો ઉપયોગી ઉપોદ્ઘાત ઈરાન-વિષયક અભ્યાસમાં એમના રસની સાક્ષી પૂરે છે. તેમણે 'કોર્ટ પોએટ્સ ઑફ ઈરાન ઍન્ડ ઇન્ડિયા' પણ લખ્યું છે. વિશેષતઃ મોગલકાલીન ઇરાની-ભારતીય સાહિત્ય માટે એમનું આ પુસ્તક એક મહત્ત્વનું પ્રદાન છે. એમની મુખ્ય કૃતિ 'દાદાભાઈ નવરોજી—ધી ગ્રાન્ડ ઓલ્ડ મૅન ઑફ ઇન્ડિયા' એ વિષય પરનો પ્રમાણભૂત ગ્રંથ સૌથી વધુ સંભારાશે.

સર રુસ્તમની માનસ-રચનાનો એક વિસ્મયજનક અંશ છે એમનું બહુરૂપી કૌશલ—જે વડે તેઓ એકબીજાથી તદ્દન અને દૃષ્ટિબિંદુમાં ભિન્ન એવા વિષયમાં પણ ઝડપી અભિસરણ—અભિગમન કરે છે. વિદ્વત્તા, બળ તેમજ વ્યવસ્થાશક્તિ વડે સંપન્ન તેઓ એકબીજાથી તદ્દન ભિન્ન એવાં 'ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ' અને 'ઇલેક્ટ્રિક કંપની'નાં કાર્યોને પણ સમાનપણે સંગીન ન્યાય આપી શકતા. વિવિધલક્ષી રસકલાપૂર્ણ આ માન્ય જન અર્થશાસ્ત્ર, શસ્ત્રી અને અર્થપ્રકરણમાં પણ રસ ધરાવતા હતા. પચાસ વર્ષની ઉંમરે પણ તેમણે યુવાનના જેવા ઉત્સાહથી લંડન યુનિવર્સિટીની 'અભિવિકસિત અર્થશાસ્ત્રઃ સૈદ્ધાન્તિક અને વ્યાવહારિક'ના વિષયની પરીક્ષા 'ક્રેડિટ'—પ્રશંસા સાથે પસાર કરી. 'ધી ઇન્ડિયન સેન્ટ્રલ બૅન્કિંગ ઇન્ક્વાયરી કમિટી'ના તેઓશ્રી સંયુક્ત મંત્રી છે. 'ધી ઓરિયેન્ટલ ગવર્નમેન્ટ સિક્યુરિટી લાઈફ ઍશ્યોરન્સ કંપની', 'ધી સેન્ટ્રલ બોર્ડ ઑફ ધી રીઝર્વ બૅન્ક ઑફ ઇન્ડિયા,' 'નડિયાદ ઇલેક્ટ્રિક કંપની', 'પર્શિયન ઇન્ડસ્ટ્રિઝ ઍન્ડ ટ્રેડિંગ કંપની' વગેરે વિવિધ સંસ્થાઓના તે ડાયરેક્ટર છે. 'સેન્ટ્રલ બૅન્ક' સાથે પણ તેમનો સંબંધ વિશિષ્ટ હતો અને એના મૅનેજર તરીકે તેઓ એક વખત એ સંસ્થાના ભાગ્ય-નિયામક પણ હતા. 'ધી એન. એમ. વાડીઆ ચૅરિટીઝ'ની સાથે પણ તેઓ ઘણાં વર્ષોથી ટ્રસ્ટી તરીકે સંકળાએલા છે, અને આ લાંબો સંબંધ 'એન. એમ. વાડીઆ ઍન્ડ હિઝ ફાઉન્ડેશન' નામે કૃતિમાં પરિણમ્યો છે. અર્થશાસ્ત્રના વિષયમાં પણ તેમણે 'ધી રોલ ઑફ વેલ્થ ઇન સોસાયટી' લખ્યું છે.

હમણાં હમણાં તેઓને આચાર્ય વિનોબા ભાવેની ભૂદાન પ્રવૃત્તિમાં પણ રસ પડવા માંડ્યો છે અને એનું પરિણામ 'ધી સ્ટોરી ઑફ ભૂદાન' અને 'ધી ફાઇવ ગિફ્ટ્સ' રૂપે જોઈ શકાય છે. રાજકારણ પરત્વે તેઓએ 'બ્રિટન ઇન ઇન્ડિયા' લખ્યું છે, પણ તેઓ પક્ષીય રાજકારણથી સતત દૂર રહ્યા છે. તેને તેમણે તેમના જેટલા જ તેજસ્વી અને ઉત્સાહી તેમના દીકરા—સ્વતંત્ર-પક્ષના આગળ પડતા નેતા અને ભારતીય રાજકારણના સજીવ વિદ્યુત તાર—મીનુ મસાનીમાં સંક્રાન્ત કર્યું છે. સર રુસ્તમ વિવિધ ધર્મશાસ્ત્રો અને સંસ્કૃતિઓના તલસ્પર્શી અને તુલનાત્મક અભ્યાસી છે. જી. ટી. ગેરેટ સંપાદિત, ઑક્સફર્ડ યુનિવર્સિટીના પ્રકાશન 'લીગસી ઑફ ઇન્ડિયા'-માંના તેમના લેખ 'કાસ્ટ ઍન્ડ સ્ટ્રક્ચર ઑફ સોસાયટી' ઉપરથી આપણને આ બાબતની પ્રતીતિ થાય છે.

કર્મ અને જ્ઞાનના ક્ષેત્રમાં સર રુસ્તમનું કામ ઈર્ષ્યા-પ્રેરક છે, પણ તેમને વિષે થોડીક પણ વાત કરીએ અને તેમાં તેમનાં ભક્તિ ભાવને ગણતરીમાં ન લઈએ ત્યાં સુધી તો તે અધૂરું જ કહેવાય. એસ. ટી. કોલરીજે કહ્યું છે કે 'He prayeth best who loveth best' અને અહીં 'ભક્તિ' એટલે માત્ર 'ઉપાસના' નહિ, પણ જનતા માટે 'અનુરાગ' અને ઉત્કટ 'હમદર્દી'.

(અનુસંધાન પૃ. ૪૬)

# લોકશાહી કે સરમુખત્યારશાહી?

જયપ્રકાશ નારાયણ

[શ્રી જયપ્રકાશજીના મૂળ હિંદી ભાષણનો શ્રી રણધીર ઉપાધ્યાયે કરેલો ભાવાનુવાદ]

આપણો દેશ ગમે તેટલો પછાત હોય, ગમે તેટલી તેનામાં ક્ષતિઓ હોય, આપણી સમક્ષ ગમે તેટલી સમસ્યાઓ હોય, પણ એક વસ્તુ વિષે આપણે સૌ ગર્વ લઈ શકીએ તેમ છીએ કે આપણા દેશના લોકોએ પોતાની આંખો ઉઘાડી રાખી, સમજીવિચારીને એવો દૃઢ નિર્ણય કર્યો છે કે અમે અમારા દેશમાં લોકશાહીની જ સ્થાપના કરીશું.

આપણે પશુ નથી, માટે આપણે કોઈ રાજા કે સરમુખત્યારને ગાદીએ બેસાડીશું નહિ. કોઈ ડિક્ટેટરના પગના બૂટ નીચે કચડાઈશું નહિ. આપણે તો માનવી છીએ, માટે આપણે સ્વતંત્ર રહીશું; સ્વતંત્ર સમાજના નાગરિકો તરીકે જીવીશું. આપણે એક એવા સમાજની રચના કરીશું જેમાં પ્રત્યેક વ્યક્તિને પોતાના સ્વતંત્ર વિચાર રાખવાનો હક મળે, જેમાં નાગરિક સ્વાતંત્ર્ય રહે, સહુ આર્થિક અને ધાર્મિક સ્વતંત્રતા ભોગવે. આપણે આવી લોકશાહી સ્થાપવાનો નિર્ણય કર્યો છે. આજે ૧૮ વર્ષથી આપણો દેશ આવી લોકશાહીના રાજમાર્ગ પર આગળ વધી રહ્યો છે. સંખ્યાબળના હિસાબે દુનિયામાં આજે સૌથી મોટી લોકશાહી ભારત છે. આ કંઈ નાનીસુની ઘટના નથી. મારે મન આ ઘણી મોટી વાત છે. પણ આજે આપણું એવું કમભાગ્ય છે કે જ્યાં જઈએ છીએ ત્યાં એવું સંભળાય છે કે, "આપણે નીચા છીએ, પછાત છીએ. આ દેશમાં આ ખરાબ છે, પેલું ખરાબ છે...વગેરે."

એશિયામાં ચોમેર નજર નાંખો. એક તરફ પૂર્વમાં જાપાન છે. ત્યાંની લોકશાહી હજુ નવી છે. તેનું શું થશે એ અત્યારે કહી શકાય નહિ. બીજી બાજુ પશ્ચિમમાં ઈઝરાઈલ છે જ્યાં લોકશાહી છે. વચ્ચેનો સમગ્ર ભૂભાગ તદ્દન વિચિત્ર સ્થિતિમાં દેખાય છે. મલેશિયામાં લોકશાહી છે ખરી? સિલોનને લોકશાહીનો દેશ કહીશું? બ્રહ્મદેશમાં લોકશાહી કેટલા પ્રમાણમાં? પાકિસ્તાન, ઈન્ડોનેશિયા, ચીનનું તો તમે જાણો જ છો. ફક્ત ભારત જ લોકશાહીની માવજત કરે છે.

આપણી પાંગરતી લોકશાહીમાં વિરલ વ્યક્તિત્વ ધરાવનાર જવાહરલાલ નેહરુ જેવા લોકનાયકની પણ આપણા વિરોધપક્ષના સભ્યો સખતમાં સખત ટીકા કરી શકતા. તમને નથી લાગતું કે આ કંઈ સામાન્ય વાત નથી! નેહરુજીના અંગત જીવન વિષે, એમના કુટુંબ વિષે, એમના પક્ષ વિષે અને એમની સરકાર વિષે લોકો સ્વતંત્રતાપૂર્વક મનફાવતું બોલી શકતા. આ જાતની વાણી-સ્વતંત્રતા તમે ઈજિપ્ત, ચીન કે ઈન્ડોનેશિયામાં નહિ જોઈ શકો. મને કહો કે એશિયામાં બીજા કયા દેશમાં આવું વાણીસ્વાતંત્ર્ય છે? આફ્રિકામાં એક પણ દેશ એવો નથી કે જ્યાં લોકશાહી તેના સાચા અર્થમાં સ્થપાયેલી હોય. ત્યાં શાસક પક્ષની વિરુદ્ધ બોલવાનો કોઈને ય હક્ક નથી. ત્યાં સરકાર વિરુદ્ધ બીજી કોઈ પાર્ટી ઊભી કરી શકાય નહિ અને તેની વિરુદ્ધ કોઈ અભિપ્રાય ઉચ્ચારી શકાય નહિ.

દક્ષિણ અમેરિકા કે યુરોપનો દાખલો લ્યો. અરે, ખુદ ફ્રાંસને જુઓને, જ્યાં જગતની મહાન ક્રાંતિએ જન્મ લીધો અને જે ક્રાંતિની જનની કહેવાય છે. ફ્રાંસમાં આજે દ'ગોલનું રાજ્ય છે. તેમણે કેટલી બધી સત્તા પોતાના હાથમાં કેન્દ્રિત કરી મૂકી છે!! આવું સમસ્ત જગતમાં ચાલી રહ્યું છે. આવા કાળે ૪૫–૪૭ કરોડના આપણા દેશને જુઓ. અહીં ત્રણ-ત્રણ ચૂંટણીઓ થઈ ગઈ. લોકસભા કામ કરે છે, વિધાનસભાઓ કામ કરે છે. વર્તમાનપત્રો પ્રગટ થાય છે. વિરોધપક્ષો વિદ્યમાન છે. આ બધું ગૌરવજનક નથી? આપણી ભારતીય સંસ્કૃતિ કેટલી ભવ્ય છે, આપણા આદર્શો કેટલા ઉન્નત છે, આપણી પરંપરા કેટલી સ્થિર અને સુદૃઢ છે તેનો ઉત્તમ દાખલો આપણી લોકશાહી છે. લોકશાહીમાં તો લોકશક્તિ એ જ પાયાની વસ્તુ છે. લોકશાહી દેશની પરિસ્થિતિમાં પરિવર્તન લાવવા માટે અને તેની સમસ્યાઓને હલ કરવા માટે જાગ્રત લોકશક્તિ એ જ સાચું બળ છે. આપણે ત્યાં એ લોકશક્તિનાં દર્શન અમને ગ્રામદાની ગામડાઓમાં થયાં છે.

જ્યાં સુધી જનતાનું પોતાનું નેતૃત્વ પ્રગટ નથી થતું ત્યાં સુધી કોઈ પણ લોકશાહી સફળતાપૂર્વક કાર્ય કરી શકતી નથી. ગામ, બ્લૉક, જિલ્લો, પ્રદેશ કે રાષ્ટ્ર આ બધામાં જનતાનું નેતૃત્વ જરૂરી છે. આજે આખું સર્વોદય આંદોલન એક જ વાત પર ભાર મૂકે છે કે લોકોએ પોતાના પ્રશ્નો પોતે ઉકેલવા જોઈએ. જનતાનો ઉદ્ધાર જનતાના જ હાથમાં છે, નેતા કે પક્ષના હાથમાં નહિ. નેતાની શોધમાં નીકળવું એ કોઈ પણ પ્રશ્નના ઉકેલની સાચી ચાવી નથી. લોકશાહી ટકે છે નેતાના બળ પર નહિ, પ્રજાના બળ ઉપર. આપણે ત્યાં લોકશાહી ન હોત અને તેને સ્થાને કોઈ પણ એક વ્યક્તિ કે પાર્ટીનું નિરંકુશ શાસન હોત તો આપણી સ્થિતિ આજે તદ્દન જુદી જ હોત.

આજે જ્યાં જુઓ ત્યાં ભ્રષ્ટાચારની ચર્ચા ચાલે છે. પણ જેટલું કહેવામાં આવે છે તેટલું મોટું તેનું સ્વરૂપ નથી એવી મારી માન્યતા છે. ભ્રષ્ટાચારનો ઉકેલ શો? કેટલાક એમ માને છે કે કોઇ એક ડિક્ટેટરના આવવાથી ભ્રષ્ટાચાર ખતમ થઈ જશે. જેને ડિક્ટેટર બનવું હોય તે ભલે બને. ડિક્ટેટરને કોઈ બનાવતું નથી. પણ હું તો અત્રે મારો મત જાહેર કરું છું. મારા આ શરીરમાં જ્યાં સુધી છેલ્લો શ્વાસ હશે, લોહીનું અંતિમ બિન્દુ હશે ત્યાં સુધી હું લોકશાહીનું રક્ષણ અને સરમુખત્યારશાહીનો વિરોધ કરીશ; કારણ કે મને માનવ-સમાજનું સૌથી મોટું પતન સરમુખત્યારશાહીની પસંદગીમાં જ દેખાય છે. હું માનવી છું. માનવી તરીકે જીવવા માગું છું. હું કોઇ એક વ્યકિતના હાથમાં મારી પોતાની તમામ બુદ્ધિ અને આત્મા વેચવા માગતો નથી. મને જો કોઇ એમ કહે કે તમે સરકાર જે છાપે તે જ પુસ્તકો વાંચો, સરકાર જે કહે તે જ બોલો, તો હું તેનો હરગિજ સ્વીકાર નહિ કરું. હું એમ પણ નથી માનતો કે સરમુખત્યારશાહીમાં ભ્રષ્ટાચારનો નાશ થાય છે.

આપણે ત્યાં રાજ્યની વિરુદ્ધ ગમે તે બોલવાની છૂટ છે. આપણે પશુવત્ બન્યા નથી. આજે તો દુનિયામાં કેટલા યે પ્રકારની સરમુખત્યારશાહી છે. જ્યાં સરમુખત્યારશાહી હોય છે, ભલેને તે ફાસિસ્ટ ઢબની કે નાઝીવાદની, કમ્યુનિસ્ટ કૅમ્પની કે સૈનિકશાહીની, ત્યાં સામાન્ય જનતાને, સામાન્ય જનતા જ શા માટે, બધાને, મોટામાં મોટા વિદ્વાનને પણ, પશુની કક્ષાએ લાવી મૂકવામાં આવે છે. ત્યાં લોકો ઈશ્વરપ્રદત્ત બુદ્ધિ દ્વારા કામ કરી શકતા નથી. સરમુખત્યારની એક જ રસમ હોય છે કે જે રીતે હું વિચારું છું તે જ રીતે તમે સૌ વિચારો; જે હું બોલું છું તે જ તમે પણ બોલો અને જે હું કહું છું તે પ્રમાણે તમે કરો. એનો અર્થ એક જ થાય કે જ્યાં સરમુખત્યારશાહી છે ત્યાં માનવતા નથી, પશુતા છે. આ પશુતાથી મુકત એવાં માનવમૂલ્યો સ્થાપનાર લોકશાહીનું ભારતમાં સ્થિર હોવું એ મારી દૃષ્ટિએ ઘણી મોટી વાત છે. એમાં જ ભારતનું મહાન ગૌરવ રહેલું છે. ભારતે સરમુખત્યારશાહીનો માર્ગ સ્વીકારવાનું યોગ્ય ન માન્યું એ એની ઘણી ઊંચી સંકલ્પભાવના છે. સરમુખત્યારશાહીમાં જનતાની સ્થિતિ બળદ જેવી થાય છે. ખેડૂત દ્વારા બળદ સારી રીતે સચવાય છે, તેને સારું પોષણ મળે છે. તેમ છતાં બળદનું જીવન સ્તુત્ય તો ન જ કહેવાય. આપણે પણ બળદની જેમ રહેવાનું પસંદ કર્યું હોત તો આપણે ત્યાં પણ કોઈ સરમુખત્યાર જન્મ લેત. સાંપ્રત રાજકીય પરિસ્થિતિને લીધે આજનો સરમુખત્યાર થોડા જાહેર સુધારા કરવાનો દંભ જરૂર કરે છે; પણ અંતે એ સરમુખત્યાર તો ખરો જ.

કદાચ કોઈ એમ માને કે એક સરમુખત્યારથી આપણી સમસ્યાઓ તરત ઉકેલાઈ જશે, તો મને એમ લાગે છે કે તે ભાનમાં નથી. શું આજે ચીનમાં ભૂખમરો ઓછો છે? સ્ટાલિનના રશિયામાં ભૂખમરો ન હતો? હું એમ માનવા તૈયાર નથી કે હિટલરના જર્મનીમાં કે સ્ટાલિનના રશિયામાં જેટલી ઝડપે વિકાસ થયો, તેમના વિના તે સંભવત નહિ. ઊલટાનું હું તો એમ માનું છું કે રશિયામાં તેમ જ જર્મનીમાં લોકશાહી હોત તો ત્યાં વધારે સારી રીતે સર્વાંગી વિકાસ થઈ શકયો હોત.

હું કદી એવું નથી કહેતો કે આપણે ત્યાં ભ્રષ્ટાચાર નથી. પણ તેને રોકવાનો ઉપાય શો? પાકિસ્તાનમાં અયૂબખાં જ્યારે સરમુખત્યાર બન્યા અને તેમની સરકાર સ્થપાઈ ત્યારે ત્યાં શરૂઆતમાં તો સહુ ભયભીત બની ગયા. કેટલાક ભ્રષ્ટાચાર કરનારાઓની ત્યાં તરત ધરપકડો થઈ અને કેટલાક દંડાયા. પરિણામે ભ્રષ્ટાચારનું થોડું પ્રમાણ ઘટયું પણ ખરું. પરંતુ ધીરેધીરે ભ્રષ્ટાચાર

કરનાર લોકોએ પોતાનો નવો રસ્તો શોધી કાઢ્યો. સરમુખત્યારના કર્મચારીઓ અને પોલીસ અફસરો પાંચને બદલે પચાસ રૂપીઆની લાંચ લઈ કામ કરી આપવા લાગ્યા. સરમુખત્યારશાહીમાં જોખમ વધારે એટલે લાંચની રકમ પણ વધારે. રશિયામાં હમણાં હમણાં તો અબજો રૂબલ્સની ઉચાપત થવા માંડી છે, દુરુપયોગ, વેસ્ટેજ કે નુકસાન નહિ. ત્યાં લોખંડી ડિક્ટેટરશિપ હોવા છતાં દૂષણ પેસી શક્યું. કેવી આશ્ચર્યની વાત?

લોકતંત્રમાં લોકો માલિક છે, સરકારી કર્મચારી, તલાટી, બી.ડી.ઓ., કલેક્ટર કે ચીફ સેક્રેટરી સહુ લોકોના નોકર છે. વડા પ્રધાન કે બીજા પ્રધાનો પણ જનતાના પ્રતિનિધિ છે. તેઓ પણ અંતે જનતાના નોકર જ છે. જનતા સ્વામીપણું વિસરીને નોકરની જેમ વર્તવા લાગે તો એમાં દોષ કોનો? એમાં તો જનતાની અજ્ઞાનતા જ પ્રગટ થાય છે. જનતામાં શક્તિ છે. તે સંગઠિત થાય અને પોતાની શક્તિ પ્રગટ કરે તો જ લોકશાહી સ્થપાય, ટકે અને પાંગરે.*

* (કસ્તુરબા ગાંધી રાષ્ટ્રિય સ્મારક ટ્રસ્ટના હિન્દી ત્રૈમાસિક મુખપત્ર "कस्तूरबा–दर्शन"ના ઑગસ્ટ ૧૯૬૫ અંકમાંથી સાભાર.)

*

અનુસંધાન] ૯૦ વર્ષના નવજુવાન કર્મયોગી [પૃષ્ઠ ૪૩ થી ચાલુ

દબાયેલાં–કચડાયેલાં અકિંચન અને અપવ્યવહારનો ભોગ થઈ પડેલાંઓના પડખે તેઓ હમેશાં ઊભા રહ્યા છે. મુંબઈની મ્યુ. કૉર્પોરેશનના અફસર તરીકે, ત્યજાયેલાં અને નિર્ગૃહી, રખડતાં બાળકોને નજરે જોવાના અનેક પ્રસંગો તેમને મળ્યા હતા. આવાં માણસો તેમની કેવળ ઉપેક્ષા અને ગરીબીને કારણે ભીખ માગવાની વૃત્તિને લીધે ગુના તરફ ધકેલાઈ જાય છે. આ ઉપરાંત, રોગી, શારીરિક અને માનસિક ખોડખાંપણવાળા અને તેથી કુંઠિત લોકો હોય છે–જેઓ નાદાર હાલતથી દૂર રહી શકતા નથી અને સમાજને પણ બોજારૂપ હોય છે; અને સર રુસ્તમ જેવા લોકસેવક જ્યાં સુધી તેમને ન લાધે ત્યાં સુધી તેઓ આંધળી આંખે જ દૂરબીન મૂકી દેખતા હોય છે. સર રુસ્તમના અને કેટલાક અન્ય ભવ્યોજ્જ્વળ જીવોના સતત પ્રયાસોને લીધે જ 'અનાથ બાળક-ઘર' શરૂ કરવામાં આવ્યાં હતા. સમય જતાં 'બાળ-સંરક્ષક-મંડળ'ની પણ સ્થાપના કરવામાં આવી હતી; અને સને ૧૯૨૪નો 'બૉમ્બે ચિલ્ડ્રન ઍક્ટ' પણ સર રુસ્તમના દરેક પ્રકારના અન્યાય સામેના સબળ સંગ્રામનું જ પરિણામ હતો.

પણ પોતાની મુંબઈ નગરીના નામ પરથી બીજું એક કલંક અંશતઃ પણ દૂર ન થાય ત્યાં સુધી આ સીપાઈ યોદ્ધો બખ્તર ઉતારે તેમ ન હતું. હવે તેમનું ધ્યાન સ્ત્રીઓના અનૈતિક વ્યાપાર પ્રત્યે દોરાયું અને એને દૂર કરવા એમના જેવા જ બીજા બહાદુર કાર્યકર્તાઓ સાથે તેમણે આ અપાર્થિક રાક્ષસનો પરાભવ કરવા યુદ્ધમેદાનમાં પ્રવેશ કર્યો. આને પરિણામે 'બૉમ્બે વિજિલન્સ એસોસિયેશન'નું સર્જન અને 'પ્રૉસ્ટિટ્યુશન ઍક્ટ'નું પ્રસ્થાપન થયું. આ દૈત્યના દુરાચાર ઉપર આથી કાર્યસાધક કાબૂ મુકાયો.

અંતે, આપણે એટલી એક માત્ર આશા તો રાખીએ કે નેવું વર્ષના આ નવજવાન કર્મયોગીએ પોતાના જીવન વિષેની તેમની ડાયરીઓ અને નોંધો જો સાચવી રાખી હોય તો તે તેમના ભાવિ ચરિત્રકારનું કાર્ય સુગમ કરી આપશે; અને આપણને તેમણે પોતે જ લખેલા દાદાભાઈ નવરોજી વિષેના ગ્રંથ જેટલી જ વિસ્તૃત અને સમર્થ ચરિત્રકૃતિ મેળવવા સદ્ભાગ્યશાળી બનાવશે. સર વૉલ્ટર સ્કૉટે કહ્યું છે:

"One crowded hour of glorious life,
Is worth an age without a name."

"બહુ-જન-સંમિલિત એક કલાકનું યશસ્વી જીવન,
એક કીર્તિહીન યુગ કરતાં પણ વધારે કીમતી છે."

પણ સર રુસ્તમનું જીવન તો નવનવ દસકાઓથી બહુ-જન-સંમાનિત, તેજસ્વી સિદ્ધિઓથી ભર્યુંભર્યું, સમાજની ઉન્નતિ જ્ઞાનોદ્દીપન અને સમૃદ્ધિને માર્ગે સંચરતું છે—અને તે જીવન ઇતિહાસના અમર કીર્તિપટ પર આપોઆપ અંકિત થાય છે. બળ અને તેજસ્વી તંદુરસ્તીભર્યાં ઉજ્જ્વળ અને આનંદમય જીવનના હજુ પણ અનેક વર્ષો આપણે એમને માટે પ્રાર્થીએ!

['સન્ડે સ્ટૅન્ડર્ડ'(૧૯-૯-૬૫)માંના શ્રી ગોદરેજ એન. ડારીવાલાના સર આર. પી. મસાની વિષેના લેખ માટે આ લેખક ઋણી છે.]

*

# સાર્ત્રનો 'આત્મપ્રપંચ'નો ખ્યાલ

## Sartre's Concept of 'Bad Faith'

મધુસૂદન વિ. બક્ષી

સાર્ત્રના અસ્તિત્વવાદમાં 'ચેતના'નાં સ્વરૂપ વિષેના સાર્ત્રના વિચારો ખૂબ મહત્ત્વના છે. ચેતનનું સત્ત્વ 'નિષેધ' છે. ચેતનાનું અસ્તિત્વ 'પ્રવાહીરૂપ' 'પારદર્શક' છે. સાર્ત્ર સઘન નિજત્વ (Solid Ego)નો સ્વીકાર કરતા નથી. નિષેધ જેનું સત્ત્વ છે તેવી સદૈવ પ્રવાહી ચેતના નિરંતર મુક્ત છે અને વસ્તુરૂપ સત્તાથી અળગી છે. વસ્તુઓનું, ભરેલું વજનદાર અસ્તિત્વ છે. (Massive and Opaque Being). ચેતના આવા વસ્તુરૂપ અસ્તિત્વના હાર્દમાં શૂન્યતા સર્જે છે.

તાત્ત્વિક દૃષ્ટિએ આવી શૂન્યરૂપ ચેતનાનું સ્વાતંત્ર્ય ભય, સંતાપ અને નિરાશા ઉપજાવે છે. જગતની વસ્તુઓના ભરપૂર અસ્તિત્વથી વ્યક્તિ પોતાની ચેતનાને છલકાવી દેવા મથે છે પરંતુ ચેતના વસ્તુઓ સમક્ષ માત્ર ઉપસ્થિત જ થાય છે. ચેતના વસ્તુરૂપ બની જતી નથી. ચેતના આધારહીન જ રહે છે. વસ્તુરૂપ અસ્તિત્વના વજનથી તેને દબાવીને, સ્થિર જામેલું થીજી ગયેલું અસ્તિત્વ આપવાનો પ્રયાસ નિષ્ફળ જાય છે કારણ કે જે જે વસ્તુ ચેતનાનો વિષય બને છે તે વસ્તુ હમેશાં ચેતનાથી અલગ છે તેવું ભાન સતત અપેક્ષિત છે. ભૌતિક વસ્તુઓને આકાર, કદ, રંગ, વજન, અંતર, ઘનતા વગેરે ગુણધર્મોથી એકબીજાથી અલગ પાડી શકાય છે. તેનું અસ્તિત્વ નિયત થઈ ગયેલું છે. એક ખડક આખરે ખડક જ છે અને વૃક્ષથી જુદો છે. ખડકનું કે વૃક્ષનું અસ્તિત્વ પોતાના વિશિષ્ટ ગુણધર્મોથી નિયત થયેલું છે. પરંતુ માનવીનું અસ્તિત્વ અનિયત છે. સાર્ત્રના મત મુજબ માણસને અબાધિત સ્વાતંત્ર્ય છે. માણસ ભૂતકાળથી ઘેરાયેલો છે પણ બંધાયેલો નથી. દા. ત., દારૂ ન પીવાનો નિર્ણય કોઈ વ્યક્તિએ કર્યો હોય પરંતુ વર્તમાનમાં એ નિર્ણયને વળગી રહેવું કે નહિ તે અંગે ફરી પાછો નિર્ણય કરવો પડે છે.

ચેતનાના આવા ભયંકર સ્વાતંત્ર્યનો ડર માણસને એટલો બધો લાગે છે કે તેમાંથી છટકવા માટે માણસ આત્મપ્રપંચની એક સૃષ્ટિ સર્જે છે. માણસ પોતાના વ્યક્તિત્વનાં સ્વાતંત્ર્યનો ભાર હળવો કરવા સામાજિક, નૈતિક અને ધાર્મિક પરિસ્થિતિ ઉપર બધું છોડી દે છે. જીવનની એક ઘરેડમાં જીવવું પસંદ કરે છે. ઈશ્વરે નિશ્ચિત કરેલા અથવા અંતરાત્માના અવાજથી પ્રેરાયેલા અથવા સમાજે નક્કી કરેલાં ધોરણો, મૂલ્યો, રીતરિવાજો અને વર્તનના અન્ય નિર્ણાયક પરિબળોને પોતાની જવાબદારી માણસ સોંપી દે છે અને માત્ર એક 'ક્રમપ્રાપ્ત અસ્તિત્વ' (Procedural Existence) સ્વીકારે છે. અમુક કાર્ય ઉચિત છે કે અનુચિત, પાપ છે કે પુણ્ય તે બાબતમાં એ ઈશ્વરનો આદેશ સ્પષ્ટ હોય અથવા સામાજિક માન્યતાઓ સ્પષ્ટ હોય તો વ્યક્તિનો સંઘર્ષ ઓછો થાય છે. પરંતુ આવી શ્રદ્ધા કે આશ્વાસનના અભાવમાં માણસનો સંઘર્ષ વધુ તીવ્ર બને છે. સાર્ત્ર નિરીશ્વરવાદી છે અને એમ માને છે કે માણસ પોતે જ મૂલ્યોનો સર્જક છે. પરિણામે કર્મનો નિયમ અથવા ઈશ્વરની સર્વોપરિતા અથવા પ્રારબ્ધ વગેરેમાં માનવાથી માણસ પોતાની આંતરિક શૂન્યતા અને નિરાધારતા ઢાંકી દેવાનો મિથ્યા પ્રયત્ન કરે છે તેમ સાર્ત્ર માને છે. ટૂંકમાં, સાર્ત્રની વિચારસરણી મુજબ પોતાનું ચેતનરૂપ મુક્ત અસ્તિત્વને વસ્તુરૂપ જડ અને સ્થિર અસ્તિત્વ બનાવવાના પ્રયાસમાં આત્મપ્રપંચ સમાયેલો છે.

સાર્ત્ર 'આત્મપ્રપંચ' વિષે તેમના પુસ્તક 'Being and Nothingness'ના બીજા પ્રકરણમાં વિગતવાર વિચારણા કરે છે.[1] સાર્ત્રની નવલકથાઓ, નાટકો અને નિબંધોમાંથી વિગતવાર દૃષ્ટાંતો આપીને આત્મપ્રપંચનાં જુદાં જુદાં પાસાંઓનો બહુ સમૃદ્ધ અભ્યાસ હેઝેલ બાર્ન્સે તેમના 'Humanistic Existentialism' નામના પુસ્તકમાં રજૂ કર્યો છે. પ્રસ્તુત લેખમાં 'Bad Faith' વિષેની સાર્ત્રની વિચાર-

---

૧ આ ઉપરાંત સાર્ત્રના બે ઉત્તમ વિવેચકો પણ સાર્ત્રની વિચારણા સ્પષ્ટ કરે છે. (૧) "To be and Not To Be" Salvan (પૃ. ૨૦-૨૫) (૨) "The Tragic Finale" Desan (પાનું ૨૪).

ધારાનાં મુખ્ય પાસાંઓનો સંક્ષિપ્ત અહેવાલ રજૂ થયો છે. અલબત્ત બાર્ન્સના પુસ્તકમાં સાર્ત્ર ઉપરાંત આલ્બર્ટ કામૂ અને સાઈમન દ. બોઉવાની કૃતિઓની પણ વિગતપૂર્ણ નોંધ લેવામાં આવી છે.

આત્મપ્રપંચની પરિભાષા કરતાં સાર્ત્ર જણાવે છે કે જ્યારે ચેતનાની નિષેધક ક્રિયા બાહ્ય વસ્તુ પ્રત્યે વળવાને બદલે સ્વયં પોતાના ઉપર જ દોરાય ત્યારે 'પ્રપંચ' ઉત્પન્ન થાય છે. જૂઠાણું અને આત્મપ્રપંચનો ભેદ દર્શાવતાં સાર્ત્ર જણાવે છે કે અસત્ય બોલનાર વ્યક્તિ પોતે સત્યને જાણે છે પણ બીજાથી તે સત્ય છુપાવે છે. અસત્ય બોલનાર માણસ બીજાને છેતરવા માગે છે પણ બીજાને છેતરવાનો ઈરાદો પોતાની જાત સમક્ષ તો ખુલ્લી રીતે જાહેર કરે છે. એટલે અસત્ય બોલનારો પોતાની નિષેધક ક્રિયાને બીજા તરફ વાળે છે. અસત્ય અન્યસાપેક્ષ છે, ત્યારે આત્મપ્રપંચમાં વ્યક્તિ મૂળ વિચાર અને તેનો વિરોધી વિચાર બંને પોતાનામાં જ સ્વીકારવા માગે છે. આત્મપ્રપંચમાં વ્યક્તિ બીજાથી સત્ય છુપાવવા માગતી નથી પણ ખુદ પોતાનાથી જ સત્ય છુપાવવા માગે છે. અસત્યમાં દ્વૈત છે ત્યારે આત્મ-પ્રપંચમાં એક જ ચેતના છે. આ તબક્કે સાર્ત્ર ફ્રૉઈડના 'અચેતન મન'ના સિદ્ધાંતની ટીકા કરતાં સૂચવે છે કે 'અચેતન-દમન' એ શબ્દપ્રયોગ જ વિરોધાભાસી છે. ફ્રૉઈડના મત પ્રમાણે વ્યક્તિનું 'ઈચ્છારૂપ અસ્તિત્વ' (Id) અને તેનું 'જાગૃત અસ્તિત્વ' (Ego) હમેશા સંઘર્ષમા હોય છે અને અચેતન સ્તરમાંથી ચેતન સપાટીએ અમુક જ ઇચ્છાઓ પહોંચે છે. બીજી ઇચ્છાઓનું દમન થાય છે. દમન કરનાર 'વિવેકબુદ્ધિ' (censor)ના ફ્રૉઈડના ખ્યાલનો વિરોધાભાસ દર્શાવતાં સાર્ત્ર લખે છે કે અમુક બાબતનું દમન કરવું જોઇએ તે જાતની વિવેકબુદ્ધિ હમેશાં જાગૃત જ હોઈ શકે અને આવા જ્ઞાનમાં જે બાબતનું દમન કરવાનું છે તેનું જ્ઞાન આપોઆપ આવી જ જાય છે. સાર્ત્ર પૂછે છે, 'How can we conceive of a knowledge which is ignorant of itself?' (પાનું ૫૩). તે ઉપરાંત ફ્રૉઈડનું મંતવ્ય એ પ્રકારનુ છે કે દમન થએલી ઇચ્છાઓ વેશાંતર (disguise) કરીને પ્રતીકાત્મક ચેષ્ટા દ્વારા લક્ષ્ય પામવા મથે છે. સાર્ત્ર જણાવે છે કે,આવી ક્રિયા ત્યારે જ શકય બને કે જ્યારે (૧) દમન પામેલી બાબતનું જ્ઞાન, (૨) દમનના કારણનું જ્ઞાન અને (૩) ઇચ્છાઓના વેશાંતરની દિશાનું જ્ઞાન સ્પષ્ટ હોય. સંક્ષેપમાં, સાર્ત્રની દૃષ્ટિએ 'પ્રપંચ'ના અનુભવમાં ચેતનાનું 'એકત્વ' જળવાઈ રહે છે અને છતાં તેમાં દ્વૈત સર્જાય છે, એટલે ફ્રૉઈડના સિદ્ધાંતમાં ચેતનતાની અખંડિતતાનો ધ્વંશ થયો છે તેમ સાર્ત્ર માને છે.

માણસ જે કાર્યો કરે છે, જે માન્યતાઓ સ્વીકારે છે તેની સંપૂર્ણ જવાબદારી પોતાની છે. તેવું સત્ય સ્વીકારવામાં માણસને પોતાનું એકલવાયું અસ્તિત્વ બહુ કરુણ લાગવાનો સંભવ છે. આવી મનોદશામાંથી બચવા માટે માણસ એમ માનવાનુ પસંદ કરે છે કે પોતે જે જગતમાં જીવે છે તેનું નિશ્ચિત બંધારણ છે, તેમાંની વસ્તુઓને સ્વયં મૂલ્યો છે અને દરેક માણસની જીવન-રીતિમાં નિશ્ચિત કર્તવ્યો છે. જીવન પ્રત્યેનું આ દષ્ટિ-બિંદુ કેળવવાથી માણસ આંતરિક મૂંઝવણમાંથી બચી શકે છે. જગતના ક્રમમાં એવા તો ખોવાઈ જવું કે જેથી આંતરિક ચેતના ઓછામાં ઓછી જાગત રહે અને અસ્તિત્વલક્ષી હતાશાનો સામનો કરવાનો પ્રશ્ન આવે નહિ. સાર્ત્ર, માણુસની સ્થિતિ કલાકાર કે ખેલાડી જેવી કલ્પે છે. ગભીર રીતે રમત રમતો માણસ પણ મનમાં જાણતો હોય છે કે રમત રમવી કે ન રમવી તે બાબત પોતે સ્વતંત્ર છે એટલું નહિ પણ રમતના નિયમો પણ માણસોએ જ બનાવ્યા છે. હકીકતમાં માણસને મૂલ્યોનો કોઈ સંદર્ભફલક (Standard of Reference) મળતો નથી.

સાર્ત્ર આત્મપ્રપંચનાં ત્રણ જુદાંજુદાં પાસાંઓનો પરિચય કરાવે છે. (૧) અસ્તિત્વની સંદિગ્ધતા, (૨) સચ્ચાઈ (Sincerity), (૩) શ્રદ્ધા.

**અસ્તિત્વની સંદિગ્ધતા :** 'હોવું' એ શબ્દના જુદાજુદા અર્થ કરવાથી આત્મપ્રપંચ ઉદ્ભવે છે. 'હોવું' અને છતાં જે છે તેનાથી જુદા 'હોવું' એ શક્ય છે. દરેક વ્યક્તિના તેના ભૂતકાળનું અસ્તિત્વ વસ્તુરૂપ અસ્તિત્વના જેવું જ છે—સ્થિર, સઘન અને નિયત. એટલે એક અર્થમાં દરેક વ્યક્તિ જે હતી તે જ હોય છે. દા. ત., ભૂતકાળમાં કોઈ માણસે ચોરી કરી હોય અથવા કાયરતા દર્શાવી હોય તો તે માણસ ચોર

'હતો' અથવા કાયર 'હતો'–જે અર્થમાં એક પથ્થર પથ્થર હતો અને વૃક્ષ વૃક્ષ હતું તેવા જ અર્થમાં તે માણસ ચોર હતો. વ્યક્તિના ભૂતકાળનાં વસ્તુરૂપ અ-સ્તિત્વ જેવાં જ લક્ષણો છે. પરંતુ વર્તમાન કાળમાં, તે માણસ ચોર 'છે' તેવું કહેવાનો આપણો અર્થ અ-હીંયાં ટેબલ 'છે' એ વિધાનના અર્થ જેવો નથી. આ ટેબલ જે છે તે જ છે પરતુ પેલો માણસ ચોરી કર-વાનું છોડી દે અને નવું જીવન શરૂ કરે તે શક્યતા છે. માટે વ્યક્તિ ભૂતકાળમાં જેવી 'હતી' તેવી જ અત્યારે 'છે' તેવું કહી શકાય નહિ.

અસ્તિત્વની સંદિગ્ધતાનું એક બહુ નાજુક કલાત્મક દૃષ્ટાંત સાર્ત્ર આપે છે. તત્ત્વજ્ઞાનના બે હજાર વર્ષના ઈતિહાસમાં તત્ત્વજ્ઞાનના ટેકનિકલ પુસ્તકોમાં આવાં દૃષ્ટાંતો ક્યાંય જોવા મળ્યાં નથી. સાર્ત્રની સાહિત્યકાર તરીકેની પ્રતિભા અને ફિલસૂફ તરીકેનું સામર્થ્ય આ દૃષ્ટાંતમાં મળે છે. સાર્ત્રના એ દૃષ્ટાંત રજૂ કરતા ફકરાનો સંક્ષિપ્ત અનુવાદ રજૂ કરું છું:[2]

'એક સ્ત્રીએ પ્રથમ વાર જ અમુક પુરુષને બહાર મળવાનું નક્કી કર્યું. પેલો પુરુષ તેના વિષે કેવી લાગણી રાખે છે અને શું ઇચ્છે છે તે તે સ્ત્રીથી અજાણ્યું નથી. પોતે આ પરિસ્થિતિમાં કંઈક નિર્ણય કરવો પડશે તેવું પણ તે સ્ત્રીને ભાન છે. પરંતુ આ નિર્ણયની પળ લંબા-વવા માટે પેલા પુરુષની દ્વિઅર્થી ચેષ્ટાઓ અને શબ્દોને માત્ર સીધા અર્થમાં જ સમજવાનો દેખાવ કરે છે. અને બન્ને વચ્ચે કંઈ જ ન હોય તેવી તટસ્થ વર્તણૂક ચાલે છે. આમ તે સ્ત્રીની ચેતના બે સપાટીએ અસ્તિત્વ ધરાવે છે—આંતરિક ઇચ્છાની સપાટી અને વર્તમાન વર્તનમાં તે ઇચ્છાને ન ઓળખવાની સંદિગ્ધ સપાટી—પેલો માણસ તેના પ્રત્યે આકર્ષાય અને તેને પ્રેમ કરે તેવી તેની ઇચ્છા છે પરંતુ આ ઇચ્છા વર્તમાનમાં જ તાત્કાલિક સાકાર થાય તેવું તે સ્ત્રી ઇચ્છતી નથી અને આખી પરિસ્થિતિની જવાબદારીમાંથી બચવા ભૂતકાળ અને ભવિષ્યકાળનો ખ્યાલ છોડી માત્ર વર્તમાનની ક્ષણો જ નિભાવી લે છે. તે દરમ્યાન પેલો પુરુષ તે સ્ત્રીનો હાથ હાથમાં લે છે. તેમ છતાં પણ તે સ્ત્રી જાણે કંઈ બન્યું જ ન હોય તેમ તટસ્થ વ્યવહાર કરે છે. સાર્ત્રની ભાષામાં તેના 'હાથ'ને જાણે કે તે સ્ત્રીએ વસ્તુરૂપ અસ્તિત્વ આપી દીધું અને પોતાની ચેતના તેનાથી અલગ પાડી દીધી. સાર્ત્ર લખે છે: "And during this time the divorce of the body from the soul is accomplished–the hand rests inert between the warm hands of her companion; neither consenting nor resisting–a thing." (p. 56). તે સ્ત્રીનો આવો વ્યવહાર આત્મપ્રપંચનું દૃષ્ટાંત છે કારણ કે (૧) તેના પુરુષ-મિત્રના વર્તનનો માત્ર તેણે બાહ્ય અને વસ્તુરૂપ અર્થ લીધો; (૨) તે છતાં પુરુષની ઊંડી ઇચ્છા તે સ્ત્રી સમજે છે; (૩) પોતાના શરીરના અસ્તિત્વનું સંપૂર્ણ ભાન તેને હોવા છતાં જાણે કે પોતાના શરીરના અસ્તિત્વ-થી પોતે અજ્ઞાત છે તેવું વલણ તે સ્ત્રી પોતાનો હાથ પુરુષના હાથમાં હોય છે ત્યારે અપનાવે છે. આ આત્મ-પ્રપંચ છે.

હકીકતરૂપ અસ્તિત્વ (facticity) સ્વીકારવું અને છતાં તેની પારગામિતા (transcendence) પ્રત્યે જાગૃત રહેવું—આ બન્ને ક્રિયાઓ એક સળંગ ચેતનામાં સાથે ઉદ્‌ભવે ત્યારે Bad Faithનું નિર્માણ થાય છે. ટૂંકમાં, વ્યક્તિ જે બનવા માગે છે તે સંપૂર્ણ રીતે થઈ શકતી નથી. હકીકતમાં વ્યક્તિનું કોઈ નિશ્ચિત સત્ય અને નિયત કાર્યવાળું સ્થાયી વ્યક્તિત્વ ઉપલબ્ધ નથી હોતું. કોઈ પણ સમયે માણસ પોતાના સળંગ વ્યક્તિત્વને છિન્નભિન્ન કરે તેવા નિર્ણયો લઈ શકે છે. આ સંદર્ભમાં 'પોતાની જાત પ્રત્યે વફાદાર રહેવું' એ ઉપદેશનું સંપૂર્ણ પાલન થઈ શકે નહિ કારણ કે જીવનના અંત સુધી વ્યક્તિનું 'સ્વત્વ' (selfhood) નિશ્ચિત આકાર પામી શકતું નથી. આવા પ્રવાહી અસ્તિત્વને કારણે વફાદારી અથવા સચ્ચાઈની સમસ્યા ઉદ્‌ભવે છે.

(૨) **વફાદારી** (Sincerity) આ સંદર્ભમાં સાર્ત્ર બીજું સુંદર દૃષ્ટાંત આપે છે. દા. ત., કોઈ વ્યક્તિ સજાતીય પ્રેમસંબંધ (Homosexual relations) રાખતી હોય અને તેનો મિત્ર તેની નૈતિક દૃષ્ટિએ ટીકા કરતો હોય. પેલી વ્યક્તિ પોતાની વર્તણૂક કબૂલ કરે પણ સાથે એવી દલીલ રજૂ કરે કે તેની પરિસ્થિતિ

2 'Being and Nothingness', (p. 55)

વિશિષ્ટ પ્રકારની હતી, તેનાથી અમુક ભૂલો થઈ ગઈ છે, વગેરે. તે માણસ એમ સમજાવવા માગે છે કે જે અર્થમાં 'ટેબલ ટેબલ છે' તે અર્થમાં પોતે ગુનેગાર નથી. પોતાને સ્વાતંત્ર્ય છે અને તેના ઉપયોગથી તે પોતાના ભૂતકાળનું વ્યક્તિત્વ બદલી શકે છે. અહીં તે પોતાનું 'હકીકતરૂપ અસ્તિત્વ' (facticity) સ્વીકારવા માગતો નથી અને માત્ર પારગામીતા (transcendence) સ્વીકારવા માગે છે. પેલો મિત્ર તેને પ્રમાણિક બનવા કહે છે અને એવી દલીલ કરે છે કે તેણે તેનો ગુનો કબૂલવો જ જોઈએ અને એ રીતે પોતાના વ્યક્તિત્વને વફાદાર રહેવું જોઈએ. ખોટો બચાવ રજૂ કરવો નહિ જોઈએ. સાર્ત્ર કહે છે કે તેના મિત્રની આ દલીલમાં પણ 'પ્રપંચ' છે કારણ કે તે પણ માત્ર 'હકીકત રૂપ, અસ્તિત્વ' સ્વીકારવા કહે છે અને 'પારગામિતા' તરફ દુર્લક્ષ સેવે છે. હેઝલ બાર્ન્સ આ દૃષ્ટાંત વિગતવાર સમજાવતાં કહે છે કે આપણા ભૂતકાળનું હકીકતરૂપ અસ્તિત્વ કબૂલવામાં જ વફાદારી રહેલી છે. પરંતુ ભૂતકાળમાં આપણે જે અસ્તિત્વ હતું તેવું જ સદૈવ રહેવું જોઇએ તે અર્થમાં 'વફાદારી' પ્રપંચમા પરીણમે છે. આ ઉપરથી એમ ફલિત થશે કે સારું ખરાબ વગેરે નૈતિક વિશેષણો વાપરીને માણસનુ મૂલ્યાંકન કરવામા આપણે એ હકીકત વિચારવી જોઇએ કે આપણું મૂલ્યાંકન નિરપેક્ષ નથી. જો ગુનેગાર પોતાનું હકીકતરૂપ અસ્તિત્વ (ભૂતકાળનું) ન સ્વીકારે અને મૂલ્યાકન કરનાર જો ગુનેગારનું પરિવર્તનક્ષમ સ્વાતંત્ર્ય ન સ્વીકારે તો બન્ને 'આત્મપ્રપંચ' સર્જે છે તેમ સાર્ત્ર માને છે.

ભૌતિક પદાર્થોને માપવાના સાધનો જેવાં ધોરણબદ્ધ અને અંતિમ છે તેવાં નૈતિક મૂલ્યાંકનનાં સાધનો નથી. ધારો કે કોઈ ગુનેગાર ગુનો કબૂલી લે અને પછી તેમાંથી સુધરવાના પ્રયાસો છોડી દે અને પોતાના વ્યક્તિત્વને વફાદાર રહે તો તે 'વફાદારી' ગણવાને બદલે 'પ્રપંચ' ગણાય તેમ સાર્ત્ર માને છે સાર્ત્ર હોટેલના 'વેઈટર'નું દૃષ્ટાંત આપે છે. 'વેઇટર' હોવું તે તે વ્યક્તિનો રોલ (કાર્યભાગ) છે. અને કાર્યક્ષમ 'વેઈટર' પણ આખરે તો 'વેઈટર'ની ભૂમિકા જ ભજવે છે કારણ કે પોતાની ભૂમિકાથી પાર તે જોઈ શકે છે અને તે જાણે છે કે બીજાની સામાજિક દૃષ્ટિમાં પોતે માત્ર 'વેઈટર' હોવા છતાં, તે તદ્દન 'વેઈટર' નથી! 'વેઈટર' તરીકેની વાસ્તવિકતા ક્ષણભર માટે વેઈટરને અવાસ્તવિક લાગે છે અર્થાત્ માત્ર કોઈ પાત્ર ભજવતો હોય તેવું લાગે છે. સેલ્વન લખે છે કે અઠવાડિયાના શ્રમ પછી પડછાયાની રમત (ફિલ્મ) જોવા માટે લાંબી કતારોમાં માણસો હેરાન થવા તૈયાર છે એ જ તેમની જાતે છેતરાવાની શક્તિનો પરિચય આપે છે. સંક્ષેપમાં, સાર્ત્રના આ મત મુજબ, પોતાના પ્રત્યે સંપૂર્ણ વફાદાર રહેવું અશક્ય છે કારણ કે પોતે જે 'છે' તે જ રહેવું એવો આદેશ વાસ્તવિક નથી. માણસ જે ભૂતકાળમાં 'હતો' તે અત્યારે 'નથી' અને અત્યારે 'છે' તેવો ભવિષ્યમાં ન 'હોય' તે શકયતા છે. 'Human Reality is what it is not and is not what it is.'

(૩) શ્રદ્ધા: સાચી શ્રદ્ધા (good faith) અને આત્મપ્રપંચને સરખાવતાં સાર્ત્ર જણાવે છે. આખરે તો બન્નેમાં અમુક માન્યતા (belief) રહેલી છે. વ્યક્તિ જે માન્યતા ધરાવે છે તે માત્ર માન્યતા છે તેવુ જાણે છે અને માત્ર માન્યતા છે તેવું જાણે એટલે તે સપૂર્ણ રીતે તે માન્યતા સ્વીકારતો નથી. "Every belief is a belief that falls short. One never wholly believes what one believes" (p. 69). સાચી શ્રદ્ધામાં પણ આવું જ સ્વવિરોધી તત્ત્વ (paradox) દેખાય છે. પોતાની શ્રદ્ધા માત્ર શ્રદ્ધા જ છે તેવું જાણવાથી પોતાની શ્રદ્ધામાં શ્રદ્ધા ઓછી થઈ જાય તે શકયતા છે. પરંતુ સાચી શ્રદ્ધા ધરાવતો માણસ ગમે તેમ પોતાના મનનું સમાધાન કરી લે છે. આત્મપ્રપંચમા રાચતો માણસ પોતાની દલીલ આ પ્રમાણે ગોઠવે છે; કશું અંતિમ રીતે સાચું સાબિત થઈ શકતું નથી માટે બધું સરખું જ સાચું છે અને બધું સરખું જ સાચુ હોય તો પોતાની વિશિષ્ટ માન્યતા પણ સાચી જ છે આવી દલીલ કરીને પોતાના ગમે તે કાર્યનુ ઔચિત્ય સમજાવવાની કોશિશ કરવામાં આવે છે.

આત્મપ્રપચના આ ત્રણ પરિમાણ વિષે ટૂંકમાં વિચાર કર્યા પછી પૂર્વગ્રહ, રાજકારણ, ધર્મ અને માનવસંબંધોમાં આત્મપ્રપંચનું શુ સ્વરૂપ છે તેનો માત્ર ઉલ્લેખ કરી શકાય.

(૧) **પૂર્વગ્રહ:** 'ઍન્ટી સેમાઈટ ઍન્ડ જ્યૂ' નામના સાર્ત્રના પુસ્તકના અભ્યાસ ઉપરથી ફલિત થાય છે કે એક જાતિનો બીજી જાતિ પ્રત્યેનો પૂર્વગ્રહ માત્ર એક પ્રપંચ જ છે. સામાજિક સંગઠન અને સલામતિ માટે તથા પોતાની આક્રમકતાના સફળ પાત્ર શોધવા માટે પૂર્વગ્રહયુક્ત વર્તન સામગ્રી પૂરી પાડે છે.

(૨) **રાજકારણ:** માર્ટિન હેઇડેગરે હિટલરના શાસન દરમ્યાન નાઝીવાદને ટેકો આપ્યો. કેટલાકે અસ્તિત્વવાદમાં એક જાતનો ફાસીવાદી સિદ્ધાંત સ્વીકારી શકાય છે તેવું માનવાની શકયતા વિચારી છે. પરંતુ મોટા ભાગના અસ્તિત્વવાદીઓ નિરંકુશ મૂડીવાદ, સામ્યવાદ કે દમનલક્ષી રાજ્યવ્યવસ્થાનો સૈદ્ધાંતિક વિરોધ કરે છે. રાષ્ટ્રનું હિત તેની વ્યક્તિઓના હિતથી સાવ અલગ વિચારવામાં સાર્ત્રને આત્મપ્રપંચ જણાય છે. અમુક વંશ કે જાતિ બીજા કરતાં ચઢિયાતી છે માટે સામ્રાજ્યવાદી કે સંસ્થાનવાદી શાસન અનિવાર્ય છે તેવી માન્યતા સાર્ત્ર અને સાઈમન દ બોઈવા સ્વીકારતા નથી. તેવા માણસના મૂળભૂત સ્વાતંત્ર્યનો નિષેધ રહેલો છે.

(૩) **ધર્મ:** સાર્ત્રનાં બે નાટકો 'Flies' અને 'Luciferand the Lord'ની કથાવસ્તુનું અવલોકન કરતાં ધર્મ અને આત્મપ્રપંચનો સંબંધ સમજાય છે. પ્રથમ પાપ (original sin)નો સિદ્ધાંત માનવાથી માણસ નિષ્ક્રિય અને દંભી થઈ જાય છે. માણસનું અસ્તિત્વ જો પહેલેથી શાપિત હોય તો તેનું માંગલ્ય ઇચ્છવાની ચેષ્ટા નિરર્થક છે. જો માણસ એમ માને કે પોતે ગમે તે કરે તો પણ ઈશ્વરની નજરમાં ગુનેગાર જ છે તો પછી તે કોઈ પણ ગુનાહિત કૃત્ય કરવામાં શાથી અચકાય? પોતાનાં પાપ અને પામરતાનો ઉલ્લેખ વારંવાર કરીને વર્તમાનકાળનાં કૃત્યોની જવાબદારીમાંથી છટકી જવું એ આત્મપ્રપંચ છે. સાર્ત્રને 'ન્યાયી ઈશ્વર'નો વિચાર અસંગત જણાય છે. આ સંદર્ભમાં બર્ટ્રાંડ રસેલનો મત વિચારણીય છે: "If universe is created by God who ordains that little children should die of meningitis and old people of cancer, then my own state of moral evolution is far superior to that of God." સાર્ત્ર કહે છે કે જગતનાં દુઃખ અને અનિષ્ટને નિરપેક્ષ ઈશ્વરનાં વિરાટ સ્વરૂપના અંશરૂપે ગણાવીને ખોટું આશ્વાસન આપવામાં આવે છે. સાર્ત્ર લખે છે: "There is no God and Man is useless Passion".

### માનવસંબંધો

સાર્ત્રના મતે દરેક માણસ પોતાની ચેતનાથી બદ્ધ છે. "અન્ય" વ્યક્તિને કાં તો માત્ર વિષયરૂપ અસ્તિત્વ છે અથવા તો તેની આંતરિકતાને પહોંચી શકાતી નથી. બીજાની દૃષ્ટિથી મારી આંતરિકતા છિન્નભિન્ન થઈ જાય છે. હું તેને માટે પાત્ર બની જઉં છું. આવી પરિસ્થિતિમાં માનવસંબંધોની પરિપૂર્ણતા શકય નથી. પ્રેમમાં પણ અદ્વૈતનો અનુભવ શકય નથી. તમામ માનવસંબંધો અસ્તિત્વની સંદિગ્ધતાને લીધે આત્મપ્રપંચથી ખરડાયેલા છે. એક વ્યક્તિ બીજી વ્યક્તિનું સ્વાતંત્ર્ય અને મૌલિક વ્યક્તિત્વ જોખમમાં મૂકયા વગર સંબંધ રાખવા માગે છે પરંતુ તેમ બની શકતું નથી. બન્નેના સંબંધને લીધે બન્નેને ગુમાવવું પડે છે અને કોઈ ત્રીજી વ્યક્તિની તેમના ઉપર દૃષ્ટિ પડે ત્યારે ત્રણે કશુંક ગુમાવે છે. દરેક વ્યક્તિની ચેતના સ્વતંત્ર હોવાથી અન્ય વ્યક્તિથી બંધાઈ શકાતી નથી. પરિણામે આખરી શૂન્યતા સર્જાય છે.

*

# અર્વાચીન ગુજરાતનું રાજકીય ઘડતર-૬

## નર્મદના રાજકીય વિચારો-૨

પ્રવીણચંદ્ર પારેખ

સને ૧૮૮૧માં નર્મદે સુધારાનું વિસર્જન જાહેર કર્યું. સુધારકોની અંગ નબળાઈઓ, સુધારાની ધારેલી સફળતાનો અભાવ અને નર્મદનું પોતાનું ચંચલ માનસ—આ બધાં નર્મદના દૃષ્ટિપરિવર્તનનાં કારણો ગણાવવામાં આવ્યાં છે. આ બધા કારણોમાં, અલબત્ત, અલ્પાંશે સત્ય છે. ઉપરાંતમાં એ પણ ભૂલવું ન ઘટે કે જીવનની ઉત્તરાવસ્થાનાં આ જાતનાં દૃષ્ટિપરિવર્તનો ભારતની સંસ્કાર પ્રણાલિકામાં સામાન્ય છે. પરંતુ જે દૃષ્ટિબિંદુથી આ લેખમાળા લખાય છે તે દૃષ્ટિબિંદુથી જોતાં, સુધારાનું કાર્ય આગળ ધપાવવાને બદલે ભારતની પ્રાચીન સંસ્કૃતિ અને પ્રણાલિકા તરફ પાછા ફરવાનો લોકોને અનુરોધ કરવામા તેમજ રાજકીય ક્ષેત્રે પ્રવૃત્તિમાર્ગને બદલે નિવૃત્તિમાર્ગ પ્રબોધવામાં નર્મદની નિઃશક પીછેહઠ છે. અલબત્ત, નીડરતાપૂર્વક તેનું દૃષ્ટિપરિવર્તન જાહેર કરવામાં રહેલી નર્મદની (બળવંતરાય ઠાકોરનો શબ્દપ્રયોગ કરીએ તો) 'ખુદવફાઈ' અત્યંત આદરને પાત્ર છે.

સને ૧૮૮૧ અને ત્યાર બાદ લખાએલા નર્મદના અગત્યના લેખોનો સંગ્રહ 'ધર્મવિચાર' નામે પ્રસિદ્ધ થયો છે. તે લેખોમાં ધર્મ ઉપરાંત સામાજિક અને રાજકીય વિષયોની ચર્ચા પણ છે. તેમા બે મુખ્ય વસ્તુઓ જોઈ શકાય છે. એક બ્રિટિશ રાજ્યઅમલના સારાંનરસા પાસાંઓનું વર્ણન; અને બીજું રાજકીય ક્ષેત્રે નિવૃત્તિધર્મનો આદેશ.

સને ૧૮૮૧માં લખાએલ 'સુધારો ને સુધારાવાળા' નામના લેખમાં નર્મદ સુધારકોના કાર્યની સમાલોચના કરે છે:

"(૫) પ્રવૃત્તિ વિષયમા ઉત્તમ પ્રકારનુ સુખ દેશીઓ ભોગવે તેની શુભેચ્છા હિંદુ સુધારાએ પ્રસિદ્ધ કીધી. કોઈ પણ પ્રજાની પ્રવૃત્તિવાળી સ્થિતિનુ ઉત્તમ દર્શન તે તેના સ્વદેશી સ્વધર્મી સ્વાનુકૂળ રાજ્યમા જ હોય; તો, લાંબે કાળે પણ આ દેશમા હિંદુઓનુ સ્વરાજ્ય થાય એ હેતુ હિંદુ સુધારાનો હોવો જોઈએ સ્વરાજ્ય થાય તેને માટે દેશાભિમાન છે એમ તો સુધારો સ્પષ્ટ બોલી શક્યો નહિ. અત્યારની સરકારની ઈતરાજી થવાની બીક; પણ દેશી પ્રજાની સ્થિતિ સઘળી વાતે સારી થાય, દેશના અનેક ધર્મજાતના જન સામાન્ય લાભમાં સંપે કામ કરતા થાય તેને માટે દેશાભિમાન છે એવો તેણે લોકોને બોધ કીધો. વળી હિંદુ-પ્રજામાં ધર્મભેદે કુસંપ છે અને ધર્મ-કર્મમા બહુ કાળ ગાળવાથી તથા જ્ઞાતિના પ્રતિબંધોથી પ્રવૃત્તિનાં કામ થતાં નથી, માટે નવા ધર્મની યોજના કીધી. તીસ વર્ષનો અનુભવ કહે છે કે સુધારાનુ દેશાભિમાન તે સ્વદેશી ધર્મ-નીતિ-રીતિ વિષે દેશી સમસ્તનુ બહુકાળનુ જે ઉત્તમ પ્રકારનું અભિમાન તેને નિંદી નિર્મૂળ કરવાને મથન કરે છે. યુરોપના લોકમા દેશાભિમાન એ મોટો વિચાર છે, પણ માત્ર પરદેશી સત્તાને અધીન લોક તે તેની સામા થવાના ઉદ્યોગમાં તથા સ્વદેશી રાજ્યવાળા તે પરદેશી રાજ્યવાળાની સામા થવાના પ્રસંગમા દેશાભિમાન રાખે છે. હિંદુ પ્રજા નિવૃત્તિધર્મનો મોટો વિચાર રાખનારી તે નવા દેશાભિમાનને ઝીલતી નથી ને નવા ધર્મને લેખવતી નથી."[૧]

લોકો રાજપ્રકરણી બાબતો તરફ ઉદાસીન છે તે વિષે નર્મદ લખે છે:

"રાજ્યપ્રાપ્તિ (ભાવિમા) ને રાજ્યમાં સુખ (વર્તમાનમાં) એ બે પ્રકરણ અમે હિંદુ પ્રજાના ઉદ્યોગના સંબંધમાં દેખાડયા છે; (ઑગસ્ટ તા. ૧૪મીનુ 'ગુજરાતી' જોવું). પણ વળી પ્રસંગોપાત્ત લખીશું. પહેલા વિષયમાં લોકના હૃદયમા વાસનાઓ નથી અને સુધારાના અગ્રેસરોને વાસના ખરી પણ ઇચ્છા નથી; પછી વિચાર તથા ઉદ્યોગ વિષે શું કહેવુ? બીજા વિષયમાં કરભાર ઘટો, ન્યાય નિર્મળ તથા થોડા કાળમાં થોડે ખરચે મળો ને ક્ષેમ રહો, રાણીનુ રાજ રક્ષણ કરતું તથા છૂટ આપતું એમ દેશી પ્રજા ઇચ્છે છે ને કહે છે. માત્ર થોડાક જણ છૂટા રહીને કે સભામા ભરાઈ લોકનાં દુઃખ સર-

કારને જણાવે છે તથા કૃપા માગે છે અને તે થોડાક-માંના જૂજ તે, લોકના હક માટે પણ અરજ કરે છે. અર્થાત્ લોકની રાજ્યપ્રકરણ ભણી વૃત્તિ નથી ને જેઓ શ્રમ કરે છે તે થાકયાના ગાઉ જેવા છે."[2]

બ્રિટિશ સરકારની સ્વાર્થી અને હિંદીવિરોધી નીતિને કારણે રાજકીય આંદોલનો નિરર્થક છે:

"ચાલતા કાળમાં સુધારાવાળા અગ્રેસરોના પ્રયત્નથી રાજ્યપ્રકરણમાં લાભ થયો હોય તેવું નથી, એસોસીએશન વગેરે સભાઓને લોક કંઈ મદદ કરતા નથી. (અગ્રેસરો સમજાવે ત્યારે વળી પરાણે સહીઓ કરી આપે, કોઈ કોઈ કામમાં) અને તે સભાઓ બહુ બહુ મહેનત કરે છે ત્યારે સરકાર કાંઈક વાત સાંભળે છે. લેજિસ્લેટિવ કાઉન્સિલમાં દેશી પ્રજાના સંબંધમાં ઘડાતા ધારાની બાબતમાં દેશી મેમ્બરોના મત ઓછા વજનના ગણાય છે. કોઈ કોઈ પાત્ર ધારાની ચર્ચામાં બહુ કાળ કાઢે છે પણ લોક ને સરકાર બેદરકાર છે. વડોદરાના મામલામાં દેશાભિમાનથી ઉશ્કેરાઈ કેટલાક જણે પત્રોમાં લખાણ કીધાં પણ ત્યાંની વ્યવસ્થા સરકારે પોતે ઘટતી ધારી તેમજ કીધી. તે વખતમાં 'બ્રિટિશ રાજ્ય તે આગળ પડતું હોઈને બીજા દેશી રાજ્યોને સાથે દોરે છે પણ કંઈ સર્વોપરી રાજ્ય નથી' એમ કોઈ સુધારાવધારાવાળાએ અંગ્રેજી પત્રમાં લખેલું પણ રાણીશ્રી તે ચક્રવર્તી મહારાણીશ્રી થયાં છે. લૈસેન્સ ટાક્સની બાબતમાં અધિપતિઓ તથા બીજાને અરજી કરનારા લોકની સભાના સંબંધમાં સમયના અણધાર્યા હંગામમ (માં?) ઘણુંક વેઠવું પડયું છે. દેશાભિમાનથી ઉશ્કેરાઈ તોફાન મચાવનાર ફડકેને સરકારે સજા કીધી છે. હમણાં કંઈ થયું નથી પણ એમ પલોટાવાથી કોઈ કાળે લોકનું બળ વધશે ને રાજ્ય-પ્રકરણમાં હક મળતા થશે એ સમજ સુધારાવાળાની ભૂલભરેલી છે."[3]

આપણા દેશના ઉદારમતવાદી રાજકીય નેતાઓ ભારતમાં અંગ્રેજી રાજ્યની સ્થાપનાને દૈવી સંકેત સમાન ગણતા. નર્મદ પણ, જો કે નદ્દન જુદા જ દૃષ્ટિબિંદુથી, ભારતમાંના અંગ્રેજી રાજ્યઅમલમાં ઈશ્વરી સંકેત જુએ છે:

"......હિંદુ પ્રજા પોતાના ધર્મરાજ્યની જ દરકાર રાખે છે, રાષ્ટ્રરાજ્યની નહિ; જ્યારે એ અતિ દુઃખદ થાય છે ત્યારે પ્રજાનું રક્ષણ હરકોઈ રીતે થાય છે. પરધર્મી સત્તાની સામા હિંદુ પ્રજાના રક્ષણને અર્થે સ્વધર્મી રજપૂત છેક જ અશક્ત થયા ત્યારે દક્ષણી શૂદ્ર તથા બ્રાહ્મણની હાક હતી, ને એઓ જ્યારે અશક્ત થયા ત્યારે હવે અંગ્રેજ છે."[4]

અંગ્રેજી રાજ્યઅમલની નર્મદ નીચે પ્રમાણે પ્રશંસા કરે છે:

"છે જાનમાલની પૂરી સલામતી ને સઘળી વાતે છૂટ, રાજ્યપ્રકરણમાં પણ મત જણાવવાની છૂટ છે. (માત્ર નથી સરકારની સામા થવાની). ધર્મ સંબંધી જુલમ નથી; કેટલા બધા લોક સરકારી નોકરીમાં મહિને મહિને પગાર લે છે ને કેટલા બધા જુવાન વિદ્યાભ્યાસ કરે છે! રેલવે, પોસ્ટથી કેટલી સગવડ છે! વગેરે–તો પૃચ્છા નિકળે છે કે પરદેશી, ખ્રિસ્તી અંગ્રેજે (દૂર વિરાજતી ચક્રવર્તી રાણીશ્રીની સરકાર) જેટલું જેવું સુખ દેશી પરધર્મી લોકને સઘળી જાતને સઘળી રીતે આપે છે તેવું છસેં સત્યાસી વર્ષના કાળમાં કોઈ હિંદુ કે મુસલમાન રાજ્યે આપ્યું છે? ના, રાજ્ય સારું છે. મુગલાઈ લુંટાઈ-પિંખાઈ તેવામાં અંગ્રેજને બદલે ફ્રેંચનું ફાવ્યું હત તો આપણે આપણું હિંદુપણું રાખી રહત નહિ, કેમ કે આપણામાં તેઓ હળતા રહત ને આપણે તેઓનું વેહેલું લત. આપણે આપણું હિંદુપણું હજી રાખવું છે માટે જ ઇશ્વરે આપણને અંગ્રેજી રાજ્યને અધીન કીધા છે."[5]

નીચેના પૅરેગ્રાફમાં નર્મદ સામાન્ય જનતાને રાજકીય ક્ષેત્રે નિવૃત્તિમાર્ગ પ્રબોધે છે:

"સંસ્કારી ઉદ્યોગ-ધંધો વેપાર એ પ્રકરણમાં લોકે પોતાનું સત્ય તથા પોતાનો સંતોષ એ બેનું વિસ્મરણ ન કરતાં સારી પેઠે ઉદ્યોગ કરવો; અને રાજ્યપ્રકરણમાં તો તેઓએ તથા ધર્મશિક્ષકે ચિત્ત રાખવું જ નહિ. એ પ્રકરણમાં અવશ્યે કોણે ચિત્ત રાખવાનું છે? સ્વદેશી રાજકુળોએ તથા રાજ્યના કારભારીઓએ અને બ્રિટિશ પ્રજામાંથી જે બુદ્ધિમંત વિદ્વજ્જન પોતાના સંસારી ઉદ્યોગ ઉપરાંત તે જ એક વિષયનો વિચાર બહુ વર્ષ લગી કરવાને ઇચ્છતા હોય તેઓએ, દેશી

રાજ્યવાળા, તે કાળની નવરાશ વિલાસવૈભવમાં નહિ પણ દેશની રાજનીતિ તથા યુદ્ધ ક્રિયાની જાણ કરી લેવામાં ને હિંદુ-ક્ષત્રી ધર્મ શું, તે સમજી લેવામાં કાળ ગાળે; અને બ્રિટિશ રાજ્યવાળા તે, પ્રજાના દુઃખ પ્રસંગે શુદ્ધ વિવેકે સરકારને જણાવે (પછી એ કૃપા કરો વા ના), હક દાખલ કંઈ માગે નહિ ને ગોરાકાળાના ન્યાય-ભેદ વિષે ટીકા કરે નહિ. હિંદુ ક્ષાત્ર બુદ્ધિ વડી સરકારની સામા નિત્ય છળભેદ યોજવાને સ્વભાવે જ નિર્બળ છે; ને વડી સરકાર બહુ બહુ રીતે સાવધ છે, કેવી તેવી નિકળી આવે તેને માટે. હાલમાં મદ્ય નૃત્યાદિથી દૂર રહેવું, દુઃખ ધીરજથી સાંખવું, હરિકીર્તન તથા ધર્મદાન ભાવથી કરવાં, સ્વકાર્ય યથાન્યાય કરવાં ને વડી સરકારના વહેવારમાં માન-મર્યાદાપૂર્વક પણ નિડર સ્પષ્ટ વર્તવું એ રહેણી ક્ષાત્રબુદ્ધિએ રાખવાની છે."[૬] બદલાતી પરિસ્થિતિમાં નર્મદને આશાચિહ્નો પણ દેખાય છે અને આગળ ચાલતાં તરત જ લખે છે કે: "સમો બદલાય છે, ને એવો પણ સમો આવે કે, પરદેશી સરકાર આ દેશની થઈ લોક ઉપર મહેરબાન થાય કે પછી આ દેશની ક્ષાત્રબુદ્ધિ તેના ઉપર ફાવે."[૭]

સને ૧૮૮૧માં જ લખાએલા 'દેશાભિમાન' નામના એક લેખમાં નર્મદ દેશાભિમાની પ્રવૃત્તિના પાંચ ક્ષેત્રો નીચે પ્રમાણે ગણાવે છે:

"હિંદુસ્તાનના સંબંધમા દેશાભિમાન વિષય મુખ્યત્વે પાંચ પ્રકરણમાં લખાય:– એકમાં પરદેશી રાજ્યસત્તા દેશમાંથી કાઢી નાખવાને અર્થે દેશી સર્વેનો સંપીલો ઉદ્યમ; બીજામાં પરદેશી સત્તાની પ્રજારૂપે સર્વે જાતિ-વર્ગનાં જન સુખી થાય તથા પરદેશી સત્તાના અંકુશમાં રહેલાં સર્વે દેશી રાજ્યોની કળા વધે તેને અર્થે ઉદ્યમ; ત્રીજામાં દેશની સમૃદ્ધિ વધે, દેશમાં વિદ્યાકળા વધે તેને અર્થે ઉદ્યમ; ચોથામાં જાતજાતના લોક પોતપોતાના ધર્મના મમતમાં પરસ્પર દ્વેષ ન રાખતા દેશના સામાન્ય લાભને અર્થે સૌ એકરૂપ થાય તેને અર્થે ઉદ્યમ; અને પાંચમામાં જાતજાતના લોક પોતપોતાના ધર્મ તથા સંસારવિષયમા સુધારો કરે તેને અર્થે ઉદ્યમ.

"(૧) પહેલા પ્રકારનો ઉદ્યમ દેશમાં નથી. એ ઉદ્યમ સર્વે જાત વર્ગના લોકમાં વસે ને વળી ધર્મમા સર્વે સુદૃઢ થાય તેવી દેશની પ્રકૃતિ નથી ને લોકના મોટા ભાગની પ્રવૃત્ત બુદ્ધિ પણ નથી. અમેરિકાના ને ઈટાલીના લોકે પરદેશી રાજ્યથી સ્વાધીન થવાને જે જે પ્રકારનો ઉદ્યોગ ચલાવ્યો, તેવો સંપીલો જુથનો ઉદ્યોગ આ દેશમાં થવાનો ને જેવી નાની મોટી ટોળીઓ છૂપી કે ખુલ્લી યુરોપમાં પોતાના રાજકીય મતના પ્રસાર તથા જયને માટે નિરતર મથન કરે છે, તેવી આ દેશમાં થવાનો સંભવ નથી જ."[૮]

આગળ ચાલતાં નર્મદ લખે છે: "કદાપિ બ્રિટિશ રાજ્યની પડતીના વખતમાં કોઈ એક પુરુષ કે કોઈ રાજકુળ કે કોઈ પ્રજાકુળ બહાર પડે કે સઘળા દેશી રાજ્ય એકી કરી સામા થાય; તો પણ તે પ્રજાના દેશાભિમાનથી, એ સમજ અમે ખોટી સમજીએ છીએ. પ્રજા ઇચ્છે છે કે રાજ્ય ન્યાયી તથા સુખકર રહે પણ કદાપિ ત્રાસદ નિકળ્યું તો તે દુઃખ વેઠશે કાળની અ-વધિ લગી."[૯]

ક્યા 'યા હોમ કરીને પડો, ફતેહ છે આગે' એમ કહેનારો પૂર્વનર્મદ અને ક્યાં 'કાળની અવધિ લગી' ભારતની પ્રજા પરતંત્રતા સહી લેશે એમ કહેનારો ઉત્તરનર્મદ?

દેશાભિમાની પ્રવૃત્તિનું બીજું ક્ષેત્ર બંધારણીય ચળ-વળનું છે. તેમા પણ નર્મદને બહુ સાર દેખાતો નથી. આ ક્ષેત્રમાં કામ કરનાર પૂનાની 'સાર્વજનિક સભા' વગેરેનો નર્મદ ઉલ્લેખ કરે છે. પરંતુ આવા રાજકીય મંડળોનુ કંઈ ઊપજતું નથી કારણ કે "......સભાસદ ખતે કામ કરવાવાળા જુજ, ને બીજા તે કોઈ માનના ભૂખ્યા, કોઈ બીકણ કે ખુશામતિયા કે મતલબ કાઢ-નારા હોય છે. સરકાર તેઓનુ સાંભળે છે પણ કરે છે પોતાનુ ધાર્યું જ."[૧૦]

પરિણામે એથી આગળ વધવાની શક્યતા જ ક્યાં રહી? "પ્રજાના મુખત્યારોની સભાઓ થાય ને તે સરકાર પાસે હક ન્યાય સુખ માગે એવું પરદેશી પર-ધર્મી સત્તાને અધીન એવા હિંદુસ્તાન જેવા મોટા દેશની, અનેક જાત ધર્મવાળી, ને રાજ્યપ્રકરણમાં ચિત્ત ન રાખ-નારી એવી, વળી સૈંકડો વર્ષ થયાં પરતંત્ર એટલે ઊંચી બુદ્ધિનીતિ એ હીણુ એવી પ્રજામાં થવાને શી આશા

કરવી? હિંદુસ્થાનના લોક સમસ્તના મુખત્યારોની એક મોટી સભા થાય–કાનેડા આયરલંડની પેઠે બ્રિટિશ પાર્લમેન્ટમાં દેશીઓ બેસે એને માટે પ્રયત્ન કરવો મિથ્યા છે.'[૧૧]

સને ૧૮૮૨માં લખાએલ 'આર્યોત્કર્ષ' નામના લેખમાં ભારત અને પશ્ચિમના લોકોની પ્રકૃતિ ભિન્ન હોવાથી પશ્ચિમની ઢબનું દેશાભિમાન ભારતમાં ઉત્પન્ન નહિ થાય એમ નર્મદ કહે છે:

"ખંડ તથા દેશની પ્રકૃતિ જોતાં નક્કી થાય છે કે, આ દેશના લોકમાં યુરોપના લોકનું અભિમાન ઉત્પન્ન થનારું નથી. જે આર્ય હજારો વર્ષ થયાં એક ઠેકાણે કુટુંબ સાથે પડેલા છે, જે આર્ય ભરતખંડમાં જન્મ પામવાથી જ પોતાને ઊંચા ભાગ્યશાળી સમજે છે, જે આર્ય અનેક પરદેશી પરધર્મી રાજ્યના સંબંધમાં આવ્યા છતે, અસહ્ય દુઃખ પણ વેઠયાં છતે, સત્તાધારીથી અળગા જ રહ્યા છે, જે આર્ય સંસારને સ્વપ્નવત્ ગણી ધર્માચરણે રહી સંસારસુખનો ઘટતો ભોગ કરે છે, તે આર્યમાં યુરોપનું દેશાભિમાન ઉત્પન્ન કરવું તે નિરર્થક છે–આર્યની દૈવી પ્રકૃતિ બદલાઈ દૈત્ય પ્રકૃતિઓ થશે ને નિંદિત કળિ પ્રબળ થયો જણાશે. તેને હજી વિલંબ થશે."[૧૨]

ત્યાર પછી તત્કાલીન પરિસ્થિતિને અનુરૂપ ખરી દેશભક્તિનું સ્વરૂપ સમજાવતાં તે લખે છે:

"આર્યજને દેશાભિમાનનો વિચાર કાઢી જ નાખવો ને તેને બદલે સ્વધર્મસંરક્ષણના વિચાર દૃઢ કરવા. મુસલમાનને દેશાભિમાનનો વિચાર છે જ નહિ પણ સ્વધર્મરક્ષણનો છે જ. ધર્મ ને સંસાર એ વિષય આર્ય, મુસલમાન ને બીજા સહુના જુદાજુદા છે માટે તે તે લોક પોતપોતાને માટે પોતાનામાં ભલે ચરચે. પણ વળી એને માટે પણ આ સમય નથી. આર્ય લોકે ધર્મ તથા સંસારસુધારાની ચર્ચા સારી સ્થિતિમાં આવ્યા પછી કરવાની છે. હમણાં તો દેશની દોલત વધે, દેશમાં વિદ્યાકળા વધે અને સરકાર તે પ્રજાને ઘટતું સુખ કરે, એને માટે સઘળી જાતના લોકમાંના કર્મિષ્ઠ પુરુષો સંપે રહી ઉત્સાહે વિચાર કરે–એમ દેશનું કલ્યાણ જોવાને સમયોચિત ઉપાય કરે તે જ ખરી દેશભક્તિ છે."[૧૩]

આગળ ચાલતાં નર્મદ તત્કાલીન બ્રિટીશ નીતિ અને રાજ્યઅમલની નીચે પ્રમાણે ટીકા કરે છે:

"રાણી સરકારની કારકિર્દીમાં એની પોતાની પ્રજાએ અધિક સુખની આશા રાખેલી, પણ બનાવો ઉત્તરોત્તર ગમતા અણગમતા એવા બન્યા કે જેમાં અણગમતા આગળ પડયા—(૧) ઉપરાઉપરી ધારા નિકળ્યા, તેમાંના કેટલાક અમલમાં આવ્યા પછી થોડા કે ઝાઝા કે પૂરા રદ થયા, કેટલાકનો હેતુ અદાલત સેવતાં બહુ ખરચ તથા મોડી મુદતે નિકાલ થાય તેવો તથા કેટલાક જમીનદારના ધણીપણાનો હક છેદાય તેવો જણાયો; અને ઈનસાફના ચલણનું તેજ ઘટાડી અમલદારીનું તેજ વધારવાનો ઉદ્દેશ છે, એમ ખુલ્લું દેખાયું. અમલદાર કાબેલ પણ ઉછાળતા, મતીઆ ને કરડા જણાયા. બારીસ્ટરી અને વકીલાઈ બહુ બહુ રીતે કાયદાને સમજાવતી જણાઈ. વળી ફોજદારી ગુનાહ ખોળવામાં ને સાબિત કરવામાં પોલીસની ચબરાકી વિશેષે દેખાઈ. કમાઈ, ધંધા, અફીણ, આબકારી, મીઠું, જંગલ, નરક વગેરે ઉપર કરભાર મુકાયો. દેશી બજાર મંદો રહી ઘટે તેવી યોજના વેપાર-પ્રકરણમાં દેખાઈ. કેટલાંક ખાતાંમાં એટલી બધી અવ્યવસ્થા વડી સરકારને ખુદને જ લાગી કે ખરાં કારણ જાણવાને ઘણાંક કમિશનો ને કમિટીઓ તેણે નીમી. પણ એથી એટલું કે સરકાર કાળજી રાખે છે એમ લોકે જાણ્યું, પણ શેવટ થયું ત્યારે ઠીકઠીક."[૧૪]

આ પ્રમાણે બ્રિટિશ શાસકોની નીતિનાં ખરાબ પાસાંઓની ટીકા કર્યા બાદ નર્મદ તેનાં સારાં પાસાંઓની પ્રશંસા પણ નીચે પ્રમાણે કરે છે:

"...(૨) પ્રજાને ગમતા બનાવ આ હતા—સિવિલ સરવિસને માટે દેશીને પણ પાત્ર ઠેરવેલા. તે કોઈ કોઈ વગિયાને ઊંચી નોકરી આપે છે. લેજીસ્લેટિવ કાઉન્સિલમાં પોતાના પસંદ કરેલા દેશીઓને બેસાડે છે ને જિલ્લાકોરટમાં આસેસર છે; મ્યુનિસિપલ કમિશનરોમાં થોડાક નગરજનને પણ પોતે ખોળી નીમે છે અને કોઈ કોઇને ખિતાબ આપી લોકમાં રૂડું મનાવે છે. કેળવણીની વ્યવસ્થા એવી રાખવામાં આવી કે ઘણાક છોકરા અંગ્રેજી તથા દેશી ભાષામાં ભણતા થયા ને કેટલાક તો યુનિવર્સિટીનાં સ્થાપિત પદને પામ્યા. (૩) લોકોપયોગી કામ રસ્તા, રેલવે, દવાખાનાં, પોસ્ટઑફિસ, ડક્કા,

પુલ, ઈમારતો એ વધ્યાં છે ને ઠામઠામના લોકનો સંબંધ વહેવાર તથા તેમની સગવડ વધી છે. દેશી રાજ્યમાં મોટાં તે સર્વોપરી રાજ્યનું કોડ પૂરું પાડનાં પોતાનું માન ઝાંખું થયું એમ માનતાં હોય, વડોદરાની ખટપટે તેઓ ભય પામ્યા હોય અને રેસિડન્ટ તથા એજન્ટની સાથેના વહેવારમાં તેઓને કેટલુંક ન પાલવતું પણ હોય: તો પણ, તેઓએ રાણીના પુત્રોને બહુ માન આપ્યાં છે; અને દિલ્હીના મોટા મેળાવડામાં ગુર્જરા ભર્યા છે. વળી સરકાર પણ પોતાની તરફથી જેને જેટલું ઘટિત તેને તેટલું માન આપે છે જ. અજમેરમાં રાજપુત્રો માટે શાળા રાખી છે. નાના રજવાડામાં એજન્ટ અધિકારીઓ અંકોશ રાખે છે ને રાજ્ય માહેની વ્યવસ્થા પણ ચલાવે છે ને મુલખ સુધરાઈ કરાવે છે. રાજકોટમાં રાજકુમાર કૉલેજ છે ને ભાયાત કોરટ છે."૧૫

ભારત તરફની બ્રિટનની નીતિ સમયે પરિસ્થિતિને અનુરૂપ બદલાતી રહે છે, પરંતુ મૂળભૂત રીતે તો તે ભારત પ્રત્યે ઉદાર બની શકે જ નહિ:

"સમય સમયની રાજ્યનીતિ ને પ્રજાસ્થિતિ જુદી જુદી દેખાઈ છે ને દેખાશે. પણ નીતિ સામાન્યતઃ નિત્યને માટે તો દેશી ભણી ઉદાર થવાની નહિ જ. હિંદુસ્થાનની સમૃદ્ધિનો યથેચ્છ ભોગ બ્રિટનના લોક કરે છે ને કરશે ને અહીંના લોક દુઃખે દહાડા કાઢશે. પરદેશી સત્તાધારી જો આ દેશના રહીશ થાય તો વળી 'બાદશાહ ત્યાં બજાર' એ નીતિએ દેશ પાછો દોલતમંદ થાય. જેટલા મુલકનો માલ બહાર જાય છે, તેથી વધારે મુલકનો અહીં આવે છે એ દેખીતું સારું છે પણ જે આવે છે તે ટકાઉ નહિ ને મોજ-મઝાનો. દેશી કારીગરીને ઉત્તેજન મળતું નથી ને જોઈએ તેટલું તો કદાપિ મળનારું નહિ. મુગલાઈમા ખેડૂતોને સુખાકારીમાં રાખી રેવન્યુ લેવાતું ને હાલની સરકાર ધારે તેટલું લે છે. પછી ખેડૂતો પાસે હોય કે ન હોય કરજમાં પીલાય કે ખેતી છોડે; બહુ કાળની ને ટોડરમલે તાજી દેખાડેલી નીતિ કે અનાજ ખળીમાં આવેથી સરકારે પોતાનો હિસ્સો લેવો, પણ હાલ તેમ નથી. કુદરતી કાયદો (ફાયદો?) ખેડૂતને મળે તેમાંથી પણ સરકાર લે છે. આગળની રીતથી ખેડૂતો કોઈ દહાડો અજાની તાણમાં નહોતા, ને અમણાં કેટલાક રહે છે પણ ખરા. સરકાર કેટલાક જણને માન આપી લુચ્ચામાં લાડ કરે છે, જમીનની બક્ષિશ કોઈને કરતી નથી. (સરકાર તરફથી દેશને સધન કરવાની તજવીજ થતી નથી ને દેશીઓએ દેશી માલ જ વાપરવો, એ વિષે બહુ બોલાયું-લખાયું છે જ.)"૧૬

નીચેના પૅરેગ્રાફમાં નર્મદ જણાવે છે કે બ્રિટિશ સરકારે આપેલી છૂટને પરિણામે લોકો તેમના હકની માગણી કરતા થયા છે. સરકારને તેથી ખૂબ સાવધ રહેવું પડે છે. દમન અને છૂટછાટનો સરકાર વારાફરતી આશ્રય લે છે. સરકાર અને પ્રજા વચ્ચે પરસ્પર વિશ્વાસ અને સ્નેહ નથી. એ પરિસ્થિતિ વહેલીમોડી કલેકમાં જ પરિણમે એવો ભય નર્મદ વ્યક્ત કરે છે.

"બ્રિટિશ ખાલસાની પ્રજા અંગ્રેજી કેળવણીથી ને ન્યુસપેપરથી જાણ મેળવતા રાજ્યવહેવારમાં સમજ વધારતી જાય છે. પૂર્વના આર્ય રાજ્યમાં રાજધર્મ એ શબ્દ સર્વત્ર સંભળાતો. રજપૂત રાજ્યમાં ગાદીપતી તે બાપજી એ શબ્દે ઓળખાતો અને ઓળખાય છે, અને આ રાજ્યમા પ્રજાના હક એ શબ્દ અને 'સરકાર આ-પતી નથી' એ ધ્વનિ સંભળાય છે. આર્ય રાજ્યમાં શિષ્ટ બ્રાહ્મણોએ ક્ષત્રી રાજાઓને પ્રજા સર્વ પ્રકારે સુખી રાખવા વિષે પોતાના સારા દાખલાથી પ્રજાની નીતિ સંરક્ષિત રાખવા વિષે બોધ વચન કહ્યાં હતાં; અને અમણા આ દેશની સઘળા ધર્મની પ્રજાના મુખમા હક શબ્દ છે કે જે હાલ યુરોપનો સબળો અર્થ ન રાખતાં માત્ર સ્થિતિના રૂડા નિર્વાહને માટે જરૂર જોઈએ એવી પ્રસાદી વાછે છે. કંપની સરકારની કારકિર્દીમાં પ્રજામાંના ફક્ત જમીનદારો હક શબ્દ વાપરતા, અને રાણી સર-કારની કારકિર્દીમાં સર્વ પ્રજામાં તે વપરાવા લાગ્યો છે. સરકારે આપેલી છૂટની મેહેરે પ્રજા હકની માંગણી કરે છે. એ છૂટ કંપની સરકારે આપી. બળવાના વખતથી સત્તાધારી વર્ગને એમ જ લાગ્યું કે, હવે દેશીઓ ભ-રોસે રાખવા જેવા નથી; દબાવ્યા નહિ રાખીએ તો માથે ચડી બેસશે. પણ એમ વર્તવામાં અપકીર્તિ ન મળે એવી પણ તજવીજ રાખવી ને વેળાએ વેળાએ ઘટતું દાન પણ કરવું, એ વિચારે રાણીની સરકાર વરતી ને બ્રિટિશ ખાલસામાં સરદારરૂપ અધિકારીઓની

સત્તા પ્રબળ થઈ; કે જે રાણીના કયસરેહિંદ થવાથી નિરંકુશ જેવી છે; પણ વળી બ્રિટિશ રાજ્ય પોતાની મોટી હાક છતે પોતાની ભાવિ સ્થિતિને માટે અતિ સાવધ પણ રહે છે; ને તેણે શસ્ત્ર ન રાખવાનો ધારો કીધો છે; કોઈ કોઈ વેળા પ્રજાને બોલતી બંધ કરે છે ને કોઇ કોઇ વેળા કંઈ કંઈ આપે છે. કંપનીની કારકિર્દીમાં લૉર્ડ બૅંટીક હતો તેમ મહારાણીની કારકિર્દીમાં હાલ લૉર્ડ રીપન છે. એ નામવરે પ્રજાને થોડાક હક આપવાને મતિ ચલાવી છે ને પ્રજા હરખ દેખાડે છે. એ મતિનું ચલન, સામી મતિનું ચઢન–પડન ને પ્રજાનું વર્તન એ હવે જોવાશે. એમ પ્રજાને હક મળો ને પછી વળી કોઈ સમે બ્રિટિશ પાર્લામેન્ટમાં કે અહીં સ્થપાયેલી પાર્લામેન્ટમાં દેશીઓ વિરાજો. તો પણ જય અને જિતમાં પરસ્પર વિશ્વાસપૂર્વક સ્નેહ થઈ પ્રકાશે, એવો સંભવ અમને ભાસતો નથી જ. સત્તાનું અભિમાન સર્વ પ્રકારે બળવાન સજ્જ છે ને પ્રજામાંના થોડાકનું તે પણ સર્વ પ્રકારે નિર્બળ છે; બંને અભિમાન હજી લગી ડાહ્યાં છે; પણ અભિમાનનું પરિણામ વહેલે મોડે કલંક છે જ, ને એ ઉચલી જવો એ સુભાગ્ય કહેવાય."૧૭

દેશી રાજ્યો વિષે નર્મદ કહે છે કે બ્રિટિશ સરકારે તેમને પોતાની લશ્કરી તાકાતથી જ અંકુશમાં રાખ્યાં છે પણ તેમનાં દિલ જીત્યાં નથી:

"દેશી રાજ્યના સંબંધમાં બ્રિટિશ સત્તા માનપૂર્વક વિવેકે વર્તે છે, પણ તેની ઘડીઘડીની પ્રકૃતિ જોવે તથા તે પ્રમાણે ઉપાય લેવે ખંતિ રહે છે. બ્રિટિશ સરકારને રાજાઓનો તેટલો નહિ પણ તેઓના પટાવત–ભાયાત–સરકાર–અમીર એઓનું રખે જૂથ બંધાય તેનો ડર રહે છે ખરો ને તેટલા માટે તેમ ન થવા વિષે તેનો રાજકીય યુક્તિ-પ્રયુક્તિવાળો ઉદ્યમ છે જ, અકબરથી તે શાહજહાં સુધીની મુગલાઇએ રજપૂતોને તેઓની ક્ષાત્રમાનની સ્થિતિમાં રાખી તેઓની પ્રીતિ મેળવી બાદશાહીની રખવાળીમાં જાન આપતા કીધા હતા. અંગ્રેજી તે દેશી રાજ્યોને વૈશ્યમાનની સ્થિતિમાં રાખી ભરોસો ન કરતાં ને સામો ન મેળવતાં હંમેશ અંગ્રેજની મદદમાં રહેવાના ફાયદા બતાવે છે ને ભલામણ કરે છે. એ સઘળું મોટા રજવાડા સમજે છે ને બ્રિટિશ રાજ્યની પ્રકૃતિ તથા કરણી ભૂત વર્તમાનની સારી પેઠે જાણે છે. વળી ચઢતી-પડતીના અનુભવી છે તેથી પ્રકૃતિવશાત્ સમયજ્ઞાન–પશ્ચાત્ સહનધીટ રહે છે–પણ મોટા નાના રજવાડામાં 'જમીન જોરુ જોરકી, નહિ જોર તો ઓરકી, એમ બોલતી રજપૂતી.' 'હર હર ને સ્વરાજ્ય' એનું કોડ રાખતી મરેઠી ને 'બાદશાહી વખ્ત'ને યાદ કરતી મુસલમાની આજે પણ છે. અર્થાત્ સર્વોપરિ રાજ્યશ્રી પ્રીતિપ્રસાદે કે અર્થપ્રસાદે કે ન્યાયપ્રસાદે હજી દેશી રાજ્યોને ખરેખરાં પોતાનાં કરી લીધાં નથી–ફક્ત હાકને જોરે દબતાં રાખ્યાં છે."૧૮

સને ૧૮૮૪માં લખાએલ 'મુક્તિતંત્ર' નામના લેખમાં પણ થોડીક રાજ્યપ્રકરણી વિચારણા છે, પરંતુ તેમાં અત્યાર સુધી જોયા એ વિચારો કે મંતવ્યોથી ભિન્ન વિશેષ નોંધપાત્ર કશું નથી. (ક્રમશઃ)

*

## સંદર્ભ-સૂચિ


૧ ધર્મવિચાર, આવૃત્તિ ત્રીજી. પૃ. ૮
૨ એજન પૃ. ૯
૩ ,, પૃ. ૯–૧૦
૪ ,, પૃ. ૧૦
૫ ,, પૃ. ૧૦–૧૧
૬ ,, પૃ. ૨૦
૭ ,, પૃ. ૨૦
૮ ,, પૃ. ૧૯૮–૧૯૯
૯ ,, પૃ. ૧૯૯–૨૦૦
૧૦ એજન પૃ. ૨૦૦
૧૧ ,, પૃ. ૨૦૦
૧૨ ,, પૃ. ૭૪–૭૫
૧૩ ,, પૃ. ૭૭
૧૪ ,, પૃ. ૮૨
૧૫ ,, પૃ. ૮૨–૮૩
૧૬ ,, પૃ. ૮૩
૧૭ ,, પૃ. ૮૪–૮૫
૧૮ ,, પૃ. ૮૫


*

# આંતરરાષ્ટ્રીય સહકાર વર્ષ-૧૯૬૫

પુરુષોત્તમ ગણેશ માવળંકર

[આકાશવાણી, અમદાવાદ પરથી તા. ૨૯ જૂન ૧૯૬૫ને રોજ અંગ્રેજીમાં આપેલા વાર્તાલાપનો શ્રી ઉપેન્દ્ર ભટ્ટે કરેલો ભાવાનુવાદ. થોડા ઉમેરણ સાથે. આકાશવાણીના સૌજન્યથી, સાભાર.]

જર્મની અને ગ્રેટ બ્રિટનના ત્રણ અઠવાડિયાના અભ્યાસ-પ્રવાસેથી હું હમણાં જ પાછો આવ્યો છું અને આપણી દુનિયા અવકાશમાં કેટલી ટૂંકી થતી જાય છે એ જોવું તે ફરી એક વાર કામણ કરનારું નીવડયું છે. હવે આપણે 'એક વિશ્વ'નું સ્વપ્ન સેવતા નથી કે એ વા તો કરતા નથી, પણ આપણે તો હવે એમાં જ વસીએ છીએ! જો કે હજુ સુધી એક વિશ્વ-સરકાર સ્થપાઇ નથી; પણ રાષ્ટ્રો અને જનસમૂહોના પરસ્પરાવલંબનની વાસ્તવિકતાએ આપણને ઘેરી લીધા છે, અને પ્રકાર અને પદ્ધતિ જેટલાં પ્રોત્સાહક છે એટલાં જ સંકુલ છે. આંતરરાષ્ટ્રીયતા અસ્તિત્વમા આવી છે અને આપણે તેનો બને તેટલો વધુ લાભ લેવાનો છે. વીસમી સદીના માનવી માટે આ સર્વોત્તમ બોધપાઠ છે. વિધવિધ અને વિભિન્ન રાષ્ટ્ર-સમાજો વચ્ચે આંતરરાષ્ટ્રીય વ્યવહારની આ વિશિષ્ટ ઘટના, ખરેખર, આપણે હમેશાં સમજી શકીએ નહિ, કેટલીક વાર આપણી મતિ મૂંઝાઈ પણ જાય; પરંતુ આ બધી અકળામણ અને અવ્યવસ્થા વચ્ચે પણ આપણે આ એક વિલક્ષણ વસ્તુને અવલોકીએ અને વૃત્તિ અને શક્તિ હોય તો આપણે એને અનુભવીએ અને માણી પણ શકીએ.

એટલે, આ દુનિયા આગળ વધી રહી છે, નવી નવી વિદ્યાકલાઓ વિકસે છે, દૂરદૂરના માર્ગો ખૂલતા જાય છે અને આજ દિન સુધી અજાણ્યાં રહેલા ક્ષેત્રોનાં શક્તિ-સામર્થ્ય બહાર આવતા જાય છે. નવાં કલ્પનોનો પરામર્શ કરતાં, આપણે નવી મહત્ત્વાકાક્ષાઓનો સ્વીકાર કરતા જઈએ. પણ એક પ્રકારની અસ્વસ્થતા જન્માવતી લાગણી પ્રવર્તે છે કે પ્રકૃતિ પર મહત્ અંશે જય મેળવનાર માનવી એની પોતાની પ્રકૃતિ ઉપર અલ્પાંશે જ વિજય મેળવી શકયો છે. ભૌતિક જગત અને બીજી બાહ્ય ઘટનાઓ સારા પ્રમાણમા કાબૂ અને કદ નીચે લવાયાં છે, પણ માનવીની આંતર-સૃષ્ટિ હજુ પણ ગણનાપાત્ર અંશમાં અજાત જ રહી છે, અને બહુ તો એણે આધુનિક જીવનમાં સમયભીડ અને પરિસ્થિતિની ભીંસ પરત્વે અસ્પષ્ટ પ્રત્યુત્તર વાળ્યો છે. વાસ્તવમાં આ પ્રત્યુત્તર ઘણી વખત, આંતરપ્રેરિત અને અવરોધમય રહ્યો છે. વ્યક્તિઓ અને રાષ્ટ્રો વચ્ચેના સહકાર માટે આપણે સભાન, સહેતુક અને સર્જનાત્મક પ્રયાસ કરવાના છે.

વિજ્ઞાન, વિદ્યાકલાઓ અને વ્યવહાર આજે આપણને એક આંતરરાષ્ટ્રીય સમાજ તરીકે જીવવા સમર્થ બનાવે છે. જે નૂતન સૃષ્ટિમાં આપણે પ્રવેશ કર્યો છે તેની આકૃતિ-રેખાને કોઈ પણ પૂર્વકાલીન ઍટલાસો વિરૂપ નહિ કરી શકે. પણ મારે કબૂલવું જોઇએ કે આ માસની મારી યુરોપની મુલાકાતની પ્રબળ છાપ તો છે ઘણાં બધાં ક્ષુદ્ર માનસધારીઓથી નિવાસિત આજના વિપણ્ણ લઘુ વિશ્વના દૃશ્યની! ગઈ કાલની સામાજિક અને સાંસ્કૃતિક ભાવનાઓ દૂર હટાવવામાં આવી નથી અને આપણને એકબીજાથી વિખૂટા પાડતા સર્વ પ્રકારના અવરોધ પણ અસ્તિત્વ ધરાવે છે. મને લાગે છે કે રાજકારણી અને અર્થતંત્રી સંસ્થાઓનો વિકાસ સાધવાથી જ વિશ્વસમાજ પ્રતિ લઈ જતી સંપૂર્ણ આંતરરાષ્ટ્રીય સમાજરચના થઈ શકે નહિ એ આપણી સમજમા આવ્યું નથી. આપણને જેની એકસરખી અને તાકીદની જરૂર છે એ છે વ્યક્તિઓ અને જનસમૂહો વચ્ચે—બંનેની અંદર નવાં વૃત્તિ-વલણોની. આપણી માનસ-ક્ષિતિજો વિશાળ બનાવવી જોઈએ; આપણી પરિદૃષ્ટિ—perspective વિસ્તારવી જોઈએ, અને સમજ-શક્તિનું ઊંડાણ વધારવું જોઇએ.

ઓગણીસમી સદીના યુરોપ અને વિશ્વનો પ્રધાન સૂર હતો રાષ્ટ્રવાદ; આ શતકનો મુખ્ય વિષય છે આંતર-રાષ્ટ્રવાદ. આમ કહેવું તે કદાચ સ્પષ્ટનું જ પુનરુચ્ચારણ છે. અને તેમ છતાં જો કોઈ થોભે, અને ચારે બાજુના અંગત હિત તથા રાષ્ટ્રોની સ્વાર્થપરાયણતાના વ્યાપક આવરણનો વિચાર કરવા લાગે તો આ નવીન

આંતરરાષ્ટ્રીય સમાજની આશાના સંબંધમાં એની આ-શંકા વધતી જાય છે. આપણે આપણાં રાષ્ટ્રીય શીલ અને વૈયક્તિક પ્રકૃતિ છોડી દેવાનાં નથી. આપણે જેની જરૂર છે તે તો છે આંતરરાષ્ટ્રીયતાની સાચી અને શુદ્ધ ભાવના વડે આમનું પ્રદીપ્તિકરણ. પરસ્પર અથડાતી નિષ્ઠાઓનો અને વફાદારીઓનો એમાં પ્રશ્ન નથી; બલકે આપણી નિષ્ઠાઓને સુવ્યવસ્થિત અને સંવાદી બનાવવાનો એ એક અભ્યાસ છે. સ્વ. દાગ હામરશલ્ડે કહ્યું હતું તેમ: 'દેશ અથવા દુનિયા એવો એ સવાલ નથી. એ તો બલકે છે આપણા દેશની સેવા દ્વારા દુનિયાની અને દુનિયાની સેવા મારફત દેશની સેવા કેવી રીતે કરવી.' માનવજાત જેટલો જ જૂનો આ સહપ્રશ્ન—ઉભયસંભવ છે. પણ શ્રદ્ધા અને સવલતનાં નવાં સાધનોથી આ જૂનો સવાલ ઉકેલવાનો પ્રયાસ આજની પેઢીના આપણે કરવાનો છે.

આપણ ભારતવાસીઓ માટે 'વિશ્વ: એક જ કુટુંબ'નો ખ્યાલ નવો નથી. આપણા પ્રાચીન ઋષિ-મુનિઓ 'વસુધૈવ કુટુમ્બકમ્'ના આદર્શની વાત કરતા. સાર્વત્રિક બંધુભાવના, શાંતિ અને સાહચર્યના વિચાર કરતાં આપણે કદી અટક્યા નથી. આપણા રાજ્ય-બંધારણની પ્રસ્તાવનામાં આપણે આ આકાંક્ષાની પુનરુક્તિ કરી છે. આપણે એ પણ યાદ રાખીએ કે આજે આંતરરાષ્ટ્રીયતાનો આંતરહેતુ એની સાથે પ્રસંગવશાત્ સંકળાયેલ આદર્શવાદ, દીનજનવાત્સલ્ય, કે એવી બીજી વાગાડંબરભરી વૃત્તિઓ નથી. એનો તત્ત્વદર્શનાત્મક અને આધ્યાત્મિક આધાર હું નકારતો નથી; પણ આપણી આજની જીવનરીતિના સંદર્ભમાં, એ પ્રકારનો તાત્ત્વિક વિમર્શ અપર્યાપ્ત અને અપૂર્ણ છે. વિકાસ પામતો આજનો આંતરરાષ્ટ્રીય સમાજ વાસ્તવિક જરૂરિયાતોનો પ્રત્યક્ષ આવિર્ભાવ છે. એટલે આ અર્થમાં કદાચ એ સ્વાર્થપરાયણ અને ઉપયોગિતાવાદી વિકાસક્રમ છે. આપણે આંતરરાષ્ટ્રીય સમાજ જોઈએ છે કારણ કે માત્ર એના વડે જ આપણે રાષ્ટ્રગત અને વ્યક્તિગત આબાદી મેળવી શકીએ. વ્યક્તિઓની જેમ, રાષ્ટ્રો પણ સમજવા લાગ્યાં છે કે તેઓ સ્વાયત્ત અને સાર્વભૌમ છે તેમ છતાં વસ્તુતઃ પરસ્પરાવલંબી છે અને વિશેષમાં આવું પરસ્પરાવલંબન રાષ્ટ્રો અને રાષ્ટ્રજન-સમાજોના સ્વાતંત્ર્ય અને ટકી રહેવાની શરત અને ગૅરંટી—બાંહેધરી છે.

તો પછી હવે આજના આંતરરાષ્ટ્રીય, રાજકારણી અને આર્થિક સંબંધોમાં આંતરરાષ્ટ્રીયતા અંતર્વર્તી છે. શ્રી ઈવાન લુઅર્ડના તાજેતરમાંના જ એક અભ્યાસ-ગ્રન્થ—'રાષ્ટ્રીયતા અને દોલત: વિશ્વસરકાર વિષે એક અધ્યયન'માંથી અવતરણ લઈએ તો, 'આજે અસ્તિત્વ ધરાવતાં રાષ્ટ્રીય કારણોની પ્રચુરતા અને રાષ્ટ્રોની આર્થિક હિન-વિવિધતાએ જન્માવેલ ઘર્ષણ અને સંઘર્ષનું પ્રતિફળ આંતરરાષ્ટ્રીયતા છે. અને તે સહિયારી પ્રવૃત્તિ અને સામાન્ય સંસ્થાઓની આવશ્યકતા જેમને પહોંચી વળવા આ પ્રેરે છે તેનું આવિષ્કરણ છે. શ્રી. લુઅર્ડ સુયોગ્ય શબ્દોમાં કહે છે કે, 'એટલે જેની જરૂર છે તે છે વ્યાવહારિક આવશ્યકતાઓનો સ્વીકાર, નહિ કે નિઃસ્પૃહ ઔત્સુક્યમય વધુ અભિગમન.' એટલે જે પરિસ્થિતિએ પહોંચ્યા છીએ તેનો આપણે સ્વીકાર કરીએ. આપણે આંતરરાષ્ટ્રીયતાની જરૂર છે કારણ કે તે આપણને સહાય કરે છે અને શક્તિશાળી બનાવે છે. હવે, દેખીતી રીતે જ્યાં સહકાર હોય છે ત્યાં સંઘર્ષ પણ હોય છે. એક જ સિક્કાની એ બે બાજુઓ છે. એટલે સંઘર્ષયુક્ત વિસ્તારો/અંશો વિષે ચિંતાતુર થવાની આપણે જરૂર નથી. આપણે તેમને અળગા કે સંપૂર્ણપણે દૂર કરી શકીએ નહિ. બહુ બહુ તો આપણે સંઘર્ષ-વિસ્તારોને/અંશોને ઘટાડવાની ગોઠવણ કરી શકીએ અને જો શક્ય હોય તો લઘુતમ પ્રમાણે જ. એ સાથે જ પરસ્પર સહકાર અને સહાયનો રાષ્ટ્રો અને વ્યક્તિઓ વચ્ચેની આપ-લેનો અવકાશ આપણે વધારતા જઈએ.

જ્યારે ભિન્ન અને અસમાન રાષ્ટ્રોનું એક જૂથ—આર્થિક અને લશ્કરી બાબતોમાં અસમાન અને તેમના સાંસ્કૃતિક, સામાજિક અને શૈક્ષણિક પર્યાવરણમાં ભિન્ન—એના ઘટક સભ્યો સાથે સભાન, સહેતુક, પદ્ધતિસર સહકારકાર્યનો આરંભ કરે તો ચોક્કસ, એ ગાડું સરળપણે કે નિર્વિઘ્ને હંકારાવાનું નથી. એમાં શક્તિ અને શ્રમની જરૂર પડશે અને લગભગ હમેશાં અસંખ્ય બેહૂદી અને નાજુક પરિસ્થિતિઓ પણ ઊભી થશે. પણ અચૂક, આ વૃદ્ધિ અને શક્તિની નિશાની છે, નહિ કે નિરાશા અને અવનતિનું સૂચન. ઘણા કોયડા

ઊભા થશે અને તેઓ આપણા મનનો પીછો પકડશે. પણ આપણે એ ભૂલવું ન જોઈએ કે 'પ્રાદુર્ભાવ પામતા નવા જીવનની આ સમસ્યાઓ છે અને તેથી એવા પ્રશ્નોએ આપણને નિરુત્સાહ બનાવવા કરતાં સોત્સાહ બનાવવા જોઈએ.' એટલે આપણે આ સમસ્યાઓનો અને સંઘર્ષોનો સામનો કરવાનો છે અને આપણે એમાંથી બહાદુરીથી પસાર થઈ જવાનું છે. ઈંટ પછી ઈંટ, ડગલા પછી ડગલું એમ આપણે આંતરરાષ્ટ્રીય સહકારની રચના કરવાની છે. આપણું કદમ કોઈ વાર ધીમું હશે, પણ યોગ્ય દિશા તરફનું પ્રયાણ આપણે કદી રોકવું ન જોઈએ. આપણે સતત સહકારનાં અંગો ઉપર જ ભાર મૂકવો જોઈએ. જે મન માત્ર સંઘર્ષ વિષે જ વિચાર કરે છે તે નકારાત્મક અને ભયાવહ છે. આપણું વલણ નિશ્ચયાત્મક અને આશાવાદી હોવું જોઈએ; અને આપણે ઉત્સાહ–ભાવના, બુદ્ધિયુક્ત કાર્ય–કર્મ અને શ્રદ્ધા-ભક્તિ વડે ભર્યા ભર્યા હોવા જોઈએ. ૧૦મી નવેમ્બર, ૧૯૬૧માં ન્યૂ યૉર્કમાં યુ.એન.ની જનરલ ઍસેમ્બ્લીને સંબોધતાં પંડિત જવાહરલાલ નેહરુએ ઘોષણા કરેલો સંદેશો પણ આ જ હતો. ત્યારે આપણા વડા પ્રધાને કહ્યું હતું કે, 'આપણે સંઘર્ષોના આ વિશ્વમા રહીએ છીએ અને તેમ છતાં રાષ્ટ્રો અને વ્યક્તિઓના સહકારને લીધે નિઃશંક દુનિયા ચાલ્યા કરે છે.' આગળ બોલતા તેમણે જણાવ્યું હતું કે, 'આ દુનિયા માટે આવશ્યક ચીજ સહકાર છે; આજે પણ રાજકારણી કે બીજાં ક્ષેત્રો પરત્વે વિરોધી રાષ્ટ્રો વચ્ચે પણ સહકારનુ પ્રમાણ ઘણુ મોટું છે. આગળ વધતા જતા આ સહકાર વિષે કંઈ જાણવામાં કે કહેવામાં આવતું નથી; પણ સંઘર્ષના પ્રત્યેક મુદ્દા વિષે ઘણુ કહેવામાં આવે છે અને તેથી દુનિયા એવા ખ્યાલથી ભરેલી છે કે સંઘર્ષો ચાલુ છે અને આપણે વિપત્તિને આરે ઊભી, જીવી રહ્યા છીએ. જો આજના વિશ્વમાંના સહકારનાં તત્ત્વો આગળ ધરવામા આવે અને આપણને એનુ વિચારતા કરવામા આવે કે દુનિયા સહકાર ઉપર અવલંબે છે, નહિ કે સંઘર્ષ ઉપર–તો એ ચિત્ર સાચું નીવડશે.' વિશ્વસંસ્થા આંતરરાષ્ટ્રીય સહકારને એક આખું વર્ષ આપવાનુ વિચારે એવા પંડિત નેહરુના સૂચનને ઉત્સાહ ભર્યો અને સંપૂર્ણ ટેકો મળ્યો હતો, અને જનરલ ઍસેમ્બ્લીએ તે પછી, યુ.એન.ની સ્થાપનાના વીસમા વર્ષ–આપણુ ચાલુ વર્ષ ૧૯૬૫–ને 'આંતરરાષ્ટ્રીય સહકાર વર્ષ'નું ખાસ નામ આપવાના ઠરાવનો સ્વીકાર કર્યો હતો. આપણા પ્યારા નેતાના અવસાન પછી તરત જ આવતું આ વર્ષ એક અર્થમાં નેહરુની સ્મૃતિને અને આંતરરાષ્ટ્રવાદ માટેના તેમના આગળ પડતા સમર્થ-સાર્થ પ્રદાનને અંજલિરૂપ છે.

એટલે આ વર્ષ અને ખાસ કરીને આપણી સામે રહેલાં વર્ષ 'જે પ્રશ્નો આપણને જુદા પાડે છે તેના કરતાં જોડે છે' તેમની તપાસ કાર્યને આપણે આપીએ. રાષ્ટ્રપ્રમુખ જૉન એફ. કેનેડીના, ૨૦મી જાન્યુઆરી, ૧૯૬૧ના મંગલ પ્રવચનના યાદગાર શબ્દો આજ રાત્રે મારા કાનમાં એટલા જ તાજા હોય તેમ રણકી રહ્યા છે: 'ભેગાં મળીને આપણે તારાઓને સંશોધીએ, રણોને જીતીએ, રોગોને જડમૂળથી નિવારીએ, સાગરનાં ઊંડાણોને ટંકોરીએ અને કલા તથા વાણિજ્યને પ્રોત્સાહિત કરીએ.' આગળ બોલતાં રાષ્ટ્રપ્રમુખ કેનેડીએ જણાવ્યું હતું કે, 'જો સહકારનો તટ સંશયોના અરણ્યને પાછું ધકેલે તો બંને પક્ષો એક નવો ઉદ્યમ–નહિ કે નવી સત્તાતુલા પણ કાનૂનની નવી દુનિયા–કરવા એક થાય, જેમાં સબળા ન્યાયી હોય, નબળા સલામત હોય અને શાંતિ સુરક્ષિત હોય.'

હવે, રાષ્ટ્રોના આંતરરાષ્ટ્રીય સહકારની વાત કરનાર કોઈ પણ વ્યક્તિ લગભગ હમેશાં રાજકારણી પરિસ્થિતિ અને સંઘર્ષોની વાત કેમ કરે છે એ આશ્ચર્યજનક છે. આજે રાજકારણ જેટલે અંશે પ્રાધાન્ય ભોગવે છે તે જોતા આ બનવુ કદાચ અનિવાર્ય અને સ્વાભાવિક છે. અને બધું જ રાજકારણ ખરાબ કે ગંદું હોતું નથી. ખરેખર, જો સંઘર્ષ કે મતભેદ ન હોય તો રાજકારણ કે રાજશાસ્ત્રનું અસ્તિત્વ રહે નહિ. પ્રોફેસર મિલર આપણને યાદ આપે છે કે, 'રાજકારણી પરિસ્થિતિઓ મનભેદમાંથી ઉદ્ભવતી હોય છે. રાજનીતિશાસ્ત્રના હાર્દમાં સંઘર્ષ રહેલો છે.' પ્રોફેસર મિલર ઉમેરે છે કે, 'સાર્વત્રિક એકમતની સૃષ્ટિમાં રાજનીતિશાસ્ત્ર માટે સ્થાન નહિ રહે.' એટલે, આંતરરાષ્ટ્રીય સહકારની બાબતમાં રાજકારણી ક્ષેત્રે સંઘર્ષ-અંશોનું મૂલ્ય ઓછું આંકવાનું કે એમને જરા પણ અવગણવાનુ હું સૂચવતો નથી. મારે કહેવાની સાદી હકીકત એ જ છે કે આંતરરાષ્ટ્રીય પ્રવૃત્તિનાં

મધાં જ ક્ષેત્રો રાજકારણી પરિસ્થિતિમાં પરિસમાપ્ત થતાં નથી. વસ્તુતઃ, આગળ ચાલીને, જો કોઈ જરા વધારે ગંભીરતાથી વિચાર કરે અને આખી વાતમાં ઊંડા ઊતરે તો સમજાશે કે આંતરરાષ્ટ્રીય પ્રવૃત્તિ અને શક્ય સહકારનાં બિનરાજકીય ક્ષેત્રો કેટલાં બધાં વિશાળ અને કેટલીક વાર વધારે પ્રોત્સાહક અને પરિતોષક છે.

યુ.એન. અને તેના અંશરૂપ બીજી સંસ્થાઓને ગુણપક્ષે સફળ આંતરરાષ્ટ્રીય સહકાર કાર્યની ઘણી મોટી સિદ્ધિ-નોંધ ક્યારનીય પડેલી છે. યુ.એન.ના ઘણા પ્રસિદ્ધ અને નામચીન રાજકારણી ક્ષેત્રે પણ લેખ્યપ્રમાણ તદ્દન ઉત્સાહપ્રેરક છે. યુ.એન. સિવાયની આજની દુનિયાનો ખ્યાલ પણ ધ્રુજારી ઉત્પન્ન કરે છે. આ ઘણું મહત્તા-સૂચક છે. પણ આપણે યુ.એન.ને ઓળંગી ચોગમ નજર નાખીએ તો જણાશે કે યુ.એન.ની વિવિધ કાર્યકારી ખાસ સંસ્થાઓ-અંગો આંતરરાષ્ટ્રીય સહકારનાં સર્વ પ્રકારનાં નાનાં મોટાં ક્ષેત્રોમાં આશ્ચર્યકારક કામ કરી રહ્યાં છે. આઈ. એલ. ઓ. (ઈન્ટરનેશનલ લેબર ઑર્ગેનિઝેશન), એફ. એ. ઓ. (ફૂડ ઍન્ડ ઍગ્રિકલ્ચર ઑર્ગેનિઝેશન); યુનેસ્કો (યુનાઇટેડનેશનન્સએજ્યુકેશનલ,સાયન્ટિફીકઍન્ડકલ્ચરલ ઑર્ગેનિઝેશન), ડબ્લ્યુ એચ. ઓ. (વર્લ્ડ હેલ્થ ઑર્ગેનિઝેશન), ધી ફન્ડ (ઈન્ટરનેશનલ મૉનેટરી ફન્ડ), ધી બૅન્ક (ઇન્ટરનેશનલ બૅન્ક ફૉર રીકન્સ્ટ્રક્શન ઍન્ડ ડેવેલપમેન્ટ), અને બીજી સંખ્યાબંધ સંસ્થાઓ આખી ધરતી ઉપર રાષ્ટ્રોની સમુન્નતિ માટે સુંદર કાર્ય કરી રહી છે; અને આ સંસ્થાઓ અને તેમનાં કાર્ય પ્રત્યે કરેલો એકાદ ઝડપી દૃષ્ટિપાત પણ કોઈને ય એમણે આટા ઓછા ગાળામાં, આટલાં બધાં વિઘ્નો વચ્ચે એમણે મેળવેલી સિદ્ધિઓ પ્રત્યે વિસ્મયમાં નાખી દીધા વિના રહેશે નહિ. એક જ સંસ્થા 'ધી વર્લ્ડ બૅન્ક'ની વાત કરીએ: લડાઈથી ભાંગી પડેલાં રાષ્ટ્રોની પુનર્રચના કરવા અને પછાત કે અલ્પવિકસિત દેશોને વિકસાવવા મૂડીનાં ઉદ્ભવસ્થાન ગતિમાન કરવા બૅન્કે જે કર્યું છે તેનું નિરીક્ષણ કેટલું બધું દ્યોતક છે. વર્લ્ડ બૅન્કને અદ્ભુત સફળતા મળી છે અને આંતરરાષ્ટ્રીય સહકારના ખ્યાલમાં એણે નવી આશા અને નવો અર્થ ઉમેર્યાં છે. ઠીક ઠીક જુવાન બ્રિટિશ પત્રકાર અને લેખક શ્રી. જેઈમ્સ મૉરીસ તેમના હમણાં જ પ્રગટ થયેલા પુસ્તક 'ધી રોડ ટુ હડર્સફિલ્ડ: એ જર્ની ટુ ફાઈવ કૉન્ટિનેન્ટ્સ'માં આપણને વર્લ્ડ બૅન્કના કાર્યનો અત્યંત સુવાચ્ય અને હૃદયગ્રાહી અહેવાલ આપે છે.

યુ.એન. અને તેના અંગવિશેષો – સંસ્થાવિશેષો, વિધવિધ સરકારી અને બિનસરકારી આંતરપ્રાંતીય સંસ્થાઓ આંતરરાષ્ટ્રીય સંબંધો અને સારા પડોશીપણાના સિદ્ધાંતોનું વાસ્તવિક રૂપમાં અને વ્યાવહારિક સ્થિતિમાં રૂપાંતર કરે છે. જો આ બધી આંતરરાષ્ટ્રીય સંસ્થાઓનાં ફક્ત નામો જ હું ગણાવા બેસું તો પણ મને આજે આપવામાં આવી છે તે કરતાં પણ ઘણી વધારે સમય-મર્યાદાની મારે જરૂર પડે.

આંતરરાષ્ટ્રીય સંસ્થા-સમૂહો પોતાના કાર્યમાં જેઓ વધુ અને વધુ ગૂંથાતા જાય છે તેમનો સ્વતંત્ર પ્રદેશોની વહીવટી અને રાજકારણી પદ્ધતિ પર પ્રભાવ/ઠીક જોવો એ પણ ઘણું રસિક અને બોધક છે. પ્રોફેસર મૅક્સ બેલૉફે 'ન્યૂ ડાયમેન્શન્સ ઈન ફૉરિન પૉલિસી' નામના તેમના પુસ્તકમાં ગ્રેટ બ્રિટનના આવા એક અનુભવના સ્વાધ્યાયનો મોહક અહેવાલ આપ્યો છે.

હવે આપણે જેની જરૂર છે તે છે આ બધા આંતરરાષ્ટ્રીય સહકારના સબળ સાતત્ય અને વિશાળ વ્યાપકતાની. આપણી આજની અને આવતી કાલની આશા એમાં રહેલી છે. તુલનાત્મક રીતે જોતાં પહેલાંના વખતમાં પોતાના દેશનું અર્થતંત્ર ઊભું કરવા અને આગળ ધપાવવા પ્રજાઓ / લોકો અને રાષ્ટ્રો દ્વિપક્ષી અને બહુપક્ષી વેપાર-ઉદ્યોગની વાત કરતા, આજે આપણે પરસ્પર એટલા ગાઢપણે સંકળાઈ ગયા છીએ કે રાષ્ટ્રો વચ્ચેના માત્ર આર્થિક વ્યવહારરૂપી વિલાસની અનુમતિ આપણે આપણી જાતને આપી શકતા નથી. આપણે આગળ ચાલવું જોઈએ અને આંતરરાષ્ટ્રીય સહકાર માટેના ખ્યાલ, ટેક્નિકલ ચાતુર્ય અને જીવનનાં લગભગ બધાં જ ક્ષેત્રોમાં વાસ્તવિક આયોજનના ક્ષેત્રને બને તેટલું વિસ્તારવું જોઈએ.

આંતરરાષ્ટ્રીય સહકાર માટેની આવી દલીલનો અર્થ એવો નથી કે યુ.એન.એ પોતાનું કાર્ય પૂરું કરી દીધું છે / પોતાનો પાઠ પૂરેપૂરો ભજવી લીધો છે. ચોક્કસ, આંતરરાષ્ટ્રીય હૂંડિયામણ માટેની આ વકીલાત પણ નથી જે બહાર રહેશે અથવા તો યુ.એન.ને ભોગે. ખરેખર, યુ.એન.

આપણા વિચારો અને પ્રવૃત્તિઓનાં કેન્દ્રમાં રહેવાનું ચાલુ રાખશે. મેં આરંભમાં કહ્યું તેમ આજે ૨૬ જૂન, ૧૯૬૫ની આ રાત્રિએ આપણે યુ.એન.ના હકપત્ર/ખતપત્ર ઉપર હસ્તાક્ષર કર્યાનો વીસમો જન્મદિન ઊજવીએ છીએ યુ.એન.ના ભોગવટાથી આપણે ટેવાઈ ગયા છીએ. જૂની પેઢીએ સર્જેલું શાંતિનું સુંદર કૌશલપૂર્ણ સાધન દોષ વગરનું ન હોવા છતાં, નવી પેઢીએ વાપરવાનું છે. સદ્ભાગ્યે આજના જુવાનિયાઓ ગઈ કાલના પૂર્વગ્રહોનો બોજો ઊંચકી ચાલતા નથી, તેમજ તેઓ તેમના માનસિક ચોકઠાની સાંકડી ઘરેલુ દીવાલો વચ્ચે કેદ પુરાયેલા પણ નથી. પણ શાંતિમય સહ-અસ્તિત્વ અને સાર્થક સહકાર અથવા લગભગ સંપૂર્ણ વિલોપન અને નિષ્પ્રાણ વિશ્વના ભયાનક દૃશ્ય સામે એટલી જ કમભાગ્ય આજની યુવાન પેઢી ઊભી છે.

આ ઘોર, કઠોર, કરાલ વિકલ્પ છે. આમ, માનવજાતની માત્ર હયાતી અને શેષજીવન માટે પણ આંતર-રાષ્ટ્રીય સહકાર એક વાસ્તવિક શરત બની જાય છે. આગામી પેઢીઓનું નહિ, પણ આપણું પોતાનું જ ભાવિ તોળાઈ રહ્યું છે! કાં તો આપણે બુદ્ધિપૂર્વક સહકાર સાધીએ અથવા ઉન્મત્ત બની સંકટ સેવીએ. આંતર-રાષ્ટ્રીય સહકાર વર્ષની આ ઉજવણી અને એ સાથે જવાહરલાલ નેહરુની સ્મૃતિને અપાતું આ માન આપણને કહે છે અને શીખવે છે કે આપણી પસંદગી શામાં રહેલી છે, અને આ પૂરું કરતાં પહેલાં એક નોંધ ઉમેરતાં હું કહું કે આપણને આંતરાષ્ટ્રીય સહકાર જોઈએ છે; આપણે આ દુનિયાને નીરસ, એકવિધ નિવાસસ્થાનમાં ફેરવી નાખવા માગતા નથી. એથી ઊલટું, આપણને આંતર-રાષ્ટ્રીય સહકારની જરૂર છે કે જેથી, અમેરીકી રાષ્ટ્રપ્રમુખ કેનેડીએ સરસ શબ્દોમાં કહ્યું હતું તેમ, આપણે 'વિશ્વને વૈવિધ્ય માટે સુરક્ષિત બનાવીએ.'

*

# ભારતનો મહત્ત્વપૂર્ણ સંગ્રામ

જૉન ગ્રિગ

[આજની આપણી પરિસ્થિતિ પ્રત્યેની ઘણાખરા બ્રિટિશ પત્રોની તથા કટારલેખકોની વૃત્તિ ઘણી વિકૃત છે તે એક મોટી કમનસીબી છે. જૉન ગ્રિગ (John Grigg)નો આમાં અપવાદ તરીકે ઉલ્લેખ કરવો જોઈએ. 'ધી ગાર્ડિયન'માં તેઓ પાછલે પાને નિયમિત રીતે વિવિધ વિષયો પર વિવેચન કરે છે. તા. ૬ સપ્ટેમ્બર ૧૯૬૫ના અંકમાં મિ. ગ્રિગે ભારત-પાકિસ્તાન વચ્ચેના સંઘર્ષ વિષે જે નિખાલસ, સ્પષ્ટ અને સુરેખ વિવેચન કર્યું છે તે સમગ્ર લેખનો પૂરો ભાવાનુવાદ The Guardianના સૌજન્યથી સાભાર નીચે આપું છું. ૧૯૫૮ની સાલમાં હું જૉન ગ્રિગને (તે વખતે લૉર્ડ ઑલ્ટ્રીન્ચમ) એમના લંડનમાંના નિવાસસ્થાને ભોજન પ્રસંગે મળેલો ત્યારથી આ ઉદારમતવાદી બ્રિટિશ વિવેચકની સ્વતંત્ર અને બેધડક વિચારસરણી અને લેખનશૈલી માટે મને હંમેશ માનની ભાવના રહી છે. એમના બધા જ વિચારો સાથે દરેક વખતે આપણે સંમત થઈએ કે ન થઈએ; તે તો ગૌણ વસ્તુ છે, પણ તેઓ જે કહે છે અને લખે છે તે હંમેશ સચોટ અને મનનીય હોય છે અને આપણને વધુ વિચાર કરતા બનાવે એવું હોય છે. —પુ. ગ. મા.]

ભારત અને પાકિસ્તાન વચ્ચે હવે જ્યારે જડબાતોડ ટક્કર શરૂ થઈ ચૂકી છે ત્યારે તટસ્થ રહેવાનો ડોળ હું કરી શકું તેમ નથી. જ્યાં સુધી વ્યક્તિઓને લાગે-વળગે છે—બંને પક્ષે લડતા માણસો, તેમનાં કુટુંબો, હવાઈહુમલાના ભોગ બનેલાંઓ, નિરાશ્રિતો—એ તમામ માટે મને એકસરખી દુઃખની લાગણી થાય છે. પણ રાજકીય કક્ષાએ કહું તો મારી સહાનુભૂતિ ભારત સાથે છે.

છેલ્લા બે ત્રણ દિવસમાંની મોટા ભાગની ટીકાઓથી હું ત્રાસી ગયો છું. પશ્ચિમમાંના રાજકારણીઓ તથા લોકમતના ઘડવૈયાઓ આ મુદ્દા પર હિમાલય જેટલી મોટી વિવેકશૂન્યતા બતાવી રહ્યા છે. બહુધા તો તેઓ સામસામાં બે દુશ્મનોને છગન ને મગન તરીકે—દેખાવમાં, સ્વભાવમાં ને અભિપ્રાયોમાં એકસરખી એવી બે વ્યક્તિઓ તરીકે—જુએ છે; પણ એથી ઊલટું, સૌથી અનિષ્ટ હકીકત એ છે કે તેઓ પાકિસ્તાનનો પક્ષ લઈ રહ્યા છે. એશિયામાંની સ્વતંત્ર સંસ્થાઓ અને આબોહવાનું ભાવિ જે સંગ્રામમાં અત્યારે નક્કી થઈ રહ્યું છે તેમાં ભારતને લગભગ ક્યાંયથી પણ ઉત્તેજન મળતું નથી.

ભારતીય લોકશાહીની અજોડ મહત્તાને લોકો જાણે સમજી શકતા નથી એમ લાગે છે, અને જેઓ આ હકીકત જાણે છે કે ભારતીય લોકશાહી એ કેટલો ચમત્કાર છે—અને એનો વિનાશ એ કેટલી અમાપ આપત્તિ હશે—તેઓ પણ ભારતનાં સ્વાતંત્ર્ય અને ભારતીય સંઘરાજ્યની અખંડિતતા વચ્ચેનો સંબંધ જોઈ શકતા નથી. આમ છતાં એ બંનેને એકમેકથી છૂટાં પાડી શકાય તેમ નથી.

હાલના યુદ્ધમાં આ જ મુદ્દો છે એ અંગે રખે કોઈને શંકા રહે—જેમ આજે આપણે હવે જોઈ શકીએ છીએ કે એવા મુદ્દા માટે અબ્રાહમ લિંકનને ઇતિહાસમાંની લોહિયાળ લડાઈઓમાંની એક લડવી પડી અને તેનું આપણે આજે સમર્થન કરીએ છીએ. અલબત્ત, તે જમાનામાંના કહેવાતા સુસંસ્કૃત બ્રિટિશ લોકોનો મત લિંકન અને તેમનાં ધ્યેયની સખત વિરુદ્ધ હતો; ચાલાક અને દાંભિક યૅન્કીઝને બદલે સજ્જન જેવા દક્ષિણના લોકોનો પક્ષ એમણે તાણ્યો હતો. પરંતુ ઇતિહાસનાં યથાર્થદર્શનથી એ લડતનાં સાચાં લક્ષણો હવે વધારે સારી રીતે જોઈ શકાય છે.

ઉત્તરના વિજયને કારણે અમેરિકાની લોકશાહી સચવાઈ અને એને લીધે પશ્ચિમની દુનિયા મુક્ત રહી શકી. ભારતનો વિજય પણ પૂર્વની દુનિયા માટે બરાબર એવો જ મહત્ત્વનો ને અર્થપૂર્ણ બની રહેશે.

લોકશાહીઓ કદી ભૂલો કરતી જ નથી અગર તો સરમુખત્યારશાહીઓ કશું સાચું કરી શકતી નથી એવું હું સૂચવવા માગતો નથી; પરંતુ લોકશાહીઓ બધી સાથે ઊભી રહે અને એકબીજાની ભૂલોને ઉદારતાથી ચલાવી લે એ સારો સિદ્ધાંત છે. સ્વતંત્ર અખબારો, મુક્ત રીતે ચૂંટાએલી સરકાર અને બિનસાંપ્રદાયિક રાજ્યને આપણે નિયંત્રિત અખબારો, લશ્કરી સરમુખત્યાર અને સાંપ્ર-

દાયિક રાજ્યની હરોળમાં મૂકીને ચાલીએ એ આપણને પાલવે એમ નથી.

કાશ્મીરના પ્રશ્નમાં ભારતે જરૂર કેટલીક ભૂલો કરી છે. સૌથી વિશેષ, કાશ્મીરીઓનાં આત્મનિર્ણય માટે નેહરુએ કયારે ય એક શબ્દ સરખો પણ ઉચ્ચારવો જોઈતો નહોતો. એમ કરીને તો તેઓ, દેશના ભાગલા વખતે દેશી રજવાડાઓનું ભાવિ નક્કી કરવા માટેની સંમત થએલી પદ્ધતિ પ્રત્યે જ માત્ર સવાલ ઉઠાવતા હતા એમ નહિ, પણ વધારામાં—અને વધુ મહત્ત્વનુ તો એ કે—ભારતીય સંઘરાજ્યના બિનસાંપ્રદાયિક પાયા વિષે જ સવાલ ઉઠાવતા હતા.

જો એક વાર એમ કબૂલ કરાય કે બહુસંખ્ય મુસલમાન બહુમતી પ્રદેશને એવાં કારણે જ માત્ર પાકિસ્તાન સાથે જોડાવાને છૂટ છે તો તો પછી કોમી વિચાર—જેની વિરુદ્ધ ભારત અડીખમ ઊભું છે, પણ જે પાકિસ્તાનના અસ્તિત્વ માટેનું એકમાત્ર પરિબળ છે—આપોઆપ પ્રસ્થાપિત થઈ જાય.

નેહરુએ પોતાની ભૂલ જોઈ અને આત્મનિર્ણય અંગેનો પોતાનો સૂર બદલ્યો. કાશ્મીર માટેની એમની ભાવાત્મક મમતા જાણીતી હોવા છતાં એમની નીતિ એમની આવી લાગણી ઉપર ઘડાઈ નહોતી. એ જ રીતે હિંદુ ઝનૂનીઓને કારણે પણ એ નીતિ ઘડાઈ નહોતી. શ્રી. શાસ્ત્રીને વિષે પણ આ જ વાત લાગુ પડે છે.

પાકિસ્તાન પર ગમે તે બહાને હુમલો કરવાનું આવકારનારા કેટલાક હિંદુ ઝનૂનીઓ છે એ જો કે સાચું છે, પણ એવા લોકો બહુ થોડા છે. જવાબદાર ભારતીય નેતાઓનું ધ્યેય તો એ જ રહ્યું છે કે મુક્ત અને લોકશાહીયુક્ત સંસ્થાઓને તથા બિનસાંપ્રદાયિકતાને વરેલા ભારતીય રાષ્ટ્રની એકતા અને અખંડિતતા જાળવવી; અને એ ધ્યેય સિદ્ધ કરવામાં ભારતીય લોકોનો એમના નેતાઓને સર્વસામાન્ય ટેકો છે. આ બહુ ઉદાત્ત ધ્યેય છે; અને એમાં એમને પૂરેપૂરો સાથ મળવો જોઈએ; જે એમને પશ્ચિમના સ્વાતંત્ર્યપ્રેમીઓ પાસેથી હાલમાં મળતો નથી.

"કાશ્મીરના સવાલનો કોઈ કાયમી ઉકેલ બળ વડે સંભવતઃ લાવી શકાય તેમ નથી." મિ. હૅરલ્ડ વિલ્સન આ પ્રમાણે કહે છે ખરા; પણ એનાથી વિરુદ્ધ વાત સાચી છે: હવે બળ વિના કોઈ કાયમી ઉકેલ સિદ્ધ કરી શકાય એમ નથી.

જો ઝઘડો માત્ર કાશ્મીર પૂરતો જ હોત—પ્રદેશના એક નાનકડા ટુકડા પૂરતો જ હોત—તો તો એ કયારનો ઉકલી ગયો હોત; પણ કાશ્મીર એ તો ઘણા વધારે ઊંડા સંઘર્ષનું પ્રતીક છે—મૂળભૂત સિદ્ધાંતોનો એ સંઘર્ષ છે. બને પક્ષો રાષ્ટ્રીય હસ્તી માટે લડી રહ્યા છે, અને પોતાના રાષ્ટ્રીય અસ્તિત્વના પાયાના સિદ્ધાંતો માટે યુદ્ધે ચઢ્યા છે. પાકિસ્તાને કોમી વિચારને ઘૂંટવાનો છે, જ્યારે ભારતે એનો સામનો કરવાનો છે.

એક યા બીજા પક્ષે જીતવાનું છે. એક યા બીજાએ જ્યાં સુધી ચોખ્ખો લાભ પોતાને પક્ષે સિદ્ધ ન કર્યો હોય ત્યા સુધી યુદ્ધવિરામ કાયમી બનવાનો નથી. જ્યારે મૂળભૂત રીતે આ સવાલમાના અંતર્ગત સિદ્ધાંતનો નિર્ણય થશે—અને તેવો નિર્ણય બિનસાંપ્રદાયિકતાની તરફેણમાં થશે—ત્યારે જ છેવટે આખા ઉપખંડ પર કાયમી શાંતિ માટેની કશી પણ આશા બંધાશે.

મને પોતાને ઉત્કટ આશા છે કે ભારત જીતશે અને ત્યાર પછી વિજયવંતુ ભારત ઔદાર્ય દાખવશે. જો ભારતની હાર થઈ તો દેશમાંનાં વેરવિખેર વલણો ઝડપથી નિરંકુશ બની જશે અને એશિયામાંથી સ્વાતંત્ર્યનો દીવો બુઝાઈ જશે. બન્નેમાંથી કશુંક પણ થાય તો પશ્ચિમમાંના જે લોકો આજે ભારતને સાથ આપવામાં પાછા પડયાં છે તેમની આ નિષ્ફળતા તેમના જ પસ્તાવા માટે જબરજસ્ત કારણરૂપ બની રહેશે.'

*

# અભ્યાસ

પ.૧

વિચાર અને વિવેચનનું સામયિક

ઑક્ટોબર • ૧૯૬૫

વર્ષ ૫ • અંક ૩


"સત્યનિષ્ઠ માણસમાં સામા માણસના વચન પ્રત્યે શંકા ન લાવવાની આસ્તિકતા પણ હોય છે. અને કોઈ પણ વસ્તુ પૂરતા પુરાવા વગર ન સ્વીકારવાનું ચોક્કસપણું પણ હોય છે. આને એક વાર મેં શ્રદ્ધા અને અશ્રદ્ધાનું મિશ્રણ કહ્યું હતું. તેથી જ જ્યારે એ જ વિચાર મને પૌરાણિક વચનમાં મળ્યો ત્યારે ઘણો આનંદ થયો. जिज्ञासा नास्ति नास्तिक्यं। સત્યનું યથાર્થ સ્વરૂપ જાણવા માટે ખણખોદ કરવા સુધી જિજ્ઞાસા હોય તો તેને નાસ્તિકતા ન જ કહી શકાય. માણસનું જીવન જ સત્યને પૂરેપૂરું નિઃશંકપણે જાણવા માટેની સાધના છે. એ જાતની ઊંડાણમાં ઊતરનારી જિજ્ઞાસા જ વિજ્ઞાનની શોધખોળ કરનાર લોકોને વરેલી હોય છે. ભૌતિક ક્ષેત્રમાં શું કે આધ્યાત્મિક ક્ષેત્રમાં શું, ઉત્કટ જિજ્ઞાસાથી પ્રયોગો કરનાર અને એ પ્રયોગો દ્વારા સિદ્ધ થયેલા સત્યને નિર્ભયપણે પોતાનું જીવન અર્પણ કરી દેનાર સત્યનિષ્ઠ લોકોએ જ દુનિયાને આગળ વધારી છે."

**કાકાસાહેબ કાલેલકર**

['ગાંધી જીવનદર્શન' (સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ પ્રકાશન).બાલગોવિંદ પ્રકાશન, અમદાવાદ. ૧૯૬૫. પૃ. ૧૯-૨૦]




સંપાદક • પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

૫૧


## અનુક્રમ



*


વર્ષ ૫ ઑક્ટોબર ૧૯૬૫ અંક ૩


### સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ : રૂપિયા દસ, છમાસિક રૂપિયા ૭.
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક—'અભ્યાસ', 'પ્રગતિ', ૧૫, મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* અગાઉના ચાર વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે.
* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થયેલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*


મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# ❀ વિચારમણકા ❀

## સાચું સીમોલ્લંઘન

વિજયાદશમીએ સીમોલ્લંઘન કરવાનો રિવાજ છે. કઈ સીમા ઓળંગવાની? શા માટે? ક્યાં જવાનું? કઈ દિશામાં?

ગામની એક ભાગોળે ભાઈઓ ભેગા મળે અને શમીનાં પાંદડાંરૂપી "સોનું" એકબીજાને આપે એવો પણ રિવાજ છે. સહુ સ્નેહભાવથી હળેમળે, પરસ્પર શુભેચ્છા વ્યક્ત કરે અને આનંદના વાતાવરણમાં વિદાય લે. વિજયની ખુશાલી દરેકના દિલમાં પ્રગટે. શાનો વિજય? કોના પર વિજય? કોનો વિજય?

હથિયારો, ઓજારો, શસ્ત્રોને ચળકાટ આપવાનો તથા વિવિધ વાહનોને સતેજ બનાવવાનો પણ પાછો એક રિવાજ છે. શા સારુ શસ્ત્રોની અને વાહનોની પૂજા કરવાની? કેવાં શસ્ત્રો? ક્યાં વાહનો? એમની દરકાર શા સારુ?

વિજયાદશમી પહેલાં નવરાત્રિ વીતી ગઈ હોય છે. અંધકાર પછી જ પ્રકાશ આવે ને? અને ત્યારે જ અજવાળાનો આલ્હાદ અનુભવાય ને? નવરાત્રિ દરમિયાન ત્રિવિધ મહાશક્તિઓની ઉપાસના કરવાની—મહાકાલી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતીની. ગીત અને ગરબા વડે ભક્તિભાવથી તરબોળ બનીને ધ્યાનમગ્ન થવાનું અને શૌર્ય, ધન અને જ્ઞાનનું ભાથું બાંધવાનું ને વધારવાનું.

આપણા ઉત્સવોની કેવી સરસ અને સાર્થ પરંપરાઓ છે! એમાં કેવળ ધાર્મિકતા અગર રૂઢિચુસ્તતા નથી. સાંપ્રદાયિકતા તો એમાં નથી જ. કોઈ પણ વ્યક્તિ આવો ઉત્સવ મનાવી શકે છે ને ગમે તેને એમાં સામેલ થવાની છૂટ છે. વળી, એમાં નર્યો બાહ્ય આચાર નથી. એની પાછળ વિચાર, ચિંતન, ભાવના છે. એ કળી શકાય, અનુભવી શકાય અને માણી શકાય.

હવે, ભૌગોલિક કે પ્રાદેશિક સીમાઓ ઓળંગવાનો આજનો જમાનો ઝાઝો રહ્યો નથી. એવું કરવા જતાં તો રાષ્ટ્રો એકમેક સાથે અથડાઈ પડે છે અને એમાંથી નાનાંમોટાં યુદ્ધો જન્મે છે. ક્યારેક જો સીમાઓ અધકચરી કે નાજુક રહે તો એને કારણે કાયમ ઓછાંવત્તાં છમકલાં ચાલુ રહે છે. તંગદીલી, ભય, અવિશ્વાસ અને વિરોધનાં વમળો પછી વેગવંતાં બને છે અને ઠેર ઠેર સંઘર્ષ તથા સંહારનું સત્ર ફરી વળે છે.

હું સીમોલ્લંઘનને વ્યક્તિના જીવનક્ષેત્રના સંદર્ભમાં સમજવા મથું છું. દરેક વ્યક્તિના જીવનમાં ધર્મ-ક્ષેત્ર અને કુરુક્ષેત્ર છે, અને દરેકે મર્દાનગીથી લડતાં રહેવાનું છે. દરેકે જાગૃત રહીને, વિચારશીલ બનીને, શ્રદ્ધાથી અને ખંતથી પોતાના વ્યક્તિગત જીવનક્ષેત્રના સીમાડા સતત ઓળંગતા રહેવાનું છે. કોઈ પણ વ્યક્તિના મનના આકાશમાં ક્ષિતિજ ન હોય, છેડા ન હોય; અનંત અને વ્યાપક મનાકાશમાં દરેક જીવ જાણે હરતો-ફરતો રહે! સંકુચિતતા અને સ્વાર્થની સીમાઓ દરેકે ઓળંગવાની છે. આ સાચું સીમોલ્લંઘન છે. ઉન્નતિ માટેની એ શરત છે. આત્મસંતોષ માટે એ આવશ્યક છે.

આજની રાષ્ટ્રીય પરિસ્થિતિના સંદર્ભમાં, વળી, વ્યક્તિના આવા સીમોલ્લંઘનનાં વિવિધ પ્રગટીકરણ પણ ઉલ્લેખનીય છે. હું ખેડૂત હોઉં તો ગયા વર્ષ કરતાં વધારે અનાજ પેદા કરીને જૂની સીમાને હું ઓળંગીશ; હું વેપારી હોઉં તો હજી વધારે પ્રામાણિકપણે ધંધો કરીને મારી અગાઉની સરહદ પાર કરીશ; હું વિદ્યાર્થી હોઉં તો વધુ તાલીમ મેળવીને અને અભ્યાસ કરીને એ રીતે સીમોલ્લંઘન કરીશ. આમ જ દરેક જણ વિચારે અને વર્તે. નેતા કે પ્રધાન વધુ દૃષ્ટિવંત ને ચારિત્ર્યશીલ નેતૃત્વ દ્વારા, ઉદ્યોગપતિ અને મજૂર વધુ ઉત્પાદન તથા શ્રમ દ્વારા, શિક્ષક વધુ વાચનવિચાર દ્વારા, કર્મચારી ને વહીવટદાર વધુ કાર્યક્ષમ વર્તન દ્વારા—એમ સહુ સીમોલ્લંઘન કર્યે જાય.

આપણામાંથી દરેક જણ જો આ રીતે સીમોલ્લંઘન કરે, અને એમ કરવા માટે પોતપોતાનાં ઓજાર ને વાહનો ચમકતાં રાખે, તો આપણો વિજય—વ્યક્તિગત તેમજ સામૂહિક—નિશ્ચિત છે એ વિષે પછી વધુ જણાવવું પડે ખરું?

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

# રોજનીશીમાંથી - ૩૯

ગણેશ વાસુદેવ માવળંકર

['રોજનીશીમાંથી'નું આ લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. – સંપાદક]

તા. ૨૮ જૂન ૧૯૪૮, સોમવાર

સવારે નિત્યવિધિ. હિસાબો જોયા. અને પછી રોજનીશી-લેખન. આમાં ઘણો બધો વખત ગયો. પછી શ્રી વસંતરાવ ધામણકરને અને બીજાઓને કાગળો. ધૂળિયાના પ્રતાપશેઠના ચિ. શ્રી બાબુશેઠ અને વકીલ શ્રી ભાલેરાવ વગેરે એમના ઇન્કમ-ટૅક્સની બાબતમાં ચર્ચા કરીને ગયા.

પૂનાના શ્રી ભટ્ટસાહેબ આવ્યાથી જમવામાં અને જમ્યા પછી થોડું મોડું થયું. જમણ બાદ સૌ.વતી, ચિ. બાળ અને સૌ. સરલા સાથે નીકળ્યો. પ્રથમ શેઠ કસ્તુરભાઈના બંગલે ગયો. એમના બન્ને પુત્રો અમેરિકાથી પાછા આવ્યાના સમાચાર મળ્યા. ત્યાંથી શ્રી રામેશ્વરદાસ બિરલાને ઘેર અમે ગયાં. એમણે ગાંધી સ્મારક ફંડની હકીકત કહી. ફાળાની રકમ નક્કી ન કરતા કેટલા લોકો પાસેથી ફાળો લેવાનો એની સંખ્યા નક્કી કરવી, વધુમાં વધુ લોકોએ ફંડમાં ફાળો આપવો એમાં શોભા છે, ગાંધી તત્ત્વજ્ઞાન છે અને લોકશાહી છે આવા મારા વિચારો એમને પસંદ પડચા. મસૂરિમા તા. ૨૪મીએ મળેલી સભામાં પંડિત ગોવિંદ વલ્લભ પંતે ૨૦ કરોડ રૂપિયા ભેગા થવા જોઈએ એવો આગ્રહ રાખ્યો અને એ પ્રમાણે આંકડાઓ નક્કી કર્યા. ઉદ્યોગપતિઓએ (Industrialists) પાંચ કરોડ રૂપિયા આપવા એમ નક્કી થયું, એ પ્રમાણે આંકડાઓ જોતાં સામાન્યપણે ૨૫ દિવસની કમાણી દરેકે આપવી જોઈએ એવો હિસાબ બેસે છે. આ રકમ વધારે પડતી છે એવું તેઓ (શ્રી બિરલા) બોલ્યા. ગાંધી સ્મારક ફંડ વિષેની મોટી રકમ ભેગી કરવા તરફની જે દૃષ્ટિ છે તે મૂળમા જ ભૂલભરેલી છે એવો મારો પહેલેથી જ અભિપ્રાય છે. પરંતુ મોટા લોકો નિર્ણય કરે છે. એમને કહેવા જઈએ તો એમને તે ગમતું નથી. નાને મોઢે અમે મોટી વાત કરીએ છીએ એમ લાગે છે, છતાં કહેવું એ ફરજ છે અને એ પ્રમાણે સરદાર વલ્લભભાઈને તથા ડૉ. રાજેન્દ્રપ્રસાદને મેં કાગળો લખ્યા છે. મારું કર્તવ્ય પૂરું થયું. શ્રી મૃદુલાબેનની ગઈ કાલની ખટપટ વિષે વાત નીકળી. અગાઉ (૧૯૪૨) મૃદુલાબેને ગાંધીજી બિરલા હાઉસમાં ઊતરતા તે વિષે કેવો પ્રચાર કર્યો તે એમણે કહ્યું. બીજી પણ વાતોચીતો થઈ. અમારી સરકારો કઈ દિશામા જઈ રહી છે, ગયા દોઢ વર્ષમાં ઉદ્યોગધંધાવાળાઓએ વેપારમાં પૈસા રોકવાનું કેવી રીતે બંધ કર્યું છે વગેરે એમણે કહ્યું. ત્યાંથી શ્રી મંગળદાસ પકવાસાને ત્યાં ગયો અને એમને ત્યાંથી પછી કાઉન્સિલ હૉલમાં ગયો. ત્યાં શ્રી ધૂરંધર, લાડ, શેવડે, ભાઉસાહેબ ફિરોદિયા એમ સહુ મળ્યા. શ્રી લાડ સાથે શ્રી સમર્થ વાગ્દેવતા મંદિર અને ધર્મકોષ મંડળ વિષે વાત થઈ. એજ્યુકેશન સોસાયટી તરફથી શરૂ થનારા acquisitionsના કામ અંગે, આય્યર (?) નામના acquiring officer છે એમની બદલી વિષે શ્રી મજુમદારે લખ્યું છે તે અંગે મેં શ્રી મોરારજીને ફોન કર્યો. શ્રી મજુમદારે જે કાગળ લખ્યો તે ભૂલભર્યો છે. ઠીક.

આશરે ૪-૦૦ વાગ્યે મુકામ પર આવ્યો. કેટલાક કાગળો લખ્યા. સામાન બાંધ્યો. શ્રી વિ. અણ્ણાજી પંડિત આવ્યા હતા. અમદાવાદ ગયા પછી જણાવીશ (રૂપિયા ૫,૦૦૦ આપવા વિષે) એમ એમને મેં કહ્યું.

૮-૦૦ના અરસામાં સેન્ટ્રલ સ્ટેશને આવ્યો. ગુજરાત મેઈલમાં નીકળ્યો. શ્રી મણિભાઈ ઝવેરી સ્ટેશન પર આવ્યા હતા.

ગાડીમાં અમારી સાથે શેઠ અમૃતલાલ હરગોવનદાસ હતા. ગુજરાત યુનિવર્સિટી અને બીજી બાબતો વિષે ઘણી બધી વાતોચીતો થઈ.

તા. ૨૯ જૂન ૧૯૪૮, મંગળવાર

સવારે નડિયાદ સ્ટેશને શ્રી ચુનીભાઈ પટેલ મળ્યા. Adm. Serviceમાં દાખલ થવાનો વિચાર એમણે માંડી વાળ્યો એમ જણાવ્યું. સારું કર્યું. જે કોઈ આવ્યો

તે આ સર્વિસમાં પ્રવેશ મેળવી લેવાનો પ્રયાસ કરે છે. અને એનું મુખ્ય કારણ 'દેશસેવાનો હેતુ' એમ પાછો કહેતો જાય છે! એમાં થોડો સત્યાંશ છે પણ મુખ્ય વાત તો આર્થિક જ. મને જો કે આવા લોકોએ પ્રમાણપત્રો માગીને હેરાન કરી મૂક્યો છે.

અમદાવાદ સ્ટેશને ગાડી વખતસર આવી. ઘેર આવીને ટપાલ વગેરે અને થોડું ઠીકઠાક કરવામાં વખત ગયો. શ્રી બાબુરાવ આવ્યા હતા એમની સાથે સર ચિનુભાઈની બાબત વિષે વાત કરવામાં થોડો વખત ગયો. પછી શ્રી મજુમદાર આવ્યા. એજ્યુકેશન સોસાયટી, acquisition officer, ગુજરાત વિદ્યાવિદ્યાલય વગેરે બાબતો અંગે એમની જોડે વાતો થઈ. યુનિવર્સિટીના કામમાં એકાગ્રતાથી ધ્યાન પરોવી શકાય તે ખાતર શ્રી મજુમદારે શેઠ કસ્તુરભાઈની નોકરી છોડવાનો વિચાર મને કેવો લાગે છે એ એમણે પૂછ્યું. વિચાર ખોટો નથી. પણ કસ્તુરભાઈ સાથેના અમારા સંબંધો જોતાં અને ખાસ કરીને કસ્તુરભાઈ પોતે આ બધાં કામોની બાબતમાં તમામ પ્રકારની સગવડ આપતા હોય ત્યારે નોકરી છોડીને કસ્તુરભાઈના કામમાં એમને મુશ્કેલીમાં મુકાયા જેવું થાય એ યોગ્ય નથી એમ મને લાગે છે. શ્રી મજુમદારને પણ એમ જ લાગે છે. ઠીક. પછી હિસાબ વગેરેનાં પરચૂરણ કામો.

ભોજન વહેલું જ, ૧૧–૦૦ના અરસામાં આટોપી લીધું. છોકરાઓ હવે કૉલેજમાં જાય છે એટલે મેં પણ એમની જોડે જ જમવા બેસવાનું ઠરાવ્યું છે. ઠીક.

પછી શ્રી સૌ. તનુમતી ચિનુભાઈ અને ઉદયન મળવા આવ્યાં,.........

પછી દાંતના ડૉક્ટર શ્રી જે. ડી. રોમરને ત્યાં ગયો. મારા બે દાંત–નીચેના અને આગળના-હાલે છે. હાલ તુરત કાઢવાની જરૂર નથી, છ મહિના પછી જોઈશું એમ એમણે કહ્યું.

ભદ્રમાં આવીને ખાંડેકરને ત્યાં ખરખરા માટે જઈ આવ્યો. શ્રી કાકાસાહેબ શુક્રવાર તા. ૨૫મીએ અહીં ગુજરી ગયા. એમનો છુટકારો થયો. તેઓ ટકી રહ્યા હતા (exist) એટલું જ.

પછી બંગલા પર આવીને ટપાલ જોઈ અને વિશ્રાંતિ.

પછી કાગળો લખાવ્યા. છ સર્ટિફિકેટો માગનારાઓને પ્રથમ જવાબો પાઠવ્યા. કારણ આ કાગળો તાત્કાલિક મોકલવાના હતા. જેમને મોકલવા જેવાં હતાં એમને સર્ટિફિકેટો અને બાકીનાઓને નકારાત્મક એ રીતે કાગળો પાઠવ્યા. શ્રીયુત એ. ડી. ભટ્ટ એમના ચિરંજીવને લઈને સર્ટિફિકેટ માગવા આવ્યા. એ ચિરંજીવને મેં આજે જ જોયા. હું શું સર્ટિફિકેટ આપું? છેવટે ચિરંજીવ મારા મિત્રના ચિરંજીવ છે એમ કહ્યું! અને એમાં જ એમને સંતોષ! શ્રી રાજાધ્યક્ષ અને મજુમદાર (Income Tax Investigation Commission) મળવા આવ્યા હતા. ઘણી બધી વાતો થઈ. ગુજરાત યુનિવર્સિટીની વાત નીકળી. ત્યાર પછી એમને અમારી કૉલેજો, જમીનો વગેરે બતાવી આવ્યો. શ્રી રમણીકલાલ શાહ અને ભાઉકાકા જાંભેકર મળવા આવ્યા હતા.

પછી સ્નાન, ભોજન, પરચૂરણ કામો અને વાતોચીતો અને પછી વિશ્રાંતિ.

## તા. ૩૦ જૂન ૧૯૪૮, બુધવાર

સવારે નિત્યવિધિ, પછી વૃત્તપત્ર વાચન અને પરચૂરણ કામો. ૧૦–૦૦ થી ૧૧–૧૫ સુધી શેઠ ભોળાભાઈ જેસિંગભાઈ વિદ્યાભવનની સભા.

ભોજન સમયે શ્રી સારાભાઈ કાશીપારેખ અને નીરુ દેસાઈ આવ્યા હતા. ખૂબ વાતો થઈ. પછી ટપાલ (આવેલી) જોઈ. વિશ્રાંતિ. ૧–૩૦ થી કામની શરૂઆત. કેટલાંક પરચૂરણ કામો.

ત્યાર બાદ ઘણા બધા કાગળો હાથે જ લખી કાઢ્યા. ચિ. બાળાસાહેબ મહાજન, હરિભાઉ રિસવડકર, બાપુસાહેબ તળવલકર ઇત્યાદિ.

બપોરે મોડેથી મિત્રો મળવા આવ્યા. Adm. Service માટે સર્ટિફિકેટો માંગવા માટે આવનારાઓએ ગાંડો કરી નાખ્યા જેવું થયું છે. આ નોકરીમાં ઘૂસવા માટે કેટલા બધા લોકો ઉત્સુક છે! ઠીક.

સાંજે ૮–૩૦ થી ૮–૪૫ સુધી શ્રી ગીરધરલાલ દામોદરદાસને ઘેર પ્રાર્થનામાં ગયો હતો, સારું લાગ્યું. ઘરના નોકર-ચાકર બધાંએ મળીને પ્રાર્થના કરી. ધૂનનો

અને બીજો કાર્યક્રમ જરા લાંબો લાગ્યો. અંતે હું ચાર શબ્દ હિંદુસ્થાનીમાં જ બોલ્યો.

ઘેર આવીને સ્નાન અને ભોજન. ભોજન વખતે અને પછી ચિ. સૌ. ઈન્દુ, ચિ. બાળાસાહેબ અને તીર્થસ્વરૂપ કાકી એમ મળીને ચિ. સૌ. સિન્ધુ વિષે વિચાર વિનિમય કર્યો......ઠીક.

સાંજે ઘણા કાગળો લખાવ્યા. શ્રી વલ્લભભાઈ, ખેર વગેરેને.

## તા. ૧ જુલાઇ ૧૯૪૮, ગુરુવાર

સવારે નિત્યવિધિ, વૃત્તપત્ર વાચન. રોજનીશી, પછી લગ્નવિષયક કેટલાક હિસાબ વગેરે. શેઠ અંબાલાલ સારાભાઈ એમના ઈન્કમટૅક્સના કામ માટે આવ્યા હતા.

ભોજન બાદ ટપાલ જોઈ. પછી વિશ્રાંતિ. ચિ. બાળાસાહેબ મહાજન, શ્રી હરિભાઉ રિસવડકર ઇત્યાદિ લોકોને કાગળો લખ્યા. સવારે લખાવેલી ટપાલ રવાના કરવામાં ઠીક ઠીક સમય ગયો.

સાંજે ૬–૦૦ વાગ્યે ભાતખંડે સંગીત વિદ્યાલયના ઉદ્‌ઘાટન સમારંભમાં થોડો વખત ગયો હતો. ૬–૩૦ થી ૮–૧૫ સુધી ભદ્રમાની વસંત વ્યાયામશાળાના સ્મારક નામકરણના સમારંભમાં ગયો હતો. શ્રી રવિશંકર મહારાજ અધ્યક્ષપદે હતા. હું પણ થોડો વખત બોલ્યો.

ઘેર આવીને સ્નાન, ભોજન, વાતોચીતો વગેરે. બપોરે જમવામાં શ્રી બાપુસાહેબ ચાંદોરકર સાથે હતા.

## તા. ૨ જુલાઇ ૧૯૪૮, શુક્રવાર

સવારે વૃત્તપત્રો. પછી સંખ્યાબંધ કાગળો. Parliamentary Unionની પરિષદો રોમ અને લંડનમાં થવાની છે એ વિષેના અને બીજા કાગળો. પછી ઘરના હિસાબોનું થોડું કામ. શ્રી વસંતરાવ ધામણકરને વિગતવાર કાગળ...

ભોજનોત્તર થોડા કાગળો લખાવ્યા. Empire Parliamentary Associationને અંગે. ત્યાર બાદ આરામ. પછી આવેલી ટપાલ જોઈ. જનારી થોડી ટપાલ હાથે જ લખી અને સહીઓ વગેરે. પાંચથી સાડા પાંચ સુધી મિ. મર્લૉક (બર્મા શેલ કંપની) મળવા આવ્યા હતા. ૧૯૩૯ના વર્ષમાં મુંબઇ ઍસેમ્બ્લીમાં તેઓ સભ્ય હતા. હિન્દુસ્તાન બ્રિટિશ સંઘમાં (Commonwealth) રહેશે કે નહિ, પરિસ્થિતિ શી છે, હૈદ્રાબાદનો રંગ કેવો છે વગેરે વિષે વાતો થઈ. ચર્ચિલ સંબંધે સરદાર વલ્લભભાઈ ખૂબ કડક બોલ્યા એમ તેમણે (મિ. મર્લૉકે) કહ્યું. મેં કહ્યું કે ચર્ચિલના બોલવાની અસર વિલાયતમાં થતી ન હોય તો પણ એવાં વચનોને કારણે હિંદુસ્તાનમાં વિરોધી બળોને–મુસલમાન, હૈદ્રાબાદ વગેરે–જોર મળે છે અને અમને હેરાનગતિ થાય છે એનું શું? ઠીક.

શ્રી પાંડુરાવ દેસાઈ એમના ભાણા માટે સર્ટિફિકેટ માગવા માટે આવ્યા હતા. કેવી રીતે આપવું? મારી વાત એમને સમજાવવાનો પ્રયાસ કર્યો. શ્રી દૂરકાળ આવ્યા હતા.

૬ થી ૭–૩૦ સુધી ભદ્રના ઘરમાં ગ્રામવિકાસ સંઘની સભા. હિસાબો વ્યવસ્થિત કરવા વિષે અને અન્ય ઠરાવો કર્યા. શ્રી રતિલાલ પટેલ સાથે અનાથાશ્રમ વિષે વાત થઈ. પરમ દિવસે આખી કમિટી મને મળવા આવવાની છે.

૭–૩૦ થી ૮–૧૫ સુધી શ્રી વિદ્યાનંદજી મહારાજને મળી આવ્યો. ઘેર આવીને સ્નાન. ભોજન બાદ વાતોચીતો. ચિ. બાપુમામા ચાંદોરકર, પ્રોફેસર આઠવલે અને ગોંદીઆના સહસ્રબુદ્ધે આવ્યા હતા.

બપોરે ચિ. સૌ. તાઇને કેટલીક રોજિંદી વાતો કહી. છોકરી આંખમાં આંસુ આણે છે. દુઃખ થાય છે. પણ પોતાનું વર્તન ક્યાં ભૂલભર્યું થાય છે, વર્તન કેવું રાખવું એનો વિચાર આવતો નથી. હમણાં હમણાં એને વિષેની મારી દૃષ્ટિ બદલાઈ છે એમ એને લાગ્યાનુ કહેતી હતી. મારું કમનસીબ. અનુભવ એવો જ થાય છે કે દરેક જણ પોતાની મરજી મુજબ જુએ છે. પરસ્પર પરિસ્થિતિ તરફ જોઇને જો દરેક કુટુંબીજન વિચાર કરે તો પ્રેમસાગરમાં ભરતી જ આવશે. ઈશ્વરની કૃપાથી જે અનુકૂળ પરિસ્થિતિ બધી બાજુએથી છે એનો પૂરો ફાયદો દરેક લઈ શકશે. પણ નસીબમાં જોઇએ ને?

## તા. ૩ જુલાઇ ૧૯૪૮, શનિવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો જોયાં. રોજનીશી-લેખન. શ્રી પ્રાણલાલ દેસાઈનાં ભાષણો, લખાણો વગેરેનાં પુસ્તકની પ્રસ્તાવના લખવા માટે ટાંચણ કરવામાં ઘણો બધો વખત ગયો. પછી કેટલાક કાગળો લખાવ્યા. વાડીલાલ સારાભાઇ હૉસ્પિટાલની ભાંજગડ અંગે ડૉ. પટેલ અને રમણીકલાલ આવ્યા હતા.

ભોજન બાદ પરચૂરણ વાચન. ગુજરાત વિશ્વ-વિદ્યાલય સમિતિ પાસે આવેલા પ્રશ્નાવલી—જવાબોના પુસ્તકની પ્રસ્તાવના અને એ સંબંધેના બીજા મુસદ્દાઓ વગેરે તપાસ્યા અને સુધાર્યા—એમાં આશરે એક કલાક ગયો. પછી આરામ.

આવેલી અને જનારી ટપાલ જોઇને સહીઓ વગેરે કરી. બારડોલી અને વેડછી આશ્રમોના દાવાઓના સમાધાનના ૬૪,૦૦૦ અને ૮૧,૫૦૦ રૂપિયા આવ્યા તે શ્રી. હિતુભાઈ દેસાઇએ બારોબાર વલ્લભભાઇને મોકલી આપ્યા! એનો New Delhi Imperial Bank પરનો ડ્રાફ્ટ સહી થઇને વલ્લભભાઇ પાસેથી આજે આવ્યો. શ્રી હિતુભાઇએ આ રકમ વલ્લભ-ભાઇને કેમ મોકલી તે સમજાતું નથી. એને લીધે બૅંકનો વટાવ બમણો ભરવો પડશે. ઠીક! ગુજરાત વિશ્વ-વિદ્યાલય સમિતિના કામ માટેના કાગળો થોડો વખત જોયા.

૫–૦૦ વાગ્યે શ્રી હઠીસિંગ-ભાઇઓ અને મજુમ-દાર આવ્યા હતા. અનેક બધી બાબતો પર વાતો થઈ. ૬–૦ થી ૬–૩૦ સુધી ગુજરાત વિદ્યાસભાની કારોબારી સમિતિની બેઠક. ત્યાર પછી સર ચિનુભાઈ અને કસ્તુરભાઇને ત્યાં જઈ આવ્યો......

શેઠ કસ્તુરભાઈના બન્ને પુત્રો—સિદ્ધાર્થ અને શ્રેણિક—અમેરિકાથી પાછા આવ્યા છે એમને મળ્યો.

ભદ્રમાં આવીને ત્યાંથી પછી ચાલતો જ બંગલે આવ્યો. શ્રી સારાભાઈ કાશીપારેખ મારી સાથે હતા. તાજેતરમાં જ તેઓ યુરોપનો પ્રવાસ કરીને આવ્યા છે. ત્યાંની વ્યાપાર-વિષયક પરિસ્થિતિ તથા હિન્દુસ્તાને ત્યાં વેપારી પ્રતિનિધિમંડળ—Trade Delegation અગર Mission—મોકલવાની જરૂર છે એમ એમણે કહ્યું. યુરોપમાંનાં રાષ્ટ્રો યુદ્ધની તૈયારીનું નાટક કરે છે પણ યુદ્ધથી તેઓ ખૂબ જ કંટાળેલાં અને ત્રાસેલાં છે. કોઇને પણ યુદ્ધ જોઈતું નથી એ પ્રમાણે સ્થિતિ છે એમ તેઓ (કાશીપારેખ) કહેતા હતા. ઈંગ્લૅંડ એના અગાઉના સત્તા-વૈભવના શિખર પર નથી પણ સામુદાયિક અને સામાજિક તથા વેપારી પ્રમાણિકતામાં શ્રેષ્ઠતાનો ઉચ્ચાંક ઇન્ગ્લૅંડમાં જ છે એમ તેઓ બોલ્યા. અમારી એજ્યુકેશન સોસાયટીને અંગે તેઓ લોખંડ વગેરે મેળવી આપવામાં શક્ય તે પ્રયત્નો કરશે એમ બોલ્યા.

ભોજન બાદ ડૉ. પટેલ મળ્યા. એમના રાજીનામાની વગેરે હકીકત કહી. કૉંગ્રેસના સ્થાનિક પ્રશ્નોની બાબતમાં મારી સ્થિતિ ખૂબ જ નાજુક અને મુશ્કેલી-ભરી બનતી જાય છે. સત્તાધારી કૉંગ્રેસપદાધિકારીઓ સંકુચિત વૃત્તિના. ન્યાય–અન્યાયની પરવા ન કરનારા અને સત્તાલોલુપ. કૉંગ્રેસના અને સ્વરાજ્યના હિત ખાતર એમનો વિરોધ કરવો આવશ્યક છે. 'ખાધું તો માફક નથી આવતું અને નાખી દીધું તો શાપરૂપ થાય છે' એવી પરિસ્થિતિ છે, તેમ છતાં ભલે ને ગમે તે થાય! સત્યની તરફેણમાં રહીને કૉંગ્રેસની શુદ્ધિ માટે મદદ કરતા રહેવું જોઇએ એમાં શંકા નથી.

પરચૂરણ વાચન ('કોડિયું') અને વિશ્રાંતિ.

## તા. ૪ જુલાઇ ૧૯૪૮, રવિવાર

સવારે વૃત્તપત્ર વાચન. રોજનીશી-લેખન. કેટલાંક પરચૂરણ કામો. પછી શ્રી પ્રાણલાલ કૃપારામ દેસાઈનાં 'લેખો અને ભાષણો' એ પુસ્તકની પ્રસ્તાવના લખાવી. એમાં ઠીક ઠીક સમય ગયો. એજ્યુકેશન સોસાયટી માટે લોખંડ અને રેલવે વૅગન મેળવવા બાબતમાં ડૉ. શ્યામ-પ્રસાદ મુકરજી અને ડૉ. મથાઈને કાગળો લખવાના છે એના મુસદ્દા સુધારવામાં ખૂબ જ વખત ગયો. બ્રહ્મચારી વાડી જમીનનું compensation શું માંગવું એ વિષે શ્રી ગિરીશચંદ્ર દેસાઈ સાથે વિચાર-વિનિમય કર્યો.

શ્રી કાકાસાહેબ કાલેલકર આવ્યા હતા. આશરે એક કલાક બેઠા હતા. આવતી કાલની સમિતિની બેઠકના કામ વિષે વાતચીત થઈ. સમિતિના રીપોર્ટ માટે

મુદ્દત લંબાવવી તે કેવી રીતે આવશ્યક બનશે એ વિષે વાત કરી. બીજી પણ ઘણી બધી વાતો નીકળી.

ભોજનોત્તર ટપાલ. વિશ્રાંતિ. પછી ઘરના હિસાબ વગેરે અંગે શ્રી ચિટનીસ સાથે થોડો વખત. જનારી ટપાલ પર સહીઓ કરી આપી. ૪–૩૦થી લોકોના આવવાની શરૂઆત. Girls Own High School-ના શ્રી કાલિદાસ દવે આવ્યા હતા. નિશાળ માટે જગ્યાની મુશ્કેલી છે. પણ હાલ ઉપાય નથી. શ્રી સુરોત્તમ હઠીસિંગ અરુણ મિલના એમના કામ માટે આવ્યા હતા. ડૉ. શ્યામપ્રસાદ અને મથાઈને આપવાના કાગળો શ્રી મજુમદારને પહોંચતા કરવા માટે સુરોત્તમને આપ્યા. શ્રી ગોરધનદાસ પરીખ વકીલ એમના પુત્ર માટે સર્ટિફિકેટ માગવા સારુ આવ્યા હતા પણ હું તે શા સારુ આપી શકતો નથી એ એમને વિસ્તારથી સમજાવીને કહ્યું. શ્રી પ્રભુ રાયફલ એસોસીએશન અને 'ફોજી તાલીમ' માટે સંદેશો લેવા સારુ, શ્રી ચિનુ શાહ એમના પુસ્તક અંગે ("સાદી રમતો") અભિપ્રાય મેળવવા માટે, આશ્રમના હરિજન રામજીભાઈ એમની પુત્રવધુ પર થયેલ ફોજદારી અંગે અને એમની જૂની ફરિયાદ લઈને આવ્યા હતા. ત્યાર પછી અનાથાશ્રમની કારોબારીના લોકો (શ્રી ગોવર્ધનદાસ, શેઠ રતિલાલ પટેલ, શ્રી ચંદુલાલ સિંગાપોરવાલા, શ્રી ત્રિકમલાલ મહાસુખરામ, શ્રીમતી સરોજબહેન વગેરે) આવ્યાં હતાં. આશરે બે કલાક સુધી એમની હકીકત મેં સાભળી. જ્યાં સત્તા ચલાવવાનો સવાલ જ નથી એવા સામાજિક સેવાના કાર્યમા પણ લોકો આટલા હઠીલા, વિકૃત મનવાળા, એકબીજાના શુદ્ધ હેતુઓ વિષે સાશંક શા સારુ હોય એ કોયડો જ છે. મુખ્ય કાર્ય શું અને તે ઉત્તમમાં ઉત્તમ રીતે કેવી રીતે સાધ્ય કરી શકાશે એની પૂર્વગ્રહરહિત, નિર્વિકાર રીતે, પક્ષાતીત એવી વિચારણા શા સારુ થતી નથી? એનો અર્થ જ એવો થાય છે કે આપણામાં અહંતા છે, શુદ્ધ સેવાભાવ નથી, અને કાર્યના મહત્ત્વ તરફ અગર તો યોગ્ય કાર્યદિશા કઈ એ નક્કી કરવા તરફ દૃષ્ટિ નથી. ઠીક. આશ્રમમાંની શિસ્તના અભાવની અને... ની અનેક વાતો એમણે કહી. મારા પર એવી છાપ પડી કે આશ્રમ એટલે છોકરાઓ અને છોકરીઓ તેઓ અનાથ છે માટે વિકૃત પ્રકારના દયાભાવને કારણે એને (આશ્રમને) પાંજરાપોળ મનાતી જતી હતી. શિસ્તનો અભાવ હતો. પરિણામે ત્યાં ગેરવ્યવસ્થા ચાલી રહી હતી એને અંકુશમાં લાવવાનો પ્રયત્ન નવી કમિટીએ શરૂ કર્યાથી ખળભળાટ પેદા થયો છે. એમાં કયારેક શ્રી સરોજબેન તરફથી કડકાઈ થઈ હોવાનો પણ સંભવ છે. ઠીક. હવે આશ્રમમાંનાં છોકરા-છોકરીઓને મળીને અને પછી શ્રીમતી વિદ્યાબહેનને અને શ્રી ગટુભાઈને મળી પછી જે કાંઈ નિર્ણય લેવાનો તે કરીશું.

પછી સ્નાન, ભોજન. વાતોચીતો અને પછી થોડું પરચૂરણ વાચન. કૉંગ્રેસની અંદર અને બહાર કેવા અનિષ્ટ પ્રકારો ચાલી રહ્યા છે એ વિષે આજના 'હરિજન બંધુ'માંનો અગ્રલેખ વાંચવા જેવો છે.

(ક્રમશઃ)

*

"અઠ્ઠાવીસ વર્ષ અને એક મહિનામાં ચાર દિવસ ઓછા એટલી મુદ્દત સરકારી નોકરી કરીને આજ તેમાંથી નિવૃત્ત થતાં મન ઉપરથી ભાર ઓછો થવાની સાથે શાન્તિ થાય છે. આ લાંબા વખતમાં મેં એકનિષ્ઠાથી મારું કર્તવ્ય બજાવ્યું છે એ જ સંતોષ માનવાનો છે. I. C. S. વર્ગની ઈર્ષ્યાને પરિણામે તેમજ અન્ય વ્યક્તિઓની પેઠે ખુશામદ કરતા મને ના આવડવાને લીધે મને સરકાર તરફથી કદર કે ન્યાય મળ્યાં નથી તે માટે ખેદ હું કરતો નથી. જગતની રીતિ જ એવી છે. મેં છેવટ સુધી ન્યાય મેળવવા ઘટતા પ્રયાસ કર્યા છે તેમાં નિષ્ફળ થવામા મારો દોષ મને લાગતો નથી. નોકરી કરવામાં લોકનું કલ્યાણ કરવાના પ્રસંગો આસિસ્ટંટ કલેક્ટરને કલેક્ટર જેટલા જ મળે છે. એ દરજ્જાના કામમાં કદાચ-જવલ્લે જ-હું અવિચારી થયો હોઇશ; પણ મને હૃદયદંશ થાય એવું કૃત્ય કરેલું જણાતું નથી. ઈશ્વરનો એ ઉપકાર માનું છું."

(નરસિંહરાવની રોજનીશી)

**નરસિંહરાવ ભો. દિવેટિયા**

*

# આધુનિક યુગમાં ગિરિ-પ્રવચન

રેવરન્ડ આર. એચ. એસ. બોયડ

**Introductory Note :**

[જાન્યુઆરી ૧૯૬૫માં 'ગિરિ-પ્રવચન' સંબંધીનાં ચાર વ્યાખ્યાનો મેં એલ. ડી. આર્ટ્સ કૉલેજમાં આપ્યાં હતાં, જે આ લેખનું મૂળ સ્વરૂપ ગણાય. અસલ વ્યાખ્યાનોના અમુક ભાગ ગુજરાતીમાં અને અમુક ભાગ અંગ્રેજીમાં મેં આપ્યા હતા. છપાવવા માટેનો હસ્તલેખ મેં અંગ્રેજીમાં તૈયાર કર્યો હતો, જેનો ગુજરાતી તરજુમો મારા મિત્ર તથા સાથી રેવરન્ડ એસ. ડી. પરમારે કર્યો છે. આ સેવા બદલ હું તેઓશ્રીનો ઋણી છું.-લેખક]

અંગ્રેજી સાહિત્યમાં 'ગિરિ-પ્રવચન' એ એક અતિ શ્રેષ્ઠ કૃતિ તરીકે સર્વત્ર સુવિદિત છે. અંગ્રેજી ભાષા બોલતી વખતે તેમજ તેનાં લખાણોમાં તેમાંનાં કેટલાં યે વાક્યોનો નિરંતર ઉપયોગ થતો જોવામાં આવે છે અને ઘણા લોકો તો વારંવાર એવાં વાક્યોનો ઉપયોગ કર્યા છતાં તે ક્યાંથી આવેલાં છે તે જાણતા પણ નથી. 'Blessed are the peacemakers'; 'Ye are the salt of the earth'; 'turning the other cheek'; 'Love your enemies;' 'Let not your left hand know what your right hand doeth;' 'Consider the lilies;' 'Sufficient unto the day is the evil thereof'; 'Wolves in sheep's clothing'—એ બધાં પરિચિત તેમજ એવાં બીજાં ઘણાં વાક્યો બાઈબલના સુપ્રસિદ્ધ 'અધિકારયુક્ત' તરજુમા (Authorized Version)માંથી લીધેલાં છે. બ્રિટનના રાજા જેમ્સ પહેલાએ આ તરજુમો કરાવ્યો, જે ઈ. સ. ૧૬૧૧માં પ્રસિદ્ધ થયો હતો. શેકસપિયરના જમાનામાં કરવામાં આવેલો આ મહાન તરજુમો અંગ્રેજી ભાષાના ઘડતરમાં મદદરૂપ નીવડ્યો છે અને તેનાં વાક્યો અંગ્રેજ લોકોના સાંસ્કૃતિક અને સાહિત્ય વિષયક સંપ્રદાયના ભાગરૂપ બની ગયાં છે.

આ અધિકારયુક્ત તરજુમાંએ જ (અમેરિકામાં 'King James Version' તરીકે ગણાતો) અંગ્રેજી-ભાષી દુનિયામાં ત્રણ સદીઓ સુધી લગભગ સંપૂર્ણ આધિપત્ય જમાવ્યું હતું. આજે પણ જ્યારે 'New English Bible' (નવો કરાર ૧૯૬૧માં પ્રસિદ્ધ થયો) જેવા અનેક અર્વાચીન તરજુમા પ્રસિદ્ધ થયા છે ત્યારે પણ અધિકારયુક્ત તરજુમા (Authorized Version)નો બહોળા પ્રમાણમાં, ખાસ કરીને જાહેર ભજનસેવા વખતે, તેનો ઉપયોગ થાય છે અને હજારો લોકોને માટે તે પ્રિય થઈ પડેલો છે. ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં રાજા રામમોહન રૉયે જે નવો કરાર વાંચ્યો હતો તે એ જ તરજુમો હતો અને તે પરથી જ તેમને 'The Precepts of Jesus' નામનું પુસ્તક લખવાની અને તેની ઊંડી સમજ મેળવવા સારુ ગ્રીક ભાષાનો અભ્યાસ કરવાની પ્રેરણા મળી હતી. રસ્કીનને પણ એ જ તરજુમો પ્રિય હતો અને તેણે તેનો અભ્યાસ કર્યો હતો અને તે પછી ગાંધીજીએ અને બીજા અનેક જણે તે જ તરજુમાનો અભ્યાસ કર્યો.

બાઈબલના તો અનેક તરજુમાઓ અંગ્રેજી ભાષામાં થયેલા છે અને 'અધિકારયુક્ત તરજુમા'ની ભાષા જો કે ગૌરવી અને પ્રભાવશાળી છે ખરી, તેમ છતાં અંગ્રેજી ભાષામાં રસ ધરાવનાર માણસોએ ધ્યાનમાં રાખવું જોઈએ કે અધિકારયુક્ત તરજુમો (Authorized Version) એ બીજા સેંકડો તરજુમાઓમાંનો કેવળ એક છે, અને બીજી ઘણી ભાષાઓમાં કરાયેલા તરજુમાઓમાંના કેટલાક તેના કરતાં વધારે ચોક્કસ છે. સદરહુ 'પ્રવચન' અંગ્રેજી ભાષામાં તો કરવામાં આવ્યું નહોતું જ, તેમજ ગ્રીક યા લૅટિન કે કોઈ અન્ય યુરોપીય ભાષામાં પણ કરવામાં આવ્યું નહોતું. 'આરમેઈક' (Armaic) જે હીબ્રુ ભાષાની ઉપભાષા હતી તે પ્રભુ ઈસુની માતૃભાષા હતી. ઈસવીસનની પ્રથમ સદીમાં આરમેઇક પૅલેસ્ટાઈન દેશ (જેમાં

હાલ ઈઝરેલ અને જૉર્ડનનો સમાવેશ થાય છે)ના સામાન્ય લોકોની ભાષા હતી. પ્રભુ ઈસુ એ ભાષામાં બોલતા હતા. આ દુનિયા ઉપર પ્રભુ ઈસુનું જીવન સમાપ્ત થવા પછી ૩૦ કે ૪૦ વર્ષ બાદ તેના શિષ્યોને તેણે આપેલા શિક્ષણને કાયમી સ્વરૂપ આપવાની ઇચ્છા થઈ અને તે કારણથી તેમને તેમાંનું જે કંઈ સ્મરણમાં રહ્યું હતું તે તેમણે લખાણમાં મૂક્યું, અને તે માટે જે ભાષાનો તેમણે ઉપયોગ કર્યો તે તો 'ગ્રીક' ભાષા હતી જે તે જમાનામાં સુધરેલી દુનિયાની સામાન્ય ભાષા અથવા કડીરૂપ ભાષા હતી; તેથી ગિરિ-પ્રવચનનું 'અંગ્રેજી' ભાષાંતર જાણે ખાસ મહત્ત્વ ધરાવતું હોય એટલો બધો ભાર તે પર મૂકવો જોઈએ નહિ. કોઈ કોઈ વાર લોકોને એમ કહેતાં સાંભળવામાં આવે છે કે ગુજરાતી જેવી કોઈ આધુનિક ભારતીય ભાષામાં બાઈબલનો અભ્યાસ કરવાને બદલે 'અસલ અંગ્રેજી ભાષામાં' તેનો અભ્યાસ કરવો એ વધારે સારુ છે, પરંતુ એ વિચાર ભૂલભરેલો છે. ખરું જોતા તો જો કે હાલમાં વપરાતો ગુજરાતી તરજુમો ભાષાની દૃષ્ટિએ પૂરેપૂરો સંતોષકારક લાગતો નથી, તો પણ ગ્રીક અને હીબ્રુ જે બાઈબલની મૂળ ભાષાઓ છે તેની સાથે સરખાવતાં ગુજરાતી ભાષાંતર અધિકારયુક્ત તરજુમા (A. V.) કરતાં વધારે સારું ભાષાંતર છે. અધિકારયુક્ત તરજુમા (A. V.) પ્રમાણેનુ આ 'પ્રવચન' અલબત્ત અંગ્રેજી સાહિત્યની એક પ્રખ્યાત કૃતિ છે જ. પરંતુ આપણે તો તેથી આગળ વધીને દૃષ્ટિ કરવી જોઇએ; તે ખરેખર શું છે એ જ આપણે જોવાનું છે—એટલે કે તે પ્રભુ ઇસુએ આપેલા શિક્ષણનો સાર અને જે 'ઈશ્વરી રાજ્ય' ((Kingdom of God)નો આરંભ કરવા તથા તેને દર્શાવવા પ્રભુ ઈસુ આવ્યા હતા તે રાજ્યમાં માનવજીવન કેવુ હોવું જોઇએ તેનુ વર્ણન.

### પશ્ચાદ્ભૂમિકા

'ગિરિ-પ્રવચન'ને નામે ઓળખાતો વિભાગ 'માત્થીની સુવાર્તા' જે આશરે ઈ. સ. ૮૦માં લખવામાં આવી હતી તેના પાંચ, છ અને સાત અધ્યાયમાં આવે છે. લેખકે એ સુવાર્તા શા કારણથી લખી હતી? તેનુ કારણ એ હતું કે તેના સાથી યહૂદીજનો લાંબા કાળથી એક રાજાના ('મસીહ'ના) આતુરતાથી રાહ જોઈ રહ્યા હતા અને ઈસુ તે જ એ 'મસીહ' છે તેની ખાતરી તેમને કરી આપવા માગતો હતો. અને આથી યહૂદી નિયમશાસ્ત્ર અને ઈસુના શિક્ષણનો તે વારંવાર મુકાબલો કરે છે, અને 'સ્વર્ગનું રાજ્ય' એટલે જે નવો દિવ્ય સમાજ સ્થાપવા ઈસુ આવ્યા હતા તે વિષે તે વારંવાર વાત કરે છે. આ આખું પ્રવચન એક જ પ્રસંગે કરવામાં આવ્યું હતું એવું આપણે માની લેવાની કશી જરૂર નથી. એ તો જુદાજુદા પ્રસંગે સાંભળવામાં આવેલાં અને વારંવાર ઉચ્ચારાયેલાં તેમજ સાંભળનાર માણસોનાં મનો ઉપર તે કદી ભુંસાઈ જાય નહિ તેવી રીતે કોતરાઈ ગએલાં એવાં વચનોનો સંગ્રહ છે.

જે પ્રસંગે પ્રવચન ઉચ્ચારાયેલું હતું તે પ્રસંગ ખરેખર વિશિષ્ટ પ્રકારનો છે. પ્રભુ ઈસુ પોતાના નાના શિષ્યમંડળને ગિરિ પર લઈ જાય છે, અને પૅલેસ્ટાઈન તેમજ ભારતના ગુરુઓના રિવાજ પ્રમાણે તે ત્યાં બેસે છે અને પોતાના શિષ્યોના સ્મરણમાંથી કદી લોપ ન થાય એવી રીતે તેમને શિક્ષણ આપવાનું શરૂ કરે છે. પ્રવચનની શૈલી 'કાવ્ય-સ્વરૂપની' છે, અને શ્રી વિઠ્ઠલદાસ પુરુષોત્તમ દેસાઈએ તેનો જે ગુજરાતી તરજુમો અતિ આકર્ષક કડીઓમાં કર્યો છે તેવા કાવ્યસ્વરૂપમાં સદરહુ પ્રવચન ખરેખરી રીતે છપાવું જોઈએ.* અંગ્રેજી તથા ગુજરાતી કવિતા અંગે જે નિયમો છે તે કરતાં હીબ્રુ ભાષાના કાવ્યના નિયમો જુદા જ છે, અને તેનું જે એક અતિ વિશેષ લક્ષણ છે તે 'સમાંતરપણું' (Parallelism) હતું, મતલબ કે એ ને એ જ વિચાર જુદા જુદા શબ્દોમાં પ્રદર્શિત કરવામાં આવતો હતો:

દા. ત., (અ) જે પવિત્ર છે તે કુતરાઓની આગળ ન નાખો.
(બ) ને તમારાં મોતી ભૂંડોની આગળ ન ફેંકો.

વળી, તેની શૈલી આબેહૂબ 'ચિત્રાત્મક' પણ અને લગભગ પ્રત્યેક મુદ્દો સ્પષ્ટ ચિત્ર દ્વારા રજૂ કરવામાં આવેલો છે; 'પહાડ પર વસાવેલું નગર સંતાઈ રહી શકતું નથી;' 'દીવો કરીને તેને માપ તળે મૂકો નહિ.'

*ગિરિ-પ્રવચન.. અનુવાદક: વિઠ્ઠલદાસ પુરુષોત્તમ દેસાઈ પારેખ કુંજ, બજાજ રોડ, વીલેપારલે, મુંબઈ-૫૬.

સાધારણ રીતે અંગ્રેજી ભાષામાં નૈતિક શિક્ષણ ભાવ-દર્શક (abstract) વાક્યોના રૂપમાં આપવામાં આવે છે:–'Let your charity be unostentatious.' પરંતુ પ્રભુ ઈસુએ આપેલું શિક્ષણ વધુ સ્પષ્ટ અને વધુ યાદ રહી જાય તેવું છે: 'જ્યારે તું દાનધર્મ કરે, ત્યારે તું પોતાની આગળ રણશિંગું ન વગાડ.' એમ અહીં આપણને ઊંચામાં ઊંચા પ્રકારનું શિક્ષણ સાદી, આકર્ષક, સ્પષ્ટ અને સહેલાઈથી યાદ રહે એવી ભાષામાં આપવામાં આવેલું છે.

### પ્રવચનના પ્રગટ કરનાર

પ્રવચન પ્રગટ કરનાર એ ઈસુ કોણ છે? તેનો અર્થ સમજવા સારુ આપણે તેના વિષે કંઈક જાણવું જોઈએ. નાના નગર બૅથલેહેમમાં તેનો જન્મ દરિદ્રાવસ્થામાં થયો હતો. પછી નાઝરેથ નામના બીજા એક નાનકડા ગામમાં ઉછરીને મોટા થયા અને ત્યાં જ પોતાની માતા મરિયમના પતિ યુસફની દુકાનમાં રહીને સુથારનું કામ કરતા રહ્યા. યહૂદી લોકોના સંપ્રદાયોમાં તરબોળ થયેલા એવા તેઓ યહૂદી હતા. અને વળી યહૂદીઓના ઉચ્ચ નૈતિક નિયમો, ગીતશાસ્ત્ર (Psalms)માં દર્શાવેલો અજાયબ ભક્તિમાર્ગ, આમોસ તથા યશાયાહ જેવા મહાન પ્રબોધકોના શિક્ષણમાં દર્શાવેલ સામાજિક ન્યાય, એ બધાથી તેઓ વાકેફ હતા. રોમની હકૂમત, આ પરદેશી સત્તાની ધૂંસરી હેઠળ પોતાના લોકો જે દુઃખો વેઠી રહ્યા હતા એ તેમણે જોયું હતું. અને તે પછી એકાએક લગભગ ત્રીસ વર્ષની વયે તેઓ ગુરુ બન્યા અને દેશમાં બધે ફરીને તેમણે ઉપદેશ કરવાનું કાર્ય શરૂ કર્યું. ઈશ્વરે તેમને ખાસ કાર્ય માટે તેડું આપેલું છે એવું તેમને ભાન થયેલું હોવાથી તેઓ એક દિવસે ગાલીલ નામના પ્રાંતમાં આવ્યા અને પોતાનો પ્રથમ સંદેશો આપતાં કહ્યું: 'સમય પૂરો થયો છે અને ઇશ્વરનું રાજ્ય પાસે આવ્યું છે. પસ્તાવો કરો અને સુવાર્તા પર વિશ્વાસ કરો.' તેઓ બાર શિષ્યોને પણ બોલાવે છે અને લાગલાગટ ત્રણ વર્ષ સુધી તે ઉપદેશ કરવાની ધર્મસેવા (Ministry)ચાલુ રાખે છે. એ જ સમય દરમિયાન તેમણે ગિરિ-પ્રવચન કર્યું હતું.

### આ પ્રવચન શું છે?

'ઈશ્વરના રાજ્ય' વિષે બોધ કરતાં ઈસુએ પોતાની ધર્મ-સેવાનો આરંભ કર્યો અને ક્રમે-ક્રમે તેમના શિષ્યોને એ ખાતરી થાય છે કે સંદરહુ રાજ્યના એ પોતે જ રાજા છે. તેઓ તો 'મસીહ' કે 'ખ્રિસ્ત' (એક હીબ્રુ ભાષાનું અને બીજું ગ્રીક ભાષાનું એવાં આ બન્ને નામનો એક જ અર્થ 'અભિષિક્ત' થાય છે) છે. તેમને હવે ખબર પડતી જાય છે કે જે જે સ્થળે ઈસુ છે, જ્યાં કહીં તેઓ પોતાની આસપાસ પોતાના અનુયાયીઓને એકત્ર કરે છે, ત્યાં આ 'રાજ્ય' જોવા મળે છે, પછી ભલે તે ગમે તેટલા અપૂર્ણ અને નજીવા સ્વરૂપમાં લાગતું હોય. અને આથી ઈસુ અત્રે અમુક સર્વમાન્ય નૈતિક સિદ્ધાંતોના સમૂહની માત્ર રજૂઆત કરે છે એવી કોઈ વાત નથી. બલ્કે તેઓ પોતાના શિષ્યોને આ પ્રમાણે કહે છે–"તમે મારા અનુયાયીઓ છો. આ નવું રાજ્ય જે 'ઈશ્વરનું રાજ્ય' છે તે પ્રમાણે જો તમે તમારું જીવન જીવવાની ઈચ્છા રાખો છો તો જે પ્રકારનું જીવન તમારે જીવવું જોઇએ તે અહીં આપેલું છે." આથી આપણે (ડૉ. એ. એમ. હન્ટરના કહ્યા પ્રમાણે)* આ પ્રવચનને 'દેવના રાજ્યમાં જીવન જીવવા માટેની યોજના' એવું નામ આપી શકીએ.

### ઈશ્વરનું રાજ્ય

પ્રભુ ઈસુ જ્યારે 'ઇશ્વરનું રાજ્ય' વિષે બોલે છે ત્યારે તેઓ કોઈ અનિશ્ચિત-કાલ્પનિક સ્થળનો (Utopia)નો નિર્દેશ કરતા નથી. યહૂદીઓ પરદેશી અમલ હેઠળ રહેતા હતા. રાષ્ટ્રીય ક્રાંતિમાં તેઓ રોકાયેલા રહેતા હતા અને આઝાદી માટે અતિ આતુરતાથી ઈચ્છા રાખી રહ્યા હતા. અને તો પણ ઈસુ જેઓનો તેઓ રાજા તરીકે સ્વીકાર કરવા તૈયાર નહોતા તેમણે તો બળજબરીના માર્ગનો સદંતર ત્યાગ કર્યો અને તેને બદલે દુઃખ સહન કરે એવો પ્રેમપંથ પસંદ કર્યો. ગિરિ-પ્રવચનમાં પ્રભુ ઈસુ પોતાના અનુયાયીઓ સમક્ષ જે માર્ગ રજૂ કરે છે તે વાસ્તવિક અને ખરેખરો પ્રેમભરી અહિંસાનો છે.

ઈસુ એ જ 'ખ્રિસ્ત'–નવા રાજ્યના અભિષિક્ત રાજન્ છે. જ્યાં જ્યાં તેઓ હાજર થાય છે ત્યાં ત્યાં રાજ્યની રૂપરેખા અને તેનું જીવન પ્રેમમાં, સાથપણું આપવામાં

*A. M. Hunter: Design for Life in the Kingdom of God.' (London. S. C. M. Press).

અને આત્મસમર્પણમાં દૃષ્ટિગોચર થાય છે. તેઓ કહે છે–'ઈશ્વરનું રાજ્ય આવી ગયું છે' અને છતાં તે સંપૂર્ણપણે આવી ગયું નથી અને આથી 'તમારું રાજ્ય આવો' એવી ઈશ્વર પ્રત્યે પ્રાર્થના કરવાનું તેઓ પોતાના શિષ્યોને જણાવે છે. પરંતુ ઈસુ ખ્રિસ્ત માણસો પાસેથી જે પ્રકારનું જીવન માગે છે તે પ્રકારના જીવનની યોજના, તેનો નમૂનો અને તેનો નકશો (blueprint) આપણને અહીં આ પ્રવચનમાં મળે છે. કદાપિ તેમાં દર્શાવેલો આદર્શ આપણને અશક્ય લાગતો હોય અને તેમ છતાં એ રીતે જીવન જીવવાનું તેઓ આપણને આહ્વાન કરે છે અને જણાવે છે કે, 'આ રીતે જ તમારે તમારું જીવન જીવવું જોઈએ. મારા રાજ્યમાં કોઈ પણ પ્રકારની બાંધછોડ થઈ શકે નહિ, કેવળ સર્વોચ્ચ ધોરણ જ જોઇએ. હવે પૃથ્વી પર નવો જ સમાજ રચવાનો છે–અને એ સમાજ કેવો હોવો જોઇએ તેનું દર્શન અહીં આપવામાં આવેલું છે. મારા મિત્રો, તમારે એના જેવું જીવન જીવવાનું છે.'

## પ્રવચનમાંના કેટલાક મુખ્ય વિચારો *

### (૧)રાજ્યનો આદર્શ નાગરિક

આ પ્રવચનનો આરંભ 'ધન્યતાઓ'ની હારમાળાથી થાય છે. 'આત્મામાં જેઓ રાંક છે તેઓને ધન્ય છે; કેમ કે આકાશનું રાજ્ય તેઓનું છે;' 'જેઓ નમ્ર છે તેઓને ધન્ય છે;' 'દયાળુઓને ધન્ય છે;' 'સલાહ કરાવનારાઓને ધન્ય છે.' ઓગણીસ સદીના વપરાશ પછી આ વાક્યો ઘણાં પરિચિત બની ગયાં છે; પરંતુ મહાત્મા ગાંધીજીને જેમ માલૂમ પડ્યું તેમ તે ખરેખર ક્રાંતિકારક છે. અહીં આપણને ઇશ્વરના રાજ્યના આદર્શ નાગરિકનું વર્ણન પ્રાપ્ત થાય છે તે તો તે જમાનાના સંસારથી અલગ અને ઉચ્ચ પ્રકારના જ્ઞાન ધરાવવાનો દાવો કરનાર કોઈ ગ્રીક તત્ત્વવેત્તાના આદર્શથી ઘણુ જ નિરાળુ ચિત્ર છે. વળી કડક નિયમોનું રજેરજ પાલન કરનાર એક ધાર્મિક યહૂદીની ભક્તિથી પણ તે જુદુ પડે છે. અહીં આગળ 'પ્રેમ'ને કેન્દ્રસ્થાને મૂકવામાં આવેલો છે. એ પ્રેમ સામો થયા વગર રાજીખુશીથી દુઃખ સહન કરવા તત્પર છે, પરંતુ એ જ સાથે ન્યાય માટેની તે તીવ્ર ભૂખ અને તરસ પણ રાખે છે. અને જો આપણે આ પ્રમાણે એક ખુલ્લો પ્રશ્ન પૂછીએ કે 'જે માણસ આ બધા આદર્શોને અમલમાં મૂકી શકે છે એવો માણસ આપણને ક્યાં જોવા મળશે?' તો તેનો સ્પષ્ટ પ્રત્યુત્તર આ છે–ઈસુ ખ્રિસ્તમાં. તેઓએ ભોગ આપનાર પ્રેમ અને સેવાના આદર્શ સંબંધી શિક્ષણ આપ્યું એટલું જ નહિ પણ તેમણે જે જે કર્યું તે સર્વમાં તેમણે જીવી બતાવ્યું. આથી ગિરિ-પ્રવચન 'ધન્યતાઓ'થી શરૂ થાય છે જેમાં રાજ્યનો ખરો–સાચો નાગરિક કેવો હોવો જોઈએ તેનું ચિત્ર આપવામાં આવ્યું છે.

### (૨) રાજ્યનો વિસ્તાર થવાની રીત

તો પછી શું આ રાજ્ય જડ અસ્તિત્વના રૂપમાં છે? પ્રભુ ઈસુ તેનો જવાબ નકારમાં આપે છે. એ તો કંઈક એવું છે કે જે ફાલવું અને ફેલાવું જોઈએ, પરંતુ નહિ કે દુનિયાઈ સામ્રાજ્યોની સત્તા વિસ્તારવાની રીત પ્રમાણે. આ રાજ્યનો આદર્શ તો આપોઆપ ફેલાય છે. તે તો નિમકના જેવું છે જેને ખોરાકમાં મૂકવામાં આવે ત્યારે તે ધીરેધીરે બધે પ્રસરી જાય છે. વળી પહાડ પર વસાવેલું નગર જે સંતાઇ રહી શકતું નથી તેના જેવું પણ તે છે. વળી પ્રકાશ જે આસપાસના અંધકારમાં દેખાયા વિના રહી શકતો નથી તેનો ગુણ તેનામાં છે. પ્રભુ ઇસુ કહે છે–આટલું જરૂર યાદ રાખો કે 'તમે' પ્રકાશવાહકો છો અને તમારા પ્રકાશને છુપાવી રાખે એવી કોઇ પણ બાબતને સ્થાન આપો નહિ. તેના ઉપર માપને ઊંધું વાળો નહિ! વળી એ પણ યાદ રાખો કે લોકો 'તમને' સારા અને ધાર્મિક માણસ તરીકે ગણે એ કારણથી જ તમે તમારા પ્રકાશને પ્રકાશવા દેતા નથી, પરંતુ તમારી મારફતે તેઓ ખુદ ઈશ્વર તરફ આકર્ષાય અને તેમનાં જીવનમાં તેઓ તેને મહિમા આપે એ સારુ તમે એ કરો છો.

### (૩) કાર્યનાં મૂળ હૃદયમાં રહેલાં છે

પ્રભુ ઇસુના તમામ શ્રોતાજનો યહૂદી નિયમશાસ્ત્રથી પરિચિત હતા. અને પ્રભુ ઈસુ પોતાનું શિક્ષણ તેની સામે ધરે છે. અહીંયાં તેઓ તેમના શિક્ષણનો એક પાયારૂપ સિદ્ધાંત રજૂ કરે છે. ખૂન, વ્યભિચાર, દુશ્મનો

*પ્રવચનનું સંક્ષેપ પૃથક્કરણ આગળ પૃષ્ઠ ૮૦ પર આપવામાં આવ્યું છે (following A. M. Hunter) અને તે ઉપયોગી નીવડશે.

પરનો વેરભાવ એવાં એવાં કેવળ 'દુષ્કર્મો' જ પાપીષ્ઠ છે અને બીજું કાંઈ નહિ એવું માનવું ભૂલભરેલું છે. આપણાં કૃત્યોને કાબૂમાં રાખવા નિયમશાસ્ત્રના સામર્થ્ય ઉપર આધાર રાખવો એટલું જ પૂરતું નથી. પ્રત્યેક કૃત્યની પાછળ 'વિચાર' રહેલો છે. એ દુષ્ટ વિચાર કાર્યમાં ન પણું પરિણમે એ બનવાજોગ છે. તિરસ્કારનો વિચાર ખૂનમાં પરિણમે કે ન પણ પરિણમે; કામાંધ વિચાર વ્યભિચારમાં પરિણમે કે ન પણ પરિણમે; પરંતુ 'વિચાર' તો પાપી છે જ; અને આપણે જો ખરા સદાચારી થવા માગતા હોઈએ તો આપણાં જીવનો માંહેથી શુદ્ધ થવાં જોઇએ. આપણા તમામ સાથીજનો સાથે નિર્મળ પ્રેમમય સંગત હોય ત્યારે જ આ આંતરિક શુદ્ધતા આવી શકે. આપણાં હૃદયોમાં દ્વેષભાવના વિચારો હોય તો ધાર્મિક જીવન જીવવું તદ્દન અશક્ય છે. આપણાં સાથી મનુષ્યો સાથે જ્યારે પ્રેમ-ભર્યા અને સંગતમય સંબંધો હોય ત્યારે જ આપણે ઈશ્વરને પ્રસન્ન કરી શકીએ અને ત્યારે જ સત્યતાથી તેનું ભજન કરી શકાય. સંગત સંબંધો અને માફી વિષે પ્રવચનમાં અપૂર્વ કલમો નીચે પ્રમાણે મળે છે તેનો એ જ અર્થ થાય છે: "એ માટે જો તું તારું અર્પણ વેદી પાસે લાવે, ને ત્યાં તને યાદ આવે કે મારા ભાઈને મારી વિરુદ્ધ કંઈ છે, તો ત્યાં વેદી આગળ તારું અર્પણ મૂકીને જા, 'પહેલાં તારા ભાઈની સાથે સલાહ કર,' ને ત્યાર પછી આવીને તારું અર્પણ ચઢાવ" (માત્થી ૫: ૨૩, ૨૪).

જેમ દુષ્ટ કાર્યો તથા પાપોનાં મૂળ 'હૃદય'માં રહેલાં છે તેમ આપણા હૃદયમાં જો પ્રેમ રહેલો હોય તો જ આપણે સારું, આ ઈશ્વરના રાજ્યને શોભે એવું જીવન જીવી શકીએ છીએ. માફી અને પ્રેમના 'કાર્યકારક અર્થ' વિષેનું જે શિક્ષણ અહીં આપેલું છે, તે આ આખા વિભાગની પરાકાષ્ઠા તરીકે ગણી શકાય. યહૂદી નિયમ-શાસ્ત્ર અને નૈસર્ગિક નિયમ પ્રમાણે ઘણાખરા લોકો ચાલે છે તે આ પ્રમાણે કહે છે—"તમારા મિત્રો પર પ્રેમ કરો અને તમારા દુશ્મનોનો દ્વેષ કરો," પરંતુ પ્રભુ ઈસુ કહે છે: "તમારા વૈરીઓ પર પ્રીતિ કરો." તમારા પ્રેમની કોઈ મર્યાદા હોવી જોઇએ નહિ; પ્રત્યેક જણને, હા, જેઓ તમને હેરાન કરે છે અને તમારી સતાવણી કરે છે તેઓને પણ તે પહોંચવો જોઈએ. જો પ્રેમ આપણા જીવનના કેન્દ્રસ્થાને હોય તો એ પ્રેમ વડે જ આપણાં સર્વ કૃત્યો થશે. એ શું એક અવ્યવહારુ આદર્શ છે? પ્રભુ ઇસુના પોતાના જીવનમાં તો આપ-ણને તે કાર્ય કરતા જોવામાં આવે છે. જ્યારે તેમના દુશ્મનોએ તેમને અસહ્ય દુઃખ આપીને રોમીઓની ફાંસી આપવાની ઘાતકી રીત પ્રમાણે તેને વધસ્તંભે જડીને મારી નાખ્યા ત્યારે જેઓએ તેમને પીડા આપી હતી તેમને ઈશ્વર પિતા માફ કરે એવી તેમણે પ્રાર્થના કરી —"હે પિતા, તેઓને માફ કર; કેમ કે તેઓ જે કરે છે તે તેઓ જાણતા નથી." પ્રભુ ઈસુ જાણતા હતા કે આવો વાસ્તવિક, બેહદ પ્રેમ જગતનું પરિવર્તન કરી શકે, અને એ જ ઇશ્વરના રાજ્યનો જીવનના પાયારૂપ સિદ્ધાંત હોવા જોઈએ.

કદાચ આપણે એમ કહીએ કે 'આ એક સુંદર આદર્શ છે ખરો, પરંતુ મારાથી તો ત્યાં પહોંચાય તેમ નથી; મારે તો જરા ઊતરતા પ્રકારના સદાચારમાં જ સંતોષ માનવો રહ્યો.' પ્રભુ ઇસુ આગળ વધીને કહે છે—"એ માટે જેવા તમારા સ્વર્ગીય પિતા સંપૂર્ણ છે તેવા તમે 'સંપૂર્ણ' થશો." (માત્થી ૫ : ૪૮). સંપૂર્ણતા સિવાય આપણને સંતોષ થવો જોઈએ નહિ. અહીંયાં આપણને સ્પષ્ટ સાબિતિ મળે છે કે ગિરિ-પ્રવચન એ માત્ર સાધારણ નૈતિક નિયમસંગ્રહ જેવું નથી. જગત પરનું કોઈ પણ સામાન્ય માનવી તેનું કદીએ પૂરેપૂરી રીતે પાલન કરી શક્યું નથી, તેમ છતાં પ્રભુ ઈસુ આપણને સંપૂર્ણ થવાનું કહે છે. અને સંપૂર્ણતા કરતાં જે ઊતરતું હોય તેનાથી આપણને બિલકુલ સંતોષ થવો જોઈએ નહિ. એ તો દીવા જેવું સ્પષ્ટ છે કે અહીંયાં આપણને સાધારણ માનવી-સિદ્ધિઓના કાર્યક્ષેત્રની બહાર લઈ જવામા આવે છે, અને એમ કહેવામાં આવે છે કે ઇશ્વરના રાજ્યને શોભે એવું જીવન જીવવા માટે આપ-ણને બહારથી પરાક્રમના ખાસ દાનની આવશ્યક્તા છે.

### (૪) દાંભિકતાનું પાપ

જે 'દાંભિક' લોકો ધાર્મિક હોવાનો ડોળ કરતા હતા પરંતુ જેમનું વાસ્તવિક જીવન તો તેમના દાવાની સાથે સુસંગત ન હોય એવા લોકોને પ્રભુ ઈસુએ સખત રીતે વખોડી કાઢયા છે. જે સાચો ધર્મિષ્ઠ છે

તે પોતાનો દેખાવ કરતો નથી. જેઓ પોતાની તપશ્ચર્યાઓનો દેખાવ કરીને પોતા તરફ માણસોને આકર્ષવા પ્રયત્ન કરે છે એવાઓ પ્રભુ ઈસુને કંઈ કામના નથી. ખરો ધર્મ આપણા તપસ્વી જીવનની સિદ્ધિઓ પરથી નહિ પણ આપણા ચારિત્ર્ય પરથી દેખાઈ આવે છે; આપણી પ્રાર્થનાઓની લંબાઈ અને ધાર્મિક ક્રિયાકાંડો પરથી નહિ પણ આપણા જીવનોના પ્રકાર પરથી માલૂમ પડે છે. "એ માટે જ્યારે તું દાનધર્મ કરે ત્યારે તું પોતાની આગળ રણશિંગડું ન વગાડ...પણ તું જ્યારે દાનધર્મ કરે ત્યારે જે તારો જમણો હાથ કરે તે તારો ડાબો હાથ ન જાણે; તમારાં સુકૃત્યો ગુપ્તમા થાય.' અને વળી, 'જ્યારે તું ઉપવાસ કરે ત્યારે તારા માથા પર તેલ ચોપડ ને તારું મોં ધો, એ માટે કે માણસોને નહિ પણ તારા સ્વર્ગીય પિતાને તું ઉપવાસી દેખાય.' ફરી એક વાર આપણે જોઇએ છીએ કે 'આંતરિક જીવન' પર વિશેષ ભાર મૂકવામાં આવે છે. ઈસુને મન ધર્મ એ કદીયે બાહ્ય ધર્માચાર નહોતો. એ તો અંદરની, હૃદયની અને પશ્ચાત્તાપ, માફી, નમ્રતા તથા પ્રેમની બાબત છે. જે માણસનું હૃદય દેવ પરના તથા મનુષ્ય પ્રત્યેના પ્રેમથી ભરપૂર છે એ જ ખરો ભક્ત છે. તે ભલે દેખાવનુ દેહદમન કે તપશ્ચર્યા કરતો ન હોય; લોકોને દાનાર્પણની ટીપમા તેનુ નામ પણ જણાતું ન હોય અને ટોળાબંધ લોકો તેને મળવા કે તેનુ સાભળવા આવતા ન હોય; પરતુ તે ઈશ્વર પર પ્રેમ રાખે છે અને ગ્રામમાં તેનુ જીવન શિસ્તબદ્ધ છે; તે પોતાના પડોશીઓ પર પ્રેમ રાખીને તેમને સારુ દુઃખ વેઠવા તૈયાર રહે છે; ઝઘડાઓને પતાવવા તે અનહદ પરિશ્રમ લે છે; અયોગ્ય વિચારોથી તેનું હૃદય શુદ્ધ અને મુક્ત છે; તે પોતાના નાણા ઉદારતાથી આપે છે પણ તે શુ અને કેટલું આપે છે તે કદીયે કોઈને કહેતો નથી. સપૂર્ણતા એ જ ખરો આદર્શ છે એમ તે જાણે છે એટલે તેણે પ્રાપ્ત કરેલી ધાર્મિક સિદ્ધિઓમા તે કશુ પણ અભિમાન કરતો નથી. તેના જીવનના કેન્દ્રસ્થાને 'માફી' વસે છે. જેઓ તેની વિરુદ્ધ અપરાધ કરે છે તેમને તે માફી આપવા તત્પર રહે છે, કારણ કે તે પોતે પણ એમ સમજે છે કે ઇશ્વર તેમજ મારા સાથી મનુષ્યો તરફથી મળતી માફી પર મારું પોતાનું જીવન પણ આધાર રાખે છે.

**(૫) કેન્દ્રસ્થાને માફી**

આ તો ગિરિ-પ્રવચનમાં ઈસુએ આપેલા શિક્ષણની એક પાયારૂપ બાબત છે. માત્થી ૬:૯ થી ૧૩માં આપેલી 'પ્રભુની પ્રાર્થના' (The Lord's Prayer) જે પ્રાર્થનાનો સર્વોત્તમ નમૂનો છે તેના એક જ વાકચમાં આ પાયારૂપ બાબતનો સ્પષ્ટ રીતે સારાંશ આપવામાં આવે છે.—'જેમ અમે અમારા ઋણીઓને માફ કરીએ છીએ તેમ તું (સ્વર્ગીય પિતા) અમારાં ઋણ અમને માફ કર.' સારું જીવન જીવવાની આપણી શક્તિનો એકલો આધાર આપણે માફી પામવા તથા માફી આપવા તૈયાર છીએ કે કેમ તે પર રહેલો છે. કોઈ પણ માણસ સંપૂર્ણ જીવન જીવવા શક્તિશાળી નથી બલકે એનાથી ઘણે દૂર છે. આપણે ગમે તેટલાં સારાં હોઈએ તો પણ આપણે નિરંતર ઈશ્વરની વિરુદ્ધ તેમ જ આપણા સાથી મનુષ્યો વિરુદ્ધ કાયમ પાપ અને ગુના કરીએ છીએ. પ્રેમનો સંબંધ આપણે સતત તોડયા કરીએ છીએ. તેમ છતાં જ્યારે આપણો પ્રેમમય સંબંધ પુનઃસ્થાપિત થાય, આપણે ઈશ્વર તેમજ આપણા સાથીજનો સાથે શાંતિ અને સંગતમાં રહીએ ત્યારે જ આપણે સારું જીવન જીવવા શક્તિમાન થઈએ છીએ. આપણે ઈશ્વર પાસેથી આપણા પાપોની ક્ષમા યાચીએ એવુ પ્રભુ ઈસુનું શિક્ષણ છે. આપણા આધ્યાત્મિક જીવનની પ્રગતિનો આધાર શાના પર રહેલો છે? આધ્યાત્મિક જીવનમાં પ્રગતિ કરવાનો આધાર પૂરી નમ્રતા તથા પૂરા પશ્ચાત્તાપ સહિત ક્ષમા માટે તેની યાચના કરતા ઈશ્વર, આપણા પિતા, તરફ ફરવાની આપણી તત્પરતા પર રહેલો છે. અને એ પરથી આપણે એ પણ સમજી લેવાનું કે આપણી વિરુદ્ધ જેઓ અપરાધ કરે છે તેમને આપણે પણ માફી આપવાની જ રહી. જો હુ મારા ભાઈની વિરુદ્ધ અપરાધ કરું—અને દિન-પ્રતિદિન એમ કરવાનુ ચાલુ જ રાખું—તો જ્યાં સુધી હુ નીચે પ્રમાણે તેની સાથે વાત ન કરુ ત્યાં સુધી મારા મનને કદી પણ શાંતિ મળવાની નથી—'ભાઈ, મેં તારો ગુનો કર્યો છે અને મેં જે કંઈ કર્યું છે તે બદલ હું દિલગીર છું. મહેરબાની કરી મને માફ કર.' અને તે પણ જો એ જ પ્રકારની માગણી કરે

તો મારે પણ નિખાલસ દિલે તેને માફી આપવી જોઈએ. મારું સમસ્ત આધ્યાત્મિક જીવન, માફીના આ દ્વારો—મારી અને ઈશ્વરની વચ્ચે, મારી અને મારા પડોશીની વચ્ચે—ખુલ્લાં રાખવા પર અવલંબે છે. ગિરિ-પ્રવચનમાં આ શિક્ષણ પાયારૂપ છે. માફી અને સમાધાન આપણા રોજના અનુભવમાં વાસ્તવિક બની જાય ત્યારે જ આપણે આ 'સ્વર્ગીય રાજ્ય'નું જીવન જીવી શકીએ અને તેના ઉચ્ચ નૈતિક નિયમને પૂર્ણ કરી શકીએ.

### (૬) પ્રથમ સ્થાને શું હોવું જોઇએ?

આપણા જીવનોમાં કઈ કઈ બાબતોને પ્રથમ સ્થાન હોવું જોઈએ એ સંબંધી પ્રભુ ઈસુ ટૂંકા અને આકર્ષક ચિત્રો દ્વારા નિર્દેશ કરે છે. દુનિયાઈ દ્રવ્ય નહિ પણ 'આકાશમાંનું દ્રવ્ય' ભેગું કરવું જોઇએ. 'બે ધણી'ની એટલે ઈશ્વર અને ભૌતિક દ્રવ્યની સેવા કરવા યત્ન કરવો ન જોઈએ. બલકે આપણે નિર્મળ રહીને આપણાં ભૌતિક વાનાંની જરૂરિયાતોની ચિંતા કર્યા વિના ઈશ્વર પર પ્રેમ રાખવો જોઈએ. આપણી તમામ વિચારસરણી તથા યોજનામાં ઈશ્વરનાં, હા, તેમના રાજ્યનાં વાનાંઓને પ્રથમ સ્થાન આપવું જોઈએ. જો આપણે એ પ્રમાણે કરીએ તો પછી આપણી ભૌતિક જરૂરિયાતો સંબંધી ચિંતા કરવાની જરૂર રહેશે નહિ. 'તમે પહેલાં ઈશ્વરના રાજ્યને તથા તેના ન્યાયીપણાને શોધો.' માણસો એવું ઇચ્છે છે કે દુનિયા પર અમારું જીવન જીવવા સારુ અમને વ્યાવહારિક નિયમોની હારમાળા આપવી જોઈએ. પરંતુ પ્રભુ ઈસુ એ પ્રમાણે કરતા નથી. ના, તેઓ તો એમ જ કહે છે કે ઈશ્વરના રાજ્યને પ્રથમ સ્થાન આપો, તે રાજ્યના નાગરિક બનો અને નાગરિકો તરીકેનું જીવન જીવો અને પછી તમારી રોજની સામાન્ય બાબતો માટે ચિંતા કરવાની કંઈ જરૂર રહેશે નહિ.

### (૭) બીજાઓ પ્રત્યે આપણું વલણ

અન્ય લોકો સાથેના આપણા સંબંધોમાં પ્રેમ મુખ્ય સ્થાને હોવો જોઈએ તે આપણે જોઈ ગયા છીએ. બીજાઓની ટીકા કરવાને આપણે સહેલાઇથી પરીક્ષણમાં પડીએ છીએ, તો પણ સૌથી પ્રથમ આપણે પોતે પોતાની ટીકા કરીને આપણા જીવનો વ્યવસ્થિત—શિસ્તબદ્ધ બનાવવાં જોઈએ. પ્રભુ ઈસુ કહે છે—'તમે કોઇને દોષિત ન ઠરાવો, એ માટે કે તમને કોઈ દોષિત ન ઠરાવે.' અને ત્યાર પછી તેઓ એક યાદગાર દાખલો આપે છે. આપણે આપણા પડોશીને એમ કહીએ છીએ કે તારી આંખમાં તણખલું છે—અને આપણે આખો સમય જે એક બાબતને જોવામાં નિષ્ફળ નીવડીએ છીએ તે તો એ છે કે આપણી પોતાની જ આંખમાં મોટો ભારોટીયો છે, જે આપણને જોતાં અટકાવે છે, તેને જ આપણે નિહાળતા નથી. જે કડક ધોરણોથી આપણે બીજાંઓનો ન્યાય કરવા માગીએ છીએ તે પ્રકારનાં કડક ધોરણો આપણે પોતે પોતાને માટે વાપરવાં જોઈએ. પ્રભુ ઈસુ પોતાના આ શિક્ષણનો સારાંશ એક પ્રખ્યાત વાક્ય જે 'સોનેરી નિયમ' (The Golden Rule) તરીકે ઓળખાય છે તેમાં આપી દે છે—'માટે જે જે તમે ચાહો છો કે બીજા માણસ તમને કરે તે તે તમે પણ તેમને કરો.' (માત્થી ૭:૧૨). આ સોનેરી નિયમથી પણ આપણે એટલાં બધાં ટેવાઈ ગયેલાં છીએ કે તેનો ક્રાન્તિકારક અર્થ આપણે વિસરી જઈએ છીએ. પ્રભુ ઈસુના જમાના પહેલાં બીજા ગુરુઓએ આ વાક્યને ઊલટી રીતે દર્શાવેલું જોવામાં આવે છે—'જે બાબતો સહન કરવાનું તમને ગમતું નથી તેવું તમે કોઈને ન કરો'. પણ અહીં તો કંઈક જુદું છે, જે આપણને જડનીતિના નિયમના ક્ષેત્રમાંથી ખરેખરા 'પ્રેમ'ના ક્ષેત્રમાં લઈ જાય છે. જેમ આપણે પોતે પ્રેમ તથા આનંદ પામવા અને અનુભવવા ઇચ્છીએ છીએ તેમ આપણે અન્યને માટે તેવી પરિસ્થિતિ 'ઉપજાવવા' કોશિશ કરવી જોઇએ. આપણું નીતિમય જીવન ખરેખર પ્રેમ પર રચાયેલું હોવું જોઇએ; એવો પ્રેમ આપણે પોતાને માટે જે પ્રેમ, સલામતિ, આરોગ્ય તથા આનંદ ચાહીએ છીએ તે સર્વ માણસોને પમાડવાની સતત કોશિશ કરે છે. પ્રભુ ઈસુએ કહેલાં સૌથી વધુ પ્રખ્યાત વચનોમાંનું આ વચન કોઈ કોઈ વખતે ગિરિ-પ્રવચનના શૃંગ રૂપે ઓળખાય છે; પરંતુ આપણે એ યાદ રાખવું જોઇએ કે આ માત્ર કોઈ અનુકૂળતાવાળો નૈતિક નિયમ નથી, પણ ખરું કહીએ તો તે હચમચાવનારું અને સ્પષ્ટ ક્રાન્તિકારી એવું એક જીવન સૂત્ર છે.

## (૮) નવા જીવન માટે નવા માણસોની જરૂર છે

પ્રવચનના અંતભાગમાં આપેલા એક દૃષ્ટાંતમાં શુભ જીવનમાં ખરેખરા 'અભ્યતર ભાવ'ની આવશ્યક્તા પર ફરીથી ભાર મૂકાયેલો આપણે જોઈએ છીએ. 'તેઓના ફળથી તમે તેઓને ઓળખશો'......'હરેક સારું ઝાડ સારાં ફળ આપે છે અને ખરાબ ઝાડ નઠારાં ફળ આપે છે.' જે માણસોમાં 'ધરમૂળ'થી પરિવર્તન થયું છે તેવાઓની પ્રભુ ઈસુને જરૂર છે. આચરણના કેટલાક નવા નિયમોનું પાલન કરવામાં આવે એટલું જ પૂરતું નથી; આપણને નવા માણસો બનાવી શકે એવું કંઈક આપણા જીવનોમાં બનવું જોઈએ કે જેથી કરીને જેમ સારું ઝાડ સારાં ફળ ઉપજાવે છે તેમ આપણે કુદરતી રીતે જ સહેલાઈથી સારું જીવન જીવીએ. સોળમી સદીમાં યુરોપમાં થયેલી ધર્મ સુધારણાના અગ્રેસર માર્ટિન લ્યુથરે નીચે પ્રમાણે એક પ્રખ્યાત સૂત્ર આપ્યું છે–'સારાં કૃત્યો કરે તે સારો માણસ એમ નહિ પણ સારો માણસ સારાં જ કૃત્યો કરે છે' મતલબ કે 'મૂળ' સારુ હોય તે જરૂરનું છે.

છેલ્લામાં છેલ્લું 'ચિત્ર' જુદા જ શબ્દોમાં એના જ જેવું કંઈક જણાવે છે. એ તો બે ઘર વિષેની વાર્તા છે, એક ખડક પર બાંધવામાં આવેલું અને બીજું રેતી પર. જે ઘર રેતી પર બાંધવામાં આવ્યું હતું તે ચોમાસાના વાવાઝોડામાં તણાઈ જાય છે ને તેનો નાશ થાય છે, પણ જે ઘરનો પાયો ખડક પર નાખવામા આવેલો તે સ્થિર રહે છે. આપણા જીવનનો 'પાયો' એ જ મહત્ત્વની બાબત છે. તો આપણા જીવનોને સારુ કયો ખરો પાયો હોવો જોઇએ એ વિશે પ્રભુ ઈસુ કંઈ જણાવે છે? હા, પ્રભુ ઈસુ કહે છે કે 'જે કોઈ મારી આ વાતો સાંભળે છે ને પાળે છે તે પોતાનું ઘર ખડક પર બાંધે છે.' (માત્થી ૭:૨૪). એક વાત સ્પષ્ટ દેખાય છે કે આપણે માત્ર ગિરિ-પ્રવચનમાંનું શિક્ષણ સાભળીને તેનાં વખાણ કરીએ એટલું જ પ્રભુ ઈસુ માગે છે એમ નથી. પરંતુ તેને આપણા જીવનના પાયારૂપ બનાવીએ એવું તે ઇચ્છે છે. પ્રવચનના અંતભાગમાં ચેતવણીનો ગંભીર સૂર કાઢવામા આવેલો છે, અને તે આ પ્રવચનમાં સમાયેલા શિક્ષણની અવગણના કરનારની હાલત કેવી થશે તે દર્શાવે છે. એવો માણસ રેતી પર પોતાના જીવનરૂપી ઘર બાંધનારના જેવો છે. રેતી પર બાંધેલું ઘર 'તે પડી ગયું અને તેનો નાશ મોટો થયો.'

## આધુનિક યુગમાં ગિરિ-પ્રવચનનું પાલન

ગિરિ-પ્રવચનના શિક્ષણ અનુસાર કોઈ માણસ કેવી રીતે જીવન જીવી શકે? એ પ્રમાણે જીવન જીવવામાં કદીયે કોઈ માણસ સફળ થયું છે? ટૉલસ્ટૉયે પોતાના પાછલાં વર્ષોમાં પ્રવચનનું અક્ષરશઃ પાલન કરવાનો પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો. 'ભૂંડાની સામે ન થાવ' એટલે 'પોલીસને રદ કરો' એવું તેઓ સમજતા. આ એક ઉમદા અખતરો હતો અને આપણે જાણીએ છીએ તે પ્રમાણે તેની ભારે અસર ગાંધીજી પર થઈ હતી. એમ છતાં એ તો સ્પષ્ટ છે કે પ્રવચનમાં જે આદેશો છે તે પૂરેપૂરી રીતે પાલન કર્યાનો દાવો કોઈ કદી કરી શકયું નથી–હમેશાં પ્રેમ રાખવો, હમેશાં માફી બક્ષવી, હમેશાં સંપૂર્ણ રહેવું, એવા એવા નૈતિક નિયમ તરીકે જ જો આપણે પ્રવચનને નવા નીતિસંગ્રહ તરીકે ગણીએ તો તે જૂના નિયમશાસ્ત્રનું સ્થાન લે છે, અને તેના જેવું જ નિરાશાજનક અને નાઉમેદ કરનારું તે બને છે. આથી કેટલાક લોકો તેને નવા નિયમ તરીકે ગણતા નથી, પણ તે કરતાં તેને માત્ર એક 'આદર્શ' ગણે છે, એટલે કે શુભ જીવન કેવું હોવું જોઈએ તેના એક અદ્દભૂત પણ અશકય ચિત્રરૂપ ગણે છે. જો એમ હોય તો આપણે કેવળ દૂરથી તેનાં વખાણ કરીશું પરંતુ તે પ્રમાણે જીવવાનો કોઈ ગંભીર પ્રયત્ન કરીશું નહિ.

આ મુદ્દાનો જવાબ શોધવા માટે આપણે પ્રભુ ઈસુના જીવનના સંદર્ભમાં તેને નિહાળવું જોઈએ અને આવુ પ્રવચન આપવામાં તેનો શો હેતુ હતો તે શોધી કાઢવો જોઈએ. મહાન અગ્રેસરે આપેલું નૈતિક શિક્ષણ તેના જીવન અને કાર્યથી અળગું હોઈ શકે નહિ. બીજો એક દાખલો લઈએ. ગાધીજી ઉચ્ચ નૈતિક શિક્ષણનો મોટો વારસો મૂકીને ગયા છે. દા. ત., અનાસક્તિ યોગના સ્વરૂપમાં ગીતાજીનો જે ખુલાસો તેમણે કર્યો હતો તે. તો પણ ગાંધીજીએ જે જે કર્યું, ભારતને આઝાદી પમાડવાના કાર્યમાં જે જે ફાળો આપ્યો તેના સંદર્ભમાં

જ તેમનું નૈતિક શિક્ષણ શ્રેષ્ઠ રીતે સમજી શકાય છે. જે નૂતન ભારત સિદ્ધ કરવા તેમણે કોશિશ કરી હતી તેમાં લોકો પાસે કેવા પ્રકારનું જીવન તે માગતા હતા તે તેમનું એ નીતિશિક્ષણ દર્શાવે છે. પ્રભુ ઈસુના શિક્ષણ સંબંધી પણ એ જ સમજવાનું છે. શિક્ષણ જાતે તો સુંદર અને આકર્ષક છે. પરંતુ એ કરતાં વિશેષ અગત્યની બાબત તો એ છે કે નવો માણસ કેવો છે તે પ્રભુ ઈસુ તેમના પોતાના જીવનમાં પ્રદર્શિત કરે છે. આપણને પણ તેઓ નવા માણસ થવાનું તેડું આપે છે. અને એમ કરવાનું સાધન તેમજ પરાક્રમ તેઓ આપણને પમાડે છે. 'તમે આ પ્રમાણે કરો અને તમે ઈશ્વરના રાજ્યમાં પ્રવેશ પામશો' એવું પ્રભુ ઈસુ કહેતા નથી. તેઓ તો એમ કહે છે, 'ઈશ્વરના રાજ્યમાં જે પ્રકારનું જીવન હોવું જોઈએ તે આ પ્રવચનમાં દેખાડેલું છે. જો તમે ખરેખર નવા માણસ હો, તમારું જીવન ખરેખરી રીતે ધરમૂળથી પરિવર્તન પામ્યું હોય તો તમે આ પ્રકારનું જીવન જીવશો.'

શ્રી. પી. ચેંચીઆહ નામે એક પ્રખ્યાત હિંદી ખ્રિસ્તી ધર્મજ્ઞાનીએ આ બાબત ઘણી સ્પષ્ટ રીતે રજૂ કરી છે. સામાન્ય માણસ સારું જીવન જીવવાને નિષ્ફળ નીવડે છે. તેના પોતાનાં ધોરણો પ્રમાણે ચાલવામાં પણ તે સફળ થતો નથી, અને જ્યારે આ પ્રવચન તે વાંચે છે ત્યારે તો તેની નિષ્ફળતા કેટલી ગજબ છે તેનું ભાન તેને થયા વિના રહેતું નથી. કોઈ પણ મનુષ્ય કેવળ પોતાના પ્રયત્નો વડે આ ઉચ્ચ આદર્શ પ્રમાણે કદીએ ચાલી શકયો નથી, એમ છતાં પ્રભુ ઈસુ તો આ રીતે જીવે છે. તેઓ ખરેખર 'નવા માણસ' છે. આધ્યાત્મિક ઉત્ક્રાંતિમાં તેઓ ખરેખર એક નવી આગેકૂચ કરે છે. તેઓ 'નવી ઉત્પત્તિના આદિ પુરુષ' છે. તેમણે આ શિક્ષણ આપ્યું અને તેમણે પોતે જ સંપૂર્ણ રીતે તે જીવી બતાવ્યું છે. દૈવી રાજ્યનું જીવન તેઓ પ્રદર્શિત કરે છે. જે ખડક પર નિર્ભયપણે ઘર બાંધી શકાય તે તેઓ જ છે. અને માણસો આ નવી કક્ષાએ પહોંચે, 'નવા મનુષ્યો' થાય, એ માટે તેમને બોલાવવામાં આવે છે કે જેથી કરીને તેઓ આ નવા આદર્શ પ્રમાણે જીવી શકે, તેમનાં દૃશ્યો બદલાણ પામે અને ધરમૂળથી નવાં થાય. નૈતિક ઉત્ક્રાંતિમાં થનાર આ નવી આગેકૂચ કયારે શકય બને? ચેંચીઆહ એવો જવાબ આપે છે, કે જેને ખ્રિસ્તીઓ 'પવિત્ર આત્મા' કહે છે, એટલે જે દૈવી પરાક્રમ કેવળ પરમેશ્વર પાસેથી મળી આવે છે, તેનું દાન જ્યારે આપવામાં આવે ત્યારે જ આ 'નવું મનુષ્યત્વ' પ્રાપ્ત થશે. આ પ્રમાણે આ નવા પ્રકારનું જીવન 'પવિત્ર આત્માના યોગ' (The Yoga of the Holy Spirit') એ નામથી ઓળખી શકાય.

હું માનું છું કે ગિરિ-પ્રવચનનો ખરો ખુલાસો આ રીતે થાય છે. એ કોઈ નવો નિયમ નથી અથવા તો તે માત્ર એક અદ્ભૂત, સુંદર, પણ અશકય આદર્શ છે એમ પણ નથી. બલકે ઈશ્વરના રાજ્યના જીવનનું, નવા મનુષ્યોના જીવનનું તે પ્રતિપાદન છે. મનુષ્યનું બદલાણ થાય, તેમનું નવું સર્જન થાય અને આ રીતે તેઓ નવું જીવન જીવે તે માટે ઈશ્વર તમામ મનુષ્યને બોલાવે છે. જ્યારે પ્રેમ કેન્દ્રસ્થાને હોય છે, જ્યારે પ્રત્યેક કાર્ય તથા વિચારની પાછળ દોરવણી આપનાર તત્વ તરીકે પ્રેમ રહેલો હોય છે ત્યારે માણસનું જીવન કેવું હોય છે તે આ પ્રવચન દર્શાવે છે.

આજે દુનિયાને નવા માણસોની જરૂર છે અને એ નવા માણસો કેવા હોવા જોઇએ તે અત્રે દર્શાવ્યું છે. તેઓ કેવી રીતે નવા થઈ શકે તેનો નમૂનો અહીં જ આપેલો છે.

*

## THE SERMON ON THE MOUNT

### Outline

### "THE RULE OF LIFE IN THE KINGDOM OF GOD"

Note: The Sermon on the Mount is found in the New Testament, in St. Matthew's Gospel, chapters 5, 6 and 7.

| *Chapter & Verse* | *Subject* | |
|---|---|---|
| 5, 1-2 | The Setting of the Sermon. | |
| 5, 3-16 | *Section A : What is the True Life like?* | |
| 5, 3-12 | a. Its description – the "Beatitudes" | |
| 5, 13-16 | b. Its influence – like salt<br>– like light | |
| 5, 17-20 | *Section B : The Relation of the New Life to the Old Order* | |
| 5, 21-48 | *Section C : The New life in Action* | |
| | a. *In thought, word and deed* | |
| | 1. Teaching on Murder | 5, 21-26 |
| | 2. ,, ,, Adultery | 5, 26-30 |
| | 3. ,, ,, Divorce | 5, 31-32 |
| | 4. ,, ,, Oaths | 5, 33-37 |
| | 5. ,, ,, Retaliation | 5, 38-42 |
| | 6. ,, ,, Love | 5, 43-48 |
| 6, 1-18 | b. *In Worship* (freedom from hypocricy) | |
| | 1. In Almsgiving | 6, 2-4 |
| | 2. In Prayer | 6, 5-8 |
| | THE LORD'S PRAYER | 6, 9-13 |
| | 3. The Need for forgiveness | 6, 14-15 |
| | 4. Fasting | 6, 16-18 |
| 6, 19-34 | c. *In our Attitude to the World* | |
| | 1. Treasure in Heaven | 6, 19-21 |
| | 2. Light, the single eye | 6, 22-23 |
| | 3. Serving two Masters | 6, 24 |
| | 4. Anxiety | 6, 25-32 |
| | 5. Priorities – "Seek first" | 6, 33-34 |
| 7, 1-12 | d. *In our Treatment of Others* | |
| | 1. Judge not | 7, 1-5 |
| | 2. Pearls before swine | 7, 6 |
| | 3. Persistent Prayer | 7, 7-11 |
| | 4. THE GOLDEN RULE | 7, 15 |
| 7, 13-27 | *Section D : The Way of Life* (What we say and what we do) | |
| | 1. The Strait gate | 7, 13-14 |
| | 2. Wolves in Sheep's clothing | 7, 15 |
| | 3. Good fruits | 7, 16-20 |
| | 4. Doing God's Will | 7, 21-23 |
| | 5. The Two Houses | 7, 24-27 |
| 7, 28-29 | The Ending of the Sermon. | |

# અર્વાચીન ગુજરાતનું રાજકીય ઘડતર-૭

## નંદશંકર મહેતા (૧૮૩૫-૧૯૦૫)ના રાજકીય વિચારો

પ્રવીણચંદ્ર પારેખ

નંદશંકર મહેતાને કૌટુંબિક સંજોગોને કારણે નાની ઉંમરે વિદ્યાભ્યાસ છોડી શિક્ષક તરીકેની નોકરી સ્વીકારવી પડી હતી. નાની ઉંમરે અભ્યાસ છોડવો પડ્યો તો પણ તેમના વિદ્યાવ્યાસંગને પરિણામે તેમણે ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું, તેમજ ગુજરાતી અને અંગ્રેજી ઉભય ભાષા ઉપર સારું પ્રભુત્વ મેળવ્યું હતું. પાછળથી તેમણે શિક્ષકનો વ્યવસાય છોડી સરકારી વહીવટી નોકરી સ્વીકારી હતી. આગળ વધતાં સને ૧૮૮૦માં તેઓ કચ્છના દીવાન અને સને ૧૮૮૭-૯૦માં રેવાકાંઠાના પોલિટિકલ એજન્ટ બન્યા હતા. શિક્ષક તરીકે તે જેવા સફળ થયા હતા તેવા જ એક ઉચ્ચ સરકારી અધિકારી તરીકે તેમજ દીવાન અને પોલિટિકલ એજન્ટ તરીકે પણ તે સફળ થયા હતા.

સને ૧૮૫૭ના બળવા તરફનું તેમનું વલણ આપણે આ લેખમાળાના બીજા લેખમાં જોઈ ગયા છીએ. એમની માન્યતા અનુસાર એ બળવાએ ભારતની પ્રજાનું અનૈક્ય પૂરવાર કર્યું. ભારતની પ્રજાનાં અનૈક્યનાં અનેક વિરોધક તત્ત્વો ભારતીય સમાજમાં છે. એટલે વર્ષો સુધી ભારતની પ્રજામાં ઐક્ય અને સ્વદેશભાવના નહિ આવે એમ પણ તે માનતા. બળવાવિષયક તેમના વાર્તાલાપમાં આગળ ચાલતાં નંદશંકર કહે છે:'...હમારા મન ઉપર બળવાખોરોની શરૂની ફત્તેહ ને આખરની હારની સચોટ અસર થઈ. હિંદમાં ઐક્ય નથી તે સાબિત થયું. આ મોટા દેહપિંજરમાં એક સ્થાને હૃદય નથી કે જ્યાંથી બધે લોહી ફરી વળી અવયવો તાજાં રાખે. જ્યાં લગી મતમતાંતર છે, ભાષા ઐક્ય નથી, ધર્મનો વિરોધ જારી છે, જાતિ ભિન્નભાવ સતેજ છે, સામાન્ય અજ્ઞાનપણું છે ત્યાં લગી આ મુલક ઉપર ઐક્યસાધક ફિરસ્તો કદી પોતાની વિશાળ આંખ પાથરી ઊડશે નહિ, ભૂમિ ઉપર સ્વદેશભાવના સેવાશે નહિ.'[૧]

દેશી રાજ્યો અનેક રીતે સારાં અને ઉપયોગી છે તેમ નંદશંકર માનતા. દેશી રાજ્યોના અસ્તિત્વથી આપણી કાર્યકુશળતા સચવાઈ રહે. દેશી રાજ્યો ઓછા ખર્ચે ચલાવી શકાય. એમાં બ્રિટિશ અંકુશ નીચેના પ્રદેશ જેટલી અમલદારોની સોપાનપરંપરા રાખવાની જરૂર નહિ. દેશી રાજ્યો વધારે સહૃદય બની શકે એટલે કે લોકોનાં સુખદુઃખ વધારે સારી રીતે સમજી શકે અને લોકમતને પારખી શકે. પરંતુ, અંગ્રેજ અમલદારો પાસેથી શીખવાનું પણ ઘણું છે—ખાસ કરીને કર્તવ્યભાવના. 'સિફારસ દાબી નાંખવી, ગુણને આગળ પાડવો. ખુશામતને આગ લગાડવી ને સપક્ષ પ્રધાનપદું દૂર કરવું. આટલી વાત સધાઈ તો દેશી રાજ્ય જેવું સુખ ક્યાંય નથી.'[૨]

એ વખતના ભારતના અગ્રગણ્ય રાજકીય નેતા દાદાભાઈ નવરોજીના દેશી રાજ્યો વિષેના વિચારો પણ નંદશંકર મહેતાના વિચારો જેવા જ હતા. સને ૧૮૮૦ના ઑગસ્ટમાં તેમણે ભાવનગરના દીવાન ગૌરીશંકર ઓઝા પર લખેલા પત્રમાં તેમના વિચારો જોઈ શકાય છે. તેમાંથી એક પૅરેગ્રાફ વિનાયક મહેતાએ 'નંદશંકર જીવનચિત્ર'માં નીચે પ્રમાણે ઉતાર્યો છે: '...My view is and has been all along, as you are aware, that every Native State if administered carefully and honestly should share a far greater degree of prosperity than British Province can ever attain. Everything is in favour of the Native States."[૩]

સરકારી અધિકારપદેથી નિવૃત્ત થયા પછી નંદશંકર મહેતાએ જાહેરજીવનમાં પ્રવેશ કર્યો અને સુરત મ્યુનિસિપાલિટીના વાઈસ પ્રેસિડેન્ટ થયા. શહેરને નળવાટે સ્વચ્છ પાણી પૂરું પાડવાની યોજના એ સમયે કરવામાં આવી અને તે માટે ઘરવેરો નાખવાનું મ્યુનિસિપાલિટીએ નક્કી કર્યું. લોકોએ નવા વેરાનો વિરોધ કર્યો.

લોકોના વિરોધ તરફના નંદશંકર મહેતાના પ્રત્યાઘાતો અને આખા પ્રશ્ન વિષેના તેમના વિચારો 'વિનાયક' મહેતા નીચે પ્રમાણે રજૂ કરે છે:

'...લોકને આ પસંદ નહિ પડે તેટલા જ માટે આ યોજના આદરવી નહિ એ વાત એમને રુચિ નહિ. લોક-માન્યતા વેચાતી લેવી તેમને મંજૂર નહિ હતી. તુર્ગોનું દૃષ્ટાંત આપી પોતે કહેતા, ફ્રાંસમાં જેમ 'ફીઝી-ઓક્રેટ્સે' સામાન્ય ફાયદા માટે અનિયંત્રિત રાજકર્તાની નિમણૂક બાબત પક્ષપાત બતાવેલો, તેમ પોતાને પણ તે જ માર્ગ માન્ય હતો ...સામાન્ય વર્ગને તૃષ્ણા હોય છે, બુદ્ધિબળ હોતું નથી; આ મત પોતાનો દ્દઢિભૂત હતો એમ કહીએ તો ચાલે.'[૪]

શારીરિક શક્તિ શિથિલ થવા છતાં આખર સુધી મ્યુનિસિપાલિટીનું કાર્ય નંદશંકર ખૂબ અગત્યનું ગણતા અને કહેતા: "Self-giving rather than money-giving is the duty of man towards the city he lives in."[૫]

બેન્થમની 'થીઅરી ઑફ લેજિસ્લેશન'ની ચર્ચા કરતાં પોતાને કઈ રીતે તે અસ્વીકાર્ય છે તે નંદશંકરે સમજાવ્યું છે. બેન્થમ માનતો કે વ્યક્તિ અને સમષ્ટિનો સ્વાર્થ સાથે સધાવો જોઈએ એટલું જ નહિ પણ વાસ્તવમા એ સધાય પણ છે. પરંતુ નંદશંકરને એ સ્વીકાર્ય નથી, કારણ કે 'અમુક વ્યક્તિગણનો નફોતોટો નક્કી કરી શકાય છે. સમષ્ટિનો તો પરોક્ષ જ રહે છે. આપણે ન્યાય ભૂલવો નહિ કે સદાચરણ કરો છો તે સમષ્ટિના ભલા માટે નહિ પણ તેમ કરવાનો તમારો ધર્મ છે. તેમ કરવાથી સમાજને શાળાએ મળશે ને તમારું કલ્યાણ પણ થશે. પણ સમાજનું કલ્યાણ અને આત્મકલ્યાણ એ પારખવાં સહેલાં નથી.'[૬]

નંદશંકર પ્રજાસત્તાક રાજ્યને બદલે ઉદાત્ત રાજ્યના (Aristocracy) હિમાયતી હતા. પરંતુ પ્રજાસત્તાક રાજ્ય ગામડાના રાજતંત્ર માટે લાયક છે અને તેને પુનર્જીવિત કરવું જોઈએ તેમ તે માનતા; કારણ કે પંચાયતો દ્વારા નાના દાવાઓનો જલદી નિકાલ થઈ શકે, લોકોની સુખાકારી સાધી શકાય અને લોકો સમષ્ટિના હિતનો પણ વિચાર કરતા થાય.

સમાજસુધારો અને રાજસુધારો સાથે ચાલવો જોઈએ તેમ નંદશંકર માનતા. પરંતુ પોતે સરકારી અધિકારી હતા ત્યાં સુધી પ્રજકીય રાજકારણમાં ભાગ લેવાનું તેમને માટે અશક્ય હતું. નિવૃત્ત થયા પછી તેમણે કૉંગ્રેસ તરફ સહાનુભૂતિ ધરાવી હતી.

વ્યક્તિ તરીકે નંદશંકર ઉચ્ચ કર્તવ્યભાવના ધરાવતા અને પ્રજાસેવાના આદર્શો સેવતા ઉદાત્ત પુરુષ હતા અને તેમની રાજકીય વિચારસરણીમાં Liberal Aristocrat હતા. (ક્રમશઃ)

### સંદર્ભ-સૂચિ


૧ વિનાયક મહેતાકૃત 'નંદશંકર જીવન-ચિત્ર.' પૃ. ૧૦૪–૧૦૫.
૨ એજન પૃ. ૧૬૫
૩ „ પૃ. ૧૬૪
૪ „ પૃ. ૧૯૮–૧૯૯
૫ „ પૃ. ૧૯૯
૬ „ પૃ. ૨૪૭


*

"જ્ઞાનને પગ અને પાંખો બન્ને છે. પગ ધરતી પર ને પાંખો ગગનમાં. માણસ ધરતી પર ચાલે છે. એ ભૂખ તરસ ઊંઘ આરામનો કાયલ છે. સાથે સાથે ભેજાની પાંખે ગગનમાં થઈને રાતદિવસ એ મગજનાં ઉડ્ડયન કરે છે અને અનંત આકાશને ભેદીને ચંદ્ર સૂર્ય તારાઓની સૃષ્ટિને સર કરવા માગે છે. એનું મૂઠી જેવડું મગજ લાખ લાખ પ્રકાશવર્ષો જેટલે દૂર પડેલાં તારામંડળોને માપી લેવા અને પોતાની આણ છેઠળ આણી બાંધવા થનગને છે. એની આશા અભળખાને આરોવારો નથી."

[સ્વેન હેડિન કૃત 'એશિયાનાં ભ્રમણ અને સંશોધન']

સ્વામી આનંદ

*

# ઈમાઈલ દુરખેઈમનો સમાજશાસ્ત્રમાં ફાળો

શાંતિલાલ પરેલ

સામાજિક વિચારકોમાં કૉમ્ટ પછી દુરખેઈમનું નામ શુક્રના તારાની જેમ ઝળહળે છે. આ સંબંધમાં માર્ટિન ડેઈલ લખે છે: 'સમાજશાસ્ત્રના ઇતિહાસમાં દુરખેઈમનું સ્થાન અનોખું એ રીતે છે કે તેણે સમાજશાસ્ત્રને આધ્યાત્મિક તથા કલ્પનાના ક્ષેત્રમાંથી બહાર કાઢીને વૈજ્ઞાનિક પાયા પર મૂકવાનો પ્રયત્ન કર્યો. એથી જ પોતાના પુરોગામીઓ જેવા કે કૉમ્ટ, સ્પેન્સર, ટાર્ડ, હેનરીમૅન કરતાં તે ઘણું ઊંચું સ્થાન પ્રાપ્ત કરી લે છે.'*

આ મહાન સમાજશાસ્ત્રીનો જન્મ ઈ. સ. ૧૮૫૮માં ફ્રાન્સમાં આવેલા એપીનાલ (Epinal) નામના સ્થળે થયો હતો. પ્રાથમિક શિક્ષણ પૅરિસમાં, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ જર્મનીના સુવિખ્યાત બોર્ડિયક્સ વિશ્વ-વિદ્યાલયમાં (The University of Bordeaux) મેળવ્યું. અહીંથી જ તેમણે સમાજમનોવિજ્ઞાનના પ્રોફેસર તરીકેની કારકિર્દી શરૂ કરી. આ વિશ્વવિદ્યાલયમાં એ સમયના પ્રખ્યાત માનસશાસ્ત્રી આલફ્રેડ એસ્પીનાઝ સાથે એમને પરિચય થયો. તેમના પર એમના 'જૂથમન'ના સિદ્ધાંતની સારી અસર થઈ. પાછળથી તેમણે એ જ બાબતને સામૂહિક પ્રતિનિધિત્વ (Collective Representation)ના સિદ્ધાંત દ્વારા વિશદ રીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો. સને ૧૮૯૦માં સમાજશાસ્ત્રના પ્રોફેસર તરીકે પૅરિસ વિશ્વવિદ્યાલયમાં એમણે કામ કરવાનું શરૂ કર્યું. સને ૧૮૯૮માં લે'એનીઈ સોસ્યોલૉજિક (L'annee Sociologique) નામની એક પત્રિકા શરૂ કરી. આ સઘળા ગાળા દરમિયાન તેમણે The Division of Labour in Society–1893, The Elementary Forms of Religious Life–1895, The Rules of Sociological Method–1897, The Suicide,–1897, જેવા મહત્ત્વપૂર્ણ ને વિદ્વત્તાભર્યા ગ્રંથો લખ્યા. ઈ. સ. ૧૯૧૭માં તેમનું મૃત્યુ થયું. ત્યાર બાદ તેમની પત્નીએ બાકી રહેલાં લખાણોને ગ્રંથસ્થ કરી Education of Sociologic–1922, Sociologiet Philosophy–1924, L' education Morale–1925 વગેરે પ્રગટ કર્યાં.

એક સમાજશાસ્ત્રી તરીકેનું બિરુદ પોતે વિકસાવેલા કેટલાક ખ્યાલોને કારણે દુરખેઈમ પ્રાપ્ત કરે છે. એમના કેટલાક મહત્ત્વના સમાજશાસ્ત્રીય ખ્યાલોને (Sociological Concepts) સંક્ષેપમાં સમજવાનો પ્રયત્ન કરીએ.

**૧ સામાજિક હકીકતનો ખ્યાલ (The Concept of Social Fact)**

સામાજિક ઘટનાઓને સામાજિક હકીકત (Social Fact) માનીને અભ્યાસ કરવો જોઈએ એમ દુરખેઈમ કહે છે. સામાજિક હકીકત અંગેનો એનો ખ્યાલ સ્થિર (static) નથી. જુદા જુદા ચાર અર્થમાં એ શબ્દને એમણે વાપર્યો છે. (૧) એક એવી વસ્તુ (fact) કે જે કેટલાક ગુણો ધરાવે છે અને તેને જોઈ શકાય છે. (૨) એક એવી વસ્તુ કે જેને જોયા પછી જ જાણી શકાય છે. (૩) એક એવી વસ્તુ કે જે મનુષ્યથી પર છે. (૪) એક એવી વસ્તુ કે જેને બાહ્ય રીતે જ અનુભવી શકાય છે.

સામાજિક હકીકતને જોઈ ને જાણી શકાય છે તથા તે અમુક લક્ષણો ધરાવે છે એ બે અર્થમાં એમણે જે ઉપયોગ કર્યો છે તે વાસ્તવિક અને સાચો લાગે છે. પરંતુ ત્રીજા અને ચોથા અર્થમાં જે ઉપયોગ કર્યો છે તે બરાબર લાગતો નથી. સામાજિક હકીકતને મનુષ્ય સાથે સંબંધ નથી, તે માનવ આંતરક્રિયા અને આંતરસંબંધોની બહારની વસ્તુ છે એ ખ્યાલ સ્વીકારી શકાય તેમ નથી. હકીકતમાં તો સામાજિક હકીકત માનવ આંતરક્રિયા (inter action) અને આંતરસંબંધોનું (inter relations) જ પરિણામ છે. બાહ્ય રીતે જે સામાજિક ઘટનાને જોઈ શકાય તેને જ સામાજિક હકીકત કહી શકાય તે ખ્યાલ પણ અવૈજ્ઞાનિક લાગે છે. ઘણી એવી સામાજિક બાબતો હોય છે કે જેને બાહ્ય રીતે જોઈ શકાતી હોતી નથી. પણ પ્રયોગ-પદ્ધતિ દ્વારા તેનું સ્વરૂપ અને ગુણધર્મો જાણી શકાય છે. જો બાહ્ય રીતે

*Martin Dale; Sociological Theories. p. 25

જોઈ શકાય તેને જ સામાજિક હકીકત કહીએ તો સમાજજીવનની ઘણી મહત્ત્વની સામાજિક હકીકતોને ટાળવી પડે. સંક્ષેપમા, દુરખેઈમનો અભિપ્રાય એવો છે કે સમાજજીવનમાં બનતી તમામ પ્રકારની સામાજિક ઘટનાઓને એક વસ્તુ (ભૌતિક જગતમાં જેમ બીજી બધી વસ્તુઓનું અસ્તિત્વ હોય છે તેમ સામાજિક ઘટનાઓને પણ આગવું અસ્તિત્વ હોય છે) માની અભ્યાસ થવો જરૂરી છે. તો જ સમાજજીવન અંગેના ચોક્કસ અને વ્યવસ્થિત નિયમો (Laws) તારવી શકાય. એ રીતે સમાજશાસ્ત્રને કલ્પના અને અધ્યાત્મના ક્ષેત્રમાથી બહાર મૂકી એક શાસ્ત્ર તરીકેનું સ્વરૂપ આપવું જોઈએ.

સામાજિક હકીકતના ખ્યાલના સંદર્ભમાં બીજી પણ એક બે બાબતોનો ઉલ્લેખ કરી લેવો જરૂરી બની જાય છે. દુરખેઈમ સામાજિક હકીકતના બે લક્ષણો વર્ણવે છે: (૧) બાહ્યતા (exteriority) (૨) નિયંત્રિતતા (constraint).

સૌપ્રથમ પહેલા લક્ષણને સમજવાનો પ્રયત્ન કરીએ. સામાજિક હકીકત એ એક એવી બાબત છે કે જેનુ વ્યક્તિની બહાર સ્થાન આવેલું છે. મનુષ્યની આજુબાજુ આવેલી બીજી બધી વસ્તુઓ પોતાનુ સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે તેમ સામાજિક હકીકત એ પણ એ રીતે સ્વતંત્ર હયાતી પ્રાપ્ત કરે છે. એ તો બાહ્ય-વાતાવરણનો એક ભાગ છે. જૂથ, ધર્મ, નીતિ, કાયદો વગેરે બાબતો વ્યક્તિની બહારની વસ્તુ છે અને તેથી જ તે સામાજિક હકીકત બને છે. જૂથ એ વ્યક્તિની બહારની બાબત છે એ ખ્યાલ આધુનિક સમાજશાસ્ત્રીઓ સ્વીકારવા તૈયાર નહિ થાય. જૂથ એ વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના આંતરસંબંધો અને આંતરક્રિયાઓનું જ પરિણામ છે, પરતુ દુરખેઈમ એમ કહે છે કે બે ભાગ હાઇડ્રોજન અને એક ભાગ ઑક્સિજન એમ ભેગાં કરીને જે પાણી બને છે તેને હાઇડ્રોજન કે ઑક્સિજન કહેતા નથી. પાણીને પોતાની આગવી વિશિષ્ટતાઓ હોય છે. જે માત્ર ઑક્સિજન કે હાઈડ્રોજનમાં જોવા મળતી નથી. આંતરક્રિયા અને આંતરસંબંધોમાંથી જૂથ ઊભું થાય છે એ વાત સાચી, પરતુ તે ઉત્પન્ન થયા પછી જુદું જ અસ્તિત્વ ધરાવે છે, ને તે પણ વ્યક્તિઓથી બહાર, તદ્દન સ્વતંત્ર રીતે. બારનેસ આ ખ્યાલને સ્પષ્ટ કરવા Agelicism શબ્દ વાપરે છે. તે કહે છે કે દુરખેઈમને મન વ્યક્તિ ગૌણ છે, જૂથ જ સર્વસ્વ છે. જૂથ જ કર્તાહર્તા છે. વ્યક્તિ એની શક્તિ આગળ નિર્બળ બની રહે છે.

સામાજિક હકીકતનુ બીજું મહત્ત્વનુ લક્ષણ એ છે કે તે વ્યક્તિ પર નિયંત્રણ (constraint) મૂકે છે. જેમ વાતાવરણજન્ય અન્ય પરિબળો વ્યક્તિ પર અસર કરે છે તેવી રીતે સામાજિક હકીકત પણ એના પર પ્રભાવી અસર ઊભી કરે છે. દુરખેઈમે પોતે જ લખ્યું છે: 'વ્યક્તિ પોતાની સામે એક એવી મહાન સત્તાનો અનુભવ કરે છે જે એનાથી શ્રેષ્ઠ હોય છે. આમ તે સામાજિક હકીકતને સામાજિક નિયંત્રણ ઊભું કરનારી બાબત તરીકે જુએ છે. માત્ર પ્રભાવી કે નિયંત્રિત સ્વરૂપ અસર ઉપજાવે તેને જ સામાજિક હકીકત કહી શકાય નહિ. સામાજિક હકીકતનો તેણે બહુ સીમિત અર્થ કર્યો છે. સહકાર, સ્વતંત્રતા, સ્વૈચ્છીક ધર્મપરિવર્તન જેવી બાબતો જે નિયંત્રક અસર નથી ઊભી કરતી છતાં તેને સામાજિક હકીકત ન કહી શકાય; તેવો ખ્યાલ ઊભો કરી શકાય નહિ.

દુરખેઈમ કહે છે કે સામાજિક હકીકતને ઓળખી (identify) શકાય છે. તથા તેનો વ્યવસ્થિત અભ્યાસ (study) અને રજૂઆત (explain) કરી શકાય છે. સામાજિક હકીકતને ઓળખી કઈ રીતે શકાય તે બાબતને સમજવાનો આપણે પ્રયત્ન કર્યો. હવે તેનો અભ્યાસ કઈ રીતે થઈ શકે તે સમજી લઇએ. બોગાર્ડસે દુરખેઈમના સિદ્ધાંતોનું ખૂબ જ વૈજ્ઞાનિક ઢબે વિવેચન કર્યું છે. તે લખે છે કે દુરખેઈમના મતે સામાજિક હકીકતને જેવી છે (as they are) તે સ્વરૂપમા જ અભ્યાસ માટે આવકારવી જોઇએ. અભ્યાસીએ સામાજિક હકીકતના અભ્યાસ વખતે પોતાની લાગણીઓ, ખ્યાલો, પૂર્વગ્રહો તથા માન્યતાઓ ઉમેરવી નહીં જોઇએ. તે શું હોવી જોઇએ, શું હોઈ શકે (what they ought to be) એ રીતે અભ્યાસ કરવાની મનાઈ છે, પરંતુ તેનો નિરપેક્ષ રીતે જેવી છે તે સ્વરૂપમાં જ અભ્યાસ કરવો જોઇએ. આમ દુરખેઈમના મતે સામાજિક હકીકતના

અભ્યાસમાં વૈજ્ઞાનિક તટસ્થતા (scientific objectivity) જાળવવી જોઈએ. તો જ એવા પ્રકારના અભ્યાસનું સમાજશાસ્ત્રીય રીતે મહત્ત્વ છે.

સામાજિક હકીકતને સ્પષ્ટ (explain) કઈ રીતે કરી શકાય? એ બાબતમાં ડુરખેઇમ એમ જણાવે છે કે સામાજિક હકીકત એ કોઈ સરળ બાબત નથી. એને સ્પષ્ટ કરવા માટે બીજી સામાજિક ઘટનાઓની મદદ લેવી જોઇએ. કલ્પનાથી કે અન્ય બાબતોને ઉદાહરણરૂપે મૂકી સમજાવી શકાય નહિ. જૈવકીય કે ભૌગોલિક પરિબળો એને સમજાવવા અસમર્થ છે. ડુરખેઇમ પોતાના મોટા ભાગના લખાણોમાં આ બાબતને બહુ સારી રીતે વળગી રહ્યો છે. તેણે સામાજિક ઘટનાને સામાજિક ઘટનાથી જ સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. પરંતુ પોતાના શ્રમવિભાજન અંગેના ખ્યાલોની સ્પષ્ટતા કરતાં આ બાબતને તે ચૂકી ગયો છે. શ્રમવિભાજન એ એક સામાજિક ઘટના છે. શ્રમવિભાજન સામાજિક વિકાસ સાથે વધ્યું છે એના કારણમાં જનસંખ્યાને તે જવાબદાર લેખે છે. જનસંખ્યા એ એક જૈવકીય પરિબળ છે. આમ એક સામાજિક બાબતને તેણે જૈવકીય પરિબળથી સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો છે. સોરોકીન લખે છે: 'ડુરખેઇમની આ ત્રુટિ તરફ લક્ષ ન આપીએ તો તે સંપૂર્ણ અંશે સામાજિક ઘટનાને સામાજિક ઘટનાથી સમજાવી શકાય—તે ખ્યાલને પોતાના લખાણોમાં વળગી રહે છે.'

સામાજિક હકીકતના તે બે પ્રકાર પાડે છે. (૧) Normal Fact (૨) Pathological Fact. Normal Fact સમગ્ર સમાજજીવનમાં વ્યાપ્ત હોય છે તથા તે તેને ઘડે છે. જ્યારે Pathological Fact સમાજમાં વિગઠન (Disorganization) લાવે છે.

## ૨. જૂથ મનનો સિદ્ધાંત (The Concept of Collective Representation)

પ્રત્યેક સમાજમાં વિચારો, માન્યતાઓ અને ભાવનાઓની સામ્યતા તેમજ વિભિન્નતા દષ્ટિગોચર થાય છે. વિચારો, મૂલ્યો અને ભાવનાઓની સામ્યતા જે સામાજિક આંતરક્રિયાનું પરિણામ છે તેના તરફ બહુજન-સમુદાય એક પ્રકારનો આદરભાવ દાખવે છે. આ આદરભાવ જ 'સમાજ-મન'ની ભૂમિકા રચે છે એમ ડુરખેઇમ માને છે.

સમાજમન વ્યક્તિગત ખ્યાલો (individual representation) અને સામુદાયિક ખ્યાલો (collective representation)ના સંશ્લેષણનું પરિણામ છે. વ્યક્તિગત ખ્યાલોના આધાર તરીકે એ સંવેદના (sensation)નો ઉલ્લેખ કરે છે. એ સંવેદનાઓનો અંતિમ આધાર મગજના કોષો (cerebral cells)ની પરસ્પરની આંતરક્રિયા છે. જેમ વૈયક્તિક લાગણીઓ (individual sensation) એ મગજના કોષોની પરસ્પરની આંતરક્રિયાનું પરિણામ છે તેમ સામૂહિક લાગણીઓ (group sensation) એ વ્યક્તિઓની પરસ્પરની આંતરક્રિયાનું પરિણામ છે. આ સામૂહિક લાગણીઓના મિશ્રણમાંથી, સંયોજનમાંથી સમૂહમન (collective representation) ઊભું થાય છે. સંક્ષેપમાં, આ સામૂહિક મન એ અનેક વ્યક્તિઓના વિચારો, ભાવનાઓ, આવેગો અને લાગણીઓનું સંયોજન છે.

ડુરખેઇમના સામૂહિક અથવા જૂથમનના ખ્યાલની વિશિષ્ટતાઓનો સંક્ષેપમાં ઉલ્લેખ કરી લઇએ:

(૧) સમૂહમન એ વ્યક્તિની બહારની બાબત છે. વ્યક્તિને એની સહેજસાજ ઝાંખી જ થાય છે. વ્યક્તિ એના સમગ્ર સ્વરૂપને કે એના સર્વ પાસાને પામી શકતી નથી.

(૨) સામૂહિક મન (collective representation) અને વ્યક્તિગતમન (individual representation) એ બંનેમાં પ્રકારભેદ છે. જૂથની ભાવના અને વ્યક્તિની ભાવના વચ્ચે બહુ તફાવત છે. વ્યક્તિ જૂથમાં જે રીતે વિચારે છે તે રીતે એ એકલી હોય ત્યારે વિચારતી નથી. વ્યક્તિ અને જૂથની આકાંક્ષાઓમાં ઘણો બધો તફાવત હોય છે.

(૩) વ્યક્તિગત મન કરતાં સમૂહમન અનેક ઘણું મહાન છે. તે વધારે પવિત્ર અને કલ્યાણકર છે. સમૂહમન એ જ ઈશ્વર છે. એના આદેશ આગળ વ્યક્તિ નિર્બળ બની રહે છે.

(૪) સમૂહમન એ સમૂહમત (public opinion)

નથી. સમૂહમત એ જુદા જ પ્રકારનો ખ્યાલ છે.

(૫) સમૂહમનની વ્યક્તિઓ પર નિયંત્રણાત્મક અસર પડતી હોવાને કારણે સમાજમાં એકતા અને વ્યવસ્થા જળવાય છે. ડુરખેઈમ સ્પષ્ટ માને છે કે વ્યક્તિગત તથા સામાજિક ક્ષેત્રે સુસ્થિરતા સમૂહને આભારી છે.

ડુરખેઈમ સિવાય જૂથમનના સિદ્ધાંતને લેબોન, એસ્પીનાઝ, મૅકડૂગલ વગેરે વિદ્વાનોએ રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે. પરંતુ આ ખ્યાલને હવે સમાજમનોવિજ્ઞાન તથા સમાજશાસ્ત્રના અભ્યાસક્ષેત્રમાં નકારો દેવામાં આવ્યો છે. એની અવૈજ્ઞાનિકતા ખૂબ જ સ્પષ્ટતાથી છતી કરવામાં આવી છે. ગિન્સબર્ગ પોતાના સાયકોલૉજી ઑફ સોસાયટી નામના પુસ્તકમાં એમ દલીલ કરે છે કે જૂથમનના પુરસ્કર્તાઓએ Mental Content અને Mental Process વચ્ચે ભેદ કર્યો નથી. Mental Process એ વ્યક્તિગત બાબત છે, જ્યારે Mental Content એ સામૂહિક બાબત છે. પરંતુ આ Contentની સામૂહિકતા દેખાય છે તે દર્શાવવા માટે સમૂહમન જેવો ખ્યાલ ઊભો કરવાની જરૂરિયાત રહેતી નથી. વ્યક્તિ જૂથમાં એક સરખું વર્તન દાખવે છે તે પાછળ જૂથ પરિસ્થિતિ, જૂથ મૂલ્યો વગેરે બાબતો મહત્ત્વનો ભાગ ભજવે છે. ટાર્ડ એમ કહે છે કે ડુરખેઈમે જૂથ પર વધારે ભાર મૂક્યો છે તે બરાબર નથી. એક કૉલેજમાંથી વિદ્યાર્થીઓ અને અધ્યાપકોને લઈ લો. પાછળ નામ સિવાય બીજું કશું જ રહેશે નહિ.

## ૨. સામાજિક શ્રમવિભાજનનો ખ્યાલ
## (The concept of social division of labour)

ડુરખેઈમે પોતાના પુસ્તક 'સામાજિક શ્રમવિભાજનનો સિદ્ધાંત'ના બીજા ભાગમાં આ બાબત ખૂબ જ વિગતવાર ચર્ચી છે. શ્રમવિભાજન, ડુરખેઈમના મત પ્રમાણે, આધુનિક જટિલ સમાજનું જ લક્ષણ નથી. પરંતુ આદિ સમાજમાં પણ તેનું અસ્તિત્વ હતું. એ સમયમાં શ્રમવિભાજન સ્ત્રી-પુરુષના ભેદ પર આધારિત હતું. અર્થવ્યવસ્થા ખૂબ જ સરળ હતી, એટલે જટિલ પ્રકારનું શ્રમવિભાજન ઊભું થઈ શક્યું નહોતું. પુરુષ શિકાર કરવા, ફળ એકઠાં કરવા જંગલમાં જતો. સ્ત્રી ઘેર રહી ગૃહકાર્ય કરતી, બાળકોની સંભાળ રાખતી. પણ જેમ જેમ સમાજ જટિલ બનતો ગયો, લોકોની જરૂરિયાતો વધતી ગઈ, બજારો વધ્યાં તેમ તેમ ઉત્પાદનકાર્યની પ્રવૃત્તિમાં વિશિષ્ટ પ્રકારનું શ્રમવિભાજન આવશ્યક થઈ પડ્યુ. આ સંદર્ભમા ડુરખેઈમ લખે છે તે પ્રમાણે શ્રમવિભાજનનો સીધો સંબંધ વસતિ સાથે છે. આદિ સમાજમાં વસતિ ઓછી હતી એના કારણે વ્યક્તિઓની લગભગ બધી જ જરૂરિયાતો સહેલાઈથી સંતોષાઈ રહેતી હતી. પરંતુ આધુનિક જટિલ સમાજમાં જનસંખ્યાનું પ્રમાણ ખૂબ જ વધવાને કારણે, એની જરૂરિયાતોના સંતોષ અર્થે શ્રમવિભાજન અનિવાર્ય થઈ પડ્યું.

ડુરખેઈમના શ્રમવિભાજનના ખ્યાલને સોરોકીને સંક્ષેપમાં નીચે મુજબ સમજાવવાનો પ્રયત્ન કર્યો છે:

(૧) શ્રમવિભાજનને કારણે સમાજમાં ભિન્નતાનું પ્રમાણ વધ્યું. જુદા જુદા ધંધા કરનાર અનેક જૂથો અસ્તિત્વમા આવ્યાં. આધુનિક સમાજમાં વિવિધતા આણવામાં આ બાબતે ઘણો મહત્ત્વનો ફાળો ભજવ્યો.

(૨) શ્રમવિભાજન સામાજિક ભિન્નતા જ ઊભી નથી કરતું, સામાજિક એકતા (social unity) પણ ઊભી કરે છે. શ્રમવિભાજનની પ્રક્રિયા હેઠળ એક વ્યક્તિ એક જ વસ્તુનું ઉત્પાદન કરે છે. તેને પોતાની બીજી ઘણી બધી જરૂરિયાતોની પૂર્તિ માટે બીજાઓ ઉપર આધાર રાખવો પડે છે. આવો ફરજિયાતપણે રાખવો પડતો આધાર (dependence) એક પ્રકારની સામાજિક એકતા ઊભી કરવામાં અગત્યનો ભાગ ભજવે છે.

(૩) સામાજિક પ્રગતિમા પણ શ્રમવિભાજન મહત્ત્વનો ભાગ ભજવે છે. ડુરખેઈમ એમ દલીલ કરે છે કે જનસંખ્યા જેમ જેમ વધતી ગઈ તેમ તેમ જીવનનિર્વાહનાં સાધનો અંગે ગંભીરતાપૂર્વક વિચાર કરવાની આવશ્યકતા ઊભી થઈ. આ બાબતે અનેક નવીન પ્રકારની શોધો કરવા લોકોને પ્રેર્યા. આવી શોધો થતી રહી. પરિણામે સામાજિક પ્રગતિ પણ થતી રહી.

(૪) શ્રમવિભાજનની પ્રક્રિયામાં દરેક વ્યક્તિએ અલગ અલગ કામ કરવાનું હોય છે. આ કારણે વ્યક્તિનું વ્યક્તિગત મહત્ત્વ વધ્યું, જેણે એક નવીન પ્રકારના વ્યક્તિવાદને જન્મ આપ્યો. સ્પેન્સર કહે છે કે વ્યક્તિ સુખ મેળવવા ઇચ્છે છે ને તેથી જ તે પોતાની મોટા ભાગની પ્રવૃત્તિઓ કરે છે. શ્રમવિભાજનની પ્રક્રિયામાં દરેક વ્યક્તિ જુદું જુદું કામ કરે છે તે પાછળ સુખ પ્રાપ્ત કરવાની વૃત્તિ કેન્દ્રસ્થાને રહેલી હોય છે. ઉપયોગીતાવાદી વિચારકો એમ દલીલ કરે છે કે શ્રમવિભાજનની પ્રક્રિયા માનવીને વધુ મૂડી અથવા ધનસંચય કરવામાં ખૂબ જ ઉપયોગી થઈ પડે છે, ને તેથી જ સમાજનાં ગરીબ અને અમીર એવા તીવ્ર ભેદો ઊભા થાય છે. દુરખેઈમ આ વિચારો સાથે સહમત નથી. અલબત્ત, શ્રમવિભાજનને કારણે વ્યક્તિવાદના વિકાસને વેગ મળે છે. પરંતુ તેનાં મૂળ સ્વાર્થવાદ (Egoism) અથવા સુખવાદ (Hedonism)માં હોતાં નથી. માનવ-વર્તન સમજવું એ સરળ બાબત નથી. વ્યક્તિની પ્રવૃત્તિ પાછળનાં પ્રેરકબળો તરીકે કોઈ એકએ બાબતોને મહત્ત્વની લેખી શકાય નહિ. વ્યક્તિ સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી જ હમેશાં કામ કરે છે તેવો દાવો કરી શકાય નહિ.

સંક્ષેપમાં, દુરખેઈમ શ્રમવિભાજનને આધુનિક સમાજ-વ્યવસ્થાનું એક મહત્ત્વનું લક્ષણ ગણે છે. સામાજિક પ્રગતિ, એકતા અને ભિન્નતા સર્જનાર પરિબળ તરીકે પણ તે તેને જુએ છે.

### ૪. સામાજિક એકતાનો સિદ્ધાંત:
### (Theory of Social Solidarity)

સામાજિક એકતા એ એક વાસ્તવિક હકીકત છે. તેનું સ્વરૂપ દરેક સમાજમાં જોવા મળે છે. પરંતુ દુરખેઈમને મન સામાજિક એકતા એ કોઈ સ્થાયી બાબત થીન .તે હમેશાં પરિવર્તનશીલ રહે છે. આદિ સમાજમાં યાંત્રિક એકતા (mechanical solidarity) અગ્રસ્થાને હતી. આધુનિક જટિલ સમાજમાં તેનું સ્થાન અવયવી એકતા (organic solidarity)એ લીધું છે. આદિ સમાજમાં લોકોની જરૂરિયાતો બહુ ઓછી હતી; વળી, જરૂરિયાતોમાં વિવિધતા પણ નહોતી. અર્થ-વ્યવસ્થા ખૂબ જ સરળ હતી. દુરખેઈમના શબ્દોમાં જ કહીએ તો લોકોની જરૂરિયાતો સમાન કક્ષાની હતી. વળી એ સમયે ધર્મ, જાદુ, લોકાચાર, લોકનીતિ, લોકમત વગેરેનું વર્ચસ્વ વ્યક્તિગત જીવન પર ખૂબ જ રહેતું. તેથી સમગ્ર જીવન યથાવત્, કોઈ યંત્રમાં એની સમગ્ર ક્રિયાઓ આપોઆપ થયા કરે તેમ, ચાલતું હતું. આવી રીતે એ સમયે જે સામાજિક એકતા પ્રવર્તમાન હતી તેને દુરખેઈમે યાંત્રિક એકતા કહી છે.

સમાજ એ સદૈવ પરિવર્તનશીલ પામતી ઘટના છે. જેમ જેમ જનસંખ્યા વધી, લોકોની જરૂરિયાતો વધી તેમ તેમ શ્રમવિભાજન અનિવાર્ય બની રહ્યું. શ્રમવિભાજનમાંથી વિશિષ્ટિકરણ (specialization) ઊભું થયું. વિશિષ્ટિકરણની પ્રક્રિયા હેઠળ વ્યક્તિને એક જ કામ કરવાનું રહેતું. આને કારણે વ્યક્તિગત ભિન્નતામાં ખૂબ જ વધારો થયો. પરંતુ એની સાથે એ પણ પરિસ્થિતિ ઊભી થાય છે કે જેમાં એકબીજાનો સહયોગ જરૂરી બની રહે છે. જોડા બનાવનાર એક માણસને પોતાની બીજી જરૂરિયાત માટે વણકર, કુંભાર, લુહાર પર આધાર રાખવો પડે છે. આવા અવલંબનને કારણે દરેક વ્યક્તિને બીજી વ્યક્તિ સાથે ચોક્કસ પ્રકારના સંબંધો વિકસાવવા પડે છે. એ પ્રક્રિયામાંથી જે એકત્વભાવનું દર્શન થાય છે તેને દુરખેઈમ અવયવી એકતા કહે છે. શરીરમાં જુદા જુદા ભાગો વચ્ચે શ્રમવિભાજન અને વિશિષ્ટિકરણ જોવા મળે છે. આંખ કેવળ જોવાનું કામ કરે છે, પગનું કામ કરતી નથી. પગ પોતાનું કામ કરે છે પણ પેટનું કામ કરતા નથી. આમ શરીરનાં જુદાં જુદાં અંગો જુદું જુદું કામ કરે છે તેમ છતાં તેમની વચ્ચે ચોક્કસ પ્રકારનો સંબંધ હોય છે. આ બધાં જ અંગો એકબીજા ઉપર ખૂબ જ આધારિત હોય છે. કોઈ એક અંગ બગડી જતાં બીજું અંગ સારી રીતે કામ નથી કરી શકતું. વિવિધ અંગો વચ્ચે ચોક્કસ પ્રકારના સંબંધો રહેલા છે એ બાબતને આ હકીકત સૂચિત કરે છે. આવાસંબંધોના ગુંફનમાંથી સમગ્ર શરીરમાં વ્યવસ્થા અને એકતા ઊભી થાય છે. એવી જ રીતે આધુનિક સમાજમાં શ્રમવિભાજન અને વિશિષ્ટિકરણને કારણે દરેક વ્યક્તિ અલગ અલગ કામ કરે છે. પરંતુ તેમનાં કાર્યો એકબીજા પર ખૂબ જ આધારિત છે. આ બાબત જ વિવિધ

વ્યક્તિઓ વચ્ચે અમુક પ્રકારના સંબંધો ઊભા કરી સામાજિક એકતા સર્જે છે. જેને દુરખેઈમ અવયવી એકતા તરીકે સંબોધે છે.

સામાજિક એકતાના સ્વરૂપ પ્રમાણે જુદા જ પ્રકારની કાનૂન વ્યવસ્થા તે સમાજમાં જોવા મળે છે એ બાબત તરફ દુરખેઈમે પોતાના પુસ્તક 'સામાજિક શ્રમવિભાજન'માં ખાસ ભાર મૂક્યો છે. તેના મતે આદિ સમાજમાં કે જ્યાં યાંત્રિક એકતા હતી, ત્યાં દમનકારી કાનૂન વ્યવસ્થા પ્રવર્તમાન હતી (repressive law). એવા પ્રકારની એકતાવાળા સમાજમાં સામૂહિક ઇચ્છા અથવા હિતને નુકસાન પહોંચાડનાર વ્યક્તિને સજા દ્વારા દાબી દેવામાં આવે છે. અહીં સજા પાછળનો હેતુ સમગ્ર સમાજને રક્ષવાનો છે. આધુનિક સમાજ અવયવી એકતા ધરાવતો હોઈ તેમા પ્રતિકારક કાનૂન (restitutive law)નું પ્રાધાન્ય જોવા મળે છે. આવા પ્રકારની વ્યવસ્થામાં સામાજિક ભિન્નતા વધુ હોવાને કારણે કોઈ પણ અસામાજિક પ્રવૃત્તિ માટે વ્યક્તિને જ જવાબદાર ગણવામાં આવે છે. તેથી સજા પાછળનો હેતુ અહીં વ્યક્તિને જે કાંઈ નુકસાન થયું હોય તે પાછું ભરપાઈ કરી દેવાનો હોય છે.

સામાજિક એકતા અંગેનો દુરખેઈમનો આ ખ્યાલ સાવ નવી બાબત નથી. પ્લેટો, ઍરિસ્ટોટલ, ઍડમ સ્મિથ વગેરે વિદ્વાનોએ તેને જુદી જુદી રીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. પરંતુ દુરખેઈમે આ બાબતને આંકડાઓ દ્વારા રજૂ કરી એને વૈજ્ઞાનિક સ્વરૂપ આપવાનો પ્રયત્ન કર્યો, એ દૃષ્ટિએ તેના આ ખ્યાલનું વિશેષ મહત્ત્વ છે.

## ૫. આત્મહત્યાનો સિદ્ધાંત (Theory of Suicide)

દુરખેઈમે 'The Suicide' નામનો ગ્રંથ લખ્યો છે. એમાં વ્યક્તિ આત્મહત્યા શા માટે કરે છે તે બાબત ખૂબ જ વિશદતાથી સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. વ્યક્તિ આત્મહત્યા કરે છે તે માટે જૂથ અથવા સમાજ જવાબદાર હોય છે. હા, ક્યારેક વ્યક્તિ પરીક્ષામાં અસફળતા, પ્રેમમાં નિરાશા, માનસિક અસમતુલા, વારસાગત રોગ વગેરે જેવાં વૈયક્તિક કારણોને લઈને આપઘાત કરવા વળે છે. આત્મહત્યાની ઘટના ખૂબ જ જટિલ છે. વૈયક્તિક કારણો એમાં ભાગ ભજવે છે. પરંતુ મુખ્યત્વે કરીને સામાજિક પરિબળો અથવા સમાજ વિશેષ જવાબદાર હોય છે. સમાજનો વ્યક્તિ પર બે પ્રકારનો પ્રભાવ જોવા મળે છે : (૧) નકારાત્મક પ્રભાવ (negative pressure) (૨) પ્રત્યક્ષ પ્રભાવ (positive pressure). એમાં મુખ્યત્વે કરીને નકારાત્મક પ્રભાવ (negative pressure) જ આત્મહત્યા માટે જવાબદાર કારણ બની રહે છે. સામાજિક પ્રાણી તરીકે વ્યક્તિને કેટલીક આર્થિક, સામાજિક, માનસિક જરૂરિયાતો હોય છે એના સંતોષ માટે તેને બીજા ઉપર આધાર રાખવો પડે છે. એ માટે બીજાનો સહકાર જરૂરી બની રહે છે. આવા સહકાર દ્વારા વ્યક્તિઓ પોતાની જરૂરિયાતો સંતોષતી રહેતી હોય છે, ત્યારે તેમના મનમા જીવન પ્રત્યે અનુરાગ પેદા નથી થતો. તેઓ સ્વાભાવિક રીતે જીવન જીવતા રહે છે. આ પ્રકારની સ્થિતિને દુરખેઇમ positive pressure કહે છે. પરંતુ વ્યક્તિ જ્યારે અન્ય વ્યક્તિઓની આંતરક્રિયા દરમિયાન જરૂરિયાતો સંતોષી શકતી નથી ત્યારે તેને એક પ્રકારની નિરાશા, એકલતા, અસફળતા, અસુખની ભાવનાનો અનુભવ થાય છે. તેવી વ્યક્તિ સમાજથી અથવા પોતાના સ્વકીયજૂથથી અલગ પડી જાય છે. 'જીવવા જેવું નથી, હવે મારું કોઈ નથી' એવો અનુભવ થવા માંડે છે. આવા પ્રકારની પરિસ્થિતિને દુરખેઇમ negative pressure કહે છે. જે બાબત અગર સ્થિતિ આત્મહત્યા માટે વિશેષ જવાબદાર બને છે.

આત્મહત્યા અંગેના દુરખેઇમના ખ્યાલને સમજવા માટે એણે તારવેલાં કેટલાંક વિધાનોને તપાસીએ: (૧) સ્ત્રીઓ કરતાં પુરુષોમાં આત્મહત્યાનો દર વધારે જોવા મળે છે. (૨) બાળકો કરતાં યુવાનો અને વૃદ્ધોમાં આત્મહત્યાના પ્રસંગો વધારે દેખાય છે. (૩) પરિણીત લોકો કે જેમને બાળકો હોય છે તેમની તુલનામાં બાળકો વગરના પરિણીત લોકોમાં આત્મહત્યાનો દર વધારે નજરે ચઢે છે. (૪) ઠંડી ઋતુ કરતાં ગરમ ઋતુમાં આત્મહત્યા વધારે થાય છે. (૫) અપરિણીત, છૂટાછેડા

લીધેલા, વિધવા, વિધુર વગેરે લોકોમાં પરિણીત લોકો કરતાં આપઘાત વધારે થતા જોવા મળે છે. (૬) આમ-જનતા કરતાં સૈનિક લોકોમાં વધારે આપઘાત થતા દેખાય છે. (૭) કૅથૉલિક કરતાં પ્રોટેસ્ટંટ લોકોમાં આત્મહત્યાનો દર વધારે હોય છે. (૮) ગામડાં કરતાં શહેરમાં આપઘાતના બનાવો વિશેષ બને છે.

ઉપલાં વિધાનોની ભૂમિકા સમજવા માટે એક-બે ઉદાહરણો લઈએ. ડુરખેઇમ એમ કહે છે કે વિવાહિત કરતાં અવિવાહિત સ્થિતિ ધરાવતાં જેવાં કે વિધુર, વિધવા, કુંવારા લોકોમાં આપઘાત વધારે થાય છે. એનું કારણ એ છે કે એવા લોકો પ્રેમ, સ્નેહ, વાત્સલ્ય પ્રાપ્ત કરી શકે તેવી સ્થિતિમાં હોતા નથી. તેઓ પોતે એકલા છે, એમનું કોઈ નથી, એવી સ્થિતિનો અનુભવ કરે છે. પરિણામે એવી વ્યક્તિ આપઘાત કરી બેસે તેવો સંભવ વધારે રહે છે. બીજી બાજુ પરિણીત લોકો સામાન્ય રીતે પોતાનાં બાળકો, અન્ય સગાંઓ સાથે સ્નેહ અથવા વાત્સલ્યના તાંતણે એવી રીતે બંધાઈ ગયાં હોય છે કે તેમને એમને છોડીને જવાનું મન જ થતું નથી. એટલે કે આવી સ્થિતિ અનુભવતા લોકો આપઘાત ઓછા કરે તેવું સંભવી શકે છે. કૅથૉલિક ધર્મ પાળતા લોકો કરતાં પ્રોટેસ્ટંટ ધર્મ પાળતા લોકોમાં આત્મહત્યાનો દર વધારે હોય છે એમ ડુરખેઇમ જણાવે છે. પ્રોટેસ્ટંટ ધર્મ એ વ્યક્તિપ્રધાન ધર્મ (individualistic religion) છે. તેથી તે વૈયક્તિક સ્વતંત્રતા વ્યક્તિઓને વધારે આપે છે. વ્યક્તિને સ્વતંત્ર રીતે પોતાનું વર્તન દાખવવાની છૂટ મળે છે ત્યારે તે હમેશાં ઉછૃંખલ રીતે નથી વર્તતી, પરંતુ તે પ્રમાણે વર્તવાની એના માટે તમામ શક્યતાઓ રહેલી છે. 'માનવી સદ્‌ગુણોનો જેટલી ઝડપથી સ્વીકાર કરે છે એનાથી વધારે ઝડપથી એ દુર્ગુણોને આત્મસાત કરે છે'—હેગલના આ માનવ-સ્વભાવ અંગેના તારણમાં ડુરખેઇમને વિશેષ શ્રદ્ધા છે. સ્વિટ્ઝરલૅન્ડના અભ્યાસમાં તેણે આંકડાઓ દ્વારા સ્પષ્ટ રીતે બતાવ્યું કે પ્રોટેસ્ટંટ ધર્મ વ્યક્તિને વિચાર, વાણી ને વર્તનની ખૂબ જ સ્વતંત્રતા આપતો હોવાને કારણે એ લોકોમાં કૅથૉલિકો કરતાં આપઘાતના બનાવો વધારે જોવા મળે છે.

આપઘાતની ઘટનાનું વૈજ્ઞાનિક વિશ્લેષણ કરતાં ડુરખેઇમે તેના મુખ્ય ત્રણ પ્રકારો પાડ્યા છે. (૧) Egoistic Suicide. વ્યક્તિ જ્યારે પોતાના જૂથ સાથે સમાયોજન દાખવી નથી શકતી અને એકલી પડી જાય છે, તેવી સ્થિતિ તેના અહમ્ (Ego) માટે વિપરીતભરી બની રહે છે. એ નાસીપાસ થાય છે ને આપઘાત કરવા તરફ વળે છે. ડુરખેઇમના મતે આધુનિક જટિલ સમાજમાં આવા પ્રકારની આત્મહત્યાનું પ્રમાણ વધતું જોવા મળે છે (૨) Altruistic Suicide: જૂથ અથવા સમાજના હિતને માટે પણ વ્યક્તિ આત્મવિલોપન કરતી જોવા મળે છે. એક પુરુષ બીજી સ્ત્રીના પ્રેમમાં છે. તે વખતે તે પુરુષની પત્ની કુટુંબની શાંતિ તથા ઝગડાઓથી દૂર રહેવા માટે આપઘાત કરે તો તેને આવા પ્રકારમાં સમાવેશ કરી શકાય. રજપૂતાણીઓ પોતાની વિશિષ્ટ જૂથપરંપરાને સાચવી રાખવા જાહેર જૌહર કરતી હતી. (૩) Anomiqui Suicide. વ્યક્તિના જીવનમાં ઘણી વાર એવી પરિસ્થિતિ અથવા સંજોગો આવતા હોય છે જ્યારે તે વટલાયેલી પરિસ્થિતિ સાથે સમા-યોજન (adjustment) કરી શકતી નથી, આપઘાત કરવા તરફ સહેલાઈથી વળે છે. એક પૈસાપાત્ર વ્યક્તિ એક દિવસમાં સાવ કંગાળ બની જાય ત્યારે; એ એવી બદલાયેલી પરિસ્થિતિમાં પોતે સાનુકૂળ થઈ શકતી નથી. પરિણામે તે આપઘાત કરવા તરફ વળે છે.

### ૬ ધર્મનો સામાજિક સિદ્ધાંત

### (Social Theory of Religion)

ડુરખેઇમે ધર્મની ઉત્પત્તિ અંગેના પરંપરાગત ખ્યાલોનો ઇન્કાર કર્યો છે. શ્રી ટાઇલરે ધર્મની ઉત્પત્તિ માટે આત્મવાદ (Animism)ને જવાબદાર માને છે. ડુરખેઇમ એની ટીકા કરતાં એમ કહે છે કે આદિ લોકો એટલું પ્રાથમિક કક્ષાનું જીવન વિતાવતા હોય છે કે તેમને આત્મા અંગેનો ખ્યાલ હોય તે બાબત કોઇ પણ રીતે સ્વીકારી શકાય તેમ નથી. પ્રો. મૅક્સમૂલરે પોતાના પ્રકૃતિવાદ (Naturism)ના સિદ્ધાંતના આધાર પર ધર્મની ઉત્પત્તિ અંગે પ્રકાશ નાખવાનો પ્રયત્ન કર્યો છે. આ મતનો પણ ધર્મની ઉત્પત્તિના કારણ

તરીકે દુરખેઈમ સ્વીકારવા તૈયાર નથી. ધરતીકંપ, આંધી, દુષ્કાળ, રોગચાળો જેવી પ્રાકૃતિક ઘટનાઓથી આદિ મનુષ્ય એક પ્રકારનો ભય અનુભવતો હતો. એની પાછળ કોઈ અલૌકિક શક્તિ કામ કરી રહી છે એવો વિશ્વાસ પણ તે ધરાવતો હતો. એ બાબત જ ધર્મની ઉત્પત્તિ માટે જવાબદાર બની છે. મૅક્સમૂલરના આ તર્કને દુરખેઈમ એકપક્ષીય રજૂઆત ગણે છે. એ એક એકાંગી ખ્યાલ છે એમ તે માને છે. ધર્મ એ એક સામાજિક સંસ્થા છે. પ્રાકૃતિક પરિબળો કરતા સામાજિક પરિબળો એ જ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. બીજા શબ્દોમાં કહીએ તો, ખુદ સમાજ જ ધર્મની ઉત્પત્તિનું મુખ્ય કારણ અથવા પ્રેરક પરિબળ છે. સમાજ જીવનમાં કેટલીક બાબતોને પવિત્ર અને કેટલીક બાબતોને અપવિત્ર ગણવામાં આવતી હોય છે. જે બાબતોને પવિત્ર ગણવામાં આવતી હોય છે તેને અપવિત્ર બાબતોથી દૂર રાખવાનો પ્રયત્ન કરાય છે. આવો પવિત્ર ભાવ જ એ વસ્તુઓ તરફ એક પ્રકારનો ઉચ્ચ ભાવ, શ્રદ્ધા, વિશ્વાસ વગેરે પેદા કરે છે, ને ખુદ સમાજ પોતે જ એ વસ્તુઓની પૂજા કરે છે; એને કેન્દ્રમાં રાખીને ઉત્સવ ઊજવે છે, પવિત્ર ભાવ પાછળ શ્રદ્ધા અને વિશ્વાસ હોય છે, જે ધમનું મૂળ છે. પવિત્ર ભાવ સમાજની વ્યક્તિઓ ધરાવતી હોઇને ધર્મની ઉત્પત્તિ માટે કારણરૂપ જો કોઈ હોય તો તે સમાજ જ છે. આ બાબતને સ્પષ્ટ રીતે સમજાવવા માટે દુરખેઈમ ઑસ્ટ્રેલિયાની અરુન્ટા આદિજાતિ અંગેના પોતાના અભ્યાસની મદદ લે છે. આ સમૂહના લોકો ઉત્સવો અને મેળા વખતે મોટી સંખ્યામા ભેગા થાય છે. જૂથમાં, સમૂહમાં આવતા જ તેઓ એક પ્રકારની જૂથ-ઉત્તેજના (group excitement) અનુભવે છે. સમૂહમાં વ્યક્તિ પોતાનું અસ્તિત્વ ગુમાવી દે છે. સમૂહ જે પ્રમાણે વર્તે તે પ્રમાણે વર્તવાનો પ્રયત્ન તે કરે છે. આદિ લોકોમાં ટોટમ જેવી બાબત જોવા મળે છે. એક જ આદિ સમૂહમાં ગોત્ર દીઠ જુદા જુદાં ટોટમ હોય છે. ટોટમ તરીકે સામાન્ય રીતે પશુ, પક્ષી, વૃક્ષો વગેરે હોય છે. દરેક ગોત્ર પોતાના ટોટમ તરફ ખૂબ જ આદરભાવ અને વિશ્વાસ ધરાવે છે. એને પહોંચાડવામાં આવેલી હાનિ એ પોતાને પહોંચાડેલી હાનિ છે એમ માનવામાં આવે છે. વળી એ ટોટમને ખૂબ જ પવિત્ર માનવામાં આવે છે. આ પવિત્રતાનો ભાવ એ ગોત્રના લોકોને એક સરખી માન્યતા ધરાવતા હોય તેવા સમૂહનો અનુભવ કરાવે છે. ટોટમ આદિ લોકોના ધર્મનું મૂળ છે. સંક્ષેપમાં, ધર્મની ઉત્પત્તિ માટે જવાબદાર બાબત ખુદ સમાજ પોતે જ છે એમ દુરખેઈમ માને છે. સોરોકીન એના ધર્મવિષયક વિચારોને સંક્ષેપમાં આ રીતે રજૂ કરે છે: (૧) ધાર્મિક ખ્યાલો સમાજની એક પ્રકારની અભિવ્યક્તિ છે. સમાજ જ ધર્મનું મૂળ છે. (૨) ધર્મનું આદિ-સ્વરૂપ ટોટમવાદ છે. (૩) ધર્મનું મુખ્ય કાર્ય સમાજમાં એકતા તથા વ્યવસ્થા જાળવી રાખવાનું છે.

ઍલેકઝાન્ડર ગોલ્ડનવિજર નામના વિદ્વાને આ સિદ્ધાંતની નીચે મુજબ ટીકા કરી છે: (૧) ધર્મ અને ટોટમ એ બને જુદા ખ્યાલો છે. ટોટમ ધરાવતી સમૂહની વ્યક્તિઓ અંદર અંદર લગ્ન નથી કરતી. એકબીજાને ભાઈ-બહેન સમજે છે. જ્યારે એક જ ધર્મ પાળતી વ્યક્તિઓ અંદર અંદર લગ્ન કરી શકે છે. (૨) પવિત્ર અને અપવિત્ર વસ્તુઓને જ ધર્મની ઉત્પત્તિ માટે જવાબદાર ગણી છે તે બરાબર નથી. (૩) ધર્મની ઉત્પત્તિ માટે સામાજિક પરિબળો મહત્ત્વનાં છે એ બાબતનો ઈન્કાર કરી શકાય નહિ. પરંતુ તે જ સર્વસ્વ છે એમ કહી શકાય નહિ.

અત્યાર સુધીની સમગ્ર ચર્ચામાં દુરખેઇમે જૂથ અથવા સમાજ પર વધારે ભાર મૂક્યો હોય એવું જણાય છે. વ્યકિતગત જીવન પર જૂથ અથવા સમાજની અસર કેવા પ્રકારની થાય છે તે સમજાવવાનો એનો પ્રયત્ન પ્રશંસનીય છે. પણ એમાં એણે જે અતિશયોક્તિ કરી છે તે બાદ કરીએ તો એના સમગ્ર સિદ્ધાંતો ઠીક ઠીક સમાજશાસ્ત્રીય માહિતી પૂરી પાડે છે, જે સમાજજીવન સમજવા માટે ખૂબ જ ઉપયોગી છે. આ સંદર્ભમાં આધુનિક સમાજશાસ્ત્ર તથા સમાજશાસ્ત્રીઓ દુરખેઈમના ખૂબ જ ઋણી છે.

(અનુસંધાન પૃષ્ઠ ૯૩)

# મધપૂડો

'રમેશ'

[વિવિધ વૃત્તપત્રો, સામયિકો, પુસ્તકોમાંથી વાંચેલી, વીણેલી અને વિચારેલી સામગ્રી]

## વડા પ્રધાનની દ્વિધાવસ્થા

બ્રિટનની આમની સભા (House of Commons)ને તેની પાંચ વર્ષની મુદત પહેલાં બરખાસ્ત કરવાનો શાહી અધિકાર (Royal Prerogative) વાસ્તવમાં વડા પ્રધાન વાપરે છે. નવેસરથી ચૂંટણી ક્યારે કરવી અને કેવી રીતે એના નિર્ણય પર આવવું એ કોયડો અનેક બ્રિટિશ વડા પ્રધાનોને સતાવે છે. વારંવાર વડા પ્રધાનો આ બાબતમાં દ્વિધાવસ્થામાં ઝોલાં ખાતા હોય છે — સરકાર ચાલુ રાખવી કે નવી ચૂંટણીઓ લડી લેવી, પોતે સત્તા પર છેક સુધી (હારી જાય ત્યાં સુધી) રહેવું કે નવા અને વિકલ્પના તંત્રને સત્તાવહીવટ સોંપવા અંગેની અનુકૂળતા કરી આપવી! બદલાતા સંજોગો પ્રમાણે તરકીબો અને દલીલો પણ બદલાતી રહે છે. હાલના બ્રિટિશ વડા પ્રધાન મિ. હૅરલ્ડ વિલ્સનની ચોખ્ખી બહુમતી ફક્ત ૨ છે. છતાં તેઓ ૧૬ ઑક્ટોબર ૧૯૬૪થી આજ લગી બરાબર ટકી રહ્યા છે!

સને ૧૯૦૫માં એ. જે. બાલ્ફર (Balfonr) વડા પ્રધાન હતા ત્યારે એમને આવી જ મૂંઝવણ અને મુશ્કેલીનો સામનો કરવાનું આવેલું. તે વખતે એમણે એક નોંધ લખી હતી (તા. ૨૫ નવેંબર ૧૯૦૫). વડા પ્રધાન તરીકેની પોતાની કારકિર્દીના અંત વખતે બાલ્ફરે મુદ્દાસર અને વિગતે લખેલી આ નોંધ હવે બ્રિટનની Public Record Officeમાં સહુને જોવા-જાણવા તથા અભ્યાસ કરવા માટે ઉપલબ્ધ થઈ છે. એ નોંધમાં બાલ્ફરે વડા પ્રધાન સામેના વિવિધ વિકલ્પોની સુંદર છણાવટ કરી છે. છેવટે તો, આમની સભામાં અસરકારક રીતે સરકાર પોતાની ગૃહનીતિ અને વિદેશનીતિ અંગેનાં કામોનો બચાવ કરી શકે છે કે નહિ તે જ નિર્ણાયક વસ્તુ છે એવું પ્રતિપાદન કરતાં બાલ્ફર લખે છે કે:

"I still think, as I have always thought, that it is the position of a Government in Parliament and more particularly in the House of Commons, which supplies the sound constitutional reasons for or against retention of office. So long as an Administration has such Parliamentary support as will enable it to deal effectually with domestic legislation and foreign policy, let it by all means remain responsible for the government of the country; but if it cannot deal effectually with either, it has surely the best of all reasons for asking another Administation to take its place."

× × ×

## 'જાહેર હિતમાં નથી'!

પાર્લમેન્ટમાં પ્રશ્નોત્તર વખતે અનેક વાર પ્રધાનો જવાબ આપતાં એટલું જ કહે છે કે જવાબ આપવો (એટલે કે માહિતી આપવી) તે 'જાહેર હિતમાં નથી'! એમ કહીને તેઓ જવાબ જ આપતા નથી એમ એનો અર્થ થયો. ક્યારેક આ ભૂમિકા સાચી અને વાજબી હોય છે. પણ ઘણી વખત આવો જવાબ રેઢિયાળ, જડ સાંચામાં જકડેલો અને નિરર્થક બની રહે છે. લોકશાહીની એક મોટી શરત એ છે કે એનો વ્યવહાર ખુલ્લામાં અને મુક્ત વાતાવરણમાં થાય છે. પ્રજાને બનતી બધી માહિતી પૂરી પાડવાની એમાં ઉત્સુકતા હોય છે. એવી માહિતીના આધારે લોકમત ઘડાય છે, બંધાય છે, વ્યક્ત થાય છે. વળી, 'જાહેર હિત' કોને કહેવું એ પણ વિવાદાસ્પદ સવાલ છે. દરેક વખતે એની વ્યાખ્યા પ્રધાન જ ઠરાવે અને એ રીતે જવાબ આપે (એટલે કે જવાબ આપવાનું ટાળે!) તે બરાબર નથી. તાજેતરમાં ઑક્સફર્ડ યુનિવર્સિટીના કાયદાના અધ્યાપક David Wi-

(અનુસંધાન પૃષ્ઠ ૯૩)



નાણાં બચાવો
અને દેશમાં
ઉદ્યોગો વસાવો.
આપણી,
નાની બચતનો
પણ
રાષ્ટ્રના વિકાસમાં
એક
મોટો ફાળો છે.
10
नये पैसे
1965
-: વધુ વિગત માટે :-
આપની નજીકની ટપાલ કચેરીનો અથવા નાની બચતના
જિલ્લાનો અથવા જિલ્લા ઓફિસરની કચેરીનો સંપર્ક સાધો.

# અભ્યાસ

## વિચાર અને વિવેચનનું સામયિક

૫.૨

નવેમ્બર · ૧૯૬૫ · વર્ષ ૫ · અંક ૪

"આ વિલક્ષણ, દુઃખમય સંસારમાં પરાજયની લાગણીમાંથી કેમ બચી શકીએ? કેટલીયે વાર બધું ખોટી રીતે જ જતું જણાય છે અને જો કે કામ કર્યા કરીએ છીએ છતાં, જે જાતની માનવસામગ્રી આજુબાજુ દેખાય છે તે તરફ દૃષ્ટિ નાંખતાં શંકાના વમળમાં સપડાઈ જવાય છે. જે બનાવો બનતા હોય છે અને જે સ્થિત્યંતરો થાય છે તેની સામે તેમ જ વ્યક્તિઓ અને મંડળોની સામે મને ઘણી વાર ગુસ્સો કે ચીડ ચડે છે એ વાત સાચી છે એમ મારે કબૂલ કરવું જોઈએ.'

'અત્યંત મહત્ત્વના વિષયમાં કોઈ બીજા પર આધાર રાખી શકાય નહિ. જીવનનો પ્રવાસ દરેકે એકલાએ જ કરવાનો છે. બીજા પર આધાર રાખવો એટલે હૈયાશોક વહોરી લેવો.'

'જીવનને એક અત્યંત રસમય સાહસરૂપે હું વધારે ને વધારે જોતો થયો છું. એમાં ઘણું યે શીખવાનું છે, ઘણું યે કરવાનું છે. મારો વિકાસ થઈ રહ્યો છે એવો ચાલુ અનુભવ મને થયા કર્યો છે, અને એ અનુભવ મને હજુ યે થાય છે, અને તે મારી પ્રવૃત્તિઓમાં અને પુસ્તકોના વાચનમાં રસ પૂરે છે અને એકંદરે જીવનને જીવવા યોગ્ય બનાવે છે."

**જવાહરલાલ નેહરુ**

['નેહરુ શું કહી ગયા?' સંપાદક: યશવંત દોશી. પરિચય ટ્રસ્ટ પ્રકાશન, મુંબઈ. સન ૧૯૬૪. પૃ. ૩૧, ૩૪, ૩૬]



સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

પર

## અનુક્રમ



*

વર્ષ ૫ નવેંબર ૧૯૬૫ અંક ૪

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા દસ, છમાસિક રૂપિયા છ.
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક-'અભ્યાસ', 'પ્રગતિ', ૧૫, મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* અગાઉના ચાર વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે.
* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થયેલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

## ❀ વિચારમણકો ❀

### બાળકો અને સમાજ

બાળકો વિનાનો સંસાર જેમ સૂનો છે તેમ સમાજ અધૂરો છે. વ્યક્તિગત, કૌટુંબિક અને સામાજિક જીવન બાળકો વડે રસવંતું અને રોમાંચક બને છે. મોટેરાંઓ બાળકોનાં લાડ લડાવે છે અને બાળકોને વહાલ કરે છે એમાં એક રીતે જોતાં મોટેરાંઓનો જ સ્વાર્થ છે. ઉમંગથી જીવવાની કળા બાળકો પાસે સ્વાભાવિક રીતે હોય છે. અદમ્ય આશાવાદ અને નિખાલસ ને નિર્દોષ વૃત્તિ પણ બાળકો પાસે કુદરતી રીતે હોય છે. મોટેરાંઓને આ બધાંની ખૂબ જરૂર પડે છે; જેમ જેમ ઉંમર વધે તેમ તેમ તો સવિશેષ!

બાળકોમાં કુતૂહલવૃત્તિ કેટલી બધી હોય છે એ તો થોડાક સાચા શિક્ષકો અને સમજુ વાલીઓ જ ઓછુંવત્તું જાણી શકે. બાળકોની જિજ્ઞાસા અપાર હોય છે. એમનું મન ચોખ્ખી પાટી જેવું હોય છે. એના પર આડાઅવળા આંકો અગર લીટા થએલા હોતા નથી. એમનાં મન સ્વચ્છ હોય છે. અગાઉથી અથવા અન્ય કોઈથી રંગાએલું કશું એમાં હોતું નથી.

બાળકો નિષ્કપટી હોય છે. સ્વાર્થનો સ્પર્શ એમને ભાગ્યે જ થએલો હોય છે. સહુની સાથે આસાનીથી તેઓ હળેમળે છે. એમની આ વૃત્તિ ને વર્તણૂંક સહજ હોય છે. વેરઝેર કે રાગદ્વેષ, ચીડ, વિરોધ કે દુશ્મનાવટ બાળકોને વીંટળાઈ વળેલાં હોતાં નથી. પ્રેમ અને આનંદરૂપી ફુવારાઓની છોળો બાળકોનાં જીવનમાંથી ઊડે છે. જે જે મંગલ છે અને કલ્યાણકારી છે તે બાળકોના હૈયામાં જાણે હક્કથી નિવાસ કરે છે.

બાળકો પાસે ઝાઝો વિચાર ન હોય તો પણ ગર્ભિત અખૂટ વિચારશક્તિ એમની પાસે અવશ્ય છે. કોઈ પણ પ્રક્રિયાને જોવા, જાણવા અને સમજવા માટે બાળક હંમેશ ઉત્સુક હોય છે. ઘણી વાર એની આવી ઘેલછા મોટેરાંઓને અકળાવી મૂકે છે. બાળક પ્રશ્નોનો વરસાદ વરસાવે છે અને મોટેરાંઓ તેને ઝીલી કે પચાવી શકતાં નથી! બાળકને પછી અમુક 'સત્ય' કે જવાબ કે તૈયાર મસાલાનો, આજ્ઞાધારક સિપાઈ તરીકે, સ્વીકાર કરવો પડે છે; એની જાણવાની અને વિચારવાની વૃત્તિ અધવચ દબાઈ જાય છે, કરમાઈ જાય છે, ખલાસ થઈ જાય છે.

બાળકોમાં અનેરી નિર્ભયતા પણ હોય છે. સલામતીની ચિંતા બાળકને ભાગ્યે જ સતાવે છે. ઝટ દઈને કશુંક કરવાને તે તત્પર અને તૈયાર હોય છે. પોતાનાં કૃત્યનાં પરિણામો વિષે એ બહુ ફિકર નથી કરતું. આગળપાછળનો વિચાર પણ એને ખાસ કરવાનો હોતો નથી. એ દૃષ્ટિથી બાળકની નિર્ભયતા નિર્લેપ અને નિર્મળ હોય છે.

બાળકોના શારીરિક, બૌદ્ધિક અને માનસિક વિકાસ માટે કેવી અને કેટલી તકો મોટેરાંઓ નિર્માણ કરે છે એ અતિશય અગત્યની વાત છે. એના પર સમાજની અને રાષ્ટ્રની નિરંતર પ્રગતિ આધારિત છે. કેવળ પ્રાથમિક શાળાઓ ખોલીને નહિ ચાલે; માત્ર બાલમંદિરોથી કામ નહિ સરે. બાળકોના સર્વાંગી વિકાસ માટે વિવિધ અને નિત્ય નવીન સગવડો સમાજે ઊભી કરવી જોઈશે. પ્રજાને ગુણવાન અને ચારિત્ર્યવાન્ બનાવવી હોય તો પાયાથી જ કાર્યનો પ્રારંભ કરવો રહ્યો.

આપણા દેશમાં કેટલાં બધાં બાળકો કાચી ઉંમરે મૃત્યુના પંજામાં સપડાઈ જાય છે! બાળમરણનું પ્રમાણ, જો કે હાલના દસકાઓમાં થોડું ઘટ્યા છતાં યે, હજી ભયાનક રીતે મોટું છે. જન્મથી યે પહેલાં બાળકની કાળજી અને દેખભાળ શરૂ થવી જોઈએ અને એ રીતે ગર્ભવતી સ્ત્રીઓનાં સ્વાસ્થ્ય તરફ ખાસ ધ્યાન અપાવું જોઈએ. માંદલાં કે નબળાં બાળકો ભાગ્યે જ અવતરે એવી પરિસ્થિતિ પેદા થવી જોઈએ. જે બાળક જન્મે તે સપ્રમાણ, સરસ, સુયોગ્ય વજનવાળું જ હોય. જન્મ પછીનાં પહેલાં પાંચ વર્ષ સુધી દરેક બાળકની ખૂબ ઉત્કટ કાળજી લેવાવી જોઈએ. એમને માટે બાલઘરો બંધાવવાં જોઈએ. એમાં વત્સલ અને સહૃદયી કર્મચારીઓ હોવાં જોઈએ. બહેનો આવું કામ સવિશેષ કુશળતાથી કરી શકે.

બાળકોને ઔપચારિક ભણતર આપવા ઉપરાંત એમને સુંદર વાતાવરણ મળવું જોઈએ. રમતગમતનાં સાધનો અને આનંદપ્રમોદની સગવડો બાળકોને હંમેશ મળતી રહેવી જોઈએ. પૌષ્ટિક ખોરાક, દૂધ, કપડાં મળવાં જોઈએ. પ્રત્યક્ષ અનુભવની અને પ્રવાસની તકો એમને માટે વધુ ને વધુ ઉપલબ્ધ હોવી ઘટે. આ બધું કામ એકલદોકલ વ્યક્તિ કે સંસ્થાનું નથી. સમાજે એ ઉપાડી લેવું જોઈએ અને રાજ્યે એને ટેકો (ખાસ કરીને નાણાંકીય) આપવો જોઈએ. રાજ્યે પોતે આ કાર્ય કરવાની જરૂર નથી. બલકે, રાજ્યે રખેવાળ તરીકે રહીને, જાણકાર અને શિલ્પકાર સમાજ પાસેથી આવું કામ મુક્ત રીતે થતું રહે એ સતત જોવું જોઈએ.

બાળકો પ્રત્યે કેવી દૃષ્ટિ અને શો વર્તાવ રખાય છે તેના પરથી સમાજ અને રાજ્યની સ્વસ્થતા અને સભ્યતાનું ઘણું મોટું માપ મળી શકે છે.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

*

# કવિતા

**યૌવન**/હેમન્ત દેસાઈ

રંગ ઊઘડતો સૂર છલકતો
તગ તગ તગતો સીનો;
સરે સ્વપનના વનમાં
આડો અવળો ફરતો
શ્વાસ ઊકળતો ભીનો.

નજર પતંગ બની આકાશે તરે
ટેકરી ટોચે શીષ પછાડે
ઊંચે નીચે થતી પેંચમાં પ્હોંચે....

પાય–પૂરનાં જલ હુહોળાં? ના,
તેજ તોરીલાં ઘોડાં? ના, ના;
ઝંઝા, ભરતી, દરિયો? ના, ના;
ભરતીનાં ઘેલુડાં મોજાં
પૂર તેજમાં ચૂર વેગમાં
અફળાતાં ને આખડતાં બસ
જાય જોશમાં....ધાય જોશમાં....

મન એક દી શાંત કપોતું
બેઠું ઘરના કોક ખૂણામાં
ચાંચ પછાડે પાંખે–પાયે;
અને અવર દી જોજન જોજન

નભને વીંટી વળતું પાંખે ધાયે
પરકમ્માવાસી–શું ચેતનપ્રસાદીનાં કુણ
અગણુ વેરતું ધાયે....

અહો આંખના પલકારામાં—
નગર, ગ્રામ, વન, ઝરણાં ઝાઝાં,
પ્હાડ, ઝૂંપડાં, રણુરેતાળાં,
વૃદ્ધ, જવાન, શિશુ જન જનના
ચ્હેરા – મ્હોરા ભાતભાતના
વ્યગ્ર, ઉગ્ર, ચંચલ ને તાજા—
શૂન્ય સભર કંઈ કેટકેટલાં
તત્ત્વો ઉપર પાંખ વીંઝતું બ્હેતું ધાયે!
નજર કાલની પાર તીર શી તાતી દોડે,
પાય ગભીરા ભૂતતણા અર્ણવને ડુહોળે,
મન આજને રંગ માંડવે મ્હેકે મ્હાલે.
આગળ પાછળ ભળતો એનો
રંગ ઊઘડતો સૂર છલકતો.

રંગ ઊઘડતો સૂર છલકતો
શ્વાસ ઊકળતો ભીનો
તગ તગ તગતો સીનો!

*

# રોજનીશીમાંથી - ૪૦

ગણેશ વાસુદેવ માવળંકર



## તા. ૫ જુલાઈ ૧૯૪૮, સોમવાર

સવારે વૃત્તપત્રો જોયાં. રોજનીશી લેખન. પછી કેટલાંક પરચૂરણ કામો. આજે વિશ્વવિદ્યાલય સમિતિ સમક્ષ સાક્ષી માટે આવનારા લોકોએ આપેલાં નિવેદનો વાંચ્યાં અને ઊલટ તપાસના મુદ્દાઓ નક્કી કર્યા. ભોજન બાદ ટપાલ જોઈ અને તૈયાર થએલી ટપાલ પર સહીઓ કરીને તે રવાના કરી.

૧૨–૩૦ થી ૫–૦ સુધી તપાસ સમિતિનું કામ. ચાર સાક્ષી આપનારાઓ તપાસ્યા. સમય અને ખર્ચ જોતાં ઝાઝો ઉપયોગ થયો એમ કહી શકાય નહિ. ચારે ય લોકો–ખાસ કરીને ત્રણ પ્રિન્સિપાલ–શિક્ષણના કાર્યક્ષેત્રમાં ખરા, પણ એમની વિચારસરણી સ્વતંત્ર એવી ખાસ જણાઈ નહિ. ઈંગ્રેજી વજન ખૂબ જણાયું. ઠીક. ૫–૦ થી ૬–૦ સુધી શ્રી કાકાસાહેબ કાલેલકર અને કમિટીના અન્ય લોકો સાથે એજ્યુકેશન સોસાયટીની જગ્યા, કૉલેજો વગેરે જોઇને પછી હું ભદ્રમાં ગયો. ત્યાં ચા વગેરે આટોપીને શ્રી ખાંડેકરને ઘેર ગયો. ત્યાં શ્રી કાકાસાહેબનું જમાઇમંડળ (ભાટવડેકર, ટકાર અને નાડ્ડે) આવ્યું હતું. સામાન્ય વાતોચીતો થઈ. આમાંના શ્રી ભાટવડેકર સદ્ગત કાકાસાહેબનું વસિયતનામું અને એસ્ટેટ જાણવા માટે ખૂબ ઉત્સુક જણાયા! આશ્ચર્ય છે. ઠીક.

અડધા રસ્તા સુધી ચાલતો ગયો, પછી મોટરમાં. સ્નાન, ભોજન. જૂનાં સંસ્મરણોની વાતો. થોડું પરચૂરણ વાચન.

## તા. ૬ જુલાઈ ૧૯૪૮, મંગળવાર

સવારે વૃત્તપત્રવાચન. રોજનીશી લેખન. ચિ. સૌ. તાઈ સાથે આશરે અડધો કલાક વાતચીત........ ...... વર્ષોના વર્ષો સાથે રહીને મને મારા જ કુટુંબમાંના માણસો ઓળખતા નથી એમાં મારો દોષ તો ખરો જ પણ આ માણસો ખૂબ નજીક આવ્યાને કારણે જ ઓળખી શકતા નથી. No man is a hero to his valet અગર અતિપરિચયાત્ અવજ્ઞા એ જ ખરું. હું સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપી રહ્યો છું, મારા વિચારો જણાવીને મુક્ત થવાનો પ્રયત્ન કરું છું તેમ છતાં ય દરેક જણ જે કરવા ધારે છે તે કરીને ફરીને સહુનો રોપ તો મારા પર! મારી દયા ખાવાનું તો બાજુ પર જ રહ્યું! વર્ષોથી સાથે એક ઘરમાં રહીને, વર્ષોથી વિચાર પ્રકટ કરીને પણ કુટુંબમાંના લોકો મને ઓળખે નહિ એમ કહેવાને બદલે હું જ એમને ઓળખતો નથી, એ જ વધારે સાચું. એ લોકો ખૂબ જ દબાયેલાં, એમના વિચારો એમણે મારી પાસે ખુલ્લા દિલથી અગર સ્પષ્ટ રીતે મૂક્યા નથી, મૂકતા નથી, એને કારણે મને એ વિચારોની ખબર પડી નથી. અને હું અજ્ઞાનમાં જ રહ્યો છું. પરંતુ એ લોકો વિચારો રજૂ કરતા નથી એવી કલ્પના પણ મને આવી નહિ અને બહાર દેખાય છે તેવું જ અંદર પણ છે એવું હું સમજીને રહ્યો. આ જ મારું અજ્ઞાન. અગર તો, સમયના અભાવને કારણે અને લાગણીને કારણે થએલી મૂર્ખામી. ઠીક. હું અધીરો બનું છું, ચિડાઉં છું એ પણ મારો દોપ છે. આ દોષો જો મારામાં હોત નહિ તો આ લોકો મારાથી ગભરાત નહિ. પ્રેમપૂર્વક મને બધું તેઓ કહેત. મારી જાતને સુધારવાનો પ્રયત્ન મારે કરવો જોઇએ. હવે કેટલો વખત આ દુનિયામાં રહેવાનું છે? જેટલો ગયો એટલો તો ખાસ નહિ. જે થોડો સમય ખર્ચવાનો તે આનંદમાં, સહુને આનંદ આપવામાં ખર્ચવાની શક્તિ પ્રભુ આપો એ જ પ્રાર્થના.

ત્યાર પછી ગુજરાત વિદ્યા સભાની પાસેની ઈમારતના વેચાણ દસ્તાવેજનો મુસદ્દો તપાસ્યો. ઘરના હિસાબ વગેરે પરચૂરણ કામો કર્યાં. ભોજન ૧૧ વાગ્યા

સુધીમાં આટોપીને જનારી ટપાલ અને આવેલી ટપાલ જોઈ.

૧૨-૦ થી ૫-૦ સુધી વિશ્વવિદ્યાલય સમિતિનું કામ. આજે સાક્ષીદાર તરીકે શ્રી ઠાકોરભાઈ મણિભાઈ (નવજીવન ટ્રસ્ટ), શ્રી પાંડુરંગ દેશપાંડે (વિદ્યાપીઠ), શેઠ શાંતિલાલ મંગળદાસ, શ્રી રતિલાલ મોહનલાલ ત્રિવેદી અને પ્રિન્સિપાલ ઠાકોર (લૉ કૉલેજ), એ બધાની જુબાનીઓ થઈ. શ્રી ઠાકોરભાઈનું લેખિત નિવેદન ...હતું પણ મૌખિક જુબાની એમણે સારી આપી. સહુથી ઉત્તમ છાપ ... ની પડી. પ્રિન્સિપાલ ઠાકોરે તો ...નું પ્રદર્શન કર્યું. ઠીક.

બંગલે આવીને ચા અને આરામ. પછી શ્રી દવે માસ્તર આવ્યા એમને શ્રી પ્રાણલાલ કૃપારામ દેસાઈના પુસ્તકની પ્રસ્તાવના આપી. અને એમાં શું શું ખાતરી કરાવવા માટે તપાસવાનું છે એની સમજૂતી આપી. પછી સદ્ગત કાકાસાહેબ ખાંડેકરનું જમાઈ મંડળ (શ્રી ભાટવડેકર, શ્રી ઠકાર અને શ્રી નાપ્પરે) સૌ. બયો, અને વિષ્ણુ ખાંડેકર એમ સહુ લોકો આવ્યા હતા. સૌની સમક્ષ શ્રી ભાઉકાકા જાંભેકરે સદ્ગત ગણપતરાવકાકાનું વસિયતનામું વાંચી બતાવ્યું. એ લોકોને એની નકલ આપવાનું મેં કબૂલ કર્યું. પછી નક્કી થયું કે આવતી કાલે બુધવારે શ્રી ભાઉ-કાકા જાંભેકરે ખાંડેકરને ઘેર (ભદ્ર) જઈને કાકાસાહેબના કાગળો (પ્રૉમિસરી નોટો, શેર્સ, દાગીનાની યાદીઓ) અને દાગીના વગેરે બધું ત્રણે છોકરીઓ, જમાઈઓ અને ભૈયાસાહેબ અને વિષ્ણુ ખાંડેકરની હાજરીમાં કબજે લેવાં અને યાદીઓ કરીને તેની પર સહુની સહીઓ લેવી, પ્રોબેટ માટેની અરજી કરવી અને એને ત્રણે છોકરીઓએ અને અન્ય સહુએ સંમતિ આપવી.

દરમિયાનનો થોડો વખત શ્રીમતી સરોજ નાણા-વટીને કૉલેજો વગેરે બતાવવા માટે મોટરમાં જઈ આવ્યો. સાથે સૌ.વતી અને શ્રી કાકાસાહેબ કાલેલકર હતા.

સ્નાન, ભોજન. પછી વાતો. પરચૂરણ વાચન.

રાત્રે રાજકોટથી શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયાનો ફોન હતો. અમારો કાર્યક્રમ જણાવ્યો. એમને ત્યાં જ રહેવાનું છે અને આખી કમિટીને એમને ઘેર તા. ૧૩મીએ રાત્રે ભોજનનું નિમંત્રણ છે.

### તા. ૭ જુલાઈ ૧૯૪૮, બુધવાર

સવારે વૃત્તપત્રો. રોજનીશી લેખન પછી ઘરના હિસાબ વગેરે પરચૂરણ કામો.

ચિ. સૌ. તાઈ બાળકો સાથે આજે સવારની ગાડીમાં વડોદરા રવાના થઈ ...........

કમિશનની જુબાનીઓ લેવા માટે કેટલાકનાં નિવેદનો વાંચ્યાં. થોડા કાગળો લખાવ્યા.

૧૧-૪૫ થી ૪-૩૦ સુધી યુનિવર્સિટી કમિશનનું કામ. પછી બંગલા પર આવ્યો. શેઠ કસ્તુરભાઈના બન્ને પુત્રો–સિદ્ધાર્થ અને શ્રેણિક–અમેરિકાથી આવ્યા છે તે બન્ને મળવા આવ્યા હતા. ચા વગેરે. ૬ થી ૭-૧૫ સુધી ભોળાનાથ સારાભાઈ લેડીઝ ઇન્સ્ટિટ્યૂટમાં સ્ત્રી-કેળવણી મંડળની વાર્ષિક સભામાં ગયો. ત્યાંથી ભદ્રમાં શ્રી ખાંડેકરને ત્યાં જઈ પછી ચાલતો જ ભદ્રમાંથી નીકળીને બંગલે પહોંચ્યો. સાથે શ્રી ભાઉકાકા જાંભેકર હતા. એમને શ્રી ખાંડેકરને ત્યાં જઈને દાગીના-ઓની યાદી કર્યાનું કહ્યું..........

રાત્રે સ્નાન. જમ્યા પછી આવતી કાલની તૈયારી. શ્રી જયેન્દ્રભાઈ દિવેટિયા (અને અમેરિકા જતો એમનો પુત્ર) અને શ્રી બાળાસાહેબ ભાગવત (ચિ. સૌ. સિંધુની બાબતમાં) આવ્યા હતા.

### તા. ૮ જુલાઈ ૧૯૪૮, ગુરુવાર

પરોઢિયે ૪-૩૦ના અરસામાં ઊઠીને શૌચ, સ્નાન, ચા વગેરે આટોપીને ૫-૩૦ના અરસામાં ઘેરથી નીકળ્યાં. ૫-૫૦ની ગાડીમાં આણંદ જવા ઊપડયાં. અમારી સાથે શ્રી કાકાસાહેબ કાલેલકર, શ્રી ઈન્દુમતી શેઠ, બલ્લુભાઈ મજુમદાર, પ્રિન્સિપાલ અહમદ, પ્રોફેસર તારાપોરવાલા વગેરે લોકો હતા. યુનિવર્સિટીની બાબતમાં ચર્ચા થઈ. અત્યાર-નું રાજકારણ અને સરકારીતંત્ર એ વિષે પણ ચર્ચા થઈ.

આણંદ વખતસર પહોંચ્યો. મુકામ શ્રી કિશોર-ભાઈને ત્યાં. શ્રી જુગતરામ દવે, બબલભાઈ મહેતા વગેરે લોકો મળ્યા.

બપોરે ૧ થી ૩ સુધી જુબાનીઓ લેવાનું કામ.

પછી ચા આટોપીને વલ્લભવિદ્યાનગર ગયો. ત્યાં કૉલેજ-ની સંસ્થાઓ જોઈ. પછી જુબાનીઓ લેવાનું કામ. શ્રી......એ પોતાનો દૂષિત પૂર્વગ્રહ પૂરેપૂરો દર્શાવ્યો. અમદાવાદના લોકો કાળાબજાર કરનારા, પૈસાની પાછળ પડનારા, ગરીબોનાં લોહીનું શોષણ કરનારા છે વગેરે વગેરે. ત્યાં વિદ્યાનું વાતાવરણ નથી. ગમે તે થાય તો પણ જો યુનિવર્સિટીનું મુખ્ય મથક અમદાવાદમાં થવાનું હોય તો અમારે એ યુનિવર્સિટી સાથે સંબંધ રાખવો નથી. આ એમની મુખ્ય વાત. આ વાત સાચી ગણીને ચાલીએ તો પણ સવાલ એ છે કે મુંબઈ વિશ્વ-વિદ્યાલયમાં શું ચાલી રહ્યું છે? વળી, જે સંસ્થા પાસે માણસો ખરાબ ત્યાં કશુંક નવું વાતાવરણ નિર્માણ કરવું એ શું અમારો ધર્મ નથી વારુ? પણ શ્રી......ને અમદાવાદનો પરિચય જ નથી. મ્યુનિસિ-પલ વહીવટમાં જે હીન કોટીના કૉંગ્રેસીઓ છે એમની સાથેનો સંબંધ તેમનો બંધાયો અને તેથી શ્રી......નો ખૂબ જ ખરાબ પૂર્વગ્રહ બંધાયો...... એમને સહાય કરનારા શ્રી... ખૂબ ઝેરીલા અને ખટપટી. યેન કેન પ્રકારેણ કામ સિદ્ધ કરવામાં કુશળ. ઠીક......

રાત્રે વિદ્યાનગરમાં જ ભોજન આટોપીને સવા નવના અરસામાં અમે બધાં આણંદ પાછાં ફર્યાં. ત્યાર બાદ શ્રી જુગતરામભાઈ અને બબલભાઈ મહેતા આવ્યા હતા. એમની સાથે વિદ્યાપીઠની...... વાતો-ચીતો નીકળી હતી.

### તા. ૯ જુલાઈ ૧૯૪૮, શુક્રવાર

સવારે સ્નાન વગેરે આટોપીને ૮–૩૦ થી ૧૦–૦ સુધી શિક્ષકભાઈઓ સાથે શ્રી કાકાસાહેબનો ને મારો યુનિવર્સિટી વિષયક વાર્તાલાપ. પછી પ્રશ્નોત્તરી. ત્યાર બાદ શાળામાંના બાળકો સમક્ષ શ્રી કાકાસાહેબનું પ્રવચન, પ્રાર્થના વગેરે (૧૧ થી ૧૨ સુધી). ભોજનોત્તર જુબાનીઓ લેવાનું કામ. શ્રી દિલખુશ દીવાનજી, નડિયાદ વિઠ્ઠલ કન્યાવિદ્યાલયના શ્રી દેસાઈભાઈ, શ્રી બાબુભાઈ પટેલ વગેરે આવ્યા હતા. ગઈ કાલે રાત્રે ડૉ. યોધ આવ્યા તેઓ દિલ્હીમાં સરદાર વલ્લભભાઈને મળ્યા હતા અને વલ્લભભાઈના મત મુજબ આણંદના લોકોએ જુદી યુનિવર્સિટી કાઢવી નહિ એવું એમણે કહેવા-થી આણંદના લોકોનું વલણ બદલાયા જેવું આજે જણાયું. શ્રી ભિખાભાઈએ એમની જુબાનીમાં એમ કહ્યું કે બહુ કડક (stiff) વલણ ન રાખતાં federal વલણ સ્વીકારવા અંગે પોતે તૈયાર થશે અને જો યોગ્ય વલણ હોય તો વિચાર કરશે.

બાદ શ્રી કિશોરભાઈના ભાઈ શ્રી ડાહ્યાભાઈને ઘેર ચા-પાર્ટી અને પછી અમે ખેતીવાડી ઇન્સ્ટિટ્યૂટમાં ગયાં. ત્યાં બધી વ્યવસ્થા જોઈને પછી રાત્રે મુકામ માટે ત્યાં જ શ્રી બાપુસાહેબ જાંભેકરને ઘેર રહ્યાં. ડૉ. મગનભાઈ પટેલ વગેરે લોકોને એમણે જમવા માટે નોતર્યા હતા. ઘણી બધી વાતોચીતો થઈ. શ્રી ભાલુ-તાત્યા અને ભાઉકાકા જાંભેકર ખાસ અમદાવાદથી આવ્યા હતા.

### તા. ૧૦ જુલાઈ ૧૯૪૮, શનિવાર

સવારે વહેલા ઊઠીને ચા વગેરે આટોપીને ૭–૦ વાગ્યે આણંદ પહોંચ્યાં. ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી અમારી યુનિવર્સિટી કમિટીના માનમાં ચા-પાણી.. આણંદમાં શ્રી રાવજીભાઈ મણિભાઈ મળ્યા હતા. આણંદની યુનિવર્સિટી જુદી થાય એ એમને પણ ગમતું નથી. એમણે અને શ્રી કાકાસાહેબ કાલેલકરે પણ ગઈ કાલે શ્રી ભાઈલાલભાઈને સમજાવ-વાનો પ્રયાસ કર્યો.........ઠીક.

આણંદથી ૮–૩૦ની ગાડીમાં નીકળીને અમે બધાં ૧૦–૧૫ના અરસામાં વડોદરા પહોંચ્યાં. કમિટીના બીજા સભ્યો સરકારી અતિથિગૃહમાં (Guest House) રહેવા ગયા. અને હું શ્રી બાળાસાહેબ મહાજનને ત્યાં ગયો. ત્યાં શ્રી વામનરાવ નિકતે, ચંદ્રશંકર શુક્લ મળ્યા. જમ્યા પછી થોડો આરામ.

ત્યાર બાદ ૧ વાગ્યાથી કલાભુવનમાં જુબાની લેવાનું કામ. એ પહેલાં Guest Houseમાં જઈ આવ્યો. પ્રોફેસર બળવંતરાય ઠાકોર મળ્યા. વડોદરાની બંધારણ સમિતિનું સભ્યપદ એમને જોઈએ છે એ માટે મારે ભલામણ કરવી એવી એમની ઇચ્છા! એ કેવી રીતે બને? ઠીક.

૩–૦ વાગ્યા સુધી કલાભુવનમાં કામ આટોપીને પછી ગેસ્ટ હાઉસમાં જ આવ્યો. ચા વગેરે આટોપી-ને પછી ત્યાં જ ૪–૦ વાગ્યા સુધી બધું કામ

આટોપ્યું. પછી ચિ. સૌ. તાઈને ત્યાં જઈને એને અને છોકરાંઓને સાથે લઈને મુકામ પર (મહાજનને ત્યાં) આવ્યો. અને ચા તથા શૌચ આટોપીને ૫–૪૫ વાગ્યે ફરી ગેસ્ટ હાઉસમાં ગયો. ત્યાં દીવાન સાહેબે (ડૉ. જીવરાજ મહેતા) મારા માનમાં ચા-પાર્ટી યોજી હતી. (To meet Hon'ble Shri G. V. M.– Chairman, G. U. Com.). વડોદરાના બધા વરિષ્ઠ અધિકારીઓ અને પ્રતિષ્ઠિત ગૃહસ્થો હાજર હતા. બધાની સાથે ઔપચારિક તથા કેમ છો વગેરે પૂછપરછ અને પરિચય થયાં.

મુકામ પર પાછાં આવીને શ્રી છોટાભાઈ સુતરિયા અને નિકતે સાથે વાતો. પછી ડૉ. નાયકને ત્યાં જમવા માટે ગયો. ત્યાંથી ૯–૩૦ના અરસામાં પાછો ફર્યો અને બાદ વાતોચીતો અને વિશ્રાંતિ.

## તા. ૧૧ જુલાઈ ૧૯૪૮, રવિવાર

સવારે લોકો મળવા આવ્યાં. શ્રી હરિભાઉ અને માવશી રિસવડકર તથા ડૉ. ભાલચંદ્ર પુસાળકર. પછી કલાકેક હું બહાર જઈને લોકોને મળી આવ્યો. નભૂતાઈ દેવ, સદ્‌ગત ગિરધરલાલ ડોસાભાઈને ઘેર દિલસોજી માટે તથા શ્રી ગુપ્તે માસ્તર. કમિટીની સભામાં જવાનું હોવાથી જમણ વહેલું આટોપ્યું.

જમ્યા પછી આરામ કરવાનો હતો પણ શ્રી પ્રાણલાલ મુનશી (હાલ પ્રધાનમંડળમાં છે પણ ભાવિ ધારાસભાના પ્રમુખ તરીકે એમની પસંદગી કરવામાં આવી છે) મળવા આવ્યા. એમની જોડે વાતચીત કરવાની ફરજ પડી. ધારાસભાનું કામ ચલાવવા માટે શું ધોરણ હોવું જોઈએ, આ વિષય અંગેનાં પુસ્તકો ક્યાં છે, વગેરે વાતો થઈ.

બપોરે ૧૨ થી ૪–૦ સુધી યુનિવર્સિટી કમિશનનું કામ. જુબાનીઓ લેવાની. આજની જુબાનીઓમાં વડોદરા કૉલેજના મુખ્ય આચાર્ય Principal Romans હતા. આ અંગ્રેજ ગૃહસ્થ શું કહેવાના હતા? એમ મને પ્રથમ થયું હતું. પરંતુ એમની જુબાની ખૂબ સરસ થઈ. પોતાના વિચારો એમણે સરસ કહ્યા. હિન્દુસ્તાનમાં રાષ્ટ્રભાષા જોઈએ એ દૃષ્ટિથી અંગ્રેજીને સ્થાન નથી પણ અંગ્રેજી ભાષા મહત્ત્વની છે અને એનું શિક્ષણ આપવું જોઈએ એમ એમણે કહ્યું. અંગ્રેજીનું મહત્ત્વ વર્ણવતી વખતે એ ભાષા વિશ્વની ભાષા થઈ છે એ મુદ્દો તો ખરો જ પણ એના કરતાં ય વધારે મહત્ત્વની વાત એ કે એ ભાષામાં જ્ઞાનની વિવિધ શાખાઓનું જેટલું વિપુલ અને વિસ્તૃત સાહિત્ય ઉપલબ્ધ છે, તેટલું બીજી કોઈ પણ યુરોપિયન ભાષામાં નથી એમ એમણે કહ્યું. મને આ વાતની ખબર નહોતી. બીજી જુબાનીઓ પણ સારી થઈ.

ત્યાર પછી ચિ. સૌ. તાઈના બંગલે ગયો. પણ તે ત્યાં આવી ન હોવાથી પરાડકરને ઘેર ગયો. અને ત્યાંથી શ્રી મહાજનને ત્યાં ચા વગેરે આટોપીને રાજરત્ન માણિકરાવની વ્યાયામશાળામાં ગયો. ત્યાં 'પ્રેમાનંદ સાહિત્ય સભા'ના ઉપક્રમે શ્રી કાકાસાહેબનું અને મારું વ્યાખ્યાન હતું. 'સાહિત્ય કેવું હોવું જોઈએ અને સાહિત્યકાર કોને કહેવો' એ મુદ્દા પર હું બોલ્યો. પ્રજાના જીવન સાથે સાચો સંબંધ છે તે સાહિત્ય, કાલ્પનિક વાતો શા સારુ લખવી? હૃદયને હચમચાવી મૂકનારી અનેક વાતો વાસ્તવમાં જોવા મળે છે. અનેક સામાજિક ન્યાય–અન્યાયના સવાલો ઊભા થાય છે. તેમનો અભ્યાસ કરીને એ વિષે શા સારુ ન લખવું? વળી પોતે જે ચીજ અનુભવી, અમલમાં મૂકી એ જ જે લખે છે તે ખરો સાહિત્યકાર. શ્રી સમર્થ કહે છે તે પ્રમાણે 'પ્રચીતિ' જોઈએ. તપશ્ચર્યા વિના શબ્દમાં સામર્થ્ય નથી. કેવળ મનોરંજન એ સાહિત્યનો હેતુ નથી વગેરે મારા મુદ્દાઓ હતા. ત્યાંથી શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈને ઘેર ચા-પાણી માટે ગયો અને પછી મુકામ પર આવ્યો.

ભોજન બાદ થોડી વાર વાતો. સામાન બાંધ્યો, અને પછી વિશ્રાંતિ.

## તા. ૧૨ જુલાઈ ૧૯૪૮, સોમવાર

સવારે વહેલા ઊઠીને સ્નાન વગેરે આટોપીને મિત્રો સાથે વાતો વગેરે. ચિ. સૌ. તાઈ અને છોકરાંઓ આવ્યાં હતા. એ બધાંની સાથે નવના અરસામાં વિમાનઘર પર ગયો. શ્રી વામનરાવ નિકતે વગેરે લોકો પણ મળ્યાં. ત્યાંથી વિમાનમાં નીકળીને ૧૦–૧૫

વાગ્યે અમદાવાદ વિમાનઘર પર આવ્યાં. સાથે ડૉ. ચોધ હતા. અમે બંને જણ બંગલે આવીને ભોજનાદિ આટોપીને સૌ.વતી સાથે ૧૨–૩૦ વાગ્યે વિમાનઘર પર આવ્યાં. અને ૧–૦ વાગે રાજકોટ જવા નીકળ્યાં.

બંગલા પર થોડો વખત મળ્યો તેટલામાં આવેલી ટપાલ જોઈ. કેટલાક હિસાબ જોયા અને ચેક પણ આપ્યા.

આશરે ૨–૩૦ વાગ્યે રાજકોટ પહોંચ્યાં. સૌરાષ્ટ્ર સરકારનું પ્રધાનમંડળ (શ્રી ઢેબરભાઈ, શ્રી નાનાભાઈ, શ્રી રસિકભાઈ, શ્રી બળવંતરાય મહેતા, શ્રી જગુભાઈ અને શ્રી મનુભાઇ), શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયા, શ્રી હિંમતલાલ શુકલ વગેરે લોકો અમારા સ્વાગત માટે આવ્યા હતા. અમારો મુકામ શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયા (સૌરાષ્ટ્રના મુખ્ય ન્યાયમૂર્તિ)ને ઘેર હતો.

ચા વગેરે આટોપીને ૫–૩૦ વાગ્યે કૉનૉટ હૉલમાં દરબાર ગોપાળદાસના પ્રમુખપદ હેઠળ 'ગુજરાત યુનિવર્સિટી' વિષે મારું જાહેર પ્રવચન રાખ્યું હતું. અમારો પરિચય કરાવતી વખતે ડૉ. રમણલાલ યાજ્ઞિકે ગેરસમજથી કેટલીક ભૂલભરી વાતો રજૂ કરી તેને કારણે વિષયાંતર કરીને મારે સાચી હકીકત કહેવી પડી. સાચી–ખોટી વાતોની તપાસ ન કરતાં એક કાનેથી બીજે કાને આવેલી વાતો સાંભળીને લોકો એના પર વિશ્વાસ મૂકીને ગેરસમજ કરી લે છે એનું આ ઉત્તમ ઉદાહરણ હતું. આવી રીતે જો આપણે ચાલીશું તો સ્વરાજ્ય અને લોકશાહી કેવી રીતે ચાલશે? ઠીક. યુનિવર્સિટીના સ્વરૂપ વિષે પણ હું કેટલુંક બોલ્યો. અમારી સમક્ષ કેવા કેવા પ્રશ્નો છે એની જાણ કરી.

ત્યાંથી થોડો વખત ફરવા જઈ આવ્યો અને પછી મુકામ પર આવ્યો. રાત્રે જમવામાં સર જનાર્દન માદન અમારી સાથે હતા. જમ્યા પછી થોડો વખત વાતો.

### તા. ૧૩ જુલાઇ ૧૯૪૮, મંગળવાર

સવારે વહેલા ઊઠીને સ્નાન વગેરે આટોપીને ૭–૩૦ થી ૮–૩૦ સુધી રાષ્ટ્રીય શાળામાં આજથી શરૂ થનારા ૮૦ દિવસના ગાંધીજયંતી ઉત્સવમાં ગયો. શ્રી કાકાસાહેબ કાલેલકર, શ્રી ઢેબરભાઈ, દરબાર ગોપાળદાસ, મુની સંતબાલ વગેરે લોકો હતા. સમૂહ-કાંતણનો કાર્યક્રમ હતો. મુકામ પર આવીને પરચૂરણ કામ. થોડું રોજનીશી લેખન.

૧૦ થી ૧૧ સુધી સૌરાષ્ટ્ર પ્રધાનમંડળ સાથે ગુજરાત યુનિવર્સિટી અંગે ચર્ચા. શ્રી ઢેબરભાઈ, નાનાભાઈ, રસિકભાઇ, બળવંતરાય, જગુભાઈ અને મનુભાઈ એમ બધા આવ્યા હતા. સરદાર વલ્લભભાઇનો અભિપ્રાય શો છે એમ શ્રી ઢેબરભાઈએ શરૂઆતમાં પૂછ્યું. મેં એમને આણંદની બાબતમાં લખેલો કાગળ અને એનો જવાબ એ અંગેની હકીકત કહી. વલ્લભભાઇના મત મુજબ એક જ યુનિવર્સિટી હોવી ઘટે. એમણે ગુજરાત વિદ્યાપીઠ વિષે પણ પૂછ્યું. મેં કહ્યું કે, 'જ્યાં સુધી વિદ્યાપીઠ એટલે મગનભાઈ એવો અર્થ છે ત્યાં સુધી એમનો વિરોધ છે. અમારો નથી.' પછી વિશ્વવિદ્યાલય વિષેની ભૂમિકા મેં જણાવી. બીજી બધી હકીકત કહી. શ્રી...નું વર્તન છેલ્લાં ૭-૮ વર્ષથી કેવું છે તે પણ કહ્યું. શ્રી ઢેબરભાઈ બોલ્યા કે, 'અમે બધા અને સૌરાષ્ટ્ર સરકાર ગુજરાત વિશ્વવિદ્યાલયની સાથે જ છીએ.' ચર્ચા નિખાલસ થઈ અને ગુજરાતના હિતની દૃષ્ટીથી સહુએ વિચાર કર્યો.

ભોજન બાદ થોડો આરામ કરીને ૧ થી ૪–૩૦ સુધી જુબાનીઓ લેવાનું કામ થયું. પછી મુકામ પર આવીને ચા વગેરે આટોપીને કૉનૉટ હૉલમાંના શ્રી કાકાસાહેબના વ્યાખ્યાનમાં ગયો. ગુજરાત વિશ્વવિદ્યાલય પર જ વ્યાખ્યાન હતું. ઢેબરભાઈ અધ્યક્ષપદે હતા. All is well that ends well એ ન્યાય મુજબ, સૌરાષ્ટ્ર અને ગુજરાત જુદાં ન હોઇને એક જ છે એમ શ્રી ઢેબરભાઈએ જાહેર કર્યું.

ત્યાંથી શ્રી શુકલને ઘેર ચા-પાર્ટીમાં ગયો. ત્યાં અમલદાર લોકો અને બીજાઓને મળવા-કરવાનું અને વાતો થઈ. પછી ૮–૦ના અરસામાં ચાલતો જ મુકામ પર આવ્યો.

રાત્રે શ્રી હરસિદ્ધભાઇને ત્યાં જમણ. જમવામાં પ્રધાનમંડળ, વિશ્વવિદ્યાલય સમિતિ, દરબાર ગોપાળદાસ આદિ લોકો હતા. ભોજન બાદ થોડો વખત ચર્ચાઓ.

## તા. ૧૪ જુલાઇ ૧૯૪૮, બુધવાર

સવારે સ્નાન વગેરે આટોપીને વહેલો અતિથિગૃહમાં ગયો. ૮ થી ૧૧ સુધી વિશ્વવિદ્યાલય સમિતિનું કામ. જુબાનીઓ લીધી. આજે સૌરાષ્ટ્ર સરકારનું પ્રધાનમંડળ આવ્યું હતું. શ્રી ઢેબરભાઈ, નાનાભાઈ ભટ્ટ, બળવંતરાય મહેતા, રસિકભાઇ, જગુભાઈ અને મનુભાઈ શાહ એમ સહુ હતા. સૌરાષ્ટ્રે ગુજરાત સાથે જ રહેવું જોઇએ એવો એમનો આગ્રહ હતો. શ્રી મનુભાઇ વિષે મારા મનમાં સારી છાપ પડી. ગઈ કાલની જુબાનીઓમાં ભાવનગરના શ્રી ઉપેન્દ્ર ભટ્ટની જુબાની પણ ઉત્તમ થઈ.

પછી મુકામ પર આવીને ભોજન. થોડો આરામ, અને ૨ થી ૩–૧૫ સુધી અતિથિગૃહમાં શ્રી દહેજિયા I. C. S. (સૌરાષ્ટ્ર સરકારના મુખ્ય સચિવ)ની જુબાની. એ કામ આટોપીને ઘેર આવ્યો. ચા વગેરે આટોપીને ૪–૧૫ વાગ્યે ધર્મેન્દ્રસિંહ કૉલેજમાં ગયો. પ્રોફેસર લોકો સાથે ચા-પાણી અને પછી ૪–૩૦ થી ૫–૪૫ સુધી વિદ્યાર્થીઓની સભામાં સવાલ-જવાબ. વિદ્યાર્થીઓએ આશરે ૬૫ સવાલો મોકલ્યા હતા. જેના જવાબો આપવા જેવા હતા તેના જવાબ ૫–૩૦ સુધી શ્રી કાકાસાહેબે આપ્યા અને પછી ૧૫ મિનિટ મેં આપ્યા. કેટલાક પ્રશ્નો ઉદ્‌બોધક હતા.

પછી મુકામ પર આવીને થોડાં ફરાળ-દૂધ લઇને ૬–૧૫ના અરસામા મોટરમાં જૂનાગઢ જવા નીકળ્યાં. આશરે ૬૦ માઇલિનો રસ્તો. ૯ના અરસામાં ત્યાં પહોંચ્યાં. રાત્રે શહેરની કોટની દીવાલની કેડેથી અમારી મોટરો પસાર થઈ ત્યારે સૂમસામ રસ્તા પર પણ આશરે ૨૦૦–૨૦૦ પગલાંના અંતરે બંદૂકધારી પોલીસ ઉભેલી જોઈને અમે ગજકીય મહેમાનો હોવા જેવું દેખાયું. આ પોલીસ અમારા રક્ષણને વાસ્તે અગર શોભાને સારુ ઊભી હતી. જૂનાંગઢમાં મુસલમાનો પર સ્વાભાવિક અવિશ્વાસ. પ્રધાનોનાં ખૂન કરવાની અફવાઓ ઊડે છે. એટલે અમે કૅાંગ્રેસજન–મધ્યસ્થ સરકારના નિકટતમ-એવા હોવાથી અમારી સલામતી માટે પ્રધાનમંડળને સ્વાભાવિક ચિંતા. ઠીક.

જૂનાગઢ જતાં રસ્તામાં કાઠિયાવાડનાં કેટલાંક ગામો જોવા મળ્યાં. ગોંડલ ખૂબ જ આકર્ષક, રમણીય લાગ્યું. રસ્તા, બગીચા, બંગલા સુંદર જણાયા.

જૂનાગઢમાં સરકારી ગેસ્ટ હાઉસમાં ગયાં. અગાઉ આ નવાબનો મહેલ હતો. ત્યાં દરબારના અમલદારો અને પ્રતિષ્ઠિત નાગરીકો આવ્યા હતા. અમારું સ્વાગત કરવામાં આવ્યું. આશરે ૧૫૦ હાર અર્પણ કરાયા! આ હાર બકુલના ફૂલના હતા. કેટલાક મોગરાના હતા. જ્યાં ત્યાં પુષ્પોનો મઘમઘાટ ફેલાયો હતો.

પછી ૯–૪૫ વાગ્યે શહેરમાંના વાચનાલયની સામેના ચોકમાં જાહેર સભા હતી ત્યાં ગયાં. આશરે દસ હજારની મેદની હતી. સરસ શિસ્ત હતી. ધાંધલ નહિ. લોકો વ્યવસ્થિત બેઠા હતા કે ઊભા હતા. હું આશરે ચાળીસ મિનિટ બોલ્યો. સ્વરાજ્ય એટલે શું? અને સ્વતંત્ર્યની જવાબદારી દરેક પર છે, કેવળ સરકાર તરફ જોઈને અગર આંગળી ચીંધીને ફાયદો નથી, એ મારો મુદ્દો. દરેક નાગરિકે પોતાનુ વર્તન યોગ્ય અને જવાબદારી ભર્યું રાખીને યોગ્ય અને ન્યાયયુક્ત લોકશાહીને આવશ્યક એવું વાતાવરણ નિર્માણ કરવામાં મદદ કરવી જોઈએ એ મારો મુદ્દો.

સભા પતાવીને મુકામ પર આવતાં ૧૦-૪૫ થયા. પછી જમણ અને વાતોચીતો. સૂતાં આશરે ૧૨-૩૦ થયા.

## તા. ૧૫ જુલાઇ ૧૯૪૮, ગુરુવાર

પરોઢિયે ૫ાા વાગ્યે ઊઠીને ચા, શૌચ, સ્નાન વગેરે આટોપીને ૭-૩૦ વાગ્યે (બરાબર સમયસર) સંરક્ષક દળ (Home Guards)ની મુલાકાતે ગયાં. એક મોટા મેદાન પર એમની કવાયત રાખી હતી. આ દળમાં પુરુષો અને સ્ત્રીઓ હતાં. એમનાં શિસ્ત અને કવાયત મને સરસ લાગી. અમદાવાદમાં મેં જોઈ એના કરતાં વધુ સારી લાગી. અહીં હિંદુ-મુસ્લિમ, પાકિસ્તાન વગેરે સવાલો વધુ તીવ્રતાથી થયા હતા અને રાજ્યક્રાંતિ થઈ હતી શસ્ત્રોના દેખાવ વડે. એને લીધે પ્રજામાં સ્વાતંત્ર્યની સભાનતા વધુ દેખાઈ. સ્વાતંત્ર્યની જવાબદારીનો ખ્યાલ પણ જણાયો. હોમગાર્ડ્સની સલામી વગેરે થયા પછી હું એમને ઉદ્દેશીને ઉપદેશ અને ઉત્તેજનના ચાર શબ્દ બોલ્યો.

અહીં એક નવી બાબત ગમી. નવી સરકાર રચા-

યાને બે મહિના જ થયા છે. પણ મુખ્ય પ્રધાન શ્રી. સામળદાસભાઈએ વાતાવરણમાં ઠીકઠીક ફેરફારો કરાવ્યા છે. મુસલમાની નામો રદ કરીને હિંદી નામો શરૂ કર્યાં. 'અમન-મહાલ' નહિ પણ 'શાંતિ-સદન'; આડીઅવળી વેરણછેરણ થઈને પડેલી પથ્થરની અને ધાતુની સુંદર મૂર્તિઓનું જતન કરવાને વાસ્તે મ્યૂઝિયમમાં એ મૂર્તિઓને ભેગી કરી રાખી; હરિજનોદ્ધાર, ગ્રામોદ્યોગ જેવા કાર્યક્રમો શરૂ કર્યા; મુસલમાનોએ કેવળ જુલમથી બંધ કરાવેલાં મંદિરો ખુલ્લાં કરાવ્યાં. આને કારણે દબાએલી બિનમુસલમાન પ્રજા માથું ઊંચું કરવા લાગી, સ્વાતંત્ર્ય એટલે શું એનો આસ્વાદ કરવા લાગી છે. પોતાપણાથી અને ન્યાયથી પરાઈ થએલી પ્રજા સ્વાતંત્ર્યનો પ્રાણવાયુ (oxygen) લેવા માંડી હોય એમ જણાય છે. આપણી પરિસ્થિતિ બદલાઈ જઈને હવે આપણે ગુલામીમાંથી સ્વાતંત્ર્યમાં પ્રવેશ્યા છીએ એની સભાનતા જનતાના તમામ વિભાગોમાંના લોકોના ચહેરા પર દેખાય છે. અહીં 'મહાત્મા ગાંધી' અગર 'જવાહરલાલ' વિષેનાં 'ઝિંદાબાદ'નાં સૂત્રો થોડાં સંભળાય છે ખરાં, પણ મોટે ભાગે 'આરઝી હકૂમત (સ્વતંત્ર રાજ્ય- Provisional Govt.) ઝિંદાબાદ' એ જ સૂત્ર સાંભળવામાં આવે છે. ઠીક.

ત્યાંથી મ્યૂઝિયમ જોવા ગયાં. મૂર્તિના અવશેષ, કાપડ વણવાની કળા વગેરે જોઈને પછી પ્રાણીસંગ્રહ જોયું. સફેદ સ્વચ્છ હરણો મેં પ્રથમ જ વાર જોયાં. પછી ગિરનારનાં પગથિયાં પર ગયાં. દામોદર કુંડ જોઈને અશોકનો શિલાલેખ જોયો. અહીં જે શિલાલેખો છે એમની વિશેષતા એ છે કે જુદા જુદા સમયના જુદા જુદા ત્રણ રાજાના લેખો એક પથ્થર પર કોરેલા છે:

(૧) મૌર્ય વંશના અશોકના–રાજધાની પાટલીપુત્ર. ઈ.સ. પૂર્વે ૨૭૨ થી ૨૩૨ કારકિર્દી. લેખોનો સમય ઈ.સ. પૂર્વે ૨૫૬, કુલ ૧૪ લેખો.

(૨) રુદ્રદમન પહેલો–પશ્ચિમ ભારતના ક્ષત્રપ રાજા: ઈ.સ. ૧૪૩ થી ૧૫૮. લેખ-કાળ–ઈ.સ. ૧૫૦ (સુદર્શન તળાવનો જીર્ણોદ્ધાર).

(૩) સ્કંદગુપ્ત. પાટલીપુત્ર રાજધાની. ઉત્તર હિંદુસ્તાનમાંનો ગુપ્ત વંશ. ઈ.સ. ૪૫૪ થી ૪૭૦. લેખ–કાળ ઈ.સ. ૪૫૭ (સુદર્શન તળાવનો જીર્ણોદ્ધાર).

ત્યાંથી સંત નરસિંહ મહેતાની ભૂમિનાં દર્શન લઈને પછી હરિજન કન્યા છાત્રાલયના ઉદ્‌ઘાટન માટે ગયાં. ઉદ્‌ઘાટન મારા હસ્તે થયું. છાત્રાલયની એકંદર વ્યવસ્થા હરિજન ભાઈઓના હાથમાં અને એમાં સવર્ણોને પ્રવેશની છૂટ છે એ આ છાત્રાલયની વિશેષતા છે. ત્યાંથી બે દવાખાનાં જોવા ગયાં. ઈમારતો સારી છે. અહીં મેડિકલ કૉલેજ કરી શકાય તેવું છે. પછી બહાઉદ્દીન કૉલેજમાં ગયાં. ઘણા બધા વિદ્યાર્થીઓ અને બીજા લોકો હતા. શ્રી કાકાસાહેબ અને હું બોલ્યા. 'સત્ય અને સેવા' એ ધ્યેયના પાયા પર આયુષ્યની તૈયારી કરો; અનેક પ્રકારનાં કામો દેશના સંગઠન માટે કરવાનાં છે, સેવકો જ નથી મળતા, એવો મારો મુદ્દો હતો.

ભોજન બાદ થોડો આરામ પછી વિદ્યાર્થી છાત્રાલયમાં ગયાં. અહીં પ્રશ્નોત્તરીનો કાર્યક્રમ હતો. કાકાસાહેબે જ જવાબો આપ્યા. એક વિદ્યાર્થીએ મને ખાસ્સો લાંબો કાગળ આપ્યો. ગઈ કાલ રાતનું મારું ભાષણ કૉંગ્રેસ સરકારનો પોકળ બચાવ હતો એમ એનું કહેવું! હું બચાવ કરું છું એવું મારા ખ્યાલમાં કે મગજમાં પણ નહોતું. પણ એને એમ લાગ્યું. એ પરથી સ્પષ્ટ થાય છે કે જાહેર ભાષણ એ કેવી કઠણ અને નાજુક કસરત છે! બોલનાર માણસ પોતાની મનોભૂમિકા પરથી શબ્દો યોજીને શબ્દોનો અર્થ કરતો હોય છે. સાંભળનારો એની પોતાની ભૂમિકા પરથી સાંભળીને જુદા જ અર્થ તારવતો હોય છે. ખેર.

ત્યાંથી સ્ટેશન પરથી ટ્રૉલી અને સલૂનમાં અમે બધાં લોકો વેરાવળ જવા ઊપડયાં. વાતોચીતો ચાલી. ચા-શૌચની ઉત્તમ વ્યવસ્થા હતી. દરેક સ્ટેશને સેંકડો લોકો અમારું સ્વાગત કરતા હતા. હાર, કલગીઓ, દૂધ ખાદ્યપદાર્થો વગેરે તેઓ લાવતા હતા. ભારતીય પાર્લામેન્ટના પ્રમુખને જોવાની ખૂબ ઈચ્છા દર્શાવતા હતા. સ્વાતંત્ર્યની ચેતના અને ઉત્સાહ દરેકના ચહેરા પર જણાતાં હતાં.

૬ના અરસામાં વેરાવળ પહોંચ્યાં. પ્રથમ હોમગાર્ડ્‌સનું નિરીક્ષણ અને પછી દરિયાકિનારે આવેલું શ્રી લક્ષ્મીનારાયણનું મંદિર જોવા ગયાં. હરણ નદીના કિનારા

પર તે આવેલું છે. પાસે જ એક પીપળનું ઝાડ છે. ટૂટચો ફૂટચો ચોતરો છે. ત્યાં શ્રી કૃષ્ણ ભગવાનનું પ્રેત-દહન થયું હતું એમ કહે છે. આ સ્થળે ૫૬ વર્ષ પહેલાં પીપળની ડાળ તોડયાના નિમિત્ત પરથી હિંદુ-મુસલમાનનાં રમખાણ થયાં હતાં. એને વાસ્તે સજા પેટે નવાબ-સરકારે મંદિર જ બંધ કરી દીધું! ૫૬ વર્ષ બાદ 'આરઝી હકૂમતે' એ ખુલ્લું કર્યું. મોટો સમારંભ કર્યો હતો. આશરે ત્રીસહજાર પર લોકસમુદાય ભેગો મળ્યો હતો. આ સાંસ્કૃતિક જીર્ણોદ્ધારને કારણે અને અન્યાય દૂર થયાને લીધે લોકોને સ્વાતંત્ર્યનો પ્રત્યક્ષ અનુભવ મળી રહ્યો હતો. મને પણ ખૂબ સારું લાગ્યું. આ સવાલ હિંદુ અગર મુસલમાન, મંદિર કે મસ્જિદ એવો ન હોઈ ન્યાય અને સ્વાતંત્ર્યનો એ સવાલ હતો; અને આરઝી હકૂમતના આ કૃત્યથી લોકોમાં તેઓ પ્રિય થયા હતા. ઠીક.

ત્યાંથી ત્રિવેણી સંગમની જગ્યાએ ગયાં. હરણ અને સરસ્વતી એ બે પ્રકટ નદીઓ અને ગુપ્ત નદી કપિલા એમ ત્રણનો સંગમ અહીં હતો. ત્યાંથી સમુદ્ર-કિનારા પરના અસલ સોરઠી સોમનાથના ભવ્ય મંદિરે અમે ગયાં. સમુદ્રના કાંઠે આવેલા આ મંદિરનું દૃશ્ય ખૂબ જ ભવ્ય અને રમણીય છે. સમુદ્રનાં વિરાટ મોજાં, અમાપ એવું ક્ષિતિજ અને ભવ્ય મંદિર. મંદિર મોટે ભાગે ભાંગ્યું તૂટયું જ છે. મહંમદ ગઝનીએ તેને તોડી નાંખ્યું ત્યારથી એક હજાર વર્ષનો સમય નજર સમક્ષ પસાર થયો. દુઃખ, સમાધાન, આનંદ એવા મિશ્રિત ભાવ હૃદયમાં જન્મ્યા. ગઝનીનો મહંમદ દૂરથી આવીને આપણું મંદિર તોડી જાય છે એ માટે દુઃખ; ત્યાં આસપાસ ઘણી બધી કબરો જોઈને આપણા લોકોએ એ કૃત્યનો વિરોધ કર્યો એ માટે સમાધાન; અને હવે આપણા હાથમાં આ મંદિર આવ્યું અને એનો જીર્ણોદ્ધાર હવે થવાનો, આપણા ગતવૈભવનું અને આપણી સંસ્કૃતિનું ચિહ્ન ફરી ટટાર ઊભું થશે એ વિચારથી આનંદની લાગણી થતી હતી. મંદિરની અંદર, બહાર, આસપાસમાં અમે ફર્યાં; થોડો વખત બેસીને સાગર-તરંગ જોતાં રહ્યાં. 'કાલાય તસ્મૈ નમઃ' એમ મનમાં બોલીને ઊઠયો. પછી પટ્ટણ ગામમાં આવ્યાં. ત્યાં ૬૦ વર્ષ પહેલા એક ભવ્ય મંદિરનું જુમ્મા મસ્જિદમાં રૂપાંતર મુસલમાનોએ કર્યું હતું. એનો ફરી કબજો મેળવીને હવે હિંદુઓએ એનું સૂર્યમંદિર બનાવ્યું હતું તે જોયું. સારું લાગ્યું. મસ્જિદમાંથી મંદિર બન્યું એટલે આનંદ થયો એમ નહિ પણ અન્યાય વડે અને જુલમથી, દાદાગીરી કરીને જેમણે મંદિરની મસ્જિદ બનાવી એમને ઉત્તમ જવાબ આપ્યો માટે આનંદ થયો. અન્યાયનો પ્રતિકાર અને self-assertion થયાં તેનો આનંદ. મંદિર વટલાઈ ગયું એમ કહીને તેનો ત્યાગ કરવાને બદલે ફરી દેવસ્થાપના કરીને દેવતાનું પાવિત્ર્ય જાજ્વલ્યમાન હોવાની કલ્પના પ્રસ્થાપિત કરી માટે આનંદ. હિંદુત્વ સંકુચિત હતું તે વિશાળ દૃષ્ટિવાળું થયું તેનો આનંદ. ત્યાંથી નજીક જ એક મુસલમાને મંદિરનું ઘર બનાવ્યું હતું તે પણ જોયું. આ બંને સ્થળો મુસલમાનોને ન આપતાં પોતાના હાથમાં રાખવાનો જૂનાગઢ સરકારનો નિશ્ચય જોઈને ખૂબ સારું લાગ્યું. અંગ્રેજોના ચડાવ્યાથી બેફામ થએલા મુસલમાનોને પોતાનામાં સામેલ કરવાને વાસ્તે લાલચ તરીકે આજ સુધી એમની દરેક પ્રકારની દાદાગીરી આપણે ચલાવી લીધી, પણ હવે એવું ચાલવા નહિ દઈએ એ વાત આ દાખલામાં જૂનાગઢ સરકારે સ્પષ્ટ બતાવી આપી તે બદલ ખૂબ સારું લાગ્યું. ઠીક.

પછી નવા સોમનાથનાં દર્શન કર્યાં. એમાં લિંગ ભોંયતળિયામાં છે. ત્યાંની પાર્વતી વગેરે દેવીઓની મૂર્તિઓ ખૂબ જ સુંદર લાગી. દેવી શ્રી અહિલ્યાબાઈએ આ મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો. આ પ્રસંગે ઉદાર હિંદુત્વનો બીજો પુરાવો મળ્યો તે એ કે મંદિરના પૂજારીઓએ શ્રી તારાપોરવાલાને–પારસી ગૃહસ્થને–પણ લિંગના મુખ્ય કેન્દ્રસ્થાને આવવા દીધા. ઠીક. અહીં પાનસોપારી થયા પછી અમે ગામમાં ગયાં અને ત્યાં જમણ આટોપીને આશરે ૮ા વાગ્યે વેરાવળ સ્ટેશનેથી ટ્રૉલીમાં નીકળ્યાં તે ૧૧ વાગ્યે જૂનાગઢ પહોંચ્યાં. માર્ગમાં શ્રી સામળદાસ જોડે ઘણી બધી વાતોચીતો થઈ. કૉંગ્રેસમાંનો સત્તાવાદ અને અનૈતિક વ્યવહાર, 'ઝબ્બૂશાહી' વગેરે વિષે વાતો નીકળી. એમણે તો બીજી ઘણી વાતો કહી. આરઝી હકૂમતનું કામ કેવી રીતે થયું, ત્યાંના અધિકારી સર હાર્વે જોન્સે શરણાગતિની ચિટ્ઠી કેવી રીતે આપી, લશ્કરી તૈયારી કેવી રીતે કરી વગેરે હકીકતો મનરંજન કરનારી અને રોમાંચક હતી. આ બધી હકીકત ગ્રંથસ્થ

કરીને છપાવવી એવી સૂચના મેં એમને કરી. એમને પણ એ માન્ય લાગી.

આ વખતના સહવાસને કારણે શ્રી સામળદાસભાઈ વિષેનો મારો પૂર્વગ્રહ બદલાયો. 'આરઝી હકૂમત' કેવળ stunt નહોતો. સાચે જ હથેળીમાં માથું મૂકીને તેઓ બહાર પડ્યા હતા. અને એમનામાં ધીરજ, રાજકારણ-પટુતા અને સેવાભાવ છે એમ લાગ્યું.

રાત્રે મુકામ પર આવીને આરામ. આશરે બાર વાગ્યા.

## તા. ૧૬ જુલાઇ ૧૯૪૮, શુક્રવાર

પરોઢિયે ઊઠીને સ્નાન, ચા વગેરે આટોપીને બરાબર ૫-૪૫ વાગ્યે સવારે નીકળ્યાં તે આશરે ૮-૪૫ વાગ્યે રાજકોટ આવ્યાં. રસ્તામાં ખૂબ મઝા આવી. માર્ગમાં ઘણા મોર દેખાયા. રાજકોટમાં શ્રી હરસિદ્ધભાઈ ને ત્યાં વાતચીતો અને ચા તથા નાસ્તો આટોપીને ત્યાંથી ૧૦ વાગ્યે વિમાનઘર પર આવ્યાં. અમને વિદાય આપવા સારુ હરસિદ્ધભાઈ અને આખું સૌરાષ્ટ્ર પ્રધાનમંડળ આવેલું.

૧૦-૩૦ વાગ્યે નીકળીને ૧૨-૧૫ના અરસામાં અમદાવાદ આવ્યાં. શ્રી ઢેબરભાઈ, ઈન્દુમતી, આદિ લોકો અમારી સાથે જ વિમાનમાં હતાં. રસ્તામાં લીમડી મુકામે મારા કૉલેજના એક જૂના મિત્ર શ્રી મૂળશંકર પ્રે. બક્ષી સકુટુંબ મળ્યાં. આનંદ થયો. જૂની વાતો ઝાઝી નીકળી નહિ. સમય ઓછો હતો અને વળી શ્રી બક્ષીનો...... સ્વભાવ જણાઈ આવ્યો. સૂક્ષ્મ ખુશામત અને ટીખળ સાથે તેઓ શ્રી. ઢેબરભાઈ જોડે વાતો કરતા હતા. ઠીક.

વિમાનઘર પરથી શ્રીમતી ઈંદુમતીને એમના ઘેર મૂકીને પછી અમે બંગલા પર આવ્યાં. ભોજન બાદ ટપાલ જોઈ. આરામ. પછી કેટલાક કાગળો લખાવ્યા. સાંજે ભદ્રમાં જઈ આવ્યો. કસ્તુરબા ફંડની બાબતમાં ડૉ. રાજેન્દ્રપ્રસાદને અને એંજિનિયરિંગ કૉલેજની બાબતમાં શ્રી. ખેરને કાગળો લખાવ્યા.

ભદ્રમાંથી ચાલતો જ ઘેર આવ્યો. ભોજન બાદ પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

## તા. ૧૭ જુલાઇ ૧૯૪૮, શનિવાર

સવારે રોજનીશી લેખન. વૃત્તપત્રો જોયાં. ટ્રસ્ટ ફંડોના હિસાબો. ટપાલ લખાવી. અન્ય પરચૂરણ કામો. એન્યુકેશન સોસાયટીની ફિઝિકલ રિસર્ચ સંસ્થાની બાબતમાં શ્રી વિક્રમ સારાભાઈ મળ્યા. આ કામમાં મુંબાઈ સરકાર તરફથી જો કાંઈ મદદ મળે તો જ ભારત સરકાર મદદ આપશે એમ હોવાથી મુંબાઈ સરકારની સહાય મેળવવા માટે કરવાની અરજી વગેરેનો વિચાર કર્યો. શ્રી. વિક્રમભાઈ મુસદ્દો કરી આપશે તે જોઈને હું સુધારી આપીશ.

આજે અષાઢ માસની એકાદશી. ફરાળ આરોપીને ટપાલ જોઈ, વગેરે અને પછી આરામ. ૩-૪૫ થી ૫-૩૦ સુધી ભદ્ર ભગિની સમાજમાં ગયો હતો. પાર્લમેન્ટનો અધ્યક્ષ હું બન્યો ત્યારથી એમની ઇચ્છા મને એક વાર નિરાંતે બોલાવીને સત્કાર કરવો એમ હતી. એ યોગ આજે આવ્યો. એમના સત્કારનો હેતુ હું જાણતો નહોતો. હાલની પરિસ્થિતિ વિષે મારે ચાર શબ્દો કહેવા એ માટે એમણે મને નિમંત્ર્યો હતો. સ્વરાજ્ય એટલે શી કલ્પના છે, સ્વરાજ્યમાં દરેક પર જવાબદારી કેવી રીતે અને શી છે, હૈદરાબાદ તથા કાશ્મિરના સવાલો કેટલા અટપટા છે અને પૂરી માહિતીના અભાવે અભિપ્રાય આપવો કેટલું અશક્ય છે એ મેં એમને સમજાવીને કહ્યું.

પછી ભદ્રમાં જ ચા અને શૌચ આરોપીને શેઠ કસ્તુરભાઇને ત્યાં ગયો. એ પહેલાં શ્રી. સૌ. શાંતાબાઈ કશાળકર મળ્યાં હતાં. કસ્તુરબા ફંડના કામ માટે શ્રી. સૌ. સરલાદેવી એમને અહીં લાવ્યાં અને હવે ગુજરાતી આવડતું નથી એટલે નોકરીમાંથી કાઢી મૂક્યાં! આ બરાબર નથી. ગુજરાતી આવડવા વિષે અગાઉથી તપાસ કરવી જોઈતી હતી. ઠીક. કસ્તુરબા ફંડના મહારાષ્ટ્રમાંના કામમાં પરોવાની એમની ઇચ્છા છે એટલે એ બાબતમાં શ્રીમતી સુશીલા પૈને મળવાની સલાહ મેં એમને આપી.

રાત્રે સ્નાન અને ભોજન. વાતો. ઇતર વાચન.

## તા. ૧૮ જુલાઇ ૧૯૪૮, રવિવાર

સવારે તૈયાર ટપાલ વાંચીને સહીઓ કરી. વૃત્તપત્રો. રોજનીશી લેખન. શ્રી દાદામામા ગુર્જરના ચિ. બાળ વિષેના પત્રનો લાંબો અને સવિસ્તર જવાબ આપ્યો.

(અનુસંધાન પૃ. ૧૧૩)

# માનવપ્રેમની સમસ્યા (સાર્ત્રે અને ફ્રોમનાં મંતવ્યો)

## The Problem of Human Love (The Views of Sartre & Fromm)

મધુસૂદન વિ. બક્ષ

માનવસંબંધોની સમસ્યા કોઈ પણ તત્ત્વચિંતક અને મનોવૈજ્ઞાનિક સમક્ષ હંમેશાં ઉપસ્થિત થાય છે. વ્યાપક અર્થમાં, પ્રેમ ઉપર સ્થાપેલા માનવસંબંધોનો આદર્શ ઘણા તત્ત્વચિંતકોએ રજૂ કર્યો છે. માનસચિકિત્સા અને સમાજલક્ષી મનોવિજ્ઞાનમાં, તાદાત્મ્ય, સહકાર, સામાજિક સ્વીકૃતિ વગેરેને માનવસંબંધોમાં સંવાદિતા સ્થાપનારાં પરિબળો તરીકે સ્વીકારવામાં આવ્યાં છે. આ સંદર્ભમાં, ફ્રૉઇડના મનોવિશ્લેષણના સિદ્ધાંતો માનવપ્રેમનાં કેટલાંક પાસાંઓના અભ્યાસ ઉપર આધારિત છે. સામાજિક અનુકૂલન અને માનસઉપચારના ક્ષેત્રે પણ માનવસંબંધોમાં મૈત્રી અને ભાવાત્મક લાગણીતત્ત્વને મહત્ત્વ આપવામાં આવ્યું છે.

અસ્તિત્વવાદી ફિલસૂફ સાર્ત્ર અને માનસચિકિત્સક (Psychoanalyst) ઈરીક ફ્રોમનાં મંતવ્યો વચ્ચેની સમાનતા અને ભિન્નતાનો અભ્યાસ રસપ્રદ નીવડે છે. માનવસ્વાતંત્ર્ય વિષે બન્નેનાં મંતવ્યોમાં ઘણું સામ્ય છે. માનવીની અસ્તિત્વલક્ષી પરિસ્થિતિનું પૃથક્કરણ ઈરીક ફ્રોમે તેમની વિશિષ્ટ રીતે કર્યું છે. ઈરીક ફ્રોમના વિચારોનું નિરૂપણ કરીને સાર્ત્રના માનવસંબંધો વિષેના વિચારો સાથે તેમની તુલના કરવાનું ઉચિત જણાય છે.

### ૧

મનોવિશ્લેષણ (Psychoanalysis) અંગેના ખ્યાતનામ સમકાલીન ચિંતક તરીકે ફ્રોમની પ્રતિભા પ્રસરેલી છે. તેમનો જન્મ ફ્રેન્કફર્ટમાં થયો હતો. તેમણે હેઇડલબર્ગ, ફ્રેન્કફર્ટ અને મ્યુનીચની યુનિવર્સિટીઓમાં સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. ૧૯૨૫ પછી માનસચિકિત્સાની પ્રૅક્ટિસ તેમણે શરૂ કરેલી. ૧૯૩૪માં તેઓ અમેરિકામાં સ્થાઈ થયા અને કોલમ્બીઆ, યેઇલ વગેરે યુનિવર્સિટીઓના મનોવિશ્લેષણ વિભાગમાં તેમણે કામ કર્યું. ૧૯૪૦માં 'વૉશિંગ્ટન સ્કૂલ ઑફ સાઈકીઆટ્રી'ના ફેલો તરીકે તેમની નિમણૂક થઈ. તેમની કૃતિઓ[૧]માં વિચારસામગ્રીનું અનોખું વૈવિધ્ય વરતાય છે. તેમનું ૧૯૫૬માં પ્રકાશિત થએલું પુસ્તક "The art of loving" (પૃ. ૧૧૧) વિશિષ્ટ દૃષ્ટિબિંદુ રજૂ કરે છે. આ લેખમાં ફ્રોમ અને સાર્ત્રના તુલનાત્મક અભ્યાસ કરવામાં, તેમના આ પુસ્તકનો આધાર લેવામાં આવ્યો છે.

સીગમન્ડ ફ્રૉઇડે રજૂ કરેલું માનવસંબંધોનું ચિત્ર ઈરીક ફ્રોમ સ્વીકારતા નથી. ફ્રોમ ફ્રૉઇડની ટીકા કરતાં સૂચવે છે કે માણસ અને સમાજ ફ્રૉઇડ ધારે છે તેવાં પરસ્પર વિરોધી નથી. ઉપરાંત માણસ સ્વભાવે જ સ્વાર્થી સંતોષ ઇચ્છે છે અને પરાણે સામાજિક સંબંધો સ્વીકારે છે તેવું ફ્રૉઇડનું મંતવ્ય ફ્રોમ નિરાશાવાદી ગણે છે. ફ્રોમ એવી દલીલ કરે છે કે જો ફ્રૉઇડનો આ સમાજશાસ્ત્રીય સિદ્ધાંત સાચો હોય તો જેમ જેમ સમાજની પ્રગતિ થાય તેમ તેમ વ્યક્તિનો વિકાસ રૂંધાવો જોઈએ, કારણ કે વ્યક્તિની ઇચ્છાઓનું સફળ દમન કર્યા વગર સામાજિક કે સાંસ્કૃતિક વિકાસ શક્ય નથી. હકીકતમાં ફ્રૉઇડે જ એવું કબૂલ કર્યું છે. જેમ જેમ માણસ સભ્યતા શીખતો જાય છે તેમ તેમ દમન વધતું જાય છે અને તે ન્યૂરોસીસ ભોગ બનવાની શક્યતા છે. ફ્રોમનો આક્ષેપ એવો છે કે ફ્રૉઇડે, જાણે કે આર્થિક વ્યવહારમાં માણસો વચ્ચે જેવો સંબંધ હોય છે તેવો સંબંધ તમામ માનવવ્યવહારમાં હોય છે તેવું માની લીધું છે. માણસમાં કેટલીક નૈસર્ગિક શારીરિક ઇચ્છાઓ કે જરૂરિયાતો હોય છે. તેને સંતોષવા માટે બીજા માણસોનો સાધનરૂપે ઉપયોગ કરવામાં આવે છે. એટલે માનવસંબંધોનું તંત્ર આર્થિક 'બજારતંત્ર'ની જેમ જ ચાલે છે. ફ્રોમના એક બીજા પુસ્તક "Beyond the Chains of Illusion"માં ફ્રૉઇડ અને કાર્લ માર્ક્સની વિચારસરણી

---

૧ ઈરીક ફ્રોમનાં મહત્ત્વનાં પુસ્તકો નીચે મુજબ છે:
(1) Escape from Freedom (1941), (2) Man for Himself (1947), (3) The Sane Society (1955), (4) The Art of Loving (1956).

અંગે તેમનું પોતાનું દષ્ટિબિંદુ રજૂ કરવામાં આવ્યું છે. ફ્રોમનો સિદ્ધાંત બે સ્વીકૃતિઓને આધારે વિકસેલો છે. (૧) માણસનો સમાજ સાથેનો વિશિષ્ટ સંબંધ એ મનોવિજ્ઞાનની મુખ્ય સમસ્યા છે. માણસની કોઈ છૂટી-છવાઈ ઇચ્છાનો સંતોષ કે હતાશાનો અભ્યાસ મનોવિજ્ઞાનનો મુખ્ય વિષય હોઈ શકે નહિ. (૨) માણસ અને સમાજના સંબંધો સતત પરિવર્તનશીલ છે. એક બાજુ પ્રબળ શારીરિક અને માનસિક જરૂરિયાતો સંતોષવા માગતી વ્યક્તિઓ અને બીજી બાજુ આ જરૂરિયાતોને સંતોષ આપવા માગતો અથવા તો તેનું દમન કરવા માગતો સમાજ–એ જાતનું ફ્રૉઇડે રજૂ કરેલું માનવ-સંબંધોનું ચિત્ર અયોગ્ય છે તેમ ફ્રોમ માને છે. "Society not only suppresses—it also creates. What we call as human nature is a cultural product, which may be limited by, but can not be completely explained in terms of his biological nature." માનવ-સ્વભાવ પહેલેથી નિશ્ચિતરીતે ઘડાઈ ચૂક્યો છે તેવું સાર્ત્રની જેમ ફ્રોમ પણ માનતા નથી. કેટલાક ચિંતકો તમામ સામાજિક સમસ્યાઓને વ્યક્તિના મૂળભૂત માનસના ઘટકોને આધારે સમજાવે છે–જેમ કે ફ્રૉઈડ, કેલેઇન અને રોહીમ. બીજે પક્ષે, કેટલાક ચિંતકો વ્યક્તિના તમામ વર્તનને માત્ર સામાજિક પરિબળોને આધારે સમજાવે છે—જેમ કે ડર્કહેમ, માર્ક્સ અને કેટલાક અમેરિકન સમાજલક્ષી ચિંતકો. ફ્રોમ બન્ને પક્ષની વિચારધારાને એકતરફી ગણાવે છે. "Man is not only made by 'history'–history is made by man."

ફ્રોમ અસ્તિત્વલક્ષી સમસ્યાઓ (Existential Dichotomies) અને ઐતિહાસિક સમસ્યાઓ (Historical Dichotomies) વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરે છે.

આપણું અસ્તિત્વ છે તે મર્યાદિત છે. કાળના અમુક પટ્ટામાં આપણે જીવવાનું છે અને સિદ્ધિઓ અને આકાંક્ષાઓનું આપણું સ્તર આપણે જે સામાજિક અને સાંસ્કૃતિક પરિસ્થિતિમાં મુકાયા છીએ તેનાથી પ્રભાવિત થાય છે—આ બધી હકીકતો આપણા અસ્તિત્વની અનિવાર્ય કરુણતા છે. ફ્રોમ તેને 'અસ્તિત્વલક્ષી સમસ્યાઓ' કહે છે. તેનો ઉકેલ શક્ય નથી. અસ્તિત્વવાદી હેઈડેગર અને સાર્ત્ર પણ માણસની આવી અસ્તિત્વ-લક્ષી પરિસ્થિતિનો ઉલ્લેખ કરે છે. પરંતુ યુદ્ધ, ગરીબી, રોગ, ભૂખમરો વગેરે પરિસ્થિતિઓ ફ્રોમના મતે 'ઐતિહાસિક' છે અર્થાત્ તેમનો કોઈક પ્રકારનો પણ ઉકેલ શક્ય છે. વ્યક્તિઓ જેમ પોતાની સમસ્યા ન ઉકેલવા માટે યુક્તિકરણ (Rationalization)નો આશરો લે છે તેમ સમાજ આ ઐતિહાસિક સમસ્યાઓ ન ઉકેલવાના બહાનારૂપે અમુક Ideologies અર્થાત્ સિદ્ધાંતોનો આશરો લે છે. ફ્રોમ જણાવે છે કે ઇતિહાસના અભ્યાસના પરિણામે એવું ફલિત થાય છે કે વ્યક્તિ બે જાતનું સ્વાતંત્ર્ય મેળવતો જાય છે. ['Freedom from' અને 'Freedom to';] સાર્ત્રની જેમ ફ્રોમ જણાવે છે કે સ્વાતંત્ર્ય હંમેશાં ચિંતા અને શૂન્યતાનો અનુભવ કરાવે છે, કારણ કે નિર્ણયો લેવાની જવાબદારી માણસને બહુ કષ્ટદાયક લાગે છે. એટલે માણસ સ્વાતંત્ર્ય ન જીરવી શકતો હોવાથી કેટલીક વાર સ્વાતંત્ર્યને વેચીને સલામતી ખરીદે છે. કુદરત અને સમાજની સાથે નૈસર્ગિક અવસ્થામાં માણસ એકરૂપ થઈને જીવતો હતો. ઇતિહાસના આ તબક્કે સલામતી હતી પણ સ્વાતંત્ર્ય નહોતું. ધીમે ધીમે માનવી કુદરત ઉપર પ્રભુત્વ ધરાવી સ્વતંત્ર થતો ગયો પણ મધ્યયુગ સુધી તે સમાજના માળખાની શ્રેણીબદ્ધ ગુલામીમાંથી મુક્ત નહોતો. આધુનિક માનવી વધુ સ્વતંત્ર છે અને તેથી વધુ અસલામત છે.

માણસના બીજા માણસો સાથેના સંબંધો નીચેની રીતે બંધાયેલા હોય છે: (૧) આધીનતા (૨) વર્ચસ્વ (૩) વિનાશકતા (૪) જડ આજ્ઞાંકિતતા અને (૫) માનવપ્રેમ. ફ્રોમ પાંચ પ્રકારનાં વ્યક્તિત્વ જુદાં દર્શાવે છે: (૧) ગ્રહણશીલ—નિષ્ક્રિય રીતે બધી વસ્તુઓ સ્વીકારવાની ટેવવાળા માણસો. (૨) શોષણલક્ષી વ્યક્તિત્વ–આક્રમકતા અને ક્રૂરતાથી વસ્તુઓનો ઉપભોગ કરનાર વ્યક્તિઓ. (૩) સંગ્રહશીલ વ્યક્તિત્વ (૪) વેપારલક્ષી વ્યક્તિત્વ–Marketing Personality (૫) સર્જન-લક્ષી વ્યક્તિત્વ.

## ૨

'The Art of Loving' ઇરીક ફ્રોમનું ૧૧૦ પાનાનું નાનું પુસ્તક છે. માનવસંબંધોમાં પ્રેમનું મહત્ત્વ

આ પુસ્તકમાં વિચારવામાં આવ્યું છે. સાર્ત્રનો માનવીના અસ્તિત્વ વિષેનો મૂળભૂત ખ્યાલ સમજાયા પછી જ માનવસંબંધો વિષેનાં તેમનાં મંતવ્યો સ્પષ્ટ થઈ શકયાં છે. ઈરીક ફ્રોમ પણ એમ માને છે. પ્રેમ વિષેની કોઈ પણ વિચારણામાં માનવીનાં અસ્તિત્વ વિષેની પૂર્વ વિચારણા અનિવાર્ય છે. માણસ માત્ર કુદરતી અવસ્થામાં જીવતો નથી. પ્રાણીઓ કરતાં માણસ મહદ્ અંશે સભાન મુક્તિનો અનુભવ કરે છે. સાર્ત્રની જેમ ફ્રોમ પણ માણસની ચેતનાને મૂળભૂત ગણે છે. ભૂતકાળનાં વસ્તુરૂપ અસ્તિત્વમાંથી માણસ ચિત્તરૂપ અસ્તિત્વમાં સ્વાતંત્ર્ય ભોગવે છે તેમ સાર્ત્ર માને છે. ફ્રોમની દૃષ્ટિએ પણ, બીજાના અસ્તિત્વની ચેતના વ્યક્તિને એકલતાનું, લાચારીનુ ભાન કરાવે છે. પોતાની ચેતનતાની સપાટી ઉપર જગતનું પ્રતિબિંબ ઝીલનાર માણસ અકથ્ય અકળામણનો અનુભવ કરે છે. 'પોતે અને બીજા'નું મૂળ દ્વૈત સાર્ત્ર અને ફ્રોમની દૃષ્ટિએ બહુ તાત્ત્વિક રીતે અનિવાર્ય એવો અનુભવ છે.

બીજાથી જુદાઈનો અનુભવ ચિંતા ઉપજાવે છે માટે માણસની ગહન જરૂરિયાત આ એકલતા અને જુદાઈને પાર કરવાનો છે. માણસની પરિસ્થિતિનું પૃથક્કરણ જર્મન ફિલસૂફ હેઈડેગર અને ફ્રેંચ અસ્તિત્વવાદી સાર્ત્ર પણ આ જ રીતે કરે છે. દરેક માણસ પોતાના વ્યક્તિત્વથી મર્યાદિત છે. આંતરિકતામાં પુરાયેલી વ્યક્તિને પારગામિતા (transcendence)ની સમસ્યા ઉદ્ભવે છે. ફ્રોમ કહે છે કે ઇતિહાસના તમામ તબક્કે માનવીઓની આ મુખ્ય સમસ્યા છે, પછી એ રોમન સૈનિક હોય કે ગ્રીક ફિલસૂફ અથવા મધ્યયુગના કોઈ ચર્ચનો પાદરી હોય. તત્ત્વજ્ઞાન અને ધર્મનો ઇતિહાસ એટલે આ સમસ્યા ઉકેલવાના પ્રયત્નો.

અસ્મિતા પૂરી પ્રગટેલી ન હોય ત્યારે બાળક માતાની શારીરિક જુદાઈ સાંખી શકતો નથી અને માતાની શારીરિક હાજરીથી સંતોષ પામે છે. પરતુ જ્યારે બાળકની અસ્મિતા વિકસે છે, તે સ્વતંત્ર વ્યક્તિ બને છે ત્યારે માત્ર માતાની શારીરિક હાજરીની તેને જરૂર રહેતી નથી. 'જુદાપણું' દૂર કરવાના બીજા ઉપાયો તેણે શોધવા પડે છે. તેવી જ રીતે બહુ જ પ્રાચીન સમયમાં, બાળક જેમ માતા સાથે તાદાત્મ્ય અનુભવે છે, તેમ માણસ પ્રકૃતિ સાથે એકરૂપ થઈને જીવતો હશે પરંતુ જેમ જેમ ઇતિહાસના જુદા જુદા તબક્કે માનવજાતની પ્રગતિ થઈ અને પ્રકૃતિથી માણસ અલગ પડતો ગયો તેમ તેમ 'જુદાપણું' પાર કરવા માટે નવા ઉપાયો શોધવાની જરૂર પડી. ઘણા આદિવાસી ધાર્મિક વિધિઓમાં નશો કરીને અથવા જાતીય અનુભવો લઈને 'જુદાઈ' દૂર કરવાના પ્રયત્નો કરવામાં આવતા હતા. 'The awareness of human separation without reunion by love–is the source of shame, guilt and anxiety.'

ફ્રોમ સૂચવે છે કે માણસો વચ્ચેનું 'જુદાપણું' દૂર કરવા માટે સમાનતા અને 'નિયતપરાયણતા'ના આદર્શો રજૂ કરવામાં આવ્યા છે પરંતુ આધુનિક મૂડીવાદી સમાજમા ફ્રોમના મતે સમાનતાનો અર્થ 'સરખાપણું' એવો કરવામા આવ્યો છે, 'એકતા' એવો નહિ. જીવનની ઘરેડ એક જ સરખી હોય, એક સરખાં જ છાપા વાંચતા હોય, એકસરખા જ વિચારો અને લાગણીઓ ધરાવતા હોય તેવા મૂળ હસ્તપ્રતની છાપેલી અનેક નકલો જેવા માણસોએ સમાનતા મેળવી છે એવું ફ્રોમ માનતા નથી. ફ્રોમ લખે છેઃ 'Just as the modern mass production requires the standardization of commodities, so the social process requires the standardization of men.' સાર્ત્ર પણ માણસના આવા એકધારા (સાઈકલોસ્ટાઈલ્ડ) અસ્તિત્વને 'બિનઅધિકૃત અસ્તિત્વ' તરીકે ઓળખાવે છે. તે જ પ્રમાણે ફ્રોમની દૃષ્ટિએ કામના અને આનંદના નિશ્ચિત ટાઈમ ટેબલ પ્રમાણે જીવતા માણસનું અસ્તિત્વ કામચલાઉ રાહત આપે છે પરંતુ માણસો વચ્ચેનું મૂળભૂત 'જુદાપણું' અને તેની સાથે સંકળાયેલ ચિંતા ઓછી કરતું નથી. 'From birth to death, from Morning to evening, from Monday to Mondny,–all activities are routinized and prefabricated'.

ટૂંકમાં, નિયમપરાયણતા દ્વારા કે સામાજિક ઘરેડનું જીવન જીવવાથી અથવા તો નશો કરવાથી કે ધાર્મિક વિધિઓમાં જાતીય અનુભવોનો અતિરેક કરવાથી

માણસના જુદાપણાની સમસ્યાનો ઉકેલ આવતો નથી તેમ ફ્રોમ માને છે. ડૉ. ફ્રોમનો સિદ્ધાંત એ છે કે માણસના અસ્તિત્વની સમસ્યાનો એકમાત્ર ઉકેલ છે અને તે પ્રેમ છે. અહીં સુધી ફ્રોમ અને સાર્ત્રના વિચારોમાં કેટલુંક સામ્ય હતું, પરંતુ ડૉ. ફ્રોમના આ વિધાન સાથે સાર્ત્ર સહમત નથી. સાર્ત્રની દૃષ્ટિએ માણસના અસ્તિત્વની સમસ્યાઓનો કોઈ ઉકેલ જ નથી. પ્રેમ પણ એક મિથ્યા પ્રયાસ છે. ફ્રોમની દૃષ્ટિએ બીજા બધા પ્રયાસો કદાચ નિષ્ફળ જાય પણ પ્રેમ દ્વારા માનવસંબંધોની સમસ્યાનો સંપૂર્ણ ઉકેલ આવી શકે. જ્યાં ચેતના છે ત્યાં નિષેધ છે, જ્યાં નિષેધ છે ત્યાં જુદાપણું છે એટલે જ્યાં ચેતના છે ત્યાં જુદાપણું છે. પરિણામે બે વ્યક્તિઓ પ્રેમ દ્વારા પણ એક થાય એ સાર્ત્રની દૃષ્ટિએ અશક્ય છે. બીજી વ્યક્તિ, દરેક વ્યક્તિને માટે માત્ર 'object' છે એટલે બંનેની અલગતા કદાપિ એકતામાં પરિણમી શકે નહિ. આ સંદર્ભમાં ફ્રોમનું મંતવ્ય જુદું છે.

ફ્રોમ કહે છે કે પ્રેમ મેળવવો અને પ્રેમ કરવો એ કલાકારના સર્જન જેવી ક્રિયા છે. મોટા ભાગના માણસો એવું માને છે કે પ્રેમ એ વ્યક્તિથી કેળવી શકાય નહિ—એ આપોઆપ પ્રગટે છે. ઉપરાંત પ્રેમનું આકર્ષક પાત્ર કેમ બની શકાય તેનો જ લોકો વિચાર કરતા હોય છે. ફ્રોમ કહે છે કે પ્રેમ શીખી શકાય, કેળવી શકાય, વિકસાવી શકાય એવી ક્રિયા છે. પરિપક્વ પ્રેમમાં વ્યક્તિઓનું બજારમાં ચલણી બનવાનું ધ્યેય હોતું નથી. 'Men or women should not try to be merely attractive packages of qualities which are sought after in personality market.' ફ્રોમના મતે 'falling in love' અને 'being in love' વચ્ચેનો તફાવત સ્પષ્ટ સમજી લેવો જોઈએ. પરવશ પ્રેમ (symbiotic union) અને પરિપક્વ પ્રેમનો ભેદ પાડતાં ફ્રોમ જણાવે છે કે પ્રેમના પાત્રને સંપૂર્ણ આધીન થઈ જવું ('મૅસોચીઝમ') અને પ્રેમના પાત્ર ઉપર સંપૂર્ણ વર્ચસ્વ ભોગવવું—એ બંને પ્રકારનો પ્રેમ વ્યક્તિની મૂળભૂત એકલતા અને શૂન્યતા ભરી દેવાના પ્રયાસો છે. સાર્ત્ર પણ પરવશ માનવપ્રેમને આ રીતે જુએ છે. પરંતુ ફ્રોમના મતે પરિપૂર્ણ પ્રેમમાં વ્યક્તિનું નિજત્વ અને અસ્મિતા જળવાઈ રહે છે અને છતાં એકતા ઉદ્ભવે છે. સાર્ત્રની ફિલસૂફીમાં આવા તાદાત્મ્યની શક્યતા નથી. બે વ્યક્તિઓ પ્રેમમાં એક થઈ જાય અને છતાં તે 'બે' રહે તેવો પ્રેમનો આંતરવિરોધ ફ્રોમ સ્વીકારે છે અને સાર્ત્રને તે માન્ય નથી. પ્રેમનું વધુ પૃથક્કરણ કરતાં ફ્રોમ સૂચવે છે કે પ્રેમમાં 'સમર્પણ' અત્યંત ઉત્તમ અવસ્થા છે. શારીરિક પ્રેમ પણ પુરુષ અને સ્ત્રી પરસ્પર 'અર્પણ' કરી શકે ત્યારે જ પરિપૂર્ણ થાય છે. કાળજી, જવાબદારી, સન્માન અને સમજણ—આ ચાર તત્ત્વો ખરા પ્રેમમાં અનિવાર્ય છે. 'In the act of loving, of giving myself I find myself and discover the Man' આ જ બાબતમાં સાર્ત્રનું દૃષ્ટિબિંદુ ફ્રોમ કરતાં જુદું છે. સાર્ત્ર એમ વિચારે છે કે માણસનો હેતુ જેટલી બને તેટલી વસ્તુ પામવાનો છે, મેળવવાનો છે અને વસ્તુઓની માલિકીથી પોતાનું અભિમાન સંતોષવાનો છે, માટે પ્રેમમાં પણ વ્યક્તિ 'આપવા' કરતાં 'પોતાના કાબૂમાં લેવા'નો વધારે પ્રયાસ કરે છે.

## ૩

પ્રેમપાત્રોની વિવિધતા પ્રમાણે ફ્રોમ પ્રેમના વિવિધ પ્રકારો વર્ણવે છે: (૧) વાત્સલ્યરૂપી પ્રેમ, (૨) કામુક પ્રેમ, (૩) મૈત્રીરૂપી પ્રેમ, (૪) સ્વ–પ્રેમ, (૫) ઈશ્વર પ્રેમ.

વાત્સ્યલરૂપી પ્રેમ: બાળકો પ્રત્યે માતા અને પિતાનો પ્રેમ આ પ્રકારનો છે; માતાનો પ્રેમ અબાધિત અને નિરપેક્ષ છે. શરૂઆતની બાલ્યાવસ્થામાં બાળકે પ્રેમ પામવા માટે કોઈ પણ જાતની લાયકાત પૂરવાર કરવાની જરૂર હોતી નથી. ધીમે ધીમે વિકાસની પ્રક્રિયામાં બાળક પ્રેમ પામવા ઉપરાંત અન્યને પ્રેમ કરતાં શીખે છે. ફ્રોમ જણાવે છે: 'મારે તારી જરૂર છે માટે હું પ્રેમ કરું છે' એ અપરિપક્વ પ્રેમનો સિદ્ધાંત છે, પરંતુ 'મારે તારી જરૂર છે કારણ કે હું તને પ્રેમ કરું છું' એ સિદ્ધાંત પરિપક્વ પ્રેમનો છે. બાળકને માતાના બિનશરતી પ્રેમની જેમ પિતાની 'સાપેક્ષ' મમતા પણ જરૂરી છે. પિતા તરફથી શિક્ષણ અને સામાજિકરણની પ્રક્રિયા

બાળક આત્મસાત્ કરે તો પિતા તેને વધુ ચાહે છે. દરેક વ્યક્તિ પરિપકવ દશાએ પહોંચે ત્યારે માતૃરૂપ અંતરાત્મા (motherly) અને પિતૃરૂપ અંતરાત્મા વિકસે છે. પુત્ર કે પુત્રી ગમે તેવી ગેરવર્તણૂક કરે, છતાં સાચો માતૃપ્રેમ તેમના પ્રત્યે બિનશરતી છલકાયા કરે છે. એટલે 'માતૃરૂપ અંતરાત્મા' વ્યક્તિને પોતાનાં દુષ્કૃત્યો માફ કરે છે, ત્યારે પિતૃરૂપ અંતરાત્મા કૃત્યોનાં પરિણામોનો ખયાલ આપે છે. વ્યક્તિના પ્રેમમાં બંને અંતરાત્મા પ્રગટ થાય તો જ પ્રેમ સાર્થક છે. માત્ર માતૃરૂપી અંતરાત્મા પ્રમાણે પ્રેમ કરતો માણસ સારા-નરસાનો વિવેક અને સતર્ક નિર્ણયશક્તિ ગુમાવે છે પણ માત્ર પિતૃરૂપી અંતરાત્માથી પ્રેમ કરતો માણસ કઠોર થઈ જાય છે. માનસિક સ્વાસ્થ્ય માટે બને જરૂરી છે.

ભ્રાતૃપ્રેમ અને કામુક પ્રેમની સરખામણી : વાત્સલ્યરૂપી પ્રેમમાં અસમાનતાનો સંબંધ છે એટલે તેમાં પરાર્થભાવ રહેલો છે. વાત્સલ્યરૂપી પ્રેમ અને મૈત્રીરૂપી પ્રેમની સરખામણીમાં કામરૂપી પ્રેમ (Erotic Love) વ્યાપક અને સાર્વત્રિક નથી. કેટલીક વાર યુવાવસ્થાની આંતરિક શૂન્યતાના અનુસંધાનમાં બે યુવાન વ્યક્તિઓ અચાનક શારીરિક આકર્ષણ અને નિકટતા ભોગવે છે અને એમ માને છે કે સાચા પ્રેમની આ શરૂઆત છે. ફ્રોમની દૃષ્ટિએ આ અપરિપકવ પ્રેમ છે. દેહસંબધથી જ પરિબદ્ધ થયેલો પ્રેમ એકતા સ્થાપતો નથી. માત્ર નિકટતા જ સ્થાપે છે. (ઈરીક ફ્રોમ અહીં કોઈ નૈતિક ઉપદેશ આપતા નથી પણ મનોવૈજ્ઞાનિક સમજૂતી આપે છે). માણસ પોતાના મૂળભૂત 'જુદાપણા'ને પાર કરવા માગે છે પરંતુ શારીરિક નિકટતા તેનો હેતુ સફળ કરતી નથી એટલે પાત્રોની વારંવાર ફેરબદલી કરવા પ્રેરાય છે. 'Sexual attraction creates for the moment, the illusion of union'.

સ્વપ્રેમ વિશે વિચારતાં ફ્રોમ જણાવે છે કે 'માણસને પ્રેમ કરવો' એ સિદ્ધાંતમાંથી દરેક વ્યક્તિ પોતાની જાતને પણ દૂર રાખી શકે નહિ. આપણો 'આપણા' પ્રત્યેનો પ્રેમ અને આપણો 'બીજા પ્રત્યેનો પ્રેમ' પરસ્પર વિરોધી નથી. જે માણસ માત્ર 'બીજા'ને જ પ્રેમ આપી શકે અને પોતાના 'વ્યક્તિત્વ'નો તિરસ્કાર કરે તે માણસનો પ્રેમ પરિપૂર્ણ અને સાર્થક થતો નથી. ફ્રોમ 'સ્વ-પ્રેમ' અને 'સ્વ-અર્થ' (સ્વાર્થ)નો ભેદ પાડે છે. હકીકતમાં સ્વાર્થી માણસ પોતાને જ પ્રેમ કરે છે તેવી માન્યતા ખોટી છે તેમ ફ્રોમ માને છે. સ્વાર્થી માણસ પોતાના પ્રત્યે ઓછો પ્રેમ રાખે છે માટે જ સ્વાર્થી રહી શકે છે.

ઈશ્વર પ્રત્યેનો પ્રેમ પણ માણસની 'પારગામિતા'ની જરૂરિયાતમાંથી ઉદ્ભવે છે. ઈશ્વરને 'પિતા' ગણવામાં આવે છે એ જ રીતે સ્રીશક્તિ તરીકે માતારૂપી સ્વરૂપ પણ પૂજવામાં આવે છે. ધર્મમાં આ બને તત્ત્વો સમાયેલાં છે. ઈરીક ફ્રોમ જણાવે છે કે ઈશ્વરનો ખ્યાલ તો માત્ર એક ઐતિહાસિક રીતે નિર્ણિત થયેલી ઘટના છે.

× × ×

પશ્ચિમના સમકાલીન સમાજમાં માનવીના જીવનમાં પ્રેમની અનુભૂતિની તીવ્રતા ઘટતી જાય છે તેમ ફ્રોમ માને છે. પોતાની 'નિજત્વ'ની મર્યાદાઓ ભૂંસીને અન્ય સાથે એકરૂપ થવા મથતો માણસ, પ્રેમની સક્રિયતા અને કલાત્મકતાને ઓળખવાને બદલે અલ્પસ્થાયી અને કામચલાઉ બચાવતંત્ર ઊભાં કરે છે. મૂડીવાદી અર્થતંત્રની અસર વ્યક્તિઓના જીવનનાં દરેક પાસાંઓ ઉપર એવી ફેલાઈ ગઈ છે કે વ્યક્તિના વિચારો, લાગણીઓ અને વર્તનની રીતો ધોરણબદ્ધ, એકધારી અને શુષ્ક બની ગઈ છે. ઈરીક ફ્રોમ તેમની લાક્ષણિક રીતે આધુનિક માનવીનું ચિત્ર દોરે છે.

"Man's happiness consists in having fun. Having fun lies in the satisfaction of consuming commodities, sights, food, lectures, books, movies — the world is one great object of our appetite. We are sucklers. Our character is geared to exchange and to receive, to barter and to consume... Love is not the result of adequate sexual satisfaction but sexual happiness is the result of love". (p. 73, 74)

ફ્રોમ અને સાર્ત્રની 'માનવપ્રેમ'ની વિચારણા સરખાવતાં સમાનતાની નીચેની બાબતો સ્પષ્ટ થાય છે.

(૧) માણસને પોતાના 'અસ્તિત્વ'ની આંતરિકતા અને 'એકલાપણા'નો અનુભવ થાય છે. (૨) સ્વાતંત્ર્યનો ડર લાગતાં માણસ સ્વાતંત્ર્ય વેચીને સલામતી ખરીદવા પ્રેરાય છે. (૩) પોતાની ચિંતિત અને શાપિત અસ્તિત્વ-માંથી બચવા માણસ અન્ય માણસો સાથે જુદા જુદા રૂપે સંબંધ બાંધે છે, તેમાં વર્ચસ્વ, આધીનતા, સહકાર અને સ્પર્ધાનો સામાવેશ થાય છે. ઉપરાંત, સમાજના નિયમો પાળીને રાજકીય પક્ષોમાં જોડાઇને, વિરાટ માનવસમાજ-માં ઘરેડ મુજબનું અનામી અસ્તિત્વ ટકાવવાથી માણસ પોતાનું જુદાપણું ટાળવા માગે છે, પરંતુ તેમાં નિષ્ફળ જાય છે.

ડૉ. ફ્રોમ માને છે કે પ્રેમ એક કલા છે. તે વિકસાવી શકાય છે. પરવશ પ્રેમ સાચો પ્રેમ નથી અને પ્રેમ દ્વારા એકતા સિદ્ધ થઈ શકે છે; ત્યારે સાર્ત્ર માને છે વ્યક્તિ માટે 'બીજાનું અસ્તિત્વ' માત્ર 'વિષયરૂપ' કે 'વસ્તુરૂપ' છે. બે 'વ્યક્તિ'ઓ એકબીજાને જુએ કે અનુભવે ત્યારે કોઈ પણ એકને માટે બીજી વ્યક્તિ 'object' બની જાય છે. બીજી વ્યક્તિની સ્વતંત્ર ચેતનાને પ્રેમથી પણ વશ કરી શકાતી નથી. પ્રેમીને પ્રેમપાત્ર સાવ પરવશ થયેલું મળે તે ગમતું નથી અને છતાં જુદી અસ્મિતા-વાળું પ્રેમપાત્ર પોષાતું નથી. માટે અંતે પ્રેમસંબંધ નિષ્ફળ જવા સર્જાયેલો છે તેમ સાર્ત્ર માને છે.

*

અનુસંધાન] **રોજનીશીમાંથી-૪૦** [પૃ. ૧૦૭થી ચાલુ

મારી હૃદયવેદના મેં એમાં રેડી અને મારા જીવનમાંની વર્તણૂકનું જે તત્ત્વજ્ઞાન મેં ઠરાવ્યું છે તે કહ્યું. તે તત્ત્વજ્ઞાન એટલે 'અનાસક્ત કર્મયોગ.' કઠણ છે પણ પ્રયત્નશીલ રહીશ. બીજા ઘણા બધા મરાઠી કાગળો લખાવ્યા. મારી રોજનીશીના પ્રકાશનની બાબતમાં શ્રી ભાઉ ધર્માધિકારી અને શ્રી બેડેકર ('નવભારત'ના કાર્યવાહક)ને કાગળો લખ્યા.

ભોજન બાદ કસ્તુરબા ફંડના કાગળો લખાવીને પછી વિશ્રાંતિ. બાદ પરચૂરણ કામો. પ્રો. નીતિરાય ખારેગ, ચિ. ઉદયન, શ્રી. બાબુરાવ મહેતા, પોલીસ સુપરિન્ટેન્ડન્ટ શ્રી. કાનિટકર અને એમનાં પત્ની, શ્રી રસિકભાઈ આદિ લોકો મળવા આવ્યાં હતાં. જુદા જુદા વિષયો પર ઘણી બધી વાતો થઈ.

આજે કૉલેરા-ઇંજેક્શન લીધું. સ્નાન, ભોજન આટો-પીને ચિ. બાળાસાહેબના લગ્ન-નિમિત્તે કોને કોને શું શું રોકડ રકમ ભેટ તરીકે આપવાની તે અંગે સૌ.-વતી અને ચિ. અણ્ણા તથા ચિ. નાના સાથે બેસીને નક્કી કર્યું. પરચૂરણ વાચન અને પછી વિશ્રાંતિ.

(ક્રમશઃ)

*

# મિખાઈલ શોલોખોવ

_ મહેશ દવે

મિખાઈલ શોલોખોવને આ વર્ષનું નોબેલ સાહિત્ય પારિતોષિક એનાયત થાય છે; તે પહેલાં, એક નવલકથાકાર તરીકે એ રશિયામાં જેટલા પ્રખ્યાત છે તેટલા જ દુનિયામાં પણ છે. શોલોખોવની જાણીતી નવલકથા And Quiet Flows the Don દ્વારા સહુ સાહિત્યરસિક આ સર્જકથી પરિચિત છે. ૧૯૫૮માં આ પારિતોષિક રશિયન કવિ બોરિસ પાસ્તરનાકને એમની નવલકથા ડૉ. ઝિવાગો માટે એનાયત થયું હતું. તે વેળાએ પાસ્તરનાક પર શી ગુજરી હતી તે પણ અજાણ્યું નથી. જ્યારે શોલોખોવની પ્રતિભા એવી તો બહુમુખી(!) છે કે એ સર્વ પક્ષો દ્વારા સ્વીકૃત અને માન્ય થયા છે.

શોલોખોવનો જન્મ ૧૯૦૫માં રશિયામાં આવેલી ડૉન નદીના પ્રદેશમાં થયો હતો. એના પિતા એક શ્રમજીવી ખેડૂત હતા અને માતા કોઝાક હતી. ૧૯૧૮ સુધી શોલોખોવનું ભણતર ચાલુ રહી શક્યુ પણ પછી એ યુદ્ધગ્રસ્ત પરિસ્થિતિઓ વચ્ચે ધકેલાઈ ગયા. આ સંજોગોમાં શોલોખોવને પણ હેમિંગ્વેની જેમ યુદ્ધનો પ્રત્યક્ષ અનુભવ પ્રાપ્ત થયો. ૧૯૨૩થી શોલોખોવે વાર્તાલેખન શરૂ કર્યું. અને ૧૯૨૬ થી ૧૯૪૦ દરમ્યાન એમણે ડૉન પ્રદેશને આલેખતી પ્રખ્યાત નવલકથાત્રયીનું સમાપન કર્યું. તે ઉપરાંત શોલોખોવે ડૉન પ્રદેશમાં ઘણા ધંધાઓ અજમાવ્યા; તેમાં રાજકીય તેમજ સામાજિક કાર્યો પણ સમાવિષ્ટ છે.

શોલોખોવના સમગ્ર કૃતિત્વમાં And Quiet Flows the Don એમની કીર્તિને દુનિયામાં મહત્ત્વનું સ્થાન અપાવવા સીમાચિહ્ન બની રહે છે. આ નવલકથામાં ડૉન નદીના કિનારે વસતા કોઝાકો (શૂરવીર લડાયક લોકો) યુદ્ધમાં ઝઝૂમે છે. નવલકથાનાં મુખ્ય પાત્રોમાંના ગ્રેગોર અને સ્ટેમનની પત્ની એક્સિનિયા વચ્ચે પ્રણયનું આધ્યાત્મિક ભૂમિકાનું સાયુજ્ય આલેખાયું છે. તેમાં સામાજિક મૂલ્યોનો સંઘર્ષ વાર્તાક્ષમતાની કોટિની પરાકાષ્ઠા પણ ઉલ્લંઘી જાય છે. ઘણા વિવેચકો આ કથાને ટૉલ્સ્ટૉયની નવલકથા 'યુદ્ધ અને શાંતિ' સાથે પણ સરખાવે છે. અને તેમાં રહેલી epic-heightને માપે છે. આ એક અલગ અધ્યયનનો વિષય ખરો. પણ બહુધા તો શોલોખોવે લોકપ્રિયતાનાં ધોરણો સ્વીકાર્યાં છે; અને તેમા એ સફળ થયા છે.

Virgin Soil Upturnedને એક બીજી નોંધપાત્ર નવલકથા તરીકે ગણાવી શકાય. પણ, And Quiet Flows the Don જેટલી સફળતા આ નવલકથાને વરી નથી. તેમાં પણ સામાજિક મૂલ્યોનો સંઘર્ષ તો છે જ પણ મુખ્યત્વે સામુહિક ખેતી (collectivization of agriculture)નું વિસંવાદી ચિત્રણ વાર્તાને રૂંધી નાખે છે. આમાંથી રશિયામાં કહેવાતો 'સમાજવાદી વાસ્તવવાદ' પણ ગેરહાજર રહી શક્યો નથી. છતા વારીયા ખારલામોવા અને સીમોન દેદોવ વચ્ચેનો પ્રણય સંગીતમય બની વહ્યા કર્યો છે.

શોલોખોવની બીજી કૃતિઓમાં They Fought for Their Country અને Don Stories નો સમાવેશ કરી શકાય.

હેમિંગ્વે, આલબેર કામૂ, સાર્ત્ર વગેરે નોબેલ પારિતોષિક વિજેતાઓની સરખામણીમાં મિખાઈલ શોલોખોવનું સ્થાન ક્યાં? તેવો પ્રશ્ન બુદ્ધિજીવીઓ કદાચ કરે. શોલોખોવના સમગ્ર કૃતિત્વ પરથી એટલું જ કહી શકાય કે એમણે લોકપ્રિયતાનાં સર્વ ધોરણો પર પ્રભુત્વ મેળવ્યું છે. સાર્ત્રએ કે કામૂએ પોતાના કૃતિત્વ દ્વારા એક ફિલસૂફી કે એક વાદનું પ્રતિપાદન કર્યું છે કે જેના પર વિવેચકો મથ્યા જ કરે. શોલોખોવે આવું કશું કર્યું છે ખરું? તે એક પ્રશ્ન જ છે. પણ એટલું તો દૃષ્ટિ સમક્ષ છે જ કે શોલોખોવને તો આલેખવી છે ડૉન પ્રદેશની વાર્તા. એક વિવેચક એની સમગ્ર સર્જકતાને આ રીતે મૂલવે છે: 'Sholokhov is genuinely a writer of the people in the fullest and the most profound meaning of the word.'

—'વૈશાખી' (અમદાવાદ)ના ઉપક્રમે રજૂ કરેલ વક્તવ્યનો એક અંશ; જૂજ ફેરફાર સાથે.

*

# 'યુ નો' શું છે?

પુરુષોત્તમ ગણેશ માવળંકર

[આકાશવાણી, અમદાવાદ પરથી સંયુક્ત રાષ્ટ્ર દિને–તા. ૨૪ ઑક્ટોબર ૧૯૬૫–બાળકો માટેના કાર્યક્રમ 'રંગ રંગ વાદળિયાં'માં બોલાયેલું. જૂજ ફેરફાર સાથે. આકાશવાણીના સૌજન્યથી, સાભાર.]

સાલમુબારક, બાલદોસ્તો! 'સંયુક્ત રાષ્ટ્ર સંઘ' વિષે હું તમને હવે થોડી વાત કરું.

'યુ નો' એ બે છૂટા અંગ્રેજી શબ્દોનો અર્થ થાય છે 'તમે જાણો છો'. પણ આપણે જે 'યુ નો'ની વાત કરવી છે તે તો ત્રણ અંગ્રેજી અક્ષરો 'યુ. એન. ઓ.'ના મૂળ અંગ્રેજી ત્રણ શબ્દો 'યુનાઇટેડ' 'નેશન્સ' 'ઑર્ગેનિઝેશન'ના પ્રથમ અક્ષરો વડે ટૂંકામાં ઓળખાતા 'યુ.' 'એન.' 'ઓ.'ની વળી વધારે ટૂંકું નામકરણ બોલવામાં થયું 'યુ નો'! પણ હવે છેલ્લો અક્ષર 'ઓ.' વિધિસર ટૂંકનામમાંથી બાકાત રખાયો છે અને 'યુ.' 'એન.' એટલે કે 'યુનાઇટેડ નેશન્સ' તરીકે ટૂંકમાં કે પૂરી રીતે આપણે આ સંસ્થાને ઓળખીએ છીએ. 'ઑર્ગેનિઝેશન'નો 'ઓ.' કેમ કાઢી નાખ્યો હશે વારુ? શું એમાં દિવસે દિવસે વ્યવસ્થાતંત્રની માત્રા ઘટતી જતી હશે એમ ધારીને, અગાઉથી અને અગમચેતીથી 'ઑર્ગેનિઝેશન' શબ્દ ભૂંસાયો હશે?!

આજે ૨૪મી ઑક્ટોબરે 'યુનાઇટેડ નેશન્સ'ની સ્થાપનાનાં વીસ વર્ષ પૂરાં થયાં. દુનિયાભરમાં આજે એની વર્ષગાંઠ ઊજવાય છે. એટલે આપણે સારી સારી ને શુભ શુકનવાળી વાતો જ આજે તો કરવી જોઈએ! 'યુનાઇટેડ નેશન્સે' છેલ્લા બે દસકામાં કશી ભૂલો જ નથી કરી એવું નથી. એની નબળાઈઓ અને મર્યાદાઓ એકથી વધુ વાર આ વીસ વર્ષોમાં છતી થઈ છે. એની કાર્યવાહીમાં મુશ્કેલીઓ પણ ઓછી નથી આવી. એની સામે પડકારો પણ ઠીક ઠીક થયા છે. છતાં, 'યુનાઇટેડ નેશન્સ' સંસ્થા ટકી રહી છે અને કામ આપી રહી છે એ મહત્ત્વની વાત છે. વળી, કોઈની વર્ષગાંઠને દિવસે આપણે ટીકા કે મશ્કરી નથી કરતા; વખાણ અને ગુણગાન જ કરીએ છીએ ને? અને 'યુનાઇટેડ નેશન્સ'ની સંસ્થાની વાહવાહ આપણી જ પ્રશંસા કરવા બરાબર છે; કારણ કે, આ સંસ્થા દુનિયાની વિવિધ પ્રજાઓની બનેલી છે, સરકારોની નહિ. 'યુનાઇટેડ નેશન્સ'ના ખતપત્રમાં શરૂઆતમાં જ લખાયું છે કે 'અમે વિશ્વના લોકો...આ સંસ્થા ઊભી કરીએ છીએ.'

'યુનાઇટેડ નેશન્સ'ની આ વિશેષતા ખાસ નોંધવા જેવી છે. અગાઉ 'લીગ ઑફ નેશન્સ' નામની સંસ્થા હતી. પણ તેમાં દુનિયાનાં તમામ રાષ્ટ્રો સામેલ નહોતાં. 'લીગ' મોટે ભાગે યુરોપીઅન મંડળી હતી. એમાં બ્રિટન અને ફ્રાંસનું ઠીક ઠીક વર્ચસ્વ હતું. આજે 'યુનાઇટેડ નેશન્સ'માં પણ પાંચ કાયમી સભ્યોની જોગવાઈ છે ખરી–એ પાંચ રાષ્ટ્રો તે અમેરિકા, રશિયા, બ્રિટન, ફ્રાંસ અને ચીન–અને ચીન એટલે પાછું જૂનું, સને ૧૯૪૫માં બીજું વિશ્વયુદ્ધ અટક્યું તે વખતનું. જૂનું ચીન હજી 'રાષ્ટ્રવાદી' ચીન તરીકે આ સંસ્થામાં કાયમી સભ્યપદે છે અને 'સામ્યવાદી' ચીન આજ લગી બાકાત રહેલું છે. છતાં આ પાંચ કાયમી સભ્યો અગર મહાસત્તાઓનું વર્ચસ્વ 'યુનાઇટેડ નેશન્સ'માં જ્યાં ત્યાં અને હરહંમેશ જોવા મળતું નથી. આ બહુ મોટી વાત છે. દુનિયામાંનાં વિવિધ નાનાં રાષ્ટ્રો આગળ આ મહાસત્તાઓને ક્યારેક ક્યારેક નમવું પડે છે અને વિશ્વની પ્રજાઓના મત આગળ આ માંધાતા દેશોના નેતાઓને નમતું જોખવું પડે છે.

બંધારણની રૂએ 'યુનાઇટેડ નેશન્સ'નાં છ મુખ્ય અંગો છે: સામાન્ય સભા, સલામતી સમિતિ, આર્થિક અને સામાજિક સમિતિ, વાલીપણા સમિતિ, આંતરરાષ્ટ્રીય ન્યાયાલય અને કાયમી સચિવાલય. ઈ. સ. ૧૯૪૫ની ૨૪મી ઑક્ટોબરે જ્યારે સંસ્થા શરૂ થઈ ત્યારે એના સ્થાપક સભ્યરાષ્ટ્રોની સંખ્યા ૫૧ હતી. વીસ વર્ષ બાદ આજે તે આંકડો વધીને ૧૧૭ થયો છે. હજી અનેક નાનાં મોટાં સ્વતંત્ર રાષ્ટ્રો 'યુ.' 'એન'ની. બહાર છે તેઓ બધાં જેમ બને તેમ જલદી 'યુ.' 'એન.'માં દાખલ થઈ જાય એવી આશા આપણે રાખીએ. સલામતી સમિતિ તથા આર્થિક અને સામાજિક સભ્યોની સંખ્યા પણ અનુક્રમે ૧૧ થી ૧૫ અને ૧૮ થી ૨૭ની

આ વર્ષે જ વધારવામાં આવી છે અને એ રીતે વધુ સભ્યરાષ્ટ્રોને વિવિધ સમિતિઓમાં વારાફરતી પ્રતિનિધિત્વ મળવાની જોગવાઈ થઈ છે.

'યુ.' 'એન.'ની સફળતાનો આધાર કેવળ એના બંધારણ પર નથી. સભ્યરાષ્ટ્રોની કામ કરવાની દાનત કેટલી સાફ અને સીધી છે તેના પર ખરો આધાર છે. દરેક સભ્યે પોતાના લવાજમની રકમ સમયસર પૂરી ભરવી જોઈએ; એકતરફી નિર્ણય-નીતિની ઉતાવળ કોઈએ કરવી જોઈએ નહિ; વાટાઘાટો વડે અને શાંતિથી સવાલોનો ઉકેલ આણવાની તત્પરતા દરેકે બતાવવી જોઈએ. એમ થાય તો 'યુનાઇટેડ નેશન્સ' આપોઆપ અતિશય અસરકારક સંઘ બની રહેશે. 'યુ. એન.'ની શાંતિસ્થાપના–કાર્યવાહી અંગે કેટલાંક મોટાં રાષ્ટ્રોએ વિરોધી અભિપ્રાયો આપ્યા એટલું જ નહિ પણ હઠ પકડીને બબ્બે ત્રણ ત્રણ વર્ષથી પોતાને ફાળે ભરવાની થતી રકમ સંસ્થાને આપી નહિ. પરિણામે, 'યુ. એન.'ની નાણાકીય ખાધ આજે પચાસ કરોડ રૂપિયા જેટલી થઈ છે! આ બોજા સાથે કઈ સંસ્થા ઝાઝો વખત સારું કામ કરી શકે? એટલે, 'યુ. એન.'ના સહુ સભ્યોએ સ્વૈચ્છિક અને સંપૂર્ણ શિસ્તથી પોતપોતાની ફરજો, જવાબદારીઓ અને ભૂમિકાઓ અદા કરતા રહેવું જોઇએ.

'યુનાઇટેડ નેશન્સ'ના મહામંત્રી તરીકે પ્રથમ નૉર્વેના ટ્રિગ્વે લી, પછી સ્વીડનના ડાગ હામરશોલ્ડ અને હવે બ્રહ્મદેશના ઊ થાન્ટ કામગીરી બજાવે છે. એક રીતે તેઓ આખી સંસ્થાના વહીવટી વડા ઉપરાંત એના નેતા અને માર્ગદર્શક પણ છે. હામરશોલ્ડે એ દિશામાં અસાધારણ ઐતિહાસિક કામગીરી કરી બતાવી. પરંતુ મહામંત્રીનો હોદ્દો પણ છેવટે એક જ માણસની તપશ્ચર્યાનો સવાલ નથી. દુનિયાના તમામ જાગૃત પ્રજાજનોએ સતત અને સક્રિયપણે મહામંત્રીને અને 'યુ. એન.'ને સાથ અને હૂંફ આપવાનાં છે.

'યુનાઇટેડ નેશન્સ'ની વિશિષ્ટ પાંખો પણ આભારપૂર્વક આપણે યાદ રાખવી ઘટે. શિક્ષણ, સંસ્કાર, આર્થિક વિકાસ, આરોગ્ય, વૈજ્ઞાનિક પ્રગતિ, સામાજિક સુધારા અન્નધાન્ય, અણુશક્તિ, નાણાકીય સહાય અને સાધન-સંપત્તિની વહેંચણી વગેરે જાતજાતના ક્ષેત્રોમાં 'યુ. એન.' ની વિવિધ પાંખો કેટલી બધી સુંદર, સચોટ અને સદ્ધર સેવા કરી રહી છે એનો આપણને પૂરો ખ્યાલ છે ખરો? રાજકીય સમાચારો અને સંઘર્ષોનાં જ ગાજાંવાજાં આપણી દુનિયામાં કમભાગ્યે વધુ વાગતાં રહે છે! અને જે શાંત, નક્કર, પોષક કામ થઈ રહ્યું છે એનો ઝાઝો હિસાબ મળતો નથી અને મળવાનો લાગતો નથી.

૧૯૬૫નું આ વર્ષ આપણે આંતરરાષ્ટ્રીય સહકાર વર્ષ તરીકે ઊજવી રહ્યા છીએ ત્યારે એકવિશ્વનો આ સહિયારો પુરુષાર્થ આપણે વધુ જોશથી ઘૂંટવો જોઈએ. આપણા સદ્ગત વડા પ્રધાન જવાહરલાલ નેહરુના જ સૂચનથી 'યુ. એન.' સંસ્થા આ વર્ષે પ્રજાઓના પરસ્પરના સહકારની ઉજવણીનું પર્વ મનાવી રહી છે. આપણી દુનિયામાં કરોડો માણસો હજી પૂરેપૂરા અભણ અને અંધકારમય છે. એમની પાસે જ્ઞાનની દીવડી લઈ જવાનું પુણ્યકાર્ય 'યુનેસ્કો' જેવી પાંખે આ વર્ષે ખાસ શરૂ કર્યું છે.

આપણે સહુ આજે એક-દુનિયામાં રહેતાં નથી તો યે હવે આપણામાંથી કોઈ, માત્ર એક જ દેશના વતની અને નાગરિક પણ રહ્યાં નથી. એકવિશ્વની ભાવનાથી આપણે બરાબર રંગાએલાં છીએ. એકવિશ્વ તરફ આપણે લગાતાર જઈ રહ્યાં છીએ. આ કોઈ નર્યો આશાવાદ નથી; આજની દુનિયાની આ નક્કર હકીકત છે. એનો લાભ લઇને આપણે સહુએ 'યુ. એન.'ની ઇમારતને વધુ મજબૂત અને અર્થપૂર્ણ બનાવવાની છે. લડાઈ અને સંઘર્ષ ટાળવાનો રસ્તો વધુ લડાઈ અને વધુ ઝઘડાનો નથી, એ સીધીસાદી વાત આપણે પ્રજાજનોએ શીખી લેવાની છે. આપણે આ શીખીશું અને સમજીશું તો આપણી સરકારોને પણ એ વાત આ ધરતી પર સ્વીકારવી પડશે અને એ રીતે ચાલવુ પડશે. 'યુ નો' શું છે અને શું કરી શકે છે એનો થોડો ખ્યાલ હવે તમને આવ્યો ને?

*

# આંતરભારતી

['અભ્યાસ'ના ઑગસ્ટ, સપ્ટેંબર, ઑક્ટોબર અને નવેંબર ૧૯૬૫ના અંકોમાં પૂઠા ૪ પર પ્રકટ કરેલાં બંગાળી અવતરણો (ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુર કૃત)નો અધ્યાપક શ્રી. નગીનદાસ પારેખે કરેલો અનુવાદ.]

## એક જૂની વાત

કામ સાધવા માટે સમાજના પાયામાં જેઓ બાકોરાં પાડે છે તેઓમાંના ઘણા પોતાને કુશળ પોલિટિકલ માણસો તરીકે ઓળખાવતા હોય છે. તેઓ એવો ભાવ બતાવે છે કે, જૂઠું બોલવું ખરાબ છે, પણ પોલિટિકલ બાબતમાં જૂઠું બોલવામાં વાંધો નથી. સાચી વાત વિકૃત કરીને કહેવી યોગ્ય નથી, પણ તેમ કરવાથી જો કોઈ અંગ્રેજ હલકો પડતો હોય તો તેમ કરવામાં દોષ નથી. કપટ આચરવું એ ધર્મ વિરુદ્ધ છે, પરંતુ દેશની જરૂરનો વિચાર કરી મોટા ઉદ્દેશને માટે કપટ આચરવામાં ખોટું નથી. પણ મોટા કોને કહો છો? ઉદ્દેશ ગમે એવો મોટો હોય, તેના કરતાં પણ મોટો ઉદ્દેશ છે. મોટા ઉદ્દેશ સિદ્ધ કરવા જતાં એના કરતાં મોટો ઉદ્દેશ નાશ પામે છે તેનું શું? કદાચ એમ બને પણ ખરું કે આખા રાષ્ટ્રને ખોટું આચરણ કરતાં શીખવવાથી આજ પૂરતું કોઈ કામ સાધવામાં સગવડ થાય, પરંતુ તેને જો દૃઢ સત્ય-પ્રેમ અને ન્યાય-પ્રિયતા શીખવી હોત તો તે સદાકાળને માટે મર્દ બની શકત! તે નિર્ભયતાપૂર્વક માથું ઊંચું કરીને ઊભું રહી શકત, તેના અંતરમાં અસીમ બળ પેદા થાત. તે ઉપરાંત દુનિયાનાં કાર્ય આપણને અધીન નથી. આપણે જો ફક્ત એક સોય શોધવા માટે દીવો સળગાવીએ તો તેથી આખા ઓરડામાં અજવાળું થશે, તે જ પ્રમાણે આપણે જો એક સોય સંતાડવા માટે દીવો ઓલવી નાખીએ તો તેથી આખા ઓરડામાં અંધારું થઈ જશે,—તે જ રીતે આપણે જો આખા રાષ્ટ્રને કોઈ લાભ મેળવવા માટે ખોટું આચરણ કરતાં શીખવીએ તો તે ખોટું આચરણ તમારી ઇચ્છા અનુસાર ફક્ત લાભ કરી આપીને જ ચાલ્યું નહિ જાય, તે પોતાનો વંશવેલો મૂકતું જશે. પહેલાં મેં કહ્યું છે કે મહત્તા કોઈ એક જ ઉદ્દેશમાં સીમિત નથી રહેતી, તેના વડે હજારો ઉદ્દેશ સિદ્ધ થાય છે. સૂર્યનાં કિરણો ગરમી આપે છે, પ્રકાશ આપે છે, રંગ આપે છે, જડ વનસ્પતિ, પશુ-પક્ષી-કીટ-પતંગ બધાં ઉપર તેની હજાર જાતની અસર થાય છે; તને કોઈ વાર એવો ખ્યાલ આવ્યો કે, પૃથ્વીમાં લીલા રંગની ઉત્પત્તિ બહુ વધી ગઈ છે માટે તેને રોકવી જોઈએ; અને એ પરમ લોકહિતકારક ઉદ્દેશ માટે જો એક આકાશવ્યાપી છત્રી તું ઊંચી કરે તો લીલો રંગ તો કદાચ અંતરધાન પામી જાય, પરંતુ તેની સાથે જ લાલ રંગ, નીલ રંગ, બધા જ રંગનું નિકંદન નીકળી જાય, પૃથ્વીની ગરમી ચાલી જાય, પ્રકાશ જાય, પશુ-પક્ષી, કીટ-પતંગ બધાં જ ચાલ્યાં જાય. એ જ રીતે સત્ય કેવળ પોલિટિકલ ઉદ્દેશમાં જ મર્યાદિત નથી. તેનો પ્રભાવ માનવસમાજના અસ્થિમજ્જામાં હજારો રૂપે કામ કરતો હોય છે—કોઈ એક વિશેષ ઉદ્દેશને ઉપયોગી થાય એ રીતે જો તેમાં ફેરફાર કરો તો તે બીજા લાખો ઉદ્દેશોને માટે નિરુપયોગી બની જશે. જ્યાં જ્યાં જે જે સમાજનો નાશ થયો છે તે આ રીતે જ થયો છે. જ્યારે જ્યારે મતિભ્રમને લીધે કોઈ એક સંકુચિત હિત સમાજની નજરમાં સર્વેસર્વા બની બેઠું છે અને અનન્ત હિતનું તેણે પોતાને ચરણે બલિદાન આપ્યું છે, ત્યારે ત્યારે તે સમાજમાં શનિનો પ્રવેશ થયો છે, તેનામાં હડહડતો કળિ દાખલ થયો છે. એક ગુણ સરસવની સદ્‌ગતિ કરવા માટે ભરેલું વહાણ ડુબાડવાથી વેપારની જેવી ઉન્નતિ થાય તેવી જ ઉપર કહેલા સમાજની પણ થાય. એટલા માટે પોતાના રાષ્ટ્રની સાચી ઉન્નતિ જો જોઈતી હોય તો યુક્તિપ્રયુક્તિ, લુચ્ચાઈ, ચાણક્યતાને છોડી સાચા મર્દની પેઠે માણસની મહત્તાના સરળ રાજમાર્ગે ચાલવું પડશે, તેમ કરવા જતાં મુકામે પહોંચતાં જો વિલંબ થાય તો તે વિલંબ પણ શ્રેયસ્કર છે, પણ સુરંગને રસ્તે ખૂબ ઝપાટાભેર રસાતલમાં પહોંચી જઈ ત્યાં વાસ કરવાની વાત સર્વથા છોડી દેવી જોઈએ.

*

## સ્વાતંત્ર્યનું પરિણામ

કવિ જે ભાષામાં પોતાનું કવિત્વ પ્રગટ કરવા માગે છે તે ભાષા કંઈ તેનું પોતાનું સર્જન નથી હોતી. કવિ જન્મ્યો તેના બહુ સમય પહેલાં જ તે ભાષાએ પોતાનું એક સ્વાતંત્ર્ય પ્રગટ કર્યું હતું. કવિ જે ભાવ

# અભ્યાસ

૫૩

વિચાર અને વિવેચનનું સામયિક

ડિસેંબર • ૧૯૬૫

વર્ષ ૫ • અંક ૫


"મહાજન બાંધવાનો હેતુ કેવળ વધુ પૈસા મેળવવાનો જ નહોતો પણ મજૂરો તેમ જ એમનાં કુટુંબીજનોના જીવનનો યોગ્ય વિકાસ થાય ને એમનું જીવન સારું, સંસ્કારી ને સુખી થાય એ માટે ગાંધીજીનો ખાસ આગ્રહ હતો અને તેથી આ સંસ્થાનું પ્રથમનું બંધારણ એમણે પોતે ઘડ્યું, તેમાં પૈસા તથા વખતના સદુપયોગ ઉપર ખાસ ભાર મૂકી, આ સંસ્થાના બંધારણમાં નીચે પ્રમાણે કલમો મૂકી:

(૧) તેમને માટે તેમના મહેનતના પ્રમાણમાં યોગ્ય પગાર મેળવવો.

(૨) તેમને તેમના આરોગ્ય માટે જરૂરી આરામ મળે તથા સંસારવ્યવહાર માટે ફુરસદ રહે તે માટે તેમના કામના વખતમાં યોગ્ય ને જરૂર પડતો ઘટાડો કરાવવો.

(૩) વધારેલા પગાર તથા બચતા વખતનો કોઈ સદુપયોગ થઈ શકે તે વિચારથી અને કરેલા વિચારનો અમલ થાય તેવાં પગલાં લેવાં.

કામના કલાકો અને પગારો માટે યોગ્ય ધોરણ સ્થાપવાં એ તો મજૂર સંસ્થાઓનું સામાન્ય કાર્ય રહે છે. પરંતુ પૈસા તથા વખતના સદુપયોગ માટે આગ્રહ રાખવાનો વિચાર નવીન અને ઘણો મહત્ત્વનો હતો. મજૂરોનું જીવન સારું, સંસ્કારી થાય એ જ મજૂરપ્રવૃત્તિનો સાચો ને અંતિમ ઉદ્દેશ હોય અને તે માટે પૈસા અને સમયનો સદુપયોગ અત્યંત આવશ્યક હોઈ આ કલમમાં તે સ્પષ્ટ રીતે રજૂ કરી ગાંધીજીએ મજૂરોને બહુ કીમતી માર્ગદર્શન આપ્યું અને તે મહાજનના વિકાસ માટે અત્યંત ઉપયોગી થઈ પડ્યું."

શંકરલાલ ઘેલાભાઈ બેંકર

['ગાંધીજી અને મજૂરપ્રવૃત્તિ (સંસ્મરણો અને અનુભવો).' નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. ૧૯૬૫. પૃ. ૫૭-૫૮]




સંપાદક • પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

સંપાદક: પુરુષોત્તમ ગણેશ માવળંકર **પ.૩**


## અનુક્રમ



### સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા દસ, છમાસિક રૂપિયા છ.
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક—'અભ્યાસ', 'પ્રગતિ', ૧૫, મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* અગાઉના ચાર વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનતી છે.
* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થયેલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.


વર્ષ ૫ ડિસેમ્બર ૧૯૬૫ અંક ૫

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ ૧

# ❁ વિચારાંકુર ❁

## હક્કની પરિભાષા

અગાઉની સરખામણીમાં આજે આપણે હક્કની ભાષા વધુ બોલતાં થયાં છીએ અને છતાં આજની દુનિયામાં હક્કોનું ઉલ્લંઘન જેવું અને જેટલું થઈ રહ્યું છે તેવું અને તેટલું પહેલાં થતું નહોતું. કદાચ એમ પણ હોય કે અગાઉના સમયમાં હક્કો વિષેની જેટલી જાણકારી અને સભાનતા પ્રજાઓને હતી તેના કરતાં આજે તે ઘણી વધારે છે અને તેથી પણ હક્કોના ઉલ્લંઘનના બનાવો વધુ પ્રમાણમાં આપણી નજરે ચડતા હોય. તે સાથે જ બીજી પણ એક વાત સમજવા જેવી છે. વધુ ને વધુ લોકો આજકાલ હક્કોની ભાષા બોલી રહ્યા છે ખરા; પરંતુ એ પ્રમાણેનું વર્તન અને કાર્ય કરનારાઓની સંખ્યા કમનસીબે ઘટતી જતી લાગે છે.

હવે, એ સાચું કે વ્યક્તિના કેટલાક હક્કો તો એને જન્મથી જ મળેલા છે. એ હક્કો કુદરતી અને મૂળભૂત છે. રાજ્ય કે અન્ય કોઈ સામાજિક મંડળ પાસેથી આવા હક્કોની બક્ષિશ વ્યક્તિને નથી મળતી. એ હક્કો વ્યક્તિના પોતાના છે અને સ્વયંસિદ્ધ છે. વ્યક્તિ ચાહે તો પોતાના હક્કોને વેડફી દઈ શકે છે, શૂન્યવત્ બનાવી શકે છે. તેમ છતાં યે એ હક્કો તો દરેક વ્યક્તિના જ હક્કો તરીકે રહે છે અને એમ જ તે ગણાવા જોઇએ.

હક્કની ગરજ ત્રણ બાબતો અંગે રહે છે: વ્યક્તિનું વ્યક્તિત્વ સચવાય અને સમૃદ્ધ બને તે માટે; પોતાનો સર્વોત્તમ ફાળો દરેક વ્યક્તિ સમાજમાં આપી શકે તે માટે; અને વ્યક્તિઓથી બનેલા સમાજમાં વ્યક્તિ અને સમાજ બન્ને નિરંતર પ્રગતિ કરતાં રહે તે માટે. હું જો એકલો ને અટૂલો રહેતો હોઉં તો મને હક્કોની ઝાઝી જરૂર નથી. હું સમાજમાં રહું છું—સહુની જોડે હળુંમળું છું—માટે મને હક્કો જોઇએ છે. અને જેમ મને જોઇએ છે તેમ દરેકને—ગરીબ કે તવંગર, અભણ કે સાક્ષર, ગ્રામવાસી કે શહેરી, કાળો કે ગોરો, રોગી કે નિરોગી, અણઘડ કે કેળવાએલો—દરેકને આ હક્કો જોઇએ છે. દરેકની ગણતરી થવી જોઇએ એનું કારણ તો સીધું ને સાવ સાદું છે—દરેક જણ માનવ છે અને માનવ તરીકે જીવવાનો દરેકને એકસરખો અધિકાર છે. માણસના હક્કનો સ્વીકાર એટલે તેના વ્યક્તિત્વનો સ્વીકાર.

હવે, આપણામાંથી કેટલા આ રીતે વ્યક્તિગત હક્કોનો ઉપયોગ અને ઉપભોગ સામાજિક કામગીરી અને પ્રવૃત્તિના સંદર્ભમાં કરીએ છીએ? કમભાગ્યે, બહુ ઓછા! મોટા ભાગના તો કેવળ પોતાના જ હક્કોની વાત ઘૂંટે છે અને પારકાના હક્કો તરફ પૂરેપૂરા નહિ તો યે મહદ્ અંશે બેધ્યાન અને ઉદાસ રહે છે. વળી, સમાજમાં જે વ્યક્તિઓ કોઈ ને કોઈ રીતે સમૃદ્ધ છે તેમાંની ઘણીખરી વ્યક્તિઓ પોતાનામાં જ મસ્ત રહે છે અને સમાજની ઉપેક્ષા કરે છે. આવી વ્યક્તિઓ ભૂલી જાય છે કે તેમની આ ઉપેક્ષા જ છેવટે તેમના હક્કોની માત્રા ઘટાડે છે અને સાથે સાથે સમાજની પ્રગતિ પણ અટકાવે છે. હું તો આજના પ્રક્ષોભક સમયમાં એવી હિમાયત કરું છું કે દરેક સમૃદ્ધ વ્યક્તિએ, એની સમૃદ્ધિના પ્રકાર અને અંશના પ્રમાણમાં, હક્કની ભાષા ઓછી વાપરવી જોઇએ અને ફરજની, સમાજ પ્રત્યેના કર્તવ્યની, ભાષા વધુ બોલવી જોઇએ અને અમલી કરી બતાવવી જોઇએ.

અને, જે વાત સમૃદ્ધ વ્યક્તિને લાગુ પડે છે તે વાત સમૃદ્ધ સમાજને તો સવિશેષ લાગુ પડે છે. સંપત્તિ, સંસ્કાર, શિક્ષણ અને આધુનિક વિજ્ઞાનકૌશલ્ય જે દેશોમાં છે એમણે હક્કની પરિભાષાને બદલે ફરજની પરિભાષાનો ઉપયોગ અને વિનિયોગ કરી બતાવવાનો આજનો સમય છે. પરંતુ આજે આપણને અવળું અને અકળાવનારું ચિત્ર અનેક સ્થળે જોવા મળે છે. એને કારણે નિરાશા અને નિસાસાની લાગણી થાય છે. પરંતુ હક્ક અને ફરજ વિષેની સાચી સમજ, સહાનુભૂતિ અને સક્રિયતા દુનિયાભરની થોડી વ્યક્તિઓમાં પણ હશે તો હિંમત હારવાનું કારણ નથી. **પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

# કવિતા

## રાત / મણિલાલ દેસાઈ

રાત ફરે પડખું....
હું તડપું મારા ઘરમાં.
ઈશ હવે તો બોલે,
મૂગી મને વેદના કોરે.
આખી રાત રહ્યું ચાંદરણું
ખીલ્લી બચ્ચાં સાથે.
પરી તણી પાંખો કેરો ફફડાટ—
બારણે થયો રાતભર.
સાપ તણા પડછાયા કેરો રેલો—
જોયો ભીંત થકી ઊતરતો.
બંધાં એકલાં સૂતાં
સૂતી રાત પથારીમાં આવીને, મારી સાથે.

અને
સવારે
આળશ જ્યાં મરડું ત્યાં મારી કેડ મહીં—
બાવળનાં લાખ્ખો ઝૂંડ મ્હોરતાં લાગે!

*

## રૂમાલ / ચંદ્રકાન્ત ટોપીવાળા

ફૂટપાથો કાંઠા બની જાય
સડક વચાળે વહેતી થાય,
આસ્ફાલ્ટની નીલી કરચલીઓ
તરંગલીલા શી લહેરાય!

આંતરે આંતરે વીજળી–થંભ!
તે તો ઝૂકયા કદલી–થંભ!
બંધ પડેલી ગ્લોબની કળીઓ
ખીલતી ઝળહળ રાતની સંગ!

ખટારા, મોટર, સ્કૂટર પસાર
ધૂમ્રના શઢ કરતા સંચાર
જલ કાપીને દોડતી જાણે:
ધીંગાંધડ વહાણોની હાર!

અહીંની ધાંધલ–ભીડ–ધમાલ,
હાથમાં યાદનો આવે રૂમાલ
સિમેન્ટ કાંકરી ચૂના ઈંટમાં
મઘમઘી ઊઠતું તારું વહાલ!

*

# રોજનીશીમાંથી - ૪૧

ગણેશ વાસુદેવ માવળંકર

['રોજનીશીમાંથી'નું આ લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. — સંપાદક]

### તા. ૧૯ જુલાઈ ૧૯૪૮, સોમવાર

સવારે થોડી બાકી રોજનીશી. વૃત્તપત્રો જોયાં. ચિ. બાળાસાહેબનાં લગ્નના હિસાબો જોઇને એ વિષે સૂચનાઓ. ચાંલ્લાની રોકડ રકમો તથા ભેટની વસ્તુઓ વધારાની આવેલી તે પરત કરવા અંગેના કાગળો વગેરે કામો. શેઠ અંબાલાલ સારાભાઈ એમના કામ અંગે (કૅલિકોના) મળ્યા.

ભોજન બાદ ટપાલ. વિશ્રાંતિ. તૈયાર થયેલી ટપાલ જોઈને સહીઓ કરીને મોકલી. કામના કેટલાક કાગળો લખાવ્યા. વિશ્વવિદ્યાલય સમિતિનો અહેવાલ તપાસીને સુધાર્યો. તા. ૫ જુલાઈથી ૧૪ જુલાઈ સુધીની બેઠકનો આ અહેવાલ હતો. પ્રોફેસર અભ્યંકર આવ્યા હતા. એમના પિતાશ્રીએ શાંકરભાષ્યના કરેલા મરાઠી અનુવાદના પ્રકાશનની બાબતમાં તેમની સાથે ચર્ચા કરી. ઇન્ડિયા બૅન્કના શ્રી કંસારા...મળ્યા હતા...ઠાકુર ટ્રસ્ટ ફંડ અને સદ્‌ગત દીવાન બહાદુર ખાંડેકરની મિલકતની બાબતમાં શ્રી ભાઉકાકા જાંભેકરને હવે પછી કરવાનાં કામો અંગેની સૂચનાઓ આપી. સાંજે શ્રી અને શ્રીમતી મલિક, પ્રિન્સિપાલ દેસાઈ વગેરે લોકો મળ્યાં. કૉમર્સ કૉલેજના કામ માટે શ્રી ખારોડની સેવાઓ પોતાને મળે (part-time) એ વિષે પ્રિન્સિપાલ દેસાઈએ વાત કરી.

ભોજન બાદ વાતોચીતો વગેરે.

પેશાબ કરવાની જગાએ મને કેટલાક દિવસથી બળે છે અને એ ભાગ લાલ બનીને દુઃખે છે. લગભગ મહિનો થવા આવ્યો. એટલે હવે નિષ્ણાતની જ સલાહ લેવી રહી એમ લાગવાથી ડૉક્ટર પાસે તપાસ કરાવવા માટે જઈ આવ્યો. મારી ધારણા પ્રમાણે જ એમણે સલાહ આપી. સોડા લેવો એટલે acidity ઓછો થશે અને વળી ડાયાબિટીસ મને હોવાને કારણે (insulin injections) પણ લેવાં, એ પ્રમાણે ઇન્સ્યુલીન ઇન્જેક્શન આજથી શરૂ કર્યાં.

### તા. ૨૦ જુલાઇ ૧૯૪૮, મંગળવાર

સવારે વૃત્તપત્રવાચન. થોડો વખત રોજનીશી-લેખન. પછી ઢગલાબંધ ઑફિસ કામનો નિકાલ કર્યો. લગ્નના હિસાબ વગેરે જોવાનું કામ આગળ ચાલુ.

ભોજન બાદ ૧૨-૩૦ થી ૧-૩૦ સુધી ગુજરાત વિદ્યાસભાના અધ્યાપકભાઈઓને મળીને ગુજરાત વિશ્વવિદ્યાલય સંબંધે અમારી સમક્ષ કયા કયા પ્રશ્નો છે એનું દિગ્દર્શન કરાવી આવ્યો. યુનિવર્સિટી એટલે મુખ્યત્વે અધ્યાપકસમૂહ. તેથી એમણે આ વિષયમાં રસપૂર્વક સામેલ થવું જોઈએ એવું પણ મેં કહ્યું. પછી મુકામ પર આવીને આશરે ૩-૧૫ સુધી વિશ્રાંતિ. પછી પરચૂરણ કામો. જનારી ટપાલ. પરચૂરણ વાચન.

ચા અને શૌચ આટોપીને ૫-૩૦ થી ૭-૩૦ સુધી અનાથ આશ્રમનાં વિદ્યાર્થિનીગૃહમાં ગયો. (માધવબાગની સામે). ત્યાં વિદ્યાર્થિનીઓને મળ્યો. એમની મુશ્કેલીઓ અને દુઃખો શાં છે એની તપાસ કરી. 'વ્યવસ્થાપિકા સરોજબેન ન જોઈએ' એવું શા માટે કહો છો વગેરે મેં પૂછ્યું. એક કે બીજું એવું કોઈ સબળ કારણ જણાતું નથી, પરંતુ અનેક નાની નાની બાબતો પરથી એક પ્રકારની નામરજી ઉત્પન્ન થઈને હવે એનું સૂત્ર (slogan)થયું છે એમ લાગ્યું. ત્યાંની વ્યવસ્થામાં અને વર્તનમાં સહાનુભૂતિની ભીનાશ દેખાઈ નહિ. ઠીક. પાછા ફરતાં શ્રીમતી સરોજબેનને મળીને, હું જઈ આવ્યો અને વાત કરી આવ્યો એ વિશે જણાવીને પછી ભદ્રમાં આવ્યો. મુરબ્બી કાકા આવતી કાલે પૂના જતાં હોવાથી એમને મળી આવ્યો. શ્રી ભૈયાસાહેબ ખાંડેકરને મળ્યો: (૧) સદ્‌ગત ગણપતરાવના વસિયતનામા મુંબજની વ્યવસ્થા અને (૨) એમની દીકરી બેબીએ શરદ ફણસે સાથે લગ્ન કર્યાંથી એમના મનની ખિન્નતા. આ બંને બાબતો વિષે મેં એમનું સાંત્વન કર્યું. પુત્રીએ આ રીતે લગ્ન કર્યાં એનું સ્વાભાવિક દુઃખ

થાય. પરંતુ પુત્રી આટલી હદ સુધી કેમ ગઈ એ પ્રશ્ન પુછાવો જોઈએ. ઝડપથી થનારી વિચારક્રાંતિ, આચાર-સ્વચ્છંદ (સ્વાતંત્ર્ય નહિ), ખૂબ જ ધીરે ઢીલી થનારી અગર ઉદાર બનનારી સામાજિક ઘડી વગેરે વસ્તુઓ આમાં છે. પરંતુ મોટી વાત એટલે માબાપ અને બાળકો વચ્ચે જે માનસિક મોકળાશ અને પોતાને જે લાગે તે માબાપ સમક્ષ ખોલી બતાવવા જેટલી હિંમત બાળકમાં આવે એટલો પ્રેમ અને વિશ્વાસ નથી એમ મને લાગે છે. દૂરની વાત શા માટે? મારો જ દાખલો—ચિ. બાળના મનમાં શું છે એની મને પોતાને ૧૯૪૪ની સાલ સુધી ક્યાં કલ્પના હતી? કલ્પના આવવા માંડી ત્યારે પણ પ્રેમને કારણે જ હું એટલો ઉતાવળો બની જાઉં છું, આજે પણ મારી અધીરાઈ પૂરેપૂરી ક્યાં નીકળી ગઈ છે? એટલે આવા પ્રકારો થવાના જ. સાચે જ મને ઘણું બધું નવું શિખવાનું મળે છે. ઘરના માણસો મારા વર્તન વિશે અને હેતુ વિશે ગેરસમજથી મારાથી દૂર થતા જાય છે એમ દેખાય છે. પણ એનો ખરો અર્થ તેઓ દૂર થાય છે એમ ન હોઈ એમના મનમાંની લાગણીઓ મને કહેવા જેટલી નિર્ભયતા એમનામાં આવી રહી છે એવો અર્થ મારે શા સારુ ન કરવો જોઈએ? ચાલતો જ પાછો બંગલે આવ્યો અને પછી સ્નાન ભોજન અને સાર બાદ ઇતર વાચન.

## તા. ૨૧ જુલાઈ ૧૯૪૮, બુધવાર

સવારે વૃત્તપત્રો જોયાં. શ્રી મણિભાઈ દેસાઈ (શિક્ષક સંઘ) આવ્યા હતા. શ્રી ઠાકોરભાઈ ઠાકોર મ્યુનિસિપાલિટીમાં ચૂંટાઈ આવ્યા બદલ એમને અભિનંદન આપવાનો જાહેર સમારંભ યોજવાનો છે તેમાં મારે પ્રમુખપદ સ્વીકારવું એવી એમની વિનંતી છે. ઠાકોરભાઈનો વિજય થયો એ બદલ મને આનંદ છે. એમણે ચૂંટણીમાં ઊભા રહેવું એવી સલાહ મેં જ આપી હતી. મારા વિચારો સ્થાનિક કૉન્ગ્રેસ પદાધિકારીઓથી છૂપા નથી. પણ છાતી કાઢીને હું એમની સામે અખાડામાં ઊભો રહું તે હાલની મારી અને એમની પરિસ્થિતિમાં ઇષ્ટ અને શક્ય નથી. મારી વાત એમને ગળે ઊતરી. હવે પછીનો કાર્યક્રમ (મ્યુનિસિપાલિટીનો) શો અને કેવો હોવો જોઈએ એ વિશે પણ ચર્ચા કરી.

૭–૩૦ થી ૮–૩૦ સુધીનો સમય 'વર્તમાન' નામનું દૈનિક શ્રી રમણલાલ જાની શરૂ કરે છે એની ઉદ્ઘાટન વિધિમાં ગયો. વૃત્તપત્રો લોકશિક્ષણનાં સાધનો છે એટલે એમની જવાબદારી મોટી છે. વૃત્તપત્રો ચલાવવાં એ ધંધો ન હોઈ ધર્મ છે. એમની ભૂમિકા સત્યની અને ન્યાયની હોવી જોઈએ. વૃત્તપત્રો પાસે નિર્ભયતા જોઈએ. અન્યાયનો વિરોધ કરવો, ન્યાયને મદદ કરવી એ એમનું કામ છે. જુદા જુદા વિષયોનું જ્ઞાન આપવું, અનિષ્ટ રીતરિવાજો અને બાબતો સમાજમાંથી દૂર કરવાં એ પણ એમનું કર્તવ્ય છે. ભવિષ્યકથનો અને કસોટીઓ જેવા પ્રકારો બંધ થવા જોઈએ. ભાષા અને શુદ્ધ લેખન તરફ ધ્યાન આપવું જોઈએ, આ આશયનું હું બોલ્યો.

પાછા આવીને પરચૂરણ કામો. થાક લાગવાને કારણે થોડો વખત આરામ કરતો પડી રહ્યો.

ભોજન બાદ ટપાલ – વિશ્રાંતિ. પછી કેટલાક કાગળો લખાવ્યા. કસ્તુરબા ટ્રસ્ટ, યુનિવર્સિટી ટ્રસ્ટ વગેરે બાબતો જોઈ. જનારી ટપાલ જોઈ.

૩-૩૦ થી ૪-૩૦ સુધી શ્રી ઠાકોરભાઈ, મણિભાઈ અને નાથાલાલ ખલભદ્ર આવ્યા હતા. મ્યુનિસિપાલિટીની આગામી ચૂંટણીની બાબતમાં શું ધોરણ હોવું જોઈએ તેની ચર્ચા કરી. કેવળ શહેરના હિતની દૃષ્ટિથી કાર્યક્રમ નક્કી કરવો અને તેની સાથે જે સંમત થાય તેને મંડળમાં લેવો. આવા મંડળે ચૂંટણી લડવી અને Official Congress જે સારો ઉમેદવાર પસંદ કરે તેનો વિરોધ ન કરતાં તેને ટેકો આપવો. આ પ્રમાણે કામ કર્યાથી જનહિતની દૃષ્ટિથી તે ઉત્તમ ઠરશે અને કૉંગ્રેસના વિરોધનું સ્વરૂપ થશે નહિ. પણ આ વાતનો વધુ વિચાર પછીથી કરી શકાશે.

એજ્યુકેશન સોસાયટીના શ્રી નગીનદાસ અને એમના મિત્ર આવ્યા હતા. ચા શૌચ આટોપીને પછી કાંકરિયા તળાવની પાસે આવેલા અનાથાશ્રમના કુમારગૃહમાં ગયો. ત્યાં એકંદરે ૨૬ બાળકો (તમામ છોકરાઓ) છે. એમની સાથે ઠીક ઠીક વખત બેસીને હકીકતો સાંભળી. એમના મનમાં સરોજબેન વિષે વિશેષ અસર કડવાશ ઝાઝી જણાઈ નહિ. પરંતુ ઘણી-

બધી નાની દેખાતી બાબતો એમણે કહી એ ઉપરથી એમને સહાનુભૂતિની ભૂખ છે (milk of sympathy) પણ તે સંતોષાતી નથી, એમ દેખાય છે. કુમારગૃહને કેદખાનાની ઉપમા આપી શકાય એવું વાતાવરણ જણાયું. ત્યાંથી પાછા ફરતાં અનાથઆશ્રમમાં થોડો વખત થોભીને કન્યાઓને પણ મળ્યો અને પછી ભદ્રમાં આવ્યો.

ત્યાંથી ચાલતો બંગલે આવ્યો. પછી સ્નાન. શ્રી સારાભાઈ કાશીપારેખ (એન્જિનીયરિંગ કૉલેજ, લોખંડ સિમેન્ટ) શ્રી ચંદુલાલ દલાલ (ચીફ ઑફિસર) શ્રી નેને માસ્તર વગેરે લોકો ભોજનના સમયે અને પછી વાતોચીતો કરતા બેઠા હતા. થોડો વખત ઇતર વાચન.

## તા. ૨૨ જુલાઈ ૧૯૪૮, ગુરુવાર

સવારે વૃત્તપત્રો. થોડું પરચૂરણ કામ. ઑફિસનું કામ. પછી ૧૦ થી ૧૧ બો. જે. વિદ્યાભવનની સભા. સભા પછી શ્રી વિદ્યાબેનની સાથે મેં અનાથાશ્રમ વિષે વાત કરી. ત્યાં સહાનુભૂતિના વાતાવરણનો અભાવ છે એ સાચુ પણ ત્યાં જે જે થાય છે એનો થોડો દોષ વિદ્યાર્થિનીઓના માથે પણ આવે છે એ કબૂલ કર્યા સિવાય ચાલે એમ નથી. શ્રી વિનોદીનીબેનની દરમિયાગીરી હોવા અંગેની સંચાલકોની વાત છે પણ તે સાથે શ્રીમતી વિદ્યાબેન સંમત નથી. ઠીક.

ભોજન બાદ આવેલી ટપાલ જોઈ. પછી આરામ. એજ્યુકેશન સોસાયટીનું થોડું કામ. પછી શેઠ અમૃતલાલ હરગોવિંદદાસ આશરે દોઢ કલાક બેઠા હતા. ઘણીબધી વાતો નીકળી. ૧. એન્જિનીઅરિંગ કૉલેજ અને માલ વિષેની વ્યવસ્થા. ૨. આણંદની હકીકત. શ્રી ભાઈલાલભાઈના અમદાવાદ વિષેના ઉદ્દગારો વગેરે. ૩. યુનિવર્સિટી કીર્તિમંદિર ફંડ માટે શ્રી છોટાલાલ હીરાચંદે કબૂલ કરેલા રૂા. અઢી લાખની રકમ વસૂલ કરવા વિષે. ૪. ગાંધી સ્મારક ફંડને મિલઓનર્સે કયા ધોરણે રકમ આપવી એ બાબતમાં શ્રી બચુભાઈ મંગળદાસનું ધોરણ. ૫. દિલ્હીમાં સરદાર વલ્લભભાઈ સાથેની મુલાકાત: અંબાલાલ સારાભાઈના કૅલિકો મિલ પરના સવા બે કરોડ ઍસેસમેન્ટની બાબતમાં શ્રી કાકાસાહેબ ગાડગીળનું વર્તન અને ધોરણ. ૬. ગુજરાત વિશ્વવિદ્યાલયની બાબતમાં આવતી મુશ્કેલીઓ અને હવે પછીની કાર્યદિશા વગેરે.

પ્રોફેસર શ્રીનિવાસાચારી (એસ. એલ. ડી.ના) આવ્યા હતા. શ્રી જયંતીલાલ મહેતા (મારી સાથે જેલમાં હતા) વકીલાત કરવી કે કેમ એની સલાહ લેવા માટે આવ્યા હતા. એ ઉપરથી વકીલાત અંગેની ઘણીબધી જૂની વાતો નીકળી હતી. પછી 'કસોટી' કાર્યાલયના લોકો આવ્યા હતા. 'કસોટી હરીફાઈ' કાયદેસર હોય તો પણ એનું વલણ સટ્ટાબાજી તરફ જ છે, એવો અભિપ્રાય મેં આપ્યો હતો. એનો દુરુપયોગ લોકો કરે છે એમ એમની રજૂઆત હતી. હશે. પણ એમાં હું શું કરું?

બપોરે મોડેથી વરસાદનું એક સરસ ઝાપટું પડી ગયાથી અનાવૃષ્ટિની ચિંતા થોડી દૂર થઈ. ૬–થી ૭–૧૫ સુધી સર મહેબૂબ કાદરીને ઘેર ચિ. અરુણા ને નાના સાથે ચા-પાણી માટે ગયો હતો. ખાનબહાદુર ચાહેવાલા, શ્રી ઉરેઝી, શાળા કૉલેજના મિત્રો મળ્યા. ઘણાબધા જૂના બનાવો અને સંસ્મરણોની વાતો નીકળી હતી.

પાછા ફરતાં શાહપુર પુલથી ચાલતો જ ઘેર આવ્યો. પછી સ્નાન, ભોજન વગેરે. પરચૂરણ વાચન.

## તા. ૨૩ જુલાઈ ૧૯૪૮, શુક્રવાર

સવારે વૃત્તપત્રવાચન. રોજનીશીલેખન.......

શ્રીયુત પી. એમ હઠીસિંગના કામનો મુસદ્દો લખાવ્યો. થોડાં પરચૂરણ કામો. ૧૦–૦૦ થી ૧૧–૩૦ સુધી શ્રી. સૌ. સરલાદેવી અંબાલાલ કસ્તુરબા ફંડના કામ માટે આવ્યાં હતાં. વચ્ચે જ શ્રી મણિલાલ ચતુરભાઈ કેવળ Call તરીકે આવવાની પરવાનગી લઈને આવ્યા તે આશરે ૦॥ કલાક બેઠા! સમયની કિંમત જ જાણે નહિ!! મને પણ મૂંઝવણ થઈ. પોતાનું દુઃખ કહેવા લાગ્યા. 'નાના ભાઈની વિદાય પછી હું બેબાકળો બની ગયો છું,' એમ સજળ નયને અને ગદ્દગદ્દ સ્વરે બોલ્યા. એમનો ઊભરો ઓસરી જાય ત્યાં સુધી બેસવાની મારી ફરજ જ હતી, પછી એમણે મ્યુનિસિપાલિટીનું પ્રકરણ ખોલ્યું. 'હું આટલી મહેનત કરું છું અને છેવટે મારા નસીબે ગેરસમજ અને ગાળો!' એવો એમનો સૂર હતો. તેઓ મહેનત કરે છે એ સાચુ; પણ કોઈ પણ બાબતમાં સરળ, સત્ય નહિ. દરેક ઠેકાણે દરેકને ખુશ કરવા માટે, અમર અણમાનીતાને જરા બતાવી આપવા માટે વાંકા માર્ગે જવાની ટેવ. ...... પદ્ધતિ. એને કારણે સહુનો

અવિશ્વાસ, સહુ નારાજ. વળી જે કોઈ સહકાર આપતું નથી અને કુરચાઓનો મેળો છે તો આપણે એમાં શા માટે ભાગ્ઈ રહેવું? બીજા આગ્રહ કરે છે! કરશે. એમની વાત શા સારુ સાંભળવી? ઠીક. શ્રી સૌ. સરલાદેવીની પદ્ધતિ પણ દીર્ઘસૂત્રી (long winded), એને કારણે ઘણોબધો વખત ગયો.

જમ્યા પછી આવેલી ટપાલ જોઈ. આરામ. પછી ઑફિસનું કામ. ૨–૪૫ થી ૩–૧૫ સુધી શ્રી સુરોત્તમ હઠીસિંગ એમના કામ માટે આવ્યા હતા. સવારે મેં કરેલો મુસદ્દો એમણે વાંચ્યો.

૩–૧૫ થી ૪–૨૫ સુધી એસ. એલ. ડી. કૉલેજમાં ગયો—ત્યાં કૉલેજના સહુ અધ્યાપક લોકોને મળીને ગુજરાત યુનિવર્સિટી બાબતમાં જે રીતે ગુજરાત વિદ્યાસભામાં વાત કરી એ રીતે અહીં પણ કહ્યું. અહીં અંગ્રેજીમાં બોલ્યો.

બંગલા પર પાછો આવ્યો. શ્રી યશોધર મહેતા મળ્યા. એમની સાથે સર ચિનુભાઈની બાબતમાં ચર્ચા. ચા-શોચ આટોપીને પછી ગુજરાત વિદ્યાસભાની કારોબારીની સભામાં ગયો. અને આશરે પોણા કલાકમાં તે આટોપીને ભદ્રમાં આવીને સૌ.વતી અને હું સર ચિનુભાઈને ત્યાં શાહીબાગ ગયો.

પાછા આવીને સ્નાન, ભોજન, પરચૂરણ વાચન. રાત્રે શ્રી બાબુરાવનો મુંબાઈથી ફોન હતો પણ વિશેષ કંઈ નહોતું.

## તા. ૨૪ જુલાઈ ૧૯૪૮, શનિવાર

સવારે વૃત્તપત્રવાંચન, રોજનીશીલેખન. શ્રી અંબાલાલ સારાભાઈ સાથે સર ચિનુભાઈ વિષે ફોન પર વાતચીત થઈ. શ્રી મજૂમદાર અને સુરોત્તમભાઈ, પી. એમ. હઠીસિંગના કામ અંગે તથા એજ્યુકેશન સોસાયટી અને એન્જિનીયરિંગ કૉલેજના કામ માટે આવ્યા હતા. પછી શેઠ કસ્તુરભાઈના ઇન્કમટૅક્સના કામ અંગે શ્રી ભાઉકાકા ભાભેકર, શ્રી શાહ અને શ્રી પ્રેમચંદ આવ્યા હતા. શ્રી અંબાલાલ સારાભાઈ પણ આવ્યા હતા. એમના ઇન્કમટૅક્સના કામમાં, દિલ્હીમાં જે ખટપટ થઈ તેમાં મારું નામ કેટલાક લોકોએ વિના કારણ સંડોવ્યું તે માટે ખેદ વ્યક્ત કરતા હતા. વિશ્વવિદ્યાલયના કામ માટે શ્રી પુષ્કર ચંદરવાકર આવ્યા હતા.

બપોરે ભોજન માટે શ્રી રમણલાલ કુંઈવરને ઘેર અમે ગયાં હતાં. પછી આરામ. ત્યાર બાદ ટપાલ .. ઠીક; પછી થોડો વખત વાચન અને લેખન. 'સારી રમતો' પુસ્તક પર નજર નાખી અને ત્યાર બાદ એને વિષે અભિપ્રાય લખ્યો. 'ફોજી તાલીમ' સામયિક રાયફલ એસોસીએશન તરફથી અમે શરૂ કરીએ છીએ એને માટે સંદેશો લખ્યો. અહીંના employment exchange officer શ્રી દીક્ષિત આવ્યા હતા. તા. ૧ ઑગસ્ટના દિલ્હીમાંના સમારંભ માટે એમને સંદેશો આપ્યો. શ્રી મણિલાલ તેલી પાસેથી એમના દીકરા શ્રી મધાભાઈ તરફથી એમને પૈસા મોકલાતા નથી એ વિષેની ફરિયાદ સાંભળી. બીજા લોકો મળવા આવ્યા હતા. એ બધાની ભીડ હતી જ. અહીંની જેલમાં કેટલાક કૉમ્યુનિસ્ટ લોકો ઉપવાસ કરે છે તે બાબતમાં શ્રી ઠાકર નામના ગૃહસ્થ મળવા આવ્યા હતા. પણ હું એમને અંગે શું કરવાનો?—સત્ય-અસત્ય જોવા માટે મને સમય ક્યાં છે? અને તે જોયા સિવાય હું અમથો વચ્ચે પડું એમાં શો અર્થ? ઠીક સાંજે ૬–૦ થી ૭–૧૫ સુધી ગુજરાત વિદ્યાસભામાં અમદાવાદમાં સ્કાઉટ પ્રવૃત્તિને વેગ આપવા માટે રોટરી ક્લબ તરફથી શાળાઓના મુખ્ય શિક્ષકોની સભા યોજી હતી તેમાં ગયો. ગુજરાતના સંયોજક (organiser) શ્રી ગુણવંતરાય ભટ્ટ પણ ત્યાં હાજર હતા. આ બાબત પરત્વેની અહીંની પ્રવૃત્તિની માહિતી આપવામાં આવી અને ચર્ચા પણ થઈ.

અહીંના સંસ્થા અને રોટરી ક્લબના લોકોએ નાનકડી સમિતિ તરીકે ભેગા મળીને પ્રત્યક્ષ કામને મદદ કરવા સારુ શું શું જોઈએ તે જોવું અને પછી એ પ્રમાણે કાર્યની રૂપરેખા દોરવી એમ મેં કહ્યું અને પછી ત્યાંથી અનાથાશ્રમમાં ગયો. ત્યાં આશરે અડધો કલાક હતો. કમિટીના સભાસદોને મળ્યો. કોનો કેટલો દોષ એની ચર્ચા કરવામાં અર્થ નથી. યોગ્યાયોગ્યતા અંગે જ કેવળ હું મારો અભિપ્રાય દર્શાવું તેનાથી સંસ્થાના કામને મદદ નહિ થાય. એટલે post-mortamનો વિચાર છોડી દઈને હવે પ્રત્યક્ષ શું કરવું એનો વિચાર ઇષ્ટ છે, એવી મારી ભૂમિકા મેં જણાવી. વિદ્યાર્થિની-

(અનુસંધાન પૃષ્ઠ ૧૩૧)

# રાષ્ટ્રીય ચારિત્ર્ય-નિર્માણ

કાકા કાલેલકર

['સંસ્કૃતિના પરિવ્રાજક' આચાર્ય શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ (ઊર્ફે કાકાસાહેબ) કાલેલકરે આ મહિને–બુધવાર તા. ૧ ડિસેમ્બર ૧૯૬૫ને રોજ પોતાના સમૃદ્ધ જીવનનાં ૮૦ વર્ષ પૂરાં કરીને ૮૧માં વર્ષમા પ્રવેશ કર્યો છે. આ મંગળ પ્રસંગે હું મુરબ્બી કાકાસાહેબને વંદું છું અને અભિનંદું છું. કાકાસાહેબે ચાર તપથી પણ વધુ સમય દરમિયાન વિવિધ ક્ષેત્રે ઘણો મોટો પુરુષાર્થ કર્યો છે અને ભારતીયતા તથા માનવતાની અખંડ ઉપાસના કરી છે. સંસ્કૃતિનાં ઊંચા મૂલ્યો એમણે રાષ્ટ્રજીવનમાં અને માનવ સમાજમાં સ્થાપ્યાં છે અને પોષ્યાં છે. પોતાની અવિરત સાહિત્યસાધના દ્વારા વાગીશ્વરીના વરદ પુત્રનો જે ઉચ્ચાદર્શ કાકાસાહેબે પ્રસ્તુત કર્યો છે તે આપણા સહુને માટે સદૈવ ઋણભાવે અપનાવવા અને આચરવા સારુ પ્રેરણારૂપ રહેશે. આવા સંસ્કારસ્વામી સારસ્વત માટે 'શતમ્ જીવેન શરદઃ'ની પ્રાર્થના કરું છું. કાકાસાહેબ સંપાદિત દિલ્હીથી પ્રગટ થતા હિન્દી પાક્ષિક 'मंगल प्रभात'ના તા. ૧ ડિસેમ્બર ૧૯૬૫ના અંકમાં પ્રસિદ્ધ થએલ કાકાસાહેબના એક મનનીય લેખનો અધ્યાપક શ્રી રણધીર ઉપાધ્યાયે કરેલો ગુજરાતી ભાવાનુવાદ મૂળ લેખક અને સામયિકના સૌજન્યથી સાભાર અહીં પ્રકટ કરું છું. —પુ. ગ. મા.]

પ્રાચીન કાળમાં રાષ્ટ્રની કલ્પના સરળ હતી. ઘણા બધા કુટુંબો ભેગા મળી સમાજની રચના કરતા અને એ વિશાળ સમાજ રાષ્ટ્રનું રૂપ ધારણ કરતો. આવા રાષ્ટ્રમાં સૌની જીવન-દૃષ્ટિ સમાન, જીવન-ક્રમ સમાન અને મહત્ત્વાકાંક્ષા પણ સમાન હતી. તે કાળે આવા સમાજને એકસૂત્રમાં બાંધવાનું કાર્ય રાજાનું અથવા રાજશક્તિનું ન હતું, પણ સામાજિક ધર્મનું હતું. રાજા તો ધર્મ-શક્તિનો સેવક – એક્ઝિક્યુટિવ હેડ–હતો. તેમાં તેના અધિકાર અમર્યાદિત હતા. ધર્મ અને રાજા બન્નેમાં પોતપોતાના અધિકારો માટે કદી ઘર્ષણ થતું નહિ.

પણ કુદરતની અથવા ઈશ્વરની યોજનામાં આવા એકજિન્સી–હોમોજિનિયસ–રાજ્યનું ટકવું શકય ન હતું. યહૂદીઓનું આવું નાનકડું રાજ્ય ટકી શક્યું નહિ, જેઓનો વંશ, ધર્મ અને સમાજ બધું જ એક હતું. રોમન સામ્રાજ્ય પણ ભિન્ન સમાજોનાં પરસ્પરાવલંબન અને તાદાત્મ્યથી જ ટકી શક્યું. યહૂદીઓનો ધર્મ વંશ-નિષ્ઠ હતો. આર્યોનો પણ શરૂઆતમાં એવો જ ધર્મ હતો. જરથુષ્ટ્ર ધર્મ પણ કંઈક એવા પ્રકારનો જ છે. એક વંશનો એક ધર્મ હોવો એ ઘણું સ્વાભાવિક ખરું, પણ એ સ્થિતિ લાંબા સમય સુધી ટકી શકી નથી. બૌદ્ધધર્મની દૃષ્ટિ સાર્વભૌમ રહી. તેણે વંશને ગૌણ સ્થાન આપ્યું. તેવું જ કંઈક ખ્રિસ્તી ધર્મ અને ઈસ્લામમાં જોવા મળે છે. પણ આ બધા ધર્મોએ આગળ જતાં આધ્યાત્મિક મહત્ત્વાકાંક્ષાનો ત્યાગ કરી રાજકીય વિજયની લોલુપતા અંગીકાર કરી. તેથી તેમાં વિજયી અને પરાજયી પ્રજાઓના ભેદ ઉદ્‌ભવ્યા અને અંતે સામ્રાજ્ય-વાદ જન્મ્યો.

વંશની કલ્પના સ્વરાજ્યની ભાવના સાથે સુસંગત હતી; પણ તેમાં સામ્રાજ્યનું દૂષણ પેઠું. ધર્મોએ જ્યારે રાજકીય સામ્રાજ્યવાદનો સ્વીકાર કર્યો ત્યારે મનુષ્ય જાતિનો સ્વભાવ બગડી ગયો. મનુષ્ય-સ્વભાવના શુદ્ધ રૂપમાં સામાજિકતા, સહયોગ અને સેવાનાં તત્ત્વો મુખ્ય હતાં. સામ્રાજ્યવાદે તેમાં અધિકારવાદ આતંક, ભય અને શોષણ જેવા અસામાજિક, અમાનવીય તત્ત્વોનો ઉમેરો કર્યો. વળી સામ્રાજ્યવાદની સાથે બાથ ભીડીને સ્વરાજ્ય અને સ્વાતંત્ર્યની સ્થાપના કરવા સારુ રાષ્ટ્રવાદ–'નેશનાલિઝમ'–નો જન્મ થયો.

કોઈ પણ રાષ્ટ્રમાં એક જ વંશના લોકો હોતા નથી. એક જ ધર્મના, એક જ જ્ઞાતિના, એક જ ભાષાના કે એક જ દેશના લોકો રાષ્ટ્રમાં હોય એવી તેમાં વ્યવસ્થા હોતી નથી. રાષ્ટ્રનો આધાર એક વિશિષ્ટ ભૌગોલિક એકમ હોવું એ છે. એના લીધે તેમાં વ્યાપક જીવનની સ્વાભાવિક ઓતપ્રોતતા પ્રવર્તે છે.

ભારત સદાયે એક રાષ્ટ્ર રહ્યું છે. તેનું કારણ હિમા-

લયથી કન્યાકુમારી સુધી અને હાલા-સુલેમાન પહાડથી બ્રહ્મદેશના યોમા પહાડો સુધી તેના સમસ્ત ભૂભાગના માનવીઓના પરસ્પરના સહયોગ માટે અને સામાજિક જીવનની ઓતપ્રોતતા માટે અનુકૂળતા હોવી એ છે. આદિકાળથી ભારતનું એક રાષ્ટ્ર હોવું એ રાજનૈતિક સત્તાના આધારે નહિ, પણ સાંસ્કૃતિક અને સામાજિક જીવન સંબંધી એકતાના બળના આધારે છે.

હિંદુઓનો ધાર્મિક, સામાજિક, રાજકીય આદર્શ એમના મંત્રપુષ્પમાં અભિવ્યક્ત થાય છે. પૂજાના અને ઉત્સવના અંતે એ મંત્રપુષ્પની ઘોષણા કરવામાં આવતી હતી અને આસેતુ હિમાચલ સમસ્ત ભારત એક રાષ્ટ્ર રહે એવી પ્રાર્થના કરવામાં આવતી હતી. આવિક્ષિત મરુત્તે કદાચ સર્વપ્રથમ આજના ભારતને રાજકીય દૃષ્ટિએ એક રાષ્ટ્ર બનાવ્યું હતું. પણ આપણે ત્યાં આ રાજકીય દૃષ્ટિ સદૈવ પ્રધાન રહી નથી. સમ્રાટ અશોકે પહેલાં રાજકીય અને ત્યાર પછી બૌદ્ધ ધર્મની એકતા સ્થાપવા પ્રયત્ન કર્યો. મોગલ બાદશાહોએ રાજકીય એકતા હાંસલ કરવા પોતાના ધર્મનો પ્રચાર કરવાનો વિચાર ગૌણ બનાવી હિંદુઓ સાથે સમાધાન કર્યું. પણ ભારતની ખરી એકતા તો ધાર્મિક-સાંસ્કૃતિક ભાવનામાં જ સમાએલી છે—જેને સંતોએ વિશેષ પરિપુષ્ટ કરી છે.

સંતોનું જીવનદર્શન પ્રથમ યોગમાર્ગીય અને પછીથી ભક્તિમાર્ગીય—અધ્યાત્મપરાયણ હતું. રાજસત્તાની મહત્ત્વાકાંક્ષા મૂકીને આ સંતોએ જીવનમાં સંતોષનું મહત્ત્વ વધાર્યું અને સમાજને સામાજિક અહિંસા માટે અનુકૂળ બનાવ્યો. બૌદ્ધ ધર્મમાં સામાજિક અહિંસા પ્રધાન હતી. જૈન ધર્મે મનુષ્યેતર સૃષ્ટિ પ્રત્યે અહિંસાભાવ જગાડીને આહારની અહિંસાને પ્રાધાન્ય આપ્યું. ગમે તેમ, બૌદ્ધ ધર્મ પ્રચારને લીધે માનવીના માનસમાં ધર્મનિષ્ઠા અને અહિંસાપરાયણતાનો ઉદ્ભવ થયો અને તેથી ભારતની સાંસ્કૃતિક એકતા સુદૃઢ બની.

યુરોપના લોકો દરિયામાર્ગે અત્રે આવ્યા અને ભારતીય સંસ્કૃતિનું ભાગ્ય તેમણે બદલી નાખ્યું. આરબ, હબસી, ઈરાની, અફઘાન, મોગલ વગેરે મુસલમાન ભારતમાં પોતાનો ધર્મ લઈને આવ્યા. પણ તેઓ તો અહીં રહેવાના વિચારથી આવ્યા. તેમનામાં વંશશુદ્ધિનો ખયાલ જ ન હતો. ધર્મપ્રસારની સાથે તેમણે અહીં લગ્ન પણ કર્યાં.

આર્યોમાં વંશશુદ્ધિ અને ઐક્યતાનો ખયાલ શરૂઆતમાં હતો, પણ પછી તે મિશ્રણ થઈ ગયું. મૂલ્યો બદલાઈ ગયાં. નવા આદર્શો આવ્યા. જુદા જુદા રહો, પોતપોતાનો વ્યવસાય સાચવો, પણ શાંતિથી સૌ એકબીજાને સહકાર આપો, આ છે આજના ભારતની જીવનનીતિ અને આપણા ચારિત્ર્યનો પાયો. આ આદર્શને લીધે હિંદુઓની વિભિન્ન જાતિઓ જ નહિ, પણ શિયા, સુન્ની, યહૂદી, પારસી, ખ્રિસ્તી ઇત્યાદિ સૌ ઇતર કોમો પણ ભારતીય બની છે. આપણી રાષ્ટ્રીયતાનો વિચાર કરતી વેળાએ આ સર્વે જ્ઞાતિઓનો એકી સાથે વિચાર કરવાનો રહે છે. એટલું જ નહિ, ભારતીય રાષ્ટ્રીયતામાં વંશ, ધર્મ, અધ્યાત્મ, રાજકીય આદર્શ, જ્ઞાતિ, રોટી-બેટીવ્યવહાર, ધંધો, ભાષા, આહાર-વિહાર વગેરે અનેક તત્ત્વોનો સમગ્ર રીતે વિચાર કરવાનો રહે છે. રાષ્ટ્રીય ચારિત્ર્યનો નિર્ણય કરતાં ઘણા ઊંડાણમાં જવું જોઈએ.

ઉપર જે ભૌગોલિક એકતાની અને રાષ્ટ્રીયતાની વાત કરી છે, તેમાં ભારતના ધર્મોની ભિન્નતા બાધક હોઈ શકે જ નહિ. આ વાત આપણી દૃષ્ટિ સમક્ષ સ્પષ્ટ નથી, જો હોત તો આપણે દેશના ભાગલા સ્વીકાર્યા જ ન હોત. આપણે એક બીજું તત્ત્વ પણ સ્વીકાર્યું છે જે અમેરિકા સ્વીકારી શક્યું નથી. તે છે એક રાષ્ટ્રીયતાના નામે કોઈને બળજબરીથી આપણી સાથે ન રાખવું. અમેરિકાનાં દક્ષિણનાં રાજ્યોએ જુદા રહેવાની માગણી કરી હતી. પણ ઉત્તરનાં રાજ્યોએ લડી-ઝઘડીને, માર-કાપ કરીને તેમને પોતાની સાથે રાખ્યાં. આવી જબરદસ્તીથી સ્થાપેલી એકતા અમેરિકા સારી રીતે ટકાવે છે. અમેરિકામાં બ્રિટિશ, આયરિશ, ફ્રેન્ચ, જર્મન અને રશિયન સૌ યુરોપના લોકો નાગરિક બન્યા છે અને પોતાની જૂની રાષ્ટ્રીયતાને તિલાંજલિ આપી 'અમેરિકન' થયા છે. તેમ છતાં યહૂદીઓ અને નિગ્રો લોકોનો પ્રશ્ન હજુ ત્યાં અણઉકેલાએલો છે જ.

લોકશાહી અને રાષ્ટ્રીયતાનો વિચાર કરતાં પહેલાં ભારતની જનતામાં એકતાનાં કયાં તત્ત્વો દૃઢમૂળ છે અથવા આપણે દૃઢમૂળ કરી શકીએ

તેમ છીએ તેનો વિચાર કરવો જોઈએ. આ કામ રાજકીય પ્રચારનું નથી, પણ જીવન તત્ત્વજ્ઞાનનું છે. બ્રિટિશ રાજ્ય જ ભારતની એકતાનું એકમાત્ર તત્ત્વ છે એમ અંગ્રેજો કહેતા. ભારતીય સંસ્કૃતિ, ભારતીય જનતાના જીવનની એકતા અને પરસ્પરની ઓતપ્રોતતા આ આપણા રાષ્ટ્રની એકતાનાં પ્રાણતત્ત્વો છે. એમ આપણે કહેતા. પણ પાકિસ્તાને આ કલ્પનાના ભૂક્કા ઉડાડી દીધા. મુસલમાન જુદા છે એ માન્યતાના આધારે પાકિસ્તાન સર્જાયું. ત્યારે સૌ મુસલમાન પાકિસ્તાનમાં જાય અને સૌ હિન્દુ ભારતમાં આવે એવો આગ્રહ રાખવામાં આવ્યો હોત તો કદાચ તેની વ્યવહારિક મુશ્કેલીઓને લીધે દેશના ભાગલા ન થયા હોત. અંગ્રેજો તો જવાના હતા જ એ આપણે જાણતા હતા. તે પ્રસંગે આપણે દેશના ભાગલાનો ઈન્કાર કર્યો હોત તો પાકિસ્તાનનો જન્મ ન થાત. પણ એવી સ્થિતિમાં આપણે સુખપૂર્વક સ્વરાજ્ય ભોગવી શક્યા ન હોત. ભાગલાના સમયે આપણી રાષ્ટ્રીય એકતા દૃઢમૂળ હતી જ નહિ. ખરી વાત તો એ છે કે દેશના ભાગલા સ્વીકાર્યા સિવાય ત્યારે બીજો આરો જ ન હતો. પણ ભાગલાથી આપણો એકે પ્રશ્ન હલ થયો નથી. હવે પાકિસ્તાનના અસંતોષની તલવાર માથા ઉપર લટકતી રાખીને આપણે દેશની એકતા સાચવવાની છે. આપણે ત્યાં ક્યારેક નાગાઓના જુદા રાજ્યની અને ક્યારેક દ્રાવિડ લોકોના અલગ થવાની વાત સંભળાયા કરે છે. આ બધી પરિસ્થિતિમાં કેવળ રાજકીય એકતાનો વિચાર કરી આપણો પ્રશ્ન ઉકેલાશે નહિ, જો કે આજે તો રાજકીય એકતા જ આપણો એકમાત્ર યક્ષપ્રશ્ન કે પ્રાણપ્રશ્ન છે. કશી યે બળજબરી કર્યા વિના રાજકીય એકતા જો સુદૃઢ કરવી હોય તો તેને માટે રાજનૈતિક ચારિત્ર્યબળનો ટેકો અનિવાર્ય છે. એટલે જ આપણી શોધ અત્યારે એકતા સુદૃઢ કરનાર રાજનૈતિક ચારિત્ર્યની જ છે.

પણ રાજકીય એકતા આર્થિક પરસ્પરાવલંબન અને સંસ્કૃતિની વ્યાપક એકરૂપતાના આધારે જ ટકી શકે છે. અમેરિકાની જેમ એકતા માટે આપણે બળનો પ્રયોગ નથી કરવાના, પણ કંઈક રાજકીય દબાણનો ઉપયોગ કરવો જ પડશે. આપણે રાષ્ટ્રીય એકતાની, ચારિત્ર્યની વાત કરતી વખતે સમસ્ત વિશ્વની પરિસ્થિતિ અને આપણી પરિસ્થિતિનો ખયાલ રાખવાનો રહેશે.

સામાન્ય રીતે લોકો ચારિત્ર્યનો અર્થ સ્ત્રી-પુરુષના સંબંધ અને આર્થિક વ્યવહાર પૂરતો મર્યાદિત રાખે છે. સામાજિક સંદર્ભમાં મુખ્યરૂપે આ બન્ને વસ્તુઓની ગણના થાય છે. એટલે જ ચારિત્ર્યની વાત સાંભળતાં જ લોકો આ બન્ને વસ્તુઓ વિષે વિચાર કરવા લાગે છે. કૌટુમ્બિક જીવન અને સામાજિક જીવનની શુદ્ધિ અને સફળતા માટે માનવીએ પોતાનો પ્રબળ કામવિકાર કાબૂમાં રાખવો પડે છે. અને તેવી જ રીતે મહાન લોભવિકારને અંકુશમાં રાખવા માટે પોતાના આર્થિક સંબંધ સ્વસ્થ રાખવા પડે છે. માટે જ આપણે ત્યાં અર્થશુચિતાનું આટલું મહત્ત્વ છે.

આ બન્ને વસ્તુઓ વિષે દરેક સમાજના અને સમાજના નાના નાના ઘટકના આદર્શો જુદા જુદા હોય છે. રાષ્ટ્રમાં સરકારને અને નેતાઓને આ બધા મુદ્દાઓનું ધ્યાન રાખવું જ પડે છે. કઈ વસ્તુ 'હરામ' છે, અને કઈ 'હલાલ' એનો કોઈ સાર્વભૌમ નિર્ણય નથી. જે નિયમો પ્રવર્તે છે તેમને માણસ પાળે એવી અપેક્ષા રાખવામાં આવે છે. મિલકત વિષે સમાજના આદર્શ એકસરખા હોતા નથી. તેથી સામ્યવાદ કે સમાજ સત્તાવાદ અસ્તિત્વમાં આવ્યા પછી મિલકતનાં મૂલ્યાંકન બદલાઇ જાય છે.

રાષ્ટ્રીય ચારિત્ર્યમાં સ્ત્રીપુરુષ સંબંધ અને આર્થિક સંબંધ શુદ્ધ રહેવા જોઇએ. રાજ્યકર્તા, રાજ્યકર્મચારી અને સામાજિક નેતાઓ વિષે ઉપર્યુક્ત બાબતોમાં પવિત્રતાની વિશેષ અપેક્ષા રાખવામાં આવે છે. આમાં કાયદો અને તેનું પાલન તો મહત્ત્વનું છે જ પણ ચારિત્ર્યશુદ્ધિ કાયદાથી કે ગુનેગારને શિક્ષા કરવાથી નથી સચવાતી. સામાજિક નેતાઓનાં જીવન, તેમનો આદર્શ તથા તેમની જાગૃતિ આ ત્રણે બાબતો પર બધું અવલંબે છે. કેટલાક નેતાઓ પોતે તો ચારિત્ર્ય વિષે આગ્રહી અને દૃઢ હોય છે પણ બીજાઓ માટે બિલકુલ બેદરકાર હોય છે. તેથી સમાજનું ઝડપી પતન થાય છે.

હવે આપણે રાષ્ટ્રીય ચારિત્ર્યનાં બીજાં પાસાં વિષે વિચારીએ:

કેટલાક લોકો પ્રામાણિકતાનો અર્થ વ્યક્તિગત સંપત્તિ પૂરતો મર્યાદિત રાખે છે. તેઓ કોઈ પણ માણસને કદી ઠગતા નથી. પણ સંસ્થાને, સમાજને અને રાજ્યને ઠગતાં તેમને સંકોચ થતો નથી. કોઈનાં લગ્નનું નક્કી કરવામાં અસત્ય બોલવું પડે તો તે પાપ ગણાતું નથી. સમાજે આ આદર્શ કોણ જાણે ક્યારથી માન્ય કર્યો છે? કોઈની જિંદગી બચાવવા આપણે ગમે તે પાપ કરી શકીએ એવી પણ માન્યતા સમાજમાં પ્રવર્તે છે. રેલવેખાતાને ઠગવું, ઇન્કમટૅક્સમાંથી છટકી જવું, ન્યાયાલયમાં જૂઠી જુબાની આપવી, આવા દોષોને સમાજ દોષ ગણાતો નથી. પણ એને લીધે રાષ્ટ્રની નિષ્ઠા ઝડપથી શિથિલ બની જાય છે. પરિવાર-નિષ્ઠા, જાતિનિષ્ઠા, ધર્મનિષ્ઠા, સંસ્થાનિષ્ઠા વગેરે અનેક નાની મોટી નિષ્ઠાઓ રાષ્ટ્રનિર્માણ માટે ઘાતક પુરવાર થાય છે. આજે સમસ્ત વિશ્વમાં રાષ્ટ્રનિષ્ઠાને એવું તો ઊંચું સ્થાન આપવામાં આવે છે કે તેના નામે માણસ ગમે તે પાપ કરે, ગુનો કરે, માનવતાનો દ્રોહ કરે તો પણ તે માત્ર ક્ષમ્ય જ નથી ગણાતો, પણ તેની પ્રશંસા થાય છે. ગાંધી જેવી કેટલીક વ્યક્તિઓએ એવું અવશ્ય પ્રતિપાદિત કર્યું છે કે રાષ્ટ્રનિષ્ઠાના નામે માનવતાનો દ્રોહ કરવો, સત્યનો દ્રોહ કરવો એ રાષ્ટ્રનુ અપમાન કરવા બરાબર છે અને તેના વડે રાષ્ટ્રનું ચારિત્ર્ય ક્ષીણ થાય છે. રાષ્ટ્રનિષ્ઠા સાથે કોઈ પણ હીન ભાવના સુસંગત નથી. આપણે સમસ્ત માનવ-જાતિની અને જીવ-સૃષ્ટિની આત્મીયતાપૂર્વક શુદ્ધ સેવા કરવા માટે બંધાએલા છીએ. આ સાર્વભૌમ નિયમ હોવા છતાં જો આપણે આપણું સેવાનું ક્ષેત્ર આપણા રાષ્ટ્ર પૂરતું મર્યાદિત રાખીએ તો તેમાં રાષ્ટ્ર કે માન-વતાની કશી ફરિયાદ હોઈ શકે નહિ. આ એક જ સંકુચિતતાને રાષ્ટ્રનિષ્ઠા નભાવી લે છે. ભારત બહારની દુનિયાના લોકોને આપણું સ્વદેશ વ્રત સમજાવવા માટે આ સૂક્ષ્મ ચિંતનને ગાંધીજીએ જીવનસિદ્ધાંતનું રૂપ આપ્યું છે. જે લોકો, જે સંસ્થાઓ અને જે કાર્યો આપણા જીવન સાથે સંકળાએલાં છે અને જેમના પ્રત્યે આપણી આત્મીયતા સવિશેષ છે, તેમની જ પ્રથમ સેવા કરવા માટે અને તેમને જ આપણી સેવા કરવાની તક આપવા માટે આપણે ખાસ કરીને બાધ્ય છીએ. આ ગાંધીજીની સ્વદેશીની વ્યાખ્યા છે. તેમણે એમ પણ સ્પષ્ટતઃ કહ્યું છે કે સ્વદેશીનો સિદ્ધાન્ત સ્વાર્થપ્રેરિત નથી.

એક જ દેશના રહેવાસી સૌ લોકોનાં જીવન આત્મીયતા, સેવા, સહયોગ અને બલિદાન દ્વારા એક-સૂત્રમાં બંધાય ત્યારે સાચી રાષ્ટ્રીયતા ઉદ્ભવે. આની સામે ધર્મભેદ, વર્ગભેદ, વંશભેદ, વર્ણભેદ, જાતિભેદ ઇત્યાદિ ભેદોને લીધે જે સંકુચિત નિષ્ઠા પેદા થાય છે તેને દૃઢતાથી ગૌણ બનાવવાની તત્પરતા એ રાષ્ટ્રીય ચારિત્ર્યનું મુખ્ય લક્ષણ છે. રાષ્ટ્રહિતની સાચવણી કરવી એ સૌનું પરમ કર્તવ્ય છે; આ વસ્તુ દેશના સૌ નેતાઓએ પોતપોતાના ધર્મ, જ્ઞાતિ અને સંપ્ર-દાયના લોકોને સમજાવવી જોઈએ. આપણે સૌ રાષ્ટ્રના એકમને મજબૂત કરવા માટે બંધાએલા છીએ: વંશ, ધર્મ, સંસ્કૃતિ, સમાજ, જાતિ, વર્ગ, વર્ણ ઇત્યાદિ સૌનું અસ્તિત્વ રાષ્ટ્રના અસ્તિત્વ પર આધાર રાખે છે. આ વાત લોકોને સમજાવવી જોઈએ. જો રાષ્ટ્રનો નાશ થશે તો જે બાબતો આપણા જીવનમાં અતિશય મહત્ત્વની છે તે સર્વનો નાશ થશે.

રાષ્ટ્રની આઝાદી, રાષ્ટ્રની એકતા, રાષ્ટ્રનું સામર્થ્ય, રાષ્ટ્રની સમૃદ્ધિ અને રાષ્ટ્રની સેવાશક્તિ આ બધું રાષ્ટ્રીય નેતાઓના ઉત્સાહ, આગ્રહ અને જાગૃતિ પર અવલંબે છે. તેના સારુ સાર્વભૌમ અભિમાન, પ્રચાર અને નિષ્ઠાની જરૂર છે. પાછલાં સો વર્ષોમાં આપણે સ્વાતંત્ર્ય માટે જે ધ્યાન, ચિંતન અને તપશ્ચર્યા કર્યાં છે તેમને આ નવા 'મિશન' માટે સજીવન કરવાં પડશે.

આ 'મિશન'નો સંદેશ મુસલમાન, ખ્રિસ્તી ઇત્યાદિ લઘુમતી કોમોમાં આપણે સારી રીતે પહોંચાડી શક્યા નથી. એમના સાચા નેતાઓને આપણે આવકાર્યા નથી. કોમી સમાધાન કરવા માટે સગવડ પ્રમાણે એમના સાચા–ખોટા ગમે તેવા નેતાઓને આપણે આવકાર્યા છે. એને લીધે લઘુમતી કોમોનું ચારિત્ર્ય બગડ્યું છે.

અંગ્રેજોના શાસનમાં આ બધું અનિવાર્ય હતું, અપરિહાર્ય હતું. પણ એ પરંપરા આગળ વધારવાની ભૂલ આપણે શા માટે હવે કરીએ છીએ? એનું એક જ કારણ જણાય છે કે એ બધા દોષ આપણી અંદર પણ પડેલા છે. અંતે તો ગીતાનું આ વચન જ સાચું છે:

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥

ગાંધીજીએ આ જ વાત એક જ વાકયમાં આ રીતે કહી હતી: 'The masses follow the classes.' સામાન્ય લોકો ઊંચા લોકોનું અનુકરણ કરે છે. પશ્ચિમના મનીષીઓએ તેથી જ કહ્યું છે કે, 'Noblesse oblige'—જેને જેટલો અધિકાર મળે છે તેને તેટલી જ જવાબદારી પણ અદા કરવાની હોય છે. આપણે સૌ જવાબદારી અદા કરીએ એવી મહેચ્છા!!

*

અનુસંધાન] રાજનીશીમાંથી-૪૧ [પૃષ્ઠ ૧૨૬થી ચાલુ

ગૃહમાં છોકરીઓની ફરિયાદો વિષે મારા મન ઉપર ઝાઝી છાપ પડી નથી. એમને વિષે એમનામાંથી અનિચ્છનીય વાતો સાંભળી. કુમારગૃહમાંનાં બાળકોના કહેવા પરથી મારા મન પર છાપ પડી કે મુખ્ય વાત એ કે સહાનુભૂતિ અને પ્રેમનું જે વાતાવરણ જોઈએ તે નથી, બાળકો પાસે અવારનવાર જઈને આત્મીયતા વધારવી જોઈએ. સહાનુભૂતિની ભીનાશ એમને જણાય એવું કરવું જોઈએ એમ મેં કહ્યું.

ત્યાંથી ભદ્રમાં આવીને સ્નાન આટોપીને શ્રી સાણુ જેશીને ઘેર સૌ.વતી અને હું જમવા ગયાં હતાં. જમણ આટોપીને બંગલા પર આવીને પરચૂરણ વાચન. શ્રી બાબુરાવના ફોનની અપેક્ષા હતી પણ આવ્યો નહિ.

## તા. ૨૫ જુલાઇ ૧૯૪૮, રવિવાર

સવારે વૃત્તપત્રવાચન. રોજનીશીલેખન. આજ આખો દિવસ જે કાંઈ વખત અવારનવાર મળતો ગયો એનો ઉપયોગ કરીને બાકી રોજનીશી પૂરી કરી. પ્રવાસમાં રોજનીશી હંમેશ બાકી રહી જાય છે. આમ થવું જોઈએ નહિ. ઠીક.

શ્રી મણિભાઈ દેસાઈ અને નાથાલાલ બ્રહ્મભટ્ટ, શ્રી ઠાકોરભાઇનો સત્કાર સમારંભ બપોરે છે એ માટે નિમંત્રણ આપવા સારુ આવ્યા હતા. મારી પાસે વખત ન હોવાને કારણે અને અન્ય દૃષ્ટિથી હું જઉં તે ઇષ્ટ ન હોવાને કારણે મેં ના પાડી. શેઠ કસ્તુરભાઈ અને એમના પુત્ર મળવા આવ્યા હતા. ઘણીબધી બાબતો વિશે વાતો થઈ; (૧) સર ચિનુભાઈ પ્રકરણ. (૨) એન્જિનીઅરિંગ કૉલેજ, બાંધકામ અને માલને મેળવના રહી એકઠો કરવો. (૩) શેઠ અંબાલાલ સારાભાઈનો ઇન્કમ-ટૅક્સ કેસ, ...... (૪) પાલીતાણા યાત્રાવેરો સૌરાષ્ટ્ર સરકારે બંધ કર્યો પણ એને અંગે હવે તેઓ નુકસાન ભરપાઈ તરીકે પૈસા માગે છે! હવે, 'वारांगनेव नृपनीतिरनेकरूपा' એ જ સાચું.

શ્રી સૌ. તનુમતી, પીયૂષ દીવાન અને ઉદયન આવ્યાં હતાં. ઠીક ઠીક વખત બેઠાં હતાં...ઠીક.

એન્જિનીઅરિંગ કૉલેજના પ્રિન્સિપાલ તોલાણી મળવા આવ્યા હતા. ભોજન બાદ આરામ. પછી ટપાલ. શ્રી ઢેબરભાઈ અને શ્રી દાસપ્પા (મહૈસુરના નાણાંપ્રધાન)ને કાગળો લખ્યા. સૌરાષ્ટ્રમાં દુકાળ જાહેર થયાના સમાચાર અહીંના દૈનિક વર્તમાનપત્રે છાપ્યા એ બાબતમાં કાગળ હતો. ઉદ્ઘાટનના પ્રસંગે હું બોલ્યો જ હતો કે સત્યશોધન કરીને જ અખબારોએ સમાચાર છાપવા એ જ અખબારમાં જ આ ભૂલ થઈ. શ્રી જાનીને મેં ખબર આપ્યાં અને એમણે પણ ઢેબરભાઇને કાગળ લખ્યાનું મને કહ્યું. ત્યાર બાદ ભરૂચના વિદ્યાર્થીઓના હસ્તલિખિત માસિકના દીપોત્સવી અંક ઉપર અભિપ્રાય લખ્યો. શ્રી કિકુભાઈ દેસાઈ અને કર્વે (લાયબ્રેરી ખાતાના) મળવા આવ્યા હતા. વિદ્યાપીઠને (ગુજરાત) કેન્દ્રીય લાયબ્રેરી આપવાથી કેવું નુકસાન થયું છે અને મારું ભવિષ્ય કેવું સાચું પડયું છે તે તેમણે કહ્યું. મોડેથી બપોરે ઘણાં બધાં લોકો મળવા આવ્યા. ચિ. સૌ. તનુમતી પણ ફરી આવ્યાં હતાં ......ઠીક.

સામાન બાંધ્યો અને તૈયાર થયો. જલદી જમણ આટોપીને સ્ટેશન પર આવ્યો. શ્રી રમણલાલ જાની ત્યાં આવ્યા હતા. આગામી મ્યુનિસિપલ ચૂંટણી વિષે પણ વાતચીત થઈ. ગુજરાત મેઈલમાં નીકળ્યો.

(ક્રમશ:)

*

# કલાસર્જનની પ્રક્રિયા

નટવરસિંહ પરમાર

કલા અંગે વિચારતાં Eric Gill લખે છે: 'Art embraces all making. All things made are works of art.' અને એ રીતે મનુષ્યકૃત બધી જ વસ્તુઓ કલાકૃતિઓમાં સમાવેશ પામતી હોય તો ખુરસી, સુઘરાઈનું મકાન, ભારગાડી વગેરે અજંતાનાં શિલ્પો કે ઉમાશંકર–સુંદરમની કવિતા સાથે સમકક્ષ સ્થાનનાં અધિકારી ઠરે. કવિતા કે ચિત્રની જેમ જ ખુરસીને કલાનિર્મિત ગણવાની વાત ગળે ઊતરતી નથી.

અલબત્ત, ખુરસી અને કવિતા કે ચિત્રના નિર્માણની પ્રક્રિયા ભિન્ન નથી. ખુરસી, ચિત્ર, કવિતા કે કોઈ પણ વસ્તુના નિર્માણને માટે સૌપ્રથમ ચિત્તમાં તે અંગેનો પ્રત્યય (Idea) હોવો જરૂરી છે. અને બીજું, તેની રચના માટેની સામગ્રી – ઉપાદાન (material)ની આવશ્યક્તા રહે. ખુરસીની રચના માટે તેના આકારનો, તેના રૂપનો પ્રત્યય સુથારના ચિત્તમાં હોવો જરૂરી છે. અને પ્રત્યયને અનુરૂપ ખુરસી ઘડવા માટે લાકડું, લોખંડ વગેરે સામગ્રી તેની પાસે હોવી જોઈએ. ચિત્રના નિર્માણ માટે પણ એ જ પ્રમાણે ચિત્રકારના ચિત્તમા ચિત્રનાં રૂપ, રંગ અને ભાવનો પ્રત્યય આકાર પામવો જોઇએ અને રંગ, કેન્વાસ અગર આર્ટપેપરની સામગ્રી તેની પાસે હોવી જોઇએ. ચિત્તમાં પ્રત્યય અને સામે સામગ્રી. પછી, સામગ્રીના વિનિયોગ માટે હાથ, કરવત, હથોડી, પીંછી, માપપટ્ટી, પેન્સિલ વગેરે ઉપકરણો (tools)ની જરૂર પડે. પરંતુ પ્રત્યય, ઉપાદાન અને ઉપકરણથી વાત પૂરી થતી નથી. આ બધાંની ઉપસ્થિતિ હોય છતાં કાર્યના સંકલ્પ વિના તેમાંથી આપમેળે કશું નીપજતું નથી. મતલબ કે આ બધાંની સાથે કાર્ય-સંકલ્પની આવશ્યકતા રહે છે. પણ ઉપાદાન અને ઉપકરણના વિનિયોગનો સંકલ્પ કરવાથી ધારેલું પરિણામ નિપજાવી શકાતું નથી. ઉપકરણોની મદદથી ઉપાદાનમાંથી ચિત્તમાંના પ્રત્યયને અનુરૂપ આકાર અગર રૂપના સર્જનની નિપુણતા પણ જરૂરી છે. ઉપાદાનમાંથી પ્રત્યયને મૂર્ત સ્વરૂપ આપવાનું સામર્થ્ય જરૂરી છે. મતલબ કે ઉપાદાન અને ઉપકરણના વિનિયોગમાં નૈપુણ્ય (skill) હોવું અનિવાર્ય છે. ઉપાદાન અને ઉપકરણના સમર્થ વિનિયોગનો કસબ માણસને હાથવગો હોવો જોઇએ. આ રીતે ખુરસી, ચિત્ર, કવિતા, શિલ્પ કે કોઈ પણ વસ્તુના નિર્માણ માટે આટલાં વાનાં જરૂરી છે: પ્રત્યય, ઉપાદાન, ઉપકરણો, સંકલ્પ અને કસબ-નૈપુણ્ય.

પરંતુ નિર્માણ પામેલી વસ્તુનો કયો અંશ, કયું પાસું તેને કલા નામની અધિકારી ઠરાવે છે? વસ્તુના મૂળમાં રહેલો પ્રત્યય વસ્તુને કલા નામને પાત્ર ઠરાવે છે? – વસ્તુનું નિર્માણ અણઘડ હોય તો પણ? અગર વસ્તુના નિર્માણમાં રહેલી કારીગરીનો કસબ તેને કલા નામની અધિકારી ઠરાવે છે?– પ્રત્યય ઉચિત કે અનુચિત હોય તો પણ? આ એક સમસ્યા છે. ઉચિત પ્રત્યય જ વસ્તુને કલા નામને અધિકારી ઠરાવે છે એમ સ્વીકારીએ તો કસબ વિના, જરીક જેટલા કસબ વિના પ્રત્યયને મૂર્ત સ્વરૂપ આપવાનું શક્ય નથી એ ભૂલવું જોઈએ નહિ. તો પછી કલા એટલે કસબ, કલા એટલે કૌશલ એમ સ્વીકારીએ?

કલામીમાંસકોનો એક વર્ગ કલાને કસબ તરીકે જ સ્વીકારે છે. તેમના મતે ખુરસી ઘડવી અને ચિત્ર કે કવિતાનું સર્જન કરવું એ બંને સરખી પ્રવૃત્તિ છે. તેમના મત પ્રમાણે ફેર એટલો જ કે એ બંને પરસ્પરથી ભિન્ન કલાઓ છે કારણ કે બંને ભિન્ન પ્રકારનો કસબ માગે છે. કસબની ભિન્નતા પ્રમાણે કલાના પ્રકારો પણ ભિન્ન હોય છે. આ રીતે એમના મત પ્રમાણે કલા એટલે રચના(making)નો કસબ.

આ પ્રકારની વિવેચનામાં કલા અંગેની પ્રાચીન ગ્રીક વિભાવના મીમાંસકોની નજર સામે રહેલી લાગે છે. કલાના અંગ્રેજી પર્યાય artનું મૂળ પ્રાચીન લૅટિન arsમાં રહેલું છે અને એ શબ્દમાં રચના-કારીગીરી, રચના-કૌશલનો ભાવ રહેલો છે. એના આધાર પર ગ્રીક ચિંતકોએ craftની વિભાવના યોજી છે. એ વિભાવના પ્રમાણે craftમાં પૂર્વ આયોજન, રચના-કૌશલ, ઉપકરણના ઉપયોગમાં નૈપુણ્ય વગેરે ભાવ રહેલો છે.

પ્લેટો તથા ઍરિસ્ટૉટલની કાવ્ય-વિવેચનાના મૂળમાં પણ આ જ ગ્રીક વિભાવના રહેલી છે. એમણે કવિતાને poet-craft તરીકે ઓળખાવી છે અને કવિને-કલાકારને maker તરીકે ઓળખાવ્યા છે.

લગભગ પંદરમી સદી સુધી પશ્ચિમમાં કલાકારનો વિશિષ્ટ વર્ગ અસ્તિત્વ ધરાવતો ન હતો. લુહાર, સુથાર વગેરે કારીગરોની માફક કવિ, ચિત્રકાર વગેરે કલાકારો પણ maker જ ગણાતા. ચિત્ર, સંગીત, કવિતા વગેરે જિંદગી નિભાવવાના માત્ર વ્યવસાયો જ ગણાતા અને એ રીતે કલા વ્યવસાયી કસબ માત્ર ગણાતી. વ્યવસાયી કારીગીરીથી ભિન્ન અને વિશિષ્ટસ્વરૂપ લેખે કલાની વિચારણા લગભગ ૧૯મી સદીથી જ શરૂ થઈ એમ કહીએ તો ચાલે.

કલાને માત્ર કસબ તરીકે જ સ્વીકારીએ તો ખુરસી અને 'મોના લિસા'નું ચિત્ર એ બંનેને કલાકૃતિ ગણવી રહે. ખુરસી અને 'મોના લિસા'ના ચિત્રને વારાફરતી નજર સામે રાખી જુઓ. ખુરસીનો આકાર, રંગ, એની ચકચકિત સપાટી તમારી આંખને ગમે, તમારા દૃષ્ટિ-સંવેદનને સ્પર્શે એટલું જ, અથવા બેસવામાં સુવિધાવાળી લાગે. ચિત્રમાં બેઠેલી મોના લિસા, એના અધરે સ્ફુટ થતું રહી ગયેલું, સહેજ દબાયેલું સ્મિત તમારા દૃષ્ટિસંવેદનને સ્પર્શી તમારા હૃદય, મન અને પ્રાણને સ્પર્શી અનેક સંવેદનો જગાડશે. બંનેના આકાર-નિર્માણ પાછળ કસબ ખર્ચાયેલો છે. પરંતુ ખુરસી નિહાળતી વખતે એનો આકાર જ મહત્ત્વનો બની રહે છે. જ્યારે 'મોના લિસા'ના ચિત્રમાં આકાર ઇંદ્રિય પ્રત્યક્ષ થયા પછી આકારથી વિશેષ એક પ્રકારની અનુભૂતિ આપણને થાય છે. Eric Gill કહે છે કે ખુરસી કે એરોપ્લેન અને ચિત્રની નિર્માણ પ્રક્રિયા સરખી છે. ચિત્ર આનંદ આપે છે. ખુરસીની ચળકતી રંગીન સપાટી પણ આનંદ આપે છે. તો ખુરસીનો પણ ચિત્રની સાથે કલાકૃતિમાં સમાવેશ થવો જોઈએ.

પરંતુ કલાકૃતિમાંથી આપણે આનંદ જ પ્રાપ્ત કરીએ છીએ? 'સરસ્વતીચંદ્ર' વાંચતાં આપણને આનંદ માત્ર થાય છે? અગર શ્રી ઉશનસ્‌નું 'હું, મુજ પિતા' સૉનેટનાં અંતિમ ચરણો :

'સૂતો રાત્રે ખાટે જનકની જ, રે ગોદડું ય એ
નનામીએ મારી નીરખું પછી—ને ભડભડ ચિતા;
રહું જોઈ મારું શબ બળતું હું; હું, મુજ પિતા.'

માં રહેલ જીવતા મોત જેવી દારુણ વેદનાના અનુભવમાં આપણને આનંદ—pleasure મળે છે? કલાના અનુભવને માટે આ આનંદ શબ્દ પર્યાપ્ત નથી: કલા ચિત્તમાં રહેલી લાગણીઓને સ્પર્શે છે. બુદ્ધિનાં અનેક સ્તરો સ્પર્શે છે, પ્રજ્ઞાને સંતર્પે છે. અગર શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના શબ્દોમાં કહીએ તો કવિએ સર્જેલી વસ્તુનો સાક્ષાત્કાર અને તે સાથે જ પોતાના સ્વત્વની સર્વ શક્તિનો સમગ્ર અને યુગપત્ અનુભવ એ કાવ્યવાચનનું ફળ ગણાવી શકાય. કલાનું કાર્ય માત્ર આનંદ આપવાનું નથી. Otto Baensch કહે છે તેમ, 'The function of art is not to give the percipient any kind of pleasure, however noble, but to acquaint him with something which he has not known before.'

આ રીતે કૃતિનિર્માણમાં રહેલા કસબથી જ કૃતિ કલામાં સમાવેશ પામતી નથી. એને કૃતિ આનંદપ્રદ લાગે એટલા જ ખાતર એને કલા નામની અધિકારી ઠેરવી શકાય નહિ. કલાના આકલનમાં મહત્ત્વનો તો છે એના મૂળમાં રહેલો પ્રત્યય-ભાવ. અને એમ હોય તો અમુક પ્રકારના પ્રત્યયમાંથી જ કલાનું સર્જન થાય છે એમ સ્વીકારવું પડે. કારણ કે ખુરસીના નિર્માણના મૂળમાં પણ પ્રત્યય તો હોય જ છે. પરંતુ તે આપણા ચિત્તને સ્પર્શતો નથી. તો કલાના મૂળમાં રહેલા માનવ-ચૈતન્યને સ્પર્શતા એ પ્રત્યયના સ્વરૂપને તપાસવાનું રહે.

ખુરસીના નિર્માણના મૂળમાં જે પ્રત્યય ચિત્તમાં આકાર લે છે તે સુસ્પષ્ટ હોય છે. ખુરસીના આકારનો ચોક્કસ નમૂનો ચિત્તમાં તૈયાર હોય છે. સુથારે તો એ નમૂનાને અનુસરીને જ ખુરસી ઘડવાની હોય છે. પરંતુ ચિત્ર, કવિતા વગેરે કલાના સર્જન વખતે ચિત્તમાં સુસ્પષ્ટ નમૂનારૂપ પ્રત્યય તૈયાર હોતો નથી. કલાનિર્મિતિના મૂળમાં અમુક પ્રકારની અનુભૂતિ રહેલી હોય છે. એબરક્રોમ્બિ કહે છે તેમ, 'There is certain kind of experience, or way of experiencing things, out of which the activity called art arises'. દા. ત., આથમતી સંધ્યાના સાંધ્ય રંગો તમે નિહાળો છો. એને તમે આજે માણો છો. સાંધ્ય રંગો

પર અંધારપછેડો ઢળી જાય અને તમારી અનુભૂતિ પણ પૂરી થાય. એ સમગ્ર અનુભૂતિને તમે સ્મરણમાં ઊભી કરીને પણ આસ્વાદી શકો. અને તમે કલાકાર હો તો સ્મરણમાં ઊભી કરેલી એ અનુભૂતિને તમે કવિતામાં કે ચિત્રમાં મઢીને શાશ્વત સ્વરૂપ આપી શકો. પરંતુ તમે અનુભવેલી વાસ્તવિક સાંધ્ય રંગોની અનુભૂતિ અને એની સ્મરણમાં ઊભી કરેલી અનુભૂતિ એ બંનેમાં ભિન્નતા રહેલી છે. જ્યારે તમે વાસ્તવિક સાંધ્ય રંગોને માણો છો ત્યારે તમે એમાં સપૂર્ણપણે involve થાઓ છો, સંપૂર્ણપણે તમે તાદાત્મ્ય સાધો છો. પણ જ્યારે એ અનુભૂતિને સ્મરણમા ઊભી કરો છો, ચિત્રમાં કે કવિતામાં મઢો છો ત્યારે તમારી ચેતનાનું એક પાસું એ અનુભૂતિ સાથે તાદાત્મ્ય સાધે છે જ્યારે અન્ય પાસું નિર્મમ રહીને એ અનુભૂતિને મૂલવતું રહે છે, એ અનુભૂતિને ભૌતિક પરિસરથી પૃથક્ કરતું રહે છે. વર્ડ્ઝવર્થ જેને emotions recollected in tranquility કહે છે તેની જ આ પરિસ્થિતિ છે. આ રીતે કલાનિર્મિતિમાં કલાકારની તાદાત્મ્ય અને નિર્મમતાની દ્વૈતવૃત્તિ કામ કરતી હોય છે.

આ રીતે, આ પ્રકારના aesthetic experienceમાંથી કલાનો ઉદ્ભવ થાય છે અને આ પ્રકારની અનુભૂતિ એ જ કલાના મૂળમાં રહેલો પ્રત્યય. આ પ્રત્યયનો કોઈ ચોક્કસ, સુસ્પષ્ટ નમૂનો કલાકારના ચિત્તમા હોતો નથી. આ પ્રત્યય પણ એક પ્રકારનું નવુ જગત છે. રવીન્દ્રનાથ ઠાકુર કહે છે તેમ, 'બહારનુ જગત આપણા ચિત્તમાં પ્રવેશ પામીને એક જુદા જ પ્રકારનું જગત બની જાય છે. આ જગતમાં કેવળ બહારના જગતનાં રંગ, આકૃતિ, ધ્વનિ વગેરે હોય છે એટલું જ નથી, પરંતુ તેની સાથે સાથે આપણું સારું નરસું, આપણા ભાવ વિસ્મય, આપણાં સુખદુઃખ જડાયેલાં હોય છે. આપણી હૃદયવૃત્તિના વિવિધ રસમાં અનેક પ્રકારે આ જગત વ્યકત થાય છે.' આ પોતાનામાં આત્મસાત્ થયેલા જગતને કલાકાર પોતાના વ્યક્તિત્વનો સ્પર્શ આપી, કોઈ ને કોઈ રૂપ (form)માં વ્યક્ત કરે ત્યારે આપણને કલાની કૃતિ મળે છે.

કલાનું લક્ષણ બાંધતાં એબરક્રોમ્બિના શબ્દમાં કહી શકીએ કે, Art is expression of aesthetic experience. મતલબ કે મનોગત રસાનુભૂતિ-ભાવાનુભૂતિની અભિવ્યક્તિ એ કલા ગણાય.

પશ્ચિમના કેટલાક તત્ત્વચિંતકો અનુભૂતિનું ચિત્તમાં માત્ર વિલક્ષણ અને નિશ્ચિત જ્ઞાન થાય એને જ અનુભૂતિની અભિવ્યક્તિ તરીકે સ્વીકારે છે અને આ પ્રકારની અભિવ્યક્તિને જ તેઓ કલા તરીકે સ્વીકારે છે. હકીકતમાં આ એક પ્રકારની આંતરિક અભિવ્યક્તિ (internal expression) થઈ ગણાય. અને ચિત્તમાં થતા અનુભૂતિના આંતરિક આવિષ્કાર માત્રથી, આપણને કલા પ્રાપ્ત થતી નથી. દા.ત., કોઈ કલાકાર આથમતી સંધ્યાના રંગો નિહાળે અને તેના સૌંદર્યની અનુભૂતિ તેના ચિત્તમાં આકાર લે અને તેને જ અભિવ્યક્તિ ગણીએ તો એણે કલા સિદ્ધ કરી કહેવાય. પછી એને કશું કરવાનું રહેતું નથી. એ પોતાનું અંગત કલાજગત સર્જે છે. પણ તેથી આપણને પ્રાપ્ત શું થાય? એબરક્રોમ્બિ કહે છે તેમ, 'There is no such thing as a private work of art: all art is public property–that is in the meaning of the word 'art.'' કલાકાર જ્યાં સુધી પોતાની આંતરિક અનુભૂતિને પ્રગટ ન કરે ત્યાં સુધી એને કોઈ કલાકાર ગણતું નથી. હકીકતમાં કલાકાર કલા દ્વારા પોતાની અનુભૂતિની બાહ્યાભિવ્યક્તિ જ સિદ્ધ કરવા મથતો હોય છે. શ્રી ઉમાશંકર જોષી કહે છે તેમ, 'લાગણીઓ, સંવેદનો, વૃત્તિઓ તો દરેક ચિત્તમાં ઊઠતાં હોય છે. પણ જ્યારે તેઓ કોઈ આકૃતિરૂપે આવિર્ભાવ પામે ત્યારે આપણને અભિવ્યક્તિ અથવા કલા મળે છે.' એ રીતે બાહ્યાભિવ્યક્તિ અથવા પ્રકટીકરણ વિના કલાનુ અસ્તિત્વ શકય નથી. કલાકારની આંતર અભિવ્યક્તિમાંજ કલા સિદ્ધથાય છે એમ કલાને આંતરવસ્તુ માની બાહ્ય અભિવ્યક્તિનો આપણે છેદ ઉડાડી શકીએ નહિ.

અલબત્ત, બાહ્યાભિવ્યક્તિ પહેલાં કલાકારના ચિત્તમાં આંતર અભિવ્યક્તિની ઉપસ્થિતિ આવશ્યક છે. કલાકારના અતર્ગત સંચિતમાંથી કલ્પનાના બળે અગર સહજજ્ઞાનના બળે આ આંતર અભિવ્યક્તિ સિદ્ધ થાય છે. બાહ્યાભિવ્યક્તિ દ્વારા આપણે પામવા મથીએ છીએ એના મૂળમાં રહેલી આંતર અભિવ્યક્તિને.

(અનુસંધાન પૃ. ૧૪૧)

# અર્વાચીન ગુજરાતનું રાજકીય ઘડતર-૮

## મણિલાલ નભુભાઈ (ઈ. સ. ૧૮૫૮–૧૮૯૮)ના રાજકીય વિચારો

પ્રવીણચંદ્ર પારેખ

વિચારક, વિવેચક અને સંશોધક મણિલાલ નભુભાઈએ તેમના ચાલીસ વર્ષના ટૂંકા આયુષ્ય દરમિયાન પુષ્કળ વાંચ્યું, વિચાર્યું અને લખ્યું હતું. વિચારક તરીકે બીજા અનેક વિષયો ઉપરાંત રાજકીય વિષયો ઉપર પણ તેમણે વિચાર્યું હતું. ઉપરાંતમાં 'પ્રિયંવદા' અને 'સુદર્શન'ના સંપાદક તરીકે પણ તત્કાલીન રાજકીય વિષયો ઉપર લખવાનું તેમને પ્રાપ્ત થયું હતું. 'સુદર્શન'માં સને ૧૮૯૦ના નવેમ્બરથી સને ૧૮૯૬ના જાન્યુઆરી સુધી તેમણે લખેલી 'પૂર્વ અને પશ્ચિમ' નામની લેખમાળામાં મણિલાલના રાજકીય વિચારો સળંગસૂત્ર રીતે વ્યક્ત થયેલા છે.

ઉપર્યુક્ત લેખમાળામાં શરૂઆતમાં પૂર્વ અને પશ્ચિમની અમુક સરખામણી કરીને મણિલાલ નીચેનાં વિધાન રજૂ કરે છે:

(૧) પ્રાચીન ભારતીય આર્યો ધર્મને જ મુખ્ય માની તે પ્રમાણે સર્વ વ્યવહાર કરતા.

(૨) તેમના વ્યવહાર અને ધર્મના સ્વરૂપમાં એકાદ-અભેદ—મુખ્ય હતો, જેથી એકતાને બદલે સર્વમયતાનું ધોરણ તેઓ સર્વ બાબતમાં સ્વીકારતા.

પ્રાચીન ભારતીય આર્યોની સમગ્ર સામાજિક–રાજકીય વ્યવસ્થા ધર્મ સાથે ગાઢ રીતે સંકળાયેલી હતી. તેમાં કશી શંકા નથી. પરંતુ ધર્મનિરપેક્ષ સામાજિક-રાજકીય વ્યવસ્થા કરતાં ધર્મ ઉપર આધારિત વ્યવસ્થા વધારે ઊંચી છે તેમ માનવાનું કશું કારણ નથી. તેની વ્યવસ્થા ઊંચી છે તેમ બતાવવાનો મણિલાલનો પ્રયત્ન ખાસ સફળ થયો નથી.

મણિલાલનું બીજું વિધાન વધારે વિવાદાસ્પદ છે. પ્રાચીન ભારતીય આર્યોની સામાજિક–રાજકીય વ્યવસ્થા અભેદ ઉપર રચાઈ હતી તે વિધાન સ્વીકારી શકાય તેવું નથી. સ્ત્રીઓની હીન દશા અને અસ્પૃશ્યો તરફના અમાનુષી વર્તન ઉપર રચાયેલી વ્યવસ્થાને 'અભેદ'ના સિદ્ધાંત ઉપર રચાયેલી કહેવામાં તો નરી આત્મપ્રતારણા જ છે.

ધર્મસુધારણા (Religious Reformation) અને નવયુગ (Renaissance)ના આંદોલન પછી વિકસેલું વ્યક્તિ સ્વાતંત્ર્ય—જેને મણિલાલ 'અહંભાવ' અથવા અહંતા કહે છે—તે અર્વાચીન યુરોપની મહાન સિદ્ધિ છે. પરંતુ મણિલાલ વ્યક્તિના ગૌરવ અને સ્વાતંત્ર્યના એ મહાન આદર્શનું ખોટું મૂલ્યાંકન કરે છે:

'......ધર્મમાં, રાજ્યમાં, આચારમાં, વિચારમાં, નીતિમાં, અહંભાવ તે જ મુખ્ય થઈ પડ્યો. જડવાદ એટલે કે નાસ્તિકતાપ્રધાન છતાં, જેને કોઈ પ્રકારે ધર્મ માનવો હોય છે તે પણ અહંભાવથી મુક્ત થઈ શકતા નથી, ને કોઈ મહાન અહં, મોટો પુરુષ, મોટો ઉત્કર્ષરૂપ કવચિત્ નિરાકાર, કવચિત્ સાકાર, એમ જ માની લે છે. વ્યવહારમાં પણ હું અને મારું એ નિયમ જ મુખ્ય પ્રવર્તે છે, કુટુંબભાવના જ નિર્મૂલ થઈ છે અને પુત્ર, ગૃહસ્થ થતાંની સાથે જ જુદો થાય છે. નીતિના ધોરણમાં પણ અનેકાનેક મતભેદ પડી ગયા છે ને તે બધાનો પાયો ઘણેક થોડેક અંશે અહંભાવ ઉપર અને નાસ્તિક જડવાદ ઉપર રોપાયેલ લાગે છે. એમ હોવાથી સંશય એ જ એ ધોરણોનું રૂપ થઈ પડેલું છે, ને તેવાં ધોરણોને આધારે ચાલતું વર્તન માત્ર અહંભાવવાળું જ જણાય છે. અહંભાવનું વધવું, અને તેથી જ, જેમાં સર્વ શોધ, સર્વ જ્ઞાન, એકત્રિત થઈ એક સર્વમાન્ય, સર્વ જુદા જુદા અંકોડાને સાંકળરૂપ કરી શકે તેવું જ્ઞાન-ધર્મ, નીતિ–ઉદ્ભવવાનો અસંભવ, એણે કરીને જ એ નીતિધોરણ શિથિલ રહ્યું છે, પાયા વિનાનું છે; ને સર્વ પોતપોતાને વિચારે ચાલે, એવો અહંભાવનો નિયમ આગળ પડતો થયો છે. એમ પાશ્ચાત્ય નીતિરીતિમાં અહંભાવનું જ પ્રાધાન્ય છે.'[૧]

'અહંભાવ'ને યુરોપની અરાજકતાનું મૂળ કારણ ગણનાર મણિલાલ સ્વાભાવિક રીતે જ વ્યક્તિસ્વાતંત્ર્યના નકાર ઉપર રચાયેલ પ્રાચીન ભારતીય સમાજવ્યવસ્થાની નીચે પ્રમાણે પ્રશંસા કરે છે:

'જ્યાં અહંભાવને ગૌણ રાખીને વ્યવહારની પ્રણાલિકા વહે છે ત્યા બે સ્થિતિમાંની એક હોવાનો સંભવ છે. એક તરફ અત્યંત ગુલામગીરીની દશા કે બીજી તરફ પરમ જ્ઞાનની દશા. ત્રીજો માર્ગ સંભવતો નથી. આર્યાવર્તમાં મૂળથી અહંભાવને ગૌણતા આપનાર નીતિધોરણ પ્રવર્તેલું છે, પરંતુ તેમાં પરસ્પરની મર્યાદા સચવાય અને નિસ્તેજ, નિર્માલ્ય, બુદ્ધિવિહીન દાસત્વ પ્રવર્તતાં અટકે એવી વ્યવસ્થા વર્ણાશ્રમના ધોરણથી થઈ રહેલી છે. જુદા જુદા વર્ણને જે જે કાર્ય સોંપેલાં છે તેમાં એ અહંભાવનાનું ન્યૂનાધિકત્વ રાખીને વ્યવસ્થા થયેલી છે, અને બ્રાહ્મણોને તેમાં મુખ્ય રાખી જ્ઞાનનો ઉત્કર્ષ સ્થાપવામાં એ અહંભાવનું નિયત ગૌણત્વ સાચવેલું છે. એટલે આવી વ્યવસ્થાને લીધે દાસત્વનો પ્રસંગ 'આર્ય દેશની પ્રજાને આવ્યો નથી.'૨

પ્રાચીન ભારતીય આર્યોની સમાજવ્યવસ્થામાં વ્યક્તિ સ્વાતંત્ર્ય પણ ન હતું અને સામાજિક નીતિમત્તા (Social Ethics or Morality) પણ ન હતાં. સંયુક્ત કુટુંબ અને વર્ણવ્યવસ્થા વ્યક્તિ સ્વાતંત્ર્યને રુંધતાં હતાં; બીજી બાજુથી વ્યક્તિગત મોક્ષપ્રાપ્તિ એ દરેક વ્યક્તિનું અંતિમ જીવનધ્યેય હોવાથી સામાજિક નીતિમત્તા પણ વિકસી ન હતી. એ બંનેના અભાવમા જડ પ્રણાલિકાનું સામ્રાજ્ય પ્રવર્તતું. યુરોપીય સમાજમાં પ્રવર્તતી અરાજકતાના મૂળમા વ્યક્તિસ્વાતંત્ર્યની ભાવના નહિ પણ રાષ્ટ્રો અને વર્ગો વચ્ચેના સંઘર્ષો છે એ મણિલાલ સમજી શક્યા નથી. યુરોપીય સમાજમાં આમ રાષ્ટ્રો અને વર્ગો વચ્ચેના સંઘર્ષોની માત્રા ઘણી વધારે હોવા છતાં વ્યક્તિસ્વાતંત્ર્ય અને સામાજિક નીતિમત્તા બંનેનો સારો સુમેળ સધાયો છે. યુરોપીય સમાજની આ ઉચ્ચતાનો આપણે ફક્ત સંકુચિત રાષ્ટ્રવાદી દૃષ્ટિથી જ ઈન્કાર કરી શકીએ.

ભારતીય સમાજની શ્રેષ્ઠતા બતાવ્યા પછી મણિલાલ અર્વાચીન પરિસ્થિતિ વિષે નીચે પ્રમાણેનો ભ્રામક દાવો કરે છેઃ

'આર્યત્વ નમ્યું કે આર્ય પ્રજા નમી? આનો નિર્ણય કોણ બતાવી શકે એમ છે? આજકાલ કરતાં સવાસો વર્ષ એ વાતને થઈ ગયાં, પણ કોણ કહી શકે કે આર્યત્વ નમ્યું છે કે આર્ય પ્રજાનાં શરીર માત્ર જ નમ્યાં છે! સત્તાવનના સમયમાં તો સ્પષ્ટ જણાયું હતું કે શરીર જ નમ્યાં છે, પણ આર્યત્વ નમ્યું નથી.........'૩

અંગ્રેજો તેમના સ્વાર્થ માટે જ ભારતમાં આવ્યા અને સ્વાર્થ માટે જ ભારતમાં રાજ્ય ચલાવ્યું તેમ યથાર્થ રીતે જ મણિલાલ કહે છે.

"આર્યદેશ ઉપર પશ્ચિમ ચક્રનો આગમ થયો તે મૂલ વ્યાવહારિક સંબંધ દ્વારા થયો છે એ તો ઈતિહાસ જાણનારને સુપ્રસિદ્ધ વાત છે. વ્યષ્ટિપ્રધાન નીતિને માનનાર લોકોએ કેવલ સ્વાર્થ માટે જ આ દેશ પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ રાખેલો, વ્યાપારાદિથી પોતાને લાભ થશે, લંકાનું સુવર્ણ લંડનમા લૂંટાશે, એવાં સ્વપ્નોએ મૂલ સોળમી સદીના અંતભાગમાં આ દેશ તરફ આવવાની પ્રેરણા કરેલી. એ સમયે પશ્ચિમના દેશોમાં અર્થશાસ્ત્રના નિયમ સ્પષ્ટ થયેલા ન હતા. અને દેશની સમૃદ્ધિ સોનાની વૃદ્ધિ પ્રમાણે ગણાતી હતી એટલું જ નહિ, પણ પોતાના દેશમાં પરદેશી માલ ન આવે તે માટેના નિયમો પણ બહુ સખત રહેતા હતા. આવી નીતિ આર્યદેશમાં કદાપિ હતી નહિ; પાશ્ચાત્ય અત્રે આવ્યા ત્યારે પણ ન હતી. વ્યાપારાર્થે આવી વસતા પાશ્ચાત્યોને તુરત આશ્રય આપવો એ, સમષ્ટિપ્રધાન આર્યનીતિને પોતાના કર્તવ્ય જેવું જ લાગતું. એ ભવ્ય નીતિનો આશ્રય લેઈ પાશ્ચાત્યો ધીમે ધીમે પોતાની વૃદ્ધિ કરતા ગયા; અને આર્યદેશની પડતીના વખતમાં જે કલહ અને દ્રોહ મુસલમાનો વગેરેના સંસર્ગથી પ્રવર્તી રહ્યાં હતાં તેમાં પોતાનો સ્વાર્થ સાધવાની યુક્તિ રચવામાં પણ પશ્ચાત પડયા નહિ."૪

પોતાનો સ્વાર્થ સાધવા અંગ્રેજ વ્યાપારીઓ ભારતમાં આવ્યા. શરૂઆતમાં થોડો આવકાર પામ્યા અને છેવટે ભારતમાં તેમનું રાજ્ય સ્થાપ્યું તેમાં ક્યાં અને કઈ રીતે 'વ્યષ્ટિપ્રધાન' અને 'સમષ્ટિપ્રધાન' સમાજરચનાનો તફાવત રહ્યો છે તે સમજી શકાતું નથી.

ઉપર્યુક્ત અવતરણના છેલ્લા વાક્યમાં મણિલાલ કહે છેઃ "......અને આર્યદેશની પડતીના વખતમાં જે કલહ અને દ્રોહ મુસલમાનો વગેરેના સંસર્ગથી પ્રવર્તી રહ્યાં હતાં તેમા પોતાનો સ્વાર્થ સાધવાની યુક્તિ રચ-

વામાં પણ પશ્ચાત પડ્યા નહિ." અંગ્રેજોએ ભારતના રાજાનવાબોમાં પ્રવર્તતા અનૈક્યનો લાભ લીધો તે તો સર્વવિદિત હકીકત છે; પરંતુ આર્યદેશની પડતીના વખતમાં પ્રવર્તતા 'દ્રોહ અને કલહ' મુસલમાનો વગેરેના સંસર્ગથી પ્રવર્તી રહ્યા હતા એમ કહેવાનો શો અર્થ છે? રાજાઓ વગેરેના કુસંપ તો મુસલમાનો ભારતમાં આવ્યા તે પહેલાંની ભારતના ઈતિહાસની એક લાક્ષણિકતા છે; એટલું જ નહિ પણ મુસલમાનોનો વિજય પણ થોડે-ઘણે અંશે એ કુસંપને આભારી છે.

જૂના વખતના રાજદરબારમાં રંક પણ પોતાની દાદ કહી શકતો જે અંગ્રેજોના રાજ્યમાં અશક્ય બની ગયું. આ તફાવત સ્વશાસન અને પરશાસનનો છે પરંતુ મણિલાલને તો અહીં પણ 'વ્યષ્ટિપ્રધાન' અને 'સમષ્ટિપ્રધાન' રાજ્યવ્યવસ્થાનો તફાવત દેખાય છે. ઉપરાંત, અહીં વિધિની એક વિચિત્રતા જોવા જેવી છે. અંગ્રેજી શાસન એ પરદેશી શાસન હતું છતાં મર્યાદિત રીતે કાયદાનું શાસન પણ હતું. એટલે ઘણી વખત દેશી રાજાનવાબોના રાજ્ય કરતાં અંગ્રેજોના રાજ્યમાં રંકની દાદ વધારે સંભળાતી.

આગળ ચાલતાં મણિલાલ રાજ્ય અને પ્રજા વચ્ચેના અંતરના ખરા કારણ ઉપર આવે છે:

"પ્રથમ તો એ જ ફલ થયું કે રાજા અને પ્રજા વચ્ચે સંબંધ ઓછો, નહિ જેવો જ થઈ ગયો. તેમાં પણ રાજા વિદેશીય, પરધર્મી અને જુદા જ પ્રકારના નીતિધોરણને અનુસરનાર, એટલે રાજા પ્રજા વચ્ચે જે અંતર પડ્યો તે અધિક વિસ્તાર પામતો ચાલ્યો. આ દેશની સ્થિતિ અને અપેક્ષાઓ રાજ્યકર્તાના સમજ-વામાં બરાબર આવી શક્યાં નહિ; અને મિલ જેવા પ્રખ્યાત લેખકોએ પણ દેશી લોકોને અપ્રમાણિક, જૂઠાબોલા, અને કાવતરાં કરનારા જ વર્ણવ્યા."[૫]

ત્યાર પછી મણિલાલ પરશાસન અને ગુલામીનાં પરિણામોનું વાસ્તવિક અને વેધક ચિત્ર દોરે છે:

"આ પ્રકારે રાજાપ્રજા વચ્ચે અંતર વધતો જવાનાં અનેક કારણો થવાથી પ્રજાવર્ગ છેક નિર્માલ્ય થવા લાગ્યો. ચારે પાસ અવિશ્વાસની નીતિ પ્રસરી અને તે અવિશ્વાસ ૧૮૫૭ પછી તો ઘણો જ વધી પડ્યો, મહારાણીશ્રીએ અનેકાનેક વચનો આપી વિશ્વાસની ખાતરી કરી છે, પરંતુ તે હજુ સુધી પણ યથાર્થ રીતે પમાતી નથી, એ પૂર્વનાં અવિશ્વાસનાં જ ફલ છે. અવિશ્વાસને લીધે પ્રજાવર્ગ રાજ્યને નિર્વાહ ચલાવી આપનાર મજૂર–ગુલામ જેવો–ગણાવા માંડ્યો, કાળા–ગોરાનો સ્પષ્ટ તફાવત થઈ ગયો;–છેક ઈંગ્લેન્ડ સુધી પણ મી. દાદાભાઈને ગોરા કરતાં પણ વધારે ગોરા છતાં, 'કાળા માણસ' રૂપે વર્ણવી, એકચક્ર અંગ્રેજ શહનશાહતના મુખ્ય પ્રધાને પાર્લમેન્ટમાં જતાં અટકાવવાનો વાકછલ હાલ પણ યોજ્યો, આને લીધે પરિણામ એ આવ્યું કે દેશીઓ પોતાની ખરી વૃત્તિઓ કોઈને પણ જણાવતાં અચકી પડ્યા, અને જે તે પ્રકારે 'સારો દેખાવ' કરવાનો પ્રયાસ કરતા થયા. પ્રજાસમૂહના મનમાંથી તે બલ અત્યંત નિર્મૂલ થતું ચાલ્યું કે જેના આધારે માણસો નિઃશંકપણે પોતાના જે નિર્ણય હોય તે સર્વત્ર નીડરતાથી દર્શાવે છે, દર્શા-વેલા નિર્ણયોને અનુસરે છે. અનુસરવામાં કોઈ પણ જાતનાં કષ્ટ, વિપત્તિની કે સ્વાર્થ બગડે ન બગડે તેની દરકાર કરતા નથી. જે દેશ ગુલામગીરી જેવી દશામાં આવી પડે તે દેશમાં એમ જ અવશ્ય બને છે કે પ્રજાવર્ગ પોતાના આત્માને પ્રસન્ન રાખવાને બદલે પોતાના દૃઢ નિશ્ચયોને વળગી રહી, અનુસરી સત્યને સાચવવાને બદલે, આકાર માત્રને સાચવવાનો માર્ગ શીખે છે. ઉપરી, મુખી, અધિકારી, રાજ્યકર્તા શું ધારશે, તે કેમ પ્રસન્ન રહેશે, એવું પરછંદાનુવર્તિત્વ પ્રજાવર્ગમાં દાખલ થાય છે–ને ધીમે ધીમે પ્રજા પોતાનું પ્રજાત્વ ખૂએ છે."[૬]

પરછંદાનુવર્તિત્વ, કુસંપ, નિરુદ્યમ, દારિદ્ર્ય–એ બધાં એક જ કારણનાં–ગુલામીનાં–પરિણામો છે. પરંતુ, પર-છંદાનુવર્તિત્વને જ બાકીની વસ્તુઓનાં કારણો ગણવાની મણિલાલ ભૂલ કરે છે. ઉપરાંતમાં પશ્ચિમની ઘણી સારી વસ્તુઓ અપનાવવાનું આપણા જ હિતમાં હોવાથી પશ્ચિમના સારાનરસા સમગ્ર અનુકરણને પરછંદાનુવર્તિત્વ કહી ટીકાને પાત્ર ગણવું ઉચિત નથી.

અંગ્રેજી શિક્ષણે આપણામાં રાજકીય આકાંક્ષાઓ જન્માવી પરંતુ તે આકાંક્ષાઓ સંતોષવામાં બ્રિટનનું હિત ન હતું. કૉંગ્રેસે રાજકીય સુધારાઓ માટે માગણી

કરવી શરૂ કરી, પરંતુ મણિલાલે તેનાં પરિણામો વિશે શંકા સેવી. ભારતીય પ્રજા અને બ્રિટનના વિરોધી રાજકીય હિતોના ઘર્ષણને મણિલાલ નીચે પ્રમાણે વર્ણવે છે:

"પાશ્ચાત્ય પ્રજાએ આપણને અનેકાનેક પ્રકારે પોતાના જેવા બનાવવાના શુભ ઉદ્દેશથી સુશિક્ષણ આપવાના ઉપાય યોજેલા છે. તે દ્વારા આપણને અનેકાનેક લાભ થયા છે. પરંતુ તે બધા શિક્ષણનું ધોરણ વ્યક્તિપ્રધાન ભેદભાવના ઉપર હોવાથી, એ શિક્ષણ લેઈ ઘણીવાર અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થવાય છે...પરંતુ જે પ્રકારનું શિક્ષણ આપણને આપવામાં આવેલું છે તે પ્રકારના શિક્ષણને યોગ્ય આપણી જે આકાંક્ષાઓ તેને સંપૂર્ણ ન કરવામાં વળી પાશ્ચાત્ય વ્યક્તિપ્રધાન રાજ્યનીતિ અંતરાયભૂત થઇ છે. યદ્યપિતમ વિલાયતમાં રાજ્યતંત્રની અંદર કોઈક રીતે કુટુંબપ્રધાન નીતિને દાખલ કરવામાં આવી છે, તથાપિ અત્ર તો વ્યક્તિપ્રધાન નીતિને અનુસારે જે એકચક્ર રાજ્ય હોઈ શકે તેવી જ અનિયત રાજ્યરીતિ પ્રવર્તે છે. એટલે મૂલની આર્યભાવનાને અનુકૂલ રાજ્યનીતિ અત્ર ચાલતી નથી. એક પાસથી મૂલના આર્યત્વનું બલ છે, બીજી પાસથી વ્યક્તિપ્રધાન રાજ્યનીતિનું બલ છે. એ બેનો જે સંઘટ્ટ ઘણા વખતથી ચાલે છે તેમાં, પાશ્ચાત્ય શિક્ષણથી સમજવામા આવેલા એવા ફેરફાર માગવા માટે, મૂલની આર્ય ભાવનાને અનુસરી, કૉન્ગ્રેસ વગેરે મંડલો યત્ન કરે છે. એમાંથી શું સમાધાન આવે છે તે જોવાનું છે, પરતુ એમ ધારવા જેવાં ચિહ્નો છે ખરાં કે આર્યત્વ એકાંત વિજય મેળવે એવો તો લેશ પણ સંભવ નથી, જો કે અંતે આર્યત્વ છેક નિર્મૂલ ન થતાં પાશ્ચાત્ય રાજ્યનીતિને કઠિન મૂઠીમાથી આર્યત્વને અનુકૂલ એવી કેટલીક વાર્તાઓ કઢાવ્યા વિના રહેવાનું નથી. એમ થવામાં જ ઉભયે સીમાન્તોને લાભ છે."[૭]

ઉપર્યુક્ત અવતરણની છેલ્લી પંક્તિઓમાં જોઈ શકાય છે કે સ્વાતંત્ર્ય માટેની નિઃશસ્ત્ર કે સશસ્ત્ર ચળવળ ચલાવીને ભારતીય પ્રજા સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી શકે એ વસ્તુ મણિલાલને અશક્ય લાગે છે. પરંતુ, રાજકીય રીતે પરતંત્ર હોવા છતાં પ્રજા પોતાનું આર્યત્વ સાચવી રાખશે એવો આત્મસંતોષ મણિલાલ અનુભવે છે. આપણા બળથી અંગ્રેજોને ભારતમાંથી દૂર કરવાની અશક્યતા—અને મણિલાલને મન અનિચ્છનીયતા પણ—શરૂઆતના એક પૅરેગ્રાફમાં વધારે સ્પષ્ટતાથી વ્યક્ત થયેલી છે: "...આર્ય પ્રજા વિજયી થઈ પાશ્ચાત્ય લોકોને અત્રથી કાઢી મૂકે એ વાતનો આ વિચાર નથી, એમાં લાભ પણ જણાતો નથી, જણાય તોયે શક્ય નથી..."[૮] એ સમયના ભારતના બુદ્ધિજીવીઓ અંગ્રેજોની ભૌતિક—લશ્કરી તાકાતથી એટલા બધા અંજાઈ ગયા હતા કે ભારતીય પ્રજા પોતાના બળથી પુનઃસ્વાતંત્ર્ય પ્રાપ્ત કરે એ એમને શક્ય લાગતું ન હતું. નર્મદની પણ આ જ પ્રકારની માન્યતા આપણે પહેલાં જોઈ ગયા છીએ.

અંગ્રેજ રાજ્યકર્તાઓ માટે ભારતની પ્રજાનો વિશ્વાસ પ્રાપ્ત કરવાની નીતિ જ વધારે ડહાપણભરેલી છે અને તલવારથી રાજ્ય ટકાવવાની વાત ટૂંકી દૃષ્ટિની છે એમ સમજાવતાં મણિલાલ કહે છે:

"...પૂર્વ અને પશ્ચિમનો રાજ્યવ્યવહાર પરત્વે જે સંઘર્ષ છે તે દેશીઓ સાથે અધિક આત્મભાવ રાખી, વિશ્વાસની નીતિ વધારી, આર્ય કુટુંબભાવનાનુકૂલ દેશીઓને પણ રાજ્યવ્યવહારમાં પૂર્ણ અધિકાર આપી, દૂર કરવા જેવો છે. એમાં જે એમ કહેવામાં આવે કે 'તરવારથી આ દેશ લીધો છે તે તરવારથી સચવાશે' એ તો અતિ ટૂંકી બુદ્ધિના માણસોની વાત છે. આ દેશ તરવારથી નહિ પણ અંદર અંદરના કલેશથી લેવાયો છે, ને જો તેવા કલેશથી જ રક્ષવાનો હોય તો એ કરતાં વધારે ભૂલભરેલી રાજ્યનીતિ બીજી ભાગ્યે જ હોઈ શકે."[૯]

દેશી રાજ્યોની આકરી ટીકા કરતા મણિલાલ લખે છે:

"'દેશી રાજ્યો' એ શબ્દ વારંવાર શ્રવણે આવે છે. તેમાં તો આર્યત્વનો જ વિજય હશે? લેશ પણ નહિ. કારણ એ જ છે કે તે રાજ્યો તો એક નામનાં છે, મુખ્ય રાજ્યનું અનુકરણ સર્વ વાતમાં કરતા જવું એ તેમની નીતિ છે, એટલે તેમના તરફથી શુભ દશાનો અવકાશ થોડો છે. પરછંદાનુવર્તિત્વની પરાકાષ્ઠા તો તે સ્થાનોમાં જ આવી છે:..."[૧૦]

આમ છતાં દેશી રાજ્યો આર્ય સંસ્કૃતિનાં કેન્દ્રો બની શકે એવી આશા પણ મણિલાલ વ્યક્ત કરે છે:

"...જ્યાં તે રાજ્યના નિયંતાઓ જો મૂલ આર્યત્વને સાચવતા રહે તો કાલાંતરે આર્યત્વનો ઉદય થવાનો સંધિ આવે. અને પાશ્ચાત્ય બલ આગળ આર્યત્વનો જે દિનપ્રતિદિન ધ્વંસ થતો ચાલે છે તે અટકે."[११]

પરંતુ પોતાનું સ્વત્વ ગુમાવી બેઠેલા અને 'પરછંદાનુવર્તિત્વની પરાકાષ્ઠા'એ પહોંચેલાં દેશી રાજ્યો કઈ રીતે આર્યત્વને સાચવી શકે? અને આપણે જોઈ ગયા તે મુજબ 'આર્યત્વ'નું બધું સાચવવા જેવું હતું પણ નહિ. પરિણામે દેશી રાજ્યો પશ્ચિમની સારી વસ્તુઓનું અનુકરણ કરે તો તેમાં કશું ખોટું ન હતું.

મણિલાલે તેમની લેખમાળાની શરૂઆતમાં પ્રાચીન ભારતીય આર્યોની સામાજિક-રાજકીય વ્યવસ્થાની ઉચ્ચતા વિષેના જે દાવાઓ કર્યા છે તે ભ્રામક છે તે આપણે જોઈ ગયા છીએ. પરંતુ ત્યાર પછી તેમણે અંગ્રેજી રાજ્યઅમલનાં સારાંનરસાં પાસાંની જે ચર્ચા કરી છે તે વધારે વાસ્તવિક અને સયુક્તિક છે.

અંગ્રેજી રાજ્યઅમલના ફાયદા વર્ણવતાં અને સાથે સાથે તેને માટે ચૂકવવા પડેલા ભારે મૂલ્ય વિષે વિચારતાં મણિલાલ લખે છે:

"પાશ્ચાત્ય રાજ્યઅમલ આપણા ઉપર સર્વોપરિપણે સ્થપાયેલું હોવામાં લાભ પણ નથી થયા એમ નથી. આ દેશનો કાલક્રમ એવો જ આવેલો હતો કે બલથી કે કલથી પણ અંદરઅંદર કલહમાં પડેલાં અનેક તત્ત્વોને સંગ્રહી રાખનાર કોઈ ઉપરીની અપેક્ષા જ હતી. પાશ્ચાત્યો તે સ્થાને સ્થપાયા એ ઠીક છે, એમનાથી દેશમાં માલમિલકત અને જાનના રક્ષણમાં, શિક્ષણપદ્ધતિમાં, અને કાંઈક અંશે ન્યાયપદ્ધતિમાં લાભ થયેલો છે એ તો નિર્વિવાદ છે, પરંતુ એ લાભોને માટે જે મૂલ્ય આપવું પડે છે તે બહુ ભારે છે. અસલના રાજાઓ, મોગલ બાદશાહો, યદ્યપિ પ્રત્યેકની કમાઈનો ષષ્ઠાંશ—ઘણામાં ઘણું લે તો — લેતા હતા, તથાપિ તે બોજો હાલના જેવો ભારે નહિ લાગતો હોય. જમીન, પાવક, હવા, અજવાળું, પાણી, મીઠું એ આદિ આવશ્યક વસ્તુઓ માટે તેમ ઘણીક મોજશોખની વસ્તુઓ માટે ખુદ સરકારને અથવા તેમના પ્રતિનિધિરૂપ સ્થાનિક મંડલોને કર આપવા પડે છે, એ કરનો બોજો પ્રતિવ્યક્તિને ઘણો ભારરૂપ થઈ પડે છે. એક પાસ અવિશ્વાસ અને પરછંદાનુવર્તિત્વથી દેશ નિરુદ્યમી અને સહજપ્રજ્ઞાપ્રકાશ વિનાનો થઈ રહ્યો છે, તેમાં ઉપરથી આવો કરનો ભાર પડે છે, એટલે આ દેશમાં ભીખનો વધારો થયો છે, ધીમે ધીમે પાશ્ચાત્ય દેશમાં વિસ્તારેલી ગુપ્ત પ્રપંચ-જાલની રચના પણ કહીં કહીં શિખાતી ચાલે છે, અને એકંદરે દેશની ગરીબાઈમાં વૃદ્ધિ થાય છે."

"સરકાર અવિશ્વાસની નીતિને લીધે જે ભારે ખરચના બોજામાં ઊતરે છે તે પણ આ દેશને બહુ હાનિકારક છે. સરખી શક્તિવાળા દેશીઓને મૂકીને અંગ્રેજોને જ મોટી મોટી નોકરીઓમાં લેવા, લશ્કરમાં દેશી-અંગ્રેજ વચ્ચેનો તફાવત બહુ તીવ્ર રાખવો, એ આદિ વ્યવસ્થામાં વપરાતા વિકરાલ પગારોથી અને ઈંગ્લંડમાં આ દેશને નામે ચાલતા અનેક વ્યૂહમાં વ્યય કરવો પડતો હોવાથી તથા ભારે પેન્શનોનો બોજો ઉઠાવવાથી, આ દેશનો રાજ્યતંત્ર હોવો જોઈએ તે કરતાં ત્રિગુણ કે ચતુર્ગુણ કીમતવાળો થઈ પડ્યો છે."

"આમ એક તરફ રાજ્યતંત્રના ખર્ચમાં વધારો છે, બીજી તરફ કરનો ભાર વધતો જાય છે, અને ત્રીજી પાસ અનેકાનેક કારણોથી પ્રજા નિસ્તેજ થતી જાય છે. અધૂરામાં પૂરું કરવામાં સરકારે દેશને શસ્ત્રહીન પણ કરી રાખ્યો છે. જૈનોએ અહિંસાના બોધથી જેટલું સાધ્યું હશે તેથી પણ અધિક શસ્ત્રહરણના કર્તવ્યથી સરકારે સિદ્ધ કર્યું છે. શૂર, પરાક્રમ, સ્વાર્પણ, સ્વાતંત્ર્ય, સ્વાશ્રય આદિ અનેક ઉદાર ગુણ એક તરવારની ધારે સર્વદા લટકેલા રહે છે, તેનો ક્ષત્રિય વર્ગોમાંથી જ અસ્ત થયો છે તો અન્યની શી વાર્તા? આ પણ અવિશ્વાસની નીતિનું એક ફલ છે. સર્વ કારણોથી સ્પષ્ટ જ જણાય છે કે આર્યત્વ પાશ્ચાત્ય રાજબલ આગળ મૃતપ્રાયઃ છે."[१२]

ઉપર્યુક્ત પૅરેગ્રાફમાં અંગ્રેજી રાજ્ય અમલની ખરાબ બાજુઓની વાજબી ટીકા કર્યા બાદ અંગ્રેજોના આગમન પહેલાંની ભારતીય રાજ્યવ્યવસ્થાનું જે ગુલાબી ચિત્ર ત્યાર પછીનાં પૅરેગ્રાફમાં મણિલાલે દોર્યું છે તે તદ્દન અવાસ્તવિક છે:

"આગળની આર્યવ્યવસ્થામાં આવો કોઈ પ્રસંગ હતો

નહિ;[1] અવિશ્વાસનું બીજ પણ હતું નહિ. આમ હોવાથી આખા દેશમાં સર્વત્ર સમાનતા, પ્રેમભાવ, મર્યાદા પ્રસરી રહેતાં; કરના ભાર અતિ દુઃસહ થઈ પડતા નહિ, અને રાજ્યતંત્રનો ખર્ચ ઝાઝો આવતો નહિ; એટલે આર્યત્વ સદા સર્વદા શુદ્ધ રૂપે વિકસી રહેતું."[13]

અંગ્રેજી રાજ્યઅમલે આપણને સુખશાન્તિ અને નિર્ભયતા આપ્યા પરંતુ તેની આપણે મહાન કિંમત ચૂકવી છે:

"......સુખશાન્તિ અને નિર્ભયતા એ બે વાત આપણને મળી છે તે માટે પરમ ઉપકાર માનવાનો છે, પણ ખરેખર તેની કીમત આપણે કોઈ મહા મૂઢ ગામડિયાઓ બજારમાં જઇને એકાદ હલકા હીરાને માટે આપી આવે તે કરતાં પણ અધિક પ્રમાણથી આપી છે."[14]

આ વિષમ પરિસ્થિતિ સુધારવા વિષે તેમજ ભવિષ્ય વિષે વિચાર કરતાં મણિલાલ કહે છે:

"......આમ સમષ્ટિપ્રધાન આર્યત્વને પાશ્ચાત્ય વ્યક્તિપ્રધાન બલની પરિપૂર્ણ સેવા, તાબેદારી, ગુલામગીરી કરવી પડે છે. ત્યારે શું એ ગુલામગીરીમાં તે મરી જશે? પુનઃસ્વાતંત્ર્ય નહિ ઇચ્છે? અનંતકાલની ગુલામગીરીથી શું તેમાં જ સ્વાદ પડ્યો છે? આવા પ્રશ્નોના ઉત્તર આપવાનું કામ અમારું નથી. અમે લેશ પણ એવી ઇચ્છા રાખતા નથી કે આ સ્થિતિમાંથી બલાત્કારે ઉત્કટતાથી ઉદ્દંડ પ્રયોગથી છૂટવાનો યત્ન કરવો. એમાં તો વિનાશ જ છે..."[15]

ભારતીય પ્રજા પોતાના બળ અને પ્રયત્નથી પુનઃ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરે એ વિશેની અશક્યતાનું મણિલાલ અહીં પુનઃ ઉચ્ચારણ કરે છે. ત્યારે વિકલ્પ શો છે?

"...કર્તવ્ય એ છે કે જે તે પ્રકારે આર્યત્વ અને પાશ્ચાત્ય ઉભય રાજનીતિનું મિશ્રણ થાય, રાજા પ્રજા વચ્ચે વિશ્વાસ વધે, તેવા પ્રયોગો આદરવા. એમાં પણ પાશ્ચાત્યોએ જ પહેલ કરવાની છે."[16]

પાશ્ચાત્યો શા માટે પહેલ કરે? 'આર્યત્વ' નમ્યું નથી એમ કહેનાર મણિલાલની લઘુતાગ્રંથિ જ અહીં પ્રગટ નથી થતી?

મણિલાલ ઉત્કટ સ્વદેશાભિમાની પરંતુ મહદ્ અંશે પ્રત્યાઘાતી સામાજિક અને રાજકીય વિચારક હતા.

સ્વદેશાભિમાનની ભાવનાથી પ્રેરાઇને જ તેમણે કૉંગ્રેસની પ્રવૃત્તિઓમાં ભાગ લેવો શરૂ કર્યો હતો. ૧૮૮૯ના કૉંગ્રેસના મુંબઈના અધિવેશનમાં તેમણે નડિયાદના પ્રતિનિધિ તરીકે હાજરી આપી હતી. તે વિષે પોતે જ લખે છે:

"દેશહિતની લાગણી કોને ન હોય? મારા જેવા ગરીબને પણ ઇચ્છા થઈ કે સમારંભ જોવો તો ખરો જ. નડિયાદના પ્રતિનિધિરૂપે મુંબઈ ગયો અને તે સમારંભની ભવ્યતા, તે સમયે લોકોનો ઉત્સાહ, અને સર્વત્ર વ્યાપતો એકભાવ, એ જોઈ મને બહુ આનંદ થયો, અને આ ગરીબડી ભારતભૂમિ કોઈ વાર ઊભી થશે એમ આશા પેદા થતાં મારું મન બહુ પ્રસન્ન થયું. કૉંગ્રેસમાં હવેથી દર પાંચ લાખે બે માણસ જ પ્રતિનિધિ મોકલવા એવી મતલબનો કાંઈ ઠરાવ થયો છે તેથી દરેક જિલ્લાવાર એક એક નાની સભા રાખવાની આવશ્યકતા છે. ખેડા અને પંચમહાલ માટે એવી સભા નિયત કરવા માટે હું એક પત્ર આ બે જિલ્લાના મુખ્ય ગૃહસ્થો તરફ મોકલવાની પેરવીમાં છું."[17]

એક પત્રકાર અને બુદ્ધિજીવી તરીકે મણિલાલને તેમના કર્તવ્ય વિષે ઊંચો ખયાલ હતો. તેમણે લખ્યું હતું કે 'સંસાર અને ધર્મ વિષયે લેખકો વિચાર દર્શાવી અનેક માર્ગ કરી આપે છે, તેમ રાજાપ્રજાની પ્રીતિ અને સ્નેહની ગ્રંથિ દૃઢ કરી આપવાનું કામ પણ લેખકોનું જ છે.'[18] સને ૧૮૯૦ના ઑક્ટોબરમાં 'પ્રિયંવદા'માંથી 'સુદર્શન' પરિણત થયું ત્યારે તેમણે તેમનો નવો ઉદ્દેશ જાહેર કરતાં લખ્યું કે:

"માત્ર ધર્મ, સંસાર અને સાહિત્ય ત્રણ વિષયમાં જ લક્ષ રહેતું તે હવે એ ત્રણ જેટલાં જ ઉપયોગી વિષય 'રાજ્ય', તેમાં પણ પોતાની દૃષ્ટિ ફેરવશે અને એ બધામાંથી માત્ર જે પરમ સત્ય છે તેના ઉપર જ દૃષ્ટિ સ્થિર રાખી જે તત્ત્વ જણાશે તે દર્શાવવા પ્રયત્ન કરશે."[19]

આ ઉદ્દેશ અનુસાર જ તેમણે 'પૂર્વ અને પશ્ચિમ'ની લેખમાળા લખી હતી. તેમજ બીજા રાજકીય વિષયોને લગતા લેખો પણ લખ્યા હતા. ૧૮૯૭માં લોકમાન્ય ટિળકને રાજદ્રોહના આરોપસર સજા કરવામાં આવી ત્યારે તેમણે એક દેશભક્ત તરીકે સ્વાભાવિક રીતે જ તેનો વિરોધ કર્યો હતો. (ક્રમશઃ)

## સંદર્ભ-સૂચિ


૧ ડૉ. ધીરુભાઈ ઠાકર સંપાદિત 'મણિલાલના ત્રણ લેખો'. આવૃત્તિ બીજી. પૃ. ૧૪૪
૨ એજન પૃ. ૧૪૫
૩ ,, પૃ. ૧૪૭
૪ ,, પૃ. ૧૪૯
૫ ,, પૃ. ૧૫૧
૬ ,, પૃ. ૧૫૧–૫૨
૭ ,, પૃ. ૧૫૫
૮ ,, પૃ. ૧૪૭–૪૮
૯ ,, પૃ. ૧૫૬
૧૦ ,, પૃ. ૧૫૬
૧૧ ,, પૃ. ૧૫૬
૧૨ એજન પૃ. ૧૫૭–૫૮
૧૩ ,, પૃ. ૧૫૮
૧૪ ,, પૃ. ૧૫૮–૫૯
૧૫ ,, પૃ. ૧૫૯
૧૬ ,, પૃ. ૧૫૯
૧૭ મણિલાલનું અપ્રસિદ્ધ આત્મવૃત્તાંત. પૃ. ૧૩૯. ડૉ. ધીરુભાઈ ઠાકર કૃત 'મણિલાલ નભુભાઈ: જીવનરંગ' પૃ. ૧૬૮માંથી ઉદ્ધૃત્ત.
૧૮ 'સુદર્શનગદ્યાવલી', પૃ. ૫૩૮. ડૉ. ધીરુભાઈ ઠાકર કૃત 'મણિલાલ નભુભાઈની સાહિત્ય સાધના'માંથી ઉદ્ધૃત્ત.
૧૯ 'સુદર્શનગદ્યાવલિ', પૃ. ૭૪૫–૪૬


*

અનુસંધાન] **કલાસર્જનની પ્રક્રિયા** [પૃષ્ઠ ૧૩૪થી ચાલુ

આ રીતે અભિવ્યક્તિને આપણે કલા કહીએ ત્યારે એ સ્મરણમાં રહે કે અભિવ્યક્તિ માત્ર કોઈ તથ્યનું નિર્દેશન કરતી સંકેત (sign) માત્ર હોય તો એ કલા ગણાય નહિ. તથ્યનું માત્ર નિર્દેશન કરતી સંકેતરૂપ અભિવ્યક્તિથી કલા સર્જાતી નથી. એટલે કે અભિવ્યક્તિ કલાકારની મનઃસ્થિતિનું માત્ર નિર્દેશન કરે એમાં કલા નથી. પરંતુ સ્ફુટ પ્રતીક દ્વારા પ્રત્યયની ઉપલબ્ધિ સિદ્ધ કરતી અભિવ્યક્તિ દ્વારા જ કલા સિદ્ધ થાય છે.

પરંતુ આંતર અભિવ્યક્તિને વિવિધ આકારમાં વ્યક્ત કરવાની શક્તિ વિના, એવા કસબ વિના, અગર શ્રી ઉમાશંકર જોષી કહે છે તેવી 'રૂપવિધાયિની શક્તિ' વિના, કલાનું અસ્તિત્વ સંભવે જ નહિ. એ રીતે કલાસર્જનમાં કસબનું મહત્ત્વ લેશ પણ ઓછું નથી. કલ્પનાના બળથી શક્ય બનતી આંતર અભિવ્યક્તિ અને કસબ એ, હકીકતમાં, એક જ પ્રક્રિયાનાં બે પાસાં છે એમ કહેવું વિશેષ ઉચિત છે. એ બંનેની સહાયથી સિદ્ધ થતી બાહ્ય અભિવ્યક્તિને આપણે કલા કહી શકીએ અને એ સમગ્રરૂપે જ આસ્વાદ્ય બને છે.

*

# કેળવણી: એક આજીવન પ્રક્રિયા

પુરુષોત્તમ ગણેશ માવળંકર

[આકાશવાણી, અમદાવાદ પરથી તા. ૫ માર્ચ ૧૯૬૪ને રોજ પ્રસારિત થએલા મૂળ અંગ્રેજી વાર્તાલાપનો શ્રી ઉપેન્દ્ર ભટ્ટે કરેલો ગુજરાતી ભાવાનુવાદ. આકાશવાણીના સૌજન્યથી, સાભાર.]

મનુષ્ય સ્વાધીન જન્મ્યો છે, પણ સતત કેળવણીથી જ તે સ્વાધીન રહેવાનું જારી રાખે છે. કેળવણી એક એવી વસ્તુ છે જે માણસે પોતે જ દરેક ક્ષણે, દરરોજ નવી મેળવી લેવી પડે છે. જેમ સ્વાધીનતા માટેના પ્રયાસનો કદાપિ અંત આવતો નથી, તેમ કેળવણી માટેનું ક્ષેત્ર કદી પણ સ્થગિત બની શકે નહિ. આપણામાંનો દરેક જણ આપણા સહવાસી પાસેથી તેમજ નિર્જીવ સૃષ્ટિ પાસેથી પણ કેળવણી મેળવે છે. જો કેળવણી મેળવવી હોય તો આપણે સંપૂર્ણપણે નમ્ર બનવું જોઇએ. જો આપણા જીવનને આપણે અવલોકન, અનુભવ અને જ્ઞાનથી સમૃદ્ધ બનાવવા માગતા હોઇએ તો જિજ્ઞાસા અને સત્ય-શોધની વૃત્તિ સાથે આપણું મન ખુલ્લું અને આંખો ખબરદાર રાખવી જોઈએ. 'કેળવાવું' એટલે આપણી આસપાસ બનતી ઘટનાઓનું જ્ઞાન મેળવવું; અને સભાનતા અને સતત સજાગતા સર્જનાત્મક અને સાર્થક જીવનની ખોટ પૂરી પાડે છે.

ઔપચારિક કેળવણી માટે વિરામ આવે, પૂર્ણ-વિરામ નહિ; પણ અનૌપચારિક કેળવણી આપણી આખી જિંદગી સુધી ચાલ્યા કરે છે. એ તો એક વહેતું ઝરણું છે અને જાણે કે આપણે એ વહેણની વચમાં ઊભા છીએ. કેટલીક વસ્તુઓ આપણે શીખીએ —જાણીએ (છીએ), કેટલીક વસ્તુઓ આપણે ભૂલી જવાની હોય છે. આપણા પૂર્વગ્રહો અને મિથ્યાભિમાન સતત ઓગળી જવાં જોઈએ. ઔપચારિક કેળવણી આપણને બહુ બહુ તો કોઈ ખાસ ધંધા માટે તૈયાર કરે છે, પણ (આ બાબતમાં) અંત એ જ ખરેખર આરંભ છે; જિંદગીમાં જે સુખદુઃખ આવે છે તેનો આરંભ—પ્રવેશ છે.

આપણે શિક્ષકો હોઈએ કે દાક્તરો, કારીગરો કે વ્યવસ્થાપકો, ખેડૂતો કે વકીલો, આપણો વ્યવસાય ગમે તે હોય, વસ્તુતઃ આપણે ગતિશીલ સમાજમાં વસીએ છીએ. આપણા આજના સમય માટે તો આ વિશેષ સાચું છે. ઝડપ અને દોડધામ આજકાલનો વ્યવસ્થાક્રમ થઈ પડ્યાં છે. અમેરિકાના પ્રેસિડન્ટ જૉન્સને હમણાં જ યોજેલી એક પત્રકાર પરિષદમાં નવા યુ. એસ. સુપર સીક્રેટ જેટ ફાઈટર પ્લેઈન એ–૧૧ની હયાતીની જાહેરાત કરી, અને આપણને જણાવવામાં આવ્યું છે તેમ, દર કલાકે બે હજાર માઈલની ઝડપે એ ઊડે છે. આ દુનિયા પરની માનવજાત રાજકારણ અને વિચારસરણી પરત્વે મત-ભેદ ધરાવે છે, પણ ચંદ્ર પર પહોંચવાના સંયુક્ત મહા-પ્રયત્નની બાબતમાં, વિજ્ઞાનની દુનિયામાં કદાચ તે એકમત છે. આખરે તો એ બહુ ઝડપથી પલટાતી દુનિયા છે. જો આપણે શાંત અને ગતિહીન રહીશું તો આપણે સમયથી પાછળ પડી જઈશું એટલું જ નહિ, પણ બહુ જલદીથી આપણી આસપાસની સ્થિતિ સાથે આપણો મેળ નહિ બેસે. તો પછી માત્ર અસ્તિત્વ-ને ટકાવી રાખવા માટે પણ આપણે આ નવા પરાક્રમી જગતની નવી હકીકતો અને નવાં વિદ્યાકલા સમજવાનું, જાણવાનું સતત ચાલુ રાખી સાવધ રહેવું જોઈએ. એક શિક્ષક તરીકે હું ઉદાહરણ આપી કહી શકું કે ગઈ કાલે મેં જે વાંચ્યું હતું તે આજ માટે પર્યાપ્ત નથી; અને સતત પુનર્વિચારણા કર્યા કરીને અને નવું જાણી-શીખીને આજે, આવતી કાલે અને પ્રતિદિન જો હું હકીકતોમાં, વિચારોમાં અને જ્ઞાનમાં ઉમેરો ન કર્યા કરું તો હું બિનઉપયોગી થઈ પડું. આજે નાનું કે મોટું તંત્ર અથવા તેનો ભાગ ઉપયોગ વગરનો બની જવાનો ભય છે એમ નથી, પણ અણુ-યુગની સાથે ડગલું ન ભરી શકે તો મનુષ્ય પોતે જ પોતાની જાતને સમય અને પ્રચલિત પદ્ધતિથી પછાત સાબિત કરશે. સ્વાધીનતા અને સર્જકતા પ્રાપ્ત કરવા માટે માણસને હરખ-ભાવનો, વિશાળ વલણનો અને આગળ વધવાની તકનો અનુભવ થવો જોઈએ.

વીસમી સદી પ્રત્યેક ક્ષેત્રમાં વિસ્તારનો યુગ છે. જો ઓગણીસમી સદીમાં રાષ્ટ્રીયતાનો જમાનો હતો તો વીસમી સદીમાં આંતરરાષ્ટ્રીયતાનું દર્શન થાય છે. રાષ્ટ્રીય સર્વોપરિતા ઝડપથી કલ્પિતકથામાં પરિણમતી જાય છે, કારણ કે આપણી આસપાસની હકીકતોથી આપણે આંતરરાષ્ટ્રીય પ્રયોગને અધીન થયા છીએ. રાષ્ટ્રોનું પરસ્પરાવલંબન નક્કર હકીકત બની ગયું છે; આપણામાંના કેટલાકને આ વાત ન ગમે તેમ છતાં સત્ય તો સત્ય જ રહે છે! મૈત્રી-કરારથી જોડાતી જતી આ દુનિયાના પ્રસ્તાવ દિનપ્રતિદિન આપણી સમક્ષ પ્રગટ થતા જાય છે. આપણા પોતાના જોખમે જ આપણે હવે તેમની અવગણના કરી શકીએ. હૅરલ્ડ લૅસ્કીના શબ્દોમાં કહીએ તો 'બુદ્ધિસરની યોજનાથી આપણે જગતનું સર્જન કરવાનું છે અથવા તો વિપત્તિનું સંવનન કરવાનું છે. વિકલ્પ વિષાદમય છે.' યુદ્ધ લડ્યા કરતા બંને મુખ્ય પક્ષો પાસે આજે વિપુલ પ્રમાણમાં વિનાશક શસ્ત્રોનો જે જથ્થો તૈયાર છે તેથી આજે તો પસંદગી વિશેષ ગંભીર અને ભયંકર પરિણામોથી પરિપૂર્ણ બની છે.

'નવો સમાજ જેમાં ચોપાસની દુનિયાનાં માણસો સ્વતંત્રતાથી અને સ્વાધીનતાથી જીવી શકે અને શક્તિશાળી બની શકે' એવી એકવિશ્વ-સરકારનું વેન્ડેલ વિલ્કીનું સ્વપ્ન આપણે સાકાર કરીએ અથવા આ ગ્રહ ઉપર સંપૂર્ણ વિનાશ અને જીવનનાશને નિમંત્રીએ.

આંતરરાષ્ટ્રીય દૃષ્ટિબિન્દુ, અરે! એમ નહિ, 'વિશ્વ વિચાર' આપણી સમક્ષ દાખીને મૂકવામાં આવ્યો છે. આપણા ઉપર ફેંકાયેલા આ નવા પડકાર સામે બહાદુરીથી અને ડહાપણપૂર્વક આપણે ઊભા રહી શકીએ એટલા માટે તેને બુદ્ધિપૂર્વક અને શીઘ્ર સમજી લેવો જોઈએ. હવે, આપણે બધા વિશ્વ-નાગરિકો છીએ. મે '૪૭માં પોતાના વંટોળમય અને વિષાદયુક્ત સંગ્રામ વચ્ચે મ. ગાંધીજીએ આ સંદેશો આપણને આપવો પડ્યો હતો: "જીવવાનો પણ હક્ક આપણને ત્યારે જ મળે જ્યારે આપણે વિશ્વનાગરિક તરીકેની આપણી ફરજ બજાવીએ." એટલે, વિશ્વરાજ્યના ઉદ્ભવ પહેલાં જ આપણને વિશ્વ-નાગરિકપદ આપવામાં આવ્યું છે. આ એક અસામાન્ય ઘટના છે. આપણે તેને માનવ-કુટુંબની સ્થાપનારૂપી પ્રતિફળ મેળવવાની બિનહરીફ તકમાં પલટાવી દેવાની છે. એક સમયે જેને 'એક અશક્ય આદર્શ' કહી ઉતારી પાડવામાં આવતો તે આજે 'વ્યવહારુ સિદ્ધાંત' બન્યો છે. ગઈ કાલની 'સ્વપ્ન-સૃષ્ટિ' આજની આવશ્યકતા અને આવતી કાલની વાસ્તવિકતા બનતી જાય છે.

તો પછી આપણે કેવી રીતે આ વિચારને પહોંચતો કરીશું? ટૂંકો પણ અચૂક જવાબ છે: 'કેળવણી વડે'. માત્ર માહિતીપ્રસારથી નહિ, અક્ષરજ્ઞાનથી નહિ, કોઈ પણ પ્રકારના પ્રચારથી નહિ, પણ અસંખ્ય સ્ત્રીપુરુષોને આખી વિશ્વનાગરિકતાની જવાબદારી માટે કેળવવાના સતત અને સહૃદયી પ્રયાસ વડે જ. જો આધુનિક કેળવણીનું કંઈ પણ કર્તવ્ય હોય તો તે આ ખરું ભીમ-કાર્ય-Herculean task છે. આપણી માનસ-ક્ષિતિજો વિસ્તરવી જોઈએ; વિશ્વદૃષ્ટિનું નવું માપ આવશ્યક છે. આપણે આ વિશ્વભાવના લાવવાની અને ઉગાડવાની છે.

પણ આ નવી વાસ્તવિકતા પ્રત્યે આપણાં માનસ સતેજ અને ઉત્સાહિત બને તેટલું પૂરતું નથી. આપણું ધ્યેય પ્રાપ્ત કરવા આપણે નવાં સાધનો, નવું કૌશલ અને નવાં શસ્ત્રો ઝડપથી શોધી કાઢવાં જોઈએ, શક્તિશાળી અને શુદ્ધ આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ ઊભી કરવી જોઈએ અને પ્રત્યેક વ્યક્તિએ તેને ક્રમે ક્રમે સબળ બનાવવી જોઈએ. ખરેખર, આંતરરાષ્ટ્રીય સમાજ તો વિશાળ મહાસાગર છે; પણ એ એવો નથી કે જેમાં વ્યક્તિદીઠ એક ટીપાનું પણ મહત્ત્વ ન હોય. વાસ્તવિક રીતે પ્રત્યેક ટીપું મહત્ત્વનું છે, અને માત્ર એક ટીપું હોવા છતાં એની ગણતરી એથી ય કંઈક વિશેષ છે.

માનવ હક્કોના સાર્વત્રિક જાહેરનામાની પહેલી કલમ કહે છે કે, 'મોભા અને હક્કમાં બધાં જ મનુષ્યો સ્વાધીન અને સમાન જન્મેલાં છે. તેઓને સમજશક્તિ અને અંતર-આત્મા મળેલાં છે. અને તેઓએ એકબીજા પ્રત્યે ભાઈચારાની ભાવનાથી વર્તવું જોઈએ. એટલે, વિશ્વસહકાર આપણું ધ્યેય બનવું જોઈએ.' પ્રેસિડેન્ટ કેનેડીએ એમના મંગલ પ્રવચનમાં આપણને યાદ કરાવ્યું હતું કે 'અસંખ્ય સહિયારાં સાહસોમાં એક પણ એવું નથી જે સહકારથી આપણે પાર ન પાડી શકીએ.' આપણી સદીના આરંભના દશકાઓમાં 'ધી લિગ ઑફ નેશન્સ' અને હવે 'ધી યુનાઈટેડ નેશન્સ' માનવજાતની

આ વિશ્વસહકારની સર્વોપરિ આવશ્યકતાને સંસ્થાગત આકાર આપવાનો માનવજાતનો પ્રયાસ બની રહી છે. આ પ્રયાસો અવશ્ય અપર્યાપ્ત અને અધૂરા છે તેમ છતાં રાષ્ટ્રવૈવિધ્ય અને સાંકડા અવરોધોથી ભરેલા કદરૂપા ભૂતકાળ કરતાં કંઈક આગેકૂચનાં એ કદમો છે. નવું આંતરરાષ્ટ્રીય વિશ્વ-દૃષ્ટિબિંદુ હજુ પૂરેપૂરું આકાર ન પામ્યું હોય; પણ અહંકારી રાષ્ટ્રવાદની જૂની વ્યવસ્થા ચોક્કસ અવદશામાં છે.

આજે દુનિયા જુદા જુદા ધનવાન અને નિર્ધન દેશોમાં, સબળી અને નબળી સત્તાઓમાં વહેંચાયેલી છે. આ સ્થિતિ કમનસીબીભરી છે, અને આપણને બધાને આ ધરતી ઉપરથી એ અદશ્ય કરે તે પહેલાં આપણે એને જ અદશ્ય કરવી જોઈએ. આપણે આ કાર્ય ત્યારે જ કરી શકીએ, જ્યારે આપણી દૃષ્ટિ આંતરરાષ્ટ્રીય હોય અને આપણું વર્તન વિશ્વ-ઐક્યની ભાવના સાથે સુસંગત હોય. 'ધી ઈન્ટરનૅશનલ લેબર ઑર્ગેનિઝેશન'ના ફિલાડેલ્ફીઆ-અધિવેશનના ઠરાવના અમર શબ્દોના માત્ર પડઘા પાડયા કરવાની આપણે હવે જરૂર નથી કે 'કોઈ પણ એક સ્થાનની નિર્ધનતા કોઈ પણ બીજા સ્થાનની ધનિકતા માટે ભયાવહ છે.' હવે આ ભવ્યોન્નત ખ્યાલોને આપણે વ્યવહારમાં મૂકવા જોઈએ. જેમ 'પહેલું ઘર અને પછી પર' તેમ આંતરરાષ્ટ્રીયતા પ્રત્યેક ઘરપગથિયે વિકસવી જોઈએ. યુ. એન.ની વિવિધ વિશિષ્ટ સંસ્થાઓ આપણું સાચું અને સંનિષ્ઠ સાધન બનવી જોઈએ; જુદી જુદી પ્રજાઓ અને સંસ્કૃતિઓ આપણી સંશુદ્ધ અને સંનિષ્ઠ સહચર બનવી જોઈએ. આખરી ધ્યેય હાંસલ કરવા તરફ આપણે સાથે મળીને કૂચ કરવી જોઈએ.

આપણા બંધારણની ૫૧મી કલમ આંતરરાષ્ટ્રીય શાંતિ અને સહીસલામતીમાં વૃદ્ધિ કરવાની રાજ્યની ફરજ અને પ્રયાસ ઉપર ભાર મૂકે છે. યુનેસ્કો-ધી યુનાઇટેડ નેશન્સ એજ્યુકેશનલ, સાયન્ટિફીક ઍન્ડ કલ્ચરલ ઑર્ગેનિઝેશન-નો મુદ્રાલેખ મનને સુપરિપક્વ બનાવવાની આકાંક્ષા સેવે છે. 'યુદ્ધનો આરંભ મનુષ્યના મનમાંથી થાય છે, માટે શાંતિના સંરક્ષણની રચના પણ માનવીના મનમાં જ કરવી જોઈએ.' હજુ પણ અણુજન્મી દુનિયાના અભિજાત સેવક દાગ હામરશલ્ડ નવી દુનિયાના વિશ્વબંધુત્વના જૂના સ્વીકૃત મતની સિદ્ધિ માટે પ્રયત્ન કરતાં કદી થાકયા ન હતા. આપણા પ્રાચીન ઋષિમુનિઓ, સમગ્ર વિશ્વની એક કુટુંબ તરીકે 'वसुधैव कुटुम्बकम्' એવા શબ્દોમાં વાત કરતા. થોડાક વખત પહેલાં જ મેં પ્રેસિડેન્ટ કેનેડીના પ્રવચનનો ઉલ્લેખ કર્યો હતો. તે પ્રેરક ઉદ્બોધનમાં તેમણે આપણને બધાને અપીલ કરી હતી કે, 'વિશ્વના મારા સહનાગરિકો! એમ ન પૂછો કે આપને માટે અમેરિકા શું કરશે? પણ એમ પૂછો કે આપણે માનવજાતની મુક્તિ માટે શું કરીશું? કારણ કે આજનો સંગ્રામ માનવીના સહિયારા શત્રુઓ—સિતમ, નિર્ધનતા, રોગ અને યુદ્ધ સામે છે; આપણે આ વિકરાળ રાક્ષસોથી છૂટવા માગીએ છીએ.'

વીસમી સદીની આ ત્રીજી પચીશીમાં વિજ્ઞાન અને ટેક્નોલૉજીએ—વિદ્યાકલાઓએ આપણને આખા ઇતિહાસના એક સૌથી વધુ વહેણ વચ્ચે લાવી મૂકયા છે. જો આપણે ટકવું હોય તો આપણે નવી દુનિયાની રીતે જીવતાં શીખવું પડશે. અને આપણે તેમ કરીએ તે પહેલાં આપણાં માનસને આપણે તે માટે અનુકૂળ કરવાં પડશે. આપણી રાષ્ટ્રવાદી દઢભક્તિ કરતાં આંતરરાષ્ટ્રીય જવાબદારીઓનો આપણે વધારે ગંભીરપણે વિચાર કરવો પડશે.

*

## વ્યક્તિસ્વાતંત્ર્ય એટલે શું?

હાલના જમાનામાં વ્યક્તિસ્વાતંત્ર્યને પ્રશ્ન વ્યાપકપણે ચર્ચાય છે. પશ્ચિમના ઘણા લેખકે અને કેટલીક વખતે પૂર્વના લેખકો પણ આ પ્રશ્નનો ગંભીરતાપૂર્વક અભ્યાસ કર્યા વિના જાહેર કરે છે કે પશ્ચિમની દુનિયામાં એટલે કે મૂડીવાદી સમાજમાં વ્યક્તિસ્વાતંત્ર્ય છે, જ્યારે સામ્યવાદી સમાજમાં એથી ઊલટું, વ્યક્તિસ્વાતંત્ર્ય છીનવી લેવામાં આવે છે.

તો "વ્યક્તિસ્વાતંત્ર્ય" એ શું છે? શું એનો અર્થ માણસ ફાવે તેમ વર્તી શકે એ છે? દેખીતી રીતે જ એનો એવો અર્થ નથી કેમ કે મૂડીવાદી સમાજમાં પણ લૂંટ કે ખૂન જેવા ગુનાની શિક્ષા કરવામાં આવે છે. અદાલત એને જેલના સળિયા પાછળ મોકલે છે. તેમ છતાં દરેકે દરેક ગુનેગારને અચૂક રીતે સજા થાય છે એવું બનતું નથી.

દાખલા તરીકે, કોઈ મૂડીદાર એવું કામ કરે કે જેને પરિણામે એક વ્યક્તિ નહિ પણ સેંકડો વ્યક્તિઓ પાયમાલ થઈ જાય છે તો પણ તેને જેલમાં જવું પડતું નથી. એવી જ રીતે કોઈ કારખાનેદાર કામદારોની સલામતીના નિયમોનો સરિયામ ભંગ કરવાથી કામદારોનાં મૃત્યુ નિપજાવે, જે હકીકતમાં ખૂન જ છે, છતાં આવો ખૂની સજામાંથી છટકી શકે છે કેમ કે એની પાસે પુષ્કળ પૈસો છે.

પરંતુ એ જ અદાલત કોઈ ગરીબ માણસ પેટની ભૂખ સંતોષવા, ભૂખમરાથી બચવા રોટલાની ચોરી કરશે તો તેને ઘણી વાર જેલમાં મોકલે છે.

તો શું "વ્યક્તિસ્વાતંત્ર્ય"નો અર્થ કદાચ મૂડીવાદી સમાજમાં મતસ્વાતંત્ર્ય અર્થાત્ ટીકા કરવાનું સ્વાતંત્ર્ય થાય છે? વ્યક્તિસ્વાતંત્ર્ય એટલે શું?—એ પ્રશ્નનો જવાબ આપતાં ઘણા સમાજશાસ્ત્રીઓ એને 'મત સ્વાતંત્ર્ય' તરીકે ઓળખાવે છે. પરંતુ એ ખરેખર શું છે?

પશ્ચિમમાં જેને લોકશાહીના સ્વર્ગ તરીકે ઓળખાવવામાં આવે છે તે-અમેરિકામાં માણસને સામ્યવાદી વિચારો માટે જેલમાં પૂરવામાં આવે છે. પશ્ચિમ જર્મનીમાં સામ્યવાદી પક્ષને ગેરકાયદે જાહેર કરવામાં આવ્યો છે અને સેંકડો નામાંકિત વ્યક્તિઓને તેઓ શાંતિ-આંદોલનમાં ભાગ લે છે અને લશ્કરીકરણ વિરુદ્ધ મત પ્રદર્શિત કરે છે એટલા માટે જેલમાં પૂરવામાં આવી છે. બ્રિટનમાં નામાંકિત તત્ત્વવેત્તા અર્લ રસેલ અને લેડી રસેલને આ 'ગુના' માટે અદાલતમાં ઊભાં કરવામાં આવ્યાં હતાં.

આ બધું બતાવે છે કે મૂડીવાદી સમાજમાં મતસ્વાતંત્ર્ય પર ભારે અંકુશ મૂકવામાં આવ્યા છે. એટલે મૂડીવાદી સમાજમાં વ્યક્તિસ્વાતંત્ર્યનો અર્થ ખરેખર મતસ્વાતંત્ર્ય છે એમ નથી. તો એ શું છે? પશ્ચિમમાં તેઓ એને 'ઔદ્યોગિક સ્વાતંત્ર્ય', 'મુક્ત સાહસને ઉત્તેજન' કહે છે. પરંતુ દરેક જણ આ સ્વાતંત્ર્યનો ઉપભોગ કરી શકતું નથી.

અમેરિકાનો જ દાખલો લો. ત્યાં ૧૮ કરોડ ઉપરની વસ્તી છે. આમાંથી માત્ર દસ લાખ માણસોએ 'ઔદ્યોગિક સ્વાતંત્ર્ય'—મુક્ત સાહસનો ફાયદો ઉઠાવ્યો છે, એટલું જ નહિ પણ ત્યાં ૫૦ લાખ માણસો બેકાર છે. શું ઔદ્યોગિક સ્વાતંત્ર્યે એમને ભૂખમાંથી મુક્તિ આપી છે?

બાકીના અમેરિકનો પ્રમાણમાં સામાન્ય સુખ ભોગવે છે—એટલે કે તેમને નોકરી છે, રહેઠાણ છે અને જીવનની બીજી કેટલીક જરૂરિયાતો અને બહુ તો મોટરગાડી પણ ભોગવે છે. પરંતુ આવતી કાલે તેઓ નોકરીમાંથી ફેંકાઈ નહિ જાય, રસ્તે રઝળતા નહિ થાય એની કોઈ ખાતરી છે? સામાન્ય અમેરિકન પાસે આવી કોઈ ગૅરન્ટી નથી. તો પછી એને માટે આવતી કાલની ચિંતા કરવાના સ્વાતંત્ર્ય સિવાય 'વ્યક્તિસ્વાતંત્ર્ય'નો બીજો શો અર્થ છે?

મૂડીવાદના ઉષઃકાળે જ્યારે વેપારીઓ અને ઉદ્યોગપતિઓએ ધનનો પૂરતો સંચય કર્યા બાદ રજવાડાશાહીને—અમીર, ઉમરાવોને—હડસેલવા માંડયા ત્યારે તેમણે 'વ્યક્તિસ્વાતંત્ર્ય'ના સૂત્રને આગળ ધર્યું હતું. તેઓ આ રીતે કહેવા માગતા હતા કે 'તમે અમીર,

ઉમરાવો જ માત્ર માલેતુજાર બનો એ નહિ ચાલે.'

એ જમાનાની 'ત્રીજી જાગીર' એ–એટલે કે ઊગતા મૂડીવાદી વર્ગે પોતાનો ઉદ્દેશ પાર પાડ્યો. તેમણે રજવાડાશાહીને બાજુ પર હડસેલી સમાજ પર પોતાનું વર્ચસ્વ સ્થાપ્યું. પરંતુ આ ધ્યેય પાર પડી ગયું કે થોડા જ વખતમાં મૂડીદારો માટે 'વ્યક્તિસ્વાતંત્ર્ય'ના સૂત્રની રોનક ઝાંખી પડી ગઈ. મૂડીવાદી સમાજે ચૂંટણીના કાયદાઓ પર અંકુશો મૂકવા માંડયા, હડતાળો પર પ્રતિબંધ મૂકતા કાયદા કર્યા, રાજકીય વિચારો માટે લોકોને અદાલતમાં ખડા કરવા માંડયા અને છેવટે મૂડીવાદી વર્ગ ફાસીવાદની હદે, મૂઠીભર કરોડપતિઓની ખુલ્લંખુલ્લી જાલીમ સરમુખત્યારીમાં જઈ પહોંચ્યો.

મૂડીવાદી સમાજમાં 'વ્યક્તિસ્વાતંત્ર્ય'નું આ સત્ય છે.

સામ્યવાદી સમાજમાં આ બાબતમાં શી પરિસ્થિતિ છે?

સોવિયેત સંઘના સામ્યવાદી પક્ષની ૨૨મી કૉંગ્રેસમાં એન. એસ. ખુશ્ચોવે મૂડીવાદ અને સામ્યવાદ વચ્ચેનો તાત્ત્વિક ભેદ બતાવતાં કહ્યું કે, 'જ્યાં નફાનો ખયાલ સર્વોચ્ચ સિદ્ધાંત બની રહ્યો છે, જ્યાં અસંખ્ય લોકોને ભોગે થોડાક માલેતુજાર બને છે, જ્યાં પૈસાની લાલસા, લોભ અને અહંમ્‌નું સડેલ માનસ પોષાય છે એવા મૂડીવાદી સમાજની નીતિમત્તાને સામ્યવાદીઓ નકારે છે. સામ્યવાદીઓ ખાનગી મિલકતની દુનિયા સામે જાહેર મિલકત તથા મૂડીવાદી વ્યક્તિવાદ સામે સમૂહભાવના અને બિરાદરીની ભાવનાનો સિદ્ધાંત રજૂ કરે છે.'

સોવિયેત સમાજમાં કોઈ શોષકો અને શોષિતો, એટલે કે મૂડીવાદી અર્થમાં ગરીબ અને તવંગર નથી. સોવિયેત સમાજમાં દરેક જણે કામ કરવું એ એની ફરજ ગણાય છે અને તેને તેના કામનું વળતર મળે છે અને નજીકના ભવિષ્યમાં એને એની જરૂરિયાત પ્રમાણે વળતર આપવાનો સામ્યવાદી સિદ્ધાંત પણ અમલમાં આવશે. દરેક જણને કામની ખાતરી મળી છે–સોવિયેત સંઘમાં બેકારી ક્યારની યે નાબૂદ થઈ છે. દરેકને મફત શિક્ષણ, ચાલુ પગારે રજાઓ, મફત તબીબી સહાય મળે છે. કોઈ પણ જાતના ભેદભાવ વગર દરેક પુખ્ત વયની વ્યક્તિ રાજ્યતંત્રના કોઈ પણ ઘટકમાં ચૂંટાઈ શકે છે અને ચૂંટણીમાં મત આપી શકે છે. સોવિયેત સંઘમાં સૌથી માનવંતી વ્યક્તિઓ એ છે જેઓ પોતાના શ્રમ વડે દેશને કીર્તિ અપાવે છે, એમને સોવિયેત પાર્લામેન્ટમાં ચૂંટવામાં આવે છે. સોવિયેત સમાજનો સિદ્ધાંત છે: 'જે કામ નહિ કરે તે ખાશે પણ નહિ.'

અમારી દૃષ્ટિએ ખરું વ્યક્તિસ્વાતંત્ર્ય સોવિયેત સંઘે રચ્યો છે એવા સમાજમાં જ એટલે કે સાચા સમાજવાદી સમાજમાં જ હોઈ શકે. અહીં માનવીને આવતી કાલની ચિંતા નથી. એની મહત્ત્વની જરૂરિયાતો સંતોષવાની એને ખાતરી છે. અમારે ત્યાં વ્યક્તિ ચિંતામુક્ત જીવન જીવી શકે છે. એ પોતાની પ્રતિભા અને શક્તિઓને મુક્તપણે ખીલવી શકે છે.

અમે ઉપરનું ક્યારનું યે જણાવ્યું છે કે મૂડીવાદી સમાજમાં વ્યક્તિસ્વાતંત્ર્ય પર અંકુશો મૂકવામાં આવે છે. સોવિયેત સમાજમાં પણ અલબત્ત અંકુશો છે પરંતુ એ તદ્દન જુદા પ્રકારના છે. સોવિયેત સંઘમાં કોઈને બીજાની મહેનતનાં ફળ ખાવા દેવામાં આવતાં નથી, એ વર્તુ સમાજને નૈતિક અને ભૌતિક દૃષ્ટિએ હાનિકારક છે. એ જ રીતે સમાજના કોઈ પણ સભ્ય તરફ બિનબિરાદરીભર્યું વર્તન કરવાની પણ કોઈને છૂટ નથી. માણસ માણસનો મિત્ર અને ભાઈ છે એ વસ્તુ જેઓ સમજતા નથી તેમની સામે સોવિયેત સમાજ અખબારો, સિનેમા, ટેલિવિઝન અને અન્ય માધ્યમો દ્વારા ઝુંબેશ કરે છે.

હું આનો એક દાખલો આપીશ: એક શહેરમાં મોરોઝોવ દંપતી રહેતાં હતાં, બંને વૈજ્ઞાનિક કાર્યકરો હતાં. પત્ની સામ્યવાદી પક્ષની સભ્ય હતી. તેમની પાસે એક ફ્લેટ અને નાની ફળવાડી હતી. જ્યારે મોરોઝોવ દંપતીને બીજા શહેરમાં જવાનું થયું ત્યારે તેમણે પડોશીઓને પૂછ્યું કે તેઓ એમની ફળવાડી ખરીદી લેશે કે નહિ? પડોશીઓએ ના પાડી એટલે તેમણે તમામ ઝાડને કાપી નાંખ્યાં.

મૂડીવાદી નીતિમત્તાની દૃષ્ટિએ આમાં કશું ખોટું નહોતું કેમ કે ફળવાડી એમની ખાનગી મિલકત હતી, અને માલિકને એને ફાવે તે કરવાનો હક્ક હતો.

પરંતુ સોવિયેત નીતિમત્તાની દૃષ્ટિએ આ દંપતીએ જંગલી કૃત્ય કર્યું હતું. ઝાડ પાડી નાંખીને તેમણે બીજાંને એના છાંયડા અને ફળથી વંચિત કર્યા હતાં. અને તેથી તેમણે સમાજ સામે ગંભીર ગુનો કર્યો હતો.

આ બનાવ અંગે ટીકા કરતાં ઇઝવેસ્તિયાએ લખ્યું હતું કે: 'ઝાડ પાડી નાંખીને બીજાંને એના છાંયડાથી વંચિત કરવાં એ વસ્તુ માનવ-સમજની બહાર છે.' કીવના ઇજનેર સુદીને તંત્રી પરના પત્રમાં લખ્યું કે: 'મોરોઝોવ દંપતીએ જે કર્યું તે તંદુરસ્ત માનવ-મન સમજી શકે તેમ નથી.' સુકોવાએ લખ્યું કે: 'તેઓને માનસિક બીમારીની સારવાર આપવાની જરૂર છે.'

સોવિયેત લોકો નીતિમત્તાને આ રીતે સમજે છે. શું આ વ્યક્તિસ્વાતંત્ર્ય પરનો પ્રહાર છે? મૂડીવાદી સમાજમાં ગમે તે માનતા હોય પણ સોવિયેત લોકો એમ માનતા નથી.

[નિકોલાઈ રમેતાનિન લિખિત ઉપરોક્ત લેખ 'સોવિયેત યુનિયનના સમાચાર અને વિચાર' પત્રિકાના તા. ૨ ડિસેમ્બર ૧૯૬૫ના અંકમાંથી સાભાર ઉતાર્યો છે.]

*

# મધપૂડો

'રમેશ'

[વિવિધ વૃત્તપત્રો, સામયિકો, પુસ્તકોમાંથી વાંચેલી, વીણેલી અને વિચારેલી સામગ્રી]

## જ્યૉર્જ બર્નાર્ડ શૉનો પત્રસંગ્રહ

*Bernard Shaw's Collected Letters, 1874–1897* નામનો ગ્રંથ હમણાં બહાર પડ્યો છે. સૂચિત ચાર ખંડ પૈકીના આ પ્રથમનું સંપાદન મિ. લૉરેન્સે કર્યું છે. ૮૯૯ પાનાંનો આ સચિત્ર દળદાર ગ્રંથ ૬૩ શિલિંગમાં મળે છે. શૉનો બાળપણનો અને જુવાનીનો તથા કૌટુંબિક એવો ઠીક ઠીક પત્રવ્યવહાર નષ્ટ થએલો છે. શૉએ પોતે જ ઘણા કાગળોનો નાશ કર્યો હતો. શા સારુ, કોને ખબર? બર્નાર્ડ શૉનું જીવન રંગીલું, રસીલું, રોમાંચક હતું શૉની પ્રતિભા વિવિધમુખી અને સમૃદ્ધ હતી. એટલે જે પત્રો ઉપલબ્ધ છે તેમાંથી પણ ઘણું જાણવાનું મળે છે. બર્નાર્ડ શૉના પ્રેમસંબંધો ઓછા નહોતા. શૉની માનીતી, ઓછી માનીતી, અણમાનીતી એવી અનેક બહેનપણીઓ હતી. આમ તો શૉ જો કે ખૂબ કાર્યશીલ રહેતા; છતાં જરા નવરા પડે તો તરત કોઈ સ્ત્રીમિત્રને કાગળ લખે જ! પણ શૉ કોઈના ઊંડા પ્રેમમાં પડ્યા હોય એમ લાગતું નથી. એક વાર શૉએ લખ્યું: "The ideal woman is a man!" સ્ત્રીઓની ગમ્મત કરવામાં શૉ જાણે કદી થાકતા કે હારતા જ નહિ. શૉ પોતાની સખીઓ જોડે કોમળતા અગર મૃદુતા સાથે લખતા-બોલતા હોય એમ લાગતું નથી. સ્ત્રીના સહવાસ સિવાય શૉને ચાલતું નહિ; પણ સ્ત્રીઓ પ્રત્યે શૉ ગંભીર કે ઠાવકા રહ્યા લાગતા નથી. કલાકારનો એક વિશેષાધિકાર જો એવો હોય કે સ્ત્રીની સખત ઠઠ્ઠા-મશ્કરી કરવી તો જ્યૉર્જ બર્નાર્ડ શૉએ એ હક્ક બરાબર વાપર્યો લાગે છે!

× × ×

## 'ઑમ્બડસ્મન'

'The Ombudsman' એ અંગ્રેજી નામધારી અધિકારી અનેક દેશોમાં આજકાલ વધુ ને વધુ લોકપ્રિય થઈ રહ્યો છે. નાગરિકોના હક્કો માટેનો તે રખેવાળ છે. સરકારી અને વહીવટી પગલાને કારણે જે નાગરિકના હક્કો પર કશીક પણ તરાપ પડે તેને તે તપાસે છે અને નાગરિકને ન્યાય અપાવે છે. વહીવટી અમલમાંના ગેરવાજબીપણાની તપાસ કરનાર આવો અધિકારી દેશ દેશ પ્રમાણે ઓછીવત્તી સત્તાઓ ભોગવે છે. 'ઑમ્બડ્સમન'ના ઓછામાં ઓછા ૭ વિવિધ પ્રકાર છે. સહુ પ્રથમ સને ૧૮૦૯માં સ્વીડનમાં આવા અમલદારની નિમણૂક કરાઈ હતી. એક સૈકા પછી ફિનલૅંડમાં આ પ્રથા શરૂ થઈ. ત્યાર પછી ડેન્માર્ક, નૉર્વે અને ન્યૂઝીલૅન્ડે પણ આ સૈકામાં 'ઑમ્બડ્સમન'ની જોગવાઈ કરી છે. પશ્ચિમ જર્મનીમાં ખાસ લશ્કરી ઑમ્બડ્સમનની વ્યવસ્થા છે. માનવ-હક્કો અને વ્યક્તિગત સ્વાતંત્ર્ય જેમને વહાલાં છે તેમને માટે 'ઑમ્બડ્સમન'ની આ સંસ્થાનો સાદ્યંત અભ્યાસ અવશ્ય ઉપકારક નીવડશે.

× × ×

## ગૌરવ અને ગાંભીર્યનો ડોળ

તા. ૪ જુલાઈ ૧૭૭૬ને રોજ અમેરિકન વસાહતોમાંની પ્રજાએ સ્વાતંત્ર્યની ઘોષણા કરી. બ્રિટન સાથેના સંબંધો તોડીને સ્વતંત્ર અને સાર્વભૌમ નૂતન રાષ્ટ્ર બન્યા વિષેના અમેરિકન મિજાજનો અચ્છો પરચો ચોથી જુલાઈના એ જાહેરનામામાં આપણને મળે છે. એના લેખક હતા થૉમસ જેફર્સન. અમેરિકન ઢંઢેરાના પ્રાસ્તાવિક શબ્દો પૈકી થોડા આ હતા:

"When in the course of human events it becomes necessary for one people to dissolve the political bands which have connected them with another, and to assume among the powers of the earth, the separate and equal station to which the Laws of Nature and of Nature's God entitle them, a decent respect to the opinions of mankind requires that they should declare the causes that impel them to the separation."

તા. ૧૧ નવેમ્બર ૧૯૬૫ને રોજ દક્ષિણ રોડેશિયાએ સ્વાતંત્ર્યની એકતરફી જાહેરાત—U.D.I.—

–Unilateral Declaration of Independence–કરીને બ્રિટન સાથે છૂટાછેડા લીધા. એમ કરતી વખતે રોડેશિયન સ્વાતંત્ર્યની જે ગાથા ત્યાંના લઘુમતી ઘમંડી ગોરા હાકેમોએ ગાઈ બતાવી છે તેના શબ્દો જાણે ઉપરછલ્લી રીતે તો અમેરિકન સ્વાતંત્ર્ય-જાહેરનામાના સાદ-પડસાદ વ્યક્ત કરતા લાગે છે. રોડેશિયનો કહે છે:

"Whereas in the course of human affairs history has shown that it may become necessary for a people to sever the political affiliations which have connected them with another people and to assume amongst other nations the separate and equal status to which they are entitled:

Whereas in such event respect for the opinion of mankind requires them to declare to other nations the causes which impel them to assume full responsibility for their own affairs".

બન્ને જાહેરનામાંઓમાંના કેટલાક શબ્દપ્રયોગો એકસરખા છે એ કોઈ અદ્ભુત ચમત્કાર નથી; રોડેશિયન ગોરી હકૂમતે અમેરિકન ઇતિહાસ થોડોક વાંચ્યો લાગે છે અને જેફર્સનના જાહેરનામાનો કાંઈક ઝીણવટથી અભ્યાસ કર્યો લાગે છે! એમ કરવા જતાં રોડેશિયનોએ કાંઈક અંશે અક્ષરચોરી કે સાહિત્યિક તફડંચી–plagiarism–પણ કરી જણાય છે!

પરંતુ આમ ઉછીના શબ્દો અને શબ્દપ્રયોગો લઈને ગૌરવવંતા નથી બની શકાતું એ સાદી વાત ગોરા રોડેશિયનો ભૂલી ગયા લાગે છે! એમના વડા પ્રધાન મિ. ઇયન સ્મિથે સ્વાતંત્ર્યના એકતરફી પગલા વડે કેવળ આત્યંતિક નહિ પણ અનૈતિક અને અસ્વાભાવિક પગલું ભર્યું છે. વીસમી સદીના આજના દસકાઓમાં બે અઢી લાખ માણસો ચાળીસ લાખ પર બળજબરીથી રાજ્ય ચલાવે એ અસહ્ય છે. રોડેશિયન સ્વાતંત્ર્ય સાચું સ્વાતંત્ર્ય છે જ નહિ. એટલે, સ્મિથસાહેબ અને એમની મંડળી ગમે તેટલા ઉમદા શબ્દો અમેરિકન સ્વાતંત્ર્ય-જાહેરનામામાંથી પકડવા ધારે તો પણ ગોરા રોડેશિયનોનાં શબ્દો અને કૃત્યોને ગૌરવ અને ગાંભીર્ય પ્રાપ્ત થવાનાં નથી જ. ઊલટું ડાહ્યાડમરા અને ઉદાત્ત બનવાનો આવો બાહ્ય ડોળ ગોરા રોડેશિયનોને વધુ હાસ્યાસ્પદ બનાવે છે.

× × ×

## બ્રિટિશ પાર્લમેન્ટનું કામ

બ્રિટિશ હાઉસ ઑફ કૉમન્સનું કામ શું? કાયદાઓ કરવાનું? સરકારની આલોચના કરવાનું? નાગરિકોના હક્કોને જાળવવાનું? રાષ્ટ્રીય અને જાહેર પ્રશ્નોની સતત મુક્ત ચર્ચા કરવાનું? સરકારને સત્તા પરથી દૂર કરવાનું? આમાંથી દરેક કામનું મહત્ત્વ ઘણું છે અને પાર્લમેન્ટે એનાં ગત સાતસો વર્ષોમાં પ્રસંગોપાત્ત દરેક કામ કર્યું છે. પણ અત્યારના સંજોગોમાં સરકારો પર નજર રાખવાનું કામ સવિશેષ મુશ્કેલ બન્યું છે. કારોબારતંત્રની દરમિયાનગીરી ને સત્તા વધી છે, એટલું જ નહિ પણ ધારાસભાની આવડત અને શક્તિ પણ પ્રમાણમાં ઘટી છે. વળી, પાર્લમેન્ટની કાર્યપદ્ધતિ પણ ઠીક ઠીક જૂની પુરાણી, વિચિત્ર અને અટપટી થઈ ગઈ છે. એક સભ્યે થોડા વર્ષો પર કહેલું કે, 'Procedure is all the Constitution the poor Briton has.' પણ એ બંધારણ પણ ઝાઝું સમજાય તેવું રહ્યું નથી! વળી, પ્રધાનોને અને વહીવટદારોને અંકુશમાં રાખવામાં આજકાલ પાર્લમેન્ટને દમ ચડી જાય છે. પાર્લમેન્ટે ખાસ નિષ્ણાત-સમિતિઓ બનાવવી? પણ એવા નિષ્ણાત સભ્યો ક્યાંથી અને કેટલા લાવવા? અને એક પ્રકારના નિષ્ણાતોને અન્ય નિષ્ણાતો સાથે લડાવવામાં છેવટે સાર બહુ નથી. હાઉસ ઑફ કૉમન્સનું મુખ્ય કામ પ્રજાના સ્વાતંત્ર્યની જાળવણીનું છે. અને એને સારુ સભાગૃહના સભ્યોએ હંમેશ જાગૃત, જવાબદાર અને જીવંત રહેવાનું છે. 'The main business of Members of Parliament is to relate different forms of knowledge–including expert knowledge—and to keep the experts in their place' એમ મિ. માઈકલ ફૂટ (પાર્લમેન્ટના હાલના એક સભ્ય અને મજૂર પક્ષના જહાલ 'ડાબોડી' સમાજવાદી) કહે છે એ બરાબર લાગે છે. નિષ્ણાતોને ઘેર બેસાડવાની વાત નથી; પણ નિષ્ણાતોને મર્યાદામાં રાખવાની આ વાત છે. અને આ જ અઘરું પણ આવશ્યક કામ પાર્લમેન્ટના સભ્યોએ કરવાનું છે. પાર્લમેન્ટ પોતે બહુ જાણકાર બને એમ નહિ: પણ બહુ જાણકારને પાર્લમેન્ટ બરાબર સરખા રાખે!

× × ×

## પ્રમુખ કેનેડીનું મૂલ્યાંકન

લંડનના દૈનિક 'The financial Times'માં (તા. ૨૯ નવેમ્બર ૧૯૬૫) જેફ્રી ઓવન (Geoffrey Owen) પ્રમુખ કેનેડી પરના શ્લાઈઝિંગરના તાજેતરના પુસ્તક ('A Thousand Days–John F. Kennedy in the White House, by Arthur M. Schlesinger; Andre Deutsch; 55 s.)નું અવલોકન કરતાં શરૂઆતમાં જ લખે છે:

"Before he was elected President, Kennedy's critics complained of his lack of commitment, even lack of principles. Ed Murrow once said that Kennedy would have embraced McCarthyism if it had been to his political advantage to do so. But his great virtue as President was that he brought the 'Cutting edge' of reason to domestic and international issues which had previously been clogged by prejudice and mythology. His wholly pragmatic approach to these problems, supplemented by personal qualities of wit, energy and optimism, enabled him to win the respect and often the support of professional liberals and professional conservatives It was his attitude of mind, rather than his actual achievements, which left the deepest impression on his fellow-countrymen and on the world.

All this is explored at length and in sometimes tedious detail by Mr. Schlesinger..."

કેનેડીના જીવન અને કાર્ય વિષે વસ્તુલક્ષી નિરૂપણ કરવા માટે હજી કેટલાંક વર્ષો જવાં જોઈશે. દરમિયાન જે કાંઈ લખાય તે પણ ભાવિ ઇતિહાસકારો માટે ઉપયોગી અને મહત્ત્વની સામગ્રી તો જરૂર પૂરી પાડશે જ. એ દૃષ્ટિથી આવાં અનેક પુસ્તકો આવકારદાયક છે. કેનેડી કોઈ સિદ્ધાંતોને વરેલા નહોતા એમ કહેવું કઠોર અને ક્રૂર લાગે છે. રાજકીય સગવડ અને સ્વાર્થ જ તેઓ જોતા હતા એમ કહેવું તે પણ એવું જ અતિશયોક્તિભર્યું જણાય છે. એડ મરોએ કેનેડી વિષે આવું કશુંક કહેલું એનો ઉલ્લેખ આ અવલોકનમાં વાંચતાં મને નવાઈ લાગી.

× × ×

## વડા પ્રધાનપદની ચોતરફ સત્તાજમાવટ

આધુનિક સમયમાં વડા પ્રધાનની સત્તાઓ કૂદકે ને ભૂસકે વધી રહી છે. પાર્લમેન્ટરી પદ્ધતિમાં વડા પ્રધાનની સત્તાઓ અમર્યાદ અને વ્યાપક હોય એમ વિચારાયું નથી, અને વડા પ્રધાનની કારકિર્દી અમુક સમય સુધી નિશ્ચિત ને અકબંધ રહે એવું પણ વિચારાયું નથી. છતાં અત્યારના સમયમાં જે રીતે કેટલાક અગત્યના અને અટપટા સવાલો આવી પડે છે તેમની વિચારણા અને પતાવટ વડા પ્રધાનને આપોઆપ વિશાળ સત્તાઓ આપી દે છે. તત્ત્વતઃ વડા પ્રધાન પ્રધાનમંડળને, પાર્લમેન્ટને, પાર્લમેન્ટમાંના વિરોધ પક્ષને પણ, પોતાના પક્ષને અને રાષ્ટ્રને જવાબદાર છે. પરંતુ, હકીકતમાં વડા પ્રધાનની અંગત અને વ્યક્તિગત સત્તા, પ્રતિષ્ઠા અને ભડક જબરી વધતી ચાલી છે. અમેરિકામાં જેમ પ્રમુખીય સરકાર છે અને એક વ્યક્તિના હાથમાં કારોબાર-વહીવટનાં સૂત્રો છે તેવું જ કાંઈક બ્રિટન જેવા દેશોમાં પાર્લમેન્ટરી સરકારની હસ્તી હોવા છતાં વડા પ્રધાનનાં પદ અને કાર્ય માટે બની રહ્યું છે. વડા પ્રધાન માટે હલ કરવાની સમસ્યા જેટલી મોટી તેટલી વડા પ્રધાનની સત્તાઓ વધવાની શક્યતા મોટી. જો વડા પ્રધાન પોતાની જવાબદારી અદા કરવામાં સફળ નીવડયા તો પછી એમના પદની ચોતરફ સત્તા-જમાવટ સતત થતી જ રહેશે; અલબત્ત, વડા પ્રધાન જો નિષ્ફળ ગયા તો એનાં અનિષ્ટ પરિણામો પણ વડા પ્રધાનના વ્યક્તિત્વની આસપાસ વીંટળાઈ વળશે. બ્રિટન અને ભારતના હાલના દાખલા જોઈએ તો, રોડેશિયન સવાલે હેરલ્ડ વિલ્સનની વ્યક્તિગત સત્તાને ઘણી બધી વધારી દીધી છે અને કાશ્મીરના સવાલે લાલબહાદુર શાસ્ત્રીની વ્યક્તિગત સત્તાને ઝડપથી ઘણી મોટી બનાવી મૂકી છે.

લંડનના દૈનિક 'The Financial Times'માં (તા. ૧૦ ડિસેમ્બર ૧૯૬૫) રૉનલ્ડ બટ (Ronald Butt) બ્રિટિશ પરિસ્થિતિના સંદર્ભમાં આ બાબત વિષે વિવેચન કરતા કેટલાક બધારણીય મુદ્દાઓની મનનીય છણાવટ કરે છે. ખરેખર આજનું પ્રધાનમંડળ વડા પ્રધાનની પાછળ ઢંકાએલું છે? પ્રધાનો શું વડા પ્રધાનના વ્યક્તિગત એજન્ટ તરીકે કામગીરી કરે છે? અમેરિકાના પ્રમુખની જેમ વડા પ્રધાન એકહથ્થુ શૈલીથી

કારોબાર તંત્ર ચલાવે છે? પ્રધાન કોને જવાબદાર છે—પ્રધાનમંડળને કે વડા પ્રધાનને? વડા પ્રધાને જેને પ્રધાનપદ આપ્યું છે એનું કામ અને નીતિધોરણ વડા પ્રધાન જ નક્કી કરે છે? આ પ્રકારના પ્રશ્નો ઉદ્ભવે છે. પરંતુ બ્રિટિશ અને અમેરિકન પદ્ધતિઓમાં જે કેટલાક મૂળભૂત તફાવતો છે તે તરફ દુર્લક્ષ સેવવું જોઈએ નહિ. રૉનલ્ડ બટ આ તફાવતને આ રીતે વર્ણવે છે:

"The basic facts are, of course, clear. We have a unity of Government, encompassing Executive and Legislature, which the Americans have not; the Prime Minister can be removed by Parliament (or even by the non-cooperation of his colleagues in the Cabinet) between elections, as the U. S. President cannot; he has no department of State, but must rely on a tiny personal staff at No. 10, Downing Street; he must manage and listen to his backbenchers; he has men about him in the Cabinet who are themselves potential claimants for his position; there are prominent members of his own party whom he cannot either exclude from his Cabinet or dismiss once they are in it-men whose views he must, if they are persistent, heed.'

અમેરિકાના પ્રમુખને આવી રીતે બાંધી શકાતા નથી. પ્રમુખને સાવ છૂટો દોર મળે છે એવું પણ નથી. પરંતુ પ્રમુખ પાસે સ્વાભાવિક રીતે જે ધગશ અને પહેલ (initiative) સતત રહે છે તે વડા પ્રધાનને ફાળે સામાન્યતઃ હોતી નથી. વિદેશો સાથેના સંબંધોમાં અને ટૂંકા ગાળાના અસાધારણ સવાલોમાં જો કે વડા પ્રધાનની સત્તા અને પહેલ ખૂબ વધી જાય છે. કટોકટી હોય ત્યારે પ્રધાનમંડળને પણ ક્યારેક પૂછવા જવા જેટલો સમય રહેતો નથી. નિર્ણયો તાત્કાલિક કરવાના હોય છે, એમાં ગુપ્તતા અને ગતિ પૂરેપૂરી જાળવવાની હોય છે. એટલે અનિવાર્યપણે ઢગલાબંધ બાબતો વડા પ્રધાન પર છોડી દેવી પડે છે. એવી પરિસ્થિતિમાં પછી વડા પ્રધાન, જો તે કુશળ કાર્યકર હોય તો, તારણહાર જેવો, લગભગ રાષ્ટ્રપિતા જાણે, બની જાય છે.

× × ×

## બ્રિટિશ પાર્લમેન્ટના વયોવૃદ્ધ સભ્યો

બ્રિટિશ પાર્લમેન્ટમાંના વયોવૃદ્ધ સભ્યો અંગેના કેટલાક દાખલા અને આંકડા આ રહ્યા: પહેલવહેલી વાર હમણાં પાર્લમેન્ટના બંને ગૃહોમાંના એક સભ્યે ૧૦૦ વર્ષની પોતાની ઉંમર પૂરી કરી. એમનું નામ Lord Penrhyn છે. તેઓ ઉમરાવ સભાના ચાલુ સભ્ય છે. તા. ૨૧ નવેમ્બર ૧૯૬૫ને રોજ એમણે પોતાનાં આયુષ્યનાં ૧૦૦ વર્ષ પૂરાં કર્યાં. એ પહેલાં Lord Winchester સૌથી વૃદ્ધ સભ્ય હતા. ૯૯ વર્ષ અને ૮ માસ જીવ્યા બાદ લૉર્ડ વિન્ચેસ્ટર જૂન ૧૯૫૨માં અવસાન પામ્યા. અત્યારે લૉર્ડ પેનરિન પછી બીજા ક્રમાંકે લૉર્ડ હેટર (Hayter) આવે છે. તેમની ઉંમર ૯૪ વર્ષની છે. આમની સભામાં વધુમાં વધુ વૃદ્ધ સભ્યની ઉંમર ૯૬ વર્ષની હતી. મજૂર પક્ષના મિ. શિનવેલ હાલમાં સૌથી વયોવૃદ્ધ સભ્ય છે અને એમની ઉંમર માત્ર ૮૧ વર્ષની જ છે!

× × ×

## રાજકીય કહેવત

લંડનના અધિકૃત રૂઢિચુસ્ત દૈનિક 'The Daily Telegraph'ના અંકમાંનો (તા. ૨૯ નવેમ્બર ૧૯૬૫) શ્રી પી. જે. વૅગનર નામના પત્રલેખકનો રસિક અને ટૂંકો પત્ર આખો ટાંકવા જેવો છે:

"As the national executive of the Labour Party has apparently recalled the first half of a well-known maxim, it might be as well to remind them of the whole of this saying—"If you are no Socialist at 18 you lack a heart: if you are a Socialist at 30 you lack a head."

*

# અભ્યાસ

પુ.૪

વિચાર અને વિવેચનનું સામયિક

જાન્યુઆરી • ૧૯૬૬

निष्ठया संभृता नित्यं स्वाध્यायश्रीविवर्धताम्

વર્ષ ૨ • અંક ૬


"કૉંગ્રેસે સત્તાની શિકાર ન બનતાં 'લોકસેવક સંઘ' બનીને કામ કરવું, એમ ગાંધીજીએ પોતાના મરણ અગાઉ વિચાર્યું હતું. આ વિચાર અગર યોજના અલબત્ત શાંતિકાર્યના મિશન જેવી હતી.

આઝાદી અગાઉને કાળે કૉંગ્રેસનેતાઓ સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટેનાં વિવિધ કામો અને પ્રવૃત્તિઓને કારણે પેરેપેરે કરીને આમપ્રજાના સંપર્કમાં આવતા. આજના સત્તાધીશ કૉંગ્રેસીઓ માત્ર ચૂંટણીઓ પૂરતો જ લોકસંપર્ક રાખતા હોય છે. અને કૉંગ્રેસના લેબલ કે નેહરુના નામ ઉપર જ બધો મદાર રાખીને અંગ્રેજ હાકેમોની જેમ જ જનતાથી કપાઈને અળગા થઈ ગયા છે. તેઓ દેશ આખામાં જાતજાતના મેળાવડા સમારંભો ઉદ્‌ઘાટનો વગેરેના પ્રોગ્રામો ઊભા કરી-કરાવીને પ્રજાકીય નાણાંને જોરે નવાબી દોરદમામથી દેશમાં બધે ફરતા હોય છે. પણ તે ચોક્કસ અમલદાર વર્ગના કે તેને લાગતા-વળગતા વર્ગના લોકોમાં જ. અને મોટેભાગે આગામી ચૂંટણીઓ ઉપર નજર નોંધીને તેનાં પાટિયાં ગોઠવવાની કારવાઈઓ કરવાની ગણતરીએ જ ફરતા હોય છે. પોતાની સત્તાની ખુરશીઓ સાચવવા અને કાયમ રાખવાની પેરવી ઉપરાંત પ્રજાકીય પ્રવૃત્તિઓમાં તેમને તેટલો રસ ભાગ્યે જ હોય છે. પક્ષપાર્ટીઓની પદ્ધતિનો સૌથી મોટો દોષ આ જ છે.

કરુણતાની આ સીમા છે."

**શિવાજી ભાવે અને સ્વામી આનંદ**

['સર્વોદય વિચારણા', યજ્ઞ પ્રકાશન, વડોદરા. સને ૧૯૬૫. પૃ. ૮૫-૮૬]

✡


સંપાદક • પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

## અનુક્રમ



*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા દસ, છમાસિક રૂપિયા ૭.
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક—'અભ્યાસ', 'પ્રગતિ', ૧૫, મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* અગાઉના ચાર વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઇ. અંગે પત્ર-વ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*


સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧






# વિચારાંકુર

## કેળવણી અને કલ્યાણરાજ્ય

પ્રચલિત સમાજમાં ભણતરની ભૂખ રોજબરોજ વધતી જાય છે એ એક રીતે સારું છે. લોકશાહીયુક્ત સમાજ તથા કલ્યાણરાજ્યની પ્રગતિ અને તંદુરસ્તીની માત્રા એને કારણે વધવાની શક્યતા તેમજ આશા બંધાય છે. પણ, બીજી રીતે જોતાં, એ ભૂખ ગભરાવનારી યે છે. જો સાધનસામગ્રી ઓછી કે કાચી હશે તો બગાડ અને બીમારી બન્ને વધશે.

જેમ આપણે જીવવા માટે જન્મીએ છીએ (અને નહિ કે જન્મવા માટે જીવીએ છીએ!) તેવું જ કાંઈક ભણતરની ભૂખ માટે કહી શકાય. જીવવા માટે, સારી રીતે જીવવા માટે, સમાજને ઉપયોગી બની રહેવાય એ રીતે જીવવા માટે આપણે ભણતર લેવાનું છે. ભોજન આરોગતી વખતે, શ્રી સમર્થ રામદાસ સ્વામીએ કહ્યું છે તેમ, 'उदरभरण नोहे जाणिजे यज्ञकर्म' ('આ કાંઈ પેટ ભરવાની વાત નથી; આ યજ્ઞકર્મ છે એમ જાણજે.') એવી આપણી ભાવના હોવી ઘટે. ભણતર પણ એવું જ એક યજ્ઞકર્મ છે. ભણતરની ભૂખ સંતોષવી એ કેવળ હક્ક નથી, એ પવિત્ર ફરજ પણ છે. આધુનિક સમયમાં દરેક જણ આ રીતે કર્તવ્યબુદ્ધિથી ભણે એ સવિશેષ જરૂરી છે, કારણ કે વર્તમાન યુગ લોકશાહીનો તથા સમાનતાનો હોઈ એમાં દરેકની સક્રિય ભૂમિકાની અપેક્ષા અવશ્ય છે.

ભણતર એટલે કેવળ અક્ષરજ્ઞાન નહિ, એ તો દેખીતું છે. પ્રકૃતિ અને દેશ-દુનિયાની સ્થિતિ વિષેની જાણકારી વધવી જોઈએ; કલાકારીગરી માટેની આવડત વધવી જોઈએ; જ્ઞાન-વિજ્ઞાનના ક્ષેત્રો ઊંડાં અને વિસ્તારપૂર્ણ થતાં રહેવાં જોઈએ; સામાજિક જીવનની તાલીમ મળતી રહેવી જોઈએ. આવું બધું સતત ચાલે ત્યારે શિક્ષણ અને કેળવણીના પ્રવાહો બરાબર વહેતા થયાનું કહી શકાય. કેળવણીને લીધે આપણાં બૌદ્ધિક, ઉદારમતવાદી, નૈતિક અને પ્રજાજીવનનાં મૂલ્યો ઉત્તરોત્તર બને તો જ કેળવણી કામની અને સાચી કહેવાય.

આજે સમાજ અને રાજ્ય જાણે એકમેકના પર્યાય શબ્દો બની ગયા છે. અલબત્ત, સમાજનું ક્ષેત્ર રાજ્ય કરતાં વ્યાપક છે; સમાજનાં મૂળ રાજ્ય કરતાં ઊંડાં છે; સમાજની રચના રાજ્ય કરતાં વધુ સહજ ને સ્વાભાવિક છે. છતાં, અનેક સામાજિક કર્તવ્યો આજે રાજ્ય પોતે પાર પાડે છે, અગર તો રાજ્યની હૂંફ, દેખરેખ, સંમતિ વગેરે આવાં કામો ચાલે છે. સમાજ અને રાજ્યના સમીકરણનો હું સખત અને સ્પષ્ટ વિરોધી છું. હાલની પરિસ્થિતિમાં તો સમાજનાં અનેક કામો રાજ્યની ઇચ્છા કે સંમતિની કક્ષા બહાર, ચાલુ રહેવાં જોઈએ એવી હિમાયત હું આગ્રહપૂર્વક કરીશ. પરંતુ, રાજ્યનો યે જ્યારે ક્રમે ક્રમે વિકાસ થતો રહ્યો છે; અને આજે હવે કલ્યાણરાજ્યનો જયઘોષ જ્યાં ત્યાં થઈ રહ્યો છે ત્યારે રાજ્યના કાર્યક્ષેત્ર તરફ બેધ્યાન રહીને નહિ પાલવે. ઊલટું, કલ્યાણરાજ્યના વધતા કાર્યક્ષેત્ર વિષે આપણે વિશેષ કાળજી રાખવી જોઈએ.

કલ્યાણરાજ્યનો કાર્યક્રમ નક્કી કરવાની જવાબદારી આપણા પૈકી દરેકની છે. એ પ્રમાણે અમલ કરનારા કાર્યકરો પણ આપણે જ છીએ. એમાં કેળવણીની ખૂબ જ જરૂર છે. કેળવણીને સાધન અને સાધ્ય બન્ને ગણીને આપણે કલ્યાણરાજ્યનો માર્ગ કાપવાનો છે. એ માર્ગ કાંટાળો છે તે સાથે જ ગુલાબથી સભર છે. કાંટા કાઢવાની અક્કલ હોવી જોઈએ અને ગુલાબની ખુશબો માણવાની આવડત હોવી જોઈએ. પ્રજા કેળવાયેલી હશે તો આવી સૂઝ એને આવશે, અને વળી પ્રજાજીવનમાં ક્રાંતિ સુલભ તથા સરળ બનશે. કલ્યાણરાજ્યના પાયામાં કેળવણી છે અને એના કળશના ચમકારામાં પણ કેળવણી છે.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

# રોજનીશીમાંથી - ૪૨

ગણેશ વાસુદેવ માવળંકર



**તા. ૨૬ જુલાઈ ૧૯૪૮, સોમવાર**

સવારે ૮–૪૫ના અરસામાં દાદર સ્ટેશન પર આવ્યો. ગાડી આશરે સવા કલાક મોડી આવી. મુકામ શ્રી દાદામામા ગુર્જરને ત્યાં. શ્રી બાબુરાવ મહેતા, પંડિત આદિ લોકોના ફોન સર ચિનુભાઈની બાબતમાં આવ્યા. શ્રી ભાઉ અને નાના ધર્માધિકારી બન્ને ભાઈઓ મારી રોજનીશીના પ્રકાશનની બાબતમાં મળવા આવ્યા હતા. શ્રી ભાઉએ હસ્તપ્રત તૈયાર કરી છે. મેં ચૂંટેલા ઉતારાઓ જ એમણે લીધા છે પણ એમાં કેટલેક ઠેકાણે એમણે ઉમેરો કર્યો છે. પ્રકાશનની સર્વસામાન્ય રૂપરેખા મેં એમને કહી. એકંદરે આશરે ૫–૬ ખંડ થશે. વાચકોને ગ્રંથ ગમશે એમ એમનું કહેવું છે. ઠીક.

પૂનાથી શ્રી ભટ્ટસાહેબ આજે આવવાના હોવાથી જમવામાં મોડું થયું. એમની સાથે ભોજન અને વાતોચીતો. ત્યાર પછી તરત નીકળ્યો. બસમાં ગયો એટલે મોડું તો થવાનું જ હતું અને એ મુજબ ૧–૦ ને બદલે ૧–૩૦ વાગ્યે કાઉન્સિલ હૉલમાં પહોંચ્યો.

મોડેથી બપોરે ૪–૩૦ સુધી કમિટીનું કામ ચાલ્યું. આજે બે જ જુબાનીઓ હતી. વચ્ચે ચા-પાણી થયા.

પછી સર ચિનુભાઈના કામ અંગે શ્રી બાબુરાવ મહેતા અને ભટ્ટજી મળ્યા...શ્રી ધુરંધર, બાપુસાહેબ સરદેસાઈ વગેરે લોકો આવ્યા હતા. ચિ. બાપુ આવ્યો. ૬–૩૦ થી ૮–૩૦ પ્રોગ્રેસિવ ગ્રૂપની સભામાં ગયો. Green's Hotelમાં સભા હતી. મારી ધારણા કરતાં ઘણા વધારે લોકો હાજર હતા. નવું બંધારણ ઘડાઈ રહ્યું છે એ વિષે મારે બોલવું એમ લોકોની ઇચ્છા હતી. બંધારણ મેં પૂરું વાંચ્યું પણ નથી. એનો અભ્યાસ તો નથી જ કર્યો. કારણ કે મારા અનુભવે – વકીલાત, જાહેરજીવન અને અંગત વ્યવહાર-માંથી મળેલા અનુભવે મને ખાતરી થઈ છે કે સુખ અને પ્રગતિ બંધારણ પર ન અવલંબતાં હોઈ માણસની વૃત્તિ પર આધારિત છે. બંધારણ જોઈએ એમાં શંકા નથી, પણ બંધારણ એટલે માર્ગદર્શક એવા થોડા નિયમો અને મુખ્યત્વે આધાર માણસો પર. તેઓ જો સારા હશે અને સાધ્ય તરફ ધ્યાન આપીને કામ કરનારા હશે તો બંધારણ તરફ નજર કરવાની પણ જરૂર નથી. ઇંગ્લિશ હાઉસ ઑફ કૉમન્સનું બંધારણ ક્યાં છે? વેપાર શું ભાગીદારીના દસ્તાવેજના શ્રેષ્ઠપણા પર ચાલે છે? જો ભાગીદારો પ્રામાણિક અને વેપારી-માહિતી ધરાવનારા હોય તો વેપાર ઉત્તમ ચાલશે; નહિતર તે કેવી રીતે ચાલશે? કાયદો એક જ હોવા છતાં કેટલાંક યુગલો સુખી અને કેટલાંક દુઃખી એવું કેમ બને છે? આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે સાચો આધાર મનુષ્યોની વૃત્તિ પર જ છે. તેથી જગતમાં જો શાંતિ પ્રસ્થાપિત કરવી હોય, માનવી-પ્રગતિ કરવી હોય તો માણસોની ભક્ષકવૃત્તિ, શોષણ-વૃત્તિ બદલવી જોઈએ. માનવતાના પાયા ઉપર બધો વ્યવહાર થવો જોઈએ અને પરસ્પરના સંબંધો રચાવા જોઈએ. એનો અર્થ એ કે માણસનો દૃષ્ટિકોણ બદલવો એ પહેલું રચનાત્મક કામ છે, અને એને માટે શિક્ષણ અને કેળવણી તરફ સહુ પ્રથમ ધ્યાન આપવું જોઈએ. આ પ્રમાણે મારા મુખ્ય મુદ્દાઓ હતા. પછી આશરે અડધો કલાક પ્રશ્નોત્તરી થઈ. એ ખૂબ મનરંજન કરનારી નીવડી. "સિનેમાગૃહમાં બીડી પીવા દેતા નથી તેને કારણે અમારા નાગરિક-સ્વાતંત્ર્ય પર (Civil Liberties) તરાપ નથી પડતી વારુ?" –"કૉંગ્રેસી સરકારો પોલીસનો ને ગોળીબારનો ઉપયોગ કરે છે તે ઉપરથી એમની નૈતિક ભૂમિકા નષ્ટ થઈ ચૂકી છે એવું અનુમાન ન કરી શકાય વારુ?" – "કૉંગ્રેસમાં અંધાધૂંધી પ્રવર્તી રહી હોય એમ નથી જણાતું?" વગેરે પ્રશ્નો હતા.

ત્યાંથી શ્રી બાળાસાહેબ ખેરને મળવા ગયો. તેઓ આવતી કાલે સવારે મ્હૈસૂર જાય છે. એટલે બીજો વખત જ નહોતો. એન્જિનિયરિંગ કૉલેજ, ટિળક વિદ્યાપીઠ, ગુજરાત યુનિવર્સિટી કમિટી વગેરે વિષયો ઉપર વાતચીત થઈ. શ્રી શંકરરાવ દેવ પણ ત્યાં મળ્યા. એમને શ્રી ડહાણુકરને ઘેર ઉતારીને પછી હું આગળ દાદર ગયો. ભોજન વગેરે આટોપીને વાતોચીતો અને પરચૂરણ વાચન.

### તા. ૨૭ જુલાઈ ૧૯૪૮, મંગળવાર

આજે સવારે અનેક ટેલિફોન કર્યા: (૧) શ્રી મોરારજી દેસાઈને......ની બાબતમાં અને Acquisition Officerની બાબતમાં. પછી એમણે જ અમદાવાદ મ્યુનિસિપલ ચૂંટણીમાં શ્રી ઠાકોરભાઈ સફળ થયાની અને કૉંગ્રેસ ઉમેદવાર હારી ગયાની વાત કાઢી. "આ તો મને dangerous લાગે છે" એમ તેઓ બોલ્યા. અને તે સાચું પણ છે. મેં એમને કહ્યું કે આ વાત ફોન પરના સંભાષણથી પતે એવી નથી. રૂબરૂ મુલાકાતમાં જ આપણે વાતચીત કરી શકીએ. પણ મેં કહ્યું કે આપણે આપણા લોકોની નિષ્ઠાઓની ભારે ખેંચતાણ કરી રહ્યા છીએ (straining loyalties beyond endurance) એનું આ પરિણામ છે એમ મને લાગે છે. પોતાના અંતરાત્માનો અવાજ છોડી દઈને શિસ્તને નામે માણસ ક્યાં સુધી જાય? એમ મેં જણાવ્યું. (૨) શ્રી દિનકરરાવ દેસાઈને ફોન કર્યો. એન્જિનિયરિંગ કૉલેજ માટે લોખંડ જોઈએ તે બાબતમાં, એમણે ખૂબ જ સહાનુભૂતિથી જવાબ આપ્યો અને શક્ય તે બધું કરવાનું વચન આપ્યું. ડૉ. ચંદુલાલ દેસાઈ ત્યાં હતા એમની સાથે પણ વાત થઈ. ગુજરાત વિદ્યાસભા અને બીજાં કામો વિષે એમણે સંતોષ વ્યક્ત કર્યો. (૩) શ્રી શંકરરાવ દેવને ફોન કર્યો. (૪) સ્વામી શ્રી વિદ્યાનંદજીને પણ ફોન કર્યો હતો. ગીતાપ્રચાર અંગે ગુજરાત વિશ્વવિદ્યાલયને કશુંક દાન આપવું એવી એમની ઇચ્છા છે. આ સંબંધે, વિશ્વવિદ્યાલય અસ્તિત્વમાં આવ્યા પછી વિચાર કરી શકાશે એમ મેં કહ્યું. ગીતાનો પ્રચાર કરવાનો છે એ રીતે આ કરવું શક્ય નથી પણ સંસ્કૃત વિદ્યાના અને ગીતા-તત્ત્વજ્ઞાનના અભ્યાસ તરીકે આ કામ કરી શકાશે એવું મેં કહ્યું. શ્રી કૃષ્ણાષ્ટમીને દિવસે ગીતાપ્રવચન માટે મારે ખાસ એક દિવસ દિલ્હીથી મુંબઈ આવી જવું એવો એમનો આગ્રહ. પણ આ કેવી રીતે બને? વખત અને પૈસાનો કશો વિચાર ન કરવો જોઈએ વારુ? વળી, મને તે એવું શું ગાઢ જ્ઞાન છે કે હું એક કલાક આવીને કશુંક નવું કહી શકવાનો હતો?

સવારે ઘણા બધા લોકો મળવા આવી ગયા. શ્રી પુસાળકર-બંધુ, શ્રી કે. બી. જોષી (પંપના વેપારી) વગેરે. થોડું પરચૂરણ કામ પણ કર્યું.

૧૧-૩૦ થી ૫-૩૦ વિશ્વવિદ્યાલય કમિટીનું કામ કાઉન્સિલ હૉલમાં. ત્યાં પછી શ્રી બાબુરાવ મહેતા (સર ચિનુભાઈના કામ માટે), શ્રી બરજોરજી ફરામજી ભરુચા, શ્રી આનંદરાવ પંડિત, શ્રી બાપુસાહેબ સરદેસાઈ વગેરે લોકો જુદા જુદા કામ માટે મળ્યા.

પછી ચિ. બાપુ, સૌ.વતી, ચિ. બાળ તાંબે, માધવરાવ, દાદામામા વગેરે ઘરનાં સહુ સાથે Sitting Pretty નામનો અંગ્રેજી ફિલ્મ જોઈ આવ્યો. ફિલ્મ સારી હતી. નિર્દોષ વિનોદ અને મનુષ્ય-સ્વભાવ વિષેની માર્મિક ટકોર અને ટીકા પણ હતી. ૬-૧૫ થી ૮-૧૫નો સમય આમાં ગયો. અને ત્યાંથી બારોબાર ડૉ. ચોક્સને ઘેર જમવા ગયો. વિશ્વવિદ્યાલય સમિતિના સભાસદોને એમણે નોતર્યા હતા. શ્રી બચુભાઈ શુક્લ પણ ત્યાં મળ્યા. સને ૧૯૩૩નાં જેલનાં સંસ્મરણો વાતચીતમાં નીકળ્યાં હતાં. ૧૧ના અરસામાં દાદરમાં મુકામ પર પાછો આવ્યો.

શ્રી ભાઉ ધર્માધિકારી ત્યાં રાત રહેવા માટે આવ્યા હતા. એમની જોડે રાજનીતી-પ્રકાશન બાબતમાં અને આયુષ્યના પ્રસંગો વિષે વાત કરતાં કરતાં મધરાત ક્યારે થઈ ગઈ તેની ખબર પણ ન પડી. "अविदितगतयामा रात्रिरेव व्यरंसीत्।". ઠીક.

### તા. ૨૮ જુલાઈ ૧૯૪૮, બુધવાર

સવારે ડૉ. બાપુસાહેબ અને તાત્યાસાહેબ તળવલકર આવ્યા હતા. કરાડના શ્રી શિરાળકર પણ આવ્યા હતા. સ્વામી વિદ્યાનંદજી ગીતાપ્રચારની બાબતમાં ખાસ વાત કરવા આવ્યા હતા. આ રીતે જુદા જુદા લોકોના

આવ્યાથી અને એમણે જ સમય લીધાથી શ્રી ધર્માધિકારી સાથે રોજનીશી-પ્રકાશનના કામમાં વાતચીત કરવા માટે અને તૈયાર હસ્તપ્રત જોવા માટે બહુ જ થોડો સમય મળ્યો.

બપોરે ૧૨ થી ૫-૧૫ સુધી યુનિવર્સિટી કમિટીનું કામ. પછી ત્યાં જ શ્રી પંડિત, ભદ્રજી, શ્રી નાડકર્ણી એમ સહુ મળ્યા. શ્રી નાડકર્ણી જોડે નીકળીને રસ્તામાં ડૉ. તળવલકરના નર્સિંગ હોમમાં શ્રી. સૌ. શાંતાબાઈ ઠાકુર (ફળણીકર)ની તબિયતની ખબર કાઢવા જઈ આવ્યો અને ત્યાં જ પછી ડૉ. રંગનાથને મારી તબિયત બતાવી. પેશાબની જગ્યાએ ચામડી જે લાલ થઈ છે અને મને જે irritation છે તે બતાવ્યું. ડાયાબીટીસને કારણે આ છે અને એને માટે હું જે ઉપચાર કરું છું તે બરાબર છે એમ એમણે કહ્યું. ત્યાંથી દાદર મુકામે આવ્યો. શ્રી ધુરંધર ત્યાં મારી રાહ જોતા બેઠા હતા. સ્નાન આટોપીને સૌ.વતી અને હું એમના ખારમાના નિવાસસ્થાને આવ્યાં. ત્યાં જમણ અને ઘણી વાતોચીતો. જૂનાં સંસ્મરણો, કામની વાતો વગેરે આટોપીને પછી શ્રી કનૈયાભાઈ માલપૂરકર (ખાદી કાર્યકર્તા)ની સાથે વિલેપારલેમાના ખાદી સપ્તાહના કાર્યક્રમ માટે ગયાં. રચનાત્મક કાર્યક્રમ એ સ્વરાજ્યનો પાયો છે, પ્રાણ છે એવો મારો મુદ્દો હતો. ખાદી ગ્રામોદ્યોગ, અસ્પૃશ્યતા-નિવારણ એટલે કેવળ કર્મકાંડ નહિ પણ જ્ઞાનયુક્ત કર્મ છે. એની પાછળ માનવતાની ભૂમિકા, દૃષ્ટિ અને વૃત્તિ છે, આવો મુદ્દો હતો. મને લાગે છે કે મારું આ ભાષણ સારુ થયું. સહુને ગમ્યું.

રાત્રે ૧૧ વાગ્યે પાછા આવીને શ્રી ધર્માધિકારી સાથે ડાયરી-પ્રકાશનનું કામ અને એમાંના તથા આનુષંગિક મુદ્દાઓની ચર્ચા, વગેરે આશરે રાતના બાર વાગ્યા સુધી.

## તા. ૨૯ જુલાઈ ૧૯૪૮, ગુરુવાર

સવારે શ્રી ભદ્રજીનો ફોન આવ્યો કે સર ચિનુભાઈ પોતાને ઘેર પાછા આવ્યા. અમદાવાદથી આ જ મતલબનો શ્રી બાબુરાવનો ફોન આવ્યો હતો......ઠીક.

શ્રી નાનાસાહેબ તળવલકર અને ચિ. ડૉ. અરવિંદ તળવલકર મળ્યા. એમના નર્સિંગ હોમની ભાગીદારી બાપુસાહેબના ત્રણ પુત્રો (મકરંદ, રંગનાથ અને બાબા) અને અરવિંદ એમ ચાર જણની છે તે વિષે હકીકત જણાવીને સલાહ પૂછવા માટે આવ્યા હતા. દરેકનો સરખો ભાગ રાખ્યો હતો, પણ કમાણીના આંકડા જોતાં અરવિંદની કમાણીના બાર આના અને બાકી બીજાઓના. વળી, મકરંદ પોતાને સાસરે રહે છે, હોમમાં એનું ધ્યાન ઓછું, એટલે સરખા ભાગ હવે ન રાખતાં ફરી દરેકના ભાગ વિષે વિચાર થવો ઘટે એમ અરવિંદનું કહેવાનું હતું. મકરંદનો ભાગ ગયા વર્ષે જ. બે આની જેટલો કર્યો હતો. એ ઠીક હતું, પણ એટલાથી પ્રશ્ન પતતો નહોતો. બીજી ઝીણી ઝીણી ઘણી બાબતો હતી. આ પ્રકરણ અંગેનું શ્રી બાપુસાહેબ અને શ્રી તાત્યાસાહેબ એમ બંનેનુ વલણ મને ન્યાયવાળું લાગ્યું નહિ, અને માણસ છેવટે પૈસા તરફ જ કેવી રીતે જુએ છે, નાનકડા સ્વાર્થ ખાતર મોટા સ્વાર્થ કેવી રીતે ગુમાવી બેસે છે એનું જ આ ચિત્ર જણાયું. મને દુઃખ થયું, પણ શો ઉપાય? ભાગીદારી હવે ચલાવવી શક્ય નથી. એટલે અરવિંદે બહાર નીકળવું એ જ સારું અને પાછલા હિસાબના પૈસા તરફ જોવું નહિ, જેટલું આપશે તેટલું લેવું એવી સલાહ મેં આપી. બહાર પડવામાં અરવિંદને ઘણી મુશ્કેલીઓ છે. મુખ્ય અડચણ તો જગ્યાની. એનો લાભ બીજા ભાગીદારો લઈ રહ્યા છે અને લેશે. પણ એનો ઉપાય નથી. પૈસાને કારણે ભાઈ ભાઈ વચ્ચેના પ્રેમાળ સંબંધો તૂટે એ કેટલી દુઃખદ વાત છે! ઠીક.

ધર્માધિકારી સાથે રોજનીશી-પ્રકાશન સંબંધેનું કામ આશરે એક કલાક થયું. 'મૌજ'ના શ્રી ભાગવત બંધુ, શ્રી સહસ્રબુદ્ધે વગેરે લોકો મળવા આવ્યા હતા.

ભોજનોત્તર ૧૧-૩૦ થી ૪-૪૫ સુધીનો વખત ગુજરાત યુનિવર્સિટીના કામ માટે. રિપોર્ટના મુદ્દાઓની આજે ચર્ચા કરી. ચર્ચા બહુ લાંબી ચાલી અને બે જ મુદ્દાઓ પૂરા થયા.

પછી સર ચિનુભાઈના કામની બાબતમાં શ્રી ત્રિકમલાલ દ્વારકાદાસ અને ભદ્રજી મળ્યા. હવે પછીના કામની દિશા મેં જણાવી. શ્રી લાડ I. C. S. મળ્યા. ત્યાંથી નર્સિંગ હોમમાં (તળવલકરના) જઈને, શેઠ કસ્તુરભાઈના બંગલા પર જઈ, ચિ. બાગનાં કપડાં વગેરે લઈને

૬-૩૦ના અરસામાં દાદર પર પાછો આવ્યો. શ્રી લલ્લુભાઈ શેઠ (નિવૃત્ત ફર્સ્ટ ક્લાસ સબ જજ) મળવા આવ્યા હતા. જમણ તથા સામાન બાંધવાનો વગેરે આટોપીને સેન્ટ્રલ સ્ટેશન પર અમે આવ્યાં. ત્યાં ડૉ. અરવિંદ અને નાનાસાહેબ તળવલકર, શ્રી મણિભાઈ ઝવેરી, અનુપમ ન્હાનાલાલ કવિ, શ્રી મીમનજી વગેરે લોકો મળ્યા. ગુજરાત મેઇલમાં અમદાવાદ જવા માટે સૌ.વતી, ચિ. બાળ અને હું નીકળ્યાં. દાદર સ્ટેશન પર શ્રી કનૈયાભાઈ અને અણ્ણાસાહેબ સહસ્રબુદ્ધે મળ્યા.

### તા. ૩૦ જુલાઇ ૧૯૪૮, શુક્રવાર

સવારે અમદાવાદ આવ્યાં. ગાડી વખતસર હતી. મુકામ પર આવીને ટપાલ વગેરે. શ્રી બાબુરાવ મહેતા સર ચિનુભાઈના કામ અંગે આવ્યા હતા. ડૉ. ફોજદારને બોલાવીને પેશાબની જગ્યાએ મને જે દુખાવો શરૂ થયો છે એની એમણે તપાસ કરી. જોઈને સૂચનાઓ કરી. ડાયાબીટીસ હોવાથી ચિંતા, એટલે કાળજીપૂર્વક ઉપચાર કરવાનું આવશ્યક છે. એમણે મારું blood-pressure પણ તપાસ્યું. ૧૪૦×૮૦ હતું એટલે મારી ઉમર, ડાયાબીટીસ, કામ વગેરે બધું જોતાં ઉત્તમ છે, આ ઉપરથી મારું મનસ્વાસ્થ્ય પણ સારું છે, આટલાં બધાં કષ્ટદાયક કામો અને માનસિક શ્રમ કરવા છતાં પણ blood-pressure ઉત્તમ રહે એ હકીકત ખરેખર અભિનંદનીય છે એમ ડૉક્ટરે કહ્યું. પછી નિત્યવિધિ. ઇન્જેક્શન વગેરે આટોપીને ટપાલ લખાવી. લગ્નના અને ઘરના બીજા હિસાબો વગેરે તપાસ્યા.

ભોજન બાદ ભદ્રમાં નવસારી આશ્રમના જમીન-વેચાણ સંબંધમાં મુખત્યારનામા પર (Power of Atorney) સહી કરવા માટે ફર્સ્ટ ક્લાસ મૅજિસ્ટ્રેટ શ્રી મોદીને ત્યાં જઈ આવ્યો અને પછી ગુજરાત વિદ્યાસભાના અધ્યાપક ભાઈઓને મળીને એમના પગારવધારાની બાબતમાં મારું ધોરણ શું છે તે કહ્યું. હું સંસ્થાનો પ્રમુખ (ચૂંટાએલો) અને તેઓ વેતન લેનાર સેવકો, એનો અર્થ એવો નહિ કે એમના અને મારા સંબંધો માલિક અને નોકર (master and servant) એવા છે. તેઓ અને હું સાથીદારો (collegues) છીએ. સંસ્થા જેટલી મારી એટલી જ બલકે થોડી વધારે જ એમની. સહુનું સહિયારું એવું આ કામ છે, એટલે બધી દૃષ્ટિથી વિચાર કરીને દરેકને જેટલું આવશ્યક એટલું એણે લેવું. કુટુંબ-પોષણ, બાળકોનું ભણતર એ વિષે ચિંતાયુક્ત રહીને શરીરની ને જીવની ખેંચતાણ અને કામ પ્રત્યે દ્વિધાવસ્થા એવું થવા દેવું નહિ. સંસ્થા પાસે પૈસા છે, માણસો નથી તો શો ઉપયોગ? આ ભાઈઓએ આ જ ભાવનાથી પોતપોતાની જરૂરિયાતો જણાવીને પગારવધારો ઠરાવ્યો એ બહુ સંતોષની વાત લાગી.

બંગલા પર આવીને ૨ થી ૩ આરામ. પછી શ્રી મજમુદાર એજ્યુકેશન સોસાયટીના અને એન્જિનિયરિંગ કૉલેજના કામ માટે આવ્યા. તેઓ અને હું સાથે જ પછી ૩-૧૫ના અરસામાં કૉમર્સ કૉલેજમાં ગયા. ત્યાંના વિદ્યાર્થી મંડળના ઉપક્રમે આ વર્ષનું મંગલ પ્રવચન કરવા માટે હું ગયો હતો. યુનિવર્સિટી શિક્ષણ એવો મારો વિષય હતો. વિદ્યાનો હેતુ અને વિશ્વવિદ્યાલયમાં આવનાર વિદ્યાર્થીઓ પાસેથી શી અપેક્ષાઓ છે એ વિષય હતો. સત્ય અને સેવા એ ધર્મ છે, હિંદુસ્તાનની અને જગતની પરિસ્થિતિમાં માનવતા-ધર્મનું આચરણ કરનારાઓની જરૂર છે. આ મારો મુખ્ય મુદ્દો હતો.

ત્યાંથી ઘેર આવીને ચા આટોપીને સૌ.વતી અને હું ઇમ્પીરિયલ બૅંકના એજન્ટ મિ. હિન્ચક્લિફને ઘેર ચા માટે ગયાં. એમણે બીજાં ત્રણ અંગ્રેજ દંપતીને નિમંત્ર્યાં હતાં. આમતેમ વાતોચીતો અને કેટલાંક જૂનાં સંસ્મરણો નીકળ્યાં. ત્યાંથી સૌ. તનુમતીને ઘેર ગયાં, ત્યાં બધાં ભેગાં મળ્યાં હતાં. બાબુરાવ પણ હતા....

ત્યાંથી ભદ્ર. વ્યાયામશાળામાં આજે છમાસિક પ્રાર્થના હતી તે માટે ગયો હતો. મુખ્ય મહેમાન તરીકે શ્રી રાવજીભાઈ મણિભાઈ હતા. એમનું ભાષણ ઉત્તમ થયું. ફીનિક્સ આશ્રમમાં (દક્ષિણ આફ્રિકામાં) હતા ત્યારે "વૈષ્ણવ જન તો તેને કહીએ" એ ગીત ગાતા હતા. એક દિવસે એક પારસી, મુસલમાન, ખ્રિસ્તી ભાઈઓએ સૂચનાઓ કરી કે 'વૈષ્ણવ જન' કહેવાને બદલે 'જરથોસ્તી જન' અગર 'મુસ્લિમ જન' અગર 'ખ્રિસ્તી જન' એમ કહીએ તો! આ બધા પ્રસંગો ખૂબ જ પ્રેમાળ અને ચટકદાર હતા અને શ્રી રાવજીભાઈએ તે વર્ણવ્યા. પછી હું થોડો વખત બોલ્યો. સત્યાચરણ અને જે વાત ગળે ઊતરી એનું આચરણ આ બે મુખ્ય બાબતો મહાત્માજીના જીવનમાં

હતી અને એ પ્રમાણે અનુકરણ કરવું એટલે મહાત્માજીને સ્મરણાંજલિ આપવા બરાબર છે એમ મારો મુદ્દો હતો.

ભદ્રમાં વિષ્ણુપંત ખાંડેકર મળ્યા. દીવાન બહાદુરના વસિયતનામા પ્રમાણે એમને મળવાનો હિસ્સો મેળવવા માટે તેઓ નાલાયક છે એટલે એ ભાગ શ્રી ભૈયાસાહેબને આપવાનો. વસિયતનામા મુજબ જ આ છે, પણ એમનું (વિષ્ણુપંતનું) કહેવું એમ કે, "હું ભલે નાલાયક હોઉં, વ્યસનમાં પૈસા ઉડાવતો હોઉં તો પણ ભૈયા પાસે પણ પૈસો ક્યાં રહે છે? બીજા લોકો એને ફસાવીને પૈસા પડાવે છે ને? તો પછી મને એ પૈસો શા માટે ન આપવો?" સ્વાર્થ ખાતર માણસ પોતાની ભૂમિકા કેવી સજાવટથી રજૂ કરી શકે છે તેનું આ ઉત્તમ ઉદાહરણ છે. મારો જવાબ ટૂંકમાં એવો હતો કે દીવાન બહાદુરના વસિયતનામા પ્રમાણે મારે તો અમલ કરવો રહ્યો.

બંગલા પર પાછા આવતાં દી. બ. હરિલાલ દેસાઈને ત્યાં જઈ આવ્યો. કેટલાય મહિનાઓથી ત્યાં જઈ શકાયું નહોતું. એમની પત્નીની માતાના અવસાનને કારણે પણ મળી આવવાની ફરજ હતી.

કૉમર્સ કૉલેજના પ્રોફેસર પટવર્ધન વિલાયત જતા હોવાથી મળવા આવ્યા હતા પણ વખત ન હોવાને કારણે એમને આવતી કાલે રાત્રે ભોજન માટે જ બોલાવ્યા છે. ચિ. બાળ સાથે હંમેશની ચર્ચા થોડી થઈ...... सर्वे भद्राणि पश्यन्तु એ પ્રાર્થનામાં કેટલું તથ્ય છે!

ભોજનોત્તર શ્રી બાબુરાવ અને ઇન્દ્રવદન ઠાકોર આવ્યા હતા. 'પ્રતાપ' (સુરત) અને 'ગુજરાત સમાચાર' અંગે ઇન્દ્રવદને વાત કરી. પછી ગુજરાત વિશ્વવિદ્યાલયની મુંબઈની બેઠકના Proceedings સુધાર્યાં. અને પછી ગુજરાત વિશ્વવિદ્યાલય સંબંધે ગુજરાત વિદ્યાસભાના અધ્યાપક મંડળ સમક્ષ હું બોલ્યો હતો એનો સારાંશ શ્રી યશવંત શુક્લે આપ્યો હતો તે પ્રસિદ્ધ કરવાની દૃષ્ટિથી સુધારવાનું કામ થોડું કર્યું.

### તા. ૩૧ જુલાઈ ૧૯૪૮, શનિવાર

પરોઢીએ ઊઠીને, ગઈ કાલે રાત્રે અધૂરો સુધારેલો ગુજરાત વિશ્વવિદ્યાલય વિષેનો લેખ પૂરો સુધાર્યો. વિશ્વવિદ્યાલય પ્રોસીડિંગ્સ પણ બાકી રહેલા તે સુધાર્યાં. ત્યાર પછી શ્રી રસિકભાઈ પરીખ સાથે થોડો વખત સામાન્ય વાતચીત અને ખાસ તો એમના વેતનમાં પણ માસિક ૭૫ થી ૧૦૦ સુધીનો વધારો થવો જોઈએ એ વિષે એમને મેં કહ્યું. એમણે ખૂબ આનાકાની કરી પણ પછી કબૂલ થયા. શ્રી બાબુરાવ મહેતા સાથે ગુજરાત વિદ્યાસભા, સર ચિનુભાઈ વગેરે બાબતો વિષે ચર્ચા. ગુજરાત વિદ્યાસભા માટે પડોશની જે ઈમારત લેવાની છે એને સંબંધે ભાડાની અગર વ્યાજની અગર મુદ્દલની રકમ ઓછી કરવાને વાસ્તે સરકારને અરજી કરવાની છે, એના મુદ્દાઓ મેં બાબુરાવને કહ્યા અને મુસદ્દો તૈયાર કરી આપવાની વિનંતી કરી. પછી શેઠ કસ્તુરભાઈ ઉપર પી. એમ. હઠીસિંગની બાબતમાં જે નોટિસ (અરુણ મિલ) આવી છે એના જવાબનો મુસદ્દો લખાવ્યો અને થોડા વખત પછી હઠીસિંગ ભાઈઓ (નરોત્તમ અને સુરોત્તમ) આવ્યા હતા એમની સાથે એ વિષે ચર્ચા કરી. કેટલાક કાગળો લખાવ્યા. ઘણાં બધા પરચૂરણ કામો કર્યાં. સોમનાથ ભૂદરદાસ ટ્રસ્ટના પૈસા પ્રેફરન્સ શેર્સમા રોકવા કે કેમ એ વિષે વિચાર કરવા સારુ શેઠ અંબાલાલ હિંમતલાલ અને શ્રી બદ્રીનારાયણ આવ્યા હતા. જાહેર ધર્માદા અગર ટ્રસ્ટના પૈસા વધારે આવકના લોભમાં કંપનીઓના શેર્સમાં રોકવા એ ભૂલભર્યું, ખતરાવાળું છે એવો મારો સ્પષ્ટ અનુભવ મેં કહ્યો. કેટલાંક વર્ષો પહેલાં મને પણ એમ જ લાગતું હતું (કે કંપનીના શેર્સમાં આવાં નાણાં રોકવા), પણ અનુભવથી મેં જોયું કે એમાં જોખમ છે. પછી શ્રી ઇન્દ્રવદન આવ્યા હતા. અમારે ત્યાં 'ગુજરાત સમાચાર'માં કામ કરી રહેલા શ્રી કપિલરાયને શ્રી ડાહ્યાભાઈ પટેલ મુંબાઈમાં એમના અખબાર માટે બોલાવે છે એટલે શું કરવું એ સવાલ. શ્રી કપિલરાય પર જ આ સવાલ અમારે છોડવો જોઈએ. વધારે પૈસાની દૃષ્ટિથી એમનું મન જો મુંબાઈ તરફ હોય તો બળજબરીથી એમને અહીં રાખવામાં શું તાત્પર્ય? પણ એમનું વલણ અને આકર્ષણ જો આપણી પ્રત્યે હોય તો તેમણે ડાહ્યાભાઈને શરૂઆતમાં જ સ્પષ્ટ નકાર આપવો એ જ ઉત્તમ, એવો અભિપ્રાય મેં આપ્યો.

જમ્યા બાદ આરામ, પછી શ્રી મજમુદાર અને હઠીસિંગભાઇઓ આવ્યા તેમની જોડે સવારના શેઠ કસ્તુરભાઇના મુસદ્દા પર ચર્ચા કરી. શ્રીમતી વિદ્યાબેનને અનાથાશ્રમની બાબતમાં ફોન કર્યો. મેડિકલ બિલની બાબતમાં ડૉ. જેમિયતરામ મળ્યા.

સાંજે ૬–૦ વાગ્યે લૉ સોસાયટીની સભામાં ગયો. પ્રોફેસર ખારેઘાટને કૉમર્સ કૉલેજમાં કામ કરવાની પરવાનગી આપવી કે નહિ તે સવાલ. મને તો ચોખ્ખું દેખાતું હતું કે પરવાનગી આપવી જોઇએ. જો લૉ કૉલેજના કામને મુશ્કેલી પડતી નથી અને બીજે ઠેકાણે વિદ્યાવિકાસને મદદ થાય છે તો અમારે પરવાનગી શાં સારુ ન આપવી? તો પણ મિત્રો (વિશેષતઃ ........) ખૂબ સંકુચિત મનવાળા. હું હતો એટલે વિરોધ એવો ખાસ કર્યો નહિ પણ વિરોધનો પ્રયત્ન કર્યો. છેવટે પ્રોફેસર ખારેઘાટને કૉમર્સ કૉલેજમાં જવા દેવા એવો ઠરાવ થયો.

ઘેર આવીને શ્રી પળસુલેમામા અને અરવિંદ ફિણેને કાગળો લખાવ્યા અને પછી હું રાયપુરમાં શ્રીમતી ચૂનીલાલ ભટ્ટ તથા શ્રીમતી રાવને મળવા ગયો. બજેટ અધિવેશન વખતે હું દિલ્હીમાં હતો તે વખતે જ શ્રી ભટ્ટ ગુજરી ગયા હતા. ત્યારથી ખરખરા માટે જવાનું બન્યું નહોતું. તે જ રીતે શ્રીમતી રાવને ત્યાં પણ જવાનું ઘણા બધા દિવસથી બન્યું નહોતું. એટલે આવતી કાલે દિલ્હી જવા નીકળું એ પહેલાં આ બન્ને ઘરોએ જવાનું જ એવો નિશ્ચય કરીને જ ગયો હતો. પાછા ફરતાં ભદ્રમાં થોભીને બંગલા પર.

સ્નાન આટોપીને ભોજન. પ્રોફેસર પટવર્ધન જમવા આવ્યા હતા. એમની સાથે વાતો. ગુજરાતમાંના અમારા પ્રવાસને કારણે ગુજરાત યુનિવર્સિટી વિષેનો ઘણોખરો વંટોળ–ગેરસમજ દૂર થયાં, એમ એમની વાત પરથી જાણ્યું.

જમ્યા પછી સુરતના શ્રી કાલિદાસ શેલત અને ઇન્દ્રવદન સાથે 'પ્રતાપ' પત્રની બાબતમાં વાતચીત થઈ. શ્રી કાલિદાસ અને શ્રી કાનજીભાઈ વચ્ચે સ્પષ્ટપણે જડબાતોડ જેવી વાતચીત થઈ અને તેને કારણે કાનજીભાઇના જમાઈ શ્રી સુધીરભાઈ મુનશીને 'પ્રતાપ'ના મૅનેજર તરીકે રાખવાનું શક્ય નથી એવો મુદ્દો હતો. આ બાબત શ્રી કાલિદાસભાઇની સ્વતંત્ર મુખત્યારીની છે. પણ સુધીરને કાઢવા એટલે શ્રી કાનજીભાઇ સાથે યુદ્ધ પોકારવા બરાબર છે. ઠીક.

આ લોકો રાત્રે ૧૧ના અરસામાં ગયા પછી ચિ. બાળ વાત કરવા આવ્યો. આશરે એક કલાક એમાં ગયો. ......ઠીક.

## તા. ૧ ઑગસ્ટ ૧૯૪૮, રવિવાર

પરોઢીએ ઊઠીને સામાન વગેરે બાંધ્યો અને સ્નાન ઇત્યાદિ આટોપીને ૮–૦ના અરસામાં સ્ટેશન પર આવ્યાં. ૮–૨૦ના દિલ્હી મેઈલમાં સૌ.વતી અને હું દિલ્હી જવા ઊપડયાં, એ પહેલાં ઘેર Rev. Wilson મને મળવા આવ્યા હતા. એમને હું ૧૯૦૮ની સાલથી ઓળખું છું. મ્યુનિસિપાલિટીના સભ્ય પણ હતા. તેઓ હવે કાયમી નિવાસસ્થાન માટે વિલાયત પાછા જઈ રહ્યા છે. એટલે એમને આજે મળવામાં વિશેષ આનંદ હતો. જૂનાં સંસ્મરણો પણ ઘણાં નીકળ્યાં.

સ્ટેશન પર અમને વિદાય આપવા સારુ ઘણા બધા મિત્રો આવ્યાં હતા. શ્રી મજમુદાર, ઇન્દ્રવદન ઠાકોર, સુરોત્તમ હઠીસિંગ, ઘરનાં સહુ, ભાઉકાકા જાંભેકર વગેરે.

ઓડના શ્રી શિવાભાઈ આશાભાઈ મહેસાણા સુધી સાથે હતા. ઓડની નિશાળની બાબતમાં થએલા દાવાના કાગળો જોઇને મારો અભિપ્રાય એમને મેં જણાવ્યો. આંબલીઆસણ સ્ટેશન પર શ્રી મણિભાઈ તેલી મળ્યા હતા.

આ વખતે ગાડીમાં સારુ એવું કામ થયું. ઑફિસનું કામ ખૂબ જ હતું તે બધાંનો નિકાલ કર્યો. 'બુદ્ધિપ્રકાશ'નો ચાલુ અંક જોયો એમાં મારાં બે ભાષણોનો સાર છપાયો છે. શ્રી કાકાસાહેબના લેખો એમાં છે. 'Law and Order' પુસ્તકનાં કેટલાંક પાનાં વાંચ્યાં. બન્ને વખતનું જમણ ભોજન-ગાડીમાંનું (Restaurant Car) લીધું.

આ વખતે પ્રવાસનો ત્રાસ જણાયો નહિ. વરસાદને કારણે ધૂળ નહોતી, ગરમી પણ નહોતી અને ચોતરફ લીલુંછમ સુંદર દેખાતું હતું. (ક્રમશઃ)

*

# માર્ક્સ અને માર્ક્સવાદ—સાર્ત્રની દૃષ્ટિએ

મધુસૂદન વિ. બક્ષી

અસ્તિત્વવાદ અને માર્ક્સવાદ એ બંને વિચારધારાઓ પ્રથમ દૃષ્ટિએ પરસ્પર વિરોધી જણાય છે. અસ્તિત્વવાદમાં મનુષ્યનાં અબાધિત સ્વાતંત્ર્યનો સિદ્ધાંત છે અને વૈયક્તિક ચેતનાને મુખ્ય તત્ત્વ માનવામાં આવ્યું છે. નિયતિવાદી વિચારણા અને ભૌતિકવાદી તત્ત્વજ્ઞાન માર્ક્સવાદનાં લક્ષણો ગણીએ તો અસ્તિત્વવાદ માર્ક્સવાદથી તદ્દન ભિન્ન જણાય છે.

૧૯૩૮ થી ૧૯૪૯ સુધી સાર્ત્ર તદ્દન સ્વતંત્ર ચિંતક તરીકે લખતા. તમામ પ્રકારના સામ્રાજ્યવાદ, ફાસીવાદ અને સંસ્થાનવાદનો તેઓ વિરોધ કરતા. તે સમયે સાર્ત્રનુ સામ્યવાદી વિરોધી વલણ એવું ઉગ્ર હતું કે સામ્યવાદી પત્રો તેને 'Lackey of Imperialism' તરીકે વર્ણવતા હતા. ૧૯૫૦માં, સાર્ત્ર પોતાના સાથીઓ આલ્બર્ટ કામૂ અને ડેવીડ રોસર્ટ સાથે પોતાના રશિયા તરફી વલણ માટે વિવાદમા ઊતર્યા હતા તેમ જણાય છે. સાર્ત્રનો લેખ 'The Communist and Peace' ૧૯૫૨માં પ્રગટ થયો. ૧૯૫૪મા સાર્ત્ર રશિયાને પ્રવાસે ગયા. સાર્ત્ર એમ માનવા પ્રેરાયા કે ગરીબો માટે વાણી-સ્વાતંત્ર્ય કરતાં ભૌતિક પરિસ્થિતિની સુધારણા વધુ આવશ્યક છે. માર્ક્સવાદનો ક્રાંતિનો વિચાર સાર્ત્ર ચેતના અને સ્વાતંત્ર્યના વિચાર સાથે સંકલિત કરવા માગતા હતા, પરંતુ તેમનો ભૌતિકવાદ સ્વીકારવા તેઓ તૈયાર નહોતા. એટલે, ૧૯૬૦મા સાર્ત્ર Neo-Marxism સ્થાપવા તૈયાર થયા. શિવનારાયણ રે[1] સાર્ત્રના સામ્યવાદ તરફી વલણનું પૃથક્કરણ કરતાં એવી અટકળ કરે છે કે સાર્ત્રને સ્વાતંત્ર્યના સિદ્ધાંતમાંથી ઉત્પન્ન થએલી જે હતાશા છે (કારણ કે તે સિદ્ધાંતમાં તાત્ત્વિક વિરોધાભાસ છે) તેને લીધે સાર્ત્ર સામ્યવાદ તરફ આકર્ષાયા. સાર્ત્ર નિરીશ્વરવાદી છે એટલે પરમતત્ત્વ (Absolute)ની ધારણા કરવાથી જે આશ્વાસન મળે તે તેમને પોતાના અસ્તિત્વવાદમાંથી પ્રાપ્ત થયું નહિ એટલે, સામ્યવાદી વિચારસરણી તરફ તેમનું ધ્યાન ગયું. જો કે શિવનારાયણ રેના મત મુજબ, જે બુદ્ધિવાદીઓ ક્રાંતિના શોખ ખાતર સામ્યવાદમાં જોડાય છે તેઓ બહુ થોડો સમય તે પક્ષમાં રહે છે અને પોતાનું સ્વાતંત્ર્ય રૂંધાતું જણાય ત્યારે પાછા ફરે છે. ૧૯૫૬ના સામ્યવાદી જગતમાં બનેલા બનાવોને લીધે અથવા કોઈ બીજા કારણે સાર્ત્રના વલણમાં ફરી પાછુ પરિવર્તન આવ્યું.

ફ્રેન્ક કેપ્લર સાર્ત્રના અસ્તિત્વવાદ ઉપરના નિબંધ[2]માં લખે છે, 'As a political theorist Sartre has been naive and inconsistent.' કેપ્લરના મત મુજબ, સાર્ત્રના અસ્તિત્વવાદમાં માર્ક્સવાદનું વલણ એટલા માટે દેખાયું છે. સાર્ત્ર કાર્યની ભૂમિકાને વધુ મહત્ત્વ આપે છે. એટલે માણસની વાસ્તવિકતા ક્રાંતિદ્વારા વ્યક્ત થાય તે વિચાર તેમણે અપનાવ્યો છે.

પ્રોફેસર રેમન્ડ એરનના મત મુજબ સાર્ત્ર માર્ક્સવાદ તરફ આકર્ષાયા છતાં પણ તેમણે પોતાનું વિચારસ્વાતંત્ર્ય ગુમાવ્યું નથી. હંગેરીની ક્રાંતિ અંગે તેમણે રશિયાના વલણ પ્રત્યે નારાજી વ્યક્ત કરી હતી.

રેમન્ડ એરન સાર્ત્રના માર્ક્સવાદનું મૂલ્યાંકન કરતાં જણાવે છે કે, સાર્ત્રનો હેતુ માર્ક્સવાદને અસ્તિત્વવાદનાં તત્ત્વજ્ઞાનની ભૂમિકા આપવાનો છે.[3] સાર્ત્ર માર્ક્સવાદમાં અભિપ્રેત ભૌતિકવાદી તત્ત્વજ્ઞાનનો સ્વીકાર કરતા નથી. માનવસંબંધોના સંદર્ભમાં સાર્ત્રની વિચારણા પ્રમાણે સંઘર્ષ અનિવાર્ય છે. અને આ સંઘર્ષનું મૂળ કારણ એક માણસનું સ્વાતંત્ર્ય બીજાને માટે ભયરૂપ નીવડે છે તે હકીકતમાં છે. સાર્ત્ર, ઇતિહાસના આર્થિક નિયતિવાદ કરતાં જુદો વિચાર રજૂ કરે છે. માનવી વચ્ચેના સંઘર્ષનું મૂળ અછત (scarcity)માં છે. હિંસાના અને ક્રાંતિના પાયામાં ઉપભોગના મર્યાદિત સાધનો અને જરૂર કરતાં વધારે માણસોના તેના ઉપરના દાવાને લીધે ઉદ્ભવ થતી પરિસ્થિતિ જવાબદાર છે. 'Scarcity sets the dialectical history in motion'. સામા-

૧. રેનું પુસ્તક "Explorations" (1956) પાનું ૧૨૬ ૧૨૭

૨. *Life International*, November 1964.

૩. 'Sartre's Marxism' By Raymond Aron —*Encounter*, June 1965

જિક નિયંત્રણોના માળખામાં વ્યક્તિએ પોતાનું સ્વાતંત્ર્ય કુંઠી દેવું પડે છે. સાર્ત્રની દૃષ્ટિએ વર્ગરચના એ શ્રેણી-પ્રકારની છે (serial type). બસ આવવાની રાહ જોઈને 'ક્યૂ'માં ઊભેલા મુસાફરોનું દૃષ્ટાંત આ 'શ્રેણી'નો ખયાલ સમજાવવા માટે આપી શકાય. 'ક્યૂ'માં ઊભેલા દરેકને માટે બીજી વ્યક્તિનું અસ્તિત્વ 'અપ્રગટ શત્રુરૂપ' છે, કારણ કે, વાહનમાં જગાના શક્ય અભાવને લીધે કેટલાકને સહન કરવું પડે તેવી પરિસ્થિતિ ઉદ્ભવે છે. હવે આ 'શ્રેણીરૂપ' જૂથ જ્યારે એક જ 'સમાન હેતુ' માટે કાર્ય કરવા પ્રેરાય ત્યારે જ ખરી ક્રાંતિ થાય છે, કારણ કે, તે સમુદાયના દરેક સભ્યને એકતાનું ભાન થાય છે. માટે ક્રાંતિકારી જૂથમાં વ્યક્તિ પોતાનાં અને અન્યનાં સ્વાતંત્ર્યનું રક્ષણ કરવા જોડાય છે. માર્ક્સના કામદારવર્ગના સરમુખત્યારી તંત્રના (Dictatorship of the proletariat) ખયાલની ટીકા કરતાં સાર્ત્ર લખે છે કે, 'The notion is absurd because it is a compromise between the active group and passive seriality'. સાર્ત્રની દૃષ્ટિએ દ્વંદ્વાત્મક પ્રક્રિયા (dialectic process)માં પહેલાં માણસ સામાજિક સંગઠનનો નિષ્ક્રિય સભ્ય બને છે (seriality) અને પછી ક્રાંતિદ્વારા પોતાનું સ્વાતંત્ર્ય સ્થાપવાનો પ્રયાસ કરે એ અને જ્યારે ક્રાંતિકારી જૂથ સંસ્થાસ્વરૂપ ધારણ કરે છે ત્યારે ફરી પાછી મૂળ નિષ્ક્રિયતા આવે છે. રેમન્ડ એરન સાર્ત્રની દ્વંદ્વાત્મક પ્રક્રિયાની નવી સમજૂતી પ્રત્યે સાશંક નજરે જુએ છે. તેમને મતે સાર્ત્ર માત્ર માનવીની જ વાસ્તવિક સત્તા (reality)ને કેન્દ્રવર્તી ગણે છે અને તેથી એક રસમય પ્રશ્ન ઉદ્ભવે છે. તેમના શબ્દોમાં, 'If authentic reality is made up only of men, how can their individual existences, each of which is unique and irreplaceable, be totalised?'

સાર્ત્રના પુસ્તક ('The Criticism of Dialectical Reasoning', ૧૯૫૭)માં સમકાલીન રાજકીય ક્ષેત્રે માર્ક્સવાદ તેના મૂળ સ્વરૂપમાં જૂનો પડે છે તેવું સાર્ત્રનું મંતવ્ય વ્યક્ત થયું છે. માર્ક્સવાદનું વ્યાવહારિક પાસું સાર્ત્રને સ્વીકાર્ય જણાય છે. પરંતુ, તેની સૈદ્ધાંતિક નબળાઈઓથી સાર્ત્ર ચિંતિત થયા હોય તેમ જણાય છે. માર્ક્સવાદમાં વૈયક્તિક ચેતનાનો ખયાલ કેન્દ્રમાં રાખીને, તેની પુનર્વિચારણા કરવા માટે સાર્ત્ર તત્પર જણાય છે. વ્યક્તિ અને તેની પરિસ્થિતિ, સામાજિક, જૈવીય અને આર્થિક તથા ભૌતિક પરિબળોનો માત્ર પ્રત્યાઘાત છે, તેવું ભૌતિકવાદી અર્થઘટન સ્વીકારવામાં સાર્ત્રને માનવીના વ્યક્તિસ્વાતંત્ર્યનો અસ્તિત્વવાદી સિદ્ધાંત જોખમમાં મુકાતો જણાય છે. સાર્ત્ર દ્વંદ્વાત્મક પ્રક્રિયાને (dialectic) પણ વ્યક્તિના અનુભવની સપાટીએ આકાર લેતી કલ્પે છે. સામાજિક સમૂહોની યથાર્થતા પણ વ્યક્તિની ચેતનામાં પ્રતિબિંબિત થાય છે. ચેતનાની જાગૃતિ જ ક્રાંતિ લાવી શકે. સામાજિક કે ભૌતિક પરિબળોથી નિયત થએલા જીવનમાં પણ અમુક પરિસ્થિતિ અસહ્ય છે, તેમાં પરિવર્તન લાવવા જેવું છે, વગેરે બાબતો અંગે સભાન નિર્ણય લેવા પૂરતું જો ચેતનાનું આધિપત્ય ન હોય, તો ઇતિહાસની જે ગતિ માર્ક્સવાદમાં કલ્પવામાં આવી છે, તે પણ શક્ય ન બને તેવું સાર્ત્ર માને છે. માણસ જ્ઞાતા છે પરંતુ, સાર્ત્ર માને છે કે, માર્ક્સવાદમાં ચેતના કરતાં ભૌતિક પદાર્થને વધુ પ્રાધાન્ય આપ્યું છે. સાર્ત્ર 'Subject'માં માને છે અને માર્ક્સ 'Object'માં માને છે. તેટલા પૂરતો બંનેનો અભિગમ જુદો છે.[૪]

સાર્ત્ર ભૌતિકવાદની સમીક્ષા કરતાં નીચેના પ્રશ્નો રજૂ કરે છે :

(૧) ભૌતિકવાદી સ્વલક્ષીતા (Subjectivity) નિષેધ કરે છે. પરંતુ તેનું પરિણામ તે આવવું જોઈએ, કે સૃષ્ટિમાં જે બધા 'Objects' છે તેમાંનો એક 'Object' તરીકે માનવીનું અસ્તિત્વ છે. પરિણામે ભૌતિકવાદી તત્ત્વજ્ઞાનની સત્યતા પણ સાબિત ન કરી શકાય કારણ કે, તેવું સાબિત કરનાર વ્યક્તિ, એક સચેતન તટસ્થ નિરીક્ષક (Subject) તરીકે વિષયરૂપ સૃષ્ટિ (objective world) થી અલગ હોવો જોઈએ. સૃષ્ટિના ભૌતિક માળખામાં માનવીની ચેતના એક આકસ્મિક અંશમાત્ર જ હોય તો પછી, પરમતત્ત્વનું સ્વરૂપ ભૌતિક છે (Reality is Material) તેવું

૪. 'Sartre'—Edith Kern. પૃ૦ ૧૬૦-૧૭૧

કેવી રીતે જાણી શકાય? આંશિક તત્ત્વ, તેનાથી ભિન્ન સ્વરૂપના સાર્વત્રિક તત્ત્વને કેવી રીતે જાણી શકે? સાર્ત્ર લેનીનનો વિચાર રજૂ કરતાં જણાવે છે કે: લેનીનના મત મુજબ, 'ચિત્તતત્ત્વ માત્ર અંતિમ ભૌતિક તત્ત્વોનો અંશ છે અથવા પ્રતિબિંબ છે.' પરંતુ, સાર્ત્ર લેનીનના આ વિધાનની ટીકા કરતા કહે છે કે, 'મૂળ વસ્તુનું સ્વરૂપ અને તેનું પ્રતિબિંબ એ બંને કેવાં છે તે જાણનારો જ્ઞાતા બંનેથી પર હોવો જોઈએ અને ભૌતિકવાદના સિદ્ધાંત પ્રમાણે એ શક્ય નથી.'[૫]

(૨) વાદ-પ્રતિવાદ-સમન્વય (dialectic)ની ક્રિયા વૈચારિક કક્ષાએ સાર્ત્ર સ્વીકારે છે. પરંતુ, તેમની મુશ્કેલી માર્ક્સના આ પ્રક્રિયાના ભૌતિકવાદી અર્થઘટન બાબતની છે. પદાર્થ કે ભૌતિક દ્રવ્ય બાહ્ય પરિબળોથી ક્રિયા-પ્રતિક્રિયા કરે છે. તેની એકતા માત્ર આભાસરૂપી છે. તેના સંબંધો બહિર્લક્ષી છે. તેમા અન્યોન્ય સહઅસ્તિત્વ છે. મૂળગામી પરિવર્તનો થતાં નથી. શક્તિ-રક્ષણના નિયમ પ્રમાણે, અમુક પ્રકારની શક્તિનું બીજા રૂપમાં રૂપાંતર થાય છે.

આખા ભૌતિક સૃષ્ટિમા ચિત્તતત્ર જેવી કોઈ સજીવ અખંડતા (organic totality) પ્રાપ્ત થતી નથી. પદાર્થવિજ્ઞાન પૃથક્કરણલક્ષી છે કારણ કે, પદાર્થ માત્ર સમૂહ છે, એકમ નથી. સાર્ત્ર એન્જલનો જીવવિજ્ઞાન અને પદાર્થ વિજ્ઞાનનો મત તપાસે છે. પાણીનુ વરાળમાં રૂપાંતર થવાની બાબતમાં, એન્જલના દૃષ્ટાંતનો ઉલ્લેખ કરતાં સાર્ત્ર કહે છે કે, 'આવાં રૂપાંતરો ગુણાત્મક સ્વરૂપ (qualitative form)માંથી પરિમાણાત્મક સ્વરૂપ (quantitative form)માં થતાં નથી.' ભૌતિક-વિજ્ઞાન બધે પરિમાણાત્મક ફેરફારો સાથે જ સંકળાએલું છે. 'ભૌતિક પરિવર્તનોમાં ધ્યેયલક્ષી કે પ્રગતિકારક તત્ત્વો ક્યા ય સંભવે જ નહિ એટલે સમન્વયની પ્રક્રિયા (dialectic) ભૌતિકક્ષેત્રે લાગુ પાડવાનો પ્રયાસ મિથ્યા છે તેમ સાર્ત્ર માને છે. સાર્ત્ર લખે છે: 'Nature, as Hegel profoundly remarked is externality. How are we to find room in this externality, for dialectic?'[૬]

(૩) સાર્ત્ર માર્ક્સવાદની નિયતવાદી (deterministic) વિચારણામાં રહેલી મુશ્કેલીઓનો નિર્દેશ કરે છે. સ્ટેલીનના મતનો ઉલ્લેખ કરતાં તેઓ જણાવે છે, એક બાજુ ભૌતિક અને સામાજિક પરિસ્થિતિના પ્રત્યાઘાતરૂપે નવી વિચારધારાઓ સર્જાય છે, તેવું સ્ટેલીનનું મંતવ્ય છે. કોઈ પણ વિચારધારાના ઉદય માટે તત્કાલીન સામાજિક, ઐતિહાસિક અને ભૌતિક પરિસ્થિતિ જવાબદાર છે. પરંતુ, બીજી બાજુ સ્ટેલીને એવો મત પણ જાહેર કર્યો કે નવાં મૂલ્યો અને ધ્યેયોના સંદર્ભમાં નવી વિચારધારાનો ઉદય થઈ શકે છે. આ રીતે વિચારધારાઓને માત્ર ભૌતિક પરિબળોના પ્રતિબિંબરૂપે જોતાં, સ્ટેલીન બીજી દૃષ્ટિએ વિચારધારાઓને ભવિષ્યની યોજનાઓ અને મૂલ્યો તરફ ગતિ કરતાં પરિબળો તરીકે પણ જુએ. આ બંને પાસાંઓમાં વિસંવાદિતા છે, તેમ સાર્ત્ર માને છે. સાર્ત્ર લખે છે: 'Materialism, in claiming to be dialectical, slides into Idealism.' સાર્ત્ર એવી દલીલ કરે છે કે, જો ભૌતિકવાદ કામદારવર્ગને ઉપકારક જીવનદર્શન હોય તો પછી ક્રાંતિદ્વારા કે અન્ય કોઈ રીતે કામદારવર્ગનું શાસન થાય અને વર્ગવિહીન સમાજરચના થાય ત્યારે, ભૌતિકવાદી વિચારણાની પણ જરૂર રહેતી નથી. તો પછી, ભૌતિકવાદનું સત્ય માત્ર સામાજિક પરિસ્થિતિ ઉપર અવલંબતુ જણાય છે અને પરિણામે મનુષ્ય અને જગત વિષેની સર્વકાલીન વિચારધારા તરીકે તેની ગણના થઈ શકે નહિ. ક્રાંતિ માટે, સામાજિક પરિવર્તન માટે કે અન્ય કોઈ કારણે, ભૌતિકવાદ-સ્વીકાર જરૂરી છે, તેવું માનનારા માર્ક્સવાદીઓ અતાર્કિક છે, તેમ કહી શકાય. ભૌતિકવાદની ઇતિહાસમાં શું અસર પડી અને તેને પરિણામે, જુદા જુદા દેશોના રાજકીય તખતા ઉપર શું ફેરફારો થયા, તેવું દર્શાવીને પણ ભૌતિકવાદનું સત્ય સ્થાપવાનું શક્ય બનતું નથી.

(૪) ક્રાંતિ વિષે વિચારતાં, સાર્ત્ર જણાવે છે કે, જુલમી શાસકવર્ગની સામે ક્રાંતિ લાવનાર પીડિતવર્ગ હોય

---

૫. 'Consciousness is reflection of Being in the best of cases an approximately exact reflection'— Lenin

૬. 'Philosophy in the 20th century', Vol. 3 p. 396.

છે. જુલમનો ભોગ બનેલો તમામ વર્ગ ક્રાંતિકારી નથી. દા. ત. અમેરિકન હબસીઓ. તેઓ માત્ર શાસન કરનાર જેવા જ હક્કો માગે છે. તેને ક્રાંતિ ન કહી શકાય. ક્રાંતિકારીવર્ગ શાસકવર્ગના જેવા હક્કો માગતો નથી પરંતુ, શાસકવર્ગને ખતમ કરવા માગે છે. ક્રાંતિકારીવર્ગ પરિસ્થિતિને પોતાના કાર્યથી મૂળભૂત રીતે બદલી નાખવા માગે છે. તે માત્ર ફાયદાકારક સુધારાઓ નથી માગતો. સાર્ત્ર સૂચવે છે કે, ક્રાંતિનું તત્ત્વજ્ઞાન માર્ક્સવાદ કરતાં અસ્તિત્વવાદી ફિલસૂફીને આધાર વધારે સ્પષ્ટ રીતે સમજાવી શકાય. (અ) માણસનું અસ્તિત્વ પૂર્વનિર્ણીત નથી, માત્ર આકસ્મિક છે. (બ) પોતે જે સમાજવ્યવસ્થામાં જીવે છે તે દૈવી ક્રમ પ્રમાણે નિશ્ચિત થએલી નથી, બદલી શકાય છે. (ક) વ્યક્તિની ચેતનામાં, પરિસ્થિતિ અસહ્ય છે, તેવું ભાન પ્રગટે ત્યારે ક્રાંતિ ઉદ્ભવી શકે. (ड) માણસને ક્રાંતિ કરવાનું સ્વાતંત્ર્ય હોવું જોઈએ. જો ક્રાંતિ પણ ભૌતિક અને ઐતિહાસિક સ્થિર નિયમો પ્રમાણે થતી હોય તો તેને ક્રાંતિ કહી શકાય નહિ.

અસ્તિત્વવાદી દૃષ્ટિએ, આ ચાર બાબતો ક્રાંતિના તત્ત્વજ્ઞાન માટે જરૂરી છે. ભૌતિકવાદ કે આદર્શવાદ બંનેમાં ક્રાંતિના સ્વરૂપ વિષે યોગ્ય પૃથક્કરણ થઈ શક્યું નથી. ભૌતિકવાદ વિષે એવો પ્રશ્ન થાય છે કે, કાર્ય-કારણની ઘટમાળમાં ઘેરાએલી વ્યક્તિની ચેતના ક્રાંતિ કરી શકે ખરી? તે જ પ્રમાણે આદર્શવાદ (Idealism) પ્રમાણે જો હક્કો, ફરજો અને મૂલ્યો માત્ર આધ્યાત્મિક વિશ્વ-વ્યવસ્થાનાં નિશ્ચિત અંશ હોય તો પણ ક્રાંતિનો પ્રશ્ન ઉકેલાતો નથી. ક્રાંતિકારી વ્યક્તિ મુક્ત ચેતના ધરાવે છે. તે પરિસ્થિતિની પારગામિતા (transcendence) કલ્પે છે. ઇતિહાસની ભૌતિકવાદી વ્યાખ્યા આપનારા વિચારકો માનવીના પ્રયત્નોથી સર્જાતા સામાજિક પરિવર્તનો સમજાવવામાં મુશ્કેલી અનુભવે છે.

આ જ સંદર્ભમાં એમ. એન. રોયનું મંતવ્ય વિચારણીય છે.

"The irreconcilable contradiction between Dialectic Materialism and the programme of a revolutionary reconstruction of Society is the basic fallacy of Marxism."[૭]

સાર્ત્રની જેમ, એમ. એન. રોય પણ માર્ક્સવાદની સામે એવી દલીલ રજૂ કરે છે કે; 'ડાયલેક્ટિકલ' પદ્ધતિ અને ભૌતિકવાદ બંને સાથે સ્વીકારી શકાય નહિ.

ભૌતિકવાદ અને ક્રાંતિ વિષેના સાર્ત્રના વિચારોનું નિરૂપણ કરતાં બાર્ન્સ સૂચવે છે કે, સાર્ત્ર અને માર્ક્સની વિચારધારાઓમાં મૂળભૂત તફાવત નિયતિવાદ અને માનવ સ્વાતંત્ર્ય અંગેનો છે. સાર્ત્ર ઐતિહાસિક કે આર્થિક પરિબળોનું મહત્ત્વ માર્ક્સ જેટલું સ્વીકારતા નથી. તેમ છતાં, સાર્ત્ર માર્ક્સની જેમ માને છે કે ક્રાંતિની શક્યતાઓ હંમેશાં નીચલા વર્ગ કે પીડિત વર્ગમાં જ સાકાર થાય છે.

સાર્ત્રનાં બે નાટકો: 'The Crime Passionnel' અને 'Nekrassov' સામ્યવાદી પક્ષને લગતી કથાવસ્તુ ઉપર રચાએલાં છે. પહેલા નાટકમાં એક પક્ષના વિદ્રોહીને પક્ષના શિસ્ત ખાતર મારી નાખવાનું કાવતરું કેવી રીતે પાર પડે છે તેની બહુ કલાત્મક રજૂઆત છે. પરંતુ, હ્યુગો જ્યારે તેનું ખૂન કરે છે ત્યારે તે પક્ષના આદેશથી કરે છે કે પોતાના કોઈ અંગત હેતુ ખાતર, તે બાબત સંદિગ્ધ રહે છે. જેલમાંથી પાછા ફર્યા પછી, તેને ખબર પડે છે કે જે માણસનું ખૂન તેની પાસે કરાવવામાં આવ્યું હતું, તે જ માણસની નીતિ અને કાર્યક્રમો પક્ષે અપનાવી લીધા હતા. એટલે હવે જો પક્ષના આદેશથી તેણે ખૂન કર્યું છે તેવું જણાવે તો પક્ષના સભ્યો જ તેનું મોત નિપજાવે તેવી શક્યતા હતી. તેમ છતાં તેણે આ જ વિકલ્પ સ્વીકાર્યો. ન્યૂયૉર્કમાં જ્યારે આ નાટક ભજવાયું ત્યારે પ્રેક્ષકોએ સાર્ત્રના આ સામ્યવાદવિરોધી નાટક તરીકે વધાવી લીધું હતું.

'નેક્રાસોવ' એ નાટક હળવું અને કટાક્ષયુક્ત છે. છાપામાં સનસનાટીભરેલા ખબરો છાપવાના ઉત્સાહમાં એક માણસ પોતે રશિયાનો પ્રધાન 'નેક્રાસોવ' છે તેવું સ્વીકારીને પોતાનો અહેવાલ છાપામાં પ્રસિદ્ધ કરે તે ખાતર,

---

૭ "Reason, Romanticism and Revolution" 1955, Vol. 2, p. 179.

છાપાંના વ્યવસ્થાપકો તેને સ્વીકારે છે. સામ્યવાદવિરોધી પ્રચારકોનું માનસ કેટલું અતાર્કિક છે, તે દર્શાવવા સાર્ત્રે આ નાટકની કથાવસ્તુનું આયોજન કરેલું જણાય છે.

સાર્ત્રનો માર્ક્સવાદ વિશિષ્ટ પ્રકારનો સમન્વય શોધે છે. તાત્ત્વિક દૃષ્ટિએ ભૌતિકવાદનો અને નિયતિવાદનો અસ્વીકાર સાર્ત્રને માર્ક્સવાદથી જુદા પાડે છે. તે છતાં, વ્યક્તિ દ્વારા સામાજિક પરિવર્તનનો સિદ્ધાંત સાર્ત્રે માન્ય રાખે છે. તે ઉપરાંત, દ્વંદ્વાત્મક પ્રક્રિયાનું સાર્ત્રે પોતાનું અર્થઘટન રજૂ કરે છે. આવો પ્રયત્ન કેટલે અંશે સફળ છે, તે બાબત સમીક્ષકો હજી એકમત થયા નથી. કેટલાક વિવેચકોને ૧૯૩૮માં 'નૉશિયા' નવલિકાના લેખક સાર્ત્ર અને ૧૯૬૦માં, અભિનવ માર્ક્સવાદ (Neo-marxism) સ્થાપવાના ઉત્સાહી સાર્ત્ર, જુદા સ્વરૂપના જણાય છે. સામ્યવાદી દેશોમાં, અત્યારે પ્રવર્તતા માર્ક્સવાદમાં સાર્ત્રના અસ્તિત્વવાદી દૃષ્ટિબિંદુથી પુનર્વિચારણા થાય તેવી શક્યતા જણાતી નથી અને રેમન્ડ ઍરન સૂચવે છે તેમ, અભિનવ માર્ક્સવાદ કદાચ ઉચિત રીતે સ્થાપવો હોય તો, જેમ માર્ક્સે ૧૯મી સદીના મૂડીવાદી અર્થતંત્રનું પૃથક્કરણ કર્યું તેમ ૨૦મી સદીના મૂડીવાદી અને સમાજવાદી અર્થતંત્રનુ પૃથક્કરણ કરવુ જોઈએ. માર્ક્સવાદમાં તાત્ત્વિક ખામીઓ શોધવી, એ એક બૌદ્ધિક પ્રવૃત્તિ તરીકે આવકારદાયક ગણાય, પરંતુ, રાજકીય અને આર્થિક ક્ષેત્રે સ્વીકારી શકાય તેવી રીતે માર્ક્સવાદની પુનર્વિચારણા તત્ત્વજ્ઞાનનાં ભૂમિકાએ કરી શકય છે કે કેમ, તે બાબત માટે પણ ઘણા વિવેચકોએ શંકા વ્યક્ત કરી છે.

*



*

# પ્રથમ બ્રિટિશ સમાજવાદી સ્પીકર

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

મંગળવાર, તા. ૨૬ ઑક્ટોબર ૧૯૬૫ને રોજ બ્રિટનની આમની સભા (House of Commons)માં ઇતિહાસ સર્જાયો. સાત સૈકાના પાર્લમેન્ટરી વ્યવહારમાં સહુપ્રથમ મજૂર પક્ષીય સભ્ય સ્પીકરપદ પર સર્વાનુમતે ચૂંટાયા. એમનું નામ ડૉ. હૉરેસ કિંગ. એમને Ph D.ની પદવી મળી છે એટલે તેમનું દાર્શનિક શાણપણ સુદ્ધાં સ્પીકરપદની કઠણ જવાબદારીઓ પાર પાડવામાં એમને સહાયરૂપ થશે. સ્પીકરપદ પર ચૂંટાએલા ડૉ. કિંગે પાંચ બાબતોમાં પહેલ કરવાનો વિક્રમ નોંધાવ્યો છે. તેઓ સર્વપ્રથમ 'લેબર' પક્ષીય સ્પીકર છે, સાઉધેમ્પટનમાંથી ચૂંટાનારા પ્રથમ સ્પીકર છે, તથા મજૂર મંડળો, શિક્ષક વર્ગ, અને પ્રાથમિક શાળામાંથી આવનાર પ્રથમ સ્પીકર છે. સ્પીકરપદનાં વસ્ત્રો ધારણ કરતાં પહેલાં ડૉ. કિંગે મજૂર પક્ષ અને પક્ષીય રાજકારણને તિલાંજલિ આપ્યાનું જાહેર કર્યું. પણ પક્ષીય રાજકારણની એમણે ઠેકડી ન ઉડાડી; ઊલટું, એની જરૂર પર નવા સ્પીકરે ભાર મૂકતાં કહ્યું કે: "Never be ashamed of party politics, never be ashamed of party loyalty. Loyalty is a virtue, not a vice."

પ્રણાલિકાઓ મુજબ, બ્રિટિશ સ્પીકર પોતે પક્ષીય રાજકારણનો સદંતર ત્યાગ કરે છે, પાર્લમેન્ટના સભ્યોથી અળગા રહે છે, જાહેર વિવાદાસ્પદ પ્રશ્નો અંગે મૌન સેવે છે, સભાગૃહમાં નિષ્પક્ષપાતી વૃત્તિથી ચાલેબોલે છે અને જ્યારે ને જેટલી સામાન્ય ચૂંટણીઓમાં ઉમેદવારી કરે છે ત્યારે 'મિસ્ટર સ્પીકર' તરીકે ઊભા રહે છે અને ત્રણે મોટા પક્ષો (રૂઢિચુસ્ત, મજૂર, વિનીત) અધિકૃત રીતે 'મિસ્ટર સ્પીકર'ને બિનહરીફ ચૂંટાવા દે છે. પછી, નવી પાર્લમેન્ટમાં એ જ સ્પીકર ફરી ચૂંટાય છે. દરમિયાનમાં સરકારો બદલાઈ હોય, પક્ષબળમાં વધઘટ થઈ હોય, તો પણ સ્પીકર તો જે અગાઉ હોય તે જ ચાલુ રહે છે. સ્પીકરપદનું માન બ્રિટિશ પાર્લમેન્ટમાં ખૂબ મોટું ને મહત્ત્વનું છે. સ્પીકરનું નિમંત્રણ દરેક સભ્યે સ્વીકારવું જ પડે છે. ઘડીભર શાહી નિમંત્રણનો અસ્વીકાર કદાચ ચલાવી લેવાય; પણ સ્પીકરના નિમંત્રણની અવગણના અસહ્ય છે.

સ્પીકર સર હૅરી હિલ્ટન-ફૉસ્ટરનું તા. ૨ સપ્ટેમ્બર ૧૯૬૫ને રોજ લંડનમાં અચાનક અવસાન થયું, તેથી આમની સભાને નવા અધ્યક્ષ ચૂંટવાની ફરજ પડી. મજૂર પક્ષની સરકારની ત્રણની જ ચોખ્ખી બહુમતીને કારણે નવા સ્પીકર માટે કપરી ને જબરી જવાબદારીઓ આવશે એ સ્પષ્ટ છે. મજૂર પક્ષના એક મુરબ્બી અગ્રણી મિ. શિનવેલે સ્પીકરપદ માટે ડૉ. હૉરેસ કિંગના નામની દરખાસ્ત મૂકી અને એ પ્રસંગે મિ. શિનવેલે ખૂબ રસભર્યું પ્રવચન કર્યું. "૧૯૨૨ની સાલમાં હું પહેલવહેલો આ સભાગૃહમાં ચૂંટાયો ત્યારથી આજ લગીના સમયમાં મારો કોઈ પણ પ્રસ્તાવ સંપૂર્ણ સંમતિથી આખું સભાગૃહ સ્વીકારે એવો આ પહેલો જ પ્રસંગ હોવાનો મને વહેમ છે," એવું મિ. શિનવેલે કહેતાં જ સભાગૃહમાં હાસ્યનું મોજું ફરી વળ્યું. સ્પીકર નિષ્પક્ષ જોઈએ અને બુદ્ધિમાન જોઇએ એમ મિ. શિનવેલે કહ્યું. ડૉ. કિંગ સંગીતકાર છે એનો ઉલ્લેખ કરીને મિ. શિનવેલે મજાકમાં મહત્ત્વની વાત કરી કે સભાગૃહમાંના અનેક સભ્યો સંગીતકારો ને વાદકારો છે. તેઓ બધા અલગ અલગ સૂર કાઢે ત્યારે એમાંથી સુરીલું સંગીત નિર્માણ કરવાનું કાર્ય સ્પીકરનું રહેશે. 'ઑરકેસ્ટ્રા'ના કંડક્ટર તરીકે સ્પીકરે ક્યારેક ક્યાંકથી નીકળતો વધુ પડતો અવાજ કે ગડગડાટ પણ રોકવો પડશે કે ધીમો કરાવવો પડશે! મિ. શિનવેલની દરખાસ્તને રૂઢિચુસ્ત પક્ષના સર વિલિયમ ઍન્સ્ટ્રુથર-ગ્રેએ ટેકો આપ્યો. સર વિલિયમે કહ્યું કે સ્પીકર ગમે તેટલા સારા હોય તો પણ દરેકને તેઓ રાજી રાખી શકે એ અસંભવિત છે. વાત તો એનાથી વેગળી જ છે. સર વિલિયમે સ્પષ્ટ કર્યું કે: "The more evenly divided the House, and the more important the ruling required on a marginal point, the more clear it becomes that what will please one side of the House is likely to displease the other. Yet

the Speaker must face the decision without fear or favour."

ત્યાર પછી, પાછલી ત્રીજી હરોળમાં ખૂણા પરની પોતાની બેઠક પરથી ઊભા થતાં ડૉ. હૉરેસ કિંગે જવાબ વાળ્યો, અને પોતે મજૂર પક્ષ સાથે સંકળાએલ સભ્ય તરીકે હવે છેલ્લી વારનું પ્રવચન કરી રહ્યા હોવાનું જણાવ્યું. ડૉ. કિંગે કહ્યું કે:

"The pioneers like Keir Hardie and Arthur Henderson who came here at the turn of the century could hardly have dreamt that the moment might come in history when the Speaker's chair might be occupied by a Socialist."

પોતે પંદર વર્ષના હતા ત્યારથી સમાજવાદી પ્રવૃત્તિ અને મજૂર ચળવળમાં સક્રિય હોવાનુ જણાવીને ડૉ. કિંગે કહ્યું કે મજૂર પક્ષમાંથી સ્પીકરની પસંદગી થઈ રહી છે એ પ્રસંગ નિઃશક ઐતિહાસિક છે પણ, "I now sever myself from all party politics. This is no light matter. No man easily breaks with a political faith which has given the whole of his life purpose and meaning, except for the even greater faith he has in political freedom itself."

પક્ષીય રાજકારણ અને પક્ષીય વફાદારીથી શરમાવાનું કોઈ કારણ નથી એમ ભારપૂર્વક જણાવીને નવા વરાએલા સ્પીકરે પછી ઉમેર્યું કે:

"My own loyalty henceforth must be to no party but to Parliament itself. I would hope in all our speeches and debates we remember we are here not because of some high merit on our own part, but because free men and women have faith in us, have faith in the principles we put forward in our election compaigns, and have faith in our free Parliamentary way of life."

નવા સ્પીકરના આ પ્રેરક શબ્દોને સભાગૃહના સહુએ સહર્ષ વધાવ્યા.

પછી, શિરસ્તા મુજબ, વરાએલા સ્પીકરે એમની ખુરશી તરફ જવાની આનાકાની બતાવી! મિ. શિનવેલે અને સર વિલિયમે એમને હળવેથી ખુરશી તરફ ઘસડયા! સૈકાઓ પહેલાં સ્પીકરની ખુરશી અને જવાબદારી ભયાનક ગણાતી. જ્યારે પાર્લમેન્ટ કરતાં રાજારાણી વધારે સત્તાધારી ને પ્રભાવશાળી હતાં ત્યારે આમની સભાના પ્રતિનિધિ તરીકે વાણીવર્તન કરનાર સ્પીકરને શહેનશાહ આગળ અનેક વાર થપ્પડો ખાવી પડતી, શબ્દોના માર સાથે ક્યારેક શારીરિક ધુંઆની તૈયારી રાખવી પડતી અને કોક વાર વળી જાન પણ ગુમાવવો પડે એવા ભયની લટકતી તલવાર હેઠળ કામકાજ કરવું પડતું. એવા જમાનામાં સ્પીકર સાચેસાચ સ્પીકર એટલે બોલનારા હતા! સભાગૃહના વાચસ્પતિ થવું એ તે સમયમાં માનમોભા કરતાં મુશ્કેલી–મારને નોતરવા સમાન હતું. આજે બંધારણીય પરિસ્થિતિ સાવ પલટાઈ ગઈ છે. અલબત્ત, આજના યુગમાં સ્પીકરનો કાર્યબોજ ઘણો વધ્યો છે ખરો અને તે એનું આયુષ્ય ટૂંકાવનારો પણ બન્યો છે. છતાં હવે આનાકાનીનુ કારણ રહ્યું નથી! પરંતુ, જૂની પ્રણાલિકાઓ અને પ્રાચીન ઇતિહાસની યાદ અપાવતી રીતિનીતિઓ બ્રિટિશ પાર્લમેન્ટમાં આજે પણ અનેક વાર અમલી થતી રહે છે. ડૉ. હૉરેસ કિંગે વ્યાસપીઠ પરની સ્પીકરની ખુરશી પાસે ઊભા રહીને ફરી ટૂંકું, બીજું, પ્રવચન આભાર દર્શાવતું કર્યું. એમણે કહ્યું કે:

"This Chair and this House are the heart of the free world. May we together, for without you I am nothing, preserve and enhance the dignity and efficiency of the Mother of Parliaments, remembering all those who sacrificed life and limb in two world wars to keep it free."

ત્યાર પછી વડા પ્રધાન હૅરલ્ડ વિલ્સનની ગેરહાજરીમાં (તેઓ રોડેશિયામાં મંત્રણા માટે ગયા હતા) નાયબ વડા પ્રધાન મિ. જ્યૉર્જ બ્રાઉન, વિરોધ પક્ષના નેતા મિ. એડવર્ડ હીથ અને લિબરલ પક્ષના નેતા મિ. જો ગ્રિમન્ડનાં અભિનંદન-પ્રવચનો થયાં. ત્રણેએ નવા સ્પીકરના વિવિધ ગુણોનો ઉલ્લેખ કર્યો. ધીરજ, વિનોદવૃત્તિ નાટ્યવૃત્તિ, સૌજન્ય, સમજદારી

(અનુસંધાન પૃષ્ઠ ૧૭૪)

# મધ્ય યુગના ભારતનું પરોઢ (ઈ. સ. ૭૦૦થી ૧૦૦૦)-૨

## રાજ્ય અને રાજ્યતંત્ર (રાષ્ટ્રકૂટ સામ્રાજ્ય)

આર. કે. ધારૈયા

### રાષ્ટ્રકૂટ સામ્રાજ્ય – રાજકીય ઇતિહાસ

ઉત્તર ભારતમાં મધ્ય યુગનો પ્રારંભ કરનાર ગુર્જર-પ્રતિહાર સામ્રાજ્યના ઉદ્‌ગમ, વિકાસ અને અસ્તની ચર્ચા આપણે ગત લેખમાં કરી હતી. તેનાં મૂળ, મધ્ય યુગના ઇતિહાસના ઘડતરમાં તેણે આપેલો ફાળો તથા ત્રિકોણ સંઘર્ષમાંથી થએલી ખાનાખરાબીનું પણ આપણે વિવેચન કર્યું હતું. ગુર્જર-પ્રતિહાર સામ્રાજ્યે ભારતીય અસ્મિતાનું છેલ્લું દર્શન કરાવેલું અને ત્યાર બાદ ઉત્તર ભારતમાં અનેક નાનાંમોટાં સ્વતંત્ર રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં તેની નોંધ આપણે લીધી હતી. આવી જ લગભગ પરિસ્થિતિ આઠમા સૈકામાં દક્ખણમાં મહાન સત્તા બનનાર રાષ્ટ્રકૂટોએ સર્જી હતી તેમ કહી શકાય. તેમણે પણ દક્ખણમાં એક પ્રકારની રાજકીય અને સાંસ્કૃતિક એકતા ઊભી કરી હતી. જે સ્થાન ઉત્તર ભારતના મધ્ય યુગના ઇતિહાસમાં ગુર્જર–પ્રતિહારોનું છે, તેવું જ લગભગ સ્થાન દક્ખણ ભારતના ઇતિહાસમાં રાષ્ટ્રકૂટોનું ગણી શકાય. દંતીદુર્ગને (ઈ. સ. ૭૫૨–૫૪) હાથે સ્વતંત્ર સત્તા બનનાર રાષ્ટ્રકૂટ રાજ્યને તે વંશના પ્રબળ શાસકો ખાસ કરીને ધ્રુવ, ગોવિંદ ત્રીજા તથા ઇન્દ્ર ત્રીજાએ કલિંગ, મધ્યપ્રદેશ, માળવા તથા ગુજરાત સુધી ફેલાવ્યું. કૃષ્ણ ત્રીજાએ દક્ષિણમાં છેક રામેશ્વર સુધી વિજય મેળવીને ત્યાં રાષ્ટ્રકૂટ સત્તા સ્થાપી. આમ, દક્ખણમાં મધ્ય યુગ દરમ્યાન કદાચિત્ સૌથી મોટું રાજ્ય સ્થાપવાનો યશ રાષ્ટ્રકૂટોને ફાળે જાય છે. ચૌદમા સૈકામાં વિજયનગરનું રાજ્ય આ જ પરિપાટી પર સર્જાયું હતું. આ રાષ્ટ્રકૂટોએ મરાઠાઓને ખાસ ઉત્તેજન આપ્યું, જેમની લશ્કરી કારકિર્દીએ પછીથી દક્ખણમાં હિન્દુ સંસ્કૃતિ જાળવી રાખવામાં નોંધપાત્ર હિસ્સો આપ્યો.

### 'રાષ્ટ્રકૂટ' નો અર્થ

દન્તીદુર્ગ પહેલાંનો રાષ્ટ્રકૂટોનો ઇતિહાસ સ્પષ્ટ નથી. તેમનાં મૂળ તથા 'રાષ્ટ્રકૂટ' શબ્દના અર્થ વિષે પણ વિધાનોમાં મતભેદ છે. 'રથિક', 'રાષ્ટ્રિક' કે 'રાષ્ટ્રક' શબ્દનો પ્રથમ પ્રયોગ અશોકના શિલાલેખોમાં મળે છે. તેમનો પ્રાદેશિક અધિકારીઓ તરીકે નિર્દેશ કરવામાં આવ્યો છે.[1] બહુમત ઇતિહાસકારોના મન્તવ્ય પ્રમાણે, આ રથિકો કે રટ્ટીકો તથા રાષ્ટ્રિકો કે રાષ્ટ્રકો તે પછીના યુગમાં રાષ્ટ્રકૂટો કહેવાયા. મૌર્ય, ચાલુક્ય તથા રાષ્ટ્રકૂટ સમયમાં 'રાષ્ટ્ર'નો અર્થ મોટે ભાગે જિલ્લો થતો હતો, આ રીતે 'રાષ્ટ્ર'ના મુખ્ય અધિકારીઓ રાષ્ટ્રકૂટો તરીકે ઓળખાયા. આ પુરાવા પરથી રાષ્ટ્રકૂટોનો ઇતિહાસ મૌર્ય સમયથી શરૂ થાય છે તેમ માની શકાય. માલખંડના રાષ્ટ્રકૂટોની મુખ્ય શાખાનો ઉદય થયો તે પહેલાં માનપર તથા વરાડમાં રાષ્ટ્રકૂટ રાજાઓ રાજ્ય કરતા હતા, તેમ તેમનાં તામ્રપત્રો પરથી સિદ્ધ થાય છે.[2] આ રાષ્ટ્રકૂટોને માલખંડના રાષ્ટ્રકૂટો સાથે કોઈ સંબંધ હતો કે કેમ તેના કંઈ પુરાવા નથી. પરંતુ દંતીદુર્ગ પહેલાંના રાષ્ટ્રકૂટ રાજાઓ સાતવાહન, વાકાટક તથા ચાલુક્ય રાજાઓના અનુક્રમે સામંત રાજાઓ રહ્યે, તેમ ધારી શકાય. દક્ખણના મધ્ય યુગના ઇતિહાસના ઘડતરમાં મુખ્ય ભાગ ભજવનાર રાષ્ટ્રકૂટોનો પ્રારંભ તો દન્તીદુર્ગથી થએલો ગણાય. રાષ્ટ્રકૂટોનાં મૂળ વિષેની યદુવંશી ઉત્પત્તિ માત્ર દંતકથા જ ગણાય. વળી રાષ્ટ્રકૂટો મૂળ તેલુગો કે કલાટિકના હોવા વિષેની ધારણાઓને પણ કોઈ આધાર નથી. તેમના સમયના સાહિત્યિક તથા આભિલેખિક પુરાવા પરથી તેઓ મૂળ કન્નડના હોય, તે વધારે સંભવિત ગણાય. તેમની ભાષા તથા રાજકીય અને સામાજિક પદ્ધતિ પણ કન્નડની આ પ્રકારની પદ્ધતિને વિશેષ અનુરૂપ છે.[3] વળી તેઓ અશોકના સમયના રાષ્ટ્રિકોના

૧. અશોકના ગિરનાર, શાહબઝગઢી તથા મનસેરાના શિલાલેખો.

૨. ઈન્ડીઅન એન્ટિક્વેરી, પુ. ૧૮, પાના નં. ૨૩૦.

3. 'The Rashtrakutas and their Times,' Altekar. pp. 18–19

વંશજો હોય તે વધારે સંભવિત છે. આ રીતે રથી, મહારથી, રથિક, રાષ્ટ્રીય, રાષ્ટ્રપતિ, રાષ્ટ્રકૂટ વગેરે શબ્દો કોઈ કુલના નહિ પણ રાજકીય હોદ્દાના સૂચક છે. તેઓ પ્રથમ સ્થાનિક રાજાઓ હશે. ચાલુક્ય સત્તાના અસ્ત સાથે રાષ્ટ્રકૂટોનો આઠમા સૈકામાં સ્વતંત્ર સત્તા તરીકે ઉદય થયો.

## મુખ્ય રાષ્ટ્રકૂટ રાજ્યકર્તાઓ અને તેમની સિદ્ધિઓ

આમનગઢ તામ્રપત્રો (ઈ. સ. ૭૫૪) તથા ઇલોરાની દશાવતારની ગુફાના લેખ પરથી ફલિત થાય છે કે દંતીદુર્ગે ઈ. સ. ૭૫૨ની આસપાસ દખ્ખણમાં સ્વતંત્ર રાષ્ટ્રકૂટ રાજ્યની સ્થાપના કરી.[૪] દશાવતારની ગુફાના લેખમાં નિર્દેશાએલા મહારાજા શર્વને તેના વિવરણ પરથી મોટાભાગનાં વિધાનો દંતીદુર્ગ લેખે છે. તેણે મુખ્ય ચાલુક્ય રાજ્યોનો અંત આણીને, રાષ્ટ્રકૂટ રાજ્યસત્તાની સ્થાપના કરી. તેણે કાચી, કલિંગ, કોશલ, માલવા, સિંધ અને લાટ (દક્ષિણ ગુજરાત) જીત્યાં હોવાનું તેના ઉપરનાં તામ્રપત્રો પરથી સિદ્ધ થાય છે. દખ્ખણની સત્તાને ઉત્તરના પ્રદેશોમા પ્રથમ સમય ફેલાવનાર દંતીદુર્ગ હતો. લાટમાં દખ્ખણ ભારતની સંસ્કૃતિ ફેલાવવાનો યશ પણ દંતીદુર્ગને ફાળે જાય છે. તેણે ઉજ્જયનમાં 'હિરણ્યગર્ભમહાદાન' નામે દાન આપેલું. તે ધર્મસહિષ્ણુ હતો. આશરે ૩૦ વર્ષની યુવાન વયે તે અવસાન પામ્યો (ઈ. સ. ૭૫૬). તેની નોંધ લેતાં તેની જીતો અને કારકિર્દી યશસ્વી ગણાય.[૫]

દંતીદુર્ગને તેના આપખુદ અને પીડાકારક શાસન બદલ તેનાં કાકા કૃષ્ણ ૧લાએ પદભ્રષ્ટ કરીને પોતે ગાદી મેળવી, તેવા કથનમાં ઐતિહાસિક તથ્ય હોવાનો સંભવ નથી. કૃષ્ણ બીજાના બેગુમ્રા તામ્રપત્રની છેલ્લી લીટીનો યોગ્ય અર્થ થએલો નહિ હોઇને અમુક વિદ્વાનોએ આ ભૂલ કરેલી છે. દંતીદુર્ગ અપુત્ર હોવાથી કૃષ્ણ ૧લો ગાદીએ આવ્યો. તેણે રાજ્યગાદી મેળવવાની મહત્ત્વાકાંક્ષા સેવનાર પોતાના પિતરાઈ કર્ક બીજાની યુદ્ધમાં હત્યા કરી હતી અને ગાદી પ્રાપ્ત કરી હતી, તે હકીકત સત્ય લાગે છે.[૬] તેણે ચાલુક્યના પશ્ચિમ તથા પૂર્વ બન્ને શાખાઓનો અંત આણીને લગભગ આખા મહારાષ્ટ્રમાં રાષ્ટ્રકૂટોની સત્તાની સ્થાપના કરી. તેના અવસાન (ઈ. સ. ૭૭૨) સમયે રાષ્ટ્રકૂટ રાજ્ય દક્ષિણમાં છેક કર્ણાટક અને હાલના હૈદરાબાદ રાજ્યની સીમા સુધી ફેલાએલું હતું. તેણે કોતરાવેલા ઇલોરાના જગપ્રસિદ્ધ કૈલાસ મંદિર બદલ તેની કીર્તિ અમર છે.

કૃષ્ણ પહેલા પછી તેનો સૌથી મોટો પુત્ર ગોવિંદ બીજો પ્રભૂતવર્ષ વિક્રમાવલોકના ખિતાબ સાથે ગાદીનશીન થયો (ઈ. સ ૭૭૨). પરંતુ તે નિર્માલ્ય અને વિલાસી હોવાથી તેના ભાઈ ધ્રુવે ટૂંક સમયમાં જ તેને યુદ્ધમાં હરાવીને પદભ્રષ્ટ કર્યો અને પોતે ગાદી મેળવી (ઈ. સ. ૭૮૦). ત્યાર બાદ ગોવિંદનું શું થયું તેના કંઈ પુરાવા મળતા નથી. રાષ્ટ્રકૂટોનાં દુશ્મન રાજ્યો કાંચી, વેન્ગી, ગંગવાડી, માળવા વગેરેના ગોવિંદ બીજાને સહાય કરીને રાષ્ટ્રકૂટ સત્તામાં ભાગલા પડાવવાના પ્રયાસોને ધ્રુવે નિષ્ફળ બનાવ્યા. ગાદીએ આવતાં જ ઉપરોક્ત દુશ્મનોને તેણે પરાજય આપ્યો એટલું જ નહિ, પરંતુ, ઉત્તર ભારતના ગુર્જર-પ્રતિહાર રાજા વત્સરાજ તથા પાલરાજા ધર્મપાલને પણ પરાજય આપીને રાષ્ટ્રકૂટ સત્તાને અજેય બનાવી તથા ધારાવર્ષનો ઇલકાબ ધારણ કર્યો. પરંતુ, આ વિજયથી ઉત્તરમાં રાષ્ટ્રકૂટ રાજ્યના ફેલાવાની વાત ગલત કહેવાય, માત્ર ધ્રુવને આ ફતેહથી પ્રતિષ્ઠા તથા લૂંટ મળી તથા તેણે રાષ્ટ્રકૂટને માત્ર દક્ષિણને બદલે અખિલ હિંદની સત્તા બનાવી.

પોતાના અવસાન પહેલા ધ્રુવે પોતાના ત્રીજા પુત્ર ગોવિંદ ત્રીજાને લાયકાતના ધોરણે પોતાના વારસદાર તરીકે પસંદ કરીને ભાઈઓ વચ્ચેના આંતરવિગ્રહને ટાળવા પ્રયત્ન કર્યો,[૭] પણ તે શક્ય બન્યું નહિ. ધ્રુવના અવસાન સાથે જ તેના સૌથી મોટા પુત્ર સ્તંભે ગાદી માટેનો પોતાનો હક્ક રજૂ કર્યો. રાષ્ટ્રકૂટોના દુશ્મન તેવા ૧૨ રાજ્યોના સંઘ સાથે તેણે પોતાના ભાઈ ગોવિંદ ત્રીજા પાસેથી ગાદી પડાવી લેવા યુદ્ધ આદર્યું. પરંતુ, ગોવિંદના નાના ભાઈ ઇન્દ્રે તથા ગોવિંદના

૪. ઇન્ડીઅન એન્ટિક્વેરી, પુ. ૧૧. પૃ. ૧૧૧, (આમનગઢ તામ્રપત્ર).

૫. ઇન્ડીઅન એન્ટિક્વેરી, પુ. ૧૧; પૃ. ૧૧૧, (આમગઢ તામ્રપત્ર).

૬. એપિગ્રાફીઆ ઇન્ડિકા, પુ. ૧૪, પૃ. ૧૨૧.

૭. એજન, પુ. ૪, પૃ. ૨૪૨, (રાધનપુર તામ્રપત્ર).

સામંત રાજાઓએ ગોવિંદને સહાય કરી. યુદ્ધમાં સ્તંભ અને તેના સાથીદાર રાજાઓનો પરાજય કરીને ગોવિંદ પોતાની સ્થિતિ ઘણી મજબૂત બનાવી. તેણે પોતાના ભાઈ સ્તંભને ગાદી આપીને તેને નવા જિતાયેલા ગંગ પ્રદેશનો ગવર્નર બનાવ્યો તથા ઇન્દ્રને તેના સેવાના બદલામાં ગુજરાતનો ગવર્નર બનાવ્યો. દક્ષિણ ગુજરાતમાં ઇન્દ્રના શાસનકાળ દરમ્યાન, નોંધપાત્ર ફેરફારો થયા.[૮] ગોવિંદે દક્ષિણ ભારતનાં ઘણાંખરાં રાજ્યોને પોતાના ખંડિયા બનાવ્યા તથા ઉત્તર ભારતના પ્રતાપી ગુર્જર-પ્રતિહાર રાજા નાગભટ્ટ બીજા તથા બંગાળના પાલ રાજા ધર્મપાલને પરાજય આપ્યો. માળવા તથા મધ્ય ભારતના પ્રદેશો પણ તેણે જીત્યા; આનાથી તેના સામ્રાજ્યમાં કોઈ વધારો થયો નહિ. પરંતુ પોતાના પિતા ધ્રુવની માફક તેણે પણ રાષ્ટ્રકૂટોની પ્રબળ છાપ ઉત્તર ભારતમાં પાડી. તેના લશ્કરો ઉત્તરે હિમાલયથી માંડી દક્ષિણે કેપ કોમોરિન સુધી ઘૂમી વળ્યાં. તેના સમયમાં રાષ્ટ્રકૂટ સત્તા અને પ્રતિભા સર્વોચ્ચ બની. ગોવિંદ ત્રીજાએ પોતાની બહાદુરી, વહીવટી શક્તિ અને મુત્સદ્દીગીરીથી આ સિદ્ધિઓ મેળવી.

ગોવિંદ ત્રીજા પછી ગાદીએ આવનાર તેનો પુત્ર અમોઘવર્ષ ૧લો પિતાના અવસાન સમયે માત્ર ૭ વર્ષનો હતો, એટલે ઇન્દ્રના પુત્ર કર્કે તેના વતી શરૂઆતમાં વહીવટ કર્યો. અમોઘવર્ષની કિશોર અવસ્થાનો લાભ લઈને ઘણા સામંતો તથા ખંડિયા રાજાઓ સ્વતંત્ર થઈ ગયા અને રાજ્યમાં અવ્યવસ્થા ઊભી થઈ; પરંતુ, કર્કે વ્યવસ્થા સ્થાપીને રાષ્ટ્રકૂટ રાજ્યને સ્થિર કર્યું. અમોઘવર્ષ પુખ્ત વયનો થતાં કર્કે પિતાનું ગુજરાતનું રાજ્ય સંભાળી લીધું. અમોઘવર્ષ પોતાના દાદા તથા પિતા કરતાં જુદી જ પ્રકૃતિનો હતો. તેને લડાઈમાં રસ ન હતો. તેણે માળવા, ગંગ, વેંગી વગેરેના રાજાઓને સ્વતંત્ર થવા દીધા. શરૂઆતના રાષ્ટ્રકૂટ રાજ્યથી જ તેણે સંતોષ માન્યો. તેણે વિદ્યા અને સાહિત્યને સારું એવું ઉત્તેજન આપ્યું. પોતે કવિ અને સાહિત્યકાર હતો. તેણે કવિઓ અને સાહિત્યકારોને પોષ્યા. તે પોતે વૈષ્ણવ ધર્મી હોવા છતાં યે તેને જૈન ધર્મ પ્રત્યે ખાસ અભિરુચિ હતી અને તે ધર્મને તેણે ખાસ ઉત્તેજન આપ્યું.[૯] તેનો લાંબો શાસનકાળ શરૂઆતનાં વર્ષો બાદ કરતાં શાંતિનો અને સાહિત્યના વિકાસનો કાળ હતો.

રાષ્ટ્રકૂટ રાજ્યવંશનો છેલ્લો મહાન રાજવી ઇન્દ્ર ત્રીજો હતો. તેના ફક્ત પાંચ વર્ષના (૯૧૫–૯૨૦) ટૂંકા શાસન દરમ્યાન, તેણે ફરીથી ઉત્તરમાં રાષ્ટ્રકૂટોનો પ્રભાવ સ્થાપિત કર્યો. ગુર્જર-પ્રતિહાર અને પાલને ફરી એક વખત પરાજય આપીને રાષ્ટ્રકૂટોની સર્વોપરિતા સિદ્ધ કરી. તે કુશળ સેનાની અને બાહોશ વહીવટકર્તા હતો. તે પછી શાસક બનનાર ૬ થી ૭ રાષ્ટ્રકૂટ રાજાઓ નિર્બળ ન હતા, તો પણ તેમના સમયની ખાસ કોઈ સિદ્ધિઓ નોંધાઈ નથી. કર્ક બીજો ચાલુક્ય રાજા તૈલ બીજા (મુંજનો સમકાલીન)ને હાથે પરાજય પામતાં રાષ્ટ્રકૂટ રાજ્યનો લગભગ અંત આવ્યો. તેની પછીના છેલ્લા રાષ્ટ્રકૂટ રાજા ઇન્દ્ર ચોથાના સમયમાં તેને પુનર્જીવિત કરવાના પ્રયાસો નિષ્ફળ નીવડ્યા. તૈલ બીજાએ ૧૦મા સૈકાને અંતે રાષ્ટ્રકૂટ રાજ્યને પોતાના રાજ્યમાં સમાવી લીધું.

## વહીવટી તંત્ર

**વહીવટી એકમો:**

રાષ્ટ્રકૂટ રાજ્યના વહીવટી તંત્રનાં અમુક લક્ષણો ગુર્જર-પ્રતિહાર તથા અન્ય સમકાલીન રાજ્યોના શાસન તંત્રના લક્ષણોથી ભિન્ન હતાં. રાષ્ટ્રકૂટ રાજ્ય પ્રમાણમાં વિશાળ હતું. રાજ્યના તમામ પ્રદેશો કેન્દ્ર સરકાર હસ્તક ન હતા. તેના અમુક વિભાગો સામંતો હસ્તક હતા; જેઓ આંતરિક બાબતમાં લગભગ સ્વાયત્તતા ભોગવતા હતા. સામંતશાહીનું દૂષણ ગુર્જર-પ્રતિહાર તથા રાષ્ટ્રકૂટોને માટે સામાન્ય હતું. તે યુગનું આ મુખ્ય અનિષ્ટ હતું. રાષ્ટ્રકૂટ સામ્રાજ્યની રાજધાની પ્રથમ માલખંડ અને બાદ નાસિક હતી. અનેક દાનપત્રોમાં વહીવટી વિભાગો અને તેના શાસકોનો નિર્દેશ કરવામાં આવેલો છે. ગુપ્ત અને ગુર્જર-પ્રતિહાર રાજ્યમાં 'ભુક્તિ' એ કેન્દ્ર પછીનું એકમ ગણાતું એટલે કે હાલના પ્રાંત કે રાજ્ય સમાન હતું, જ્યારે રાષ્ટ્રકૂટ રાજ્યમાં તે તાલુકા બરાબર હતું. 'વિષય' એ હાલના જિલ્લાની કક્ષાનું એકમ હતું. જ્યારે 'રાષ્ટ્ર'

---

૮. એજન, પુ. ૧૮, પૃ. ૨૪૪, (સંજન તામ્રપત્ર).

૯. ઇન્ડીઅન એન્ટિક્વેરી, ૧૯૦૪, પૃ. ૧૯૯૭

અમુક સમયે જિલ્લાની સમકક્ષ, જ્યારે અન્ય સમયે તે પ્રાંત બરોબર હતું. ગ્રામ સૌથી નાનું પણ સૌથી અગત્યનું એકમ હતું. આ રીતે અનુક્રમે નીચેથી લેતાં રાજ્યના ગ્રામ, ભુક્તિ કે આહાર અથવા આહરણી, વિષય કે રાષ્ટ્ર, રાષ્ટ્ર અથવા મંડળ (પ્રાંત) તથા કેન્દ્ર એવા વહીવટી વિભાગો હતા. ભુક્તિમાં ૧૦૦થી ૫૦૦ ગ્રામ, વિષયમાં ૧૦૦૦ થી ૪૦૦૦ ગ્રામ તથા રાષ્ટ્ર કે મંડળમાં ૫૦૦૦ થી ૧૦,૦૦૦ ગ્રામનો સમાવેશ થતો. એકમનાં નામ, તેમાં ગ્રામોની સંખ્યા વગેરે સમય અને શાસક પ્રમાણે બદલાતી રહેતી, પરંતુ સામાન્ય માળખું એક પ્રકારનું રહેતું. 'નાદ' એટલે અમુક ગામડાંના જૂથનો પણ એકમ તરીકે ઉલ્લેખ છે. વળી વનવાસી એકમમાં ૧૨૦૦૦, નોલમ્બવાડીમાં ૩૨૦૦૦ ગંગવાડીમાં ૯૬૦૦૦ વગેરે આંકડાઓ તે એકમોના ગામડાંઓની સંખ્યા હોઈ શકે નહિ. આટલાં બધાં ગ્રામ એક જ એકમમાં સમાઈ શકે નહિ. પરંતુ, શ્રી એ. એસ. આલ્તેકર યથાર્થરીતે ધારે છે તેમ તે એકમોની મહેસૂલી આવકના આંકડા એટલે કે કળંજુ (તે સમયનો સિક્કો)ની સંખ્યા હોવાનો સંભવ છે.[10] અગત્યનાં શહેરો જુદાં એકમો તરીકે ગણાતા. તેના ખાસ અધિકારી તરીકે દાનપત્રો પુરપતિ કે નગરપતિનો નિર્દેશ કરે છે. અર્થશાસ્ત્ર, મનુસ્મૃતિ વગેરેમાં પણ આવો જ ઉલ્લેખ છે. અશોકનો જોગડાનો લેખ 'નગરવોહલ' નામના અધિકારીનો ઉલ્લેખ કરે છે તે પણ આ પ્રકારના એકમનો મુખ્ય અધિકારી હશે તેમ કલ્પી શકાય.

**મધ્યસ્થ સરકાર; રાજા અને મંત્રીમંડળ**

રાષ્ટ્રકૂટ તેમ અન્ય તંત્રોની માફક રાજાશાહી તંત્ર હતું. બિનરાજાશાહી તંત્રનો નિર્દેશ નથી. તે વારસાગત રાજાશાહીનું સ્વરૂપ હતું. પરંતુ રાજકુમારને અવારનવાર લાયકાતના ધોરણે પણ ગાદી અપાતી. મોટો પુત્ર જ ગાદીએ આવે તેવું ધોરણ ન હતું. ગોવિંદ ત્રીજાને લાયકાતના ધોરણે પસંદ કરવામાં આવ્યો હતો. વળી રાજકુટુંબમાંથી રાજાને પસંદ કરવામાં મંત્રીઓ અને સામંતો ઘણો મહત્ત્વનો ભાગ ભજવતા.[11] ગોવિંદ બીજાને અયોગ્ય શાસન બદલ પદભ્રષ્ટ કરવામાં તથા અમોઘવર્ષ ત્રીજાનો રાજ્યાભિષેક કરાવવામાં સામંતોનો ખાસ હિસ્સો હતો. સમકાલીન આરબ મુસાફર અલ મસુદીના વિવરણ-પ્રવાસોમાં ચાલુક્ય વંશમાં સ્ત્રી વહીવટકર્તાઓ અને રાજ્યપાલોનાં દૃષ્ટાંતો મળે છે, પરંતુ રાષ્ટ્રકૂટ રાજવંશમાં તેવાં ઉદાહરણ નથી. એક બે અપવાદ સિવાય, પુખ્ત ઉંમરના પુરુષ વારસદારને ગાદી અપાતી હોવાનાં જ દૃષ્ટાંતો છે.

મંત્રીઓનાં નામ અને કાર્યોની પર્યાપ્ત વિગતો મળતી નથી. પરંતુ, અબુ ઝૈદના કથન પ્રમાણે, રાષ્ટ્રકૂટ રાજાઓ પોતાના મુખ્ય મંત્રી, સેનાની, ખજાનચી, મહેસૂલ અધિકારી વગેરેની સલાહ પ્રમાણે રાજ્ય ચલાવતા. કંચુકીની પરવાનગી વગર રાજાની મુલાકાત લઈ શકાતી નહિ. અલ ઈદ્રીસીના વર્ણન પ્રમાણે, રાજાઓ, સામંતો અને તેમના અધિકારીઓ ખૂબ ભભકાથી રહેતા. તેઓ મોટા અને વ્યવસ્થિત લશ્કરો રાખતા. તેમની રાજસભા મંત્રીઓ, સામંતો, લશ્કરી અફસરો, શ્રેષ્ઠીઓ, કવિઓ, કથાકારો, જ્યોતિષશાસ્ત્રીઓ, નર્તિકાઓ અને ગણિકાઓથી શોભાયમાન રહેતી.[12] રાજાઓ અને ઉપલા વર્ગના લોકો પુષ્કળ અલંકારો પહેરતા. ગણિકાઓ રાજસભાનું ખાસ અંગ હતું. પછીથી તે રાજસત્તાના પતનનું એક કારણ પણ બન્યું હશે. રાજાઓ ઉપર હાલના બંધારણીય અંકુશો નહોતા. પરંતુ, તેમના પર ધર્મનું, પ્રજામતનું, સામંતોનું તથા અધિકારી વર્ગનું બંધન હતું. રાજાઓ મંત્રીઓને પોતાનો જમણો હાથ ગણતા. તેમનું સારું એવું સન્માન કરતા.[13] ખાસ કરીને, કૃષ્ણ ત્રીજો પોતાના પરરાજ્ય મંત્રી નારાયણદેવ, અને ગોવિંદ ત્રીજો પોતાના મુખ્ય મંત્રી ચાંગદેવની પોતાના દાનપત્રોમાં ઘણી પ્રશંસા કરે છે. મંત્રીઓમાં મુખ્ય મંત્રી, મહાસંધિ વિગ્રહક (પરરાજ્ય મંત્રી), સચિવ (યુદ્ધ મંત્રી), મહાપ્રચંડ દંડનાયક (મુખ્ય પોલીસ અને જેલ-અધિકારી), અમાત્ય (મહેસૂલી પ્રધાન), સમાહર્તા (ખજાનચી), વગેરે મહત્ત્વનું સ્થાન ભોગવતા. પુરોહિતનો દાનપત્રોમાં અગત્યના સભ્ય તરીકે નિર્દેશ નહિ હોવાથી, આ સમય દરમ્યાન તેણે પોતાનું સ્થાન ગુમાવ્યું લાગે છે.

**પ્રાંતિક, પ્રાદેશિક અને નગર-વહીવટ**

સામ્રાજ્યમાં એકંદરે ૨૫ થી ૨૬ રાષ્ટ્ર (પ્રાંતો) હતા. દરેક રાષ્ટ્રમાં પાંચ કે ૭ વિષય (જિલ્લા) હતા. તેના ભુક્તિ, આહર કે નાદ અને ગ્રામ તે નાનાં એકમો

૧૦. 'The Rashtrakuta' and their times, p. 149
૧૧. સમકાલીન આરબ મુસાફર સુલેમાનનું કથન.
૧૨. ઇન્ડિયન એન્ટિક્વેરી, પુ. ૧૨, પૃ. ૧૩
૧૩. ઇન્ડિયન એન્ટિક્વેરી, પુ. ૧૩, પૃ. ૬૬

હતાં. રાષ્ટ્રનો મુખ્ય ઉપરી મોટેભાગે રાજકુમાર અથવા આગેવાન સામંત કે રાજકુટુંબનો સભ્ય હતો. તે રાજ્ય-દિય, મહાસામંત કે મહામંડળેશ્વર તરીકે ઓળખાતો. તેનું સ્થાન ક્યારેક વંશપરંપરાગત પણ હતું. બનવાસી રાષ્ટ્રનો ગવર્નર બંકેય તે સ્થાન ત્રણ પેઢીથી ભોગવતો હતો. ભુક્તિનો મુખ્ય અધિકારી ભોગપતિ હતો. તેનું મુખ્ય કાર્ય મહેસૂલ એકત્રિત કરવાનું હતું. પુરીગેરી અને બેલગોલા ભુક્તિમાં દરેકમાં ૩૦૦ ગ્રામ હતાં લશ્કરી અને શૈક્ષણિક ધોરણે અધિકારીઓની પસંદગી થતી. નગર માટે મુખ્ય નગરરક્ષકની ખાસ ગોઠવણ હતી. આ તમામના સહાયક અધિકારીઓનાં નામ પણ દાનપત્રોમાં મળે છે.

## ગ્રામ્ય વહીવટ

ગામડું સૌથી નાનું પણ સૌથી મહત્ત્વનું અંગ હતું. તેનો મુખ્ય અધિકારી ગ્રામકૂટ (ગ્રામણી) હતો. તે કર્ણિક તથા ગ્રામ્ય સમિતિની સહાયથી ગ્રામનો વહીવટ કરતો. રાષ્ટ્રકૂટ રાજ્યમાં લશ્કરી સરદારો, બ્રાહ્મણો, વિદ્વાનો વગેરેને હસ્તક પણ કેટલાંક ગામડાં હતાં; ત્યાં પણ આ પ્રકારનો વહીવટ હતો. ગ્રામણી મહેસૂલી તથા સંરક્ષક અધિકારી હતો. તેના નેતૃત્વ તળે ગામડાંના યુવાનોએ ગ્રામ-રક્ષણને માટે બતાવેલી વીરતાને અપનાવેલી શહીદીના પણ કેટલાક કિસ્સાઓ ભૂમિદાનો અને લોકકથાઓમાંથી મળે છે.[૧૪]

## ગ્રામ્ય સમિતિ

ચોલ શાસનની માફક રાષ્ટ્રકૂટ શાસનનું મહત્ત્વનું અંગ ગ્રામ્ય સમિતિ હતી. તે ગ્રામના આગેવાનોની બનેલી હતી. તેના સભ્યોની સંખ્યા નિશ્ચિત ન હતી. તે ૨૦ થી ૫૦ની વચ્ચેની હતી. આ સભ્યોની ગ્રામના પુખ્ત વયના તમામ લોકો દ્વારા નિયુક્તિ અથવા ચૂંટણી થતી. ચૂંટણી બૅલેટ (લાકડાની પટી) પદ્ધતિથી થતી. કેટલાક સભ્યોનાં સ્થાન વંશપરંપરાગત પણ હતાં. ગ્રામના ખેડૂત, કારીગર, ધાતુકામ કરનાર, વેપારી, વગેરે વર્ગોના પ્રતિનિધિઓ તેમાં બેસતા. ગ્રામણી મોટેભાગે આ સમિતિનો પ્રમુખ હતો. તે સમિતિની સલાહ પ્રમાણે વહીવટ કરતો. સમિતિના સભ્યોની લાયકાતમાં અમુક મિલકત અમુક શિક્ષણ તથા ચારિત્ર્યશીલતા એ મુખ્ય હતી. તેમ તામ્રપત્રો પરથી સૂચિત થાય છે.[૧૫] સતત ત્રણ વર્ષ સુધી સભ્યપદ ભોગવનારને ફરીથી ત્રણ વર્ષ માટે સભ્ય તરીકે ઊભા રહેવા ગેરલાયક ગણાતો. કૃષ્ણ ત્રીજા, ગોવિંદ ચોથા વગેરેના તામ્રપત્રોના વિવરણ મુજબ, અપ્રમાણિકતા, ગેરવહીવટ, સગાઓ પ્રત્યે પક્ષપાત, ચોરી, લૂંટફાટ, રાજ્યદ્રોહ વગેરે અપરાધો કરનાર સભ્ય તરીકે નામંજૂર થતો અથવા તેનું સભ્યપદ રદ થતું.

સમિતિ જુદી જુદી પેટા-કમિટીઓ દ્વારા ભિન્ન ભિન્ન પ્રકારનાં લોકોપયોગી કાર્યો કરતી, ખેતીવાડી, બાગબગીચા, બજાર અને વાહનવ્યવહાર, મંદિર, શાળા, દવાખાનાં, જળાશય. પરદેશીઓ અને મુસાફરોની માવજત, ન્યાય વગેરે કાર્યો માટે અલગ અલગ કમિટીઓ હતી.[૧૬] ગ્રામણી, ગ્રામ્ય અધિકારીઓ તથા સરકાર તેમને માર્ગદર્શન આપતા, પરંતુ તેમના કાર્યમાં ભાગ્યેજ દરમ્યાનગીરી કરતા. ગામડાંની આવકના આશરે ૧૫ ટકા ગ્રામ સમિતિને ગ્રામ્ય વિકાસનાં કાર્યો માટે વાપરવાની છૂટ હતી. ઈ. સ. ૧૮૩૦ સુધી આ પ્રથા અસ્તિત્વમાં હોવાના પુરાવા મળે છે.

## સમીક્ષા

રાષ્ટ્રકૂટ રાજ્યની સમીક્ષા કરતાં માલૂમ પડે છે કે તેમનું રાજ્ય એકંદરે વિસ્તૃત અને વ્યવસ્થિત હતું. કમનસીબે તેઓ ઉત્તર ભારતની સમકાલીન મુખ્ય સત્તાઓ, ગુર્જર-પ્રતિહાર અને પાલ સાથે સતત સંઘર્ષમાં ઊતર્યા. તેઓ બન્નેને નિર્બળ બનાવવામાં સફળ નીવડ્યા. પરંતુ છેવટે પોતે પણ નિર્બળ બન્યા. તેઓએ મધ્ય યુગના દખ્ખણ અને દક્ષિણ ભારતના સાંસ્કૃતિક ઘડતરમાં મુખ્ય હિસ્સો આપ્યો. તેમના સમય દરમ્યાન દક્ષિણનો ઉત્તર તથા પરદેશો સાથેનો વેપાર વધ્યો. ખાસ કરીને, રાષ્ટ્રકૂટ અમલ દરમ્યાન આરબ મુસાફરો ઠીક સંખ્યામાં દખ્ખણમાં આવ્યા અને વસ્યા. રાષ્ટ્રકૂટોએ ધર્મસહિષ્ણુતા બતાવી અને પહેલી મસ્જિદ દક્ષિણ ભારતમાં તેમના સમયમાં બંધાઈ. જો કે રાજ્યો મધ્યયુગી વાતાવરણથી મુક્ત ન હતાં, છતાં યે તેઓએ દખ્ખણની એકતા સર્જવામાં મુખ્ય ભાગ ભજવ્યો. હાલની મરાઠી જાતિની ઉત્પત્તિ અને હાલના મહારાષ્ટ્રનું ઘડતર મુખ્યત્વે કરીને રાષ્ટ્રકૂટોને આભારી છે. દક્ષિણમાં સાહિત્ય, સંસ્કાર અને કલાને પોષવામાં તેમનું સ્થાન જો કે પલ્લવો પછીનું ગણાય, છતાં યે તેમણે સંસ્કૃત તથા પ્રાદેશિક ભાષા અને સાહિત્ય એમ બન્નેને આપેલાં પ્રોત્સાહનથી ઉત્તર અને દક્ષિણની સંસ્કૃતિ વધારે નિકટ આવી. (ક્રમશઃ)

૧૪ એજન, પુસ્તક ૪, પૃ. ૨૭૬

૧૫ એપિગ્રાફીઆ ઈન્ડિકા પુ. ૭, પૃ. ૧૯૭

૧૬ એજન, પુ. ૬, પૃ. ૨૪૨; પુ. ૭, પૃ. ૨૦૩

*

છે, તે પણ આ સંદર્ભમાં નોંધવા જેવું તો ખરું જ.

× × ×

'તમે કોઈ દિવસ મંડળીમાં મળી, એકમત થવાનો વિચાર નથી કીધો...તમારો માણસ રૂપે શો હક છે? ...સ્વતંત્રતા તે શું છે? રાજ્યકારભાર તે શું?...ને સ્વદેશપ્રીતિ તે શું? એ વાતોમાં તમે કેવળ વિચારશૂન્ય છો.'[૯] ઈસુનું ૧૮૫૬મું વરસ ચાલે છે અને વય જેનું તેવીસનું છે એવો એક ગુજરાતી નવયુવક આ પ્રશ્ન એના દેશબાંધવો સમક્ષ ઊભો કરે છે. એ જાગ્રત જરૂર હશે, પણ પ્રશ્ન એની પાસે સ્પષ્ટ । કેટલો,—એ સવાલ પૂછવાપણું તો છે જ. કારણ, એણે આમ કહ્યાને માંડ વરસ વીત્યું નહિ હોય એવામાં અઢારસોસત્તાવનના જંગનાં મંડાણ થઈ ચૂક્યાં ત્યારનાં એનાં પ્રતિભાવો ને પ્રતિક્રિયા આપણને સાંપ્રત—ને તેથી કંઈક સ્વલક્ષી—સંદર્ભમાં ગોઠે એવાં નથી. જો કે વીરપૂજાના નમૂના જેવી લાગે એવી રજૂઆત તો થઈ જ છે: '...આપણે ધારતા હતા કે ૧૮૫૭ના હિન્દી સિપાઈઓના વિગ્રહને સ્વાતંત્ર્યયુદ્ધ સૌથી પહેલું ગુજરાત વિદ્યાપીઠે કહેલું, પણ 'નર્મકવિતા' ઉઘાડીને જોતાં માલૂમ પડે છે કે એ વિગ્રહને સ્વાતંત્ર્યયુદ્ધરૂપે જોનારો તો સૌથી પહેલો નર્મદ જ છે.'[૧૦] ૧૮૫૭ના જંગને સ્વાતંત્ર્યસંગ્રામ તરીકે સર્વપ્રથમ ઓળખાવ્યો વિનાયક દામોદર સાવરકરે, નહિ કે ગુજરાત વિદ્યાપીઠે—આડ-ટીકા ભલે બાજુએ મૂકીએ; પણ વિશ્વનાથ ભટ્ટે નર્મદને આપેલું પ્રમાણપત્ર સહજસ્વીકાર્ય નથી લાગતું. હા, ન્યાય ખાતર એટલું કબૂલવું રહ્યું કે, એના બીજા કેટલાક સમકાલીનોની જેમ, નર્મદે આ આખી યે ઘટના પ્રત્યે વક્રદૃષ્ટિથી[૧૧] જોયું નહોતું. ૧૮૬૮ના એક 'ડાંડિયો'માંથી થોડુંક ટાંકું તો તે અહીં અસ્થાને લેખાશે: 'કેટલું શરમભરેલું કે ચાલુ જમાનાની બાબતો વિશે યોગ્ય રીતે શોધ કરીને તેનાં અંધેર કોઈ ઉઘાડાં નથી પાડતું, ને લખનારાઓમાં ગાડરિયો પ્રવાહ જ ચાલે છે. આવું જેને દસેરાવીનો છે તે સિપાહીબળવા વિશે તો બન્યું જ છે...'[૧૨] વળી, એ પણ ખરું કે, એણે નાનાસાહેબ પેશવા, તાત્યા ટોપે, ઝાંસીની રાણી વગેરેને બિરદાવ્યાં છે. પણ એવાં કાંઈ બળવત્તર પ્રમાણો નર્મસાહિત્યમાં નથી જણાતાં, જેના આધારે ૧૮૫૭ના સંગ્રામને એ સ્વાતંત્ર્યયુદ્ધ તરીકે જ જોતો હતો એવું આપણે નિઃસંકોચ કહી શકીએ. ઊલટાનું, 'નર્મકવિતા'ને ઉઘાડીને જોવાની વિશ્વનાથ ભટ્ટે આપેલી સલાહ અમલમાં મૂકતાં મેં શું જોયું?—તા. ૧ નવેમ્બર, ૧૮૫૮ની રચના: 'દેસમેં આનદ ભયો, જે જે, વિક્ટોરિયા!' નર્મદાશંકર જેનું નામ—એણે તો ઘવાયેલા અંગ્રેજ સૈનિકોની ભીડના નિવારણ અર્થે ફંડ એકત્ર કરવા સારુ ય કવિતા લખ્યાની નોંધ મળે છે!

× × ×

અન્તે, નર્મદના રાજકીય વિચારોનો સાર આપવો હોય તો, એણે ગણાવેલા પેલા ત્રણ જોસ્સા સ્મરવા રહ્યા: સ્વતંત્રતા—વિચારમાં ને નિર્વાહમાં; બીજો જોસ્સો કેટલાએક કુદરતી હક્કો દરેક માણસના સરખા જ છે એ પ્રકારના અભિમાનનો; અને ત્રીજો જોસ્સો દેશાભિમાનનો.[૧૩]

**પાદટીપ:**

૧ વિશ્વનાથ ભટ્ટ, 'નર્મદનું મંદિર,' પદ્યવિભાગ (૧૯૩૪), પૃ. ૧૧૦
૨ એજન, પૃ. ૧૧૨–૧૨૨
૩ વિશ્વનાથ ભટ્ટ, 'નર્મદનું મંદિર', ગદ્યવિભાગ (૧૯૩૯), પૃ. ૨૮
૪ એજન, પૃ. ૧૬
૫ એજન, પૃ. ૭૩
૬ કેશવલાલ કામદાર, 'સ્વાધ્યાય', પ્રથમખંડ (૧૯૩૯), પૃ. ૨૪૨
૭ વિશ્વનાથ ભટ્ટ, 'નર્મદનું મંદિર', ગદ્યવિભાગ (૧૯૩૯), પૃ. ૪–૪
૮ એજન, પૃ. ૩૧૯
૯ એજન, પૃ. ૧૧–૧૨
૧૦ વિશ્વનાથ ભટ્ટ, 'વીર નર્મદ', પાંચમી આવૃત્તિ (૧૯૪૬), પૃ. ૧૨૫
૧૧ જેમ કે, ૧૮૫૭ના 'બુદ્ધિપ્રકાશ'માં દલપતરામે લખેલું: 'હિન્દુસ્થાનમાં પરોપકારી ઇંગ્રેજ લોકોએ સુધારાનાં ઝાડ રોપ્યાં હતાં, અને દિલ્હી પ્રાંતમાં નિશાળો, કૉલેજ, પુસ્તકશાળાઓ વગેરે સુધારાનાં કારખાનાં મજબૂત કર્યાં હતાં, તેથી તે દેશનો ફાયદો વહેલો થાય એવું જણાતું હતું. બેવકૂફ

લોકોએ ફિતૂર ઊઠાવીને દેશને ઘણું નુકસાન પહોંચાડ્યું છે ને સરકાર તથા રહીયતને કરોડો રૂપૈયાનું તથા હજારો માણસોનું નુકસાન થશે. ને ગયા ત્રીસ વરસનો સુધારો ધોવાઈ જશે. અને જેમ માખી દૂધમાં પડીને પોતાનો જીવ પણ ખૂએ છે ને દૂધ પીનારને પણ સંકટમાં નાંખે છે, તેમ જ એ લોકોએ પોતાનો તથા પોતાના બાળબચ્ચાંનો સ્વાર્થ બગાડ્યો અને પોતાના દેશની તથા પોતાના નાત્યભાઈની આબરૂ ઘટાડી અને પોતાના પાળનારને તસ્દી આપી. આ વાત જે સાંભળે છે તે રાજા, તથા રહીયત તે લોકોને ધિક્કારે છે. તે ઇંગ્રેજ સરકારનું રાજ્ય હંમેશ કાયમ રહો એવી ઇચ્છા રાખે છે.'

[વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, 'વિવેચના' (૧૯૩૯), પૃ. ૩૭]

૧૨ વિજયરાય વૈદ્ય, 'લીલાંસૂકાં પાન' (૧૯૪૨), પૃ. ૭૦

૧૩ વિશ્વનાથ ભટ્ટ, 'નર્મદનું મંદિર', ગદ્યવિભાગ (૧૯૩૭), પૃ. ૨૭-૨૮

*

અનુસંધાન] **પ્રથમ બ્રિટિશ સમાજવાદી સ્પીકર** [પૃષ્ઠ ૧૬૬થી ચાલુ

વગેરે ગુણોથી સજ્જ એવા નવા સ્પીકર સરસ કામગીરી કરશે એ વિષે સહુએ શ્રદ્ધા વ્યક્ત કરી. મિ. ગ્રિમન્ડે રમૂજમા ટકોર કરી કે નવા સ્પીકર ડૉક્ટર ઑફ ફિલૉસૉફી છે તેના કરતાં તેઓ નિશાળના શિક્ષક અગાઉ હતા એ હકીકત એમને સ્પીકરની જવાબદારીઓ પાર પાડવામા વધુ સહાયરૂપ નીવડશે! આમની સભાના સહુથી દીર્ઘ કારકિર્દીવાળા સભ્ય રૂઢિચુસ્ત પક્ષના મિ. ટર્ટને સભાગૃહના પિતાની હેસિયતથી નવા સ્પીકરને વધાવી લીધા અને પછી પાર્લમેન્ટનું બીજું કામ રાબેતા મુજબ હાથ પર લેવાયું.

*

# લાલબહાદુર શાસ્ત્રી

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

તાશકંદની સિદ્ધિનું સર્વોચ્ચ શિખર સર કર્યા પછી શ્રી લાલબહાદુર શાસ્ત્રી સંતોષ અને શાંતિથી સૂતા તે ચિરનિદ્રામાં જ! વિધિની કરણી કેવી અકળ અને રહસ્યપૂર્ણ હોય છે! પંડિત જવાહરલાલ નેહરુ પછી તરત વડા પ્રધાન થવું એ સહેલી વાત નહોતી. પણ દોઢ વર્ષમાં જ લાલબહાદુરજીએ ઘડીભર નેહરુ નજર બહાર થઈ જાય એવું અદ્ભુત કર્તૃત્વ કરી દેખાડ્યું—નેહરુ જેવું વ્યક્તિત્વ નહિ હોવા છતાં! શાસ્ત્રીજી વડા પ્રધાન બન્યા ત્યારે એમની માતાએ કહેલું કે, 'મૈં લાલબહાદુર સે યહી ચાહતી હૂઁ, કિ ચાહે જાન ચલે જાય, મગર દેશ બના રહે.' લાલબહાદુરજીએ માતાની ઇચ્છા અને આશિષ સફળ કરી બતાવી.

સદ્ગત લાલબહાદુરજીનું વ્યક્તિત્વ આમ તો નાનું અને બહારથી સાદું લાગતું હતું. પરંતુ એમાં અનેક લાક્ષણિકતાઓ અને શક્તિઓ પડેલી હતી. સત્તાની ટોચ પર પહોંચ્યા પછી શાસ્ત્રીજીની કુશળતાને અનેરી તક મળી. સ્વાર્થ અગર મહત્ત્વાકાંક્ષાથી શાસ્ત્રીજી ભાગ્યે જ રંગાયા હતા. સત્તાને એમણે જનસેવાનું સાધન માન્યું અને એ રીતે તે વાપર્યું. અસંખ્ય સામાન્યજનોની સ્વાભાવિક આકાંક્ષાઓ લાલબહાદુરજીના અસામાન્ય વ્યક્તિત્વમાં આબાદ વણાઈ હતી. એમનો સ્વભાવ સાલસ હતો, એમની વૃત્તિ સહિષ્ણુ અને સમાધાની હતી, એમનું વ્યક્તિત્વ સમતોલ હતું. શાસ્ત્રીજીનું અંગત જીવન ધર્મમય, ચારિત્ર્યશીલ, નીતિમત્તાથી સભર હતું.

સત્તા અને પ્રધાનપદ મળ્યાની પહેલાં અને તે પછી પણ, લાલબહાદુરજીની કામ કરવાની રીત શાંત, વિવેકપૂર્ણ, નિર્ધારવાળી અને મક્કમ હતી. માખણની જેમ અંદર-બહારથી મૃદુ એવા લાલબહાદુરજી ઢીલાપોચા નહોતા; એમની મૃદુતા એમની સુજનતાનું ચિહ્ન હતું. એમનું ચિત્ત સ્વસ્થ હતું, એમની વિચારધારા ચોખ્ખી હતી. ઝંઝાવાત વચ્ચે ય લાલબહાદુરજી અડગ અને ટટાર રહી શકતા. સાચા અર્થમાં તેઓ સ્થિતપ્રજ્ઞ હતા. રાજકારણની ધક્કામુક્કીમાં ઊભવું અને છતાં રાજકારણની ક્ષણિક ધમાલોથી પર રહેવું એ શાસ્ત્રીજીને સરસ આવડતું હતું. પોતાને સોંપાયેલું કામ એકધારું, નિષ્ઠાથી અને પ્રામાણિક મહેનતથી કર્યે જવામાં લાલબહાદુરજી એક્કા હતા. કૉંગ્રેસ પક્ષનું સંગઠનનું કાર્ય શાસ્ત્રીજીએ પોતાની ઠંડી તાકાતથી સરસ કરી બતાવ્યું. એ જ સામર્થ્ય પછી એમણે રાષ્ટ્રની એકતા માટે કામે લગાડયું.

લાલબહાદુરજી પોતાની મર્યાદાઓથી પૂરા વાકેફ હતા. તેથી જ તેઓ મહત્તાનાં શિખરો એક પછી એક જીતી શક્યા. એમનામાં નેહરુની આદર્શપ્રિયતાની છાંટ હતી તેમ સરદાર પટેલની વાસ્તવિકતાનો રંગ પણ હતો. લોકસેવાના પાઠ એમણે ગાંધીજી અને લાલા લજપતરાયજી પાસેથી લીધા હતા. શિક્ષણ અને સંસ્કારનું ધન એમણે આચાર્ય નરેન્દ્ર દેવ, રાજર્ષિ પુરુષોત્તમદાસ ટંડન અને બાબુ શ્રી પ્રકાશ પાસેથી એકઠું કર્યું હતું. વિચાર અને વ્યક્તિત્વની સ્વતંત્રતા અને ઉદાત્તતાનો વારસો એમણે બર્ટ્રાન્ડ રસેલ અને હૅરલ્ડ લૅસ્કીના ગ્રંથો દ્વારા મેળવ્યો હતો. આમ છતાં, શાસ્ત્રીજીને પોતાની મર્યાદાઓનું—શારીરિક, બૌદ્ધિક, અનુભવની—બરાબર ભાન હતું. પણ, તેથી જ, તેઓ સિદ્ધિઓ મેળવી શક્યા. પોતાના નીચા ને નાના શરીર વિષે લાલબહાદુરજી વારંવાર મજાક ઉડાવતા. અનેક વાર નેપથ્યમાં રહીને, એકલા અટૂલા રહીને, સંયમથી અને શિસ્તપૂર્વક તેઓ સેવાધર્મ સતત બજાવતા રહ્યા. મૃત્યુને પણ તેઓ કેવા ચુપચૂપ, માભોમથી દૂર, થોડી મિનિટોમાં જ ભેટી પડયા!

શાસ્ત્રીજીએ વર્ષો સુધી રોજના અઢાર અઢાર કલાક જેટલું કામ કરીને અક્ષરશઃ પોતાનું શરીર ઘસી નાખ્યું. દેશના આરોગ્ય માટે આજન્મ ઝઝૂમનાર આ વીર પુરુષે પોતાના આરોગ્ય પ્રત્યે પૂરી બેદરકારી દાખવી. એમનું હૃદય સંવેદનશીલ હતું. એમાં રહેલી ચેતના જ્વલંત હતી. એટલે, લાલબહાદુરજીના હૈયા પર ચોમેરની પરિસ્થિતિના અને વિચાર-સહાનુભૂતિના સાદ પડસાદ સતત પડતા રહ્યા. ઈ. સ. ૧૯૫૯માં એક દિવસ એમના પર હૃદયરોગનો હુમલો થયો. ૧૯૬૪ના જૂનમાં ફરી હુમલો થયો, અને આ તા. ૧૦-૧૧ જાન્યુ. '૬૬નો ત્રીજો હુમલો પ્રાણઘાતક નીવડયો. હૃદયરોગની બીમારી વિચિત્ર અને

ખગાળ હોય છે. ધમાલ અને મથામણ પછી હાડ્યે જ છૂટકો. લાલબહાદુરજી આમે ય શાંત પ્રકૃતિના હતા. એમનામાં અંગત મહત્ત્વાકાંક્ષા કદી જોર કરતી નહોતી. એટલે, તેમનું જીવન ધમાલિયું કે ખેંચતાણવાળું બન્યું નહોતું. સત્તાપ્રતિષ્ઠા માટે એમણે કદી પડાપડી કરી નહોતી. નેહરુ પછી વડા પ્રધાનપદ જાણે આપમેળે શાસ્ત્રીજી પાસે ચાલ્યું આવ્યું હતું. પરંતુ, પોતાના નાજુક અને નાદુરસ્ત હૃદય વિષે શાસ્ત્રીજી પૂરા માહિતગાર હતા, એટલે પોતાનું નિયત કાર્ય સમયસર પૂરું કરવાની એમને સ્વાભાવિક ઉતાવળ હતી. દોઢ વર્ષમાં એમણે જે જલદ ગતિથી વિજયવંતું કાર્ય કર્યે રાખ્યું એનું રહસ્ય અમુક અંશે એમની આવી તમન્નામાં જોવા મળે છે. યમુનાતટ ઉપર શાસ્ત્રીજીના નિર્મળ પાર્થિવ દેહને અગ્નિસંસ્કાર અપાયો ત્યારે ચિતા ઉપર ચંદન મુકાયું ન હોત તો પણ ત્યાંથી કાયમને માટે ચંદનની સુવાસ બધે ફેલાવાની જ હતી.

સ્વાતંત્ર્યોત્તર ભારતના સત્તર-અઢાર વર્ષોમાં પંડિત જવાહરલાલજી જે કામો પૂરાં કે બરાબર ન કરી શક્યા તે લાલબહાદુરજીએ સત્તર-અઢાર મહિનાઓમાં સિદ્ધ કર્યાં! આમાં પંડિતજીનું મૂલ્યાંકન ઓછું કરવાનો સવાલ નથી: શાસ્ત્રીજી પણ પંડિતજી અને બીજા દિવંગત નેતાઓનાં કાર્ય-સામર્થ્ય પર જ ઊભા રહીને કામ ચલાવતા હતા. પણ એવા ટેકા વડે શાસ્ત્રીજીએ અસાધારણ સૂઝબૂઝથી, સ્પષ્ટ નિર્ણયશક્તિથી અને નિગ્રહી તથા સંયમી મિજાજથી સક્રિય કામ કર્યું: એટલે જ, એક રીતે, આજે 'લાલબહાદુર પછી કોણ?' એ પ્રશ્નનો જવાબ 'નેહરુ પછી કોણ?'ના જવાબ કરતાં વધુ અઘરો અને કઠિન બન્યો છે. લાલબહાદુરજીની કામગીરી માટે આ ઓછી ગૌરવભરી અંજલિ નથી. એક તરફ નેહરુજીવનની ભવ્ય યશોગાથા અને બીજી તરફ નેહરુ-કારકિર્દીની ભયાનક ભ્રમમાળા વચ્ચે સપડાયેલા શાસ્ત્રીજીનું વ્યક્તિત્વ દબાઈ જવાને બદલે ઊલટું વધુ ઓજસ્વી અને ધારદાર બન્યું. સંજોગોનો પડકાર શાસ્ત્રીજીએ ઝીલી લીધો. રાષ્ટ્રને થયેલા આહ્વાનનો એમણે બુલંદ પ્રત્યુત્તર આપ્યો. તેથી જ સમસ્ત રાષ્ટ્ર આજે સજળ નયને અને ભારે હૈયે પોતાના નેતા પ્રત્યે માનથી શિર ઝુકાવે છે.

લાલબહાદુરજી બહાદુરીથી લડ્યા. અનિષ્ટો આગળ એમણે લાચારી બતાવી નહિ. કુરુક્ષેત્રથી તેઓ ભાગ્યા નહિ; ઊલટું એને ધર્મક્ષેત્ર ગણીને, 'Come what may!'ની અદાથી એમણે રાષ્ટ્રને કોલ આપ્યો કે અસત્ય અને અન્યાયનો પ્રતિકાર તમામ તાકાત વડે તરત કરવો જ રહ્યો! લાલબહાદુરજી કાંઈ ઝઘડાખોર નહોતા. એમને લડાઈ પ્રિય નહોતી, લડવાની લગન એમને નહોતી. શાંતિના જ તેઓ હિમાયતી અને આગ્રહી હતા. પરંતુ, શાસ્ત્રીજીને મન શાંતિ એટલે ઔપચારિક કે નિર્જીવ શાંતિ નહોતી. નિર્વેર, ન્યાય અને સદાચાર પર નિર્ભર શાંતિ શાસ્ત્રીજીને ખપતી હતી. એવી શાંતિની ખોજ માટે તેઓ કડકડતી ઠંડીમાં અને કાતીલ રાજકીય આબોહવામાં તાશ્કંદ ગયા હતા. અન્યત્ર વિદેશયાત્રાઓમાં પોતાની સુશીલ સહધર્મચારિણીનો સંગાથ શોધનારા શાસ્ત્રીજી તાશ્કંદમાં સભાનપણે એકલા ગયા હતા. એકચિત્ત, એકધારો પરિશ્રમ કશા પણ અંતરાય વિના કરવાનો એમને હરખ હતો. એટલે લાલબહાદુરજી એકલા ગયા અને કાયમને માટે, 'એકલો જાને રે' સુણાવતા, અદૃશ્ય થઈ ગયા! તાશ્કંદની ગોષ્ઠિઓ આશા-નિરાશા વચ્ચે ઝોલાં ખાતી ચાલુ રહી હતી ત્યારે એકલા શાસ્ત્રીજીની પ્રજ્ઞા સ્થિર અને સામર્થ્યવાન બની રહી હતી. રશિયન વડા પ્રધાન કોસીગીન અને પાક પ્રમુખ અયૂબખાનને શાબાશી મળવી જોઈએ ખરી, પણ લાલબહાદુરજી તાશ્કંદમાં જે અદાથી વર્ત્યા અને બોલ્યા તે તો ઓર જ હતું! તાશ્કંદના જાહેરનામાની મહત્તા અને સૂચકતા શાસ્ત્રીજીની શહાદતથી કેટલી બધી વધી ગઈ! ભારતીય ઉપખંડ પર સાચી શાંતિ અને સહૃદયી ભાઈચારો પ્રસ્થાપિત થવા માટેની તમામ શક્યતાઓ તાશ્કંદની આ સમજૂતીમાં સમાએલી છે. આવું ક્રાંતિકારી કાર્ય કરીને ચિરવિદાય લેનાર લાલબહાદુર શાસ્ત્રી માટે મરણોત્તર, જેમ 'ભારત રત્ન'નો સર્વોચ્ચ ખિતાબ રાષ્ટ્રપતિ ડૉ. રાધાકૃષ્ણન્ પ્રજાસત્તાકદિને આપવાના છે તેમ, નોબેલ શાંતિ ઇનામની ઘોષણા થવી જોઈએ. ૧૯૬૬ના વર્ષનું શાંતિ માટેનું નોબેલ પારિતોષિક પ્રાપ્ત કરવાનો અધિકાર સદ્‌ગત લાલબહાદુરજીએ તાશ્કંદમાં મેળવ્યો! ભારતવર્ષ ખંડિત બનીને સ્વતંત્ર બન્યું; ઉપખંડના કૃત્રિમ ટુકડા બન્યા. હવે, સ્વતંત્ર ભારત અને સ્વતંત્ર પાકિસ્તાન એકસાથે કદમ ઉઠાવીને, ખભેખભા મિલાવીને, પ્રેમ અને સંમતિ

દારીથી શા સારુ ન વર્તે? શાસ્ત્રીજીને માટે આ ખરી અંજલિ નીવડશે અને એ એમનું સુયોગ્ય સ્મારક બની રહેશે.

એશિયામાં હવે તાશ્કંદ જાહેરાતને કારણે નવી આબોહવા સર્જાવી જોઈએ. ભારતીય ઉપખંડ પર તાશ્કંદની સિદ્ધિને લીધે નવું જોમ અને વાતાવરણ પેદા થવું જોઇએ. માનવની પ્રતિષ્ઠા અને માનવતાનાં મૂલ્યોની આવજાત માટે સહિયારો પુરુષાર્થ થવો જોઈએ. ગરીબાઈ, અજ્ઞાન, અંધશ્રદ્ધા, વહેમ, બીમારી જેવા ભયાનક દુશ્મનો સામે સહુએ ભેગા મળીને સંગ્રામ ખેલવો જોઈએ અને સ્વાતંત્ર્ય તથા સમૃદ્ધિનું નવજીવન નાનામોટા સહુને માટે સુલભ કરી આપવું જોઈએ. આવા ભગીરથ કાર્ય માટે લાલબહાદુરજી જીવ્યા, ઝઝૂમ્યા અને મરણ પામ્યા.

લાલબહાદુર શાસ્ત્રી ધરતીના લાલ હતા. બહાદુર પણ એવા જ. 'જય કિસાન' અને 'જય જવાન'નાં સૂચક સૂત્રો એમણે આપ્યાં. બચપણમાં ગંગા નદી તરી જઈને ભણવા જનારા લાલબહાદુરે જીવનગંગા સફળતાથી તરી જઇને હંમેશની વિદાય લીધી છે. એમના ઓચિંતા અવસાનથી આપણને સહુને આઘાત લાગ્યો છે. પણ શ્રીમતી લલિતાદેવીનું દુઃખ અવર્ણનીય છે. આર્યપત્નીના ગુણો આ સન્નારી પાસે છે. પતિને છાંયડો ને વિસામો આપનારાં લલિતાદેવી પતિના પુરુષાર્થની આડે કદી ન આવ્યાં. લલિતાદેવી પ્રત્યેની હમદર્દી રૂપે એકાદ બે સાચાં અશ્રુબિંદુ પણ દરેક ભારતવાસીની આંખમાંથી સરી પડશે તો પતિના ચિરવિયોગનું દારુણ દુઃખ સહન કરવાની ગજબ શક્તિ એ સરળહૃદયી સતીને મળશે. ભારત સરકારે લલિતાદેવી માટે પેન્શન અને ઘરની વ્યવસ્થા કરી એ સ્તુત્ય નિર્ણય છે. લાલબહાદુરજીના નિઃસ્વાર્થી અને અણીશુદ્ધ ચારિત્ર્યની સુવાસ આપણને સહુને હંમેશ વળગેલી રહો! લાલબહાદુર શાસ્ત્રી ભલા ભોળા ભારતીય ગ્રામજનના મૂર્તિમંત પ્રતીક સમા હતા. અસંખ્ય અને અજ્ઞાત સામાન્યજનોના અવિચલ આધારસ્તંભ તરીકે શાસ્ત્રીજી પ્રત્યે ભારત અને વિશ્વ શ્રદ્ધાથી, આશાથી અને વિશ્વાસથી માંડ જોતું થયું ત્યાં જ ક્રૂર કાળપુરુષે શાસ્ત્રીજીને આપણી વચ્ચેથી ઝડપી લીધા! પણ લાલબહાદુર શાસ્ત્રીનો વારસો ઝૂંટવી જવાની કોઇની તાકાત નથી. એ વારસાને આપણે શોભાવીએ અને વધારીએ! લાલબહાદુરજીને મારાં શતશઃ વંદન!

(મકરસંક્રાંતિ, તા. ૧૪-૧-'૬૬)

*

“......દેશની પાસે ગમે તેવાં ભયાનક શક્તિશાળી શસ્ત્રો હોય છતાં અત્યારે અથવા ભવિષ્યમાં ક્યારેય પણ દેશની સુરક્ષાનો આધાર દેશના જુસ્સા તથા દેશની પરિસ્થિતિ પર છે... ટૂંકમાં, જેવી જુસ્સાવાળી જનતા તેટલી ઉત્તમ સુરક્ષા. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ઉત્તમ સુરક્ષાની બાંહેધરી અન્ય દેશો સાથેની મિત્રાચારી છે. આપણે નિર્બળ અને નિરુદ્યમી હોઈશું તો, આપણને કોઈના મૈત્રી મળશે નહિ. ભયને ન ગણકારતી તથા પોતાને સાચું લાગે તે જ યથાશક્તિ કરતી અને અન્ય પરિબળો તથા બીજા દેશો દ્વારા આડી [illegible] ન ધકેલાઈ જતી જનતા માન ઉપજાવી શકે છે, અને ઉપજેલા એ માનથી મૈત્રી મળે છે.”

— જવાહરલાલ નેહરુ

*

# મધપૂડો

'રામેશ'

[વિવિધ વૃત્તપત્રો, સામયિકો, પુસ્તકોમાંથી વાંચેલી, વીણેલી અને વિચારેલી સામગ્રી]

## આર્થિક વિચારધારા: કેટલાક સવાલો

ઑક્સફર્ડમાંના અર્થશાસ્ત્રના અધ્યાપક જૉન જેઈક્સ (John Jewkes) એ બ્રિટનની Keele Universityમાં આ વર્ષે આપેલાં Lindsay Memorial Lectures હવે પુસ્તકાકારે પ્રગટ થયાં છે. [ "Public and Private Enterprise"; Routledge and Kegan Paul, 12s. 6d ] આર્થિક વ્યવસ્થાતંત્ર (Economic Organisation)ના આ ઑક્સફર્ડ-અધ્યાપકે પોતાનાં વ્યાખ્યાનોમાં અનેક પ્રચલિત અને ફૅશનેબલ આર્થિક વિચારો પર ઉગ્ર પ્રહારો કર્યા છે, અને ઘણી આર્થિક બાબતો વિષેની પોતાની ગંભીર શંકાઓ છૂટથી વ્યક્ત કરી છે. કોઈ દેશની સરકાર પોતાના સમાજના આર્થિક ભાવિની ઝાંખી સ્પષ્ટપણે કે સામાન્યપણે કરી શકે એમ પ્રોફેસર જેઈક્સ માનતા નથી. નિયોજન વિષે પણ એમણે કેટલાક સવાલો ઉઠાવ્યા છે. ઉચ્ચ શિક્ષણ અને વધુ ઉત્પાદન વચ્ચે તેઓ ખાસ કાર્યકારણ-સંબંધ જોતા નથી, જો કે ઉચ્ચ શિક્ષણના તેઓ પ્રખર હિમાયતી છે.

પ્રોફેસર જેઈક્સના આ પુસ્તકમાંનું એક અવતરણ: "I think, for instance, that healthy academic life, the pursuit of truth, vitally depends upon some members and groups in society remaining comparatively indifferent to money-making."

\+ + +

## રૂઢિચુસ્તે સમાજવાદીને આબાદ બચાવ્યા!

બ્રિટિશ પાર્લમેન્ટના એક 'રૂઢિચુસ્ત' સભ્યે એક 'મજૂર' સભ્યને દરિયામાં ડૂબતાં આબાદ બચાવી લીધાનો અતિ રોમાંચક બનાવ નવેંબર ૧૯૬૫ની આખરમાં બન્યો. 'કૉમનવેલ્થ પાર્લમેન્ટરી એસોસીએશનના ઉપક્રમે, આમની સભાના ચાર સભ્યોનું બનેલું એક પ્રતિનિધિમંડળ વેસ્ટ ઈંડીઝના બે અઠવાડિયાના પ્રવાસે ગયું હતું. એમાં બે મજૂર પક્ષના સભ્યો – મિ. નેસ એડવર્ડ્સ્ અને મિ. બેન્જામિન ફોર્ડ – હતા, જ્યારે બે રૂઢિચુસ્ત પક્ષના – મિ. વિલિયમ ક્લાર્ક અને મિ. નીલ માર્ટન – હતા. ટોર્ટોલા ટાપુમાં આ પ્રતિનિધિમંડળ વિવિધ નિશાળોની મુલાકાત લઈ રહ્યું હતું ત્યારે એક દિવસ વર્જિન ટાપુઓના દરિયાકિનારે તરવાનો વિચાર એમને આવ્યો. ચારે સભ્યો તરવૈયા હતા અને તરવાના પાછા શોખીન હતા. તેઓ નાહવા પડ્યા. થોડી વારમાં એક મોટા ખડક પર ચારે ભેગા મળવા ગયા ત્યાં મિ. એડવર્ડ્સ્ અને મિ. ક્લાર્ક ભેગા મિ. માર્ટન જોડાઈ ગયા, પણ એ જ ક્ષણે અચાનક મિ. માર્ટને મોટા અવાજો સાંભળ્યા. મિ. ફોર્ડ બૂમ મારતા હતા કે, "I can't make it." મિ. માર્ટને મિ. ફોર્ડને ડૂબતા જોયા. નિમિષમાત્રમાં મિ. માર્ટને હિંમતથી અને હોશિયારીથી મિ. ફોર્ડ તરફ દોટ મૂકી અને ઝંપલાવ્યું અને સદ્ભાગ્યે મિ. ફોર્ડને એમણે પકડી લીધા. દરિયાઈ મોજાં પૂરજોશમાં હતાં. ઍટલાંટિક મહાસાગરની ભરતી માઝા મૂકનારી હતી. પણ મિ. ફોર્ડના શરીર પરની પકડ મિ. માર્ટને ઢીલી થવા ન દીધી. મરણિયા પ્રયાસો બાદ મિ. માર્ટન મિ. ફોર્ડને કિનારા સુધી જેમ તેમ ખેંચી લાવ્યા. દરમિયાનમાં બીજા બે સભ્યો હૉસ્પિટલ-સેવાઓ માટે દોડ્યા. મિ. ફોર્ડ બેભાન હાલતમાં પડ્યા હતા. મિ. માર્ટન થાકીને લોથ થઈ ગયા હતા. છેવટે, સારા નસીબે દાક્તરી ઉપચારો સફળ નીવડ્યા. પાછળથી મિ. માર્ટને કહ્યું કે, 'આખો અનુભવ મુંઝવનારો હતો. હું જો બે ચાર સેકંડ મોડો પડ્યો હોત તો, મિ. ફોર્ડ ડૂબીને તણાઈ જાત"! ગઈ ચૂંટણીમાં (ઑક્ટો. ૧૯૬૪) મિ. ફોર્ડ ૧૩૯૮ની બહુમતીથી ચૂંટાયા હતા જ્યારે મિ. માર્ટનની બહુમતી ૫,૧૨૨ની હતી.

\+ + +

## કૅન્સર વિષે ચુપકીદી ક્યાં સુધી?

કૅન્સરનો રોગ હજી અસાધ્ય છે; તે જીવલેણ નીવડે છે. એટલે એની ભડક ઘણી મોટી છે. કૅન્સરનો

દર્દીના દહાડા કે અઠવાડિયાં ગણાઈ ચૂક્યાં મનાય છે. પરિણામે, કૅન્સરના રોગનો ઉલ્લેખ સરખો પણ સામાન્ય વ્યવહારમાં કરાતો નથી. જે તે માણસ કૅન્સરના નામને ટાળે છે. દરમિયાન, દાક્તરી વિજ્ઞાનની પ્રગતિ વણથંભી ચાલુ છે અને સંશોધન તથા પ્રયોગો પણ લગાતાર ચાલુ છે. એટલે, કૅન્સર પણ વહેલો મોડો અંકુશમાં, કાબૂમાં આવશે જ અને કૅન્સર એટલે તરત નિશ્ચિત મૃત્યુ, એવું રહેશે નહિ. છતાં, અત્યારે તો કૅન્સરનો શબ્દ ભલભલાને બીવડાવે છે અને મૃતઃપ્રાય કરી દે છે, એમાં શંકા નથી.

તેથી જ, લોકપ્રિય અને ખ્યાતનામ બ્રિટિશ ટેલિવિઝન વૃત્તાન્તવિવેચક રિચર્ડ ડિમ્બલબીનું ઉદાહરણ આજે વધુ ઉમદા અને પ્રશંસનીય થઈ પડ્યું છે. બ્રિટનમાં અને વિદેશોમાં અનેક મોટા સમારંભોના અહેવાલો રોચક શૈલીમાં, અસરકારક અવાજમાં, અને આકર્ષક રજૂઆત વડે, રેડિયો-ટેલિવિઝન પર વહેતા કરવામાં રિચર્ડ ડિમ્બલબી ખૂબ પાવરધા હતા. ગયા મહિને એમનું અકાળ અને કરુણ અવસાન થયું. એમની ઉંમર માત્ર ૫૨ વર્ષની જ હતી. પાંચ વર્ષ પર એમને કૅન્સરનો રોગ લાગુ પડ્યો. એ વખતે એમના પર શસ્ત્રક્રિયા કરાઈ, સદ્ભાગ્યે તે સફળ થઈ અને ડિમ્બલબી પાછા કામ પર ચડી ગયા. પોતાને કૅન્સર થયો છે એનું ભાન અને જ્ઞાન ડિમ્બલબીને, એમનાં પત્નીને અને નજીકનાં સગાંઓને તરત જ કરાવાયેલું. પણ ડિમ્બલબી ત્યાર પછી સતત—એક દિવસની પણ ગેરહાજરી વિના—કામ કરતા રહ્યા, એટલે કૅન્સરની એમની માંદગી વિષે કશી જાણ કે જાહેરાત જનતાને કરાઈ નહિ. આ પાંચ વર્ષોના ગાળામાં ડિમ્બલબીએ બ્રિટિશ સામાન્ય ચૂંટણી, સર વિન્સ્ટન ચર્ચિલની અંત્યયાત્રા, રાજકુમારી ઍલેક્ઝાન્ડ્રાનાં લગ્ન ઇત્યાદિ વિવિધ પ્રકારના પ્રસંગો પર બ્રૉડકાસ્ટ-વિવેચનો કર્યાં અને ટેલિવિઝન-ભૂમિકા ભજવી. કોઈ પણ વાર એમણે પોતાની ગંભીર માંદગી વિષે એક અક્ષર સુદ્ધાં ઉચ્ચાર્યો નહિ. અમેરિકામાં પણ એમણે કાર્યક્રમો રજૂ કર્યા. દરમ્યાન, કૅન્સરની બીમારી અંગેના ઉપચાર તેઓ સતત કરતા રહ્યા, અને ડિમ્બલબીએ પોતાની રમૂજવૃત્તિ અને ટિખળવૃત્તિ હંમેશ એવી ને એવી ચાલુ રાખી.

નવેમ્બર ૧૯૬૫ની શરૂઆતમાં રિચર્ડ ડિમ્બલબી પર ફરી કૅન્સરનું જ ઑપરેશન કરવામાં આવ્યું. આ વખતે એમને કેટલાંક અઠવાડિયાં સુધી હૉસ્પિટલમાં રહેવું પડશે એમ એમના ડૉક્ટરોએ જણાવ્યું. એટલે, ગંભીર માંદગીના બિછાનેથી આ હિંમતવાન અને હસમુખા દરદીએ પોતાના ૨૭ વર્ષના પુત્ર ડેવિડ મારફત જાહેર નિવેદન કરાવ્યું અને પોતાને કૅન્સર થયાનું જગજાહેર કર્યું. ડેવિડે નિવેદનમાં કહ્યું કે: "My father is very strongly opposed to the idea of cancer being an unmentionable disease. In his view no one minds saying that someone has had a heart attack, and it is nonsense to be scared of talking about cancer." જો હૃદયરોગના હુમલા વિષે વાત કરી શકાય તો કૅન્સરના દર્દ વિષે ચૂપકીદી શા સારુ? હૃદયરોગના દરદીઓ જો જીવી શકે તો કૅન્સરના કેમ નહિ? અમેરિકાના માજી પ્રમુખ જનરલ આઈઝનહોવરનું દૃષ્ટાંત મને અહીં યાદ આવે છે. એમના પર એકથી વધુ વખત ગંભીર સ્વરૂપના હૃદયરોગના હુમલા થયા અને તાજેતરમાં જ તેઓ પાછા ગંભીર માંદગીમાં સપડાયા હતા અને છતાં આઈઝનહોવર હજી બરાબર જીવે છે અને સ્વસ્થ છે!

રિચર્ડ ડિમ્બલબી કેવા મર્દ હતા અને શ્રદ્ધાવાન હતા તે જોઈ શકાશે. એમની આવી વીરતા અને આવું એમનું મનોબળ અન્ય દરદીઓ અને દુઃખીઓ માટે કેટલું બધું સાંત્વન આપનારું અને હૂંફ આપનારું છે! ડિમ્બલબી પોતાની જીવનયાત્રા ખેલદિલીથી અને જ્ઞાનયુક્ત ધૈર્યશીલતાથી ખેડતા રહ્યા અને છેવટે શાંત હિંમતથી તેઓ મૃત્યુને ભેટ્યા. કૅન્સર વિષેની ચૂપકીદી સેવવાનું ગાંડપણ આવા ગૌરવયુક્ત વ્યક્તિગત ઉદાહરણોથી ધીરે ધીરે પણ અવશ્ય ચાલ્યું જશે. ડિમ્બલબીની ભવ્ય જીવનગાથાને હું ભારે હૈયે અંજલિ આપું છું.

*

# દેશવિદેશના પ્રવાહો

પુરુષોત્તમ ગણેશ માવળંકર

## સિએરા લિઓનમાં લોકશાહીની પીછેહઠ

નવોદિત આફ્રિકન સ્વતંત્ર રાષ્ટ્રોમાં સાર્વભૌમત્વ સાથે સરમુખત્યારશાહીનો પવન પણ સતત ફૂંકાતો રહ્યો છે એ મોટી કમનસીબી છે. ઘાનાને પગલે એક પછી એક રાષ્ટ્રો પોતાના પ્રદેશમાંથી રાજકીય પક્ષોની હસ્તી મિટાવવાની મથામણ કરી રહ્યાં છે. લોકશાહીમાં પસંદગીની છૂટ અને મોકળાશ હોવી જ જોઈએ અને એને માટે વિવિધ અને વિરોધી અભિપ્રાયોના વહેણો પણ સતત વહેતાં રહેવાં જોઈએ. પરંતુ રાજકીય સ્થિરતાને નામે એકહથ્થુ સત્તાની જમાવટ જ્યાં ત્યાં થઈ રહ્યાનું ચિત્ર ઊપસી રહ્યું છે. ઘાના, કેન્યા, ટાન્ઝાનિયામાં એક જ—કેવળ સત્તાધારી—રાજકીય પક્ષનો સ્વીકાર બંધારણીય જોગવાઈ દ્વારા કરાયો છે. એમની હરોળમાં સિએરા લિઓન હવે આવશે એવી દહેશત રહે છે. પશ્ચિમ આફ્રિકામાં નાઈજીરિયા અને સિએરા લિઓન સુસ્થિર અને પશ્ચિમી ઢબની લોકશાહીવાળાં રાષ્ટ્રો આજે છેલ્લાં ચાર-પાંચ વર્ષથી મનાયાં છે પરંતુ સિએરા લિઓનમાનાં રાજકીય પરિબળોની વિકૃતિ શરૂ થઈ ગઈ છે. વડા પ્રધાન સર આલ્બર્ટ માર્ગાઈ તાજેતરમાં ઘાનાના પ્રમુખ ડૉ. ક્વામે નક્રુમાને મળી આવ્યા—એક પક્ષીય રાજ્યતંત્રના જાદુ વિષે સર આલ્બર્ટ નક્રુમા પાસેથી જરૂરી જાણકારી મેળવી આવ્યા લાગે છે! નક્રુમાની માફક એમણે પણ મુક્ત ન્યાયતંત્રને સુરંગ ચાંપી દીધી છે. સિએરા લિઓનના મુખ્ય ન્યાયમૂર્તિ સર સૅમ્યુઅલ જોન્સ પોતાના પદ પરથી છૂટા થયા છે. તેઓ આપમેળે છૂટા નથી થયા; વડા પ્રધાન સર આલ્બર્ટ એમને ચાલાકીથી પદભ્રષ્ટ કર્યા છે. સિએરા લિઓનમાંનું ન્યાયતંત્ર ચાર વર્ષનાં ટૂંકા ગાળામાં પણ સારું એવું મજબૂત અને સ્વતંત્ર બન્યું હતું. એને હવે મરણતોલ ફટકો લાગતાં સિએરા લિઓનમાં લોકશાહી એકદમ ભયમાં મુકાઈ છે. હવે અમલસત્તાક ઉદય પામશે, જેમાં પ્રજા અસ્ત પામશે ને સરમુખત્યારો મજા માણશે! (૩૦-૧૨-'૬૫)

\+ + +

## ગૅમ્બિયા પ્રજાસત્તાક થતાં રહી ગયું

પશ્ચિમ આફ્રિકામાં આવેલું ટચૂકડું નવું સ્વતંત્ર રાષ્ટ્ર ગૅમ્બિયા પ્રજાસત્તાક તરીકે નવો બંધારણીય જન્મ અને આકાર લેતું અટકી ગયું છે. નવેક માસથી સાર્વભૌમ તરીકે ચાલુ રહેલા ગૅમ્બિયામાં ત્યાંના વડા પ્રધાન મિ. જવારા ગણનાપાત્ર કાબેલિયતથી રાજ્યવહીવટ ચલાવી રહ્યા છે. મિ. જવારા પ્રમાણમાં જુવાન છે. ૪૧ વર્ષની ઉંમરે એક મજબૂત આફ્રિકન રાજકારણી અને વહીવટદાર તરીકે તેઓ પંકાએલા છે. એમની કામગીરીમાં કુશળતા અને સમતોલપણું જોવા મળે છે. એમની ઇચ્છા ગૅમ્બિયાને પ્રજાસત્તાક બનાવવાની હતી. તેઓ નવા પ્રજાસત્તાકના પ્રથમ પ્રમુખ બનેત. પરંતુ, તાજેતરમાં ગૅમ્બિયામાં આ પ્રશ્ન પરત્વે થોડાં અઠવાડિયાં પર થએલા સાર્વમતમાં પ્રજાસત્તાકની રચનાની તરફેણમાં જરૂરી મતો ન પડતાં ગૅમ્બિયાનું હાલનું બંધારણીય સ્વરૂપ ચાલુ રહ્યું છે. બ્રિટિશ રાણી એલિઝાબેથને ગૅમ્બિયા વફાદાર ચાલુ રહેશે, જો કે ગૅમ્બિયાનું સાર્વભૌમત્વ ચાલુ જ છે. પરંતુ, સાર્વમતનાં પરિણામથી મિ. જવારાની વ્યક્તિગત પ્રતિષ્ઠા અને છાપ કાંઈક ઝાંખી પડી છે, એમાં શંકા નથી. ગૅમ્બિયન લોકોનો ચુકાદો મિ. જવારાની અંગત આબરૂ ઘટાડનારો નીવડ્યો છે. સાર્વમતનું પરિણામ અણધાર્યું અને તેથી જ આશ્ચર્યકારક છે. ગૅમ્બિયન લોકો બ્રિટિશ રાણી પ્રત્યેની વફાદારી કે વહાલવૃત્તિથી આકર્ષાયા એવું નથી; પણ મિ. જવારાની નેતાગીરી પ્રત્યે તેમણે આછો અણગમાનો ઇશારો દર્શાવ્યો છે એ વસ્તુ સૂચક છે. (૩૦-૧૨-'૬૫)

\+ + +

## લાગોસમાં રાષ્ટ્રકુટુંબની પરિષદ

નાઈજીરીઆની રાજધાની લાગોસમાં રાષ્ટ્રકુટુંબ (કૉમનવેલ્થ ઑફ નેશન્સ)ની પરિષદ તા. ૧૧ અને ૧૨ જાન્યુઆરીએ મળી હતી. નાઈજીરીઆના વડા પ્રધાન અલ્હાજી સર અબુબકર તફાવા બલેવાએ આ પરિષદ ભરવા માટે પહેલ કરી. રોડેશિયાના સળગતા

સવાલ વિષે આફ્રિકન રાષ્ટ્રો ચીડાએલાં અને ચિંતિત છે. બ્રિટન પ્રત્યેની એમની નફરત પણ વધી છે. આફ્રિકન એકતા સંઘની બેઠકે તો તમામ આફ્રિકન સભ્ય-રાષ્ટ્રોને આદેશ આપ્યો કે બ્રિટન સાથેના રાજનૈતિક સંબંધો તેમણે તોડી નાંખવા. પરંતુ ૯ રાષ્ટ્રોએ જ એનો અમલ કર્યો. એમાં ઘાના અને ટાન્ઝાનિયા એ બે કૉમનવેલ્થ સભ્યરાષ્ટ્રો પણ છે. રોડેશિયન પ્રશ્નને કૉમનવેલ્થની કક્ષામાં રાખીને એ અંગે ચર્ચા-નિર્ણય કરવાની નાઈજીરીઅન વડા પ્રધાનની મથામણ, એક રીતે તો; ઉગ્ર અને આત્યંતિક એવી 'આફ્રિકન એકતા સંઘ'ની નીતિનો વળતો જવાબ હતો. લાગોસમાં પરિષદ મળી અને એમાં બ્રિટિશ વડા પ્રધાન હૅરલ્ડ વિલ્સન તથા કૅનેડાના વડા પ્રધાન લેસ્ટર પિયર્સન જાતે હાજર રહ્યા. ખાસ કરીને હૅરલ્ડ વિલ્સને હાજરી આપી તે બહુ હિંમતવાળી અને સૂઝબૂઝવાળી હકીકત હતી.

રોડેશિયન અલ્પસંખ્યાંક સત્તાધારી ગોરા બળવાખોરો સામે બ્રિટિશ સરકારે કેવળ આર્થિક જ નહિ પણ જલદ લશ્કરી પગલાં લેવાં જોઇએ અને બ્રિટનની ભૂમિકા આક્રમક રહેવી જોઇએ એવી આફ્રિકનોની જોરદાર માગણીને આ પરિષદમાં સિએરા લિઓનના વડા પ્રધાન સર આલ્બર્ટે તરવરાટભર્યા ને તીખા ભાષણ વડે વ્યક્ત કરી. હૅરલ્ડ વિલ્સને આવો હુમલો થશે એમ ધાર્યું જ હશે. વિલ્સને લશ્કરી પગલાંનો વિરોધ કર્યો પણ આખરી તબક્કામાં એવાં પગલાં લેવા અંગેની જરૂરિયાતને નકારી કાઢી નહિ. એમાં આફ્રિકન લોકમતનો વિજય ઉપરાંત વિલ્સનની ચતુર રાજનીતિની પણ સિદ્ધિ છે. લાગોસ પરિષદે લશ્કરી પગલાંની તરફેણ નથી કરી તો પણ એવાં પગલાંની શક્યતાને સ્વીકારી છે ખરી. લશ્કરી બળ વાપરવાથી લાભ કરતાં ગેરલાભ વધુ થશે એ વાતને વિલ્સને લંબાણથી સમજાવવાનો પ્રયાસ કર્યો. આર્થિક નાકાબંધીની અસરો સતત તપાસતા રહેવા માટે લાગોસ પરિષદે એક સમિતિ નીમી છે, અને રોડેશિયન આફ્રિકનોને તાલીમ આપવા માટેનો કાર્યક્રમ વધુ વેગવંતો બનાવવા સારુ બીજી સમિતિ નીમી છે.

લાગોસ પરિષદે કેટલાક વિક્રમો સર્જ્યા છે. લંડન બહાર મળતી આ સૌ પ્રથમ કૉમનવેલ્થ પરિષદ હતી. આ રીતની હકીકતને પગલે પગલે ભવિષ્યની પરિષદો અન્ય કૉમનવેલ્થ શહેરોમાં વારાફરતી મળતી રહેશે તો રાષ્ટ્રકુટુંબની ભાવના અને આત્મીયતા દૃઢતર બનશે. કૉમનવેલ્થનું સચિવાલય લંડનમાં રીતસર સ્થપાયા પછીની આ પહેલી પરિષદ હતી. એક જ રાજકીય પ્રશ્ન પરત્વે વાતચીત કરવા માટે બોલાવાએલી એવી આ પ્રથમ પરિષદ હતી. વળી, પહેલી જ વાર પરિષદનું પ્રમુખસ્થાન બ્રિટિશ વડા પ્રધાનને બદલે અન્ય કૉમનવેલ્થ નેતાએ સંભાળ્યું ને શોભાવ્યું. સર અબુબકરે કુશળતાથી અને ધીરજથી પ્રમુખપદની કામગીરી બજાવી.

(૧૫-૧-'૬૬)

+ + +

## ઇંડોનીશિયાનો ભયંકર સંહાર

તા. ૩૦ સપ્ટેમ્બર ૧૯૬૫ને રોજ ઇંડોનીશિયામાં અધકચરી લશ્કરી ક્રાંતિ થઈ. સામ્યવાદીઓ પ્રેરિત બળવો શરૂ થતાં વેંત જોતજોતામાં એ દબાઈ દેવાયો. અનેક લશ્કરી અફસરોની તરત હત્યા થઈ. દસ કરોડની વસતિવાળા ઇંડોનીશિયામાં પ્રમુખ સુકર્ણોની હકૂમત, ઇન્ડોનીશિયન સ્વાતંત્ર્યની શરૂઆતથી જ ચાલુ રહી છે અને યેન કેન પ્રકારેણ તથા બદલાતા ટેકાઓ વડે સુકર્ણો પોતાની નેતાગીરી ટકાવી રહ્યા છે. સુકર્ણો માંદા પડયા છે એ લાગ જોઈને એમનું તંત્ર ઉથલાવવાની સામ્યવાદીઓની યોજના હતી. ઇંડોનીશિયાનો સામ્યવાદી પક્ષ એશિયામાં (ચીન સિવાય) સૌથી બળવાન (આશરે ત્રીસ લાખ સંખ્યા) છે અને એનો ટેકો સુકર્ણોને હતો જ. સુકર્ણો પાસેથી સત્તા પડાવવાના સમય અંગે સામ્યવાદીઓએ થાપ ખાધી. સાડાત્રણ માસના ગાળામાં આશરે ૮૭ હજાર લોકોની કતલ થયાની વાત હવે સુકર્ણો પોતે જ જાહેર કરે છે! સંભવ છે કે મૃત્યુ પામેલાઓનો આંકડો હજી વધારે હોય. આમાંના મોટા ભાગના સામ્યવાદીઓ હતા. ઘણાખરા સક્રિય સામ્યવાદી કાર્યકરોની કાં તો કતલ થઈ કાં એમને જેલભેગા કરાયા. વિયેટનામના યુદ્ધમાં છેલ્લાં પાંચ વર્ષમાં જેટલા મર્યા તેના કરતાં આ આંકડો વધારે છે. એ હકીકત પરથી ઇન્ડોનીશિયાના ભયંકર સંહારનો ખ્યાલ આવશે. સુકર્ણોતંત્ર ઉપરાંત સામાન્યજનોએ પણ અનેક સામ્ય-

વાદીઓને વીણીને સાફ કરી નાખ્યા લાગે છે. ૨ જી જાન્યુઆરીએ મળેલી પ્રધાનમંડળની બેઠકમાં ત્રણ સામ્યવાદી પ્રધાનો ગેરહાજર હતા. કદાચ તેઓ જેલમાં હોય કે કાયમના ગેરહાજર બની ગયા હોય! આ બધું છતાં, ઇન્ડોનીશિયામાં નીતિપલટો થયો છે ખરો? સુકર્ણો અને એમના સાથીદાર સુબાન્ડ્રિયો જરૂરી બોધપાઠ લઈ રહ્યા છે ખરા? (૨૦-૧-'૬૬)

\+ + +

## નાઈજીરીઆમાં લશ્કરી હકૂમત

લાગોસ પરિષદ પૂરી થવાના થોડાક દિવસોમાં જ નાઈજીરીઆમા એકદમ લશ્કરી બળવો થયો અને તે સફળ નીવડ્યો. લાગોસમા કૉમનવેલ્થની પરિષદ મળી ત્યારે હિંસક દેખાવો થયા હતા અને અશાંતિ તથા અવ્યવસ્થા ફેલાઈ હતી. પણ સદ્‌ભાગ્યે ત્યારે મામલો વધુ બગડ્યો નહોતો અને કૉમનવેલ્થ નેતાઓ – ખાસ કરીને ગોરાઓ – સલામત પાછા પોતપોતાના દેશોમાં જઈ શક્યા હતા.

શનિવાર તા. ૧૫ જાન્યુઆરીએ નાઈજીરીઅન લશ્કરે સત્તા કબજે કર્યાનું લાગોસ રેડિયોએ જાહેર કર્યું. ૮ હજાર સૈનિકોવાળા નાઈજીરીઅન લશ્કરના વડા મેજર-જનરલ અગૂઈ ઈરૉન્સીએ સત્તાના સૂત્રો ધારણ કર્યાં. રાજકારણીઓની 'ગુંડાશાહી અને અવ્યવસ્થા'નો અંત આણવા માટે લશ્કરે સત્તા કબજે કર્યાનું કહેવાયું. નાઈજીરીઆમાથી આપખુદી અને લાંચરુશ્વતની બદી દૂર કરવા માટેની આ મંગલ શરૂઆત હોવાનું જાહેર થયું. નાઈજીરીઆ એટલે આફ્રિકન રાષ્ટ્રોમા સૌથી મોટો દેશ (૫ કરોડ ૬૦ લાખની વસ્તી) જ માત્ર નહિ પણ સૌથી સ્થિર અને સ્વસ્થ દેશ મનાતો હતો. કમભાગ્યે, એ કેવળ ભ્રમણા નીવડી. વડા પ્રધાન સર અબુબકર શાણા, શાંત, સ્વસ્થ રાજપુરુષ તરીકે ખ્યાતિ પામેલા. પણ તેઓ આંતરિક વમળોમાં અજાણતા સપડાઈ ગયા અને છેવટે સર અબુબકર તથા ઉત્તર-દક્ષિણના બે વિભાગીય પ્રદેશોના મુખ્ય પ્રધાનો એમ ત્રણે નેતાઓની હત્યા થઈ. સર અબુબકરનું આવું ઓચિંતું અને અકલ્પ્ય મૃત્યુ ખૂબ કરુણ અને હૃદયદ્રાવક બનાવ છે.

નાઈજીરીઆમાં હવે જનરલ ઈરૉન્સીની લશ્કરી હકૂમત ચાલશે કે પછી રાજકારણીઓને ફરી તક મળશે? આફ્રિકન રાષ્ટ્રકારણની કચાશ અને કમનસીબી નાઈજીરીઅન બનાવથી ભયાનક રીતે છતી થઈ છે. નાઈજીરીઆમાં પ્રદેશવાદ અને જાતિવાદ બેહૂદ રીતે ફૂલ્યાફાલ્યાથી સર અબુબકરે પરિસ્થિતિ પરની પકડ ગુમાવી હોય એમ લાગે છે અને એકતા તથા અખંડિતતા માટે એમણે જે જહેમત ઉઠાવી તે ઉપરછલ્લી અને ઔપચારિક જ રહી જણાય છે. (૨૨-૧-'૬૬)

\+ + +

## નવી દિલ્હીમાં સત્તાની સાઠમારી

લાલબહાદુરજીના અકાળ અને ઓચિંતા અવસાનથી નવી દિલ્હીમાં ફરી એક વાર સર્વોચ્ચ સત્તાસ્થાન માટે સ્પર્ધા થઈ. હરીફાઈ થાય તેમાં કશું ખોટું કે ગભરાવા જેવું નથી; ઊલટું, ક્યારેક તો લોકશાહી એ કારણે વધુ દૃઢ બને છે. પણ જે રીતે અને જે ઝનૂનથી આ હરીફાઈ થઈ તે કેટલે અંશે લોકશાહીને ઉપકારક નીવડશે એ પ્રશ્ન જ છે. શ્રી મોરારજી દેસાઈએ લોકશાહીની, કાબેલિયતની અને નિર્ભયતાની વાત કરી. પરંતુ, લોકશાહી અને નિર્ભયતાની બાબતોમાં શ્રી મોરારજી દેસાઈનું અગાઉનું વલણ અને વર્તન એમના હાલના પુણ્યપ્રકોપને બહુ અનુકૂળ કે પુષ્ટિ આપનારું નથી. 'આખી લોકસભા કહે તો પણ ઍટર્ની-જનરલને બોલતા આવવાની વાત હું નહિ સ્વીકારું' એમ 'નિર્ભયપણે' કહેનાર વ્યક્તિ લોકશાહીમા તો આપખુદ અને અહંકારયુક્ત જ મનાશે. શ્રી મોરારજી દેસાઈની હાર થઈ ત્યાર પછીના પ્રવચનમાં એમણે શ્રીમતી ઇન્દિરા ગાંધીને સહકારની ઔપચારિક ખાતરી આપી; પણ ઉમેર્યું કે, 'મારા સ્વમાન સાથે અને રાષ્ટ્રીય હિત સાથે સુસંગત હોય' એ રીતની ભૂમિકા પોતે સ્વીકારશે. એટલે, રાષ્ટ્રના હિત કરતાં યે પોતાનું માન પ્રથમ દરજ્જે મૂકવાની 'કાબેલિયત' આમાં રજૂ થઈ! કૉંગ્રેસ પ્રમુખ શ્રી કામરાજ નાદરની ભૂમિકા નેપથ્યમાં અને બહાર બહુ સ્પષ્ટ રહી. એમને ગમે તે રીતે શ્રી મોરારજી દેસાઈને હરાવવા હતા. એટલે એક રીતે તો નવા વડાપ્રધાનની પસંદગી અને ચૂંટણીને બદલે શ્રી મોરારજી દેસાઈની નાપસંદગી અને જાકારાને માટે જ શ્રી કામરાજ આદિ અનેકોનો પુરુષાર્થ ચાલ્યો! શ્રી દેસાઈને ૧૬૯ મત મળ્યા એ નાનો કે કાઢી નાખવા

જેટલો આંકડો નથી. પણ એ સાથે જ શ્રીમતી ઈંદિરા ગાંધીને ૩૫૫ કુલ મત મળ્યા અને એમની બહુમતી ૧૬૯થી વધારે રહી તે પણ મહત્ત્વની હકીકત છે. નવી દિલ્હીમાં સત્તા માટેની સાઠમારી પૂરી થઈ. હવે પ્રજાકીય કલ્યાણ માટેની ઉત્કટ સ્પર્ધા ચાલુ રહેશે? (૨૪-૧-'૬૬)

+ + +

## નવાં વડા પ્રધાન શ્રીમતી ઈંદિરા ગાંધી

પંડિતજી અને શાસ્ત્રીજી પછી હવે શ્રીમતી ઈંદિરા ગાંધી ભારતનાં વડા પ્રધાન બન્યાં છે. એમની કામગીરી આ તબક્કે બહુ મહત્ત્વની, નાજુક, ગંભીર બની રહેશે. એમને હું પ્રેમાદરપૂર્વક અભિનંદન આપું છું. 'સંદેશ' સંસ્થાના સાપ્તાહિક 'પ્રજાબંધુ'ના તા. ૧૨ જુલાઈ ૧૯૬૪ ના અંકમાં 'વ્યક્તિ અને સૃષ્ટિ'ના મારા કૉલમમાં મેં જે લખેલું તે અક્ષરશઃ અહીં ટાંકું છું:

### એક અનોખી છબી

“શ્રી અરવિંદ આશ્રમ, પૉંડિચેરીના સંજીવન કાર્યાલય તરફથી 'જીવનના સર્વાંગી વિકાસાર્થે' નીકળતી મરાઠી ત્રિમાસિક પત્રિકા 'સંજીવન'ના તા. ૧૫ જૂન ૧૯૬૪ના અંકમાં એક અનેરું ભાવવાહી ચિત્ર પ્રગટ થએલું મારા જોવામાં હમણાં આવ્યું. એ છબીમાં શ્રી માતાજી પાસે પંડિત જવાહરલાલ નેહરુ બેઠેલા છે. અને એમની સાથે હારબંધ ખુરસીઓમાં અનુક્રમે શ્રી કામરાજ, શ્રીમતી ઈંદિરા ગાંધી અને શ્રી લાલબહાદુર શાસ્ત્રી બેઠેલાં છે! તા. ૨૯ સપ્ટેમ્બર ૧૯૫૫ને રોજ પૉંડિચેરી આશ્રમમાંના ક્રીડાંગણ પર લેવાએલી આ છબીમાં પાર્શ્વભૂમિકામાં અખંડ ભારતનો નકશો છે. અને વચ્ચે ધર્મચક્ર છે. શ્રીમતી ઈંદિરા ગાંધી અને શ્રી લાલબહાદુર શાસ્ત્રી જ્યાં બેઠાં છે ત્યાં પાછળ એક ખંડનું બારણું છે. અને એના પરના અંગ્રેજી અક્ષરો છબીમાં સ્પષ્ટ વંચાય છે: Captains only! વિધિની કરણી અકળ કહેવાય છે. આશરે ૮॥ થી ૯ વર્ષ પહેલાંની આ છબીમાં જે મર્યાદિત જૂથ છે તે જ આજે નેહરુ વિહોણા ભારતની સેવામાં સર્વોચ્ચ સ્થાને છે! હું તો માનું છું ને ઇચ્છું છું કે પંડિત નેહરુની ઉદારતા અને એમનું ભારતીયત્વ, શ્રી માતાજીનો આધ્યાત્મિક સંદેશો અને શ્રી અરવિંદની અમર વાણીની આગાહી હવે શ્રી લાલબહાદુર શાસ્ત્રી તથા શ્રીમતી ગાંધીનાં નિમિત્ત ને કાર્ય દ્વારા પરિપૂર્ણ બને અને ભારત-પાકિસ્તાન વચ્ચેના સંબંધો સુધરે, સારા બને, સુદૃઢ બને અને છેવટે ભારતમાતાનું વિચ્છિન્ન સ્વરૂપ ફરી પાછું એક, અખંડ, અનોખું બને!”

શ્રીમતી ઈંદિરા ગાંધી પાસેથી દેશ અને દુનિયા ઘણી અપેક્ષાઓ અને આશાઓ રાખે છે. તેમની પસંદગીમાં આનુવંશિકતાનું તત્ત્વ પેઠું તે જો કે ખટકે છે પણ તેને ઘૂંટવાની જરૂર નથી. શ્રીમતી ગાંધી પાસે પોતાની એવી ઠીક ઠીક જ્ઞાનઅનુભવની સમૃદ્ધિ છે. એના બળે અને દેશવાસીઓની શુભેચ્છા-વફાદારીના બળે તેઓ હિંમતથી, કુનેહથી, સ્વતંત્ર તેજથી નેતૃત્વ કરશે તો ભાવિ માટે નિરાશા સેવવાનું કારણ નહિ રહે.

(૨૬-૧-'૬૬ પ્રજાસત્તાક દિન)

+ + +

## નવું પ્રધાનમંડળ

શ્રીમતી ગાંધીનું નવું પ્રધાનમંડળ બહુ નવું નથી. આવતે વર્ષે સામાન્ય ચૂંટણી હોઈ આમે ય આ પ્રધાનમંડળ સવા વર્ષ માટેનું છે. નેતાપદ માટેની હરીફાઈ માટેનાં જે પરિબળો ઉગ્ર રીતે વ્યક્ત થયાં હતાં તે પરિબળો પ્રધાનમંડળની રચનામાં પણ જવાબદાર નીવડે એ અપેક્ષિત હતું. ખેંચતાણ, બાંધછોડ અને તડજોડ વડે તૈયાર થએલું આ પ્રધાનમંડળ કેટલા પ્રમાણમાં એકરાગ અમલી કરી બતાવશે એ જોવાનું રહ્યું. નવા પ્રધાનમંડળ પાસેથી નવા કે ક્રાંતિકારી વિચારોની અગર કાર્યક્રમની આશા રાખવી ફોગટ છે. શ્રી અશોક મહેતાનો પ્રવેશ નોંધપાત્ર છે. શ્રી જગજીવનરામે લગભગ ઊપડતી ગાડીમાં બેઠક મેળવી લીધી! શ્રીમતી ગાંધીને બાદ કરતાં ઘણાખરા પ્રધાનો ઠીક ઠીક ઉંમરલાયક છે એટલે નવું પ્રધાનમંડળ યુવાન પેઢીનું પ્રતિનિધિત્વ ધરાવે છે એમ ભાગ્યે જ વર્ણવી શકાય.

(૩૦-૧-'૬૬)

*

સ્વાધ્યાય અને સંશોધનનું ત્રૈમાસિક

# 'સ્વાધ્યાય'

સંપાદક

**ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરા**

નિયામક

આચ્યવિદ્યામંદિર

વડોદરા



ચિંતન, વિજ્ઞાન, લલિતકલા, આદિ વિદ્યાનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં સ્વાધ્યાય અને સંશોધનપૂર્ણ, ઊંચી કક્ષાના ગુજરાતી લેખોથી ભરપૂર દરેક અંકમાં લગભગ ૧૨૫ પાનાં જેટલી સામગ્રી ગુજરાતને ચરણે ધરતું

## ત્રૈમાસિક

પ્રતિવર્ષ ચાર અંકઃ દીપોત્સવી અંક, વસંતપંચમી અંક, અક્ષયતૃતીયા અંક અને જન્માષ્ટમી અંક

વાર્ષિક લવાજમ રૂપિયા બાર
પરદેશ માટે ૩ ડૉલર અથવા ૨૨ શિલિંગ



લખો:

નિયામક

**પ્રાચ્યવિદ્યા મંદિર**

પોસ્ટ બૉક્સ નં. ૭૫

વડોદરા

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિ

૫


વર્ષ ૫ · અંક ૭ · निष्ठया संमृता नित्यं स्वाध्यायश्रीविवर्धताम्। · ફેબ્રુઆરી · ૧૯૬૬



**દાદાસાહેબ માવળંકર**
**વિશેષાંક**

"આપણે સમગ્ર માનવજાતિને એક બંધુસમાજ તરીકે ગણવી જોઈ
કારણ કે સનાતન દિવ્ય તત્ત્વ સર્વત્ર છે, દરેકમાં રહેલું છે, અને જે
સર્વ સમાયેલું છે અને તેથી જે સર્વનું મૂળ છે તેમાંથી સમગ્ર સ
ઉદ્ભવી છે. આપણે આપણાથી શક્ય એટલું માનવહિત કરવું જોઈ
તમે જાણો છો કે, મનુષ્યનો શારીરાત્મા ચેતન પુરુષ અને જડ પ્રકૃતિ
યોગથી થાય છે અને તે એક નિરાળું વ્યક્તિત્વ ધરાવે છે. આપણું મુ
લક્ષ્ય, જ્યાં સુધી તે આત્મા તેને વળગેલી જડ પ્રકૃતિમાંથી મુક્ત ન થ
અને જે તત્ત્વ તેને પ્રગટ કરે છે અથવા જેમાંથી તે નિર્ગમ પામે
તેમાં ભળી ન જાય ત્યાં સુધી, આ વ્યક્તિત્વને જાળવી રાખવાનું
આ ધ્યેયની સિદ્ધિ માટે જે અનેક કાર્યો કરવાનાં છે તેમાંનું એક
છે કે, બને તેટલી ભૌતિક વિચારણાનો ત્યાગ કરવો. દરેક કાર્ય માનવ
માટે કરવાની તમારી એકમાત્ર ઈચ્છા હોવી જોઈએ, નહીં કે સ્વ
માટે. અર્થાત્, તમે જગતમાં હો છતાં તમારો અંતરાત્મા તેમાં
બહાર હોવો જોઈએ."

દામોદર કેશવ માવળં

[*Damodar and the Pioneers of the Theosophical Movement.*
Compiled and Annotated by Sven Eek.
(First Edition. 1965. The Theosophical
Publishing House, Madras.) pp. 27-28]



સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

## અનુક્રમ



## સૂચના.


* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા દસ, છમાસિક રૂપિયા ૭.
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક—'અભ્યાસ', 'પ્રગતિ', ૧૫, મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* અગાઉનાં ચાર વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઈ. અંગે પત્રવ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થયેલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*

સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ ૧

મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧



સ્પીકરના અધિકૃત નિવાસસ્થાન-૨૦, અકબર રોડ, નવી દિલ્હી-ની 'લૉન'માં લેવાએલી દાદાસાહેબ માવળંકરની લાક્ષણિક

અભ્યાસ

विद्या विभातु हृदये नवसर्जनाय।



## પ્રેરણાનું પાન

માણસ કેવળ વર્તમાનમાં જીવતો નથી. ભૂતકાળ એને વળગેલો છે જ. બલકે એના ભાવિનો આધાર વર્તમાન જેટલો જ ભૂતકાળ પર રહે છે. ભૂતકાળ એટલે પોતાનું જ પૂર્વજીવન નહિ પણ પોતાનાં માતા-પિતાનું, પૂર્વજોનું, વડીલોનું તથા દેશના અને જગતના મહાન પુરુષોનું જીવન; જેનો એના વ્યક્તિત્વના ઘડતરમાં કોઈ ને કોઈ ફાળો રહેલો છે. પૂર્વસંસ્કાર તાજા રાખવા માટે તેનું વારંવાર ચિંતનમનન કરવું જોઈએ. એથી સદ્‌ગત વ્યક્તિઓનું પુણ્યસ્મરણ જરૂરી છે. એ પુણ્યસ્મરણ યથાર્થ ત્યારે જ થયું કહેવાય જ્યારે માણસ પૂજ્ય વ્યક્તિઓને અનુસરવાનો પ્રયત્ન કરીને તેમનું યોગ્ય તર્પણ કરે. આવાં પુણ્યસ્મરણ ને તર્પણથી માણસ અર્થપૂર્ણ જીવન જીવવાને સતત જાગ્રત રહી શકે અને સદ્‌ભાગ્યે તેવું જીવન જીવી શકે તો તે ભાવિ પેઢી માટે અનુકરણીય બને.

ગુરુજનો અને માતા-પિતાને દેવ સમાન ગણવાનો ભારતીય સંસ્કૃતિનો આદેશ છે. માતા-પિતા તો જન્મ આપે છે તે સાથે સંસ્કાર પણ આપે છે. કેળવાયેલાં ને શિક્ષિત માબાપ પોતાનાં બાળકોને સલામતી અને વાત્સલ્ય ઉપરાંત સ્વસ્થ અને સુઘડ જીવનની તાલીમ આપે છે. એવાં માતાપિતા પોતાનાં સંતાન માટે જે સત્ત્વશીલ અને ચારિત્ર્યમય જીવનનો વારસો મૂકી જાય છે, તે જળવાય એમ ઇચ્છે, પોતાના કુળને દીપાવનારાં બાળકો અવતરે એવી ભાવના સેવે એ સ્વાભાવિક છે. એ ઇચ્છાને પરિપૂર્ણ કરવાનો પ્રામાણિક પ્રયાસ નિરંતર કરતા રહેવું એ પિતૃતર્પણ છે.

બાળક માટે માતા કે પિતા જેવા દેખાવું સ્વાભાવિક છે. લોહીની સગાઈ હોય ત્યાં શારીરિક સામ્ય જણાય જ. પણ બાળકે માતા-પિતાના કર્તવ્યમાં—સેવાકાર્યમાં—વધારો કરીને તેમના જેવા, બલકે તેમના કરતાં યે વધારે સારા, થવાની કોશિશ કરવાની છે. એટલે કે માતા-પિતાના રૂપની સાથે તેમના ગુણ પણ સંતાને ધારણ કરવા જોઈએ; જે દ્વારા કુટુંબની રીતિનીતિનું યોગ્ય સંવર્ધન કરવું એ પિતૃતર્પણ છે.

દરેક પિતાને પુત્ર-સંતાન મેળવવાની ઇચ્છા હોય છે તે વંશવિસ્તારને ખાતર જ નહિ, સ્વ-ભાવનાના વિસ્તાર માટે પણ હોય છે. એક રીતે, પુત્ર દ્વારા પિતા ભવિષ્યમાં ય જીવે છે. પિતાને પગલે પગલે વધુ પરાક્રમસરી મજલ કાપનાર, પિતાની પ્રતિકૃતિ સમો પુત્ર વાસ્તવમાં, રોજ પિતૃતર્પણ કરે છે. માતા-પિતા અને સંતાનનો પરસ્પર સાથ, સદેહે તો ક્યારેક અટકવાનો જ. પણ અંત આવે છે તે તો સ્થૂલ દેહનો જ, તેમની ભાવનાઓનો નહિ. આથી પિતાના શરીરના વિયોગથી કોઈ પુત્રે નાસીપાસ થવાનું નથી. ઊલટું, ચિરવિદાય પછી એક રીતે તો પિતા વધુ ઉત્કટતાથી ને ખરે રૂપે પુત્રના અંતરમાં વસે છે. એ વધુ દૃઢ સંબંધ આત્મિક કક્ષાએ બંધાય છે. પિતાનું સભાન સ્મરણ કરવાનું પછી રહેતું નથી. પિતા જ જાણે પુત્રના શરીર-આત્મામાં પ્રવેશે છે. આવો આધ્યાત્મિક અનુભવ જે પુત્ર કરી શકે છે તે પિતૃતર્પણનો અધિકાર પ્રાપ્ત કરે છે અને તે બરાબર અદા કરવાને શક્તિમાન થાય છે. માતા-પિતા પાસેથી સંસ્કારો, આદર્શો અને મૂલ્યોની જે સંપત્તિ મળે છે તેનો ઋણભાર સંતાન પર મોટો હોય છે. એને હરખથી હરહંમેશ ઉપાડીને પુરુષાર્થ કર્યે જવો એ તેમનું ખરું કર્તવ્ય છે.

પોતાને મળેલા સંતાન અને પ્રજા તરીકેના વારસાનું ધ્યાન ધરી તેને અનુરૂપ આચરણ કરવાની મોટી જવાબદારી દરેક વ્યક્તિની છે જે, સમાજમાં જાણીતાં અગર માનમોભાવાળાં મા-બાપનાં બાળકો પૂરતી જ મર્યાદિત નથી. સમાજમાં અજ્ઞાત એવાં અસંખ્ય સ્ત્રી-પુરુષો અસાધારણપણે સંસ્કાર-સરિતા વહેવડાવનાં હોય છે એ ભૂલવું જોઈએ નહિ. જ્યાંથી સંસ્કાર, જ્ઞાન કે સદ્‌ગુણ મળે ત્યાંથી તે ગ્રહણ કરી આપણા જીવનને ઉચ્ચ બનાવવું જોઈએ. માનવ-સમાજમાં જે કોઈ નામી-અનામી, નાની મોટી, સંસ્કારશીલ વ્યક્તિઓ થઈ હોય તેમનું સાચું પુણ્યસ્મરણ આપણને પાવનકારી અને ઉપકારક નીવડે. સંસ્કારસમૃદ્ધ જીવનની પ્રેરણાનું પાન કરવા આપણે આપણાં માતા-પિતા તેમ જ સૌ શ્રદ્ધેય વ્યક્તિઓનાં સ્મરણતર્પણ કરતા રહીએ.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

# વિભૂતિ વંદના

ધરાતલે કોટિક માનવોનું
રે જન્મવું જીવવું ને વહી જવું
કશું મહાકાલની આહુતિમાં
અશેષ થાવું નિરમ્યું! — સદાય એ
ચલ્યા કરે ચક્ર અનંત ત્યાં કો,
કદીક આસાધિક શીલ સત્ત્વના
પ્રભાવથી ઉન્નત ને મહાન,
દીપી ઊઠે કોમલ ભવ્ય જિન્દગી!

જે વાણીથી, વ્યક્ત-અવ્યક્ત કાર્યથી
પ્રવૃત્ત નિત્યે નિજ ધર્મને વિશે —
સામર્થ્ય એથી અધિકું પરાર્થે
કર્યે જતા, સાંપ્રતને પૂરેપૂરા
રૂંધેતા ભજી, તે ક્ષિતિજોની પારના
અનાગતે વિસ્તરતા, પ્રસન્ના
સુવાસ વ્યક્તિત્વ તણી પ્રસારતા
જીવી જતા કોઈક રમ્ય જિન્દગી!

આંહી ખરે માનવરૂપ જન્મવું,
માનવ્યના અંશ પ્રશસ્ત ઉજ્જવલ
આરાધતાં જીવવું ને જીવ્યાનાં
મૂકી જવાં ચિહ્ન અગણ્ય દૃશ્ય વા
અદૃશ્ય ભાવી લખ જીવનોના
આદર્શ ઉત્કર્ષ પ્રકાશ કાજે
એ ભાગ્ય ને પૌરુષનો સુયોગ
અનન્ય, એ ધન્ય કૃતાર્થ જિન્દગી!

અપાર આ ક્લેશ ભરેલ વિશ્વમાં
જગાડીને આંતર કો' રસાયણે
યથાતથા સ્ફૂર્તિ સમર્થ અન્યનાં
આંસુ લૂછી, લ્હાણી સ્મિતોની દેતા,
સદ્‌ભાવમાં, સ્વાર્પણમાંહી રાચતા
ને રંક એવી પૃથિવીની રિક્તતા
દેતા ભરી પુણ્ય થકી, ઉરોના
જેતા તણી એ સ્મરણીય જિન્દગી!

યુગે યુગે સંભવવું દીસે ખરે,
વિભૂતિઓનું અનુબંધ રાખવા
વિકાસને સંસ્કૃતિના, યથાક્રમે
અગમ્ય કોઈ ઋતના બળે, અહીં.
અનસ્ત જેના યશની પતાકા
લ્હેરે સદા, સંસ્મૃતિના નિકેતમાં
રહ્યા વસી જે ચિરકાલ તેનાં
શાં પથ્થરોમાં રચવાંય સ્મારકો!

ઉચ્ચાશયો ને અભિલાષ તેમના
સ્થાપી હિયામાં અનુગામી થાવું,
પદે પદે તત્પરતાથી આપણે
મથ્યે જવું માનવતાની આજની
અનાર્દ્ર ને ઊષર ભોમકામાં
આદર્શનાં ફૂલ નવાં ખીલાવવા:
મહામનાને ખરી એ જ અંજલિ,
હા એ જ સાચી વિભૂતિની વંદના!

હેમન્ત દેસાઈ

*

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી

**(હપ્તો ૪૩ તા. ૨-૮-૧૯૪૮ થી તા. ૨૯-૮-૧૯૪૮)**

['રોજનીશી'નું આ લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. —સંપાદક]

## તા. ૨ ઑગસ્ટ ૧૯૪૮, સોમવાર

સવારે દિલ્હી સ્ટેશન પર પહોંચ્યાં. ગાડી વખતસર આવી. વરસાદ જરા વધારે હોવાથી સામાન-દાગીના બહાર લાવવામાં અને નીકળવામાં વખત ગયો. શ્રી નાફડેને ત્યાં ચા ને નાસ્તો આટોપીને સાડાનવના અરસામાં બંગલા પર (૨૦, અકબર રોડ, નવી દિલ્હી) આવ્યાં.

પછી ગોડવાઈ જઈ ને અમદાવાદ સવિસ્તર કાગળ લખ્યો અને ચિ. સૌ. તાઈને પોસ્ટકાર્ડ લખ્યું. ૧૧ થી ૧૨ શ્રી કૌલ ઑફિસના કામ માટે આવ્યા હતા.

ભોજન બાદ મુંબાઈ શ્રી દાદામામાને કાગળ લખ્યો અને પછી પરચૂરણ વાચન. ત્યાર બાદ વિશ્રાંતિ. પછી થોડું કામ. ૪ થી ૫-૪૫ સુધી શ્રી કૌલની સાથે ઑફિસનું કામ. શ્રી કૌલ સ્વભાવે જરા વાતોડિયા હોવાથી વખત વધારે જાય છે પણ ઉપાય નથી. પછી અમારી ઑફિસમાંના દીક્ષિત નામના કારકુનની નવવિવાહિત પત્ની અને એના પિતા મળવા આવ્યા હતા. એનું બધું લૂંટી લઈ ને એને હાંકી કાઢી છે. ગરીબ પિતાએ શું કરવું એ સવાલ એમણે મારી સમક્ષ મૂક્યો. પણ હું યે શું કરી શકવાનો ? પિતાની ઇચ્છા હોય તો છોકરીએ કસ્તુરબા ફંડનું કામ ઉપાડી લેવું એવી સલાહ મેં આપી.

સાંજે ૭ થી ૮-૩૦ સુધી શ્રી વલ્લભભાઈ ને ત્યાં અમે બન્ને ગયાં હતાં. ડૉ. ગિલ્ડર અને ડૉ. જીવરાજ ત્યાં મળ્યા. વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલમાં નવા ડૉક્ટરની નિમણૂક મ્યુનિસિપાલિટીએ કેવી ભૂલભરેલી રીતે કરી એની વાત ડૉ. ગિલ્ડર કરતા હતા. વલ્લભભાઈ સાથે ઘણી બધી બાબતો વિષે વાતચીત થઈ : (૧) આયુર્વેદના ચારુતર મંડળે ગુજરાત યુનિવર્સિટી સાથે રહેવું જોઇએ. એમના મનમાં સંશયનું ભૂત ભરાયું છે તે બરોબર નથી એમ વલ્લભભાઈ બોલ્યા. (૨) મૃદુલાની હકીકત કહેતા હતા. એણે દરમિયાનગીરી કરીને આશરે ૪૦ હિંદુઓને અકારણ દિલ્હીના ડેપ્યુટી કમિશનર મારફત પકડાવીને કેદમાં રખાવ્યા ! પંડિત નેહરુની પ્રતિનિધિ એ રીતે એનાથી અમલદારો બિચારા ગભરાય છે અને આ એનના કહેવા પ્રમાણે કરે છે. તપાસ નહિ, પૂછપરછ નહિ. એણે કહ્યું એ પરથી લોકોને પકડયા અને તપાસ વિના કેદખાનામાં ગોંધી રાખ્યા ! કૉંગ્રેસનું રાજ જો આ રીતે જ ચાલવાનું હોય તો સલામત કોણ ? સ્વાતંત્ર્ય કોને ? વલ્લભભાઈની પાસે ફરિયાદો પહોંચી એટલે એમણે અમલદારોને બોલાવીને પૂછપરછ કરી અને જેમને પકડયા એમની વિરુદ્ધ મૃદુલાએ કહ્યું તે ઉપરાંત કશો જ પુરાવો નથી એમ જોઇને એમને (એ અમલદારોને) ધમકાવીને એમની બદલીઓ કરી અને આ વાત ડૉ. રાજેન્દ્રપ્રસાદની નજર પર આણી, તથા કૉંગ્રેસના લોકોએ રાજ્યવહીવટમાં માથું મારવું જોઇએ નહિ એવો પરિપત્ર કઢાવ્યો. (૩) રોમ અને લંડનની પરિષદો વિષે વાતચીત થઈ. લંડનની પરિષદમાં મારે જવું એવું એમણે આગ્રહપૂર્વક કહ્યું.

ભોજન બાદ શ્રી કિશોરલાલ મશરૂવાળાને ત્યાં જઈ આવ્યો. ગુજરાત વિશ્વવિદ્યાલય અને ગુજરાત વિદ્યાપીઠ, શ્રી......નું વર્તન વગેરે વિષે વાતોચીતો થઈ.

પાછા આવ્યા બાદ પરચૂરણ વાચન.

## તા. ૩ ઑગસ્ટ ૧૯૪૮, મંગળવાર

સવારે નિત્યવિધિ. થોડો વખત બાકી રોજનીશી. ઑફિસકામ. ૯ થી ૧૦ સુધી પંડિતજી (જવાહરલાલ)ને ઘેર જઈ આવ્યો. રોમ અને લંડન કૉન્ફરન્સીસ માટે કોને કોને મોકલવા એ વિષે ચર્ચા કરી. મારે જવું જ જોઇએ એમ એમનો પણ અભિપ્રાય છે. તેઓ પણ એ અરસામાં લંડન જવાના છે. ઍસેમ્બ્લીની બેઠકોની તારીખો અવારનવાર બદલવી એ બરાબર નથી એવો મુદ્દો નીકળ્યો. એમને પણ એ માન્ય જ છે. પરંતુ આ વખતે રાજેન્દ્રબાબુએ તારીખો બદલી એટલું જ નહિ પણ જે રીતે (manner) બદલી એ રીત પણ

બરાબર નહોતી એમ તેઓ (જવાહરલાલ) બોલ્યા. ઠીક.

પાછા આવ્યા બાદ કેટલાક કાગળો લખાવ્યા. ડૉ. અરવિંદ તળવલકરના નર્સિંગ હોમની ભાગીદારીની બાબતમા શ્રી અણ્ણાસાહેબ તળવલકરને હું જે કાગળ મોકલવાનો છુ એનો મુસદ્દો શ્રી અરવિંદને મેં મોકલ્યો. બોરડીની શાળા અંગે શ્રી. રાવજીભાઈ મણિભાઈ ને વિગતવાર કાગળ લખ્યો. પછી ઈટાલિયન ઍમ્બેસેડર આવ્યા હતા. હું મારી ચડ્ડી અને ખુલ્લા જ એવા વેશમાં બેઠો હતો. 'આવા વેશમાં હું આપની સમક્ષ છુ એ બદલ માફ કરશો' એમ મેં ઔપચારિકપણે કહ્યું. 'No, no; I envy you' એમ તેઓ બોલ્યા. એ પણ ઔપચારિક જ. મારી જનોઈ વિષે એમણે પૂછપરછ કરી; એનો અર્થ મેં એમને કહ્યો.

મારી જિંદગીના ૬૦ વર્ષ પૂરાં થાય છે તેથી તા. ૨૮ ઑગસ્ટને રોજ દિલ્હીમાં સમારંભ યોજવો એમ કહેવાને વાસ્તે શ્રી પતંકે આવ્યા હતા. બૃહન્મહારાષ્ટ્રીયો વતી દિલ્હીવાળાઓને પ્રથમ તક મળવી જોઈએ એવો એમનો આગ્રહ; પરંતુ મને ૬૦ વર્ષ ૨૭ નવેંબરે પૂરાં થાય છે તો એ અગાઉ સમારંભ કેવી રીતે? આ સવાલ ઉપરાંત, મને આવા સમારંભ વિષે સાવ પ્રત્યક્ષ એવી નાપસંદગી ન હોય તો પણ સંકોચ બહુ થાય છે. સમારભના નિમિત્તે મિત્રોને મળવાનું થાય છે, વિચાર-વિનિમય થાય છે એ ખરુ. પણ સહુ લોકો મારા વિષે ગૌરવપૂર્ણ જ બોલવાના એનો સંકોચ. મારા આયુષ્યનો સાચો ખયાલ અને ચિતાર આપનારા કોઈ મળતા નથી. શ્રી પતંકેને મેં સંમતિ આપી નહિ

શ્રી સત્યનારાયણ સિંહ આવ્યા હતા. એમની જોડે રોમ અને લંડનની કૉન્ફરન્સીસ વિષે ચર્ચા કરી.

બપોરે ૧૨–૩૦થી ૨ સુધી ગવર્નર-જનરલ શ્રી રાજાજીને ત્યાં અમે બન્ને જમવા ગયાં હતા. કટાક્ષ-ચિત્રકાર (Cartoonist) શ્રી. શંકર અને ઈંગ્લેન્ડના એક અખબારના પ્રતિનિધિ શ્રી Colin Reid પણ ભોજનમાં સાથે હતા. ભોજનની પહેલા અને ભોજન સમયે Trusteeshipના મુદ્દા પર ચર્ચા ચાલી. આપણી બુદ્ધિ, વિદ્યા, પૈસો વગેરે દરેકના આપણે માલિક ન હોઈ વિશ્વસ્ત (Trustee) છીએ એ તત્ત્વ નજર સમક્ષ રાખીને આપણે વર્તવું જોઈએ એ મારો મુદ્દો. રાજાજીને એ કેટલેક અંશે માન્ય છે. પણ ટ્રસ્ટી પોતાની ફરજ અદા કરે છે કે નહિ એ નક્કી કોણ કરે? આવો મુદ્દો રજૂ કરીને, સરકાર એ એક જ સંસ્થા એ પ્રકારના કામ માટે યોગ્ય છે એવી રાજાજીની વાત મને ગળે ઊતરી નહિ. મને એમ લાગે છે કે જે વ્યક્તિ પોતાને પ્રમાણિકપણે વિશ્વસ્ત (ટ્રસ્ટી) સમજવાની ભૂમિકાનો સ્વીકાર કરે છે એને બહારના અંકુશની અગર ન્યાયાધીશની જરૂર નથી. એ પોતે જ અંતઃસ્ફૂર્તિથી પોતાનું કર્તવ્ય ચોખ્ખું બજાવશે. વળી, સરકાર એટલે શું? એ પણ વ્યક્તિઓ જ ને? એમની દૃષ્ટિ પણ યોગ્ય અને પ્રામાણિક હશે એની શી ખાતરી? ઉપરાંત, કઈ ચીજો પર સરકાર ટ્રસ્ટીપણાનાં કર્તવ્યની બાબતમાં દેખરેખ અને નિયન્ત્રણ રાખી શકશે? મિલકતની બાબતમાં જ સરકાર બહુ બહુ તો પ્રયત્ન કરી શકે. પણ બુદ્ધિ અને વિદ્યા એ બન્નેની બાબતમાં સરકાર શું અને કેવી રીતે કરી શકે? ભોજન બાદ બંધારણ, લંડન પરિષદ, હાલની પરિસ્થિતિ વગેરે વિષે વાતો નીકળી. લંડન પરિષદમા મારે જવુ એમ રાજાજીએ પણ આગ્રહપૂર્વક કહ્યું.

બગલા પર આવીને ૪-૩૦ સુધી વિશ્રાંતિ. પછી ઑફિસનું કામ. બીજાં પરચૂરણ કામો.

સાંજે ૭ થી ૮-૩૦ સુધી શ્રી વલ્લભભાઈને ત્યાં. શ્રી. બિરલા પણ થોડો વખત ત્યાં હતા. વલ્લભભાઈ સાથે ઘણી બધી વાતોચીતો થઈ. (૧) ગુજરાત યુનિવર્સિટી. ડૉક્ટર મગનભાઈનો એમના પર આવેલો પત્ર એમણે મને વાંચવા આપ્યો. લોકોના મનમાં વિના કારણ સંશય અને ગલત ખયાલ કેટલા છે, અનુમાનો કેટલા ભૂલભરેલા છે એ આ કાગળ પરથી દેખાય છે। મને આટલી કલ્પના પણ નહોતી. લોકો આટલા વક્ર મનના કેમ? નિર્મળતાનું ઝરણું સુકાઈ જ ગયું કે શું? "सर्वे भद्राणि पश्यन्तु" એ જ પ્રાર્થના રોજ કરવાની; બીજું શુ? (૨) દિલ્હીના ડૉ. જોશીનું ખૂન કરનાર ડૉ. ખુરેશીને થએલી ફાસીની સજા સરકારે પાકિસ્તાન સરકારના કહેવાથી મોકૂફ રાખી છે એ વિષે ઘણી બધી હકીકત એમણે કહી. પાકિસ્તાનવાળા લોકોને સત્યની પડી નથી. પાકિસ્તાનમાં કેટલાક હિંદુઓને—સભ્ય અને નિર્દોષ હિંદુઓને—આ લોકોએ ભયંકર આરોપો વળ-

ગાડીને કેદખાનામાં ગોંધી રાખ્યા છે. કેટલાક કુમળી વયના વિદ્યાર્થીઓને પણ આ જ રીતે એમના પર ખોટા આરોપો મૂકીને પકડી રાખ્યા છે. એ બધાંના પ્રાણ બચાવવા સારુ ડૉ. ખુરેશી જેવા સેતાનને ફાંસીએ ચડાવવાનું મોકૂફ રાખ્યું છે! ફાંસીની સજા ખરાબ છે. એ કાઢી જ નાખવી જોઈએ. પણ એ સવાલ જુદો છે. અલબત્ત, આપણી સરકાર માટે છૂટકો નથી. પણ પાકિસ્તાની સેતાન નિર્દોષ લોકોને ફાંસીએ લટકાવી શકે છે એનો અર્થ શો? રાજ્ય કોના માટે અને શાને માટે છે? માનવતા ક્યાં ગઈ? (૩) બારડોલી અને વેડછી આશ્રમોના આશરે દોઢ લાખ રૂપિયા આવ્યા છે એમાંથી ૮૭,૫૦૦ રૂપિયા અઢી ટકાના વ્યાજથી ગુજરાત વિદ્યાસભાને ઉછીના આપ્યાનું મેં એમને કહ્યું. વલ્લભભાઈએ એને મંજૂરી આપી.

ભોજન બાદ થોડી બાકી રોજનીશી. વાચન.

### તા. ૪ ઑગસ્ટ ૧૯૪૮, બુધવાર

સવારે નિત્યવિધિ. થોડી બાકી રોજનીશી. પછી ઑફિસનું કામ શ્રી. સત્યનારાયણ અને શ્રી. કૌલ આવ્યા હતા. રોમ અને લંડન પરિષદો વિષે ચર્ચા. બીજી પણ વાતો. પરિષદોના પ્રતિનિધિમંડળોની બાબતમાં પંડિતજીને કાગળ લખ્યો અને એની નકલ શ્રી. વલ્લભભાઈને મોકલી.

ભોજન બાદ થોડો આરામ. પછી ઑફિસનું કામ. આવતી કાલે ઘેર કાગળ મોકલવાનો તે થોડો લખ્યો. બાકી રોજનીશી થોડી આગળ. પછી લોકો સાથે મુલાકાતો.

૬ થી ૬॥ શ્રી. ચેટ્ટી (નાણાં પ્રધાન) મળવા આવ્યા હતા. ઘણી બધી વાતો થઈ. તેઓ વિલાયતમાં હતા ત્યારે એમની ગેરહાજરીમાં ઈન્કમ ટૅક્સ કમિશનની યાદીની બાબતમાં પંડિતજીએ જે રીતે હસ્તક્ષેપ કર્યો તેની વાત એમણે કરી. કોઈ એક પ્રધાનના ખાતામાં બીજા પ્રધાને માથું મારવું એ ખૂબ અયોગ્ય! શ્રી ચેટ્ટીએ પોતાના મિત્ર...આદિ લોકોનાં નામો તપાસ માટેની યાદીમાંથી કાઢી નાખ્યાની બૂમાબૂમ શ્રી. રફી સાહેબે કરી અને તે ઉપરથી બધું પ્રકરણ ઊભું થયું! ઠીક. બીજી પણ ઘણી વાતો થઈ.

પછી થોડો વખત ફરવા જઈ આવ્યો. ભોજન બાદ પરચૂરણ વાચન.

### તા. ૫ ઑગસ્ટ ૧૯૪૮, ગુરુવાર

સવારે ઑફિસકામ. ઘરનો કાગળ પૂરો કર્યો. બીજા કેટલાક પત્રો લખાવ્યા. કસ્તુરબા ફંડના કામ અંગે કેટલોક પત્રવ્યવહાર. મુખત્યારનામું અને સલાઓની નોટિસોના મુસદ્દા વગેરે જોઈને સુધારવામાં ઘણો બધો વખત ગયો. શ્રી. સત્યનારાયણ સિંહ આવ્યા હતા. એમની જોડે લંડન અને રોમ પરિષદો, ડેપ્યુટી સ્પીકરની નિમણૂક, ઍસેમ્બ્લીના નિયમો પાસ કરવાના, આ અને અન્ય વિષયો પરત્વે વાતચીત અને ચર્ચા. શ્રી. કૌલ પણ ઑફિસના કામ માટે આવ્યા હતા.

ભોજન બાદ વિશ્રાંતિ. ૨–૩૦થી કામની શરૂઆત. ગુજરાત વિશ્વવિદ્યાલયની મુંબાઈની સભાના છેલ્લા દિવસનો અહેવાલ આવ્યો તે સુધાર્યો. ઑફિસકામ. અમદાવાદ એજ્યુકેશન સોસાયટીને શ્રી. કુબેરદાસ મોદીએ આપેલી જમીનની બાબતમાં મહાવીરનગરના પ્લૉટહોલ્ડરો વતી થોડી ઓછી કિંમત લઈને સમાધાન કરવાની બાબતમાં શ્રી. જીવનલાલ પ્રતાપશી, શેઠ અમૃતલાલને મળ્યા હતા એના સંબંધમાં શેઠ અમૃતલાલનો પત્ર આવ્યો છે એનો વિગતવાર જવાબ મોકલ્યો. બીજા પણ કેટલાક કાગળો.

સાંજે ૬ થી ૭ સુધી ડૉ. મથાઈને ત્યાં સૌ. વતી અને હું બન્નેય જઈ આવ્યાં. શ્રી. ત્રિકમલાલ શાહ (અમદાવાદ) તાજેતરમાં જ પૅરિસ જઈ આવ્યા અને એમણે ત્યાંથી કેટલીક ઉપયોગી માહિતી આણી છે એ વિષે એમને (ડૉ. મથાઈને) વાત કરવી એ મળવા જવાનો ઉદ્દેશ હતો. બીજી પણ ઘણી બધી વાતો નીકળી. ત્યાંથી સરદાર વલ્લભભાઈને ઘેર ગયાં. એમની સાથે નીચેની બાબતો વિષે ચર્ચા થઈ: (૧) લંડન અને રોમ પરિષદો. શ્રી. રોહિણીકુમાર ચૌધરી પ્રતિનિધિ તરીકે ન જોઈએ એવો એમનો આગ્રહ. મને જરા એ વધારે પડતો લાગ્યો, પણ મેં તે માન્ય રાખ્યો. (૨) કસ્તુરબા ફંડની સભાઓ, ઑફિસ ક્યાં રાખવી વગેરે બાબતોના મુદ્દાઓ.

ભોજન બાદ થોડું પરચૂરણ કામ અને વાચન.

આજથી દિવસમાં ત્રણ વાર પેશાબમાંની ખાંડનું પ્રમાણ તપાસવાનું શરૂ કર્યું. ચાર પાંચ દિવસ એ રીતે કરીને પછી બંધ કરીશ.

## તા. ૬ ઑગસ્ટ ૧૯૪૮, શુક્રવાર

સવારે નિત્યવિધિ આટોપીને વૃત્તપત્રો, પછી ગુજરાત વિશ્વવિદ્યાલય સમિતિનું કામ. મુદત વધારવા અંગે સરકારને અરજીપત્ર, વગેરે. પ્રોગ્રેસિવ ગ્રુપ સમક્ષ મુંબાઈમાં તા. ૨૬/૭ને રોજ મેં કરેલા પ્રવચનનો મરાઠી સારાંશ 'મૌજ'ના શ્રી ભાગવતે મોકલ્યો તેને સુધારવાનું કામ હાથ ઉપર લઈને ભોજન બાદ તે પૂરું કર્યું. આમાં ઘણો વખત ગયો. કસ્તુરબા ફંડના કેટલાક મુસદ્દાઓ અને કાગળો.

શ્રી રામુમામા ચાંદોરકર અને એમના બનેવી શ્રી પ્રભાકર ધારે આજે સવારે રહેવા આવ્યા, એમની જોડે થોડી વાર વાતો.

ભોજન બાદ વિશ્રાંતિ. ૨–૩૦ થી કામની શરૂઆત. ઑફિસનું ઘણું બધું કામ. થોડી બાકી રોજનીશી. શ્રી. કૌલ સાથે કામ. પછી લેકો સાથે મુલાકાતો. શ્રી. રોહિણીકુમાર ચૌધરી અને શ્રી. તિરુમલરાવ અમારી ઍસેંબ્લીના સભ્યો છે. લંડન અગર રોમ પ્રતિનિધિમંડળમાં પોતાનો સમાવેશ થાય એમ દરેકે ઇચ્છા દર્શાવી.

ફરવા જઈ આવ્યો. પછી શ્રી. ભાભા મળવા આવ્યા હતા. રોમ કૉન્ફરન્સમાં જવાનુ એમણે સ્વીકાર્યું છે.

ભોજનોત્તર થોડો વખત બાકી રોજનીશી. ઑફિસકામ. શેઠ કસ્તુરભાઈનો અમદાવાદથી ફોન અપેક્ષિત હતો એની ૧૦–૩૦ સુધી રાહ જોઈ, પણ ન આવ્યો!

## તા. ૭ ઑગસ્ટ ૧૯૪૮, શનિવાર

સવારે નિત્યવિધિ. જૂનો, બાકી રહેલો પત્રવ્યવહાર જોઈને કેટલાક કાગળો લખાવ્યા. થોડો વખત બાકી રોજનીશી. પછી મોતીભવનની બાબતમાં ત્યાં પાસે રહેનારા વકીલો જોડે થોડો વખત ચર્ચા. એક ફોટોગ્રાફર ભાઈ આવ્યા હતા. એમણે ફોટો પાડ્યા. પાસપોર્ટ માટે પણ ફોટા પડાવ્યા. શ્રી. લોકુર (ન્યાયમૂર્તિ લોકુરના ચિરંજીવી) અને વૃત્તપત્રકાર લોકૂરકર આવ્યા હતા. ઘણો બધો વખત વાતોચીતો. શ્રી. રામુમામા ચાંદોરકર આજે સવારે મુંબાઈ તરફ રવાના થયા.

આગ રોજનીશી-પ્રકાશનના ગ્રંથ માટે પ્રસ્તાવના લખવા સારુ થોડો વખત માવળંકર–સરદેસાઈ કુટુંબના ઇતિહાસનો ભાગ જોઈ ગયો.

ભોજન બાદ શ્રી. કૌલ મળ્યા. એમની સાથે થોડું કામ (વિલાયતના પ્રતિનિધિમંડળનું) આટોપીને પછી વિશ્રાંતિ. ૨–૩૦થી કામનો આરંભ. ઑફિસકામ. આવેલી ને જનારી ટપાલ. થોડું પરચૂરણ કામ.

૬ થી ૭–૩૦ સુધી કર્નલ બાલિગા સાથે પાલમની લશ્કરી હૉસ્પિટલ જોવા ગયાં. કાશ્મીરની લડાઈમાં ઘાયલ થએલા સૈનિકો અને અફસરોને અમે મળ્યાં. પછી ઘેર પરચૂરણ કામ. પૂનાના ડૉ. દાતાર રાત્રે જમવામાં સાથે હતા. વાતોચીતો.

## તા. ૮ ઑગસ્ટ ૧૯૪૮, રવિવાર

સવારે ઑફિસકામ. બાકી ટપાલ જોઈ ને થોડીકનો નિકાલ. ઘણા બધા કાગળો લખાવ્યા. ચિ. બાપુને મુંબાઈ સવિસ્તાર કાગળ લખ્યો. ઘેર કાગળો જાય છે પણ વખતના અભાવે ચિ. બાપુ જ એકલો મારા તરફથી પત્ર મળ્યા વગરનો રહી જાય છે એ વાત મારા મનને ખૂંચે છે. માટે આજે ખાસ એને સવિસ્તર પત્ર લખ્યો. શ્રી. જગજીવનરામ (મજૂર ખાતાના પ્રધાન) મળવા આવ્યા હતા. કૉંગ્રેસ વિષે ઘણી બધી વાતો નીકળી. કૉંગ્રેસમાં કેટલા યે બધા સ્વાર્થ-સાધુઓ (opportunists) ઘૂસ્યા છે, નૈતિક મૂલ્યો અદૃશ્ય થતાં જાય છે, સત્ય માટે અને સેવાભાવ માટે અવકાશ ઓછો થતો રહ્યો છે, આપણી સરકારો ખટપટ માટેનાં સ્થાન બની રહી છે વગેરે વિચારો એમણે કહ્યા.

ભોજન પછી શ્રી અનંતશયનમ્ આયંગાર આવ્યા હતા. આશરે દોઢ કલાક બેઠા હતા. વિલાયતમાં જે પાર્લમેન્ટરી પ્રતિનિધિમંડળ મોકલવાનું છે એમાં મેં એમની પસંદગી કરી હતી. પણ તેઓ પોતે રૂઢિચુસ્ત કે જૂનવાણી (orthodox) હોવ તો પણ મુખ્યત: તેઓ વૃદ્ધ માતુશ્રી (૮૦ વર્ષના)ની મરજી વિરુદ્ધ આટલે દૂર પરદેશગમન કરવા માટે તૈયાર નથી એ મુખ્ય મુદ્દો. માતાના વિચારથી તેઓ જતા નથી એમ કહેવામાં તેઓ કાંઈક શરમાતા હતા (apologetic). પરંતુ તેમ લાગવા નહિ દેવા વિષે મેં એમને કહ્યું.

માતાની વાત ભૂલભરેલી હોય તો પણ જ્યાં સુધી તે અનૈતિક નથી ત્યાં સુધી પોતાની વાત બાજુ પર મૂકીને માતાની જ વાત સાંભળવી જોઈએ અને સ્વીકારવી જોઈએ એવા મતનો હું છું. એક પત્ની જીવતી હોય ત્યારે 'બીજીને પરણ' એમ જો માતા કહેશે તો હું સાંભળીશ નહિ. પણ, 'મારા ઘડપણના દિવસોમાં તું ૨૪ કલાક મારી પાસે રહે તે ખાતર પાર્લમેન્ટનું સ્પીકરપદ છોડી દે, જાહેર કામો છોડી દે' એવું જો માતા કહે તો હું તે સાંભળીશ અને માન્ય રાખીશ, એમ મને લાગે છે. એવું કરવામાં મારા મનની ખેંચતાણ થશે, અસંતોષ થશે. પણ માતાને ખાતર તેમ કરવું મારો ધર્મ છે. એને ખાતર મારાં પ્રાણ-સહિત કોઈ પણ ત્યાગ મોટો કે વધારાનો નથી એમ મને લાગે છે. હું આજે જે છું તે કોને લીધે? મને નાનાનો મોટો કોણે કર્યો? માતાએ હાડમારીઓ વેઠી ન હોત અને પોતાનો જીવ જોખમમાં મૂકયો ન હોત તો બાળપણમાં મારું સંગોપન કોણે કર્યું હોત? હું જન્મ પણ કેવી રીતે પામી શકયો હોત? ઠીક. શ્રી. અનંતશયનમ્ વિષેની મારી આદરભાવના વધી.

પછી વિશ્રાંતિ લીધી. બાદ આવેલી અને જનારી ટપાલ. થોડો વખત રોજનીશીલેખન. રોજનીશી-પ્રકાશનની પ્રસ્તાવનાની તૈયારી.

બપોરે મોડેથી ચાપાણી માટે ડૉ. અપ્પાસાહેબ પંડિત, એમની પુત્રી, ડૉ. અને શ્રીમતી કેળવકર એમ લોકો આવ્યાં હતાં. સાંજે ઓખલા તરફ કાશ્મીરની લડાઈમાં શહીદ થએલા બ્રિગેડીઅર ઉસ્માનના કબ્રસ્તાનની જગ્યાએ જઈને એમને આદરાંજલિ (Respect) અર્પણ કરી. ઓખલાના સ્થળ પર જઈને થોડી સહેલ કરી આવ્યાં.

પછી ભંગી કૉલોનીમાં જઈને શ્રી. વિનોબા ભાવેને મળ્યો. શ્રી. જાજૂજી પણ મળ્યા. શ્રી. વિનોબાજી માટે મને આદર છે. તેઓ શ્રેષ્ઠ છે એ બધું ખરું, પણ એકંદર વાતાવરણ, આજુબાજુના લોકો, વગેરે જોઈને ખૂબ જ હારેલા જણાયા! મહાત્માજીના ઉત્તમ શિષ્યો પૈકી (આધ્યાત્મિક ક્ષેત્રે) ખરા, પણ તેથી કાંઈ મહાત્માજીને "બદલે" સ્થાન લઈ શકતા નથી. અને એ દૃષ્ટિથી હારેલા અગર મોટપણનો દાક્ માર લાગ્યો. ઠીક.

ઘેર આવીને પ્રાર્થના. દિલ્હીમાં તા. ૨૭એ આવ્યો ત્યારથી પ્રાર્થના શરૂ કરી છે.

રાત્રે ધારના દીવાન બહાદુર ચાંદોરકર અને ધારના મહારાજાના ભાઈ આવ્યા હતા. States Union વિષે ઘણી બધી વાતો નીકળી હતી. બધાંનું Union થયું ખરું. પણ વ્યવસ્થાતંત્ર (administration) રચાવાનું બધું બાકી છે.

### તા. ૯ ઑગસ્ટ ૧૯૪૮, સોમવાર

આજે પહેલો શ્રાવણી સોમવાર.

સવારે વૃત્તપત્રો. થોડી રોજનીશી. કસ્તૂરબા ફંડના કામના કાગળો.

૧૦-૩૦ થી ૫ ઍસેમ્બ્લી કામ. રોમ અને લંડનનાં પ્રતિનિધિમંડળો નક્કી કર્યાં. ડૉ. કેસકર અને દિવાકર રોમ માટે; અને લંડનના પ્રતિનિધિમંડળમાં (૧) શ્રી. સત્યનારાયણ સિંહ, (૨) શ્રી. કૃષ્ણમૂર્તિરાવ (મ્હૈસૂર), (૩) પંડિત ઠાકૂરદાસ ભાર્ગવ, (૪) શ્રીમતી હંસા મહેતા, (૫) શ્રી. ઉપેન્દ્રનાથ બર્મન, (૬) પંડિત બાલકૃષ્ણ શર્મા, (૭) મિ. ફ્રૅન્ક ઍન્થની, (૮) શ્રી. તિરુમલ રાવ અને (૯) હું, એમ છીએ. પ્રતિનિધિમંડળનો નેતા હું છું. સૌ.વતીને પણ આ વખતે સાથે લઈ જવી એમ ઇચ્છા છે. ખર્ચ વધારે થશે ખરું. પણ ભવિષ્યની વાત કોણે જોઈ છે?

આજે સૌ.વતીનું Blood Pressure ડૉ. કેળવકરે જોયું. Systolic ૧૧૫ અને Diostolic ૮૦ છે. એટલે Low blood pressure છે. એણે વિશ્રાંતિ (માનસિક) લેવી જોઈએ અને ઉપવાસ વગેરે કરવાનું છોડવું જોઈએ. પણ એ કેવી રીતે બને? "पिंडे पिंडे मतिर्मिन्ना". ધર્મના ખયાલો કેવળ શ્રદ્ધા ઉપર આધારિત. એ અંગે ચર્ચા કરવાથી શો ઉપયોગ? હું ચર્ચા કરતો રહું છું. પણ હું એ કરું છું એ મારી ફરજ તરીકે. ફળદાયી નહિ! પણ ફળની આશા રાખવાનો મનેય તે શો અધિકાર છે? 'कर्मण्येवाधिकारस्ते.'

સાંજે ઘેર રોજનીશી-પ્રકાશનની પ્રસ્તાવના લખવી શરૂ કરી. પણ વધુ લખતાં પહેલાં શ્રી. કાકાસાહેબ ગાડગીળ સકુટુંબ (નવાં પત્ની સાથે) આવ્યા. ઠીક.

ઠીક વખત બેઠાં હતાં. આમ તેમ વાતોચીતો થઈ. આખો વખત શ્રી. કાકાસાહેબની સ્વર્ગસ્થ પત્ની મારી આંખ સમક્ષ જાણે ઊભી હતી. આટલાં બધાં વર્ષો જે સ્ત્રીએ સહધર્મચારિણી તરીકે પોતાની સાથે પસાર કર્યાં, 'સંસારની અને જીવનની ગાડી હંકારી, એને માણસ આટલું જલદી કેવી રીતે ભૂલી શકે છે? બીજી સ્ત્રી સાથે કેવી રીતે રમમાણ થઈ શકે છે? પણ એમા કોયડો શાને સારુ? કાકાસાહેબ ભૂલ્યા જ ને? ફરી સંસાર માડયો જ ને? એ સાધ્વી પોતાના જીવ સાથે ચાલી ગઈ એટલું જ! મેં પણ બીજું લગ્ન કર્યું. જિંદગીના ૩૨મે વર્ષે. પણ એક વર્ષ સુધી લગ્ન કરવાના નહિ એવો જ મારો નિશ્ચય હતો. મારી આંખોમાથી અનેક વાર આંસુ સરી પડયાં અને હવે જો કે આખો ભીની ન થઈ તો પણ હૃદયનો પ્રક્ષોભ તો થાય છે જ. અલબત્ત, હાલમાં હું પત્નીની બાબતમાં પૂરો સંતોષી અને ભાગ્યવાન છુ તો પણ સદ્‌ગત પત્ની વિષેનો સદ્‌ભાવ ચાલ્યો જાય એ કેવી રીતે શક્ય બને? ઠીક.

ધારના દી. બ. ચાંદોરકર અને ધારના મહારાજાના ભાઈ જમવા આવ્યા હતા. ઘણી બધી વાતો થઈ. પરચૂરણ કામો અને વાચન.

## તા. ૧૦ ઑગસ્ટ ૧૯૪૮, મંગળવાર

સવારે શ્રી. કાકાસાહેબ કાલેલકર અને સરોજ નાણાવટી રહેવા આવ્યાં, એમની જોડે ચાના સમયે વાતો. પછી થોડો વખત ઑફિસનું કામ અને રોજનીશી-પ્રકાશનની પ્રસ્તાવનાનું કામ. કેટલાક કાગળો.

૧૦–૩૦ થી ૫ સુધી ધારાસભાનું કામ.

આજે એક ગૌણ પણ મનોવૃત્તિદર્શક વાત બની. શ્રી. કિશોરલાલભાઈ મશરૂવાલાને ઍસેંબલી જોવા માટે આવવું હતું. મારી ગૅલેરીનો (Speaker's Gallery) પાસ એટલે મેડા પર જવાનું થાય. એમની તબિયત નબળી, એટલે મેડા પર જવા માટે હું લિફ્ટની સગવડ કરાવું છું એમ મેં કહ્યું. તો પણ ત્યા યે ત્રણ ચાર પગથિયાં ચડવાં જ પડશે, એટલે ગવર્નર-જનરલની ગૅલેરીમાં એટલે કે 'ભોંયતળિયે બેસવાની સગવડ થાય તો વધુ સારું,' એવું શ્રી. રાધાકૃષ્ણ બજાજ બોલ્યા. અલબત્ત, ગવર્નર-જનરલને જો વાંધો ન હોય તો મને શી હરકત હતી? મને જો કે આ માગણી બરાબર લાગી નહિ. પણ 'ગવર્નર-જનરલને પૂછી જુઓ' એમ મેં કહ્યું. એમણે એ પ્રમાણે પૂછી જોયું. શ્રી. રાજાજીને (ગવર્નર-જનરલ) એ ગમ્યું નહિ. એમણે પોતાનો વિચાર મને ફોનથી કહ્યો. આવી નાનકડી વાતમાં આજુબાજુના લોકો અમથી મોટાઈ કે આડંબર જેવી વાત કેવી રીતે કરે છે એનો દાખલો જોવા મળે છે. એક ગમ્મત તરીકે આ વાત અહીં નોંધી.

રોમ પ્રતિનિધિમંડળના સભ્યોને મળ્યો. સામાન્ય વાતો થઈ.

સાંજે નિઝામુદ્દિન સ્થાન પર નિર્વાસિતો માટે શરૂ કરેલ ઉદ્યોગ મંદિરના ઉદ્‌ઘાટન-સમારંભ માટે ગયો હતો ત્યાંથી સરદાર વલ્લભભાઈ, કસ્તુરભાઈ, શકરરાવ દેવ અને ડૉ. કેળવકરને ત્યાં જઈ આવ્યો.

ભોજન પછી પ્રસ્તાવના-લેખનનું કામ થોડું આગળ ચલાવ્યું.

## તા. ૧૧ ઑગસ્ટ ૧૯૪૮, બુધવાર

સવારે પ્રસ્તાવના-લેખન થોડું આગળ ચલાવ્યું. કેટલાક કાગળો. ઑફિસનું કામ. ૧૦–૩૦ થી ૫–૧૫ સુધી ધારાસભાનું કામ. વચ્ચે ૩ થી ૩–૪૫ સુધી મ્યુનિસિપલ હેલ્થ લેબોરેટરીમાં સૌ.વતી, હું અને પ્રતિનિધિમંડળના બીજા કેટલાક સભ્યો જઈને cholera તથા બળિયાનાં injections લઈ આવ્યાં. હવે કૉલેરાનું એક અને પીળા તાવનુ (yellow fever)નું એક બાકી છે.

ઘેર ચા આટોપીને લંડન ડેલીગેશનના સભ્યોને મળ્યો. ત્યાં કેટલીક બાબતો નક્કી કરી એની જુદી નોંધ કરી છે. મુખ્ય મુદ્દાઓ નીચે પ્રમાણે: (૧) પહેરવેશ કેવો હોવો જોઈએ? કોટ, નેક-ટાઈ વગેરે ન રાખતા, તમામ ઔપચારિક અને કામ નિમિત્તેનાં (ceremonial and official) કાર્યક્રમોમાં જવાનું થાય ત્યાં સહુએ અચકન અને સફેદ ટોપી પહેરવાં. બીજા પ્રસંગોએ ચાહે તે પોશાક પહેરવો. (૨) ત્યાંનાં ભોજન-સમારંભો, પાર્ટીઓ વગેરે પ્રસંગોએ દારૂનિષેધ. (૩)

સહુએ દરેક બાબત વિષે વિચાર-વિનિમય કરીને પછી નક્કી થાય તે મુજબ બોલવું. (૪) કોઈએ પણ અખબારી પ્રતિનિધિને મુલાકાત આપવી નહિ. (૫) ચર્ચા અને જે વાતચીત અંદરોઅંદર થાય તે કડક રીતે ખાનગી રાખવી. આમાંની એક અને બે નંબરની બાબતો દરેકની મરજી પર સોંપી છે. ફરજિયાતપણું નથી. બીજી બાબતોમાં પણ ફરજિયાતપણું છે એવી વાત નથી. પણ બંધનકારક સંકેત (binding convention) તરીકે એને સમજવાના છે.

સાંજે ૬ થી ૬–૪૫ સુધી ભાષાવાર પ્રાંતરચના સમિતિના સેક્રેટરી ડૉ. તારાચંદ (નિવૃત્ત I.C.S.) મળવા આવ્યા હતા. ભાષાવાર પ્રાંતરચનાની બાબતમાં મારો ઊંડો અભ્યાસ નથી. પણ મારા કેટલાક અભિપ્રાયો છે. નિષ્ણાત તરીકે હું બોલી શકીશ નહીં. પણ સામાન્ય માણસ (man in the street)ના અભિપ્રાયને જે મહત્ત્વ આપવાનું તેટલું જ આપજો એમ કહીને મારા અભિપ્રાયોનો સાર મેં નીચે પ્રમાણે આપ્યો : (૧) ભાષાવાર પ્રાંતો અનિવાર્ય છે. કારણો : પહેલું, કૉંગ્રેસે ૧૯૨૧ની સાલથી ભાષાવાર પ્રાંતો અમલમાં આણ્યા છે; બીજું, પ્રાંતીય ભાષાઓમાં રાજ્યવહીવટ ન ચલાવ્યો તો પ્રાંતીય ભાષાઓને ઉત્તેજન મળશે નહિ; ત્રીજું, માતૃભાષામાં ઉચ્ચ શિક્ષણ આપવાને વાસ્તે ભાષાવાર પ્રાંતથી મદદ થવાની છે. (૨) ભાષાવાર પ્રાંતને કારણે પ્રાંતીયતા અગર પરસ્પર ઈર્ષા, દ્વેષ વધવાને બદલે ઓછાં થશે. હાલના ખીચડાને કારણે મત્સર તથા સંશય માટે અવકાશ મળે છે તે મળશે નહિ. સહુની સંસ્કૃતિનું મૂળ એક જ હોવાથી આ બધી શાખાઓ જુદી જુદી વધવા દીધી તો મૂળ થડને બાધ નહિ આવે. ઊલટું, મજબૂત રીતે તેઓ બધાં એકત્રિત રહેશે. મધ્યસ્થ સરકારને જો કે વધુ સત્તાઓ હોવી ઘટે. બે ભાઈઓના મનમાં અવિશ્વાસ પેદા થયો તો શંકાશીલ વૃત્તિથી ભેગા રહેવાને બદલે જુદા થઈ જવું જેમ સારું એ જ પ્રમાણે ખીચડા કે શંભુમેળા જેવો પ્રાંત ચાલુ રહીને દ્વેષ, મત્સર, ઘુસપુસ ચાલુ રાખવા કરતાં જુદા પ્રાંત થએલા સારા. આંતરપ્રાંતીય વ્યવહાર માટે હિંદી અને પરદેશી વ્યવહાર તથા જ્ઞાન માટે અંગ્રેજી એ પ્રમાણે ભાષાઓનું શિક્ષણ ફરજિયાત રાખવું. હિંદી અને પ્રાંતીય ભાષાઓની માતા એક જ હોવાથી બાળકો પર વિશેષ બોજો પડશે નહિ. (૩) આંધ્ર પ્રાંત જુદો કરવાનું ઠરાવ્યું. તો પછી હવે બાકીના પ્રાંતો વિષે સિદ્ધાંતનો સવાલ ક્યાં રહે છે? સગવડનો જ પ્રશ્ન રહે છે અને બધી બાજુએથી જોતાં જુદા પ્રાંતો કરવાનું કેટલે અંશે ફાવે છે અને કેવી રીતે એ ફાવડાવવું એટલું જ રહે છે. (૪) દેશી રાજ્યો છોડી દઈએ તો હવે ભાષાવાર પ્રાંતોમાં મહારાષ્ટ્ર, ગુજરાત, કર્ણાટક એમ મુંબાઈ પ્રાંતમાં અને મહાકોશલ મધ્ય પ્રાંતમાં એટલાં જ બાકી રહે છે. (૫) મુંબાઈ, મદ્રાસ એ શહેરો મોટાં છે. ત્યાં કારખાનાં છે. એ શહેરોને પ્રાંતોમાં જોડવાથી ગુંચવાડો થશે. એટલે ત્યાં જુદા પ્રાંત હોવાને બદલે મધ્યસ્થ સરકારને હસ્તક (centrally administered) તેમને રાખવાં. ત્યાં એક Council of Management રાખવી.

ત્યાર પછી શ્રી ઠક્કરબાપાની સાથે મોતીભવન તરફ જઈ આવ્યો. ત્યાંના કૂવા પર પડોશના વકીલ ગૃહસ્થ પોતાના ખર્ચે એંજિન વગેરે મુકાવીને પોતાને માટે નજીકની એમની જગ્યા સારુ પાણીની માગણી કરી રહ્યા છે. અમને પણ તેઓ પાણી આપશે એટલે વ્યવસ્થા જોવાને વાસ્તે હું ગયો હતો. કઈ શરતોએ આ પ્રમાણે કબૂલ કરવાનું તે પાછળથી નક્કી કરીશું.

૭ાા ના અરસામાં પાછો આવ્યો. શ્રી કાકાસાહેબ કાલેલકરને મળવા સારુ શ્રી દેવદાસ ગાંધી, મલકાની વગેરે લોકો આવ્યા હતા. એમને હું મળ્યો.

જમવામાં શ્રી. સરવટે, દિવાકર અને ડૉ. હર્ડીકર (હુબળી) એમ લોકો આવ્યા હતા. મધ્ય ભારત યુનિવર્સિટીની બાબતમાં શ્રી. સરવટે સાથે વાતચીત થઈ. શ્રી. હર્ડીકર અને દિવાકર સાથે સામાન્ય વાતોચીતો.

ગુરુ જમણ પછી થોડી વાર ઑફિસનું કામ.

### તા. ૧૨ ઑગસ્ટ ૧૯૪૮, ગુરુવાર

સવારે ચિ. અણ્ણાનો અમદાવાદથી ફોન હતો. એ અને ચિ. બાળાસાહેબ અહીં તા. ૧૪મીએ સવારે આવે છે. એની તબિયત સારી નથી. આ ચિંતાનો વિષય છે. એણે વિશ્રાંતિ લેવી જોઈએ. હું કહું છું, પણ ફરી ફરી કહેવાથી એને થોડી ચીડ ચડે છે. એટલે તેમ ન કહેવું એ સારું એમ મેં ઠરાવ્યું છે.

ઑફિસનું કામ અને કાગળો. તા. ૧૫ (સ્વાતંત્ર્ય દિન નિમિત્તે)મીએ વિદેશમાં વસતા ભારતીય લોકોને ઉદ્દેશીને મારે બોલવાનું છે (વાયુ-પ્રવચન—Broadcast) એનો મુસદ્દો લખાવ્યો. સ્વાતંત્ર્ય એટલે શું, એની પૂર્વ-ભૂમિકા, દેશનું વિભાજન થવાથી પરિસ્થિતિ કેવી વિકટ છે અને નિર્વાસિતોનો પ્રશ્ન એકંદરે આપણે ઠીક હલ કર્યો એટલી જ કામગીરી સંતોષકારક છે એમ મારા મુદ્દાઓ. ભવિષ્ય આશાદાયક અને ચિંતાજનક એવું છે. ઠીક.

૧૦–૩૦ થી ૫ સુધી ધારાસભાની બેઠક. પછી ઘેર આવીને પરચૂરણ કામો. નીચેના જમણી બાજુના બે દાંત ખૂબ હાલે છે માટે દાંતના ડૉક્ટર શ્રી સોનીને ત્યાં ગયો હતો. સિમલાથી તા. ૧૬મીએ હું પાછો આવું ત્યાર બાદ એમને ત્યાં મારે જવું એમ એમણે સૂચવ્યું છે.

પછી પંડિતજીને ઘેર સભ્યોને પાર્ટી હતી ત્યાં અમે બન્ને ય જઈ આવ્યા. ઘણા બધા મિત્રો મળ્યા.

ભોજનોત્તર ઑફિસકામ. સવારે લખેલો Broadcast સુધાર્યો.

### તા. ૧૩ ઑગસ્ટ ૧૯૪૮, શુક્રવાર

સવારે વૃત્તપત્રો. પરચૂરણ કામો. ઑફિસકામ. ગઈ કાલનો વાયુપ્રવચનનો મુસદ્દો શ્રી. કાકાસાહેબને વાંચવા આપ્યો અને એમણે કરેલી સૂચનાઓની ચર્ચા કરી. કેટલાક કાગળો.

૧૦ થી ૫–૧૫ ધારાસભામાં કામ. પછી ઑલ ઇન્ડિયા રેડિયોના સ્થળે જઈને વાયુપ્રવચન record કરાવ્યું.

ઘેર આવીને પરચૂરણ કામ અને થોડો વખત શ્રી કાકાસાહેબ કાલેલકર સાથે અમારા પૂર્વજો-વડિલોનાં સંસ્મરણો કહેતો બેઠો.

રાત્રે ૧૦ વાગ્યે દિલ્હી સ્ટેશને આવ્યો અને રાતની ગાડીમાં કાલકા જવા નીકળ્યો. બંને ય. અમારી સાથે પૂર્વ પંજાબના M. L. A. શ્રી વીરેન્દ્ર હતા.

### તા. ૧૪ ઑગસ્ટ ૧૯૪૮, શનિવાર

ચિ. બાળ અને અણ્ણા આજે સવારે દિલ્હી આવ્યા.

સવારે ૮॥ વાગે અમે કાલકા પહોંચ્યા. ગાડી આશરે દોઢ કલાક મોડી આવી. ત્યાં ચા અને ટોસ્ટ લઈને મોટરમાં સિમલા જવા ઊપડયાં. આશરે ૧૨–૧૫ વાગ્યે પહોંચ્યાં. માર્ગમાં દૃશ્યો ખૂબ જ સુંદર હતાં. સર્વત્ર લીલુંછમ, વાદળાઓને કારણે વિશેષ શોભા. રઘુવંશનો બીજો સર્ગ યાદ આવ્યો. 'સા દુષ્પ્રધર્ષા મનસાપિ हिंस्रैरित्यद्रिशोभाप्रहितेक्षणेन।' એ અદ્રિશોભા જોતો હતો. રસ્તામાં સંસારની કેટલીક ચર્ચાઓ નીકળી. મારું દૃષ્ટિબિંદુ સૌ.વતીને કહ્યું. અનાસક્તિ રાખવી એ મુદ્દો. એ કહેતી વખતે મારા વિષેની કુટુંબીજનોની દૃષ્ટિ કેવી ભૂલભરેલી છે તે પણ કહ્યું અને મેં જણાવ્યું કે, 'કહેવું એ ધર્મ. ગળે ઊતરે તો કરવું, નહીંતર નહિ. હું અનાસક્ત રહેવાનો પ્રયાસ કરું છું. સુખનો એ જ એક માર્ગ છે. આ અનુભવ હું નવો કરી રહ્યો છું. મારી મહત્ત્વાકાંક્ષાઓ એટલે આસક્તિ જ છે. કુટુંબમાંના લોકો સમજણમાં (understanding) મારાથી આટલા દૂર હશે એવી કલ્પના મને નહોતી. પણ છેલ્લાં ૨ – ૩ વર્ષોમાં આ મારી ભ્રમણાનું ભોપાળું ફૂટયું છે (disillusionment). ઠીક.' મારા સંભાષણથી સૌ. વતીને દુઃખ થયું. બહુ ખુલ્લું એવું સત્ય હું અમથું બોલ્યો. મે ભૂલ કરી એવું પણ મને લાગ્યું. મારી સહિષ્ણુતા ઓછી એમ સ્પષ્ટ થયું. ઠીક.

સિમલામાં મુકામ મુખ્ય પ્રધાન ડૉ. ગોપીચંદ ભાર્ગવને ઘેર હતો. ત્યાંના ગવર્નર શ્રી. ચંદુલાલ ત્રિવેદીને ત્યાં અમારો મુકામ રાખવો એમ મિત્રોની અગાઉ યોજના હતી. એ બદલાઈ તે સારું થયું. શ્રી. ત્રિવેદી ગવર્નર ખરા. પણ એથી બીજું શું? ડૉ. ગોપીચંદ એક જ ધ્યેયને કારણે, જાહેર સેવક તરીકે મારે મન વધુ નજીકના અને એમને ત્યાં હું ઊતરું એ જ યોગ્ય.

મુકામ પર સ્નાન, ઇતર વિધિ, ભોજન વગેરે આટોપતાં ત્રણ વાગી ગયા. પછી વિશ્રાંતિ. ત્યાર બાદ થોડી બાકી રોજનીશી લખી. પંડિત મેલારામ અને શ્રી મુદેશ્વરે Hindu Code વિષેના પોતાના મુદ્દા કહ્યા, અને એની એક નોંધ આપવાનું કહ્યું.

થોડો વખત ફરી આવ્યો. પછી આવતી કાલના ગાંધીપ્રદર્શનનું સ્થળ વગેરે જોયું. સૌ.વતીએ વિલાયતની તૈયારીના ભાગરૂપે થોડી ખરીદી કરી.

ભોજન બાદ પરચૂરણ વાચન.

## તા. ૧૫ ઑગસ્ટ ૧૯૪૮, રવિવાર

સવારે વહેલા ઊઠીને સ્નાન વગેરે આટોપીને થોડો વખત ઇતર વાચન. 'हिन्दी हीच आमची राष्ट्रभाषा' એ પુસ્તક પર નજર નાખી. પહેલી નજરે ઠીક લાગ્યું. આખું પુસ્તક બરાબર વાંચવું જોઈએ. આજે બપોરે ગાંધીપ્રદર્શનના ઉદ્ઘાટન સમયે કરવાના ભાષણના મુદ્દાઓનું ટાંચણ કર્યું.

૮॥ વાગ્યે અમે સહુ મ્યુનિસિપલ હૉલ તરફ ગયાં. 'ધ્વજ' લહેરાવવાની વિધિ ડૉ. ગોપીચંદ ભાર્ગવના હસ્તે થઈ. જનતા અને એનો ઉત્સાહ જોઈને આંખમાં આંસુ ઊભરાયાં. ડૉ. ગોપીચંદનું ભાષણ ભાવનાપૂર્ણ થયું.

ત્યાંથી નજીક જ લશ્કરની સલામી ગવર્નરસાહેબ ઝીલવાના હતા ત્યાં પછી અમે ગયાં. ભીડ અને અવ્યવસ્થા. સ્વરાજ્ય એટલે દરેકે હુકમો પાળવા અને શિસ્તનાં બંધન પોતા પર લગાડવાં એ વાત કોઈના ખ્યાલમાં જ નથી એમ જણાયું. સલામી લીધા બાદ લશ્કરને ઉદ્દેશીને ગવર્નરસાહેબ હિંદીમાં બોલ્યા. અંગ્રેજી હૅટ અને કોટને બદલે કાળું અચકન અને ટોપી પહેરીને તેઓ આવ્યા હતા. આ બે મોટા ફેરફારો.

પછી તરત લાલા લજપતરાયનું બાવલું લાહોરથી આણ્યું હતું એની અનાવરણવિધિનો સમારંભ હતો. પણ ભીડને કારણે આગળ જવું અશક્ય થયું અને બહાર નીકળતાં નીકળતાં દમ નીકળી ગયો! પંજાબ ધારાસભાના સ્પીકર સરદાર કપૂરસિંગ અમારી સાથે હતા. અમે પગે ચાલીને જ મુકામ પર આવ્યાં. કૉંગ્રેસજનો વિષે રસ્તામાં વાતો નીકળી. સરદાર કપૂરસિંગે પોતાનો નિરાશાજનક અનુભવ વર્ણવ્યો.

ઘેર આવીને થોડી વાર વાતોચીતો. બાકી રોજનીશી. જમ્યા પછી આરામ.

૨-૩૦ વાગ્યે બહાર પડયાં. બ્રહ્મોસમાજ મંદિરમાં શ્રીમતી બાળકરામ અને એમના ભાઈ શ્રી. સૂરી મળ્યાં. પછી ૩ થી ૩-૪૫ સુધી ગાંધીપ્રદર્શન, જેનું ઉદ્ઘાટન મારે કરવાનું છે તે, જોયું. એકંદર સંગ્રહ ખૂબ મહેનતથી ભેગો કરેલો છે. અપૂર્વ છે. ગાંધીજીના જીવનની જુદા જુદા સમયની—નાનપણથી તે આખર સુધીની—અને જુદા જુદા પ્રસંગોની છબિઓ છે અને આશરે પાંચસો કરતાં વધુ ગ્રંથો છે.

પછી પંજાબ ધારાસભાના પ્રતોદ (દંડક) (whip) શ્રી. શેઠને ત્યાં ચા. બાદ ૪-૪૫ થી ૫-૫૦ સુધી પ્રવચનના સ્થળે. વરસાદને કારણે પ્રવચન માટે બહુ જ થોડા લોકો શરૂઆતમાં હતા, એટલે પંદર મિનિટ થોભવું એવી સૂચનારૂપી વિનંતી કાર્યકરોએ કરી. મેં આગ્રહ રાખ્યો નહિ, પણ દરેક કાર્યક્રમ વખતસર શરૂ થાય એમાં જ સ્વરાજ્યની ચાવી છે એમ કહીને શ્રોતૃવૃંદ ઓછો હોવાને લીધે દુઃખ લગાડવાનું કારણ નથી એમ કહ્યું. આશરે ૧૦ મિનિટ મોડો કાર્યક્રમ શરૂ થયો. મુખ્ય ભાગ એટલે મારું ઉદ્ઘાટન પ્રસંગનું પ્રવચન. હું અંગ્રેજીમાં જ બોલ્યો.

૧૯૧૫ની સાલ સુધી હિંદુસ્તાનની સ્થિતિ અને રાજકીય ક્રાંતિના વિચારો અને કાર્યક્રમો શા હતા તે જણાવીને ગાંધીજીએ એમાં કેવી રીતે ફેરફાર કર્યો, કઈ નવી દૃષ્ટિ અને નવી શિસ્ત આપી એ કહ્યું. સ્વરાજ્યનો અર્થ કેવી રીતે બદલાતો ગયો અને હવે 'સ્વરાજ્ય એટલે ત્રીસ કરોડ લોકો માટે' એવો અર્થ કેવી રીતે છે, એની સિદ્ધિ એટલે જ રચનાત્મક કાર્યક્રમ એવું સમીકરણ (equation) કેવી રીતે બંધબેસતું થાય છે તે જણાવ્યું. એકંદરે ભાષણ ઠીક થયું.

ત્યાંથી ૬-૩૦ વાગ્યે મોટરમાં નીકળીને રાત્રે ૯-૩૦ વાગ્યે કાલકા આવ્યાં. અને ત્યાંથી પછી રાત્રે ૧૦-૩૦ની ગાડીમાં દિલ્હી આવવા માટે નીકળ્યાં.

## તા. ૧૬ ઑગસ્ટ ૧૯૪૮, સોમવાર

સવારે દિલ્હી આવ્યાં. ગાડી વખતસર જ આવી. ઘેર આવીને નિત્યવિધિ આટોપીને આવેલી ટપાલ અને ઑફિસનું કામ જોવામાં જ સવારનો બધો વખત ગયો.

૧૧-૩૦ થી ૫ સુધી ધારાસભાનું કામ. મોડેથી બપોરે શ્રી બખલે (Railway Commissioner) સાથે, શ્રી ત્રિકમલાલ શાહે ફ્રાંસમાંથી એન્જિનો લેવા અંગે કરેલી સૂચનાઓ વિષે, ચર્ચા કરી. એ ઉપરથી એમની અનેક મુશ્કેલીઓની જાણ થઈ. પૂરી માહિતીના અભાવે આપણી ગેરસમજો કેવી રીતે થતી હોય છે એનું આ ઉદાહરણ છે. ચાર દિવસ પર શ્રી બખલે જ્યારે બોલ્યા કે શ્રી ત્રિકમલાલની સૂચનાઓ સ્વીકાર-

વાનું શક્ય બનશે નહિ ત્યારે મને તરત વિચાર આવ્યો કે શ્રી.બખલેએ official દૃષ્ટિથી પ્રશ્નનો જવાબ આપ્યો. પરંતુ એમની સાથે ચર્ચા કરતાં, એમ નહિ હોવાનું સ્પષ્ટ થયું. ઠીક. એ પ્રમાણે શ્રી. ત્રિકમલાલને કાગળ હવે લખું છું. શ્રી સરદાર સંતસિંગ અગાઉ ધારાસભાના સભ્ય હતા એમણે અશોક સિંહ અને ચક્રની એક સુંદર પ્રતિમા કરાવી આણી છે તે મને બતાવી. ધારાસભા માટે એ પ્રતિમા તેઓ ભેટ આપવાના છે. હું તેનો સ્વીકાર કરુ એવો એમનો હેતુ. વસ્તુ સુંદર છે. પણ આ બાબતમાં પંડિતજી અને વલ્લભભાઈનો અભિપ્રાય મેળવવો જોઈએ એમ મેં એમને કહ્યું. શ્રીયુત બી. શિવરાવ આવ્યા હતા. World Governmentની કોઈ કલ્પના છે એ વિષે ચર્ચા કરવી હતી. આ બાબતમા શ્રી દાલમિયા આગેવાની લેવાને તૈયાર છે અને રાજેન્દ્રબાબુએ પણ આ બાબતમાં લખ્યું છે. શ્રી. દાલમિયાનુ નામ આવતાં વેંત આ સૂચના પ્રત્યે એક પ્રકારનો વિરોધી ભાવ જ મારા મનમાં ઉત્પન્ન થયો! પંડિત નેહરુને પણ એવો જ ભાવ થયાનું શ્રી. શિવરાવ કહેતા હતા.

મુકામ પર આવીને ચા અને શૌચ આટોપીને ટપાલનુ કામ આટોપ્યું અને પછી દાતના દાક્તર ડૉ. સોનીને ત્યા ગયો. હાલતા બે દાત કાઢતાં પહેલા એમણે મારી 'અજ્ઞાનાવસ્થા' (anasthetic) કરી દીધાથી કશો પણ ત્રાસ થયો નહિ.

પછી કસ્તુરબા ફંડના કામ માટે શ્રી વલ્લભભાઈને ત્યાં ગયો. ત્યા શ્રી. સદોબા પાટિલ અને બિરલા મળ્યા. ગાંધી સ્મારક ફંડની બાબતમા અમદાવાદના મિલ ઓનર્સ નકામો વાદવિવાદ કરીને પૈસા આપવામા ઢીલ કરી રહ્યા છે એ બરાબર નથી, કાંઈ નહીં તો શેઠ કસ્તુરભાઈએ તો પોતાના હિસ્સાનો આપવાનો ફાળો આપવો એમ શ્રી. બિરલાએ કહ્યું મને એમની આ વાત પૂરેપૂરી ગળે નઊતરી. પોતાના બધા મિત્રોને બાજુ પર રાખીને કસ્તુરભાઈએ એકલાએ જ આ પ્રમાણે કરવું તે મને યોગ્ય લાગતું નથી. વિરોધી મિલવાળાઓનો વિરોધ યોગ્ય નથી એ સાચું પણ તેઓ આજે નહિ તો કાલે વિરોધ છોડી દેવાના જ છે. આજ સુધીની આ લોકોની રીત બધાં કામો સર્વાનુમતે કરવાની છે તે છોડી દઈને ૧-૨ મહિના- ઓ માટે કાયમના ભાગલા પડે એ બરાબર નથી. મારી વાત શ્રી. બિરલાને ગળે ઊતરી નહિ એમ લાગ્યું. ઠીક.

વલ્લભભાઈ આગળ મેં શ્રી. ચેટ્ટીના રાજીનામાની વાત કાઢી. થયું એ સારું ન થયું એમ મને લાગ્યાનું કહ્યું. ચેટ્ટીએ કરેલી ભૂલ ગંભીર છે એમ તેમણે કહ્યું. પણ જે થયું તે ખરાબ થયું એમ પણ એમણે કહ્યું.

શેઠ કસ્તુરભાઈ ઘેર આવીને ગયા હતા માટે એમને ફોન કર્યો. વિલાયતની તૈયારી વિષે એમની સાથે વાત કરી.

ભોજન બાદ પરચૂરણ વાચન.

## તા. ૧૭ ઑગસ્ટ ૧૯૪૮, મંગળવાર

સવારે ઑફિસકામ. ટપાલ. ૧૦-૩૦ થી ૩-૧૫ સુધી ધારાસભાનું કામ. પછી કૉલેરાનું બીજું ઇન્જેક્શન લેવા માટે અમે ગયાં. ત્યાંથી બારોબાર ઘેર આવ્યાં. થોડો વખત પરચૂરણ વાચન, વગેરે.

૬ થી ૭-૩૦ શેઠ કસ્તુરભાઈ, શ્રી ભરતરામ (લાલા શ્રીરામના ચિરંજીવી) અને ચિ. બાળ તથા અરુણા સાથે જઈને વિલાયતમાં પહેરવાનાં કપડાં કરાવવાનાં (ત્રણ અચકન અને એક લાંબા કોટવાળો સૂટ) એ માટેનું કાપડ ખરીદ્યું અને કપડાં સિવડાવવા આપ્યાં. અહીંની પ્રસિદ્ધ દુકાન 'લીલારામ'ને આ કામ સોંપ્યું છે.

પછી હિંદુ કોડની બાબતમાં શ્રી દુરકાળ ડેપ્યુટેશન લઈને આવ્યા હતા, એમની સાથે આશરે અડધો કલાક ચર્ચા.

રાત્રે જમવામાં શ્રી. અને સૌ. ચેટ્ટી તથા કસ્તુરભાઈ એમ આવ્યા હતા. ઘણી બધી વાતો. એમનાં રાજીનામાની અને બીજી વાતો થઈ. મદ્રાસ તરફના બ્રાહ્મણ-અબ્રાહ્મણ ભેદને કારણે કેટલાક મદ્રાસી સભાસદો એમની પાછળ પડયા હોવાનો પોતાનો અભિપ્રાય શ્રી. ચેટ્ટીએ વ્યક્ત કર્યો!

આજે બપોરે ચેટ્ટીએ ધારાસભામાં પોતાના રાજીનામા અંગેનો ખુલાસો ખૂબ જ સરસ શબ્દોમાં અને સુંદર રીતે કર્યો. એમાં સંપૂર્ણ નિખાલસતા હતી.

## તા. ૧૮ ઑગસ્ટ ૧૯૪૮, બુધવાર

સવારે નિત્યવિધિ. ઑફિસનું કામ. Linguistic Provinces Committee આગળ રવિવારે જુબાની આપવાની છે એ અંગેના મુદ્દાઓ લખીને મારું

નિવેદન લખાવવાનું શરૂ કર્યું. આખો વખત એમાં જ ગયો. હજી થોડું બાકી છે.

૧૦–૩૦ થી ૫ સુધી ધારાસભાનું કામ. મોડેથી બપોરે હાઉસ કમિટીના કામ માટે ડૉ. પટ્ટાભિ સીતારામૈયા મળ્યા. એમના ઠરાવમાં ખટપટ માટેનો અવકાશ કેવી રીતે છે તે કહ્યું.'

ઘેર આવીને સવારનું નિવેદન પૂરું કર્યું. શ્રી. નિયોગીને આજે બે મહત્ત્વની બાબતોમાં કાગળો લખ્યા: (૧) સ્થાવર મિલકતોની ટ્રાન્સફર માટે ઈન્કમ ટૅક્સ અધિકારીઓ પાસેથી પરવાનગી લેવાની બાબત. (૨) Recognized Charityની યાદી પ્રસિદ્ધ કરાવવા અંગે.

સ્વામી જ્ઞાનાનંદજી અને શ્રી. મોહનલાલ સકસેના આવ્યા હતા. હું રહું છું એ બંગલો ખૂબ મોટો છે. ગરીબ પ્રજાના પ્રતિનિધિ તરીકે જેવી રહેણીકરણી અમારી હોવી જોઇએ એને આ શોભતું નથી. એવા આદર્શના ચોકઠામાં આ બંધબેસતું નથી. આ એક મુદ્દો; અને, આજકાલ ઘરોની તંગી આટલી બધી હોય ત્યારે આપણે એકાદ મોટો બંગલો રોકી રાખવો અને બીજાં લોકોને મુશ્કેલીમાં રાખવાં એ બરોબર નથી તે બીજો મુદ્દો. આ બન્ને બાબતોને લીધે હું અસ્વસ્થ છું. માનવતા, માનવી સહાનુભૂતિ વગેરે આપણે બોલીએ છીએ પણ પ્રત્યક્ષ અમલમાં આપણે કશું જ મૂકતાં નથી! આમ કેમ નથી બનતું? અમારા બંગલામાંનો થોડોક પણ ભાગ ફાજલ કરીને કોઇ ને કોઈ માટે ત્યાં રહેવાની સગવડ કરી આપવી એવા મારા વિચાર સાથે સૌ.વતી અને છોકરાઓ સંમત છે. પણ દરેકને મુશ્કેલી એમ લાગે છે કે જે રહેવા આવશે તે કેવા હશે? એમને કારણે ત્રાસ તો નહિ વેઠવો પડે ને? આવી બીક સાવ કાંઈ નિરાધાર નથી તો પણ ઘણે અંશે કાલ્પનિક પણ છે એમ મને લાગે છે. આ રીતે ઘર આપવામાં કેટલુંક જોખમ છે એ સાચું. પણ તે અમારે વહોરવું જોઈએ નહિ વારુ? આપણે જે કરવું યોગ્ય અને આવશ્યક છે તે કર્યાનો સંતોષ તો આપણને મળશે એ ખરું જ પણ આપણા વર્તનથી એક યોગ્ય દિશા અગર વળાંક બતાવ્યા જેવું નથી થતું વારુ? સામુદાયિક રીતે જે થવું જોઈએ એમ લાગે છે એની શરૂઆત વ્યક્તિએ કર્યા સિવાય તે સામુદાયિક કેવી રીતે બને?– ઔદ્યોગ વર્ગ (નિર્વાસિતો) માટે શ્રી. મોહનલાલને કોઈ જગ્યા જોઇએ છે. એનો પણ વિચાર હું કરું છું.

રાત્રે જમવા માટે ડૉ. આંબેડકર, કાકાસાહેબ ગાડગીળ એમ બન્નેને સપત્નીક અને ડૉ. કેસકરને નિમંત્ર્યાં હતાં. ઘણી બધી વાતોચીતો થઈ. ભારતીય મુસલમાનો સાથે કેવી જાતના સંબંધો રાખવા? એમના પર વિશ્વાસ કેટલો રાખવો? રાષ્ટ્રભાષા હિંદી કે ઉર્દૂ મિશ્રિત હિંદુસ્તાની હોવી જોઇએ? આવા મહત્ત્વના સવાલો ચર્ચામાં નીકળ્યા હતા. પાકિસ્તાન નિર્માણ થયા પછી હવે ઉર્દૂને સ્થાન આપવાનું અગર મુસલમાનોને રીઝવવાનું કારણ નથી અને રાષ્ટ્રભાષા હિંદી જ હોવી જોઈએ, લિપિ દેવનાગરી, ઉર્દૂને સ્થાન ન જોઇએ એવો જ સહુનો, શ્રી. કાકાસાહેબ કાલેલકર સિવાય, સામાન્ય અભિપ્રાય જણાયો. ડૉ. આંબેડકર આટલા બધા કટ્ટર મુસલમાન-વિરોધી હશે એની મને કલ્પના નહોતી. હિંદી ભાષા અને નાગરી લિપિ વિષે ઉતાવળ કરવી એ જો કે ભૂલભરેલું થશે. દક્ષિણમાં એનો તીવ્ર વિરોધ છે એટલે આવી બાબતો ધીરજથી કરવી જોઇએ એવો ઈશારો એમણે ફરી ફરી આપ્યો એમાં હું સાવ સંમત છું.

૧૦ના અરસામાં મિત્રોની વિદાય પછી Linguistic Provinces Committee સમક્ષના મારા નિવેદનનો મુસદ્દો તપાસ્યો. બીજું પણ થોડું કામ કર્યું.

### તા. ૧૯ ઑગસ્ટ ૧૯૪૮, ગુરુવાર

રક્ષાબંધન નિમિત્તે આજે ધારાસભાની બેઠક નહોતી. એને કારણે સવારે ઠીક સમય મળ્યો.

Linguistic Provinces Committee સમક્ષ રજૂ કરવાનું નિવેદન શ્રી. કાકાસાહેબને બતાવ્યું હતું. એમણે સૂચવેલા મુદ્દાઓનો વિચાર કરીને સુધારાઓ કર્યા.

હૈદરાબાદના શ્રી. કાશિનાથરાવ વૈદ્ય આવ્યા હતા. ત્યાંની પરિસ્થિતિની ચર્ચા. હિંદુસ્તાન સરકાર જો જૂનાગઢ પ્રમાણે મદદ કરે તો ઠીકઠીક પ્રમાણમાં સ્થાનિક વિગ્રહ કરી શકાશે. ત્યાંની હાલની સ્થિતિ પ્રજા માટે અસહ્ય છે; સલામતી નથી, લૂંટફાટ ચાલુ છે, કૉમ્યુનિસ્ટ પક્ષે હુલ્લડ મચાવ્યું છે, કિસાન–જમીનદારનો

ભાઈ અને લાલાજીના જ્યેષ્ઠ પુત્રને લઈને 'સીલારામ' કંપનીની દુકાનમાં કપડાં મને બરાબર થાય છે કે નહિ (સિવવા આપેલાં તે) તે જોવા ગયો. એમાં ઠીક ઠીક વખત ગયો!

ભોજન બાદ ઘણી વાતોચીતો.

ચિ. અરવિંદ તળવલકરનો આજે કાગળ આવ્યો છે. નર્સિંગહોમ પરથી આ લોકોમા ઠીક ઠીક ઝઘડો શરૂ થયો છે! ખૂબ જ દુઃખની વાત. માણસો સ્વાર્થથી આંધળા બનીને સ્વર્ગ-સુખ કેવી રીતે ગુમાવી બેસે છે એનો આ નમૂનો છે! વારુ, જે કાંઈ સ્વાર્થ એમને જણાય છે તે ખરેખર સ્વાર્થ પણ હોય છે ખરો? સંકુચિત દૃષ્ટિ વડે જોવાથી તે સ્વાર્થ જણાય છે એટલું જ. ઠીક.

### તા. ૨૯ ઑગસ્ટ ૧૯૪૮, રવિવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રવાચન. રોજનીશીલેખન. પછી ઑફિસકામ. વિલાયતના કેટલાક કાગળો. પછી કોલ્હાપૂરના Administator શ્રી નાંજપ્પા મળવા આવ્યા હતા. ત્યાંની પરિસ્થિતિ વિષે વાત થઈ. સરકારના રોજબરોજના વહીવટમા કૉંગ્રેસજનો કેવી રીતે માથું મારે છે એનું ઉદાહરણ તરીકે એમણે...શ્રી... એ એમની તરફના કેટલાક લોકોને છોડી મૂકવા માટે ફેરબદલીઓ કર્યાની હકીકત કહી. ... જિલ્લામાં પણ આવી જ દરમિયાનગીરી કૉંગ્રેસના લોકો કરી રહ્યા છે એવું એમણે કહ્યું. ઠીક.

પછી લાલા દેશબંધુ ગુપ્તા આવ્યા હતા. ડેપ્યુટી સ્પીકરની જગ્યા માટે એમણે પંડિત ઠાકુરદાસ ભાર્ગવનું નામ સૂચવ્યું. પંડિતજી વિષે મને પણ મમત્વ છે. પણ મને લાગે છે કે એમના કરતાં શ્રી અનન્તશયનમ્‌નો હક્ક વધારે પહોંચે છે. તેઓ વધુ સમયથી સભ્યપદ ધરાવે છે અને પંડિતજી કરતા વધુ સમતોલ છે એમ પણ લાગે છે. પણ આ બાબતમા ખાતરીપૂર્વક કહી શકાય એમ નથી. બન્ને જણ સરખા જ લાયક છે, એમ કહીએ તો પણ વાંધો નથી.

પછી શ્રી લક્ષ્મીકાંત મૈત્ર અને શ્રી મઝુમદાર ('અમૃત બઝાર પત્રિકા'ના), 'વંદેમાતરમ્' એમણે બૅન્ડ અને ઑર્કેસ્ટ્રા પર ગીતબદ્ધ કરીને બેસાડયું છે એની રેકૉર્ડ્સ લઈને, આવ્યા હતા. એમણે એ વગાડી બતાવી અને એ રેકૉર્ડ્સ એમણે મને ભેટ આપી. આ વિષય ગાયન-વાદનના નિષ્ણાતોનો છે. મને એમાં શી સમજ પડે? એમણે Rytham, Harmony, Tune વગેરે મુદ્દાઓ કહ્યા. મેં સાંભળ્યા. અલબત્ત શ્રી કાકાસાહેબ કાલેલકર હતા એમને એ સમજાયા. પણ મને આ વાદન (બૅન્ડ, ઑર્કેસ્ટ્રા) અને ગાયનની રીત કાને મધુર લાગી નહિ એ ચોક્કસ. ઠીક.

આજ સાંજની મહારાષ્ટ્ર સમાજની સભાની યાદ આપવા માટે શ્રી પનકે આવ્યા હતા. કોલ્હાપુરથી આવેલા શ્રી. નાના ધર્માધિકારી અને શ્રી રત્નાપ્પા કુંભાર મળ્યા હતા. કોલ્હાપુર રાજ્ય મુબાઇ પ્રાંતમાં વિલીન થાય એવું રત્નાપ્પાનું કહેવું. મને પણ એ વાત ગળે ઊતરે છે. કેટલાક સ્વાર્થી અને લગભગ અધમ એવા જાત્યંધ માણસોએ અજ્ઞાની પ્રજાજનોની ભાવનાઓને પ્રજ્વલિત કરીને મરાઠી સંસ્થાન હોવું જોઈએ, છત્રપતિનો વંશ હોવો જોઇએ, તે માટે બૂમાબૂમ અને ખટપટ ચલાવી છે. એને તાબે થવું જોઇએ નહિ અને સંસ્થાનનું વિલીનીકરણ લંબાવવુ જોઇએ નહિ એમ મને પણ લાગે છે.

ભોજનોત્તર શ્રી કાકાસાહેબ સાથે ગપ્પાંગોષ્ઠિ અને પછી થોડી વિશ્રાન્તિ.

૩ થી ૪ સુધી શ્રી શકરરાવ દેવને ઘેર ચિ. બાળ અને અરુણા સાથે ચા માટે ગયો હતો. શ્રી બાળાસાહેબ ખેર પણ આવ્યા હતા. સ્વતંત્ર મહારાષ્ટ્ર રાજ્યમાં મુબાઇનો સમાવેશ થવો જોઈએ કે નહિ એ બારે વાદવિવાદનો સવાલ હતો મારી દૃષ્ટિથી આ બાબતમાં શ્રી શકરરાવની વિચારસરણી ભાવના પર આધારિત છે. એમાં વિચારોનુ સમતોલપણુ નથી. ઠીક.

ઘેર આવીને ચા-શૌચ આટોપીને ગુજરાતી સમાજમા શ્રી કાકાસાહેબ કાલેલકરના ભાષણમા ગયો. એમાં અનેક મુદ્દાઓ હતા. પાછળથી સવાલ-જવાબ પણ થયા. ત્યાથી મહારાષ્ટ્ર સમાજમાં ગયો. ૬ – ૩૦ થી ૮ સુધી અહીં મારા પ્રમુખપદ હેઠળ સભા થઈ. 'મહારાષ્ટ્ર સમક્ષના સવાલો' એવો ચર્ચાનો વિષય હતો. શ્રીયુત સ. કા. પાટિલ (મુબાઇ), ડૉ. પજાબરાવ દેશમુખ (નાગપુર). શ્રી નલાવડે (હરિજન–પૂના?) અને શ્રી

કાકાસાહેબ પ્રાસંગિક એમ લોકો બોલ્યા. હું પણ થોડું બોલ્યો. 'હિંદુસ્તાન મહાન તો મહારાષ્ટ્ર મહાન' એમ પાટિલના કહેવાનો સૂર હતો. ઉચ્ચ કક્ષા (level) પરથી તેઓ બોલ્યા. મહારાષ્ટ્રમાંની ગરીબ જનતાનું શોષણ પરપ્રાંતમાંના લોકો કરે છે એવો શ્રી પંતનગરાવના વક્તવ્યનો સૂર હતો. બાકી બંનેનો પણ એ જ સૂર હતો. મેં પણ મારા વિચારો કહ્યા. આખા દેશમાં એકતાની આવશ્યકતા છે. ચારિત્ર્ય વગર સ્વાતંત્ર્ય ટકાવવું શક્ય નથી. એટલે આર્થિક સવાલની સાથે જ આ સવાલ પણ ઉકેલવો જોઈએ અને એનો ઉપાય એટલે દરેક પોતાનું વર્તન ચોખ્ખું રાખવું જોઈએ.

ઘેર આવીને ભોજનોત્તર ચિ. બાળનો અંગ્રેજી લેખ ('India's Foreign Policy') તપાસ્યો. એકંદરે સારો છે. એ જો વધારે લખીને પોતાના વિચારો વ્યવસ્થિતપણે રજૂ કરવાની ટેવ પાડે તો સારા લેખકો પૈકી તે એક બનશે. પછી પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

(ક્રમશઃ)

*

## મૃત્યુ શું છે?

"'મૃત્યુ શું છે?' એક બાલિકાને આવો પ્રશ્ન ઉદ્ભવે છે!

તમે મૃત શરીરોને નદીએ લઈ જવાતાં જોયાં છે, તમે શુષ્ક પાંદડાં, ઝાડનાં ઠૂંઠાં જોયાં છે, તમે જાણો છો કે ફળો વિલાઈને ક્ષય પામે છે. પ્રભાતમાં ચેતનથી ઉભરાતાં ને અન્યોન્યને નિમંત્રતાં, કિલકિલાટ કરતાં પંખીઓ સાંજે અવસાન પણ પામે. આજે જીવતી વ્યક્તિ આવતી કાલે કાલગ્રસ્ત થાય એમ સંભવે. આવી ઘટમાળ આપણે નિત્ય જોઈએ છીએ. મૃત્યુ સૌ કોઈને આવે છે. આપણે બધા એ રીતે જ અંત પામીશું. સુખ અનુભવતાં, દુઃખ વેઠતાં કે ભય પામતાં તમે ત્રીસ, પચાસ કે એંશી જેટલાં વર્ષો સુધી જીવી શકો, પણ અંતે તો તમે હોતા નથી.

જેને આપણે જીવન કહીએ છીએ અને જેને આપણે મરણ કહીએ છીએ તે શું છે? એ ખરેખર એક જટિલ સમસ્યા છે. તમે તેમાં ઊંડા ઊતરવા માગો છો કે નહિ તે હું જાણતો નથી. જો આપણે જીવન શું છે તે શોધી શકીએ અથવા સમજી શકીએ તો કદાચ મૃત્યુ શું છે તે સમજી શકીશું. આપણાં પ્રિયજનને ગુમાવીએ છીએ ત્યારે આપણે વિયોગ અને એકલતા અનુભવીએ છીએ. તેથી આપણે કહીએ છીએ કે જીવન સાથે મૃત્યુને કાંઈ સંબંધ નથી. આપણે જીવન અને મૃત્યુને ભિન્ન ગણીએ છીએ. પણ મૃત્યુ જીવનથી ભિન્ન છે ખરું? જીવન એ મરણની જ પ્રક્રિયા નથી?

કશુંક મેળવવું, પસંદ કરવું, સહન કરવું અને આનંદ માણવો એને જ મોટે ભાગે આપણે જીવન સમજીએ છીએ. અને ભૂમિકારૂપે, સર્વ આનંદ અને વિષાદની પાછળ ભય રહેલો છે. એ ભય તે અવસાનનો, કાલે શું થશે તેનો ને સંપત્તિ અને પદ ગુમાવવાનો. જીવન સહિત બધું જ સ્થાયી રહે એમ આપણે ઈચ્છીએ છીએ. પરંતુ મૃત્યુ અનિવાર્ય છે. એથી આપણને 'મૃત્યુ પછી શું?' એવો પ્રશ્ન થાય છે.

હવે, મૃત્યુ થતાં શેનો અંત આવે છે? જીવનનો? જીવન એટલે શું? શ્વાસોચ્છ્વાસની પ્રક્રિયા તે જ જીવન? ઘણુંખરું આપણે સૌ ખાવું, ધિક્કારવું, ચાહવું, મેળવવું, પોતાનું કરવું, સરખાવવું, ઈર્ષ્યા કરવી આદિ ક્રિયાઓને જ જીવન માનીએ છીએ. આપણામાંના ઘણાને મન જીવન એટલે યાતના– સુખ અને દુઃખ, આશા અને નિરાશાનો અવિરામ સંઘર્ષ. શું એનો અંત જ નહિ આવે? આપણે મરવાના નથી? વૃક્ષનાં પર્ણો પાનખરમાં ખરી પડે છે ને વસંતમાં ફરી પ્રકટે છે. તેવી જ રીતે આપણે પ્રાપ્ત કરેલ સર્વ સંપત્તિ અને સફળતા નાશ નહિ પામે? અને નવા પાંદડાં જેવું માર્દવ અને તાઝગી પુનઃ પ્રાપ્ત ન કરી શકીએ? આ ક્રમને સમજીને વિલયને સતત અનુભવતા માણસ માટે મૃત્યુ નથી. 'હું કાંઈક છું અને મારું અસ્તિત્વ નિરંતર રહેવું જોઈએ' એમ કહેનાર માણસ માટે મરણ અને સ્મશાન અવશ્ય છે. તેને કોઈ પ્રેમસગાઈ નથી."

[*Life Ahead*, pp. 105-6] — જે. કૃષ્ણમૂર્તિ

*

### તા. ૨૪ ઑગસ્ટ ૧૯૪૮, મંગળવાર

સવારે વૃત્તપત્રવાચન. ઑફિસકામ. કેટલાક કાગળો.

૧૦-૩૦ થી ૫ સુધી ધારાસભાનું કામ. ઘેર આવીને ટપાલ અને પરચૂરણ કામો. પછી ૬ થી ૭-૩૦ સુધી "ઓખલા" સ્થળે જઈને યમુનાનું દૃશ્ય જોયું. અફાટ પાત્ર અને પાણીનો વેગ ખૂબ. દૃશ્ય મનોહર હતું.

પાછા આવીને કામે લાગી ગયો. પ્રસ્તાવનાનું (રોજનીશી-પ્રકાશન) કામ આગળ ચલાવ્યું. શ્રી. કાકાસાહેબ કાલેલકર સાથે વાતોચીતો. લેખનની મારી જુદી જુદી યોજનાઓ, રોજનીશી-પ્રકાશનની પ્રસ્તાવના વગેરે.

સૌ.વતી આજે રાત્રે શ્રી. નાફડેને ઘેર મંગળાગૌર નિમિત્તે ગઈ હતી. એને આવતાં મોડુ થયું.

### તા. ૨૫ ઑગસ્ટ ૧૯૪૮, બુધવાર

સવારે વૃત્તપત્રો, નિત્યવિધિ. પછી રોજનીશી-પ્રસ્તાવનાનુ કામ આગળ ચલાવ્યું. કેટલાક કાગળો. ઑફિસનું કામ. Refugee કૅંપસ્ જોયા એમાં ૯ થી ૧૦-૪૫નો સમય ગયો.

૧૦-૩૦ થી ૫ ધારાસભા. ચાર વાગ્યે શ્રી મોરારજીભાઈ મળ્યા. મહાત્માજીની હત્યાના કેસમાં સાક્ષી માટે આવ્યા હતા.

૫-૧૫ થી ૬ સરદાર બલદેવસિંગને ઘેર ચા-પાર્ટી માટે ગયો હતો. ત્યાં ડૉ. મુકરજી મળ્યા હતા. એમની જોડે એંજિનિયરિંગ કૉલેજ માટેનું લોખંડ અને શ્રી ત્રિકમલાલ શાહની સૂચના વિષે વાતચીત થઈ. ડૉ. મથાઈએ રેલ્વે ખાતાને વૅગનો આપવા અંગે અમલદારો પર તાર પાઠવ્યો છે. (લોખંડ લાવવા માટે) એને સારુ એમનો આભાર માન્યો. શ્રી નિયોગી મળ્યા હતા એમની જોડે ઇન્કમ ટૅક્સ પરમિટ બિલ અંગે વાત કરી. ધારાસભાના કામ અંગે પંડિતજી અને સત્યનારાયણ સાથે તથા સૌ.વતીના વિલાયતના પ્રવાસની બાબતમાં સર ગિરિજાશંકર બાજપાઈ જોડે વાતચીત થઈ. ગાયકવાડે (વડોદરાના) પોતાની (સરદારની) વાત માન્ય રાખ્યાથી વડોદરા-પ્રકરણનો સારી રીતે નિકાલ થયો એવું શ્રી વલ્લભભાઈ એ કહ્યું.

૬ ના અરસામાં ઘેર આવીને રોજનીશી-પ્રકાશનની પ્રસ્તાવના પૂરી કરી અને પછી તે આખી તપાસી જોઈ. એમાં ઠીક ઠીક વખત ગયો. શ્રી રવીન્દ્ર મહેતા સકુટુંબ આવ્યાં હતાં.

ભોજન બાદ થોડું કામ અને પછી આરામ.

### તા. ૨૬ ઑગસ્ટ ૧૯૪૮, ગુરુવાર

સવારે વૃત્તપત્ર વાચન. રોજનીશીલેખન. પ્રસ્તાવના-પ્રકાશનનું શુ નામ રાખવું એ સવાલ ઉકેલતો હતો. 'आयुष्याचा हिशोब झाडा' એવું નામ મેં અગાઉ માન્ય રાખ્યું હતું. પણ એ સારું લાગતું નથી. Prosaic છે. આધુનિક સમયને અનુસરતું અને ભાવનાશાળી એવું કશુંક જોઈએ. એમાં વસ્તુસ્થિતિ નિદર્શક (realism) એવું જોઈએ. આયુષ્યના મધ્યકાળથી શરૂ કરીને (આશરે ૩૮ વર્ષની ઉંમરથી) રોજનીશીની શરૂઆત છે એટલે, 'मार्गक्रमण', 'जीवनक्रम', 'कांहीं पाउलें', એમ ત્રણ શિર્ષકો—નામો શ્રી કાકાસાહેબ કાલેલકરને અને ચિ. અણ્ણાને વધુ પસંદ પડયાં. બીજાં નામો: 'जीवनपथ', 'आठवणी', 'जीवनप्रवाह', 'किनाऱ्याकडे', 'सागरांतून किनाऱ्याकडे', 'सागराचें पैलतीराकडे', 'सागर प्रवास', 'जीवन-नौका'; ઠીક.

કેટલોક વખત ઑફિસનું કામ. ૧૦-૩૦ થી ૫ સુધી ધારાસભા. ૧-૩૦ વાગ્યા સુધી ત્યાં હતો, પછી ૧-૩૦ થી ૨-૪૫ પંડિત જવાહરલાલને ઘેર જમવા ગયો હતો. કાશ્મિરના શેખ અબદુલ્લા, શ્રી અને શ્રીમતી નિયોગી, લાલા દેશબંધુ, પંડિતજીના જમાઈ શ્રી ફીરોઝ ગાંધી, વગેરે લોકો હતા. ધારાસભામાં થનારા સવાલ-જવાબ અગાઉથી છાપીને સભ્યોને આપવા કે કેમ; ઇન્કમ ટૅક્સ આપ્યાની પરમિટ મેળવ્યા વિના મિલકતના દસ્તાવેજો રજિસ્ટર ન કરવાનો ખરડો; પરદેશી એલચી-ખાતાઓ (Embassies), વગેરે વિષયો પર વાતો નીકળી હતી.

ત્યાંથી ઘેર આવીને ટપાલ જોઈને પછી ઑફિસમાં ગયો. ૪ વાગ્યા સુધી આરામ અને પછી ઇન્કમ ટૅક્સ પરમિટ ખરડા અંગે નાણાં ખાતાના શ્રી પાંડે સાથે ચર્ચા. પછી અન્ય કામો. પાંચ વાગ્યે ઘેર.

બાદ, વિલાયત જવા અંગે તૈયારી તરીકે શું શું સાથે રાખવું એનું ટાચણ કર્યું. સૌ.વતી અને ચિ. બાળ અને ચિ. અણ્ણા સાથે એને અંગે ચર્ચા.

ડૉ. પંડિત અને કેળવકર આવ્યા હતા. અમારો

બંગલો એમને રહેવા માટે આપવાની બાબતમાં વાતચીત થઈ. ભોજન બાદ વલ્લભભાઈને ત્યાં જઈ આવ્યો. ગાયકવાડની વાત નીકળી હતી. વલ્લભભાઈ આગળ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને તેઓ આજીજી કરતા હતા! હિંદુ કોડ આ બેઠકમાં વિચારણા માટે લેવો એ વિષે આજની પાર્ટી મીટિંગમાં થએલ ઊહાપોહ વિષેની મનોરંજક હકીકત વલ્લભભાઈએ કહી.

રાત્રે શ્રી શંકરરાવ દેવ એમનાં બહેન સાથે આવ્યા હતા. આમતેમ વાતોમાં મુખ્ય વાત મહારાષ્ટ્ર રાજ્યમાં (ભાષાવાર) મુંબાઈનો સમાવેશ થવો જોઈએ કે નહિ? પ્રાદેશિક અને ભાષાકીય દૃષ્ટિથી મુંબાઈ મહારાષ્ટ્રમાં છે એમાં શંકા નથી. સવાલ અન્ય કારણોને લીધે છે. મુંબાઈનો સમાવેશ મહારાષ્ટ્રમાં થવો જ જોઇએ ('झालाच पाहिजे') એમ શંકરરાવનું કહેવું છે. મને તે બરાબર લાગતું નથી. ઠીક.

પછી શ્રી ચિટણીસને કાગળ. બીજા પત્રો. સૌ. વતી આવતી કાલે સવારે અમદાવાદ જાય છે એની તૈયારી. થોડું વાચન.

### તા. ૨૭ ઑગસ્ટ ૧૯૪૮, શુક્રવાર

આજે સૌ.વતી વિમાનમાં અમદાવાદ જાય છે એટલે વહેલાં ઊઠીને એ, ચિ. અરુણા અને હું એમ પાલમ વિમાનઘર પર ગયાં. ડૉ. જીવરાજ મહેતા અને હંસાબેન, પ્રિન્સિપાલ મહાજની અને એમનાં પત્ની એમ લોકો ત્યાં મળ્યાં. ૭ વાગ્યે સૌ.વતી રવાના થઈ.

પછી ઘેર આવીને નિત્યવિધિ અને થોડુંક ઑફિસકામ. કેટલાક કાગળો. પંડિત ઠાકુરદાસ ભાર્ગવ, એમના બન્ને પુત્રો, પાલણપુરના નવાબ સાહેબના પુત્ર એમ લોકો મળવા આવ્યા હતા.

આજે મને વિશેષ થાક લાગ્યા જેવું જણાતું હતું. કામમાં મન પરોવાયું નહિ. આંખો મીંચાતી હતી! જેમતેમ કરીને ખેંચી રહ્યો હતો.

ભોજન બાદ વાતોચીતો. પછી શ્રી મોહનલાલ સકસેનાને ત્યાં હરિકીર્તન માટે આશરે કલાકેક જઈ આવ્યો. કીર્તન એટલે ભજનો અને ધૂન. ગાનાર લોકો ઠીક લાગ્યા.

પછી વિશ્રાંતિ. બાદ થોડુંક ઑફિસકામ. ટપાલ વગેરે. શ્રી. ઇંદ્ર મળવા આવેલા.

સાંજે રાજઘાટ પર ગયો હતો. પ્રાર્થના અને પછી શ્રી વિનોબાનું પ્રવચન. હું દૂર જ ઊભો હતો. શ્રી ઠક્કરબાપા મળ્યા હતા. એમને હરિજન કૉલોનીમાં મૂકી આવ્યો.

ભોજનોત્તર ઘરનાં જ જૂનાં સંસ્મરણોની વાતોચીતો. પછી પરચૂરણ વાચન.

### તા. ૨૮ ઑગસ્ટ ૧૯૪૮, શનિવાર

સવારે વૃત્તપત્રો જોયાં. રોજનીશીલેખન. નિત્યવિધિ. પછી ઈન્કમ ટૅક્સ પરમિટ લેવા વિષેના ખરડા અંગે અભ્યાસ કરીને એક સવિસ્તર નોંધ લખાવી. એમાં ઘણોખરો વખત ગયો. કેટલાક પત્રો પણ થયા.

૧૦–૩૦ થી ૫ સુધી ધારાસભાનું કામ. વચલા વિરામમાં શ્રીયુત ટી. ટી. કૃષ્ણમાચારી ઈન્કમ ટૅક્સ પરમિટ બિલ વિષે મળ્યા. મોડેથી બપોરે ઍસેંબ્લી કામકાજના નિયમો બાબતમાં શ્રી સન્તાનમ્, ડૉ. કેસકર, શ્રીયુત બી. દાસ, અને શ્રી કામત મળ્યા. સાંજે શ્રી બાળાસાહેબ ખેર આવ્યા. એમની જોડે ઘેર આવ્યો. નીચેની બાબતો વિષે વાતો થઈ:(૧) ઍંજિનિયરિંગ કૉલેજ. (૨) યુનિવર્સિટી ટ્રસ્ટને માન્યતા. (૩) ભાષાવાર પ્રાંત રચનામાં મુંબાઈનું સ્થાન. (૪) પ્રાંતના વહીવટમાં કૉંગ્રેસજનોની દરમિયાનગીરી. (૫) ટિળક વિદ્યાપીઠના કુલગુરુ મારે થવું એમ એમણે સૂચવ્યું. મેં ના પાડી.

૬ થી ૭ કૉન્સ્ટિટ્યૂશન ક્લબમાં હિંદી લશ્કર માટે કશુંક કરવું જરૂરી છે એ માટે કમિટીની યોજના થાય તેને વાસ્તે પંડિતજીના પ્રમુખપદ હેઠળ સભા હતી. તેઓ કાશ્મીર વિષે બોલશે એમ મારી ધારણા હતી. પરંતુ સભા જુદા જ હેતુ માટે હતી. લશ્કર સાથે આપણો ગાઢ સંબંધ હોવો જોઈએ, લડાઈના કાર્યમાં તેઓ દેશને માટે લડી રહ્યા છે, અને તેમના કામની કદર થઈ રહી છે એવી ભાવના એમનામાં ઉત્પન્ન થવી જોઈએ અને એ માટે લશ્કરના લોકોને ઉત્તેજન આપવા સારુ આપણે એમની જોડે હળીમળીને આત્મીયતાથી વર્તવું જોઇએ. આજ સુધીની પારકી હકૂમતને કારણે આપણે ત્યાં આવી ભાવના નથી અને એટલે જ પ્રચાર કરવો જોઈએ. ઠીક.

ત્યાંથી લાલા શ્રીરામને ઘેર ગયો. ત્યાં શ્રી કસ્તુર-

# 'તરંગ'

## ગણેશ વાસુદેવ માવળંકર

[પૂજ્ય દાદાસાહેબના દેહાન્ત પછી થોડા માસ બાદ એમના કાગળ–પત્રો, ઈ.માંથી એક નોટબુક હાથ લાગી. એના પર પૂંઠું ચડાવેલું અને પૂજ્ય દાદાસાહેબના જ હસ્તાક્ષરમાં મરાઠીમાં લખેલી કાપલી ચોડેલી: तरंग—ग. वा. मावळंकर, अमदाबाद. પ્રારંભનાં પાંચ પાનાં માંડ એમાં લખાયાં છે. હું એ પૂરાં વાંચી શકેલો નહિ. ચોધાર આંસુ રોક્યા વિના એ લખાણ ત્યારે પૂરું વાંચવું અશક્ય હતું. દસ વર્ષે આજે પણ એ વાંચતાં અને ગુજરાતીમાં એનું રૂપાંતર કરતાં મન ઢીલું થઈ ગયું. પરંતુ, આવું ઘણું અપ્રગટ લખાણ સંયમપૂર્વક અને કર્તવ્ય-બુદ્ધિથી મારે ક્રમશઃ અને પ્રસંગોપાત્ત પ્રકાશિત કરવું જ રહ્યું. 'तरंग'નાં ચાર પૂરાં પાનાંમાં માત્ર ત્રણ છૂટક દિવસોની વિચાર-નોંધ પૂજ્ય દાદાસાહેબે સળંગ લખેલી છે અને પાંચમા પાના પર ત્રીજી લીટી લગભગ અધૂરી અને છેલ્લે પૂર્ણવિરામ વિનાની રહી છે. એ સમગ્ર લખાણ અહીં રજૂ કરું છું.

'तरंग' નામની આવી નોંધપોથી રાખવાનો વિચાર પૂજ્ય દાદાસાહેબને કેવી રીતે આવ્યો અને એ અંગેનો સંકલ્પ એમણે કેવી રીતે કર્યો એનું વિવરણ એમની રોજનીશીના પુસ્તક ૫૧માં પૃ. ૩૨-૩૩ પર જોવા મળે છે. ગુરુવાર, તા. ૨૧ જુલાઈ ૧૯૫૫ની રોજનીશી લખતાં તેઓ જણાવે છે કેઃ

"આઠ વાગ્યે ઘેરથી નીકળ્યો. સ્ટેશન પર ઘણા બધા લોકો મને વિદાય આપવા સારુ આવ્યા હતા. ૮-૪૦ના દિલ્હી મેલથી દિલ્હી જવા ઊપડ્યો.

ગાડીમાં આખો દિવસ વિશ્રાંતિ અને વાચન. Innocent Men નામના M. R. A. (Moral Re-Armament) વિષેના પુસ્તકનાં આશરે ૭૫ પાનાં વાંચ્યાં. લેખક પીટર હાવર્ડ છે. એમણે આત્મચરિત્રાત્મક અનુભવો લખ્યા છે. આ પુસ્તક વાચતી વખતે એક વિચાર મને આવ્યો. આ લોકો રોજ સવારે 'Guidance from God' માગે છે. એટલે કે સ્વસ્થતાથી બેસીને જે Guidance જેવું લાગે તે લખી લે છે. અલબત્ત, ઈશ્વર પ્રત્યક્ષ બોલે છે એમ મને લાગતું નથી. પણ સદ્સદ્‌વિવેકબુદ્ધિના વિચારો આવે છે, તે માર્ગદર્શન કરે છે અને તેના પરથી જે લાગે તે લખે છે. એનુ નામ ભલે ને ગમે તે પાડીએ, પણ આવું લખાણ એટલે સારા વિચારો અને માર્ગદર્શન હોય છે. આપણે ય જો બને તો રોજ સવારે જે પ્રથમ વિચાર આવે તે નોંધી રાખવો એમ મારા મનમાં થયું છે. અલબત્ત, આ કેટલુંક શક્ય થાય છે તે જોવાનું રહ્યું."

ત્યાર પછી રવિવાર, તા. ૨૪ જુલાઈ ૧૯૫૫ની રોજનીશીમાં પૂજ્ય દાદાસાહેબ લખે છે કેઃ

"તા. ૨૧/૭ની રોજનીશીમાં લખ્યા પ્રમાણે આજે નવી નોટ—વિચારોના ટાંચણની—શરૂ કરીને એનું નામ 'तरंग' એવું આપ્યું છે. આ તરંગ લખવામાં થોડો વખત ગયો."

મંગળવાર, તા. ૨ ઑગસ્ટ ૧૯૫૫ની રોજનીશીમાં પૂજ્ય દાદાસાહેબ આ પ્રમાણે કહે છેઃ

"રાત્રે ભોજન બાદ થોડો વખત સંસ્મરણો લખાવ્યા. પરંતુ આમાં મને મારા પર જ તિરસ્કાર છૂટ્યો અને કામ એકદમ બંધ રાખ્યું. દરેકનું ખરાબપણું લખવાનો પ્રસંગ પડે છે! એટલે, શા સારુ લખવું? કોલસો ઘસવાથી શો ફાયદો? દરેકનું ખરાબ આપણે છોડી દઈએ અને સારું તેટલું જ લઈએ. આ વિચારથી સમાધાન થયું અને એ પ્રમાણે હું જો ચાલ્યો તો મારા જીવનમાં એક પ્રકારનો વધુ સુખનો, આનંદનો સમય આવશે એમ ચોક્કસ લાગવા માંડ્યું. ઠીક."

તા. ૭ ઑગસ્ટ ૧૯૫૫ની રોજનીશીમાં 'तरंग' વિષેનો કોઈ ઉલ્લેખ નથી. —પુ. ગ. મા.]

## તા. ૨૪ જુલાઈ ૧૯૫૫, રવિવાર

તા. ૨૧/૭ને રોજ અમદાવાદથી દિલ્હી જતાં ગાડીમાં Peter Howardનું Innocent Men પુસ્તક વાંચતો હતો. તેઓ M. R. A. વાળા છે. M. R. A. લોકો રોજ સવારે ઈશ્વરની પ્રાર્થના કરીને માર્ગદર્શન (guidance) માગે છે અને જે મળે તે નોંધી રાખે છે. અલબત્ત, જે કાંઈ પ્રેરણા થાય છે તે એક રીતે ઈશ્વરની બક્ષેલી જ. પણ પ્રત્યક્ષ ઈશ્વર કહે છે એમ માનવાને હું તૈયાર નથી. મને એટલું જ લાગે છે કે મનુષ્યમાં સદ્‌સદ્‌વિવેકબુદ્ધિ છે તે માર્ગદર્શન હંમેશ અચૂક કરે છે. એકાંતમાં ઈશ્વર-સ્મરણ કરતી વખતે આપણી અનેક ભૂલો, પાપો આપણને દેખાય છે, જે આપણે બહાર ખુલ્લી રીતે કબૂલ કરતા નથી. એ બુદ્ધિ કહેતી હોય છે કે 'આમ કર. આમ ન કર.' એને જ જોઈએ તો ઈશ્વરનો અવાજ કહો. આપણે જો આ અવાજ સાંભળીને એ પ્રમાણે વર્તવા લાગ્યા તો આપણે ઉચ્ચ માર્ગ તરફ જઈશું, પોતાનું થોડું નુકસાન થયું એમ દેખાયું તો પણ આધ્યાત્મિક ઉન્નતિ, સમાજહિત વગેરે સાધ્ય કરીશું જ એમ મને લાગે છે. એટલે, અંતરના આ અવાજનો વિકાસ થાય એ ખાતર એ રોજ સંભળાય ત્યારે એને નોંધી રાખવો એમ મને લાગવા માંડયું અને એ પરથી મેં આ લખાણ શરૂ કર્યું છે. ગાંધીજી જેને Inner Voice કહે છે તે જ આ છે. એને જ આત્મનિરીક્ષણ (Introspection) એવું પણ કહી શકાય. ઠીક.

તા. ૨૨/૭ને રોજ પહેલો વિચાર આવ્યો તે સૌ.વની ચિંતાનો. હું દિલ્હીમાં એકલો રહેવાનો. મારી તબિયત સારી નથી. કોઈ ને કોઈ મારી સાથે હોવું જ જોઈએ એમ એને લાગે છે. મને પણ એમ જ લાગે છે. હમણાં હમણાં તો મને એમ પણ થયાં કરે છે કે મારો અંત ક્યારે આવશે એનો ભરોસો નહિ. એમાં મને ભય કે દુઃખ નથી, પણ દેહ અક્ષરશઃ ક્ષણભંગુર છે એમ લાગવા માંડયું છે. એટલે મારી સાથે હંમેશ રહેવાની સૌ.વતીની ઇચ્છા સ્વાભાવિક હોવા છતાં યે એનાં માતુશ્રીના વર્ષશ્રાદ્ધ માટે એણે મુંબાઈ જવું એ એનો ધર્મ છે એવું પણ મને લાગ્યા પરથી મેં એને જવાનો આગ્રહ કર્યો. માટે, મારા ટાઇપિસ્ટ શેષાદ્રિ અને પટાવાળા કરમચંદ એ બંનેએ દિલ્હીમાં, સૌ.વતી પોતે દિલ્હી આવે ત્યાં સુધી, મારી સાથે જ રહેવું એવી યોજના એણે, મને ન પૂછતાં, બારોબાર એમની જોડે કરી લીધી! મને ધન્યતા થઈ કે પત્નીની કેટલી તાલાવેલી અને કેટલો પ્રેમ! પણ હું કેટલીક વાર એની પર નજીવા કારણે ચિડાઉં છું. અલબત્ત, એ પણ મારી એને માટેની ભાવનાને કારણે જ. ચીડ એ પ્રેમનું જ એક સ્વરૂપ છે. અલબત્ત, જ્યાં પ્રેમ નથી, આત્મીયતા નથી ત્યાં ચીડ શાની ચડે? ઠીક. ટૂંકમાં કહું તો, હું એની પર ચિડાઉં એ ભૂલભરેલું છે. એને હું વિનાકારણ દુઃખી બનાવું છું એમ મને થાય છે અને પસ્તાવો થાય છે. અને હવે હું જરા પણ નહિ ચિડાવાનો પ્રયત્ન કરવાનો. ઠીક.

## તા. ૨ ઑગસ્ટ ૧૯૫૫, મંગળવાર

હંમેશની જેમ રાત્રે બિછાના પર પડયાં પડયાં હું દિલ્હીની મધ્યસ્થ ધારાસભા અંગેનાં મારાં સંસ્મરણો લખાવતો હતો. ડૉ. રાજેન્દ્રપ્રસાદે જે ખટપટ અને પ્રયત્નો (Speaker પર પોતાનો અંકુશ રાખવા માટે) ચલાવ્યાં હતાં એ પ્રકરણ અંગે લખાવતો હતો ત્યારે એકદમ મારા મગજમાં વિચાર આવ્યો: 'હું શા સારુ લખાવું છું? જે લખાવું છું તે સાચું છે, દુઃખદ છે. પણ એ લખાવીને શો ફાયદો? કદાચ, રાજેન્દ્રપ્રસાદ કેવા હતા અને એ સમયમાં ભારતમાં મોટાં સ્થાન પર રહેલા લોકો કેવા ક્ષુદ્ર મનના અને દૃષ્ટિના છે એ પુરવાર થવામાં મદદ થાય; પણ એનાથી ફાયદો શો? હું શું આ રીતે કોલસો જ નથી ઘસી રહ્યો વારુ? આનાથી દેશહિત અગર મારી પોતાની આત્મિક ઉન્નતિને બદલે અવનતિ થતી નથી વારુ? આવો વિચાર આવતાં વેંત મેં લખાવવાનું થંભાવી દીધું. મને આ લખવામાં મારી જ ક્ષુદ્રતા લાગવા માંડી. મારો પ્રકોપ ગમે તેટલો સાત્ત્વિક હોય તો પણ મારે આમાં પડવું જોઈએ નહિ એમ મને લાગ્યું અને મને જ મારી જાત પર થોડી ઘૃણા થઈ. 'सर्वे भद्राणि पश्यन्तु।' એ પ્રાર્થના યાદ આવી. અને સર્વસામાન્યપણે અનૈતિક બાબતો અંગેની મારી ચીડ, નાપસંદગી એ બધું બરાબર હોય તો પણ બીજાઓનાં ખરાબ વર્તનનો ઉલ્લેખ મારે કરવો જોઈએ નહિ એ જ ઉત્તમ માર્ગ છે. આ માર્ગ ભયને કારણે નહિ

પણ મારી જ ઉન્નતિ માટે છે એમ લાગવા માંડયું છે. મારી જિંદગીનાં સંભારણાં લખાવવાનાં છે તેમાં કયું ધોરણ રાખવું એ વિષે આજના આ વિચારથી મને સારું માર્ગદર્શન મળ્યું એમ લાગે છે. ઈશ્વરની કૃપા.

**તા. ૭ ઑગસ્ટ ૧૯૫૫, રવિવાર**

આજે કશા પણ આગળપાછળના ખયાલ-વિચાર વિના મોડેથી બપોરે એકદમ વિચાર આવ્યો કે, "હું જીવું છું શા માટે?" મૃત્યુની કલ્પના સુખદ લાગી. દુઃખ થવાથી, નિરાશાથી અગર સંતાપ વડે આ વિચાર મને નથી આવ્યો: એ ચોક્કસ વાત. પરંતુ આવો વિચાર કેમ આવ્યો તે જો કે, હું કહી શકતો નથી. જીવ્યો તો કામ ઘણું કરીશ એવી ઉમેદ છે. મારાં બધાં આપ્તેષ્ટજનોનો મારા પર પ્રેમ પણ છે. હું એમને અને મને તેઓ વહાલસોયાં લાગે છે ને જોઈએ છે. તેમ છતાં કયારેક કયારેક એમ પણ લાગે છે કે, "વધારે આયુષ્ય શા સારુ?" આ સવાલ કેમ જાગ્યો? અને એનો જવાબ શો એ જો કે ખબર નથી. મળશે કયારેક જવાબ!

*

## અર્પિત

"ગંગાના કિનારે મડદાં બાળવાના એકાંત સ્થળમાં વિચારમગ્ન તુલસીદાસ વિચરતા હતા.

લગ્નનાં જેવાં વસ્ત્રોમાં આનંદથી સજ્જ થએલી એક સ્ત્રીને તેના મૃત પતિના પગ પાસે બેઠેલી તેમણે જોઈ.

તેમને જોતા તે ઊઠી, પગમાં પડી અને બોલી: 'ગુરુદેવ! આપના આશીર્વાદથી, મારા પતિ પાછળ સ્વર્ગમાં મને જવા દો.'

'દીકરી! આટલી ઉતાવળ શાને?' તુલસીદાસે કહ્યું, 'જેણે સ્વર્ગ બનાવ્યું, આ પૃથ્વી પણ તેની નથી?'

સ્ત્રીએ કહ્યું: 'મને સ્વર્ગની ઇચ્છા નથી, મારા પતિની કામના છે.'

સ્મિત કરીને તુલસીદાસે તેને કહ્યું: 'બેટી! તારે ઘેર પાછી જા. એક મહિનાની અંદર તું તારા પતિને પામીશ.'

આશાથી મલકાતી તે સ્ત્રી પાછી ફરી. તુલસીદાસ દરરોજ તેને ત્યાં જતા, અને તેનું હૃદય દિવ્ય પ્રેમથી છલોછલ ભરાઈ જાય ત્યાં સુધી ચિંતન માટે ઉચ્ચ વિચારોનો ઉપદેશ કરતા.

એક માસ ભાગ્યે જ વીત્યો ત્યાં તો તેના પાડોશીઓ તેની પાસે આવી પૂછવા લાગ્યા: 'બહેન! તમને તમારા પતિ મળ્યા?'

સ્મિતપૂર્વક તે વિધવાએ કહ્યું: 'હા, મળ્યા.'

આતુરતાથી તેમણે પૂછ્યું: 'કયા છે તે?'

'મારી સાથે એક થએલા મારા સ્વામી મારા હૃદયમાં છે.' સ્ત્રીએ જવાબ આપ્યો."

[*Fruit-Gathering*, pp. 75-76] — રવીન્દ્રનાથ ઠાકુર

*

# શ્રી દામોદર માવળંકર સંબંધી કંઈક!

હરજીવન કાલિદાસ મહેતા (શ્રી. દા. કે. પ્રશંસક)

રશિયન બાનુ મૅડમ હેલના પેટ્રોવ્ના બ્લેવેટ્સ્કી અને અમેરિકન નાગરિક કર્નલ હેન્રી સ્ટીલ ઑલકોટે, ટિબેટવાસી એક મહાત્માની પ્રેરણા અને માર્ગદર્શનથી થીઑસૉફિકલ સોસાયટી નામની સંસ્થા સને ૧૮૭૫ના નવેમ્બર માસની ૧૭મી તારીખે યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરીકાના ન્યૂયૉર્ક શહેરમાં સ્થાપી અને તેની જાહેરાત અનેક છાપાંઓમાં પ્રગટ થઈ. પછી સને ૧૮૭૯માં તેઓ બન્ને ભારત આવ્યા અને તે જ વર્ષની ફેબ્રુઆરીની ૧૬મી તારીખે મુંબાઈના પાલવા બંદરે ઉતર્યાં. અને ગીરગાંવ રોડ ઉપર એક મકાન રાખી ત્યાં રહ્યાં. ત્યાં થીઑસૉફિકલ સોસાયટીના પ્રચારનું અને—થીઑસૉફીના પ્રકાશનનું કામ, વ્યાખ્યાનો, લેખો અને વાર્તાલાપો દ્વારા શરૂ કર્યું. થોડો વખત પછી વરલી તરફ આવેલા—"ક્રોઝ નેસ્ટ" નામના મકાનમાં તે બંને જણ રહેવા ગયાં. ત્યાં મુંબાઈ શહેરના તેમજ મુંબાઇની બહારના ઘણા લોકો હંમેશ તેમને મળવા અને થીઑસૉફિકલ સોસાયટી અને થીઑસૉફી સંબંધી ચર્ચા કરવા અને સોસાયટીના સભ્ય થવા આવવા લાગ્યા. એક વખત અમદાવાદના રહીશ શ્રી કેશવરાવ માવળંકર અને તેમના ભાઈ મૅડમ બ્લેવેટ્સ્કીને મળવા આવ્યા અને તેઓ સોસાયટીના સભ્ય થયા. તેમની સાથે એક યુવાન કે જે કેશવરાવ માવળંકરના પુત્ર હતા તે પણ આવેલા. મૅડમ બ્લેવેટ્સ્કીએ તેમને બે મહાત્માઓની છબીઓ બતાવી. એટલે તે યુવાન શ્રી દામોદરે તે બે પૈકીની એક છબીના મહાત્માને ઓળખી કાઢ્યા અને તેમના પિતાશ્રીને તેમજ તેમના કાકાને કહ્યું કે હું જ્યારે થોડા વખત પહેલાં ગંભીર માંદગીના બિછાને હતો ત્યારે આ મહાત્માએ મને મારા સ્થૂલ શરીર ઉપર હાથ ફેરવેલો, અને મને તે માંદગીમાંથી બચાવી લઈ જીવતદાન આપેલું હતું. અને થોડીક રાત્રિએ પણ મારી પાસે આવી મારા સ્થૂલ દેહ ઉપર હાથ ફેરવી મને આશીર્વાદ આપ્યા હતા. ત્યારથી હું તેમને મારા ગુરુ માનું છું, એમ કહી તે યુવાને મહાત્માની તે છબી આગળ સાષ્ટાંગ નમસ્કાર કર્યા, અને પછી તે થીઑસૉફિકલ સોસાયટીના મેમ્બર થયા અને પોતાનું જીવન તે મહાત્માના ચરણે અર્પણ કરી દીધું. પછી તો શ્રી દામોદર મૅડમ બ્લેવેટ્સ્કી અને કર્નલ ઑલકોટની સાથે આવીને રહ્યા અને થીઑસૉફીના કાર્યમાં મદદ કરવા લાગ્યા. તેમનું આ વર્તન તેમના પિતાશ્રીને અને તેમના કાકાને ગમ્યું નહિ. અને તેથી તેઓ બન્ને જણા સોસાયટીમાંથી છૂટા થયા. પરંતુ શ્રી દામોદર માવળંકર પોતે પોતાના વિચારમાં મક્કમ રહ્યા. અને સોસાયટીનું હેડ ક્વાર્ટર સને ૧૮૮૨ના અંતમાં અને સને ૧૮૮૩ની શરૂઆતમાં—મદ્રાસમાં 'અડયાર' નામના પરામાં ફેરવવામાં આવ્યું, ત્યારે તે યુવાન મૅડમ બ્લેવેટ્સ્કી અને કર્નલ ઑલકોટ સાથે અડયાર જઇને રહ્યા. અને પોતાનાં કુટુંબની મિલકતમાં જે કંઈ હક હતો તે તેમણે છોડી દીધો. તેમના ગુરુ કે જેમણે શ્રી દામોદરને માંદગીમાં મદદ કરી હતી, તેમને ફક્ત શ્રી દામોદર જ જોઈ શકતા હતા, બીજું કોઈ જોઈ શકતું ન હતું. તે ગુરુદેવે શ્રી દામોદરને થીઑસૉફીનું શિક્ષણ આપવા માંડ્યું. અને શ્રી દામોદરને પોતાના શિષ્ય તરીકે સ્વીકાર્યા.

શ્રી દામોદર પાણીમાં જતાં ડરતા હતા. મૅડમ બ્લેવેટ્સ્કી અને કર્નલ ઑલકોટ જ્યારે બાજુની અડયાર નદીમાં સ્નાન કરવા જતા ત્યારે શ્રી દામોદર તેમની સાથે તો જતા, પરંતુ તેઓ નદીના કાંઠે બેસી રહેતા, નદીમાં નહાવા પડતા નહિ. મૅડમ બ્લેવેટ્સ્કી શ્રી દામોદરને મશ્કરીમાં કહેતાં કે 'જે માણસ પાણીમાં—નદીમાં સ્નાન કરતાં ડરે, તે મહાત્મા થઇને જગતનું શું ભલું કરવાના?' એક દિવસ મૅડમ બ્લેવેટ્સ્કી અને કર્નલ ઑલકોટ જ્યારે નદીમાં સ્નાન કરતા હતા ત્યારે શ્રી દામોદરે ઓચિંતા જ નદીમાં ઝંપલાવ્યું અને ડૂબકીઓ ખાતા ખાતા ડૂબવાની તૈયારીમાં પણ નદીને સામે કાંઠે નીકળી શક્યા, અને આ રીતે તેમણે પાણીનો ભય દૂર કર્યો. જેવી રીતે કુટુંબ અને તેમની મિલકતથી એકાએક મુક્તિ મેળવી; તેવી જ રીતે પાણીના ભયમાંથી પણ એકાએક મુક્તિ મેળવી.

તેમના ગુરુના શિક્ષણથી તેઓ રાત્રિના સ્થૂલ શરીરમાંથી સમજપૂર્વક બહાર નીકળતા, અને અંતરિક્ષ ભૂમિકામાં વિચરતાં શીખ્યા, અને તે ભૂમિકાનું કંઈ જાણવા અને જીવવા શક્તિમાન થયા.

એક વખત તેઓ કર્નલ ઑલકોટની સાથે ઉત્તર ભારતની મુસાફરીએ ગયા. તેઓ પંજાબમાં લાહોર શહેરમાં ગયા, અને એક તંબુમાં બહાર ઊતર્યા. ત્યાં તેમને તેમના હિમાલયવાસી ગુરુએ ત્રણ રાત્રિ સુધી દર્શન આપ્યાં અને તેમની સાથે કેટલીક વિચારણા કરી ગયા. લાહોરથી કર્નલ ઑલકોટ અને શ્રી દામોદર કાશ્મીર ગયા, અને કાશ્મીરના મહારાજાના મહેમાન થઈ રહ્યા. એક સવારે શ્રી દામોદર પોતાના ઉતારાના ઓરડામાં જણાયા નહિ. કર્નલ ઑલકોટે તપાસ પછી અડયાર મૅડમ બ્લેવેટ્સ્કીને તાર કરીને દામોદર બેપત્તા થયાનું જણાવ્યું. મૅડમ બ્લેવેટ્સ્કીએ તારથી જવાબ આપ્યો કે: "શ્રી માવળંકર પોતાના ગુરુના આશ્રમે ગયા છે, અને તે પોતાની મેળે આવી જશે; તેમની ચિંતા કરવાની જરૂર નથી. પરંતુ તેમના બિછાનાને કોઈને પણ અડકવા દેશો નહિ." બે ત્રણ દિવસે શ્રી માવળંકર પાછા આવ્યા ત્યારે બહુ જ બદલાએલા હતા. પછી તો શ્રી દામોદર 'થીઑસૉફી' માસિકમાં લેખો લખવા પણ માંડ્યા. તેઓનું શરીર દૂબળું પાતળું હતું. છતાં તેઓ ઘણા લાંબા સમય સુધી કામ કર્યા જ કરતા હોવાથી તેમને ક્ષય રોગ લાગુ પડ્યો. અને કોઈ વખત તેમના ગળામાંથી લોહીના ધાગા પણ નીકળવા માંડ્યા. આમ થતાં શ્રી દામોદરને તેમના ગુરુ તરફથી ટિબેટ જવા આમંત્રણ મળ્યું, અને તેઓ સને ૧૮૮૩-૮૪મા ભારત છોડી ટિબેટ ગયા, અને પોતાના ગુરુજીની સાનિધ્યમાં ટિબેટ જ રહ્યા.

શ્રી દામોદરના કેટલાક થીઑસૉફિસ્ટ મિત્રોને તેમના આરોગ્ય માટે બહુ જ ચિંતા રહેતી, કારણ કે હિમાલયની કાતિલ ઠંડીમા તેમનુ સ્થૂલ શરીર ટકવા સામે તેમને ભય હતો. પરંતુ શ્રી દામોદરના ગુરુનો એક પત્ર કર્નલ ઑલકોટને મળ્યો, તેમાં, "શ્રી દામોદર આ સ્થળે સહીસલામત પહોંચી ગયા છે" તેવા સમાચાર હતા, તેથી તેમના થીઑસૉફિસ્ટ મિત્રોને આનંદ થયો. શ્રી દામોદર તેમના ગુરુના આશ્રમે ટિબેટમાં છે, એવા સમાચાર સને ૧૯૧૦-૧૨ સુધી થોડાક આગેવાન સોસાયટીના સભ્યો દ્વારા મળતા રહ્યા પણ પછીથી તેમના સંબંધમાં કંઈ જાણવા મળેલું નહિ.

જે મહાપુરુષે થીઑસૉફિકલ સોસાયટી સ્થાપવા માટેનું સૂચન સને ૧૮૫૧માં મૅડમ બ્લેવેટ્સ્કીને કર્યું હતું, તે મહાત્માએ સને ૧૮૯૧-૯૨માં કર્નલ ઑલકોટને માનસિક સંદેશા દ્વારા જણાવ્યું કે: 'અમારા એક દૂત તમારી પાસે આવે છે. તેમને સન્માનવા તૈયાર રહો.' આ ઉપરથી કર્નલે માનેલું કે, શ્રી દામોદર પોતાના ગુરુ પાસેથી જ્ઞાન સંપાદન કરી પાછા આવવાના હશે, એટલે તેઓ ભારત આવે ત્યારે, તેમને મળવા માટે દાર્જીલિંગ જવા માટેની તૈયારી કરી રાખી. પરંતુ સને ૧૮૯૨ની સાલ પૂરી થયા છતાં કોઈ દૂત આવ્યો નહિ. આથી કર્નલને લાગ્યું કે, તે સંદેશ તેમની માનસિક કલ્પના જ હતી અને ખરો સંદેશ ન હતો. પરંતુ પછી સને ૧૮૯૩માં શ્રી ઍની બેસન્ટ ભારત આવ્યા, અને કોલાબો ઊતર્યા ત્યારે તેમને મળવા કર્નલ ઑલકોટ સીલોન ગયા, અને તેમને ભારત લાવી જુદી જુદી થીઑસૉફિકલ સોસાયટીની શાખાઓમાં ફરવાનું શરૂ કર્યું. જ્યારે એક શાખામાં તેઓ હતા ત્યારે તેમના ગુરુએ માનસિક સંદેશો આપી જણાવ્યું કે, જે દૂતને સન્માનવાનો સંદેશો આ પહેલાં તેમને આપવામાં આવ્યો હતો તે આ આવેલ દૂત ઍની બેસન્ટ જ હતાં. આમ કર્નલ ઑલકોટ સને ૧૮૯૩ સુધી શ્રી દામોદરને ભેટવાની રાહ જોયા કરતા હતા, તે ફળીભૂત થઈ નહિ.

શ્રી દામોદરને તેમના ગુરુદેવ તરફથી ટિબેટમાં જવાનો સંદેશ મળ્યો હતો, અને એ સંદેશના કારણે જ તેઓ ટિબેટ ગયા હતા. આ હકીકત માત્ર ચાર પાચ વ્યક્તિઓ જ ભારતભરમાં જાણતી હતી. અને તે વ્યક્તિઓ હતી, મૅડમ બ્લેવેટ્સ્કી, કર્નલ ઑલકોટ, શ્રી ટી. સુબારાવ અને બનારસનાં એક વૃદ્ધ માજી, કે જે કર્નલ ઑલકોટના ગુરુજીની શિષ્યા હતાં. આ ચાર વ્યક્તિઓ ઉપરાંત દાર્જીલિંગ તરફની એક વ્યક્તિ.

શ્રી દામોદરના થોડા પ્રસંગો પ્રગટ કરતાં એ

પુસ્તકો પ્રગટ થએલાં છે. અને તે પુસ્તકો, થીઑસૉફિકલ પબ્લિશિંગ હાઉસ, અડયાર, મદ્રાસ ૨૦, એ સરનામે ઉપલબ્ધ હોવા સંભવ છે. કદાચ એકાદુ ન મળે તો બીજું પુસ્તક તો જરૂરથી મળતું હોવું જોઈએ, એવું મારું માનવું છે.

શ્રી દામોદર તેમના અનેક ગતજન્મોમાં તેમના ગુરુના અને સોસાયટીના થોડાક આગેવાન સભ્યોના સંબંધમાં આવ્યા હતા, અને તેમની સાથે તેમણે કાર્ય કરેલું હતું. તેના લીધે આ જન્મમાં તેમનો સંબંધ યુવાવસ્થામાં જ તેમના ગુરુદેવ સાથે અને સોસાયટીના આગેવાન સભ્યોની સાથે થયો હતો. અને અત્યારે પણ જ્યાં હશે ત્યાં, તેઓ તેમના ગુરુદેવના સંબંધમાં જ હશે. અને જ્યાં હશે ત્યાં સુખી જ હશે એમ શ્રી દામોદરના પ્રશંસકો માને છે.

*

## સત્યનો માર્ગ

"કોઈ પણ આપત્તિ કે નુકસાનની પરવા કર્યા વિના અમે હમેશાં અડગપણે સત્યનો એક સીધો માર્ગ સ્વીકાર્યો છે. સત્યની એ પ્રતિમાને અમે ભજીએ છીએ અને પૂજીએ છીએ, ગમે તે દિશામાંથી એ મળે તેનો અમે સદાયે સ્વીકાર કર્યો છે અને કરીશું. અને અમારા કાર્ય અંગે એવા જ માણસોની સહાનુભૂતિની ખેવના રાખીએ છીએ જેઓ અમારા જેવા જ સત્યના પ્રેમથી ઉદ્યુક્ત થયા છે. અણીની વખતે નમાલાની જેમ ભાગી ન છૂટતાં જે મૃત્યુને ભેટે અથવા વિજયને વરે એવા સત્યના ભીષણ સંગ્રામમાં સાથે રહીને ઝઝૂમનારા શૂરવીરોની અમારે જરૂર છે. જેને તમે સત્ય ગણો છો અને માનો છો તેને માટેના ઉચિત આચરણ અને પ્રેમની વૃત્તિ તમારા અંતરમાં અધિષ્ઠિત થએલી જણાય છે. અમે કોઈ વ્યક્તિની સંપત્તિ અથવા તેના લૌકિક અધિકારની દરકાર કરતા નથી કેમ કે એ તો વિધિની ચંચલ સ્વૈર ગતિને આભારી છે. આજનો હળખેડુ આવતી કાલે સમ્રાટ થયો હોય અને તેથી ઊલટું પણ થતું હોય એવાં કેટલાં બધાં દૃષ્ટાંતો આપણી સગી આંખે આપણે જોઇએ છીએ. વિદગ્ધ અને સહૃદય મનુષ્ય તરફ જ અમારી આદર અને પ્રશંસાભરી દૃષ્ટિ ઢળે છે. કેવળ વાણી-વિલાસમાં રાચનારા અને સત્યના ઊર્મિલ ચાહકો તો કેટલા યે મળી શકે; અમારે તો જેવી વાણી તેવું વર્તન કરે એવા માણસોની ગરજ છે. 'થોડું બોલો અને ઘણું કરો' એવા. એ સૂત્ર તેમના મનઃચક્ષુ સમક્ષ નિરંતર હોવું જ જોઈએ. આવી ઉદાત્ત ભાવનાઓથી પ્રવૃત્ત થએલી અને જેના હૃદયમાં સાચો સ્વદેશ-પ્રેમ ભરેલો હોય એવી દરેક વ્યક્તિએ, ભારતના અને ભારત દ્વારા સમગ્ર જગતના નૈતિક અને આધ્યાત્મિક પુનરુજ્જીવનનું મુખ્ય ધ્યેય ધરાવતી કોઈ પણ પ્રવૃત્તિમાં, માત્ર સૈદ્ધાંતિક દૃષ્ટિએ નહિ પણ સક્રિયપણે રસ દાખવવો જોઈએ. સરિતાના પ્રભવસ્થાનની સર્વ મલિનતા દૂર કરવામાં આવે તો જે જે સ્થળેથી તેનો પ્રવાહ પસાર થાય તે સૌ સ્થળો નિર્મળ થઈ જાય છે તેવી જ રીતે સર્વ નૈતિક અને આધ્યાત્મિક મહત્તાનું ઉદ્‌ગમસ્થાન એવું ભારત જ્યારે અજ્ઞાની અને સ્વાર્થી માણસોએ જન્માવેલી સર્વ કલુષિતતામાંથી સંપૂર્ણપણે મુક્ત થશે ત્યારે તે તેના પ્રસન્ન પ્રવાહ દ્વારા આખા જગતમાં પવિત્રતા ફેલાવશે."

[*Dāmodar and the Pioneers of the Theosophical Movement*, p. 151.]

દામોદર કેશવ માવળંકર

*

# યમ અને નચિકેતાનો સંવાદ

એ. જી. ભટ્ટ

[ઑલ ઇંડિયા રેડિયો, અમદાવાદ પરથી તા. ૧ જાન્યુઆરી ૧૯૫૨ને રોજ પ્રસારિત થએલો વાર્તાલાપ. રેડિયોના સૌજન્યથી, સાભાર]

વેદસાહિત્યમાં ઉપનિષદોનું સ્થાન અત્યન્ત ઉન્નત છે કેમ કે તેમાં વેદનું રહસ્ય અને તાત્પર્ય સમાયેલાં છે. આમ હોવાથી અને તે સાહિત્યને અન્તે આવતાં હોવાથી ઉપનિષદોને 'વેદાન્ત' એવું અન્વર્થ નામ આપવામાં આવ્યું છે. તેમજ 'વેદમૂર્ધા' 'વેદાન્તભાગ' વગેરે શબ્દોથી પણ તેમનો ઉલ્લેખ કરવામા આવ્યો છે. પરમ્પરાથી જૂના ગણાતા ઉપનિષદોમા કઠોપનિષત્ અત્યન્ત લોકપ્રિય અને પ્રસિદ્ધ છે. ઓજસ્વી શૈલી, ગભીર ચિન્તન અને માર્મિક તથા મનોરંજક ભાષાથી તેણે ઉપનિષત્-સાહિત્યમા અનોખું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

આ ઉપનિષત્મા યમરાજ અને ઋષિ ઉદ્દાલક વાજશ્રવાના પુત્ર નચિકેતાનો સંવાદ છે. આ સમગ્ર આખ્યાયિકા બ્રહ્મવિદ્યાની સ્તુતિ માટે આપવામા આવી છે. નચિકેતાના પિતા ઉદ્દાલક વિશ્વજિત્ યજ્ઞ આદરે છે અને તેમાં સર્વ ધનની દક્ષિણા આપી દીધા પછી યજ્ઞમા આવેલા બ્રાહ્મણોને તે ઘરડી અને અશક્ત ગાયોનું દાન આપવા તત્પર થાય છે. તે સમયે નચિકેતા તેના પિતાને પૂછે છે કે આવી ઘરડી અને વસૂકી ગએલી ગાયોનું દાન કર્યા પછી તમે મારુ દાન કયા ઋત્વિજને કરવા માગો છો? આ પ્રમાણે બેત્રણ વાર માર્મિક પ્રશ્ન પૂછવામાં આવતાં ઉદ્દાલક ચીઢાઇને જવાબ આપે છે કે, 'હું તારું દાન મૃત્યુને એટલે યમરાજને કરું છુ.' પિતાના વચનનું પાલન કરવા નચિકેતા યમલોકમા જાય છે. યમરાજ ઘેર ન હોવાથી તે સ્થાનમા ત્રણ રાત્રિ નિવાસ કરે છે. ઘેર આવ્યા પછી જ્યારે યમ જાણે છે કે, ત્રણ રાત્રિ પર્યન્ત ખાધા વિના પોતાને ત્યાં બ્રાહ્મણ અતિથિને રહેવું પડયું ત્યારે તેમને દુઃખ થાય છે અને પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવાની ઇચ્છાથી તે નચિકેતાને ત્રણ વરદાન માગવાનું કહે છે. નચિકેતા તેના પિતા તેના પર પ્રસન્ન અને ક્રોધરહિત થાય અને તે ઘેર પાછો ફરે ત્યારે તેનો તિરસ્કાર ન કરે એવું પ્રથમ વરદાન માગે છે. બીજા વરદાન તરીકે ક્ષુધા, તૃષા, ભય અને વૃદ્ધાવસ્થાથી રહિત સ્વર્ગલોકમા લઈ જનારી અગ્નિવિદ્યાનો તે ઉપદેશ માગે છે. યમ આ બન્ને વરદાન આપે છે અને કહે છે કે, સ્વર્ગના સાધન તરીકે તેને ઉપદેશેલો અગ્નિ, તેના જ નામથી એટલે 'નાચિકેત અગ્નિ' તરીકે પ્રસિદ્ધ થશે. ત્યાર પછી નચિકેતાને ત્રીજું વરદાન માગવાનું કહેવામાં આવતા તે આ પ્રમાણે માગે છે:

येयं प्रेते विचिकित्सा मनुष्येऽस्तीत्येके नायमस्तीति चैके।
एतद्विद्यामनुशिष्टस्त्वयाऽहं वराणामेष वरस्तृतीयः॥

'કોઈ આત્મા છે એમ કહે છે અને કોઈ તે નથી એમ કહે છે. આમ મૃત્યુ પછી આત્માના અસ્તિત્વ વિષે સંશય થયા કરે છે. (આથી) મને આત્મા સમ્બન્ધી નિર્ણયાત્મક ઉપદેશ આપો.'

મનુષ્યના મરણોત્તર ભાવિનું રહસ્ય કહેવાં યમ અનિચ્છા દર્શાવે છે અને નચિકેતાને આત્મજ્ઞાન સિવાય બીજું ગમે તે વરદાન માગવાનું કહે છે. યમ કહે છે કે:

देवैरत्रापि विचिकित्सितं पुरा
न हि सुविज्ञेयमणुरेष धर्मः।
अन्यं वरं नचिकेतो वृणीष्व
मा मोपरोत्सीरति मा सृजैनम्॥

'દેવતાઓએ પણ આ વિષયમા પૂર્વે શંકા કરી છે. આ વિષય સૂક્ષ્મ છે—સહેલાઈથી સમજાય તેવો નથી. હે નચિકેતા! આ સિવાય તું બીજું કોઈ વરદાન માગી લે. મને આ બાબતમાં આગ્રહ ન કર.'

યમની આ વિનંતી ન ગણકારતાં જ્યારે નચિકેતા આત્મવિદ્યા જાણવાનો જ આગ્રહ રાખે છે ત્યારે યમ તેને અનેક પ્રકારની સમ્પત્તિ, વિવિધ વૈભવ વગેરે આપવાનું કહી લલચાવે છે અને બીજું કોઈ પણ વરદાન માગવા વિનવે છે. તે કહે છે:

'ये ये कामा दुर्लभा मर्त्यलोके सर्वान्कामांश्छन्दतः प्रार्थयस्व।
इमा रामाः सरथाः सतूर्या न हीदृशा लम्भनीया मनुष्यैः।
आभिर्मत्प्रत्ताभिः परिचारयस्व नचिकेतो मरणं मानुप्राक्षीः ॥'

'જે જે વિષયો મનુષ્યલોકમાં દુર્લભ છે તે તે સર્વ તારી ઇચ્છાનુસાર માગ. રથસહિત અને વાદિત્ર સહિત આ સ્ત્રીઓ છે. આવી સ્ત્રીઓ મનુષ્યો પ્રાપ્ત કરી શકે તેમ નથી. મેં આપેલી આ સ્ત્રીઓ દ્વારા તું તારી પરિચર્યા કરાવ. (પણ) હે નચિકેતા! મરણ સંબંધી મને પ્રશ્ન પૂછીશ નહિ."

આમ છતાં જેમ ગૌતમ બુદ્ધ મારની કે ઇસસ ક્રાઈસ્ટ સેતાનની લાલચોને વશ થતો નથી તેમ નચિકેતા પણ યમની લાલચોને તાબે થતો નથી અને તેને સાફ સાફ કહે છે કે:

'श्वोभावा मर्त्यस्य यदन्तकैतत्सर्वेन्द्रियाणां जरयन्ति तेजः।
अपि सर्वं जीवितमल्पमेव तवैव वाहास्तव नृत्यगीते ॥'

'હે યમ! વિષયો આવતી કાલ સુધી રહેશે કે નહિ તેમાં સંશય છે. તે મનુષ્યોની સર્વ ઇન્દ્રિયોનું તેજ હરી લે છે. દીર્ઘ આયુષ્ય પણ (અનંત કાળનું સ્વરૂપ વિચારતાં) અલ્પ જ છે. (મને આપવા ધારેલાં) તમારાં વાહનો, નૃત્યગીત વગેરે તમને જ મુબારક હો. (મારે તેમનું પ્રયોજન નથી).'

આખરે યમ નચિકેતાના આગ્રહને વશ થઈ તેને આત્મજ્ઞાનનો ઉપદેશ આપે છે. તે તેને 'શ્રેય' અને 'પ્રેય'નો ભેદ સમજાવે છે. તે કહે છે કે, શ્રેયનું એટલે મોક્ષનું સાધન વિદ્યા અને પ્રેયનું એટલે સંસાર અને તેના વિષયોનું સાધન અવિદ્યા – યજ્ઞાદિકર્મ, બન્ને ભિન્ન છે. વિદ્યા એટલે આત્મજ્ઞાન મોક્ષનો હેતુ છે જ્યારે અવિદ્યા જીવને મોહ પમાડી સંસારના બંધનમાં નાખનારી છે. આમ વિદ્યા અને અવિદ્યા, પ્રકાશ અને અંધકારની માફક વિરુદ્ધ સ્વભાવવાળી છે. હે નચિકેતા! તું સંસારની કામનાઓથી લલચાયો નથી. (આથી તું સાચો મુમુક્ષુ છે.)

'न साम्परायः प्रतिभाति बालं प्रमाद्यन्तं वित्तमोहेन मूढम्।
अयं लोको नास्ति पर इति मानी पुनःपुनर्वशमापद्यते मे ॥'

'દ્રવ્યમોહથી પ્રમાદી અને અવિવેકી થએલાઓને પરલોક છે એમ મનમાં વસતું નથી. આ જ લોક છે અને પરલોક નથી એમ માનનારા તે વારંવાર મને તાબે થાય છે એટલે જન્મ પામીને મરણ પામે છે.'

આત્મજ્ઞાન સહેલાઇથી પ્રાપ્ત થાય તેવું નથી. યમ સ્પષ્ટ કરે છે:

'श्रवणायापि बहुभिर्यो न लभ्यः
श्रृण्वन्तोऽपि बहवो यं न विद्युः।
आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धा
आश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ॥

'પાપસંસ્કારોને લીધે આ આત્મજ્ઞાન સાંભળવું પણ શક્ય નથી અને જ્યાં સુધી અન્તઃકરણ શુદ્ધ થયું ન હોય ત્યાં સુધી સાંભળવા છતાં તે જાણી શકાતું નથી. તેનો વક્તા અદ્ભુત છે અને કુશલ આચાર્ય પાસે શિક્ષા પામેલો તેનો જ્ઞાતા પણ અદ્ભુત છે.'

આ આત્મજ્ઞાન સ્વબુદ્ધિથી કરેલા તર્ક વડે પ્રાપ્ત થાય તેવું નથી. અભેદદર્શી આત્મનિષ્ઠ આચાર્યના ઉપદેશથી તે જાણી શકાય તેમ છે.

'नैषा तर्केण मतिरापनेया प्रोक्ताऽन्येनैव सुज्ञानाय प्रेष्ठ।'

અનિત્ય દ્રવ્યભંડારથી પરમાત્મારૂપી નિધિ પ્રાપ્ત થતો નથી. જે તત્ત્વવિચાર કરવામાં સમર્થ નથી તેમને ઉદ્દેશી યમ ૐકારની ઉપાસનાનું વિધાન આ પ્રમાણે કરે છે: 'સર્વ વેદો આ પ્રણવરૂપી પદનું પ્રતિપાદન કરે છે અને સર્વ તપ તેની જ વાત કરે છે. જેને ઇચ્છનારા બ્રહ્મચર્ય આચરે છે, તે પદ હું તને સંક્ષેપમાં કહું છું. તે પદ 'ૐ' એવું છે.

सर्वे वेदा यत्पदमामनन्ति तपांसि सर्वाणि च यद्वदन्ति।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण ब्रवीम्योमित्येतत् ॥

આત્મસ્વરૂપનો ઉપદેશ કરતાં યમ કહે છે:

'न जायते म्रियते वा विपश्चि-
न्नायं कुतश्चिन्न बभूव कश्चित्।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥'

'આત્મા જન્મતો નથી; મરતો નથી. તે જ્ઞાનવાન એટલે ચૈતન્યસ્વભાવવાળો છે. તે કોઈ કારણથી ઉત્પન્ન થતો નથી અને તેમાંથી કોઈ પદાર્થ પણ ઉત્પન્ન થતો નથી. તે અજન્મા, નિત્ય, શાશ્વત અને પુરાણુ છે.

શરીરનો નાશ થયા છતાં પણ તે હણાતો નથી.'

'આ આત્મા પ્રવચન વડે, બુદ્ધિ વડે કે ઘણાં શાસ્ત્રોના શ્રવણથી પણ જાણી શકાય તેવો નથી. તે જેનું વરણ કરે છે–તે જેને પસંદ કરે છે, તેનાથી જ તે જાણી શકાય તેવો છે. તેવા અધિકારી સમક્ષ જ આત્મા પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે.'

'नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥'

આ સ્થળે ખ્રિસ્તિયનોના વરણના સિદ્ધાન્ત (The Doctrine of Election)નું સ્મરણ થાય છે અને ભક્તિમાર્ગમાં સ્વીકારાએલા ઈશ્વરપ્રસાદ અથવા દૈવી-કૃપાના (The Doctrine of Grace) સિદ્ધાન્તનું બીજ પણ તેમા જોવા મળે છે

નૈતિક શિસ્તપાલનની પૂર્વભૂમિકા તૈયાર થયા વિના આત્મજ્ઞાનનો અધિકાર પ્રાપ્ત થતો નથી. એ બાબત પર આ ઉપદેશમા ખૂબ ભાર મૂકવામા આવ્યો છે. તે ઉપદેશ આ પ્રમાણે છે :

'नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः।
नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥'

'જેણે દુરાચારનો ત્યાગ કર્યો નથી, જે શાન્ત નથી (સ્થિરતાવાળો નથી) અને જે અસમાહિત એટલે ચિત્તની એકાગ્રતા વિનાનો છે તેવો પુરુષ આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકતો નથી '

અજ્ઞાન નિદ્રામાં સૂતેલાં પ્રાણીઓને ઉદ્‌બોધન કરતાં યમ કહે છે :

'उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत्कवयो वदन्ति ॥'

'અજ્ઞાન નિદ્રામાં પોઢેલાં પ્રાણીઓ ! ઊઠો, જાગો અને આત્મનિષ્ઠ આચાર્યો પાસેથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરો. જેમ તીક્ષ્ણ અસ્ત્રાની ધાર પર ચાલવું ખૂબ કઠિન છે તેમ આ તત્ત્વજ્ઞાનને માર્ગે જવુ અત્યન્ત મુશ્કેલ છે એમ જ્ઞાની પુરુષો કહે છે.'

આ પ્રમાણે કઠોપનિષદના બન્ને અધ્યાયો જે ત્રણ ત્રણ વલ્લીમાં વહેંચાએલા છે તેમાં આત્મસ્વરૂપનું સુંદર પ્રતિપાદન કર્યું છે. ઇન્દ્રિયોને પરમાત્માએ બહિર્મુખ બનાવી હોવાથી તે આત્માભિમુખ થઈ શકતી નથી. આત્મા અને અનાત્માનો વિવેક જાણનાર કોઈ વિરલ પુરુષ જ તે ઇન્દ્રિયોને વિષયો તરફ જતી રોકી આત્મ-સાક્ષાત્કાર કરે છે.

पराञ्चि खानि व्यतृणत्स्वयंभू-
स्तस्मात्पराङ् पश्यति नान्तरात्मन्।
कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्ष-
दावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥

ઇન્દ્રિયોરૂપી અગીઆર દ્વારવાળા શરીરરૂપી નગરનો આત્મા એ રાજા છે. તે સર્વભૂતોનો અન્તરાત્મા છે. જેમ અગ્નિ કાષ્ઠ વગેરેમાં પ્રવેશ પામીને તે તે સ્વરૂપે જણાય છે તેમ જ આત્મા પણ તે તે વસ્તુઓમાં પ્રવેશ કરી તે તે રૂપે પ્રતીત થાય છે.

'अग्निर्यथैको भुवनं प्रविष्टो
रूपं रूपं प्रतिरूपो बभूव।
एकस्तथा सर्वभूतान्तरात्मा
रूपं रूपं प्रतिरूपो बहिश्च' ॥

બીજા અધ્યાયની બીજી વલ્લીના બે મન્ત્રો ખૂબ આકર્ષક છે. તે બન્નેનું તાત્પર્ય એ છે કે, જે ધીર પુરુષો આત્મસાક્ષાત્કાર કરે છે, તેમને જ શાશ્વત સુખ અને શાન્તિની પ્રાપ્તિ થાય છે; બીજાને નહિ.
આ રહ્યા તે મધુર મંત્રો :

एको वशी सर्वभूतान्तरात्मा
एकं रूपं बहुधा यः करोति।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा–
स्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥
नित्योनित्यानां चेतनश्चेतनाना–
मेको बहूनां यो विदधाति कामान्।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा–
स्तेषां शान्तिः शाश्वती नेतरेषाम्।

જીવ અને કૂટસ્થ આત્માનો સંબંધ દર્શાવતો, પંડિતો-ની બુદ્ધિના નિકષભાવ જેવો મન્ત્ર આ પ્રમાણે છે :

ऋतं पिबन्तौ सुकृतस्य लोके
गुहां प्रविष्टौ परमे परार्धे।
छायातपौ ब्रह्मविदो वदन्ति
पञ्चाग्नयो ये च त्रिणाचिकेताः ॥

આ મન્ત્રનું તાત્પર્ય એ છે કે જીવ અને કૂટસ્થ (પરમાત્મા) એ બન્ને છાયા અને પ્રકાશની માફક વિલક્ષણ સ્વભાવવાળા છે. જીવ છાયા-સ્વરૂપ એટલે અજ્ઞાનરૂપ—અંધકારગ્રસ્ત અને સંસારી છે, જ્યારે કૂટસ્થ જ્ઞાનરૂપ-પ્રકાશમય, અસંસારી છે. આ બન્ને શરીરરૂપી લોકમાં, બુદ્ધિરૂપી ગુહામાં પ્રવેશેલા છે. જીવ જ કર્મફલનો ભોક્તા છે છતાં જીવ અને કૂટસ્થ બન્ને કર્મફલના ભોક્તા છે એવો વ્યવહાર કર્યો છે જેમ બે વટેમાર્ગુઓ જતા હોય અને તેમાં એકની જ પાસે છત્રી હોય અને બીજા પાસે ન હોય, છતાં દૂરથી જોનાર 'છત્રીવાળા પુરુષો જાય છે' એમ કહે તે પ્રમાણે.

પારમાર્થિક દૃષ્ટિએ જીવાત્મા અને પરમાત્મા ભિન્ન નથી અને જ્યારે સર્વ કામનાઓની નિવૃત્તિ થાય છે ત્યારે બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે. સાંભળો :

यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते॥

કઠોપનિષતની ગીતા પર ખૂબ ઊંડી અસર છે અને તેના કેટલાક મંત્રો તો ભગવદ્‌ગીતાએ જેવા છે તેવા જ સ્વલ્પ ફેરફાર સાથે ગ્રહણ કર્યા છે. ગીતાના પંદરમા અધ્યાયમાં વર્ણવેલા અશ્વત્થ વૃક્ષના રૂપકનું સૂચન આ ઉપનિષત્‌માંથી થએલું જણાય છે. આ પ્રમાણે આ ઉપનિષદ્ ગીતારૂપી પ્રસ્થાન પર પડેલી તેની ઊંડી અસર, તેમાં રહેલી યુવાન નચિકેતાની ઉછાળા મારતી અદમ્ય તત્ત્વજ્ઞાનની ઉત્કંઠા, તેમાં પ્રગટ થતું ભવ્ય અને ઉદાત્ત ચિંતન, તેની માર્મિક ભાષા અને ગૌરવપૂર્ણ શૈલીથી ઉપનિષત્—સાહિત્યમાં અનોખી ભાત પાડે છે.

[જ્યાં મંત્રોના અર્થ આપ્યા છે ત્યાં તેમનો તાત્પર્યાર્થ, ભાવાર્થ કે વિવરણાત્મક અર્થ આપ્યો છે; શબ્દે શબ્દનો અર્થ દરેક સ્થળે આપ્યો નથી. —લેખક]

*

## મનુષ્યની શક્તિ અને ઈશ્વરની સહાય

"આપણને મળેલી શક્તિ આપણે પૂરેપૂરી વાપરીએ નહિ તો પોતાની પાસે રહેવા દીધેલી શક્તિ ઈશ્વરે આપણને આપવી યે શી રીતે?... પણ ઈશ્વરની બધી યે શક્તિની જરૂર પડે એવું કાર્ય જ કદી જગતમાં પેદા થયું નથી. તેથી માણસ જેટલી શક્તિની જરૂર સાબિત કરી બતાવે તેટલી શક્તિ તેને ઈશ્વર પાસેથી બેલાશક મળતી જાય છે. માણસે કદી યે નિરાશ થવાની કે હારી બેસવાની જરૂર નથી. તેણે પોતાની પાસેની બધી જ શક્તિ વાપરવી એટલે તેને વધારે શક્તિ ખાતરીથી મળે જ છે. પોતાની શક્તિ પૂરેપૂરી વાપર્યા વગર ઈશ્વર પાસે માણસ મદદ માગે તો તે તેણે શું કામ આપવી? ઈશ્વરને પોતાની કામ કરવાની શક્તિ દેખાડી કંઈ પોતાનો જશ વધારાવવો નથી. તેના જશમાં કંઈ ઉમેરો થઈ શકે ખરો કે? તેને તમારો જ વૈભવ ને તમારો જ જશ વધારવો છે. તમે તમારું બધું યે જોર વાપરી પ્રયત્ન કરો. તમે થાકો એટલે ઈશ્વરની આગળ ધા નાખો. તે તમને વધારે બળ આપ્યા વગર નહિ રહે.

ગજેન્દ્રમોક્ષનો દાખલો આપતી વખતે ભક્તિમાર્ગમાં એવું સૂચવવાની રીત છે કે પહેલાં ગજેન્દ્રે પોતાની શક્તિને જોરે જય મેળવવાની કોશિશ કરી તેથી ઈશ્વર તેની મદદે ન આવ્યો. તેને પોતાના બળનું અભિમાન હતું. ગજેન્દ્રને પોતાની શક્તિનો અહંકાર હોય તો ઈશ્વરે તેનો ગર્વપરિહાર થયા પછી, તેનું અભિમાન ઊતર્યું તે પછી જ તેને મદદ કરી તે બરાબર જ થયું. પણ ધારો કે એક એવો ગજેન્દ્ર છે, જેને પોતાની શક્તિનો અહંકાર નથી, પણ પોતાનું બળ અજમાવી જોયા વગર જ તે ઈશ્વરની સહાય માગે છે તો તેમાં તેની પોતાની શક્તિ ન વાપરવાની જક એ અહંકાર જ છે. પોતાની પાસે જે બળ છે તે તેણે શા સારુ ન વાપરવું? તે બળ તેનું પોતાનું થોડું જ છે? તે પણ ઈશ્વરનું જ બળ છે. આપણું જે બળ છે તે પણ ઈશ્વરનું જ છે એવી ભાવનાથી સ્વશક્તિ વાપરવામાં અહંકાર હોતો નથી. ઊલટું, પોતાની પાસેનું બળ ન વાપરવામાં અહંકાર, આળસ અને અશ્રદ્ધા છે. જે શક્તિ તારી નથી તે તારે રાખી મૂકવી છે અને ઈશ્વરની સહાય માગવી છે! તારામાં રહેલી ઈશ્વરની શક્તિ નિરહંકારપણે પૂરેપૂરી અજમાવી લે અને પછી વધારે શક્તિનું આવાહન કર. હોય તે શક્તિ પૂરી વાપરી કે ન હોય તે શક્તિ ઈશ્વર આપ્યા વગર રહેતો જ નથી."

(સ્થિતપ્રજ્ઞદર્શન, પૃ. ૪૭-૪૯) *

**વિનોબા ભાવે**

જે માણસ પોતાના ગણે છે એ જ માણસને સજ્જન માનવો અને ત્યાં જ ભગવાન વસે છે.)

એક પ્રસંગ યાદ આવે છે. અમારા રસોઇયાના દીકરાને મારાં બાએ કચરો કાઢવા કહ્યું. એને એ કામ કરવામાં નાનમ લાગી. એ ના તો કેમ પાડી શકે? પણ એના વર્તનમાં કચવાટ દેખાયો. એટલામાં દાદાસાહેબ ત્યાંથી પસાર થતા હશે. એમણે આ જોયું ને સાંભળ્યું. મારાં બાને તેઓ કહે, 'લાવો, મને જ સાવરણી આપો.' અને એમણે સાચે જ સાવરણી લઈ કચરો કાઢવા માંડ્યો!

દાદાસાહેબ અનેક વાર જાહેર ભાષણોમાં કહેતા કે લોકોએ એમને સ્પીકરપદ માટે નહિ, પણ માનવીમૂલ્યો પોતે કેટલા અંશે અમલમાં મૂકે છે એ જોઈને એ માટે માન આપવું જોઈએ. સમાજમાં 'સ્પીકર'ની (speaker) જરૂર છે તેટલી જ 'સ્વીપર'ની (sweeper) પણ જરૂર નથી શું? બંને પોતપોતાની ફરજ નિષ્ઠા ને ખંતથી અદા કરે છે કે નહિ એ જોવાનું છે. નાટકમા પાત્રો પોતપોતાનો ભાગ ભજવે છે, પણ અંતે ન્યાયાધીશો ન્યાય આપે છે તે કંઈ રાજાના પક્ષે જ નહિ, પણ જે ઉત્તમ ભાગ ભજવે તેને પક્ષે આપે છે—મહત્ત્વનુ છે તે પાત્ર પોતે નહિ, પણ તે પાત્રની પાત્રતા છે.

### ઇચ્છાઓ અધૂરી રહી

દાદાસાહેબના ચાર દસકા ઉપરાંતના જાહેર જીવનમાં એમને જે જે અનુભવો થયા એની ખાટીમીઠી વાતો મિત્રોને અને અમને કુટુંબીજનોને કહેવાનો એમને ગજબનો શોખ હતો. વાતોના તે રસિયા હતા! એમનું વાચન-લેખન પણ એમની પ્રવૃત્તિશીલ કારકિર્દીના પ્રમાણમાં વ્યાપક હતાં. પોતાની છેલ્લી માંદગીમાં તેઓ ફરીફરી એક વસ્તુ કહેતા, 'મને ચાર પાંચ વર્ષ વધુ મળે તો મારે કેટલુંક અધૂરું વાચનલેખન પૂરું કરવું છે.' અમદાવાદ મ્યુનિસિપાલિટીનો રાષ્ટ્રીય ચળવળમાં ફાળો તથા તેઓ અને સરદાર વલ્લભભાઈનાં સંસ્મરણો એમને લખવાં હતાં; પાર્લમેન્ટ વિષે એમને લખવું હતું; આત્મકથાનું ઈ.સ. ૧૯૨૨ સુધીનું ટાંચણ એમણે કરેલું તે ઉપરથી એમને સળંગ આત્મકથા લખવી હતી; પણ એમની એ બધી ઇચ્છાઓ અધૂરી રહી! એમણે ડિસેમ્બર ૧૯૨૭ થી ૧૦ ફેબ્રુઆરી ૧૯૫૬ સુધીની રોજનીશી સળંગ લખી છે. આ ઉપરથી ને અન્ય સંખ્યાબંધ કાગળપત્રો ઉપરથી દાદાસાહેબનું સર્વાંગપૂર્ણ જીવનચરિત્ર કોઈ લખે તો કેવું સારું એમ ઘણી વાર વિચાર થઈ આવે છે.

પિતા પ્રત્યેનુ મારું અંગત ઋણ કેવી રીતે વ્યક્ત કરું? દાદાસાહેબની પ્રેમાળ ને પુણ્યસ્મૃતિને શતશઃ પ્રણામ!

*

### જીવનની સફળતા

"મારી આખી જિન્દગીમા મેં બહારનાં રૂપ કે રંગ વિષે મોહ રાખ્યો નથી. સંસ્કાર અને કુટુંબનું ચારિત્ર્ય એ બે જ મહત્ત્વનાં છે."

"પોતાના જે ઉચ્ચ આદર્શો હોય તેને વળગી રહીને નાની નાની બાબતોમા બાંધછોડ કર્યા જ કરવી પડે. સ્વમાન જળવાય અને પોતાનુ વ્યક્તિત્વ હણાય નહિ એ બાબતો મહત્ત્વની છે. ધીરજથી સફળતા મળે છે...બધું કામ લક્ષપૂર્વક, કાર્યક્ષમતાથી કરવું, અને એ કામમા આનંદ માનવો, જીવનનો આદર્શ ઊંચો રાખવો અને જીવનની ગંભીરતા પીછાનવી. પોતાના આદર્શોને વળગી રહેવું."

ડૉ. સુમન્ત મહેતા
શારદાબેન મહેતા

('સમાજ-દર્પણ' પૃ. ૧૮૯ ૧૯૧)

*

માજી વાઈસરૉય લૉર્ડ ઇરવિન (પછી લૉર્ડ હેલિફૅક્સ) અને માજી બ્રિટિશ સ્પીકર કર્નલ ક્લિફ્ટન બ્રાઉન (લૉર્ડ રફસાઈડ) નવી દિલ્હીમાં દાદાસાહેબને ઘેર–હેલિફૅક્સ દંપતી વચ્ચે દાદાસાહેબ. ડાબી તરફ રફસાઈડ અને જમણી તરફ છેડે એમનાં પત્ની; પાછળ ઊભેલાં શ્રીમતી સુશીલાબહેન. (તા. ૧૨ માર્ચ ૧૯૫૩)



સને ૧૯૪૬માં નવી દિલ્હીમાં ભારતવઝીર લૉર્ડ પેથિક-લૉરેન્સને આવકારતા દાદાસાહેબ



લૉર્ડ માઉન્ટબૅટન સાથે નવી દિલ્હીમાં વિદાયસમારંભમાં વાતચીત કરી રહેલાં માવળંકર દંપતી



સને ૧૯૫૨માં હૃદયરોગના હુમલા બાદ, નવી દિલ્હીમાં માજી બ્રિટિશ વડા પ્રધાન ઍટલીએ દાદાસાહેબની મુલાકાત લીધી તે વેળા. સાથે શ્રીમતી સુશીલાબહેન અને પુત્ર ડૉ. વિષ્ણુ ઊભેલાં છે.





# દાદાસાહેબ માવળંકરની કલમ-પ્રસાદી

## મારા કૉલેજ-દિવસો

**[સને ૧૯૦૫ થી ૧૯૧૦]**

[ગુજરાત કૉલેજના મણિ-મહોત્સવ નિમિત્તે પ્રકટ થએલ કૉલેજના વિશેષાંક (માર્ચ, ૧૯૩૯)માં પ્રસિદ્ધ, મૂળ અંગ્રેજી લેખનો અધ્યાપક ઉપેન્દ્ર ર. ભટ્ટે કરેલો ભાવાનુવાદ. આ લેખમાં પૂ. દાદાસાહેબે પોતાના અભ્યાસકાળનાં સંસ્મરણો રજૂ કર્યાં છે જે તે સમયની શિક્ષણ-પરિસ્થિતિ અને વાતાવરણનાં પરિચાયક છે.]

એ દિવસોમાં યુનિવર્સિટીની પરીક્ષાઓ નવેમ્બર મહિનામાં લેવાતી, ડિસેમ્બર માસમાં પરિણામો બહાર પડતાં, અને કૉલેજનું શૈક્ષણિક વર્ષ જાન્યુઆરીના આરંભમાં શરૂ થતું. મૅટ્રિકની પરીક્ષામાં હું સફળ થયો તેના સમાચાર ૨૩મી ડિસેમ્બર ૧૯૦૪ને રોજ મને મળ્યા. 'ગવર્મેન્ટ હાઈસ્કૂલ' (હાલની 'આર. સી. હાઈસ્કૂલ')માંથી હું પરીક્ષામાં બેઠો હતો.

હું મૅટ્રિકની પરીક્ષામાં સફળ થઈશ એવી આશા રખાતી હતી, પણ 'તે પછી શું?' એવો પ્રશ્ન ૧૯૦૪ની ૨૩મી ડિસેમ્બર પહેલાં મહત્ત્વના નિર્ણય માટે ઉપસ્થિત થયો ન હતો. જો મને પસંદગી કરવા દેવામાં આવે તો મને ડૉક્ટર થવું ગમતું હતું. પીડાતી માનવજાતને ડૉક્ટર કેવી રીતે ઉપયોગી થઈ પડે તેનાં મને સ્વપ્નાં આવતાં. ગરીબ લત્તાઓમાં તે જઈ શકે અને દાક્તરી સારવાર મેળવવાની જેમની શક્તિ ન હોય તેમને તે દાક્તરી મદદ આપી શકે. માનવીઓનાં દુઃખ અને દર્દને દૂર કરવાનો આદર્શ મને હમેશાં આકર્ષતો. વિનયન અથવા કાનૂનનો સ્નાતક, એનું ગમે તેટલું જ્ઞાન હોય તેમ છતાં, દાક્તરીના સ્નાતકની તુલનામાં કેટલું કરી શકે? વિનયનની વિદ્યાશાખાની કેળવણી માનવને વિશાળ હૃદયનો બનાવે, તેને સંસ્કાર અને સાહિત્યનો આનંદ આપે પણ હૃદયની વિશાળતા કે સંસ્કાર કે સાહિત્યનો આનંદ વ્યાધિથી પીડાતી માનવજાતને શા કામનાં? વળી, વકીલ થવાનો શો અર્થ હતો? જો એને સેવાની તક મળે તો પણ એ તો માત્ર ધનિકોની જ સેવા કરી શકે. મારા મનને ક્ષુબ્ધ બનાવતા આવા અંતરપ્રવાહ હતા, અને તેથી મુંબાઈની 'ધી ગ્રાન્ટ મેડિકલ કૉલેજ'માં દાખલ થવા તરફ મારો ઝોક હતો.

હું જ્યારે મૅટ્રિકના વર્ગમાં હતો ત્યારે જ સને ૧૯૦૪ના ફેબ્રુઆરીમાં મારા પિતાજીનું અવસાન થયું હતું. મારા માતામહ મારી સાથે રહેતા અને તેમની ચાર દીકરીઓ વચ્ચે હું એકમાત્ર દૌહિત્ર હતો. સ્વાભાવિકપણે જ, મારા માતામહ અને મારાં માતામહી બંને, મારી સોળ વર્ષની કુમળી વયે મને મુંબાઇ શહેરની બધી સાચી કે કલ્પિત અનિષ્ટ અસરો વચ્ચે રહેવા દેવાની રજા આપવાના ખયાલનાં વિરોધી હતાં. દાક્તરીનો અભ્યાસ કરવાનો ખયાલ આથી મારે છોડી દેવો પડ્યો હતો.

મારા બનેવી જેમણે મારી સાથે જ મૅટ્રિકની

પરીક્ષા પાસ કરી હતી તે જ્યાં જવાના હતા તે 'ધી ડેક્કન કૉલેજ' વિષે મેં વિચાર્યું. 'ધી ડેક્કન કૉલેજ'ના સુંદર વાતાવરણના, ખાસ કરીને તેની બોટિંગ ક્લબના અને સ્વ. ચિપળૂણકર તથા સ્વ. લોકમાન્ય ટિળક જેવી મહાન વ્યક્તિઓ સાથેના એના સંસર્ગના મને વિચાર આવવા લાગ્યા. જે કૉલેજને પોતાના ભૂતપૂર્વ શિષ્યો તરીકે આવો ઉચ્ચ કક્ષાનો તેજસ્વી વ્યક્તિસમૂહ હતો તેના જ ગ્રૅજ્યુએટ મારે પણ થવું જોઈએ એમ મેં વિચાર્યું. પણ એ પણ બનવાનું નહોતું. અમદાવાદ છોડવાની મને રજા આપવામાં આવી નહિ. ત્યારે મારી તબિયત પણ નબળી હતી, અને પોતાનાથી હું દૂર રહું એ વિચાર મારાં બાને પસંદ ન હતો. એટલે મારે 'ગુજરાત કૉલેજ'માં દાખલ થવું પડ્યું — આ અકસ્માત માટે મારે કહેવું જોઈએ કે મને પસ્તાવાનું કોઈ પણ કારણ નથી.

કૉલેજ-જીવનનો એક નવો અનુભવ હતો. અમારા પ્રાધ્યાપકોને અમને 'જેન્ટલમેન' કહી સંબોધતા જોવા એ એક રીતે ઘણું આનંદભર્યું અને તેમ છતાં મૂંઝવણ-ભર્યું હતું. અમારામાં સદ્‌ગૃહસ્થોના ગુણ અને સંસ્કાર હતા એ અર્થમાં અમે બધા ચોક્કસ 'સદ્‌ગૃહસ્થો' હતા; પણ એક પખવાડિયાના અરસામાં 'છોકરાઓ'માંથી 'સદ્‌ગૃહસ્થો' બની જવું એ પરિવર્તન અણુચિતવ્યું હતું! અમારા બાળ ચેતનને ટૂંપો દેવાતો હોય એમ મને લાગ્યું; અથવા અમારી બાળ ચેષ્ટાઓના આનંદને માણવાનો હક ખૂંચવી લેનારું એક પ્રકારનું ભારણ કે બોજો હું અનુભવવા લાગ્યો. સમય જતાં, મેં અનુભવ્યું જ કે અમને 'જેન્ટલમેન' કહેવામાં આવતા તેમ છતાં એ શબ્દ બાળક અવસ્થાના અમારા બધા જ હક છીનવી લેવા માટે નહોતો વપરાતો. અમે 'બાળ-સદ્‌-ગૃહસ્થો' અથવા 'સદ્‌ગૃહસ્થ-બાળકો' હતા; આવા પ્રકારનો અનુભવ થવો એ એક રાહત હતી; અને એ પછી જ કૉલેજ-જીવન વધારે માણવાલાયક બની જતું.

પ્રથમ વર્ષમાં — પ્રીવિયસના વર્ગમાં — અમારે અંગ્રેજીમાં ઘણાં પાઠ્યપુસ્તકો હતાં. ગ્રીસનો ઇતિહાસ, બીજ-ગણિત, ભૂમિતિ અને સંસ્કૃતનો પણ અભ્યાસ અમારે કરવાનો હતો. અંગ્રેજી પાઠ્યપુસ્તકો પરત્વે એમ કહી શકાય કે તેમાં આપેલી નોંધનાં પાનાં પાઠ્યપુસ્તકનાં પાનાં કરતાં અડધો ડઝન ઘણાં વધારે હતાં. મૅટ્રિકના વર્ગમાં હતાં તે કરતાં હવે પાઠ્યપુસ્તકો તરફનો અભિગમ અને પરીક્ષકની અપેક્ષાઓ જુદાં જ હતાં. હવે એ માત્ર ભાષાનો જ અભ્યાસ ન હતો, પણ વિવિધ લેખકોની શૈલી વગેરે વિષે અમારે જાણવું જોઈએ અને અમારો અભિપ્રાય પણ વ્યક્ત કરવો જોઈએ એવી અપેક્ષા અમારી પાસેથી રાખવામાં આવતી. પોતાના અભ્યાસ પ્રત્યે વફાદાર વિદ્યાર્થી તરીકે હું, માત્ર અંગ્રેજી નહિ, પણ બધા જ વિષયોમાં પ્રાધ્યાપકો જે ભણાવતા તેની સાથે જ કદમ મિલાવવાનો મારાથી બનતો પ્રયાસ કરતો. તેમ છતાં મારે કહેવું જોઈએ કે સંસ્કૃત સિવાય બીજા વિષયોમાં વિવિધ લેખકોએ પ્રગટ કરેલી વિપુલ 'નોટ્સ'માં ખરેખર હું અક્ષરશઃ મૂંઝવણમાં મુકાઈ જતો.

ગણિતશાસ્ત્ર માટે પ્રોફે. દારૂવાલા અને ઇતિહાસ માટે પ્રોફે. પી. એ. વાડીઆ જેવા માયાળુ હૃદયી, કાબેલ અને પ્રીતિપાત્ર સજ્જનો અમારા પ્રાધ્યાપકો હતા. પ્રિન્સિપાલ હર્સ્ટ અમને અંગ્રેજી શિખવાડતા અને સંસ્કૃતની જવાબદારી ડૉ. આનંદશંકર ધ્રુવની હતી. ગણિતશાસ્ત્ર સમજવું જરા અઘરું પડે તેવું હતું અને જ્યાં સુધી અંગ્રેજી સાથે નિસ્બત હતી ત્યાં સુધી અંગ્રેજીના જ્ઞાન વિષેની મારી કસર માટે મારો દોષ ન હતો; પણ અંગ્રેજીના અને ઇતિહાસના વિષયમાં અમારા પ્રાધ્યાપકો અમને જે કહેવા માગતા તે સમજવું મને અઘરું લાગતું, અને હાઈસ્કૂલમાં અંગ્રેજીના અને સંસ્કૃતના વિષયમાં હું હમેશાં પહેલું ઇનામ મેળવતો હતો તેથી તેમાં હું ખાસ નબળો ન હતો. ભાષણો એવી ઝડપથી કરવામાં આવતાં અને કોઈ કોઈ વાર ભાષા એવી તો ભારેખમ હતી કે એકવાર તો મને સંશય ઉત્પન્ન થયો કે મારા જેવો વિદ્યાર્થી યુનિવર્સિટીની પરીક્ષામાં ઇતિહાસના વિષયમાં તેમજ અંગ્રેજીમા પાસ થવાની તક કદી મેળવે કે નહિ. સમજવામાં મને પડતી મુશ્કેલીઓને પહોંચી વળવા મેં ઘેર વધારે મહેનત કરી વિસ્તૃત નોટ્સ વાંચીને સમજી જવા સખત પ્રયત્ન કર્યો, પણ મારા પોતાના કાર્યથી મને સંતોષ થયો નહિ. સંશય વધવા લાગ્યો અને એના પ્રમાણમાં ભાવિ માટેની નિરાશા પણ; પણ આવી લાગણીએ જ જેઓએ યુનિવર્સિટીની પરીક્ષા પસાર કરી

હતી તેમને માટે મારા મનમાં માન વધારી દીધું. હું જોઈ શક્યો કે ડિગ્રી-પરીક્ષા પસાર કરવી એ તેમને માટે કેટલું બધું મુશ્કેલ નીવડયું હશે અથવા જેઓએ એ પરીક્ષાઓ પાસ કરી હશે તેઓ કેટલા બધા તેજ-સ્વી હશે. પ્રાધ્યાપકોનાં વિદ્વત્તાભર્યાં વ્યાખ્યાનો માટે મારી માનવૃત્તિ વધવા લાગી હતી; તે બીજા કોઈ પણ કારણને લીધે નહિ સિવાય કે તેમનો સમગ્ર જ્ઞાનપ્રવાહ, ધોધમાર વહેતી નદીની જેમ, મારા માથા ઉપરથી પસાર થઈ જતો અને તેમાંથી કંઈ પણ તાત્ત્વિક હું આત્મસાત્ કરી શકતો નહિ. આ રીતે મારા કૉલેજ-જીવનના પહેલા વર્ષમાં મારે મારી પોતાની જ સામગ્રી ઉપર આધાર રાખવો પડતો અને નવેમ્બરની કસોટી-પરીક્ષા માટે મેં મારાથી બને તેટલી સારી તૈયારી કરી. પ્રથમ વર્ષની પરીક્ષા માટે મેં ઘણી જ સખત મહેનત કરી અને મારા આશ્ચર્ય વચ્ચે મેં જોયું કે હું તૃતીય શ્રેણીમાં આવ્યો હતો તેમ છતાં કસોટીમાંથી પાર ઊતર્યો હતો. આથી ભવિષ્ય માટે મને આશા બેઠી.

અદેખાઈ ન કરવા લાયક જણાતી ઘટનામાંથી તે પછીનું વર્ષ ૧૯૦૬ મારે માટે વધારે નસીબવંતું નીવડયું. 'નોટ્સ' સહિત મેં પ્રાપ્ય એટલાં બધાં જ પાઠ્યપુસ્તકો ખરીદી લીધાં અને ઉચ્ચ વર્ગ પ્રાપ્ત કર-વાની મહત્ત્વાકાંક્ષાથી નહિ પણ નિષ્ફળતા નિવારવાના હેતુથી જ અભ્યાસ માટે સખત પરિશ્રમ કરવાનો નિશ્ચય કર્યો. પણ ૧૯૦૬ના પ્રથમ સત્રમાં હું માંદો પડી ગયો અને ભેગાં કરેલાં બધાં વિવરણો વગેરે વાંચી જવાનું મારે માટે અશક્ય બની ગયું. એટલે પરીક્ષાના ત્રણ મહિના બાકી રહ્યા ત્યારે મેં બીજા પ્રયાસ છોડી દીધા અને 'નોટ્સ' કે વિવરણો બાજુએ મૂકી દઈ મેં જે વાંચ્યું હતું તે જ પચાવવાનો અને મારી પોતાની નોંધ કરવાનો નિશ્ચય કર્યો. ત્રણ માસ જેટલા જ ગાળામાં મારે બધો જ અભ્યાસક્રમ તૈયાર કર-વાનો હતો. માત્ર, તક ઝડપવા માટે જ હું પરીક્ષામાં બેઠો. હું ધારતો હતો કે પાસ થવાય તેટલા માર્ક્સ મેળવવા જેટલું તો મેં સારી રીતે તૈયાર કર્યું હતું, પણ મને શંકા હતી કે હું સફળ થઈશ કે કેમ. ડિસે-મ્બરમાં જ્યારે પરિણામ જાહેર થયું ત્યારે એ જોઈ મને નવાઈ લાગી કે હું બીજા વર્ગમાં પાસ થયો હતો. ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓમાં હું પહેલો આવ્યો હતો અને પ્રથમ વર્ગ આશરે ૨૭ માર્ક્સના ફરકથી જ મેં ગુમાવ્યો હતો. મારે માટે આ જેટલું આશ્ચર્યજનક હતું તેટલું જ આંખ ઉઘાડનારું હતું. એણે મને મારી જાતમાં વિશેષ શ્રદ્ધા પ્રેરી. મને લાગ્યું કે હું યુનિવર્સિટીની કેળવણી માટે પાત્ર હતો અને નામના મેળવવા માટે આવશ્યક ગુણ મારામાં હતા. ખોટ હતી તે તો માર્ગદર્શનની—શું વાંચવું અને કેમ વાંચવું તેનો મને ખયાલ ન હતો. ટીકા-ટિપ્પણીઓ મદદરૂપ થવાને બદલે અવરોધરૂપ નીવડી. ટીકાટિપ્પણીઓરૂપી તૈયાર ભાણાં વિદ્યા આત્મસાત્ કરવાની શક્તિને કુંઠિત કરવા લાગ્યાં, અને સ્વપ્રયત્ન માટેની અનુકૂળતાને બાધક નીવડયાં. ફર્સ્ટ ઈયર આર્ટ્સમાં અભ્યાસ કરતી વખતે મેં કરેલી ભૂલ હું જોઈ શક્યો અને મારી માંદગીનો હું આભાર માનવા લાગ્યો. એ માંદગી ન આવી હોત તો હું ઈન્ટર આર્ટ્સમાં પણ મારી એ જ જૂની અભ્યાસપદ્ધતિને વળગી રહ્યો હોત.

ગુજરાત કૉલેજના બી. એ.ના વર્ગમાં હું પ્રથમ સ્કૉલર હતો. આજે છે તેના કરતાં ત્યારે બી. એ.નો અભ્યાસક્રમ ઘણો જુદો હતો. અંગ્રેજી, સંસ્કૃત, પોલિ-ટિકલ ઈકૉનૉમી (શાસકીય અર્થવ્યવસ્થા), હિંદ અને ઈંગ્લૅન્ડનો ઇતિહાસ અને એક વૈકલ્પિક વિષયનો અમારે અભ્યાસ કરવો પડતો. ભૌતિકવિજ્ઞાન અને રસાયણશાસ્ત્ર કે બીજા વૈજ્ઞાનિક વિષયને વિકલ્પે પસંદ કરનાર વિદ્યાર્થીઓ માટે પ્રૅક્ટિકલ પરીક્ષા ઉપરાંત એકંદરે દસ પ્રશ્નપત્રો પરીક્ષા માટે હતાં. વિપુલ નોંધ-સામગ્રી(વિવરણ)વાળાં પાઠ્યપુસ્તકો મેં ત્યજ્યાં અને માત્ર અગ્રગણ્ય વિદ્વાનોએ લખેલી નોટ્સવાળાં નિર્ણિત પાઠ્યપુસ્તકો પસંદ કર્યાં. મારી અભ્યાસપદ્ધતિ પણ હવે બદલાઈ ગઈ. નોટ્સમાં તો હું જોતો જ નહિ, સિવાય કે તેમની સહાય સિવાય કોઈ વસ્તુ મારે માટે સમજવી સાવ અશક્ય બને. હું મારી જાતે જ બધું આત્મસાત્ કરવા લાગ્યો, મારી પોતાની નોટ્સ કરવા લાગ્યો અને મેં જાતે જ વિચારવા પણ માંડયું. મને ખાતરી થઈ કે વધારે નહિ તો ઓછામાં ઓછો બીજો વર્ગ તો હું મેળવીશ જ.

મારા અભ્યાસ દરમ્યાન મને સાચું અને કીમતી

માર્ગદર્શન આપવા બદલ મારે ડૉ. આનંદશંકર બા. ધ્રુવ, સ્વ. પ્રોફે. એ. સોઆરીઝ અને પ્રોફે. એમ. એસ. કૉમિસરેટનો નામોલ્લેખ કરી કૃતજ્ઞતા વ્યક્ત કરવી જોઇએ.

ડિસેમ્બર ૧૯૦૬માં જ્યારે હું ઇન્ટર આર્ટ્સની પરીક્ષામાં સફળ થયો ત્યારે દેશ અને ખાસ કરીને જુવાનિયાઓ બંગભંગના પ્રશ્નથી ખળભળી ઊઠ્યા હતા. હિન્દના ભવ્ય વૃદ્ધ પુરુષ સ્વ. દાદાભાઇ નવરોજજીએ સને ૧૯૦૬ના મહાસભાના કલકત્તા અધિવેશનમાં સ્વરાજ્યનો વાવટો લહેરાવ્યો હતો. 'સ્વદેશી' ભાવનાથી દેશ રંગાઇ ગયો હતો. રાષ્ટ્રીય કેળવણી માટે પણ હાકલ થઇ રહી હતી. જો ત્યારે અમદાવાદમાં કોઇ રાષ્ટ્રીય સંસ્થા ખોલવામાં આવી હોત તો મને ખાતરી નથી કે ગુજરાત કૉલેજના વિદ્યાર્થી તરીકે હું ચાલુ રહ્યો હોત કે કેમ. આ તરંગે વૈકલ્પિક વિષયની મારી પસંદગીમાં તાત્ત્વિક ભાગ ભજવ્યો. મારા દેશની ઉત્તમ સેવા હું કેવી રીતે કરી શકું તેનો હું આતુરતાથી વિચાર કરવા લાગ્યો. અને 'બેન્ગૉલ કેમિકલ વર્ક્સ' તેમજ 'ઍલેમ્બિક વર્ક્સ'ની સ્થાપનાએ મારા મનમાં ભૌતિકવિજ્ઞાન અને રસાયણશાસ્ત્રને વૈકલ્પિક વિષય તરીકે લેવાનો વિચાર જન્માવ્યો, કે જેથી કરીને હું મારા જ્ઞાનનો ઉદ્યોગોના વિકાસ માટે ઉપયોગ કરી શકું. શિક્ષણનો ધંધો સ્વીકારીને જુવાન પેઢીને વિજ્ઞાનનું શિક્ષણ આપવાનું કામ પણ હું સ્વીકારી શકું એવો વિચાર પણ મને આવ્યો. એટલે મેં ભૌતિકવિજ્ઞાન અને રસાયણશાસ્ત્રના વિષયો પસંદ કર્યા.

ગુજરાત કૉલેજની આખી પ્રયોગશાળા તે વખતે પહેલા મજલાના મધ્યમાં આવેલા દાદરાની દક્ષિણ બાજુથી બીજા, એક જ ઓરડામાં હતી. એ ઓરડામાં જ અમે અમારું સમગ્ર ભૌતિકવિજ્ઞાન અને રસાયણશાસ્ત્ર ભણતા. પ્રોફે. બી. પી. દલાલ નિવૃત્ત થતાં જ પ્રોફે. એસ. જે. શાહની નિમણૂક ત્યારે કરવામાં આવી હતી અને પ્રોફે. વી. બી. દિવેટિયા ભણવા માટે ઇંગ્લેન્ડ ગયા હતા. આ વિષય લેનાર અમે સાત-આઠ વિદ્યાર્થી હતા. સાધન-સામગ્રી એટલી અલ્પ હતી કે અમે રસાયણશાસ્ત્રનો બે વર્ષનો અભ્યાસક્રમ દરેક વિદ્યાર્થી દીઠ ફક્ત અર્ધો ડઝન જ ટેસ્ટટ્યૂબની મદદથી પૂરો કર્યો હતો. પણ મારે કહેવું જોઇએ કે સાધન-સામગ્રીની અલ્પતા અમારા વિષયના સૈદ્ધાંતિક વિભાગના શિક્ષણમાં અંતરાયરૂપ બનતી નહિ, અને અમે પણ અમારા વિષય સાથે એટલા તો તદ્રૂપ થઈ ગયા હતા કે હું રસાયણશાસ્ત્રની પ્રૅક્ટિકલ પરીક્ષામાં સો ટકા અને ભૌતિકવિજ્ઞાનમાં આશરે એંશી ટકા માર્ક્સ મેળવી શક્યો. રસાયણશાસ્ત્ર કરતાં મને ભૌતિકવિજ્ઞાન વધારે ગમતું.

બી. એ.ની પરીક્ષા મેં બીજા વર્ગમાં પસાર કરી અને હું બીજો આવ્યો. સ્વ. રાજરત્ન સી. ડી. દલાલ (જેમણે પછીથી તેમની સેવાઓ નામદાર ગાયકવાડ સરકારને આપી હતી અને પાટણની જૈન હસ્તપ્રતોના અધિકારમાં હતા) સંસ્કૃત અને અંગ્રેજીને ખાસ વિષયો તરીકે પસંદ કરી પહેલા આવ્યા હતા, અને 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' (હાલની 'ગુજરાત વિદ્યાસભા')ના] સેક્રેટરી સ્વ. હીરાલાલ ટી. પારેખ ત્રીજા આવ્યા હતા. એટલે ૧૯૦૯ના વર્ષ માટે અમે ત્રણેય જણા દક્ષિણા ફેલો નિમાયા હતા. ખરેખર અમારી આ આનંદી ટોળકી હતી.

કૉલેજના દક્ષિણા ફેલો તરીકે મને શું કામ સોંપવામાં આવ્યું હતું તેની કલ્પના કરવાનું મારે વાચકો ઉપર છોડી દેવું? મને લાગે છે કે કોઇને ય એની સાચી કલ્પના આવી શકે નહિ એટલે મારે તે કહેવું જોઇએ. ઇન્ટર આર્ટ્સના વર્ગને ડિડક્ટિવ લૉજિક શિખવવાનું કામ મને સોંપવામાં આવ્યું હતું. ભૌતિકવિજ્ઞાન અને રસાયણશાસ્ત્ર ઉપરથી લૉજિક ઉપર કેવો કૂદકો! પણ હું એને મારે મન મારી અંગત પ્રશંસા તરીકે ન ગણાવું? મને લાગે છે કે તર્કશાસ્ત્રનો અભ્યાસ આપણને વધારે તર્કસંબદ્ધ બનાવે છે કારણ કે વિજ્ઞાન સિવાયની બીજી કોઈ પણ દુનિયામાં તમે ક્યાં ય હકીકતો અને પરિણામોની આટલી સુરત અને ચોક્કસ તર્કસંગતતા નહિ જુઓ. લૉજિક શિખવવાનું મને સોંપવામાં આવ્યું તેનું કદાચ આ પણ કારણ હોઈ શકે. પણ પ્રત્યક્ષ કારણ એ હતું કે લૉજિક શીખવાડનાર માણસની તેમને જરૂર હતી; અને હું ભૌતિકવિજ્ઞાન અને રસાયણશાસ્ત્રનો માણસ હોવા છતાં ૫૯% માર્ક્સ મેળવીને ડિડક્ટિવ લૉજિકના પેપરમાં ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓમાં પહેલો આવેલો હતો. લૉજિકના

વર્ષમાં મારે અઠવાડિયામાં ફક્ત એક જ વાર જવાનું હતું. ઘણુંખરો વખત ભૌતિકવિજ્ઞાનની પ્રયોગશાળમાં જ રહેવું મને ગમતું અને મારા પ્રોફેસર એસ. જે. શાહની મદદથી હું ત્યારે અમારે હતી એટલી નાની પ્રયોગશાળામાં ઇલેક્ટ્રિકનાં અને બીજાં સાધનો વ્યવસ્થિત કરી શક્યો હતો. સાધનો અજમાવવાં, તેમનો અભ્યાસ કરવો, એમની આવશ્યકતાઓ સમજવી અને તેમને મારી જાતે બનાવવાં અથવા અહીં કોઈ જગાએ બનાવરાવવાં એમાં એક જાતની મજા આવતી, કારણ કે અમારી પાસે તેમના સમારકામ માટે કે તેમના છૂટક ભાગ ખરીદવા માટે પૈસા નહોતા. એગ્ઝૉસ્ટ ઍરપંપના એક નમૂનાનો હું અહીં ઉલ્લેખ કરું છું. મારે ઘેર સુથારની પાસે બેસીને મેં એને બનાવરાવ્યો હતો. હું માનું છું કે આજે પણ 'એમ. આર. ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સ'માં એને માનભર્યું સ્થાન આપવામાં આવ્યું છે. વૈજ્ઞાનિક સાધનો તરફના મારા આ ધ્યાને મારામાં સ્વદેશી ભાવનાનો ઉત્સાહ જન્માવ્યો એટલું જ નહિ, પણ મારી ફેલોશિપના એ આખાય વર્ષ દરમ્યાન મને એણે હમેશાં પ્રયોગોમાં રોકી રાખ્યો; અને હું એમ પણ કહી શકું કે એણે મને વર્ધાયોજનામાં હસ્તોદ્યોગોની કેળવણીના પ્રયોગોમાં દૃષ્ટિ સામે રાખેલા કેટલાક અનુભવ છેક સને ૧૯૦૯માં કરાવ્યા હતા. મને વિશ્વાસ છે કે વાચકો ગેરસમજ ઊભી નહિ કરે. આમ, ફેલોશિપનું આખું વર્ષ મેં ઘણા સુખમાં પસાર કર્યું. સ્ટાફના એક સભ્ય તરીકે ગણાવાનું માન પણ મને મળ્યું હતું.

ઐચ્છિક વિષય તરીકે ભૌતિકવિજ્ઞાન લઇને મેં એમ. એ. થવાની ઇચ્છા રાખી હતી, અને સ્ટાફમાં નવા જ ઉમેરાયેલા પ્રોફે. સ્વામીનારાયણ પાસે મેં ખપપૂરતું ગણિતશાસ્ત્ર શીખવાનું પણ શરૂ કર્યું હતું, પણ મારા ભાગ્યમાં એવું થવા નિર્માયું ન હતું. બેમાંથી એક પણ નહિ થવાનો મારો નિર્ણય હોવા છતાં મારે એલએલ. બી. શા માટે થવું પડયું અને ત્યાર પછી વકીલાત પણ કેમ કરવી પડી એ અંગત સવાલમાં અહીં હું ઊંડો નહિ ઊતરું. મુક્ત ઇચ્છા અને પૂર્વનિર્ણયના સિદ્ધાંતોના ટેકેદારો કે વિરોધકો માટે એ વાત સારો વિચાર-ખોરાક પૂરો પાડે. ગમે તેમ, પણ એ વાત આ નોંધના અવકાશની બહારની છે.

મારા જમાનામાં હું ધારું છું કે કૉલેજમાં વિદ્યાર્થીઓની સંખ્યા આશરે ૩૫૦ જેટલી હતી. અત્યારના જેવો વિસ્તાર ત્યારે એણે નહોતો ધારણ કર્યો અને (મને માનવા દેવામાં આવે કે) અમારી ગુણવત્તા કંઈ ઓછી ન હતી. જે કૉલેજે ડૉ. આનંદશંકર ધ્રુવ, સ્વ. ન્યાયમૂર્તિ લલ્લુભાઈ આ. શાહ અને બીજા ઘણા જેમણે સરસ હિન્દીઓ તરીકે પોતાની નામના મેળવી છે તેમને પેદા કર્યા છે તે જ કૉલેજનો વિદ્યાર્થી હોવાનું હું ગૌરવ લઉં છું. ત્યારે કૉલેજનું, આજનું જે મુખ્ય તે, ફક્ત એક જ મકાન હતું અને આજના ચાર નિવાસ-સ્થાનોને બદલે માત્ર બે જ હતાં. હૉસ્ટેલ જીવનનો આનંદ માણવા હું ફક્ત એક જ ટર્મ હૉસ્ટેલમાં રહ્યો હતો, અને હૉસ્ટેલ નિવાસ સહિત કૉલેજનાં આ પાંચ વર્ષનાં સંસ્મરણો ખરેખર ઘણાં મધુરાં છે. ૧૬ થી ૨૧ વર્ષનો છોકરો હું ફરી બની જાઉં, અને ફરીથી એક વાર કૉલેજના દરવાજામાં પ્રવેશ કરી શકું એવા કાયાકલ્પમાં મને કોઈ મદદ કરી શકે કે કેમ તેની મને ખબર નથી! માનસિક રીતે એવો જ 'જુવાન છોકરો' રહ્યાનો આજે પણ મારો દાવો છે. ત્યારે તો અમે હતા ફિકર-ચિંતા વિનાના કે ઈર્ષા વગરના સંપૂર્ણ ઉત્સાહીઓ, નિર્દોષો અને આદર્શવાદીઓ.

કૉલેજ જીમખાનાને એ દિવસોમાં બે શાખાઓ હતી—ક્રિકેટ અને ટેનિસ. ડાબોડી મિ. પરમાનંદ વ્યાસના હાથમાંથી ઉછળેલો બૉલ મને વાગતાં મારા હાથનો નખ ઉખડી ગયો હતો. આમ, ક્રિકેટનો મારો પહેલો જ અનુભવ ઘણો દુઃખદાયક હતો. ક્રિકેટ નહિ રમવાના મેં શપથ તો ન લીધા, પણ મેં તે રમવાનું છોડી દીધું. તે પછી કૉલેજની ક્રિકેટ ટીમ સાથે હું સ્કોરર તરીકે જતો અને ક્રિકેટની રમત સાથે મારે એટલો જ સંબંધ રહ્યો હતો. સ્વ. આર. બી. જાની અમારા કૅપ્ટન હતા, અને આજના અમદાવાદ મ્યુનિસિપાલિટીના ચીફ ઑફિસર મિ. આઈ. આર. ભગત એવી તો બુદ્ધિપૂર્વકની અને 'સ્ટાઇલ'થી રમત રમતા કે તે અમારા ઉત્તમ ખેલાડીમાંના એક હતા. મેં ટેનિસ ઉપર હાથ અજમાવ્યો પણ ટૂંક સમયમાં જ તે છોડી દીધું; જો કે ગ્રેજ્યુએટ થયા પછી મેં એને

તરત જ ફરીથી હાથમાં લીધું હતું અને મારી પોતાની રીતે એમાં એટલી સફળતા મેળવી હતી કે 'ગુજરાત ક્લબ' તરફથી 'ઇન્ટર ક્લબ ટૂર્નામેન્ટ'માં પણ ખેલાડી તરીકે મારી પસંદગી થતી. ટેનિસના ખેલાડીઓમાં મને મિ. ટી. કે. ઉમરવાડીઆ અને મિ. આઇ. આર ભગત યાદ છે જેઓ સુંદર, ઝડપી અને સ્ટાઇલિશ રમત રમતા.

કૉલેજની બીજી પ્રવૃત્તિઓમાં હું 'ડિબેટિંગ યુનિયન' ગણાવી શકું. એક વર્ષ માટે હું તે યુનિયનનો સેક્રેટરી હતો. મને યાદ છે કે લગભગ અડધો ડઝન જેટલાં વિવિધ વ્યાખ્યાનો ગોઠવવામાં મને સફળતા મળી હતી. વાર્ષિક મનોરંજન કાર્યક્રમમાં 'સૅમ વેલર'નું પાત્ર ભજવી મેં પ્રેક્ષકોને આનંદ આપ્યો હતો.

આજના કૉલેજ-જીવન સાથે સરખાવું તો અમારું કૉલેજ-જીવન સાદું હતું – અને તે એટલે અંશે કે અમારા તે વખતના પોશાક અને બાહ્ય દેખાવને જોતાં તો આજની પેઢી અમને ગામડિયા જ માની લેવાની ભૂલ કરી બેસે! સ્વ. બાલમુકુંદ એ. દેસાઈ અને સ્વ. એમ. સી. મુનસિફના અપવાદ સિવાય, અને થોડાક જ પારસીઓ અને મુસ્લિમો સિવાય, કોઇ પણ વિદ્યાર્થી પાટલૂન કે ટાઈ પહેરીને કૉલેજમાં આવતો હોય એવું મને યાદ નથી. જો કોઈ વિદ્યાર્થી પશ્ચિમી ઢબના પોશાકમાં આવે તો ચોક્કસ તે ઉપહાસનું પાત્ર બની જતો, તેમ છતાં હું માનું છું કે અમારો પોશાક ખૂબ સુઘડ અને રાષ્ટ્રીય ઢબનો હતો. અમારામાંનો મોટો ભાગ સ્વદેશી કપડાં પહેરતો. ત્યારે ખાદીનો જન્મ નહોતો થયો અને શુદ્ધ સ્વદેશીવાદીને પણ ફેલ્ટ ટોપી પહેરવા દેવામાં આવતી.

અમે ત્યારે 'જેન્ટલમેન' હતા (અને આજે પણ છીએ જ) એટલે સ્ત્રી-દાક્ષિણ્યનો જમાનો ત્યારે જતો નહોતો રહ્યો. અમારામાંથી કોઈ તેમના તરફ વિશેષ ધ્યાન આપે તો જે થોડી ગણીગાંઠી 'લેડી સ્ટુડન્ટ્સ' હતી તેમાંની એક પણ કદી ફરિયાદ કરતી નહિ, કે તેઓ અમારી સાથે સમાન હક્કનો દાવો પણ કરતી નહોતી. કદાચ તેઓ વિશેષ હક્કો ભોગવતી હતી.

મારી દૃષ્ટિ સમક્ષ અસંખ્ય મિત્રો યાદ આવે છે પણ એમની યાદી બહુ લાંબી થઈ જાય એવા ભયને લીધે તેમનાં નામ આપવાની લાલચ હું રોકી રાખું છું. જિંદગીનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં તેમનું કામ સારી રીતે કરતા હું તેમનામાંના ઘણાને જોઉં છું, અને અમે સાથે ગાળેલા સુખી સમયનો વિચાર કરવો તે પણ ઘણું આનંદભર્યું છે.

આ સંભારણાં બંધ કરતાં પહેલાં મારે પટાવાળા હરિલાલને (જે અમને ચાર મિત્રોને સેંટ્રલ હૉલમાં રિસેસ દરમ્યાન ચા પાતો) અને તેના ભાઈ પુરુષોત્તમ મહારાજને (જેણે દશકાઓ સુધી કૉલેજના વિદ્યાર્થીઓની જળતૃષા છિપાવી હતી અને કદાપિ તપાસ પણ નહોતી કરી કે તેમને જ્ઞાનતૃષા હતી કે કેમ અને આ કૉલેજના મકાનના કાર્યક્ષેત્રમાં તે છીપી હતી કે નહિ!) યાદ કરવા જ જોઇએ.

*

### શારીરિક કેળવણી

"આપણી આખી કેળવણીમાં શરીરનું સ્થાન ક્યાં આવ્યું, એ આખો પ્રશ્ન જ વિસરાઈ ગયો હોય એમ મને લાગે છે. નિવેદનોના ગ્રંથોમાં એક-બે ફકરા, એકાદ પ્રકરણ કે જ્યાં અનુકૂળ પડે ત્યાં એકાદ બે સૂચનો દરકાર વગર ફેંકી શારીરિક કેળવણીના પ્રશ્નનો ઉકેલ કર્યાનો સંતોષ લેતા આ મહાન કેળવણીકારો હજી નક્કી કરી શક્યા નથી કે વિદ્યાર્થીના વ્યક્તિત્વને પાયે બેઠેલો દેહ અને દેહરૂપી પાયાની કેળવણીનું સ્થાન આખી કેળવણીમાં કયે સ્થાને છે? જેને આદ્ય મહત્ત્વ આપવું જોઈએ, એ દેહનો પ્રશ્ન બાજુએ રહી જાય છે અને આ અતિ વિદ્વાનો કેળવણી વિષયક લહેકા કર્યે જાય છે, પોતપોતાની ધૂનનાં ગીતો ગાયે જાય છે, યોજનાઓના ગંજીફા-મહેલો રચ્યા કરે છે અને બે પાંચ વર્ષે વળી પાછા મહાન નિષ્ણાતોનાં કમિશનો નિમાઈ, નવા ગંજીફાના મહેલ રચાય છે અને જૂના મહેલો તોડી પડાય છે, આમ નિષ્ણાતો, શિક્ષકો અને શિષ્યો વચ્ચે અથડાતી કેળવણી પ્રત્યેક નિવેદને એકએક ઘા ખમી પાંગળી બનતી ચાલી આવે છે અને એમાં વિદ્યાર્થીઓનો દેહ ધક્કે ચડાવવા યોગ્ય અડચણ બની રહે છે."

('શિક્ષણ અને સંસ્કાર', પૃ. ૧૬૮) — રમણલાલ વ. દેસાઇ

*

# ગુજરાતમાં સત્યાગ્રહના પ્રારંભના પ્રયોગો

[શ્રીયુત ઇ. સી. સોંઢી સંપાદિત Congress Commemoration Volume *'To the Gates of Liberty'* (જાન્યુઆરી, ૧૯૪૮)માં પ્રસિદ્ધ થએલ લેખ 'Early Satyagraha Experiments in Gujarat' (પૃ. ૧૭૮–૧૮૧)નો અધ્યાપક ઉપેન્દ્ર ર. ભટ્ટે કરેલો ભાવાનુવાદ.]

હિન્દુસ્તાનના રાજકારણી ક્ષેત્રમાં ગાંધીજીના આગમન સુધી હિન્દી રાષ્ટ્રવાદીઓને સ્વરાજની દિશામાં રાજકારણીય પ્રગતિ સાધવા માટે ફક્ત બે જ કાર્ય-માર્ગ દેખાતા હતા. લિબરલ કે ઉદારમતવાદીઓ અગર મવાળોએ, અને કહેવાતા ઉદ્દામવાદીઓ કે જહાલોએ–થોડેઘણે અંશે પણ–સ્વીકારેલો એક માર્ગ હતો ઠરાવો પસાર કરવાનો, અરજીઓ કરવાનો, સરકારની ટીકા અથવા નિંદા કરવાનો તેમજ ખળભળાટ મચાવવાનો અને લોકમત કેન્દ્રિત કરવાનો. 'બળવાખોર' કહેવાતા જુવાન વર્ગે સ્વીકારેલો બીજો માર્ગ હતો બૉમ્બનો તેમજ હિંસાની બીજી પદ્ધતિઓનો આશરો લેવાનો. પહેલો માર્ગ બિન-અસરકારક હતો અને બીજો જલિયાનવાલા બાગના પ્રસંગથી અને સરકારી નીતિથી સ્પષ્ટ થએલો, અને પ્રતિહિંસા તેમજ દમન માટેની સરકારની અતિશય શક્તિને લીધે બહુ થોડાક જ માટે શક્ય અને મોટા પાયા ઉપર વ્યવહારમાં મૂકવો મુશ્કેલ હતો. દેશના જુવાનોનાં મન નિરાશા અને ભગ્નાશાભર્યા અસંતોષની લાગણીથી ખળભળી ઊઠયાં હતાં.

પહેલાં 'પૅસિવ રેઝિસ્ટન્સ' કહેવાતી, અને તે પછી, જે સિદ્ધાંતોને આધારે એ લડત ચાલતી તેમાંના ગર્ભિતાર્થને લીધે 'સત્યાગ્રહ' તરીકે વર્ણવાએલી, સીધાં પગલાંની પોતાની પદ્ધતિને દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીએ સફળતાથી અજમાવી હતી. એવો ભય સેવવામાં આવતો હતો કે દક્ષિણ આફ્રિકામાં વસતિનું ઓછાપણું અને તેથી હિન્દી કોમનાં વિભિન્ન તત્ત્વોનો સંયુક્ત મોરચો રચવાનું શક્ય હતું તે પુષ્કળ વસતિ અને ભિન્ન ભિન્ન તત્ત્વોવાળા જુદા જુદા ધર્મ, પ્રાંતો, સંપ્રદાયો, ભાષાઓ, હિતો વગેરે ધરાવતા હિંદમાં શક્ય ન હતું. પણ ગાંધીજીને તો હિંદની પરિસ્થિતિ જોતાં પોતાની પદ્ધતિની સદાચાર પરાયણતા અને સ્વીકાર્યતામાં અતિશય શ્રદ્ધા હતી. એટલે બિહારના મજૂરોની સ્થિતિની તપાસ કરવા સામેના મોતીહરીના મૅજિસ્ટ્રેટના મનાઈ હુકમને તાબે થવાનો ઇનકાર કરીને તેમણે પોતાના પ્રયોગનો આરંભ કર્યો.

એ સમયે અમદાવાદમાં 'ગુજરાત સભા' નામે એક જૂની સંસ્થા હતી; અને ગુજરાતની રાજકીય, સામાજિક અને આર્થિક આબાદી માટે કામ કરતી હતી.. સરકારની સાથે નિસ્બત હતી ત્યાં સુધી અરજીઓ કરવાની અને પ્રતિનિધિ-મંડળો મોકલવાની જૂનવાણી પદ્ધતિ પ્રમાણે એનું કામ ચાલતું. આ સભાનું પ્રમુખપદ લેવા ગાંધીજીને નિમંત્રણ આપવામાં આવ્યું હતું અને એથી એમણે એ સભામાં નવો ઉત્સાહ પ્રેર્યો હતો.

સને ૧૯૧૭નું ચોમાસું કનિષ્ઠ હતું અને ખેડા જિલ્લામાં પાક નિષ્ફળ ગયો હતો. પોતાની પુરાણી આચાર-પદ્ધતિને વળગી રહી સભાએ પરિસ્થિતિનું સર્વેક્ષણ કર્યા પછી સરકારને પ્રતિનિધિ-મંડળ મોકલ્યું અને અરજ કરી કે પાક નિષ્ફળ નીવડયો હોવાથી સરકારે મહેસૂલમાં છૂટ આપવી જોઈએ. સ્વ. વિઠ્ઠલભાઈ પટેલ, સ્વ. ગોકળદાસ કહાનદાસ પરીખ, સ્વ. સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ અને સ્વ. દીવાન બહાદુર હરિલાલ દેસાઈ (૧૯૨૬–૩૦ સુધી મુંબાઈ સરકારના પ્રધાન) જેવી અગ્રગણ્ય વ્યક્તિઓએ આ સ્થિતિની તપાસ કરી હતી અને તેને પીઠબળ આપ્યું હતું. સભાએ વિભાગીય કમિશનરને અપીલ કરી અને તેમણે રાબેતા મુજબ કલેકટરનાં પગલાંને ટેકો આપ્યો હતો. સભાએ સરકારને અપીલ કરી.

આ તબક્કે સીધાં પગલાંની દિશામાં એક નવો ચીલો પાડવા ગાંધીજીએ સભાને દોરવણી આપી. સભાએ સરકારને કરેલી અપીલનો જવાબ મળે તે પહેલાંના સમય દરમ્યાન સરકાર ખેડૂતો પાસેથી લેણું વસૂલ કરતી હતી. જ્યાં સુધી સભાની અપીલનો જવાબ સરકાર ન આપે ત્યાં સુધી ખેડૂતોને તેઓ ભરણું ન ભરે એવી સૂચના આપવા ગાંધીજીએ સભાને સમજાવી. કોઈ પણ જાહેર કાર્ય કર-

વાની એમની પદ્ધતિની લાક્ષણિકતા પ્રમાણે એમણે સભાના મંત્રીઓને (જેઓમાંના એક આ લેખના લેખક પણ હતા) સૂચના આપી કે તેઓ એક નકલ ખેડૂતોને અને બીજી ડિવિઝનલ કમિશનરને મોકલે. સરકારના નિર્ણયને અવરોધતા અમલદારી હુકમોને તાબે થવામાં વિલંબ કરવાની લોકોને સલાહ આપવાની હિમ્મત જેનામાં હતી તેવી એક જાહેર સંસ્થા માટે અમલદારશાહી સામે દૃઢ પગલે ઊભા રહેવાનો આ પહેલો જ પ્રસંગ હતો. બહાર પાડવામાં આવેલી સૂચનાઓમાં કશું જ ગેરકાયદેસર કે અબંધારણીય હતું નહિ, પણ કાર્યવાહક અધિકારીઓ સામે અત્યાર સુધી આવી પરિસ્થિતિ ઊભી થઈ નહોતી. અદાલતની કાર્યપદ્ધતિની એક એવી સામાન્ય બાબત છે કે અસંતોષ અનુભવતો પક્ષ જો નીચલી કોર્ટના ચૂકાદા સામે અપીલ કરે તો એ અપીલનો નિર્ણય ન આવે ત્યાં સુધી નીચલી કોર્ટના હુકમનો અમલ મોકૂફ રાખવામાં આવે છે.

સભાએ ખેડૂતોને આપેલી સૂચનાઓનો અર્થ વિભાગીય કમિશનરે એમના તાબાના અમલદારોના હુકમના ઉલ્લંઘન માટેની પ્રત્યક્ષ હાકલરૂપ ગણ્યો, અને એ સંજોગોને અનુરૂપ પગલાં લેવાની ધમકી એમણે આપી. સ્વાભાવિક રીતે જ લિબરલ પ્રકારની જૂની પદ્ધતિથી ટેવાએલી સભાની કાર્યવાહક સમિતિની નજરે આથી ઘણી ગંભીર પરિસ્થિતિ ઉત્પન્ન થઈ. આ તબક્કે ગાંધીજીએ આ બાબતમાં હવે પછીનું કામ સભાથી સ્વતંત્ર એવા કોઈ મંડળ પર છોડી દેવાની સલાહ સભાને આપી, જો કે સ્વાભાવિક રીતે જ એ મંડળ મોટે ભાગે સભાના સભ્યોનું જ બનેલું હતું. ત્યાર પછી ગાંધીજીએ આ બાબત પોતાની અંગત દેખરેખ નીચે લીધી અને અમદાવાદથી મુખ્ય મથક ખેડા જિલ્લાની મધ્યમાં આવેલા નડિયાદ મુકામે ખસેડ્યું. બધા કાર્યકર્તાઓએ પણ પોતાનાં મથક ખસેડ્યાં અને ગાંધીજીએ જાતે જ ઘણા ગામડાઓમાં જઈને, માહિતી મેળવીને, તેમજ પાક બાબત તપાસ કરવા મોકલવામાં આવેલા પ્રતિનિધિ કાર્યકર્તાઓના અહેવાલો ઉપરથી સરકાર સાથે પત્રવ્યવહાર ચાલુ રાખ્યો. સ્વતંત્ર તપાસ સમિતિથી ગાંધીજીને સંતોષ થયો હોત. ખેડૂતો અને સરકાર વચ્ચેની તકરાર નાની હતી, પણ એ બે દૃષ્ટિબિન્દુને કારણે મહત્ત્વની હતી. એક તો એ કે લોકો તરફથી મોકલવામાં આવતાં પ્રતિનિધિમંડળ પરત્વે સરકાર માનતી કે અમલદારો સાચા હતા અને લોકપ્રતિનિધિમંડળને આપવામાં આવેલી માહિતી અસત્ય હતી અથવા તેના ખયાલ ખોટા હતા. આ સ્થિતિ અસહ્ય હતી. બીજું એ કે જો ઉચ્ચ સત્તાવાળાઓ લોકોના પ્રતિનિધિઓને સાંભળે નહિ, તો પોતાની ફરિયાદો ઓછી કરાવવાનો બીજો કોઈ ઈલાજ લોકો પાસે હતો નહિ. પોતાના અજ્ઞાનને લીધે, લોકો સરકારે લીધેલા પ્રતિકૂળ નિર્ણયને પોતાનું કમનસીબ સમજવા ટેવાએલા હતા અને તેથી તેમણે સામનો કરવાની, પોતે જેને ખરું માને તેને વળગી રહેવાની અને તેમની આવી માન્યતાનાં જે પરિણામ આવે તે સહન કરવાની તાકાત ગુમાવી દીધી હતી.

અગાઉથી ધાર્યા પ્રમાણે જ, સરકારે તપાસ સમિતિ નીમવાની ના પાડી, કારણ કે ડિવિઝનલ કમિશનરે રાજીનામું આપવાની ધમકી આપી હતી. અમલદારશાહી માટે આ આબરૂનો સવાલ હતો. લોકો ત્યારે એવું વિચારવાને ટેવાએલા ન હતા કે લોકોની આબરૂ તેમના નોકરોની આબરૂ કરતાં વધારે મૂલ્યવાન હતી. વાસ્તવિક રીતે, નોકરોને શેઠ તરીકે સ્વીકારવામાં આવેલા હતા અને નોકરો પણ ખરેખર પોતાને શેઠ જ માનતા.

સરકારે ઈનકાર કર્યો અને તેથી, 'પાક નિષ્ફળ નીવડ્યો નથી' એવા ખોટા પાયા ઉપર નક્કી કરાએલી કરની રકમ નહિ ભરવાની ગાંધીજીએ ખેડૂતોને સલાહ આપી. હિન્દમાં મોટા પાયા ઉપર સીધાં પગલાંનો આ પહેલો જ પ્રયોગ હતો. મોતીહારીના લોકોએ મૅજિસ્ટ્રેટના હુકમને તાબે થવા ના પાડી એ વ્યક્તિગત સવિનય કાનૂનભંગની બાબત હતી. પણ આ તો સામૂહિક કાનૂનભંગની વાત હતી, જો કે તે એક નાના તાલુકા પૂરતી જ મર્યાદિત હતી, અને તે પણ એકાદ નાનકડી બાબત પરત્વે. આ લડત થોડાક મહિના ચાલી પણ અંગ્રેજને જશ આપવા ખાતર પણ કહેવું પડે કે આપણા પોતાના દેશના માણસો કરતાં ઘણો વહેલો તે આ અથડામણનો અર્થ સમજી ગયો હતો. જમીન જપ્ત કરવાની નોટિસો આપીને

ખેડૂતો ઉપર બધી જ જાતનું દબાણ કરવામાં આવ્યું હતું. પણ આભાર ગાંધીજીનો અને આખા તાલુકામાં એક સ્થળેથી બીજે સ્થળે તેમણે કરેલી હેરફેરનો કે લોકો અહિંસક રહ્યા હતા એટલું જ નહિ, પણ દૃઢ હતા અને સામાન્ય કાર્ય માટે ગમે તે ભોગ આપવા પણ તૈયાર હતા. આખી ય લડતનો ઈતિહાસ રસિક તેમજ બોધક છે અને એક જુદું જ પુસ્તક માગી લે તેમ છે. વસ્તુતઃ, આખી લડતનો અહેવાલ આપતું પુસ્તક ગુજરાતીમાં ક્યારનું ય પ્રગટ પણ થઈ ગયું છે.

સભાના પ્રતિનિધિમંડળે રજૂ કરેલી સત્ય હકીકતો સરકારે સ્વીકારી લીધી અને તેથી સરકાર સાથે માનભર્યું સમાધાન થતાં આ બાબતનો અંત આવ્યો. જપ્તીની નોટિસો પાછી ખેંચાઈ અને જપ્ત કરવામાં આવેલી જમીનો પાછી આપવામાં આવી. આ રીતે મોટા પાયા ઉપર આ પ્રયોગ સફળ રીતે કરવામાં આવ્યો અને એણે નવી શ્રદ્ધા અને નવો દૃષ્ટિકોણ પ્રેર્યાં. લોકોએ જોયું કે, આખરે એક નવો માર્ગ તેમની સમક્ષ ખુલ્લો હતો જેના વડે તેઓ પોતાની વાત કહી શકે અને પોતાને જે જોઈએ તે મેળવી શકે. એ માર્ગ હતો સત્યાગ્રહનો. અને તેની બે આવશ્યક શરતો હતી અને તે એ કે (૧) કાર્યની પ્રામાણિકતા અને (૨) બિનતાબેદારીનાં બધાં જ પરિણામો ભોગવવાની તૈયારી સાથે અહિંસક પ્રતિકાર.

શ્રમ અને સંપત્તિના બીજા ક્ષેત્રમાં પણ એ જ સિદ્ધાંતોને ફરી અમલમાં મૂકવામાં આવ્યા હતા. શ્રીમતી અનસૂયાબહેન સારાભાઈએ પીઠબળ આપેલી મજૂર સંસ્થાઓને અને મજૂર ચળવળને ૧૯૧૬–'૧૭થી ૧૯૨૨–'૨૩ સુધી ગાંધીજીએ નિકટ સંબંધ રાખી દિગ્દર્શન અને પ્રેરણા આપ્યાં હતાં. આ સમય દરમ્યાન મજૂરોએ બે વાર નોંધપાત્ર હડતાળો પાડી હતી, અને એ બંનેમાં માનભર્યું સમાધાન થયું હતું. હડતાળનો આરંભ કરતાં પહેલાં ગાંધીજી બધી જ વાટાઘાટો કરતા અને ઉચિત પતાવટ માટે બધી જ છૂટછાટ મૂકતા. પ્રશ્ન ન્યાયભર્યો અને વાજબી હતો કે કેમ તેની પણ પોતે જ ખાતરી કરી લેતા અને પછી ભારપૂર્વક કહેતા કે લડતમાં ફતેહ મળે કે ફના થવાય તો પણ હડતાળ પાડનારાએ એને માન આપવા યોગ્ય માનવું જોઈએ. બીજા પક્ષને હલકા પાડવાનો તો એમાં સવાલ જ નહોતો એટલે પ્રત્યેક નવા પગલામાં અદાવત કે બૂરી ઇચ્છાનો કોઈ પણ ખયાલ જ નહોતો કે જે પ્રગતિની આડે આવે. આજે પણ અમદાવાદમાં મજૂરોનું ખાસ જોર અને મૂડીવાદીઓ અને મજૂરોના સંબંધ સારા દેખાય છે તેનું આ જ કારણ છે. અમદાવાદના મજૂરો રાજકારણની દૃષ્ટિએ વધારે સજાગ છે અને ૧૯૪૨ના ઑગસ્ટની લડત દરમ્યાન તેમણે લગભગ સાડા ત્રણ મહિના સુધી શાંતિભરી હડતાળ ચલાવી હતી.

ગુજરાતમાં મહત્ત્વનાં સીધાં પગલાંના મોરચાનો વૃત્તાંત ૧૯૨૧–૨૨માં કેળવણીની બાબતમાં મ્યુનિસિપાલિટીએ કરેલો અસહકાર અને ૧૯૧૭–૧૮ની ખેડાની લડત જેવા જ પ્રકારની અને એવા જ પ્રશ્નની ૧૯૨૮ની બારડોલીની લડતના ઉલ્લેખ સિવાય અધૂરો જ ગણાય.

આપણી સ્થાનિક સ્વરાજની સંસ્થાઓનાં સાચાં લક્ષણો અને કાર્ય સંબંધી યોગ્ય દૃષ્ટિકોણ અમદાવાદના મ્યુનિસિપાલિટીના જુવાનવર્ગને ગાંધીજીએ જ આપ્યો હતો. સ્થાનિક સંસ્થાઓનો વહીવટ એટલે રસ્તા, દીવાબત્તી, પાણી, ગટર વગેરેની સગવડ એટલું જ નહિ પણ એમાં જ સ્થાનિક સ્વરાજનો આત્મા રહેલો છે. ગાંધીજી દલીલ કરતા: "એટલે, જો તમે તમારી સ્થાનિક સંસ્થાઓ સ્વરાજની જ સંસ્થાઓ તરીકે સમગ્ર વસતિ માટે ન ચલાવી શકો તો તમારા પ્રાંત માટે કે રાષ્ટ્ર માટે સ્વરાજ્ય માગવાનું ન્યાય્ય કેવી રીતે ગણી શકો?" આ ખયાલે સ્થાનિક સંસ્થાઓના વહીવટનો દૃષ્ટિકોણ એના પાયામાંથી જ બદલી નાખ્યો; અને તેમની ગણતરી, આપણે માગતા હતા તે સ્વરાજને માટે આપણી જાતને કેળવવાની નાની પ્રયોગશાળાઓ તરીકે થવા લાગી. જો સ્થાનિક સંસ્થાઓ પરત્વે આ અખતરો સફળ થયો હતો તો વિશાળ ક્ષેત્રમાં એ સફળતા મેળવે તે નિશ્ચિત જ હતું.

અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં નવા લોહીએ ઉપરના ખયાલમાંથી પ્રેરણા મેળવી અને સરદાર વલ્લભભાઈ પટેલ-

ની દોરવણી નીચે પોતાનું કામ આગળ ચલાવવું શરૂ કર્યું. ૧૯૧૮-૧૯ પછીનો આ મ્યુનિસિપાલિટીનો આખો ઇતિહાસ એટલો ઉજ્જવળ છે કે એણે સ્વરાજના આદર્શને આગળ ધપાવવા માટે જે રાષ્ટ્રીય અને રચનાત્મક કાર્ય કર્યું છે અને કરે છે તે માટે એક મોટો ગ્રંથ લખાવો જરૂરી છે. કૉંગ્રેસના આદર્શોને જ મ્યુનિસિપાલિટીએ અપનાવ્યા છે એમાં કંઈ નવાઈ જણાશે નહિ.

૧૯૨૦ના સપ્ટેમ્બરમાં કલકત્તામાં ભરાએલા કૉંગ્રેસના ખાસ અધિવેશને અસહકારનો પ્રખ્યાત ઠરાવ પસાર કર્યો ત્યારે અમદાવાદ મ્યુનિસિપાલિટી પણ એને અનુસરી. એણે સરકારને જણાવી દીધુ કે કેળવણી માટે સરકાર તરફથી મળતી ગ્રાન્ટ એ જતી કરશે અને પ્રાથમિક કેળવણીની બાબતમાં મ્યુનિસિપાલિટીના વહીવટમાં સરકારે માથુ મારવુ નહિ. પહેલાં તો સરકારે સર આર. પી. પરાજપે જેવા લોકપ્રિય પ્રધાનના સમયના દ્વિમુખી સત્તાના દિવસોમા સમજાવટનો અને પછી અસહકારનો પ્રયાસ કર્યો. એણે દલીલો કરવા માંડી અને પછી આકારણી અધિકારીઓ નીમવાની ના પાડી, રસ્તાઓ પહોળા કરવા વગેરે બાબતો માટે માલ-મિલકત મેળવી આપવાની ના પાડી, અને તેના અધિકારીઓને કેળવણીવિષયક વહીવટ માટે કામ કરવાની ના પાડી. મ્યુનિસિપાલિટી મક્કમ હતી અને કોઈ પણ સરકારી નોકરને મ્યુનિસિપાલિટીની નિશાળોનુ ઇન્સ્પેક્શન કરવા દેવાની એણે ના પાડી. સરકારે સભ્યોને જોરજુલમથી નમાવવાનો પ્રયત્ન કર્યો અને કાયદાનું ચમકાવે એવું એક વિધેય રજૂ કર્યું કે ઇન્સ્પેક્શન કરવા દેવામાં નહિ આવે તો પ્રાથમિક શાળાઓના નિભાવ માટે મ્યુનિસિપાલિટીએ ખરચેલી રકમ મ્યુનિસિપાલિટીના ભંડોળનો દુરુપયોગ કર્યા બરાબર ગણાશે, અને 'એન. સી. ઓ.'ના કાર્યક્રમને મત આપનાર સભ્યોની એની અંગત જવાબદારી ગણાશે. પણ સભ્યોને મચક નહિ આપતા જોઈ સરકાર એટલી હદ સુધી ગઈ કે તેણે મ્યુનિસિપાલિટીને ફેબ્રુઆરી ૧૯૨૨થી બે વર્ષ સુધી ગેરકાયદેસર જાહેર કરી અને તે ઉપરાન્ત જે ૧૯ સભ્યોએ ઇન્સ્પેક્શન કરવા દેવાની ના પાડી હતી તેમના ઉપર રૂ. ૧,૬૩,૦૦૦નો ગેરવહીવટ કર્યા બદલ એટલી રકમ વસૂલ લેવા માટે દીવાની કોર્ટમાં દાવો કર્યો. નડિયાદ અને સુરતની મ્યુનિસિપાલિટીએ પણ એવુ જ વલણ અખત્યાર કર્યું અને એમની પણ એ જ દશા થઈ. અમદાવાદમાં મ્યુનિસિપાલિટી ગેરકાયદેસર કરી. એટલે એન.સી.ઓ.ના સભ્યોએ પ્રાથમિક શાળાઓ શરૂ કરી. પ્રાથમિક શાળાના લગભગ બધા જ શિક્ષકોએ તેમની નોકરીઓ છોડી દીધી અને નવી શરૂ થએલી પ્રાથમિક શાળાઓમાં નોકરીઓ લીધી. પ્રત્યેક મહિને રૂા. ૧૨,૦૦૦ જેટલી રકમનો સ્વૈચ્છિક ફાળો આપી જાહેર જનતાએ પણ આ શાળાઓ માટે ખર્ચમાં સુંદર સહકાર આપ્યો. મ્યુનિસિપાલિટીને ફરી માન્યતા મળી ત્યાં સુધી એ શાળાઓ ચલાવવામાં આવી હતી. ત્યાર પછી ફરીથી બધા જ શિક્ષકોને તેમની નોકરી પર મ્યુનિસિપાલિટીએ પાછા લીધા હતા. નીચલી કોર્ટમાં સરકારે કરેલા દાવામાં એની પોતાની જ હાર થઈ અને ઉપલી કોર્ટે અપીલમાં પણ નીચલી કોર્ટનો ચુકાદો જ માન્ય રાખ્યો.

બારડોલીની ૧૯૨૮ની સાલની લડત પણ એટલી જ જાણીતી છે એમાં કરની આકારણીનો સવાલ હતો અને આકારણી કમિટીની નિમણુક ન થાય ત્યાં સુધી કર નહિ ભરવાનુ નક્કી થવાથી સરકારને કમિટી નીમવાની ફરજ પડી હતી. આ લડતનો ઇતિહાસ સ્વ. મહાદેવભાઈ દેસાઈએ ગુજરાતીમા 'બારડોલીના સત્યાગ્રહનો ઇતિહાસ' (૧૯૨૯) નામે અને અંગ્રેજીમાં 'The Story of Bardoli' (1929) નામે અને જુદા પુસ્તક રૂપે લખ્યો છે.

"દેશબંધુનું એક ભજન આપવા જેવું છે. ઈશ્વરને વિનંતી કરે છે કે, 'તારું દર્શન ન થાય તો કાંઈ નહિ; તને જોવાની તૃષ્ણા તો તું ચિરંજીવ રાખજે. એ તૃષ્ણા જીવંત રહે એટલું યે મારે માટે બસ છે.'"

('મહાદેવભાઈની ડાયરી', પુ. આઠમુ. પૃ. ૨૦૪) — મહાદેવભાઈ દેસાઈ

# વિઠ્ઠલભાઈ પટેલ

[મહારાષ્ટ્રના સોલાપુર જિલ્લાના બાર્શી ગામની સુલાખે હાઈસ્કૂલના આચાર્ય શ્રી જનાર્દન ગંગાધર કરંદીકરે લખેલ મરાઠી જીવનચરિત્ર 'विठ्ठलभाई पटेल (चरित्र व आठवणी)'-ની પ્રસ્તાવનાનો ભાવાનુવાદ. મૂળ લખાણની તા. ૧૫ ઑક્ટોબર ૧૯૪૭]

આધારભૂત માહિતી ધરાવનારું એવું સદ્‌ગત વિઠ્ઠલભાઈનું સવિસ્તર ચરિત્ર મહારાષ્ટ્રીય જનતા સમક્ષ રજૂ કરવાનું કામ રાષ્ટ્રીય દૃષ્ટિથી અને આધુનિક ઇતિહાસનાં સાધનો સંગ્રહિત કરીને કાયમ રાખવાની દૃષ્ટિથી બહુ મહત્ત્વનું છે, અને શ્રી. કરંદી-કરે એ કામ પરિશ્રમપૂર્વક કર્યું છે તે બદલ તેઓ અભિનંદનને પાત્ર છે.

સદ્‌ગત વિઠ્ઠલભાઈની કામગીરીનું યોગ્ય આકલન અને મૂલ્યાંકન કરવા માટે તેઓ જે સમયમાં અને પરિસ્થિતિમાં હતા તેને ધ્યાનમાં રાખવાં જોઈએ. એ વખતની સ્વાભાવિક મર્યાદાઓ અને મુશ્કેલીઓ નજર સમક્ષ રાખીને, એમનાં જીવનકાર્ય તરફ જોવું જોઈએ. કોઈ પણ મહાન પુરુષના ચરિત્ર વિષે વિચાર કરતી વખતે આ પ્રમાણેની જ દૃષ્ટિ જો રાખી તો જ એમનાં કાર્યોનું મહત્ત્વ અને એ કાર્યોની આપણને કેટલી સહાય થઈ તે આપણે સમજી શકીએ.

વિઠ્ઠલભાઈનો સમય એટલે ઇ. સ. ૧૮૭૧ થી ઇ. સ. ૧૯૩૩ સુધીનો (જન્મ: ૧૮–૨–૧૮૭૧ અને મૃત્યુ ૨૨–૧૦–૧૯૩૩). હિંદુસ્તાનના રાષ્ટ્રીય જીવન-ની દૃષ્ટિથી આ ૬૨ વર્ષનાં ત્રણ કાલખંડ સ્થૂલ રીતે ગણાવી શકાય:

(૧) ઇ.સ. ૧૯૦૫–૬ સુધીનો એક કાલખંડ. ૧૮૮૪–૮૫ની સાલમાં રાષ્ટ્રીય મહાસભા (કૉંગ્રેસ)ની સ્થાપના થઈ ત્યારથી શરૂ કરીને બંગાળના ભાગલા વિરુદ્ધ પ્રચંડ જાગૃતિ અને ચળવળ થઈ તે અને બાદ ૧૯૦૬ની સાલની કલકત્તાની રાષ્ટ્રીય મહાસભાની બેઠકમાં 'સ્વરાજ્ય'નું ધ્યેય નક્કી થઈને એ પ્રાપ્ત કરવા સારુ સ્વદેશી, બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણ એ સાધનોનો ઉપયોગ કરવાનો ઠરાવ થયા સુધીનો સમય.

(૨) ૧૯૦૬ની સાલથી શરૂ કરીને રાષ્ટ્રીય સભાના ૧૯૨૦ની સાલમાં સપ્ટેમ્બર મહિનામાં કલકત્તામાં ભરાએલા ખાસ વધારાના અધિવેશનમાં અસહકારનો ઠરાવ પસાર થઈને ૧૯૨૦ની સાલના ડિસેમ્બરમાં એ ઠરાવ નાગપુર અધિવેશનમાં પસાર થવા સુધીનો સમય.

(૩) ૧૯૨૧ની સાલથી શરૂ કરીને ૧૯૩૭ની સાલમાં પ્રાંતિક ધારાસભાઓમાં પ્રવેશ કર્યા બાદ સત્તાનાં સૂત્રો હાથમાં લેવાનો નિશ્ચય રાષ્ટ્રીય મહાસભાએ કર્યો ત્યાં સુધીનો સમય.

૧૯૩૭ની સાલ પછીના સમયના બે ખંડ પાડી શકાય, પરંતુ એની જોડે આપણા ચરિત્રનાયકનો સંબંધ આવતો ન હોવાથી એમનો ઉલ્લેખ આ પ્રસ્તા-વનામાં અપ્રસ્તુત છે.

આપણી રાજકીય, સામાજિક, શૈક્ષણિક, આર્થિક વગેરે સમસ્યાઓ અને પરિસ્થિતિ તરફ જોવાની આપણી દૃષ્ટિ અને વિચારોની ભૂમિકા દરેક કાલખંડમાં બદલાએલી હતી. આ ફેરફાર અમુક દિવસે થયો અને અમુક દિવસ સુધી કાયમ હતો એમ નહિ પણ ત્રણ કાલખંડમાંના ત્રણ પ્રવાહો સ્પષ્ટ અને અલગ દેખાય છે એટલું જ મારે કહેવું છે.

પ્રથમ કાલખંડમાં રાજકીય કહી શકાય એવી ભૂમિકા એટલે અંગ્રેજોની ન્યાયબુદ્ધિ પર વિશ્વાસ. એમનું રાજ અહીં સ્થપાયું, અંધાધૂંધી જઈને સુવ્યવસ્થા ઊભી થઈ, 'લાકડીને સોનું બાંધીને રામેશ્વરથી માંડીને કાશી સુધી જવાનું' શક્ય બન્યું, એમાં ઈશ્વરનો સંકેત છે, અંગ્રેજો-ના હાથે જ આપણું ભલું થશે, એવી શ્રદ્ધા. માટે રાજકારણ એટલે અંગ્રેજો આગળ દુઃખો રજૂ કરવાં, આપણી સ્થિતિ વિષે એમને માહિતગાર કરવાનો પ્રયત્ન કરવો એમ લાગતું હતું, અને આપણા સમાજ-માંના દોષો કાઢી નાખીને સુધારાઓ કરવાનું આવશ્યક છે એમ માનવામાં આવતું હતું. વિચારવાન લોકો સામાજિક સુધારાઓ તરફ વળ્યા એનો અર્થ આજે જો આપણે એવો કરવા બેસીએ કે એ લોકો પાસે રાજ-

કીય દૃષ્ટિ નહોતી અગર રાજકીય ધક્કામુક્કીમાં ભાગ લેવાની એમનામાં હિંમત કે તાકાત નહોતી, ત્યાગ માટે તેઓ તૈયાર નહોતા, એમની દેશભક્તિ આપણા જેટલી પ્રખર નહોતી, તો આપણી માન્યતા ભૂલભરેલી છે એટલું જ નહિ પણ એમને આપણા હાથે ભયંકર અન્યાય કર્યાનું પાપ આપણે માથે લાગશે.

બીજા કાલખંડમાં અગાઉનો વિશ્વાસ અને પહેલાંની શ્રદ્ધા ઢીલાં પડી ગયાં હતાં. રાજકીય સત્તા એક વાર હાથમાં આવી તો પછી ચાહે તે સામાજિક સુધારાઓ આપણે કરી શકીશું અને રાજકીય સત્તા હસ્તગત કરવા સારુ કેવળ અંગ્રેજો પર વિશ્વાસ અને શ્રદ્ધા રાખીને કશું પણ વળશે નહિ; ખરેખર તો આપણે આપણી શક્તિ—પ્રજાશક્તિ—વધારવી જોઈએ, તો જ રાજકીય સત્તા હાથમાં આવશે, એવા પ્રકારની વૈચારિક ભૂમિકા બીજા કાલખંડમા અસરકારક બની, અને માટે 'સ્વરાજ્ય'નુ ધ્યેય, સ્વદેશી, બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણ એ ત્રણે શક્તિવર્ધનનાં સાધનો તથા જ્યાં ફાવે ત્યાં સરકારને મદદ અને આવશ્યક જણાય ત્યાં વિરોધ એટલે જ પ્રતિયોગી સહકાર (Responsive Co-operation) એ રાજકીય લડતનું ધોરણ બન્યું. સામાજિક સુધારાઓ ચાલુ રહ્યા તો પણ એમના પર મુકાતો ભાર ઓછો થયો. આ કાલખંડને સર્વસામાન્યપણે મહારાષ્ટ્રમાંનો 'ટિળક-યુગ' વર્ણવી શકાય

ત્રીજો કાલખડ નિર્ભેળ અસહકારનો—પ્રજાશક્તિના વિકાસનો—અંગ્રેજો પરના સંપૂર્ણ અવિશ્વાસનો—અંગ્રેજો આપણને સ્વરાજ્ય આપશે અને આપણને તે મળી જશે એવો વિચાર સરખો પણ ગાંડપણનો લાગવા માંડ્યો હતો. અંગ્રેજો સાથે સંગ્રામ ખેલવો જ રહ્યો—આપણામાં જેટલી શક્તિ હશે તેટલું જ આપણે મેળવી શકીશું—એ રીતની વિચારની ભૂમિકા બંધાઈ. પ્રજાશક્તિનો વિકાસ એટલે સમાજનાં તમામ અંગોનું સામર્થ્ય વધારવું; માટે સામાજિક, આર્થિક વગેરે દરેક ક્ષેત્રને રાજકારણની પાર્શ્વભૂમિકા મળી. આ કાલખંડને 'ગાંધી યુગ'ના નામે ઓળખાવી શકાય.

સદ્‌ગત વિઠ્ઠલભાઈનો જન્મ, એમનું બાળપણ, શિક્ષણ અને એમની વકીલાતનો પ્રારંભ પહેલાં કાલખંડમાં; એમના જાહેર કાર્યનો આરંભ, અને એ કાર્યનો પાયો બીજા કાલખંડમાં તથા એનો વિસ્તાર ત્રીજા કાલખંડમાં થયો હતો. આ વાત ધ્યાનમાં રાખીએ તો સદ્‌ગત વિઠ્ઠલભાઈનું લોકમાન્ય ટિળક સાથેનું તાદાત્મ્ય કેમ અને કેટલું હતું તથા મહાત્માજીની વૈચારિક ભૂમિકા સાથે એમને મતભેદ શા સારુ હતો તેની સ્પષ્ટતા થવામાં મદદ મળશે.

સમયની પ્રગતિ સાથે પરિસ્થિતિનું ફરી ફરી નિરીક્ષણ કરીને મહાન પુરુષો પોતપોતાના વિચારોમાં અને ધોરણોમાં ફેરફાર કરતા હોય છે. તેમ છતાં યે ભૂતકાળમાંથી વર્તમાનકાળમાં થઈ રહેલા પ્રવાસમાં પૂર્વેના સંસ્કાર અને મનની ભૂમિકા કોઈ પણ બદલી શકતું નથી. નવીજૂનીનો એટલે પાછલી પેઢીનો અને યુવાન પેઢીનો મતભેદ સ્વાભાવિક અને તેથી હમેશને માટે ટકનારો હોય છે. તો પણ જૂનાના પગ ઉપર જ નવાની રચના થએલી છે; જૂનાના અનુભવો, એમના પ્રયોગો, એમની ભૂલો એ બધાનો પરિચય નવાઓને થવાથી જ તેઓ પ્રગતિના માર્ગ ઉપર છે, એ વાત નવા લોકોએ ભૂલવી જોઇએ નહિ, એટલી સૂચના અગર વિનંતી, સદ્‌ગત મહાન પુરુષોનું ચરિત્ર વાંચતી વખતે કે અભ્યાસતી વખતે, યુવાન દેશભક્તોને કરવી આવશ્યક છે. અસહકાર-યુગમાં શ્રી વિઠ્ઠલભાઈ પટેલ અને રાષ્ટ્રીય સભાના એમના સમકાલીન આગેવાનોના, ગાંધીજીના અનુયાયીઓ સાથેના જે મતભેદો થયા એમાં કોઈ ખાસ અગર વ્યક્તિગત કારણો હતાં એવી શંકા લાવવાની જરૂર નથી. નવાજૂનાના સંગમમાં થોડોક વખત બન્ને પ્રવાહો જુદા દેખાય એ અનિવાર્ય છે.

સદ્‌ગત શ્રી વિઠ્ઠલભાઈ અને એમના ભાઈ સરદાર વલ્લભભાઈ બન્નેએ પોતાની તમામ શક્તિઓનો ઉત્તમ ઉપયોગ દેશનાં કામોમાં કરી શકાય એવી પરિસ્થિતિ પોતાને માટે નિર્માણ કરી એ એમના જીવનની બહુ મોટી વિશેષતા છે. ગુજરાતમાં પાટીદાર જ્ઞાતિના બે વર્ગો છેઃ (૧) લેઉઆ અને (૨) કડવા. બુદ્ધિમાન, મહેનતુ, હિંમતવાળા એવી એમની ખ્યાતિ છે. ખેતીમા તેઓ એક્કા છે. જીવનના દરેક ક્ષેત્રમાં તેઓ ધૈર્યશીલતાથી ચમકી રહ્યા છે. મોટમોટા કારખાનદારો, સમાજસુધારકો, જાહેર કાર્યકરો, બડા આય-

સી. એસ. અમલદારો, વગેરે ઘણા બધા લોકો આ જ્ઞાતિમાં છે. પરદેશગમન કરીને, ત્યાં વેપારઉદ્યમ કરીને એમણે પોતપોતાનાં ગામ સંપન્ન કર્યાં છે. ગુજરાતમાં બધે ઠેકાણે પાટીદાર વસ્તી છે, અને ગામડાંનું પૂર્ણ સ્વરાજ્ય બ્રિટિશ હકૂમતની પહેલાં હતું એમાં પાટીદાર જ્ઞાતિ જ મુખ્યત્વે ગામનો વહીવટ કરતી હોવાથી ગામડાંમાંથી કોઈ પણ પાટીદારને આજે ય અન્ય લોકો 'બાપા' તરીકે સંબોધે છે. પાટીદારોનો વધુ વિખ્યાત એવો સમૂહ ખેડા જિલ્લામાં અને આસપાસના એમના પ્રદેશમાં—જેને 'ચરોતર' (ચારુતર) કહે છે—છે. આ પ્રદેશ ખેડા જિલ્લામાં અને ગાયકવાડી રાજ્યમાં છે. 'ચરોતર'ના પાટીદારોમાં પણ જેઓ વિશેષ કુળવાન અને આદરને પાત્ર ગણાય છે એમાં 'કરમસદ' ગામના પાટીદારોની ગણના થાય છે. પટેલ ભાઈઓ 'કરમસદ'ના. એમના લોહીમાં બુદ્ધિ, ધૈર્યશીલતા, મહેનત, ઉદારતા, ત્યાગ વગેરે સદ્‌ગુણો જન્મથી જ હતા; અને એ બધાનો ઉપયોગ એમણે ગામડાંના નાનકડા ક્ષેત્રમાં ન કરતાં અગર સંકુચિત નહિ બની રહેતાં વિશાળ ક્ષેત્રમાં અને વિશાળ દૃષ્ટિથી કર્યો એ હકીકત પટેલ ભાઈઓની અસાધારણ મહત્તા બતાવે છે. આજે પણ ગામેગામે અને ઠેકઠેકાણે આવા અમોલ ગુણો ધરાવનારા માણસો નહિ મળે એવું નથી. પરંતુ અંગ્રેજોના અમલ દરમિયાન સાચું રાજકારણ પારકાંઓના હાથમાં કેન્દ્રિત થઈ જવાને કારણે આવા ગુણો ધરાવતા લોકોની દૃષ્ટિ સામાન્યપણે કૂપમંડૂક જેવી થઈ અને ગામડાંના ઝઘડાટંટામાં, ખટપટોમાં અને ચાડીચુગલીવાળા રાજકારણમાં જ એમના કર્તૃત્વને તક મળી. પટેલભાઈઓએ નાનપણથી જ વિશાળ દૃષ્ટિ અને ઉચ્ચ આદર્શ રાખીને દુઃખ સહન કરીને અંગ્રેજી શિક્ષણ લીધું અને પોતાના બળ ઉપર વિલાયતમાં જઈ આવીને ધંધામાં અને જાહેર જીવનમાં માનભર્યું સ્થાન મેળવ્યું, દેશની ઉત્તમ સેવા કરી. તેઓ નાનાના મોટા કેવી રીતે થયા, દેશના રાજકારણમાં એમનું મહત્ત્વ કેવી રીતે વધતું ગયું, એની ઉદ્‌બોધક હકીકત શ્રી. કરંદીકરે આ ચરિત્રમાં આપી છે જે વાચનીય બની છે.

સરદાર વલ્લભભાઈ સાથેનો મારો પરિચય તેઓ અમદાવાદમાં બૅરિસ્ટરીનો વ્યવસાય કરવા માટે ૧૯૧૩ની સાલમાં આવ્યા ત્યાર બાદ તરત જ આશરે એક વર્ષની અંદર થયો, અને ત્યાર પછી થોડા જ વખતમાં એમની જોડે જાહેર કાર્ય કરવાનું સદ્‌ભાગ્ય મને સાંપડ્યું. એમને કારણે સદ્‌ગત વિઠ્ઠલભાઈનો નિકટનો પરિચય આશરે ૧૯૧૬ની સાલથી થયો. ૧૯૧૭–૧૮ની સાલમાં ખેડા જિલ્લામાં પાક પરની આકારણી પરથી હિંદુસ્તાનમાંની સામુદાયિક સત્યાગ્રહની પ્રથમ ચળવળ મહાત્માજીની નેતાગીરી હેઠળ થઈ. એ વખતે પાક અંગે સરકારની સમક્ષ પ્રથમ ફરિયાદ રજૂ કરનારી ગુજરાત સભાનો હું મંત્રી હતો. વલ્લભભાઈ પટેલ કારોબારી સમિતિના સભ્ય હતા અને સરકાર આગળ ધારાસભા મારફત ફરિયાદ રજૂ કરનારા સદ્‌ગત વિઠ્ઠલભાઈ હતા. તે વખતથી શરૂ કરીને આગળ ઉપરના સમગ્ર જીવનમાંના જાહેર સહકાર્યના અનેક પ્રસંગો મારી આંખ આગળ ખડા થાય છે. પણ આ પ્રસ્તાવનાની મર્યાદામાં તે બધા સામેલ કરી શકાય નહિ એટલે લખવાનો મોહ અટકાવવો તે ઉત્તમ.

સદ્‌ગત વિઠ્ઠલભાઈનો સ્વભાવ ખૂબ પ્રેમાળ અને વિનોદી હતો. બન્ને ય ભાઈઓ એક સરખા જ. કોણ ઊતરે અને કોણ ચડે એ કહેવું કઠણ. બન્નેના ય ચહેરા ગંભીર, ગૌરવાંકિત અને દેખાવમાં કઠોર, પણ હૃદયની મૃદુતા નવનીત જેવી. એ જોવાને વાસ્તે અને અનુભવવાને વાસ્તે નિકટ અને રોજેરોજનો એવો પરિચય જોઇએ. વિરોધી પક્ષને કઠોર ભાષામાં સીધાસટ જવાબો આપવામાં બન્ને ય કુશળ.

સદ્‌ગત વિઠ્ઠલભાઈ કેવળ બડબડિયું રાજકારણ કરનારા નહોતા. શબ્દની પાછળ પ્રજાસંગઠનની શક્તિ જોઈએ; તો જ એ બોલમાં જોમ આવે છે. તપશ્ચર્યાના પીઠબળ સિવાય કેવળ ભાષાને જોર મળતું નથી. એવી ભાષાનો કોઈ ભાવ પણ પૂછતું નથી. સદ્‌ગત વિઠ્ઠલભાઈએ બોલવા કરતાં કૃતિ અધિક કરી બતાવી. સામાજિક, શૈક્ષણિક ક્ષેત્રોમાંના અને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થામાંના (મ્યુનિસિપાલિટી) એમનાં રચનાત્મક કાર્યો આ વાતની સાક્ષી પૂરે છે.

કોઈ પણ સવાલ આવે. એનો સંપૂર્ણ અભ્યાસ કરીને પછી અભિપ્રાય બાંધવાનો અને ત્યારબાદ બોલવાનું. એ પ્રમાણે વર્તવાની સરકારને ફરજ પાડવા માટે ચિકાટી

(ચોકસાઈ)થી, ધીરજથી, મહેનત કરવાની. કોઈનો રોષ, કોઈની અપ્રીતિ આપણા પર ઊતરે, દુઃખો સહન કરવાં પડે, વગેરે તરફ બિલકુલ જોવાનું નહીં. એને કારણે જ તેઓ મ્યુનિસિપાલિટીમાં અને ધારાસભાના કામમાં સભ્ય તથા અધ્યક્ષ તરીકે સફળ થઈ શક્યા. દરેક ક્ષેત્રમાં એમણે નવી દિશા અને પદ્ધતિ બેસાડી આપી. લોકપ્રિયતા ખાતર પોતાના પ્રામાણિક અભિપ્રાયોને એમણે ઠોકરે માર્યા નહિ. પરંતુ એ અભિપ્રાયોને વળગી રહીને પોતાનો પ્રભાવ પાડયો, અને આજન્મ દેશસેવા કરી. દેશને ખાતર સંન્યાસવૃત્તિ ધારણ કરી.

સરદાર વલ્લભભાઈ નાશિક જેલમાં હોવાથી અને હું રત્નાગીરીમાં સ્થાનબદ્ધ હોવાથી અમે બન્ને ય સદ્‌ગત વિઠ્ઠલભાઈનુ અંતદર્શન ચૂકી ગયા! એ વખતે બહુ દુઃખ થયું. પણ શો ઉપાય? તેઓ વિદેશ ગયા તે વખતે એમનાં દર્શન અને મેળાપ ફરી નહિ થાય એવો સ્વપ્ને ય ખ્યાલ નહોતો. આ પ્રસ્તાવનાને નિમિત્તે થોડોક સમય પણ એમના સાનિધ્યમાં ગયો એનુ સમાધાન આજે પણ થાય છે.

સને ૧૯૪૬ના જાન્યુઆરી માસમાં હું મધ્યસ્થ ધારાસભાનો પ્રમુખ ચૂંટાયો. આ વિજય કેવળ રાષ્ટ્રીય મહાસભાનો (કૉંગ્રેસનો). તેમ છતાં, સદ્‌ગત વિઠ્ઠલભાઈ પટેલ એ સ્થાને હતા માટે જ એની જવાબદારી અને મમત્વ પણ મને વિશેષ લાગ્યાં. મધ્યસ્થ ધારાસભાના અગાઉના એક અધ્યક્ષના ચરિત્ર માટે હાલના અધ્યક્ષે પ્રસ્તાવના લખવી એવી ચરિત્રલેખક શ્રી કરદીકરની ભાવના હોવાથી તેઓ મારી પાસે આવ્યા. પણ એમની આ વિચારસરણીને કબૂલ થઈને મેં એમને હકાર આપ્યો નથી, પરંતુ સદ્‌ગત વિઠ્ઠલભાઈ સાથેનો આત્મીયતાનો સંબંધ, એમના પ્રત્યેનો આદર, મારા પર એમનો પુત્રવત્ પ્રેમ – એ બધાંને લીધે, તથા એમને મારી સ્મરણાંજલિ અર્પવાની આ એક તક મળે છે તે ઝડપી લેવી એ જ દૃષ્ટિથી, હુ કબૂલ થયો. એને કારણે સદ્‌ગત વિઠ્ઠલ-ભાઈનુ 'સાનિધ્ય' મને થોડો વખત મળ્યું. જૂના સં-સ્મરણો તાજાં કરવાની તક મળી.

ચરિત્રગ્રંથ ઉદ્‌બોધક અને માહિતીપૂર્ણ છે એ જુદુ કહેવાની ભાગ્યે જ જરૂર હોય.

*

## આપણી શક્તિઓ અને મર્યાદાઓ ઓળખીએ

"તમારી પાસે જે ગુણો છે તેમાં કાંઈક વધારો કરું તો જ તમારી સેવા થાય. એટલે તમારી ખોડો જે દેખાતી હોય તે મારે પ્રેમભાવે વર્ણવવી જોઈએ. તમારી જીભની મીઠાશ મારામાં હોત તો તમને પ્રેમભાવે તમારી ખોડો કહી સંભળાવત. પણ હું તો ખેડૂત રહ્યો. એક ઘાએ બે ટુકડા કરવાની મારી જન્મની ટેવ છે. એટલે તમને કહુ છું કે વિવેક અને ખુશામદમાં ભેદ પાડવાની ટેવ પાડો.

હું વૃદ્ધ નથી, તેમ જુવાન નથી. પણ વૃદ્ધાવસ્થાના અને યુવાવસ્થાના સંગમના તટ ઉપર બેઠેલો છું. મને જુવાનોના ખેલ ખેલવાનું મન થાય છે, પણ વૃદ્ધોનો અનુભવ મને સંયમ પણ શીખવે છે. જુવાનીના ઉત્સાહમાંથી જે પ્રેરણા મેળવું છું તેની સાથે વૃદ્ધોનો અનુભવ પણ જોડવા માગુ છું. વૃદ્ધોની હાંસી કરનાર બાપનો વારસો ઉડાવી દે છે. આજે બળવાની બૂમો આખા દેશમા સાંભળું છુ. પણ રાડો પાડનારાઓએ બળવો કર્યો નથી જાણ્યો. બળવો કરનાર મૂંગા રહે છે. પોતાનું જોશ પોતામાં ભરી રાખે છે અને વખત આવ્યે જ તે બહાર કાઢે છે....

આપણામા તાલીમ અને વ્યવસ્થાની ખામી છે, સિપાઈગીરીની ખામી છે. આપણને હુકમ ઉઠાવવાની ટેવ નથી પડી. આ વ્યક્તિસ્વાતંત્ર્યના જમાનામાં આપણે સ્વચ્છંદને સ્વતંત્રતા માની બેઠા છીએ."

(નરહરી દ્વા. પરીખ કૃત 'સરદાર વલ્લભભાઇ' ભા. ૧, પૃ. ૪૭૧-૭૨) **વલ્લભભાઈ પટેલ**

*

# દરબારસાહેબ

[રાષ્ટ્રીય ચળવળ દરમિયાન પૂનાથી પ્રકટ થતા પ્રસિદ્ધ મરાઠી દૈનિક લોકશક્તિના સંપાદક શ્રી. હરિ મોરેશ્વર જોશીએ લખેલ ચરિત્ર પુસ્તિકા 'त्यागमूर्ति दरबार गोपाळदास'ની પ્રસ્તાવનાનો ભાવાનુવાદ. મૂળ લખાણની તારીખ: ૨૨ ફેબ્રુઆરી, ૧૯૩૮. સદ્દગત આચાર્ય શંકર દત્તાત્રેય જાવડેકર અને શ્રી શંકરરાવ દેવ જેવાએ અગાઉ જેનું સંપાદન કર્યું હતું તે લોકશક્તિ પત્ર બંધ થયું એ ખેદજનક છે.]

શ્રી સમર્થના સમયનો અગર શ્રી શિવરાયના કાળનો મહારાષ્ટ્રનો ઇતિહાસ વાંચતી વખતે, વાતો સાંભળતી વખતે, અનેક વાર નવાઈ લાગે છે કે આટલા સારા માણસો આટલી સંખ્યામાં સમકાલીન કેવી રીતે નિર્માણ થયા? શ્રી સમર્થ અને આગળ જતાં શિવાજી મહારાજે પહેલ કરીને મહારાષ્ટ્રમાં દરેક બાબતમાં હિંમતપૂર્વક ક્રાંતિ કરી, પણ એમના શિષ્યવર્ગની અને સાથીદાર–ગોઠિયાઓની તાકાત વિના એવી ક્રાંતિ કરવી શકય હતી ખરી? એક જ સમયે અલૌકિક રત્નો એમને કેવી રીતે સાંપડયાં? એમના ખજાનામાં અનેક નરરત્નો દેખાય છે. અને તેથી જ તેમાં ઈશ્વરનો હેતુ અને ઈશ્વરની રચના હશે, તથા મહારાષ્ટ્રમાંના આ અલૌકિક પુરુષદ્વય ઈશ્વરાંશ ધરાવનારા હતા, જનતાના ઉદ્ધાર માટે જ એમનો અવતાર હતો, એવી સ્વાભાવિક માન્યતા થાય છે.

એ સમયમાં આપણે જન્મ પામ્યા હોત તો કેટલી કમાલ થઈ હોત! શ્રી સમર્થના અગર શિવરાયના અગર એમની હારમાળામાંના મહાન પુરુષોના પ્રત્યક્ષ સાનિધ્યમાં રહેનારા લોકો કેટલા ભાગ્યશાળી!

કાંઈક આવા જ પ્રકારના વિચારો મહાત્મા ગાંધી અને ગુજરાતમાંની એમની ખજાનારૂપ હારમાળાને જોઈને આવે છે. મહાત્માજીના નિવાસને કારણે પુનિત થએલી આ ગુર્જર ભૂમિમાં, બહારના પ્રદેશોમાં જેમની ઝાઝી અગર બિલકુલ જ માહિતી નથી એવાં, અનેક અલૌકિક અને મહાન નરરત્નો છે. સને ૧૯૨૫થી શરૂ કરીને મહાત્મા ગાંધી સાથે તથા ગુજરાતમાંના કાર્યકરો સાથે ઓછાવત્તા પ્રમાણમાં પ્રત્યક્ષ અને ગાઢ પરિચયનો લાભ મને મળવાને કારણે, શ્રી સમર્થ અને શિવકાલીન સમય જેવા જ ઐતિહાસિક અને સંક્રાંતિ સમયમાં આપણે છીએ અને શ્રી સમર્થ–શિવાજીની જોડી અને એમની ખજાનારૂપ હારમાળા જોવા જેટલું જ સદ્દભાગ્ય આપણને પ્રાપ્ત થયું છે એમ મારા જેવાને લાગે છે. આત્મીયતાને કારણે, નિકટ પરિચયને લીધે કદાચ મારી દૃષ્ટિ આંધળી અગર વિકૃત થઈ હોવાનું દોષારોપણ મારા પર કોઇએ કર્યું તો, 'તેવું નથી' એટલું બરાબર ધ્યાનપૂર્વક કહ્યા ઉપરાંત હું વધુ પુરાવો તો શો આપી શકવાનો? હું જે લખું છું એમાં અતિશયોક્તિ નથી અને તે નિર્મળ સત્ય છે એટલું જ કહું છું. ઠીક.

ગુજરાતના આવા રત્નભંડારમાંના એક અત્યંત દેદિપ્યમાન અને અલૌકિક રત્નનું આછું દર્શન મારા મિત્ર શ્રી હરિભાઉ જોષી આજે મહારાષ્ટ્રને કરાવી રહ્યા છે. એમનું (દરબાર ગોપાળદાસનું) દરેક પાસું જોવા જેવું છે. શ્રી હરિભાઉએ એકંદરે હકીકત ખૂબ જ સંક્ષેપમાં આપી છે, અને હૈયું ઊભરાઈ આવે એવા કેટલાક પ્રસંગો વર્ણવ્યા છે. મહારાષ્ટ્રે અને ખાસ કરીને બૌદ્ધિક મહારાષ્ટ્રે ગુર્જર ભૂમિના રત્નભંડારનો વધારે પરિચય મેળવવો, ખુલ્લા મને અને સહાનુભૂતિ વડે એની પારખ કરવી અને રાષ્ટ્રીયતાની કડી વધારે મજબૂત તથા ઘટ્ટ કરી લેવી, એમ મને અનેક વાર લાગે છે. એ દૃષ્ટિથી પણ શ્રી. હરિભાઉનો પ્રયત્ન અભિનંદનીય છે.

ગુર્જર ભૂમિના કાર્યકર્તાઓ પૈકી એક મારા મિત્ર શ્રી રવિશંકર વ્યાસ વિષેની કશી માહિતી ગુજરાતની બહાર કોઈને પણ હોય એમ લાગતું નથી. એમને એક પણ અંગ્રેજી શબ્દ આવડતો નથી. પરંતુ કેવળ નૈતિક અને સેવાબળ ઉપર એકંદર જનતામાં એમની પડેલી છાપ અને પ્રતિષ્ઠા જોઈએ તો તેઓ પ્રાતઃસ્મરણીય છે એમ લાગ્યા વિના રહેશે નહિ. એવાં હજી અનેક રત્નો છે. એ બધાંમાં દરબારસાહેબ મુકુટમણી છે.

પ્રસ્તાવના તો નાનકડી જ જોઈએ અને શું અને કેવી રીતે લખવું એની વિમાસણમાં શ્રી. હરિભાઉએ માગેલી પચાસ લીટીઓ કેવી રીતે લખાશે એ ભૂલી જઈને જે સૂઝયું તે લખ્યું, અને મર્યાદા તો માત્ર પ્રસ્તાવનાની લંબાઈની–બીજી નહિ–છૂટી ગઈ હોય તો પણ એક પ્રસંગ રદ કરવો નહિ એમ લાગવાથી એ વિષે લખીને આ પ્રસ્તાવના પૂરી કરુ છું.

શ્રી શિવરાયના સ્વરાજ્ય–સંસ્થાપનના સમયની યાદ આવે છે એવું મેં શરૂઆતમા કહ્યું છે. અને શ્રી. દરબાર-સાહેબના જીવનમાંનો એક પ્રસંગ લગભગ જૂજ ફેરફાર સાથેનો એ જ પ્રકારનો છે. કોંડાણા પર સ્વરાજ્યની મુહૂર્ત-સ્થાપના કરવાનો હુકમ થતાં જ રાયબાનાં લગ્નની કામગીરી છોડી દઈને તાનાજીએ ગઢ તરફ દોટ મૂકી. દરબાર-સાહેબના જ્યેષ્ઠ પુત્ર શ્રી. સૂર્યકાતના લગ્ન થયા એ જ દિવસે જિલ્લાની સત્યાગ્રહ સમિતિને હુકમ મળ્યો કે, 'આવતી કાલે મીઠાનો સત્યાગ્રહ શરૂ કરો.' એ વખતે સમિતિના અધ્યક્ષપદે સદ્દગત અબ્બાસ તૈયબજી હતા અને લગ્નના સહેલ-સમારંભો બીજે દિવસે એક દહાડામાં જ પૂરાં કરીને દરબારસાહેબ સત્યાગ્રહ માટે જઈ શકયા હોત. પરંતુ કોંડાણા લેવા માટે જે તત્પરતાથી, રાયબાનાં લગ્ન બાજુ પર મૂકીને, તાનાજી ગયા એ જ તત્પરતાથી દરબારસાહેબ લગ્નસમારંભની પરિપૂર્ણતાની, વર-ઘોડાની, વહુરાણીનું મુખ જોવાની વાટ જોયા વિના સત્યાગ્રહમાં સામેલ થયા અને બીજે જ દિવસે બે વર્ષની સજા મેળવેલા કેદી તરીકે સાબરમતી જેલમાં આવ્યા. એક અઠવાડિયાની અંદર–બે ચાર દિવસોમાં જ–આખું કુટુંબ – નવી વહુ સહિત – જેલમાં દાખલ થઈ ગયું! સિપાઈની અદાથી. વર્તવામાં દરબારસાહેબે કમાલ કરી દીધી.

દરબારસાહેબના મહત્ત્વના ગુણોનું વર્ણન શ્રી. હરિભાઉએ કર્યું જ છે. એમાં હું શું ઉમેરો કરી શકવાનો હતો? એમનું નિરભિમાનપણું.અને એમની સેવાવૃત્તિ, એમનો ત્યાગ, એમની ટેક અને એમનું પ્રેમાળપણુ–એ બધાંનું વર્ણન કરવાથી કાંઈ જરૂરી કલ્પના આવવી શકય નથી. આપણા દેશના ઉદ્ધાર માટે આ બધા ગુણોની ખૂબ જરૂર છે. દરબારસાહેબના આ નાનકડા ચરિત્ર વડે આપણને સહુને પ્રેરણા મળો એવી પ્રભુ પાસે પ્રાર્થના કરું છું.

*

## આપણું મહત્કાર્ય

"રાજકારણ અને માનવજાતનું ભાવિ ભાવનાહીન અને પામર મનુષ્યોથી ઘડાય છે. મહાન પુરુષો રાજકારણમાં પડતા નથી. આ હકીકત દરેક બાબતને લાગુ પડે છે. પરંતુ હવે આપણું મહત્કાર્ય આપણામાંથી નવા માનવનું સર્જન કરવાનું છે. આપણે આપણા ક્રિયાશીલ મનુષ્યોને ભાવનાશીલ અને આપણા કવિઓને ઉદ્યોગના કર્ણધાર બનાવવા જ જોઈએ. આપણે આપણાં સ્વપ્નોને જીવનમાં સાકાર બનાવતાં અને તેમને કાર્યમાં પરિણત કરતાં શીખવું જોઈએ. પહેલાં મનુષ્યો તેમનો માર્ગ છોડી દેતા અથવા ચૂકી જતા. આપણે ન તો આપણો માર્ગ ચૂકવો જોઈએ, ન તો છોડી દેવો જોઈએ."

*(Carnets : 1935-1942, p. 44)* — આલ્બર્ટ કામૂ

*

# યુવાનો અને ચારિત્ર્ય

[સદ્‌ગત પૂજ્ય સાને ગુરુજી સ્થાપિત 'સાધના' સાપ્તાહિકના હાલના સંપાદક શ્રી યદુનાથ થત્તે સંપાદિત 'યુવકાંસ' પુસ્તિકામાં પ્રકટ થયેલ લેખનો શ્રીમતી પૂર્ણિમા પુ. માવળંકરે કરેલો ભાવાનુવાદ. માર્ચ, ૧૯૬૮માં પ્રસ્તુત પુસ્તિકા પ્રસિદ્ધ થઈ હતી.]

યુવાનો !

જિંદગીનો સર્વોત્તમ સમય એટલે વિદ્યાર્થીકાળ. સાંસારિક જવાબદારી વિનાનું, નિષ્પાપ અને પ્રેમાળ મન ધરાવતું, નિઃસ્વાર્થ બુદ્ધિવાળું આ જીવન. આ કાળમાં અનેક ગોઠિયાઓ હોય છે. આ કાળ એટલે આનંદનો, પ્રસન્નતાનો કાળ. પોતાની સમક્ષ મોટો આદર્શ રાખીને એને ખાતર પોતાની નાનકડી, બિન-અનુભવી પરંતુ આત્મવિશ્વાસયુક્ત પાંખો વડે આકાશમાં ઊંચે જ ઊંચે ઉડ્ડયન કરતાં રહેવાનું ધ્યેય રાખવાની આ ઉંમર હોય છે. આ સમય સર્વોત્કૃષ્ટ ખરો, પણ એનું ભાન જો કે એ કાળ પછીના આયુષ્યમાં ઘણા બધા વર્ષે થાય છે. મારી આ વાતને અપવાદો હશે, પોતાના રોજિંદા જીવનમાં જ, જીવનનું સોનું કરવા મથતા લોકો જોવા મળશે ખરા; પણ તેઓ માત્ર નિયમને વધુ મજબૂત બનાવનારા અપવાદો જેટલા જ !

જિંદગીનો આ સમય જેમ ઉત્તમ તેમ જ તે મહત્ત્વનો પણ છે એનું ભાન સામાન્યપણે વિદ્યાર્થીદશામાં થતું નથી. સામાન્ય રીતે એ આયુષ્ય કાળની ઉત્કૃષ્ટતાનું ભાન એ કાળ ઇતિહાસના પાને જમે થાય પછી જ ઘણા-ખરાને થાય છે. પરંતુ એ વખતે એનો ખાસ ઉપયોગ હોતો નથી. પરંતુ પાછળથી પોતાનાં પૂર્વ આયુષ્યની ભૂલોનો ઇતિહાસ જોતાં બેસવા કરતાં ચાલુ સમય જ જાગૃતિ-પણાથી (સાવધાનીપૂર્વક) વાપરવાની જરૂર છે. આવી રહેલ દરેક ક્ષણ ચાલી જતાં આપણા આયુષ્યનો એક ભાગ ખવાઈ જતો હોય છે. આપણું કામ અટકાવી સૂતાં તો કંઈ આપણો સૂર્ય કંઈ અટક્યો નથી. આપણાં આયુષ્યને ઓછું કરનાર કાળનો સપાટો ચાલુ જ છે; તેથી આપણે આ જ વખતે જાગૃત રહીને વર્તવું જોઈએ.

આપણાં વિચારવંત પૂર્વજોએ માનવી આયુષ્યને ચાર ભાગમાં વહેંચી નાખ્યું. બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ ને સંન્યાસ એ તે ચાર ભાગ. આ દરેક ભાગને આશ્રમ કહે છે. પાછળનાં ત્રણે આશ્રમ આ પહેલાં આશ્રમ પર એટલે કે બ્રહ્મચર્યાશ્રમના પાય પર જ અધિષ્ઠિત હોય છે. પાયો જેટલા પરિશ્રમથી રચ્યો હશે, એ જેટલો દૃઢ હશે એટલી જ આગળના આયુષ્યની ઇમારત મજબૂત હોય છે. બ્રહ્મચર્યાશ્રમના પર્યાય અર્થમાં જ વિદ્યાર્થીદશા એ શબ્દપ્રયોગ મેં કર્યો છે.

ગુરુકુળ કે શાળા-કૉલેજ વગેરે શિક્ષણસંસ્થાઓમાં વિદ્યાર્થી કેમ જાય છે? વિદ્યા મેળવવા માટે જ એ જતો હોય છે. એ માટે જ એણે જવું જોઈએ એમ સૌ કહે છે. પરંતુ વિદ્યા એટલે શું? બજારમાં જેમ બીજી વસ્તુઓ મળે છે તેવી જ વિદ્યા એ પણ વસ્તુ છે શું અને શાળા એટલે શું વિદ્યાનું બજાર છે? શેને વિદ્યા કહેવાય? પુષ્કળ ભાષા બોલતાં આવડવી, ઉત્તમ રીતે લખતાંવાંચતાં આવડવું, લલિતકળાનું સામાન્ય જ્ઞાન લેવું, આગળની જિંદગીમાં અર્થોત્પાદનની તૈયારી કરવી એટલે શું વિદ્યા? સામાન્યપણે આવો જ અર્થ આજે ઘટાવવામાં આવે છે; પરંતુ આજે ઘણાખરા લોકો આ જ અર્થ ઘટાવે છે તેથી એ ખરો જ હોવો જોઈએ એમ નથી. આજે બધાએ વિદ્યાને એનાં માનભરી ને ઉચ્ચ ભૂમિકા પરથી નીચે ખેંચી કાઢી છે. વિદ્યા એટલે અર્થની માતા એ અર્થ આજે કરવામાં આવતો હોવાથી એ ભયંકર અનર્થ ઘસડી લાવે છે. વિદ્યાનું આવું ક્ષુલ્લક, આવું ક્ષુદ્ર ધ્યેય નથી. માખીઓ મારવા તલવારની શું જરૂર! અર્થોત્પાદન એ જ વિદ્યાનો મહાન (!) ઉદ્દેશ નથી! શાળા-કૉલેજમાં મળતું પુસ્તકિયું જ્ઞાન એટલે વિદ્યા નહિ. વિદ્યાનો એક મહાન ઉદ્દેશ છે. 'सा विद्या या विमुक्तये' આવી આ સુંદર વ્યાખ્યા આપણા મહાન પૂર્વજોએ કરેલી છે. જે મુક્ત કરે તે વિદ્યા. બાકીનું ગમે તે જ્ઞાન એટલે વિદ્યા નહિ. જે આપણને બંધનમાં રાખે છે તે વિદ્યા નથી જ. માનવી જીવનનાં હેતુ જે બાબત મેળવ-વાથી ઉત્કૃષ્ટપણે સાધ્ય કરી શકાય તે બધી બાબતો એટલે વિદ્યા. આજે આવી વિદ્યાની જરૂર છે. બંધનમાં રાખવા ઇચ્છતી કારકૂની વિદ્યા આજે પારકી સરકાર બજાર ખોલીને આપી જ રહી છે; પણ એ વિદ્યા નથી. વિદ્યા એટલે તો મુક્તિનો માર્ગ. આ રીતે વિદ્યાર્થીદશા

એટલે ભાવિ જીવન માટેની તૈયારીનો, તપસ્યાનો કાળ. પરંતુ આજે વિદ્યાર્થીદશાની કેવળ 'દશા' જ થએલી આપણને જોવા મળે છે. વિદ્યાર્થી અવસ્થા દરમિયાનની તૈયારી જેટલી ઉત્તમ તેટલો ભવિષ્યકાળ ઉજ્જવળ અને એવી તૈયારીમાં જેટલી ઊણપ, અગર એવી તૈયારીની દિશામાં જેટલી ભૂલ, તેટલી જીવનમાં તો અપૂર્ણતા જ એ ભૂલીને નહિ ચાલે. પૂર્વતૈયારી પર જ સફળતાનો આધાર હોય છે. જેમ વાવીએ તેમ ઊગે છે અને તે પણ એના કરતાં અનેકગણું થઇને. ખરાબ ચીજો જો વિદ્યાર્થીદશાનાં વર્ષોમાં વાવશો તો તે ખરાબપણું પણ અનેકગણું વધીને મળશે કે ઊગશે. સારું વાવશો તો તે પણ અનેકગણું થઇને મેળવશો. અને આ વાવવાનું છે તે પણ ઊંડું વાવવું જોઇએ. જીવનમાં સદ્ગુણો જેટલા ઊંડા વાવશો તેટલા તે ફૂલશે-ફાલશે. ભાવિ જિંદગીમાં સત્કાર્યોના પાકની ઇચ્છા હશે તો વિદ્યાર્થીદશાનાં વર્ષોમાં જ સદ્ગુણોને ઊંડાં વાવવાની ઘણી જરૂર છે.

જીવનની સફળતા એટલે શું? જીવનની આ સફળતા કેવી રીતે માપવાની? જીવન-સુવર્ણને કયો દડ લગાડીને એની શ્રેણી નક્કી કરવાની? કેટલાં વર્ષો જીવ્યા, કેટલી પદવીઓ પ્રાપ્ત કરી એ પરથી શું જીવનની સફળતાની કિંમત માપવાની છે વારુ? મારાં આટલા ઘરો બંધાયા, મારો પરિવાર આટલો વધ્યો, એ પરથી કાંઈ મારું જીવન સફળ કહી શકાશે નહીં. આવી તુચ્છ વસ્તુઓ વડે શું જીવનને માપવાનુ વારુ?

> आला, आला प्राणी जन्मास आला।
> झाला, झाला वादला थोर झाला।
> केला, केला व्यापहि सर्व केला।
> गेला, गेला बापुडा व्यर्थ गेला।

('પ્રાણી જન્મ પામ્યો, નાનાનો મોટો થયો, બધા વ્યાપ જ કર્યો અને ગયો, છેવટે બિચારો નકામો ગયો.) આવી સમર્થ ઊક્તિ પ્રમાણે જ આજે ઘણાખરાનુ જીવન ગુજરતુ હોય છે. જે ખરો વિદ્યાવાન છે, 'विमुक्तये' એવી વિદ્યા જેણે મેળવી છે અગર મેળવવા માટે જેણે અથાગ પરિશ્રમ કર્યો છે, જેણે મથામણ કરી છે, જેણે પોતાનુ જીવન વધુમા વધુ ઉપકારક કેવી રીતે થશે એ જોયું, એના જ જીવન પરથી જીવ્યાનુ માપ આપણે નક્કી કરવું જોઈએ. આ નશ્વર દેહમાંનો આત્મા અમર છે. દેહરૂપે ભલે જગતમાં કાયમ અગર દીર્ઘકાળ રહી શકાયું નહિ, તો પણ કાર્યરૂપે થા સારુ રહી ન શકાય? 'मरावें परी कीर्तिरूपें उरावें' (મરવું તો યે કીર્તિરૂપે ચાલુ રહેવું) એનો અર્થ પ્રસિદ્ધિરૂપે ચાલુ રહેવું એવો નથી પણ જે સત્કૃત્યો વડે કીર્તિ મળી શકે છે, જેને લીધે મનુષ્ય દુનિયામાં સારો ગણાય છે, જે કૃત્ય આખી દુનિયા સમક્ષ કરવામાં યે શરમ લાગતી નથી, એવાં સત્કૃત્યો કરતાં કરતાં જીવન ગુજારવું, બલ્કે આવાં સત્કૃત્યો કરતી વખતે મૃત્યુનો પ્રસંગ આવી પડ્યો તો હસતાં હસતાં મરવું પણ ખરું; આ જ આ સમર્થોક્તિનો અર્થ મને તો દેખાય છે.

આવા જીવનની તૈયારી વિદ્યાર્થીદશામાં બ્રહ્મચર્યાવસ્થામાં કરવી જોઈએ; એ જો આ અવસ્થામાં ન કરી તો પછી આગળ ક્યારે થશે? આ તૈયારી એટલે જ શરીરબળ, મનોબળ, બુદ્ધિબળ અને ચારિત્ર્યબળ એમ ચતુર્વિધ બળોની એકાગ્રતા વડે ઉપાસના, સાધના. પણ આ બળોમા આજે સર્વત્ર ફરી વળેલા 'કેવળ વાગ્‌બળનો' સમાવેશ નથી. આ બધી ઉપાસના આપણું જીવન સમર્થ અને સફળ થાય એ માટે કરવાની છે એ જો કે ભૂલી જઇને નહિ ચાલે. એનું સદૈવ સ્મરણ જોઇએ જ. આ બધાં બળોમાં શ્રેષ્ઠ અને જેના વિના બીજાં ત્રણે બળો નિરુપયોગી જ નહિ પણ હાનિકારક બને છે એવુ બળ તે ચારિત્ર્યબળ છે. ચારિત્ર્યબળ તો બધાં બળોનો આધાર, પાયો જ છે. ચારિત્ર્યબળ ઉપર જ બીજાં બળોની પ્રતિષ્ઠા અવલંબે છે. એકલા ચારિત્ર્યબળ સિવાયનાં બીજાં બધાં બળો એટલે મીંડું. ચારિત્ર્યબળની કિંમત અનંત છે. આવું અનંત કિંમતનું ચારિત્ર્ય હોય એટલે પછી બીજા બળોની થોડીઘણી કિંમત રહે; પણ બીજાં બળો ન હોય તો યે ચારિત્ર્યબળ તો અનંત મૂલ્યનું છે જ એ આપણે રખે ભૂલીએ. અનંત એવું બળ સંપાદન કરવાનો પ્રયાસ કરતાં રહેવું. બાકીનાં બળો એની જોડે આવે છે જ. ચારિત્ર્યબળ વગર જીવનની ઇમારત ટકી શકશે નહિ. રેતીના કિલ્લાની જેમ તે સૂક્ષ્મ એવા પહેલા જ ધક્કે ગબડી પડશે.

આદ્ય કવિ વાલ્મીકિએ રામાયણમાં આ જ દર્શાવ્યું છે. રાવણની તપશ્ચર્યા, એનુ સામર્થ્ય, એની સમૃદ્ધિ બધું મહાન હતું. પણ એકલા ચારિત્ર્યનો

થાંભલો હાલી જવાથી બધી સમૃદ્ધિ, બધાં બળો માટીમાં મળી ગયાં. એનાથી ઊલટું, જેમના મનુષ્યત્વ વિષે 'વાનર' તરીકે શંકા રખાતી હતી એમણે ચારિત્ર્યબળ પર ચાલનારા રામચંદ્રની નેતાગીરી હેઠળ, એ ચારિત્ર્યબલવિહીન બલવાન રાવણને ચિત કર્યો. એક નૈતિક બળ સિવાય બીજાં બધાં બળો એક બનીને પણ જો આવ્યાં તો યે એમનો પ્રભાવ શૂન્ય જ છે. મહાભારતનું પણ આ જ સારતત્ત્વ છે. કૌરવોનું અઢાર અક્ષૌહિણી સૈન્ય એક માત્ર ચારિત્ર્ય-બળના આધાર વિના ગબડી પડ્યું. ચારિત્ર્ય પર કદાચ અચારિત્ર્ય વિજયી નીવડ્યા જેવું ક્ષણમાત્ર લાગે, પણ તે ક્ષણમાત્ર જ. અંતિમ વિજય ચારિત્ર્યનો જ છે, ચારિત્ર્ય એ જ છેવટે શ્રેયસ્કર હોય છે, એ ભૂલીને નહિ ચાલે.

સમાજનો પાયો નીતિ જ છે. નીતિવિહીન સમાજમાં જ ઉત્પાત થાય છે. વિષમતા, લડાઈ, રક્તપાત વગેરેનાં મૂળમાં તત્ત્વો નથી પણ નીતિ-શૂન્ય સ્વાર્થ જ હોય છે. પણ એ નીતિશૂન્યતા પોતે જીવતી રહે એવી ન હોવાથી એને તત્ત્વોનો આધાર મેળવવાનો પ્રસંગ પડે છે. મનુષ્યની નીતિવિહીન અવસ્થા એ કાંઈ કુદરતી નથી. જે પ્રમાણે પૂર એ કોઈ નદીની કુદરતી અવસ્થા નથી, તે તો તાત્કાલિક જ હોય છે; એ પ્રમાણે જ મનુષ્યનું મન તાત્કાલિક નીતિવિહીન અવસ્થામાં પહોંચી જાય છે, પણ ફરી પાછું તે નીતિના માર્ગ પર આવે છે જ. મનુષ્યની મથામણ હંમેશ નીતિમાર્ગ તરફ જવાની જ હોય છે. આજે આપણે એવા સંક્રમણકાળમાં છીએ. કદી ન અનુભવેલી, અસાધારણ અને વિચિત્ર એવી પરિસ્થિતિ-માં જગત અને એમાંના જ આપણે સહુ છીએ. પણ એને જ લીધે અગાઉ ક્યારેય નહોતી એવી તક આપણી કર્તૃત્વશક્તિને આજે છે. આજનો યુવાનવર્ગ આ વસ્તુ સમજશે ખરો કે? અને ધારો કે એણે એ વાત સમજી લીધી તો યે એ પ્રમાણે તે કામે લાગશે ખરો અને કામની દિશા પણ એની યોગ્ય જ રહેશે ખરી?

માનવીની ઉચ્ચ, કુદરતી ભૂમિકા પરથી કેવળ જો આજનો યુવાન વિશ્વસ્થિતિનો વિચાર કરશે, શાશ્વત હિત અને શાશ્વત સ્થિતિ એ દૃષ્ટિથી જો એ પક્ષવિહિન દૃષ્ટિથી વિચાર કરશે, તો તો ખાતરીથી જ એ યોગ્ય માર્ગ પર ચાલુ રહેશે. માનવસમાજને એકત્ર રાખનારું, એને પ્રગતિના અને સાચા શાશ્વત સુખના માર્ગે લઈ જનારું એક જ અબાધિત સૂત્ર એને જગત-ઇતિહાસમાંથી જોવા મળશે. આ તત્ત્વ કદી પૂરેપૂરું સ્પષ્ટ એવું સહજ દેખાઈ જાય છે, તો ક્યારેક તે ઢંકાઈ જાય છે, પણ તે હોય છે જ એ માત્ર ચોક્કસ. આ સૂત્ર સિવાય, આ નીતિ વિના, ચારિત્ર્ય વિના જગત ટકી જ શકશે નહિ. આજના યુવાનોએ ભાવિ જીવનની તૈયારી તરીકે અત્યારે જ ચારિત્ર્યબળ વડે બળવાન બનવાના પ્રયત્નોમાં લાગી જવું જોઇએ. બધા દેશોના અને બધા સમયના સાધુસંતોની શિખા-મણનો અને જીવનનો આ જ સાર છે.

ચારિત્ર્યબળ એટલે પુસ્તકિયું જ્ઞાન નહિ. વિદ્યાની જેમ જ એની સાધના 'ક્ષણશઃ' અને 'કણશઃ' એ રીતે અક્ષરશઃ કરવી જોઇએ. નાની નાની બાબતો-માં પણ ઉપેક્ષા કરવાથી તે લોહીમાં પેસે છે અને પછી મોટી બાબતોમાં પણ એ ઉપેક્ષા જણાઈ આવે છે અને અક્ષમ્ય એવી ઉપેક્ષા કરનારા લોકો જોવા મળે છે. ચારિત્ર્ય એ તો મનની સ્વાભાવિક અવસ્થા હોવી જોઈએ, લોહીમાં એ ભળી ગએલી હોવી જોઈએ, આપણા દરેક કામમાં એ દેખાવું જોઈએ. બધી જ ચીજો સાવધાનીપૂર્વક કરવી જોઈએ; બેફિકર રહીને નહિ ચાલે. આટલું સ્વાભાવિક થયા પછી જ ચારિત્ર્ય એ બળ બની શકે છે. નહીંતર પછી એ ઢોંગ બનવાનો જ ભય વિશેષ, અને ચારિત્ર્યનું આવું નકલી ચલણ કેવી રીતે ચાલી શકે?

વિદ્યાર્થીદશા એટલે આચરણનો કાળ. 'बोले तैसा चाले। त्याची वंदावी पाऊलें॥' (બોલવા પ્રમાણે જે ચાલે એનાં પગલાં વંદનીય છે) એ અભંગમાં તુકારામ-રાયે જીવન સફળ બનાવવાનો મહાન સાધનામાર્ગ વર્ણવ્યો છે. આજે દેશને શબ્દ-પંડિતો અગર વાગ્વીરો નથી જોઈતા. યુવાન પેઢી સમક્ષ મેરુતુલ્ય કામો પડેલાં છે. ભગીરથ પ્રયત્નો અને તે પણ ચારિત્ર્યબળ પર અધિષ્ઠિત એવી રીતે કરનારા સેવા-સૈનિકોની જ આજે જરૂર છે. આવો યુવાનવર્ગ આગળ આવો અને કામે લાગો એ જ પ્રાર્થના!

*

# જ્ઞાતિસંગઠન અને રાષ્ટ્રીય એકતા

[મુંબાઈના કર્હાડે બ્રાહ્મણ સંઘના પાંચમા સ્નેહસંમેલન પ્રસંગે તા. ૨૫ જાન્યુઆરી ૧૯૪૨ને રોજ અધ્યક્ષપદેથી કરેલા મરાઠી પ્રવચનનો ભાવાનુવાદ. રાષ્ટ્રીય એકતાને અનુલક્ષીને જ્ઞાતિસંગઠનની કામગીરી અને મર્યાદાઓ વિષે પણ આ પ્રવચનમાં મનનીય વિચારો વ્યક્ત થયા છે.]

રાવબહાદુર પાધ્યે અને બહેનો તથા ભાઈઓ!

આજના આપના આ વાર્ષિકોત્સવમાં આપે મને પ્રેમથી અને આદરપૂર્વક નોતરું આપ્યું અને એ રીતે અહીં હાજર રહેવાની જે તક આપી તે બદલ હું સહુ પ્રથમ આપ સહુનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આપના સંઘ સાથે સમરસ હોય એવાં અને સંઘના કામમાં રસપૂર્વક ભાગ લેનારાં આટલાં બધાં લોકો—ભાઈઓ અને બહેનો, બન્ને—હશે એની કલ્પના પણ મને અહીં હું આવ્યો ત્યાં સુધી નહોતી; પરંતુ સવારથી હું જે આ દૃશ્ય જોઈ રહ્યો છું તેનાથી કોઈને પણ આનંદ થાય અને એની લાગણીઓ ઉભરાઈ આવે એ હું સ્વાનુભવ પરથી કહું છું. આટલી બધી ભાવના સાથે લોકો અહીં ભેગાં મળશે એનો મને ખયાલ નહોતો.

સવારથી જુદા જુદા જે કાર્યક્રમો ચાલી રહ્યા છે તે બધા જ મધુર થયા. હવેનો આ કડવો લાગે તો પણ ત્યાર પછીના મધુર થશે.

ગુજરાતીમાં જેમને "મુરબ્બી" કહે છે એવા વયોવૃદ્ધ રાવબહાદુર પાધ્યે સાથેનો મારો ઋણાનુબંધ બહુ જૂનો છે. એમના અને મારા રાજકારણવિષયક વિચારો ભિન્ન બલ્કે વિરોધી ભૂમિકા પર આધારિત હોવા છતાં યે અત્યારે પણ અમારા વ્યક્તિગત સંબંધો પ્રેમભર્યા અને આદરયુક્ત છે. એમનો ને મારો સંબંધ ગુરુશિષ્યનો છે, એમ હું માનું છું. મારા જાહેર જીવનને ૧૯૧૩ની સાલથી જે વળાંક મળ્યો તે વળાંક આપનારા રા. બ. પાધ્યે જ છે. કામ કરવાની મારી ઉત્સુકતાને રાવબહાદુરે જ યોગ્ય દિશા દેખાડી. વકીલાતની (LL.B.) પરીક્ષા આપ્યા બાદ "શું કરવું?" એ સવાલ મારી સમક્ષ ખડો થયો. મેં નક્કી કર્યું કે, "ભારત સેવક સમાજ" (Servants of India Society)માં જવું. એ દૃષ્ટિથી પૂનામાં કેટલાક દિવસો ખાસ રહીને મેં એ સમાજનું નિરીક્ષણ કર્યું. એક દોઢ વર્ષ ત્યાં શીખવું અને ગુજરાતમાં શાખા સ્થાપવી એવો વિચાર કરીને હું અહીં (મુંબાઈ) આવ્યો અને વડિલજનોને મળ્યો. રા. બ. પાધ્યેને ત્યાં ગયો. એમણે કહ્યું કે, "તમે કહો છો તે ઠીક છે. સેવાનો આદર્શ યોગ્ય જ છે. રાજકારણનો વ્યવસાય પણ ઊંચા પ્રકારનો છે. વકીલાત અને રાજકારણ વચ્ચે કુદરતી એવો વિરોધ નથી. વકીલાત કરીને કદાચ ઊંચી રીતની દેશ સેવા કરવાની તક મળશે. બુદ્ધિવાન લોકોએ પોતાની બુદ્ધિ અને કર્તૃત્વશક્તિને વધુમાં વધુ ઉપયોગી માર્ગે કામે લગાડવી જોઈએ. વકીલાત માટે જાહેર કાર્ય કરવાનું નથી; ઊલટું, જાહેર કામ માટે વકીલાત કરવાની—" આ પ્રકારની સલાહ રા. બ. પાધ્યેએ આપી અને એ મુજબ મેં મારા આયુષ્યક્રમની શરૂઆત કરી. અમદાવાદમાં આવીને દીવાન બહાદુર અંબાલાલ સાકરલાલને ગુરુ કર્યા અને એમના હાથ નીચે જાહેર કામ કરવા લાગ્યો.

ઘણા સમય બાદ, ઈ. સ. ૧૯૩૭માં, ધારાસભામાં મારો પ્રવેશ થયો અને ત્યાંનું અધ્યક્ષપદ મને સોંપાયું. થોડી વાર પહેલાં રા. બ. પાધ્યેએ કહ્યું તેમ, એમનો અભિનંદનનો કાગળ જેમ મને સહુ પ્રથમ મળ્યો તેમ સદર સ્થાન મને મળ્યા વિષેનો કાગળ પણ મેં સહુ પ્રથમ એમને જ લખ્યો. શરૂઆતમાં હું આ જવાબદારીથી ગભરાયો. એનું કારણ કે મેં ધારાસભાના કામકાજના નિયમો પણ વાંચ્યા નહોતા. એટલે થતું કે, આપણા હાથે આટલું મોટું જવાબદારીભર્યું કામ કેવી રીતે પાર પડશે? પણ એ બાબતમાં રા. બ. પાધ્યેએ મને એક જડીબુટ્ટી જણાવી કે, "વાદવિવાદવાળી બાબતોમાં, અધ્યક્ષ તરીકે તમને જે ન્યાય્ય જણાય તેવા નિર્ણયો આપજો; કારણો જો કે કહેશો નહિ. કારણ કે, કારણો કહેવા જશો તો નિર્ણય વિષે મતભેદ થવાની શક્યતા છે." એમ કહીને રાવબહાદુરે

ઉમેર્યું કે, "થોડા વખત પર એક વ્યવહારચતુર શાણા પણ કાયદાનું ખાસ જ્ઞાન નહિ ધરાવનારા ગૃહસ્થની કોઈ એક બ્રિટિશ વસાહતમાં મુખ્ય ન્યાયાધીશ તરીકે નિમણૂક થઈ ત્યારે વડા પ્રધાને એમને એ જ મંત્ર આપ્યો હતો કે, નિર્ણય આપજો, પણ કારણો કહેવા બેસશો નહિ." એ મંત્ર ધ્યાનમાં રાખીને આજે પણ મને શું લાગે છે તે ઝાઝાં કારણો ન કહેતાં બોલવાનો છું.

બ્રાહ્મણ સંઘ જેવા — એમાં યે વળી કર્હાડે બ્રાહ્મણ સંઘ જેવા — પેટા જ્ઞાતિના સમાજ હાલના સમયમાં હોવા જોઇએ કે કેમ એવો એક સવાલ રહે છે. આવા પ્રકારના સંઘ–વિશિષ્ટ જ્ઞાતિઓના સંઘ–ની જરૂરિયાત શી? આવો સવાલ મને મારા કેટલાક મિત્રોએ પૂછેલો છે. રત્નાગીરી, પૂના વગેરે સ્થળોએ આવાં જ્ઞાતિસંમેલનોમાં હું ગયો છું અને ત્યાં વિચારવિનિમય પણ કર્યો છે. રાષ્ટ્રીય મહાસભા (કૉંગ્રેસ)નું રાજકારણ જ્ઞાતિનિષ્ઠાની વિરુદ્ધ છે, અને મને તે માન્ય છે. આજે અહીં આવવાનું મેં સ્વીકાર્યું, એ વખતે કોઈ એક ભાઈ આ સવાલ પૂછશે એમ મને લાગ્યું હતું અને એનો જવાબ આપવાનો પ્રયત્ન કરવો એ મારી ફરજ છે. હવે, હું મારી વિચારસરણી આપની સમક્ષ રજૂ કરું. એનાથી સહુને સંતોષ થશે કે નહિ તે કહી શકાય નહિ. મારું પોતાનું વલણ આવી સંસ્થાઓ પ્રત્યે, તેઓ ફક્ત અમુક જ્ઞાતિ પૂરતી મર્યાદિત છે એટલા ખાતર જ, પ્રતિકૂળ નથી એ હું શરૂઆતમાં કહી દઉં.

આજનો જમાનો સંગઠનનો છે. આજે સંગઠન જરૂરી છે એનો અર્થ અગાઉ સંગઠન નહોતું એમ નહિ. માનવસમૂહના જૂથો–મૂળ સંઘ–જુદા જુદા સમયે હતા. એનું સ્વરૂપ જો કે આજના કરતાં જુદું હતું, એ વાત ઇતિહાસ પરથી સ્પષ્ટ જણાય છે. સો વર્ષ પહેલાંના અને આજના સ્વરૂપમાં પણ ઘણો ફેરફાર થએલો જણાશે. આજે સમય બદલાયો છે. દાખલા તરીકે, "नाविष्णुः पृथिवीपतिः" એ તત્ત્વ માન્ય કરીને સમાજ, વ્યક્તિનું વર્ચસ્વ અને સત્તા, સ્વીકારતો હતો. આજે જોઇશું તો એમ દેખાશે કે "લોકશાહી" (ડેમૉક્રસી) તત્ત્વ એટલે લોકોના સુખ માટે, લોકોના જ તંત્ર વડે અને લોકોના પ્રતિનિધિઓ મારફત રાજ્યવ્યવસ્થા ચલાવવી એવો મત પ્રચલિત થયો છે. પણ જ્યાં જ્યાં "લોકશાહી" છે ત્યાં ત્યાં આ સવાલ આવીને ઊભો જ છે કે, ત્યાં સાચી "લોકશાહી" છે ખરી? અંગ્રેજો એમ કહે છે કે, સાથીરાષ્ટ્રો લોકશાહી ખાતર જ આજે લડી રહ્યાં છે. લોકો ગાંડા કહેશે એટલે બોલવાનું નહિ, બાકી ઇંગ્લૅન્ડમાં યે સાચી "લોકશાહી" છે ખરી? લોકશાહીમાં વ્યક્તિના સંપૂર્ણ વિકાસ અર્થે વ્યક્તિસ્વાતંત્ર્ય જોઈએ પણ એને ઘણી મર્યાદાઓ છે. માનવજૂથની પ્રગતિ સાધવી હશે તો વ્યક્તિના સ્વાતંત્ર્ય ઉપર કેટલાક અંકુશો તો આવવાના જ. લોકસમુદાયના સારા માટે આવી મર્યાદાઓ તો મુકાશે જ. સમાજનો વિચાર કર્યો તો ઇંગ્લૅન્ડમાં યે દરેક અંગ્રેજ આર્થિક પરિસ્થિતિની દૃષ્ટિથી સ્વતંત્ર છે ખરો? પ્રાતિનિધિક છે ખરો? જો ન હોય તો આ લોકશાહી છે ખરી? કશીક "શાહી" છે એટલું સાચું! વિશ્વયુદ્ધ શા સારુ છે એનાં કારણો આપણને વાંચવા મળે છે. એમાંનાં કેટલાં સાચાં છે એ નક્કી કરવું મુશ્કેલ છે. સહુ રાષ્ટ્રો પોતાની જ ભૂમિકા સાચી એમ આગળ આવીને કહે છે. એમાં હિંદુસ્તાન ક્યાં છે? એની દશા શી છે? આવો સવાલ સ્વાભાવિક જ ઊભો થાય છે. ઠીક.

મેં હમણાં કહ્યું તેમ, આ જમાનો સંગઠનનો છે. રાષ્ટ્ર પ્રભાવશાળી બનવા માટે સંગઠન જોઇએ. આ દેશ માટે અને લોકો માટે દરેકને આત્મીયતાની લાગણી થવી જોઈએ. વખત આવ્યે નુકસાન વેઠીને પણ આ સંગઠન કરવું જોઇએ.

આ સંગઠનનું સ્વરૂપ કેવું હોવું જોઇએ તે હવે જોઈએ. એક રાષ્ટ્ર નિર્માણ કરવાની વાત કહી એટલે સહુની — હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી ઇત્યાદિ સહુની — એકતા નિર્માણ થવી જોઇએ. દરેકને પેટ ભરીને ખાવાનું, અને શરીર પર પૂરતું ઓઢવાનું વસ્ત્ર, જાડું ભરડું પણ ભલે ને, મળે એવી યોજના કયા પ્રકારની રાજ્યવ્યવસ્થાથી કરી શકાશે એનો વિચાર કરવો જોઇએ. મુશ્કેલીઓ આવશે તે દૂર કરવાનો પ્રયાસ કરવો જોઇએ અને અનુભવ મળતા રહેશે તે પ્રમાણે ફેરફાર કરીને ભાવિ માર્ગ કાપવાનો સંકલ્પ કરવો જોઈએ. સંગઠન કરતી વખતે પહેલું પગલું કયું

ભરવું, યોજના કેવી હોવી જોઇએ, મતદાર-મંડળો હોવાં જોઇએ કે નહિ, હોય તો કેવાં જોઇએ વગેરે બધી બાબતો આજે ચોક્કસ કહી શકાશે-નહિ, બીજા પ્રકારનાં સંગઠનો માટે આવી શંકાઓ જાગશે, પણ એના પ્રમાણમાં જ્ઞાતિ-સંગઠનનો માર્ગ સહેલો છે. સહુનાં શરીરમાં એક લોહી વહે છે. સામાજિક દરજ્જો અને વિચારોની ભૂમિકા લગભગ એક સરખી હોય છે; એને કારણે માણસો જલદી ભેગા મળે છે. વંશ, જ્ઞાતિ એ બધા પરથી પણ આ જ વાત ધ્યાનમાં આવશે.

આજે આપણે રાષ્ટ્રીય સંગઠન કરવાનું છે. ઇમારતના જુદા જુદા ભાગ જુદાં જુદાં કામ માટે હોય છે. એ જ પ્રમાણે શ્રમવિભાજનના તત્ત્વ પર દરેકે પોતપોતાની પસંદગી મુજબ ઝીલી શકાય તેટલા કાર્યો કરવાં અને સંગઠન કરવું એમાં ખરાબ શું છે? જ્યાં એવી ભાવના છે કે પોતાની જ્ઞાતિ બીજી જ્ઞાતિઓથી ચડિયાતી છે, અન્ય જ્ઞાતિઓ માટે જ્યા અનુદારતા અને સંકુચિત વૃત્તિ છે એવી જ્ઞાતિનિષ્ઠા ખરાબ છે એમ હુ કહીશ. અત્યારે આપણા દેશમાં શી પરિસ્થિતિ છે? જીવનનિર્વાહ કઠણ બન્યો છે, સાધનો પારકાંના હાથમાં છે, પરાક્રમ માટે અવકાશ નથી, મલાઈ કાઢી લેવાની અને બાકી રહેલા પદાર્થ માટે ઝઘડા કરવાના! જુદાં જુદાં મતદારમંડળો શા સારુ, તો ભેદ-અંતર પાડવા માટે! એનાથી રાજ્યકર્તાઓને આર્થિક લાભ તો થાય છે જ, પણ "જુદા થાઓ અને મોજ કરો" એવી નીતિમાંથી જ ઉદય પામેલી જ્ઞાતિનિષ્ઠા, એ તો ભૂલભરેલા પાયા પર રચાએલી જ્ઞાતિનિષ્ઠા છે. એ તો ખરાબ જ છે એ વિષે કોઇએ શું જુદુ કહેવું પડે વારુ?

સારી ચીજોનો ખરાબ ઉપયોગ કર્યો તો એ દોષ ઉપયોગ કરનારનો—એ તો ગમે ત્યારે ય ખરાબ જ; શસ્ત્રવૈદ્ય શસ્ત્રનો ઉપયોગ શસ્ત્રક્રિયા કરીને દરદીને નિરોગી બનાવવામાં કરવાને બદલે દરદીને મારવામાં કરે તો એ એના શસ્ત્રોનો દોષ કહી શકાય ખરો? ઉપયોગ કરનાર પર આ વાત અવલંબે છે. બીજાઓને ચગદી નાખવામાં ઉપયોગી થાય એવું સંગઠન આપણને જોઇતું નથી.

હાલનો સમય બદલાએલો છે. પહેલાંનો કાળ વર્ણાશ્રમધર્મથી ચાલી આવતા રૂઢિચૂસ્ત બ્રાહ્મણોનો હતો. હવે એ રહ્યો નથી. રાષ્ટ્રને સંવર્ધક એવા પ્રયત્નો કરવા જોઈએ. બીજાંઓને ત્રાસદાયક થાય એવું કશું કરવું નથી.

આપણી જાતને આપણે બુદ્ધિમાન મનુષ્યો તરીકે ગણીને સ્વરાજ્ય માગીએ છીએ; પરંતુ બુદ્ધિમાન માણસે બધી બાજુએથી વિચાર કરવો રહ્યો. પારકાંનું રાજ્ય નહિ જોઇએ એમ કહેવું અને એમની સેવા કરવી એ શું બુદ્ધિમાન માણસને માટે બરાબર છે? આપણામાંથી કોઈ પારકી સરકારી હકૂમતમાં મોટા હોદ્દા પર ચડે તો આપણને આનંદ, કૌતુક અને અભિમાનની ભાવના થાય છે તે બરાબર છે ખરી? એનો અર્થ તો રાષ્ટ્રીય દૃષ્ટિથી સીધેસીધો એવો નથી થતો વારુ કે આપણામાંનો એક કુશાગ્ર બુદ્ધિનો માણસ પારકાંની ગુલામગીરીની સાંકળમાંની એક કડીરૂપ બની ગયો? આપ જ વિચારી જોશો. બ્રાહ્મણોએ વ્યક્તિગત સ્વાર્થબુદ્ધિ રાખી. સરકાર બ્રાહ્મણોને નોકરીએ રાખતી નથી એ એક રીતે, રાષ્ટ્રના હિતની દૃષ્ટિથી, સારું જ થયું છે. કારણ કે, નોકરી નહિ, તો હવે પેટ ભરવા માટે સમાજસંગ્રાહક દૃષ્ટિથી વિચારો તો શરૂ થયા! સરકારી નોકર કોના પક્ષે રહેવાનો? એટલે, સરકાર નોકરીએ રાખતી નથી એ બદલ એક રીતે તો સરકારનુ અભિનંદન કરવું જોઇએ. બુદ્ધિમાન લોકોએ નોકરી વિષેની પોતાની દૃષ્ટિ બદલવી જોઇએ. સમાજ સારો તો રાષ્ટ્ર સારુ. માટે જુદા જુદા સમાજોનો અને જ્ઞાતિઓનો ઉત્કર્ષ સાધવા ઇચ્છતી સંસ્થાઓ અવશ્ય ને હરહંમેશ ખરાબ જ એવું કહી શકાય નહિ.

આખા દેશનો વિચાર ન કરતાં કેવળ પ્રાંતિક સ્વરાજ્યની જ વાત કરીશું તો ઝઘડા થશે. બધા પ્રાંતો એક ધ્યેયથી ચલાવવાના; જુદા અલગ ભાઈબંધ ઊભા કરીને ચલાતું નથી, એવો આદર્શ જોઈએ. પ્રાદેશિક સંઘ પછી ઈલાકા સંઘ, ત્યાર બાદ અખિલ ભારત સંઘ એમ બંધારણનાં પગથિયાં છે. ધાર્મિક સંઘ પણ જોઇએ. હિંદુત્વ શામાં છે એ મને બરાબર કહેતાં નહિ આવડે—વર્ણાશ્રમધર્મનાં તત્ત્વથી જોઇએ તો મહાત્મા ગાંધીમાં બ્રાહ્મણ્ય છે. મુદ્દો એ જ કે ધર્મ પર આધારિત સંઘ સંસ્કૃતિરક્ષણ માટે ઇષ્ટ છે; એ નામ તળે હાલમાં દેખાતા સંઘ એવા પ્રકારના

છે ખરા? હિંદુ સભા, મુસ્લિમ લીગ જેવી સંસ્થાઓ જીવનકલહના, રાજકીય સત્તાના ઝઘડા માટે છે. સંસ્કૃતિ માટે અને સંસ્કૃતિ એ જ મુખ્ય ધ્યેય એવું એમનામાં જણાતું નથી. આર્થિક અને રાજકીય ભૂમિકા રાખીને જ્ઞાતિનિષ્ઠ અગર ધર્મનિષ્ઠ સંઘ શરૂ કરવા તે અનિષ્ટ થશે. હું કૉંગ્રેસમેન છું, તો પણ એને કારણે મારું હિંદુત્વ છોડવાને હું તૈયાર નથી. મને પણ હિંદુસંગઠન જોઈએ છે એવું જ હું કહીશ. જે સંઘ બીજા ધર્મોનો અગર અન્ય જ્ઞાતિઓનો વિરોધ કરતો નથી અને આખા દેશની આર્થિક તથા રાજકીય ઉન્નતિ સાધવામાં જ પોતાની કાયમની ઉન્નતિ થવાની છે એમ માનીને એ પ્રમાણે વર્તન રાખે છે એ સંઘનો, તે કેવળ એક જ્ઞાતિ પૂરતો જ છે એટલા જ કારણે, હું વિરોધ કરતો નથી. ધ્યેય શું હોવું જોઈએ? રાષ્ટ્રીય દૃષ્ટિ રાખીને સંઘ કાર્ય કરે તો ખોટું શું?

અમદાવાદમાં મહારાષ્ટ્ર સમાજ છે. પોતાની માતૃભાષા, સાહિત્ય, પૂર્વેતિહાસ, ગુરુપરંપરા અને સંસ્કૃતિ ટકાવવાં જોઈએ, માટે મહારાષ્ટ્રીય સંઘ જોઈએ. ગુજરાતી ભાઈઓની ટીકા કરવા માટે સંઘ નથી. આપણે આપણી જાતને શ્રેષ્ઠ ગણીએ છીએ; પરંતુ પારકી સત્તા આગળ તો આપણે બધા સરખા જ નાલાયક ઠર્યા છીએ! હવે, આપણામાંના કેટલાક આવી શ્રેષ્ઠતાના મિથ્યાભિમાનમાં મહાલતા હોય છે; પણ શેરબજાર, વેપાર, વગેરે આપણા હાથમાં કેમ નથી એનું કારણ કોઈ તપાસે છે ખરું? 'કડાં ગયાં અને કાણાં રહ્યાં' એવી આપણી સ્થિતિ થઈ, અને આવી સ્થિતિ કાયમ રાખનારું સંગઠન આપણને જોઈતું નથી. મહારાષ્ટ્રીય અને ગુજરાતી એ બન્ને ય પાસે ગુણો છે. અમારા ગુણો સ્વીકારો એમ કહેવું તે ખરાબ. જેણે તેણે સમજીને બીજાના ગુણ લેવા જોઈએ. એ અંગે તાત્ત્વિક વિવેચન ઘણું કરી શકાય. દરેકે પ્રયત્ન કરવો; પરસ્પરને સહાય કરવી; વિરોધ ન કરતાં ઉન્નતિ કરવી.

આપણે સહુએ ભેગાં મળીને ભવ્ય સ્વરાજ્ય–મંદિર રચવાનું છે. આ મંદિરની રૂપરેખા આપણી નજર સમક્ષ રાખીને, એ મંદિરના કાર્યમાં દરેક વ્યક્તિએ અને સમાજે પોતપોતાનાથી જેટલું થઈ શકે તેટલું કામ શા સારુ નહિ કરવું જોઈએ વારુ? આખું મંદિર હું બાંધી શકું એમ નથી. તો પણ જે એક ઓરડી, જે એક ભીંત બાંધતાં આવડે, જે એક જ ઈંટ મૂકતાં આવડે તે શા સારુ ન મૂકવી? સાર એટલો જ કે, એક મોટા રાષ્ટ્રનાં આપણે ઘટકો છીએ અને એ રાષ્ટ્રની ઉન્નતિ માટે કાર્યક્ષેત્ર જે પ્રમાણે પ્રાદેશિક તેમ જ ઇતર પ્રકારે મર્યાદિત કર્યું તો એ મર્યાદાને કારણે જ અનિષ્ટ છે એમ કહી શકાય નહિ.

મહારાણી લક્ષ્મીબાઈ વિષેનો આજ સવારનો ગવાએલો પોવાડો હૃદય હચમચાવી મૂકે એવો છે. ગોવિંદ પંત બુંદેલે કહાડા જ હતા. હાલના ગોવિંદ વલ્લભ પંતની અટક ખેર છે. આવા લોકો માટે મને અભિમાનની ભાવના થાય છે. જે પ્રકારની પરિસ્થિતિમાં મહારાણી લક્ષ્મીબાઈ, ગોવિંદ પંત બુંદેલે વગેરે લોકો આગળ આવ્યાં તેવી પરિસ્થિતિ આજે નથી. અત્યારનો જમાનો જુદો છે. અગાઉ ભગવો ઝંડો અટક ગામની પેલે પાર ગયો હતો. સંગ્રાહક રાષ્ટ્રીયતા જોઈએ. આ તત્ત્વ જો ધ્યાનમાં રાખીએ તો આપનો આ સંઘ મારક બનશે નહિ, બલ્કે ઉપયોગી જ નીવડશે.

હવે, સંઘના કાર્યક્ષેત્રમાં બંધબેસતાં થાય એવાં કેટલાંક ચિત્રવિચિત્ર સૂચનો પરત્વે બે શબ્દો બોલીને હું મારું ભાષણ પૂરું કરીશ.

આપણા બધાની આગળ હરહંમેશ આવનારા પ્રશ્નોમાં મુખ્ય છે (૧) લગ્નનો પ્રશ્ન (૨) શિક્ષણનો પ્રશ્ન અને એ બન્નેનું મૂળ એવો (૩) આર્થિક પ્રશ્ન.

લગ્નમાં પહેરામણી અને ચાંલ્લો એ બન્ને બાબતોમાં આપણી જ્ઞાતિની સ્થિતિ ટકી રહે અને વધે એવી છે કે કેમ તે જોજો. આપણી જ્ઞાતિ ખૂબ ખર્ચ કરનારી; ગરીબાઈ કબૂલ કરવાની આપણને શરમ લાગે. આ બાબતમાં ગુજરાતી પદ્ધતિ ખૂબ સરસ છે. દરેક જ્ઞાતિએ પહેરામણીની રકમ નક્કી કરી રાખેલી છે. એ ઉપરાંત માનપાન વગેરે કશું નહિ. પછી, આપનારો ગમે તેટલો શ્રીમંત ભલેને હોય, એણે જ્ઞાતિના ઠરાવ પ્રમાણે જ વર્તવું રહ્યું.

ચાંલ્લો પણ એ જ રીતે દરેકે ૨ થી ૫ રૂપિયા સુધી જ આપવાનો. આપણે ચાંલ્લો કરીએ છીએ એને માટે ઓછામાં ઓછા ૧૫ થી ૨૦ રૂ. પડે છે. એટલે પેલી પદ્ધતિ સારી એમ મને લાગે છે.

શિક્ષણનો સવાલ આપણા પૂરતો જ છે એમ નથી; સાર્વત્રિક છે. શિક્ષણનો હેતુ જો કે સંસ્કાર આપવાનો હોય તો પણ એને પ્રત્યક્ષ વ્યવહારમાં અર્થસંપાદનની શક્તિનો પણ ટેકો જોઈએ. આ દૃષ્ટિથી કયા પ્રકારના શિક્ષણ માટે જ્ઞાતિબંધુઓને મદદ કરવી એ નક્કી કરવું ઈષ્ટ છે. સ્ત્રીશિક્ષણ પણ અવશ્ય જોઈએ. આ બધી બાબતોમાં જ્ઞાતિના નિયમો હોય એ જરૂરનું છે અને એક વાર નિયમો નક્કી કર્યા કે પછી તે પૂરી ચોકસાઈથી પળાય છે કે નહિ એ તરફ કારોબારી સમિતિએ બરાબર ધ્યાન આપતા રહેવું જોઈએ: આવી રીતે જ્ઞાતનિયમો કરીને એ મુજબ જો ચાલીશું તો સંઘ સફળ થશે.

ફરી એક વાર સહુનો આભાર માનીને હું આપની રજા લઉં છું.

## સ્વદેશાભિમાન

"ઈર્ષા અને ખંત રાખી સર્વ નાતના ગૃહસ્થોએ પોતપોતાનાં કુળનું, નાતનું, તથા શહેરનું ભલું કરવું અને તેની સાથે સર્વ શહેરોનાં માણસોને સુખપ્રાપ્તિ થાય અને છેવટે દેશમાં તવંગર ને ગરીબ યશસુખ ભોગવે, મોટ મોટાં કારખાના નીકળે, ઊપજ ઘણી અને સુંદર થાય, દેશની ઉત્તમ જણસો પરદેશમાં જ્યાં અછત હોય ત્યાં વેચાય, વિદ્યા બહોળા લોકમાં પાણીમાં નાખેલા કાંકરાથી જેમ કુંડાળાં મોટાં થતાં જાય તેમ ફેલાય,—એવી એવી વાતોનાં સાધન કરવાની ઊલટ લાવવી અને તેમ કરવા મંડી પડવું એનું નામ દેશાભિમાન. સ્વદેશહિતેચ્છુ કહેવડાવનાર તો ઘણા જ છે, પરંતુ કરવાની વેળા તેઓ ખૂણા શોધે છે. માત્ર એ નામ મેળવવાને ઘણાઓ મહેનત કરે છે. પણ તેઓ કંઈ દેશહિતકર્તા નથી કહેવાતા. માણસ પોતાને નામ મળે તેને સારુ વિદ્યાભ્યાસ, ધંધા, ધર્મજ્ઞાન વગેરે સાધ્ય કરે છે, તે તેના કુટુંબમાં, નાતમાં, શહેરમાં અને દેશમાં સારો કહેવાશે, પણ દેશનું સારું કરનાર એમ લગાર પણ કહેવાશે નહિ—જ્યાં સુધી તે કુટુંબ નાતિ વગેરેનું ભરણપોષણ ને શહેરી ને પછી દેશી લોકોને હમેશના હિતના ઉપદેશો વગેરે કર્મો કરતો નથી ત્યાં સુધી. તેમ દેશને પરદેશીઓના હુમલામાંથી સંરક્ષવાને રાજા અને શૂરા માણસો રણસંગ્રામમાં પડે છે તેઓ જ માત્ર ખરા દેશાભિમાની છે એમ ન સમજવું. જે ગરીબ વિદ્વાન અરણ્યમધ્યે ઝૂંપડામાંના ખૂણામાં બેસી લોકનું સારું થાય એવી વાતો અંતે તેનાં સાધનો ઝાડનાં પાંદડાં ઉપર લખી લોકમાં આપી જાય છે તે પણ ખરેખરો ને મોટો સ્વદેશાભિમાની છે એમ જાણો. માણસ સ્વાર્થ વિના કંઈ જ કરતું નથી ખરું, પણ તેણે સ્વાર્થી છતાં લોકહિતાર્થી થવું એ દેશાભિમાનીનું કર્મ અને તેનો ધર્મ છે."

['નર્મદનું મંદિર'-ગદ્યવિભાગ, સંયોજક વિશ્વનાથ ભટ્ટ. પૃ. ૮–૯]

કવિ નર્મદાશંકર

# મહારાષ્ટ્રનો ધર્મ–રચનાત્મક કાર્ય

['સ્વાતંત્ર્યોત્તર ભારતમાં મહારાષ્ટ્ર પ્રાંત વિવિધ ક્ષેત્રોમાં પાછળ રહી ગયો છે કે કેમ?' એ વિષે મુંબાઇના 'मौज' સાપ્તાહિકમાં લાંબા સમય સુધી (તા. ૯ માર્ચ ૧૯૪૯ થી તા. ૨૧ સપ્ટેમ્બર ૧૯૪૯ સુધી) ચર્ચાવિચારણા ચાલી હતી, જેમાં મહારાષ્ટ્રના અને બૃહન્‌મહારાષ્ટ્રના અનેક અગ્રણી વિચારકોએ કલમ ચલાવી હતી. એ બધા લેખો પાછળથી ગ્રંથસ્થ થયા હતા ('महाराष्ट्र महोदय'). તેમાં પ્રકટ થએલ મરાઠી લેખનો ભાવાનુવાદ. પ્રાંતીયતાની સંકુચિત વૃત્તિ એ આપણી પ્રજા તરીકેની નબળાઈ છે, જેના વિષે પૂજ્ય દાદાસાહેબે યોગ્ય ટકોર કરી ગુજરાત–મહારાષ્ટ્રના સંબંધની પણ ભાવપૂર્ણ વાત રજૂ કરી છે.]

'મહારાષ્ટ્ર આજે રાજકારણમાં અને જીવનનાં અન્ય ક્ષેત્રોમાં પાછળ રહી ગયો છે, એટલે અગાઉનું મહત્ત્વનું સ્થાન મેળવવા માટે એણે શું કરવું જોઈએ?' એવા પ્રશ્નનો જવાબ આપતાં પહેલાં, સાચું રાજકારણ હું કયું ગણું છું તેની સ્પષ્ટતા કરી લઉં. રાજકારણ એટલે દેશમાંની રાજ્યસત્તા મેળવવાને વાસ્તે અને રાજદંડ વડે તેને ટકાવવા સારુ ચાલી રહેલું કામકાજ એટલું જ આજ લગી આપણે માનતા આવ્યા અને આજે પણ માનીએ છીએ. હું એને રાજકારણનો મહત્ત્વનો ભાગ માનતો નથી. રાષ્ટ્રની સર્વાંગી રચના એ સાચું રાજકારણ મને લાગે છે. એને માટે આપણે સ્વરાજ્ય મેળવ્યું. પાંચપચીસ માણસોના હાથમાં સત્તા આવે અને એને કારણે તેઓ મહાલતા ફરે એ ખાતર કાંઈ સ્વરાજ્ય માટે આપણે લડયા નહોતા. રાજ્યસત્તામાં અંતર્ગત એવા કેવળ સત્તાના સ્વરૂપનો સ્વરાજ્યનો આશય ગાંધીયુગમાં પલટાઈ ગયો. અહિંસક સમાજની સ્થાપના એમ નવો આશય સ્વરાજ્યની કલ્પનામાં ઉમેરાયો. વિષમતા ઉપર આધારિત એવી સમાજવ્યવસ્થા નાશ પામીને માનવની સમાનતાના આધાર પર એની પ્રતિષ્ઠાપના થાય એ રાજકારણનો સાચો ઉદ્દેશ છે. રચનાત્મક કાર્ય વડે એ સાધ્ય થાય છે; સત્તાની હરીફાઈ વડે નહિ. માટે બાલસંગોપન, આરોગ્ય, ગ્રામોદ્યોગ ઇત્યાદિ રચનાત્મક અને વિધાયક કાર્યક્રમમાં પરોવાએલા માણસો એ મને યથાર્થ રીતે રાજકારણી પુરુષો લાગે છે. યોગ્ય પ્રકારનું શિક્ષણ મળવાથી ચારિત્ર્યસંપાદન થાય છે. ભૌગોલિક મર્યાદા ઓળંગવાથી દૃષ્ટિ વિશાળ બને છે, માનવતા લોહીમાં આવે છે, સમાનતાની વૃત્તિ નિર્માણ થાય છે. એ જ વાત અન્ય રચનાત્મક કાર્યોની. આ બધાં કાર્યો વડે જ રાષ્ટ્રની સર્વાંગી રચના થઈ શકશે.

આવા આ સાચા રાજકારણમાં આખો દેશ જ પછાત કે પાછળ પડેલો છે, એટલે મહારાષ્ટ્ર પણ પાછળ છે જ. સાચું પૂછો તો, સદ્‌ગત ન્યાયમૂર્તિ રાનડેના સમયથી મહારાષ્ટ્રની પરંપરા વિધાયક છે. ટિળક, આગરકર, ગોખલે, અણ્ણાસાહેબ કર્વે વગેરે બધાએ કેવળ યુક્તિવાદો કર્યા નહોતા, સેવાનું વિધાયક કાર્ય એમણે કર્યું. આ પરંપરા ગાંધીયુગમાં શ્રી આપ્પાસાહેબ પટવર્ધન આદિ લોકોએ ચાલુ રાખી. તેમ છતાં રાજકારણની જૂની જ કલ્પનાનો પ્રભાવ બૌદ્ધિક મહારાષ્ટ્રના મન ઉપર વધારે પડવાને કારણે આ કામને જોમ ન મળ્યું, તે સંગઠિત ન બન્યું, તે પાછળ પડયું. સમાજસુધારો પહેલો કે રાજકીય સ્વાતંત્ર્ય પહેલું એવો વાદવિવાદ ટિળકના સમયમાં ઉદ્‌ભવ્યો; લોકમાન્યે એનો નિર્ણય પોતાના કાર્ય વડે રાજકીય ચળવળને પક્ષે આપ્યો. એને કારણે રાજકીય બનતાં બનતાં બુદ્ધિમાનોનો એક વર્ગ સમાજથી દૂર જતો ચાલ્યો. મહાત્મા ગાંધીએ આ વાદવિવાદને મિટાવ્યો. સામાજિક ક્રાંતિ વગર રાજકીય ક્રાંતિ જો થઈ તો તેનો અર્થ નથી, એમ કહીને સામાજિક ક્રાંતિનું વિધાયક કાર્ય એમણે સર્વશ્રેષ્ઠ રાજકારણ માન્યું. ગાંધીજીએ સ્વરાજ્ય અને રાજકારણના આશયો (contents)માં કરેલી આ ક્રાંતિ મહારાષ્ટ્રના 'રાજકારણ'નિષ્ઠ બુદ્ધિમાનોને ઝાઝી સમજાઈ નહિ.

બુદ્ધિમાન મનાએલા મહારાષ્ટ્રીય નેતાવર્ગને આ વિષયનું આકલન કેવી રીતે ન થયું એ એક કોયડો છે. રાજકીય સત્તામાં રહેલ વરિષ્ઠત્વનો અને સ્વાતંત્ર્યનો

મહારાષ્ટ્રનો ઇતિહાસ તાજો હતો. મહારાષ્ટ્રના એ ઇતિહાસ માટેનું અભિમાન જીવતું હતું. ભૌગોલિક પરિસ્થિતિ, સમાજસ્થિતિ, ઇતિહાસ એ બધાને કારણે મહારાષ્ટ્રીયોની પ્રકૃતિ પણ વિશિષ્ટ પ્રકારની બની છે. એમાં સ્વાતંત્ર્યવૃત્તિ છે, જીવનસંગ્રામ તુલનાત્મક રીતે જોતાં કઠણ અને તેને કારણે જીવનમાં ખડતલપણું અને સાદાઇ અને સહનશીલતા છે, બુદ્ધિ તીવ્ર છે, વૃત્તિ લડાયક છે—એક પ્રકારે ટોળીબાજ (Clanish) પ્રવૃત્તિ છે. વ્યાપક એવી સહકારી ભાવના નથી; ઊલટું બધાને માટે એક પ્રકારની સંશયવૃત્તિ છે. પેશવાઇનાં સંસ્મરણો-માં મન રંગાએલું. એમા વળી ઊંચી કક્ષાનુ ઈંગ્રેજી શિક્ષણ મળ્યાથી સરકાર-દરબારમાં મોભો મળ્યો એને કારણે અભિમાન જન્મ્યું; એ જ રીતે આર્થિક સ્વાસ્થ્ય પણ મળ્યુ. તેની આ લોકો પર એવી અસર થઈ કે એમની સ્વતંત્ર કર્તૃત્વશક્તિ જ ચાલી ગઇ. રાજદ્રોહ માટે ફાંસી પર લટકવાની તૈયારી રાખનારો મહારાષ્ટ્રીય પ્રસંગ આવે પોતાની પાસેના સિલકના સો રૂપિયા પોસ્ટલ બૅંકમાં જ રાખતો હતો! આનાથી ઊલટું, શિક્ષણ વડે જ જાગૃત થએલી પારતંત્ર્યવિરોધી ભાવનાનું ટિળક આદિ નેતાઓએ નેતૃત્વ સ્વીકાર્યું, એનો અહંકાર પણ ઊંડો ઊતર્યો. આ બધી બાબતોને કારણે છેલ્લાં ૧૫૦ વર્ષમાં ફેરફાર પામતી પરિસ્થિતિ સાથે મહારાષ્ટ્રીય લોકો બરાબર સમરસ થયા જ નહિ. સમગ્ર જીવનનો ફેરો કરીને, આખા દેશના ભલા માટે સહકારી ભાવનાને પોષીને સહુનુ હિત સાધવુ એ એમને ફાવ્યું નહિ.

પરંતુ, બુદ્ધિના આંધળા અહંકારને કારણે, જે દોષોને લીધે આપણે પાછળ પડી રહ્યા છીએ તે જોઇને એમને દૂર કરવાનો પ્રયત્ન કરવાને બદલે અન્ય સત્તાધારી પ્રાંતો અમને મુશ્કેલીમાં મૂકી રહ્યા છે એવુ આત્મ-વંચક ગાણું મહારાષ્ટ્રમાં કયાંક કયાંક દેખાય છે. ગુજ-રાતી–મહારાષ્ટ્રીય ઝઘડો આ જ પૈકીનો છે. ખરેખર જોઇએ તો ગુજરાતી–મરાઠી વિરોધી ભાવના બન્ને પ્રાંતની સર્વસામાન્ય જનતામાં નથી. બુદ્ધિમાન લોકોના મનમાંનું આ દ્વૈત છે, અને એમના પ્રચારને કારણે સામાન્ય લોકોમાં તે ફેલાતું જતું લાગે છે. ઉદ્યોગ-ધંધા, વેપાર જેવા અર્થવિષયક ક્ષેત્રોમાં મહારાષ્ટ્રીયનોને ગુજરાતીઓ સાથે બરાબરી કરતાં આવડતી નથી અને એક પ્રકારની અદેખાઈ થાય છે. આ જ વાત શિક્ષણ-સંશોધન આદિ જ્ઞાનક્ષેત્રોમાં કેટલાક ગુજરાતીઓ-ને મહારાષ્ટ્રીયો વિષે લાગતી હોવાનું જણાય છે. પરંતુ મને લાગે છે કે બન્ને પક્ષે રહેલી આવી ભાવના ભૂલભરેલી છે. ગુજરાત અને મહારાષ્ટ્ર બન્નેની પ્રકૃતિ જુદી છે. આવા પ્રકૃતિ ભેદને માટે એમની પરિસ્થિતિ જવાબદાર છે. મહારાષ્ટ્રની પ્રકૃતિ વિષે મેં આગળ વાત કરી જ છે. સંપન્ન પ્રદેશમાંનો ગુજરાતી માણસ વેપારી-વલણનો અને વૃત્તિનો છે. પોતાનો વેપાર સફળતા-પૂર્વક કરવા તરફ એનું બધું ધ્યાન હોય છે; બાકી બાકીની બધી બાબતોમાં એ ઉદારવૃત્તિનો, તડજોડ કરનારો, મીઠાબોલો અને સ્નેહશીલ હોય છે. સહકારની પ્રવૃત્તિ એનામાં વધારે. એને લીધે, બદલાતી પરિસ્થિતિ સાથે મેળ રાખવાનું એને સહેલું અને શકય બને છે. પોતપોતાનો આવો ભિન્ન પ્રકૃતિધર્મ ઓળખીને, આ બન્ને પ્રાંતોએ વ્યાપક દેશહિત નજર સમક્ષ રાખીને, પરસ્પરને પૂરક બનવું એમ મને લાગે છે.

મહારાષ્ટ્રીયોએ જોઇએ તો ઉદ્યોગધંધાઓમાં ખૂબ પ્રગતિ કરવી. તેમ છતાં સમાનતા એટલે એક જ પ્રકારનું કામ નથી એ ઓળખવું, અને પોતપોતાના પ્રકૃતિધર્મ પ્રમાણે પ્રગતિ કરવી. પ્રાંતો ભિન્ન હોય અને તે તે પ્રાંતની વિશિષ્ટતાઓ હોય, તો પણ આખરે ભારતની સંસ્કૃતિ એક અને એકતા અખંડ છે ને? તો પછી આ ગેરસમજો, આ દ્વિધાભાવ અને આ હરીફાઈ શા સારુ? ગુજરાતી માણસ આપણે માનીએ છીએ તેટલો પ્રાંતીય નથી. અમદાવાદમાં મારા જેવા મહારાષ્ટ્રીયની પ્રગતિમાં એણે અંતરાયો મૂકયા નથી. એટલું જ નહિ પણ મને પોતાનામાંનો એક ગણીને, પ્રેમથી અને આદરપૂર્વક મારી સાથે વર્તીને, મારી શક્તિ અનુસાર સેવાઓ લે છે. પ્રોફેસર કાથવટે, ગોપાળરાવ દેશમુખ એ જૂના લોકો અગર કાકાસાહેબ કાલેલકર જેવા આજના નેતાઓ ત્યાં માન્યતા પામ્યા જ છે ને? એટલે, ત્યાં આપણા વિષે દ્વેષભાવ બલ્કે પારકાઈનો ભાવ ભર્યો છે એવું કેવી રીતે માની શકાય?

તાત્પર્ય કે, કોઈ આપણી જાણી જોઈને હલાકી કરે છે એવું માનવાને બદલે આત્મપરીક્ષણ કરીને, આપણે પાછળ કેમ રહી ગયા છીએ તે આપણે શોધવું

રહ્યું. બદલાતી પરિસ્થિતિ સાથે સમરસ થઈને, સાચું રાજકારણ એટલે સત્તાનિરપેક્ષ રચનાત્મક કાર્ય એમ સમજીને મહારાષ્ટ્રે કામે લાગી જવું જોઈએ. હિંદુસ્તાનમાં લોકશાહી રાજ્યતંત્ર આવી રહ્યું છે. આ દેશની સમાજરચના સમાજવાદી બને એ અનિવાર્ય છે. એને માટે સત્તાનું અને સંપત્તિનું વિકેન્દ્રીકરણ થવું જરૂરી છે. પણ સહકાર વડે એને માટે તૈયાર થવું જોઈએ. આજ સુધી અપરિચિત રહેલી સહકારભાવના, પરિસ્થિતિના દબાણ તળે ઊંડી ઊતરીને મૂળિયાં પકડવા લાગશે એમ મને લાગે છે. તોછડાઈ અને તડ ને ફડ એટલે સ્વાતંત્ર્ય એવું મહારાષ્ટ્રીયોએ સમજવું નહિ; મળતાવડાપણું અને સૌજન્ય એટલે ખુશામત એવું માનવું નહિ; સહકાર માટે આપ-લે કરવાની વૃત્તિને "હાજીહા" વૃત્તિ અગર "ગુલામી-વૃત્તિ" ગણવી નહિ. મહારાષ્ટ્રીયોમાં જે ગુણો છે એને માટે અન્ય પ્રાંતીયોના મનમાં આદર છે, પ્રેમ છે એ હું સ્વાનુભવ પરથી કહી શકું છું. એનો ઉપયોગ ભારતીય રાષ્ટ્રકાર્યની દિશામાં સેવાધર્મની નિરહંકારી વૃત્તિથી, પ્રેપ્તા કે લઘુતાગ્રન્થિના ચક્રાવામાં સપડાયા સિવાય, કરી શકાય તો જેવી કમાલ થાય!

*

## આપણો ધર્મ – નિર્ભયતા

"અમારા કુટુંબમાં વંશપરંપરા એક ખોડ ચાલતી આવે છે કે ખરી બીના જે તડ ને ફડ મોઢા ઉપર કહી દેવી. આથી કરીને મારી વાણીમાં કેટલીક કડવાશ આવે છે. માખણિયા વાણી બોલતાં મને આવડતી નથી....

...અમદાવાદમાં ટ્રેન ભરાય એટલા ગ્રૅજ્યુએટો છે, છતાં મારે દિલગીરી સાથે જણાવવું જોઈએ કે, જ્યાં કામ કરવાનો વખત આવે છે કે, પવન આગળથી જેમ પીંછાં ઊડી જાય છે તેમ ભણેલા બંધુઓ આઘા ખસી જાય છે....

...મારા ભણેલા મિત્રો જેઓ ભણીગણીને સૂકા લાકડા જેવા થઈ જાય છે તેઓ બીને ધ્રૂજી મરે છે. જેમ રોટલીના એક કટકા પાછળ સો કૂતરા ભમે તેમ સરકારી જગા પાછળ તેઓ ભમ્યા કરે છે, અને ફલાણી મંડળી કે ફલાણી કલબમાં જઈશું તો સરકારના ગુનેગાર ઠરીશું, રોટલી જતી રહેશે એમ મનમાં સમજી કંઈ સાર્વજનિક કામ તેઓ કરતા નથી. તેવાઓને હું સવાલ કરું કે જગતનું પૂરું કોણ કરે છે? સરકાર રૈયતનું પૂરું કરે છે કે રૈયત સરકારનું પૂરું કરે છે? જગતનું પૂરું કરનાર ઈશ્વર છે અને રૈયત સરકારનું ખર્ચ પૂરું કરે, તો પણ તે પોષણ કરતી નથી. આ વાતો પ્રસિદ્ધ છતાં માત્ર સરકારના રોટલાની આશાથી જેઓ રૈયતનું હિત કરનાર કૉંગ્રેસને વખોડે છે અથવા તેથી અળગા રહે છે તેઓ ખરેખરા રાજદ્રોહી અને લાલચુ કૂતરા જેવા હોવા જોઈએ. આપણે શા સારુ કોઈનાથી ડરવું જોઈએ? તમારા મનને સવાલ કરો કે શું પાપ, ગુનો યા અપરાધ આપણે કર્યો છે? શી અનીતિ કરી છે કે આપણે નકામા ડરવું પડે? આપણે નીતિમાન છીએ, આપણે રાજભક્ત છીએ, છતાં અન્યાયથી, ખોટા તહોમતથી અને ગેરઈન્સાફથી કદી કોઈને જેલમાં જવું પડે, તો તે માણસ જેલમાં નહિ પણ સ્વર્ગમાં ગયો સમજવો."

[ભરૂચ ડિસ્ટ્રિક્ટ એસોસીએશન સમક્ષ તા. ૨૬ મે ૧૯૦૬ને રોજ આપેલા ભાષણમાંથી. 'સ્વ. દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈનાં ભાષણો અને લેખો.' સંશોધક: વૈકુંઠલાલ શ્રી. ઠાકોર. પૃ. ૧૬૯-૧૭૧]

અંબાલાલ સાકરલાલ દેસાઈ

*

# ખરી કેળવણી

[સ્વામી શ્રી શુકદેવાનંદજીના આગ્રહભર્યા નિમંત્રણથી, પૂજ્ય દાદાસાહેબ મુમુક્ષુ આશ્રમ (શહાજહાંપુર, ઉત્તર પ્રદેશ)ની એક દિવસની મુલાકાત માટે સકુટુંબ ગયા હતા–તા. ૨૦ માર્ચ ૧૯૫૫ને રોજ. આખો દિવસ એમણે આશ્રમની વિવિધ પ્રવૃત્તિઓ રસપૂર્વક નિહાળી અને ત્યાર બાદ દૈવી સંપદ્ મંડળના સ્થાનિક તથા બહારગામના પ્રતિનિધિઓ અને કાર્યકરો સમક્ષ હિંદીમાં કરેલા વિચારપ્રેરક પ્રવચનનો અધ્યાપક રણધીર ઉપાધ્યાયે કરેલો ભાવાનુવાદ.]

મેં અહીં દૈવી સમ્પદ્ મંડળના મહોત્સવ પ્રસંગે આવવાની સ્વીકૃતિ એટલા સારુ આપી કે હું અહીં આવીને કંઈક શીખી શકું. હું તો અહીં વિદ્યાર્થી તરીકે જ આવ્યો છું, ગુરુ રૂપે નહિ. ગુરુની જેમ મારી પાસે કશું જ આપવાનું નથી. આ વાત હું વિનમ્રતા પ્રદર્શિત કરવા કે શિષ્ટાચાર દાખવવા માટે ઉચ્ચારતો નથી. હું તો જિજ્ઞાસુ છું. મારામાં વિચાર-વિનિમય કરવાની પાત્રતા છે, પણ ઉપદેશ આપવાની યોગ્યતા જરા પણ નથી.

જગતમાં, તેમાં મુખ્યત્વે ભારતમાં, કેળવણી એ એક કોયડો છે. કેળવણી કેવી અને શી રીતે આપવી જોઈએ? આ એક વિચારણીય પ્રશ્ન છે. આજના યુગમા બુદ્ધિની સાથે હૃદયની પણ જરૂર છે. આપણે પશ્ચિમના દેશોના સંપર્કમાં આવ્યા છીએ, તેથી આપણી રહેણી-કરણીમાં ઘણો ફેર પડી ગયો છે. પશ્ચિમના વ્યવહારની વિશિષ્ટ રીત છે. પણ તેને સંસ્કૃતિ (Culture)નું નામાભિધાન આપવું એ બરોબર નથી. તેનામાં કેટલાક ઉત્તમ ગુણ પણ છે જે આપણે જરૂર અપનાવી શકીએ, જેમ કે સત્ય-વ્યવહાર, સાહસ, વિદ્યોપાસના વગેરે. આપણે એટલું તો સ્વીકારવું જોઈએ કે આપણા કરતાં પશ્ચિમના લોકોમાં ઘણા વધારે ગુણો છે. અલબત્ત, આપણા દેશમાં ગાંધીજી જેવા કેટલાક મહાન પુરુષો એવા જરૂર થઈ ગયા છે જેમના ચારિત્ર્ય-બળથી આપણો દેશ રૂડો-રૂપાળો બન્યો છે. પણ સામાન્યતઃ લોકો એવા નથી.

ઘણી બધી ભાષાઓ લોકો બોલી શકે અથવા લખી શકે એવો અર્થ કેળવણીનો કદી થતો નથી. ભાષા-જ્ઞાન કેળવણીનું એક અંગ છે. પણ ખરો કેળવાએલો માણસ તો તે જ ગણાય જેનામાં માનવતા અને ચારિત્ર્ય-બળ હોય. જે વાંચી કે લખી શકતો ન હોય, પણ ચારિત્ર્યશીલ હોય અને જેનામાં માનવતા પૂરી રીતે પાંગરી હોય, તે જ સાચી રીતે કેળવાએલ વ્યક્તિ કહી શકાય. કેળવણીનું સાચું માપ આ જ છે. જે ભણેલા લોકો છે તેમનામાં ખરી કેળવણી નથી. ખરી કેળવણીની આજે બહુ જરૂર છે. જ્યારથી પશ્ચિમના શિક્ષણની આપણે ત્યાં અસર વધી છે ત્યારથી સાચી કેળવણી આપણા દેશમાંથી અદૃશ્ય થવા માંડી છે. આજે એવી કેળવણીનો અભાવ વરતાય છે. ભારે શોધ પછી આંગળીના વેઢે ગણીએ એટલા માણસો સાચી કેળવણી પામેલા નજરે પડશે. અંગ્રેજી શિક્ષણ પામેલા લોકોમાં આપણા દેશના સાંસ્કૃતિક જીવનના આદર્શનો કોઈ ખયાલ જ હોતો નથી. આજનો દૃષ્ટિકોણ પૂરેપૂરો ભૌતિક જ છે. જગતમાં આજે ભૌતિકવાદનો જ સૌથી મોટો ભય છે. ભૌતિક દૃષ્ટિકોણવાળા લોકો જ દુનિયાને છેતરે છે. ભૌતિકવાદનો અધ્યાત્મવાદ સાથે સમ્યક્ સમન્વય ન થાય ત્યાં સુધી આ ભય દૂર થનાર નથી. હું ઇચ્છું છું કે બંગલો, મોટર ઇત્યાદિ સાંસારિક સુવિધાઓ સૌને પ્રાપ્ત થાઓ; પણ તેની સાથે તે કેવળ ઉપભોગ્ય છે, અને તેમનો ઉપભોગ કરતી વેળા પણ માનવીની કોઈ પણ પ્રકારની સેવા કરવી જ જોઈએ એ વાત વિસરાવી ન જોઈએ. જો આટલો વિચાર મનમાં નહિ ઉદ્ભવે તો તો બધું પ્રપચ જ છે. આજે ભણેલા સૌ પ્રપંચમાં પડ્યા છે.

પુરાતન કાળમાં જેમનામાં બ્રાહ્મણત્વ હતું તેમનો પ્રભાવ રાજા કે શાસક પર પડતો હતો. તે કાળે ખરેખર તો બ્રાહ્મણો જ સાચા રાજા હતા, કેમ કે બ્રાહ્મણો રાજાને જેવો ઉપદેશ આપતા, તે પ્રમાણે રાજાઓ પોતાનું બંધારણ ઘડતા. યોગી, ઋષિ અને મુનિ જે વિચાર કરતા, તેની અસર રાજકારણ અને સમાજ બંને ઉપર પડતી. રાજસત્તાને માર્ગદર્શન તે કાળે મનીષી ઋષિ-

મુનિ જ આપતા હતા. સમય જતાં આ પરંપરા અટકવા માંડી અને અંગ્રેજોના શાસનકાળમાં તો તે નષ્ટપ્રાયઃ જ થઈ ગઈ.

રાજકારણની અસર આજે તો જીવનના લગભગ બધા જ ક્ષેત્રો પર છે. પણ આવું થવું જોઈએ નહિ. આપણી સંસ્કૃતિની અસર રાજકારણ પર પડે એવું કરવું જોઈએ. પણ આજે તો સમયની ગતિ વિપરીત છે. આ વિકટ સમસ્યા છે. બિલાડીના ગળામાં કયો ઉંદર ઘંટ બાંધે એ જ આજનો પ્રશ્ન છે.

કેળવણીનો પ્રશ્ન અગત્યનો છે. શિક્ષિત લોકો જ્યારે ભૌતિકવાદ તરફ આકર્ષાઈને તેના પ્રવાહમાં તણાવા લાગે છે ત્યારે તેની અસર બીજાઓ પર ખરાબ પડે છે. એક સમય એવો હતો જ્યારે હું પણ સાર્વત્રિક અનિવાર્ય શિક્ષણનો સમર્થક હતો. પણ હું જ્યારે નગરપાલિકાનો પ્રમુખ ચૂંટાયો ત્યારે લોકોને સ્વચ્છતા તથા સ્વાસ્થ્યના જ્ઞાનની કેટલી બધી જરૂર છે એ પ્રત્યક્ષ જોવાની મને તક મળી. તરત જ મારા મનમાંથી અનિવાર્ય શિક્ષણનો પ્રશ્ન પાછળ ધકેલાઈ ગયો અને સફાઈનો સવાલ આગળ તરી આવ્યો.

સારા સમાજમાં રહીને જ માનવી સારો બની શકે છે. શિક્ષણ અને વિદ્વત્તાનું મહત્ત્વ છે જ; પણ એક માણસ પચીસ ભાષાઓનો વિદ્વાન હોય અને સત્ય બોલવાનો ઉપદેશ પણ પચીસ ભાષાઓમાં એકધારી રીતે આપી શકતો હોય, પણ જો તે પોતે સત્ય બોલતો ન હોય તો તેના ઉપદેશની કોઈ અસર થશે ખરી? એના કરતાં તો જે કોઈ પણ ભાષા જાણતો નથી, પણ સત્ય બોલે છે, એવા માણસનો પ્રભાવ, અન્ય લોકો પર અવશ્ય પડશે જ.

ગુરુનાં આચરણ અને અનુભવોની અસર શિષ્ય પર પડે જ છે. તેથી જ આશ્રમની કેળવણીમાં ગુરુ-શિષ્યના સહજીવનની વ્યવસ્થા કરવામાં આવી હતી. ગુરુ વડે શિષ્યને પુસ્તકોના જ્ઞાનની સાથે સાથે તેમનાં ચારિત્ર્ય અને અનુભવનું પણ શિક્ષણ મળતું રહે એ જ સાચી કેળવણી છે. આજની યુનિવર્સિટીઓના શિક્ષણથી શું લાભ? યુનિવર્સિટીમાં શ્રમની મહત્તાનો વિષય ભણાવનાર અધ્યાપક પોતે તો કદી શ્રમ કરતો જ નથી. તેનામાં ફક્ત વાક્છટા હોય છે, ક્રિયાબળ નહિ.

રાજકારણ, વેપાર, નોકરી બધે જ આજે તો ચોર બજાર ચાલે છે. આ ખોટી વસ્તુ છે. પણ ખોટું કામ કરવા છતાં ખોટું કામ કરીએ છીએ તેનો મનમાં વિચાર પણ ઉદ્ભવતો નથી એ સૌથી વધારે ખરાબ વસ્તુ છે. માન્યું કે આખું જગત ખરાબીઓથી ભરેલું છે. પણ તેને દૂર કરવા આપણે કંઈક કરવું જ જોઈએ ને? જે પરિણામ આવવાનું હોય તે આવે, પણ આપણે તો કશુંક કરવું જ જોઈએ. ૧૯૧૩ થી હું જાહેર જીવનમાં પડ્યો છું. મને ઘણા અનુભવ થયા છે. સમય પ્રમાણે મારા વિચાર બદલાતા રહ્યા છે. આજે હવે હું એવા નિશ્ચય પર આવી પહોંચ્યો છું કે પ્રત્યેક પુરુષ અને સ્ત્રીએ પોતપોતાની નબળાઈઓ સમજી લેવી જોઈએ અને તેમણે પોતે જ તે દૂર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. એ જ સાચો ઉપદેશ છે. ઉપદેશના શબ્દો તો સાચા હોય છે; પરંતુ તે શબ્દોની પાછળ તપશ્ચર્યાનું બળ નહિ હોય તો તેમને કોઈ માનનાર નથી, તેમની કોઈ અસર થવાની નથી. જો તેમાં તપશ્ચર્યા અને વર્તનનું બળ છે તો લોકો પૂછતાં પૂછતાં ત્યાં આવી પહોંચશે. કેટલાક લોકોએ મને જણાવ્યું કે અહીં જ્યારે સ્વામીજી પધાર્યા ત્યારે બધે જંગલ જ હતું. આજે આટલો સુંદર આશ્રમ છે, વિદ્યાલય છે, સ્કૂલ છે. તપશ્ચર્યાનું આ ફળ છે.

પ્રયોગની શરૂઆત તો પોતાનાથી જ થવી જોઈએ. સમાજસેવાથી બુદ્ધિનો વિકાસ થાય છે. માણસ પોતે જ પોતાને સુધારી શકે છે. મારા પોતાના જીવનનો એક પ્રસંગ ટાંકું:

"યુવાવસ્થામાં એક શેઠની પાસે ગૌશાળા માટે ફાળો ઉઘરાવવા ગયો. શેઠે એક મંદિર બંધાવ્યું હતું. તેમની શ્રદ્ધા એ મંદિરના ઠાકોરજી પ્રત્યે હતી. શેઠે કહ્યું—'ગાંધીજીના આવવાથી ગામડાંઓનો કયો સુધારો થઈ ગયો?' મેં શેઠને પૂછ્યું—'મંદિર બંધાવવાથી તમે પોતે પૂરેપૂરા સુધરી ગયા ખરા? મહેરબાની કરી મને આપ આ વાત કહેશો?' જવાબ આપતાં શેઠ ત...ત...ફ ...ફ થઈ ગયા. હું પૂછું છું કે ભગવાન બુદ્ધ પછી ઈસુ ખ્રિસ્તની જરૂર શી હતી? અવાનનવાર અવતારો શા માટે થાય છે? વાત એવી છે કે આ દુનિયા તો આમ

જ ચાલ્યા કરે છે. પણ સેવા કરવામાં જે લોકોની શ્રદ્ધા હોય છે તેઓ પોતાના કર્તવ્યમાં લાગેલા જ રહે છે. નાની જ્યોતથી જ મોટી જ્યોત સળગે છે એવી કહેવત છે. નાની જ્યોતને સળગતી રાખવાની આજે જરૂર છે. અનુયાયીઓની સંખ્યા પર પ્રગતિનો આધાર નથી. પ્રગતિ તો તેમના ગુણો પર જ અવલંબે છે."

મહાભારત, પુરાણ, રામાયણ વગેરેની કથાઓ સાચી હશે કે નહિ, પણ તેમના વડે સ્ફૂર્તિ તો મળે જ છે એ વિષે જરા પણ શંકા નથી. જીવન વિષે જેવું તત્ત્વજ્ઞાન ભારતમાં છે, તેવું દુનિયામાં બીજે ક્યાં યે નથી. ગીતાનું જ્ઞાન કેવળ હિંદુઓ માટે જ નથી, પણ માનવમાત્ર માટે છે.

'कर्मण्येवाधिकारस्ते माफलेषु कदाचन'

આ મંત્ર આપણને પુરુષાર્થની પ્રેરણા આપે છે, ભલેને કર્મ કર્યા પછી આપણે સફળતા મેળવીએ કે નિષ્ફળતા. ગીતાના આ દૃષ્ટિકોણ વડે જો આપણે આગળ વધીશું તો જરૂર લાભ થશે.

મને અહીંનું કાર્ય જોઈ બહુ આનંદ થયો છે. આપણા સાધુઓના મર્યાદિત કર્મકાંડ, પૂજાપાઠ વગેરે જે કંઈ હતું તે ખરેખર જ હતું. પણ છેલ્લા સો-બસો વર્ષોમાં કોઈ સાધુએ આવું કાર્ય કર્યું નથી જે આજે હું અહીં જોઉં છું. આવા સાધુ-વર્ગને જોઈ હું બહુ રાજી થઉં છું. અહીં સાધુ-વર્ગ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં રચનાત્મક કાર્યક્રમની સાથે આગળ વધે છે. અહીં દૈવી સમ્પદ્ મંડળમાં માત્ર સંકુચિત કર્મકાંડ નથી, પણ ભારતીય સંસ્કૃતિની સર્વદેશીય યોજના છે.

સત્ય વિષે મને પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. સત્ય બોલવામાં શ્રદ્ધા હોવી જોઈએ એવી મારી માન્યતા છે. એક ગાય દોડતી જાય છે; એક કસાઈ છરો લઈ તેની પાછળ પડ્યો છે. તેણે તમને પૂછ્યું—ગાય ક્યાં ગઈ? તમે વિચારશો કે શાસ્ત્ર જૂઠું બોલવા ના પાડે છે અને ગાયને બચાવવી જરૂરી છે. તેથી તમે તેને ગોળ-ગોળ વાત કહી જૂઠું તો કહેશો જ. પણ હું તમને કહું કે તમે તે વખતે છાતી કાઢીને ટટાર ઊભા થઈ જાઓ અને કહો કે હું જાણું છું ગાય ક્યાં ગઈ છે, પણ કહીશ નહિ. ખરી વાત તો એ છે કે તે વખતે તમને ગાય કરતાં વિશેષ પોતાને બચાવવાની ચિંતા છે. પેલા કસાઈના ચમકતા છરાનો તમને પોતાને ભય છે. મનમાં જે વાત હોય તે જ કહેવી એનું નામ વાસ્તવિક સત્ય.

*

## જીવમાત્ર પ્રત્યે આદર

"ભાગવતે કહ્યું છે કે 'તમારે જો ઈશ્વરની ભક્તિ કરવી હોય, તો જીવમાત્ર પ્રત્યે આદર રાખવો જોઈએ—દયા નહીં; પણ આદર, પૂજ્યભાવ. દયા કરનાર તમે કોણ છો? તમે તો મનથી પ્રાણીમાત્રને અતિ આદરભેર પ્રણામ કરો; કેમ કે એ પ્રાણીમાત્રના હૃદયમાં તો જીવરૂપે ઈશ્વર બેઠો છે, ભગવાન બેઠો છે. કોઈ પણ જીવની અવગણના કરશો, તેને હલકો ગણી તેનો તિરસ્કાર કરશો, તો તે ભગવાનની અવગણના, તેનો જ તિરસ્કાર થશે. ભગવાન કહે છે કે મહાન અને શાન્ત એવા જે સમદર્શી મુનિ હોય તે તો જીવમાત્ર પર વાત્સલ્ય રાખે છે."

('મંદિરપ્રવેશ અને શાસ્ત્રો,' પૃ. ૬૦) — ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

*

# 'છેલ્લે દિવસે'

[ઑલ ઇન્ડિયા રેડિયો, અમદાવાદ પરથી મંગળવાર, તા. ૩૦ ઑક્ટોબર ૧૯૫૧ ને રોજ પ્રસારિત થએલો વાર્તાલાપ. રેડિયોના સૌજન્યથી, સાભાર.]

વીતી જતા સંવત ૨૦૦૭નો આજે છેલ્લો દિવસ છે. આવતી કાલે સંવત ૨૦૦૮ શરૂ થશે. આ દિવસે આપણે આપણા આઝાદ રાષ્ટ્રજીવનની ટૂંકમાં સમીક્ષા કરી ભવિષ્યના માર્ગક્રમણનો આછો ખયાલ મેળવવા કોશિશ કરીશું. આ વર્ષમાં આપણા ઉપર અનેક પ્રકારની આપત્તિઓ આવી પડી છે. તેમાંની કેટલીક કુદરતી અને કેટલીક દુનિયાના અને આજુબાજુના સંજોગોને લીધે આવેલી છે. એ બધાનો આપણે જે રીતે સામનો કરીશું તે ઉપર આપણા ભાવિનો આધાર છે.

ચાલુ વર્ષમાં ભારતના ઘડવૈયા એવા આપણા ત્રણ પીઢ આગેવાનો ઈશ્વરશરણ થયા છે.

સરદાર વલ્લભભાઈ પટેલનું માર્ગદર્શન અને હિંમતભરી આગેવાની આપણને જે સમયે અત્યંત જરૂર હતી એવા સમયે તેઓ સ્વર્ગે સીધાવ્યા અને તેથી આપણે સહુ ભારે દુઃખ અને મૂંઝવણમાં આવી પડ્યા છીએ. આપણા માર્ગમાં ઊભી થતી અડચણોનો સામનો કરવામાં આપણે નબળા પડ્યા છીએ. પણ એ તો કુદરતનો ક્રમ હોવાથી આપણું તેમાં કાંઈ ચાલે એવું નથી. કાળે કરી દરેકને જવાનું છે એમ સમજી તેની જગ્યા પૂરવા માટે હંમેશ તૈયારીઓ કરતા રહેવું એ એક જ રસ્તો માનવી પાસે છે. જૂનાઓની જગ્યાઓ કાળે કરી ખાલી પડવાની જ છે. અને તેથી તે જગ્યાઓ માટે નવાઓને તૈયાર કરવા જ જોઈએ. એ વાત લોકશાહી તંત્રની સફળતા માટે બહુ જ અગત્યની છે.

આપણને બીજી મોટી ખોટ પૉંડીચેરી આશ્રમના મહાન યોગી શ્રી અરવિંદની પડી છે. પોતાની જુવાનીમાં વડોદરામાં કૉલેજના અધ્યાપક તરીકે અને પછી બંગાળમાં રાજદ્વારી નેતા તરીકે હિંદુસ્તાનના યુવાનોને રાષ્ટ્રીયત્વનો પાઠ આપી એમણે યુવકોમાં જુસ્સો અને પ્રાણ પૂર્યાં. પછી તેમણે આપણું સમગ્ર જીવન ઊંચી કક્ષાએ પહોંચાડવાના પ્રયાસો, પોતાના આશ્રમજીવનથી દીર્ઘકાળ પર્યંત કર્યા, અને ભારતની શ્રેષ્ઠતા અને શક્તિનાં દર્શન આપણને કરાવ્યાં.

આપણી ત્રીજી મોટી ખોટ તે પૂજ્ય ઠક્કરબાપાના અવસાનથી પડી છે. એમની ઉંમર તો ૮૧ વર્ષની થઈ હતી અને કેટલાક વખતથી બીમાર પણ હતા. છતાં યે એમનાં પ્રેમ અને સેવાભાવથી આપણને અખંડ પ્રેરણા આપતા હતા. ઠક્કરબાપા એટલે સેવાનાં જીવતાં જાગતાં અને જ્વલંત ઝરણાં.

આ ત્રણે આત્માઓને અંજલિઓ આપી તેમના આશીર્વાદ આ દિવસે આપણે માગીએ, અને ઇશ્વરને પ્રાર્થના કરીએ કે જે ત્યાગ, હિંમત, કુનેહ, ઇશ્વરભક્તિ, સચ્ચાઈ, પ્રેમ અને સેવાનો માર્ગ એમણે પોતાની જિંદગીભર અનુસર્યો તે માર્ગે જવાનું ઇશ્વર આપણને સહુને બળ આપે.

જેની ગણના ઐતિહાસિક બનાવમાં થઈ શકે એવા એક કામનું ઘડતર આપણે આ વર્ષમાં કર્યું. લોકશાહી સંઘરાજ્યમાં ધારાસભાઓ અને સરકારોની રચના માટે પુખ્ત મતાધિકારથી ચૂંટણીઓ કરવાની જે જોગવાઈ આપણે બંધારણમાં કરી છે તેને અમલી બનાવવાને માટે અનેક પ્રકારની પૂર્વ તૈયારીઓની જરૂર હતી. મતદારોની યાદીઓ, મતદારમંડળોની રચના, મતો નોંધવાની પદ્ધતિ વગેરે પ્રશ્નોની સાથે જ ચૂંટણીનું આખું યે તંત્ર મોટા પાયા ઉપર વ્યવસ્થિત રીતે ઊભું કરવું, એ કાંઈ નાનીસૂની વાત નથી. એમાં આપણી વ્યવસ્થા શક્તિની ઠીક ઠીક કસોટી છે. આ કામને અંગે આપણી પાર્લમેન્ટે બહુ જ કાળજીપૂર્વક વિચાર તથા ચર્ચાઓ કરી જરૂરી કાયદાકાનૂનો ઘડ્યા છે, અને ચૂંટણીઓની જોગવાઈ અંગે જે જે કરવાનું હોય તેને માટે ધારાધોરણો ઘડ્યાં છે. અને હવે, આપ જાણો છો

તેમ, જગતમાં સહુથી મોટા પાયા ઉપર અતિશય વિશાળ રીતે, આવતા જાન્યુઆરી અને ફેબ્રુઆરી મોસમાં ભારતમાં ચૂંટણીઓ થવાની છે. લોકશાહી તંત્રના ઇતિહાસમાં આ ચૂંટણીઓ એક મહાન અને નોંધપાત્ર ઘટના છે.

ભારત તેમજ જુદા જુદા રાજ્યોની આપણી સરકારોએ પ્રજાનાં સુખ-સગવડ માટે દૂરગામી એવી યોજનાઓ કરી તેમાંની કેટલીક અમલમાં મૂકવાની શરૂઆત થઈ ચૂકી છે. અર્થાત્ આ યોજનાઓ દીર્ઘકાળ ચાલે એવી અને બહુ ખર્ચાળ છે. અનાજનો પ્રશ્ન સહુથી વિકટ અને મહાન હોવાથી તે અંગે નહેરોની વિશાળ યોજનાઓ, નાનામોટા ઉદ્યોગો માટે વીજળી શક્તિની યોજનાઓ સરકારે હાથ ધરેલી છે. અને તેની સાથે અનાજના ઉત્પાદનમાં વધારો થાય તે માટે ખાતર બનાવવાનાં કારખાનાંઓ અને વિધવિધ પ્રકારની શાસ્ત્રીય પ્રગતિ માટે સંશોધનની વિધવિધ શાળાઓ મોટા પાયા ઉપર ઊભી કરી છે. અર્થાત્ આ તમામનું પરિણામ તો અમુક કાળ પછી જ નજરે દેખાય.

આપણા દેશની તમામ કોમોની કેળવણી, પછાત વર્ગોને ખાસ મદદ, રાહત વગેરે દિશામાં પણ ખૂબ પ્રયાસો ચાલી રહ્યા છે.

આપણા દેશની રાષ્ટ્રીય મહાસભા (કૉંગ્રેસ)ના બંધારણમાં કેટલાક ફેરફાર થયા છે. જુદી જુદી દૃષ્ટિવાળા તમામનું ઐક્ય સાધી શકાય, અને સહુ એકબીજા સાથે ખભેખભા મિલાવી દેશસેવાનું કામ આગળ ધપાવી શકે એ માટે પ્રયાસો થયા છે, અને થઈ રહ્યા છે. આપણા અંદર અંદરના મતભેદોથી કોઈ પણ રીતે નાસીપાસ થવાનું કારણ નથી. લોકશાહી પદ્ધતિમાં અનેક વિચારવંતો ભેગા થતાં વિચારોની સંપૂર્ણ એકતા ન જ હોઈ શકે. પરંતુ એ ભિન્નતાનાં મૂળ દેશહિત અને દેશસેવાની તમન્નામાં હોય તો એ ભિન્નતા આવકારરૂપ છે. આપણે જરૂર આશા રાખીએ કે વ્યક્તિગત રાગદ્વેષ કે સ્વાર્થ ઉપર એ વિચારભિન્નતા ન હોય.

તાજેતરમાં જ પંડિત નેહરુએ દિલ્હી ખાતે આપણી વિદેશ નીતિ, આર્થિક નીતિની ચોખવટ કરી છે અને કોમી માનસ દૂર કરી આગેકૂચ કરવાની પ્રજાને હાકલ કરી છે. ભારત જેવા વિશાળ દેશને સંગઠિત કરી એનું ઊંચું સ્થાન મેળવવું એ એક મહાન કાર્ય આપણી સમક્ષ છે.

ગાંધીજીનો રચનાત્મક કાર્યક્રમ એ જ એમનું ખરું સ્મારક છે, એમ સમજી તે કામ ધપાવવાના ગાંધી સ્મારક તથા કસ્તુરબા સ્મારક નિધિ તરફથી પ્રયત્નો થાય છે, તે આપને સુવિદિત છે. ગાંધીજીનાં નિવાસસ્થાનો, તેમનાં લખાણો, હસ્તલિખિતો વગેરે કાયમી સ્વરૂપમાં રાખવાં; દિલ્હીમાં રાજઘાટ સમાધિ તેમજ સાબરમતી અને સેવાગ્રામના આશ્રમો મહત્ત્વનાં રાષ્ટ્રીય સ્મારકો તરીકે કાયમ રાખવાં; ગાંધીજીની વસ્તુઓનાં સંગ્રહસ્થાનો રાખવાં, આદિમ જાતિઓ તથા હરિજનોની સેવા, પાયાની કેળવણી, ગ્રામોદ્યોગ વગેરે રચનાત્મક કાર્યો, તેમજ સ્ત્રીઓની કેળવણી, સુવાવડની વ્યવસ્થા વગેરે કામો આગળ ધપી રહ્યાં છે. ભારત દેશ ગામડાંઓમાં પથરાએલો હોવાથી આ તમામ કાર્યો ગામડાઓમાં જ કરવામાં આવે છે, એ એની ખાસ ખાસિયત કહી શકાય. આખા હિંદુસ્તાનમાં કસ્તુરબા ટ્રસ્ટનાં આશરે ૩૦૦ સેવાકેન્દ્રો છે. અને એ જ રીતે ગાંધી સ્મારકનિધિ અંગે ગાંધીઘર નામથી સમગ્ર ગ્રામસેવાનાં કેન્દ્રો જુદે જુદે ઠીક સમયે ઊભાં કરવામાં આવશે. ગાંધી સ્મારક નિધિ તરફથી કુષ્ઠરોગ-નિવારણનું કામ મોટા પાયા ઉપર ઉપાડવામાં આવ્યું છે એ પણ એક નોંધપાત્ર હકીકત કહી શકાય. આ સ્થળે ગાંધીજીના અનન્ય શિષ્ય પૂજ્ય વિનોબાજી ભાવેએ પગપાળા પ્રવાસ કરી ભૂમિયજ્ઞ પ્રવૃત્તિ આદરી છે તેનો પણ ઉલ્લેખ કરવો જોઈએ. આવા પ્રયાસોથી જ અનેક પ્રકારના વાદો અને હિંસા નાબૂદ કરી દેશમાં અહિંસક સમાજનું સર્જન કરી શકાશે.

આપણી પાસે ઉકેલવાના અનેક નાનામોટા કોયડાઓ છે. દેશી રાજ્યોને વિલિન કરી ભારતનો એક સંઘ આપણે કર્યો, પરંતુ હજી એ સંઘને વ્યવસ્થિત કરવાનું કામ બાકી જ કહી શકાય. જાગતિક સ્થિતિના કારણે યુદ્ધનો ઝઝૂમતો ભય, અતિશય મોંઘવારી, આવશ્યક વસ્તુઓની અછત, એ સવાલો તો હવે લગભગ રોજબરોજના થઈ ગયા હોય એમ લાગે છે. પણ આમાં આપણે તો જગતની સાથે ઘસડાવું રહ્યું. પાકિસ્તાન સાથે આપણા સંબંધો જે પ્રકારના આપણે ઇચ્છીએ તેવા નથી. અત્રે પાકિસ્તાનના પંતપ્રધાન જનાબ લીઆકતઅલીનું થોડા વખત ઉપર ખૂન થયું એ અંગે આપણો અણગમો જાહેર કરી પાકિસ્તાન તથા બેગમ લીઆકતઅલી પ્રત્યેની આ-

પણી હમદર્દી જાહેર કરવાની હું તક લઉં છું.

નવા વડા પ્રધાન જનાબ નાઝીમુદ્દીનખાને આપણી સાથેના સંબંધો મીઠા થવાની આશા વ્યક્ત કરી છે તેને વધાવી લઇ આપણે આશા રાખીશું કે કાશ્મીર સહિત તમામ સવાલોનો સંતોષકારક ઉકેલ આવે. અધૂરામાં પૂરું, ચાલુ સાલે ભારતના ઘણા ભાગોમાં વરસાદની અછત થવાને કારણે દુકાળ ઉગ્રરૂપે સામે ખડો છે. ગુજરાતમાં લોકોને રાહત આપવા માટે સહુ પોતાથી બનતું કરી રહ્યા છે. દુકાળની પરિસ્થિતિમાં મુખ્ય મૂંઝવણ, ઘાસચારો અને પાણી મેળવવાની છે. એ પ્રકારે આપણી સામેના અનેક પ્રશ્નોનો ઉકેલ કોઇ પણ સરકાર એકલે હાથે નહિ કરી શકે. પ્રજાના સમગ્ર સહકારથી જ આ આપત્તિઓની ઉગ્રતા ઓછી કરી શકાય. આવે પ્રસંગે ગભરાટ કે ઉકળાટથી પરિસ્થિતિ સુધરી નહિ શકે. પ્રયત્ન કરવાથી જ આપણે આ વસ્તુઓનો સામનો કરી શકીશું.

આ સંજોગોમાં આવતી કાલથી બેસતા વર્ષ ઉપર નજર કરતાં, વીતેલું વર્ષ એકંદરે આપણે સારું ગણી શકીએ. આપણે નવા વર્ષના ક્રીકેટકોર્ટમાં દાખલ થઇએ છીએ ત્યારે આજે દેખાતી ભાવિ પરિસ્થિતિનો સામનો કરવાનું ઇશ્વર આપણને બળ આપે એવી પ્રાર્થના સાથે, આવતી આપત્તિઓ ટાળવા માટે આપણે દરેક પોતાથી બનતું બધું કરી છૂટીએ એવો નિશ્ચય આજે જ કરી લઇએ.

*

## વિદ્યાર્થીઓને શીખ

"હિંદુસ્તાનના સૌ વિદ્યાર્થીઓ સમક્ષ બે વસ્તુ મૂકું છું. તમારું જ્ઞાન સેવાર્થે વાપરો અને કેવળ આજીવિકા મેળવવા ખાતર એનો દુરુપયોગ કરશો નહિ. જ્ઞાન તે કહેવાય કે જે આપણું નૈતિક જીવન ઊંચું લાવે, જે આપણને આત્માની પ્રતીતિ કરાવે અને જેનાથી, આપણને જોનારો આપણો સર્જનહાર છે એનું આપણને ભાન કરાવે.

આ મારી નમ્ર શિખામણ તમારે ગળે ઊતરે તો, તમારે બીજો એક ધંધો શીખી લેવો પડશે, તે છે, જાતમહેનત – જાતમહેનત કે જેનાથી શરીરને પોષણ મળે. મગજ ખીલવવા માટે માછલી કે મરઘાંની જરૂર નથી. શરીરનું પોષણ શરીરના શ્રમથી જ મેળવવું જોઈએ. ટૉલ્સ્ટૉયે કોઈક ઠેકાણે કહ્યું છે કે જે મનુષ્ય કામ કરે તે જ રોટી પામે. એવું કહેનાર મહાન છે. ભગવદ્ગીતા પણ એવું જ કહે છે. એ કહે છે, કે તમારા શરીરને જેમ કસશો તેમ તમે વધુ ઊજળા દેખાશો અને વધુ પચાવી શકશો. તમારાં ટેનિસ કોર્ટ આ પરિણામ લાવી શકશે નહિ. પણ ખેતરોમાં અને રસ્તાઓમાં કામ કરો અને જેમ એ વધુ કરશો તેમ તમને તમારાં શરીરશ્રમ અને ત્યાગના ફળના ભંડાર મળશે.

આને માટે મેં એક અમૂલ્ય ચીજની શોધ કરી છે. એ છે રેંટિયો. આજે લોકો છટાદાર ભાષણ કરનાર ગાંધીને પૂજે છે પણ કામ કરનાર અને લંગી ગાંધીનો તો કોઈ ભાવ પણ પૂછતું નથી. અહીં આવવા જ્યારે હું સંમત થયો ત્યારે આ વાત તમારા મનમાં ઠસાવવા મેં વિચાર્યું હતું. મારા વકીલાતના દિવસોમાં મેં કાંઈ ખોટું કામ કર્યું નહોતું અને તેથી તમને પણ આજે કહું છું કે તમારે તમારી જાતની અને પડોશીની સેવા કરવી હોય તો આ હું કહું છું તે માનજો. હિંદુસ્તાનની મુક્તિ ઉત્તમ ભાષણોથી નહિ થાય પણ કેવળ રેંટિયાથી જ થશે, હિંદુસ્તાનમાં ભૂખમરો છે એનું મુખ્ય કારણ આળસ છે. આળસુ હું એને કહું કે જે નવલકથાઓનાં પાનાં અને પાનાં વાંચે છે, અને જે બેન્થામનું થિયરી ઑફ લેજીસ્લેશન વાંચે છે. એ વાંચવા સમય ન કાઢવો એમ હું નથી કહેતો, પણ શારીરિક શ્રમ માટે પણ સમય કાઢવો જોઈએ. જો તમે ગૉલ્ફ રમવા માટે બે કલાક કાઢી શકો તો રેંટિયો ચલાવવા માટે કેમ ન કાઢી શકો? એક અંગ્રેજે કહ્યું છે કે કાંતવું એક ઉત્તમ આડકામ (Hobby) છે. મારું માથું એની આગળ નમ્યું. પણ રેંટિયો કાંતવો એ આડકામથી કાંઈક વિશેષ છે. હિંદુસ્તાનમાં તો એ, જનતા અને આપણી વચ્ચે સાંકળરૂપ છે. એઓને મારી આંખમાં રેંટિયો દેખાય છે. એઓ માને છે કે એમને માટે મારી પાસે કાંઈક સુંદર વસ્તુ છે. હું પણ એક મજૂર અને ગરીબ માણસ છું એમ જાણતાં એઓ આશ્વાસન મેળવે છે."

('મહાદેવભાઈની ડાયરી' – પુસ્તક સાતમું, પૃ. ર૭૧-ર) ગાંધીજી

*

# નામાંકિતોની ચિરવિદાય

## [તા. ૧ જૂન ૧૯૬૫ થી તા. ૨૮ ફેબ્રુઆરી ૧૯૬૬]

[કાળના નિરંતર વહેતા પ્રવાહ સાથે અનેક નામી–અનામી વ્યક્તિઓ અનંતમાં વિલીન થાય છે, પરંતુ નામાંકિત વ્યક્તિઓની સિદ્ધિઓ અને સુવાસ તો સતત આપણને સહુને સ્ફૂર્તિ આપે છે. જ્ઞાન-વિજ્ઞાન, સાહિત્ય-સંસ્કાર, કલા-લોકસેવા, સમાજજીવન-રાજકારણ આદિ વિવિધ ક્ષેત્રોમાંનાં દેશવિદેશનાં પ્રતિભાસંપન્ન અને પુરુષાર્થી સ્ત્રીપુરુષોનુ પુણ્યસ્મરણ પ્રેરણાદાયી નીવડે છે; અને એમના જીવનકાર્યોની સ્મૃતિ આપણને આપણાં કાર્યોમાં હૂંફ અને વેગ આપે છે. સ્વજનોની તેમજ નામાંકિતોની ચિરવિદાય ક્યારેક અસહ્ય લાગે ખરી; પણ, આપણામાં ચેતના હોય અને તે હંમેશ પ્રજ્વલિત ને ઊંચે જતી ને વિકસતી હોય તો દેહનો વિયોગ આપણને સતાવશે નહિ અને દિવંગત આત્માઓનો સાથ-સંદેશો આપણાથી છૂટો પડશે નહિ. —પુ. ગ. મા.]

### ફ્રેડરિક મેટકાફ

બ્રિટનની આમની સભા (*House of Commons*)માં ઈ. સ. ૧૯૪૮ થી ઈ. સ. ૧૯૫૪ સુધી મુખ્ય સચિવપદે (Clerk) રહેલા સર ફ્રેડરિક મેટકાફનુ ગુરુવાર, તા. ૩ જૂન ૧૯૬૫ને રોજ દુઃખદ અવસાન થયું (સર ફ્રેડરિકનો જન્મઃ તા. ૪ ડિસેંબર ૧૮૮૬). પ્રથમ વિશ્વયુદ્ધમાં સક્રિય લશ્કરી કામગીરી બજાવ્યા બાદ ૧૯૧૯ની સાલમાં સર ફ્રેડરિક પહેલવહેલા પાર્લમેન્ટરી સચિવાલયમાં 'આસિસ્ટંટ ક્લાર્ક' તરીકે દાખલ થયા. ૧૧ જ વર્ષમાં તેઓ સભાગૃહમાના Table પર Second Clerk Assistant સુધીની જવાબદારી પર પહોંચી ગયા. સને ૧૯૩૭માં એમને બઢતી મળી અને ૧૯૪૮માં જ્યારે સદ્ગત લૉર્ડ કૅમ્પિયન નિવૃત્ત થયા ત્યારે મુખ્ય સચિવ તરીકે સર ફ્રેડરિક નિમાયા. એ ઐતિહાસિક અને અતિ મહત્ત્વની જવાબદારી સર ફ્રેડરિકે ૭ વર્ષ સુધી જ્વલંત રીતે પાર પાડી. જુલાઈ, ૧૯૫૪માં જ્યારે તેઓ નિવૃત્ત થયા ત્યારે પાર્લમેન્ટમાંની એમની ૩૫ વર્ષની દીર્ઘ સેવાઓને સભાગૃહના સહુએ ઉમળકાભેર બિરદાવી. સર ફ્રેડરિક માત્ર પાર્લમેન્ટરી પદ્ધતિના પંડિત નહોતા; એમનાં વાણીવર્તનમાં અખૂટ ધીરજ, અનેરી સમજ અને અસાધારણ સુજનતા ને મિત્રતા હતી. નિવૃત્તિ બાદ પણ મેટકાફની પાર્લમેન્ટરી કારકિર્દી ચાલુ રહેલી; કારણ કે ૧૯૫૫ની સાલમાં તેઓ નાઇજીરીઆના હાઉસ ઑફ રેપ્રઝેન્ટેટિવ્સના સ્પીકર બન્યા. વેસ્ટમિન્સ્ટરમાંનો એમનો કીમતી અનુભવ એ રીતે લાગોસમાં સરસ ખપમાં આવ્યો. ૧૯૬૦ના ઑક્ટોબરમાં નાઇજીરીઆ સ્વતંત્ર થયું ત્યાં સુધી મેટકાફે લાગોસમાં કામગીરી બજાવી. છેલ્લાં વર્ષોમાં સર ફ્રેડરિક ક્યારેક કૉમન્સની મુલાકાતે જતા ત્યારે એમના જૂના મિત્રો અને સાથીદારો સાથે સર ફ્રેડરિક પાર્લમેન્ટરી બાબતો ઉપરાંત ગૉલ્ફ, સંગીત વગેરે પોતાના શોખના વિષયોની પણ વાતોચીતો કરતા. ઈ. સ. ૧૯૫૧ થી ઈ. સ. ૧૯૫૩ નાં બે વર્ષો દરમિયાન, પાર્લમેન્ટરી પદ્ધતિના મારા વિશેષ અભ્યાસને કારણે, લંડનમાં હું અનેકવાર હાઉસ ઑફ કૉમન્સની ચર્ચાઓ સાંભળવા–જોવા જતો ત્યારે સભાગૃહમાં સ્પીકરના મેજની નીચે અહીંથી ત્યાં મેટકાફનું દર્શન થતું. એમનો થોડોક અંગત પરિચય પણ મને થએલો. મારા જેવા જુવાન પરદેશી વિદ્યાર્થીને પણ મેટકાફ ઉષ્માભરી રીતે આવકારતા અને તમામ શક્ય સહાય અને માર્ગદર્શન આપતા. હસમુખા અને હોશિયાર સર ફ્રેડરિકને હું હાર્દિક અંજલિ અર્પું છું.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

\+ \+ \+

### માર્ટિન બ્યૂબર

૮૭ વર્ષના બુઝર્ગ ડૉ. માર્ટિન બ્યૂબર જેરૂસેલમમાં તા. ૧૩ જૂન ૧૯૬૫ને રોજ અવસાન પામ્યા (ડૉ. બ્યૂબરનો જન્મઃ તા. ૮ ફેબ્રુઆરી ૧૮૭૮; ઑસ્ટ્રિયાની રાજધાની વિયેનામાં). હીબ્રૂ યુનિવર્સિટીમાં તેઓ સામાજિક તત્ત્વજ્ઞાનના માનાર્હ અધ્યાપક હતા. દાર્શનિક અને સમાજશાસ્ત્રી ડૉ. બ્યૂબરના દેહાન્તથી યહૂદી ઇતિહાસનો ભાષ્યકાર

ચાલ્યો ગયો છે. યહૂદી ધર્મ અને પંથના તેઓ અચ્છા વિવેચક હતા. એમની સફેદ લાંબી દાઢી અને તેજસ્વી મુખમુદ્રા આપણને ગુરુદેવ રવીન્દ્રનાથનું સ્મરણ કરાવે! માર્ટિન બ્યૂબર માત્ર ત્રણ વર્ષના હતા ત્યારે એમના માતપિતાએ છૂટાછેડા લીધેલા અને તેથી બાળક માર્ટિનનો ઉછેર દાદાને ઘેર થયો. દાદા શ્રીમંત યહૂદી શાહુકાર હતા અને વિયેનાની યહૂદી કોમના આગેવાન હતા. એટલે બચપણથી જ માર્ટિનને સારા સંસ્કારો અને ઉમદા સંસર્ગ સાંપડ્યાં. હીબ્રૂનો જીવંત ભાષા તરીકેનો એમનો સંપર્ક ઉપકારક બન્યો. પણ ડૉ. માર્ટિન રૂઢિચૂસ્ત કે ધર્માંધ નહોતા. વિયેના ઉપરાંત બર્લિન, લિપઝિગ અને ઝ્યૂરિચમાં તેમણે ઉચ્ચ અભ્યાસ કર્યો. પછી તેઓ 'Zionist' ચળવળમાં સક્રિય બન્યા, અને વીસમી સદીના પ્રારંભમાં જ એ ચળવળના પ્રાણસમા ચેમ વાઈઝમનના નિકટ પરિચયમાં આવ્યા. ૧૯૨૩ની સાલમાં એમનું સર્વોત્તમ પુસ્તક પ્રસિદ્ધ થયું જે પાછળથી, સને ૧૯૩૭માં, *I and Thou* નામે અંગ્રેજીમાં ગ્રંથાકાર બન્યું. "Life is meeting" એ ડૉ. બ્યૂબરનું મહત્ત્વનું સૂત્ર હતું. પોતાનો એક કરુણ પ્રસંગ ને અનુભવ ડૉ. બ્યૂબરે ટાંક્યો છે: લોકોમાં તેઓ સારા એવા જાણીતા થએલા. અનેક જણ મળવા આવતા, ચર્ચાઓ થતી, સલાહ-સૂચનોની આપલે થતી. એક વાર એવું બન્યું કે ડૉ. બ્યૂબરને એક જુવાન મળવા આવ્યો. બ્યૂબર ખૂબ કામમાં રોકાએલા હતા. એમણે એને આવકાર્યો ખરો અને એની જોડે વાત પણ કરી. તેમ છતાં તેઓ એને "મળ્યા" નહોતા. જુવાન પછી ચાલ્યો ગયો અને એણે આત્મહત્યા કરીને જિંદગીનો અંત આણ્યો! "જીવન એ મિલન છે" એ એમના સૂત્રનો સાક્ષાત્કાર ડૉ. બ્યૂબરના સંવેદનશીલ મનને તે વખતે બરાબર થયો. ડૉ. બ્યૂબરે અનેક નામાંકિત યુનિવર્સિટીઓમાં અધ્યાપનનું કાર્ય કર્યું. સાથે સાથે એમણે વિપુલ લેખનકાર્ય ચાલુ રાખ્યું. ૧૯૩૮ની સાલમાં એમણે જર્મનીથી વિદાય લીધી અને જેરૂસેલમ જઈને ત્યાંની હીબ્રૂ યુનિવર્સિટીમાં પ્રોફેસરશિપ સ્વીકારી. ૧૯૫૧માં તેઓ નિવૃત્ત થયા, અને પછી માનાર્હ શિક્ષણસેવા જીવનના અંત સુધી આપી. એમને અનેક પારિતોષિકો એનાયત થયાં. યુરોપીઅન સંસ્કૃતિ અને વિચારના ક્ષેત્રોમાં ડૉ. માર્ટિન બ્યૂબરે ગૌરવયુક્ત અને ગણનાપાત્ર પ્રદાન કર્યું છે. જીવનની સંધ્યામાં એમણે નવું લખાણ ખાસ ન કર્યું, પણ પોતાનાં સમગ્ર લખાણોની નવી સળંગ આવૃત્તિ તૈયાર કરવામાં તેઓ છેક સુધી પૂરા પ્રવૃત્ત રહેલા. ડૉ. બ્યૂબરની ચિરવિદાયથી યહૂદી જગતે જ નહિ પણ આખી દુનિયાએ એક શાણો દાર્શનિક અને તપસ્વી મહર્ષિ ગુમાવ્યો છે.

'રોમેશ'

\+ + +

## બર્નાર્ડ બારુચ

રવિવાર, તા. ૨૦ જૂન ૧૯૬૫ને રોજ મિ. બર્નાર્ડ બારુચ ન્યૂયૉર્કમાં અવસાન પામ્યા [બારુચનો જન્મ: તા. ૧૯ ઑગસ્ટ ૧૮૭૦]. હૃદયરોગના હુમલાના ભોગ બનેલા બારુચની ઉંમર ૯૪ વર્ષની હતી, અને તેઓ થોડા વખતથી બીમાર જ હતા. બારુચની વિદાયથી એક મહાન ધનાઢ્ય, ઉદારદિલ દાનવીર અને બહુરૂપી ખેલાડી વિશ્વના મંચ પરથી અદશ્ય થાય છે. અમેરિકાના જાહેર અને રાજકીય જીવનમાં પણ બારુચે નામના મેળવેલી. પ્રમુખ વૂડ્રો વિલ્સનથી માંડીને અનેક પ્રમુખોના સલાહકાર બનવાનું માન બારુચે મેળવેલું. સને ૧૯૪૫થી સને ૧૯૫૩ સુધી પ્રમુખપદે રહેલા હૅરી એસ. ટ્રુમને બારુચને દેશના મહાન નાગરિકો પૈકી એક એમ વર્ણવ્યા. રાજકારણીઓ પર બારુચની અસર ઘેરી હતી. ન્યૂયૉર્કની 'વૉલ સ્ટ્રીટ'માં એમણે અઢળક ધન એકઠું કર્યું, પણ તે સાથે જ એમણે સત્તાપ્રતિષ્ઠાની ટોચ પરની વ્યક્તિઓ જોડે પણ ગાઢ મિત્રતા અને ઉત્કટ પ્રભાવ સંપાદન કર્યાં. તેઓ શેરબજારિયા નહોતા! પોતે કદી સત્તાપ્રતિષ્ઠાના સ્થાને નહિ બેઠેલા. બારુચની શાખ સત્તાધારીઓના વર્તુળોમાં જબરી હતી. સદ્ગત સર વિન્સ્ટન ચર્ચિલ સાથેની બારુચની દીર્ઘ અને ગાઢ મિત્રાચારી સુવિદિત છે. ૭ ફૂટ, ત્રણ ઈંચની ઊંચાઈ ધરાવનારા બારુચ અમેરિકન પ્રજાજીવનમાં પણ ઊંચાઈભર્યું અને ઉષ્માભર્યું સ્થાન પામેલા. પ્રિન્સ્ટન યુનિવર્સિટીને એમણે પોતાના કાગળપત્રો સુપ્રદ કર્યા તેમાં નવ અમેરિકન પ્રમુખોના બારસો પત્રો તથા ચર્ચિલના સાતસો કાગળ-

સંદેશાઓનો સમાવેશ થાય છે એ પરથી બારુચની 'રેઈન્જ' કેટલી લાંબી અને અસરકારક હતી તેનો ખ્યાલ આવે છે. બારુચની આત્મકથા બે ખંડમાં પ્રસિદ્ધ થઈ છે: *My Own Story* (૧૯૫૮ની સાલમાં) અને *The Public Years* (ઈ. સ. ૧૯૬૧માં). અગાઉ (સને ૧૯૫૩માં) એમનું *A Philosophy for our Times* પુસ્તક પ્રસિદ્ધ થએલું.

'રોમેશ'

\+ \+ \+

## મોશે શરિયત

ઇઝરેલના ભૂતપૂર્વ વડા પ્રધાન મિ. મોશે શરિયત બુધવાર તા. ૭ જુલાઈ ૧૯૬૫ને રોજ જેરૂસેલમમાં ૭૦ વર્ષની ઉંમરે અવસાન પામ્યા [શરિયતનો જન્મ: ઑક્ટોબર, ૧૮૯૪માં]. આખર સુધી તેઓ 'Zionist' કારોબારીના અધ્યક્ષપદે હતા. ઇઝરેલની સ્થાપના મે ૧૯૪૮માં થઈ ત્યારથી એની પાર્લમેન્ટ નેસેટ – Knesset–માં પણ તેઓ છેક સુધી સભ્યપદે ચાલુ રહ્યા. ઇઝરેલી સરકારે શોકદર્શક જાહેરાતમાં જણાવ્યું કે શરિયતની વિદાયથી દેશે એક માન્ય રાષ્ટ્રનેતા, યહૂદીઓની ચળવળના સમર્થ સૂત્રધાર અને યહૂદી પ્રજાના આદરણીય ગુરુ ગુમાવ્યા છે. ૧૯૫૩ થી ૧૯૫૫ના ગાળામાં શરિયત વડા પ્રધાનપદે રહ્યા હતા; પણ ખરેખર તો એમણે ઇઝરેલના વિદેશ પ્રધાન તરીકે જ લાંબી અને ઐતિહાસિક કારકિર્દી જીવી બતાવેલી. ૨૩ વર્ષો સુધી શરિયતે વિશ્વની સાથે ઇઝરેલનો સંબંધ ને સંઘર્ષ જોયો, જાણ્યો, ઘડ્યો! ૧૯૪૭ની સાલમાં પૅલેસ્ટાઈનનું વિભાજન આરબ અને ઇઝરેલી રાજ્યોમાં કરવાનું યુનાઈટેડ નેશન્સે ઠરાવ્યું ત્યારે ન્યૂયૉર્કથી ખાસ ઊડીને સ્વદેશ આવેલા શરિયતને રાજધાની તેલ અવીવમાં પ્રજાજનોએ વિજયવીર તરીકે ઉત્સાહથી વધાવી લીધા. સ્વાતંત્ર્યના જાહેરનામા પર જ્યારે શરિયતે સહી કરી ત્યારે અસંખ્ય લોકોએ શરિયતનો જયજયકાર કર્યો. એ વખતની શરિયતની જબરદસ્ત લોકપ્રિયતા જો કે પાછળથી ઠીક ઓસરી હતી. શરિયતનું બાળપણ અને પછીનું જીવન ઝંઝાવાતભર્યું હતું. એમને ઘણી ભાષાઓ આવડતી હતી. ભાષાશાસ્ત્ર એમનો શોખનો વિષય હતો. લંડન સ્કૂલ ઑફ ઇકૉનૉમિક્સ ઍન્ડ પોલિટિકલ સાયન્સમાં તેઓ સદ્‌ગત પ્રોફેસર હૅરલ્ડ લૅસ્કીના વિદ્યાર્થી હતા. શરિયતનું વાચન અને લેખન વિશાળ હતું.

પુ. ઞ. મા.

\+ \+ \+

## મહાદેવ રામચંદ્ર તાંબે

મારા મામા શ્રી માધવરાવ તાંબે છેવટે ચાલ્યા ગયા! તા. ૧૨ જુલાઈ ૧૯૬૫ને રોજ મુંબાઈમાં, ૮૧ વર્ષની વયે, એમનું દુઃખદ અવસાન થયું. લાંબી અને લથડતી તથા ગંભીર તબિયત પછી આવેલું મૃત્યુ એક રીતે એમને માટે શારીરિક વ્યાધિઓથી મુક્તિ મેળવ્યાના રાહતરૂપે હતું. પણ માયા અને ખેંચાણુ કયા સ્વજનોને વિલાપ કરતાં રોકી શકે છે? મારા મામાના એકના એક દિકરા ભાઈ બાળ (અનંત) પોતાના પિતાને 'પપ્પા' કહેતા એ જ હુલામણા નામથી અમે સહુ એમને ઓળખતાં અને સંબોધતાં. પપ્પાની નજર અને વર્તણૂક કયારેક ઘણી કરડી અને કડક અને ગદ્યમય લાગે, પણ તેઓ ખૂબ વત્સલ અને વિનોદી પણ હતા અને એમના નિવૃત્ત જીવનમાં તો એમના હાથ-હૈયા દ્વારા નીતરતી કલાત્મકતા અને પદ્યમયતા સરસ જોવા અનુભવવા મળતી.

પપ્પાનો જન્મ તા. ૩ મે ૧૮૮૪ને રોજ થયો હતો. આર્ટ્સ ગ્રૅજ્યુએટ થયા બાદ એમણે એંજિનિયરિંગ, ઍકાઉન્ટન્સી અને ઍક્ચૂરીઅલ સાયન્સનો અભ્યાસ કરીને તે વિષયોનાં પદવી-પ્રમાણપત્રો પ્રાપ્ત કર્યા. ૧૯૧૧ની સાલમાં, ઍક્ચૂરીઅલ સાયન્સનો સવિશેષ અભ્યાસ કરવા સારુ ઈંગ્લૅન્ડ જવાની પહેલ કરનાર ભારતીય જુવાનો પૈકી પપ્પા તાંબે હતા. ઉચ્ચ વિદ્યાભ્યાસ સફળતાથી સંપાદન કરીને પપ્પા સ્વદેશ પાછા ફર્યા અને થોડો વખત એમણે વ્યક્તિગત રાહે વ્યવસાય કર્યો. ત્યાર પછી તેઓ મુંબાઈ મ્યુનિસિપાલિટીમાં (કૉર્પોરેશનની રચના અને એવું નામકરણ પાછળથી આવ્યાં) જોડાયા. શરૂઆતમાં 'ઍસેસમેન્ટ ઍન્ડ કલેક્શન' ખાતામાં એમણે નોકરી કરી. થોડા જ સમયમાં એમની વરણી ડેપ્યુટી ઍકાઉન્ટન્ટ તરીકે થઈ. થોડાં વર્ષો બાદ, મુખ્ય હિસાબનીસ તરીકે કામ કરના અંગ્રેજ અમલદાર (Mr. Waite)નું અવસાન થતાં, પપ્પા તાંબેને

તરત જ બઢતી મળી અને પંદર વર્ષ સુધી પપ્પાએ મુંબાઈ મ્યુનિસિપાલિટીના ચીફ઼ ઍકાઉન્ટન્ટ તરીકે નોંધપાત્ર અને નક્કર કામગીરી કરીને સરસ નામના મેળવી. ૧૯૩૯ની સાલમાં પપ્પા વયમર્યાદા અનુસાર નિવૃત્ત થયા.

મ્યુનિસિપલ કારકિર્દી દરમિયાન પપ્પાએ ખૂબ કુશળતાથી અને સમજદારીથી કૉર્પોરેશનનું ભંડોળ અને નાણાંતંત્ર સંભાળ્યું. પપ્પાની કાબેલિયત અને સેવાઓથી તે વખતના બધા મ્યુનિસિપલ કમિશનરો સંતુષ્ટ અને કૃતજ્ઞ હતા. ક્લેટન (Clayton), કિરપાલાની અને ટૉન્ટન (Taunton) જેવા કમિશનરોને શ્રી તાંબે માટે ખૂબ પ્રેમ અને માનની લાગણી હતી. પપ્પાની કારકિર્દી દરમિયાન બનેલો એક પ્રસંગ ખાસ નોંધવા જેવો છે. મુંબાઈ બંદરનો વહીવટ ચલાવવા સારુ 'ધી બૉમ્બે પૉર્ટ ટ્રસ્ટ' નામની સ્વાયત્ત સંસ્થા કાયદાથી સ્થપાએલી કેઈ વર્ષોથી તે કામ કરે છે. એનું ટ્રસ્ટીમંડળ આજે આટલાં વર્ષો પછી પણ ઠીક ઠીક રૂઢિચૂસ્ત છે અને એના અડધોઅડધ સભ્યો સરકારનિયુક્ત હોય છે. પપ્પા તાંબેના સમયમાં (સને ૧૯૨૭-'૨૮) તો ઘણાખરા સભ્યો ગોરા ગર્વિષ્ઠ અમલદારો હતા, અને પોર્ટ ટ્રસ્ટના ખાતાંઓમાં પણ અંગ્રેજો જ મહત્ત્વની બધી જગ્યાઓ પર હતા. પોર્ટ ટ્રસ્ટના ચીફ઼ ઍકાઉન્ટન્ટની જગ્યા તે વખતે જ્યારે ખાલી પડી ત્યારે રીતસર અખબારોમાં જાહેરાતો છપાઈ એ મુજબ શ્રી તાંબેએ તે જગ્યા માટે અરજી કરી. મહિને બે હજારથી વધુ પગાર-ભથ્થાંવાળી આ મહત્ત્વની જગ્યા મેળવવા માટે અનેક અરજદારો હતા, એમાં 'ઈંટરવ્યૂ' વખતે પપ્પા તાંબે સર્વશ્રેષ્ઠ માલમ પડ્યા. પરંતુ આવી મોટી અને મહત્ત્વની જગ્યાએ કોઈ હિંદી આવે તે વાત અંગ્રેજ ઉપરીઓને જરા પણ પસંદ નહોતી. તેમણે એક સામાન્ય ગુણવત્તાવાળા ઍંગ્લો-ઈંડિયનની પસંદગી કરવા ધાર્યું. તરત જ પોર્ટ ટ્રસ્ટના બધા હિંદી ટ્રસ્ટીઓએ એની સામે સખત વાંધો ઉઠાવ્યો. સદ્‌ગત સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસે વિરોધનો આ અવાજ અસરકારક રીતે વ્યક્ત કર્યો, અને ગોરા ટ્રસ્ટીઓ ન માને તો આ આખું પ્રકરણ ભારત સરકાર આગળ અને દિલ્હીની વડી ધારાસભા સમક્ષ પણ લઈ જવાની ધમકી આપી. મુંબાઈના પ્રસિદ્ધ રાષ્ટ્રીય અંગ્રેજી દૈનિક 'The Bombay Chronicle' એ જોરદાર અને કડક ભાષામાં આ બાબત પર ખાસ મુખ્ય તંત્રીલેખ પ્રસિદ્ધ કર્યો, અને યુરોપીઅન ટ્રસ્ટીઓની આડાઈને ઉઘાડી પાડી. છેવટે, મુંબાઈના ગવર્નર સર જ્યૉર્જ લૉઈડને દરમિયાનગીરી કરવાની ફરજ પડી અને બધા 'ગોરાઓ'એ ભેગા મળીને ચીફ઼ ઍકાઉન્ટન્ટની નિમણૂંકનો પ્રશ્ન જ મુલતવી રાખ્યો, તથા ડેપ્યુટી ઍકાઉન્ટન્ટને વચગાળાના સમય માટે ચીફ઼ ઍકાઉન્ટન્ટનું કામકાજ થોડો વખત સંભાળવાનું જણાવ્યું! આમ ગોરી બહુમતીએ પોતાનો મિજાજ તો બતાવી આપ્યો જ, અને તોફાન મચાવીને શ્રી તાંબે જેવા લાયક અને શક્તિશાળી માણસના વાજબી હક્કો પર એણે તરાપ મારી. ખેર! પપ્પાને પોર્ટ ટ્રસ્ટના મુખ્ય હિસાબનીસનું પદ ન મળ્યું એ કમનસીબી હતી. પણ નૈતિક દૃષ્ટિથી અને જાહેર લોકમતની દૃષ્ટિથી તો પપ્પાનો જ ખરો વિજય થયો હતો.

પપ્પાને લગ્નજીવનનું સુખ કમભાગ્યે ઝાઝું ન મળ્યું. ૧૯૨૨ની સાલમાં એમનાં લગ્ન થયાં; ૧૯૨૫ની સાલમાં પુત્રરત્નનો આનંદ મળ્યો; ૧૯૩૨ની સાલમાં પત્ની (શ્રીમતી સુમતીબાઈ—મારાં માશી. મારાં બા કરતાં બે જ વર્ષ તેઓ નાનાં હતાં—૧૯૦૬માં ૩૧મી માર્ચે એમનો જન્મ. ૨૯મી એપ્રિલ ૧૯૩૨ને રોજ તેઓ ચાલ્યાં ગયાં ત્યારે હું તો ખૂબ જ નાનું બાળક—પણ માશીનાં વહાલ-લાડનો આસ્વાદ મેં પણ ચાખેલો.)નું કરુણ અને અકાળ અવસાન થયું. મુંબાઈમાં દાદરમાં પોલીસ લાઈન્સ પાસેનાં બે મોટાં મકાનો પપ્પા તાંબે અને એમના મોટા ભાઈ ભાઉકાકા તાંબેએ ખરીદેલાં. પાછળથી બન્ને ઘરો એમણે વેચ્યાં. પણ આજે ય દાદરમાં સર્વત્ર લોકજીભે એ ઘરો 'તાંબે હાઉસ' તરીકે ઓળખાય છે. પપ્પાને રમતગમતનો જબરો શોખ હતો. નિવૃત્તિ પછી એમણે વિશેષ જોરથી અને રસથી અનેક શોખ કેળવ્યા અને વધાર્યા. જૂના જી. આય. પી. સ્ટેશન (દાદર) પાસે પપ્પાએ 'દાદર સ્પોર્ટ્સ્ ક્લબ' સ્થાપી. સવારસાંજ તેઓ એ ક્લબમાં રમવા, ગપ્પાં મારવા અને પત્તાં રમવા જતા. નિયમિતતા પૂરેપૂરી. ટેનિસ રમવામાં તો તેઓ કાબેલ હતા. વ્યાયામ અને કસરત એ રીતે રોજ કરે. હમણાં હમણાં સુધી પપ્પા ટેનિસ સરસ રમતા મેં કેટલી યે વાર જોયા છે. દાદર સ્પોર્ટ્સ્ ક્લબમાં પપ્પા

એટલા બધા ઓતપ્રોત થયા હતા કે એ કલબને લોકો આજે પણ 'તાંબે કલબ' તરીકે ઓળખાવે છે. ક્રિકેટ આદીનો પણ પપ્પાને જબરો શોખ હતો. બાળ તાંબેમાં પણ એ, સુંદર છટાથી ને વારસાગત, ઊતર્યો છે. કોઈ ક્ષણ નકામી ન જાય એ માટે નિવૃત્તિકાળમાં પણ પપ્પા ખૂબ કાળજી રાખતા. જુવાનીમાં અને જ્વલંત કારકિર્દી દરમિયાન જાહેર નાણાંની કરકસર, કાળજી અને હિસાબી ચોખવટ વ્યવસ્થિત રાખનાર પપ્પા તાંબેએ પોતાના અંગત જીવનની મૂલ્યવાન ક્ષણોને પણ વિવિધ શોખ દ્વારા સરસ વાપરી હતી. સીવણનો અને ભરતગૂંથણનો પપ્પાનો શોખ કોઈ પણ કાબેલ ધંધાદારીને અને કુશળ નારીને મુકાબલે આવે એવો હતો! ઘડપણમાં પે સોય-કામ અને ઝીણું ગૂંથણકામ પપ્પા કેવી આસાનીથી અને કલાત્મક રીતે કરતા! ક્રેવર્કનો પણ એમને શોખ હતો. ક્યારેક તેઓ અન્ય નાના શોખ પણ શીખી લેતા. એમને ઈતર વાચનનો પણ નાદ હતો. કામધંધા વિના અમસ્તુ આમતેમ ફરવામાં અને ગામગપાટાં મારવામાં કે લોકનિંદા કરવામાં પપ્પાએ કદી રસ ન દાખવ્યો. પૂજ્ય દાદાસાહેબ અને અમારી સાથે તેઓ દિલ્હી ઉપરાંત અન્ય કેટલીક મુસાફરીઓમાં પણ જોડાતા. પપ્પા તાંબે ઘણી વાર એવા સરસ વિનોદ સંભળાવે કે એમની 'કંપની' છોડવાનું જ ન ગમે! તેમનું જીવન અને કાર્ય સમૃદ્ધ અને સંગીન હતું. પપ્પા તાંબેને હું ભાવપૂર્વક અને પ્રેમાદરથી વંદું છું.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

\+ \+ \+

## ઍડલે એવિંગ સ્ટીવન્સન

ગવર્નર ઍડલે સ્ટીવન્સનનું અચાનક અવસાન આજે પણ અપાર આપત્તિ સમાન—એકલા અમેરિકા માટે નહિ પણ આખા જગતને વાસ્તે—છે. લંડનમાં મિત્રોને મળવા ગએલા સ્ટીવન્સનને ઓચિંતું મૃત્યુ મળી ગયું! ગ્રોવનેર સ્કવેરમાં આવેલી અમેરિકન એલચીકચેરી પાસે જ એક રસ્તા પર ચાલતા જતા સ્ટીવન્સન એકદમ ઢળી પડ્યા તે ચિરવિદાય લેવાને જ! બુધવાર તા. ૧૪ જુલાઈ ૧૯૬૫ને રોજ, ૬૫ વર્ષની વયે, ઍડલે સ્ટીવન્સન ચાલ્યા ગયા (ઍડલે એવિંગ સ્ટીવન્સનનો જન્મ: ઈ. સ. ૧૯૦૦માં; લૉસ ઍન્જેલિસમાં). સંયુક્ત રાષ્ટ્રસંઘ ખાતે અમેરિકાના રાજદૂત તરીકે સ્ટીવન્સન છેલ્લાં વર્ષોમાં કુશળ કામગીરી બજાવી રહ્યા હતા. વર્ષો સુધી સ્ટીવન્સનની ગેરહાજરી વિશ્વસંસ્થામાં સહુને સાલશે.

સ્ટીવન્સનના આઘાતજનક અવસાનથી અમેરિકાનો અનેરો અવાજ એકાએક થંભી ગયો છે. પ્રમુખ જૉન્સને ગદ્‌ગદ કંઠે અંજલી અર્પી કે, 'U. S. has lost its finest voice.' સ્ટીવન્સનના રણકારમાં સહૃદયતા હતી, સચ્ચાઈ હતી, સહાનુભૂતિ હતી. એમના ઉદાર-મતવાદી વિચારો અને ઉન્નત આદર્શો એ અવાજ દ્વારા વિશ્વ આગળ વ્યક્ત થતા. સ્ટીવન્સનની પ્રગતિશીલ દૃષ્ટિ અને દૃષ્ટિવંત પ્રતિભા એ અવાજને અહર્નિશ આકાર અને ઓપ આપતી. આધુનિક અમેરિકાનો અંતરાત્મા ઍડલે સ્ટીવન્સનની વાણી અને કલમ મારફત આબાદ વ્યક્ત થતો હતો. સ્ટીવન્સનની ઓચિંતી વિદાયથી, મહાપુરુષોની નાનકડી અટારીમાં વિહરતી અસાધારણ વ્યક્તિની ભારે મોટી ખોટ પડી છે. સ્ટીવન્સનની બરાબરી કરી શકે એવા બહુ ઓછા રાજપુરુષો છે એટલે એમની કક્ષાએ અટારી તો નાનકડી જ રહેવાની; આખી દુનિયા માટે આવા મહાપુરુષો સતત સચિંત રહે છે અને માનવજાતનાં સ્વાતંત્ર્ય, ન્યાય, સમૃદ્ધિ, સમાનતા અને કલ્યાણ માટે હરહંમેશ મથામણ કરતા હોય છે. આખી દુનિયાનાં સ્વપ્નોને આકાર અને પ્રકાશ આપતી જ્યોત બુઝાઈ ગઈ એમ જૉન્સને કહ્યું તે સાર્થ છે.

ગવર્નર ઍડલે સ્ટીવન્સનની આદર્શપ્રીતિ અને એમનું શાંત, બુદ્ધિયુક્ત શાણપણ આજની વિશ્વસમસ્યાઓને જોવા માટે અને હલ કરવા માટે બહુ જરૂરી હતાં. સ્ટીવન્સન પાસે અસાધારણ મનોબળ અને જ્વલંત ચેતનાવૃત્તિ હતાં. માનવની શક્તિ અને સર્જકતામાં એમને અપાર શ્રદ્ધા હતી. અન્યાય સામે તેઓ અડીખમ ઊભા રહ્યા. વિશ્વશાંતિ પ્રસ્થાપિત કરવા માટે એમની પાસે અનેરી સૂઝબૂઝ હતી અને એ દિશામાંની એમની મથામણ એકધારી ચાલુ હતી. અમેરિકામાંનાં ઉત્તમ તત્ત્વોના ઉત્તમ પ્રતિનિધિ તરીકે સ્ટીવન્સનને હું બિરદાવું છું. સદ્‌ગત પ્રમુખ જૉન એફ. કૅનેડી અને સદ્‌ગત વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુનાં જેવાં ઉષ્માભર્યાં વ્યક્તિત્વો જોડે સ્ટીવન્સનનું વ્યક્તિત્વ, દૂધમાં સાકર ભળે તેમ, સમરસ થયું હતું. ત્રણેની પરસ્પરની મૈત્રી અને

આદરભાવના ગાઢ હતી. એકમેક પ્રત્યેની એમની આવી આસ્થા અને હૂંફ ખરેખર તો સમાન ધોરણો, સમાન આદર્શો અને સમાન સ્વપ્નાં માટેની સહિયારી દોસ્તી-યાત્રા હતી.

અમેરિકાના પ્રજાજીવનમાં અને જાહેરજીવનમાં ઍડલે સ્ટીવન્સનનું સ્થાન અનેરું હતું. લાગલાગટ બે વાર તેઓ પ્રમુખપદની હરીફાઈમાં (સને ૧૯૫૨ અને ૧૯૫૬) હાર્યા હતા; પણ જનરલ ડ્વાઈટ આઈઝનહોવરની હિમાલય જેવડી લોકપ્રિયતા સામે ટક્કર ઝીલવી એ જ મોટી વાત હતી. સ્ટીવન્સને એવી હિંમત અને હરખ બતાવ્યાં, કારણ કે એમના હૈયામાં અમેરિકાનાં સ્વાતંત્ર્ય અને લોકશાહીતંત્ર માટેની જબરદસ્ત–હિમાલય જેવડી–તાલાવેલી હતી. અમેરિકાનો અવાજ એટલે સ્વતંત્રતા, સમાનતા અને માનવતાનો અવાજ છે એમ એમને વિશ્વના દરબારમાં સતત સહુને કહેવું હતું. સ્ટીવન્સન પ્રખર બુદ્ધિશાળી હતા, સમર્થ તાર્કિક હતા. તેઓ બહુ બુદ્ધિજીવી છે એ રીતે એમની ક્યારેક ક્યાંક મજાક પણ ઉડાવાતી. રાજકારણમાં તો તેજસ્વી બુદ્ધિજીવીઓને બદલે વ્યવહારુ કર્મવીરોનું જ સ્થાન અને મહત્ત્વ છે એવું જાણે સ્ટીવન્સનને છાશવારે સંભળાવાતું હતું! છતાં, પચાસના દસકામાં બે વાર ડૅમોક્રેટિક પક્ષના ઉમેદવાર તરીકે સ્ટીવન્સને રાષ્ટ્રીય ધોરણે ચૂંટણીમાં ઝંપલાવ્યું, અને રાજકારણમાં જ શું પણ સમગ્ર જીવનમાં વિચાર, તત્ત્વ અને આદર્શનું કેવું ઉત્તુંગ અને અવિચલ સ્થાન છે એ અમેરિકાને અને દુનિયાને બતાવી આપ્યું. એક સમયે સ્ટીવન્સન ઇલિનૉય રાજ્યના ગવર્નર હતા, અને છેલ્લે કૅનેડીતંત્ર વખતે (પાછળથી જૉન્સનતંત્ર હેઠળ પણ) તેઓ સંયુક્ત રાષ્ટ્ર સંઘમાં અમેરિકાના વાચસ્પતિ પણ રહ્યા. આમ છતાં, ઍડલે સ્ટીવન્સનનું માન અમેરિકાના જાહેર જીવનમાં ખૂબ જ ઊંચું રહ્યું તે કોઈ એમના રાજકીય કે અન્ય સ્થાન ને પદને કારણે નહિ, પણ એમની પોતાની વિરલ ગુણવત્તાને લીધે જ. વસ્તુતઃ, મોભો કે હોદ્દો હોય તેના પ્રમાણમાં ઘણી વધારે પ્રતિષ્ઠા અને પ્રીતિ સ્ટીવન્સને સંપાદન કરી હતી. ગવર્નરો અને રાજદૂતો તો અનેક થઈ ગયા અને થશે; ચૂંટણીઓમાં હારી ગએલા ઉમેદવારોને કોઈ લાંબો વખત યાદ કરતું નથી. કાળના પ્રવાહમાં એવા તો કેટલા યે માણસો તણાઈ જતા હોય છે. પણ ગવર્નર ઍડલે સ્ટીવન્સનનું જીવનકાર્ય એ રીતે સહેલાઈથી કે જલદી ધોવાઈ જાય એવું નથી એમાં એમનાં કર્તૃત્વની અને વ્યક્તિત્વની વિશેષતા રહેલી છે. રોજિંદી ઘટમાળ અને ઘરેડમાં ઘણી વાર સ્ટીવન્સન અથડાયા અને હાર્યા; પણ એવી દેખીતી હાર છતાં યે સ્ટીવન્સનની પ્રજ્ઞા અને પ્રતિષ્ઠા નિરંતર વધતી રહી. અમેરિકન લોકમત પર સ્ટીવન્સનની છાપ અને અસર ઊંડી હતી. સ્વાભાવિક જ, એમના 'જીહજૂરિયાઓ' કોઈ ન હતા! પણ એમના ઉત્સાહી ચાહકો, વફાદાર મિત્રો તથા શિષ્યો અને ભક્તો લગભગ – એવા ઘણા હતા. અમેરિકન લોકોએ સ્ટીવન્સનને ચૂંટણીવિજયો ન આપ્યા તો પણ ચિત્તાનંદ ઘણો આપ્યો એમ કહી શકાય.

વ્યવહારમાંના સ્ટીવન્સનના વિવિધ પરાજયો વિષે પૃથક્કરણ કરવાનું આ સ્થાન નથી, અને એને માટેનો આ સમય પણ નથી. છતાં સ્ટીવન્સનની નિષ્ફળતા પાછળ એક રીતે એમની ભારે મોટી, સમર્થ એવી ગુણવત્તા અને વિચારશીલતા હતી! એમના જમાનાથી એ ઘણા આગળ હતા; અથવા તો, એમના સમવયસ્કો સ્ટીવન્સનની ખૂબ પાછળ રહી ગએલા જેવા હતા એમ કહો! સ્ટીવન્સન જે સમયમાં જીવ્યા તે સંજોગો પણ એમની પ્રતિકૂળતાઓ માટે ઓછા જવાબદાર નહોતા. સારી અને સમયસરની તકો ઝડપી લેવા માટે સ્ટીવન્સનને બહુ ઓછા અનુકૂળ સંજોગો મળ્યા એ કમનસીબીની વાત હતી. કદાચ, સ્ટીવન્સનમાં પૂરો આત્મવિશ્વાસ પણ નહિ હોય. અલબત, પોતાની શ્રદ્ધાઓને તેઓ દઢપણે વળગી રહેલા; પણ એમને વ્યવહારમાં ઉતારવા સારુ પોતાની પાસે પૂરતી તાકાત છે કે કેમ એ વિષે ક્યારેક સ્ટીવન્સન જાણે સાશંક હોય એમ જણાતું. એમની પાસે નેતાગીરી માટેની બધી સામગ્રી કદાચ નહોતી. સર્વસંગ્રાહકની વૃત્તિમાં પણ તેઓ સંભવતઃ પાછા પડતા હતા. સમજૂતી અને સહકારના તેઓ આગ્રહી હતા; પણ ગમે તેમ કે ગમે તે ભોગે હા–ના કરવા–કરાવવાની કરામત એમને આવડતી નહોતી.

ઍડલે એવિંગ સ્ટીવન્સને જન્મથી જ જાહેર જીવનનો સમૃદ્ધ વારસો મેળવેલો. સ્ટીવન્સનનાં માતપિતા અને પૂર્વજો અમેરિકાના રાજકીય જીવનમાં, ઘટક-

રાજ્યોનાં ક્ષેત્રે, ઠીક ઠીક અગ્રેસર હતાં. પ્રખ્યાત પ્રિન્સ્ટન યુનિવર્સિટીમાંથી ઍંડલે સ્નાતક થયા. ત્યાર પછી તેઓ રાજધાની વૉશિંગ્ટન ડી. સી. જઈને રૂઝવેલ્ટ તંત્ર હેઠળ સરકારી કામમાં જોડાયા. કાયદાનો અભ્યાસ પણ એમણે કરેલો જે પાછળથી શિકાગોમાં વકીલાત દ્વારા એમણે અજમાવ્યો. ૧૯૫૨ની સાલની હાર પછી તો ખાસ જોરથી તેમણે જૂનો વ્યવસાય ચાલુ કરેલો. સરકારી તંત્ર અને વહીવટનો તથા નાનામોટાં જાહેર સ્થાનોનો વિશાળ અનુભવ સ્ટીવન્સન મેળવતા જ રહેલા. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન નાવિકખાતામાં કામ કરી રહેલા સ્ટીવન્સને ૧૯૪૩ની સાલમાં ઇટાલીની મુલાકાત લીધી. પોતાના અહેવાલમાં તે વખતે સ્ટીવન્સને સ્પષ્ટ ઇશારો કર્યો હતો કે ઇટાલિયન લોકોને સમયસર ને સારી એવી સહાય નહિ અપાય તો સામ્યવાદના પ્રસારનો ભય વધશે. વર્ષો પછી સેનેટર મૅકાર્થીએ સ્ટીવન્સનને સામ્યવાદીઓ પ્રત્યે કૂણી નજર રાખનાર તરીકે વખોડેલા! પણ જે ભય ભ્રામક રીતે મૅકાર્થીને પાછળથી દેખાયો તે વાસ્તવિક રીતે સ્ટીવન્સને પહેલેથી દેખ્યો હતો. સામ્યવાદ સામેની મૅકાર્થીની જડ અને લગભગ જંગાલિયતભરી ઝુદ સામે સ્ટીવન્સને જહાલવૃત્તિથી અને ધૈર્યશીલતાથી કામ કરીને, અમેરિકન સ્વાતંત્ર્ય અને સહિષ્ણુતાની પતાકા વિજયવંતી ફરકતી રાખવામાં નોંધપાત્ર ફાળો આપ્યો હતો.

પચાસના દસકામાં સ્ટીવન્સનની કારકિર્દી એક રીતે પરાજયની પરાકાષ્ઠા સમાન લાગે તો પણ બીજી રીતે જોઈએ તો એ જ દસ વર્ષોમાં સ્ટીવન્સને જે વેગવંતો, વિચારશીલ, વીરતાભર્યો પ્રચાર આખા અમેરિકામાં કર્યો તેને પરિણામે સાઠના દસકાના ઉદય પ્રસંગે જૉન એફ. કેનેડીની "નવી ક્ષિતિજો" ("New Frontiers") રાજકીય આકાશમાં સ્પષ્ટ દેખાવા લાગી અને સરસ તપવા લાગી. ૧૯૬૦ની સાલમાં પ્રમુખપદ માટે લાગલાગટ ત્રીજી વાર ઉમેદવારી કરવાની સ્ટીવન્સનની ઇચ્છા હતી કે કેમ એ વિષે પૂરી સ્પષ્ટતા ક્યારેય કોઈને ન મળી! કેનેડી–જૉન્સનની સ્પર્ધા વચ્ચે સર્વસંમત એવા ત્રીજા ઉમેદવાર તરીકે પોતાના પર ડેમૉક્રેટિક પક્ષનો પસંદગીનો કળશ ઢોળાય એવી મધુર કલ્પના સ્ટીવન્સનના મનમાં તે વખતે રમતી હોય તો નવાઈ નહિ. સદ્‌ગત પ્રમુખ ફ્રૅંકલીન ડી. રૂઝવેલ્ટનાં પત્ની સદ્‌ગત એલેનર રૂઝવેલ્ટે સ્ટીવન્સનની ઉમેદવારીની તરફેણમાં ખૂબ ઉમળકાભેર પ્રચાર ને પ્રયાસ કરેલો, પણ સ્ટીવન્સને ઉમેદવારી માટે જાહેરમાં હા ન પાડી તેમ ના પણ ન પાડી! સ્ટીવન્સનની આવી અધકચરી વર્તણૂકને કારણે અને અધૂરી મહત્ત્વાકાંક્ષાને કારણે એમને પછીથી વિદેશ પ્રધાનપદ પ્રમુખ કેનેડીએ નહીં આપ્યું હોય એવું અનુમાન કરી શકાય. કેનેડીતંત્ર હેઠળ સ્ટીવન્સન વિદેશખાતાનું સેક્રેટરીપદ સંભાળશે એવી જોરદાર વાતો તે વખતે હવામાં હતી ખરી. ખેર. પાછળથી સ્ટીવન્સને સંયુક્ત રાષ્ટ્રસંઘમાંની કામગીરી સ્વીકારી અને જોતજોતામાં ત્યાં તેઓ ઘણાં નાનાંમોટાં રાષ્ટ્રોના પ્રતિનિધિઓના મિત્ર, ફિલસૂફ અને માર્ગદર્શક બની ગયા. વડિલ રાજપુરુષ તરીકે અને સ્વસ્થ, શાણા તથા કુશલ સંવાદકાર તરીકે સ્ટીવન્સને ન્યૂયૉર્ક ખાતે વિશ્વસંસ્થામાં ખૂબ મોટી અને વાજબી કીર્તિ સંપાદન કરી.

તા. ૧૭ જૂન ૧૯૬૫ને રોજ–અવસાનના એક માસથી યે ઓછા સમય પૂર્વે–ગવર્નર સ્ટીવન્સનને વિશ્વવિખ્યાત હાર્વર્ડ યુનિવર્સિટીએ 'ડૉક્ટર ઑફ લૉઝ'-ની માનદ પદવી જ્યારે એનાયત કરી ત્યારે એ અમેરિકન યુનિવર્સિટીએ સ્ટીવન્સનનો પરિચય આ શબ્દોમાં ગૌરવભરી શૈલીમાં આપ્યો: "Generous spirit, instant spokesman for freedom in the councils of the world; his intelligence and ready wit have informed and enlightened the political experience of a generation."

સ્ટીવન્સનના વ્યક્તિત્વમાં વિનમ્રતા અને સુજનતા હતી. વાતો સાંભળવામાં અને વાતો કરવામાં તેઓ બાહોશ હતા. એમનો વિનોદ બૌદ્ધિક ને માર્મિક સ્વરૂપનો હતો. એમને અનેક વિષયોમાં જીવંત રસ હતો. સાહિત્ય અને કલાના પણ તેઓ પૂરા રસિયા હતા. એમનાં બોલવા ચાલવામાં સ્વભાવસહજ મૃદુતા અને મધુરતા હતી. સ્ટીવન્સનનું અંગત ને કૌટુંબિક જીવન કાંઈક અંશે કમનસીબ જેવું

હતું. ૧૯૨૮ની સાલમાં તેમનાં લગ્ન થયાં; તેમના ત્રણ પુત્રો હયાત છે; સને ૧૯૪૯માં સ્ટીવન્સનનું લગ્નજીવન, છૂટાછેડાને કારણે, ખતમ થઈ ગયું.

ગવર્નર ઍડલે સ્ટીવન્સનના વિચારો સ્ફૂર્તિદાયક અને મનનીય છે. અનેક ભાષણો અને લખાણોમાં એ સુંદર અને સચોટ શૈલીમાં વ્યક્ત થયાં છે. સ્ટીવન્સનનાં ત્રણ મહત્ત્વનાં પુસ્તકોનો ઉલ્લેખ હું અહીં કરીશ: (1) Adlai E Stevenson–*Speeches*, with an Introduction by the Author. (2) *The New America*, (3) *Call to Greatness*. પહેલા પુસ્તકમાં સને ૧૯૫૨ની પ્રમુખપદની ચૂંટણી પ્રસંગેનાં મહત્ત્વનાં ભાષણો ગ્રંથસ્થ થયાં છે. વિચારશીલતા – reason – પર સ્ટીવન્સનની કેટલી મોટી મદાર હતી તે આ ભાષણોમાંથી જોવા મળે છે. વિચારોની અસર ભલે ધીમી, મોળી, નબળી લાગતી હોય તો પણ છેવટે વિચારોનું જ સામર્થ્ય અને અધિપત્ય જગતમાં શાશ્વત રહે છે એવી બુલંદ ઘોષણા સ્ટીવન્સનના શબ્દો દ્વારા વ્યક્ત થાય છે. સાચો રસ્તો જ લાંબે ગાળે ઉત્તમ રાજકારણ હોવા વિષેની શ્રદ્ધા સ્ટીવન્સન રજૂ કરે છે. માનવીની પાયાની આધ્યાત્મિક ગરજો પર સ્ટીવન્સન આગ્રહ અને ભાર મૂકે છે. લોકશાહી ટકાવવી ને વધારવી હોય તો નેતાગીરી પ્રામાણિક અને સન્નિષ્ઠ જોઈશે એ વિષે સ્ટીવન્સનને યત્કિંચિત શંકા નથી. સસ્તી ને સહેલી લોકપ્રિયતા પાછળ દોડનારા નેતાઓ માટે સ્ટીવન્સનને ઝાઝી પરવા કે આશા નથી. ઊલટું, વાસ્તવિકતા અને યથાર્થતા તથા સત્ય, પછી ભલે ને તે ગમે તેટલું અણગમતું કે કડવું લાગે, પર જ બધું ધ્યાન કેન્દ્રિત કરનારા નેતાઓ લોકશાહીને પુષ્ટિ અને પ્રેરણા આપશે એમ સ્ટીવન્સને માન્યું અને એ રીતે કામ કર્યું. ૧૯૫૨ની સાલના ચૂંટણી-પ્રચાર વખતના એક ભાષણમાંનાં એમનાં આ વાક્યો અમર છે: "Let's talk sense to the American people. Let's tell them the truth, that there are no gains without pains ... Better we lose the election than mislead the people; and better we lose than misgovern the people" ઈ. સ. ૧૯૫૬ની પ્રમુખપદ માટેની ચૂંટણી વખતનાં લખાણો તથા ભાષણો બીજા પુસ્તકમાં સંગ્રહિત થયાં છે. સેમૂર હૅરિસ તથા અન્ય બે ચુનંદા અભ્યાસીઓએ એનું સંપાદન કર્યું છે. હાર્વર્ડ યુનિવર્સિટીમાં માર્ચ ૧૯૫૪માં સ્ટીવન્સને આપેલ 'ગૉડકિન લેક્ચર્સ' ("A Troubled World" શિર્ષક હેઠળ) ત્રીજા પુસ્તકમાં, સુધારા-વધારા સાથે, પ્રસિદ્ધ થયાં છે. જુલમ અને આપખુદશાહી સામે સ્વાતંત્ર્યની સીધી અને ભયંકર ટક્કર વીસમી સદીમાં ચાલી રહી છે ત્યારે વિશ્વનાં સહુ આઝાદીપ્રેમી ભાઈબહેનોની ફરજો અને જવાબદારીઓ શી છે તેનું સ્ફોટક, રોચક અને વિચારપ્રેરક વિવેચન સ્ટીવન્સને આ ત્રીજા પુસ્તકમાં કર્યું છે અને માનવમાં રહેલી મહત્તાને કૃતાર્થ બનવાનું આહ્વાન કર્યું છે. ગવર્નર સ્ટીવન્સનનાં આ ત્રણે પુસ્તકો દરેક જાગૃત અને વિચારશીલ નાગરિકે અવશ્ય વાંચવા રહ્યાં અને એ અંગે મનન તથા જરૂરી વર્તન કરવું રહ્યું. સ્ટીવન્સનના અમર વારસાનું સાચું જતન એ રીતે જ થઈ શકે.

સ્ટીવન્સનને જોવાનો ને મળવાનો લહાવો મને ન મળ્યો એનો મને રંજ છે. સને ૧૯૫૮–'૫૯માં જ્યારે હું અમેરિકામાં હતો ત્યારે કનેટિકટમાં નૉર્થ સ્ટોનિંગ્ટન ખાતે એક અચ્છા અમેરિકન મિ. ઑબ્રે ('બિલ') વ્હાઈટલૉ સાથે મારો પરિચય અને મિત્રતા થયાં. વ્હાઇટલૉએ મને ત્યારે ઍડલે સ્ટીવન્સનનાં પ્રેરક ભાષણોમાંના થોડાક ઉતારાઓની 'લૉંગ પ્લેઇંગ રેકર્ડ' ભેટ આપેલી તે હું કોઈ કોઈ વાર સાંભળું છું અને સ્ટીવન્સનનો સહૃદયી તથા જોસ્સાભર્યો સંદેશો સાંભળું છું. એ રણકાર અને એ શબ્દો આજે પણ મને પ્રેરણા અને તાકાત આપે છે. એ રેકર્ડ (Adlai Stevenson Speaks. Edited and Narrated by James Fleming)માં સચવાએલો સ્ટીવન્સનો અવાજ મારા જેવાને વાસ્તે આજે કેટલો મૂલ્યવાન અને મહત્ત્વનો બની રહ્યો છે એ હું શી રીતે વર્ણવું?

ગવર્નર સ્ટીવન્સનને 'A True American' તરીકે ઓળખાવતાં લંડનનું જગપ્રસિદ્ધ દૈનિક 'The Times' એના તા. ૧૫ જુલાઈ ૧૯૬૫ના અંકમાં તંત્રીલેખમાં ભાવપૂર્ણ અને અર્થપૂર્ણ અંજલિ આપે છે. એ લેખનો પ્રત્યેક શબ્દ મનનીય છે એટલે એમાંનો

ઘણોખરો ભાગ અહીં ટાંકવાનો મોહ હું રોકી શકતો નથી:

"Adlai Stevenson was one of the tragic figures of American history. He was a prophet before his time, who received honour but not power. More than anyone on the political scene he appeared to speak only from his own convictions, yet he ended as the spokesman for policies in which he had almost no say. Even his hopes of using the United Nations to forge a new relationship between the United States and the emerging countries were largely frustrated. He died full of disappointments

Yet his life has left a mark that will not be eradicated. Abroad he came to represent that aspect of his country which most sustains foreign confidence in the fundamental virtue of its intentions even when its actions seem wrong. Through all the placid confidence of the Eisenhower era and the clumsy crusades of Mr. Dulles, he reminded the world that there was another America - sensitive, self-critical, thoughtful and visionary. At home he kept the light of intellect burning through a period when it was not fashionable to think....He won the support of all those who longed for a new style, for the elegance, honour, and responsibility that seemed demanded by America's new role in the world. Just because he was not 'political', because he seemed only half interested in power, because he spoke with unusual honesty, he came to represent for many the conscience of his country

Partly for the same reasons he never achieved power. Admittedly it was part of his tragedy that he sought it at an impossible moment, for General Eisenhower was probably unbeatable by anyone. But it became obvious in 1960, if it had not been obvious before, that the essential mechanics of the American political system were simply too alien to him. He was a navigator, not a driver. He saw the road the country had to travel—the social problems at home, the true shape of the world abroad—but it cannot be assumed that even if his hands had been miraculously planted on the wheel, he would have been able to steer effectively. There was an element of Hamlet in him. It remained for President Kennedy to begin the task of harnessing the intellectual and political communities together, and of putting power at the disposal of thought. It will remain Mr. Stevenson's great contribution that he showed the way even if he never reached the destination"

ગવર્નર સ્ટીવન્સનને હું પ્રેમાદરપૂર્વક અંજલિ અર્પું છું.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

\+ + +

## સિંગમન રી

૯૦ વર્ષની પાકટ વયે ડૉ. સિંગમન રી, અમેરિકાના ૫૦મા ઘટકરાજ્ય હવાઈની રાજધાની હોનોલોલુમાં તા. ૧૯ જુલાઇ ૧૯૬૫ને રોજ મરણ પામ્યા (ડૉ. રીનો જન્મ: તા. ૨૬ માર્ચ ૧૮૭૫). કોરિયન પ્રજાસત્તાકના તેઓ પ્રથમ પ્રમુખ હતા અને કોરિયાની જનતાના સ્વાતંત્ર્ય-સંગ્રામના તેઓ અગ્રણી અને પ્રતિક સમા હતા. ડૉ. સિંગમન રીનું જીવન ઝંઝાવાતોથી ભરપૂર અને રોમાંચક એવુ હતુ. એમનામાં મહત્તાના અંશો જેમ હતા તેમ લઘુતાના પણ! છેક સુધી એમની મર્યાદાઓ અને નબળાઇઓ એમને નડ્યા કરી. એમણે બાંધછોડો કરી, સમજૂતીઓ કરી, હારજીત મેળવી. ડૉ. રીની સહૃદયતા અને વત્સલતા વિષે શંકા નહોતી. કોરિયન પ્રજાને એમણે પુત્રવત માની અને પપાળી. એમ કરવામાં ડૉ. રીએ જક્કીપણુ યે ઓછુ નહિ દાખવ્યું. કોરિયન પ્રજા ન ઇચ્છે તો યે સત્તાસ્થાને વળગતા રહેવાની એમની ઉમેદ હતી. હકૂમત ચલાવવા માટે એમણે લાંચરુશ્વતના પ્રયોગો ઓછા અજમાવ્યા નહોતા! એ કારણે કોરિયન સમાજમાં પોલીસતંત્ર તરફ ખૂબ સૂગ જન્મેલી. માર્ચ, ૧૯૬૦ની ચૂંટણીમાં ઘણી ગરબડ થઈ. બીજે જ મહિને

કોરિયન વિદ્યાર્થીઓ અસંતોષ વ્યક્ત કરતા દેખાવો કરવા લાગ્યા. લશ્કરે જ્યારે દેખાવકારો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી અને અમેરિકનો અળગા રહ્યા ને પછી ચાલ્યા ગયા ત્યારે સિંગમન રીનું રાજકીય 'સદાચાર-તંત્ર' એકદમ ખરી પડ્યું! મે, ૧૯૬૦માં રીએ રાજીનામું આપીને સ્વદેશત્યાગ કર્યો અને હવાઈ (અમેરિકા)માં હવા ખાવા ચાલી ગયા. આખી જિંદગી ચળવળિયા રહેલા રી છેવટે સ્વબાંધવોની ચળવળના જ ભોગ થઈ પડ્યા! ડૉ. રી જૂનવાણી હતા, જડ હતા, નવા વિચારો ને પ્રવાહો સાથે બહુ હળીભળી શકયા નહોતા. પણ કોરિયામાં ડૉ. સિંગમન રીની ભૂમિકા સતત મોટે ભાગે નાટ્યાત્મક અને નોંધપાત્ર રહી હતી ખરી.

'રમેશ'

\+ \+ \+

## યૂજીન બર્ડિક

સોમવાર, તા. ૨૬ જુલાઈ ૧૯૬૫ને રોજ મિ. યૂજીન બર્ડિક ભરજુવાનીમાં ચાલ્યા ગયા. કૅલિફૉર્નિયામાં સૅનડિયેગો ખાતે ૪૬ વર્ષની નાની વયે મરણ પામેલા મિ. બર્ડિક યુનિવર્સિટી ઑફ કૅલિફૉર્નિયા (UCLA)માં રાજ્યશાસ્ત્રના આસિસ્ટંટ પ્રોફેસર હતા. *The Ugly American* પુસ્તકના જોડિયા લેખક તરીકે તેઓ આઠ વર્ષ પર ખૂબ જાણીતા થએલા. ગ્રહામ ગ્રીનની નવલકથા *The Quiet American*માં હિંદી ચીનની લડાઈના સંદર્ભમાં માનવના મનોવ્યાપારનું જેમ સુંદર વિશ્લેષણ છે તેમ *The Ugly American*મા એશિયામાંના અમેરિકન રાજદૂતો, ઈત્યાદિની ચિત્રવિચિત્ર ભૂમિકાઓનું સચોટ, સોંસરવું, કઠોર અને કટાક્ષયુક્ત વિવરણ છે. બર્ડિકની અગાઉની નવલકથા *The Ninth Wave* વિવેચકોએ વખાણી, પણ વાચકોએ વધાવી નહિ. હાર્વે વ્હીલર સાથે ૧૯૬૨ની સાલમાં બર્ડિકે *Fail Safe* નવલકથા લખીને આકસ્મિક ન્યૂક્લીઅર યુદ્ધનાં પરિણામો વિષેનું રસિક બયાન આપ્યું. પણ *The Ugly American* જેવી સફળતા આ બે પુસ્તકોને મળી નહિ. વિલિયમ લેડરર જોડે લખાએલી અને ૧૯૫૮ની સાલમાં છપાએલી એ ચોપડી ખૂબ વંચાઇ, વખણાઈ ને ગવાઇ! અમેરિકન મિથ્યાભિમાનનો પરપોટો એમાં ફૂટેલો. એ ચોપડીની નકલો થોકબંધ ગરમાગરમ ભજિયાંની જેમ વેચાઇ! ઇંગ્લૅન્ડની ઑક્સફર્ડ યુનિવર્સિટીમાં રોડસ્ સ્કૉલર તરીકે બે વર્ષ રહીને બર્ડિકે ૧૯૫૦ની સાલમાં તત્ત્વજ્ઞાનની ડૉક્ટરેટ પદવી મેળવેલી. ૧૯૫૮-'૫૯માં હું અમેરિકામાં હતો ત્યારે ઇસ્પિતાલમાં માંદગીના બિછાનેથી 'ધી અગ્લી અમેરિકન' મેં રસપૂર્વક વાંચેલી. *Sarkhan* નામની પૂરક નવી નવલકથા લેડરર જોડે બર્ડિકે લખી તે બર્ડિકના મરણોત્તર પ્રસિદ્ધ થઇ એ કમનસીબી છે.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

\+ \+ \+

## અબ્દલ હમીદ બદાવી

બુધવાર, તા. ૪ ઑગસ્ટ ૧૯૬૫ને રોજ કેરોમાં ડૉ. અબ્દલ હમીદ બદાવીનું ૭૮ વર્ષની ઉંમરે દુઃખદ અવસાન થતાં માત્ર ઇજિપ્તે જ નહિ પણ દુનિયાએ એક નામાંકિત ન્યાયાધીશને ગુમાવ્યા છે. ડૉ. બદાવી ઈ. સ. ૧૯૫૫ થી ઈ. સ. ૧૯૫૮ સુધી હૉલેન્ડમાં ધી હેગ ખાતે ઇન્ટરનૅશનલ કોર્ટ ઑફ જસ્ટિસના ઉપાધ્યક્ષ હતા. એમનું કાયદાનું જ્ઞાન ઊંડું હતું અને વ્યવહારમાં એમનો એ વિષયક અનુભવ વ્યાપક હતો. ઇજિપ્શીઅન સરકારના તેઓ વર્ષો સુધી કાયદાના સલાહકાર અને પછી મુખ્ય સલાહકાર રહેલા. ૧૯૪૧ની સાલમાં તેઓ સેનેટર અને પછી નાણાંપ્રધાન બન્યા. સને ૧૯૪૫માં તેઓ વિદેશ પ્રધાન થયા. સાનફ્રાન્સિસ્કોમાં સંયુક્ત રાષ્ટ્રસંઘની સ્થાપના માટેના ખતપત્રની ચર્ચા તથા સહીસિક્કાના પ્રસંગ-સમારંભોમાં ડૉ. બદાવી સામેલ હતા. વસ્તુતઃ, ઇજિપ્શીઅન પ્રતિનિધિમંડળની આગેવાની એમણે સાનફ્રાન્સિસ્કોમાં સંભાળી હતી. બીજે જ વર્ષે, ઈ. સ. ૧૯૪૬માં, ડૉ. બદાવીની નિમણૂક વિશ્વકોર્ટના ન્યાયાધીશ તરીકે થએલી.

'રમેશ'

\+ \+ \+

## વિલિયમ ગૅલેચર

૮૩ વર્ષના બુઝર્ગ બ્રિટિશ સામ્યવાદી નેતા મિ. વિલિયમ ગૅલેચરનું તા. ૧૨ ઑગસ્ટ ૧૯૬૫ને રોજ દુઃખદ અવસાન થયું [મિ. ગૅલેચરનો જન્મ: તા. ૨૫ ડિસેંબર ૧૮૮૧]. સને ૧૯૩૫ થી સને ૧૯૫૦ સુધી

તેઓ બ્રિટિશ પાર્લમેન્ટમાં સામ્યવાદી સભ્ય તરીકે હતા. વેસ્ટ ફાઈફ મતદારમંડળમાંથી તેઓ આમની સભામાં ચૂંટાતા. ઈ.સ. ૧૯૫૬ થી ઈ.સ. ૧૯૬૩ સુધી તેઓ બ્રિટિશ સામ્યવાદી પક્ષના પ્રમુખ રહ્યા. સને ૧૯૩૫ થી સને ૧૯૪૫ના ગાળા દરમિયાન તેઓ એકમેવ સામ્યવાદી પાર્લમેન્ટ-સભ્ય હતા. ૧૯૪૫ની સાલમાં ફિલ પિરેટિન ચૂંટાતાં, કૉમન્સમાં પાંચ વર્ષ માટે બે સામ્યવાદી સભ્યોનું જૂથ ચાલુ રહ્યું અને ગૅલેચર એના નેતા રહ્યા! સને ૧૯૫૦ની સામાન્ય ચૂંટણીમાં બન્ને હારી ગયા. ત્યારથી આજ લગી બ્રિટિશ આમની સભામાં ફરી સામ્યવાદી સભ્ય દેખાયો નથી. ગૅલેચરના અભિપ્રાયો કડક અને આત્યંતિક રહેતા, પણ એમણે ઝાઝા દુશ્મનો બનાવ્યા નહિ! સભાગૃહમાં ધાંધલ કરવાના કારણે સ્પીકરે અનેક વાર ગૅલેચરને ગૃહની બહાર કાઢેલા. રાજાશાહીના ચુસ્ત વિરોધી તરીકે ગૅલેચરની ખ્યાતિ હતી. રાણી એલિઝાબેથનાં લગ્ન-પ્રસંગે કૉમન્સે અભિનંદનનો પ્રસ્તાવ પસાર કર્યો ત્યારે ગૅલેચરે વિરોધમાં છટાદાર ભાષણ કરીને રાજાશાહી પરના વાહિયાત ખર્ચાઓની ટીકા કરી હતી. ગૅલેચરનું વક્તૃત્વ વિનોદથી ભરપૂર રહેતું. ક્યારેક એમ થતું કે આ સ્કૉચમેન આટલો અડગ સામ્યવાદી કેવી રીતે હોઈ શકે! એમની રાજકીય કામગીરીઓને કારણે ચાર વાર જેલયાત્રા પણ ગૅલેચરે કરેલી. સોવિયેટ રશિયા અને તેના નેતાઓ સાથે ગૅલેચરના સંબંધો ગાઢ અને મૈત્રીભર્યા હતા. લેનિનને તેઓ મળેલા. *The Case for Communism* એ એમનું જાણીતું પુસ્તક છે. ગૅલેચરની દફનવિધિ પ્રસંગે પાંચ હજારની શોકમગ્ન મેદનીમાં બારેક યુરોપીઅન દેશોના સામ્યવાદી પ્રતિનિધિઓ પણ સામેલ હતા.

પુ. ગ. મા.

\+ + +

## હાયાટો ઇકેડા

જાપાનના ભૂતપૂર્વ વડા પ્રધાન મિ. હાયાટો ઇકેડા ટોકિયોમાં શુક્રવાર, તા. ૧૩ ઑગસ્ટ ૧૯૬૫ને રોજ, ૬૫ વર્ષની ઉંમરે મૃત્યુ પામ્યા [જન્મ સને ૧૮૯૯માં, હિરોશીમામાં]. ૧૯૬૦ની સાલથી ૧૯૬૪ના નવેંબર સુધી (પોતે નિવૃત્ત થયા ત્યાં સુધી) તેઓ વડા પ્રધાનપદે રહ્યા. જાપાનના આધુનિક વડા પ્રધાનોમાં સૌથી ઓછો સંઘર્ષ જન્માવનાર નેતા તરીકે, અને મોટા ભાગના લોકોની માન્યતા મેળવનાર રાજપુરુષ તરીકે, ઇકેડાની ખ્યાતિ હતી. યુદ્ધોત્તર જાપાનની જબરદસ્ત જાહોજલાલી માટે ઇકેડાએ ઘણી જહેમત ઉઠાવી અને એમાં તેઓ સફળતા પણ પામ્યા. સને ૧૯૬૦ના ઉનાળામાં વડા પ્રધાન મિ. નોબુસુકે કીશીના પતન પછીના વંટોળ બાદ મિ. ઇકેડા સત્તાના ટોચ પર પહોંચેલા. જાપાનને એમણે નવું ને આધુનિક વ્યક્તિત્વ આપવાનો પ્રયાસ કર્યો. મિ. ઇકેડા પ્રમાણમાં આખાબોલા અને અડગ હતા. નોકરશાહીમાંથી રાજકારણમાં તેઓ પ્રવેશેલા. એમનું શિક્ષણ ક્યોટો યુનિવર્સિટીની કાયદાની વિદ્યાશાખામાં થએલું. સંજોગોએ ઇકેડાની રાજકીય સ્થિતિ દેશમાં ને બહાર સદ્ધર કરી મૂકેલી, પણ પોતાના પક્ષ (લિબરલ ડેમૉક્રેટિક પાર્ટી)માં તેમની ગણના સમર્થ નેતા તરીકે ખાસ થતી નહોતી. કુદરતના તેઓ શોખીન હતા અને બુદ્ધધર્મ પ્રત્યે એમને ભારે આસ્થા હતી. પશ્ચિમની સંસ્કૃતિ, પહેરવેશ વગેરેથી તેઓ અલિપ્ત જેવા રહેતા. એમના માટે સહુ જાપાનીઝ લોકોને માન હતું, પ્રીતિ કે ઉમળકો એટલો બધો નહોતો.

'રેમેશ'

\+ + +

## હેમુ ગઢવી

સૌરાષ્ટ્રના ભાતીગળ અને વૈવિધ્યસભર લોકસંગીતના ગાયક જ માત્ર નહિ પણ એના એક સન્નિષ્ઠ સંશોધક અને પ્રચારક શ્રી હેમુ ગઢવીનું અવસાન તા. ૧૯ ઑગસ્ટ ૧૯૬૫ને રોજ રાજકોટમાં થયું. જન્માષ્ટમીના પુનિત પર્વ નિમિત્તે સૌરાષ્ટ્રના ગ્રામવિસ્તારોમાં સ્થળે સ્થળે લોકમેળાઓ ભરાય. રાસ, ગરબા, ગરબી અને રાસડાઓથી લોકજીવન ત્યારે ઊભરાય અને લોકસાહિત્ય અને લોકસંગીતનાં અનેક સ્વરૂપો એના અસલ ઢંગમાં ત્યારે જોવા મળે. એવે પ્રસંગે ઉપલબ્ધ થતી આ સામગ્રી એકઠી કરવા હેમુભાઈ રાજકોટ નજીકના પડધરી ગામે ગયા હતા, ત્યાં જ એમને પક્ષાઘાત થયો અને થોડા કલાકમાં જ એમનું મૃત્યુ થયું.

હેમુભા નાનભા ગઢવીનો જન્મ વઢવાણ નજીક

ઢાંકણિયા નામના નાનકડા ગામમાં લોકસાહિત્યની ઉપાસક એવી ચારણ કોમમાં રત્નુ શાખામાં સને ૧૯૨૯માં થયો હતો. જેને મેઘાણીભાઈએ 'કુમકુમવર્ણી પાંચાલની ધરતી' કહી છે તે ઝાલાવાડની આ ભૂમિમાં પડેલા સંસ્કારો અને લોકજીવનમાં વણાઈ ગએલા અનેકવિધ સ્વરોનું પાન ભીના ગળાના આ ગાયકે એના શૈશવથી જ કર્યું હતું. નવ વર્ષની શિશુ વયે આ કલાકાર એકાદ નાની નાટકકંપનીમાં જોડાયો, તે કાળે ગુજરાત-સૌરાષ્ટ્રમાં મોટી નાટકકંપનીઓનો જમાનો ઓસરવા માંડચો હતો, પરંતુ નાની નાની નાટકકંપનીઓ ગામડામાં અને શહેરોકસ્બાઓમાં ફરતી અને લોકરંજન કરતી.

લોકસંગીતના જીવતા સ્વરો તો ગળામાં ઘૂંટાયા જ હતા; એમાં નાટ્યસંગીતની સૂરીલી બંદિશો ઊતરી, જેનો આવિષ્કાર હેમુભાઈ પાછળથી આકાશવાણીમાં જોડાયા ત્યારે રેડિયો પરથી રજૂ થએલા અસંખ્ય કાર્યક્રમોમાં અને સૌરાષ્ટ્ર સંગીત-નાટક અકાદમી તરફથી રજૂ થએલાં નાટકોમાં થયો.

રંગભૂમિ ઉપર આ કલાકારે પ્રમાણમાં નાની તેમજ મધ્યમ કક્ષાની ગણાતી કંપનીઓમાં કામ કર્યું હતું છતાં ય સારી એવી નામનાં મેળવી હતી. ૧૯૫૩-૫૪ના વર્ષોમાં 'ભર્તૃહરિ'માં ભજવેલી પીંગળાની ભૂમિકામાં કરેલી અદાકારીએ એને 'હેમુ પીંગળા'નું લાડકું બિરુદ અપાવ્યું હતું. કહેવાય છે કે જામનગરમાં આ નાટકના અસંખ્ય પ્રયોગો થયા હતા અને તે જોવા સૌરાષ્ટ્રના નાટ્યરસિકો છેક ભાવનગર, જૂનાગઢ, ધોરાજી, જેતપુર વગેરે દૂરનાં સ્થળોએથી આવતા અને 'હેમુપીંગળા'ની ભૂમિકા જોઈ રસતરબોળ થતા.

સને ૧૯૫૫-૫૬માં નાની કંપનીઓનો જમાનો લગભગ પૂરો થવા આવ્યો હતો, ત્યારે હેમુભાઈ આકાશવાણીના રાજકોટ કેન્દ્રમાં જોડાયા. શરૂશરૂમાં લોકગીતના કાર્યક્રમો તેઓ રજૂ કરતા. તેવામાં શ્રી ચંદ્રવદન મહેતા રચિત નાટક 'આણલદે' પરથી સૌરાષ્ટ્ર સંગીત નાટક અકાદમીના નાટ્યવિભાગના તે વખતના સંચાલક શ્રી માર્કંડ ભટ્ટે 'શેતલને કાંઠે' નાટક તૈયાર કરવા યોજના કરી. ભાઈ હેમુ ગઢવીના ગળાની તાસીર જોઈ માર્કંડભાઈએ એમને આ નાટકમાં લોકસંગીત અને લોકનૃત્યોનો વિનિયોગ કરવા નોતર્યા. હેમુભાઈનાં સૂઝ અને કલા આ નાટકને સારી એવી સફળતા અપાવી ગયાં.

સને ૧૯૫૭-૫૮માં આકાશવાણીના રાજકોટ કેન્દ્ર તરફથી લોકસંગીતના સંગ્રહનું કામ હાથ ધરવામાં આવ્યું. આ કામગીરીમાં શ્રી ચંદ્રકાન્ત ભટ્ટ અને હેમુભાઇએ ગામેગામ ઘૂમી, ખૂણેખાંચરેથી લોકસંગીતનાં, અત્યાર અગાઉ પ્રકાશમાં ન આવેલી કૃતિઓ, સ્વરૂપો અને સામગ્રી ભેગાં કરવામાં ખૂબ જહેમત ઉઠાવી. સને ૧૯૫૮થી સને ૧૯૬૧ના એ દિવસોમાં સૌરાષ્ટ્ર-કચ્છનો એવો એકે ઉત્સવ કે એકે મેળો નહોતો કે જેમાં ચન્દ્રકાન્તભાઈ કે હેમુભાઇની હાજરી ન હોય.

પરંતુ વધુ મહત્ત્વનું કામ તો એકઠી કરાએલી લોકસંગીતની આ કાચી પણ માતબર સામગ્રીનું સંસ્કરણ કરી એમાંથી નવનવી ભાતો ઊપસાવી, માત્ર ગ્રામવિસ્તારોમાં જ નહિ પરંતુ ગુજરાત-સૌરાષ્ટ્રનાં શહેરોમાં અને છેક મુંબઈમાં વસતા રેડિયોના શ્રોતાઓને રુચિકર લાગે એ રીતે એને રજૂ કરવાનું હતું; અને એ કાર્યમાં હેમુભાઇએ યશસ્વી પ્રદાન કર્યું હતું. આ સામગ્રીમાંથી જે રીતે એમણે નોખનોખાં સ્વરૂપો ઊપસાવ્યાં તેથી એમના કામણગારા કંઠની જ નહિ પણ લોકસંગીતના અભ્યાસી તરીકેની એમની આગવી પ્રતિભાની ગુજરાતને પિછાણ થઈ એટલું જ નહિ પણ ગુજરાત બહાર છેક દિલ્હી સુધી એમનો કંઠ ગાજતો થયો. સંગીતિકા (opera) જેવા કઠિન સ્વરૂપમાં લોકસાહિત્ય અને લોકસંગીતનો વિનિયોગ એમણે સફળતાથી કરવા માંડ્યો ત્યારે એમનામાં ભરી પડેલી શક્તિનો પરિચય પ્રથમ વાર જ થયો. 'પાતળી પરમાર', 'રાણકુંવર' અને 'પદ્માવતી' જેવી ઑપેરાના સ્વરૂપની કૃતિઓ આજે ય શ્રોતાઓના કાનમાં ગુંજે છે. પ્રભાતી, રામગ્રી, આગમ, પિયાલો કે કટારી; ઘંટીગીત, લગ્નગીત, ઋતુગીતો, ગરબા-ગરબી, રાસ કે રાસડા; છંદ, દુહા, મણિયારો કે લોકવાર્તા—લોકસાહિત્ય કે લોકસંગીતનો ગમે તે પ્રકાર હોય, હેમુભાઈનાં કહેણી અને કંઠ અજબ સ્ફૂર્તિ અને આસાનીથી એ બધામાં ઘૂમતાં.

આપણા સમર્થ સાહિત્યકાર સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણીએ લોકસાહિત્યના સંગ્રહ અને પ્રચારનું જે કાર્ય આજથી

ચારેક દાયકા પહેલાં ઉપાડયું હતું તેનો જ દોર જાણે કે હેમુભાઈએ એની પોતાની રીતે પકડયો અને મીઠા કંઠ દ્વારા લોકસંગીત અને લોકસાહિત્યની પ્રતિષ્ઠા, આજના આભાસી અને ધંધાદારી કલાપ્રવૃત્તિના જમાનામાં કરી અને ગુજરાતના સંસ્કાર-ઘડતરમાં પોતાનો અદનો ફાળો આપ્યો.

હેમુભાઈની કલા અને શક્તિનો પરિચય હજુ તો થતો જતો હતો એવામાં ભરયુવાનીમાં એમનું અકાળ અવસાન થયું એથી આપણી સંસ્કારપ્રવૃત્તિ એટલી પાંગળી બની છે.

ગિજુભાઈ વ્યાસ

(સ્ટેશન ડિરેક્ટર, આકાશવાણી, અમદાવાદ)

\+ \+ \+

## નહાસ પાશા

ઇજિપ્શીઅન રાજકારણમાં બે દાયકાથી વધુ સમય સુધી પ્રભુત્વ જારી રાખનાર રાજકારણી નહાસ પાશા સોમવાર, તા. ૨૩ ઑગસ્ટ ૧૯૬૫ને રોજ ઍલેક્ઝાન્ડ્રિયામાં, ૮૯ વર્ષની વૃદ્ધ ઉંમરે, પયગંબરવાસી બન્યા [પાશાનો જન્મ: ઈ. સ. ૧૮૭૬મા, ઉત્તરના ડેલ્ટા પ્રદેશમાં સમનૂદ ખાતે]. ૧૯૫૨ની સાલની ઇજિપ્શીઅન ક્રાંતિ પહેલાં 'વાફદ પાર્ટી'ના નેતા તરીકે આ રાષ્ટ્રવાદી લડાયકે નોંધપાત્ર કામગીરી બજાવી. નહાસ પાશા ઉદ્દામ દેશભક્ત હતા અને બ્રિટન સામેનો એમનો વિરોધ તીવ્ર હતો. કૈરોની લૉ સ્કૂલમાં ૧૯૦૦ની સાલમાં એમણે ઉપાધિ મેળવી. સને ૧૯૦૪મા તેઓ ન્યાયાધીશ બન્યા અને પ્રથમ વિશ્વયુદ્ધ બાદ રાજકારણમાં એમણે ઝંપલાવ્યું એટલે સરકારી સેવામાંથી તેઓ બરતરફ થયા. ત્યાર પછી તો રાતદિવસ સક્રિય રાજકારણમાં જ નહાસ પાશા રચ્યાપચ્યા રહ્યા. તેઓ નિર્ભય હતા. સને ૧૯૨૮માં તેઓ ઇજિપ્તના વડા પ્રધાન બન્યા, પણ એ પદ પર ઝાઝું ન ટકયા. ૧૯૩૦ની સાલમાં તેઓ બીજી વાર વડા પ્રધાનપદે આવ્યા. સને ૧૯૩૭માં ફરી પદભ્રષ્ટ થતાં તેઓ પાછા વિરોધ પક્ષમાં મુકાયા. એ ભૂમિકામાં એમણે વધુ કડક બની બ્રિટિશ શાહીવાદની સામે સખત અને સતત ઝુંબેશ ઉપાડી. ડઝનેક વાર નહાસ પાશાને મારી નાખવાના કે સત્તા પરથી ઉડાડી મૂકવાના પ્રયાસો થયા, પણ તે બધા નિષ્ફળ ગયા. નહાસ પાશા ઊંચા ને મજબૂત બાંધાના હતા. એમનું અંગત ચારિત્ર્ય નિષ્કલંક મનાતું. ૧૯૫૨ની સાલથી તેઓ ઍલેક્ઝાન્ડ્રિયામાં નિસ્તેજ, નિરસ અને લગભગ હતપ્રાણ જીવન ગુજારી રહ્યા હતા.

'શામ્બ્રસ'

\+ \+ \+

## લ કૉર્બ્યૂઝીએ

વિશ્વવિખ્યાત ફ્રેન્ચ સ્થપતિ લ કૉર્બ્યૂઝીએ (Le Corbusier) કરુણ અકસ્માતમાં તા. ૨૭ ઑગસ્ટ ૧૯૬૫ને રોજ અવસાન પામ્યા. દક્ષિણ ફ્રાન્સમાં કૅપ માર્ટિન ખાતે તેઓ સ્નાન કરી રહ્યા હતા ત્યારે આશરે દોઢસો વાર તરી ગયા પછી તેઓ એકદમ બેહોશ બનીને એકાએક ડૂબી ગયા! પાસે જ બે તરવૈયાઓ હતા એમણે આ મહામાનવને બચાવવાની મથામણ કરી, પણ તે ફોગટ નીવડી. દાક્તરી અભિપ્રાય પાછળથી એવો થયો કે કૉર્બ્યૂઝીએ પર હૃદયરોગનો તીવ્ર હુમલો થયો જેને પરિણામે એમનું પ્રાણપંખેરું ઊડી ગયું. કૉર્બ્યૂઝીએનું ખરું નામ હતું ચાર્લ્સ-એડવર્ડ જીનરેગ્રિસ (Charles–Edouard Jeanneret–Gris) અને મૃત્યુ સમયે એમની ઉંમર ૭૭ વર્ષની હતી [કૉર્બ્યૂઝીએનો જન્મ: તા. ૬ ઑક્ટોબર ૧૮૮૭.] ફ્રાન્સના સાંસ્કૃતિક બાબતોના પ્રધાન એમ. માલરોએ એક વાર કૉર્બ્યૂઝીએ વિષે વર્ણન કરતાં કહેલું કે તેઓ વિશ્વના સૌથી મહાન ને ઉત્તમ સ્થપતિ છે.

સ્થપતિ તરીકે કૉર્બ્યૂઝીએને સર્વોત્તમ કે સૌથી મહાન કદાચ કોઈ ન ગણે તો પણ સહુ સ્વીકારશે કે કૉર્બ્યૂઝીએ જગતના સૌથી વિવાદાસ્પદ સ્થપતિ તો જરૂર હતા. એમની દૃષ્ટિ અને કલા અને સૂઝ અસાધારણ કોટિની હતી. સામાન્યમાં તેઓ અસામાન્ય જોતા, અને અદ્ભુત મનાતી ચીજોને તેઓ સામાન્ય ગણતા! સ્થાપત્યકલાના ક્ષેત્રે એમણે હિંમતભર્યું, નવીન અને નોંધપાત્ર પ્રદાન કર્યું. બાંધકામની અનેક બાબતોમાં એમણે બેનમૂન પહેલ કરી. નવાં શહેરો સ્થાપવા અંગેની એમની રીત અને કરણી અનોખી હતી. સ્વાતંત્ર્યોત્તર ભારતમાં નવા પંજાબની નવી રાજધાની ચંદીગઢ કૉર્બ્યૂઝીએની સ્થાપત્યદૃષ્ટિનું-ને, કલાનું જીવંત અને

ભાવાત્મક પ્રતીક ને સ્મારક છે. શહેરનું નિયોજન કઈ કઈ દૃષ્ટિથી અને કયા હેતુઓ માટે તથા કેવા કેવા ઉપયોગો ખાતર કરવું જોઈએ એનો ખયાલ અને દાખલો ચંડીગઢના આયોજન અને બાંધકામ દ્વારા કૉર્બ્યૂઝીએએ સહુને આપ્યો છે. એમનાં સ્થાપત્ય વિષે ઘણાને અનેક મતભેદો હોવા છતાં સહુને એમની કલા આકર્ષે છે એમાં શંકા નથી. કશુંક નવું, કશુંક મન-ગમતું, કશુંક અનેરું એમાં છે એવી પણ પ્રતીતિ સહુને થાય છે.

સામાન્યતઃ કૉર્બ્યૂઝીએનો ખયાલ એવો હતો કે મકાનોનો આડો વિસ્તાર કરવાને બદલે તે ઊંચાં અને ગગનચૂંબી બંધાવાં જોઈએ. વાહનો અને પગપાળા ચાલનારાઓની અવરજવર એકમેકથી અલગ રાખવામાં તેઓ માનતા. ખુલ્લાં વિશાળ મેદાનોના તેઓ હિમાયતી હતા. વૃક્ષોની ઘટાઓનું આયોજન એમની નજર બહાર નહોતું. પોતાની આવી બધી કલ્પનાઓ અને વાતો તેઓ જોર-શોરથી લખતા અને કહેતા. પ્રચારકાર્યમાં તેઓ કદી થાકતા નહિ. એક જગ્યાએ એમણે લખ્યું છે કે, “I have said that the materials of city planning are: sky, space, trees, steel and cement, in that order and that hierarchy.” લ કૉર્બ્યૂઝીએની કલ્પકતા અને કલાત્મકતા હંમેશ તાજગીસભરી અને નિત્ય નવીન એવી હતી. વસવાટનાં ઘરો બાંધવામાં એમણે અનેક નવીનતાઓ અને વિચિત્રતાઓ ઊભી કરી. એમની ડિઝાઈન્સ હંમેશ ઓર જ અને જુદી તરી આવતી. તેમની કલ્પનાના બાંધકામ મુજબ, ભોંયતળિયે ખુલ્લી જગ્યા ઘણી રાખવાની અને આખી ઈમારત અગર સમગ્ર રચના મોટમોટા સિમેન્ટ-કૉંક્રિટના સ્તંભો પર કરવાની. પરિણામે, દરેક માળ પર જુદી જુદી રીતે અને જે છૂટથી બાંધકામ અને આયોજન કરવું હોય તેને પૂરો અવકાશ મળે. કૉર્બ્યૂઝીએ બહુ સૂચક રીતે ઘરનું વર્ણન આવું કરતા કે, “it is a machine for living in.”

સ્થપતિ, ઈજનેર, ચિત્રકાર કૉર્બ્યૂઝીએનું લેખન પણ વિપુલ હતું. ઘણી યુરોપીઅન ભાષાઓમાં અને જાપાનીઝ ભાષામાં એમનાં લખાણોનાં રૂપાંતર પ્રગટ થયાં છે. એમની કલા વિષે ભલે મતભેદ હોય તો યે એમની નિર્ભય અને પ્રણાલિકાભંજક રીતિનીતિ વિષે સહુને આદરભાવ જ રહેશે. એમનું મન સ્પષ્ટ અને સુરેખ હતું. નવદર્શન કરાવવા મથનારી એવી એમની વિચારસરણી હતી. ચંડીગઢ ઉપરાંત અમદાવાદમાં પણ લ કૉર્બ્યૂઝીએનાં થોડાંક જાહેર ને ખાનગી મકાનો છે—મિલ-માલિક મંડળની આકર્ષક ઈમારત, મ્યુનિસિપલ સંસ્કાર કેન્દ્રનું ભવ્ય મકાન, ઈત્યાદિ. રહેઠાણનાં મકાનોની એમની ડિઝાઈનો પણ બહારથી જોનારને હેરત પમાડે. મજાકમાં વાત સાંભળેલી કે બે ગામડિયા ભાઈઓ ભોળાભાવે અને મુગ્ધભાવે શહેરની મુલાકાત લઈ રહ્યા હતા ત્યારે કૉર્બ્યૂઝીએની ડિઝાઈનવાળા એક નિવાસસ્થાન પર એમની નજર પડી. એક ગ્રામજન બીજાને કહે, ‘આ જોયું! કોઈ શેઠિયાએ મોટું મકાન બાંધવા લીધું, ને પછી પૈસા ખૂટી પડ્યા હશે: એટલે મકાનને અધૂરું અને ખુલ્લું રાખ્યુ છે! સરખો રંગ પણ કર્યો નથી!’ ઠીક. અમદાવાદ એજ્યુકેશન સોસાયટીએ ચાર વર્ષ પહેલાં સ્કૂલ ઑફ આર્કિટેક્ચર શરૂ કરી એમાં લ કૉર્બ્યૂઝીએની જીવંત અને પરોક્ષ પ્રેરણા ઓછી નથી. એ સ્કૂલના કલ્પક અને નિયામક મારા પરમ મિત્ર શ્રી બાલકૃષ્ણ દોશી તો લ કૉર્બ્યૂઝીએના જ શિષ્ય, મિત્ર, સાથીદાર રહેલા. શ્રી દોશી જેવા અસાધારણ ખંતીલા અને કુશળ સ્થપતિઓ પણ જાણે લ કૉર્બ્યૂઝી-એની મોટી દેણ છે એમ કહું તો એમાં કાવ્ય કે અતિશયોક્તિ નથી. કૉર્બ્યૂઝીએને હું હાર્દિક અંજલિ આપું છું.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

\+ + +

## ભોગીલાલ ધીરજલાલ લાલા

શ્રી. ભોગીલાલ ધીરજલાલ લાલા સોમવાર તા. ૩૦ ઑગસ્ટ ૧૯૬૫ને રોજ ૮૮ વર્ષની પાકટ વયે અવસાન પામ્યાથી ગુજરાતની વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને તપોવૃદ્ધ એવી એક અગ્રણી વ્યક્તિની ખોટ પડી છે [શ્રી. લાલાનો જન્મ: તા. ૭ ડિસેંબર ૧૮૭૭; અમદાવાદમાં કાળુપુર ટીંકવાચોકી પાસેની ટીમલાપોળમાં]. ‘લાલાકાકા’ના વહાલસોયા બિરુદથી આબાલવૃદ્ધ સહુમાં તેઓ ઓળખાતા અને આદરપ્રીતિ સતત પામતા.

મુરબ્બી લાલાકાકાનાં છેલ્લાં વર્ષો શારીરિક નબળાઈઓ તથા વૃદ્ધત્વને કારણે શાંત અને રંજિદા જેવાં હતાં. પણ એમની ચેતના અને દેશદાઝ તથા રાષ્ટ્રવિષયક ચિંતા જરા પણ ફિક્કી કે મંદ પડી નહોતી. સ્વભાવતઃ જ લાલાકાકા સ્વસ્થ, શાણા, શાંત રહીને નક્કર કાર્ય કરનારા હતા. એમને પ્રસિદ્ધિ મળી, પદો મળ્યા, પ્રતિષ્ઠા પણ મળી. પરંતુ, એ બધાંની ઝાઝી પરવા કર્યા વિના પોતાનો ધર્મ નિષ્ઠાથી, મહેનતથી અને સ્થિરબુદ્ધિથી કર્યે જવાની લાલાકાકાની ટેવ અને ખાસિયત હતી.

લાલાકાકાના પિતા મૅજિસ્ટ્રેટ હતા. લાલાકાકા પોતે કાબેલ વકીલ હતા. નાનપણથી જ લાલાકાકાની કુશાગ્ર અને તેજસ્વી બુદ્ધિમત્તાનો સહુને પરિચય થવા માંડેલો. એમનો સ્વભાવ ઉદ્યમી હતો. વડોદરાની કૉલેજમાં ઉચ્ચ શિક્ષણ મેળવીને ૧૯૦૧ની સાલમાં એમણે વકીલાત શરૂ કરી. લાલાકાકા જો એમાં જ રચ્યાપચ્યા રહ્યા હોત તો તેમણે ધીકતી કમાણી કરી હોત. પરંતુ સંજોગોએ અને વિચારોએ લાલાકાકાને કેવળ અંગત લાભ કે સ્વાર્થ જોવા માટે કદી પ્રેર્યા નહોતા. જોતજોતામાં વકીલાતનો ધંધો છોડીને લાલાકાકા દેશની વકીલાત કરવા મંડી પડ્યા. ગુજરાતની કૉંગ્રેસમાં એમણે સરસ કામ કર્યું. બહેરામૂંગાની શાળા માટે એમણે સક્રિય કાર્ય કર્યું. અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં જઈને સુંદર નગરસેવા કરી. મુંબાઈની ધારાસભામાં પણ ૧૯૪૫ની સાલમાં તેઓ ચૂંટાયા. પાછળથી (સને ૧૯૫૬ના ડિસેમ્બરમાં) મુંબાઈ વિધાન પરિષદના અધ્યક્ષપદે લાલાકાકાની વરણી થઈ. સામાજિક અને કેળવણીવિષયક કામોમાં લાલાકાકાએ દિલચસ્પી દાખવીને નોંધપાત્ર કામ કર્યું. સરદાર શ્રી વલ્લભભાઈ પટેલના સુનંદા અને વિશ્વાસુ સાથીદારો પૈકી લાલાકાકા એક હતા.

આગ-અકસ્માતો, રેલ-સંકટો ઇત્યાદિ જાતજાતની આફતોમાં ગરીબોને તથા અનાથોને રાહત અને સાંત્વન આપવામાં લાલાકાકા હમેશ તરબોળ અને મોખરે હોય. ૧૯૬૨ની સાલમાં ગુજરાતે લાલાકાકાની સેવાની કદર રૂપે બે લાખ રૂપિયાનો થાળો એમને અર્પણ કર્યો તેનો વિનિયોગ રાહતકાર્યમાં કરવાનો સંકલ્પ લાલાકાકાએ કર્યો. એમની ચીવટ, વત્સલતા, વિનોદશક્તિ વખાણવા જેવી હતી. એમનું જીવન સાદું અને સૌજન્યપૂર્ણ હતું. ઉચ્ચ વિચારો અને આદર્શોનું તેઓ સતત વાચન, ચિંતન, સેવન કરતા. મુરબ્બી લાલાકાકાની હૂંફ ગુજરાતના અનેક નાનામોટા કાર્યકરો માટે ખૂબ ઉપકારક અને ઉપયોગી હતી.

મારા પિતા અને લાલાકાકાના સંબંધો સ્વાભાવિક જ ગાઢ અને સ્નેહભર્યા હતા. બન્નેને પરસ્પર માટે પ્રેમ અને આદરની લાગણી હતી. બન્ને સરદારશ્રીની નિકટ હતા. મુરબ્બી લાલાકાકાને મળવાના અનેક પ્રસંગો મને પ્રાપ્ત થાય એ કુદરતી હતું. એમની સુજનતા અને સંસ્કારિતાની છાપ મારા બાલમન પર અંકિત થએલી તે વધતી રહી. હવે એમની ચિરવિદાયથી હું વિહ્વળ બનું છું. છેલ્લા વર્ષોમાં મેં ક્યારેક ક્યારેક મુરબ્બી લાલાકાકાને મળવાનું થતું ત્યારે મને વડિલજનનાં વત્સલતા અને આશિષ મળ્યાનો આનંદ થતો. લાલાકાકાના સુપુત્ર અને સક્રિય કાર્યકર્તા શ્રી. અર્જુનલાલાનું વર્ષો પહેલાં અકાળ અને કરુણ અવસાન થતાં મુરબ્બી લાલાકાકાને અપાર અને તીવ્ર વેદના થઈ તે એમણે ધીરગંભીરતાથી સહી લીધી. પિતા-પુત્ર એક સાથે સરસ જાહેરકાર્ય કરી રહ્યા હતા અને પુત્રની પ્રગતિ એ દિશામાં થતી રહે એવી પિતાની સ્વાભાવિક ઉમેદ હતી. વિધિની ક્રૂરતાએ તે ઉમેદને અધવચ જ કાપી નાખી. મુરબ્બી લાલાકાકાના અંગત જીવનની આ દર્દભરી કરુણતા વચ્ચે તેઓ અડીખમ અને સ્થિરબુદ્ધિથી જીવન ગુજારતા રહ્યા એને કારણે લાલાકાકા પ્રત્યે મને હમેશ અને સવિશેષ આદરભાવ હતો. મુરબ્બી લાલાકાકાને હું સજળ નયને, પ્રેમપૂર્વક અંજલિ અર્પું છું.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

\+ \+ \+

## હૅરી હિલ્ટન-ફૉસ્ટર

બ્રિટિશ પાર્લમેન્ટના સ્પીકર સર હૅરી હિલ્ટન-ફૉસ્ટર, ગવર્નર સ્ટીવન્સનની જેમ, અચાનક અને રસ્તા પર એકદમ ઢળી પડીને ચાલ્યા ગયા. ગુરુવાર તા. ૨ સપ્ટૅમ્બર ૧૯૬૫ને રોજ સર હૅરી લંડનમાં સેંટ જેમ્સમાંની ડ્યૂક સ્ટ્રીટ પરથી જઈ રહ્યા હતા ત્યારે તેઓ ઓચિંતા ભોંય પર પડ્યા ને મરણ પામ્યા! જેમ ગવર્નર સ્ટીવન્સનને એમનાં એક સાથીદાર અમેરિકન સ્ત્રી-રાજદૂતે તરત કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ દ્વારા જીવાડવાને

('kiss of life' કહે છે એને) પ્રયાસ કરી જોયો પણ તે ફોગટ ઠર્યો તેમ સ્પીકરને પણ એ રીતે બચાવવાનો લંડનના ફરજ પરના પોલીસમેનનો પ્રયાસ નિષ્ફળ ગયો. સ્પીકરના આવા અકાળ અવસાનથી બ્રિટિશ પાર્લમેન્ટમાં સર્વત્ર શોક અને આઘાતની લાગણી ફરી વળી, અને વધારામાં વિલ્સન સરકારની ખૂબ જ નજીવી બહુમતીને મરણતોલ ફટકો પડયો. અવસાન સમયે સર હૅરીની ઉંમર ૬૦ વર્ષની હતી તે પશ્ચિમની પ્રજાની આયુર્મર્યાદાના પ્રમાણમાં કાંઈ મોટી કે ઘરડી ન કહેવાય [સર હૅરી બ્રૉસ્ટીન હિલ્ટન–ફૉસ્ટર (The Rt. Hon. Sir Harry Braustyn Hylton–Foster)નો જન્મ તા. ૧૦ એપ્રિલ ૧૯૦૫ને રોજ થયો].

ઑક્ટોબર, ૧૯૫૯માં સામાન્ય ચૂંટણીઓ થઈ ત્યાર પછીની નવી પાર્લમેન્ટમાં સર હૅરી સ્પીકરપદે ચૂંટાયા. અગાઉ (૧૯૫૪ થી ૧૯૫૯ સાલ સુધી) તેઓ રૂઢિચૂસ્ત સરકારમાં 'સોલિસિટર–જનરલ'ની જગ્યા પર હતા. સ્પીકરપદ પરનાં ૭ વર્ષો દરમિયાન સર હૅરીએ એકંદરે કુનેહથી અને ધીરજથી કામ સંભાળ્યું. બ્રિટનની પાર્લમેન્ટમાં વધી રહેલા પ્રક્ષોભક પ્રસંગો વચ્ચે, અને છેલ્લે તો સરકારની ડામાડોળ બહુમતી અને સ્થિતિ વચ્ચે, સર હૅરીએ ઠીક સૂઝથી અને સ્પષ્ટતાથી સભાગૃહનું સંચાલન કર્યું. સર હૅરી ઇતિહાસના મહાન સ્પીકરો પૈકી નહિ પંકાય તો પણ એક સારા અને સમજદાર સ્પીકર તરીકે લાંબા સમય સુધી અવશ્ય સ્મરણપટ પર રહેશે. સભાગૃહમાં સહુ સભ્યો પર સર હૅરીની સત્તા સરસ પ્રસ્થાપિત થઈ હતી અને એમનાં વિનોદ તથા બુદ્ધિચાતુર્ય માટે સહુને આદરભાવ હતો. એમની ચાલમાં ગૌરવ, નિર્ણય-શક્તિમાં ન્યાય-બુદ્ધિ અને વાતચીતમાં પ્રસન્નતા જોવા મળતાં. હું છેલ્લો જ્યારે લંડનમાં હતો (જૂન ૧૯૬૫માં) ત્યારે વેસ્ટમિન્સ્ટરમાં મેં એમને અધ્યક્ષપદે જોએલા અને એક દિવસ બપોરે ૨–૨૫ વાગ્યે, પાર્લમેન્ટની મધ્યસ્થ લૉબીમાંથી રોજ પસાર થતા સ્પીકર-પ્રયાણમાં પણ રૂઆબદાર રીતે પૂરી ગંભીરતાથી ચાલતા જોએલા. (બ્રિટિશ પાર્લમેન્ટનાં બન્ને ગૃહો સોમથી ગુરુ રોજ બપોરે ૨॥ વાગ્યે કામકાજ શરૂ કરે છે. 'કૉમન્સ' સામાન્યતઃ રાત્રે ૧૦॥ વાગ્યા સુધી સતત કાર્ય કરે છે; 'લૉર્ડ્સ' લગભગ સાંજના સાડા છ–સાત સુધી. શુક્રવારે કામકાજ સવારના ૧૧ થી બપોરના ૪ સુધી ચાલે છે. 'કૉમન્સ'ના 'સ્પીકર' સરઘસાકારે જ્યારે રોજ સભાગૃહમાં પ્રવેશે છે ત્યારે એ સાદું પણ દબદબાભર્યું દૃશ્ય જોવા માટે આગંતુકો અને મુલાકાતીઓ બન્ને બાજુએ શાંતિથી અને અદબથી ઊભા રહે છે અને બ્રિટિશ પાર્લમેન્ટરી જાહોજલાલી અને ઇતિહાસ નિહાળતા રહે છે.) તે પ્રસંગોએ મેં જોએલ સર હૅરીનું પડછંદ શરીર, ભરાવદાર વ્યક્તિત્વ અને તેજસ્વી મુખારવિંદ આજે પણ નજર આગળ તરવરે છે અને એમની વિદાયનું દુઃખ વધારે છે.

ઈ. સ. ૧૯૫૦માં સર હૅરી હિલ્ટન–ફૉસ્ટરે પાર્લમેન્ટમાં પ્રથમ પ્રવેશ કર્યો. યૉર્કના પ્રતિનિધિ તરીકે રૂઢિચૂસ્ત પક્ષના સભ્ય તરીકે તેઓ ચૂંટાયા હતા. ૧૯૫૯ની સાલમાં તેઓ લંડન અને વેસ્ટમિન્સ્ટર શહેર મતદારમંડળમાંથી ચૂંટાયા. (રૂઢિચૂસ્ત પક્ષની ટિકિટ પર જ). અલબત્ત, સ્પીકર થતાં વેંત, બ્રિટિશ પ્રણાલિકા પ્રમાણે, સર હૅરીએ સક્રિય રાજકારણ અને પક્ષીય સભાસદત્વ છોડી દીધું. સ્પીકરપદ જેટલું મહાન અને મોભાવાળું તેટલું એક રીતે અટૂલું અને એકંદર પ્રવાહોથી અલિપ્ત એવું હોય છે. એ સ્થાને બેસનાર વ્યક્તિ સભાગૃહની જ હોવી જોઈએ, પણ સભાગૃહના પ્રવાહો-મતમતાંતરોથી પર અને ઊંચી હોવી જોઈએ! સ્પીકરની નિષ્પક્ષતા અને તટસ્થતા માટે સભ્યોને આપમેળે માન અને આકર્ષણની લાગણી થાય તો જ એ કામની છે. સર હૅરી ક્યારેક મોળા અગર મંદ લાગતા. કેટલીક વાર તેઓ નિર્ણય આપવામાં વિલંબ પણ કરતા. નિરાંતે વિચારીને કહીશ એમ સ્પીકરને જો કે કોઈ વાર કહેવું પડે. પરંતુ સભાગૃહના સાચા સેવક બની રહીને ય સભાગૃહના અસરકારક અધ્યક્ષ બનવાની અદા અને છટા સ્પીકરમાં હોવી જોઈએ. બૅરીસ્ટરીનો અભ્યાસ અને અનુભવ સ્પીકર હિલ્ટન–ફૉસ્ટરને જેટલો ઉપયોગી નીવડયો તેટલી જ મદદમાં આવી એમની સમયસૂચકતા અને સહજસુંદર સામાન્ય સૂઝબૂઝ. સર હૅરીને હું હાર્દિક અંજલિ અર્પું છું.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

\+ \+ \+

## યોહાનીસ બૉબ્રાઉસ્કી

પૂર્વ બર્લિનમાં તા. ૨ સપ્ટેમ્બર ૧૯૬૫ને રોજ મિ. યોહાનીસ બૉબ્રાઉસ્કી (Herr Johannes Bobrowski)નું ૪૮ વર્ષની વયે અકાળ અવસાન થતાં જર્મનીના એક અગ્રણી કવિની આશાસ્પદ અને વિકસતી અક્ષરસાધનાનો કરુણ અંત આવ્યો છે. [બૉબ્રાઉસ્કીનો જન્મ: તા. ૯ એપ્રિલ ૧૯૧૭]. કલાના ઇતિહાસનો એમનો અભ્યાસ યુદ્ધને કારણે અધૂરો રહ્યો. જર્મન સૈનિક તરીકે તેઓ રશિયાના હાથે ઝડપાયા અને પછી ૧૯૪૯ની સાલમાં તેઓ રશિયાથી પાછા ફરતાં પૂર્વ બર્લિનમાં જઈ વસ્યા. ૧૯૪૧ની સાલથી એમણે કવિતાઓ લખવી શરૂ કરી. પૂર્વ યુરોપની ક્ષોભક પરિસ્થિતિ, યુદ્ધની દારુણતા, જીવનની રીતિનીતિની સરી જતી બાબતોનો અનુભવ—એ બધાંના સાદ-પડસાદ એમની કવિતામાં આબાદ વ્યક્ત થયા છે. અનેક જર્મન સાહિત્યિક પારિતોષિકો કવિને એનાયત થએલાં. પૂર્વ અને પશ્ચિમ જર્મની—બન્નેમાં કવિનાં પુસ્તકો પ્રસિદ્ધ થતા રહ્યા. અસાધારણ નોંધપાત્ર લેખન માટે ૧૯૬૪ની સાલમાં એમને પશ્ચિમ જર્મનીના વિવેચકોએ ખાસ બક્ષિસ દ્વારા બિરદાવ્યા હતા. નવલકથા ને ટૂંકી વાર્તાઓ પણ એમણે લખી છે.

'રમેશ'

\+ + +

## આલ્બર્ટ શ્વાઇટ્ઝર

આફ્રિકામાં ગૅબોનમાં લૅમ્બેરીન ખાતે 'જંગલ હૉસ્પિટલ'માં અડધા સૈકા ઉપરાંતથી અવિરતપણે માનવતાની માવજત કરી રહેલા મહર્ષિ ડૉ. આલ્બર્ટ શ્વાઇટ્ઝર છેવટે અનંતમાં પોઢી ગયા. શનિવાર તા. ૪ સપ્ટેમ્બર ૧૯૬૫ને રોજ રાત્રે ૧૧-૩૦ વાગ્યે એમનો દેહાન્ત થયો [આલ્બર્ટ શ્વાઇટ્ઝરનો જન્મ: તા. ૧૪ જાન્યુઆરી ૧૮૭૫]. ગઈ ૧૪મી જાન્યુઆરીએ ડૉ. શ્વાઇટ્ઝરની ૯૦મી વર્ષગાંઠ લૅમ્બેરીનમાં ઉજવાઈ હતી તે પ્રસંગે સાથીદારોને સંબોધતા આ મહાપુરુષે જણાવેલું કે, 'I feel at home here and I belong to you until my dying breath.' તા. ૨૮ ઑગસ્ટે તેઓ માંદા પડ્યા અને આઠ દિવસ બાદ એમણે શાંતિથી અને ગૌરવયુક્ત ગાંભીર્ય સાથે દુનિયાની ચિરવિદાય લીધી. શ્વાઇટ્ઝરે હૉસ્પિટાલને હંમેશ કુટુમ્બ જેવી સંસ્થા બનાવી રાખી હતી. દુનિયાભરમાંથી ડૉ. શ્વાઇટ્ઝરને અંજલિઓ અપાઈ. ઇટાલિયન પ્રમુખ સારાગતે કહ્યું કે શ્વાઇટ્ઝરમાં માનવબંધુભાવની સર્વોત્તમ ભાવના વ્યક્ત થતી હતી. ઇસુ ખ્રિસ્તે ઉદારતાની જે ઉદાત્ત શીખ આપી છે તેના જીવંત ઉદાહરણરૂપે શ્વાઇટ્ઝરનું જીવન અને કાર્ય હતાં. માણસ માણસ વચ્ચેનો પ્રેમ વધારવા માટે એમણે અહર્નિશ પુરુષાર્થ કર્યો. ડૉ. શ્વાઇટ્ઝરને વર્ષો પહેલાં નોબેલ શાંતિ પારિતોષિક એનાયત થએલું. (૧૯૫૨ની સાલ માટેનું શાંતિકાર્ય માટેનું આ વિશ્વવિખ્યાત ઇનામ ડૉ. શ્વાઇટ્ઝર અને અમેરિકાના જનરલ જ્યૉર્જ માર્શલને અર્પણ થયું હતું) નૉર્વેજિયન પાર્લમેન્ટની નોબેલ શાંતિ ઇનામ સમિતિના અધ્યક્ષ મિ. ગુનાર જાને અંજલિ અર્પતાં જણાવ્યું કે, 'Veneration for life was the concept which he put up against materialism and the armaments race, against worship of technology.' મનુષ્યોને પોતાનું જીવન જીવવા જેવું લાગે એવી ભક્તિ અને ભાવના ડૉ. શ્વાઇટ્ઝરે જલતી રાખી. વ્યક્તિ હિંમત ન હારે અને શ્રદ્ધાપૂર્વક, તાકાતથી તથા અડગ મનોબળ વડે જીવન ગુજારે એ બોધપાઠ ને સંદેશો શ્વાઇટ્ઝરે પોતાનાં જીવનકાર્ય વડે સતત વહેતો રાખ્યો.

ડૉ. આલ્બર્ટ શ્વાઇટ્ઝરનું વ્યક્તિત્વ વિવિધ પાસાંવાળું હતું. તેઓ શ્રેષ્ઠ મિશનરી હતા, આદર્શ ડૉક્ટર હતા, ગહન તત્ત્વજ્ઞાની હતા, અચ્છા સંગીતજ્ઞ હતા, ઊંડી ધાર્મિક સમજવાળા હતા, અનેરી આધ્યાત્મિકતા ધરાવનારા હતા. આટલી બધી વિવિધતાઓ એક સાથે અને સર્વશ્રેષ્ઠ કક્ષાએ બહુ થોડી વ્યક્તિઓમાં આપણને જોવા મળે છે. તેઓ પૂરા નિઃસ્વાર્થી હતા. 'કામયે દુઃખતપ્તાનામ્ પ્રાણિનામ્ આર્તિનાશનમ્'નાં ગીતાજીનાં વચનો જાણે એમનો મુદ્રાલેખ હતો. દીનદુઃખી તથા પીડિતપતિતની સંભાળ લેવી, એમને સહાય કરવી, એમને હૂંફ આપવી, જીવન પ્રત્યેની એમની આસ્થા વધારવી—આ હતું માનવજાતને આલ્બર્ટ શ્વાઇટ્ઝરનું અસાધારણ પ્રદાન. એ માટે આપણે જેટલી કૃતજ્ઞતા અને ધન્યતા વ્યક્ત કરીએ તેટલી ઓછી છે. ડૉ.

સ્વાઇટ્ઝરની બધી વિચારસરણી કે રહેણીકરણી સાથે સહુ સહમત ન થાય તો પણ સહુના મનમાં એમની માનવતાસેવા તો સદા અંકિત રહેશે જ.

મિશનરી કાર્યનો વારસો અને ધાર્મિકતાના સંસ્કારો આલ્બર્ટને જન્મથી જ મળેલા. સ્ટ્રાસબર્ગ યુનિવર્સિટીમાં એમણે ઉચ્ચ શિક્ષણ મેળવ્યું. તે વખતે ફરજિયાત લશ્કરી શિક્ષણના એક વર્ષ દરમિયાન પણ તેમણે ગ્રીક 'ન્યૂ ટેસ્ટામેન્ટ' હંમેશ પોતાની પાસે રાખેલું એ લાક્ષણિકતા નોંધપાત્ર છે. પૅરિસ અને બર્લિનમાં પછી તેઓ વધુ અભ્યાસાર્થે ગયા. ૧૮૯૮ની સાલમાં એમણે કાન્ટ (Kant) ની ધર્મવિષયક ફિલસૂફી પર મહાનિબંધ લખીને Ph.D. મેળવી. ત્યાર પછીનાં વર્ષોમાં એમણે અનેક મનનીય પુસ્તકો લખ્યાં. સંગીતનો એમનો શોખ બચપણથી જ શરૂ થએલો. પાંચ વર્ષના હતા ત્યારે એમણે પિતાની પાસેથી પિયાનો વગાડવાનું શિક્ષણ શરૂ કર્યું. કિશોરાવસ્થામાં તેઓ દેવળમાં પ્રાર્થનાપ્રસંગે સરસ વાદ્યસંગીત પીરસતા. સંગીતથી એમને અનેરો આનંદ મળતો. સંગીતનો સવિશેષ અભ્યાસ કરીને એમણે એ અંગે વિવેચનાત્મક ગ્રંથો પણ લખ્યા. ધર્મવિષયક કૉલેજના તેઓ પ્રોફેસર અને પછી પ્રિન્સિપાલ બન્યા. તેમની વિદ્વત્તા જબરી હતી. આખા યુરોપમાં તેઓ કીર્તિ પામવા લાગ્યા.

યુવાવસ્થામાં જ સ્વાઇટ્ઝરના મનાકાશમાં સુખદુઃખ અને જીવનસંગ્રામ અંગેનાં મંથનો, વાદળો, વિચારોનો પ્રક્ષોભ ચાલી રહ્યો હતો. દુઃખ શું છે એ એમને માટે ગૂઢ પ્રશ્ન બની ગયો હતો. બાળક આલ્બર્ટને થતું કે હું ખાધેપીધે ને બધી રીતે સુખી જણાઉં છું અને ઘણા બીજાઓ દુઃખ વેઠી રહ્યા છે એમ કેમ? ૨૧ વર્ષની ઉંમરે પહોંચ્યા ત્યાં લગીમાં તો સ્વાઇટ્ઝરે ગાંઠ બાંધી દીધી કે જીવન એટલે પોતા માટે જીવવા ઉપરાંત કાંઇક વિશેષ છે. એ જ ક્ષણે એમણે પાકો નિર્ણય કરી દીધો કે માનવજાતની પ્રત્યક્ષ સેવા કરવા માટે જ પોતાનું જીવન સમર્પણ કરવું જોઇએ. એ માટે પછી એમણે તાલીમ અને તૈયારી શરૂ કરી. ૮–૧૦ વર્ષો સુધી વિજ્ઞાન અને વિનયનની વિવિધ શાખાઓનો એમણે ઊંડો અભ્યાસ કર્યો.

સ્વાઇટ્ઝરની ઇચ્છા પ્રથમ તો સામાજિક સેવા કરવાની હતી. ગરીબો અને બાળકોના કલ્યાણ માટે એમને કાર્ય કરવું હતું. ત્યાં એક દિવસ એમણે પૅરિસ મિશનરી સોસાયટીના સામયિકમાં વાંચ્યું કે આફ્રિકામાં કૉંગોમાં મિશનરી કાર્યકરોની જરૂર છે; તરત એમણે આફ્રિકાગમન માટે નિશ્ચય કરી લીધો. સૂઝ તો પડેલી હતી જ; હવે દિશાસૂચન મળતાં સ્વાઇટ્ઝરની કારકિર્દી શરૂ થઈ. એમણે દાક્તરી વિદ્યાભ્યાસ કર્યો અને ૧૯૧૩ની સાલમાં એની ડિગ્રી સંપાદન કરી. એ જ વર્ષમાં 'ગુડ ફ્રાઇડે'ના શુભ દિને વહાણમાં બેસીને ફ્રેન્ચ ઇક્વેટોરીઅલ આફ્રિકા તરફ સ્વાઇટ્ઝરે સકુટુમ્બ પ્રયાણ કર્યું. પત્ની (હેલન બ્રેસલૉ)એ નર્સની તાલીમ લીધી હતી. ગૅબાનમાં લૅમ્બેરીન ખાતે (ઓગોવે નદીથી ૮૦૦ માઇલ ઉપર) સ્વાઇટ્ઝર દંપતી પહોંચી ગયાં. ત્યાં ઇસ્પિતાલ બાંધી. અર્ધશતક ઉપરાંતની અદ્ભુત સેવાનાં બીજ આમ વવાયાં. થોડીક ઝૂંપડીઓમાં સાધનસજ્જ થઈને એમણે પ્રથમ નવ માસમાં બે હજાર જેટલા દરદીઓની સારવાર કરી. સાડાચાર વર્ષ સુધી તેમણે આ રીતે સખત જહેમત ઉઠાવી. પછી ૧૯૧૭ની સાલમાં ફ્રાંસમાં થોડો વખત સ્થાનબદ્ધ રહ્યા ને છૂટયા બાદ સ્વાઇટ્ઝરે એમના મહાન ગ્રંથ *The Philosophy of Civilization*ના લેખનની તૈયારીઓ શરૂ કરી. સને ૧૯૨૪માં તેઓ પાછા લૅમ્બેરીન ગયા. પત્નીની નાદુરસ્ત તબિયતને કારણે સ્વાઇટ્ઝર એકલા ગયા. ત્યાર બાદ તેઓ અવારનવાર યુરોપ આવતાજતા રહ્યા ત્યારે ફંડફાળા એકઠા કરવાના કામમાં અને પ્રચારકાર્ય કરવામાં પ્રવૃત્ત રહ્યા, પણ મોટે ભાગે તો વર્ષો ને વર્ષો સુધી આફ્રિકામાં જ દરિદ્રનારાયણની સેવા કરતા રહ્યા. ૧૯૩૩ની સાલમાં એમની આત્મકથા *My Life and Thought* પ્રગટ થઇ. વર્ષો સુધી એકધારી સેવા કરનાર અને એક દિવસનો પણ આરામ ન લેનાર ડૉ. સ્વાઇટ્ઝરની ઇચ્છાશક્તિ અને સેવા-ધગશ અદમ્ય હતી.

સને ૧૯૩૯ પછીનાં વર્ષોમાં ડૉ. સ્વાઇટ્ઝરે યુરોપ-અમેરિકામાં અનેક માનસન્માન પ્રાપ્ત કર્યાં. એ ખંડોની યાત્રાઓ પણ એમણે કરી. પરંતુ, અંધારિયા આફ્રિકન ખંડમાં જ જીવન-આશાની જ્યોત જ્વલંત રાખવાની વણથંભી વિકાસયાત્રા એમણે ખરેખર ચાલુ

રાખ્યા હતી. તેઓ દાર્શનિક હતા, પણ એક રીતે જોતાં, તેઓ સવિશેષ જીવનવી રહતા. વિચારને બદલે કૃતિ પર એમણે વધુ ભાર મૂકયો. આફ્રિકામાં લિવિંગ્સ્ટન અને શ્વાઇટ્ઝર જેવા પુરુષાર્થીઓની જીવનગાથા અમર રહેશે. શ્વાઇટ્ઝર જાણે વીસમી સદીમાં ફરી પ્રગટેલા ઇસુ ખ્રિસ્તના અંશરૂપ અવતાર-પુરુષ હતા! એ મહાનુભાવને હું ભક્તિભાવથી વંદું છું.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

\+ + +

## ગણેશ વિષ્ણુ બર્વે

ડૉક્ટરસાહેબ ચાલ્યા ગયા એ હજી મારા માન્યામાં આવતું નથી! સપ્ટેંબર, ૧૯૬૫ના પ્રથમ અઠવાડિયામાં હું એક દિવસ ભાવનગરમાં હતો ત્યારે ગણેશોત્સવમાંના મારા મરાઠી પ્રવચન પછી એક સ્વજને મુંબાઈનું 'ધી ઇન્ડિયન એક્સપ્રેસ' પત્ર મને બતાવ્યું જેમાં મારા સમાચાર હતા કે પાંચમી સપ્ટેંબરે સોલાપુર ખાતે ડૉ. ગણેશ વિષ્ણુ બર્વેનો દેહાન્ત થયો. હું સ્તબ્ધ બની ગયો, અને રડી પણ ન શકયો. પછી શૂન્યમનસ્ક થઈને કયાં સુધી બેસી રહ્યો કોણ જાણે!

ડૉક્ટર બર્વેને અમે 'ડૉક્ટર સાહેબ' તરીકે વહાલથી અને આદરથી સંબોધતા. એમનો જન્મ ક્યારે ને કયાં થયો અને એમનું બાળપણ વગેરે કયાં વીત્યું એની મને ચોક્કસ પૂરી માહિતી નથી. એ મેળવવા માટે શ્રીમતી માલતીબાઈને લખવાની હિંમત હજી મને નથી થતી! દુઃખી પત્ની અને એવાં જ દુઃખી વૃદ્ધ માતાને વિલાપ કરતાં મૂકી જનાર ડૉ. બર્વેએ અમને સહુને પણ ખૂબ વિહ્વળ બનાવ્યા છે. ડૉક્ટરસાહેબનું વિદ્યાર્થી-જીવન તેજસ્વી અને યશસ્વી હતું. મુંબાઈમાં એમણે મેડિકલ અભ્યાસ કર્યો. બીજા વિશ્વયુદ્ધ પહેલાં તેઓ બ્રિટનમાં વધુ અભ્યાસાર્થે ગયા. લડાઈને કારણે તેઓ સને ૧૯૪૫ સુધી પરદેશમાં જ રહ્યા. તેઓ એડિનબરો યુનિવર્સિટીમાં ભણતા હતા. મારા ખયાલ મુજબ, સંજોગોનુસાર તેઓ પદવી-પરીક્ષા સફળતાથી પાર પાડી શકયા નહોતા. પણ એડિનબરોની દાક્તરી વિદ્યાશાખામાં ભણાવવાનું બહુમાન ડૉક્ટર બર્વેને મળેલું. એમનાં એ વર્ષો ખૂબ આનંદના અને અનુભવસમૃદ્ધ હતા. છેક સુધી ડૉક્ટરસાહેબની વાતોમાં 'When I was in Edinburgh' એમ આવે જ! અને પછી એડિન-બરો અને સ્કૉટલેન્ડ અને બ્રિટનની એમની રસભરી વાતોનાં સંભારણાં તેઓ રજૂ કરે. ડૉક્ટરસાહેબ વાતોના ખૂબ રસિયા હતા. એમનું વાચન-લેખન વિશાળ હતું. ડૉક્ટરનો વ્યવસાય એમણે ન કર્યો પણ દાક્તરીવિદ્યાના અધ્યાપક તરીકે જ એમણે આખી જિંદગી ઉજ્જ્વળ કામગીરી કરી. ફાજલ સમયમાં તેઓ ખૂબ વાંચતા. અંગ્રેજી અને મરાઠી સાહિત્યનો એમનો વ્યાસંગ ભલભલા સાહિત્યકારો કરતાં યે ચડિયાતો હતો. સંસ્કૃત અને છેલ્લાં વર્ષોમાં હિંદીનો પણ એમને શોખ હતો. શેક્સપીઅર, મિલ્ટન, વર્ડ્સવર્થ, જૉર્જ બર્નાર્ડ શૉ ઇત્યાદિ પશ્ચિમના અમર સર્જકોના લખાણોમાંથી ડૉક્ટરસાહેબ જે આસાનીથી વિવિધ અવતરણો ટાંકતા અને નાનીમોટી અનેક નવલકથાઓ તથા ચોપડીઓમાંની વાર્તાઓ અને વસ્તુકથાનક રજૂ કરતા તે સાંભળવાનો લહાવો મારા જેવાને મળેલો હોય તે જ એનો રસાસ્વાદ જાણે; અન્યથા એ વર્ણવવાનું મુશ્કેલ છે. મરાઠી લેખકો અને કવિઓ—પ્રાચીન તથા આધુનિક—વિષે પણ ડૉક્ટરસાહેબની પ્રીતિ અને જાણકારી એવી જ ઉત્કટ હતી. એમનું અંગત ગ્રંથાલય મોટું અને સમૃદ્ધ હતું.

૧૯૪૬ની સાલમાં ડૉક્ટર બર્વે પરદેશથી પાછા આવ્યા તેના થોડા માસમાં જ તેમની અમદાવાદમાં મેડિકલ કૉલેજમાં 'પ્રોફેસર ઑફ ઍનેટૉમી' તરીકે નિમણૂંક થઈ. સદ્ગત પૂજ્ય ઠક્કરબાપા અને શ્રી આપા સાહેબ પંત(હાલ નૉર્વેમાંના આપણા રાજદૂત)ના કહેવાથી ડૉક્ટરસાહેબ અમારે ત્યાં સીધા આવ્યા ને રહ્યા. અમદાવાદથી અને ગુજરાતી ભાષાથી તેઓ અજાણ હતા. 'સેવાકુટિર'માં પૂજ્ય દાદાસાહેબ અને અમારા સહુ સાથે ડૉક્ટરસાહેબ થોડાં વર્ષો રહ્યા અને પછી પડોશમાં જ 'પ્રગતિ'માં ભોંયતળિયે ૧૯૫૭ની સાલ સુધી રહ્યા. બધી રીતે તેઓ અમારા કુટુંબીજન અને સ્વજન બની ગયા હતા. ડૉક્ટરસાહેબ પાછળથી મેડિકલ કૉલેજના પ્રિન્સિપાલ થયા અને અમદાવાદની નવી સિવિલ હૉસ્પિટલના વિશાળ પ્રાંગણમાંના પ્રિન્સિપાલ નિવાસસ્થાનમાં રહેવા ગયા ત્યારે એમની ખોટ અમને સહુને કેટલા યે વખત સુધી ખૂબ સાલી. અમે અવાર નવાર મળતાં ખરાં; પણ 'પહેલાંના જેવી રોજની રસ

લહાણી કેવી રીતે મળે?

ડૉક્ટર બર્વે અચ્છા શિક્ષક હતા. વિદ્યાર્થી ભાઈ-બહેનોમાં તેઓ પ્રિય હતા તેમજ એમની બીક પણ વિદ્યાર્થીઓને હતી ખરી! ડૉક્ટરસાહેબ કડક હતા. શિસ્તના આગ્રહી હતા. આડુંઅવળું વર્તન સાંખી લેનારા નહોતા. વિદ્યાર્થીઓને રસપૂર્વક અને માહિતીપૂર્વક ભણાવવામાં તેઓ ખૂબ કુશળ હતા. શિક્ષકનો વ્યવસાય એમણે સ્વભાવસહજ આવડતથી કર્યો. અનેક વિદ્યાર્થી ભાઈબહેનો સાથે ડૉક્ટર બર્વેનો અંગત ને ગાઢ સંપર્ક સતત રહેતો. એમને આર્થિક અને પુસ્તકોની સહાય તથા હૂંફ આપવામાં પણ ડૉક્ટરસાહેબ સંતોષ પામતા. ડૉક્ટરસાહેબ અંગ્રેજીમાં છટાદાર બોલતા અને લખતા. એમનું અંગ્રેજી લખાણ ઊંચી કોટિનું હતું. અંગ્રેજીમાં બોલવાની એમની શૈલી ઝડપી, સચોટ, તેજીલી હતી. વચ્ચે વચ્ચે તેઓ અટકતા. એમની શબ્દપસંદગી પ્રાસાદિક અને સુંદર હતી. સુયોગ્ય શબ્દપ્રયોગો સમયસર વાપરવામાં તેઓ પાવરધા હતા. અંગ્રેજીમાં બોલવાનો એમનો મહાવરો એવો તો જબરો હતો કે શરૂશરૂમાં, મને બરાબર યાદ છે કે, એક બે વાર તેઓ ગુસ્સામાં ને તરત, સફાઈ કરનારી બાઈ સાથે અંગ્રેજીમાં જ ચીડાઈ ગએલા ને બોલેલા!

ડૉક્ટર બર્વેનો સ્વભાવ કાંઈક ગુસ્સાભર્યો ને ચીડ-વાળો પણ કદાચ હતો. પણ એમનામાં રહેલી અપાર વત્સલતાનું એ ક્ષણિક અને નાનકડું પાસું હતું. ચીડા-વાનો એમનો સ્વભાવ બિલકુલ નહોતો. ઊલટું, ડૉક્ટર બર્વે એટલે સદા હસમુખા અને સદા સહુને હસાવતા! એવી એમની છાપ લગભગ સહુ પરિચિતો – મિત્રોના મનમાં અંકિત થઈ હશે. ડૉક્ટરસાહેબમાં વિનોદશક્તિ અને નિર્દોષ વ્યંગ કરવાની વૃત્તિ સરસ હતી. રમૂજ-વૃત્તિ પણ ખૂબ હતી. બાલસહજ રીતે તેઓ ટીખળ કરતા. એમના એવા બોલવાકરવામાં ડંખનો છાંટો પણ નહોતો. ડૉક્ટરસાહેબ સાથે એક મિનિટ કે દસ કે સો મિનિટો ગાળી હોય તો આનંદ અને પ્રસન્નતાનો અનુભવ ન થાય એમ ભાગ્યે જ બને. એમના વ્યક્તિત્વ-માં અનેરી આહ્લાદકતા હતી.

ડૉક્ટર બર્વેનું જીવન ટાપટીપવાળું હતું. એમની સાદાઈ વખાણવા જેવી હતી. મોટર પછીથી આવી ખરી, પણ તેઓ કદી 'મોટરવાળા' નહોતા થયા! પશ્ચિમનો સૂટબૂટનો પોશાક તેઓ સુઘડ રીતે પહેરતા. પશ્ચિમના કલા-સાહિત્યના સંસ્કાર પણ એમના પર ઊંડા હતા. પરંતુ, પશ્ચિમની બધી જ બાબતો ડૉક્ટર સાહેબને વળગી નહોતી. ધૂમ્રપાન, પાનતમાકુ, કૉફી પીણાં આદિનું કોઈ વ્યસન એમને નહોતું. એક વ્યસન હતું ચા પીવાનું! કપ નહિ પણ કિટલી ભરીને ચા તેઓ પીતા! એક વાર નહિ પણ અનેક વાર. "A pot of tea" એમ તેઓ ગમ્મતમાં કહે. ચાના જબરા શોખીન ડૉક્ટરસાહેબ ચા પીતાં પીતાં વાંચે, વાતો કરે, વાતો સાંભળે. ડૉક્ટરસાહેબનું અંગત જીવન નિયમિતતાથી ભરપૂર હતું. તેઓ રોજ પરોઢિયે ઊઠીને વ્યાયામ-કસરત કરતા. દંડ, બેઠકો, સૂર્યનમસ્કાર વગેરે. અનેકવાર એમની દંડ-બેઠકોના શ્વાસોચ્છ્વાસ વહેલી પરોઢે 'ઍલાર્મ' ઘડિયાળની ગરજ સારતા! ૧૯૪૯ની સાલમાં મારાં લગ્ન બાદ 'પ્રગતિ'માં પહેલે માળે અમે રહેવા લાગ્યાં ત્યારે નીચેથી ડૉક્ટરસાહેબના વ્યાયામનું 'ઍલાર્મ' સાંભળીને હું ઊઠી જતો, એટલું જ નહિ પણ લગભગ રોજ શરમાતો! મને થતું કે હું જુવાન અને તરવરાટવાળો, છતાં ડૉક્ટરસાહેબ મારાથી યે વહેલા ઊઠીને કસરત કરવા લાગે! ડૉક્ટર સાહેબ કસરત કર્યા પછી અડધી ખાખી ચડ્ડી, સફેદ શર્ટ, ટેનિસ બૂટ ને મોજાં પહેરીને ફરવા જાય. તેઓ ખૂબ ઝડપથી ચાલતા. ફરવા જતી વખતે તો વિશેષ ઝડપથી. વચ્ચે થોડું અંતર તેઓ દોડીને કાપતા. પદ્ધતિસર આ રીતે ઘરમાં ને બહાર વ્યાયામ-કસરત કરનાર ડૉક્ટરસાહેબની ખાસ વિશેષતા એ હતી કે તાવ-માંદગીના જૂજ અપવાદો બાદ કરતાં ડૉક્ટરસાહેબે અખંડપણે આ શારીરિકયજ્ઞ ચાલુ રાખેલો. ગમે તેટલી ટાઢ-ગરમી હોય, વરસાદ હોય તો પણ ખંડ ન પડે. વરસાદ અટકે ત્યાર પછી પોતે બહાર નીકળે. ડૉક્ટરસાહેબની આવી નિયમિતતા પર હું જેટલો આફરીન હતો તેટલો હું મારી અનિયમિતતા અને નબળાઈ પર નારાજ અને દુઃખી રહેતો. ડૉક્ટર-સાહેબના જ ઉદાહરણથી મને રોજ ઘરમાં કસરત કરવાની પ્રેરણા મળતી. એમની સાથે પરોઢિયે બહાર ફરવા જવાની કસરત અને મઝા પણ મેં મહિનાઓ અને વર્ષો સુધી માણેલી.

ડૉક્ટર ખરે પોતાની રોજનીશી નિયમિત લખતા. પોતાને આવતાં સ્વપ્નોનું પણ સવિસ્તર ટાંચણ તેઓ કરતા. એમની રોજનીશી રોચક અને ઉદ્‌બોધક છે. એ પ્રગટ થવી જોઈએ. કોણ ક્યારે કરશે એ હું જાણતો નથી. એમના પત્રો રસભર્યા અને ગમ્મતભર્યા છતાં પૂરી આત્મીયતાવાળા અને વિચારસભર હોય. મજાક કરવાનું તેઓ કદી ન ચૂકે. 'પ્રગતિ'માં અમે ઉપર રહીએ અને પોતે ભોંયતળિયે રહેતા; એટલે અનેકવાર અમારા બન્નેના સમાન મિત્રો-પરિચિતો સાથે વાતચીતમાં ડૉક્ટરસાહેબ મીઠી ટકોર સુણાવી દે: "Annasaheb and Purnimaben always look down upon us!" અને સાંભળનારા અમે સહુ હસી પડીએ!

ડૉક્ટર ખરે અહીંથી નિવૃત્ત થયા પછી પૂના પોતાને ઘેર ગયા. પણ થોડા જ સમયમાં એમની નિમણૂંક નાગપુરની મેડિકલ કૉલેજના ડીન તરીકે થઈ. નાગપુરમાં એમની સાથે રહેવાનો અવસર ન સાંપડ્યો. વર્ષો પછી તેઓ ફરી પૂનામાં નિવૃત્ત જીવન ગાળવા લાગ્યા ત્યાં સોલાપુરની મેડિકલ કૉલેજમાં એમની ડીનપદે પસંદગી થઈ. ત્યાં જ છેવટે તેમણે છેલ્લા શ્વાસ લીધા! મે ૧૯૬૫માં પૂર્ણિમા ને હું ડૉક્ટરસાહેબને પૂનામાં એમને ઘેર મળેલાં ત્યારે તેઓ બીમાર હતા. ડૉક્ટરસાહેબે મને દર્દભર્યા અવાજમાં કહેલું, 'મને છે ને, કાંઈ સારું નથી લાગતું!' એમના અવાજની કરુણતાથી હું ખૂબ વિહ્વળ બનેલો. એમણે અમને હંમેશની જેમ વત્સલતાથી અને અતિ પ્રેમથી સત્કાર્યા હતાં. અમને સ્વપ્ને ય ખયાલ નહિ કે એ અમારી આખરી મુલાકાત નીવડશે! મને એ વખતનું એમનું મોંઢું અને શરીર જોઈને જે કે ચિંતા ને બીક થએલી ખરી; પરંતુ, ડૉક્ટરસાહેબની જીવનયાત્રાનો અંત સમીપ આવી રહ્યાના તો કોઈ ચિહ્નો તે વખતે જણાએલાં નહિ. એથી જ એમના અચાનક અવસાનના સમાચારથી અમને સહુને સખત આંચકો લાગ્યો.

ડૉક્ટર ખરે સદેહે આજે નથી, પણ એમનું સંસ્કારી અને સમૃદ્ધ જીવનસંભારણું સદૈવ અમારાં મનમાં ને હૈયામાં જીવંત ને તાજું જ રહેવાનું છે. ૧૫મી ઑગસ્ટ ૧૯૫૪ને રોજ હેરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટ ઑફ પૉલિટિકલ સાયન્સની સ્થાપના જ્યારે પૂર્ણિમાએ ને મેં કરી ત્યારે પૂજ્ય દાદાસાહેબનું મંગલ પ્રવચન સાંભળવાને અને અમારી પ્રવૃત્તિઓને આશીર્વાદ આપવાને વાસ્તે ડૉક્ટર સાહેબ હાજર હતા. એ પ્રસંગે લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટની Visitors Bookમાં પૂજ્ય દાદાસાહેબ પછી ડૉક્ટર સાહેબે પણ પોતાની સહી-સરનામું લખ્યાં ત્યારે વધુમાઁ નીચેની સુંદર અને મનનીય પંક્તિઓ લખી:

'The Day returns and brings us rounds of our Duties: Help us to play the Man: Help us to perform them with laughter and kind faces. Help us to go blithely on our Business. Let cheerfulness abound with Industry and Help us to bring to our beds weary and content and undishonoured. And grant us the gift of sleep of Duties redeemed- G. V. B.'

ડૉક્ટર સાહેબનું કવિત્વ અને જીવનસાર્થક્ય આ શબ્દોમાં કેવું આબાદ પ્રગટેલું જણાય છે. ડૉક્ટર ખરેને હું પ્રેમાદરપૂર્વક અને કૃતજ્ઞતાપૂર્વક પ્રણામ કરું છું.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

× × ×

અહીંની બી. જે. મેડિકલ કૉલેજના ભૂતપૂર્વ પ્રિન્સિપાલ ડૉ. ખરેનું અવસાન સોલાપુરમાં થયું. છેલ્લી વાર પૂનામાં મળ્યા ત્યારે લાગતું ન હતું કે એમનું મૃત્યુ એટલું નજીક હશે. આચાર્ય તરીકે સોલાપુર ગયા ત્યારે નવી સંસ્થા ઊભી કરવાના ઉત્સાહથી, ત્યાં તેઓ ગયા. એ સંસ્થાને પગભર કરવામાં કેટલી મુશ્કેલીઓ હતી અને ત્યાં કેવી કપરી પરિસ્થિતિનો સામનો કરવાનો છે એ વિષે એમને પૂરો ખ્યાલ ન હતો. નિરાશા, વિષાદ અને વૈફલ્યની લાગણીઓ ત્યાં એમને અનુભવવી પડી. મારા પુત્ર (ઉ. વર્ષ ૧૦) પર લખેલા છેલ્લા કાગળમાં તેમણે લખ્યું: 'Our college here has naughty people. They do not work. They fight. They quarrel. They made me angry and uneasy. It has made me ill and very weak and I am in bed.................. I shall get well soon and write to them (i.e. your father and mother).'

પણ બીજે પત્ર લખી શકે ત્યાર પહેલાં તેઓ ચાલ્યા ગયા!

જીવનમાં ઘણા લોકોના સંપર્કમાં અને ગાઢ પરિચયમાં આવવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું છે. એવા ઘણાં લોકોમાં ડૉક્ટર બર્વેનું સ્થાન મારા અને મારા કુટુંબના જીવનમાં અસાધારણ જેવું રહ્યું છે. ધનની અને બુદ્ધિની શ્રીમંતાઈ ઘણે ઠેકાણે જોઈ અને એ હંમેશાં આકર્ષક લાગી નહિ. ડૉક્ટર બર્વેમાં બુદ્ધિની શ્રીમંતાઈ સાથે હૃદયની શ્રીમંતાઈ અને સચ્ચાઈ જોઇ એવી ભાગ્યે જ જોવા મળે છે. ડૉક્ટર સ્વભાવે જરા અબોલ લાગતા; એમના કામમાં માથું મારવાનો કોઈ પ્રયત્ન કરે તો તેઓ તરત ગુસ્સે થતા અને લોકો એમને અતડા માનતા. પણ એક વાર કોઈની સાથે મૈત્રી કરે પછી એમના જેવો માણસ મેળવવો અશક્ય હતું. લાગણીપ્રધાન પણ ખરા, એટલે કૉલેજનો કોઇપણ વિદ્યાર્થી કે સેવક માંદો પડે તો દુઃખી થતા, એને બનતી મદદ કરતા અને એમને સમજ્યા વગર લોકો એમની નિંદા કરે તેને ગણકારતા નહિ.

કોઈની ક્રૂર કે હૃદયહીન મશ્કરી કરવામાં આવે અથવા માત્ર વ્યક્તિગત ટીકા કરવામાં આવે એ એમને બિલકુલ ગમતું નહિ. એવી વાતો સાંભળતાં એમને થતી અકથ્ય વેદના અને અણગમો એમના ચહેરા પર સ્પષ્ટ દેખાઇ આવતાં. 'કોઇને વિષે બોલવું જ હોય તો સારું બોલવું; ખરાબ બોલવું નહિ.' એવા શબ્દો એમની પાસેથી ઘણી વાર સાંભળ્યા. પોતાના આ તત્ત્વ પ્રત્યે તેમણે આમરણ નિષ્ઠા જાળવી રાખી. એમના હૃદયનું ઘડતર સાહિત્યની સાચી આરાધનાથી થયું હતું. અંગ્રેજી અને મરાઠી સાહિત્યનાં નવાં પ્રકાશનો વિષે અદ્યતન માહિતી એમની પાસે મળતી. આખર સુધી તેઓ પુસ્તકોના પરમ ભક્ત રહ્યા. તદુપરાંત તેઓ સાચી રીતે ધાર્મિક મનોવૃત્તિવાળા હતા. એમણે કોઈનું બૂરું ઇચ્છયું નહિ, કોઈનું બૂરું કર્યું નહિ.

માણસોમાં નિષ્કારણ અને નિરપેક્ષ માણસાઈ કેટલી હોઇ શકે છે એનું ડૉ. બર્વે જ્વલંત ઉદાહરણ હતા. માણસોની માણસાઈ અથવા ભલમનસાઈ પરથી શ્રદ્ધા જરા ય વિચલિત થતી લાગે છે ત્યારે ડૉક્ટરને યાદ કરું છું અને એમની સ્મૃતિ શ્રદ્ધાને અડગ બનાવે છે.

ડૉક્ટર ગયા છે એમ માનવા હૃદય તૈયાર થતું નથી. એમનું શરીર પંચમહાભૂતોમાં ભળી ગયું. પરંતુ જે લોકોના જીવનમાં એમણે પ્રવેશ કર્યો એ લોકોના જીવનને તેઓ વધારે સમૃદ્ધ અને સંવેદનશીલ બનાવતા ગયા. અસંખ્ય લોકોના હૃદયમાં ચિરસ્થાન મેળવવું એ અમરતા ન હોય તો એ બીજે શામાં સંભવી શકે?

વસંત જોષી
[અંગ્રેજી વિભાગ; એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

× × ×

ડૉ. બર્વેસાહેબ મારા તેમજ શ્રીમતી ડૉ. ઉષા ર. દેસાઇના ગુરુ થાય. અમદાવાદમાં જ્યારે મેડિકલ કૉલેજ થઇ (૧૯૪૬ની સાલમાં) ત્યાર બાદ, પહેલી અને બીજી 'બૅચ'માં અમે હતાં. એ શરૂઆતના દિવસોમાં બર્વે સાહેબ ઍનેટૉમીના પ્રાધ્યાપક હતા. એટલે અમારા બધાંમાં જ તેઓ ખૂબ જ ઊંડો અને આત્મીય રસ લેતા. એ બધાં જ સ્મરણો આજે મને યાદ આવે છે. નાનાં બાળકોની જેમ, મોટા હોવા છતાં, અનેક વાર અમે એમની પાસે અમારી અનેક મૂંઝવણો લઇને જતાં. શરીરશાસ્ત્રને અંગે જે કાંઈ મુશ્કેલી હોય તે અંગે પણ અનેક વાર એમની પાસે જ્ઞાન લેવા ઑફિસમાં અને ઘેર જતાં. અને તેઓ અત્યંત રસ અને મમતાથી અમને જ્ઞાન આપતા.

શરીરશાસ્ત્ર મારો પ્રિય વિષય હતો. મારા સમયમાં હું ક્લાસમાં બીજો આવેલો એટલે એમની અનેક મમતાઓ હું પામી શકેલો.

સર્જરીમાં શરીરશાસ્ત્રનું જ્ઞાન એ પાયાનું જ્ઞાન ગણાય. એ જ્ઞાનનું કાંઇક ઊંડાણ પામી શક્યો હોઉં અને એક સફળ સર્જન થઈ શક્યો હોઉં તો તેનું બધું જ શ્રેય ડૉ. બર્વેસાહેબને જ છે.

હું તો ઘણી વાર વાતચીતમાં કહેતો કે પ્રોફેસર જોયા હોય, અનુભવ્યા હોય તો માત્ર બે જ. તેમાંના પ્રથમ ડૉ. બર્વેસાહેબ. શરીરશાસ્ત્ર જેવા કાંઇક અરસિક વિષયને અત્યંત રસાળ બનાવવામાં એમની અદ્ભુત કુશળતા હતી. વિષયનું અગાધ જ્ઞાન, ચિત્રો દોરવાની અપ્રતિમ કુશળતા, અને અંગ્રેજી ભાષા પરનો એમનો અપૂર્વ કાબૂ એ બધું જ કામ આવતું અને એમનાં પ્રવચનોમાં અમે મંત્રમુગ્ધ બની જતાં. એ બધા જ કૉલેજના દિવસો અને સિવિલ હૉસ્પિટલ (જૂની)માં

કૅાલેજનાં મકાનો કે જેમાં અત્યારે કોર્ટો બેસે છે તે બધું જ આંખ આગળ ખડું થાય છે. એમનો અવાજ મારા કાનમાં ગુંજે છે. કાંઈક nesal twangથી એઓ બોલતા એનો રણકાર અત્યારે પણ મારા કાનમાં ભણકાર કરે છે. તેઓ હવે સદેહે ક્યારેય જોવાના નહિ મળે તેથી મન કાંઈક ખિન્નતા અનુભવે છે.

સ્વર્ગસ્થનું અવસાન કેવી રીતે અચાનક થયું? કામ કરતાં કરતાં જ તેઓ ગયા હશે, કારણ કે તેઓ નિરંતર કર્મયોગી હતા. આવી મેધાવી વ્યક્તિને મૃત્યુ હોય નહિ. મારા જેવા અનેક એમનાં પ્રેમ અને મમતા પામેલા વિદ્યાર્થીઓનાં માનસમાં તેઓ હંમેશ જીવત રહેલા છે. તેમની યાદ ત્યાંથી કદી યે નાશ પામવાની નથી.

**રમેશ મ. દેસાઇ**
(કન્સલ્ટિંગ સર્જન, નવસારી)

\+ \+ \+

## પરીક્ષિતલાલ લલ્લુભાઈ મજમુદાર

પરીક્ષિતભાઈ પણ એકદમ ઊપડી ગયા! ભારત-પાક સંઘર્ષના એ દિવસો હતા અને રાત્રે 'બ્લૅક આઉટ' જારી હતો. સોમવાર, તા. ૧૩મી સપ્ટેમ્બર (૧૯૬૫)ના સવારના છાપામા જ્યારે પરીક્ષિતભાઇના ઓચિંતા અવસાનના આઘાતજનક સમાચાર વાંચ્યા ત્યારે મારા મન-હૈયામા ઘડીભર તો પૂર્ણ અધારું છવાઈ ગયું! ભારે હૈયે અને સજળ નયને તરત હરિજન આશ્રમ તરફ અમે કુટુંબીજનો દોડી ગયાં, બેબાકળા અને હત-બુદ્ધ બનીને. 'હૃદયકુંજ' પાસે પરીક્ષિતભાઈ શાંત ચિર-નિદ્રામાં પોઢેલા હતા. એમનું અંતિમ દર્શન કર્યું, અને સપ્રયાસ રોકી રાખેલું રુદન તત્કાળ ઊભરાવા લાગ્યું. સ્મશાનયાત્રાની ટૂંકી (આશ્રમથી દૂધેશ્વરના ઓવારે) પણ અતિ ભાવવાહી મજલના પ્રારંભમાં જ હરિજન કન્યા-છાત્રાલયની નાનીમોટી બહેનોનું હૈયાફાટ રુદન ભલભલાને અતિ વિહ્વળ કરી મૂકનારું હતું

રવિવાર, તા. ૧૨ સપ્ટેમ્બર ૧૯૬૫ને રોજ બપોરે ૩–૧૦ વાગ્યે અમદાવાદની વાડીલાલ સારાભાઈ હૉસ્પિ-ટાલમાં મુરબ્બી પરીક્ષિતભાઇએ છેલ્લા શ્વાસ લીધા [પરીક્ષિતલાલ લલ્લુભાઈ મજમુદારનો જન્મ: તા. ૮ મે ૧૯૦૧]. સવારે એમને દુઃખાવો કાંઈક જોરમાં ઊપડચો એટલે નછૂટકે, છતાં હંમેશની જેમ હસતાં હસતાં, એ-મણે દાક્તરી સારવાર લેવાની હા પાડી. આશ્રમથી ઊપડયા ત્યારે કહે કે, 'ચિઠ્ઠી આવી ગઈ છે. હું જાઉં છું'! હરિજન આશ્રમની એમણે એ રીતે ચિરવિદાય લીધી. હૉસ્પિટલમાં આવ્યા પછી પણ કહે કે, 'મને જનરલ વૉર્ડમાં મૂકો, સ્પેશિયલ રૂમમાં નહિ'! આખી જિંદગી સામાન્યજનની જેમ રહેલા આ અસામાન્ય માનવીની તાલાવેલી તો જુઓ! પરીક્ષિતભાઇએ ક્યારેય કોઈ વિશેષાધિકાર ભોગવ્યા નહિ; પદપ્રતિષ્ઠા અને પ્રસિદ્ધિથી તેઓ હમેશ દૂર ભાગતા. પણ જનસમુદાયની પ્રીતિ અને ભક્તિ અને આદરભાવના એમને વધુ ને વધુ મળતી જ ગઈ. મુરબ્બી પરીક્ષિતભાઈ સાચે જ ગાંધી-વાદી જવાહિર હતા. હરિજનસેવા કરતાં કરતાં તેઓ હરિના જન બની ગયા હતા, પ્રભુના પ્રિય થઈ ગયા હતા; દીન દલિતોદ્ધારની ઝંખના અને સેવા એમના લોહીમાં અને હાડમા ખૂબ સ્વાભાવિક રીતે એકરસ થઈ ગઈ હતી.

પરીક્ષિતભાઈનું ઉચ્ચ શિક્ષણ મુંબાઈમાં શરૂ થયું, પણ ૧૯૨૦-'૨૧ના ઐતિહાસિક અસહકાર યુગમાં તે અધૂરું રહ્યું. મૅટ્રિક થયા બાદ તેઓ મુંબાઈની ગોકળ-દાસ તેજપાળ બોર્ડિંગમાં રહીને ઈંટર આર્ટ્સ સુધી ભણ્યા. પછી રાષ્ટ્રની હાકલ પડી અને પરીક્ષિતભાઈએ ઔપચારિક ભણતર મૂકી દીધું. બાદ, અમદાવાદમાં ગુજ-રાત વિદ્યાપીઠમાં જોડાયા, જેના પછી (સને ૧૯૨૩માં) સ્નાતક થયા. આચાર્ય ગિડવાણીજીની વાત્સલ્યભરી હૂંફ અને દેખરેખને કારણે પરીક્ષિતભાઇની વિદ્યાભ્યાસની ભૂખ સંતોષાઈ. હરિજન વિદ્યાર્થીઓને ભણાવવાની જવાબદારી આચાર્યે આ વિદ્યાર્થીને સોંપી અને એ રીતે પરીક્ષિતભાઈની અદ્ભુત હરિજનસેવાનાં બીજ વવાયાં. સદ્ગત પૂજ્ય ઠક્કરબાપાના સમાગમમાં પરીક્ષિતભાઈ આવ્યા, અને બાપાની તેજછાયામાં પરીક્ષિતભાઈનું યજ્ઞકાર્ય શરૂ થયું. ત્વરાટથી તેઓ એમાં આગળ વધ્યા અને ઊંડે ઊતર્યા.

ત્યાર પછીની પરીક્ષિતભાઈની કારકિર્દી એટલે બેંતાલીસ વર્ષનું બેનમૂન અને અખંડ સેવાકાર્ય. એમણે જેલયાત્રાઓ વેઠી, સ્વાતંત્ર્યસંગ્રામ ખેલ્યો, પ્રવાસ-પ્રચાર કર્યો, વિવિધ રચનાત્મક કાર્યો ચાલુ રાખ્યાં. પણ એ બધાંમાં અસ્પૃશ્યતા-નિવારણનું કામ મોખરે રહ્યું. એ

ક્ષેત્રમાં પરીક્ષિતભાઈ અગ્રેસર ઝંડાધારી બન્યા. ચંદનની જેમ એમણે પોતાનું નિર્મળ અને વિચારશીલ જીવન એ કાર્યમાં રાતદહાડો ઘસી નાખ્યું અને નિષ્કામ સેવાની અમર સુવાસ મૂકતા ગયા. 'સાધુ તો ચલતા ભલા' એવી અદાથી ને છટાથી સાધુપુરુષ પરીક્ષિતભાઈએ સમાજ-સેવા કરતાં કરતાં દેશપર્યટન સતત કેંચ રાખ્યું. આજન્મ અકિંચન અને બ્રહ્મચારી રહેલા પરીક્ષિતભાઈ 'એકલો જાને રે'ની જેમ એકલા અને અડગ ઝઝૂમતા રહ્યા. એમનો નિરલસ સ્વભાવ, એમની સ્વાભાવિક નમ્રતા, એમનું સહજ મધુર હાસ્ય એ બધું પણ આ મથામણ સાથે સરસ વણાઈ ગએલું હતું. તેથી, પરીક્ષિતભાઈની સેવાઓ દીપી ઊઠી. તેઓ કોઈ સાધુસમાજ કે સેવક-સમાજમાં ઔપચારિક રીતે જોડાયા નહોતા. પણ એમના જેવો ભવ્ય ભેખધારી ભાગ્યે જ જોવા મળે!

હરિજન ભાઈબહેનોને અસ્પૃશ્ય નહિ ગણવાનો બંધારણીય આદેશ છે. એ મુજબ પાર્લમેન્ટે અને રાજ્યોની ધારાસભાઓએ અનેક કાયદાઓ પણ કર્યા છે. છતાં પરંપરાગત ને સૈકાજૂની રૂઢિઓ એકદમ જતી નથી. એ રૂઢિઓની કડીઓ નબળી પાડવાનું નોંધપાત્ર કામ પરીક્ષિતભાઈએ કર્યું. એ રૂઢિઓની નઠારી બાજુઓ છતી કરવાની નૈતિક ફરજ પણ એમણે નિષ્ઠાપૂર્વક બજાવી. પરીક્ષિતભાઈના મનમાં કે હૈયામાં સવર્ણો તરફ ધિક્કારની ભાવના કદી નહોતી. સવર્ણોની ગુરુગ્રંથિની તેઓ દયા કરતા. એમની ભૂલો એમને સમજાવવાની તેઓ કોશિષ કરતા. સરકારને અને ખુદ હરિજનવર્ગને પણ તેઓ એમની કામગીરીઓ શી હોવી જોઈએ એ વિષે સતત સમજ આપતા. હરિજનને જ્યાં ને જે કાંઈ અન્યાય, ત્રાસ, દુઃખ, અપમાન સહેવાં પડે તેની વાત જાણે કે તરત ત્યાં પરીક્ષિતભાઈ દોડી જતા અને પોતાની ગાંધીવાદી શૈલીથી પ્રશ્નને હલ કરતા. હરિજનો-ને સવર્ણોએ સમાન ધોરણે અને વત્સલ ભાવે અપ-નાવવા જોઈએ એ માટે મુરબ્બી પરીક્ષિતભાઈની તાલાવેલી હતી. એ અંગેના પોતાના અનુભવો અને વિચારો તેઓ હંમેશ ભાષણો–લખાણોમાં રજૂ કરતા. હરિજનોને સાથ ને સહારો આપવામાં પરીક્ષિતભાઈ સદૈવ અતિ તત્પર અને અતિ ઉદાર રહેતા. કેટલીક વાર એમાં કેટલાકને અતિરેક પણ દેખાતો. શું હરિજન થયો એટલે એનું બધું જ માફ કરવાનું? અને એને બધી જ મદદ ને વત્સલતા આપ્યે જવાની? એવો ભાવ ને પ્રશ્ન પુછાતો. પણ પરીક્ષિતભાઈ એની ફિકર ન કરતા. હરિજનો પર સૈકાઓથી જે જુલમ ને અન્યાય થયા કર્યો છે એના પ્રમાણમાં આવી ઉદારતાઓ અને આવા અતિરેકો મોળા અને ઓછા જ લેખવાનું તેઓ માનતા હશે.

હરિજન આશ્રમના પરીક્ષિતભાઈ ટ્રસ્ટી હતા. સદ્-ગત મુરબ્બી નરહરિભાઈના દેહાન્ત પછી પરીક્ષિતભાઈ આશ્રમના મૅનેજિંગ ટ્રસ્ટી હતા. પૂજ્ય દાદાસાહેબ સાથે અને અમારાં સહુની સાથે તો પરીક્ષિતભાઈનો સ્નેહ-સંબંધ ઘણો ગાઢ અને લાંબો હતો. કોઈ દેશી કે વિદેશી મહેમાનને હું આશ્રમે લઈ જાઉં તો પરીક્ષિતભાઈ સાથે પણ મેળાપ કરાવું જ. પરીક્ષિતભાઈએ હરિજન આશ્રમ-ને ગાંધી આશ્રમ જેવો પણ બરાબર ચાલુ રાખેલો. આજે એ આશ્રમ સૂનો પડ્યો છે. એક રીતે, ગાંધીજી-ની વિદાય વખતે હરિજન આશ્રમમાં જેટલો ખાડો નહોતો પડ્યો તેટલો હવે પરીક્ષિતભાઈની વિદાયથી પડ્યો છે! આશ્રમમાંના સહુને સાથે રાખનારા પરી-ક્ષિતભાઈની ખોટ સદાને માટે સાલશે. સંઘર્ષોને અને અણબનાવોને શાંતિથી, સ્વસ્થતાથી, સ્નેહથી અને બાંધ-છોડથી મિટાવવાની પરીક્ષિતભાઈની ટેવ હતી. એમની આમન્યાથી પણ અનેક મુશ્કેલીઓ આપમેળે જ મટી જતી. પરીક્ષિતભાઈ સહુ આશ્રમવાસીઓ વચ્ચેના અતૂટ સ્નેહસાંકળરૂપ હતા. અમારા કુટુંબમાં સહુના તેઓ વડિલજન હતા. એમની મમતા, સુજનતા અને આત્મી-યતા અમારા સહુ પ્રત્યે હતી. એટલે, અંગત દુઃખની વેદના તીવ્રતાથી થાય છે. સાચા 'વૈષ્ણવજન' પરી-ક્ષિતભાઈને હું ભક્તિભાવથી વંદન કરું છું.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

× × ×

હરિજન-પ્રવૃત્તિના પ્રાણ શ્રી. પરીક્ષિતલાલનો જન્મ પાલીતાણામાં તા. ૮–૫–૧૯૦૧ને રોજ થયો હતો. તેમના પિતા શ્રી લલ્લુભાઈ મનસુખરામ મજમુદાર મૂળ સુરતના વતની હતા. પરંતુ પાલીતાણા સ્ટેટના સર ન્યાયાધીશ કોર્ટના શિરસ્તેદાર તરીકે તેઓ વર્ષો સુધી ત્યાં રહ્યા, એટલે શ્રી પરીક્ષિતભાઈની પ્રાથમિક

તેમજ માધ્યમિક કેળવણી પાલીતાણામાં થઈ અને પાલીતાણાની હરિસ હાઈસ્કૂલમાં મૅટ્રિક પાસ કરી ભાવનગર શામળદાસ કૉલેજમાં દાખલ થયા. પાછળથી મુંબાઈની ગોકલદાસ તેજપાલ બોર્ડિંગમાં–પ્રથમ વર્ગમાં પાસ થનાર વિદ્યાર્થીઓને તે બધો ખર્ચ આપતી હોવાથી તેઓ ત્યા રહી મુબાઈની વિલ્સન કૉલેજમાં દાખલ થયા. ત્યાં રહી ડૉક્ટર થવાની તેમની ઇચ્છા હતી, પણ ઉત્તમ ડૉક્ટર થવા કરતાં હરિજનોના અજોડ સેવક થવાનું તેમના ભાગ્યમાં સર્જાયું હશે; એટલે સને ૧૯૨૧માં પૂ. ગાંધીજીની હાકલને માન આપી સરકારી કૉલેજનુ છેલ્લુ વર્ષ છોડી ગુજરાત વિદ્યાપીઠમાં આવી રહ્યા. શ્રી ગોકળદાસ તેજપાલ બોર્ડિંગની વિના ખર્ચની સુંદર વ્યવસ્થા છોડીને વિદ્યાપીઠમાં આવ્યા તેથી પિતાશ્રી પાસેથી પૈસા શી રીતે મંગાવવા? દેશભક્તિની ભાવનાથી પ્રેરાઈને વિદ્યાપીઠમાં જોડાયા તો ખરા, પણ પાસે પૈસો મળે નહિ. બે દિવસ ઉપવાસ કરી ચલાવ્યું. જ્યારે આચાર્ય શ્રી ગિદવાણીને ખબર પડી કે એક વિદ્યાર્થી ભોજન-ખર્ચની સગવડ વગર ઉપવાસ કરે છે ત્યારે તેમણે બોલાવી પૂછ્યું કે 'પીંજણ ચલાવશો?' તેમણે હા પાડી. પીંજણ ચલાવી મહેનત કરી ભોજનખર્ચની વ્યવસ્થા કરી. તે પછી જ્યારે વાડજ અને કોચરબના હરિજનવાસોમાં વિદ્યાપીઠે હરિજનો માટે રાત્રિશાળા શરૂ કરી ત્યારે તેમાં પણ તે શિક્ષક થયા. તેમાંથી ભોજન વગેરે ખર્ચ નભાવ્યું. આમ સ્નાતક થતાં તેમની સમક્ષ જીવનના કાર્યક્ષેત્રની પસંદગીનો સવાલ આવ્યો. તેમણે તે જ ક્ષણે આચાર્ય શ્રી ગિદવાણી સમક્ષ, હરિજનસેવા કરવાનો મનસૂબો જાહેર કર્યો. તેઓ શ્રી ઈન્દુલાલ યાજ્ઞિક અને સરદારશ્રી પાસે ગયા. તેમણે તેમને પૂ. ગાંધીજી પાસે રજૂ કર્યા. ગાંધીજીએ તેમને આશીર્વાદ આપ્યા અને પૂ. ઠક્કરબાપા પાસે મોકલ્યા. તેમની પાસે તેમણે હરિજનસેવાની દીક્ષા લીધી અને આજીવન બ્રહ્મચારી રહેવાનો સંકલ્પ કરી હરિજનોની સેવાને જ વર્યા અને જીવનભર ભગવા કપડાં પહેર્યા વિના સાચા અર્થમાં ઋષિ અને સંન્યાસી જીવન જીવી બતાવ્યું અને હરિજનો તથા તમામ પછાત કોમના તેમજ દીન-દુખીઓના સતત જાગ્રત સેવક તરીકે તેમનામાંના એક થઈને રહ્યા. આમ, રાતદિવસ કે ટાઢતડકો જોયા વિના આ જ કામમાં જાતને ઘસી નાખી અને શ્રી ઠક્કરબાપાના જમણા હાથ સમા તેમના પટ્ટશિષ્ય થઈ રહ્યા. ૧૯૨૪માં ગુજરાતમાં અંત્યજ સેવામંડળની નવસારીમાં સ્થાપના થઈ ત્યારથી શ્રી ઠક્કરબાપા તેના પ્રમુખ હતા. તે મંડળમાં પૂ. શ્રી પરીક્ષિતભાઈને મંત્રી બનાવ્યા. આ કામની શરૂઆત તેમણે પૂ. મામાસાહેબ ફડકે પાસે તાલીમ લઈ કરી. શરૂઆતમાં જ તેમની ત્યારે કસોટી થઈ. નવસારી તાલુકાના નાની નરોલી ગામે તેઓ હરિજનવાસ નજીકની પરબને માટલે પાણી પીને હરિજનવાસમાં ગયા. ત્યાંથી પાછા ફરતાં જ સ્થાનિક પોલીસે તેમની નાતજાત પૂછ્યા વિના જ તેમને હરિજન ધારી પરબ અભડાવવા માટે ખૂબ માર માર્યો. મારથી ચાલી શકાય તેમ નહોતું તેથી તેમને ગાડામા નાખીને નવસારી લાવવા પડ્યા. પૂ. બાપુજીને આની ખબર પડી અને તેમણે વડોદરાના દીવાનને તાર કરી તે કેસમાં તપાસ કરવા જણાવ્યું. દીવાન વી. ટી. કૃષ્ણમાચારીએ પોલીસને સસ્પેન્ડ કર્યો અને કેસ કરવા પરીક્ષિતલાલને કહ્યું પણ તેમણે પોલીસને તે અજાણ હોવાથી ક્ષમા આપવા જણાવ્યું અને કેસ માંડી વળાવ્યો. ત્યાર બાદ આ કાર્યમાં તેમની નાનીમોટી કસોટીઓ થતી જ રહી. હરિજન-કામમાં પ્રવાસમાં સાથે હરિજન હોય એટલે જમવાનો કે પાણીનો ભાવ તે જમાનામાં કોઈ પૂછે નહિ એટલે તેમને ઘણી વાર ભોજન અને પાણી વિના દિવસ કાઢવો પડતો. પણ એને તેમણે દુઃખ માન્યું નહિ અને બીજી કસોટીમાંથી પાર ઊતરીને અજોડ હરિજનસેવક બન્યા.

તેમના કાર્યની શરૂઆતમાં હરિજનો માટે સરકારી શાળામાં સ્થાન નહોતું. તેથી તેમણે જુદી હરિજનશાળાઓ કાઢી તેમાં પોતે શિક્ષક બન્યા. ઉચ્ચ શિક્ષણ હરિજનો લઈ શકે તે માટે છાત્રાલયો શરૂ કર્યાં. તેમા તેઓ ગૃહપતિ બન્યા. હરિજન કન્યા કેળવણી માટે કામ કરવા પૂ. કાકાસાહેબે તેમને આદેશ આપ્યો અને તેમણે સાબરમતીમાં કન્યા છાત્રાલય શરૂ કર્યું. હરિજનોનાં નાનાં બાળકો માટે બાળવાડી અને સંસ્કાર કેન્દ્રો શરૂ કર્યા અને ઊંચનીચના ભેદ નાબૂદ કરવા સ્વર્ણ અને હરિજન સમાજનો સુમેળ કરવા નાત-ગુરુ પણ તે બન્યા.

પાણી માટે હરિજનોને ભીખ માગતા જોઈ તેમનું

કેર્યું હતું. દરમ્યાન રૂ. ૪,૬૬,૯૮૨ / ૩૧ના ખર્ચે ૯૦૧ નવા કૂવા કરાવ્યા અને ૧,૧૦૫ કૂવા દુરસ્ત કરાવ્યા.

હરિજનોની આર્થિક સ્થિતિ સુધરે તે માટે તેમણે હરિજનોને સરકારી પડતર જમીનો અપાવી.

સરકારી શાળામાં હરિજન બાળકોને બેસાડવા તેમણે સરકારને સમજાવી. સરકારે કાયદો કર્યો અને ત્યાર બાદ તેમણે ગામડે ગામડે ફરી જિલ્લા શિક્ષણ સમિતિઓને સમજાવી. લોકોને સમજાવ્યા અને હરિજનોને બાળકો મોકલવા હિંમત આપી. આમ, હરિજન બાળકોને સરકારી શાળામાં જતાં કર્યાં અને આજે તે જ બાળકો કૉલેજમાં પાસ થઈ સારા અધિકારી-પદે પણ પહોંચ્યાં છે. આવા અધિકારીને સવર્ણ નાતમાં ઘર મળે તે માટે તેમણે પ્રયત્નો કર્યા. હરિજનોને સારાં રહેવાનાં ઘરો મળે તે માટે ઘર-મંડળીઓ બનાવડાવી. હરિજનોને મોટર-બસોમાં બેસવાની મનાઈ હતી. તે માટે સત્યાગ્રહો કરવા પડેલા. આજે હરિજનોને આમાંની કેટલીક સવલતો મળી તે શ્રી પરીક્ષિતભાઈના ભવ્ય પુરુષાર્થની સાક્ષી પૂરે છે.

હજી હરિજનો સાર્વજનિક કૂવા અને વાવિયુંહાથી પાણી ભાગ્યે જ ભરી શકે છે. હરિજન શિક્ષકો કે અધિકારીઓને હજી સવર્ણ લત્તામાં ઘર મળવું મુશ્કેલ છે. સવર્ણ ગણાતા સમાજમાં સામાજિક પ્રસંગોએ તેઓ હજી બીજી કોમો સાથે ભળી શકયા નથી. દૂધમાં સાકર ભળે તેમ હરિજનો બધા સમાજમાં એકરસ થાય તે જોવાની શ્રી. પરીક્ષિતલાલની તમન્ના હતી. તે વાત હરેક પ્રસંગે તે સૌને કહેતા. તેમની આ આકાંક્ષાઓ અધૂરી જ રહી અને કાળે તેમને ઝડપી લીધા. હરિજન સમાજને તેમની ખોટ વર્ષો સુધી સાલશે.

શ્રી. પરીક્ષિતલાલે સત્તા, ધન કે કીર્તિની લાલસા રાખી નહોતી. હંમેશાં તેઓ, પાછળ રહીને જ કામ કરવામાં માનતા. ધારત તો તેઓ રાજ્યના પ્રધાન થઈ શકત, પણ તેમણે સેવક રહેવામાં જ ગૌરવ માન્યું. માત્ર સંઘના મંત્રી હતા. તેમાંથી ક્રમે ક્રમે ઉપપ્રમુખ અને પ્રમુખ થયા. અખિલ હિંદ હરિજન સેવક સંઘે તેમને પ્રમુખપદે નીમવા વિચારેલું, પણ તે પદ લેવા સુધી તો ન રહ્યા. હરિજન આશ્રમમાં તેઓ મૅનેજિંગ ટ્રસ્ટી હતા. બીજી ૩૦ સંસ્થાઓમાં તેઓ સંકળાએલા હતા. ત્રણ વરસ માટે તેમણે અમદાવાદ જિલ્લાની શિક્ષણ સમિતિના ચૅરમેનપદે રહી કામ કરેલું. હરિજનોનું શિક્ષણનું સારું કામ થશે એમ માની તે પદ તેમણે સ્વીકારેલું.

ભારત સરકારે ભંગીકષ્ટ મુક્તિના કાર્ય માટે નીમેલી કમિટીમાં તેમજ અસ્પૃશ્યતા નિવારણ પ્રગતિનું મૂલ્યાંકન કરવા નીમેલી કમિટીમાં તેમને આ પદે નીમ્યા હતા. ભારત સરકારે હરિજનસેવાના ક્ષેત્રમાં તેમણે કરેલી અનુપમ સેવાને લક્ષમાં લઈ તેમને પદ્મશ્રીનો ખિતાબ આપ્યો. તેમને તે માટે અભિનંદન આપનારને તેમણે નમ્રતાપૂર્વક તે માન-અકરામને ભૂલી જવા સલાહ આપી, અને જીવ્યા ત્યાં સુધી તે ચાંદ અને સર્ટિફિકેટ કબાટમાં જ પૂરી રાખ્યાં. નમ્રતાની તેઓ મૂર્તિ હતા. એટલે ગમે તેટલાં માનથી તે ચલિત થતા નહિ.

તેઓ જેમ આજીવન બ્રહ્મચારી રહ્યા તેમ અકિંચન પણ રહ્યા. તેઓ શરૂમાં પોતાના ભોજન પૂરતું વેતન લેતા. પછી તો વિનોબાજીએ ભૂદાન પ્રવૃત્તિના આંદોલન વખતે આશ્રમમાં આવ્યા ત્યારે જનાધારીત રહેવા આદેશ આપ્યો. એટલે તેમણે તેટલું વેતન પણ છોડયું અને કોઈ મિત્ર તરફથી તેમનું ભોજનખર્ચ મળતું તે તેઓ છાત્રાલયને રસોડે આપી દેતા. તેમને સરકારી કમિટીઓમાં મળતાં ભથ્થાં-ભાડાંની રકમ તેઓ જુદી રાખતા. અંગત ઉપયોગમાં કદી વાપરતા નહિ પણ કોઈ ગરીબ હરિજન વિદ્યાર્થીને અભ્યાસની મદદમાં કે હરિજનોની દવા વગેરે મદદમાં આપી દેતા. પૈસાને તેમણે પ્રાધાન્ય આપ્યું નથી. જો કે હરિજનકાર્ય ચલાવવા તેમને પૈસાની ઘણી જરૂર પડતી, પણ તેઓ માનતા કે ધગશથી કામ કરનારને પૈસા મળી જ રહેશે. અને આખર સુધી તેમણે ભારે પુરુષાર્થ કરી દર વરસે સંઘને જતી ૩૦/૪૦ હજારની ખોટ પૂરી કરતા.

તેમની ભારે મીઠાશથી જેવા સાથી મળ્યા તેમાંથી તેમણે કાર્યકર્તા તૈયાર કર્યા, અને તેઓ તેમના સ્વજન જેવા અંગત સ્નેહથી જ ટકી રહ્યા.

આશ્રમમાં આવનાર મહેમાનોનો તેઓ સદા હસતા રહી સત્કાર કરતા: મહેમાનની બધી જરૂરિયાતોને

તેઓ બરાબર કાળજી રાખી પૂરી કરતા. કોઈ પણ આગંતુકને તેઓ આવો, આવો, આવો કહી એવું સ્વાગત કરતા કે આવનારનું અર્ધું દુઃખ ત્યાં જ હળવું થઈ જતું. આવનાર હરિજન હોય કે સવર્ણ, સૌની મુશ્કેલી ટાળવા તે પોતાની બધી શક્તિ ખરચતા.

આશ્રમની બાળાઓના તેમજ આખા ગુજરાતના હરિજન-બાળકોના સાચા પિતા થઈને તેઓ રહ્યા. એ બધાં ભણે ગણે, તેમને નોકરી મળે, તેમનાં લગ્ન થાય અને તેમનાં બાળબચ્ચાં પણ સુખી થાય ત્યાં સુધીની તેમણે કાળજી રાખી છે. તેમના આ વિશાળ પરિવારના હૃદયમાં તેઓ એવા વસી ગયા હતા કે તેમના અચાનક અવસાનથી તેમને સૌને પોતાનો સ્વજન ગુમાવ્યા જેટલો આઘાત થયો તા. ૧૨–૯–૬૫ને રોજ તેમને ભગવાને પોતાની પાસે બોલાવી લીધા. તેઓ તો જીવન ધન્ય કરી ગયા.

**છોટાભાઈ જી. પટેલ**
(મંત્રી, ગુજરાત હરિજન સેવક સંઘ)

\+ + +

## જૉન હેવર્ડ

બ્રિટનના જાણીતા ગદ્યપદ્ય સંગ્રહકાર અને ગ્રંથપ્રેમી મિ. જૉન હેવર્ડનુ ૬૦ વર્ષની ઉંમરે લંડનમા તા. ૧૭ સપ્ટેમ્બર ૧૯૬૫ને રોજ દુઃખદ અવસાન થયું [હેવર્ડનો જન્મ: તા. ૨ ફેબ્રુઆરી ૧૯૦૫]. *Book Collector*ના તેઓ સંપાદકીય ડિરેક્ટર હતા. એમની વિદાયથી એક અચ્છા સાહિત્યશોખીન વિદ્વાનની ખોટ પડી છે. એમણે સંભાળપૂર્વક અને કાળજીથી ગદ્યપદ્ય સંગ્રહો તૈયાર કર્યા. એમનાં ઉત્સાહ, વિવેકશક્તિ અને વ્યાસંગ નોંધપાત્ર હતાં. હેવર્ડ મળતાવડા અને બહુશ્રુત હતા. ટી. એસ. ઈલિયટ એમના ગાઢ મિત્રો પૈકી હતા. બ્રિટનની જાણીતી 'Nonesuch' આવૃત્તિઓ પૈકીની કેટલીકનુ સંપાદન હેવર્ડે કર્યું. ૧૭મા ને ૧૮મા સૈકાના અંગ્રેજી સાહિત્યનો એમનો સવિશેષ અભ્યાસ હતો. ૧૯૬૪ની સાલમાં એમનું *Penguin Book of English Verse and Oxford Book of Nineteenth Century Verse* બહાર પડ્યું તે હેવર્ડની વ્યાપક સાહિત્યસમજનો અને સામાન્યજનની અભિરુચિ માટેની હેવર્ડની આસ્થાનો સરસ પુરાવો છે.

**'રમેશ'**

\+ + +

## હેનરી હૉલેન્ડ

૯૦ વર્ષની પાકટ વયે ઇંગ્લૅન્ડમાં સરેમાં ફાર્નહમની હૉસ્પિટલમા તા. ૧૯ સપ્ટેમ્બર ૧૯૬૫ને રોજ અવસાન પામેલા સર હેનરી હૉલેન્ડની અંધજન સેવાઓ ભારતમાં કૃતજ્ઞતાપૂર્વક યાદ કરાતી રહેશે. જે ખ્રિસ્તી મિશનરીઓ ભારતમાં આવ્યા તેમા કેટલાક ડૉક્ટરો પણ હતા, તેઓ પૈકી સર હેનરીનુ કાર્ય સવિશેષ નોંધપાત્ર છે. ભારતમાં જણાતા અંધત્વને દૂર કરવા માટેની ઝુંબેશમાં સર હેનરીએ આગળ પડતો ભાગ ભજવેલો. દાક્તરીવિદ્યા સરસ ભણતી વેળાએ પણ એમનો રસ ધર્મવિષયક બાબતોમા ઊંડો હતો. પરિણામે તેઓ યુવાનીમાં જ મિશનરી પંથમાં જોડાયા. ૧૯૦૭ની સાલમાં તેઓ ક્વેટાની હૉસ્પિટલમા સેવાર્થે જોડાયા તે છેક ૧૯૩૫ સુધી –ક્વેટામા ધરતીકંપ થયો એ વર્ષ–ત્યા જ ચાલુ રહ્યા. કહે છે કે, તે ધરતીકંપ વખતે અડધી મિનિટમાં વીસેક હજાર માણસો માર્યા ગએલા. એવા કઠોર પ્રસંગે સર હેનરીએ સુંદર કામગીરી બજાવી હતી. એનું રોમાંચક વર્ણન એમના *Frontier Doctor* પુસ્તકમાં છે. આંખોના નિષ્ણાત તરીકે સર હેનરી પંકાયા. મોતિયાના દરદી એવા આશરે એક લાખ ભારતીય દુઃખીજનોને ફરીથી દૃષ્ટિ આપવાની અદ્‌ભુત સેવા સર હેનરીએ કરી. (આખા બ્રિટનમાં માંડ એક લાખ અંધજનો છે એ આંકડો તુલનાત્મક રીતે અહીં નોંધવો જોઈએ). સર હેનરીએ નેત્રયજ્ઞોની શરૂઆત કરી. 'રૉયલ કૉમનવેલ્થ સોસાયટી ફૉર ધી બ્લાઈન્ડ'ના સ્થાપકો પૈકી તેઓ એક હતા.

**'રમેશ'**

\+ + +

## બળવંતરાય ગોપાળજી મહેતા

ત્રણ અઠવાડિયાંની અંદર ગુજરાતે અને પશ્ચિમ ભારતે ત્રણ મહાન ગુજરાતીઓ ગુમાવ્યા–લાલાકાકા અને પરીક્ષિતભાઈ પછી મુરબ્બી બળવંતભાઈ પણ આપણને વિલાપ કરતા મૂકી ગયા. તા. ૧૯ સપ્ટેંબર

૧૯૬૫ને રોજ અચાનક રીતે, પાકિસ્તાનના નઠારાં હુમલાને કારણે ક્રૂર અકસ્માતમાં, નાટ્યાત્મક સંઘર્ષના ભોગ થઈ પડેલા બળવંતભાઈ અને એમનાં ધર્મપત્ની સરોજબહેન તથા અન્ય વિમાની સહપ્રવાસીઓના અકાળ અને આઘાતજનક અવસાનથી આજે પણ અરેરાટી થાય છે. ભારત-પાકિસ્તાન યુદ્ધ દરમિયાનના છેલ્લા દિવસોમાં બળવંતભાઈ શહાદતને વર્યા. ૧૯મી સપ્ટેમ્બરે સવારે જ, અમદાવાદના કાંકરિયા ફૂટબૉલ ગ્રાઉન્ડ પર, એન. સી. સી.ની સમૂહરૅલી સમક્ષ જોસ્સાદાર પ્રવચન કરતા બળવંતભાઈને મેં જોએલા ને સાંભળેલા. 'ભારત-માતાની હાકલ પડી છે ત્યારે સહુનો એક જ ધર્મ છે કે સ્વાતંત્ર્યની રક્ષા માટે બધું કરી છૂટવું,' એમ કહેનારા બળવંતભાઈ થોડા કલાકોમાં જ પોતાના પ્રાણની આહૂતિ આપશે એવી તો સ્વપ્ને ય કલ્પના નહોતી! બળવંતભાઈ અને સાથીદારો અસાધારણ સંજોગોમાં, વીરત્વને છાજે એ રીતે, લડતાં પણ ન નમતાં, ચાલ્યાં ગયાં!

તા. ૧૯ ફેબ્રુઆરી ૧૮૯૯ને રોજ શ્રી. બળવંતરાય ગોપાળજી મહેતાનો જન્મ થયો. એમનું વિદ્યાર્થીજીવન તેજસ્વી હતું. મુંબાઈ યુનિવર્સિટીની બી.એ ની પરીક્ષા અર્થશાસ્ત્ર વિષય સાથે એમણે આપી, એમાં સફળ થયા; પણ એમણે ગુજરાત વિદ્યાપીઠની સ્નાતકની પદવી લેવાનું ઉચિત માન્યું. દેશભક્તિનો એમનો મિજાજ ત્યારથી જ વર્તાવા લાગ્યો. ૧૯૨૦-૨૧ની સાલમાં બળવંતભાઈએ જાહેર જીવનમાં ઝંપલાવ્યું. હરિજનકાર્ય અને સ્ત્રીશિક્ષણમાં એમણે રસ દાખવ્યો. એક અઠવાડિયા પહેલાં જ, દૂધેશ્વરની રેતમાં, પરીક્ષિતભાઈને શોકાંજલિ અર્પતાં, બળવંતભાઈએ યાદ અપાવેલી કે ગાંધીજીની જન્મશતાબ્દિ ૧૯૬૯ની સાલમાં આવે છે એની આડે હવે ઝાઝો સમય નથી, અને ત્યાં સુધીમાં ગુજરાતની પ્રજાએ અને સરકારે સક્રિયપણે અને સભાનતાથી પોતાનાથી બનતું બધું કરી છૂટવું જોઈએ, જેથી અસ્પૃશ્યતાનું કલંક ગુજરાત પૂરતું તો ધોવાઈ જાય!

૧૯૨૭ની સાલમાં બળવંતભાઈએ 'પંજાબ કેસરી' લાલા લજપતરાય સ્થાપિત The Servants of the Peoples Society'માં આજીવન સભ્યપદ સ્વીકાર્યું. પોતાના જાહેર જીવનને એ રીતે બળવંતભાઈએ અનેરો ઓપ આપ્યો. જૂના જમાનાના કાઠિયાવાડમાં દેશી રજવાડાંઓમાં ચાલતા સ્વાતંત્ર્યસંગ્રામના અગ્રેસર બનીને બળવંતભાઈએ પોતાની નોંધપાત્ર સેવાઓની શરૂઆત કરી. એ વખતે મહાત્મા ગાંધીએ બળવંતભાઈને 'કાઠિયાવાડના સરદાર' તરીકે બિરદાવેલા. સ્વરાજ્ય બાદ, સૌરાષ્ટ્રના નાયબ મુખ્ય પ્રધાન તરીકે બળવંતભાઈએ કામ કર્યું. પછી તેઓ દિલ્હીમાં પાર્લમેન્ટમાં ચૂંટાયા. કૉંગ્રેસનું જનરલ સેક્રેટરીપદ તેમજ પાર્લમેન્ટરી કૉંગ્રેસ પક્ષનું સેક્રેટરીપદ પણ એમણે થોડાં વર્ષો કુશળતાથી સંભાળ્યું. લોકસભામાં અંદાજ સમિતિના અધ્યક્ષ તરીકે બળવંતભાઈએ બહાદુરીથી બજાવેલી સેવાઓ બેનમૂન હતી. પંચાયતીરાજ્યનો પ્રયોગ દેશમાં શરૂ કરવાનું નક્કી થતાં એ અંગેની સમિતિનું પ્રમુખપદ બળવંતભાઈએ સ્વીકાર્યું અને એ રીતે પંચાયતીરાજ્યના પ્રણેતા તેઓ બન્યા. આફ્રિકા સાથેના સ્નેહ અને સાંસ્કૃતિક સંબંધો વિકસાવવા માટેની સંસ્થા દિલ્હીમાં સ્થપાઈ તેમાં બળવંતભાઈ સક્રિય બન્યા.

છેલ્લે, ગુજરાતના રાજકારણમાં જે રીતે અને જે સંજોગોમાં મુરબ્બી બળવંતભાઈ પ્રવેશ્યા તેને કારણે એમની કારકિર્દી પર કાંઈક ઝાંખપ પડી. પક્ષાપક્ષીના રાજકારણના તેઓ જાણે હાથા બની ગયા હોવાનું ઘણાને લાગ્યું. કૉંગ્રેસ પક્ષમાં ગુજરાતમાં જે કમનસીબ રીતે સત્તાની સાઠમારી ખેલાઈ તેમાં બળવંતભાઈ ખેંચાયાથી લોકમાનસ પર એમને વિષે કાંઈક પ્રતિકૂળ અસર પડેલી. પરંતુ, લોકસમુદાય અંતે કેવો બાલસહજ નિર્દોષ અને કૃતજ્ઞ અને ગુણરાગી હોય છે તે બળવંતભાઈની શહાદત પછી હૃદયંગમ રીતે છતું થયું. ગુજરાતની અને ખાસ કરીને રાજધાની અમદાવાદની જનતાએ બળવંતભાઈને અભૂતપૂર્વ આખરી માનવંદના આપી. અંતિમ બલિદાન આગળ બળવંતભાઈની અગાઉની જે કાંઈ મર્યાદાઓ હતી તે પૂરેપૂરી ઓગળી ગઈ હતી.

મારા પિતા સાથે બળવંતભાઈનો સ્નેહસંબંધ ઘણો જૂનો અને ગાઢ હતો. અમારા કુટુંબ તરફ એમણે હંમેશ પ્રેમાદરથી વર્તાવ કર્યો. મારા પ્રત્યે તેમની ખૂબ મમતા હતી. ૧૯૪૯ની સાલમાં મારાં લગ્નપ્રસંગે મુરબ્બી બળવંતભાઈ ખાસ દિલ્હીથી આવ્યા હતા અને અમને પ્રેમપૂર્વક આશિષ આપી હતી. લૅસ્કી ઈન્સ્ટિટ્યૂટમાં બળવંતભાઈએ, ગુજરાતનું મુખ્ય પ્રધાનપદ સંભાળ્યા બાદ,

લોકશાહી પર વિવરણ કરતુ સુંદર પ્રવચન કરેલું ત્યારે દાદાસાહેબ વિષેની પોતાની પ્રેમાદરયુક્ત અંજલિ મુક્તપણે વ્યક્ત કરી હતી. 'તમને સહુને નિરાંતે મળવા આવવું છે. હું એક દિવસ આવીશ તમારે ઘેર. મેં ડાયરીમાં નોંધ કરી રાખી છે,' એમ તેમણે બેચાર વાર જાહેર મિલન-પ્રસંગોએ મને વહાલપૂર્વક પાસે બોલાવીને કહેલું. તેઓ સ્વાભાવિક જ ખૂબ કાર્યરત રહેતા એટલે આમ મળવા આવવાની તસ્દી નહિ લેવાનું પણ મેં કહેલું. છતાં, એક દિવસ તેઓ અગાઉ કશી જાણ કર્યા વિના અમારે ઘેર આવ્યા જ! અમારું કમનસીબ કે મારાં બા અને અમે ભાઈઓ ત્યારે કોઈ ને કોઈ રોકાણને કારણે બહાર ગએલાં હતાં. બળવંતભાઇ પાછા ગયા. અમને અગાઉ જાણ કરાઈ હોત તો કેવું સારું થાત એમ અમને થયું. ખેર. વિમાની દુર્ઘટનામાં મુરબ્બી બળવંતભાઇની કરણ અને ઓચિંતી વિદાયથી અમે સહુએ આત્મીય વડિલજન ગુમાવ્યા. એમને અને સરોજબેનને હું પ્રેમાદરપૂર્વક અને હાર્દિક અંજલિ અર્પું છું.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

\+ + +

## સૅન્ડર રોનાઈ

ઈ.સ. ૧૯૫૦ થી ઈ.સ. ૧૯૫૨ સુધી હંગેરિયન પ્રજાસત્તાકના પ્રમુખપદે રહેલા મિ. સૅન્ડર રોનાઇ તા. ૨૮ સપ્ટેંબર ૧૯૬૫ને રોજ ૭૩ વર્ષની ઉંમરે, રાજધાની બુડાપેસ્ટમાં અવસાન પામ્યા. તેઓ અગાઉ 'સોશિયલ ડેમૉક્રેટ' હતા, પણ પાછળથી એમણે હંગેરિયન વર્કસ પાર્ટીમાં પ્રવેશ કર્યો. એ બન્ને પક્ષો સને ૧૯૪૮માં એકમેક સાથે સંલગ્ન થયા હતા. યુદ્ધોત્તર હંગેરીની સામ્યવાદી સરકારોમા વિવિધ પદો પર કામગીરી કરનાર રોનાઇની છાપ સામ્યવાદી વર્તુળોમાં એકંદરે આછી અને ઓછી હતી. એમની પાસે રાજકીય સત્તા ખાસ નહોતી. કદાચ, પ્રમુખપદ પણ એમને એ જ હિસાબે અપાયું હોય! હંગરીમાં સામ્યવાદીઓ સાથે 'સોશિયલ ડેમૉક્રેટો' સામેલ છે એ દુનિયાને બતાવવા સારુ જાણે રોનાઈની પસંદગી થઈ હતી. અગાઉના 'સોશિયલ ડેમૉક્રેટો' પૈકી રોનાઈ જ એકલા, સામ્યવાદીઓ સાથેની બિરાદરીમાં ચાલુ ને જીવતા રહેલા. સને ૧૯-.૫૭માં હંગેરિયન પાર્લમેન્ટનું અધ્યક્ષપદ રોનાઈને સોંપાયું જે એમણે ૧૯૬૩ની સાલ સુધી સંભાળેલું ને પછી નિવૃત્તિ લીધેલી.

'રેમેક્સ'

\+ + +

## ઑસ્કર લૅન્ગ

ગાંધી જયંતીને દિવસે (શનિવાર, તા. ૨ ઑક્ટોબર, ૧૯૬૫) પ્રોફેસર ઑસ્કર લૅન્ગનું લાંબી માંદગી બાદ લંડનની વેસ્ટમિન્સ્ટર હૉસ્પિટલમાં દુઃખદ અવસાન થતાં દુનિયાએ એક નામાંકિત અર્થશાસ્ત્રી ગુમાવ્યો છે. ૬૧ વર્ષની ઉંમરે ચિરવિદાય લેનાર પ્રોફેસર લૅન્ગ પોલેન્ડના રહેવાસી હતા અને પોલીશ કાઉન્સિલ ઑફ સ્ટેટના ઉપાધ્યક્ષ, પોલીશ ઍકેડેમી ઑફ સાયન્સીઝના સભ્ય તથા અનેક વિશ્વમાન્ય ગ્રંથોના લેખક હતા [ઑસ્કર લૅન્ગનો જન્મ: સને ૧૯૦૪માં].

લૅન્ગની કારકિર્દી અતિશય ઉજ્જ્વળ હતી. અર્થશાસ્ત્રના તેઓ ઉતમ તત્ત્વવેત્તા હતા અને જાહેર જીવનમા પણ તેઓ સક્રિય અને સારી નામના મેળવી ચૂકયા હતા. યુનિવર્સિટી ઑફ ક્રૅકોમાંથી ૧૯૨૭-'૨૮ના વર્ષોમાં એમણે સ્નાતકની પદવી પ્રાપ્ત કરી અને તરત જ ગણિતી અર્થશાસ્ત્રનાં પોતાના કાર્ય તથા સંશોધન દ્વારા એમણે આંતરરાષ્ટ્રીય કીર્તિ સંપાદન કરી. સને ૧૯૩૫ –'૩૭મા 'રૉકફેલર ફેલો' તરીકે એમણે બ્રિટન અને અમેરિકાની મુલાકાત લીધી. પછી તેઓ અમેરિકાની યુનિવર્સિટી ઑફ મિશિગનમાં અને ત્યાર બાદ યુનિવર્સિટી ઑફ શિકાગોમાં અર્થશાસ્ત્રના પ્રાધ્યાપક તરીકે કામ કરવા લાગ્યા. પછી તેઓ અમેરિકન નાગરિક બન્યા. શિકાગોમાં પ્રોફેસર લૅન્ગે અમેરિકામાંના અર્થશાસ્ત્રના સર્વશ્રેષ્ઠ પ્રાધ્યાપક તરીકેની નામના મેળવી. એકેકથી ચડિયાતા અનેક શિષ્યો એમના માર્ગદર્શન હેઠળ તૈયાર થવા લાગ્યા. Econometricsના નવા વિજ્ઞાન–અભ્યાસના તેઓ એક સ્થાપક હતા અને આખર સુધી એમણે એ વિષયમાં વ્યાપક ને ઊંડુ પ્રદાન કર્યું. જૅમ્સ મેનર્ડ કેઇન્સના અર્થશાસ્ત્રના વિચારોની હિમાયત કરનારાઓમાં તેઓ પહેલા અને અગ્રેસર હતા. ૧૯૪૪ની સાલમા પ્રગટ થએલું એમનું પુસ્તક *Price Flexibility and Full Employment* અતિ મહત્ત્વનું અને વખણાએલું છે. સમાજવાદ વિષયક અર્થશાસ્ત્રીય

તત્ત્વવિચારો અંગે પણ પ્રોફેસર લૅન્ગે ખૂબ મહત્ત્વનાં અને અસરકારક લખાણો આપ્યાં છે. સને ૧૯૩૭માં *Review of Economic Studies*માં પ્રગટ થએલા એમના બે અભ્યાસલેખો 'On the Economic Theory of Socialism' સવિશેષ નોંધપાત્ર છે.

ઑસ્કર લૅન્ગ માર્ક્સવાદી જરૂર હતા, પણ જ્યારે તક મળી અને રાજકીય આબોહવા અનુકૂળ જણાઈ ત્યારે એમણે તરત આર્થિક વિચારધારામાં ઉદારમતબિંદુ રેઢીને વિચારોની જડતા કે હઠ દૂર કરવાનો સુંદર પ્રયાસ કર્યે રાખ્યો. એમની પાસે પ્રખર બુદ્ધિ અને વેધક પૃથક્કરણ શક્તિ હતી, અને એમનું મન લવચિક હતું. અંધશ્રદ્ધાથી કશાક વિચારને વળગી રહેવાની એમની વૃત્તિ નહોતી. વિવિધ દેશોનો એમનો જાત-અનુભવ પણ એમની દૃષ્ટિને વ્યાપક બનાવવામાં ઓછો જવાબદાર નહોતો.

પોલીશ ડેમોક્રેટિક પાર્ટીના લૅન્ગ ઠીક ઠીક પ્રારંભથી સભ્ય હતા. પણ ૧૯૪૩ની સાલમાં એમનું ખરું જાહેર જીવન શરૂ થયું. 'ન્યૂયૉર્ક હેરલ્ડ ટ્રિબ્યૂન'માં એમનો પત્ર પ્રગટ થયો, જેમાં લૅન્ગે રશિયા-વિરોધી પ્રચારમાં પોલીશ પ્રશ્ન ન ફસાય એવી રજૂઆત ને વિનંતી કરી હતી. તેથી માર્શલ સ્ટાલિને ૧૯૪૪ની સાલમાં લૅન્ગને મળવા બોલાવ્યા. પોલૅન્ડના ભાવિ વિષે સ્ટાલિને લૅન્ગ સાથે લંબાણુ ચર્ચાવિચારણા કરી. એના પરિણામે લૅન્ગના જીવનને વળાંક મળ્યો. મૉસ્કોમાં સ્થપાએલી કામચલાઉ પોલીશ સરકારને લૅન્ગે ટેકો આપ્યો, અને ૧૯૪૫માં નવા પોલૅન્ડના પ્રથમ રાજદૂત તરીકે એમણે અમેરિકામાં કામગીરી શરૂ કરી. સ્વાભાવિક જ અમેરિકન નાગરિકતાનો એમણે એ અગાઉ ત્યાગ કરી દીધેલો. પછી સંયુક્ત રાષ્ટ્રસંઘમાં પણ લૅન્ગે કામ કર્યું, અને સ્ટાલિનતરફી નીતિનું પોલીશ સમર્થન લૅન્ગે વ્યક્ત કર્યું એટલે અમેરિકાની તથા બીજા અનેક રાષ્ટ્રોની ટીકાઓ લૅન્ગને સાંભળવી તથા સહેવી પડી. સ્ટાલિનનાં છેલ્લાં વર્ષોમાં લૅન્ગ માટે થોડાં વળતાં પાણી થએલાં, પણ સ્ટાલિનના મૃત્યુ બાદ (૧૯૫૨ની સાલ પછી) લૅન્ગ ફરી પ્રતિષ્ઠા પામ્યા. ભારત અને સિલોનની સરકારોએ લૅન્ગને આર્થિક નિયોજનની સલાહમસલત માટે ખાસ નોતરું આપેલું. અન્ય વિકસતાં રાષ્ટ્રોની મુલાકાતે પણ આ વિદ્વાન પ્રોફેસર ગયા હતા.

પ્રોફેસર લૅન્ગ ભારતના સાચા અને સારા મિત્ર તેમ જ સલાહકાર રહ્યા હતા. પંડિત જવાહરલાલ નેહરુ સાથે લૅન્ગના સંબંધો મિત્રાચારીભર્યા હતા. સ્વભાવે લૅન્ગ બહુ મળતાવડા હતા. વિનોદવૃત્તિ અને ખુશનુમા મિજાજને કારણે તથા એકસાથે અનેક વિષયોની ઊંડી સમજ ને જાણકારીને કારણે તેઓ ઘણાનો પ્રેમાદર મેળવી શક્યા હતા. *Political Economy* પર ત્રણ દળદાર ગ્રંથો લખવાની એમની છેલ્લે ઉમેદ હતી. કમભાગ્યે પ્રથમ ખંડ જ પ્રગટ થયો અને તેઓ ચાલ્યા ગયા! હું M. A.માં ભણતો હતો ત્યારે નિયોજન અંગે લૅન્ગનાં પુસ્તક-લખાણો મેં રસપૂર્વક વાંચેલાં અને મને એથી લાભ થએલો. પ્રોફેસર લૅન્ગને હું હાર્દિક અંજલિ આપું છું.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

\+ \+ \+

## માધવાનંદજી

લગભગ ૫૩ વર્ષ સુધી શ્રી રામકૃષ્ણ મિશનની સેવા કરનાર આદર્શ સંન્યાસી અને કઠોર તપસ્વી જીવન ગાળનારા સ્વામીશ્રી માધવાનંદજીએ શ્રી રામકૃષ્ણ મિશનના અધ્યક્ષપદેથી, તા. ૬ ઑક્ટોબર ૧૯૬૫ને રોજ દેહ છોડ્યો અને ભારતને એક પ્રખર સેવાભાવી સંન્યાસીની ખોટ પડી. પ્રોફેસર પિતાના સંતાન નિર્મળકુમાર બોઝ પર કુટુંબનાં ધર્મસંસ્કાર પ્રથમથી હતા, પણ સને ૧૯૦૭માં ૧૯ વરસની ઉમ્મરે તબિયત બગડી અને જીવ ઝલાઈ ગઈ ત્યારે માતાપિતાએ એક સંન્યાસી પાસે એમના પ્રાણની યાચના કરી. સંન્યાસીએ માથે હાથ ફેરવી કહ્યું કે 'છોકરો બચશે અને જગતમાં મહાન કાર્યો કરીને વિખ્યાત બનશે.' પૂર્વાશ્રમના એ નિર્મળકુમાર બોઝે સને ૧૯૦૯માં બી. એ. થઈ સને ૧૯૧૧માં સ્વામી વિવેકાનંદનું 'અંતરનાદ' પુસ્તક વાંચ્યું અને અંતરમાં વૈરાગ્યનો નાદ ગાજી ઊઠ્યો. સને ૧૯૧૩થી દીક્ષા લઈને સ્વામી માધવાનંદ તરીકે તેમણે શ્રી રામકૃષ્ણ મિશનની સેવા આરંભી.

તેઓ વિદ્વાન હતા. 'પ્રબુદ્ધ ભારત' અને 'હિંદી સમન્વય'ના તંત્રી, 'ઉદ્‌બોધન'ના સહતંત્રી, અનેક પુસ્તકોના લેખક, સંખ્યાબંધ રામકૃષ્ણ મઠો દેશ-પરદેશમાં સ્થાપનાર અને સને ૧૯૨૭ના રેલસંકટ વખતે ગુજરાતમાં આવીને

રાજકોટમાં મઠ સ્થાપનાર સ્વામીશ્રી માધવાનંદજીએ ત્રેવીસ વર્ષ સુધી ગુરુ શ્રી વિરજાનંદજી અધ્યક્ષ હતા ત્યારે મિશનનું મંત્રીપદ સંભાળ્યું હતું, અને મિશનની પ્રવૃત્તિઓ અને સેવાકાર્ય ખૂબ વિસ્તાર્યાં અને વધાર્યાં હતાં. ૧૯૬૨ના ઑગસ્ટમાં લગભગ ૪૯ વરસની શ્રી રામકૃષ્ણ મિશનની અખંડ સેવા પછી તેઓ મઠના અધ્યક્ષ ચૂંટાયા અને ત્રણ વર્ષ અધ્યક્ષ રહ્યા હતા. તેમણે *The Last Message of Shree Krishna*, વિવેકચૂડામણિ, વૈરાગ્ય શતકમ્, *Minor Upanishads*, વેદાંત પરિભાષા, ભાષ્ય પરિચ્છેદ, સિદ્ધાંત મુક્તાવલિ સાથે મીમાંસા પરિભાષા વગેરે ગ્રંથો અને *Cultural Heritage of India*નું સંપાદન વગેરે કાર્યો દ્વારા ખૂબ રાષ્ટ્રસેવા કરી હતી. ત્રણ વખત એમણે વિદેશ પ્રવાસો કરીને ઠેકઠેકાણે મઠ સ્થાપ્યા હતા. સને ૧૯૫૩માં મા શારદામણિદેવી શતાબ્દિ અને ઈ. સ. ૧૯૬૩માં સ્વામી વિવેકાનંદ શતાબ્દિ વખતના તેમનાં ખૂબ જ પ્રેરણાદાયક પ્રવચનો આખા વિશ્વને ઊંચા પ્રકારનો સંદેશો આપનારાં બન્યાં હતાં. ત્રેપન વરસ સુધી શ્રી રામકૃષ્ણ મિશનની અથાક અને કેવળ ત્યાગભરી સેવા કરીને તેઓ વિદાય થયા ત્યારે ખરેખર જાણે મિશનના આત્માનું તેજ વિલાયું. બેલુર મઠ સાવ સૂનો થઈ ગયો.

**કપિલરાય મ. મહેતા**
(તંત્રી, 'સંદેશ', અમદાવાદ)

\+ + +

## ચતુરલાલ

ભારતીય સંગીત અને તાલની દુનિયામાં જ નહિ પણ પશ્ચિમના સંગીતજ્ઞો અને સંગીત રસિકોમાં પણ નામ કાઢનાર વિખ્યાત તબલાનવાજ પં. ચતુરલાલ બહુ નાની, ૪૦ વરસની, વયે તા. ૧૪ ઑક્ટોબર ૧૯૬૫ને રોજ અવસાન પામ્યા. એટલા ટૂંકા આયુષ્યના છેલ્લા દસ-બાર વર્ષમાં એમને કીર્તિ ખૂબ મળી હતી, કદર પણ ખૂબ થઇ હતી, છતા એમની સાધના અટકી નહોતી કે નમ્રતા ભૂલાઈ નહોતી. કેવળ તબલાના બોલમાંથી અદ્‌ભુત સંગીત નીકળતું હોય એવી 'લૉન્ગ-પ્લેઇંગ રેકૉર્ડ' પારીસમાં એક અમેરિકન કંપનીએ એમની જ ઉતારી હતી. પારીસમાં એક મહિનો એમણે વર્ગો ચલાવ્યા ત્યારે ભલભલા ઉસ્તાદ ડ્રમ-વાદકો ભારતીય તાલ અને લયગરીની ખૂબીઓ શીખવા આવતા હતા.

ચતુરલાલ મૂળ ઉદેપુરના હતા. દરબારી સંગીતકાર કુટુંબના પિતા નાથુલાલ પાસેથી ૭ વર્ષના હતા ત્યારે તબલાં શીખવા માંડેલાં. પણ મહારાણાએ આપેલી જમીન પર ખેતીનું કામ સંભાળવાનું પણ ૨૧ વરસના થયા ત્યાં સુધી માથે પડેલું. નાના ભાઈ રામનારાયણ દિલ્હી આકાશવાણીમાં સારંગીવાદક તરીકે નીમાયા પછી ચતુરલાલ સને ૧૯૪૭માં દિલ્હી ગયા અને ખીલી ઊઠયા.

એમની તબલાનવાજીની વિશેષતા એ હતી કે વાદ્ય સાથે તેમના બોલ સમરસ થઈ જાય એવા મુલાયમ નીકળે. અલી-અકબરખાં જેવા જગવિખ્યાત સરોદવાદક સાથે એમણે સને ૧૯૫૫માં પશ્ચિમનો પ્રવાસ કર્યો. પછી સને ૧૯૫૮-૫૯માં પોતાના ભાઈ સાથે તબલાસંગત કરવા યુરોપ ગયા હતા. ચતુરલાલની બીજી વિશેષતા એ હતી કે હિંદુસ્તાની સંગીત અને કર્ણાટકી સંગીતનાં તત્ત્વો ઝીલી લઈ મૃદંગના બોલ તબલામાં ઉતારીને તેમણે કર્ણાટકી સંગીત-પંડિતોની પ્રશંસા પ્રાપ્ત કરી હતી. તાલના બોલ ચોખ્ખા એટલા કે એક પ્રસિદ્ધ સંગીતકારે કહેલું કે 'ચતુરલાલના તબલાના બોલ એવા નીકળે છે કે કાશીના બ્રાહ્મણ સંસ્કૃત સ્તોત્ર બોલતા ન હોય!' એમની લયકારી અજોડ હતી. સંગત કરતા હોય ત્યારે વાદ્યની ખૂબ ધીમી સુરાવલીની ખૂબી પણ શ્રોતાને પકડવા દે, પોતે એવા મુલાયમ બોલ કાઢે કે તબલું જાણે સરોદ, સિતાર કે સારંગી સાથે સમરસ બની ગયું લાગે.

આકાશવાણી કલાકાર તરીકે એમણે વર્ષો સુધી કામ કર્યું. પણ એમની કીર્તિ સચ્ચાઈ, મિલનસાર સ્વભાવ, સાધના અને વિશિષ્ટ લયકારીનાં એમણે કરાવેલાં દર્શનથી એમને આંતરરાષ્ટ્રીય કદર પ્રાપ્ત થઈ ત્યારથી મળી હતી.

સ્વ. ચતુરલાલનું શબ જોઈ, પ્રણામ કરીને, અમેરિકન એલચી મી. ચેસ્ટર બોલ્સનાં પત્ની પણ આંસુભરી આંખે ઊભાં રહી આ કલાકારને અંજલિ આપતાં હતાં એનું કારણ એમની સર્વોપરિતા નહિ પણ હૃદયંગમ કલા અને એથી યે વધુ મુલાયમ વિનમ્ર સહૃદયતા જ હતાં.

**કપિલરાય મ. મહેતા**
(તંત્રી, 'સંદેશ', અમદાવાદ)

\+ + +

## આર્થર શ્લાઇઝિંગર, સીનિયર

ડૉ. આર્થર એમ. શ્લાઇઝિંગર, સીનિયરનું તા. ૩૦ ઑક્ટોબર ૧૯૬૫ને રોજ બૉસ્ટનમાં અવસાન થતાં હાર્વર્ડ યુનિવર્સિટીના નામાંકિત ઇતિહાસકારો પૈકીના એક તેજસ્વી વિદ્વાનની ખોટ પડી છે. એમના સુપુત્ર આર્થર શ્લાઇઝિંગર, જૂનિયર પણ પિતાની જેમ જ નામાંકિત ઇતિહાસકાર છે. જૂનિયર શ્લાઇઝિંગરે (૧૯-૧૭ની સાલમાં જન્મેલા) સદ્‌ગત પ્રમુખ કેનેડી અને પછી પ્રમુખ જૉન્સનના ખાસ મદદનીશ તરીકે વ્હાઇટ હાઉસમાં કામ કરેલું છે. પિતાને પગલે પુત્રે સને ૧૯-૪૬માં હાર્વર્ડની યુનિવર્સિટીમાં ઇતિહાસનું અધ્યાપન-કાર્ય શરૂ કર્યું. મોટા–સીનિયર–શ્લાઇઝિંગરે ત્રીસ વર્ષથી યે વધુ સમય માટે હાર્વર્ડમાં પ્રાધ્યાપક તરીકેની સુંદર સેવાઓ આપી. ઇતિહાસમાં ડોકિયું કરવું એટલે સામાજિક વિકાસનો પરિચય મેળવવો એ વાત પર વડિલ ઇતિહાસકારે વિશેષ ભાર મૂક્યો. ૧૯૨૨ની સાલમાં એમનું *New Viewpoints of American History* આ દૃષ્ટિકોણથી પ્રસિદ્ધ થયું. ભણાવવામાં તેઓ હોંશિયાર હતા, પણ એમનાં વ્યાખ્યાનો ભારે રસતરબોળ નહોતાં. અલબત્ત, એમાં ગાંભીર્ય, ઊંડાણ અને મુદ્દામાલ હંમેશ હોય!

સ્વાતંત્ર્યના તેઓ ચુસ્ત હિમાયતી હતા. એમની સંશોધકવૃત્તિ અને વ્યવસ્થાશક્તિ નિત્ય કશુંક નવું નીરખતી. અમેરિકાની સુપ્રીમ કોર્ટે સને ૧૯૫૪માં જ્યારે જાહેર નિશાળોમાંની આભડછેટ અને જુદાઈ સામે ઐતિહાસિક ચુકાદો આપ્યો ત્યારે સવિશેષ આનંદ સહિત શ્લાઇઝિંગર, સીનિયરે કહ્યું કે, 'The supreme court finally reconciled the constitution with the preamble of the declaration of independence' અમેરિકાની યુનિવર્સિટી ઑફ ઓહાયોમાં સને ૧૯૧૦માં એમણે પ્રથમ પદવી મેળવી, અને બીજે વર્ષે કોલંબિયામાંથી અનુસ્નાતકની પદવી સંપાદન કરી. ૧૯૨૪ની સાલમાં તેઓ હાર્વર્ડ ભણાવવા ગયા એ પહેલાં ઓહાયોમાં યુનિ-વર્સિટી-અધ્યાપક તરીકે એમણે કામ કર્યું. સને ૧૯૫૪માં તેઓ હાર્વર્ડમાંથી નિવૃત્ત થયા. એમનાં મહત્ત્વનાં પુસ્તકોમાં *Political and Social Growth of the American People* (સને ૧૯૪૧માં) ગણનાપાત્ર છે. ડિક્સન રાયન ફૉક્સ સાથે સહ-સંપાદિત એમના *History of American Life*ના તેર ખંડ (ઇ.સ. ૧૯૨૭થી ઈ.સ. ૧૯૪૮) પ્રસિદ્ધ થએલા છે. વિદેશોમાં પણ શ્લાઇઝિંગર, સીનિયરે અધ્યાપનકાર્ય કર્યું હતું. અખબારી સ્વાતંત્ર્યના તેઓ ખાસ અભ્યાસી અને આગ્રહી હતા.

'રમેશ'

\+ + +

## હર્બર્ટ વીઅર એવટ

ઑસ્ટ્રેલિયાના ભૂતપૂર્વ વિરોધ પક્ષીય નેતા ડૉ. હર્બર્ટ વીઅર એવટનું ૭૧ વર્ષની ઉંમરે રાજધાની કૅનબરામાં તા. ૨ નવેમ્બર ૧૯૬૫ને રોજ અવસાન થતાં ઑસ્ટ્રેલિયન રાજકારણમાંના એક તેજસ્વી, તીખા અને ઝંઝાવાતભર્યા રાજપુરુષે જગતને આખરી સલામ ભરી છે [ડૉ. એવટનો જન્મઃ તા. ૩૦ એપ્રિલ, ૧૮૯૪]. એમની પ્રારંભની કારકિર્દી ઉજ્જવળ અને ઉમંગભરી હતી, પણ છેલ્લે છેલ્લે તે નિરાશા અને હતાશામાં પરિણમી હતી. મજૂર પક્ષનું નેતૃત્વ ડૉ. એવટે કુશળતાથી અને સામર્થ્ય સાથે કરેલું, પરંતુ એમની મથામણો મોટે ભાગે અધૂરી અને નિષ્ફળ જેવી બની રહી એ કમનસીબી હતી. ડૉ. એવટનું બુદ્ધિચાતુર્ય અને એમની મહેનતુ વૃત્તિ બન્ને હિમાલયસમાં હતાં. પરંતુ સંજોગોએ એમને ઝાઝી અનુકૂળતા ન આપી. ૧૯૫૧ની સાલમાં ચીફલે પછી એવટે મજૂર પક્ષની નેતાગીરી સંભાળી ત્યારે મજૂર ચળવળના ટેકા વિના મજૂર પક્ષનું સૂત્રસંચાલન ઉપાડી લેનાર તેઓ પ્રથમ ઑસ્ટ્રેલિયન રાજપુરુષ હતા. એમનો પૂર્વેતિહાસ ઉમદા હતો. યુનિવર્સિટી ઑફ સિડનીમાં અભ્યાસ કરતાં પહેલાં સિડનીમાં હર્બર્ટે શાળામાંથી જ હોંશિયાર વિદ્યાર્થી તરીકે નામના મેળવી હતી. શાળા-કૉલેજમાં એમને સતત શિષ્યવૃત્તિઓ અને પારિતોષિકો મળતાં રહ્યાં. ગણિત, તત્ત્વજ્ઞાન, અંગ્રેજી સાહિત્ય અને કાયદો એમ એક સાથે ચાર વિષયોમાં એમનું જ્ઞાન ઊંડું અને પાકું હતું. યુનિવર્સિટી વિદ્યાર્થી મંડળનું પ્રમુખપદ એમણે એક વર્ષ સંભાળેલું. રમતગમતમાં પણ તેઓ એક્કા હતા. બી.એ., એમ.એ.માં પ્રથમ વર્ગ મેળવીને કાયદાની

પંદર્શા-પરીક્ષાઓ પણ એમણે પારિતોષિક પ્રાપ્ત કરીને ઉત્તીર્ણ કરી. ૧૯૨૪ની સાલમાં તેઓ કાયદામાં વધુ પારંગત બનીને Ph.D. થયા, તરત અધ્યાપન શરૂ કર્યું, વકીલાતમાં નામ ઉજાળ્યું, બંધારણીય કાયદાના નિષ્ણાત વકીલ જોતજોતાંમાં બન્યા. ૧૯૩૦ની સાલમાં તેઓ જ્યારે હાઈકોર્ટના ન્યાયાધીશ બન્યા ત્યારે ઑસ્ટ્રેલિયન ઇતિહાસમાં સહુ પ્રથમ જુવાન ન્યાયાધીશની નામના એમણે મેળવી. ન્યાયાધીશપદ પહેલાં પણ અને પછી (સને ૧૯૪૦માં રાજીનામું આપ્યા બાદ) તો સવિશેષ ડૉ. એવટે સક્રિય રાજકારણમાં સરસ અને ખૂબ ભાગ લીધો. તેઓ વિદેશ પ્રધાન બન્યા. સને ૧૯૪૧ થી ૧૯૪૯ સુધી એમણે આ મહત્ત્વનું પદ સંભાળ્યું. ૧૯૪૯ની સાલમાં મજૂર પક્ષની હાર થતાં ડૉ. એવટની રાજકીય કારકિર્દીને વળાંક મળ્યો. સામર્થ્યશીલ સર રૉબર્ટ મેન્ઝીસના વડાપ્રધાનપદ આગળ ડૉ. એવટના સત્તાગ્રહણ માટેના તમામ પ્રયાસો એક પછી એક નિષ્ફળ જ થતા ગયા. ૧૯૬૨ની સાલમાં માંદગીને કારણે ડૉ. એવટે સક્રિય રાજકારણનો ત્યાગ કર્યો. સંયુક્ત રાષ્ટ્ર સંઘ માટેની ડૉ. એવટની કામગીરી પણ નોંધપાત્ર છે. વિશ્વસંસ્થાની સ્થાપના વખતે (સને ૧૯૪૫) એમણે ઑસ્ટ્રેલિયાનું પ્રતિનિધિત્વ કરેલું, અને યુ.એન.ના ખતપત્ર (Charter)માં સામાન્ય સભાની સત્તા વધારવા માટેના સફળ પ્રયત્નો કરેલા. નાનાં રાષ્ટ્રોના હક્કો અને અધિકારોના ચુસ્ત અને ઉષ્માભર્યા હિમાયતી તરીકે ડૉ. એવટ જાણીતા હતા. સામાન્ય સભાના ૧૯૪૮–'૪૯ના વર્ષના તેઓ પ્રમુખ હતા; એ વર્ષમાં બર્લિનની નાકાબંધીની વિકટ સમસ્યા હલ કરવામાં એમણે ગણનાપાત્ર ફાળો આપેલો. ડૉ. એવટની જિંદગી અને કામગીરી ઉદાત્ત 'મિશનરી' ભાવનાથી ભરેલી હતી.

પુ. ગ. મા.

\+ \+ \+

## શૂટર ઈડ

બ્રિટનના ભૂતપૂર્વ ગૃહપ્રધાન મિ. (પાછળથી, લૉર્ડ) ચટર ઈડ તા. ૧૧ નવેમ્બર ૧૯૬૫ને રોજ ૮૩ વર્ષની ઉંમરે ચાલ્યા ગયા [જેમ્સ ચટર ઈડનો જન્મ: સને ૧૮૮૨માં, ઓસમ ખાતે.] સને ૧૯૪૫ થી ૧૯૫૧ની એ મજૂર પક્ષીય સરકારોમાં વડા પ્રધાન ઍટલીના પ્રધાનમંડળમાં ચટર ઈડનું સ્થાન અને માન મોટું હતું. ૭ સાડા ૭ વર્ષના એ ગાળામાં ગૃહપ્રધાન ઉપરાંત છેલ્લા સાત મહિના (૧૯૫૧ની સાલમાં) ચટર ઈડે આમની સભાના નેતા તરીકેની કામગીરી પણ બજાવેલી. વિરોધ પાર્ટીઓ પરથી કરેલાં આમની સભામાંનાં એમનાં ભાષણો મેં સાંભળેલાં. ’૬૬ ૭નાં જોમવાળા ચટર ઈડની ખૂબ સ્વસ્થ, શાંત અને શાણા રાજપુરુષ તરીકેની છાપ એ વખતનાં એમનાં ભાષણો-વર્તન દ્વારા મારા મન પર અંકિત થઈ હતી. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન શિક્ષણખાતામાં પાર્લમેન્ટરી સેક્રેટરી તરીકે એમણે સરસ સેવાઓ આપેલી અને ૧૯૪૪ની સાલનો શિક્ષણવિષયક પ્રખ્યાત બ્રિટિશ કાયદો તૈયાર કરવામાં એમણે નોંધપાત્ર ફાળો આપેલો. ૧૯૬૪ની સાલમાં ચટર ઈડને ઉમરાવસભાનું આજીવનપદ એનાયત થએલું. એમનામાં વિનોદશક્તિ સુંદર હતી. સભાગૃહમાં જ્યારે કોઈ સભ્ય–સામાવાળાના કે પોતાના–અદ્ધર કે ઢીલી વાત કરે ત્યારે અસરકારક વિનોદ અને ડહાપણથી ચટર ઈડ એવા સભ્યને સીધા કરી દેતા! ચટર ઈડનું વ્યક્તિત્વ સમતોલ અને સમદર્શી હતું. એમની વૃત્તિ ધાર્મિક અને આધ્યાત્મિક હતી. તેઓ શાંત અને સુરેખ સમાજવાદી હતા. ચટર ઈડને મારી હાર્દિક અંજલિ!

પુરુષોત્તમ ગણેશ માવળંકર

\+ \+ \+

## સૈયદીના તાહેર સૈફુદ્દીન

દાઉદી વહોરા કોમના વડા મુલ્લાજી નામદાર ડૉ. સૈયદીના તાહેર સૈફુદ્દીનનું ૭૭ વર્ષની ઉંમરે માથેરાન ખાતે ગુરુવાર તા. ૧૨ નવેંબર ૧૯૬૫ને રોજ દુઃખદ અવસાન થયું [‘હિઝ હોલીનેસ’ સૈફુદ્દીનસાહેબનો જન્મ તા. ૫ ઑગસ્ટ ૧૮૮૮ને રોજ સુરતમાં થયો હતો]. હિજરી સાલ મુજબ, તેઓ ૮૦ વર્ષની ઉંમરે ગુજરી ગયા, અને દાઉદી વહોરા કોમને તો મોટી ખોટ પડી જ, પણ તે સાથે ભારતે એક પીઢ કેળવણીકાર અને દક્ષિત અભ્યાસી વિચારક તથા લેખક ગુમાવ્યા. મરહૂમે પોતાની સતત કાર્યશીલ અને લાંબી જિંદગી દરમિયાન અનેકવિધ સાંસ્કૃતિક સેવાઓ બજાવી હતી.

મુસલમાન મઝહબના એક પંથ તરીકે દાઉદી વહોરા

કોમ ફાતીમી ઈમામોના વંશજો તરીકે ઇજિપ્તમાં પ્રસરી, યેમનમાં પછી એમનું રાજ્ય સ્થપાયું અને ત્યાર બાદ (આશરે ચારસો વર્ષ પહેલાં) ભારતમાં એમનું વહીવટી મથક લાવવામાં આવ્યું. ત્યારથી સળંગ ચાલી આવતા ધર્મવડાઓમાં સૈફુદ્દીન સાહેબ ૫૧મા દાઈ – ઉલ-મુતલક હતા. ૫૦ વર્ષથી વધુ સમય માટે એ પદે રહીને કોમને માર્ગદર્શન કરનાર તેઓ પ્રથમ જ ધર્મગુરુ હતા અને ૧૯૬૨ની સાલમાં એ નિમિત્તે સુવર્ણ મહોત્સવ ઉજવાયો હતો. દાઉદી વહોરા કોમ નાનકડી પણ ભારતના સમાજજીવનમાં વગદાર સ્થાન ધરાવતી છે. જેમ પારસી કોમ નાની અને પ્રતિષ્ઠિત છે તેમ. સ્વાશ્રય અને પરિશ્રમ દ્વારા તેઓ સહુ નોંધપાત્ર કામગીરી બજાવતા આવ્યા છે. વહોરા કોમની કુલ વસ્તી આશરે દસ લાખની છે જેમાંના મોટા ભાગના લોકો ભારતમાં વસે છે. બાકીના થોડા અગ્નિ એશિયા, પશ્ચિમ એશિયા તથા ઉત્તર અને પૂર્વ આફ્રિકાના પ્રદેશોમાં પથરાએલા છે.

ડૉ. સૈફુદ્દીન સાહેબ અરબી સાહિત્યના વિદ્વાન હતા. લેખક અને કવિ તરીકે તેમની નામના ઊંચી હતી. અરબીમાં એમણે ચાળીસેક ગ્રંથો લખ્યા. ૧૯૪૬ની સાલમાં અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટીએ એમને 'ડૉક્ટર ઑફ થિયૉલૉજી'ની માનદ્ પદવી આપી. ત્યાર બાદ એ જ યુનિવર્સિટીના તેઓ વાઈસ ચાન્સેલર બન્યા અને ચાર વાર એ પદ પર ચૂંટાયા. કેળવણીમાં એમને ઊંડી દિલચસ્પી હતી. દેશ-વિદેશની મુસાફરીઓ તેમણે ઘણી વાર ખેડી હતી. કોમની પ્રગતિનો મુખ્ય આધાર શિક્ષણ પર જ હોવાનું તેઓ માનતા અને એ રીતે કાર્ય કરતા, તેથી મદરસાઓને એમણે ઘણું ઉત્તેજન આપ્યું. સૈફુદ્દીન સાહેબ કુશળ વહીવટદાર અને કાબેલ સંચાલક હતા. અનેક ક્ષેત્રે એમણે સરસ પહેલ કરીને કોમની, ધર્મની, દેશની અને માનવતાની શાન બઢાવી. તેઓ ખૂબ ઉદ્યમી હતા. છેક છેલ્લી ક્ષણ સુધી મુલ્લાજી કાર્યરત રહેલા.

ડૉ. સૈફુદ્દીન સાહેબ વ્યાપક દૃષ્ટિબિંદુ ધરાવતા હતા. ધર્મ અને ફિલસૂફીમાં એમને ઊંડો રસ હતો. વૈજ્ઞાનિક અને ટેકનૉલૉજિકલ પ્રગતિમાં પણ એમને રસ હતો. ઈસ્લામી સંસ્કૃતિને એમણે વેગ આપ્યો. ભારતના આવા ઉમદા અને સજ્જન નાગરિક તથા મહાન ધુરંધરને હું આદરથી અંજલિ અર્પું છું.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

\+ + +

## હેનરી વૉલેસ

ડૅનબરી, કનેટીકટ ખાતે ૭૭ વર્ષની વયે, તા. ૧૮ નવેંબર ૧૯૬૫ને રોજ અવસાન પામેલા હેનરી વૉલેસની ચિરવિદાયથી એક ઉદારમતવાદી અમેરિકનની ખોટ પડી છે [વૉલેસનો જન્મ: સને ૧૮૮૮માં; આયોવામાં]. પ્રમુખ ફ્રૅંકલિન રૂઝવેલ્ટની 'નવી ચીપ' ['New Deal']ના દ્રષ્ટા અને ઘડવૈયા એવા એક હેનરી વૉલેસ સને ૧૯૪૦ થી ૧૯૪૪ સુધી અમેરિકાના ઉપપ્રમુખ પણ હતા અને વર્ષોથી રૂઝવેલ્ટના ચુનંદા સાથીદારો પૈકીના હતા. એમની માનવતા અને ઉદારતા નોંધપાત્ર હતી. અમેરિકાના વિનીતોના તેઓ એક ઉમદા પ્રતિક હતા. જાહેર જીવનમાં આદર્શો અને અંતરાત્માના અવાજને સચેતન રાખનારા હેનરી વૉલેસ રાજકીય વ્યવહારમાં જો કે કાંઈક અંશે અસ્વસ્થ અને ભલાભોળા હતા. જવાબદારી અને રાજકીય જાણકારીની જાણે કયારેક એમને ગતાગમ ન હોય! વૉલેસ ગર્વિષ્ઠ, કયારેક મિથ્યાભિમાની લાગતા. વાસ્તવિક પરિસ્થિતિ જોવાને બદલે તેઓ કોક કોક વાર પોતાનાં જ મનપસંદ સ્વપ્નાં રમાડતા અને મનગમતી ઈચ્છાઓને આરે અથડાયા કરતા. વૉલેસનો કૌટુંબિક રાજકીય વારસો રિપબ્લિકન પક્ષનો હતો, પણ ૧૯૨૮ની સાલમાં એમણે રિપબ્લિકન પક્ષને રામરામ કોકયા; જો કે છેક ૧૯૩૩ની સાલમાં તેઓ અધિકૃત રીતે ડેમૉક્રેટિક પક્ષમાં જોડાયા. ફ્રૅંકલિન રૂઝવેલ્ટે જ્યારે લાગલાગટ ત્રીજી વાર પ્રમુખપદ માટેની ચૂંટણીમાં ઝંપલાવવાનું સફળ બીડું ઝડપ્યું (સને ૧૯૪૦માં) ત્યારે એવા અસાધારણ સંજોગોમાં રૂઝવેલ્ટે ઉપપ્રમુખપદ માટેના પોતાના સાથીદાર તરીકે વૉલેસની પસંદગી કરી. વૉલેસના પ્રગતિશીલ વિચારોથી રૂઝવેલ્ટ સહિત આખો દેશ આકર્ષાયો હતો. બીજા વિશ્વયુદ્ધ દરમિયાનની કામગીરી વચ્ચે પણ વૉલેસે વિશેષ તો યુદ્ધોત્તર જગતની ચિંતા ને ચર્ચાવિચારણા કરી, જે એમનાં કેટલાંક મહત્ત્વનાં પુસ્તકોમાં [*Democracy Reborn* અને *The Century of the Common*

Man] સરસ વ્યક્ત થઈ છે. તે વખતે એમના કેટલાક વિચારોની હાંસી ઉડાવાઈ, પણ આજે એ વાતો ફરી વાંચતાં વૉલેસ આપણને ઊલટું મવાળ અને કદાચ ધીમા કે જૂનવાણી જેવા લાગે! ૧૯૪૪ની સાલમાં વૉલેસ વાણિજ્ય પ્રધાન બન્યા, પણ ૧૯૪૫ની સાલમાં રૂઝવેલ્ટના આકસ્મિક અવસાન બાદ ટ્રૂમન અને વૉલેસ વચ્ચે ખટરાગો થયા. રશિયા સાથેના અમેરિકાના સંબંધો વિશેની વૉલેસની રશિયા-તરફી દૃષ્ટિ ઘણાને ગમી ન ભિતરી. ૧૯૪૮ની સાલમાં વૉલેસે પ્રમુખપદના ઉમેદવાર તરીકે કંગાળ દેખાવ કર્યો, જ્યારે ટ્રૂમન આસાનીથી જીતી ગયા. સને ૧૯૫૨ પછી વૉલેસને રશિયા અંગે કાંઈક પસ્તાવો થયો ત્યારે બાજી ઘણી બદલાઈ હતી અને સમય પણ ઠીક વહી ગયો હતો. પરિણામે, વૉલેસ શાંત અને નિષ્ક્રિય બની ગયા અને છેલ્લે બાગકામમાં સક્રિય બન્યા!

'રોમેશ'

\+ + +

## અબદુલ્લા અલ સલીમ અલ સબાહ

કુવૈત (Kuwait)ના રાજા શેખ અબદુલ્લા અલ સલીમ અલ સબાહ, ૭૦ વર્ષની ઉંમરે, તા. ૨૪ નવેમ્બર ૧૯૬૫ને રોજ અવસાન પામ્યાથી [શેખનો જન્મ: સને ૧૮૯૫માં.] ખાસ કરીને બ્રિટને આરબ દુનિયામાંનો એક ગાઢ મિત્ર અને સ્વસ્થ રાજપુરુષ ગુમાવ્યો છે. કુવૈતના વિકાસના મુશ્કેલ સંજોગોમાં શેખસાહેબની રાહબરી સવિશેષ કીમતી નીવડી. તેઓ અરબીના મોટા વિદ્વાન હતા. પરંતુ એમને અન્ય વિદેશી ભાષાઓ આવડતી નહોતી. એમને પ્રવાસનો પણ ઝાઝો શોખ નહોતો. કૈરો અને મુંબાઈ સુધી જ તેઓ ફરી આવ્યા હતા. ૫૫ વર્ષ સુધી તેઓ કુવૈતના જ નાનકડા જીવનમાં રચ્યાપચ્યા રહ્યા. ૧૯૫૦ની સાલમાં તેઓ કુવૈતના રાજપદે આરૂઢ થએલા. તેલને કારણે અતિ સમૃદ્ધ એવા આ પ્રદેશનું સુકાનીપદ શેખસાહેબે એકંદરે ઠીક સંભાળ્યું. અઢળક સંપત્તિને આધારે હૉસ્પિટલો, શાળાઓ, જાહેર ઈમારતો વગેરે અઘતન ઢબે ઊભી કરવાનું સમાજકાર્ય પણ એમની કારકિર્દી દરમિયાન સાર થયું. એમનું વ્યક્તિગત જીવન સાદુ અને સીધું હતું અને કુવૈતના પ્રજાજનોની ચાહના એમણે મેળવી હતી.

'રોમેશ'

\+ + +

## વિલિયમ આલ્ફ્રેડ ડિમલીન

બુધવાર, તા. ૨૪ નવેમ્બર ૧૯૬૫ને રોજ મેજર-જનરલ વિલિયમ આલ્ફ્રેડ ડિમલીનનો દેહાન્ત થયો. એમની ઉંમર ૬૮ વર્ષની હતી [ડિમલીનનો જન્મ: તા. ૬ જુલાઈ ૧૮૯૭]. ૧૯૫૪ની સાલથી આખર સુધી મેજર-જનરલ ડિમલીન ઈન્ટર-પાર્લમેન્ટરી યુનિયનની બ્રિટિશ શાખાના મંત્રી હતા. લંડનમાં હું એમને એ હેસિયતમાં અનેક વાર પાર્લમેન્ટમાં મળેલો અને હરહંમેશ તેઓ મને સૌજન્ય અને સ્નેહથી સત્કારતા અને સહાય કરતા. રૂઢિચૂસ્ત અને કાંઈક શાહી મિજાજવાળા ડિમલીન હસમુખા અને તરવરાટવાળા હતા, તથા બદલાએલા સંજોગોને સમજીને સરસ નવેસરથી ચાલનારાઓ પૈકી હતા. વેસ્ટમિન્સ્ટરની પાર્લમેન્ટરી પદ્ધતિના તેઓ સ્વાભાવિક જ પ્રખર હિમાયતી હતા. એમની કારકિર્દી અને પૂર્વભૂમિકા લશ્કરની અને કડક શિસ્તની હતી, છતા પાર્લમેન્ટના વાતાવરણમાં તેઓ બરાબર સમરસ થઈ ગયા હતા. તેઓ ચુનંદા અને કાબેલ સૈનિક અને લશ્કરી અફસર હતા; એમનામાં કુશળતા અને સમયસૂચકતા પણ હતી. ભારતમાં પણ ડિમલીને લશ્કરમાં કામગીરી કરી હતી. મેજર-જનરલ ડિમલીનને હું હાર્દિક અંજલિ આપું છું.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

\+ + +

## ગુણવંતરાય પોપટભાઈ આચાર્ય

ગુજરાત, કચ્છ, સૌરાષ્ટ્ર અને છેક વિજયનગર સુધી પહોંચી જઈ ગૌરવવંતી ઐતિહાસિક કથાઓ આલેખનાર શ્રી. ગુણવંતરાય પોપટભાઈ આચાર્યના તા. ૨૫ નવેમ્બર ૧૯૬૫ને રોજ થએલા દુઃખદ અવસાનથી સામાન્ય રસિક વાચકવર્ગે પોતાનો માનીતો નવલકથાકાર ગુમાવ્યો છે [શ્રી. આચાર્યનો જન્મ: તા. ૯ સપ્ટેમ્બર ૧૯૦૨]. નવલિકા, નવલકથા, જાસૂસકથા, હળવા કટાક્ષલેખ, મનનીય પ્રેરક જીવનપ્રસંગો, નાટકો, સમકાલીન પ્રશ્નો એમ વિવિધ ક્ષેત્રે ગુણવંતરાયે પોતાની લેખિની દોડાવી હતી; પણ

દરિયાઈ સાહસકથાઓનું ('દરિયાલાલ', 'સક્કરબાર', 'હરારી', 'સરફરોશ', 'સરગોશ') આલેખન ગુજરાતી સાહિત્યને એમનું વિશિષ્ટ પ્રદાન હતું. ઇતિહાસ કરતાં સામગ્રીનું વધારે મૂલ્ય આંકનાર 'દરિયાલાલ' સ્વ. આચાર્યે એમની વેગીલી, મસ્ત, ચિત્રાત્મક શૈલીને લીધે આમજનતાના અંતરમાં પોતાનું નિશ્ચિત સ્થાન સર કરી લીધું જ છે. ઉપેન્દ્ર ભટ્ટ

(ગુજરાતી વિભાગ, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ)

\+ + +

## હશમતરાય ખૂબચંદ ચૈનાની

મુંબાઇમાં મરીન ડ્રાઇવ પર મોટર-અકસ્માતમાં કરુણ રીતે પટકાઈ પડેલા જસ્ટિસ ચૈનાની ચૌદ દિવસ સુધી મૃત્યુ સામે ઝઝૂમ્યા અને છેવટે, તા. ૨૮ નવેંબર ૧૯૬૫ને રોજ, એમનું પ્રાણપંખેરું ઊડી ગયું! જસ્ટિસ ચૈનાનીની કારકિર્દી તેજસ્વી હતી. ઉત્તમ વિદ્યાભ્યાસ સંપાદન કરીને તેઓ સરકારી વહીવટક્ષેત્રે જોડાયા. અમદાવાદ સહિત અનેક સ્થળે એમણે સેવાઓ આપી. જૂની મુંબાઇ ધારાસભાના સેક્રેટરીપદે તેઓ હતા ત્યારે પૂજ્ય દાદાસાહેબ મુંબાઈના સ્પીકરપદે ચાલુ હતા, એટલે જસ્ટિસ ચૈનાની સાથે અમારો પરિચય અને સ્નેહસંબંધ સ્વાભાવિક જ વધ્યો. એમનું મોહક હાસ્ય અને આકર્ષક વ્યક્તિત્વ ભુલાય તેમ નથી. તેઓ શાંત, સંગીન, સુંદર કાર્ય કરવા માટે પંકાએલા હતા. કાયદાનું એમનું જ્ઞાન બહોળું હતું અને રાજ્યતંત્રનો એમનો અનુભવ વ્યાપક હતો. મુંબાઇની હાઇકોર્ટમાં મુખ્ય ન્યાયાધીશપદે હતા તે દરમિયાન એકથી વધુ વાર જસ્ટિસ ચૈનાનીએ રાજ્યનું હંગામી ગવર્નરપદ પણ થોડા થોડા સમય માટે સંભાળેલું. જસ્ટિસ ચૈનાની તટસ્થ વૃત્તિના વિદ્વાન અભ્યાસી હતા. એમને હું હૃદયપૂર્વક અંજલિ અર્પું છું.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

\+ + +

## વિજયનગરના મહારાજકુમાર 'વિઝી'

તા. ૨ ડિસેંબર ૧૯૬૫ને રોજ જાણીતા ક્રિકેટ-ખેલાડી અને વૃત્તાંતનિવેદક 'વિઝી'નું ઓચિંતું અવસાન થતાં ભારતે એક અચ્છો અને 'ઑલરાઉન્ડર' ખેલાડી ગુમાવ્યો ['વિઝી'નો જન્મ: તા. ૨૮ ડિસેંબર ૧૯૦૫ને રોજ]. ૬૦ વર્ષની ઉંમરે અવસાન પામેલા વિજયનગરના મહારાજકુમાર પદ્મભૂષણ ડૉ. વિજય નાટામોટા સહુમાં 'વિઝી'ના વહાલસોયા નામથી ઓળખાતા હતા. રમત-ગમતના તેઓ જબરા શોખીન હતા. એમની પાસે વાતોનો અને અનુભવોનો ભંડાર હતો. રેડિયો પર જ્યારે 'ટેસ્ટ ક્રિકેટ'ની 'કૉમેન્ટરી' સંભળાવતા હોય ત્યારે પણ વિઝી વારંવાર પોતાનાં આવાં જૂનાં પ્રસંગો-સંભારણાંનો સ્ટૉક વાપરે જ. કેટલીયે વાર એને કારણે શ્રોતાઓને કંટાળો આવે ને ચીડ પણ ચડે! છતાં, વિઝી પોતાની રજૂઆત પોતાની રીતે જ ચાલુ રાખતા. એમની શૈલી જ અનોખી હતી. તેઓ ખૂબ ઉત્સાહી અને રસિક હતા. એમની સુજનતા અને શાલીનતા પણ નોંધપાત્ર હતી. એમના વ્યક્તિત્વમાં વિજય અને આનંદ બન્નેની છટાઓ સરસ ઊભરેલી હતી. એટલે, મોટી મૅચો વખતની એમની ક્રિકેટ-કૉમેન્ટરીઓ હવે કદી સાંભળવા નહિ મળે એથી બહુ ગ્લાનિ થાય છે.

વિઝી માત્ર રમતના ક્ષેત્રે જ નામાંકિત નહોતા; રાજકારણમાં પણ તેઓ રચ્યાપચ્યા રહેલા. વડી ધારાસભાના તેઓ સભ્ય હતા. એમની વિનોદવૃત્તિ સહુને નિર્દોષ અને સરસ આનંદ આપતી. તેઓ બોલકણા હતા, પણ ધારાસભામાં બહુ વાર બોલતા નહિ. એમનો ગોળ હસમુખો ચહેરો અને હંમેશ તાજગીભર્યો સ્વભાવ પાર્લમેન્ટમાં અંદર ને બહાર બધાંને યાદ રહેશે. એમની શ્રીમંતાઈ ઉમદા પ્રકારની હતી. એમનામાં રાજાશાહીની છાંટ હતી પણ એનું અભિમાન નહોતું. ડિસેંબર, ૧૯૬૪માં મેં એમને છેલ્લા અમદાવાદમાં સાંભળ્યા ને જોયા ત્યારે જરા યે કલ્પના નહોતી કે એ આખરી મુલાકાત હશે! વારાણસીમાં વિઝીના નિવાસસ્થાને મારાં માતા-પિતા ગએલાં. પૂજ્ય દાદાસાહેબ સાથે વિઝીનો સ્નેહ-પરિચય હતો. આવા ખેલદીલ રમતવીર અને રાજકારણ-રસિયાને હું પ્રેમપૂર્વક પ્રણામ કરું છું.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

\+ + +

## જોટારો કાવાકામી

૭૬ વર્ષની પાકટ ઉંમરે જાપાનમાં નિશયામા ખાતે અવસાન પામેલા (તા. ૩ ડિસેંબર ૧૯૬૫ને રોજ) મિ. જોટારો કાવાકામી જાણીતા સમાજવાદી હતા. જાપાનની સમાજવાદી પાર્ટીના તેઓ પ્રખર નેતા હતા,

અને ૧૯૬૧ની સાલથી ૧૯૬૪ સુધી તેના પ્રમુખ હતા. મિ. આસાનુમાની કરપણ હત્યા પછી મિ. કાવાકામીએ સમાજવાદી નેતૃત્વ સંભાળ્યું. જાપાનના અનેક સમાજવાદીઓની જેમ કાવાકામી પણ પ્રમાણમાં સુખી અને શિક્ષિત સજ્જન હતા. માર્ક્સવાદના તત્ત્વોથી તેઓ બરાબર રંગાયા હતા. ૧૯૨૮ની સાલમાં એમણે જાપાનની પાર્લમેન્ટ-'ડાયેટ'('Diet')માં પહેલવહેલો પ્રવેશ મેળવ્યો. ઘણીખરી જગ્યાઓએ બને છે તેમ, સમાજવાદીઓની ભિન્નભિન્ન પ્રકૃતિઓ અને પ્રવૃત્તિઓનો મેળ અને ક્યારેક સુમેળ રાખવામાં કાવાકામીની સારી એવી શક્તિઓ અને સમય ખર્ચાયાં હતાં.

'રમેશ'

\+ + +

## ડૅનિયલ મૅકમિલન

અંગ્રેજી પુસ્તકોના વાચકો અને જાણકારો ભાગ્યે જ 'મૅકમિલન' નામથી અપરિચિત હશે. દસકાઓથી એકધારાં સુંદર અને વિચારપ્રધાન પુસ્તકો પ્રકાશિત કરનારી મૅકમિલન કંપનીના એક સૂત્રધાર મિ. ડૅનિયલ મૅકમિલન, ૮૦ વર્ષની ઉંમરે, તા. ૬ ડિસેમ્બર ૧૯૬૫ને રોજ અવસાન પામ્યા [ડૅનિયલ મૅકમિલનનો જન્મ: તા. ૧ ફેબ્રુઆરી ૧૮૮૬]. ડૅનિયલ કેવળ ધંધાદારી પ્રકાશક અને પુસ્તક-વિક્રેતા નહોતા; તેઓ અચ્છા વિદ્વાન અને સાહિત્યના વ્યાસંગી પણ હતા. ગ્રીક અને લૅટિન નાનપણથી એમના શોખ અને જીવનપુષ્ટિ આપનાર વિષયો હતા. ઈટનની પબ્લિક સ્કૂલમાં એમણે એનો અભ્યાસ કરેલો. ૩૦ વર્ષ સુધી એમણે મૅકમિલન કંપનીમાં સક્રિય સૂત્રસંચાલન કર્યું. એક રીતે મૅકમિલન કંપની કૌટુંબિક ભાગીદારીનું અને સહિયારા વેપારધંધાનું ઉમદા ઉદાહરણ છે. ડૅનિયલ મૅકમિલનનો એમાં ઓછો ફાળો નહોતો. બ્રિટનના માજી વડા પ્રધાન મિ. હૅરલ્ડ મૅકમિલન પણ આ જ કંપનીના એક ભાગીદાર અને સૂત્રધાર હોઈ વડાપ્રધાનપદ ને સક્રિય રાજકારણની નિવૃત્તિ બાદ એમણે પણ આ પ્રકાશનકાર્યમાં ઊંડો રસ અને કાર્ય જારી રાખ્યાં છે.

'રમેશ'

\+ + +

## અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી

ઉપનિષદમાં એક ઠેકાણે ભગવાનની પ્રતિષ્ઠા વિશે તત્ત્વાનુલક્ષી ચર્ચાને અંતે એમ નક્કી કરવામાં આવે છે કે તેમની પ્રતિષ્ઠા પોતાના મહિમામાં (स्वे महिम्नि) છે. અંબુભાઈને વિશે એ જ વાત કહી શકાય કે તેમની પ્રતિષ્ઠા તેમના મહિમામાં છે. [ગુજરાતની વ્યાયામપ્રવૃત્તિના આદ્યપ્રણેતા શ્રી અંબુભાઈ પુરાણી તા. ૧૧ ડિસેમ્બર ૧૯૬૫ને રોજ પૉંડીચેરીમાં શ્રી અરવિંદ આશ્રમમાં અવસાન પામ્યા]. પરંતુ એ મહિમા કયો? શ્રી અરવિંદનું સમગ્ર જીવનદર્શન અને જીવનમાં તેની યથાશક્ય અનુભૂતિ. આ રીતે જોતાં અંબુભાઈનાં સઘળાં કર્મ, સાહિત્યક્ષેત્રનું ખેડાણ, પત્રો, પ્રવાસો તેમજ પ્રવચનો, મુલાકાતો—એ બધાયમાં એમનું આંતરિક મહત્ત્વ સમાપ્ત થઈ જતું નથી. તેમની હૃદયપીઠ પર જે જીવનદેવતા વિરાજમાન હતા અને જે તરફ તેઓ પોતાની સઘળી આહુતિઓ પાડવતા, એ પીઠને શબ્દમાં આબદ્ધ કરવી પ્રાયઃ અશક્યવત્ જણાય છે.

એમના જીવનના આમ બે ભાગ પાડી શકાય: પૉંડીચેરી પહેલાંનો સમય અને પૉંડીચેરીમાં. એમનો જન્મ થયો ઈ. સ. ૧૮૯૪માં અને દેહવિલય થયો ઈ. સ. ૧૯૬૫માં. આખો ગાળો એકોતેર વર્ષનો થયો. પ્રથમ તબક્કો ઓગણત્રીસ વર્ષનો, બીજો તબક્કો બેતાળીસ વર્ષનો. આ બંને ગાળાઓમાં તેમણે જે આનંદભરપૂર મથામણો, આરોહણો, સંવેદનો અનુભવ્યાં એ તો એક મહાકાવ્યનું આંતરિક વસ્તુ થઈ શકે તેવું ઉદાત્ત, ભવ્ય અને શીલસંપન્ન ગર્ભબીજ છે.

તેઓ બી. એ. થયા ભૌતિકશાસ્ત્ર અને રસાયણવિદ્યાના વિષયો સાથે. ઈ. સ. ૧૯૦૯ની વીસમી માર્ચે વડોદરામાં નવીન વ્યાયામ-પ્રવૃત્તિનાં જે બીજ વવાયાં તેને ખેડી, ખાતર નાખી, પાણી પાઈ તેમણે એક મબલખ પાક ઉતાર્યો. તે વખતની વ્યાયામશાળાઓ એ ખરું જોતાં જીવનના ઘડતરની શાળાઓ હતી અને એના મૂળમાં એક જ કહી શકાય તેવી ત્યાગભાવના, સ્વાશ્રયવૃત્તિ, કલ્યાણ-પ્રવૃત્તિ હતાં; અરે, એમ પણ કહી શકાય કે ભારતમાતાને મુક્ત કરવા તીવ્ર મથામણ કરતા એક યુવાનનું એ આનંદદાન હતું. અને આની સાથે સાથે થતી સાહિત્યની પ્રવૃત્તિ એ એમની છલકાતી

રસોર્મિઓની સ્વાન્તઃ સુખાય સર્જન-પ્રવૃત્તિ હતી. એ વખતનું એમનું મિત્રમંડળ કહો, શિષ્યમંડળ કહો, એમની ઊંડાણની મૈત્રીભાવનાનું પ્રગટ સ્વરૂપ હતું.

જીવનને સ્પર્શતા બધા જ વિષયો એમના વિષયો હતા; કારણ કે તેમણે સમગ્ર જીવન એક યોગ છે એ સૂત્ર સ્વીકાર્યું હતું. કોઈ પણ વિચાર કે ઊર્મિ કે કલ્પના કે સિદ્ધાંતને તેઓ પોતાનામાં સિદ્ધ ન કરે ત્યાં લગી તેઓ જંપતા નહિ; આથી તેઓ જે કાંઈ કરતા, બોલતા કે વિચારતા તેના પોતે જ એક મૂક દૃષ્ટાંત બનતા. તેમનો સેવાધર્મ સમ્યક્ રીતે યોગીઓને પણ અગમ્ય એવો હતો; તેમનો પ્રેમ પણ કોઈ કોઈ વાર ઊછળતો, ઘણી વાર સમાહિત મુદ્રા ધારણ કરતો, આનું એક વિરલતમ દૃષ્ટાંત તે એમની દીકરીને માટે પોતે જ અર્થથી ઇતિ બનાવેલી 'સ્વીણા' છે.

વર્ષો પહેલાં એક પત્રમાં લખેલા તેમના શબ્દો અત્યારે પણ પ્રેરક છેઃ "આપણે બધાએ મળીને ભારતનું ભવિષ્ય ઘડવાનું છે અને તે ભવિષ્યની પ્રતિમા આપણે પ્રથમ આપણા પોતાના જીવનમાં પ્રત્યક્ષ કરવા તત્પર થવું જોઈએ."

જયંતીલાલ આચાર્ય
('શ્રેયસ', અમદાવાદ)

+ + +

## કૃષ્ણલાલ નરભેરામ દેસાઈ

તા. ૧૨ ડિસેંબર ૧૯૬૫ને રોજ અમદાવાદમાં શ્રી. કૃષ્ણલાલ ચાચાનું દુઃખદ અવસાન થયું [શ્રી. દેસાઈનો જન્મઃ તા. ૨ જૂન ૧૮૮૧ને રોજ]. ગુ. પ્રા. સમિતિના મંત્રીપદે શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકના આગ્રહથી ગોધરા મ્યુનિ.ની ઍડમિનિસ્ટ્રેટિવ ઑફિસરની જગ્યા છોડીને તેઓ આવ્યા (ઇ.સ. ૧૯૨૧માં). સને ૧૯૨૭ના રેલસંકટ સમયે અને ૧૯૩૦ની સાલના સત્યાગ્રહ વખતે એમની વિશ્વસનીય આર્થિક કામગીરીથી દાદાસાહેબ માવળંકરના અને સરદાર પટેલના એ અત્યંત વિશ્વાસુ માણસ થયા, અને તે સ્થિતિ સને ૧૯૪૧માં નિવૃત્ત થયા ત્યાં સુધી ચાલુ રહી. ત્યાર પછી એમને બેએક વાર બોલાવવામાં આવ્યા, પણ શારીરિક અશક્તિથી એમણે એ કામગીરી સ્વીકારી નહિ. એમના કામથી ખુશ થઈને ગુ. પ્ર. સમિતિએ પહેલી જ વાર એમને પેન્શન આપવાનો ઠરાવ કર્યો, જે એમના મૃત્યુ સુધી ચાલુ રહ્યો. એમની નિયમિત અને વિશ્વસનીય કામગીરીથી ખુશ થઈને સારા ઉદ્યોગપતિઓએ એમને સારા પગારના પ્રલોભનથી ખેંચવાનો પ્રયત્ન પણ કરેલો, પણ જરૂર પૂરતું લઈને દેશસેવા કરવાની હોંશથી એમણે ગુ. પ્રાં. સમિતિ સિવાય બીજી કોઈ સંસ્થાની સેવા આજીવન સ્વીકારી નહિ.

અનેક રાજદ્વારી નાનામોટા કાર્યકરો અને નેતાઓની અનેક સારીખોટી વાતો એમને સાંભળવા મળતી તથા અનેક ગુપ્ત મંત્રણાઓની વાતો એ જાણતા પણ એમના પ્રશંસનીય મૌનના શિરસ્તે એ વાતો એમણે કદી કોઈને કહીને વાતાવરણ ક્ષુબ્ધ થવા દીધું નહોતું.

આવી એકનિષ્ઠ, આર્થિક વિશ્વસનીય જવાબદારી ઉઠાવી શકે તેવી અને જીભનો સંયમ રાખનારી વ્યક્તિઓ જાહેરજીવનમાં વિરલ થતી જાય છે એ એક દુઃખની વાત છે.

હાસુભાઈ શુક્લ
(આચાર્ય, નવચેતન હાઈસ્કૂલ, અમદાવાદ)

+ + +

## મગનલાલ ત્રિભુવનદાસ વ્યાસ

સ્વ. શ્રી મગનભાઈ વ્યાસનો જન્મ રાજપીપળાના અવિધા ગામે ડિસેમ્બર ૧૮૯૪માં થએલો અને અવસાન ૧૯૬૫ના ડિસેમ્બરની તેરમી તારીખે મુંબાઈ ખાતે થયું. એમના આ ૭૧ વરસના જીવનકાળ દરમ્યાન એમણે કેવળ શિક્ષણક્ષેત્રમાં ૫૫–૬૦ વરસ ગાળ્યાં. વિદ્યાર્થીઅવસ્થામાં પણ એમણે શિક્ષણમાં રસ લઈ પોતાના ગામની શાળાના ઉત્કર્ષમાં તે જમાનાને અનુરૂપ ફાળો નોંધાવેલો.

કૉલેજનું શિક્ષણ તેમણે મુંબાઈ અને મદ્રાસ યુનિવર્સિટીઓમાં લીધું અને ડૉ. ઍની બેસન્ટે મદ્રાસમાં સ્થાપેલી નૅશનલ યુનિવર્સિટીમાં જોડાઈ પોતાના જીવનકાર્ય માટેની પ્રેરણા અને દીક્ષા ત્યાંથી લીધી. વધુ અભ્યાસ અર્થે વિલાયત જઈ લંડન યુનિવર્સિટીની ટી. ડી. અને એમ. એ. (એજ્યુ.)ની પદવીઓ પણ તેમણે મેળવી.

સ્વ. શ્રી વ્યાસ એક સાચા શિક્ષણશાસ્ત્રી હતા. જૂના મુંબાઈ રાજ્યના માધ્યમિક શિક્ષણમાં જો કોઈએ પ્રગતિકારક તત્ત્વો દાખલ કર્યાં હોય તો તેને માટેનું

પ્રથમ માન અને યશ શ્રી વ્યાસને મળવાં ઘટે. પોતાના વિચારોની પ્રયોગશાળા બની શકે એવી એક સંસ્થાની જરૂરિયાત જોતાં, મુંબાઇમાં ન્યૂ એરા સ્કૂલની સ્થાપના કરી તે દ્વારા શિક્ષણ અંગેના પોતાના પ્રગતિશીલ વિચારોને તેમણે મૂર્તિમંત કર્યા. વિદેશોના શિક્ષણપ્રવાહો જાણવા-સમજવા માટે તેમણે જાપાન, ચીન, રશિયા, અમેરિકા, ઈંગ્લૅન્ડ, આદિ દેશોનો પ્રવાસ ખેડીને ત્યાંનું જે કાંઇ સારું હોય તે અપનાવવા પ્રયત્ન કર્યો એટલું જ નહિ, પણ વિદેશોના શિક્ષણશાસ્ત્રીઓને આપણા શિક્ષણના પ્રશ્નો અને શિક્ષણ-પ્રણાલિમાં રસ લેતા કર્યા. ભારતમાં 'ન્યૂ એજ્યુકેશન ફેલોશિપ – વર્લ્ડ'ની શાખાની સ્થાપના થઇ શકી તે એમના જ પ્રયત્નોનું ફળ છે. અભ્યાસેતર પ્રવૃત્તિઓ દ્વારા ચારિત્ર્ય-ઘડતરની દિશામાં પગરણ એમણે માંડયાં એમ કહું તો એમાં કશી જ અતિશયોક્તિ નથી. સ્કાઉટિંગની પ્રવૃત્તિમાં ઊંડો રસ લઇને આપણે ત્યાં તે પ્રવૃત્તિને ખીલવવામાં તેમણે જે મહત્ત્વનો ફાળો આપ્યો તેની પાછળ તેમની આ જ ભાવના કામ કરતી હતી.

સાથી-કાર્યકરો જ માત્ર નહિ, પરંતુ પોતાથી નીચેનાઓ સાથેના વ્યવહારના પ્રસંગોમાંથી પણ સ્વ. શ્રી વ્યાસનું નિર્ભેળ સૌજન્ય જ ટપકતું જોવા મળે છે. કેટલાયે નિર્જીવ અથવા નિર્માલ્ય ગણાતા જીવનોને એમણે જીવન બક્ષ્યું છે એટલું જ નહિ, પણ તેમને સમાજના મોભાદાર સભ્યો બનાવ્યા છે. કોઇ પણ વ્યક્તિમાં રહેલી સુષુપ્ત શક્તિને ખોળી કાઢી તેનો યોગ્ય દિશામાં ઉપયોગ કરવાની કળા તેમણે હસ્તગત કરેલી, જેને પરિણામે આ શક્ય બનતું.

સહિષ્ણુતા, સાચી માનવતા, ઉદાર દિલ, કોઇને પણ મદદ કરી છૂટવાની તમન્ના, સામાના સારા ગુણો જ જોવાની કેળવેલી ટેવ અને સત્યમ્–શિવમ્–સુંદરમ્ જીવનમાં ઉતારી આખું જીવન એ રીતે ગાળ્યું. સંસારમાં બીજું જોઇએ પણ શું?

**લાલભાઈ ર. દેસાઈ**
(વાઈસ ચાન્સેલર, ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ)

\+ + +

## રાણી સલોટે

ટૉંગાની રાણી સલોટેનું ન્યૂઝીલૅન્ડની રાજધાની ઑકલૅન્ડમાં શોકજનક અવસાન થયું (તા. ૧૫ ડિસેમ્બર ૧૯૬૫ને રોજ). એમની ઉંમર ૬૫ વર્ષની હતી. એમના સુપુત્ર રાજકુમાર ટુંગી રાજગાદી પર હવે આરૂઢ થયા છે. ૧૯૪૯ની સાલથી રાજકુમાર ટુંગી પોતાના પ્રદેશ ટૉંગાનું વડા પ્રધાનપદ સંભાળી રહ્યા હતા. રાણી સલોટેને મેં લંડનમાં ૧૯૫૩ની સાલમાં બીજી જૂને, બ્રિટિશ રાણી એલિઝાબેથના રાજ્યારોહણ પ્રસંગે, જોયાં હતાં. પૉલ મૉલ રસ્તા પરના ભારતીય સ્ટૅન્ડમાં અમે ભાઇઓ બેઠા હતા ત્યારે જે રંગબેરંગી, રૂઆબદાર સરઘસ અમારી નજર સમક્ષ પસાર થઈ રહ્યું હતું તેમાં રાણી સલોટે પણ હતાં. આજે પણ એ પ્રસંગ બરાબર મારી આંખ સમક્ષ ખડો થાય છે અને સલોટેનું મુક્ત હાસ્ય, ચોમેર વેરાતો એમનો ઉત્સાહ, તથા ઝરમર વરસતા વરસાદમાં પણ ઉઘાડી બગીમાં બેસવાનો એમનો ખેલદિલ આગ્રહ અને ઉમંગ મારા સ્મરણપટ પર તાજો થાય છે. અમારા સહુનાં જ – બ્રિટિશ અને અન્ય ગોરાઓનાં પણ – દિલ રાણી સલોટેએ તે વખતે જિતી લીધાં હતાં. પ્રેક્ષકો તરફથી સતત અને સર્વત્ર તાળીઓના ગડગડાટ વચ્ચે રાણી સલોટે લહેરથી હંકારી ગયાં! એમને ઉષ્માભર્યો આવકાર મળેલો. રાણી એલિઝાબેથ અલબત્ત મુખ્ય પાત્ર હતાં એટલે એમને સહુથી વધુ પ્રેમાદર મળ્યાં. ત્યાર પછી રાણી સલોટે અને પછી આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુ – એ ક્રમમાં લંડનના અમે સહુ હજારો, લાખો પ્રેક્ષકોએ એ દિવસે આ ત્રણ વ્યક્તિ-વિશેષને ઉમળકાભેર વધાવ્યાં હતાં.

રાણી સલોટે શાંત અને શાણી પ્રકૃતિનાં સન્નારી હતાં. પ્રશાંત મહાસાગરમાં આવેલ ટાપુઓના સમૂહ ટૉંગાપ્રદેશ પર રાણી સલોટેએ વાત્સલ્યથી અને આસ્થાપૂર્વક રાજ ચલાવ્યું. કૅપ્ટન કૂક (Cook)એ આ ટાપુઓને 'The Friendly Islands' કહ્યા ત્યારથી (સને ૧૯૧૮)એ નામે એ પ્રદેશ ઓળખાય છે. રાણી સલોટેનો જન્મ તા. ૧૩ માર્ચ ૧૯૦૦ને રોજ થયો. એપ્રિલ ૧૯૧૮માં સલોટે રાજગાદી પર આવ્યાં. એમને કોઈ ભાઈ નહોતા. એ જ વર્ષે ઑક્ટોબરમાં સલોટેનો રાજ્યાભિષેક થયો. ન્યૂઝીલૅન્ડમાં રાણીનું શિક્ષણ થયું હતું. તેઓ શુદ્ધ અને છટાદાર અંગ્રેજી બોલતાં, તથા અગત્યના તમામ દસ્તાવેજો પોતે જ સુવાચ્ય અને સુંદર અંગ્રેજી ભાષામાં લખતાં. એમની ઊંચાઇ (૬ ફૂટ અને

૩ ઈંચથી પણ વધુ!) અને આકૃતિ ભવ્ય હતી, અને એમનું વ્યક્તિત્વ આકર્ષક અને અસરકારક હતું. રાણીનાં વાણી-વર્તનમાં બાદશાહીપણું હતું, પણ દંભ્માક નહોતો. તેઓ સાદાઈ અને સંસ્કારને વરેલાં હતાં. બંધારણીય વડા તરીકે આદર્શ કામગીરી એમણે બજાવી અને લોકચાહના તથા લોકાદર બન્ને ભરપૂર મેળવ્યાં. ટૉંગા બ્રિટિશ રક્ષિત પ્રદેશ કે વસાહત નથી, પણ બ્રિટિશ સંરક્ષણ માટે મૈત્રીકરારોથી હકદાર એવું સ્વતંત્ર રાજ્ય છે. ૧૯૦૦ની સાલમાં આ કરારો થયા હતા. રાણી સલોટેની કારકિર્દી દરમિયાન ટૉંગામાં સર્વતોમુખી વિકાસ થતો રહ્યો. દવાખાનાઓ, નિશાળો, રસ્તાઓ, બગીચાઓ, આરોગ્યની તથા અન્ય સામાજિક સેવાઓ વગેરે બાબતોમાં ટૉંગામાં પ્રગતિ થઈ. આવાં પ્રગતિશીલ, ઉમદા, ખાનદાન રાણી સલોટેને હું ભાવભરી અંજલિ અર્પું છું.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

\+ \+ \+

## વિલિયમ સમરસેટ મૉમ

૯૧ વર્ષની ઉંમરે વયે, તા. ૧૬ ડિસેમ્બર ૧૯૬૫ને રોજ, અવસાન પામેલા સમરસેટ મૉમ એમના સમયના સૌથી સફળ અને સવિશેષ સમૃદ્ધિ પામેલા અંગ્રેજ સાહિત્યકાર હતા [વિલિયમ સમરસેટ મૉમ (William Somerset Maugham)નો જન્મ: તા. ૨૫ જાન્યુઆરી ૧૮૭૪ને રોજ, પૅરિસમાં]. ખાસ કરીને, ટૂંકી વાર્તાના અદ્ભુત લેખક તરીકે તેઓ લાંબો વખત યાદ રહેશે. મૉમ અચ્છા પ્રવાસી હતા, ગાઢ તત્ત્વચિંતક હતા, ખૂબ અને પ્રામાણિકપણે સતત મહેનત કરતા રહેતા હતા. નાટકકાર કે નવલકથાકાર કે વાર્તાકાર, જે હેસિયતથી એમણે કલમ ચલાવી તેમાં મૉમે ગજબ સિદ્ધિઓ મેળવી. મનુષ્યસ્વભાવનું એમનું દર્શન માર્મિક હતું અને એમનાં સર્જનોમાં કલાત્મકતા ભરપૂર હતી. માનવજીવનમાં રહેલી કરુણ અને હાસ્યજનક બાબતો તેમજ પરિસ્થિતિઓ વિષે મૉમ સચોટ રીતે અને પ્રાસાદિક શૈલીથી લખતા. તેથી, મૉમનાં લખાણો ખૂબ વેચાયાં (એમના અંદાજ પ્રમાણે જ, ૭ કરોડથી વધુ નકલો!) અને તેથી પણ વધુ વંચાયાં.

સમરસેટ મૉમ કેવળ ભૌતિક સુખસગવડોમાં રચ્યાપચ્યા રહ્યા નહોતા, જો કે એવી સમૃદ્ધિ એમને અઢળક અને અખંડ મળ્યા કરી. મૉમ સુખી જીવનમાં માનતા હતા ખરા અને ઈશ્વરમાં તેઓ માનતા લાગતા નહોતા. એમની દૃષ્ટિમાં દર્દ ભરેલું હતું. છતાં પ્રજાને એમણે પ્રસન્ન રાખવાનો પુરુષાર્થ કર્યો. પોતાની અનેરી ફિલસૂફી એમણે વાચકો સમક્ષ રજૂ કરી. મૉમની નવલકથા *The Razor's Edge* (૧૯૪૪ની સાલમાં પ્રગટ થએલી) મેં પ્રથમ વાંચી અને ત્યાર બાદ એ વિષયક ફિલ્મ પણ જોઈ. એમાંનાં દૃશ્યો અને સંવાદો હજી તાજાં છે. સમરસેટ મૉમની એક ખૂબી એ હતી કે પોતે ગમે તેટલા ભાવનાશાળી અને રોમાંચક હોય તો પણ તેમનાં લખાણો નિરપેક્ષ, તટસ્થ અને વસ્તુલક્ષી દૃષ્ટિકોણથી લખાએલાં હતાં. નીતિ કે ઉપદેશના પાઠ ભણાવવાની એમની તાલાવેલી નહોતી. સાહિત્યનો કોઈ વિશિષ્ટ ઉદ્દેશ માની લઈને એમણે લખાણો નહોતાં કર્યાં. જે જોયું, જાણ્યું, વિચાર્યું ને અનુભવ્યું એને અતિશય રસિક શૈલીમાં ઉત્તમ રીતે રજૂ કરવાની મૉમની કળા અસાધારણ હતી.

*The Summing Up*માં સમરસેટ મૉમનું સુંદર આત્મકથાત્મક લખાણ છે. ૧૮૯૬ની સાલમાં એમની પ્રથમ નવલકથા *Liza of Lambeth* પ્રગટ થઈ. ૧૯૦૩ની સાલમાં *A Man of Honour* નાટક એમણે લખ્યું. પણ હજી શરૂઆત હતી. બીજાં અનેક લખાણો બાદ મૉમને ધીરે ધીરે માન્યતા અને લોકપ્રિયતા મળવા લાગી. ક્રમે ક્રમે તે વધતી જ ચાલી. ઈ. સ. ૧૯૧૫માં એમનું *Of Human Bondage* પ્રગટ થયું, જેનો પહેલો મુસદ્દો મૉમે પોતાની ભરજુવાનીમાં (૨૪મા વર્ષે) લખેલો. કહે છે કે, આ નવલકથાની એક કરોડ નકલો આજ સુધીમાં વેચાઈ છે! મૉમની ઉત્તમ ટૂંકી વાર્તાઓ બે દળદાર ગ્રંથોમાં એકત્ર પ્રસિદ્ધ થઈ છે. ઊગતા અને આશાસ્પદ લેખકો–સાહિત્યકારો પ્રત્યે મૉમને આસ્થા હતી. આવા નવજુવાનોનાં સર્જનોને ઉત્તેજન-પુરસ્કાર મળે તે ખાતર મૉમે ૧૯૪૭ની સાલમાં એક ખાસ ફંડ સ્થાપ્યું અને એમાંથી વાર્ષિક ઈનામની રકમ તથા દેશવિદેશોના પ્રવાસોની જોગવાઈઓ ઊભી કરી. વર્ષો બાદ, એ દિશામાં વધુ પગલાં માંડીને, મૉમે બીમાર તથા અશ-

કાતાકૂટાતા લેખકો માટે સહાયની યોજનાઓ તૈયાર કરી. પોતાના શોખ અને આનંદ ખાતર મૉમે ૧૯૫૮ની સાલમાં લખેલ નિબંધો વાંચવા *Points of View* જેવા છે. J. B. Priestleyએ મૉમને અંજલિ આપતાં કહ્યું કે, "He was a very fine craftsman...His very best work was to be found in his long short stories... He was a magnificent story-teller."

પુ. ગ. મા.

× × ×

સમરસેટ મૉમના અવસાનથી સાહિત્યસૃષ્ટિને એક મહાન વાર્તાકારની તેમજ આત્યંતિક બૌદ્ધિક પ્રામાણિકતાભર્યા સજ્જનની ખોટ પડી છે. નાટકકાર, નવલકથાકાર અને નવલિકાકાર તરીકે જિંદગીનું મનમોજીપણું, પ્રણયનું કારુણ્ય અને માનવીની નિરાશાનુ આલેખન એમની ઉચ્ચ વિશિષ્ટતા હતી. પોતાના પાત્રોની આંતરસૃષ્ટિના પ્રકટીકરણમાં નિષ્ણાત એવા મૉમમાં અભિવ્યક્તિની સરળતાની અને કથનની તલ્લીનતાની વિશિષ્ટ શક્તિ હતી. આમ છતાં, મૉમ સારી રીતે જાણતા હતા કે સાહિત્ય-જગત એમને ઝાઝી મહત્તા આપતું નહોતું. એક રીતે મૉમ એમની કૃતિ 'ઑફ હ્યુમન બૉન્ડેજ'માંના તેમના ફિલિપ કેરી જેવા જ—પોતે કદી પહોંચી ન શકે તેવી ઉચ્ચતાને પામવા મથતા—હતા, આખરી અંતરદૃષ્ટિ સુધી એ પહોંચી શક્યા ન હતા. એમણે સર્જન કરતાં વિવરણ વધારે કર્યું હતું. કોઈ 'બળ' (force) રૂપે એમની ગણતરી નહોતી થતી, કે કોઇ 'શાળા' (school)ની સ્થાપના એમણે કરી ન હતી. પણ જીવન તરફનું એમનું ઐહિક વૃત્તિવલણ એમને માટે જૉઇસ લૉરેન્સ અને વૂલ્ફના જટિલ આદર્શો ઉપરના અંકુશ સમાન નીવડયું હતું.

સાદી, સીધી અને સાવધાનીપૂર્વક ઘડાએલી, પોતે જે એડવર્ડિયન જમાનામા જીવ્યા એનું જ અવિભાજ્ય અંગ, લંડનની ક્લબમાં સ્થાન વગરની— એમની શૈલીમાંથી પણ આ સ્પષ્ટ થાય છે. એમની શૈલીમાં રહેલી વક્રોક્તિની છાંટ એમની નવલિકાઓમાં અને તેમની લઘુનવલ 'કેક્સ ઍન્ડ એઇલ'માં વિશેષ દેખાય છે.

પી. ગંગાધર

[અંગ્રેજી વિભાગ, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

+ + +

## હેસ્ટિંગ્ઝ લાયનેલ ઇઝમે

શુક્રવાર, તા. ૧૭ ડિસેંબર ૧૯૬૫ને રોજ ૭૮ વર્ષની ઉમરે ચિરવિદાય લેનાર જનરલ લૉર્ડ ઇઝમેએ બ્રિટિશ સંરક્ષણક્ષેત્રે નોંધપાત્ર કામગીરી કરેલી [હેસ્ટિંગ્સ લાયનેલ ઇઝમેનો જન્મ : તા. ૨૧ જૂન, ૧૮૮૭. ભારતના ઉત્તર પ્રદેશમાં નૈનીતાલ ખાતે તેમનો જન્મ થયો હતો]. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન ઇઝમેએ વિન્સ્ટન ચર્ચિલના વિશ્વાસુ સાથીદાર, સહાયક લશ્કરી અમલદાર અને ગાઢ મિત્ર તરીકે નામના મેળવી હતી. ચર્ચિલે એક સ્થળે લખ્યું કે, "We became hand in glove, and much more." ઇઝમેએ ચર્ચિલ વિષે જણાવેલું કે, "My whole heart went out to him in his superhuman task." વર્ષો બાદ, 'નેટો' ('નૉર્થ ઍટલાંટિક ટ્રીટી ઑર્ગેનિઝેશન') ના સેક્રેટરી–જનરલ તરીકેની એમની સેવાઓ પણ ઘણાના સ્મરણપટ પર રહેશે. એમનામાં વિવિધ શક્તિઓ અને ગુણો હતાં. ભાઈચારાથી, ધીરજથી, કુશળતાથી કામ કરવાની અને સંઘર્ષો તથા મતભેદો દૂર કરવાની એમની વૃત્તિ વખાણવા લાયક હતી. એમનામાં બુદ્ધિચાતુર્ય ઉપરાંત વિનોદશક્તિ અને સરકારી કામકાજનો બહોળો અનુભવ હતાં. ભારત સાથેના લૉર્ડ ઇઝમેના સંબંધો એમના જન્મથી અને અગાઉ પણ શરૂ થએલા. ઇઝમેના પિતા (સર સ્ટૅનલી ઇઝમે) વાઇસરૉયની લેજિસ્લેટિવ કાઉન્સિલના સભ્ય હતા, અને પાછળથી તેઓ મ્હૈસૂરની કોર્ટના મુખ્ય ન્યાયાધીશ બનેલા. ઇઝમેના દાદા ભૂતપૂર્વ વાઇસરૉય લૉર્ડ હેસ્ટિંગ્ઝના મિલિટરી સેક્રેટરી હતા. એ પરથી ઇઝમેનું નામ હેસ્ટિંગ્ઝ રખાયું હતું. ઇઝમેની લશ્કરી કારકિર્દી સમૃદ્ધ હતી. રાજકીય તટસ્થતા એમણે સરસ જાળવી. ચેમ્બરલેન, ચર્ચિલ, ઍટલી–એમ ત્રણે વડા પ્રધાનો હેઠળ ઇઝમેએ વફાદારીથી અને સંનિષ્ઠાથી કામ કર્યું. ભારતના સ્વાતંત્ર્યોદય વખતે લૉર્ડ માઉન્ટબૅટનને સાથ–સહાય આપવા માટે લૉર્ડ ઇઝમેની નિમણૂંક થઇ હતી. ૧૯૫૧ની સાલમાં ચર્ચિલ

ફરી સત્તા પર આવતાં ઇઝમે રાષ્ટ્રકુટુંબના ખાતાના પ્રધાન નિમાયા પણ થોડા જ વખતમાં તેમની પસંદગી 'નેટો'ના મુખ્ય સચિવપદે થતાં તેઓ પૅરિસ ગયા. ઇઝમેએ એક વાર 'નેટો'નું વર્ણન "all harness and no horse" એવું કરેલું! ૧૯૬૦ની સાલમાં એમની આત્મકથા પ્રસિદ્ધ થઈ.

પુ. ગ. મા.

\+ + +

## કોદન્ડરા સુબય્યા થિમૈય્યા

જનરલ કે. થિમૈય્યાનું, ૫૯ વર્ષની પ્રમાણમાં નાની ઉંમરે, ઓચિંતું અવસાન થતાં (સાયપ્રસની રાજધાની નિકોસિયામાં તા. ૧૮ ડિસેંબર ૧૯૬૫ને રોજ) ભારતે અને સંયુક્ત રાષ્ટ્રસંઘે એક અચ્છો અને કાબેલ લશ્કરી અમલદાર ને રાજપુરુષ ગુમાવ્યો છે. વિશ્વસંસ્થા સંચાલિત શાંતિદળના વડા તરીકે જનરલ થિમૈય્યા સાયપ્રસમાં બહુ કપરી અને મહત્ત્વની જવાબદારી સંભાળી રહ્યા હતા. ભારતના સ્વાતંત્ર્ય પહેલાં અને પછી થિમૈય્યાએ લશ્કરમાં ખૂબ મહત્ત્વની અને મૂલ્યવાન કામગીરી બજાવી. ભારતીય લશ્કરના તેઓ વડા (Chief of Army Staff) હતા. ચાલુ યુદ્ધમાં બ્રિગેડની સરદારી સંભાળનારા તેઓ સહુ પ્રથમ ભારતીય સેનાની હતા. બ્રહ્મદેશમાંના યુદ્ધ વખતે (બીજા વિશ્વયુદ્ધ વખતે) એમણે વીરતાભર્યો ભાગ ભજવેલો. બ્રિટનની પ્રખ્યાત સૅન્ડહર્સ્ટ લશ્કરી સંસ્થામાંથી સને ૧૯૨૬માં થિમૈય્યાએ લશ્કરી કમિશન પ્રાપ્ત કર્યું. ૧૯૪૮ની સાલમાં પાક લશ્કરી દળોને કાશ્મીરમાંથી પાછાં હટાવવાના કામમાં થિમૈય્યા મોખરે હતા. કોરિયન યુદ્ધ બાદ યુદ્ધસૈનિકોના સ્થળાંતર તથા પુનર્વસવાટના પ્રશ્ન અંગેના પંચના થિમૈય્યા પ્રમુખ બન્યા. જે સાલમાં–સને ૧૯૫૭–શ્રી. વી. કે. કૃષ્ણમેનન સંરક્ષણ પ્રધાન બન્યા તે જ સાલમાં જનરલ થિમૈય્યા લશ્કરના વડા બન્યા. મેનન–થિમૈય્યાના સંબંધો લગભગ શરૂથી બગડતા જ ગયા અને બે વર્ષ બાદ થિમૈય્યાએ વડા પ્રધાન નેહરુ સમક્ષ રાજીનામું પેશ કરી દીધું ત્યારે ઘડીભર સન્નાટો છવાએલો. લશ્કરમાંના ઉચ્ચ અમલદારોની નિમણૂંકો, બદલીઓ વગેરેમાં શ્રી મેનન આપખુદીથી અને પોતાની જ કેવળ મનપસંદગીથી મુખ્યત્વે વર્તે એ સામે થિમૈય્યાનો અણગમો અને સખત વાંધો હતો. નેહરુની વિનંતીથી થિમૈય્યાએ રાજીનામું જો કે પાછું ખેંચ્યું પણ સંઘર્ષ અને કડવાશનું વાતાવરણ ચાલુ જ રહ્યું. ઇ. સ. ૧૯૬૧માં થિમૈય્યાની નિવૃત્તિવય થતાં તેઓ લશ્કરમાંથી બહાર પડયા અને સામ્યવાદી ચીની આક્રમણ (ઑક્ટોબર, ૧૯૬૨)ના ૭ માસ અગાઉ જ એમણે જાહેરમાં લખ્યું કે ભારતીય લશ્કર જોઇએ તેવું સુસજ્જ અને સાવધાન નથી. થિમૈય્યાની ભીતિ ને આગાહી ટૂંકમાં જ કમનસીબે ભલે થોડી વાર પણ સાચી પડેલી જણાઈ. થિમૈય્યાનું શરીર ઊંચું ને કદાવર હતું અને એમની રીતભાત ને સૌજન્ય અનુકરણીય હતાં. જનરલ થિમૈય્યાને હું અંજલિ અર્પું છું.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

\+ + +

## વિલિયમ આઇવર જેનિંગ્સ્

તા. ૧૯ ડિસેમ્બર ૧૯૬૫ને રોજ સર આઇવર જેનિંગ્સ્ ચાલ્યા ગયા. બ્રિટને અને રાષ્ટ્રકુટુંબે એક પ્રભાવશાળી અને પ્રખર કાયદાપંડિત ગુમાવ્યા છે. બ્રિટિશ બંધારણીય બાબતો –તાત્ત્વિક અને વ્યવહારમાંની–વિષેનું સર આઇવરનું આકલન અને પૃથક્કરણ અતિશય ઊંડું તથા વિદ્વત્તાભર્યું હતું, અને એ રજૂ કરવાની એમની આવડત અત્યંત રસિક તથા ઊંચી કોટિની હતી. સર આઇવરની આ બાબતમાં તોલે આવી શકનારી બહુ જ થોડી વ્યક્તિઓ હશે. ૬૨ વર્ષની પ્રમાણમાં નાની ઉંમરે અવસાન પામેલા જેનિંગ્સ્ કેમ્બ્રિજ યુનિવર્સિટીમાં Trinity Hall કૉલેજના વડા (Master) હતા અને Downing Professer of the Laws of England તરીકે અધ્યાપનકાર્ય કરી રહ્યા હતા [વિલિયમ આઇવર જેનિંગ્સ્ (William Ivor Jennings)નો જન્મ: સને ૧૯૦૩માં].

બ્રિસ્ટલની ગ્રામર સ્કૂલમાં અને કેમ્બ્રિજની સૅંટ કૅથેરાઈન્સ કૉલેજમાં જેનિંગ્સે શિક્ષણ લીધું. વિદ્યાર્થી તરીકેની એમની કારકિર્દી ઉજ્જ્વળ હતી. અનેક પારિતોષિકો એમણે પ્રાપ્ત કર્યાં હતાં. થોડા વખત (સને ૧૯૨૫ થી સને ૧૯૨૯) Leedsની યુનિવર્સિટીમાં કાયદાશાસ્ત્રના વ્યાખ્યાતા તરીકે કામ કર્યા પછી તેઓ લંડન સ્કૂલ ઑફ઼ ઇકૉનૉમિક્સ્ ઍન્ડ પોલિટિકલ સાયન્સમાં

જોડાયા (સને ૧૯૨૯માં). English Lawના વ્યાખ્યાતા અને પછી 'રીડર' તરીકે અગિયાર વર્ષ એમણે આ જગપ્રસિદ્ધ શિક્ષણ-સંસ્થામાં કામ કર્યું. દરમિયાન અનેક અભ્યાસી ગ્રન્થો એમણે લખ્યા; સાત કાયદાવિષયક પુસ્તકો પણ પ્રગટ કર્યા. અભ્યાસગ્રંથો પૈકીના એમના *The Law and the Constitution, Cabinet Government* તથા *Parliament* ખૂબ વખણાયાં અને શિષ્ટતા પામ્યા. સ્વાભાવિક જ, એમણે કાયદાની દૃષ્ટિથી લખ્યું, પણ કાયદાની બારીકાઈ કે ઝીણવટથી નહિ. ઈંગ્લિશ રાજ્યતંત્રની રીતિનીતિ વિગતથી વર્ણવવામાં તેમને મુખ્ય રસ હતો. સર આઈવરની શૈલી ખૂબ જ પ્રાસાદિક, સરળ, રસવંતી અને વિદ્વત્તાપ્રચૂર છતાં વિદ્વત્તાના ભાર કે આડંબર વિનાની છે. એથી એમનાં નાનામોટા પુસ્તકો ને હરકોઈ લખાણો હમેશ રોચક અને વાંચવા જેવાં બન્યાં છે. એમનાં ઘણાં પુસ્તકોની અનેક સુધારેલી-વધારેલી આવૃત્તિઓ અત્યાર સુધીમાં બહાર પડી ચૂકી છે. લંડન સ્કૂલ ઑફ ઇકૉનૉમિક્સમા સર આઈવર અને પ્રોફેસર હૅરલ્ડ લૅસ્કી એકમેકના ગાઢ સ્નેહસંપર્કમા આવ્યા. પોતાનું એક પુસ્તક પણ સર આઈવરે લૅસ્કીને અર્પણ કર્યું. *The British Constitution* પુસ્તક એમણે L. S. E.ને–પોતાની વિદ્યાસંસ્થાને– અર્પણ કર્યું. હરલ્ડ લૅસ્કી ઉપરાત Hersch Lauterpacht અને William Robson સાથે પણ જેનિંગ્સનો ગાઢ પરિચય હતો. આ ચારે ય વિદ્વાનોએ એકમેકની હૂંફ અને વાતોચીતોમાથી ઘણું મેળવ્યું અને સરસ સર્જન નિર્માણ કર્યું.

પછી જેનિંગ્સે વિદેશોમા વર્ષો સુધી કામગીરી કરી, અને ઇંગ્લેન્ડ પાછા આવ્યા બાદ એમણે પોતાનો અગાઉનો રસનો વિષય ફરી સવિસ્તર ખેડયો. *Party Politics*ના સામાન્ય શિર્ષક હેઠળ સર આઈવરે ત્રણ સરસ દળદાર ગ્રન્થો પ્રગટ કર્યા (૧૯૬૦–'૬૨નાં વર્ષોમા). બ્રિટિશ બધારણ નિરતર વિકસતું રહ્યુ છે એની સદૃષ્ટાત સુંદર મીમાંસા જેનિંગ્સે આ ત્રણ પુસ્તકોમા [*Party Politics Vol. I.* 'Appeal to the People', *Vol. II.* 'The Growth of Parties'; *Vol. III.* 'The Stuff of Politics'] કરી છે. રાજકીય પક્ષો, એમનો વિકાસ, લોકમત, એનો પ્રભાવ, રાજ્યતંત્ર, એની પ્રગતિ એ બધાંનો ઉહાપોહ સર આઈવરે ઉત્કૃષ્ટ રીતે એમાં કર્યો છે. મતદાનની વિવિધ પદ્ધતિઓ, રાજકીય પક્ષોનાં વ્યવસ્થાતંત્ર, રાજકીય વિચારો ને મુદ્દાઓ ને સિદ્ધાંતો, વગેરે વિષે પણ જેનિંગ્સે આ ત્રણ પુસ્તકોમાં ઊંડી અને વિદ્વત્તાભરી સમજ આપી છે.

૧૯૪૦ની સાલમાં જેનિંગ્સ્ સિલોન યુનિવર્સિટી કૉલેજ (૧૯૨૧ની સાલમાં સ્થપાએલી)ના પ્રિન્સિપાલ નિમાયા. ઈ. સ. ૧૯૪૨માં આ કૉલેજનું રૂપાંતર યુનિવર્સિટીમાં થયું અને એના પ્રથમ વાઈસ ચાન્સેલર તરીકે સર આઈવરની જ વરણી થઈ. સને ૧૯૪૨ થી ૧૯૪૮ સુધીનાં વર્ષોમાં જેનિંગ્સે જબરી પ્રતિષ્ઠા મેળવી. ૧૯૪૮ની સાલમાં એમને નાઈટહૂડનો ઈલકાબ મળ્યો. શિક્ષણક્ષેત્રે તો એમણે ગણનાપાત્ર કામ કર્યું જ, પણ લંકાના સ્વાતંત્ર્ય માટે પણ તેમની સેવાઓ નોંધપાત્ર ઠરી. ઈ. સ. ૧૯૪૮માં લંકા સ્વતંત્ર બનતાં નવું બંધારણ ઘડવામાં સર આઈવરે મહત્ત્વનો ભાગ ભજવ્યો. પ્રધાનો અને સરકારી અમલદારો સર આઈવરની સલાહસૂચનાઓ મેળવવા માટે હમેશ ઉત્સુક રહેતા. ૧૯૫૪–'૫૫માં જેનિંગ્સ પાકિસ્તાનમાં બંધારણીય સલાહકાર તરીકે રહ્યા. ૧૯૫૬–'૫૭ની સાલમાં મલાયામાં એમણે એવી જ હેસિયતમાં કામ કર્યું. ૧૯૫૦ની સાલમાં સર આઈવર ઇંટર–યુનિવર્સિટી બોર્ડ ઑફ ઈંડિયાના પ્રમુખ બન્યા. થોડાં વર્ષો બાદ બ્રિટનમાં તેઓ પાછા ફર્યા અને કેમ્બ્રિજ યુનિવર્સિટીમાં કામ કરવા લાગ્યા. સને ૧૯૬૧ થી ૧૯૬૩નાં વર્ષો દરમિયાન તેઓ કેમ્બ્રિજ યુનિવર્સિટીના ઉપકુલપતિ હતા. સર આઈવરે સાથે સાથે અનેક જાહેર શૈક્ષણિક ને બંધારણીય કામગીરીઓ પણ ચાલુ રાખેલી.

એક સાથે અનેક કામો કરવાની સર આઈવરની આવડત અનેરી હતી. પ્રોફેસર હૅરલ્ડ લૅસ્કીની જેમ સર આઈવર પણ એમની રીતે એક અજબ અને સફળ શિક્ષક હતા. પોતાનું ભણાવવાનુ અને અન્ય કેળવણીવિષયક કામ કદી એમણે છોડયું કે ઓછું કર્યું નહોતું. સર આઈવરની શક્તિઓ અને ફરજબુદ્ધિ વિશાળ હતી. એમણે કદી આરામ ન કર્યો. તેઓ સન્નિષ્ઠ શિક્ષક અને સતત પરિશ્રમ કરનાર સજ્જન હતા. એમની વિચારશક્તિ સુરેખ ને સ્પષ્ટ હતી; પૃથક્કરણ કરવાની એમની શૈલી સચોટ હતી; તેઓ ધ્યાનપૂર્વક અને એકાગ્ર ચિત્તે

કલાકો ને કલાકો સુધી વાંચીલખી શકતા. સર આઈવિરે પોતે જ એક વાર કહેલું કે પુસ્તકો અને લેખન એ જ એમનો એકમાત્ર શોખ અને આરામ છે!

સર આઈવિર જેનિંગ્સનાં બીજાં નાનાં પુસ્તકો પૈકી ત્રણનો ઉલ્લેખ કરવા જેવો છે: ૧૯૫૩ની સાલમાં એમનું *Some Characteristics of the Indian Constitution* પ્રસિદ્ધ થયું. માર્ચ, ૧૯૫૨માં 'સર અલ્લાડી કૃષ્ણસ્વામી ઐય્યર ષષ્ટ્યબ્દિપૂર્તિ ભંડોળ'ના આશ્રય હેઠળ મદ્રાસ યુનિવર્સિટીમાં સર આઈવિરે જે ત્રણ વ્યાખ્યાનો આપ્યાં હતાં તેનો વિસ્તાર આ પુસ્તકમાં થયો છે. ભારતના નવા બંધારણની એમાં નિખાલસ ચર્ચા છે: બંધારણ લાંબું, વિગતવાળું અને જડ છે; એમાં હક્કોનો ખરડો તથા રાજ્યની નીતિ ઘડવા માટેના માર્ગદર્શક સિદ્ધાંતો બન્ને છે; કેન્દ્રવર્તી સરકારનાં જબરદસ્ત વલણોવાળા સમવાયતંત્રની એમાં જોગવાઈ છે; બ્રિટિશતંત્રને આધારે એમાં જવાબદાર સરકારની રચના વિષેનો સ્પષ્ટ સ્વીકાર છે, એમ સર આઈવિર આ વ્યાખ્યાનોમાં જણાવે છે. ઈ. સ. ૧૯૫૪માં, પેન્ગ્વિન શ્રેણીમાં પ્રગટ થએલું *The Queen's Government* બ્રિટિશ લોકતંત્ર વિષેનો સંક્ષેપમાં સુંદર ચિતાર આપે છે. સને ૧૯૫૬માં બહાર પડેલ *The Approach to Self-Government* માં *B. B. C.* પરનાં સર આઈવિરનાં મનનીય વ્યાખ્યાનો ગ્રંથસ્થ થયાં છે. રાષ્ટ્રકુટુમ્બની અને એકંદર વિશ્વની રાજકીય સંસ્થાઓની તુલનાત્મક ચર્ચાવિચારણા એમાં સરળતાથી અને સરસ રજૂ થઈ છે. ખાસ કરીને પરતંત્ર પ્રદેશો સ્વતંત્ર બનતાં, રૂપાંતરની કેવી સમસ્યાઓ ઊભી થાય છે અને કેવી રીતે તે હલ થાય છે એ વિષે સર આઈવિર રસભરી અને વિચારપ્રવર્તક વાતો એમાં કરે છે.

ઑક્ટોબર ૧૯૫૮માં, બ્રિટિશ કાઉન્સિલના નિમંત્રણથી હું ત્રણ અઠવાડિયાના ઇંગ્લૅન્ડના પ્રવાસે હતો ત્યારે, કેમ્બ્રિજમાં સર આઈવિરને મળેલો અને અમે અનેક બાબતો પર વાતચીત કરેલી. એ વખતનું એમનું પ્રભાવી વ્યક્તિત્વ અને પાંડિત્યસભર છતાં સહજ સુંદર વક્તવ્ય આજે યાદ કરું છું ત્યારે સર આઈવિરના અકાળ અવસાનથી વિશેષ ગ્લાનિ હું અનુભવું છું. ધીરગંભીર વિદ્વાન સર આઈવરને હું આદરપૂર્વક અંજલિ અર્પું છું.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

\+ \+ \+

## રિચર્ડ ડિમ્બલબી

કૅન્સરના કાતીલ દર્દ સામે મક્કમતાથી અને મર્દાનગીથી ઝઝૂમી રહેલા રિચર્ડ ડિમ્બલબી છેવટે મૃત્યુમુખે પડ્યા! બ્રિટનમાં ડિમ્બલબીનું નામ ઘેર ઘેર જાણીતું થઈ ગયું હતું. એમના જેવો રેડિયો-વિવેચક ફરી ક્યારે પાકશે, પ્રભુ જાણે! બુધવાર તા. ૨૨ ડિસેમ્બર ૧૯૬૫ને રોજ, ૫૨ વર્ષની નાની ઉમરે, ડિમ્બલબીનું અકાળ અને અતિ દુઃખદ અવસાન થયું [રિચર્ડ ડિમ્બલબીનો જન્મ: તા. ૨૫ મે ૧૯૧૩]. રેડિયો અને ટેલિવિઝનને એમણે આબાદ કૌશલ્યથી વાપરીને પોતાનાં મધુર અવાજ, છટાદાર વક્તવ્ય, અસરકારક રજૂઆત સર્વત્ર રેલાવ્યાં. જાહેર જીવનમાં કોઈ મહત્ત્વની તવારીખ હોય ત્યારે એ ઐતિહાસિક પ્રસંગનું વિવેચન ડિમ્બલબીના વૃત્તાન્તો દ્વારા ઓર ઐતિહાસિક બની જતું!

રિચર્ડ ડિમ્બલબીનો જન્મ અખબારી આલમમાં જ થયો. કુટુમ્બનાં અને ત્યાર બાદ અન્ય અખબારોમાં રિચર્ડે તાલીમ લીધી. ૨૧ વર્ષની જુવાન વયે તેઓ લંડનના *Advertisers' Weekly*ના વૃત્ત-સંપાદક બન્યા. બી. બી. સી.એ ડિમ્બલબીને ૧૯૩૬ની સાલમાં નિરીક્ષક વિવેચક નીમ્યા. દેશવિદેશમાં બનતા મહત્ત્વના બનાવોનો આંખો દેખ્યો અહેવાલ તરત અને સરસ રજૂ કરવાની ડિમ્બલબીની કારકિર્દી પછી શરૂ થઈ. બીજા વિશ્વયુદ્ધ વખતે ડિમ્બલબીની કલ્પકતા અને કુશળતાને અનેરી તક મળી અને એ એમણે કમાલ ઝડપી લીધી! અસાધારણ હિંમત વડે તેઓ આડેઅવળે, ભયજનક સ્થળે પણ જઈને નિરીક્ષણ-વિવેચન કરવા લાગ્યા. એ અરસામાં તેઓ અનેક પ્રદેશોમાં હજારો માઈલ ઘૂમ્યા.

રેડિયો અને પછી ટેલિવિઝન ઉપર ડિમ્બલબીએ વિવિધ કાર્યક્રમો પીરસ્યા. તેઓ પ્રત્યક્ષ રજૂઆત કરતા તે તો સરસ હતી જ, પણ નેપથ્યમાં રહીને ય એમણે જે પ્રસંગોની 'કૉમેન્ટરી' આપી તે પણ અદ્‌ભુત હતી. રાણી એલિઝાબેથનો રાજ્યાભિષેક, વિન્સ્ટન ચર્ચિલની

અંત્યયાત્રા, નામદાર પોપની વિશ્વસંસ્થાની મુલાકાત જેવા અવનવા ઐતિહાસિક બનાવોને આબાદ રીતે આવરી લેતી એમની કૉમેન્ટરીઓ અસંખ્ય શ્રોતાઓને અક્ષરશઃ ડોલાવતી અને નચાવતી. ડિમ્બલબીના મોહક વ્યક્તિત્વથી અને મનોરંજક તેમજ બોધપ્રદ વ્યકતવ્યોથી બ્રિટનની જ નહિ પણ રાષ્ટ્રકુટુમ્બની અને અમેરિકાની પણ પ્રજા ડિમ્બલબી પર આફરીન હતી. વૃત્તપત્રકાર, ફિલ્મીનિર્માતા અને ખેડૂત તરીકે પણ ડિમ્બલબીએ નોંધપાત્ર કામગીરી બજાવી.

આઠ અઠવાડિયાની આખરી ગંભીર માંદગી દરમિયાન આખું બ્રિટન ડિમ્બલબીના સ્વાસ્થ્ય માટે સચિંત રહ્યું. શુભેચ્છા વ્યક્ત કરતા સાત હજારથી યે વધુ કાગળો એમના પર આવ્યા. રાણી એલિઝાબેથે 'શૅમ્પેઇન' તથા પુષ્પગુચ્છ મોકલીને ડિમ્બલબી જલદી સાજા થાય એવી સદિચ્છા વ્યક્ત કરી. ડિમ્બલબીના કરુણ દેહાન્ત પછી કૅન્સર-સંશોધન માટેનો ડિમ્બલબી સ્મારક ફાળો સ્વયંસ્ફૂર્ત રીતે એકઠો થવા લાગ્યો તેમાં હજારો પાઉન્ડ જમા થયા. રિચર્ડ ડિમ્બલબીની લોકપ્રિયતાનાં આ બધાં જ્વલંત ઉદાહરણો છે.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

\+ + +

## ગણપતરાવ બોડસ

નટવર્ય ગણપતરાવ બોડસનું તા. ૨૩ ડિસેંબર, ૧૯૬૫ની સાંજે શોકજનક અવસાન થતાં મરાઠી રંગભૂમિ પરના એક નામી કલાકાર કાયમ માટે પડદા પાછળ વિલીન થઈ ગયા છે! પોતાના કર્તૃત્વ વડે ગણપતરાવ મહાન થયા. એમનું વ્યક્તિત્વ વિવિધ પાસાંઓથી સમૃદ્ધ બન્યું હતું. આકર્ષક આંખો, ભરાવદાર શરીર, અણીદાર નાક, ભવ્ય કપાળ અને તોફાની ને હસમુખો ચહેરો—આ બધાને કારણે બોડસની ભૂમિકા સ્વાભાવિક જ સરસ વ્યક્ત થતી. નાટ્યકળામાં નિપુણતા મેળવવા સારુ તેમણે સતત ખૂબ પરિશ્રમ કર્યો. મરાઠી રંગભૂમિની ભરતીઓટની પરિસ્થિતિઓમાં પણ નટવર્ય બોડસની પ્રતિષ્ઠા એકસરખી ઊંચી જ રહેલી. નાનપણમાં એમણે કિર્લોસ્કર નાટક મંડળીમાં ભાઉરાવ કોલ્હટકર અને ગોવિંદ બલ્લાળ દેવળના માર્ગદર્શન હેઠળ તાલીમ લેવા માંડી. નટસમ્રાટ બાલગંધર્વ, કાકાસાહેબ ખાડિલકર અને ગોવિંદરાવ ટેંબે જેવા જાણીતા કલાકારોના સમાગમને કારણે ગણપતરાવની સાધનાને સુંદર વેગ મળ્યો. એક કાળે મરાઠી રંગભૂમિ તો સંગીત નાટકોથી ભરેલી; એમાં પછી ગદ્યકલાકારનો ભાવ કોણ પૂછે? પરંતુ, નટવર્ય બોડસે પોતાની કલાત્મક ભૂમિકા વડે સહુ પ્રેક્ષકોનાં દિલ તે વખતે પણ જીતી લીધેલાં. 'શારદા'માંના કાંચન ભટ, 'માનાપમાન'માંના લક્ષ્મીધર, 'સંશય કલ્લોળ'માંના ફાલ્ગુનરાવ—નટવર્ય ગણપતરાવની આ ભૂમિકાઓ વર્ષો સુધી ઘણાને યાદ રહેશે. ૬૦ વર્ષની ઉંમર થયા પછી પણ એમણે નાટકોમાં કામ કરેલું. નાટકોનું દિગ્દર્શન પણ એમણે કર્યું. રાષ્ટ્રપતિનું સુવર્ણચંદ્રક ૧૯૫૬ની સાલમાં બોડસને મળેલું અને એ રીતે ભારતીય સન્માન તેઓ પામેલા.

સને ૧૯૩૯માં નાશિક ખાતે ભરાએલા નાટ્યસંમેલનમાં નટવર્ય બોડસ અધ્યક્ષપદે બિરાજ્યા હતા. 'માઝી ભૂમિકા' નામનું એમનું પુસ્તક એ સંમેલન વખતે પ્રગટ થયું. બોડસની આ આત્મકથા ખૂબ રસિક અને માહિતીપૂર્ણ છે. નાટકો અને મરાઠી રંગભૂમિ સાથેનો નટવર્ય બોડસનો દીર્ઘ પરિચય એમાંથી સરસ જોવા મળે છે.

નટવર્ય બોડસ પાસે અભિનયની કળા કુદરતી હતી. એમની ભાષા સ્વાભાવિક રહેતી અને એમના હાવભાવ સહજ સુંદર લાગતા. તેઓ વિનોદી નટ તરીકે વધુ જાણીતા થયા, છતાં તેમણે ગંભીર પ્રકારની ભૂમિકાઓ પણ સરસ ભજવેલી. કોઈ વ્યક્તિ કે પંથના સંપ્રદાયમાં બોડસ જકડાયા નહોતા એ એમની ખૂબી નોંધપાત્ર છે. નાટ્યવિષયક એમની કલ્પનાઓ કાંઈક અંશે દૃઢ અને અવિચલ હતી, એટલે આધુનિક નાટ્યકલા સાથે બોડસ સમરસ થઈ શક્યા નહિ. અલબત્ત, નાટ્યકલા સાથેનો એમનો સંબંધ છેક સુધી જીવંત અને જોરદાર રહ્યો. નાટ્યકલા શીખવા માટેની જીદ પકડનારા જોસ્સાવાળા જુવાનો જ મળતા નથી એવી એમની ફરિયાદ ઊલટું રહેતી! નટવર્ય ગણપતરાવ બોડસની નાટ્યતપસ્યા અને અભિનયકુશળતા તથા માર્મિક વિનોદશક્તિ લાંબા વખત સુધી રસિકજનોનાં મનહૈયાંમાં અંકિત રહેશે એમાં શંકા નથી. 'રમેશ'

\+ + +

## પ્રતાપ શેઠ

અમળનેરના શ્રીમંત પ્રતાપ શેઠે તા. ૨૪ ડિસેંબર ૧૯૬૫ને રોજ ચિરવિદાય લીધી. ખાનદેશ અને મહારાષ્ટ્રમાં એમની કીર્તિ એક અગ્રણી દાનેશ્વરીની અને સમર્થ તત્ત્વવેત્તાની હતી. ૮૭ વર્ષની પાકટ વયે તેઓ મૃત્યુ પામ્યા. અમળનેરની પ્રતાપ મિલના તેઓ માલિક હતા. ઉદ્યોગપતિ અને શ્રીમંત હોવા ઉપરાંત પ્રતાપ શેઠ ભારતીય તત્ત્વજ્ઞાનના પીઢ ઉપાસક હતા. એમના જીવનની અનેક બાજુઓ જાણવા જેવી હતી. પ્રતાપ શેઠ જેવા ઉદાર હતા તેવા વ્યાપક દૃષ્ટિબિંદુ ધરાવનારા હતા. આધુનિકતા સાથે તેઓ સરસ તાલ મિલાવી શકયા, પણ પ્રાચીન સંસ્કારો પ્રત્યેની એમની આસ્થા ને નિષ્ઠા અકબંધ ચાલુ રહી. લક્ષ્મી અને સરસ્વતીનું આવું સુભગ અને સુદીર્ઘ મિલન બહુ ઓછી વ્યક્તિઓમાં જોવા મળે છે. પ્રતાપ શેઠજીના એક વિશિષ્ટ જાહેર સત્કાર-સમારંભ વખતે અધ્યક્ષ-સ્થાન લેવા માટે મારા પિતા ખાસ નિમંત્રણથી ગયા હતા. પ્રતાપ શેઠ અને પૂજ્ય દાદાસાહેબનો સ્નેહસંબંધ પ્રેમાદરથી ભરેલો હતો. જ્ઞાનોપાસના અખંડ ચલાવનાર પ્રતાપ શેઠને હું વંદન કરું છું.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

\+ \+ \+

## દેવદત્ત નારાયણ ટિળક

નાશિક-નિવાસી પ્રસિદ્ધ મરાઠી સાહિત્યકાર શ્રી દેવદત્ત નારાયણ ટિળકનું ૭૪ વર્ષની ઉંમરે, તા. ૨૭ ડિસેંબર ૧૯૬૫ને રોજ દુ:ખદ અવસાન થયું. એમની વાઙ્‌મયસેવા વિવિધતાથી સભર એવી છે. પોતાનાં માતા-પિતાનો અત્યંત સમૃદ્ધ સાહિત્યવારસો એમણે સરસ સંભાળ્યો અને આબાદ વધાર્યો. બાળકો સાથે શ્રી. દેવદત્તનો વધારે નાતો હતો. બાલવાઙ્‌મયના તેઓ એક નામાંકિત અગ્રણી અને આદ્યપ્રણેતા હતા. શ્રી ટિળકમાં બાલસહજ સ્વાભાવિકતા અને કોમળતા હતી, તેને કારણે સહુને તેઓ ગમતા. પરંતુ ટિળકની કામગીરી કેવળ વાચનલેખનના ક્ષેત્રે નહોતી. ધર્મ અને જીવન વિષે પણ એમણે નોંધપાત્ર વિચાર-આચાર કરી બતાવ્યો. અહીં પણ તેમણે પોતાનાં મહાન માતા-પિતાનો જ વારસો દીપાવ્યો અને વધુ પ્રજ્વલિત કર્યો. પિતાએ ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરેલો પણ ભારતીયત્વને નકાર્યું નહોતું. એ શુદ્ધ અને સુશીલ ભૂમિકા પુત્રે ચાલુ રાખી ધર્મ-પરિવર્તન છતાં પિતાપુત્રે નામપરિવર્તન અને અને ભાષાપરિવર્તન કર્યું નહોતું. મરાઠી ભાષાની એમની બન્નેની સેવા અને માતા (શ્રીમતી લક્ષ્મીબાઈ)ની પણ એવી સેવા ચિરંતન ટકશે. આપણી આજની લોકશાહીમાં બિનસાંપ્રદાયિકતા કેન્દ્રસ્થાને છે ત્યારે ધાર્મિકતા અને ધર્મનિષ્ઠા તથા આધ્યાત્મિકતા આપણા જાહેર અને પ્રજાજીવન સાથે કેવી રીતે બંધબેસતી કરવી, બન્નેનો સુમેળ કેમ સાધવો એનું સરસ દૃષ્ટાંત ટિળક-કુટુંબે પૂરું પાડ્યું છે. માતાનાં ‘સ્મૃતિચિત્રો’ મરાઠી ભાષામાં પ્રગટ કરીને પુત્ર શ્રી દેવદત્તે અત્યંત નમૂનેદાર સાહિત્યસેવા અને માતૃસેવા કરી છે. શ્રી દેવદત્તે બીજું કશું કર્યું ન હોત અને કેવળ માતપિતાનું સાહિત્ય જ પ્રકાશિત કર્યું હોત, ખાસ કરીને માતાનાં અમર આત્મ-ચરિત્રાત્મક લખાણોનું સંપાદન અને પ્રકાશન કર્યું હોત, તો પણ એમને મરાઠી સાહિત્યક્ષેત્રમાં માનભર્યું સ્થાન અવશ્ય અને આસાનીથી મળત. પિતા (રેવરંડ ટિળક) નાં કાવ્યોનું (‘ખ્રિસ્તાયન’ને નામે) સંપાદન-પ્રકાશન પણ દેવદત્તે જ કર્યું. ઉપરાંત, પંડિતા રમાબાઈનું વિસ્તૃત ચરિત્ર શ્રી દેવદત્તે લખ્યું તે પણ નોંધપાત્ર છે. શ્રી દેવદત્ત ટિળક, એમનાં માતા-પિતાની જેમ, સર્વ ધર્મ સમભાવ વ્યક્ત કરનાર જીવંત પ્રતિકરૂપે હતા. સર્વ ધર્મસમન્વયની એમની દૃષ્ટિ અને કરણી હતી. આવા દેવદત્તનું પરલોકગમન સ્વાભાવિક જ આપણને દુ:ખી બનાવે છે. શ્રી દેવદત્ત પાસે બચપણથી જ સુંદર વિનોદ-વૃત્તિ અને માર્મિક શૈલી હતી. એમનાં કેટલાંક વિનોદ-યુક્ત પુસ્તકો પણ પ્રગટ થએલાં છે. નવલકથાઓ પણ એમણે લખી. પિતાની જેમ પોતે પણ ‘बालबोध मेवा’ એ નામે બાળકોનું માસિક એમણે સરસ ચલાવ્યું. અનેક બાલલેખક-કવિઓને શ્રી દેવદત્તે ઉદારતાથી ઉત્તેજન આપેલું. રમાબાઈનું જીવનચરિત્ર પ્રગટ થયું એટલાથી એમને સંતોષ નહોતો. અબ્રાહમ લિંકનનું પણ વિસ્તૃત અને સુંદર ચરિત્ર લખવાની એમની ઈચ્છા હતી અને એ માટેની સામગ્રી પણ એમણે એકઠી કરી રાખેલી. દુર્ભાગ્યે, એ કામ અધૂરું રહ્યું. એમને છેલ્લે પક્ષાઘાત થયો અને એ ભયંકર બીમારીમાં એમની વાચા ચાલી ગઈ અને છેવટે

દેવદત્ત પોતે પણ દેવમંદિરે કાયમ માટે પહોંચી ગયા!

પુ. ગ. મા.

\+ + +

## સુધીન ઘોષ

ગુરુવાર, તા. ૩૦ ડિસેંબર ૧૯૬૫ને રોજ ડૉ. સુધીન ઘોષ લંડનમાં અચાનક અવસાન પામ્યાથી [સુધીન ઘોષનો જન્મ: તા. ૩૦ જુલાઈ ૧૮૯૯; બંગાળમાં બર્દ્વાનમાં] અંગ્રેજી ભાષામાં કુશળતાથી કલમ ચલાવનાર એક કાબેલ ભારતીયને આપણે ગુમાવી બેઠા છીએ. સુધીનના પિતા સર બિપિન બિહારી ઘોષ કલકત્તાની હાઈકોર્ટમાં ન્યાયાધીશ હતા. ખ્રિસ્તી ધર્મનો અંગીકાર એમણે કરેલો. કલકત્તા યુનિવર્સિટીમાં શિક્ષણ લીધા બાદ સુધીન ૧૯૨૦ની સાલના અરસામાં લંડન ગયા અને ત્યાં B. Sc.ની પદવી પ્રાપ્ત કરી. પછી યુનિવર્સિટી ઑફ સ્ટ્રાસબર્ગમાં તેઓ ગયા. World Y. M. C. A ની પત્રિકાનું સંપાદન ત્યાર બાદ એમણે કર્યું. પછી, વર્ષો સુધી તેમણે જિનીવામાં લીગ ઑફ નેશન્સના સચિવાલયમાં કામ કર્યું. ૧૯૪૦ની સાલમાં તેઓ ઇંગ્લેન્ડ પાછા ગયા અને ત્યાં સ્થાયી બન્યા. રેડિયો પર એમણે કાર્યક્રમો આપ્યા અને થોડો વખત મદ્રાસના 'The Hindu' દૈનિકના લંડનના ખબરપત્રી તરીકે કામ કર્યું. છેલ્લાં સત્તરેક વર્ષથી તેઓ લંડનમાં સાંજના વર્ગો અને વ્યાખ્યાનો લેતા. એમનું જ્ઞાન વિશાળ હતું. એમણે અનેક અંગ્રેજી પુસ્તકો લખ્યાં. કલ્પના અને આત્મકથાનું મનોહર મિશ્રણ એમનાં લખાણોમાં જોવા મળે છે; ખાસ કરીને, *The Cradle of the Clouds*માં અને *The Flame of the Forest*માં. *Folk Tales and Fairy Stories from India* એ એમનું છેલ્લું પ્રગટ થયેલું પુસ્તક હતું. કલાના તેઓ જબરા શોખીન ને જાણકાર હતા, અને સ્વભાવે સુધીન સ્નેહાળ હતા.

'રમેશ'

\+ + +

## વિન્સેન્ટ ઑરિયોલ

ચોથા ફ્રેન્ચ પ્રજાસત્તાકના પ્રથમ પ્રમુખ નૂતન વર્ષારંભે, તા. ૧ જાન્યુઆરી ૧૯૬૬ને રોજ, ૮૧ વર્ષની ઉંમરે અવસાન પામ્યા [વિન્સેન્ટ ઑરિયોલનો જન્મ: તા. ૨૭ ઑગસ્ટ ૧૮૮૪]. જાન્યુઆરી, ૧૯૪૭માં એમની વરણી પ્રમુખપદે થઈ હતી. અનેક પ્રધાનપદાં ભોગવી ચૂકેલા આ અનુભવી રાજપુરુષે સને ૧૯૪૭ થી સને ૧૯૫૪ના ગાળામાં પ્રમુખપદેથી સુંદર અને સફળ કામગીરી કરી.

વિન્સેન્ટના પિતા નાનકડા જમીનદાર હતા અને સક્રિય સ્થાનિક રાજકારણી હતી. ઉદ્દામવાદીઓ ને સમાજવાદીઓ માટે તેઓ સંસ્તંભ હતા. વિન્સેન્ટનું શિક્ષણ Toulouse યુનિવર્સિટીમાં થયું. રાજ્યશાસ્ત્ર અને કાયદાશાસ્ત્રનો એમણે ઊંડો અભ્યાસ કર્યો. વિન્સેન્ટ Jean Jauresની અસર તળે સમાજવાદી પક્ષમાં સામેલ થયા. ૨૧ વર્ષની વયે, ધીકતી વકીલાત વચ્ચે, એમણે Le Midi Socialiste નામનું છાપું શરૂ કર્યું અને એના તંત્રી બન્યા. ૧૯૧૪ની સાલમાં તેઓ પાર્લમેન્ટમાં–Chamber of Deputiesમાં – ચૂંટાયા. ૧૯૩૯ની સાલ સુધી તેઓ સમાજવાદી પક્ષના મુખ્ય આર્થિક સલાહકાર તરીકે પાર્લમેન્ટમાં કામ કરતા હતા. એ જ પક્ષના સચિવ તરીકે એમણે ઈ. સ. ૧૯૧૯ થી ઈ. સ. ૧૯૩૬ સુધી કામ કર્યું. એને કારણે નામાંકિત સમાજવાદી, અને તે વખતના પક્ષના નેતા, Leon Blum સાથે ગાઢ અને સતત સંપર્કમાં રહેવાનો મોકો અને લાભ ઑરિયોલને મળ્યો. નાણાંખાતાના અને ન્યાયખાતાના પ્રધાન તરીકેની કામગીરી પણ ઑરિયોલે સંભાળેલી.

સને ૧૯૪૦માં માર્શલ પેતાઁ (Petain)ની સરકાર સામે મત આપનાર જૂજ સમાજવાદીઓ પૈકી ઑરિયોલ એક હતા. વિચિ હકૂમતે ઑરિયોલને જેલભેગા કરેલા, ત્યાંથી તેઓ લાગ જોઈને એક દિવસ નાસી છૂટયા. 'The Resistance' ચળવળ સાથે કામ કરી રહેલા ઑરિયોલનું જેલપલાયન રોમાંચક હતું. ખોટી દાઢી ચડાવીને તેઓ લંડન ભાગી ગયા! લંડનમાં જનરલ દ'ગોલ સાથે તેઓ જોડાયા. વિન્સેંટ ઑરિયોલમાં સમજાવટ અને સમાધાન કરવાના સુંદર ગુણો હતા. ૧૯૪૬ની સાલના નવા ફ્રેન્ચ બંધારણને ઘડનાર બે બંધારણ-સભાઓના તેઓ પ્રમુખ થયા. નવી નૅશનલ ઍસેંબ્લીનું પ્રમુખપદ પણ એમણે સંભાળ્યું.

નવા પ્રજાસત્તાકના પ્રથમ પ્રમુખ પણ પછી ઑરિયોલ જ સ્વાભાવિક રીતે બન્યા. પહેલી જ મતગણતરીમાં આસાનીથી એમની વરણી થઈ. ફ્રાન્સના સર્વોચ્ચ સ્થાને પહોંચવાની ઑરિયોલની ખ્વાહેશ આમ સિદ્ધ થઈ. રાષ્ટ્રના પ્રમુખની ભૂમિકા અને કામગીરી વિષેનું ઑરિયોલનું અર્થઘટન અને એ પ્રમાણેનું વર્તન અનેરું હતું. એને કારણે પાર્લમેન્ટરીનું વર્તુળોમાં તેમનું કાર્ય સારું એવું ચર્ચાસ્પદ બન્યું. ફ્રેન્ચ બંધારણસભાએ ધારેલું તેના કરતાં ઘણું વધારે ને વિશેષ મહત્ત્વ ઑરિયોલે પ્રમુખપદને અપાવ્યું. પ્રમુખ એટલે કોઈ પ્રાતિનિધિક ઢીંગલી કે શોભાના પૂતળા જેવા નહિ પણ સક્રિય ને અસરકારક વડા છે એમ ઑરિયોલે કરી બતાવ્યું. ૭ વર્ષની એમની પ્રમુખપદની કારકિર્દી દરમિયાન જુદી જુદી ૧૪ ફ્રેન્ચ સરકારો ઊગી ને આથમી! દરેક સરકારની પડતી પછી શરૂ થતા પ્રક્ષોભના દિવસો (નવા પ્રધાનમંડળની રચના પહેલાંની કટોકટી ૭ થી ૨૭-૨૮ દિવસો સુધી ને એક વાર તો ૩૬ દિવસો ચાલેલી!) દરમિયાન ઑરિયોલની કામગીરી સાવશેષ અર્થપૂર્ણ અને નિર્ણાયક બનતી. પ્રમુખ તરીકે ઑરિયોલ કેવળ પ્રેક્ષક ન રહ્યા; પરોક્ષ રીતે બધું જોવા-સંભાળવાની વાત એમણે કરી નહિ; ઊલટું, ન્યાયાધીશની અને મધ્યસ્થીની ભૂમિકા સ્વીકારીને એમણે રાજકીય અસ્થિરતામાંથી સ્થિરતા આણવાના પ્રયાસો કર્યા. પ્રમુખની આવી દરમિયાનગીરી વિના ફ્રેન્ચ પાર્લમેન્ટરી પરિસ્થિતિ ખતરનાક રીતે બગડત એમાં શંકા નથી. પ્રમુખની દરમિયાનગીરીથી જો કે ઘણા રાજકીય પક્ષો, ને ખુદ સમાજવાદીઓ પણ, વારંવાર અકળાતા; પરંતુ ઑરિયોલે એની ઝાઝી ફિકર રાખી નહોતી.

સને ૧૯૫૮ના મે માસમાં પ્રમુખ કોટી (Coty) એ ઑરિયોલને જનરલ દ'ગોલનો સંપર્ક સાધવાની વિનંતી કરી. બંધારણીય સરકારની પ્રતિષ્ઠાપના માટે દ'ગોલની શી શરતો છે તે જાણવા સારુ આ વિનંતી કરાઈ હતી. ફ્રાન્સ તે વખતે આંતરવિગ્રહના આરે ઊભું હતું. ઑરિયોલે ના પાડી. ત્યાર પછી પોતાની મેળે ઑરિયોલ દ'ગોલને મળ્યા. બન્ને નેતાઓ વચ્ચે વાતચીત અને પત્રવ્યવહાર ચાલ્યા બાદ કેટલીક ખાતરીઓ મળતાં સમાજવાદીઓ દ'ગોલને અનુકૂળ થયા. ઑરિયોલ દ'ગોલની નવી બંધારણીય કાઉન્સિલના સભ્ય બન્યા. ભૂતપૂર્વ અધ્યક્ષ તરીકે હોદ્દાની રૂએ તેમને આ સભ્યપદ મળેલું. પણ બીજે જ વર્ષે ઑરિયોલે રાજીનામું આપ્યું. આજન્મ સમાજવાદી પક્ષમાં રહેલા ઑરિયોલે એ પક્ષની પણ વિદાય લીધી. દ'ગોલની કેટલીક રીતિનીતિના ઑરિયોલ કડક વિરોધી બન્યા. પણ ઉંમર વધતાં અને પરિસ્થિતિ બદલાતાં ઑરિયોલની અસર ઓસરી ગઈ, અને છેવટે આ હસમુખા ને સમાધાનપ્રિય રાજપુરુષ શાંતિથી ચિરનિદ્રામાં પોઢી ગયા!

'રોમેશ'

\+ \+ \+

## વપલ પન્ગુન્ની મેનન

ઇન્દુના નવા વર્ષના પ્રથમ દિવસે શ્રીયુત વી. પી. મેનન ચાલ્યા ગયા! ટૂંકી માંદગી બાદ, જબલપૂરમાં શ્રી. મેનનનો, ૭૧ વર્ષની ઉંમરે, તા. ૧ જાન્યુઆરી ૧૯૬૬ને રોજ, દેહાન્ત થયો [શ્રી. વપલ પન્ગુની મેનનનો જન્મ: તા. ૩૦ સપ્ટેમ્બર ૧૮૯૪]. શ્રી. મેનન અસાધારણ કોટિના વહીવટદાર અને બંધારણીય નિષ્ણાત હતા. ભારતમાં શાહીવાદ અને સામ્રાજ્યવાદ આથમવા લાગ્યો ત્યારે તથા ભારતમાં સ્વાતંત્ર્ય અને સ્વમાન ઉદય પામવા લાગ્યાં ત્યારે ય શ્રી. મેનનની કામગીરી ખૂબ જ મહત્ત્વની અને ઐતિહાસિક બની રહી. સત્તાની ફેરબદલી વખતે બ્રિટિશ અને ભારતીય એમ બન્ને બાજુએ એકસરખું માન પામનાર શ્રી. વી. પી. મેનન વિરલ વ્યક્તિત્વ ધરાવતા હતા.

ગરીબ માતાપિતાને ઘેર જન્મેલા અને ઉછરેલા શ્રી. મેનન માટે આઇ. સી. એસ. થવાની મહેચ્છા રાખવી તે ચંદ્રલોક પર પહોંચવાની ખ્વાહેશ રાખવા જેવી વાત હતી. પોતાના વતન મદ્રાસ પ્રાંતમાં જ તેઓ કારકૂન તરીકે કામે લાગ્યા. પરંતુ, મેનનમાં એકકથી ચડિયાતી એવી અનેક અસાધારણ શક્તિઓ પડેલી અને એ બધી ધીરેધીરે વિકસતી કળીની જેમ ખીલવા માંડી. પ્રારંભના એમના અંતરાયો દૂર થવા લાગ્યા, કારણ કે એમના ઉપરીઓ (ખાસ કરીને વરિષ્ઠ બ્રિટિશ અફસરો) મેનનમાં રહેલી સુષુપ્ત શક્તિઓને સરસ તક આપતા ગયા. ક્રમેક્રમે મેનનની વહીવટી કામગીરી અને

સત્તાની સીડી પર ઊંચે ને ઊંચે ચડતા જ ગયા. જ્યારે ૧૯૧૭ની સાલમા ભારતમંત્રી એડવિન મૉન્ટેગ્યૂ ભારતમાં આવ્યા ત્યાં સુધીમાં તો વી. પી. મેનને પોતાની વિશિષ્ટ ભૂમિકા સર કરી લીધી હતી. નવી રિફૉર્મ્સ ઑફિસમાં મેનનને કામગીરી સોંપાઇ. જે કચેરીમાં પોતે આસિસ્ટંટ સેક્રેટરી તરીકે કામ કરવા લાગ્યા તે જ કચેરીના વડા પદે સને ૧૯૪૨માં મેનને Reforms Commissioner તરીકેનાં સૂત્રો સંભાળ્યાં. આ કાંઇ જેવી તેવી સિદ્ધિ નહોતી. મૉન્ટેગ્યૂ–ચેમ્સફર્ડ સુધારાઓ તથા ૧૯૩૫ની સાલના કાયદાના પ્રત્યક્ષ વ્યવહારનો વિશાળ અનુભવ મેનને મેળવ્યો. પરિણામે, ૧૯૪૭ની સાલમા છેલ્લા બ્રિટિશ વાઇસરૉય લૉર્ડ માઉન્ટબૅટને (અને એમની અગાઉના વાઇસરૉય લૉર્ડ વેવલે પણ) વી. પી. મેનનને પોતાના (અને ભારતમાંના બ્રિટિશ સામ્રાજ્યના) બંધારણીય સલાહકાર બનાવ્યા.

સને ૧૯૬૩માં મુંબાઇમા ભારતીય વિદ્યાભવનના ઉપક્રમે વી. પી. મેનને ત્રણ 'બિર્લા એન્ડાઉમેન્ટ લેકચર્સ' આપ્યાં તેમાં આધુનિક ભારતના બંધારણીય ઇતિહાસની સુવાચ્ય અને સુરેખ રૂપરેખા અંકિત થઈ છે. *An Outline of Indian Constitutional History* નામે એ ત્રણ વ્યાખ્યાનો ગ્રંથસ્થ થવાં હોઈ, ભવને ગયા વર્ષે બહાર પાડેલા એ પુસ્તકમાં, લૉર્ડ માઉન્ટબૅટને પુરોવચનના શબ્દો લખ્યા છે. વી. પી. મેનનનાં કાર્યની અને કૌશલ્યની કદર કરતાં લૉર્ડ માઉન્ટબૅટન જણાવે છે કે, "When I arrived in India in March 1947, I was indeed fortunate to find V. P. Menon as the Reforms Commissioner on the Governor-General's staff. I had never previously met him but I found immediately that his encyclopaedic knowledge of the Indian problem and his close contacts with the major Indian leaders especially Sardar Vallabhbhai Patel, were invaluable to me= indeed it is fair to say that without the constant help and advice of V. P. Menon, the transfer of power as early as August 1947 would not have been possible." વી. પી. મેનનની ઐતિહાસિક કામગીરી વિષે ભાવભરી અને ગૌરવભરી અંજલિ અર્પતાં લૉર્ડ માઉન્ટબૅટને એ પુરોવચનમાં ઉમેર્યું છે કે, "He is too modest to enlarge on his own personal efforts. I wish, therefore, to say that I do not belive it is possible to overestimate how much we all owe to him for his service at that time; and I feel that even now there are many people in India who do not realise how much is owed to their great countryman, 'V. P.' as he is affectionately known to his many friends." અભ્યાસીઓ અને રાજકીય વિવેચકો માટે મેનનનું આ નાનકડું પુસ્તક ઘણું ઉપયોગી છે.

વી. પી. મેનનનાં બે દળદાર પુસ્તકો—*The Story of the Integration of the Indian States* (૧૯૫૬ની સાલમાં પ્રગટ થએલું) અને *The Transfer of Power in India* (સને ૧૯૫૭માં પ્રસિદ્ધ થએલું)—તો તાજેતરના રોમાંચક ઇતિહાસને જાણવા-સમજવા માટે અને સંદર્ભગ્રંથો તરીકે પણ ખૂબ ઉપયોગી છે એમાં શંકા નથી. આ બન્ને ગ્રંથો પ્રકાશિત કરવામાં ભારત સરકારની નહિ પણ અમેરિકાના રૉકફેલર ફાઉન્ડેશનની નાણાંકીય સહાય મળી એ હકીકત નોંધપાત્ર ને સૂચક છે. સ્વરાજ્ય આવતાં વેંત સરદારશ્રીની દૃષ્ટિ વી. પી. મેનન પર કેન્દ્રિત થઈ અને દેશી રજવાડાઓને ભારતીય સંઘ સાથે સમ્મિલિત કરવાના ભગીરથ પ્રયાસમાં સરદારશ્રીએ વી. પી. મેનનની સેવાઓને અદ્ભુત રીતે કામે લગાડી. ભારત સરકારના દેશી રાજ્યોના ખાતાના સચિવ તરીકે વી. પી. મેનને ટૂંકા ગાળામાં દીર્ઘકાળ ટકે એવી નોંધપાત્ર કામગીરી બજાવી. વી. પી. મેનન સતત સરદારશ્રીના ગાઢ સંપર્કમાં અત્યંત વિશ્વાસુ સલાહકાર અને સાથીદાર તરીકે ચાલુ રહ્યા. ૧૫ ડિસેમ્બર ૧૯૫૦ને રોજ સરદારશ્રીનું દુઃખદ અવસાન થતાં વી. પી. મેનન માટે વળતાં પાણી શરૂ થયાં! આમેય, સરદારશ્રીની હયાતીમાં, નેહરુ-કારકિર્દી દરમિયાન, સરદારશ્રી અને એમના સાથીદારો પ્રત્યે રાજધાનીમાં અને ભારત સરકારમાં સૂગ નહિ તો યે અણગમાનું વલણ ને વાતાવરણ હતું એ તો હવે ખુલ્લું સત્ય છે. ૧૯૫૧ની સાલમાં વી. પી. મેનને થોડી વાર ઓરિસ્સાનું ગવર્નરપદ સંભાળેલું ખરું, અને

નાણાપંચના સભ્ય તરીકે પણ થોડી કામગીરી બજાવેલી ખરી, પણ સને ૧૯૫૨ પછી વી. પી. મેનન જાણે અંધારામાં સરકી ગયા! આપમેળે નહિ પણ સંજોગો-નુસાર! તેઓ સંતાઈ ગયા નહોતા, પણ એમને એક ખૂણે બેસી રહેવાનો વારો આવ્યો. અલબત્ત, એ બનાવ એક રીતે આવકારદાયક જ નીવડચો; કારણ કે પછીનાં ચાર–છ વર્ષોમાં જ વી. પી. મેનને ભારે અભ્યાસ-સંશોધન સહિત બે દળદાર ગ્રંથો લખ્યા, જેમને કારણે વી. પી. મેનનનું નામ દસકાઓ સુધી બરાબર યાદ રહેશે. 'સરદારના માણસ' તરીકે વી. પી.ને બાજુ પર હડસેલાયા તે આમ સારું જ થયું. જો નેહરુની રહેમ નજર વી. પી. પર પડી હોત તો વી. પી.ને હજી પણ વધુ પદ-પ્રતિષ્ઠાભરી કામગીરી મળત ખરી; પણ બે મહત્ત્વનાં પુસ્તકો લખવાનું રહી જાત તેનું શું? એટલે, આપત્તિ કે અવગણના પણ આશીર્વાદરૂપ જ નીવડી એમ કહી શકાય!

વી. પી. મેનન છેલ્લે છેલ્લે બૅંગલોરમાં પોતાના નિવૃત્તિમય જીવનમાં ભારતીય રાજકારણ પ્રત્યે ખૂબ નિરાશા અનુભવવા લાગેલા. એમણે સ્વતંત્ર પક્ષમાં સક્રિય રસ દાખવેલો. પણ નાદુરુસ્ત તબિયતને કારણે તેઓ ઝાઝી દોડાદોડી કરી શકયા નહિ. નવી દિલ્હીમાં વી. પી. અને પૂજ્ય દાદાસાહેબનો સ્નેહપરિચય સ્વાભાવિક જ હતો. પાર્લમેન્ટને કારણે અને સરદારશ્રીને લીધે વી. પી. મેનનને મેં જોએલા. તેઓ ચપળ, તેજસ્વી, બુદ્ધિશાળી, દરેક સજ્જન હતા. વી. પી. મેનનને હું પ્રેમાદરપૂર્વક અંજલિ અર્પું છું.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

\+ \+ \+

## અહમ્મદ મોહ્યૂદ્દીન

તા. ૫ જાન્યુઆરી ૧૯૬૬ને રોજ જનાબ અહમ્મદ મોહ્યૂદ્દીન નવી દિલ્હીમાં અચાનક ગુજરી ગયા! હૃદયરોગનો આચિંતો હુમલો તેમને માટે જીવલેણ નીવડચો. મોહ્યૂદ્દીન સાહેબ ભારત સરકારના વ્યવહારખાતના નાયબ પ્રધાન હતા. તેઓ હૈદરાબાદમાંથી લોકસભાના સભ્યપદે ચૂંટાયા હતા. અવસાન સમયે એમની ઉંમર ૬૭ વર્ષની હતી. મર્હૂમ મોહ્યૂદ્દીન મધુર સ્વભાવના, સ્વસ્થ અને શાંત રાજપુરુષ હતા. તેઓ વિદ્વાન સજ્જન હતા. નવાબ મેંહદી નવાઝ જંગ જ્યારે ગુજરાતના ગવર્નરપદે હતા ત્યારે રાજભવનમાં બેએક વાર અનૌપચારિક રીતે મોહ્યૂદ્દીન સાહેબને મળવાનો મોકો મને મળેલો ત્યારે એમનાં સૌજન્યનો અનુભવ થએલો. મર્હૂમને મારી અંજલિ!

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

\+ \+ \+

## બિમલ રૉય

જાણીતા ચિત્રપટ-નિર્માતા, દિગ્દર્શક અને કલાકાર શ્રી. બિમલ રૉયનું ૫૭ વર્ષની ઉંમરે, તા. ૮ જાન્યુઆરી ૧૯૬૬ને રોજ મુંબાઈમાં અકાળ અને દુઃખદ અવસાન થયું [શ્રી રૉયનો જન્મ: તા. ૧૨ જુલાઈ ૧૯૦૯]. ઇંડિયન મોશન પિક્ચર પ્રોડ્યૂસર્સ એસોસીએશનના તેઓ પ્રમુખ હતા. મૉસ્કોએ રૉયને પ્રશંસારૂપે પારિતોષિકો એનાયત કર્યા હતા. બિમલ રૉયની કીર્તિ આંતરરાષ્ટ્રીય હતી. ઢાકા (પૂર્વ બંગાળ)માં જન્મેલા બિમલનું ઉચ્ચ શિક્ષણ ઢાકાની યુનિવર્સિટીમાં જ થયું. કલકત્તાની પ્રખ્યાત ન્યૂ થીએટર્સ કંપનીના કૅમેરાવિભાગમાં તેઓ જોડાયા અને એ રીતે ચિત્રઉદ્યોગ સાથેના એમના દીર્ઘ અને યશસ્વી કાર્યનો પ્રારંભ થયો. 'દેવદાસ' રૉયનું પ્રથમ સ્વતંત્ર સર્જન-ચિત્ર હતું. જોતજોતામાં રૉયે ઉત્તમ કૅમેરામેનની ખ્યાતિ સંપાદન કરી. 'ઉદયેર પાથે'નું શિષ્ટ ચિત્ર એમણે તૈયાર કર્યું. બિમલ રૉય દિગ્દર્શિત સવિશેષ સફળ ચિત્રપટોમાં 'પહેલા આદમી', 'મા', 'પરિણિતા' અને 'દો બિઘા જમીન' ઉલ્લેખનીય છે. શરદબાબુની અમર કથાઓને રૉયે કુશળતાથી કચકડામાં મઢી લીધી હતી! ભારત સરકારને વાસ્તે રૉયે તૈયાર કરેલ ગૌતમબુદ્ધ પરની દસ્તાવેજી ફિલ્મને રાષ્ટ્રપ્રમુખનું સુવર્ણપદક મળેલું. 'મધુમતી' અને 'સુજાતા' ચિત્રો પણ એમનાં ખૂબ વખણાયાં. ચિત્રપટ-ઉદ્યોગના વિકાસ અર્થે અન્યની જેમ રૉય પણ મુંબાઈ દોડી ગયા અને મુંબાઈનિવાસી બન્યા, છતાં મુંબાઈની બૂરી ને બજારુ બાજુઓ પણ જે અનિવાર્યપણે છે જ તેમાં બિમલ રૉય સપડાયા નહોતા! છેક સુધી તેઓ સાચા અને સંસ્કારી કલાકાર તરીકે રહ્યા એ રૉયની મોટી સિદ્ધિ હતી.

**'રોમેશ'**

\+ \+ \+

## ગણેશદત્ત ગૌર

૪૦ વર્ષની ભરયુવાનીમાં ડૉ. ગણેશદત્ત ગૌર જાન્યુઆરી ૧૯૬૬માં એકાએક ગુજરી ગયા! ઉત્તર પ્રદેશમાં જન્મેલા આ વિદ્વાન ભારતીય જુવાન હિંદીના અને ઉર્દૂના અચ્છા અધ્યાપક હતા. લંડનની સ્કૂલ ઑફ ઓરિયેન્ટલ ઍન્ડ આફ્રિકન સ્ટડીઝમાં હિંદી-ઉર્દૂ ભાષાઓના વ્યાખ્યાતા તરીકે ડૉ. ગૌર કેવળ સુંદર અધ્યાપનકાર્ય જ કરતા નહોતા; બલ્કે, ભારત અને બ્રિટન વચ્ચેના સરકારસંબંધોને તેઓ દૃઢ અને સમજણભર્યા કરી રહ્યા હતા. બી. બી. સી. પરથી હિંદી ભાષામાંના કાર્યક્રમોને પ્રસારિત કરવામાં પણ ડૉ. ગૌરે ઘણો ફાળો આપેલો. સને ૧૯૫૪માં તેઓ પહેલવહેલા લંડન ગયા ને 'સ્કૂલ'માં ભણાવવાનું શરૂ કર્યું. શૈક્ષણિક જ્ઞાનચર્ચાઓમાં તેઓ સરસ ઝળકતા. કુરુક્ષેત્ર પ્રદેશમાંનાં લોકગીતો પર એમણે અતિ સુંદર મહાનિબંધ લખીને Ph. D ની ઉપાધિ મેળવી. લોકકવિતા અને લોકધર્મ, રીતરિવાજો વગેરેમાં એમને સવિશેષ દિલચસ્પી હતી. એ વિષેના એમના અનેક વિદ્વત્તાભર્યા લેખો પ્રસિદ્ધ સામયિકોમાં પ્રગટ થતા રહ્યા. ૧૯૬૨ની સાલમા તેઓ સ્વદેશ પાછા આવ્યા, પણ એક વર્ષ ભરાવ્યા બાદ ફરી ઇંગ્લૅન્ડ ગયા. ઇંગ્લિશ યુનિવર્સિટી પ્રેસ તરફથી હિંદી ભાષા પરનું એમનુ પુસ્તક હવે મરણોત્તર પ્રકાશિત થશે. આંતરરાષ્ટ્રીય શાંતિ ફાઉન્ડેશનના તેઓ સ્થાપક સભ્ય હતા. એક આશાસ્પદ ને વિકસતી કારકિર્દી આમ અધવચથી એકદમ કરમાઇ ગઈ એ ભારે કમનસીબી કહેવાય.

'રોમેશ'

\+ \+ \+

## લાલબહાદુર શાસ્ત્રી

શાંતિની ખોજ માટે તાશ્કંદ ગએલા લાલબહાદુરજી શાંતિથી ચિરનિદ્રામા પોઢી ગયા! અઢાર મહિના સુધી, વડા પ્રધાનપદેથી વણથભ્યો પુરુષાર્થ કરીને, તાશ્કંદની મંત્રણાઓને સફળ બનાવીને, પછી લાલબહાદુરજી ચૂપચૂપ ચાલ્યા ગયા! ૧૧મી જાન્યુઆરી ૧૯૬૬ને રોજ આ અસામાન્ય સામાન્યજને ચિરવિદાય લીધી ત્યારે શાસ્ત્રીજીની શાખ સર્વોચ્ચ સપાટીએ હતી અને એમની ઓચિંતી શહાદતને કારણે તો એ સવિશેષ પ્રીતિપાત્ર તથા આદરયુક્ત બની. જવાહરલાલજી લોકલાડીલા હતા, તો લાલબહાદુરજી લોકનેતા હતા. ભલા ભારતીય મનુષ્યના સાદા ને સારા સંસ્કારોનું સર્વોત્તમ પ્રતિનિધિત્વ લાલબહાદુરજી કરી રહ્યા હતા. તેઓ શાણા અને સ્વસ્થ રાજપુરુષ હતા. આત્મવિશ્વાસ એમની નસેનસમાં હતો. અડગતા અને ટેકવાળું એમનું જીવન અને કવન હતું. ગરીબ ભારતની સમૃદ્ધ સંસ્કારિતાથી તેઓ સભર હતા.

લાલબહાદુર શાસ્ત્રી માટે અત્યાર સુધીમાં ઘણું કહેવાયું ને લખાયું છે. હજી ઘણું બોલાશે ને નોંધાશે. લાલબહાદુરજી ચાણાક્ષ અને કુશળ રાજનીતિજ્ઞ હતા. બહારથી એમને જોનારને કદાચ એમ લાગે કે આ એક નાનીશી, સીધીસાદી, નિરુપદ્રવી ને નરમ વ્યક્તિ છે! લાલબહાદુરજીનાં વાણીવર્તનમાં આ બધું જ જોવા મળતું. પરંતુ, તેમની પ્રકૃતિમાં નમાલાપણું કે નૈરાશ્ય નહોતું. કોઈ ઓર મિજાજ અને ખમીર સાથેનું જોરસાદાર વ્યક્તિત્વ તેઓ ધરાવતા હતા. તેથી જ, લાલબહાદુરજી શાંતિના સમયમાં અને યુદ્ધના સમયમાં બન્ને પ્રકારની કટોકટીઓનો તથા પ્રક્ષોભક પરિસ્થિતિઓનો સરસ મુકાબલો કરી શક્યા. 'જય કિસાન' અને 'જય જવાન'ના એમણે આપેલાં સૂત્રો કેવળ જયઘોષ કરનારાં કે વાણીવિલાસ વહેવડાવનારાં નહોતાં. દેશની પરિસ્થિતિનું વાસ્તવિક નિદાન મેળવ્યા પછીની હેતુપૂર્વક રજૂઆત એમાં હતી. જો ભારતે સ્વતંત્રતાથી અને સ્વમાનપૂર્વક જીવવું હશે તો અન્નઉત્પાદન વધાર્યે જ છૂટકો છે અને આપણી લશ્કરી તાકાત મજબૂત કર્યે જ આરો છે એમ એમણે જોયું અને દેશબાંધવો પાસે જોવડાવ્યું.

અલબત્ત, શાસ્ત્રીજીનો પિંડ લડાઈ કે ઝઘડા મારામારીનો નહોતો. શાંતિના તેઓ પરમ ઉપાસક હતા. પણ એમને નિર્માલ્ય કે નિર્જીવ શાંતિ ખપતી નહોતી. સંરક્ષણ અને લશ્કર પરનો એમનો ભાર કેવળ સાવધાનીરૂપે હતો. ભારતને કોઈ નિર્વીર્ય કે નકામું ગણી કાઢે નહિ એટલી જ એમની ઇચ્છા ને માગણી હતી. લડવું જ પડે તો ભારત લડવાને સમર્થ છે, તૈયાર છે એમ એમણે બતાવ્યું. લડવા માટે ભારત તત્પર છે, અધીરું છે એવું એમણે જરા પણ સૂચવ્યું કે દાખવ્યું નહિ. સાચી શાંતિ પ્રસ્થાપિત કરવા માટે સાચી માનસિક અને વૈચારિક આબોહવા ફેલાવવાનો પુરુષાર્થ તેમણે કર્યો.

લાલબહાદુરજી, મેં અગાઉ જણાવ્યું તેમ, ગરીબ ભારતના ગૌરવવંતા પ્રતિનિધિ હતા, ગર્વિષ્ઠ પ્રતિનિધિ નહિ! એમની વિનમ્રતા અને સાદાઈ નમૂનેદાર હતી. ભાગ્યે જ કોઈ ભારતીય કે અન્ય દેશના પ્રધાન કે વડા પ્રધાને અક્ષરશઃ બૅંકનું દેવું રાખીને પ્રાણ છોડ્યા હોય! શાસ્ત્રીજીની અંગત નાણાંકીય મૂડી કશી જ નહોતી. દેશહિતમાં જ એમણે કુટુંબહિત સમાવી દીધેલું. એમનું અંગત જીવન, સત્તા-પ્રતિષ્ઠાના સમયમાં પણ એવું જ, સાદું ને સરળ ચાલી રહેલું. સત્તાનો ઠઠારો કે દમામ એમનાં વર્તનમાં જણાતો નહોતો. ગ્રામજનો અને ગ્રામ-પરિસ્થિતિ સાથે લાલબહાદુરજીની કુદરતી આત્મીયતા હતી. વડા પ્રધાન તરીકે તેઓ ગુજરાતના પ્રવાસે આવ્યા ત્યારે ખેડા જિલ્લાના એક ગામડામાં એમણે રાતવાસો કરેલો એમાં કેટલી સ્વાભાવિકતા લાગતી હતી! દિલ્હી-માંનું એમનું સરકારી નિવાસસ્થાન પણ 'જનપથ' પર હતું, 'રાજપથ' પર નહિ! પોતે જ્યારે દેશના ગૃહપ્રધાન હતા ત્યારે લાલબહાદુરજી પાસે પોતાનું એવું ઘર નહોતું! અલાહાબાદમાં એમનું ભાડાનું ઘર ચાલી જતાં કેટલોક સમય શાસ્ત્રીજીને ગૃહ વગરના ગૃહપ્રધાન તરીકે રહેવું પડેલું.

લાલબહાદુરજીનું ચારિત્ર્ય અણિશુદ્ધ હતું. જાહેર જીવનમાં નૈતિક અને ઉદાત્ત તત્ત્વો વડે કામ કરતા રહેવાની એમની સમજ અને વર્તણૂક હતી. તેઓ સ્વભાવતઃ સમાધાનપ્રિય અને સહકારવાંચ્છુ હતા. વિવિધ સંઘર્ષોની પ્રત્યે એમણે આંખ આડા કાન કર્યા નહોતા; અથડામણોને એમણે અદમ્ય આત્મશ્રદ્ધાથી આવકારી અને ઉકેલી; એમનું દૃષ્ટિબિંદુ ઢીલું-પોચું કે નબળું નહોતું તેમ જડ કે જક્કી પણ નહોતું. એમના વલણમાં લવચિકપણું હતું તે સાથે જ સત્ય અને ન્યાય અને સમાનતા માટેનો સ્પષ્ટ આગ્રહ હતો. મૂળભૂત બાબતોમાં એમણે કદી બાંધછોડ કરી નહોતી એમની વિચારસરણી સિદ્ધાંતનિષ્ઠ જરૂર હતી, પણ એમાં નર્યો સિદ્ધાંતવાદ કે કેવળ તાત્ત્વિક હઠાગ્રહ નહોતો. એમના ૠજુ સ્વભાવમાં રહેલી સુમધુર નમ્રતા અને સુશીલતાને કારણે લાલબહાદુરજીનું વ્યક્તિત્વ આપોઆપ જ અસરકારક અને છતાં કઠોરતા વિનાનું બની રહેલું.

શાસ્ત્રીજી હંમેશ પોતાની સદ્‌સદ્‌વિવેકબુદ્ધિને અનુ-સરીને ચાલતા. સને ૧૯૫૬માં, રેલ્વે પ્રધાન હતા ત્યારે, કરુણ અકસ્માતોની પરંપરાને છેડે, શાસ્ત્રીજીએ હૃદયંગમ રીતે પોતાની નૈતિક જવાબદારી જોઈને રાજીનામું આપેલું એ બનાવ કદી ભુલાય તેમ નથી. સત્તા એમને મન સાધન હતું. સાધ્ય કદી નહિ. એટલે, સત્તાનું વળગણ એમને નહોતું. પદલાલસા નહિ પણ લોકસેવાની તમન્ના એમને હતી. લાલા લજપતરાયે સ્થાપેલા સેવક સમાજમાં લાલબહાદુરજી આજન્મ સેવક-સભ્ય તરીકે સામેલ થયા હતા.

હું શું અને કેટલું લખું? 'અભ્યાસ'ના ગયા અંકમાં (જાન્યુઆરી, ૧૯૬૬; પૃ. ૧૭૫–૧૭૭) મારી ભાવના મેં મારી કાચીઘેલી રીતે વ્યક્ત કરી છે જ. લાલ-બહાદુરજીને પૂજ્ય દાદાસાહેબ પ્રત્યે ખૂબ પ્રેમાદરની ભાવના હતી. દાદાસાહેબ પણ લાલબહાદુરજીની ચારિત્ર્ય-શીલતા તથા નિષ્ઠાથી પ્રભાવિત રહ્યા હતા. હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટમાં લાલબહાદુરજીની મુલાકાત અને એમનું પ્રવચન ન ગોઠવાઈ શકાયાં તે માટે હવે કાયમનો વસ-વસો રહેશે! લાલબહાદુરજીએ વર્ષો પહેલાં, વડા પ્રધાન-પદ પહેલાં, લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટમાં આવવાનું સ્વીકાર્યું હતું. અમારો પત્રવ્યવહાર થયો હતો. પણ, યોગ જ નહોતો! વડા પ્રધાનપદ પછી એમને મળવાના પ્રસંગો બૂજ આવ્યા. અગાઉ દિલ્હીમાં એમને જોએલા ને સાંભળેલા. વડા પ્રધાન તરીકે એમને લંડનમાં જૂન ૧૯૬૫માં મેં સાંભળેલા ને જોએલા. પ્રોફેસર હૅરલ્ડ લૅસ્કીનાં પુસ્તકોની એમના પર અસર હતી એવું એમણે લંડનમાં એક અખબારી મુલાકાતમાં કહ્યું પણ હતું. અમદાવાદમાં જાહેર રસ્તા પર બળવંતરાયભાઈ સાથે મોટરમાં બેઠેલા અને પસાર થતા એમને જોયા હતા, પણ વાતચીતનો પ્રસંગ મળ્યો નહોતો. એક રીતે કહું તો, એવા અંગત પ્રસંગો કે અનુભવોની જરૂર પણ નથી. લાલબહાદુરજીને જોવા-જાણવા માટે એમનું જીવનકાર્ય સતત આસ્થાપૂર્વક તપાસવું એ જ એક મોટો લહાવો હતો અને તે મેં, આપણે સહુએ, એકાએક ગુમાવ્યો એનું દુઃખ કેવી રીતે વર્ણવું?

લાલબહાદુર શાસ્ત્રીની હયાતીમાં એમને વિષેનું એક ચરિત્રાત્મક અને નિબંધાત્મક પુસ્તક *Lal Bahadur: A Political Biography* પ્રસિદ્ધ થએલું. એની સંશોધિત નવી આવૃત્તિ હમણાં બહાર પડી છે, જેમાં તાસ્કંદ સુધીની વાત ઉમેરાઈ છે. આ

પુસ્તકના લેખક શ્રીયુત ડી. આર. મૅંકેકર જાણીતા પત્રકાર અને લેખક છે. લાલબહાદુરજી સાથેના લેખકના સંવાદો આ પુસ્તકમાં પ્રગટ થયા છે તે વિશેષ વાચનીય છે. લંડનના સાપ્તાહિક પત્ર 'The Observer'ના તા. ૧૬ જાન્યુઆરીના અંકમાં વ્યંગચિત્રકાર Abu (જેઓ મૂળ ભારતીય છે; એમનું નામ Abraham)નું એક અતિ ભાવવાહી અને અર્થપૂર્ણ કાર્ટૂન પ્રસિદ્ધ થયું છે. ચિત્રમાં ધ્વજ અર્ધી કાઠીએ અને નીચે નમેલો દેખાડયો છે. શાસ્ત્રીજી ચિરવિદાય લઈ રહ્યા છે. પગથિયાંના પ્રારંભમાં એક ભિખારણ બાઈ પોતાનાં બે બાળકો સાથે ભૂખી, આશાભરી મીટ માંડતી બેઠી છે. એની પાસેનો વાડકો ખાલી છે. કાર્ટૂનની નીચે *Gulliver's Travels*-માંનું આ અવતરણ ટાંકેલું છે:

'Whoever could make two ears of corn ...to grow upon a spot of ground where only one grew before would...do more essential service to his country than the whole race of politicians put together'.

લાલબહાદુરજીને શતશઃ પ્રણામ!

પુરુષોત્તમ ગણેશ માવળંકર

\+ + +

## નરહર વિષ્ણુ ગાડગીળ

લાલબહાદુરજીની ઓચિંતી ચિરવિદાય પછીના ચોવીસેક કલાકમાં જ કાકાસાહેબ ગાડગીળ સ્વર્ગે સીધાવ્યા! પૂનામાં, તા. ૧૨ જાન્યુઆરી ૧૯૬૬ને રોજ, ૭૦ વર્ષની ઉંમરે અવસાન પામેલા કાકાસાહેબને, અક્ષરશઃ લાખ ઉપરાંત પૂનાવાસીઓએ સજળ નયને અને ભારે હૈયે, ઓમકારેશ્વરની સ્મશાનભૂમિ પર આખરી વંદના આપી [શ્રી નરહર વિષ્ણુ ગાડગીળનો જન્મ: તા. ૧૦ જાન્યુઆરી ૧૮૯૬ને રોજ; રાજસ્થાનમાં મલ્હારગઢ ખાતે]. શાસ્ત્રીજીના દુઃખદ અવસાનનો આઘાત હજી તો માંડ થયો ત્યાં જ મહારાષ્ટ્ર અને પશ્ચિમ ભારત પર આ બીજો વજ્રાઘાત આવી પડયો. કાકાસાહેબ ગાડગીળ અખિલ ભારતીય કીર્તિનાં અને જૂની પેઢીના જોરદાર નવજુવાન નેતા હતા! એમનું સેવામય, ગંજારી, સમર્પિત જીવન સહુને સતત પ્રેરણા આપતું રહેશે.

કાકાસાહેબ મહારાષ્ટ્રના હતા, મરાઠી ભાષાના પ્રેમમાં હતા, મહારાષ્ટ્રીય લોકો પર વહાલ કરનારા હતા. પરંતુ, કાકાસાહેબ પ્રાંતીય નહોતા, એમની દૃષ્ટિ કેળવાયેલી અને વ્યાપક હતી, એમની નજર સીમિત નહિ પણ રાષ્ટ્રીય, બલ્કે આંતરરાષ્ટ્રીય હતી. કાકાસાહેબે એમની ઝંઝાવાતભરી કારકિર્દીમાં અનેક પદો ભૂષિત કર્યાં અને ગમે તે ક્ષણે માનમરતબાવાળાં સ્થાનને સ્વમાની છટાથી દૂર હડસેલ્યાં! સાદાઈ અને સ્વાર્થત્યાગ એમના હાડમાં હતાં. સંયમી જીવન એમણે જીવી બતાવ્યું. તેઓ ધારત તો ઘણી સંપત્તિ ભેગી કરી શકત; પણ એમણે ધનસંચય ન કર્યો. 'तेन त्यक्तेन भुंजीथाः!'ની શ્રદ્ધાથી તેઓ અહર્નિશ જીવનસાધના કરતા હતા.

જન્મસ્થળ મલ્હારગઢમાં પ્રાથમિક શિક્ષણ લીધા બાદ કાકાસાહેબ પૂનાના નૂતન મરાઠી વિદ્યાલયમાં ભણ્યા. વડોદરા કૉલેજમાં અને પછી પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાં એમણે ઉચ્ચ શિક્ષણ લીધું. ૧૯૧૮ની સાલમાં બી. એ. થયા અને ૧૯૨૦ની સાલમાં એલ.એલ બી. (મુંબાઈની લૉ કૉલેજમાંથી) થયા. તરત જ એમની રાજકીય કારકિર્દી શરૂ થઈ. પૂના જિલ્લા કૉંગ્રેસ કમિટીનું મંત્રીપદ (સને ૧૯૨૧ થી સને ૧૯૨૫) તથા મહારાષ્ટ્ર કૉંગ્રેસનું મંત્રીપદ (સને ૧૯૨૨ થી સને ૧૯૨૪) સંભાળીને પછી ૧૯૩૭ની સાલથી ઈ. સ. ૧૯૪૫ સુધી તેઓ મહારાષ્ટ્ર પ્રાંતિક કૉંગ્રેસ સમિતિના પ્રમુખપદે રહ્યા. કાકાસાહેબના જાહેર જીવનની એક મોટી વિશેષતા એ હતી કે તેઓ કૉંગ્રેસના જ — એક જ પક્ષના—બનીને રહ્યા ન હોતા. આખા મહારાષ્ટ્રમાંના બધા નાનામોટા કાર્યકરોને કાકાસાહેબની હૂંફ અને સલાહ મળતી. પૂનામાં શનિવાર પેઠમાંનું કાકાસાહેબનું નિવાસસ્થાન સહુ કાર્યકરોનું જાણે પિયર બની ગયું હતું! સહુને માટે ત્યા ખુલ્લાં દ્વાર હતાં એટલું જ નહિ પણ સહુને ત્યાં ઉમળકાભેર પ્રેમ અને સત્કાર અને આદર મળતાં. કાકાસાહેબની અને એમનાં કુટુંબીજનોની આ વત્સલતા અને સુજનતા અક્ષરશઃ સેંકડો ને હજારો ભાઈબહેનો માટેનું હંમેશનું વહાલસોયું સંભારણું રહેશે.

૧૯૨૫ની સાલથી ૧૯૫૮ની સાલ સુધી કાકાસાહેબ A. I. C. C.ના સભ્યપદે સક્રિય રહેલા. કૉંગ્રેસ કારોબારીમાં પણ તેઓ થોડાં વર્ષ (ઈ. સ. ૧૯૫૨ થી ૧૯૫૪) સભ્ય તરીકે રહેલા. દિલ્હીની વડી ધારાસભામાં

અને પછી લોકસભામાં સને ૧૯૩૪ થી સને ૧૯૫૭ સુધી કાકાસાહેબ સભ્યપદે ચૂંટાતા આવ્યા. કૉંગ્રેસ પક્ષના દંડક અને મંત્રી તરીકે એમણે સ્વાતંત્ર્યપૂર્વના કાળમાં વર્ષો સુધી (સને ૧૯૩૫ થી સને ૧૯૪૭) નોંધપાત્ર કામગીરી બજાવી. કાકાસાહેબ ગાડગીળ અને કેશવરાવ જેધેની જોડી, ત્રીસના દસકામાં ચૂંટણી-પ્રચાર વખતે, આખા મહારાષ્ટ્રમાં ખૂબ જાણીતી અને માનીતી બની ગઈ હતી. જેધે–ગાડગીળ જોડીએ મહારાષ્ટ્રભરમાં વીજળી-વેગે સંચાર કરીને નવજાગૃતિ અને નવવિચારનું વાતાવરણ સર્જ્યું. ધારાસભામાં કાકાસાહેબે અવિશ્રાંત અને ગણનાપાત્ર કાર્ય કર્યું. 'कायदेमंडळांतील सहा वर्षे' નામના મરાઠી પુસ્તકમાં કાકાસાહેબે પોતાની આ ભૂમિકા વિષે ખૂબ રસમય અને રોમાંચક શૈલીમાં, આત્મકથાત્મક શૈલીમાં, વિસ્તારપૂર્વક લખ્યું છે. કાકાસાહેબ ગાડગીળ અચ્છા પાર્લમેન્ટેરિયન હતા. કાયદાનું જ્ઞાન તો એમને હતું જ. એમનું વાચન પણ વિશાળ હતું. તેઓ અભ્યાસ કરીને, વિચારપૂર્વક બોલતા. એમનું વક્તૃત્વ ખૂબ છટાદાર અને અસરકારક હતું. વિનોદશક્તિ કાકાસાહેબમાં ખૂબ હતી, ક્યારેક એનો અતિરેક પણ થાય! છતાં, કાકાસાહેબની વૃત્તિ ખેલદીલ હતી. પાર્લમેન્ટરી રમત તેઓ ઉમદા રીતે ખેલતા — વિરોધીને બે વાગ્બાણ મારે તો સામાવાળાનાં બે કડવાં કઠોર વેણ પણ હસીને ઝીલે! કડવાશ કે કર્કશતા એમણે ઊભી કરી નહોતી. પાર્લમેન્ટરી વિનોદ અને વ્યંગાત્મક ભાષામાં તેઓ વારંવાર સભાગૃહમાં ચર્ચા-પ્રવચનો વખતે લાંબીટૂંકી દરમિયાનગીરી કરતા. દરેક વખતે એમનું બધા સાંભળતા જ એમ નહિ, પણ બોલકણા કાકાસાહેબની રમતિયાળ શૈલી અને ટકોરો કરવાની આદત એમ સહેલાઈથી છૂટે એવી નહોતી! કાકાસાહેબનાં હાજરી તથા હાસ્યથી સભાગૃહનું વાતાવરણ જીવંત અને ખેલદીલીભર્યું માત્ર અવશ્ય રહેતું. ક્યારેક કાકા ગેરહાજર હોય તો એમની ખોટ સભ્યોને તરત જણાતી.

સ્વાતંત્ર્યોત્તર ભારતમાં પ્રારંભમાં જ નેહરુ-સરકારમાં કાકાસાહેબ પ્રધાન બન્યા (૧૯૪૭ થી ૧૯૫૨ના વર્ષોમાં). એમની વહીવટી કારકિર્દી ધાર્યા જેટલી સફળતાભરી નહોતી. કાકાસાહેબનો અનુભવ વ્યાપક હતો ખરો, પણ પ્રધાન તરીકે એમણે ઉત્તમ કે ઊંડી છાપ પાડી નહોતી. વળી, સરદારશ્રીના સાથીદાર–મિત્ર તરીકેની એમની ખ્યાતિ પણ, સરદારશ્રીના દેહાન્ત પછી, કાકાસાહેબ માટે અંતરાયરૂપ નીવડી! નેહરુના પછીના પ્રધાનમંડળોમાં કાકાસાહેબને સ્થાન ન મળ્યું. એની જો કે એમણે ઝાઝી પરવા પણ ન કરી. છેક સુધી કાકાસાહેબ બળવાખોર કૉંગ્રેસી રહ્યા હતા. તેઓ કૉંગ્રેસના શિસ્તબદ્ધ સૈનિક હતા એમાં શંકા નથી. કૉંગ્રેસ પ્રત્યેની નિષ્ઠા ને વફાદારી એમણે કદી ઓછી કરી નહોતી. જૂના, મોટા મુંબાઈ રાજ્યના ભાષાવાર અલગ પ્રાંતો બનાવવાના સવાલ પર વર્ષો સુધી જે પ્રક્ષોભક પરિસ્થિતિ નિર્માણ થઈ હતી તેમાં કાકાસાહેબની કૉંગ્રેસભક્તિ કસોટીએ ચડી હતી. એમાં તેઓ હેમખેમ પાર ઊતર્યા. પાર્લમેન્ટમાં કાકાસાહેબે છેક સુધી સરકારી રીતિનીતિનો કડક વિરોધ કર્યો, પણ છેલ્લે મતદાન વખતે પાર્લમેન્ટરી પદ્ધતિને પચાવીને શિસ્તબદ્ધ કૉંગ્રેસીસભ્ય તરીકે મતદાનમાં ભાગ લીધો. આમ છતાં, કૉંગ્રેસની કમજોરીઓ વિષે કાકાસાહેબ ખાનગીમાં અને જાહેરમાં વારંવાર બેધડક બોલતા. એમનાં નિવેદનોથી ક્યારેક નેહરુ સહિત અન્ય નેતાઓ અકળાઈ ઊઠતા. પણ કાકાસાહેબે કોઈની પણ શેહ કે શરમમાં પોતાની જાતને તણાવા દીધી નહિ અને વિચાર-સ્વાતંત્ર્યનું અને એ પ્રમાણેની મુક્ત અભિવ્યક્તિનું મહત્ત્વ અને માહાત્મ્ય હરહંમેશ સિદ્ધ કરી દેખાડ્યું. કાકાસાહેબ નિર્ભય હતા, નિસ્વાર્થી હતા, સમાજોત્કર્ષ માટેની અપાર લગનીવાળા હતા, માટે જ તેઓ હિંમતથી બોલીચાલી શકતા હતા.

૧૯૫૭ની સાલમાં સંયુક્ત મહારાષ્ટ્રની ચળવળના જુવાળમાં કાકાસાહેબની પાર્લમેન્ટરી કારકિર્દીની ઓટ આવી. પણ કાકાસાહેબનાં લોકસેવાના મિજાજ–મથામણોમાં તો ભરતી જ ચાલુ રહેલી! કાકાસાહેબે મર્દાનગીથી ચૂંટણી લડીને ખેલદીલીથી હાર સ્વીકારી. જાહેર જીવનમાંથી પાછીપાની કરવાનો તો પ્રશ્ન જ નહોતો. ૧૯૪૬ની સાલમાં પે કમિશનના સભ્ય તરીકે કાકાસાહેબે કામ કરેલું. ૧૯૫૨ની સાલમાં મોંઘવારી-ભથ્થાં અંગેના કમિશનનું અધ્યક્ષપદ એમણે સંભાળ્યું. ૧૯૫૭-૫૮નાં વર્ષોમાં તેઓ સ્ટેટ બૅન્ક ઑફ ઇન્ડિયાના ઉપાધ્યક્ષ રહ્યા. તા. ૧૫ સપ્ટેમ્બર ૧૯૫૮ થી તા. ૧ ઑક્ટોબર ૧૯૬૨ સુધી કાકાસાહેબ ગાડગીળે પંજાબના ગવર્નર તરીકેની મહત્ત્વની કામગીરી બજાવી. પછી તેઓ

થોડો વખત છૂટા રહ્યા, પણ બાદમાં પૂના યુનિવર્સિટીનું ઉપકુલપતિપદ એમણે સ્વીકાર્યું, જે પદેથી જ તેમણે આખરી વિદાય લીધી. ગયા વર્ષે કાકાસાહેબ પશ્ચિમ જર્મનીના ટૂંકા પ્રવાસે જઈ આવ્યા હતા. એનું રસમય વર્ણન 'मूठा ते मेन' પુસ્તકમાં એમણે સરસ આપ્યું છે. સ્વાતંત્ર્યસંગ્રામ દરમિયાન કાકાસાહેબે અનેક વાર જેલ-યાત્રા કરી હતી. કુલ આઠ વાર તેઓ જેલમાં ગયા. એકંદરે સાડા પાંચ વર્ષોનો સમય એમણે બ્રિટિશ સરકાર-નાં કેદખાનાના સળિયા પાછળ વીતાવ્યો. સાબરમતી જેલમાં પણ તેઓ થોડો સમય, પૂજ્ય દાદાસાહેબ વગેરે પણ જેલમાં હતા ત્યારે, રહેલા (૧૯૪૨ની સાલની લડત વખતે).

કાકાસાહેબ ગાડગીળ વિદ્યાવ્યાસંગી હતા. તેઓ ખૂબ અને સતત વાંચતા-લખતા. એમની કલમ પણ તેજસ્વી અને અણીદાર હતી. એમની શૈલી પ્રવાહી, ચટક-દાર, સચોટ અને ક્યારેક અતિશયોક્તિથી ભરેલી એવી હતી! 'समाशास्त्र', 'राज्यकारभार विचार,' 'राज्यव्यवहार विचार,' 'राज्यशास्त्र विचार', 'ग्यानबाचे अर्थशास्त्र' વગેરે એમનાં પુસ્તકો મરાઠી ભાષામાંના સમાજશાસ્ત્રો પરનાં મૌલિક અને મૂલ્યવાન ગ્રંથો છે. અભ્યાસીઓને ઉપયોગી થઈ પડે એવાં એમણે બીજા ઘણાં નાનાંમોટાં પુસ્તકો લખ્યાં તેમાં 'विधिशास्त्र विचार', 'राज्योपनिषद' અને 'आधुनिक राज्य व स्वातंत्र्य'નો ઉલ્લેખ કરવો જોઇએ. પંજાબમાંના રાજ્યપાલપદ દરમિયાન વાચન–અભ્યાસ કરીને એની ફલશ્રુતિ રૂપે કાકાસાહેબે 'जपजी' અને 'शीखांचा इतिहास' પુસ્તકો આપ્યાં. મરાઠી ભાષામાંની કાકાસાહેબની સાહિત્યસંપદા વિપુલ અને સમૃદ્ધ છે. રાજકીય અને આર્થિક વિષયો પર એમણે ૧૪ પુસ્તકો લખ્યાં અને લલિત સાહિત્ય પીરસતા દસ પુસ્તકો પણ લખ્યા. આત્મચરિત્રના બે ભાગ પણ છેલ્લે 'पथिक' भाग १ व २ એમણે પ્રગટ કર્યાં. એમનાં પુસ્તકોના અનુવાદો ગુજરાતી, હિંદી, પંજાબી, કન્નડ ભાષામાં થએલા છે. એમનાં પાંચેક પુસ્તકો હજી અપ્રકાશિત છે, જે એમના સુવિદ્ય અને તેજસ્વી સુપુત્ર બૅરિસ્ટર વિઠ્ઠલરાવ ઘહેલામોડા પ્રસિદ્ધ કરશે. આત્મકથાનો એમનો ત્રીજો ભાગ કમભાગ્યે અપૂર્ણ રહ્યો, જેને પણ વિઠ્ઠલરાવ બનતી વફાદારીથી પૂરો કરશે એની મને ખાતરી છે. કાકાસાહેબ પોતાની રોજનીશી સંક્ષેપમાં, ટાંચણરૂપે, લખતા હતા. મીઠું-મરચું ભભરાવીને લખવા-બોલવાની કાકાસાહેબની ટેવ હતી. એમાં ઘણી વાર તો નિર્દોષ આનંદ હતો, ક્યારેક આત્મશ્લાઘા પણ આવતી, તો ક્યારેક વળી પોતાની બડાઈ જેવું પણ ડોકિયાં કરતું! છતાં, કાકાસાહેબે સાહિત્યસેવા અનેરી ભક્તિથી અને સરસ્વતીની સાચી ઉપાસના કરવાની વૃત્તિથી કર્યે રાખી એ નોંધવું જોઇએ. 'सत्तरिचे काका' એ એમનો લેખસંગ્રહ કાકા-સાહેબે અવસાનના થોડા દિવસો પર જ પૂરો કરેલો અને એ ગ્રંથ શ્રી જ્ઞાનેશ્વરના ચરણે અર્પણ કરવા માટે કાકાસાહેબ પોતાની ૭૦મી વર્ષગાંઠને દિવસે–૧૦મી જાન્યુ-આરીએ – શ્રી ક્ષેત્ર આળંદી જવાના હતા. 'श्री ज्ञानदेव चरणी सश्रद्ध समर्पित' એવું એમણે પોતાના હસ્તાક્ષરમાં સ્વાક્ષરી સહિત ૧૦–૧–૬૬ને રોજ લખેલું પણ ખરું; છતાં, ગભીર માંદગીને કારણે એ યાત્રા શક્ય ન બની.

કાકાસાહેબ ગાડગીળનું કૌટુંબિક જીવન સુખી હતું પણ સ્વસ્થ નહોતું. સતત દેશ પરિભ્રમણ અને હરહમેશ અથડામણો સાથે જીવન ગુજારનારા કાકાસાહેબ એમના કુટુંબમાં એ પ્રકારના એકલા જ વીર નહોતા. આખું કુટુંબ એ રીતે ટેવાએલું ને ઉછરેલું હતું. કાકાસાહેબનાં પ્રથમ પત્નીનું દુઃખદ અવસાન થયું ત્યારે થોડાક જ અઠવાડિયામા કાકાસાહેબે ફરી લગ્ન કર્યાં તેની ઘણી ચકચાર જાગેલી. એ વખતે ક્યાંક કોઇક નિર્દય ટીકા-ઓ પણ કાકાસાહેબ પર કરેલી. શાંતપણે અને ભારે હૈયે કાકાસાહેબે એ બધો માર સહી લીધો. પોતાની શોકકથા અને અસહાયતા એ કોને કહે? બીજી વાર તેઓ પરણ્યા તે ઘડપણમા સાથ–સહિયારો મેળવવા વાસ્તે અને અતિ નાનાં બાળકોની દેખભાળ વહાલથી થાય એ જોવાને વાસ્તે. કાકાસાહેબનુ દુર્ભાગ્ય એ કે એમનાં બીજાં પત્ની પણ એમનાથી પહેલાં જ ચાલ્યા ગયા! ડિસેંબર, ૧૯૬૫માં — કાકાસાહેબના અવસાનના માંડ એક માસ પર જ — દ્વિતીય પત્નીનો દુઃખદ દેહાન્ત નજરે જોવાનો કઠોર પ્રસંગ કાકાસાહેબને માથે આવ્યો. કાકાસાહેબ દિલ્હીમાં કોઈ કામે હતા ત્યારે પૂનામાં આકસ્મિકપણે ઘરમાં સગડી પર દાઝી જવાથી એમનાં પત્નીને હૉસ્પિટલમાં ખસેડ્યાં, જ્યાં થોડા

દિવસ પછીથી એમનું કરુણ મૃત્યુ થયું. કાકાસાહેબની કેડ ભાંગી ગઈ! મહિના પછી તેમણે પણ દુનિયાને 'રામ રામ' કરીને ચાલતી પકડી!

કાકાસાહેબ ગાડગીળ તથા એમના કુટુંબનો અને પૂજ્ય દાદાસાહેબનો તથા અમારા સહુનો પરિચય ઘણો દીર્ઘ અને ગાઢ રહ્યો હતો. છેક સુધી કાકાસાહેબે અમારા સહુ પર પિતાની જેમ વાત્સલ્યનો વર્ષાવ કર્યો. કાકાસાહેબનું પોતાનું જ કુટુંબ બહોળું હતું. ગમ્મતમાં તેઓ એને 'પ્રજનમંડળ' કહેતા! પણ કાકાસાહેબની વિશિષ્ટતા એ હતી કે એમના પ્રજનમંડળમાં કેવળ લોહીની સગાઈની જ ગણતરી નહોતી થતી. અમારા સહુના તેઓ મુરબ્બી, વહાલા વડિલજન હતા. અનેક વાર પૂનામાં અને દિલ્હીમાં અમે સહુ મળ્યાં છીએ, અમદાવાદમાં પણ. કાકાસાહેબ અમદાવાદમાં ક્યારેક અમારે ઘેર ઊતરે, ઘણી વાર શેઠ શ્રી. વાડીલાલ લલ્લુભાઈ મહેતાને ઘેર ઊતરે. કાકાસાહેબ ગમ્મતમાં વાડીભાઈ શેઠને 'मांडवलवाला' કહીને ચીડવે, પણ એ ટીખળમાં ડંખ નહોતો, નર્યા મિત્રભાવે તેઓ એવી છૂટ લેતા. કાકાસાહેબ પોતે સાચા સમાજવાદી અને તપસ્વી હતા. ફકીરનું જીવન તેઓ જીવી ગયા. એમણે ધનલોભ કદી યે કર્યો નહોતો. સમાનતા અને ન્યાય માટે એમને તીવ્ર લાગણી હતી. કૉંગ્રેસમાં સમાજવાદી પરિબળો બરાબર કામે લાગ્યાં નથી એનો એમને ભારે રંજ હતો. એ પ્રમાણે તેઓ વારંવાર જાહેરમાં બોલતા.

કાકાસાહેબ ગાડગીળની સાહિત્યસેવાઓને સરસ બિરદાવાઈ હતી. દિલ્હી પ્રાદેશિક હિંદી સાહિત્ય સંમેલનના પ્રમુખ તરીકે ૧૯૫૭ની સાલમાં, અને એ જ વર્ષમાં મહારાષ્ટ્ર રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિના સંમેલનનું અધ્યક્ષપદ એમણે શોભાવ્યું હતું. હિંદી રાષ્ટ્રભાષાના યોગ્ય પ્રચાર ને પ્રસાર માટે કાકાસાહેબને ખૂબ આસ્થા હતી. સંસ્કૃત ભાષા અને સાહિત્યમાં પણ એમને ખૂબ રસ હતો. મરાઠી સાહિત્ય સંમેલનના સાતારા ગામમાં મળેલા ૧૯૬૨ની સાલના અધિવેશનના પ્રમુખપદે કાકાસાહેબ ગાડગીળ હતા. પૂના યુનિવર્સિટીએ એમને માનદ્ ડૉક્ટરેટની પદવી આપી હતી.

કાકાસાહેબનાં અપાર પ્રેમ અને વાત્સલ્યને સતત મેળવનાર હું મારા સદ્ભાગ્યને કેવી રીતે વર્ણવું? અને મારા પરના એમના ઋણને કયા શબ્દોમાં વ્યક્ત કરું? ૨૫૦ રૂ. આપીને કાકાસાહેબ ગાડગીળ હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટના આજીવન સભ્ય બન્યા હતા. અવારનવાર તેઓ મને ઇન્સ્ટિટ્યૂટની પ્રગતિ તથા કામગીરી વિષે લખતા, હેતપૂર્વક પૂછપરછ કરતા. અનેક વાર ઇન્સ્ટિટ્યૂટની એમણે મુલાકાત લીધી ને વાર્તાલાપો આપ્યા. 'અભ્યાસ' તેઓ રસપૂર્વક નિયમિત વાંચતા અને મને ઉત્તેજન આપતા. કાકાસાહેબ ગાડગીળ આધુનિક તપસ્વી જેવા હતા. ૨૫મી ઑગસ્ટે પૂનામાં વિદ્યાર્થીઓની સભા સમક્ષ એમણે તરવરાટભર્યું ભાષણ કરેલું. વિદ્યાર્થીઓની રૅલીની નેતાગીરી એમણે એ ઐતિહાસિક દિને કરી અને પછી પ્રખ્યાત શનિવારવાડા આગળની મેદનીને સંબોધતાં લલકાર્યું કે,

"तेरि हस्ती रहे–मेरा खून बहे।
तू आझाद रहे–हम रहे न रहे॥"

આવા હતા કાકાસાહેબ ગાડગીળ! એમને હું વહાલથી અને અદબથી, ભીની આંખે ને ભારે હૈયે, નમન કરું છું!

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

\+ \+ \+

## દત્તાત્રેય સીતારામ સામંત

મહારાષ્ટ્રના રત્નાગિરી જિલ્લાના તપસ્વી કેળવણીકાર સામંત ગુરુજી, ૮૧ વર્ષની ઉંમરે, તા. ૧૨ જાન્યુઆરી ૧૯૬૬ને રોજ ચાલ્યા ગયા [શ્રી. દત્તાત્રેય સીતારામ સામંતનો જન્મ: તા. ૧૦ ડિસેંબર ૧૮૮૪ને રોજ]. રત્નાગિરી જિલ્લાના કણબી સમાજના ઉદ્ધાર માટે જે થોડીઘણી વ્યક્તિઓએ અસાધારણ પ્રયત્નો અને પુરુષાર્થ કર્યા એમાં સદ્ગત સામંત ગુરુજીનું નામ મોખરે રહેશે. એમનું જીવન આદર્શ શિક્ષક અને મહાન સમાજસેવકનું હતું. સહુને ઉદાહરણરૂપ નીવડે એ રીતનું એમનું જીવનકાર્ય હતું.

મોટા લોકો મોટી કીર્તિ મેળવે છે અને નાના સેવકો સર્વત્ર સત્કાર પામતા નથી. પરંતુ ચોતરફ પથરાએલા મહેનતુ, સન્નિષ્ઠ અને સમાજના સહુ લોકોથી લગભગ અજ્ઞાત રહેલા સમાજસેવકો જ સમાજની ઇમારતના અને એના વિકાસના સાચા આધારસ્તંભો હોય છે. અગર, એમ કહો કે, આવા વિનમ્ર અને અલ્પપરિચિત સેવકો સમાજ-

ની ઇમારતના પાયામાં એકેક ઇંટ રૂપે ગોઠવાઈને દટાઈ જવાનું પસંદ કરે છે તેથી જ સમાજનો પાયો મજબૂત અને અવિચલ બને છે તથા થોડાક મોટાઓનાં કર્તૃત્વોના ચમકારા પછી કળશરૂપે સર્વત્ર દેખા દે છે. સામંત ગુરુજીની મહત્તા અને શ્રેષ્ઠતા એ હતી કે એમણે પોતાની બુદ્ધિ અને શક્તિ આ રીતે પાયામાં પુરાવાને ખર્ચી કાઢી.

પ્રાથમિક શિક્ષણ લઈને ટ્રેઇનિંગની પરીક્ષા પાસ કર્યા પછી સામંત ગુરુજી સને ૧૯૦૮માં પ્રાથમિક શિક્ષક તરીકે સરકારી નોકરીમાં જોડાયા. શિક્ષક, મુખ્ય શિક્ષક, સુપરવાઇઝર વગેરે પદો પર બઢતી મેળવીને શ્રી. સામંતે પચીસ વર્ષ સુધી રત્નાગિરી જિલ્લામાં શાંત શિક્ષણસેવા કરી. ત્યાર પછી વિભાગીય શિક્ષણાધિકારી તરીકેની જગ્યા પર સરકારે એમને નીમ્યા. સ્નાતક ન હોય તેને આ જગ્યા ન મળે એવો શિરસ્તો હતો, છતાં સરકારે સામંત ગુરુજીની કાર્યક્ષમતા અને પાત્રતા જોઈને આ નિમણૂંક કરેલી. સાત વર્ષ એ રીતે કામ કર્યા પછી ૫૫ વર્ષની ઉંમરે સામંત ગુરુજી સરકારી સેવામાંથી નિવૃત્ત થયા. તરત જ એમણે કણબી છાત્રાલયનું કામ હાથ પર લીધું અને ઠેક છેલ્લી ઘડી સુધી એમાં તેઓ રચ્યાપચ્યા રહ્યા.

સામંત ગુરુજી સાચે જ સુંદર શિક્ષક હતા. વિદ્યાર્થી ભાઈબહેનો પ્રત્યે એમણે હમેશ વહાલસોયી દૃષ્ટિ રાખી. વિદ્યાર્થીઓને પોતાના બાળકો માન્યાં. શિક્ષક તરીકેની વાંચવા-લખવાની અને વર્તનની ફરજો સામંત ગુરુજીએ આદર્શ રીતે અદા કરી. વિદ્યાર્થીઓ સાથે સામંત ગુરુજી સમરસ થયા હતા. કૂવામાંથી પાણી ખેંચતા એક વિદ્યાર્થી અકસ્માત કૂવામાં પડી ગયો એને તરત બહાર ખેંચી કાઢીને આવશ્યક ઇલાજો કરવામાં સામંત ગુરુજી કામે લાગી ગયા. એ છોકરાને એમણે ઘેર ન મોકલ્યો. ઘેર તો ગરીબાઈ અને અજ્ઞાન. ગંભીર ઈજાઓ પછી પૂરી સારવાર અને દેખરેખ સામંત ગુરુજીએ જ થોડા અઠવાડિયાં સુધી દાક્તરી સહાય લઈને છાત્રાલયમાં કરી. જિલ્લાના હજારો વિદ્યાર્થીઓ સામંત ગુરુજીના હાથ તળે ભણી ગએલા આજે પણ કૃતજ્ઞતાપૂર્વક પોતાના આ ચારિત્ર્યશીલ શિક્ષકને યાદ કરે છે. કેટલાક કણબી ભાઈઓ સ્નાતકો પણ થયા. રત્નાગિરી જિલ્લામાંના પ્રાથમિક શિક્ષણ અંગેની જાણકારી અને સમજ સામંત ગુરુજીને પૂરેપૂરી હતી. મુંબઈના પ્રસિદ્ધ મરાઠી દૈનિકો 'લોકમાન્ય' અને 'નવશક્તિ'માં સામંત ગુરુજીના સો ઉપરાંત સરસ અભ્યાસયુક્ત લેખો છપાયા છે. તેઓ 'ખેડૂત'ના ઉપનામથી લખતા. પ્રસિદ્ધિનો મોહ એમને ભાગ્યે જ વળગેલો હતો.

પ્રાથમિક શિક્ષણ આજે ફરજિયાત બન્યું છે અને બંધારણીય આદેશ મુજબ તે સાર્વત્રિક અને મફત અપાઈ રહ્યું છે. સંખ્યાબળમાં અલબત્ત વધારો થયો છે. પણ કાયદાનો અમલ સ્પષ્ટપણે હજી થતો નથી. પ્રાથમિક શાળાનાં મકાનો હજી લઘુતમ કક્ષાએ પણ સારાં ગણાય એવાં નથી. શિક્ષકોની પસંદગીનો પ્રશ્ન મુશ્કેલ બન્યો છે. જે શિક્ષકો છે તેમના પ્રત્યે સમાજ અને સરકાર હજી અર્ધજાગૃત છે. પ્રાથમિક શિક્ષકનું આર્થિક જીવનધોરણ શરમાવનારી નીચલી કક્ષાએ છે. એમને પૂરતું પોષણ અને સન્માન્ય વેતન મળતું નથી. શિક્ષકો પણ બધા સારા અને મહેનતુ મળતા નથી. વેઠ ઉતારનારાઓ વધ્યા છે. અનેક શિક્ષકો કેવળ ધંધાદારી અને પૈસાના જ પૂજારી બન્યા છે. વિદ્યા અને વિદ્યાર્થી સાથેનો એમનો નાતો અને પ્રેમ ઓછો જણાય છે. સામંત ગુરુજી આ પ્રકારની બન્ને બાજુઓથી જ્ઞાત હતા, સચિંત હતા. પણ એટલાથી તેઓ અટક્યા નહિ. એમણે પોતાનાથી બનતા બધા પ્રયાસો કરીને સારાં કાર્યોનું વર્તુળ સર્વત્ર ફેલાવવાનો સતત પ્રયત્ન કર્યો. શિક્ષણ બધે ફેલાઈ રહ્યું છે પણ કેળવણી ઊંડે જતી નથી એનું સામંત ગુરુજીને ઘણું દુઃખ હતું.

મહારાષ્ટ્રમાં 'કોંકણના ગાંધી' તરીકે પ્રેમાદરપૂર્વક ઓળખાતા પૂજ્ય અપ્પાસાહેબ પટવર્ધનના નિકટના સંપર્કમાં આવીને સામંત ગુરુજીએ સમાજસેવાનો વ્રત આરંભ્યો અને નિવૃત્તિમાં પ્રવૃત્તિ ચલાવી. 'કુણબી સેવા સંઘ'ની સ્થાપના પૂજ્ય અપ્પાસાહેબે ૧૯૪૦ની સાલમાં કરી હતી તેનું મંત્રીપદ સામંત ગુરુજીએ સંભાળ્યું. બીજા જ વર્ષથી ગુરુજીની દેખભાળ હેઠળ લાંજે ગામમાં "કાળે છાત્રાલય"ની શરૂઆત થઈ. ૭ વર્ષ સુધી એના ગૃહપતિ તરીકે કામ કર્યા પછી સામંત ગુરુજીએ દાપોલી ગામમાં ૧૯૪૭ની સાલમાં સ્વાતંત્ર્યોદયના સમારોહમાં 'નવભારત છાત્રાલય' સ્થાપ્યું. માંદગીના છેલ્લા ૨૦-૨૫ દિવસો બાદ કરતાં, આખર સુધી સામંત ગુરુજી દાપોલી-

માંના આ છાત્રાલયમાં રાતદહાડો કામ કરતા રહ્યા. માતાની વત્સલતા અને પિતાની શિસ્તપ્રિયતા બન્ને સામંત ગુરુજીમાં હતી. વિદ્યાર્થીઓના અક્ષર સારા થાય તે માટે તેઓ ખાસ ચીવટ રાખતા. એક પ્રકારનું આહ્લાદક અને અખંડ જ્ઞાનોપાસનાવાળું આશ્રમ-જીવન સામંત ગુરુજીના દાપોલી છાત્રાલયમાં જોવા મળતું હતું. અંકગણિત માટે પણ ગુરુજીનો ખાસ આગ્રહ રહેતો. વિદ્યાર્થીઓનું ચારિત્ર્ય ઘડાય તે માટે સામંત ગુરુજીએ પોતાના શુદ્ધ ને સાદા જીવનને અક્ષરશઃ ચંદનની જેમ ઘસી નાખ્યું. એની સુવાસ આપણને સહુને સતત મળતી રહો! સામંત ગુરુજીને મારાં વંદન.

પુ. ગ. મા.

\+ \+ \+

## ટી. એલ. વાસવાની

રવિવાર, તા. ૧૬ જાન્યુઆરી ૧૯૬૬ને રોજ સવારે સાધુ વાસવાનીએ જગતની વિદાય લીધી. ૮૭ વર્ષની બુઝર્ગ ઉંમરે પૂનામાં અવસાન પામેલા આ માનવતાવાદી સિંધી સંત વાસવાની જાણીતા કેળવણીકાર અને દાર્શનિક હતા [ટી. એલ. વાસવાનીનો જન્મ: તા. ૨૫ નવેમ્બર ૧૮૭૯ને રોજ, સિંધ હૈદરાબાદમાં].

નાનકડા અને કાદવવાળા ઝૂંપડામાં જન્મેલા વાસવાનીએ આપબળે વિકાસ સાધ્યો. નાનપણથી જ એમની વૃત્તિ ધાર્મિક અને આધ્યાત્મિક હતી. ઇશ્વર-ભક્તિ અને ચિંતનમાં તેઓ પરોવાએલા રહેતા. ઉત્તમ રીતે વિદ્યાભ્યાસ કરીને તેઓ તત્ત્વજ્ઞાન વિષય સાથે M. A. થયા. કલકત્તા યુનિવર્સિટીમાં એમણે અધ્યાપનકાર્ય શરૂ કર્યું. એ દરમિયાન, સને ૧૯૦૬માં વાસવાની બર્લિન ગયા. ત્યાં વિશ્વધર્મ પરિષદમાં એમણે હિંદુ ધર્મ પર પ્રવચનો કર્યાં. વાસવાનીના ચાળીસમા વર્ષે એમની માતાનું મૃત્યુ થતાં પુત્રે સંન્યાસ ધારણ કર્યો, અને જનસેવાનું વ્રત લીધું. 'ભારતનો અને ઋષિઓનો હું નમ્ર સેવક છું' એમ તેઓ કહેતા. ગાંધીજીની અસહકારની લડતમાં વાસવાનીએ ઝંપલાવ્યું. તેઓ અચ્છા લેખક હતા. ગાંધીજીના 'Young India' માં લખાણો કરવા ઉપરાંત વાસવાનીજીએ *India Arisen, India in Chains, Builders of Tomorrow* ઇત્યાદિ પુસ્તકો લખ્યાં. જેલયાત્રા પણ એમણે ભોગવી.

કેળવણીક્ષેત્રે વાસવાનીજીનું પ્રદાન મહત્ત્વનું રહ્યું. ૧૯૩૩ની સાલમાં એમણે 'Mira'ના નામે શિક્ષણ-સાધના આરંભી. સિંધ-પંજાબમાં શાળા-કૉલેજોની જાળ એમણે પાથરી દીધી. દેશના ભાગલા બાદ, ૧૯૪૯ની સાલમાં વાસવાનીજી મહારાષ્ટ્રમાં પૂનામાં સ્થાયી થયા. ૧૯૬૨ની સાલમાં એમણે કન્યાઓ માટેની સેંટ મીરાં કૉલેજ શરૂ કરી. તેઓ જબરા સમાજસેવક હતા. વિચારશીલ તો હતા જ. તત્ત્વજ્ઞાન પરનાં એમનાં અનેક પુસ્તકો અંગ્રેજીમાં પ્રગટ થયાં છે. તેઓ 'દાદાજી'ને નામે નાનાંમોટાં સહુમાં ઓળખાતા હતા. લાહોરની દયાળસિંગ કૉલેજ, કૂચબિહારની વિક્ટોરિયા કૉલેજ અને પતિયાળાની મહેન્દ્ર કૉલેજનું આચાર્યપદ વાસવાનીજીએ શોભાવ્યું હતું. કલકત્તાની કૉલેજમાં તેઓ અધ્યાપક હતા ત્યારે એમના તેજસ્વી વિદ્યાર્થીઓ પૈકી સદ્‌ગત ડૉ. રાજેન્દ્ર પ્રસાદ (આપણા માજી રાષ્ટ્રપ્રમુખ) એક હતા. 'મીરાં વિદ્યાપીઠ' સ્થાપવાનું વાસવાનીજીનું સ્વપ્ન અધૂરું રહ્યું. છતાં, ૮૭ વર્ષ પર્યંતની એમની સુદીર્ઘ અને સુંદર સેવાઓની સંસ્કારસુવાસ સતત સહુને પ્રેરણા આપતી રહેશે જ!

'રમેશ'

\+ \+ \+

## અબુબકર તફાવા બલેવા

પશ્ચિમ આફ્રિકામાં નાઇજીરીઆ એકંદરે સ્થિર અને પરિપકવ નવોદિત રાષ્ટ્ર મનાતું હતું. પણ ૧૫મી જાન્યુઆરી ૧૯૬૬ને રોજ ત્યાં ક્રાંતિ થઈ અને લશ્કરે સત્તા કબજે કરી. એકાએક આવી ચડેલા આ વંટોળમાં નાઇજીરીઅન સંઘરાજ્યના વડા પ્રધાન સર અબુબકર તફાવા બલેવા પણ સપડાયા અને છેવટે મૃત્યુ પામ્યા! સર અબુબકરનો અંત કરુણ અને કમનસીબ રીતે આવ્યો. શુક્રવાર તા. ૨૧ જાન્યુઆરીએ સાંજે 'નાઇજીરીઅન સન્ડે ટાઇમ્સ'ના સંવાદદાતાએ બે મૃતદેહો રસ્તે રઝળતા જોયા. Owode ગામડાની પાસે, લાગોસ-અબેકુટા રોડ પર એક ખાડામાં એ બે શબ ખરાબ હાલતમાં પડેલાં! એમાંનું એક શબ સર અબુબકરનું હોવાનું પેલા સંવાદદાતાએ તરત ઓળખી કાઢ્યું અને આઘાત તથા શોકની ભાવના વડે એ ખબરપત્રી દિગ્-

મૂઢ બની ગયો. સર અબુબકર કેવી રીતે મરણને ભેટ્યા એ એક ગૂઢ જ છે. ચોક્કસ અંદાજ આવવો અશક્ય છે. કેટલાકે માન્યું કે સાથીદારનુ મૃત્યુ જોઇને આ ધીરપુરુષ એકદમ પીગળી જઈને હૃદયરોગના હુમલાથી ઢળી પડ્યા; તો બીજા કેટલાક કહે છે કે મોટરમાં એમને ગુંગળાવીને મારી નાખ્યા! ખેર; સર અબુબકરના ઘાતકી અતથી હજારો નાઈજીરીઅનો શોકસાગરમાં ડૂબી ગયા. પોતાના વતનમા સર અબુબકરના મૃતદેહની જ્યારે દફનવિધિ થઈ ત્યારે હજારો દેશબાંધવોની હાજરી અને ભીની આંખો જોઈ કોઈને પણ દુઃખ વધારે થાય. એક સમર્પિત, સ્વસ્થ અને ધીરોદાત્ત જીવનનો કેવો વણકલ્યો અને વિચિત્ર અંત!

અગ્રણી આફ્રિકન રાજપુરુષ બલેવા એમના આવા ઓચિંતા અવસાનના એકાદ બે અઠવાડિયાં પર જ હજુ તો આફ્રિકાના એકમાત્ર શાણા અને ઠરેલ રાજકારણી તરીકે પંકાતા હતા રોડેશિયાના સવાલ અંગે ચર્ચા-વિચારણા કરવાને વાસ્તે સર અબુબકરની પહેલથી નાઈજીરીઅન રાજધાની લાગોસમાં રાષ્ટ્રકુટુંબની પરિષદ ૧૧મી જાન્યુઆરીએ મળી હતી. ખૂબ સમયસરની પરિષદના નેતા તરીકે સહુએ સર અબુબકરને નવાજ્યા હતા. કાર્યવાહીનુ પ્રમુખસ્થાન પણ એમને જ સોંપાયેલું. રાષ્ટ્રકુટુંબની પરિષદ પ્રથમ જ વાર લંડન બહાર મળી રહી હતી, એમાં કાળા-ગોરા સહુ સામેલ હતા. બ્રિટિશ વડા પ્રધાન (હૅરલ્ડ વિલ્સન) અને કનેડિયન વડા પ્રધાન (લેસ્ટર પીઅર્સન) જાતે હાજર હતા, અને આફ્રિકન રાજપુરુષ બલેવા સૂત્રસંચાલન કરી રહ્યા હતા. તેથી જ, અલ્હાજી સર અબુબકરની એકાએક વિદાય આપણને અકળાવી મૂકે છે. સર અબુબકરની સિદ્ધિઓ પણ વિચિત્ર સંજોગો વચ્ચે દટાઈ ગઈ કે શું? નાઈજીરીઆ-ના વિસ્તૃત પ્રદેશમા વિરોધી અને વૈવિધ્યયુક્ત ત્રણ એકમો છે, એ બધાંને સાથે રાખવાનુ લગભગ અશક્ય-વત્ કાર્ય કરવામાં બલેવાનું ઘણુખરું બળ વપરાયું. એમનુ પ્રધાનમંડળ વેરવિખેર નહિ તો યે ખંડિત અને મતભેદોથી ભરપૂર હતું. કેટલાક પ્રધાનો-સાથીદારોની રાષ્ટ્રીય વફાદારી માટે શંકા ઉઠાવવી પડે એવો એમનો બધાનો વ્યવહાર હતો. પ્રાદેશિક સ્વાર્થ વધુ જોર કરતો હતો. એને કારણે રાજકીય કાવાદાવા અને લાંચરુશ્વતને નાઈજીરીઆમાં છૂટો દોર મળ્યો. એ બધા સામે ટક્કર ઝીલવામાં સર અબુબકરની કારકિર્દી પસાર થઈ. નાઈ-જીરીઅન એકતા અને રાષ્ટ્રવાદ માટે બલેવાએ પોતાની તમામ હૈડી ને સ્વસ્થ તાકાત કામે લગાડી, પણ છેવટ તેઓ ન જ ફાવ્યા! પદ અને સિદ્ધાંતો વચ્ચેની એમની અવિરત અથડામણ ચાલી રહી હતી.

સર અબુબકર તફાવા બલેવાનો જન્મ સને ૧૯૧૨માં થયો હતો. તફાવા નામના ગામડામાં તેઓ જન્મેલા. એમનો કૌટુંબિક વારસો ઉજ્જવળ અને અસાધારણ હતો. ધાર્મિકતા અને ભક્તિરસથી તેઓ તરબોળ હતા. નાનપણથી સર અબુબકરને ઊંડી ઇશ્વરભક્તિ અને પ્રખર દેશભક્તિના સંસ્કારો મળેલા. Bauchi Provincial School અને પછી Katsina Training Collegeમાં એમનું શિક્ષણ થયું. બાઉચી ગામમાં તેઓ શિક્ષક અને પછી હેડમાસ્તર બન્યા. ૧૯૪૫ની સાલમાં સ્કૉલરશિપ સંપાદન કરીને બલેવા બ્રિટનમાં વધુ અભ્યાસાર્થે ગયા. લંડન યુનિવર્સિટીમાં ઇન્સ્ટિટ્યૂટ ઑફ એજ્યુકેશનમા એમણે શિક્ષણ મેળવ્યું. સ્વદેશ પાછા ફરીને તેઓ શિક્ષણાધિકારી બન્યા. થોડા સમયમાં જ પછી એમની રાજકીય અને પાર્લમેન્ટરી કારકિર્દી શરૂ થઈ. ઉત્તરના પ્રદેશની ધારાસભામાં તેઓ સભ્ય ચૂંટાયા. ત્યાંથી તેઓ લાગોસમાં રાષ્ટ્રીય ધારાસભામાં ગયા. તા. ૧ ઑક્ટોબર ૧૯૬૦ને રોજ નાઇજીરીઆ સ્વતંત્ર બન્યું, પણ એ પહેલાં જ-ઑગસ્ટ ૧૯૫૭માં-સર અબુબકર સંઘરાજ્યના વડા પ્રધાનપદે નિમાયા. સ્વાતંત્ર્યો-દયના સમારોહમાં બલેવાએ નાઈજીરીઆની પ્રગતિ માટે બ્રિટન પ્રત્યે આભારની લાગણી વ્યક્ત કરી. બલેવા પોતે પૂરા નાઈજીરીઅન હતા. એમના વ્યક્તિત્વમાં સમતોલપણું, ન્યાયપ્રિયતા અને લોકશાહીપ્રીતિની સરસ છાપ હતી. તેઓ છટાદાર અને અસરકારક વક્તા હતા. એમનું અંગત જીવન સાધુપુરુષ જેવું, સાદું અને ભલું-ભોળુ હતું. એમનાં વાણીવર્તનમાં હંમેશ ગાંભીર્ય, ઔ-દાર્ય અને ગૌરવ જોવા મળતાં. તેઓ વિચારશીલ હતા, પણ એક વાર નિર્ણય કર્યો કે તેને સમજપૂર્વક વળગી રહે એવા હતા. ઢીલ કે નબળાઈ તેમણે બતાવી નહિ, પરંતુ જુદા જુદા પ્રાદેશિક એકમોને ભેગાં કરવામાં બલેવાને ઝાઝી સફળતા મળી નહિ. એમનામાં હિંમત

અને ધીરજ હતી તેમજ વિવેકશક્તિ પણ હતી. છતાં, તેઓ સફળ ન થયા એ એક રીતે નાઇજીરીઆ-ના તથા સમગ્ર આફ્રિકાના કરુણ અને અસામાન્ય સંજોગો વિષે આપણને વધુ જાગૃત અને વિચારતા કરી મૂકે છે. સર અબુબકર પાક મુસલમાન હતા. મક્કાની યાત્રા ૧૯૫૭ની સાલમાં કર્યા પછી એમને 'અલ્હાજ'નું બિરુદ એનાયત થએલું. યુનિવર્સિટી ઑફ ઇબાદાનના પ્રથમ ચાન્સેલર તેઓ બન્યા (સને ૧૯૬૩માં). ૧૯૬૩ની સાલમાં નાઇજીરીઆ, કૉમનવેલ્થના ભાગરૂપે અને સભ્યપદે ચાલુ રહીને, પ્રજાસત્તાક બન્યું. ૫૩ વર્ષની ઉંમરે અકાળ અને અચાનક અવસાન પામેલ સર અબુબકરને મારી અંતરથી અંજલિ!

પુ. ગ. મા.

\+ + +

## હોમી જહાંગીર ભાભા

જવલ્લે જ બનતા ઍર ઇંડિયા ઇંટરનૅશનલના ગોઝારા અકસ્માતમાં, ૨૪મી જાન્યુઆરી ૧૯૬૬ને રોજ, ભારતના અને વિશ્વના નામાંકિત વૈજ્ઞાનિક ડૉ. હોમી ભાભા મૃત્યુમુખે પડ્યા! કેવળ અણુશક્તિ જ નહિ પણ સમગ્રપણે વિજ્ઞાન અને ટેક્નૉલૉજીનાં મૂળિયાં ભારતની ભૂમિમાં લગાડનાર ડૉ. ભાભા ઉચ્ચ કોટિના માનવતાવાદી હતા. કલા અને કેળવણીમાં એમને ઊંડો રસ હતો. વિજ્ઞાનને જ એ વરેલા; પણ અવિવાહિત જહાંગીરનું જીવન એકાંગી કે એકલક્ષી નહોતું બન્યું. પોતાની વૃદ્ધ માતા સાથે તેઓ રહેતા. આજે એ દુઃખી માતાનું કલ્પાંત કોણ બરાબર કળી શકશે?

તા. ૩૦ ઑક્ટોબર ૧૯૦૯ને રોજ જહાંગીર ભાભાનો જન્મ મુંબાઈમાં થયો. એમની વિદ્યાભ્યાસ–કારકિર્દી ઉજ્જ્વળ અને અતિ આશાસ્પદ હતી. મુંબાઈમાં તેમજ કેમ્બ્રિજમાં એમણે ઉચ્ચ શિષ્યવૃત્તિઓ અને ઈનામો મેળવ્યાં હતાં. બૅંગલોરની ઇંડિયન ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સમાં અને પછી મુંબાઈની ટાટા ઇન્સ્ટિટ્યૂટ ઑફ ફંડામેન્ટલ રિસર્ચમાં ડૉ. ભાભાએ વિજ્ઞાનનું સંશોધન–અધ્યયન–અધ્યાપન કાર્ય કર્યું. પંડિત જવાહરલાલ નેહરુ સાથે ડૉ. ભાભાની ગાઢ મૈત્રી હતી. પંડિતજીના વિજ્ઞાનપ્રેમે ભાભા પ્રત્યેનું આકર્ષણ વધારેલું. વડા પ્રધાનની હૂંફ અને સહાય મળવાથી ડૉ. ભાભાએ વૈજ્ઞાનિક અને અણુક્ષેત્રે ભારતીય અને પછી વિશ્વભૂમિકાએ નોંધપાત્ર કામગીરી કરી. જિનીવામાં મળેલી આંતરરાષ્ટ્રીય અણુ-શક્તિ પરિષદનું પ્રમુખસ્થાન ડૉ. ભાભાને મળ્યું એ એક સાથે ભારતનું અને ડૉ. ભાભાનું વ્યક્તિગત ગૌરવ હતું. ૧૯૪૮ની સાલમાં ડૉ. ભાભા નવી દિલ્હીમાં ભારત સરકારના અણુશક્તિ ખાતામાં સચિવપદે જોડાયા અને પાછળથી ઍટૉમિક એનરજી કમિશન બનતાં તેના અધ્યક્ષ થયા. વિશ્વમાં શાંતિ અને પરસ્પર સહાય તેમ જ સહકાર માટે અણુશક્તિનો અને વૈજ્ઞાનિક સંશોધનોનો સતત ઉપયોગ કરતા રહેવામાં ડૉ. ભાભાએ પોતાની અમૂલ્ય સેવાઓ આપી. એમના આકસ્મિક અને અકાળ અવ-સાનથી સમગ્ર જગતને ભારે મોટી ખોટ પડી છે. ડૉ. ભાભાને હું આદરપૂર્વક અંજલિ આપું છું.

પુ. ગ. મા.

× × ×

ઍર ઇન્ડિયાના વિમાનની ભયંકર હોનારતમાં ભારતે ડૉ. હોમી જે. ભાભા જેવો આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવનાર વૈજ્ઞાનિક ગુમાવ્યો.

ડૉ. ભાભા મુંબાઈના પ્રખ્યાત પારસી ભાભા કુટુંબના નબીરા હતા. તેમનો જન્મ ઈ. સ. ૧૯૦૯માં થયો હતો. મુંબાઈની રૉયલ ઈન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સમાં તેઓએ વિજ્ઞાનની શરૂઆતની કેળવણી લીધી હતી અને ૧૭ વર્ષની નાની વયે કેમ્બ્રિજ યુનિવર્સિટીમાં દાખલ થયા હતા. તેઓની કારકિર્દી અતિ ઉજ્જ્વળ હતી. પ્રથમ ગણિત-વિજ્ઞાનનો અભ્યાસ શરૂ કર્યો અને ટ્રાઇપૉસમાં પ્રથમ ભાગમાં પરીક્ષા ઉત્તીર્ણ કરી ઈજનેરીનો અભ્યાસ આદર્યો અને ૧૯૩૦માં ઈજનેર-ની પદવી પ્રાપ્ત કરી. પણ ઈજનેર ભાભા ભૌતિક વિજ્ઞાન તરફ વળ્યા. સુવિખ્યાત ભૌતિકશાસ્ત્રી પ્રોફેસર ડીરાકની માફક ગણિતિક ભૌતિક વિજ્ઞાન – mathematical physics – નો અભ્યાસ પસંદ કર્યો. તેમના અધ્યાપકોમાં પ્રોફે. ડીરાક, કેમ્બ્રિજના પ્રોફે. મોટ, ઝુરીચના પ્રોફે. પાવલી વગેરે સુપ્રસિદ્ધ જ્યોતિર્ધરો હતા. ઇટાલીના સુપ્રસિદ્ધ પ્રોફે. ફરમી (ઍટૉમિક રિઍક્ટરના યોજક), કોપનહેગનના પ્રોફે. નીલ્સ બોહર ઇત્યાદિ અગ્ર-ગણ્ય વિજ્ઞાનીઓ સાથે ડૉ. ભાભા સંસર્ગમાં આવ્યા હતા. ૧૯૩૫માં ડૉ. ભાભા કેમ્બ્રિજ યુનિવર્સિટીમાં અધ્યાપક

તરીકે જોડાયા પણ યુદ્ધને લીધે તેમને હિંદમાં પાછું ફરવું પડ્યું, અને બેંગ્લોરના ઈન્ડિયન ઈન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સમાં એમણે સંશોધનકાર્ય ચાલુ રાખ્યું. કૉસ્મિક રેડીએશનના વિષયમાં તેઓએ સારું એવું કામ કર્યું અને આપણા દેશમાં આ વિષયના સંશોધનમાં ખૂબ રસ પેદા કર્યો.

સંશોધનના દૃષ્ટિબિંદુથી ડૉ. ભાભાએ કેમ્બ્રિજના વસવાટ દરમિયાન કૉસ્મિક રેડીએશનમાં મેસોન નામના કણો અસ્તિત્વ ધરાવે છે એ પોતાની નવી રીત મુજબ પુરવાર કરી બતાવ્યું હતું. આ નવી રીત ભાભા પદ્ધતિ કહેવાય છે.

જે મહામાન મેળવવા જગતના વૈજ્ઞાનિકોને પોતાની ઉત્તરાવસ્થા પર્યંત મોટી સાધનાઓ કરવી પડે છે તે ફેલો ઑફ રૉયલ સોસાયટી—એફ. આર. એસ (F. R. S) થવાનું ગૌરવવંતું માન ડૉ. ભાભા ખૂબ જ નાની ઉંમરે મેળવી ગયા હતા. પશ્ચિમ હિંદમાંથી આવું મહામાન મેળવનાર ડૉ. ભાભા પ્રથમ છે. દર ચાર વર્ષે એનાયત કરવામાં આવતું હૉપકીન્સ પારિતોષિક ડૉ. ભાભા સને ૧૯૪૯માં મેળવવા ભાગ્યવાન થયા હતા. ટાટા ઈન્સ્ટિટ્યૂટ ઑફ ફન્ડામેન્ટલ રીસર્ચ અને ઍટૉમિક એનર્જી કમિશનના પ્રમુખ તરીકે ડૉ. ભાભાએ આપણા દેશને વિજ્ઞાનજગતમાં સારું એવું સ્થાન અપાવ્યું હતું.

ડૉ. ભાભાની 'હૉબી' ચિત્રકલા હતી. પોતે જ્યારે ભૌતિકવિજ્ઞાનના અભ્યાસમાંથી ફુરસદ મેળવતા ત્યારે ચિત્રકાર બની જતા. કલા અને વિજ્ઞાનના આ સંયોજનરૂપ ડૉ. ભાભાએ પરમાણુ શક્તિનો ઉપયોગ શાન્તિના માર્ગે થાય એ માટે તનતોડ મહેનત કરી હતી. જિનીવામાં શાંતિ અર્થે યોજાએલી પરમાણુ પરિષદના પ્રમુખ તરીકે હિંદને તેમણે ગૌરવ અપાવ્યું હતું.

હિંદ વિજ્ઞાન-પરિષદના એક અધિવેશન વખતે આ લેખકને ડૉ. ભાભાને મળવાનો મોકો મળ્યો હતો. તેઓ વિજ્ઞાનને લોકભોગ્ય બનાવવા સાદી ભાષામાં પુસ્તકો લખવા માટે ખ્વાએશ ધરાવતા હતા અને એ અંગે તેમણે કેટલાક મૌલિક વિચારો રજૂ કર્યા હતા. વિજ્ઞાનના લાભ જનતાને મળે એ માટે તેઓ ખૂબ આતુર હતા. પરંતુ 'હરિ કરે સો થાય'.

નરસિંહ મૂ. શાહ

(આચાર્ય, આર્ટ્સ ઍન્ડ સાયન્સ કૉલેજ, કપડવણજ)

\+ \+ \+

## દિગ્વિજયસિંહજી રણજિતસિંહજી જાડેજા

નવાનગરના મહારાજા જામસાહેબ શ્રીમંત દિગ્વિજયસિંહજી રણજિતસિંહજી જાડેજા, ૭૦ વર્ષની ઉંમરે, તા. ૩ ફેબ્રુઆરી ૧૯૬૬ને રોજ, જામનગર ખાતે અવસાન પામ્યા [જામસાહેબનો જન્મ: તા. ૧૮ સપ્ટેમ્બર ૧૮૯૫]. ભૂતપૂર્વ સૌરાષ્ટ્રના રાજપ્રમુખ અને ઉમદા રાજવી શ્રી જામસાહેબ નામાંકિત રાજપુરુષ, મશહૂર દાનવીર અને આંતરરાષ્ટ્રીય કીર્તિવાળા ખેલાડી હતા. ખ્યાતનામ ક્રિકેટીઅર રણજીતસિંહ ('રણજી')ના તેઓ ભત્રીજા હતા, અને કે. એસ. દુલીપસિંહજી (જેઓ સસેક્સ અને ઇંગ્લેન્ડના જાણીતા ક્રિકેટ ખેલાડી હતા)ના તેઓ મોટા ભાઈ હતા.

જામસાહેબનું શિક્ષણ રાજકોટની રાજકુમાર કૉલેજમાં થયું. ત્યાર પછી ઉચ્ચ શિક્ષણ માટે તેઓ યુનિવર્સિટી કૉલેજ, લંડનમાં જોડાયા. પહેલા વિશ્વયુદ્ધ પછીનાં તરતનાં વર્ષોમાં તેઓ ભારતીય લશ્કરમાં સક્રિયપણે જોડાએલા હતા. સને ૧૯૩૩માં જામસાહેબ રાજગાદી પર આરૂઢ થયા. બીજા વિશ્વયુદ્ધ દરમિયાનની 'વૉર કૅબિનેટ'માં તેઓ ભારતીય પ્રતિનિધિ બનેલા. સંયુક્ત રાષ્ટ્રસંઘમાં ગએલા વિવિધ ભારતીય પ્રતિનિધિમંડળોમાં ત્રણ વાર જામસાહેબ સભ્ય તરીકે હતા. વિશ્વયુદ્ધ સંસ્થામાં એમણે ગણનાપાત્ર કામગીરી કરી. અનેક યુ. એન. સમિતિઓના તેઓ પ્રમુખ બન્યા. કોરિયામાંના પુનર્વસવાટ અંગેની યુ. એન. નેગોશિયેટિંગ કમિટીના પણ તેઓ પ્રમુખ હતા.

સ્વાતંત્ર્ય બાદ જામસાહેબે નવો જમાનો ઝટ પારખી લીધો અને એમણે પોતાના રાજવીબંધુઓને ભારતીય સમવાયતંત્રમાં સમજદારીથી ને સમયસર સામેલ થવાની શીખ આપી. સરદારશ્રી વલ્લભભાઈ પટેલના તેઓ સાથીદાર–સલાહકાર બની ગયા. જામસાહેબ ચાણાક્ષ અને હોશિયાર હતા. એમનો રાજકીય અનુભવ પણ મોટો હતો. સૌરાષ્ટ્રમાં અનેક નાનમોટાં રજવાડાં હતાં તે સહુનું વિલીનીકરણ કરવાનું કામ પછી સરળ બન્યું. જામસાહેબમાં પ્રખર બુદ્ધિમત્તા ઉપરાંત જબરી વિનોદશક્તિ હતી. તેઓ હસમુખા હતા, લોકપ્રિય હતા, ખેલદિલ હતા. પૂજ્ય દાદાસાહેબ સાથે અનેક વાર જામસાહેબને જોવા-મળવાનું થએલું. એમની વાતો અને એમનાં હાસ્યવિનોદ રસિક અને બોધપ્રદ રહેતાં. જામનગરના

પ્રદેશમાં પણ વર્ષો પહેલાં જામસાહેબની મુલાકાત, પૂજ્ય દાદાસાહેબ સાથે હું ગયો હતો ત્યારે,થઈ હતી.સૌરાષ્ટ્રના અને ભારતના આ દરેલ રાજવીને મારી હાર્દિક અંજલિ અર્પું છું.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

+ + +

## મણિલાલ ત્રિવેદી, 'પાગલ'

કેટલીક વ્યક્તિઓ એવી હોય છે કે તે જતાં તેની ખોટ નથી પુરાતી. નાટ્યક્ષેત્રે મણિલાલ પાગલ પણ એવી જ એક સમર્થ વ્યક્તિ ગણાય – જેનું સારું ય જીવન નાટ્યમય હતું. નાટ્યલેખનની કલા એના જીવન સાથે વણાઈ ગઈ હતી. ગમે ત્યારે, ગમે તે સંજોગોમાં, ગમે તે વિષય પર, માગો તેટલા સમયમાં એ નાટ્યકારની શીઘ્ર અને તેજસ્વી કલમ નાટકો સર્જી શકતી. નાટકની દુનિયાનો એ મસ્ત બેતાજ બાદશાહ હતો એમ કહેવામાં જરા ય અતિશયોક્તિ નથી.

એની અટક તો હતી ત્રિવેદી, પણ સંસારમાં એ પાગલને નામે પ્રસિદ્ધિ પામ્યો હતો, છતાં વાસ્તવિક રીતે એ પાગલ ન હતો. રંગભૂમિની પ્રસિદ્ધ અભિનેત્રી મુન્નીબાઇએ અઢી દાયકા પહેલાં એક વખત એ નાટ્યસ્વામી માટે ઉચ્ચાર્યું હતું: 'મણિલાલ પાગલ જાતે પાગલ છે તેવો ખયાલ ભૂલેચૂકે પણ સેવશો નહિ. ખરી રીતે તેમણે પોતાની તેજસ્વી અને વેગવંતી કલમ વડે આપણને પાગલ બનાવ્યા છે. એમના કલમના પ્રવાહમાં તણાઇને આપણે જાતે પાગલ બની જઇએ છીએ એ છે એમની કલમની વિશિષ્ટતા.'

ઐતિહાસિક, પૌરાણિક અને સામાજિક એમ વિવિધ કથાનકોને નાટ્યદેહ આપી રંગભૂમિને ચરણે માળાના મણકા જેટલાં ૧૦૮ નાટકોનો એ પાગલ કવિએ અનોખો ઉપહાર ધર્યો છે. આજ સંસારમાં એ નથી છતાં એનાં નાટકો એનું મોંઘામૂલું ને અનોખું સંભારણું છે.

શાળાનો અભ્યાસ તો અલ્પ હતો, પરંતુ નિરીક્ષણ દૃષ્ટિ તીવ્ર હતી. વાચનનો શોખ વિશેષ હતો. અનુભવનો પણ ભંડાર ભર્યો હતો. એ નિરીક્ષણ, વાચન અને અનુભવના ત્રિવેણી સંગમે શ્રી પાગલની કલમને વેગ આપ્યો – નાટ્યલેખન માટે પ્રેરણા આપ્યા કરી હતી. એ પ્રેરણાએ પાંચ-પાંચ દાયકા સુધી રંગભૂમિને અવનવાં નાટકોની ભેટ ધર્યા કરી.

નાટ્યલેખનનો કસબ જાણે એ ઘૂંટીને પી ગયો હતો. નાટક લખવું એ એને મન રમત વાત બની ગઈ હતી. પ્રાણવાન કથાનક લઈ એ સંકલના કરતો. જે પાત્રો માટે ભૂમિકાઓ લખવાની તેને એ લક્ષ્યમાં રાખી નાટ્યસર્જન કરતો ને એ પાત્રોને રંગભૂમિના તખ્તા પર ચમકાવતો હતો. એનાં સચોટ પાત્રો ને સબળ પાત્ર-લેખન તેમજ ચોટદાર સંવાદો એનાં નાટકોને સફળતાને સીમાડે પહોંચાડતા હતા.

એનાં નાટકોમાં વાસ્તવિકતા દૃષ્ટિગોચર થાય છે. સંસારનાં પાત્રો એણે સંસાર સન્મુખ રજૂ કર્યાં છે – જેવાં જોયાં છે તેવાં. નાટકો જોતાં પ્રેક્ષકોને એમાં પોતાનાં જ પ્રતિબિંબો દેખાય. 'નાટક દુનિયાનું દર્પણ રહ્યું, ગુણદોષ જોવાનું' – એ સ્વ. ડાહ્યાભાઈ ધોળશાજીની ઉક્તિ સ્વ. પાગલનાં નાટકોને પણ લાગુ પડે છે.

રંગીન તબિયતનો એ નાટ્યકાર સ્વભાવે વિનોદી હોવા છતાં મિલનસાર અને ગુણગ્રાહક હતો.

કોઈ પણ નાટ્યસંસ્થા એવી નહિ હોય કે જેણે કવિ પાગલનાં નાટકો નહિ ભજવ્યાં હોય. સંસ્થાનું નાવ ખરાબે ચડ્યું હોય, આર્થિક મુશ્કેલીઓ આવી હોય એવે વખતે સંસ્થાના માલિકો પાગલનો સહારો શોધતા અને એની કલમ દ્વારા અજબ સંજોગોમાં સર્જાએલી નાટ્યકૃતિ રંગભૂમિને આંગણે નાણાંની રેલંછેલ કરી દેતી. એક સમય એવો હતો કે જ્યારે મુંબાઈની રંગભૂમિનો તખ્તો એનાં નાટકોથી ગાજતો – પાંચ પાંચ નાટ્યસંસ્થાઓનાં થિયેટર ઉપર એ અજબ નાટ્યકારનાં નાટકોનાં નામ વંચાતાં – એ ઘટના એનાં નાટકોની લોકપ્રિયતાની પ્રતીતિ કરાવે છે.

આવા રંગદર્શી અનોખા નાટ્યકારનો જન્મ થયો હતો ઈ. સ. ૧૮૮૯માં – ભાવનગર રાજ્યના ત્રાપજ ગામમાં. પિતાનું નામ ત્રિભુવનદાસ ત્રિવેદી. બાળપણ પણ ત્રાપજમાં વીત્યું હતું.

ત્યાર બાદ યુવાન વયે આજીવિકા અર્થે એણે મુંબાઈનો માર્ગ લીધો હતો. નાટ્યકાર તરીકેની કારકિર્દી શરૂ થઈ સને ૧૯૧૧માં 'બોડાણા ચરિત્ર' નામના નાટકથી. આ નાટક પાટણકર સંગીતમંડળીએ ભજવ્યું હતું.

તે પછી તો રંગભૂમિની દુનિયામાં એનાં નાટકો વિશેષ પ્રસિદ્ધિ પામતાં ગયાં. ગુજરાતની નાની મોટી

અનેક નાટ્યસંસ્થાઓ દ્વારા એનાં નાટકોએ અજબ રંગ જમાવ્યો છે. એવી નાટ્યસંસ્થાઓમાં 'મોરબી', 'નવીન આર્ય નાટક સમાજ', 'વિદ્યાવિનોદ', 'સરસ્વતી', 'આર્ય નૈતિક', 'પાલીતાણા ભક્તિપ્રદર્શક', 'વાંકાનેર આર્યહિતવર્ધક', 'લક્ષ્મીકાંત', 'દેશી', 'સરોજ', 'રણજિત', 'મુંબાઈ ગુજરાતી', 'ખટાઉ આલ્ફ્રેડ', 'રંજન' વગેરેનો સમાવેશ થાય છે.

ઈન્દોરનરેશ સર તુકોજીરાવ આશ્રિત યશવંત સંગીત મંડળી માટે એણે 'સતીપ્રતાપ' અને 'અહલ્યોદ્ધાર' નાટકો હિંદીમાં રચી આપી એમનો પ્રેમ સંપાદન કર્યો હતો. ઉપરાંત, દત્તાત્રય સંગીત મંડળી માટે 'વાલ્મીકિ' નાટક પણ હિંદીમાં રચી આપ્યું હતું.

એ સિવાય એણે સ્વ. ગોવિંદરાવ ટેમ્બેનાં નિમંત્રણથી શિવરાજ સંગીત મંડળી માટે 'સિદ્ધસંસાર' અને 'સંત સધન્ના', નાટકો હિંદીમાં રચી આપ્યાં હતાં. મહારાષ્ટ્રે એને આવકાર્યા હતાં ને પાછળથી 'સિદ્ધસંસાર'ના કથાનકને પ્રભાત ફિલ્મ કંપનીએ 'માયા મચ્છીન્દ્ર' નામના બોલપટ દ્વારા રજૂ કર્યું હતું—શ્રી શાંતારામનાં દિગ્દર્શન હેઠળ. તે ઘણું લોકપ્રિય બન્યું હતું.

આમ એક ગુજરાતી નાટ્યકારની સિદ્ધહસ્ત કલમે પરપ્રાંતોમાં પણ વિજયધ્વજ ફરકાવ્યો હતો.

શ્રી. પાગલનાં મોટા ભાગનાં નાટકો લોકપ્રિય થયાં હતાં. એમાંનાં કેટલાકના નામ આજ પણ લોકજીભે રમે છે. આ રહ્યાં એ નામો – રાજા સંભાજી, સંસારલીલા, મહાદજી સિંધિયા, સૌરાષ્ટ્રવીર, વીર તાનાજી, રા'માંડલિક, સર વસંતકુમાર, સોરઠીસિંહ, આર્ય અબળા, સળગતો સંસાર, હંસાકુમારી, સૌભાગ્ય કંકણ, ગરીબકન્યા, નેતાજી પાલકર, સર્જનહાર, રૂઢીબંધન, રાજા શાહજી, અધૂરો સંસાર, હૈયાનાં હેત, એક જ આશા, હિંદમહિલા, અધિકારી, શ્રીમતલીલા, લક્ષ્મીના લોભે–વગેરે.

શરૂઆતનાં પોતાનાં કેટલાક નાટકોમાં એ નાટ્યસ્વામીએ નટ તરીકેની કામગીરી પણ બજાવી હતી. ઉપરાંત, કેટલાંક નાટકોનું દિગ્દર્શન પણ એણે સંભાળ્યું હતું.

અનેક નટોનું ઘડતર એ નાટ્યકારની કલમને આભારી હતું. સ્વ. મોહન લાલાજી અને સ્વ. રાણી પ્રેમલતા તરફ એનો ખૂબ પક્ષપાત હતો. અને એ બંનેને પોતાનાં નાટકોનાં અવશ્યક અંગો તરીકે જ એણે સંસારને ઓળખાવ્યાં હતાં. એ ઉભયના અવસાન પ્રસંગે શ્રી. પાગલે તીવ્ર વેદના અનુભવી હતી.

એનાં કેટલાંક નાટકો ઉપર ઉર્દૂ તેમજ મરાઠી રંગભૂમિનાં નાટકોની સારી જેવી અસર છે જેનો એણે સદાય મુક્તકંઠે સ્વીકાર કર્યો હતો. પોતે કંઈ વસ્તુ ક્યાંથી લીધી છે એ વાત કહેતાં એ નાટ્યસર્જકે કદી સંકોચ અનુભવ્યો નથી.

મરાઠી રંગભૂમિના તેજસ્વી નાટ્યકાર સ્વર્ગસ્થ ગડકરી તેમજ ભારતીય શેક્સપીઅર તરીકે પ્રસિદ્ધિ પામેલા નાટ્યકાર આગા હશ્ર કાશ્મીરી સાથે શ્રી. પાગલને સારો સંપર્ક હતો ને પોતે તેમની નાટ્યલેખનની ખૂબીઓની મુક્તકંઠે પ્રસંગોપાત પ્રશંસા પણ કરી હતી.

એક વખત એ અનુભવી સિદ્ધહસ્ત નાટ્યસર્જકે પોતાની અનુભવવાણી ઉચ્ચારી હતી: 'સફળ સર્જનો પ્રેક્ષકોની રુચિને આધારે છે. આ સારું જ જશે એમ સમજીને પૂરી શ્રદ્ધાથી રજૂ કરેલું નાટક ઘણી વાર નરી નિષ્ફળતા આપી જાય છે અને સાધારણ સમજીને રજૂ કરેલું નાટક કોઈ વાર અત્યંત આદરને પાત્ર બને છે. સારાંશ કે, યત્ન કરનાર માનવી સમીપ પ્રસિદ્ધિ હાથ જોડીને હાજર જ રહે છે એ મારો પ્રત્યક્ષ અનુભવ છે.'

એકસો આઠ જેટલાં વિવિધ પ્રકારનાં નાટકો રંગભૂમિને ચરણે ધરનાર એ લોકપ્રિય નાટ્યકારનું એક પણ નાટક પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયું નથી એ ઘટના ખરેખર શોચનીય છે. કવિની હયાતીમાં એમને પૂછાવતા એમની પાસે એમનાં કોઈ પણ નાટકની હસ્તપ્રત સમ ખાવાને પણ ન હતી! પણ હવે એમાંથી જે કંઈ હાથ લાગે તે મેળવી એનો સંચય કરવાની જરૂર છે. આ કાર્ય ગુજરાતી સાહિત્ય પરિષદ અને બીજી સાહિત્યસંસ્થાઓએ ઉપાડી લેવા જેવું છે. કવિ પાગલ અને બીજા નાટ્યકારોનાં નાટકોની હસ્તપ્રતો મેળવવાનો પ્રયત્ન કરનારને નિરાશ તો નહિ જ થવું પડે. એ પ્રયત્ન થવાની જરૂર છે. રંગભૂમિના ભાવિ ઇતિહાસકાર માટે એ એક મોટા ખજાનાની ગરજ સારશે એમાં શંકા નથી. પી.એચ.ડી. માટે મહાનિબંધ લખનારને પણ એમાંથી ઢગલાબંધ સામગ્રી પ્રાપ્ત થશે.

છેલ્લાં બે વર્ષથી માંદગી ભોગવતો–રંગભૂમિનો એ અનુનમ યોદ્ધો સંસારમાંથી વિદાય લઈ ચૂક્યો છે–તા. ૧૧ ફેબ્રુઆરી ૧૯૬૬ને રોજ. એની વિદાયની વાત વર્તમાનપત્રોમાં વાંચી ઘણાં યે રંગભૂમિરસિયાંએ શોકની લાગણી અનુભવી હશે.

ગુજરાતે રંગભૂમિના એ સિદ્ધહસ્ત નાટ્યકારનું કંઈક સ્મારક કરવું જોઈએ. અલબત્ત, એનાં નાટકો દ્વારા–એ ભજવાશે ત્યાં સુધી ને તે પછી પણ એની સ્મૃતિ સંસારમાં રહેવાની જ છે એમાં શંકા નથી.

આજે પણ એનાં નાટકો મુંબાઈની પ્રસિદ્ધ નાટ્યસંસ્થા શ્રી દેશી નાટક સમાજના તખ્તા ઉપર ભજવાઈ રહ્યાં છે ને એ નાટ્યસ્વામીની યાદ આપી રહે છે.

મૂળજીભાઈ પી. શાહ

[સાહિત્ય મહોપાધ્યાય (પીએચ. ડી.)]

\+ + +

## વિલ્હેલ્મ રોપકે

શનિવાર, તા. ૧૨ ફેબ્રુઆરી ૧૯૬૬ને રોજ સ્વિટ્ઝર્લૅન્ડમાં જિનીવામાં પ્રોફેસર વિલ્હેલ્મ રોપકે (Wilhelm Ropke)નું ૬૬ વર્ષની વયે દુઃખદ અવસાન થયું [રોપકેનો જન્મ: તા. ૧૦ ઑક્ટોબર ૧૮૯૯, જર્મનીમાં હૅનોવર પાસે]. યુદ્ધોત્તર વિશ્વના જે જાણીતા નવ-ઉદારતમવાદીઓ છે તેમાં રોપકેની ગણના નામાંકિત અગ્રેસર તરીકે કરાવી શકાય. સ્વતંત્ર તથા અંકુશ રહિત સમાજરચના અને અર્થતંત્રના તેઓ મોટા હિમાયતી અને કુશળ શિલ્પી હતા. એમના મિત્ર ડૉ. એરહાર્ડ લુડવિગે પશ્ચિમ જર્મનીમાં આવા સ્વતંત્ર સમાજની સિદ્ધિ કરી બતાવી. ઈ. સ. ૧૯૨૧માં રોપકેએ રાજ્યશાસ્ત્રમાં Ph. D. મેળવી. પછી તેમણે જર્મનીના 'વીમાર' (Weimar) પ્રજાસત્તાકતંત્રના સલાહકાર તરીકે કામ કર્યું. ત્યારથી એમની શૈક્ષણિક અને જાહેર સેવાઓ ક્રમે ક્રમે વધતી ગઈ અને ઊંચી કોટિની બનતી ગઈ. ૧૯૩૦–'૩૧માં તેઓ જર્મનીના રાષ્ટ્રીય પંચ(બેકારીના સવાલ વિષેના)ના સભ્ય હતા. સર્વસત્તાધીશશાહી અને આપખુદશાહીની તેમને અત્યંત ચીડ અને સૂગ હતી. એટલે, ૧૯૩૩ની સાલમાં હિટલર અને નાઝીવાદનો ઉદય થતાં રોપકેએ જર્મનીથી વિદાય લીધી. સને ૧૯૩૩થી ૧૯૩૭ સુધી ઈસ્તંબુલ (તુર્કસ્તાન)માં અને પછી જિનીવામાં એમણે અર્થશાસ્ત્રનું અધ્યાપનકાર્ય કર્યું. આર્થિકજીવનમાં મુક્ત હરીફાઈના તેઓ ચુસ્ત હિમાયતી હતા. એમણે વિપુલ લેખન કર્યું. એમનું સવિશેષ મહત્ત્વનું પુસ્તક છે: *A Humane Economy: The Social Framework of the Free Market.* પશ્ચિમનાં યંત્રવાદ, શહેરીકરણ, જડ સમાનતા, ઈ.ના તેઓ કડક ટીકાકાર હતા. બધાં સ્ત્રીપુરુષો એકસરખાં શ્રમજીવી હોય અને બધાં એક ઢાંચામાં રહીને હરતાંફરતાં હોય એની રોપકેને તીવ્ર ચીડ હતી. પશ્ચિમના દેશોના પ્રજાજીવનમાં અને સમાજમાં પેઠેલા આવા સમૂહકરણ (enmassment)ના તેઓ જબરા વિરોધી હતા. જિંદગીમાં જણાતી ભીડ–ગડબડ ('the crowdedness of life')માંથી સ્ત્રી-પુરુષો ભાગી છૂટે એ જોવાની એમની ઇચ્છા હતી. વ્યક્તિગત પસંદગી અને કરણી માટે પૂરો અવકાશ રહે એ જોવાની એમને ઉમેદ હતી. એમાં જ સાચો આનંદ દરેક વ્યક્તિને મળે છે એમ તેઓ કહેતા. જીવનની કોમળતાઓ અને મધુરતાઓ બજારુ ચીજ નથી કે જે જથ્થાબંધ ખરીદી શકાય! દરેક વ્યક્તિગત રીતે મેળવવાની અને માણવાની એ ચીજો છે. સ્વાભાવિક જ, તેથી, રોપકેને કલ્યાણરાજ્યનું ઝાઝું આકર્ષણ નહોતું. રાજ્યનાં સ્થાન અને કાર્યને એમણે નકાર્યું નહોતું; પણ રાજ્ય જ બધાં સ્ત્રીપુરુષોનાં જીવનોને એકસરખા ઢાંચામાં ઉતારે અને બધાંનાં જીવનને વળાંક આપે અને સીધાં રાખે એ સામે રોપકેને સખત વાંધો હતો. એડમંડ બર્કના વિચારોને તેઓ સવિશેષ સંમતિથી ટાંકતા. રોપકેની ચિરવિદાયથી વ્યક્તિવાદનો અને વિનીતવાદનો નૂતન અને સમર્થ ધર્મવેગો અદૃશ્ય થયો છે.

'રમેશ'

\+ + +

## દેશળજી કાનજી પરમાર

ગુજરાતી સાહિત્યમાં પંડિતયુગ અને ગાંધીયુગની વચ્ચે, આ સદીના શરૂઆતના દસકાઓમાં કડીરૂપ બનેલા જે કવિઓ પ્રકટ્યા તેમાંના એક અગ્રણી ને શિષ્ટ કવિ શ્રી દેશળજી પરમારનું એમના વતન ગોંડલમાં હમણાં અવસાન થયું. 'કુમાર' અને 'કૌમુદી'નાં પાનાંઓ

ઉપર રેલાએલી એમની કલમના ગદ્યલેખો, ચરિત્રો, વાર્તાઓ અને સૌથી વધુ તો એમનાં કાવ્યોએ તરુણ ગુજરાતનો ભાવનાદેહ ઘડવામાં નોંધપાત્ર ફાળો આપ્યો છે એમ અતિશયોક્તિ વિના કહી શકાય.

સૌરાષ્ટ્રના એક નાના ગામડામાં શિક્ષક પિતાને ત્યાં ઈ. ૧૮૯૪ની ૧૩મી જાન્યુઆરીએ એમનો જન્મ. રાજકોટમાં માધ્યમિક શિક્ષણ લઈ ભાવનગર સામળદાસ કૉલેજ(જ્યાં શ્રી મેઘાણી એમના સહાધ્યાયી હતા)માંથી બી. એ. થયા, જે દરમ્યાન, નાનપણથી કુદરતમાં ઉછરેલા એમના સંવેદનશીલ માનસ ઉપર રંગદર્શી સાહિત્ય અને કવિતાનો એવો પાસ બેઠો કે મુંબાઈના કાયદાના અભ્યાસમાં ફાવ્યું નહિ. એટલે ઈ. ૧૯૧૮માં ગોંડલની હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા. ત્યારથી ૩૬ વર્ષ સુધી એમણે અમદાવાદ, સુરત, કપડવણજ, કરાચી, પોરબંદર, મોરબી, શારદાગ્રામ એમ વિવિધ સ્થળે અધ્યાપનકાર્ય કર્યું. વચ્ચે ૧૯૩૧ થી ૧૯૩૬નાં છએક વર્ષ ગોંડલ રાજ્યનાં રેવન્યુ ખાતામાં, તથા ૧૯૪૪ અને ૧૯૪૬માં થોડો થોડો સમય 'ગુજરાત સમાચાર' તથા 'ગુજરાતમિત્ર' દૈનિકોનાં સંપાદનકાર્યમાં ગાળેલો. ઈ. ૧૯૫૪ના અરસામાં મોતિયા તથા ઝામરે એમની આંખો ઘેરી લીધી અને દૃષ્ટિનું તેજ ઓછું થતું ગયું. ૧૯૬૪-માં એમાં પગની અપંગતા ઉમેરાઈ અને ક્ષીણ થતા જતા કૃષ દેહે દોઢ વર્ષ બિછાનામાં ગાળી આ વર્ષ (૧૯૬૬)ના ફેબ્રુઆરીની ૧૨મીએ ૭૨ વર્ષની વયે એ અવસાન પામ્યા.

બાલસહજ અમરગી જોડકણાના પ્રથમ પ્રકાશન 'ગલગોટા'થી માંડી એમના કાવ્યસંગ્રહ 'ઉત્તરાયન' સુધી-ના ચાર સંગ્રહો ઉપરાંત એમનાં 'કુમાર-કાવ્યો' તથા સદોદિત લખાતી રહેલી ડાયરીઓમાં ઘણું અપ્રકટ રહ્યું છે. ગુલાબી ને અમીર દિલના આદમી, સંનિષ્ઠ ને સાત્ત્વિક વૃત્તિના સજ્જન, કર્તવ્યપરાયણ ને શિષ્યવત્સલ શિક્ષક અને જીવનરસાયણ ભરેલાં કાવ્યોના સર્જક શ્રી પરમાર લગભગ આજીવન કાવ્યોપાસક રહ્યા. 'એમણે કૌમારની નિર્દોષતા ને માધુર્ય ગાયાં, તો ભાવગંભીર ને ચિંતનસભર કવિતા પણ લખી. પ્રાસાદિક, મધુર ને અન્-ક્લેશકર વાણીમાં એમણે જીવનશુદ્ધિ અને સમર્પણ-ની ભાવના તથા વ્યક્તિજીવન અને રાષ્ટ્રજીવનના ખમીરવંતા ભાવોને ગૂંથ્યા છે. તેઓ એક સારા ને સાચા તથા શિષ્ટ ને ભાવનાશીલ કવિ હતા; ગુજરાતના સંસ્કારધનના એક ઉત્તમાંશરૂપ ગુજરાતના ઘરદીવડા હતા.'

બચુભાઈ રાવત

(તંત્રી, 'કુમાર', અમદાવાદ)

× × ×

'ગલગોટા' અને 'ટહુકા'માં બાલ્યકાળનાં અને 'ગૌરીનાં ગીતો'માં કિશોરવય અને ઊઘડતા તારુણ્યનાં ઊર્મિસ્પંદનોને સરળ, હૃદયસ્પર્શી વાણીમાં મૂર્ત કરનાર આજીવન શિક્ષક અને સરળ, શાંત કવિ દેશળજીભાઈ કાનજીભાઈ પરમારના (જન્મ: તા. ૧૨ જાન્યુઆરી ૧૮૯૪; અવસાન: ૧૩ ફેબ્રુઆરી ૧૯૬૬) અવસાનથી ગુજરાતને એક સંનિષ્ઠ શિક્ષક અને સાહિત્યકાર બંનેની ખોટ પડી છે. ૧૯૩૦ના અરસામાં દેશળજીભાઈએ સ્વાતંત્ર્યસંગ્રામને લગતા પ્રસંગો, મ. ગાંધીજી અને શહીદ જતીન્દ્રનાથ દાસ વિષે કાવ્યો રચ્યાં હતાં. એમની કવિતા જેમ એમનું ગદ્ય પણ ભાવનામય હતું. 'ઉત્તરાયન' કાવ્ય-સંગ્રહે દેશળજીભાઈને ગુજરાતી સાહિત્યમાં સુનિશ્ચિત સ્થાન અપાવ્યું છે.

ઉપેન્દ્ર ભટ્ટ

(ગુજરાતી વિભાગ, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ)

\+ + +

## ઇલિયો વિટ્ટોરીની

૧૨મી ફેબ્રુઆરી ૧૯૬૬ને રોજ એક સમર્થ યુરોપીઅનનું દુઃખદ અવસાન થયું. ઇટાલીના જાણીતા લેખક અને નવલકથાકાર ઇલિયો વિટ્ટોરીની (Elio Vittorini) મિલાનમાં મૃત્યુ પામ્યા ત્યારે એમની ઉંમર ૫૭ વર્ષની હતી (સિનોર વિટ્ટોરીનીનો જન્મ: સને ૧૯૦૮માં, સિસિલીમાં સિરાક્યૂસા ખાતે). ફ્લૉરેન્સમાં એમણે મુખ્યત્વે શિક્ષણ અને સાહિત્યસંસ્કાર સંપાદન કર્યાં. એમનાં લખાણોમાં હમેશ નિષ્ઠા અને નિર્ધારિત વિચારો વ્યક્ત થએલા જોવા મળે છે. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન એક જાણીતા સામ્યવાદી બુદ્ધિવાદી તરીકે તેઓ પંકાયા. એમનાં પુસ્તકોમાં *The Women of Messina* અને *Petit Bourgeoisie* વિશેષ નોંધપાત્ર છે. શેક્સ્પીઅર, વિલિયમ ફૉકનર,

વિલિયમ સારોયાન ઈ.નાં લખાણોને એમણે ઇટાલિયન ભાષામાં અનુવાદિત કર્યા. 'પૉલીટૅકનિક' નામના 'રિવ્યૂ'ની એમણે શરૂઆત કરી અને કળા તથા સાહિત્ય વિષે મુક્ત વિવેચનો એમાં તેઓ આપવા લાગ્યા. તેથી સામ્યવાદીઓ (ખાસ કરીને ટૉગલિયાટ્ટી) સાથે એમનો સંઘર્ષ થયો. એમાંથી વિટ્ટોરીનીએ પછી સામ્યવાદી પક્ષના સભ્યપદને તિલાંજલિ આપી. કયો કલાકાર બાંધ્યો રહી શકે?

'રામેશ'

\+ + +

## વૉલ્ટર થૉમસ લેટન

લૉર્ડ લેટનના દુઃખદ અવસાનથી બ્રિટનના એક જાણીતા અર્થશાસ્ત્રી, વૃત્તપત્રસંપાદક અને પત્રમાલિકની ખોટ પડી છે. તા. ૧૪ ફેબ્રુઆરી ૧૯૬૬ને રોજ લૉર્ડ લેટન, ૮૧ વર્ષની ઉંમરે, મૃત્યુ પામ્યા [વૉલ્ટર થૉમસ લેટનનો જન્મ: તા. ૧૫ માર્ચ ૧૮૮૪]. બન્ને વિશ્વયુદ્ધો દરમિયાન કાબેલ વહીવટદાર તરીકેની નામના પણ લેટને મેળવી હતી. રાજકારણ અને જાહેર જીવનમાં તેઓ પૂરા રચ્યાપચ્યા રહેતા. તેમની દૃષ્ટિ અને વિચારસરણી ઉદારમતવાદી હતી. છેલ્લાં વર્ષોમાં તેઓ ઉમરાવસભામાં લિબરલોના જૂથના નાયબ નેતા અને પછી નેતા રહ્યા હતા. સ્ટ્રાસબર્ગ ખાતે કાઉન્સિલ ઑફ યુરોપની પ્રવૃત્તિઓમાં તેઓ સક્રિય રહ્યા હતા. અનેક પ્રયત્નો છતાં લેટન કોઈ પણ વાર હાઉસ ઑફ કૉમન્સમાં ચૂંટાયા નહિ. કોઈ પ્રધાનપદ પણ એમણે કદી મેળવેલું નહિ. તેમની એ અંગેની લાયકાત વિષે કોઈને શંકા નહોતી. લંડનના પ્રખ્યાત, અને હવે કમનસીબે બંધ થએલ, News Chronicle દૈનિકના તેઓ પંદર વર્ષ સુધી સૂત્રધાર રહ્યા. લેટનની કારકિર્દી મોટી પણ કાંઈક અધૂરી એવી રહી!

'રામેશ'

\+ + +

## આઈવી વિલિયમ્સ

૮૮ વર્ષની બુઝર્ગ વયે, ઇંગ્લૅન્ડનાં પ્રથમ સ્ત્રી-બૅરિસ્ટર ડૉ. આઈવી વિલિયમ્સ ઑક્સફર્ડમાં પોતાને ઘેર, તા. ૧૮ ફેબ્રુઆરી ૧૯૬૬ને રોજ ચાલ્યાં ગયાં (ડૉ. વિલિયમ્સનો જન્મ: સપ્ટેમ્બર ૧૮૭૭માં). મે, ૧૯૨૨માં ડૉ. આઈવી બૅરિસ્ટર બન્યાં. એ પહેલાં ૭ જ માસ પર કુમારી ફ્રાન્સિસ કાઈલ આઈરિશ બાર-ઍટ-લૉ બનેલાં. ડૉ. આઈવી પ્રખર બુદ્ધિશાળી હતાં. એમણે કાયદાનાં અભ્યાસ, તૈયારી અને પરીક્ષામાં જોતજોતામાં જ્વલંત ફતેહ મેળવી લીધી હતી. ઑક્સફર્ડની સેંટ ઍન્સ કૉલેજમાં એમણે અધ્યાપનકાર્ય પણ કરેલું. લગભગ આખી જિંદગી એમણે ઑક્સફર્ડમાં જ ગાળી. ૧૯૦૩ની સાલમાં એમણે L.L.D.ની પદવી લંડન યુનિવર્સિટીમાંથી મેળવી. ઑક્સફર્ડની યુનિવર્સિટીમાં તે વખતે સ્ત્રીઓને સંપૂર્ણપણે અને મુક્ત પ્રવેશ નહોતો. પણ જ્યારે ઑક્સફર્ડે સ્ત્રીઓને માટે પદવી મેળવવાનો માર્ગ મોકળો કરી આપ્યો કે તરત જ ડૉ. આઈવી વિલિયમ્સે B. C. L.ની ડિગ્રી સંપાદન કરી લીધી (ઑક્ટોબર, ૧૯૨૦-માં). લંડનના 'ઇનર ટેમ્પલ'માં જોડાઈને તેમણે બૅરિસ્ટરી શરૂ કરી. સ્વિટ્ઝર્લૅન્ડના કાયદાઓ પર એમણે બે અભ્યાસ-ગ્રંથ લખ્યા. ડૉ. આઈવી મહેનતુ અને શરમાળ હતાં. એમણે વકીલાત ખાસ કરી નહિ. શિક્ષણક્ષેત્રે જ તેઓ વધુ પ્રવૃત્ત રહ્યાં. કાયદાના અભ્યાસને તેઓ નિષ્ઠાપૂર્વક વળગી રહ્યાં. આંતરરાષ્ટ્રીય કાયદા માટેની હેગ કૉન્ફરન્સમાં પણ ૧૯૩૦ની સાલમાં તેમણે નોંધપાત્ર કામગીરી કરી હતી. ડૉ. આઈવી વિલિયમ્સ ચારિત્ર્યશીલ, પરગજુ, પ્રેમાળ અને અભ્યાસનિષ્ઠ સન્નારી હતાં.

'રામેશ'

\+ + +

## લેખનાથ પાઉડેલ

નેપાળના એક અગ્રણી મહાકવિ શ્રી લેખનાથ પાઉડેલ ૮૨ વર્ષની ઉંમરે નારાયણીમાં દેવઘાટ ખાતે તા. ૧૯ ફેબ્રુઆરી ૧૯૬૬ને રોજ દેવલોક પામ્યા (કવિશિરોમણી પાઉડેલનો જન્મ: વિક્રમ સંવત ૧૯૪૧માં). થોડાં જ અઠવાડિયાં પર નેપાળમાંના સહુ સાહિત્યકારોએ તેમના દેશના આ સર્વશ્રેષ્ઠ જીવંત કવિને, એમની વર્ષગાંઠ નિમિત્તે, માનસન્માન સાથે બિરદાવ્યા હતા. લેખનાથ પાઉડેલ પાસે અદ્‌ભુત સ્મરણશક્તિની દૈવી બક્ષિસ હતી. પાંચ વર્ષની બાળવયે તેમણે કેટલાં યે કાવ્યો ને શ્લોકો કંઠસ્થ કર્યાં હતાં. ૧૪મે વર્ષે તેઓ ખાટમંડૂની સંસ્કૃત શાળામાં દાખલ થયા અને વિદ્યાર્થી તરીકેની તેજસ્વી કારકિર્દીમાં જ એમણે કાવ્યો લખવાનું શરૂ કર્યું. 'સુંદરી'

નામના સાહિત્યિક સામયિકમાં પાઉડેલનું પ્રથમ કાવ્ય પ્રગટ થયું. પછીથી લેખનાથ શિક્ષક બન્યા. નેપાળના તે વખતના વડા પ્રધાનના પુત્ર-પૌત્રોને તેમણે ભણાવ્યાં. પરંતુ લેખનવ્યવસાય એમનો ચાલુ જ હતો. 'શિશુ-બોધિની' એ એમનું પ્રથમ પુસ્તક પછી પ્રકાશિત થયું. અનેક પ્રસિદ્ધ નેપાળી સામયિકોમાં એમનાં કાવ્યો ને લખાણો પ્રસિદ્ધ થવાં. એમનું લેખન વિપુલ હતું. ભક્તિગીતો અને કુદરતના સૌંદર્યને ઝીલતાં કાવ્યો લખવા ઉપરાંત એમણે કટાક્ષયુક્ત લખાણો પણ કર્યાં, અને સામાજિક તથા આધ્યાત્મિક બાબતો વિષેનાં વિવેચનો પણ આપ્યાં. લેખનાથ પાઉડેલ એમની કલમ-પ્રસાદીને કારણે આખા નેપાળમાં જાણીતા બન્યા. નાટકકાર તરીકે પણ એમણે એમની કલમ ચલાવેલી. નવલકથા ને અનુવાદો પણ કર્યા. સદ્ગત રાજા ત્રિભુવને પાઉડેલને 'કવિશિરોમણી'નો ઇલ્કાબ આપ્યો, અને ૨૦૦રૂ.નું માસિક માનધન કવિશ્રી માટે બાંધી આપ્યું. નેપાળની રાજાશાહીએ અને જનતાએ કવિશિરોમણીને ઉમળકાભેર અને સતત સહાય અને પ્રશંસાપ્રીતિ આપ્યાં હતાં. રાજ્યાશ્રય સાથે લોકપ્રીતિ અખંડ મેળવતા રહેવું એ નાની સિદ્ધિ નહોતી.

'રમેશ'

\+ \+ \+

## બોરિસ નિકોલાઇસ્કી

મંગળવાર, તા. ૨૨ ફેબ્રુઆરી ૧૯૬૬ને રોજ બોરિસ નિકોલાઇસ્કી, ૭૮ વર્ષની પાકટ વયે, અમેરિકામાં અવસાન પામ્યા. ૧૯૪૨ની સાલથી તેઓ અમેરિકામાં જઈ વસ્યા હતા. Hoover Institution of War, Revolution and Peaceના તેઓ ક્યુરેટર હતા અને સોવિયેટ રાજકારણના ખાસ પંડિત તથા નિષ્ણાત હતા. સદ્ગત Boris I. Nicolaevsky રશિયાના મૂળ વતની હતા. યુવાવસ્થામાં નિકોલાઇસ્કી રશિયન સોશિયલ ડેમોક્રેટિક પાર્ટીના સક્રિય સભ્ય હતા. એ પક્ષની 'મેન્શેવિક' પાંખના તેઓ અગ્રણી સભાસદ હતા. ઝારની સરકારે નિકોલાઇસ્કીને આઠ વાર કેદ કર્યા હતા અને ત્રણ વાર સાઇબીરિયામાં ધકેલ્યા હતા. સને ૧૯૧૭ની સોવિયેટ સામ્યવાદી ક્રાંતિની સફળતા બાદ નિકોલાઇસ્કી મૉસ્કોની માર્ક્સ-એંગલ્સ્ ઇન્સ્ટિટ્યૂટના ડિરેક્ટર બન્યા. ૧૯૨૧ની સાલમાં એમની ધરપકડ થઈ, તેમને જેલ ભેગા કરવામાં આવ્યા અને બીજે વર્ષે લેનિને એમને દેશપાર કર્યા. પછી બર્લિનમાંની માર્ક્સ-એન્ગલ્સ્ ઇન્સ્ટિટ્યૂટમાં તેમણે કાર્ય કર્યું. હૉલેન્ડમાં આમ્સ્ટર્ડૅમ ખાતે, સામાજિક ઇતિહાસની આંતરરાષ્ટ્રીય સંસ્થામાં ત્યાર બાદ તેમણે કામ કર્યું. અમેરિકા ગયા ત્યાર પછી હાર્વર્ડ, કોલંબિયા આદિ સ્થળે એમણે યુનિવર્સિટી-મેળાવડાઓ સમક્ષ ભાષણો કર્યાં. બોલ્શેવિક પાર્ટી વિષે એમનું જ્ઞાન સવિશેષ હતું. *Power and the Soviet Elite* તથા *The Letter of an Old Bolshevik*માં એ જ્ઞાન સરસ આલેખાયું છે. નિકોલાઇસ્કીનાં અન્ય લખાણો પણ સોવિયેટ રશિયાના રાજકારણ વિષે ઉત્કટ અને મહત્ત્વની માહિતી પૂરી પાડે છે.

'રમેશ'

\+ \+ \+

## વિક્ટર વાઇઝ, 'વિકી'

વ્યંગચિત્રકાર 'વિકી'એ અચાનક વિદાય લીધી! તા. ૨૩ ફેબ્રુઆરી ૧૯૬૬ને રોજ, ૫૩ વર્ષની નાની ઉંમરે, આ જગપ્રસિદ્ધ કાર્ટૂનિસ્ટ લંડનના પોતાના ઘરમાં મરણ પામ્યા ['વિકી'નું આખું નામ વિક્ટર વાઇઝ (Victor Weisz). એમનો જન્મ: તા. ૨૫ એપ્રિલ ૧૯૧૩ને રોજ બર્લિનમાં]. બ્રિટિશ અને વિશ્વ રાજકારણ પરનાં એમનાં રોજ-બરોજ પ્રસિદ્ધ થતાં તીખાં તમતમતાં અને તીવ્ર બુદ્ધિયુક્ત કાર્ટૂન્સ જોવાં અને સમજવાં એ એક લહાવો હતો. વિકીનાં કાતીલ કાર્ટૂન્સમાંની કરડી નજર, કટાક્ષયુક્ત નજર, રાજકીય બનાવો વિષેની કેળવાએલી નજર કાયમ માટે હવે અદૃશ્ય થઈ ગઈ એ સહેજે મનાતું નથી. વિયેટનામ અંગેની પ્રમુખ જૉન્સનની રીતિનીતિને ટેકો આપવાના વિલ્સન-સરકારના નિર્ણય પર વિકી સવિશેષ જોરથી આગ્રહ અને કડક ટીકા કરતા કાર્ટૂન્સ દોરતા હતા. તેઓ જહાલ અભિપ્રાયવાળા પ્રેમાળ સમાજવાદી હતા. પણ, ખરેખર તો તેઓ સાચા અર્થમાં એક લહેરીજીવ અને મુક્ત કળાકાર હતા. એમની અભિવ્યક્તિને આડે કોઈને એમણે આવવા દીધા નહિ.

વિકી ઇન્ગ્લૅન્ડમાં આવીને વસ્યા, પણ એક વિદેશી તરીકે. એમનાં માત-પિતા હંગેરિયન હતાં. બર્લિનમાં

એમનું બાળપણ વીત્યું અને શિક્ષણ થયું. ૧૯૨૮ની સાલમાં એમનું પહેલવહેલું હિટલર-વિરોધી વ્યંગચિત્ર બર્લિનના છાપામાં પ્રસિદ્ધ થયું. નાઝીઓ જ્યારે સત્તા પર આવ્યા ત્યારે સ્વાભાવિક જ વિકીને જર્મની છોડવાનો વારો આવ્યો. ૧૯૩૫ની સાલમાં વિક્ટર વાઇઝ ઇંગ્લૅન્ડ ગયા. તે વખતે તેઓ ફક્ત ત્રણ જ બ્રિટિશ રાજપુરુષો વિષે જાણતા હતા. ચેમ્બરલેઈન, ચર્ચિલ અને બૉલ્ડવિન. પરંતુ, વિકીએ મહેનત-અભ્યાસ તથા સંશોધન કરીને સાંપ્રત રાજકીય પરિસ્થિતિનો ઊંડો પરિચય મેળવી લીધો. પરિણામે, સને ૧૯૪૧માં, 'News Chronicle' દૈનિકમાં વિકીનાં કાર્ટૂન્સને સ્થાન મળ્યું. વિદેશી હોવા છતાં, વિકી પાસે ઇંગ્લિશ વિનોદવૃત્તિ સારા પ્રમાણમાં હતી. ૧૪ વર્ષ સુધી 'ન્યૂઝ ક્રૉનિકલ'માં વિકીનાં વ્યંગચિત્રો છપાતાં રહ્યાં. ત્યાર બાદ વિકીએ એ પત્ર સાથેના સંબંધો તોડી નાખ્યા, કારણ કે કેનિયા પરનું એક કાતીલ કાર્ટૂન 'ન્યૂઝ ક્રૉનિકલે' પ્રસિદ્ધ કરવાની ના પાડી. પછી વિકી 'Daily Mirror'માં જોડાયા. ત્યાર બાદ ૧૯૫૮ની સાલમાં લૉર્ડ બીવરબ્રુકના આગ્રહથી 'Evening Standard'માં વિકીએ વ્યંગચિત્રો આલેખવાનું શરૂ કર્યું. પ્રખર રૂઢિચુસ્ત બીવરબ્રુકે વિકીને સંપૂર્ણ અભિવ્યક્તિ-સ્વતંત્રતાનું અભિવચન આપેલું, જે બીવરબ્રુકે બરાબર પાળ્યું. તેથી જ વિકી 'ઈવનિંગ સ્ટૅન્ડર્ડ'માં ચાલુ રહ્યા. પોતાની કલા અને સ્વતંત્રતા સાથે વિકીએ કદી કોઈની જોડે બાંધછોડ કે સમજૂતી કરી નહોતી. વિકીની સ્વતંત્ર અને સ્વાભિમાની વૃત્તિ વખાણવા જેવી હતી. ૧૯૫૪ની સાલથી 'New Statesman' સાપ્તાહિકમાં પણ વિકીનાં કાર્ટૂન્સ પ્રગટ થવા લાગ્યાં. ચિત્રકળાનો એમનો શોખ ઊંડો હતો અને એમનાં ચિત્રોનાં પ્રદર્શનો લંડનની આર્ટ ગૅલેરીઓમાં યોજાયાં હતાં.

વિકી આજન્મ સમાજવાદી ચાલુ રહ્યા, છતાં બ્રિટિશ મજૂર પક્ષનું ઔપચારિક સભ્યપદ એમણે કદી માગ્યું કે મેળવ્યું નહોતું. પોતે કોઈ પક્ષના—મજૂર પક્ષના યે—સભ્ય થવા ઇચ્છતા નથી એના કારણ ને સમર્થનમાં વિકીએ એવું કહેલું કે વૃત્તવિવેચન અને ટીકા કરવાનો પોતાનો અધિકાર જતો કરવો પડે કે ઓછો કરવો પડે એ જાતનું કશું યે કામ કરવા તેઓ રાજી નહોતા. ગમે તે પક્ષની સરકાર હોય, તેની સામે મેદાને પડવામાં વિકી એક્કા હતા! એમણે પોતે જ કબૂલેલું કે સરકારનો વિરોધ કરવાની ફાવટ અને કળામાં પોતે બહુ પાવરધા હતા! ઘણાં વર્ષે મજૂર પક્ષ સને ૧૯૬૪ના ઑક્ટોબરમાં સત્તા પર આવ્યો ત્યાર પછી પણ વિલ્સન સહિત અનેક સમાજવાદી સત્તાધારીઓની કડક અને મુક્ત ટીકા કરવાનું વિકી ચૂકતા નહિ અને એ પ્રકારનાં એમનાં અનેક કાર્ટૂન્સ છાપવાનું જગપ્રસિદ્ધ સમાજવાદી સાપ્તાહિક ('ન્યૂ સ્ટેટ્સ્મન') છોડતું નહિ.

વિકીનો અંત કરુણ અને કમનસીબ હતો. ૨૮ ફેબ્રુઆરીએ લંડનમાં જાહેર કરાયું કે વિકીએ આત્મહત્યા કરીને જિંદગી ટૂંકાવી દીધી! ઘોર નિરાશાના વમળોમાં વિકી સપડાયાની વાત બહાર આવી. 'બાર્બિટ્યૂરેટ' ગોળીઓનો વધુ પડતો ડોઝ એમણે લીધો એમ દાક્તરી તપાસ—અહેવાલમાં જણાવાયું. "હું ઉદાસીનતાથી પીડાઉં છું" એવી મતલબની ચિઠ્ઠી વિકી મૂકતા ગયા! 'New Statesman'ના ૨૫ ફેબ્રુઆરીના અંકમાં વિકીનું છેલ્લું વ્યંગચિત્ર છપાયું છે. રૂઢિચુસ્ત અને મજૂર પક્ષ બન્નેએ બ્રિટિશ સંરક્ષણની બાબતોમાં કેવો ગૂંચવાડો અને કેટલી ગંદકી ઊભાં કર્યાં છે એ વિષે એ કાર્ટૂનમાં કટાક્ષ છે. એ જ અંકમાં (પૃ. ૨૫૫) Paul Johnson ('ન્યૂ સ્ટેટ્સ્મન'ના સંપાદક)ની વિકી પરની ભાવસભર અંજલિ પ્રસિદ્ધ થઈ છે. વિકીનું વ્યક્તિદર્શન અને સ્વભાવચિત્ર એમાં સરસ આલેખાયું છે. કિંગ્સલે માર્ટિનના એક માત્ર અપવાદ સિવાય, અન્ય કોઈ વ્યક્તિ ભાગ્યે જ 'ન્યૂ સ્ટેટ્સ્મન'ની ભાવના અને એના અંતરાત્મા સાથે આટલી બધી એકરૂપ થઈ ગઈ હોય એમ પૉલ જૉન્સન નિખાલસતાથી લખે છે. દર સોમવારે વહેલી બપોરે બરાબર બારને ટકોરે વિકી 'ન્યૂ સ્ટેટ્સ્મન'ના સંપાદક-મંડળની ચર્ચાવિચારણાઓમાં જોડાતા અને પોતાની મોટી કાળી બૅગમાંથી ૪-૬ કાર્ટૂન્સ કાઢતા! એમાંથી પછી ઉત્તમ એવું એક પ્રગટ થતું. Professor Ritchie Calder લખે છે કે, "Another thing about Vicky was his professional modesty. He would offer diffidently three, four or five cartoons. He would

never fight for a version but he would fight for a subject." વિકી બધું ઉત્તમ અને સંપૂર્ણ કરતા. પોતાનું સર્વસ્વ રેડીને કાર્ટૂન્સ દોરતા. ઘણી વાર બધાને જે કાર્ટૂન્સ ઉત્તમ લાગે તેમાં વિકી પોતે જ પોતાની ભૂલો અને દોષો જોતા અને જબરદસ્ત આત્મટીકાકાર બની જતા. રાજકારણનું વિકીનું જ્ઞાન ગાઢ અને ચતુરાઈભર્યું હતું. ક્યાંક કોઈક કશુંક ધ્યાન ખેંચતું કે આકર્ષક બોલ્યું તો વિકીને તરત એ કથન યાદ રહી જતું અને એને પોતે સ્મરણ-પટ પર આબાદ સંઘરી રાખતા. પ્રસંગ આવ્યે એનો સુયોગ્ય ઉપયોગ પછી તેઓ કરતા. બોલનાર પોતે ભૂલી ગયો હોય, પણ આ ચકોર વ્યંગચિત્રકાર વર્ષો પછી અજબ અસર વડે એ શબ્દોને વાપરતા! વૃત્તપત્રો અને પાર્લમેન્ટરી અહેવાલો ('Hansard') તેઓ ખૂબ વિગતે વાંચતા. અંગ્રેજી સાહિત્યનું એમનું જ્ઞાન વિશાળ હતું. અંગ્રેજ સમાજને ઓળખવા માટે પણ તેઓ આવું સાહિત્ય ખાસ ધ્યાનપૂર્વક વાંચતા. શેકસપીઅર, ડિકન્સ, લુઈ કૅરલ અને એડવર્ડ લીઅર-ની ધોકબંધ પંક્તિઓ વિકીને કંઠસ્થ હતી. પોતાના કાર્ટૂન્સમાં તેઓ એ પંક્તિઓને આબાદ રીતે ગોઠવી દેતા—પોતાનાં કાર્ટૂન્સને સમજાવવા માટે નહિ, પણ કાર્ટૂન્સની પુરવણીરૂપે. વિકીની એક મોટી સિદ્ધિ એ હતી કે એમનાં કાર્ટૂન્સ દ્વારા રાજકીય વ્યક્તિઓ પૂરી સરસ રીતે ચિત્રિત થતી હતી. જૉન ફૉસ્ટર ડલેસને એમણે વિવિધ આકારોથી આલેખ્યા—રેફ્રિજરે-ટર, પેન્ગ્વિન, બરફનો પર્વત, ટૅંક અને સમડીના સ્વરૂપે દોરાએલ ડલેસ હંમેશ ડલેસ જેવા જ નહિ પણ ખુદ ડલેસ પોતે જ લાગતા! આવી ચિત્રકળાને કારણે વિકીએ સહુની શાબાશી સવિશેષ મેળવી. જનરલ દ'ગોલને પણ વિકીએ એ જ રીતે પાંચપચાસ વિવિધ સ્વરૂપોમાં ચિતરેલા. પાર્લમેન્ટમાં અને અન્યત્ર પરિષદોમાં વારંવાર જઈને વિકી ચૂપચાપ ડઝનબંધ રેખાદર્શનો દોરતા અને એ રીતે પોતાની કળાને વધુ ખીલવતા. વિકીનાં કાર્ટૂન્સમાં ને સ્વભાવમાં જરા જેટલો પણ દંશ નહોતો. એથી, એમણે કદી કોઈની દુશ્મનાવટ વહોરી નહોતી. પૉલ જૉન્સન સાચું જ કહે છે કે વિકીમાં ઉચ્ચ નૈતિક દૃષ્ટિ અને ગાંભીર્ય હતા. 'He was really a social-moralist' એમ પ્રોફેસર રિશી કાલ્ડરે વિકીનું વર્ણન કર્યું છે. સાચાખોટાનો ભેદ પારખવાની વિકીની વિવેકશક્તિ સુરેખ હતી. પૉલ જૉન્સન જણાવે છે તેમ, વિકીના રાજકીય ખયાલો અને નિર્ણયો ક્યારેક ભૂલ-ભરેલા હોય તો પણ વિકીની નૈતિક સમજ અને વિવેક-બુદ્ધિ પૂરેપૂરી વિશ્વાસપાત્ર હતી. પૉલ જૉન્સનની સુંદર અંજલિમાના નીચેના છેલ્લા બે-એક ફકરા વાંચતાં (અને ટાંકતાં) મારી આંખો વારવાર ભીની થઈ—શોકને લીધે, અને વિકીની વીરતા તથા સંસ્કારિતાનો સવિશેષ પરિચય મળવાને લીધે!

"His cartoons sprang from a personal system of ethics which was rock-like in its certitude and consistency. His profound moral sense was, of course, a burden to him: he hated iniquity, and there were times when I felt he carried the weight of the world's tragedies on his frail shoulders. But his sombre vision of life was, happily, lightened by a wit and kindness which I find it hard to recall without tears. He drew many a savage cartoon, but none which was personally cruel.

Vicky came to us from Europe, and brought with him a rich flavour of European culture. He became an Englishman in that he acquired or discovered in himself the national characteristics which we flatteringly attribute to ourselves-fair-mindedness, a deep respect for personal liberty and responsibility, a concern for the democratic process at all costs. He rejected utterly our snobbery, our Peck-sniffian humbug and our rooted philistinism. I have often thought that, of all the refugees from Hitler who have enriched our national life in the past 30 years or so, Vicky was the most successful in combining within himself all that was best in the Europe he left and the England he adopted. By his death, the forces of decency have lost a brave champion."

વિકીની ચિરવિદાય, ડેવિડ લોની કાયમી વિદાય જેવી જ, ખૂબ દુઃખદ અને મોટી ખોટ ઊભી કરનારી

છે. બન્ને વ્યંગચિત્રકારો પોતપોતાની રીતે વિશિષ્ટ અને પ્રતિભાશાળી હતા. વિકીનો સ્વભાવ મૃદુ, સૌજન્યપૂર્ણ, સંવેદનશીલ હતો. 'The Guardian'ના તા. ૨૮–૨–'૬૬ના અંકમાં પ્રસિદ્ધ કટાર-લેખક John Grigg વિકીને અંજલિ આપતાં, વિકીની આંખો વિષે અને એ અંગેના એક સંસ્મરણ વિષે, ભાવપૂર્ણ શૈલીમાં જણાવે છે:

"Whatever the official cause of death, I am sure that he was a victim of the cumulative stress of modern living. The demands that he made on himself were more than his nerves could sustain. Like one of the hungry children in his own cartoons, he had eyes which seemed too large for his body.

It was, in fact, a remark about eyes which most vividly brought home to me his genius as a cartoonist. During the American presidential campaign in 1960, he flew in an aeroplane from coast to coast with John F. Kennedy. What, I asked, was the strongest impression that he received of the man? The answer was prompt and clear: 'His eyes. He had the eyes of an old man set in a young face'."

વિકીને હું સહૃદયતાભરી અંજલિ અર્પું છું.

**પુ. ગ. મા.**

× × ×

પ્રજાના રાજકીય મતના ઘડતરમાં પરિસ્થિતિ ઉપરાંત તેના સમીક્ષકો તેમજ ટીકાકારોનો મોટો ફાળો છે. કાર્ટૂનિસ્ટ પોતાની પીંછીથી રાજકીય પરિસ્થિતિને અસાધારણ દીર્ઘદષ્ટિપૂર્વક રજૂ કરે છે. અને હજારો લીટીઓમાં જે વ્યક્ત કરી શકાય તે ખૂબીપૂર્વક એક નાનકડા કાર્ટૂનમાં સ્પષ્ટપણે કહી દે છે. કેટલાક કાર્ટૂનિસ્ટો તો જગતના રાજકીય તખ્તા માટે પણ આવો જ સર્જનાત્મક ભાગ ભજવે છે. ભારતમાં એવા સમર્થ કાર્ટૂનિસ્ટ શ્રી. આર. કે. લક્ષ્મણ તેમજ શ્રી શંકર પીલ્લાઈથી આપણે પરિચિત છીએ. પરંતુ 'વિકી' અર્થાત્ વિક્ટર વેઈઝ એવા કાર્ટૂનિસ્ટ હતા કે તે જે તે રાજકીય નેતાને એટલી બધી પારદર્શકતાથી જોઈ શકતા કે તે નેતા જનતાને પણ વિકીએ રજૂ કર્યા હોય એવા જ દેખાતા. કાર્ટૂનિસ્ટે આપેલી કલ્પના ને રૂપ જનતાને તેમાં સાકાર થએલાં લાગતાં. આવી અસાધારણ સિદ્ધિ અને દીર્ઘદષ્ટિવાળા જગવિખ્યાત કાર્ટૂનિસ્ટ વિકીનો દેહાંત બહુ દુઃખદ રીતે અને કરુણ સંજોગોમાં થયો.

શ્રી. વિક્ટર વેઈઝ યાને 'વિકી'ના પૂરા નામથી તો બહુ ઓછા પરિચિત હશે. તેઓ બર્લિનમાં જન્મ્યા હતા. અને માત્ર ૧૫ વર્ષની નાની ઉંમરથી તેમણે કાર્ટૂનિંગના ધંધામાં ઝંપલાવ્યું હતું. ઈંગ્લેન્ડના ખ્યાતનામ તંત્રી બીવરબ્રુકે તેમને એટલી બધી છૂટ આપી હતી કે તે પોતાના રાજકીય વિચારો પૂર્ણપણે સ્વતંત્રપણે રજૂ કરી શકતા. પરિસ્થિતિની અસાધારણ સમજ ને આવનારાં પરિણામો વિષેની સતર્કતા તેમજ પાત્રોની લાક્ષણિકતા વ્યક્ત કરવાની ખૂબીમાં વિકીની વિશેષતા હતી. તેમણે શ્રી. મૅકમીલનના પાત્રને સવિશેષરૂપે મૂકી 'મેક ધી નાઇફ' અને 'સુપરમૅક'નાં પાત્રો સર્જ્યાં હતાં. પોતે કોઈ પણ વાદનાં સૂત્રો કે રંગથી પર રહેતા અને ખૂબ જ કાળજીપૂર્વક અસાધારણ પ્રજ્ઞાથી તે કાર્ટૂનમાં આલેખતા, જેવું કે પ્રેસિડેન્ટ જૉન્સનને લીબર્ટીના પૂતળાનો વેશ પહેરાવી એક હાથમાં 'મહાન સમાજ'નું ટૅબ્લેટ આપી બીજા હાથથી બૉંબ નાખતા બતાવ્યા. એમની કૃતિઓમાં જે હજારો વાક્યોમાં ન સમાય તે એક કાર્ટૂનમાં સમાઈ જતું. શ્રી. વિકી જતાં જગતે એક સતર્ક, પ્રજ્ઞાવાન કાર્ટૂનિસ્ટ ગુમાવ્યો છે.

**પનુભાઈ ભટ્ટ**

(સ્કૂલ ઑફ આર્કિટેક્ચર, અમદાવાદ)

\+ + +

## વિનાયક દામોદર સાવરકર

સ્વાતંત્ર્યવીર વિનાયક દામોદર સાવરકર છેવટે, ગંભીર અને લાંબી માંદગી બાદ મુંબાઈમાં દાદરમાંના એમના નિવાસસ્થાન 'સાવરકર-સદન'માં, શનિવાર, તા. ૨૬ ફેબ્રુઆરી ૧૯૬૬ને રોજ સવારે ૧૧–૧૦ વાગ્યે અવસાન પામ્યા [વીર સાવરકરનો જન્મ: તા. ૨૮ મે ૧૮૮૩]. પરંતુ વીર સાવરકરની અમર ગાથા આપણને અખંડ પ્રેરણા આપતી રહેશે.

સાવરકરનું ચરિત્ર એટલે અદ્ભુત, રમ્ય અને રોમાંચક મહાભારત. સાવરકરના નામ આગળ યોગ્ય વિશેષણ કયું મૂકવું એ શોધતાં મતિ કુંઠિત થાય છે. સાવરકર એ જ સ્વયંસ્પષ્ટ નામ બન્યું છે. સાવરકરના જીવનનું કયું પાસું વધુ મહત્ત્વનું છે એ નક્કી કરવું પણ મુશ્કેલ છે. એ ક્રાંતિકારી હતા, દેશભક્ત હતા, તત્ત્વચિંતક હતા. એમના એક ચરિત્રકારે એવું લખ્યું છે કે સાવરકર એક ચમત્કાર (miracle) હતા. તેઓ કવિ હતા, સાહિત્યિક હતા, સમાજસુધારક હતા. એમનું આખું જીવન અદ્ભુત ઘટનાઓથી ભરેલું છે. કેવળ ભારતના નહિ પણ જગતના ઇતિહાસમા આટલું અદ્ભુત જીવન ભાગ્યે જ કોઈ બીજી વ્યક્તિના ફાળામાં આવ્યું હશે. પણ સાવરકરના જીવનનું સહુથી ચિત્તવેધક, હૃદયવિદારક અને સદૈવ પ્રેરક પાસું એટલે માતૃભૂમિને માટે એમણે કરેલું સર્વસ્વસમર્પણ. માતૃભૂમિ સ્વતંત્ર થાય એટલા માટે એમણે જાણે કે તદ્દન નાની ઉંમરથી માંડી જીવનયજ્ઞ આરંભ્યો હતો. એમના એક કાવ્યમાં એમણે ગાયું છે કે સ્વાતંત્ર્યનો પ્રચંડ અગ્નિકુંડ સળગી રહ્યો છે; બોલો એમાં પહેલું બલિદાન કોણ આપશે? સાવરકર કેવળ કાવ્યમાં આ સવાલ પૂછીને સંતોષ પામ્યા ન હતા. એમણે પોતાનું બલિદાન એ અગ્નિકુંડમાં આપી દીધુ. લગભગ ૬૦ વર્ષ સુધી એમણે સ્વાતંત્ર્યના યજ્ઞકુંડમાં પોતાના જીવનની આહૂતિ આપી હતી.

ચૌદ વર્ષની અલ્પ ઉંમરમાં સાવરકરે પોતાના ઘરની દેવી સમક્ષ પ્રતિજ્ઞા લીધી હતી કે દેશનું સ્વાતંત્ર્ય મેળવવા માટે હું સશસ્ત્ર ક્રાંતિ કરી આમરણ ઝગડીશ. ૨૫ વર્ષની ઉંમરે સાવરકર ભારતની સશસ્ત્ર ક્રાંતિના સૂત્રધાર બન્યા. બૅરિસ્ટર બનવાના બહાને સાવરકર ઇંગ્લૅન્ડ ગયા. પણ ઇંગ્લૅન્ડમાં રહી જાગતિક ક્રાંતિનુ સંચાલન એમણે પોતાના હાથમાં લીધુ. ઇંગ્લૅન્ડમા સેક્રેટરી ઑફ સ્ટેટના મદદનીશ કર્ઝન વાયલીનું મદનલાલ ધિંગ્રા નામના એક હિંદી તરુણે ખૂન કર્યું. થોડા મહિના બાદ નાસિકમા કલેક્ટર જૅક્સનનું થિયેટરમાં ખૂન થયું. આ બધા હિંસક કૃત્યો પાછળ સાવરકરનો હાથ હતો એવી સમજથી ઇંગ્લૅન્ડમાં સાવરકરની ધરપકડ કરવામાં આવી. એમને લંડનથી હિંદુસ્તાન લાવવામા આવના હતા એ જ વખતે ફ્રાંસમાં માર્સેલ્સ બંદરમા સાવરકરે પરાક્રમની બાબતમાં સર્વોચ્ચ-અંક અપાવનારો અને આખા જગતને હચમચાવી નાખનારો જગવિખ્યાત વિક્રમ કર્યો: એમણે સ્ટીમરમાંથી સમુદ્રમાં ઝંપલાવ્યું અને માર્સેલ્સના કિનારા સુધી એ તરી ગયા. કમનસીબે, ફ્રાંસની પોલીસે એમને સંરક્ષણ આપ્યું નહિ અને એમને અંગ્રેજ પોલીસને સોંપી દીધા. હેગની આંતરરાષ્ટ્રીય ન્યાયાલયે પણ આ બાબતમાં સાવરકરને અન્યાય કર્યો. પરિણામે સાવરકર અંગ્રેજના કેદી રહ્યા. મુંબાઈ બંદરથી જ્યારે સાવરકરને પોલીસવાનમાં લઈ જવામાં આવના હતા ત્યારે રસ્તામાં ગાડી જીમખાનાઓ પાસેથી પસાર થતી હતી ત્યારે સાવરકરે જે દૃશ્યો જોયાં એ એમ તો સર્વ-પરિચિત છે, છતાં એમણે સાવરકરના મનમાં જે વ્યથા નિર્માણ કરી એ સાંભળી કોઈ પણ સહૃદયી માણસનુ હૃદય વ્યથિત થયા વગર રહેશે નહિ: પોલીસવાનનાં કાણાંમાંથી એમણે જોયું કે જીમખાનામાં ફૅશનેબલ તરુણ-તરુણીઓ અમન-ચમન કરે છે; પ્રેમના આલાપ કરે છે; મોજમઝા માણે છે. આ જોઈ સાવરકરના મનમાં એક ક્ષણ વિચાર ચમકી ગયો કે, અરે! આખી દુનિયા પોતાના સુખ-ઉપભોગમાં મશગૂલ છે, હું એકલો તો મૂર્ખ નથી કે દુન્યવી બધાં સુખો છોડી આ લપ લઈ બેઠો છુ! હૃદયને ચીરી નાખનારા આ શબ્દો છે!

મુંબાઈમાં સાવરકર પર કેસ ચાલ્યો. એમને બે આજીવન કારાવાસ–પચાસ વર્ષના કારાવાસ-ની સજા ફરમાવવામાં આવી. કોઈએ મજાકમાં કહ્યું કે કંઈ ચિંતા નહિ. દયાળુ સરકાર ૫૦ વર્ષ પછી એટલે ૧૯૬૦માં તમને છોડશે. સાવરકરે જવાબ આપ્યો કે એનાથી વધારે દયાળુ મૃત્યુ મને એનાથી વહેલો છોડી મૂકશે! સાવરકરને આંદામાન ખસેડવામાં આવ્યા. એ વખતે સાવરકરની ઉંમર ૨૮ વર્ષની હતી.

આંદામાનનો કારાવાસ એટલે પ્રત્યક્ષ નરકવાસ, જ્યાંનાં શારીરિક કષ્ટો અને માનસિક યાતનાઓથી ભીમકાય કેદીઓ જર્જરિત થઈ જતા અથવા આત્મહત્યા કરવાનો પ્રયત્ન કરતા. આવા કારાવાસમાં સાવરકરે પોતાની દુર્દમ્ય દેશભક્તિની ઝંખના ટકાવી રાખી. માનવસમાજ અને સંસ્કૃતિને કલંકસમાન આવા નરકવાસમાં સાવરકરે પોતાની અમર કાવ્યકૃતિ કરી. લખવાનું કોઈ સાધન ઉપલબ્ધ નહિ હોવાથી ખીલાથી

ભીંત ઉપર તે લખી, ક્રમશઃ મુખપાઠ કરી, ભૂંસી, બીજી લખી અને યુક્તિ-પ્રયુક્તિથી હિંદુસ્તાનમાં પહોંચાડી. જગતની કાવ્યકૃતિમાં સર્વશ્રેષ્ઠ સ્થાને બેસી શકે એવી એમની કવિતાઓ છે. એ ક્રાંતિકારી હતા અને ક્રાંતિના કવયિતા હતા.

દશ વર્ષના આંદામાનના કારાવાસ પછી સાવરકરને હિંદુસ્તાનમાં લાવવામાં આવ્યા. થોડાં વર્ષ પછી એમને મુક્ત કરી રત્નાગિરિમાં સ્થાનબદ્ધ કરવામાં આવ્યા. રાજકીય પ્રવૃત્તિઓમાં એમણે ભાગ ન લેવો એવી શરત એમના ઉપર લાદવામાં આવી. પરિણામે સાવરકર સમાજસુધારા તરફ વળ્યા. સને ૧૯૩૭માં એમની સંપૂર્ણ મુક્તિ કરવામાં આવી. સને ૧૯૩૭માં સાવરકર હિંદુસભાના પ્રમુખ બન્યા. એમના નેતૃત્વ નીચે હિન્દુસભા ખૂબ ફૂલીફાલી. સંકુચિત અને ક્ષુદ્ર બુદ્ધિના તથા કથિત નેતાઓ સાવરકરને કોમવાદી કહેતા. સાવરકરને સમજવા જેટલી એમનામાં દેશ-નિષ્ઠા નહોતી, પ્રામાણિકતા નહોતી, હિંમત નહોતી અને બુદ્ધિ નહોતી. સાવરકરે મુસલમાનોનો મુસલમાન તરીકે કદી વિરોધ કર્યો નહોતો. સને ૧૯૩૭માં અમદાવાદમાં ભરાએલા હિન્દુસભાના અધિવેશનમાં સાવરકરે પડકારેલા શબ્દો મારા કાનમાં હજી ગુંજી રહ્યા છે. એમણે મુસલમાનોને ઉદ્દેશીને કહ્યું હતું કે જો તમે આવશો તો તમારી સાથે; નહિ આવો તો તમારા વગર; અને જો તમે વિરોધ કરશો તો તમને બાજુએ ખસેડીને અમે સ્વરાજ્ય મેળવીશું. સાવરકરે હિંદુની વ્યાખ્યા કરતી વખતે કહ્યું હતું કે જે ભારતને પોતાની માતૃભૂમિ અને પિતૃભૂમિ અને ધર્મભૂમિ માને છે એ હિંદુ છે. એક વખતે તો એમણે એમ કહેલું કે, A Hindu is best so, when he ceases to be a Hindu–જ્યારે હિંદુ હિંદુ તરીકે મટે છે ત્યારે જ એ સાચો હિંદુ બને છે.

રાષ્ટ્રની ચિંતા એ સાવરકરનો સ્થાયી ભાવ હતો. એમણે સૈનિકીકરણ ઉપર ખૂબ ભાર મૂક્યો હતો. ચીન અને પાકિસ્તાનના આક્રમણ વખતે આપણા નેતાઓનો અહિંસા વિષેનો ભ્રમ ભાંગી પડયો અને સાવરકરના વિચારો સાચા નીવડયા. સાવરકરનું વક્તૃત્વ અજોડ હતું. એમનાં ભાષણો તર્કયુક્ત છતાં ભાવનાથી તરબોળ હતાં. શ્રોતાઓને મંત્રમુગ્ધ કરવાની શક્તિ એમનાં ભાષણોમાં હતી.

સાવરકરે વિરોધની પરવા નહોતી કરી. પોતાના સિદ્ધાંતોની બાબતમાં એમણે કોઈ સાથે બાંધછોડ નહોતી કરી. ભવિષ્યના ઇતિહાસકાર એમની ખરી કિંમત આંકશે; પણ એમના જીવન દરમિયાન એમની થવી જોઇતી હતી એટલી કદર ન થઈ. છતાં જીવનના અંતિમ ભાગમાં જ્યારે એઓ તદ્દન જર્જરિત થયા હતા ત્યારે એમનું મન પૂર્ણ સમાધાનમાં હતું. પોતાના રહસ્યમંત્રી આગળ એ જે છેલ્લા શબ્દો બોલ્યા તે સંત તુકારામના શબ્દો હતા: 'आम्हीं जातो आमुच्या गांवा, आमुचा रामराम घ्यावा'. (અમે અમારા ગામ જઇએ છીએ; અમારા રામરામ સ્વીકારો.)

સાવરકર સશસ્ત્ર ક્રાંતિકારી હતા, પણ એ હિંસક ન હતા. સાવરકર સાચા હિંદુ અને દેશભક્ત હતા, પણ મુસલમાનદ્વેષ્ટા નહતા અથવા પર-દ્વેષ્ટા નહતા. ક્ષ-કિરણો નામના લખાણોમાં એ એક ઠેકાણે લખે છે કે દેશભક્તિ કરતાં પણ અધિક માનવભક્તિ છે એમાં હું માનું છું; પણ જ્યારે એક દેશ બીજા દેશને ભરખી નાખવાનો પ્રયત્ન કરતો હોય ત્યારે મારાથી શાંત બેસી ન રહેવાયું. મને એ વખતે અને આજે પણ અત્યાચાર અથવા હિંસક કૃત્ય તરફ તિરસ્કાર હતો, પણ બીજો કોઈ માર્ગ મને દેખાયો નહિ, તેથી હિંસાનો માર્ગ અપનાવ્યો. સાવરકર વિરુદ્ધ ક્ષુદ્ર અને બળતી ટીકાઓ કરતાં પહેલાં ટીકાકારોએ સાવરકરની આ ભૂમિકાનો વિચાર કરવો જોઇએ.


**વિ. સ. વણીકર**

(મનોવિજ્ઞાન વિભાગ, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ)


\+ \+ \+

## ઉદયશંકર ભટ્ટ

હિન્દીના સુપ્રસિદ્ધ નાટકકાર, કવિ અને નવલકથાકાર ઉદયશંકર ભટ્ટનું ૬૭ વર્ષની વયે તા. ૨૮ ફેબ્રુઆરી ૧૯૬૬ને રોજ દિલ્હીમાં હૃદયરોગના હુમલાથી દુઃખદ અવસાન થયું. તેમના જવાથી હિન્દી-સાહિત્યને એક સનિષ્ઠ સાહિત્યસ્વામી અને ઉચ્ચ જીવનમૂલ્યોના ઉપાસકની ખોટ પડી છે. અક્ષરતાના એ ઉપાસકના આત્માને ઈશ્વર ચિરશાંતિ અર્પો.

શ્રી ઉદયશંકર ભટ્ટના પૂર્વજો ઉત્તર ગુજરાતના

સિદ્ધપુરના બ્રાહ્મણ હતા. તેમના પ્રપિતા ધર્મલાભાર્થે ગંગા નદીના કિનારે કર્ણવાસ નામના ગામમાં જઈ વસ્યા હતા. આજે પણ એમના ઘરમાં હિન્દી મિશ્રિત ગુજરાતી બોલાય છે. પ્રપિતા અને પિતા વેદપાઠી તેમજ કર્મકાંડી હતા, તેથી ભટ્ટજીના માનસપટ પર ધર્મ અને સદાચારના ઊંડા સંસ્કાર પડ્યા હતા, જેને લીધે તેમના સમગ્ર સાહિત્યમાં એક પ્રકારની ઋજુતા, ઉદાત્તતા અને સાત્વિકતાનાં દર્શન થાય છે. તેમનો જન્મ તા. ૩ ઑગસ્ટ ૧૮૯૮ના દિવસે તેમના મોસાળમાં ઈટાવામાં થયો હતો. પિતાની છત્ર નાનપણમાં જ ગુમાવવાને લીધે ભટ્ટજીનું જીવન-ઘડતર ઘણી કપરી અને ક્લેશમય પરિસ્થિતિમાં થયું હતું. સતત આર્થિક ભીંસ અને અનુદાર સમ્બન્ધીઓને લીધે તેમને અસહ્ય ઘર્ષણ વેઠવું પડ્યું હતું. પણ તેથી તેમનું જીવન પાંગર્યું, વધારે દીપ્તિ અને શક્તિ મેળવી શક્યું અને તેમની સર્જનાત્મક પ્રતિભા વધારે સક્રિય બની શકી. ઘર્ષણ જીવનને ઉદયોન્મુખ અને તેજોમય બનાવે છે.

ઉદયશંકર ભટ્ટે લગભગ ૫૦ ગ્રન્થો રચ્યા છે. તેમાં સંપૂર્ણ નાટક, એકાંકી, કવિતાસંગ્રહ, નવલકથા વગેરેનો સમાવેશ થાય છે. તેમના સમગ્ર સાહિત્યમાં બે વિશિષ્ટ લક્ષણો આગળ તરી આવે છે: ભારતીય સંસ્કૃતિ પ્રત્યે અનુરાગ અને માનવતા પ્રત્યે પૂજ્ય-ભાવ. એમના પૌરાણિક નાટકોમાં આર્ય સંસ્કૃતિનાં ઉચ્ચ તત્ત્વોનું આલેખન કરવામાં આવ્યું છે. ઐતિહાસિક નાટકો મુખ્યત્વે રાષ્ટ્રીયતા અને માનવતાનાં મૂલ્યોનું પ્રતિપાદન કરે છે આપણા સમાજ-જીવનમાં નારી-ગૌરવની પ્રતિષ્ઠા એ એમના ગીતિનાટ્ય અને ભાવનાટ્યનો મુખ્ય વિષય છે. તેમણે 'માનસી', 'યુગદીપ', 'યથાર્થ ઔર કલ્પના', 'વિજયપથ' ઇત્યાદિ કવિતાસંગ્રહો, 'વિશ્વામિત્ર', 'રાધા', 'મત્સ્યગંધા' ઇત્યાદિ નાટકો, 'નયે મોડ', 'સાગર, લહર ઔર મનુષ્ય' વગેરે નવલકથાઓ દ્વારા હિન્દી સાહિત્યની શ્રી-વૃદ્ધિ કરી છે. તેઓ મુખ્યત્વે નાટકકાર છે. કવિત્વપૂર્ણ વાતાવરણમાં તેમનાં નાટકો જીવનના શાશ્વત સૌન્દર્ય અને આત્માની ઉજ્જ્વળતાનો અનુભવ કરાવે છે.

ભટ્ટજી ગાંધીજીની રાષ્ટ્રીય ભાવનાથી પ્રેરાઈ દેશસેવા તરફ વળ્યા. ૧૯૨૧–૨૨માં પ્રસિદ્ધ ચૌરાચૌરી પ્રકરણ સમયે તેઓ બરેલી કૉંગ્રેસના પ્રમુખ હતા. ત્યાર પછી તેઓ પં. મોતીલાલ નેહરુ દ્વારા સ્થાપિત સ્વરાજ્ય પાર્ટીના મંત્રી બન્યા અને સત્યાગ્રહ આંદોલનમાં સક્રિય ભાગ લીધો. તેમની દેશદાઝ તેમની કૃતિઓમાં સર્વત્ર દેખાય છે. ઉદયશંકર ભટ્ટે 'આકાશવાણી'માં દશ વર્ષ કાર્ય કર્યું. મુંબઈમાં હિન્દી સાહિત્ય સમ્મેલનનું અધ્યક્ષપદ શોભાવ્યું અને અનેક સાહિત્ય-પ્રવૃત્તિઓમાં લગભગ ૫૦ વર્ષ સક્રિય ભાગ લઈ નાના-મોટા અનેક લેખકોને પ્રોત્સાહન આપ્યું. એમના જીવન અને કવનથી સૌ સાહિત્ય-સેવકો પ્રેરણા મેળવતા રહે એ જ અભ્યર્થના.

રઘુવીર ઉપાધ્યાય

(હિંદી વિભાગ, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ)

*

**જીવનસત્ત્વ**

"જે મૂગો રહે છે તે ભુલાઈ જાય છે; જે મિતભાષી છે તેનો શબ્દ ઝીલાય છે; જે આગળ વધતો નથી તે પાછો પડે છે; જે થંભે છે તે દબાઈ જાય છે, દૂર હડસેલાઈ જાય છે, કચરાઈ જાય છે; જે વિકસતાં અટકે છે તે લઘુતાને પામે છે; જે છોડી દે છે તે પકડ ગુમાવે છે; ગતિવિરામની સ્થિતિ–એ અંતનો આરંભ છે;–તે મૃત્યુ પૂર્વેનું ભયાનક લક્ષણ છે. જીવવું એટલે સતત વિજય હાંસલ કરવો; એનો જ અર્થ કે નાશ, બીમારી, શારીરિક અને નૈતિક સત્ત્વના વિલોપન અને વિકિરણ સામે આત્માનો આવિષ્કાર. જીવવું એટલે અવિરામ સંકલ્પ અથવા પ્રતિદિન પોતાના નિર્ધારનું નવીકરણ."

*[Amiel's Journal, p. 16]*

એમિયલ



નવી દિલ્હીના નિવાસસ્થાનમાં સવારે
ચા સાથે વૃત્તપત્રવાચન



ચિ. પુરુષોત્તમ (અણ્ણા)ની જનોઈ પ્રસંગે–
મે, ૧૯૩૮. અમદાવાદ



ચિ. નરહરિ(નાના)નાં લગ્ન પ્રસંગે–
માર્ચ, ૧૯૫૪. અમદાવાદ.
સાથે ત્રણ પૌત્રો છે.



માવળંકર કુટુંબ-પરિવાર
'સેવા કુટિર', અમદાવાદ. સને ૧૯૫૪



કુદરતને ખોળે આરામ અને વાચનમાં મશગૂલ માવળંકર દંપતી



પૌત્રને રમાડતાં વત્સલ દાદા-દાદી



# દાદાસાહેબ માવળંકરનું
# જીવન અને કાર્ય





-ગણેશ વાસુદેવ ઊર્ફે દાદાસાહેબ માવળંકર

જન્મ: તા. ૨૭ નવેમ્બર ૧૮૮૮ (વડોદરા)

મૃત્યુ: તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૫૬ (અમદાવાદ)

- શ્રીગણેશચરિતામૃતમ્।
- લોકસેવકથી 'લોકસભાના પિતા' (આછી જીવનરેખા)
- સંસ્મરણોની સુમનાંજલિ

## નિવેદન

પૂજ્ય દાદાસાહેબની ચિરવિદાયને આજે દસ વર્ષ પૂરાં થયાં! વિચાર અને વિવેકપૂર્વક જીવવાની મથામણ છતાં સ્વજનની મમતા એકદમ કે પૂરેપૂરી છૂટતી નથી. મારી નબળાઈ મને ઘણી વાર અકળાવે છે. પિતાની યાદથી હું આજે પણ ખૂબ વિહ્વળ બનું છું, અને એકાન્તમાં આંસુ સારું છું; સાથે સાથે મારા અંતરમાં દાદાસાહેબની પ્રતિમા વધુ ને વધુ દૃઢ થતી હું અનુભવી રહ્યો છું. તેઓ સદેહે હરતાફરતા હતા એ વખતના કરતાં આજે તેમની ચેતનાનો વિહાર મારાં જીવન-કાર્યમાં વધુ ઉત્કટતાથી અને ઊંડાણથી થતો માણું છું, અને એ અક્ષય સાન્નિધ્યથી જીવનબળ પ્રાપ્ત કરું છું.

દાદાસાહેબ 'મહારાષ્ટ્રીય' કહેવાય, પણ તેઓ મહારાષ્ટ્રના જ નહોતા. અમારું માવળંકર કુટુંબ કોંકણમાંથી ગુજરાતમાં આવીને વસ્યાને બસો વર્ષ ઉપરાંતનો સમય વહી ગયો છે. સ્વજનો અને સંસ્કારો સિવાય મહારાષ્ટ્રમાં ભાગ્યે જ અમારું કશું હોય! ગુજરાતમાં દાદાસાહેબે જાહેર જીવન ગાળ્યું અને અમદાવાદમાંથી જ એમણે ચિરવિદાય લીધી. પૂરા ગુજરાતી બની ગએલા દાદાસાહેબ સ્વભાવતઃ અને પોતાનાં કાર્યો દ્વારા ભારતના અને સમગ્ર માનવજાતના સંસ્કારી પ્રતિનિધિરૂપ હતા. પોતાની આસપાસના પ્રદેશો અને પ્રજાજનો માટે દાદાસાહેબને કુદરતી પ્રીતિ હતી; પરંતુ તેમની પરિણતપ્રજ્ઞા અને દૃષ્ટિ માનવમૂલ્યો વડે રંગાએલી વિશાળ હતી.

૬૭ વર્ષ અને ૩ માસના જીવન દરમિયાન દાદાસાહેબે ગુજરાતના, મહારાષ્ટ્રના, પશ્ચિમ ભારતના, ભારતવર્ષના અને રાષ્ટ્રકુટુંબના જાહેર જીવનમાં પોતાનો વિશિષ્ટ અને ઉમદા ફાળો આપ્યો. દાદાસાહેબનું જીવન અને વ્યક્તિત્વ ચારિત્ર્યશીલ અને ઉદાત્ત હતું, અનેક સુંદર પાસાંથી સમૃદ્ધ હતું. દાદાસાહેબની હયાતીમાં એમનું કોઈ ચરિત્ર બહાર પડ્યું નહોતું. આત્મકથા લખવાની દાદાસાહેબને ઉમેદ હતી તે કમભાગ્યે અધૂરી રહી. દાદાસાહેબના અવસાન પછી આજ લગી એમનું નાનું કે મોટું જીવનચરિત્ર ગુજરાતી ભાષામાં લખાયું નથી. દાદાસાહેબના ભાવિ ચરિત્રલેખક માટે, સંસ્મરણોરૂપી સામગ્રી, વખત ઠીક ઠીક વહી ગયો હોવા છતાં યે, ભેગી કરી રાખવી સારી એ વિચારથી, આજે એક દસકા બાદ, ગુજરાત-મહારાષ્ટ્ર અને ભારતમાંના અનેક મિત્રો-મુરબ્બીઓને (વિદેશમાંના થોડાકને પણ) મેં દાદાસાહેબ વિષેનાં એમનાં સંસ્મરણો અને અંજલિલેખો મોકલવા વિનંતી કરી. તરત અને ધોધબંધ મારા પર આવાં લખાણો આવવા લાગ્યાં. દાદાસાહેબની સ્મૃતિ આટલાં બધાં સજ્જનોનાં હૈયાંમાં આટલી ઉત્કટ, તાજી અને કૃતજ્ઞતા તથા આત્મીયતાના ભાવોથી ભરીભરી હશે એની મને કલ્પના નહોતી. સંસ્મરણોનો ને લેખોનો જાણે મોટો ધોધ વહેવા લાગ્યો. આશરે બસો લેખો આવ્યા છે અને હજુ આવતા જાય છે! એટલે, વહેલામાં વહેલું નવેમ્બર ૧૯૬૬માં, હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટ તરફથી પ્રકટ થનાર ગ્રંથમાં આ બધું લખાણ, જે તે ભાષામાં પ્રગટ કરવાનો સંકલ્પ કર્યો છે, અને અહીં મૂળ લેખોમાંથી ખૂબ ટૂંકા (પણ સંદર્ભ ગુમાવ્યા વિના અને લેખકની ભાવના કે લખાણને ફેરવ્યા વિના) ઉતારાઓ જ પ્રસિદ્ધ કરી શકું છું. સૌ મિત્રો-મુરબ્બીઓ આ બેવડી વ્યવસ્થા સ્વીકારશે એવી આશા રાખું છું. સૌનો હું ખૂબ ખૂબ ઋણી છું.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

[પૂજ્ય દાદાસાહેબનો દસમો શ્રાદ્ધદિન; રવિવાર, તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૬૬; અમદાવાદ]

*

१५

गोपालकृष्ण इति विश्रुतनामधेयः
श्रीगोखले–नरवरः शशिशुभ्रकीर्तिः।
तेन प्रभावितमतिः परमात्मकार्यं
मत्वा सदैव कृतवान्स हि लोककार्यम्॥

१६

श्रीमता सरदारेण तथा गांधिमहात्मना
संपर्केण शुभोत्साहस्तस्य भूयोऽभ्यवर्धत॥

१७

गुजरातसभा यस्या गांधिरध्यक्षतां गतः।
तस्या मन्त्रिपदे श्रीमान्नियुक्तो मावलंकरः॥

१८

अहम्मदाबादपुरे विशाले
संचालितायां पुरपालिकायाम्।
निरीक्ष्य कार्यक्षमतां तदीयां
वृतस्तदध्यक्षपदे स मान्यः॥

१९

मुम्बापुरी रुचिरकान्तिमती विशाला
तस्यां विधानसदसि प्रमुखोऽभवत्सः।
दिल्लीपुरेऽप्यपि विधानसभाधिपोऽयं
संस्थापितस्तदनु पुण्यचरित्रशीलः॥

२०

संधुक्षितो गांधिमहात्मना यो
महानलो राष्ट्रियभावनायाः।
जज्वाल सोऽयं हृदयेऽस्य दीप्तः
स्वदेशमुक्त्यै विदिताशयस्य॥

२१

स्वातंत्र्ययुद्धे परितः प्रवृत्ते
स्वमातृभूमेर्निगडानि भेत्तुम्।
स्वातंत्र्यवीरैः सह नैकवारं
कारागृहं सोऽपि मुदा प्रविष्टः॥

૧૫

ચન્દ્ર સમાન શુભ્ર કીર્તિને વરેલા એ પુરુષ ગોખલેથી પ્રભાવિત થઈ તેમણે હમેશાં લોકકાર્યને ઈશ્વરના કાર્ય લેખે જ સ્વીકાર્યું.

૧૬

સરદારશ્રી વલ્લભભાઈ અને મહાત્મા ગાંધીના સંપર્કથી તેમના શુભ ઉત્સાહમાં વિશેષ વૃદ્ધિ થઈ.

૧૭

ગાંધીજી જેના અધ્યક્ષપદે હતા તે ગુજરાતસભાના મંત્રીપદે શ્રી માવળંકર નીમાયા.

૧૮

વિશાળ અમદાવાદ નગરમાં સંચાલિત થએલી નગરપાલિકામા અધ્યક્ષપદે તે માનનીય પુરુષની તેમની કાર્યક્ષમતાને લીધે વરણી થઈ.

૧૯

મનોહર કાંતિવાળી વિશાળ મુંબાઈ નગરીમાં તેઓ વિધાનસભાના પ્રમુખ થયા. ત્યાર પછી તે પુણ્યચરિત્ર પુરુષની દિલ્હીમાં પણ વડી ધારાસભાના અધ્યક્ષપદે નિયુક્તિ થઈ.

૨૦

મહાત્મા ગાંધીજીએ પ્રકટાવેલ રાષ્ટ્રીય ભાવનાનો હુતાશન દીપ્ત થઈને, દેશની મુક્તિ માટે પ્રગટ થએલા આશયવાળા, શ્રી માવળંકરના હૃદયમાં પ્રજ્વળી ઊઠ્યો.

૨૧

માતૃભૂમિની શૃંખલાઓ તોડી નાખવા જ્યારે ચોમેર સ્વાતંત્ર્ય-સંગ્રામનો પ્રારંભ થયો ત્યારે અનેક સ્વાતંત્ર્યવીરો સહ તેમણે પણ સહર્ષ કારાવાસ સ્વીકાર્યો.

२२

स्वदेशमोक्षव्रतिनो महात्मनो
गांधेः सदा संयमिनस्तपस्यतः।
यः पुण्यराशिर्ववृधे दिने दिने
काले स नूनं फलितोऽतिशुभ्रः॥

२३

श्रेयस्करैः शान्तिमयैरुपायै–
र्महात्मना देशहितोपदिष्टैः।
स्वातंत्र्यसिद्धिं परमामवाप्ता
धन्याभवद्भारतवर्षभूमिः॥

२४

स्वदेशमुक्त्यै कृतनिश्चयानां
देशाग्रणीनां सततप्रयासैः।
मुक्ताभवद्भारतवर्षभूमिः
प्रजान्तरङ्गे न ममौ प्रमोदः॥

२५

तदा लोकसभाध्यक्षो वृतः श्रीमावलंकरः।
सभासंचालने दक्षः सदस्यैरभिवंदितः॥

२६

विनीतः स्पष्टवक्ता च विनोदप्रिय एव च।
महासत्त्वः सहृदयः सहिष्णुर्विमलाशयः॥

२७

ज्ञानवृद्धः सभाध्यक्षो वाग्मी धर्मविदां वरः।
मेधावी लोकनीतिज्ञ इति सर्वत्र विश्रुतः॥

२८

स राजकार्यं सुकरं यथा स्या–
त्तथा स्वधर्मेऽभिरतः सभायाम्।
कस्यापि पक्षस्य च येऽधिकारा–
स्तद्रक्षणेऽभूत्स हि जागरूकः॥

२९

ये लोकसंसदध्यक्षाः प्रशस्ता वसुधातले।
तत्र स्वधर्मशीलस्य स्थानं तस्य प्रकीर्तितम्॥

३०

अभूल्लोकसभायाः पिता श्रीमावलंकरः।
निर्देशं कृतवानेवं तस्य श्रीमाञ्जवाहरः॥

૨૨

સ્વદેશમુક્તિના વ્રતધારી, સંયમી અને તપશ્ચર્યામય જીવન ગાળતા મહાત્મા ગાંધીજીનો નિર્મળ પુણ્યરાશિ દિને દિને વૃદ્ધિ પામ્યો અને યથાસમયે તેનું ફળ પ્રાપ્ત થયું.

૨૩

મહાત્માજીએ દેશહિતાર્થે ઉપદેશેલા શાન્તિમય શ્રેયસ્કર ઉપાયોથી પરમ સ્વાતંત્ર્યસિદ્ધિ પ્રાપ્ત કરીને ભારતભૂમિ ધન્ય બની.

૨૪

સ્વદેશની મુક્તિ કાજે કૃતનિશ્ચય થએલા દેશનેતાઓના સતત પ્રયાસોથી ભારતની ભૂમિ મુક્ત થઈ. પ્રજાના હૃદયમાં આનંદ સમાયો નહિ.

૨૫

ત્યારે શ્રી માવળંકરની લોકસભાના અધ્યક્ષ તરીકે વરણી થઈ. સભાસંચાલનમાં તે કુશળ અને સભાસદોથી સંમાનિત હતા.

૨૬–૨૭

તે સભાધ્યક્ષ વિનીત, સ્પષ્ટવક્તા, વિનોદપ્રિય, મહાસત્ત્વ, સહૃદય, સહિષ્ણુ, શુદ્ધ આશયવાળા, જ્ઞાનવૃદ્ધ, કુશળ વક્તા, કાયદાના ઉત્તમ જ્ઞાતા (ઉત્તમ ધર્મવેત્તા), મેધાવી અને લોકનીતિના જાણકાર તરીકે પ્રસિદ્ધ થયા.

૨૮

રાજકાર્ય સરળતાથી ચાલે તે રીતે શ્રી માવળંકર લોકસભામાં સ્વધર્મનું પાલન કરતા. કોઈ પણ પક્ષના જે કોઈ અધિકાર હોય તેનું રક્ષણ કરવાને તે જાગ્રત રહેતા.

૨૯

વિશ્વની વિવિધ લોકસંસદોના પ્રતિષ્ઠિત અધ્યક્ષોમાં તે સ્વધર્મશીલ સભાધ્યક્ષની ગણના થાય છે.

૩૦

શ્રી જવાહરલાલે શ્રી માવળંકરનો લોકસભાના પિતા તરીકે નિર્દેશ કરેલો.

### ३१

प्राचीनसंस्कारचयेऽमृतं य–
त्तत्त्वं स मान्यं नितराममंस्त।
पुरातनं किंतु सनातनं य–
त्तत्सर्वथा संपरिरक्षणीयम्॥

### ३२

व्योम्नि प्रभां चान्द्रमसीं निपीय
प्रमोदमाप्नोति यथा चकोरः।
सोऽयं सुधां संस्कृतवाङ्मयस्य
पीत्वा तथा निर्वृतिमाप सद्यः॥

### ३३

साहित्यसंस्कारकलाप्रचारे
दत्तावधानश्च सदोद्यतश्च।
विद्यासभा या गुजरातराष्ट्रे
सोऽयं तदध्यक्षपदे नियुक्तः॥

### ३४

समाजवटवृक्षस्य नीरोगपरिवृद्धये।
शिक्षणाम्बु निषेक्तव्यमिति निश्चितवानसौ॥

### ३५

यद्विश्वविद्यालयमुज्ज्वलाभं
विभाति भव्यं गुजरातपूर्वम्।
तत्तस्य नूनं महनीयकीर्ते–
र्महाप्रयासस्य फलस्वरूपम्॥

### ३६

गांधिस्मारककोशस्य तथा कस्तूरबास्मृतौ।
निर्धारितस्य कोशस्य सोऽयमध्यक्षतां गतः॥

### ३७

कारागृहे निपतितान्वधदण्डपापा–
नाश्वासयत्स मनुजान्करुणार्द्रचेताः।
देहान्तदण्डमपि लोपयितुं प्रवृत्त–
स्तत्तस्य हृद्गतगुणान्प्रकटीकरोति॥

### ३८

रूपाकृतिः सहृदयस्य यथा विभाति
सैषा द्युतिर्गुणगणस्य यथा चकास्ति।
हृद्व्योम्नि संकलितमेकरसं प्रपद्य
काव्यात्मना स्फुरति सर्वमिदं तथैव॥

### ૩૧

(આપણા) પ્રાચીન સંસ્કારોમાં જે અમર તત્ત્વ છે તેને તેઓ અત્યંત આદરણીય ગણતા, (કેમ કે) જે પુરાતન હોવા છતાં સનાતન હોય તેનું સર્વથા સંરક્ષણ થવું જોઈએ.

### ૩૨

આકાશમાં ચાંદનીનું પાન કરીને જેમ ચકોર પ્રમુદિત થાય છે તેમ તેઓ પણ સંસ્કૃત વાઙ્મયના અમૃતનું પાન કરતાં ઉલ્લાસ પામતા હતા.

### ૩૩

સાહિત્ય, સંસ્કાર અને કલાના પ્રચાર પ્રત્યે ધ્યાન આપતા અને સક્રિય રહેતા તેઓ ગુજરાતમાં સ્થપાએલી વિદ્યાસભાના અધ્યક્ષ તરીકે નિયુક્ત થયા.

### ૩૪

સમાજના વટવૃક્ષની નીરોગી વૃદ્ધિને માટે શિક્ષણના જળનું સિંચન કરવું જોઈએ એવો તેમણે સંકલ્પ કર્યો હતો.

### ૩૫

પ્રોજ્જ્વલ પ્રકાશતું ભવ્ય ગુજરાત વિશ્વવિદ્યાલય પૂજ્યકીર્તિ શ્રી માવળંકરના મહાપ્રયાસનું ફળ છે.

### ૩૬

તેઓ ગાંધી-સ્મારક-નિધિ અને કસ્તૂરબાના સ્મરણ નિમિત્તે નિયત કરેલા નિધિના અધ્યક્ષ હતા.

### ૩૭

દેહાંતદંડની શિક્ષા પામીને કારાગૃહમાં પડેલા મનુષ્યોને કરુણાર્દ્ર અંતઃકરણવાળા તે આશ્વાસન આપતા. દેહાંતદંડનો પણ લોપ કરાવવા તેઓ પ્રવૃત્ત થયા હતા. આ તેમના હૃદ્ગત ગુણોને પ્રકટ કરે છે.

### ૩૮

સહૃદય પુરુષની આ આકૃતિ જેવી પ્રકાશે છે, તેમના ગુણોની આ જ્યોતિ જેવી ઝળહળે છે–આ બધું મારા હૃદયાકાશમાં સંકલિત થઈ, એકરસ બની કાવ્યરૂપે તે જ રીતે સ્ફુરે છે.

श्रीमावळङ्करगणेश इति प्रसिद्धो
यो वासुदेवतनयो विदुषां वरेण्यः।
तस्येतिवृत्तममलं मनुजाः स्मरन्ति
तत्पुण्यकीर्तिरवनीं धवलीकरोति॥



વિદ્વાનોમાં આદર પામેલા શ્રી ગણેશ માવળંકર એ નામે પ્રસિદ્ધ થએલા શ્રી વાસુદેવના પુત્રના નિર્મળ ચરિત્રનું મનુષ્યો સ્મરણ કરે છે અને તે ચરિત્ર પૃથ્વીને ઉજ્જવળ કરે છે.

४०

चेतोहरो रुचिरवर्णयुतोऽवदातः
सोऽयं गणेशचरितामृतपुष्पहारः।
पुण्यं निजं परिमलं प्रतनोत्वनन्तं
पृथ्वीमिमां सुविपुलां समलङ्करोतु॥

૪૦

મનોહર, નિર્મળ અને સુંદર વર્ણવાળો શ્રી ગણેશ માવળંકરના ચરિતનો આ અ-મૃત પુષ્પહાર નિરંતર તેની પવિત્ર પરિમલ પ્રસરાવો અને આ વિપુલ પૃથ્વીને વિભૂષિત કરો.

अनुपराम गोविन्दराम भट्ट
[अध्यक्ष, 'संस्कृत' विभाग, एल. डी. आर्ट्स कॉलेज, अमदावाद]

એ. જી. ભટ્ટ
[અધ્યાપક અને અધ્યક્ષ, સંસ્કૃત વિભાગ, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

## Father of the Lok Sabha

"I must confess that I, and I think, perhaps some others, had got so much used to Shri Mavalankar as our Speaker and had come to rely so much on the way he could deal with any situation that might arise with calmness, with courtesy, and at the same time, with firmness, that we could hardly think of this parliament without him. He was an inseparable part of it, the cementing link between all of us. Therefore, his passing away, apart from the obvious personal sorrow involved, is a break [illegible] tradition, from almost an institution that had grown up here. No doubt, this Parliament and all of us will carry on our work. The world goes on. The Parliament [illegible] India goes on, undoubtedly. Nobody is indispensable whoever he might be. [illegible] fact remains that if a person was considered so intimate a part of this Parliament [illegible] almost to be indistinguishable from its working, it is Shri Mavalankar, [illegible] away, for the moment, leaves the Lok Sabha almost like a headless body, [illegible] gap behind, which is very very difficult to fill.

He was the first Speaker of the Lok Sabha, we might almost [illegible] of the Lok Sabha, and his name, I am quite sure, will be associated [illegible] Sabha and with our Parliament for long periods to come as [illegible] shape, gave it direction and gave it the stamp and impress of [illegible] us have profited by that; all of us have been conditioned to [illegible] all of us have been made a little better by that. That is a [illegible] any individual that he has conditioned, and influenced and improved [illegible] contact with them. Through us as individuals, he has [illegible] Parliament and through that again, to some extent, the [illegible]

[illegible]

[G. V. Mavalankar: Father of the Lok [illegible]

*

# લોકસેવકથી 'લોકસભાના પિતા'

## જેમના 'સુખી અને સારા જીવન'ની સુવાસ સહુ સંસ્કારવાંછુઓને સતત અને સર્વત્ર સ્ફૂર્તિ આપતી રહેશે

**"મ**નને એવું કહેવાનું મન થતું કે 'તું કેમ ખાટું થાય છે? તારા નસીબમાં જે નથી એ તને કોઈ આપશે નહિ, અને તારા નસીબમા જે છે તે કોઈ લઈ લેવાનું નથી.' આ વિચારસરણીનાં બે મોટાં પરિણામો મારા પર થયાં, અને તેને લીધે મને લાગે છે કે, મારું જીવન મારી પોતાની દૃષ્ટિએ સુખી અને સારું થયું. તે બે પરિણામો એ કે, કોઈ માણસની મને ઈર્ષા થઈ નહિ. ધધામાં કે જાહેર જીવનમાં કીર્તિલોભ કે સત્તાલોભને લીધે થતી હરીફાઈ, રાગદ્વેષ, ઈર્ષા વગેરેથી હું બચ્યો. મારી ફરજ બજાવ્યાનો સંતોષ મેળવીને મારા મનની શાંતિ હું ભોગવી શક્યો. બીજું, કોઈ પણ જાતના ફળનો એટલે કે હોદ્દાનો લોભ ન રાખતાં, મને મળેલાં નાનામોટાં કામ તત્પરતાથી કરવામાં હું સંતોષ માનતાં શીખ્યો." પોતાને માટે આ વિચારસરણી ધ્યાનમંત્રરૂપે રાખીને, જીવનમાર્ગે સ્વસ્થ દૃઢતાથી, નિષ્કામ ભાવે, સતત ચાલ્યા જનાર હતા શ્રી ગણેશ વાસુદેવ માવળંકર: ભારતના સ્વતંત્ર પ્રજાસત્તાક શાસનકાળની પ્રથમ લોકસભાના પ્રથમ અધ્યક્ષ, 'લોકસભાના પિતા'નુ બિરુદ પામેલા અને 'દાદાસાહેબ'ના હેતભર્યા અને આદરસૂચક નામે સર્વત્ર સવિશેષ ઓળખાતા. વ્યવસાયે ધારાશાસ્ત્રી, અને વિચારેઆચારે એ સમાજસેવક હતા.

સને ૧૮૮૮ના નવેમ્બરની ૨૭મી તારીખે એમનો જન્મ, વડોદરામાં, એમના મોસાળમાં થયો હતો. મહારાષ્ટ્રના રત્નાગિરી જિલ્લાના માવળંગે ગામના રહેવાસી એમના પૂર્વજો, છેલ્લાં બસોથી યે થોડાં વધારે વર્ષોથી, ગુજરાતમાં આવીને વસ્યા હતા. શરૂઆતમાં બોરસદ અને પછી અમદાવાદ. અસલ વતનમાના વ્યવસાયને કારણે અટક પણ હતી સરદેસાઈ. ચારિત્ર્ય, પ્રમાણિકતા અને નિષ્ઠાને કારણે, એમના એક પૂર્વજ માસિક સાત રૂપિયાના પગારથી શરૂ થઈને રૂપિયા સાતસો સુધી પહોંચ્યા હતા.

પૂર્વજોના આ સદ્‌ગુણોની સંપત્તિ, પરદેશી સરકારના લાભાર્થે વ્યય કરવાનું ન સ્વીકારી, તેમના વડિલોએ જ્ઞાનદાનના પવિત્ર કર્મને, પોતાના વ્યવસાય તરીકે સ્વીકાર્યું. આમ સદ્‌ગુણોના સુવર્ણમાં દેશપ્રેમની સુગંધ ભળી. આવો અમૂલ્ય વારસો ધરાવતું હતું આ કુટુમ્બ. એના એક વંશજ વાસુદેવરાવના એકના એક પુત્ર તે આ ગણેશ. બચપણમાં પિતાના વ્યવસાયને કારણે, એમનું પ્રાથમિક શિક્ષણ વધારે ભાગે મહારાષ્ટ્રમાં થયું. અભ્યાસમાં પોતાનું કામ એ ચીવટપૂર્વક, પૂરેપૂરું, સમયસર જ કરી લેતા. આને કારણે બાલ્યાવસ્થામાં, કોઈ પણ વડિલ કે ગુરુજનો તરફથી, એમને રોષ, ક્રોધ કે ઠપકો સહન કરવાનો પ્રસગ કદી આવ્યો નહિ. એમણે જ નોંધ્યું છે તેમ, એમનો આ જીવનકાળ ભોળા અને શ્રદ્ધાળુ મનને સુખી લાગે, ફરી આવે તો ગમે, એવો પ્રેમ અને આનંદનો સ્નેહ-ભરપૂર શૈશવ-સમય હતો. આ કાળથી જ પોતાની તીવ્ર બુદ્ધિને કારણે એ અભ્યાસમાં આગળ પડતા રહેતા અને પારિતોષિકો પ્રાપ્ત કરતા. સને ૧૯૦૨ના અંતમાં, તેઓ અંગ્રેજી છઠ્ઠા ધોરણથી અમદાવાદ આવ્યા. સને ૧૯૦૪મા મુંબાઈ યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષામાં એ પસાર થયા. ગુજરાત કૉલેજમાં દાખલ થયા. સાહિત્ય, કલા ઈત્યાદિ પ્રત્યે અભિરુચિ તો હતી જ પણ દેશની સ્વાધીનતાની લડતમાં, કદાચ કામ આવે એવા ભાવે, ઐચ્છિક વિષયોમાં ભૌતિકશાસ્ત્ર અને રસાયણશાસ્ત્ર લઈને, તેઓ સને ૧૯૦૮માં બી.એ.ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા. ગુજરાત કૉલેજમાં જ એક વર્ષ માટે દક્ષિણાફેલો નિમાયા.

આ કિશોરકાળથી, તે લગભગ વિદ્યાભ્યાસની પૂર્ણાહુતિ સુધીનો કાળ, એ સુખદુઃખમિશ્રિત માનસિક મથામણોથી ભરેલો ગયો. તેમની સોળ વર્ષની વયે તેમના પિતાજીનુ, અતિ ઉજ્જવળ આશાસ્પદ કારકિર્દીની અધવચમા જ, ૩૯ વર્ષની વયે અવસાન થયું. સને ૧૯૦૬માં

માશીનું મૃત્યુ. સને ૧૯૧૩માં સગી બહેન મરણ પામી. સને ૧૯૦૬માં લગ્ન થયું. બી. એ. પછીના અભ્યાસ માટે, ઘણી ચર્ચાવિચારણાને અંતે વકીલ બનવાનું નક્કી થયું. સને ૧૯૧૨માં કાયદાના અભ્યાસની બન્ને પરીક્ષાઓમાં પ્રથમ વર્ગમાં ઉત્તીર્ણ થયા, અને તેમાં યે પ્રથમ પરીક્ષામાં પ્રથમ વર્ગમાં પણ પ્રથમ આવ્યા હતા. ઇચ્છા તો કદાચ જુદા જ વિષયના અભ્યાસની હોવા છતાં, વડિલોના મત અનુસાર વર્ત્યા. તે જ પ્રમાણે વકીલાત કરવાના સ્થળનું પણ બન્યું. પરીક્ષાઓ મુંબાઈમાં અભ્યાસ કરીને આપી. તે જ રીતે વકીલાત પણ ત્યાં જ કરવાનું મન હતું. પરંતુ બહેનનું મૃત્યુ અને કૌટુમ્બિક બીમારીના બનાવોએ, એમને અમદાવાદમાં જ વકીલાત કરવાની કહો કે ફરજ પાડી.

વ્યવસાયમાં તો થોડાંક જ વર્ષોમાં એમણે અગ્રગણ્ય ધારાશાસ્ત્રીઓમાં, પોતાનું સ્થાન નિશ્ચિત કરી દીધું. અને ધંધાની નજરે ભવિષ્ય ખૂબ જ ઊજળું થતું ચાલ્યું હતું. પણ સને ૧૯૦૬માં થએલ લગ્નનું દાંપત્યસુખ, સને ૧૯૨૦માં ખંડિત થયું. પ્રેમાળ પત્નીનું અસાધ્ય માંદગીમાં અવસાન થયું. છતાં વડિલવર્ગના પ્રેમાગ્રહ અને પોતાના વિષેના પણ, દીર્ઘદૃષ્ટિએ થએલા વિચાર, તેમજ એમણે કહ્યું છે તેમ, કેટલાંક સાંસારિક કારણોને લઈને, બીજું લગ્ન પણ કરી લીધું. આમ અનાસક્તિને માર્ગે વળી જતાં જતાં, છેવટે સંસારનો પન્થ છૂટ્યો નહિ.

પણ બાળપણથી જ દેશભક્તિનાં બીજ તો હૃદયમાં પડેલાં હતાં જ. પિતાજીની સાથે હિન્દી મહાસભાની બેઠકોમાં હાજરી, અને મહાન દેશનેતાઓનાં નામકામનો પરિચય અને દર્શનનો પ્રભાવ ઓછાં ન હતાં. સને ૧૯૦૫થી શરૂ થએલી બંગભંગની ચળવળ, સ્વદેશી પ્રચાર, રાષ્ટ્રીય શિક્ષણ, બહિષ્કાર, અસહકાર, સ્વરાજ્ય અને લોકસેવાનાં આકર્ષણો હતાં જ. લાલ, બાલ અને પાલની ત્રિપુટીનાં મુગ્ધ માનસમાં જ છબિ અંકિત થઈ હતી. જ્વલંત ત્યાગ અને દેશાભિમાનની પ્રબળ ભાવનાની આ અસર પ્રબળ તો એટલી બધી હતી કે, વકીલાત પૂરી કરીને શ્રી ગોખલેની 'સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી'માં જ આજીવન સેવક તરીકે જોડાઈ જવાની જ મહેચ્છા સેવેલી. પણ અહીં પણ લોકસેવા અને દેશસેવાના અનુભવી વડિલવર્ગે એમને આ રીતે જીવન સમર્પણ કરતાં વાર્યા. વકીલાતની મારફત અને સાથે સાથે, આ સેવા કરીને, તેઓ વધારે સારી સિદ્ધિ મેળવી શકશે, પોતાના આદર્શને વધારે સફળતાથી પામી શકશે, એ વળી તેઓ દાદાસાહેબને સમજાવી સ્વીકારાવી શક્યા. સને ૧૯૦૭ની સુરતની ઐતિહાસિક કૉંગ્રેસ અધિવેશનની એમની હાજરીએ, એમને લોકમાન્ય ટિળક, લાલા લજપતરાય, ફિરોજશાહ મહેતા, ખાપર્ડે, સુરેન્દ્રનાથ બૅનરજી, ચિદંબરમ્ પિલે અને અરવિન્દ ઘોષ જેવી વિભૂતિઓનાં દર્શન અને વિચારોનો પરિચય કરાવ્યો. એમની આજીવન જનસેવાની ભાવના આમ દૃઢ બની. તો વળી સને ૧૯૦૮માં સરકાર તરફથી ક્રાંતિ તરફ દ્વેષ, ક્રાંતિકારીઓ અને દેશપ્રેમીઓ ઉપર થતા અમાનુષી અત્યાચારો, એમને થતી આકરી સજાઓ, ઇત્યાદિ જુલમોએ આ પરદેશી સરકારની સામે થવાના સંકલ્પને બળ આપ્યું.

આથી વ્યવસાયે જ વકીલ રહીને નહિ પણ, એ ન્યાય અને તોલનની નીરક્ષીર વિવેકબુદ્ધિ સાથે, તેઓ દેશસેવા અને સમાજસેવાનાં ક્ષેત્રોમાં પણ, સવિશેષ પ્રવૃત્ત રહ્યા. વકીલાતમાં પણ, માત્ર ધનલાભ જ એની દૃષ્ટિ ન રાખતાં, એમણે દ્રવ્યોપાર્જનને અત્યંત ગૌણ રાખ્યું. એ વ્યવસાયને પણ પ્રમાણિકતા અને નીતિનાં ધોરણો સાચવીને, સત્યની જ સંશોધન-પ્રવૃત્તિ અને સત્યની ઉપાસના—સ્થાપનાનું કર્મ ગણવાના આદર્શને પામવા એ મથતા રહ્યા. આને પરિણામે ગાંધીજી સાથેના પ્રસંગના સંદર્ભમાં એમણે લખ્યું જ છે, "પોતાનો વ્યવસાય સંભાળીને જાહેરકામ કરનારાઓ, વ્યવસાય તરફ પ્રથમ જુએ એ સ્વાભાવિક છે. અને પછી જે કાંઈ વખત બચત રહે, તેમાં સાર્વજનિક કામ હાથ ધરે છે. ગાંધીજીનો આગ્રહ વાજબી છે કે ફુરસદના વખતમાં સાર્વજનિક કામ કરવાવાળાઓએ પણ, સાર્વજનિક કાર્યને અગ્રસ્થાન આપી, ફુરસદ કાઢવી જોઈએ. આપણાં ઘણાં સાર્વજનિક કાર્યો રઝળે છે અને વખતસર થતાં નથી કે બિલકુલ થતાં નથી, તેનું મુખ્ય કારણ એ છે કે ફુરસદિયા કાર્યકરો, સાર્વજનિક કાર્યને અગ્રસ્થાન આપતા નથી. પોતાની

આજીવિકાના કાર્યને લઈ, સમય થોડો મળતો હોય તો કામ થોડું લેવું, પણ જાહેર કામને અગ્રસ્થાન આપી, ખાનગી કામ કરતાં વિશેષ મહત્ત્વનું ગણી, તે પાર ઉતારવું જોઇએ." આમ એમણે જનસેવા માટે વકીલાત, પણ વકીલાત વધારવા માટે જનસેવા નહિ, એવી સમજપૂર્વક જ બને સાથે શરૂ કર્યા હતાં. આવી લક્ષ્યવેધક સ્પષ્ટ સમજ, અને શિસ્તમૂલક ચીવટપૂર્વકની કાયક્ષમતા, એમને જીવનમાર્ગમા પગલેપગલે સફળતાના સોપાનો પર મૂકતાં ગયાં. આ ગુણોએ જ એમને એમના ઘડતરકાળ દરમિયાન, અનેક મોટા માણસોના ગાઢ સંપર્કમાં મૂકયા, એ સર્વના વિશ્વાસપાત્ર બનાવ્યા. સને ૧૯૧૩માં દીવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇએ પોતાની સાથેના પરિચયે એમને પોતે નવા શરૂ કરેલા કેળવણી મંડળના મત્રીપદે મૂકયા. સને ૧૯૧૪માં સરદાર વલ્લભભાઈ પટેલ સાથે સંપર્કમાં આવ્યા. મહાત્મા ગાંધીજીને એ મળ્યા સને ૧૯૧૫મા; પણ જાહેર કાર્યોમા એ એમની સાથે સને ૧૯૧૭થી જોડાયા. હિંદ સ્વ-રાજ માટે સેક્રેટરી ઑફ સ્ટેટને ગુજરાતીમા કરેલી અરજી પર હજારો સહીઓ મેળવવી અને "ખેડા ના કર"ની લડત એ બે ગુજરાત સભાના કાર્યો, એમણે ઘણા ખંત અને ઉત્સાહથી પાર પાડયાં. ઉપરાંત સને ૧૯૧૯થી એ અમદાવાદ મ્યુનિસિપાલિટીમા દાખલ થયા અને સરદાર પટેલ સાથે આ કામની શરૂઆત કરી. સાથે સાથે રોગચાળા-નિવારણ, દુષ્કાળ-રાહત, રેલસંકટ-સહાય, આદિ અનેક સેવા કાર્યોમાં પ્રવૃત્ત થતા રહ્યા. સને ૧૯૨૧માં અસહકાર દરમિયાન વકીલાત બંધ રાખી. ગુજરાત વિદ્યાપીઠમા કાયદાના અધ્યાપક તરીકે લગભગ અઢી વર્ષ કામ આપ્યું. સને ૧૯૨૨માં ગાંધીજીની ધરપકડ અને કારાવાસની સજાના વિરોધમા પણ વકીલાત મોકૂફ રાખી પીંજવું, કાંતવું, વણવું, આ પ્રવૃત્તિઓ સાથે પણ સંકળાયેલા રહ્યા. વિદ્યાર્થી ચળવળ અને ખાસ કરીને ગુજરાત કૉલેજમાં પ્રિન્સિપાલ શિરાઝની સામેની લડતમાં, એમણે ઉત્તમ દોરવણી આપી. અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં પ્રવેશ્યા પછી, ત્યાંની વિધવિધ સમિતિઓમાં, સભ્ય અને પ્રમુખપદે સેવાની શરૂઆત કરી, સને ૧૯૩૦થી સને ૧૯૩૩ અને સને ૧૯૩૫-૧૯૩૬માં પ્રમુખપદને શોભાવ્યું. "શહેર મોટું થાય, અને તેમાં અનેક પ્રકારનાં શોખનાં સાધનો વસાવવામાં આવે, તેથી શહેરની સાચી સેવા થઈ એમ ન કહેવાય, પણ શહેરમાં કોઈ ભૂખ્યો ન રહે, કોઈ નાગો ન રહે, કોઈ ઝૂંપડી વિનાનો ન હોય, કોઈ માંદો (સારવાર વિના) ન હોય, અને કોઈ અભણ ન હોય, તો જ મ્યુનિસિપાલિટીએ શહેરની પૂરી અને સાચી સેવા કરી એમ કહેવાય." આ આદર્શ સાથે એમણે ત્યાં અઢાર વર્ષો કામ કર્યું અને આ કામ જ એમને અત્યંત પ્રિય હતું. રાજકારણમાં પડયા પછી પણ એમની ઝંખના તો આવાં સેવા-કાર્યો પ્રત્યે જ સતત રહી હતી. અને તેથી, ત્યાંથી નિવૃત્ત થયા બાદ પણ, તેમાંથી તેનાં કાર્યોમાંથી રસ ઓછો કર્યો નહિ, અને એમાં સલાહ-સૂચનો આપતા જ રહ્યા. આને જ લગતાં પ્રજાજીવનનાં સાંસ્કારિક, સામાજિક, શૈક્ષણિક અને સાંસ્કૃતિક, સાહિત્યિક તથા કલાનાં સર્વ ક્ષેત્રોમાં, એ સદા વહીવટનો કપરો બોજ ઉઠાવી, તે તે વિષયના તજ્જ્ઞોની તે પ્રકારનો ભાર ઉઠાવવાની ફરજમાંથી તેઓને મુકત રાખતા. પોતે તે તે ક્ષેત્રના નિષ્ણાત નથી, પણ તેમાં પૂરો રસ ધરાવતા હોવાથી, તેના તજ્જ્ઞોને બને તેટલી વધારે અનુકૂળતા કરી આપવી, સાધનો પૂરાં પાડવાં "એ મારી ફરજ સમજું છુ" એમ કહેતા. તેથી તે સર્વમાં પોતાની વહીવટી કાબેલિયત, પ્રશ્નનો સૂક્ષ્મતાપૂર્વક તાગ લેવાની સૂઝ, અને અત્યંત સહાનુભૂતિપૂર્વકની સહાયક વૃત્તિ સાથે અવિરત કાર્યશક્તિથી અમૂલ્ય ફાળો આપ્યો. આવી અનેક પ્રવૃત્તિના આદિ પ્રણેતા બનીને એના વિકાસને સિદ્ધ કરાવ્યો. અહીં પણ એમની એક સ્પષ્ટ સમજણ હતી. એ માનતા કે, "જાહેર સંસ્થાના કામ કરનારાઓને જેટલા ધક્કા ખવરાવશો, એટલું જાહેર સેવાનું કામ ઓછું થશે અથવા બગડશે. એટલે જરા વધારે શ્રમ લઇને, અથવા બીજેથી વખત કાઢીને પણ, આવાં કામો તો પતાવવાં જોઇએ." અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના પાયામાં એ હતા અને એમ જ ગુજરાત લૉ સોસાયટીમાં પણ. ઈ. સ. ૧૮૪૮માં સ્થાપાએલી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (હાલની ગુજરાત વિદ્યાસભા)ના ઘણાં વર્ષોથી

તેઓ પ્રમુખ રહ્યા હતા. એમ જ અનેક બીજી સંસ્થાઓમાં પણ તેમની સીધી યા પરોક્ષ દોરવણી આપતા હતા.

સને ૧૯૩૭માં એમણે સત્તાક્ષેત્રે રાજકારણમાં પ્રવેશની શરૂઆત કરી, અને મુંબઈની વિધાનસભાના અધ્યક્ષ પદે આવ્યા તે સને ૧૯૪૬ સુધી ત્યાં જ રહ્યા. તા. ૨૪ જાન્યુઆરી ૧૯૪૬ને રોજ નવી દિલ્હીમાં વડી ધારાસભામાં અધ્યક્ષપદે ચૂંટાયા અને ૧૫મી ઑગસ્ટ ૧૯૪૭ સુધી તે પદે રહ્યા. દરમિયાન તેઓ મુંબાઈ પ્રાંતમાંથી બંધારણ સભામાં ચૂંટાઈને આવ્યા હતા જ એટલે તેઓ ૧૯૪૭માં ભારતની પ્રથમ સંસદના અધ્યક્ષપદે ચૂંટાયા. આમ તો સને ૧૯૨૦માં નાગપુર કૉન્ગ્રેસે નક્કી કર્યા મુજબના બંધારણ પ્રમાણે, તેઓ ગુજરાત પ્રાંતિક સમિતિના મંત્રી બન્યા હતા. અને ૧૯૨૧માં અમદાવાદમાં ભરાએલ હિંદી મહાસભાના ૩૬મા અધિવેશન સમયે, તેઓ કૉન્ગ્રેસના સામાન્ય મંત્રી પણ હતા. એમનો પ્રથમ જેલનિવાસ થયો ૧૯૩૦માં રાણપુર પોલીસ-અત્યાચાર-તપાસ સમિતિના પ્રમુખ તરીકે: જો કે આ નિવાસે સજાનું રૂપ લીધું ન હતું. તે પછી સને ૧૯૩૩ના ફેબ્રુઆરીમાં, બ્રિટિશ માલ-બહિષ્કાર અંગે તેમને જેલની સજા થઈ. સાબરમતીથી તેમને રત્નાગિરિ ખસેડીને છોડી મૂક્યા પણ રત્નાગિરી જિલ્લા બહાર જવાની મનાઈ ફરમાવી હતી. સને ૧૯૪૦ના વ્યક્તિગત સત્યાગ્રહની સજામાં પણ ૨૬મી નવેમ્બરથી સને ૧૯૪૧ના નવેમ્બરની ૧૮મી સુધી જેલમાં રહ્યા. ફરીથી 'ભારત છોડો' લડતમાં ૯મી ઑગસ્ટ ૧૯૪૨ને દિને પકડાયા તે ૧૦મી માર્ચ ૧૯૪૪ને રોજ છૂટ્યા.

ત્યાર પછી તેઓ કસ્તુરબા-સ્મારકનિધિમાં પ્રથમ એક ટ્રસ્ટી તરીકે, પછીથી કાર્યવાહક સમિતિના મહાત્માજીએ પ્રથમ નીમેલા સદસ્ય, તેના ઉપપ્રમુખ અને છેવટે પ્રમુખ ચૂંટાયા હતા. ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના માટે તેમણે સખત પરિશ્રમ કર્યો હતો. મુંબાઈ રાજ્યે તે માટે નીમેલી સમિતિના તેઓ પ્રમુખ હતા. તેમણે ગુજરાત યુનિવર્સિટી ટ્રસ્ટ શરૂ કરીને, બેતાલીશ લાખ રૂપિયાનો ફાળો એકઠો કર્યો. અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના તો તેઓ પ્રમુખ હતા, તે સંસ્થાએ સવા કરોડ જેટલો ફાળો આ યુનિવર્સિટી માટે મેળવ્યો હતો. નૅશનલ રાઈફલ એસોસીએશનના ઉદ્ભવના તેઓ જ કારણભૂત હતા. આફ્રિકા અને એશિયા વચ્ચેના સંબંધો સ્થાપતી સંસ્થાના પ્રમુખ પણ તે હતા. ગાંધી-સ્મારકનિધિના પણ શરૂથી તેઓ ટ્રસ્ટી, પછીથી પ્રમુખ બન્યા. જેલનિવાસ દરમિયાન તેમણે અનેક કેદીઓ, અને ખાસ તો જન્મટીપ અને ફાંસીની સજા પામેલા કેદીઓમાં, ઊંડો રસ લીધો હતો. મૃત્યુદંડના તેઓ કટ્ટર વિરોધી હતા અને તે દૂર કરાવવા તેમણે તનતોડ પ્રયત્ન શરૂ કર્યો હતો.

તેમણે ગુજરાતીમાં 'માનવતાનાં ઝરણાં' અને 'સંસ્મરણો' એ બે પુસ્તકો, અંગ્રેજીમાં 'માય લાઇફ એટ ધ બાર' એ એક એમ ત્રણ ગ્રન્થો લખ્યા છે. તેઓ નિયમિત રોજનીશી લખતા, અને તેમાંથી 'કાંહીં પાઉલે'ના બે ભાગ એ મરાઠી સંપાદન છે. 'રાષ્ટ્રીય ચળવળમાં અમદાવાદ મ્યુનિસિપાલિટીનો ફાળો' એમાં એમણે લખાવેલી નોંધોનો પણ મુખ્ય આધાર લેવાયો છે.

જગતના વિવિધ પ્રદેશોની પરિસ્થિતિનો અને ત્યાંના લોકોનો પરિચય મેળવવા, એમણે ઈ. સ. ૧૯૨૮માં ઇન્ગ્લેન્ડ અને યુરોપનો ટૂંકો પ્રવાસ ખેડ્યો હતો. તે વખતે તેમણે ફ્રાંસ, બેલ્જીઅમ, જર્મની, સ્વિટ્ઝર્લૅન્ડ અને ઇટલીની પણ મુલાકાત લીધી હતી. પછીથી કૉમનવેલ્થ પાર્લમેન્ટરી કૉન્ફરન્સો અને ઇન્ટર-પાર્લમેન્ટરી યુનિયન કૉન્ફરન્સ અંગે પણ, પરદેશોના પ્રવાસ કર્યા હતા. સને ૧૯૪૮માં કૉમનવેલ્થ પાર્લામેન્ટરી કૉન્ફરન્સ અંગે ઇન્ગ્લેન્ડમાં પ્રવાસ, તે જ અંગે સને ૧૯૫૨માં કૅનેડાની મુસાફરી, અને પાછા વળતાં અમેરિકાના કેટલાક ભાગની ઊડતી મુલાકાત લીધી. થોડા દિવસ ઇન્ગ્લેન્ડમાં રહ્યા. સને ૧૯૫૦માં તેમણે ઇન્ટર પાર્લમેન્ટરી યુનિયન કૉન્ફરન્સ અંગે ડબ્લિનનો પ્રવાસ કર્યો, અને યુરોપના અન્ય દેશોની પાર્લમેન્ટનું કામકાજ પણ જોયું. આ ત્રણે પ્રવાસોમાં એમણે પ્રતિનિધિ મંડળની નેતાગીરી લીધી હતી. સને ૧૯૫૩માં રાજ્યારોહણ પ્રસંગે તેઓ ઇન્ગ્લેન્ડ ગયા. પણ માંદગીને કારણે કાઉન્સિલ ઑફ કૉમનવેલ્થ પાર્લમેન્ટરી એસોસીએશનની સભામાં તેમજ રાણીને આપેલ ભોજનમાં

હાજર ન રહી શકયા. ગાંધી-સ્મારકનિધિ અને કસ્તુરબા-સ્મારકનિધિ અંગે તેઓ દેશમાં ઘણો પ્રવાસ કરતા અને તેનો પરિશ્રમ પણ ઘણો જ પડતો.

સને ૧૯૫૨ના મે માસમાં તેઓ લોકસભામાં ચૂંટાયા, અને તેના અધ્યક્ષપદે તેમની વરણી થઈ ત્યારથી તેઓ એ પદે જ રહ્યા. એમણે જુદાં જુદાં રાજ્યોની ધારાસભાઓના અધ્યક્ષોનાં વાર્ષિક સંમેલનો ભરી, તેમાં ભારતભરમાં લોકશાહીની એક સમાન પ્રણાલી અને સરખા વ્યવહારની એકતા ઊભી કરીને, તે સ્થિર કરવાનો સતત પ્રયત્ન કર્યો. સંસદના અધ્યક્ષપદે રહીને, તેમજ લોકસભાના અધ્યક્ષપદે રહીને તેમણે ભારતની ઊગતી લોકશાહીની ઉત્તમ પ્રણાલિકાઓ પાડી, એને સુદૃઢ કરી, અને એમ લોકશાહીના એક પ્રખર પુરસ્કર્તા અને શ્રેષ્ઠ કાર્યક્ષમ અધ્યક્ષ બનીને, એમણે એ પદને શોભાવ્યું. લોકસભામાં વિરોધપક્ષના, તેજસ્વી મેધાવી રાજપુરુષો અને શાસક પક્ષના પણ તેવા જ અત્યંત બુદ્ધિમાન કાર્યદક્ષ સભ્યો વચ્ચે યે, તેમણે તાટસ્થ્ય, સ્વાસ્થ્ય અને ન્યાયપણું જાળવીને, લોકશાહીનું ઉત્તમ અને આદર્શ સ્વરૂપ ભારતમાં મૂર્તિમંત કર્યું. તેમજ ભારતની લોકશાહીને, જગતની શ્રેષ્ઠ લોકશાહીમાં અગ્રગણ્ય સ્થાન અપાવ્યું, તથા ભારતની લોકસભાના પિતાનું બહુમાનભર્યું બિરુદ પામ્યા. અવિરત ને સખત પરિશ્રમી, સતત કાર્યરત અને કર્મપ્રવાસી એવા દેશપ્રેમી, સમાજ-સેવક, સત્યનિષ્ઠ દાદાસાહેબનું જીવનકાર્ય તા. ૨૭મી ફેબ્રુઆરી ૧૯૫૬ના પ્રભાતે ૭ ને ૫૦ વાગ્યે પરિસમાપ્તિને પામ્યું. એમણે આ દેહ છોડયો અને પોતાનાં કર્મ વડે ચિરંજીવનને પામ્યા.

એમના આ દુઃખદ અવસાન પ્રસંગે, ભારતના અને જગતના અનેક અગ્રગણ્ય મહાપુરુષોએ, એમને ભવ્ય અંજલિઓ અર્પી હતી. શ્રી જવાહરલાલના શબ્દોમાં કહીએ તો 'આપણે શ્રી માવળંકરથી; આપણા અધ્યક્ષ તરીકે ગમે તેવી પરિસ્થિતિનો, સ્વસ્થતા, સૌજન્ય સાથે જ દૃઢતાપૂર્વક ઉકેલ આણવાની પદ્ધતિ વડે, એટલા તો ટેવાઈ ગયા છીએ કે, એમના વિનાની આ લોકસભાનો આપણે ભાગ્યે જ ખયાલ પણ કરી શકીએ."

એમના સમગ્ર જીવનને સંદર્ભે એમણે જ ઉચ્ચારેલી પ્રાર્થના, આપણે માટે જ પણ એટલી જ સુયોગ્ય છેઃ

સર્વેત્રઃ સુખિનઃ સન્તુ, સર્વે સન્તુ નિરામયાઃ।
સર્વે ભદ્રાણિ પશ્યન્તુ ન કશ્ચિત્ દુઃખમ્ આપ્નુયાત્॥+

પિનાકિન્ ઠાકોર

[કવિ અને સાહિત્યકાર; આકાશવાણી, અમદાવાદ]

+(આકાશવાણીનાં અમદાવાદ-વડોદરા-રાજકોટ-ભુજનાં કેન્દ્રો પરથી તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૬૬ ને રોજ પ્રસારિત થએલો આ જીવનપરિચય, થોડા સુધારાવધારા સાથે આકાશવાણીના સૌજન્યથી અહીં સાભાર પ્રગટ કર્યો છે.)

*

## A Truly Great Man

"Mavalankarji was a truely great man, a pure soul, a leader of men, one who laboured selflessly and steadily at the cost of his health for the relief and succour of the needy, the suffering and the down-trodden people. He never spared himself. He was a true disciple of Gandhiji. In him one of the best and noblest of men has passed away and the country has been put to irreparable, enormous loss He was a man of profound culture and he served those in need and befriended those towards whom nobody would ordinarily give his attention. He was a pure gem and reflected and radiated light, kindliness, cleanliness and purity wherever he went. He filled every place with distinction. As a Speaker, he was perfect. For a man like that, it is difficult to find suitable words to give expression to one's own regard and admiration for his numberless qualities of head and heart."

Govind Ballabh Pant

[*G. V. Mavalankar: Father of the Lok Sabha;* p. 15]

*

# સંસ્મરણોની સુમનાંજલિ

[નોંધ: મરાઠી, હિંદી અને અંગ્રેજીમાં લખાએલ મૂળ લેખોનો ભાવાનુવાદ આપ્યો છે. અંશતઃ પ્રગટ કરેલ લખાણને છેડે † નિશાની છે; જ્યારે અનુવાદિત લખાણોને છેડે, મરાઠી માટે મ, હિંદી માટે હિં, અંગ્રેજી માટે E સંજ્ઞા મૂકી છે.]

## અસરકારક અધ્યક્ષ

શ્રી માવળંકર સાથે મારો ગાઢ પરિચય હતો. તેઓ જ્યારે લોકસભાના સ્પીકર હતા ત્યારે તેમણે કેટલીક પ્રણાલિકાઓ સ્થાપી હતી. આજે પણ તેનો અમલ કરવાના પ્રયાસો આપણે કરી રહ્યા છીએ. સ્પીકર તરીકે તેઓ અસરકારક હતા અને સભાગૃહમાંના તમામ એમની આ પ્રતિષ્ઠાનો સ્વીકાર કરતા હતા. અમદાવાદ મ્યુનિસિપાલિટીના અધ્યક્ષ તરીકેની એમની કામગીરી પણ નોંધપાત્ર છે. શ્રી. માવળંકરને આપણે આજે યાદ કરીએ છીએ તે સંતોષની વાત છે.

E સર્વપલ્લી રાધાકૃષ્ણન્

[પ્રજાસત્તાક ભારતના અધ્યક્ષ; (નવી દિલ્હી)]

*

## અસામાન્ય અધ્યક્ષ

તા. ૧૫ ઑગસ્ટ ૧૯૪૭ને રોજ ભારત સ્વતંત્ર બન્યું તે પહેલાં જ શ્રી. ગણેશ વાસુદેવ માવળંકર નવી દિલ્હીમાં વડી ધારાસભાનું પ્રમુખપદ શોભાવી રહ્યા હતા. એટલે, શ્રી માવળંકરને મળવા કરવાના અનેક પ્રસંગો મને સાંપડ્યા હતા. એમની સાથેની પહેલી જ મુલાકાતથી મારા મન પર ઊંડી છાપ પડી હતી તે મને બરાબર યાદ આવે છે; સર્વ-સામાન્યોમાં તેઓ સહેલાઈથી અને સ્પષ્ટપણે જુદા તરી આવેલા; સ્વાભાવિક જ, એમના વિષે વધુ જાણવાને હું ઉત્સુક બન્યો.

ઠેઠ ૧૯૧૭ની સાલમાં, ખેડા જિલ્લાની ના-કરની લડત વખતે, શ્રી માવળંકર સક્રિય કામગીરી કરી રહ્યા હતા. જ્યારે જ્યારે આપત્તિ કે દુઃખ આવી પડે—જેમ કે, સને ૧૯૧૮નો ઇન્ફ્લુએન્ઝાનો રોગચાળો અગર ૧૯૧૯ની સાલનો દુકાળ—ત્યારે ત્યારે શ્રી માવળંકર દુઃખભાર હળવો કરવામાં હંમેશ મદદ કરતા. ગાંધીજીની અસર હેઠળ આવેલા અનેક દેશબાંધવોની જેમ શ્રી. માવળંકરે પણ ઈ. સ. ૧૯૨૧–૨૨માં વકીલાત છોડી દીધી હતી. ત્યાર પછીની એમની કારકિર્દી તે વખતના ભારતીય દેશભક્તોની એકસરખી તરાહને અનુસરતી હતી—લાંબા સમય સુધીના તુરંગવાસો અને વચગાળાના વખતમાં બહાર હોય ત્યારે કોઈ ને કોઈ રચનાત્મક ક્ષેત્રમાં સંગીન કામગીરી. કેળવણીનું કામ આગળ ધપાવવામાં શ્રી માવળંકર ખૂબ ઊંડા ઊતરેલા. ધીરે ધીરે મને એમની આ બધી બાબતો વિષે પરિચય થતો ગયો.

તા. ૨૬ જાન્યુઆરી ૧૯૫૦ને રોજ ભારત જ્યારે પ્રજાસત્તાક બન્યું ત્યારે, દેખીતી રીતે જ, શ્રી માવળંકરની પસંદગી પ્રથમ લોકસભાના સ્પીકર તરીકે થઈ. લોકશાહીયુક્ત કાર્યવાહીને તેઓ ઉત્કટતાથી વરેલા હતા; અને એ બહુ જ જરૂરી હતું કે પાર્લમેન્ટરી પદ્ધતિના વિકાસ માટે સુયોગ્ય વાતાવરણ ઊભું કરવામાં સહાયભૂત થાય એવી વ્યક્તિ લોકસભાનું પ્રમુખપદ સંભાળે. લોકસભાનું અધ્યક્ષપદ એમણે ૭ વર્ષ સુધી પછી સંભાળ્યું તે સમય દરમિયાન, શ્રી માવળંકર ભારતમાંની પાર્લમેન્ટરી લોકશાહીને કેટલી સરસ રીતે દોરી રહ્યા હતા અને ઘડી રહ્યા હતા તે ખૂબ રસપૂર્વક હું જોઈ રહ્યો હતો.

E માઉન્ટબૅટન ઑફ બર્મા

[ભારતમાંના બ્રિટિશ રાજના છેલ્લા વાઇસરૉય અને સ્વતંત્ર ભારતના પ્રથમ ગવર્નર-જનરલ; (લંડન)]

*

## અનેરા અધ્યક્ષ

દસ વર્ષ પર અવસાન પામેલા શ્રી માવળંકર વિષે ઘણા બધા લોકો લખશે, એટલે હું બહુ સંક્ષેપમાં જણાવીશ. પરસ્પરના અમારા સ્નેહ અને આદરને હું ગુજરાતી કે અંગ્રેજી શબ્દોમાં ઉતારી શકતો નથી. સ્વાતંત્ર્ય પહેલાંના અને ત્યાર પછીનાં પણ સઘળાં વર્ષોમાં વલ્લભભાઈનો શ્રી માવળંકર પર કેટલો બધો પ્રેમ અને વિશ્વાસ હતો એ જોવું તે એક લહાવો હતો. સ્પીકર તરીકેની કામગીરી શ્રી માવળંકર જે કાર્યક્ષમતાથી, નિષ્પક્ષપાતપણે અને ગૌરવભરી રીતે કરી રહ્યા હતા તે નિહાળવું આનંદદાયક હતું. સરકાર અને વિરોધ પક્ષો બન્નેને નિરાંત અને સંતોષ થાય એ રીતે શ્રી માવળંકર પોતાનું નાવ હંકારી રહ્યા

કૉલેજમાંથી ઇંટર સાયન્સમાં ભૌતિકશાસ્ત્ર અને રસાયણવિદ્યા લઇને પ્રથમ વર્ગમાં આવતાં મારી ખ્યાતિ અમદાવાદના વિદ્યાર્થી વર્ગમાં સારી પ્રસરી હતી. તેને લીધે અને બીજા મિત્રોને લીધે શ્રી માવળંકર સાથે મારી પિછાન થઈ હતી. તે વખતે અમે તેમને ભદ્રની હવેલીમાં પહેલે માળે મળતા હતા. તે વખતે અમારા અભ્યાસને માટે શું વાંચવું કેવી રીતે વાંચવું અને કયા પુસ્તકોનો અભ્યાસ કરવો તે વિષે અમે વિચાર કરતા. અમારી આ અભ્યાસની પ્રવૃત્તિ બહુ વખત ચાલી નહિ કારણ કે ઉનાળાનો વખત હતો અને મારી આંખ દુઃખવા આવી તેથી અમે બહુ દિવસો મળી શક્યા નહિ. પરંતુ અમારી આ ઓળખાણ કાયમની થઈ. મારો અભ્યાસ તો મુંબાઈમાં જ ચાલુ રહ્યો અને ત્યાંથી મેં એમ. એ. અને બી. એસ.સી.ની ડિગ્રીઓ પ્રાપ્ત કરીને સને ૧૯૧૦માં લાહોરમાં ક્રિશ્ચિયન કૉલેજમાં રસાયણવિદ્યાના પ્રોફેસર તરીકે ચાર વર્ષ કામ કર્યું અને પછી સકળ હિંદમાં હરીફાઈની પરીક્ષા પછી ઇન્ડિયન ઑડિટ અને ઍકાઉન્ટ સર્વિસમાં દાખલ થયો. પરંતુ જ્યારે જ્યારે મારે અમદાવાદમાં આવવાનું થાય ત્યારે શ્રી માવળંકરની સાથે મળવાનું થાય. હું વકીલાતમાં, રાજકીય ચળવળમાં, ગાંધીજી સાથે અથવા મ્યુનિસિપાલિટીમાં નહિ હોવાથી તેમને દાદાસાહેબના નામથી ઓળખવાના મને પ્રસંગ ઓછા આવેલા.

શ્રી માવળંકર એક પ્રસિદ્ધ વકીલ તરીકે, કુશળ લેખક અને ભાષણકાર તરીકે થોડા વર્ષમાં જ પ્રખ્યાત થઈ ગયા. ગુજરાત, મહારાષ્ટ્ર અને હિંદ દેશની એકતાના પ્રસંગો ઘણી વખત આવી ગયા. ગુજરાત, કચ્છ, કરાંચી, બીજા પ્રદેશોમાં દક્ષિણી વિદ્વાનો, વકીલો અને અન્ય કાર્યકર્તાઓ પ્રસિદ્ધ થઈ ગયા. અમદાવાદમાં શ્રી પાટીલ નામના એક વકીલ પણ દક્ષિણી પાઘડી અને લાંબો ઊંચો કોટ પહેરીને શ્રી માવળંકરની સાથે મેં તેમને ગુજરાત ક્લબમાં જોએલા. તેઓની પણ પ્રતિભા પ્રસિદ્ધ હતી. મારા ધારવા પ્રમાણે, આ અને આવા બીજા બ્રાહ્મણો ચિત્પાવન રત્નાગિરીના મહારાષ્ટ્ર પ્રદેશના રહેનારાઓ અમદાવાદ રહીને કીર્તિ અને લોકપ્રિયતા પેદા કરી હતી. ગુજરાતના ઇતિહાસમાં મહારાષ્ટ્ર પ્રદેશ અને દક્ષિણી પ્રજાનો સમન્વય લગભગ દોઢસો વર્ષ સુધી ચાલ્યો હતો તેમાં માવળંકર કુટુમ્બ જેવી પ્રતિભાશાળી વ્યક્તિઓએ ગુજરાતના સકળ હિંદના ઇતિહાસમાં ગૌરવભરી સેવા કરી છે.

શ્રી માવળંકર મારી ઉપર હમેશાં પ્રેમ રાખતા. તેમની રાજકીય પ્રવૃત્તિમાં હું ભાગ લેતો નહિ, અને ગાંધીજી પાસે એક કરતાં વધારે વખત ગએલો નહિ. ગયો હોત તો હું સરકારી નોકરી છોડીને તેમનો અનુયાયી થઈ ગયો હોત; પરંતુ ગાંધીવાદમાં માનવા છતાં, અને આદિવાસીઓના સંસ્કૃતિજીવનમાં મેં ઘણો જ રસમય ભાગ લીધેલો હોવા છતાં હું રાજકીય પ્રવૃત્તિથી હમેશાં દૂર રહેતો. પણ શ્રી માવળંકરની સાથે મારે ઘણી વખત પરિચય રહેલો અને મુલાકાતો પણ ઘણી વાર ઘણા પ્રસંગે ઘણા સ્થળે થએલી, ત્યારે તેમની સાથે મીઠાં અને મધુર વાર્તાલાપનો લાભ મળતો. મુંબાઈમાં મારી મહેનતથી ગુજરાત સંશોધન મંડળની સ્થાપના સને ૧૯૩૬માં થઈ ત્યાર પછી અમારા પ્રમુખ શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયા સાથે શ્રી માવળંકર હાજર રહ્યા હતા અને તે સંસ્થાના સમાચાર હંમેશાં પૂછતા અને રસ લેતા. એમનાં સંસ્મરણોનું પુસ્તક સને ૧૯૫૪માં ગુજરાત વિદ્યાસભા તરફથી પ્રસિદ્ધ થયું છે. તેમાં તેમની શુદ્ધ ગુજરાતી શૈલીમાં ગુજરાતના અનેક પ્રશ્નોની ચર્ચા એમણે કરી છે, અને પોતાનાં શુદ્ધ વર્તન અને શુદ્ધ ભાવનાથી તેમણે ગુજરાતની જે સેવા કરી છે તેનો સુંદર ખ્યાલ આવે છે. તેમની વિશાળ હવેલી એમના પુત્રો મારફત દેશની સેવા કરી રહી છે. એક પુત્ર દવાખાનું ચાલુ રાખી રહ્યા છે અને બીજા પુત્ર શ્રી પુરુષોત્તમ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટની મારફત અને વિચાર અને વિવેચનનું સામયિક 'અભ્યાસ' મારફત દેશની સેવા કરી રહ્યા છે. તેમણે સદ્‌ગત મંગળદાસ ગિરધરદાસની પૌત્રી સાથે લગ્ન કરીને કુટુમ્બની ભાવના ઉત્તમ રીતે પ્રગટાવી છે. કુટુંબની અને તે રીતે આપણા દેશની વિવિધ જાતિઓ-જાતિ કુલોનો–સમન્વય થાય એ દિશામાં પ્રવૃત્તિ વિકસતી જોઈને મને આનંદ થાય છે. હજુ પણ આશા રાખું છું કે ભવિષ્યમાં પણ આ દિવ્ય કુટુંબની દિવ્ય ભાવનાઓ વધારે દિવ્ય રૂપમાં પ્રસરે' એવી મારી ઇચ્છા છે.

શ્રી ગણેશ માવળંકરને મારા અંતિમ અંજલિ આ મારે એક વસ્તુ યાદ કરવી જોઈએ

હું તેમને અમદાવાદ નહિ પણ મુંબાઈ, વડોદરા, દિલ્હી અને બીજા નાના-મોટા સ્થળે ઘણી વાર મળ્યો છું અને અમારો પ્રેમસંબંધ વર્ષો સુધી ચાલુ રહ્યો છે. તેમાં એક વિશિષ્ટતા છે તે તેમની પ્રસન્નતા અને પ્રસાદથી, શાન્તિથી વાર્તાલાપ કરવાની ટેવ. તેથી જ મેં એમનું નામ પાડ્યું છે પ્રસન્નમૂર્તિ અને એ શબ્દો હું તેમને છેવટની અંજલિ માટે વાપરીશ.

**પોપટલાલ ગોવિંદલાલ શાહ**
[ગુજરાત રિસર્ચ સોસાયટીના સ્થાપક ને પ્રણેતા; (મુંબાઈ)]

*

## અમારી ઝળહળતી મૈત્રી

ભાઈ માવળંકર સાથે મારો સંબંધ તો લગભગ ગુજરાત કૉલેજના મારા અભ્યાસ દરમિયાન કંઈક કંઈક શરૂ થએલો. પણ ૧૯૧૬ની સાલમાં હિંદ સેવક સમાજના સભ્ય તરીકે હું અમદાવાદમાં ગુજરાત કેળવણી પરિષદ શરૂ કરવા આવ્યો ત્યારથી જ અમારો સંબંધ વર્ષોવર્ષ ગાઢ થતો ગયો, અને દુકાળ રાહત કમિટીમાં અને પછી ગુજરાત પ્રાંતિક સમિતિમાં ગાંધીજી અને સરદારશ્રીની રાહબરી નીચે સાથે કામ કરેલું, તે કામનાં કેટલાં યે મીઠાં સ્મરણો મારા દિલમાં તરવરે છે.

સને ૧૯૨૪માં મેં અમદાવાદ છોડ્યું. ત્યાર પછી અમારા સંબંધની કસોટી થઈ. હું મુંબાઈમાં રહીને ગાંધીવાદ અને કૉંગ્રેસની સામે પ્રચાર કરતો હતો અને સને ૧૯૩૦માં વિલાયત જઈને સને ૧૯૩૫માં પાછા આવતાં સુધી એ પ્રચારકાર્ય ચાલુ રાખ્યું. આ કાળમાં જ દાદાસાહેબની મૈત્રી ખરેખરી ઝળહળી ઊઠી. તે દરમિયાન કોઈક કોઈક વાર અમદાવાદમાં કે બહાર અમે મળેલા ત્યારે ય હંમેશ સુજનના જૂના મુક્ત હાસ્યથી અને પૂરા સદ્‌ભાવથી મને એમણે વધાવેલો એ મને બરાબર યાદ છે.

સને ૧૯૪૩ની આખરમાં નેનપૂર પાસે એક નિર્જન સ્થળે વાત્રક એદૂત વિદ્યાલયની સ્થાપના મેં કરી ત્યારથી અમારા સંબંધમાં નવી ભરતી આવી. ગામડાના સુરમ્ય વાતાવરણમાં ખાસ કરીને પછાત વર્ગના બાળકોને માટે જે આશ્રમપ્રવૃત્તિ મેં શરૂ કરી તેના ઉપર તેમણે ભારોભાર આશીર્વાદ વરસાવ્યા. તેના સંચાલનને માટે 'ગ્રામવિકાસ સંઘ'ની સ્થાપના કરવાની હતી. તેમાં સક્રિય ભાગ લેવાને તેઓ મહેમદાવાદ આવ્યા અને પછી આશ્રમમાં પણ પધાર્યા. તેમના જીવનકાળ દરમિયાન તે અમારા સંઘના પ્રમુખ રહ્યા અને તેમણે ઘણી યે બાબતમાં કિંમતી સલાહ આપેલી તેથી મારું દિલ આજે પણ ઉપકારથી દ્રવે છે.

પછીથી, નેનપૂર સ્ટેશન પાસે બીજી જમીનો લઈ તેમાં પ્લૉટ પાડી વાત્રકનગરની યોજના મેં કરી, ત્યારે તેની સફળતાને વિષે મારા દિલમાં ઘણી શંકા હતી. પણ શ્રી માવળંકરની તબિયત કંઈક અસ્વસ્થ હતી ત્યારે તેમના ખાટલા આગળ બેસીને મારી યોજના તેમને સમજાવવાની મને અણમોલ તક મળી ગઈ. તેમણે તરત જ એ યોજના ઉપર પોતાની સંમતિની મહોર મારી, અને તેના પ્લૉટ લેવામાં તેમણે મંગળાચરણ કર્યું. તેથી જ આખી યોજના વ્યવહારિક રીતે સત્વર સફળ થઈ અને આગળ પ્રગતિ કરવાની મને પ્રેરણા મળી. આ નવા વસવાટનું આખું કામ અમારી સહકારી મંડળીને સોંપવામા આવ્યું, ત્યારે તેમાં પ્લૉટ લેનાર અને 'ગ્રામવિકાસ સંઘ'ની વચ્ચે કેટલાક ફેંસલા કરવાનું કામ દાદાસાહેબે ઘણા જ શાણપણથી અને મુત્સદ્દીગીરીથી પાર પાડ્યું. તેથી અમારો ભવિષ્યનો માર્ગ સાફ અને ચોખ્ખો થઈ ગયો.

દાદાસાહેબના દિલમાં અમારા આશ્રમને માટે સતત મમતા રહેતી હતી. અનેક વાર તેમણે કુટુંબ સાથે આશ્રમમાં રાતવાસો પણ કર્યો હતો. બંસીવાલા મહારાજનું જૂનું સ્થાનક અમારે છોડીને આશ્રમના પોતાના મકાનમાં અમારે રહેવા આવવું પડ્યું, ત્યારે અમારી ભારે કસોટી થઈ. તે વખતે દાદાસાહેબ અડીખમ અમારી પડખે ઊભા રહ્યા. 'ગ્રામવિકાસ સંઘ'ના પ્રમુખ તરીકે તેમણે અમારી બધી નીતિરીતિને પૂરેપૂરો ટેકો આપીને જનતાના સહકારને માટે એમણે બુલંદ અવાજ ઉઠાવ્યો હતો અને તેથી જ અમારા આશ્રમની સામે ઊંધો પ્રચાર કરનારની બધી ય યોજનાઓ ધૂળમાં મળી ગઈ હતી.

તેઓ લોકસભાના પહેલા પ્રમુખ થઈ દિલ્હી રહેવા ગયા ત્યારે પણ તેમની અમી દૃષ્ટિ અમારા

હતા એ દૃશ્ય આહ્લાદક હતું. લોકોના ગુણોની તેઓ જેમ કદર કરતા તેમ એમના દોષો પણ જાણતા, પરંતુ બધા સાથેનો તેમનો વર્તાવ સૌજન્યપૂર્ણ અને દૃઢતાભર્યો હતો. દિલ્હીમાં આપણને હરહંમેશ આવા અધ્યક્ષો મળતા રહે એવી આશા રાખીએ.

E ચક્રવર્તી રાજગોપાલાચારી

[સ્વતંત્ર ભારતના પ્રથમ ભારતીય ગવર્નર-જનરલ; સ્વતંત્ર પક્ષના સ્થાપક અને પ્રણેતા; (મદ્રાસ)]

*

## તટસ્થ ચિંતક

દાદાસાહેબ માવળંકરના સ્વર્ગવાસને આજે દસ વર્ષ થઈ ગયાં. પરંતુ, એમની સાથે જેમને પરિચય હતો તેમના હૃદયમાં એઓ અમર છાપ મૂકી ગયા છે. મહાન પુરુષો જ્યારે દેહમુક્ત બને છે ત્યારે સૂક્ષ્મરૂપે તો તેઓ વળી વધારે કાર્ય કરે છે એવી મારી શ્રદ્ધા છે. ક્ષોભ વગર તટસ્થ ચિંતન કરવાનો મોટો ગુણ દાદાસાહેબમાં હતો, જેની આજે આપણને સહુને ખૂબ જરૂર છે. એમની પુણ્યસ્મૃતિને શ્રદ્ધાંજલિ અર્પણ કરવાની તક બદલ હું ઋણી છું.

हिं विनोबा भावे

[ગાંધીજીના સર્વપ્રથમ 'વ્યક્તિગત સત્યાગ્રહી'; ભૂદાન, ઇ. પ્રવૃત્તિના પ્રણેતા; (જમશેદપુર, બિહાર)]

*

## રગેરગમાં એ ગુજરાતી હતા

સદ્ગત શ્રી ભાઈ માવળંકરના અવસાનને એક દસકો થઈ ગયો! કાળ કેટલો જલદી વહી જાય છે! ગઈ કાલે જ જાણે દાદા સાથે ગુજરાત વિદ્યાસભામાંથી પાછા ફરતા રસ્તામાં ભાઈ રસિકલાલ પરીખ સાથે વાતો કરતા સાબરમતી નદીના પૂલ ઉપરથી ચાલતાં ચાલતાં આવતા હતાં! એમની આનંદી, ઉત્સાહી અને સ્નેહાળ મૂર્તિ દૃષ્ટિ સમક્ષ આવે છે. એમનો સદ્ભાવ કદી વીસરી શકાય નહિ!

ભાઈ શ્રી માવળંકર સાથે અમારે બે પેઢીનો સંબંધ—એમના પિતાશ્રી વાસુદેવ માવળંકર અમદાવાદની ડિસ્ટ્રિક્ટ કોર્ટના શિરસ્તેદાર (તે જમાનામાં આ હોદ્દો ઘણો મહત્ત્વનો અને જવાબદારીનો ગણાતો). અમારા પિતાશ્રી ગોપીલાલ પ્રુ કોર્ટના નાઝર. એ પણ જવાબદારીભરેલી જગ્યા. શ્રી વાસુદેવ માવળંકરના હાથ નીચે પિતાજીને કામ કરવાનું હતું. પણ એ બેની વચ્ચે ભાઈઓ જેવો સંબંધ. તેથી અમારે શ્રી દાદા માવળંકર સાથે ભાંડુનો નાતો હતો; અને તે છેવટ સુધી બન્ને પક્ષે ટકાવી રાખ્યો હતો. શ્રીમતી વિદ્યાબેન, ગટુભાઈ અને હું ત્રણે દાદાને અને તેમનાં કુટુંબીજનો સાથે સ્નેહાળ સંબંધ રાખતાં હતાં—બલ્કે રાખીએ છીએ. શ્રી માવળંકરની કુશાગ્ર બુદ્ધિ અને ઊંડું કાયદાનું અને રાજકીય જ્ઞાન એટલે ઉંમરે અમારા કરતાં નાના છતાં એમની સલાહ અનેક પ્રસંગોએ અમે લેતાં હતાં.

એમની સાથે મેં તો અનેક ક્ષેત્રોમાં કામ કર્યું છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં એ પ્રમુખ હતા. હું સ્ટૅન્ડિંગ કમિટી અને આરોગ્ય કમિટીમાં સભ્ય હતી. તે સમયે મ્યુનિસિપાલિટીનું જે એકરાગથી કામ થતું હતું તેનું સ્મરણ હજી પણ થાય છે. વારેવારે દાદા કહેતા—'આપણું ટીમ (team) કામ કેટલું સરસ થયે જાય છે'. સહુનાં મન સદ્ભાવ અને મીઠા શબ્દોથી એ જીતી લેતા. એમની સાથે કામ કરવાનો ખરે જ બહુ ઉત્સાહ અને આનંદ રહેતો! એમને પૈસાની કે સત્તાની લોલુપતા નહોતી. જનસેવાની ભાવના એમની રગેરગમાં વહેતી હતી. માન-મરતબો મેળવવા સારુ દેશનું કાર્ય એ કદી કરતા નહિ, અને મોટા-નાના અધિકારી અને નોકર સહુની સાથે સમાન વૃત્તિથી વર્તતા હતા! એમની કર્તવ્યબુદ્ધિનો અને સનિષ્ઠાનો અનુભવ તો અનેક પ્રસંગે સાંપડયો છે. અમદાવાદમાં ગુજરાત કૉલેજમાં ૧૯૨૮ની સાલમાં હડતાળ પડી હતી તે વખતે વિદ્યાર્થીઓ સાથેનો એમનો વર્તાવ મને બરાબર યાદ છે. વિદ્યાર્થીઓના નેતાઓની વાત સાંભળીને પ્રિન્સિપાલને બધું સમજાવતા. રાષ્ટ્રીય ચળવળમાં કોઈ ભાગ લે તે પ્રિન્સિપાલ શિરાઝને જરા યે રુચતું નહોતું. ભાઈ માવળંકર દાખલા-દલીલો સાથે તેમને સમજાવતા. છેવટે એ હડતાળનું સમાધાન એમની મહેનતથી થયું. સને ૧૯૩૦-૩૨ની રાષ્ટ્રીય લડત વખતે મ્યુનિસિપાલિટીનું સુકાન એમણે બહુ દૃઢતાથી અને પ્રમાણિકપણે સાચવ્યું હતું. છેવટે જ્યારે રત્નાગિરીમાં એક વર્ષ માટે તેમને સ્થાનબદ્ધ કર્યા ત્યારે ત્યાં રહીને પણ અમદાવાદનાં કામો પર નજર રાખતા અને સાચી સલાહ આપતા.

સાબરમતી જેલમાં રાજકીય કેદી તરીકે રહ્યા તે સમયના અનુભવ તો એમણે પુસ્તકરૂપે પ્રગટ કર્યા છે. અનેકનાં જીવનમાં તેમણે હૂંફ આપી છે. અનેકનાં આંસુ લૂછ્યાં છે અને ગરીબ, નિરાધાર લોકોની આંતરડી ઠારી છે. કદી એમણે દંભ કે ડોળ કર્યો નથી. રગેરગમાં એ ગુજરાતી હતા, છતાં તેજોદ્વેષથી તેમની સાથે કોઈ નીચ વર્તણૂક થતી ત્યારે એમને ઊંડું દુઃખ થતું હતું.

ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના માટે એમણે અથાગ શ્રમ વેઠ્યો હતો. પાયાનું સઘળું કામ એમણે કર્યું હતું. ધનિક લોકો પાસેથી પુષ્કળ દાન મેળવ્યાં હતાં. છતાં જ્યારે યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલરની નિમણૂક કરવાની હતી ત્યારે એમનો હક્ક સચવાયો નહિ, અને એમની ઉપરવટ થઈને બીજી વ્યક્તિને તે સ્થાન સોંપાયું ત્યારે માત્ર એમને નહિ પણ અનેક હિત-ચિંતકોને અપાર દુઃખ થયું હતું. શૈક્ષણિક સંસ્થામાં રાજકીય દખલ થઈ તેથી આરંભથી જ યુનિવર્સિટીનું કામ કથળ્યું અને આપસઆપસમાં વૈમનસ્ય થયું! છતાં, દાદાને બહુજન સાથે મીઠો સંબંધ હતો એટલે વાસ્તવિક રીતે તેઓ પ્રિય નેતા બની શક્યા. નામધારી, માત્ર સ્વયંસ્થાપિત, સર્વોચ્ચ નેતા એ નહોતા!

દાદાનું જીવન બહુ સાદું અને પવિત્ર હતું. પૈસાનો એમને જરા યે લોભ નહોતો અને અંતર્ગત ખાનદાની હતી તેથી એ આગળ વધ્યા. જનસેવાના કાર્યમાં તેઓ સદા પ્રવૃત્ત રહેતા. એમની કર્તવ્ય-પરાયણતા અને કાર્યક્ષમતા તથા મીઠી પ્રકૃતિને લીધે ગાંધીજીના ચારે હાથ એમના ઉપર હતા. આપણા દેશને સ્વાતંત્ર્ય સાંપડ્યું ત્યારે એ પ્રથમ સ્પીકર તરીકે ચૂંટાયા ત્યારે સમસ્ત દેશે તેમને ધન્યવાદ આપ્યા હતા. એ સ્થાન એમણે ઉત્તમ રીતે દીપાવ્યું તેથી ગુજરાતની પ્રજા હજી પણ ગૌરવ લઈ શકે છે. સરકાર અને પ્રજાજનનો સન્માન અને સ્નેહ તેઓ મેળવી શક્યા હતા.

મિત્રો અને સ્નેહીઓ સાથે તેઓ ઘણા જ ભાવથી વર્તતા અને મીઠી રમૂજ પણ કરતા. એક પ્રસંગ યાદ આવે છે. એમના પુત્રના જનોઈ પ્રસંગે બટુકને આશીર્વાદ આપવાનું અને ભોજનનું અમને આમંત્રણ હતું. મેં એ સ્વીકૃત કર્યાનો જવાબ વાળ્યો. તેમનાં પત્નીનું નામ મેં ભૂલમાં 'અન્નપૂર્ણા' લખ્યું હતું. તેનો તેમણે પ્રત્યુત્તર વાળ્યો કે, મારા પત્નીનું નામ 'અન્નપૂર્ણા' નથી—પણ તેમાં શું થઈ ગયું, નામ નથી પણ વાસ્તવિક રીતે એ અમારાં કુટુમ્બની અન્નપૂર્ણા તો છે જ ને! આમ સહજ મજાક કરવાની એમને સુંદર ટેવ હતી! દાદા કુટુમ્બવત્સલ હતા. એમની માતૃભક્તિ અત્યંત ગાઢ અને દૃષ્ટાંતયોગ્ય હતી.

આવા સહૃદયી, કર્તવ્યનિષ્ઠ અને પ્રમાણિક દેશ-ભક્તને ગુજરાતે અને ભારતે ગુમાવ્યો છે તેનું દુઃખ હજી પણ થાય છે. એમનું સ્થાન ખાલી જ રહ્યું છે. સંસારની ઘટમાળ તો ચાલ્યા જ કરે છે. છતાં, દાદાની ખોટ તો સાલે જ છે. એ તો શાંતિમાં પોઢ્યા અને પવિત્ર સુવાસ મૂકતા ગયા! એમના જીવનમાંથી ગુજ-રાતની ઉછરતી પ્રજા પ્રેરણા મેળવે એ જ એમનું તર્પણ કહેવાય. એમના આત્માને અમારા બન્નેની સ્નેહાંજલિ અર્પીને કૃતાર્થતા અનુભવું છું.

**શારદાબહેન સુમંતભાઈ મહેતા**

[સ્ત્રીકેળવણી ને સમાજસુધારાનાં અગ્રણી સન્નારી; (મુંબાઈ)]

*

## પ્રસન્નમૂર્તિ

શ્રી ગણેશ વાસુદેવ માવળંકરનો મારો પરિચય મારા વિદ્યાર્થીજીવનમાં થએલો. સને ૧૯૦૫–૧૯૦૭માં હું બી. એ.નો અભ્યાસ કરતો હતો: મુંબાઈમાં વિલ્સન કૉલેજમાં મારું અધ્યયન થતું હતું. મારું વતન અમદાવાદ હોવા છતાં મારો મુખ્ય અભ્યાસ વડોદરામાં થએલો અને ત્યાર પછી થોડાંએક વર્ષ મુંબાઈમાં વિલ્સન કૉલેજમાં બી. એ. અને એમ. એ.નો અભ્યાસ થયો. તે પ્રસંગે મારે અમદાવાદમાં રહેવાનું થયું હતું. તેનાં બે કારણો કે, વડોદરામાં પ્લેગ ફાટી નીકળ્યો હતો અને અમદાવાદમાં હવાફેરને માટે મારા પિતાશ્રીના અમદાવાદમાં નવા લીધેલા નવા ઘરમાં રહેવાનો પ્રસંગ થયો હતો. તે વખતે અમદાવાદમાં એક જ કૉલેજ હતી અને મને અમદાવાદમાં મારા વર્ગમાં જાણનારા વિદ્યાર્થીઓની સાથે ઓળખાણ કરીને તેમની પ્રતિભાનો લાભ લેવાનો ઉમળકો હતો. મારી વયના એક વિદ્યાર્થી શ્રી વિનાયક શિવપ્રસાદ ત્રિવેદીને લઈને શ્રી ગણેશ માવળંકરની પિછાન થઈ. સને ૧૯૦૫માં વિલ્સન

ઉપર કાયમ રહી. ઠક્કરબાપાના સ્મારક ફંડમાંથી આશ્રમના સમારકામને માટે રૂા. ૫,૦૦૦ની મેં માગણી કરી ત્યારે તેનો નિકાલ કરવાની છેવટની સત્તા દાદાસાહેબના હાથમાં હતી. તેથી હું દિલ્હી જઇને તેમને મળી આવ્યો એટલે પાંચ મિનિટમાં જ તેમણે એ રકમની મજૂરી આપી દીધી. અને તેથી જ આશ્રમના જૂના મકાન કંઇક નવાં રૂપરંગ ધારણ કરીને આજે ખડાં રહેલાં દેખાય છે.

છેવટે, સને ૧૯૫૬ના જાન્યુઆરી માસમાં, અમારી જીવનભરની મૈત્રી ઉપર જાણે સુવર્ણકળશ તેમણે ચઢાવ્યો. હું એક નાના આશ્રમનો સંચાલક હતો અને બાર વરસથી લગભગ વનવાસ ભોગવતો હતો. તે વખતે તેમની સૂચનાથી એ સાલમાં રામાનંદ કૉલેજના વાર્ષિક સમારંભની ઉજવણી પ્રસંગે મને મુખ્ય અતિથિ તરીકે બિરદાવવાનુ ઠરાવવામાં આવ્યું. ઉત્તરાયણની આસપાસના દિવસોમા આ સંમેલન મળવાનુ હતું. તે દિવસે હું કૉલેજમાં દાખલ થયો એટલે થોડી જ વારમાં દાદાસાહેબે ઘણા જ ભાવથી મારુ સ્વાગત કર્યું અને બધા વિદ્યાર્થીઓના સમૂહ સાથે તેમણે છબી પડાવી. તે દિવસની વિદ્યાર્થીસભામા દાદાસાહેબે મારે માટે જે પ્રશંસાના ઉદ્ગારો કાઢ્યા એ મારા ગુણના કરતાં તેમના સ્નેહને વધારે અનુરૂપ હતા. તે દિવસે અમે છૂટા પડ્યા—હું મારા આશ્રમ તરફ વળ્યો અને દાદાસાહેબ થોડા દિવસમાં દક્ષિણ ભારતના પ્રવાસે ઊપડયા. ત્યાંથી જ જીવલેણ રોગથી પટકાઇને અમદાવાદ પાછા ફર્યા. પછીથી તેમની ગંભીર બીમારી દરમિયાન તેમને સહેજ મળાયું. પણ કશી વાતચીત તો કેમ થઈ શકે! ને પછી ફેબ્રુઆરી માસમાં જ તેઓ પરલોક સીધાયા.

આજે જ્યારે એમને હું યાદ કરું છું ત્યારે રામાનંદ કૉલેજમાં અમારા મિલનનાં સ્મરણો જ મારા દિલમાં રમે છે અને ત્યાંથી જ મેં અનંત કાળને માટે તેમની વિદાય લીધી હોય તેમ મને ભાસે છે. આજે દસ વર્ષ પછી પણ એ સેવાભાવી અને વ્યવહારકુશળ રાજપુરુષની હૃદયંગમ મૂર્તિને મારી શ્રદ્ધાંજલિ અર્પણ કરુ છુ, અને તેમના સ્મારકરૂપ બનેલી અનેક સંસ્થાઓ ફૂલે અને ફાલે એમ હું ઇચ્છું છું.

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક
[લોકસભાના સભ્ય; નૂતન ગુજરાત જનતા પરિષદના પ્રમુખ; (અમદાવાદ)]

*

## ત્રણ પેઢીનો સંબંધ

કાળને વહી જતાં વાર લાગે છે? દાદાસાહેબ માવળંકરના અવસાનને દસ વર્ષ વીતી ગયાં! વિધાનસભાની મીટિંગોમાં પ્રમુખ તરીકે ખુરશીમા બેઠેલા અને પાછળથી જ્યારે એમની તબિયત નરમ થઈ ત્યારે પોતાને બંગલે ગાદી-તકીએ બેઠેલા દાદાસાહેબ હજી તો મારી આંખ આગળ તાજા પ્રત્યક્ષ દેખાય છે.

દાદાસાહેબના પિતાશ્રી વાસુદેવરાવ અને અમારા કુટુંબને બહુ નિકટનો સંબંધ વર્ષોજૂનો હતો. વાસુદેવરાવ અત્રેની ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં કલાર્ક ઑફ ધી કોર્ટ હતા અને મારા પિતા એ જ કોર્ટમાં નાઝર હતા. લગભગ રોજ સાંજે વાસુદેવરાવને મકાને (ભદ્રમાં) કોર્ટના પાંચ સાત માણસોનો મેળાવડો ભરાતો. વાસુદેવરાવ એ મેળાપ વખતે કોર્ટની વાતો તો કરતા, પરન્તુ મોટે ભાગે મહારાષ્ટ્રના સામાજિક રીતરિવાજો અને એમના કૉલેજના સમયની તેમજ કેટલીક વખત ધર્મસંબંધી વાતો કરતા. જે ગૃહસ્થો એ મેળાવડામાં લગભગ દરરોજ આવતા તેમની કોર્ટની સાથે વાસુદેવરાવ અમલદારી સંબંધ નહિ પણ કૌટુમ્બિક સંબંધ હોય એવું વર્તન રાખતા; એમનું કુટુમ્બ જાગીરદારનું કુટુંબ હતું—એમના સુધી એ જાગીર પહોંચતી હતી. પછી તે બંધ થઈ ગઈ.

દાદાસાહેબ કૉલેજમાં ભણતા ત્યારથી મારે એમનો થોડો પરિચય થયો હતો. સ્વ. હીરાલાલ પારેખ (ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આસિસ્ટન્ટ સેક્રેટરી)ની મારફત એમનો મને પરિચય થયો હતો. દાદાસાહેબનો વિચાર દાક્તરી લાઈનનો અભ્યાસ કરવાનો હતો. પરતુ કેટલાંક કારણોને લીધે એમને સાયન્સના અભ્યાસમાં જોડાવું પડયું. કૉલેજની એમની કારકિર્દી ઉજ્જ્વળ હતી. પરંતુ કેટલાક કૉલેજના વિદ્યાર્થીઓ, જે અભ્યાસમા રચ્યાપચ્યા રહેનારા હોય છે તે પ્રોફેસરો અને પ્રિન્સિપાલની ખૂબ ખુશામત કરનારા હોય છે, એવો સ્વભાવ અને વર્તન દાદાસાહેબનાં નહોતાં. ગુજરાત કૉલેજના તે વખતના

પ્રિન્સિપાલ હર્સ્ટના અન્યાયી અને મનસ્વી વર્તન સામે વિદ્યાર્થીઓએ જે ઝુંબેશ ઉઠાવી હતી તેમાં દાદાસાહેબે આગેવાની લીધી હતી. એ સમયમાં અમદાવાદમાં ડિસ્ટ્રિક્ટ અને સેન્શસ જજ તરીકે શ્રી દયારામ ગિદુમલ હતા. તેમણે આચાર્ય આનંદશંકર ધ્રુવને પોતાની સાથે ચાર પાંચ જિજ્ઞાસુ વિદ્યાર્થીઓ, જેની કોઈ સારા પુસ્તકો વાંચવાની–અભ્યાસની દૃષ્ટિએ–ઈચ્છા હોય, તેવાની ભલામણ કરવાનું કહ્યું હતું. આનંદશંકર ધ્રુવે શ્રી રણજિતરામ, શ્રી દાદાસાહેબ, શ્રી હીરાલાલ પારેખ અને હું એમ ચાર નામ સૂચવ્યાં. એટલે અમે ચાર દર રવિવારે શ્રી દયારામને બંગલે જતા. અમારી સાથે શ્રી દયારામ ટેનિસનનું 'ઈન મેમોરિયમ' અને એમરસનના નિબંધો વાંચતા. શ્રી દયારામનું વાચન ઘણું વિશાળ અને ઊંડુ હતું, તેમજ અંગ્રેજી સાહિત્ય તથા તત્ત્વજ્ઞાનનો એમનો અભ્યાસ બહુ ઊંડો હતો. ઉપરાંત એમની વિવરણ કરવાની, અને અનેક વિષયો સાથે વાંચવાના પુસ્તકના વિષયનું જોડાણ કરવાની શક્તિ, બહુ જ ઊંચા પ્રકારની તથા વિદ્યાર્થીઓને ઉન્નત માર્ગે લઈ જનારી અને ગહન વિષયોના વાચનનો શોખ ઉત્પન્ન કરે તેવી હતી. અંગ્રેજી સાહિત્ય શીખવનારા ત્રણ ચાર બહુ વિદ્વાન અંગ્રેજ પ્રોફેસરોનો મને અનુભવ છે. એમનું શિક્ષણ ઘણા ઊંચા પ્રકારનું હતું, પરંતુ શ્રી દયારામની expositionની પદ્ધતિ એ કોઈ અંગ્રેજ પ્રોફેસરોમાં મેં જોઈ નથી. વિદ્યાર્થીજીવનમાં એ લાભ અમને મળ્યો તે માટે અમે સહુ પોતાને સદ્‌ભાગી ગણતા હતા. દાદાસાહેબ સાથે આ નાના વર્ગમાં સાથે અભ્યાસ કરવાને લીધે મારે નિકટ સંબંધ બંધાયો.

દાદાસાહેબે એલ. એલ. બી.નો અભ્યાસ ખાસ પોતાની ઇચ્છાથી પસંદ કર્યો નહોતો એવું મને યાદ છે. પણ અભ્યાસ કર્યા પછી અને પ્રૅક્ટિસ શરૂ કરી ત્યારે એમણે એ ધંધામાં સામાન્ય રીતે કુટિલતા, કાવાદાવા, છેતરપીંડી, જૂઠાણું ચાલે છે તે સર્વનો ત્યાગ કરી શુદ્ધ પ્રામાણિકપણે, નીતિપૂર્વક કામ કરી એ ધંધાને ઉચ્ચ કક્ષાએ મૂકવાનો નિશ્ચય કર્યો હતો. એટલે એ સારા, મોટા, સિવિલ કેસો જ સ્વીકારતા અને એમણે સારા, પ્રામાણિક તથા કાયદામાં ઊંડા ઊતરી ઉચ્ચ કક્ષાના વકીલ તરીકે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી.

દાદાસાહેબની અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં પ્રમુખ તરીકેની કારકિર્દી તથા કીર્તિ અને પ્રતિષ્ઠા સુવિદિત છે. અત્યન્ત નિષ્પક્ષ રીતે અને પ્રત્યેક નાની મોટી બાબતમાં ઝીણવટથી ઊંડા ઊતરી કામ કરવાની એમની શક્તિની આજે પણ સહુ મ્યુનિસિપલ કાર્યકરો આદરપૂર્વક પ્રશંસા કરે છે.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (હાલની ગુજરાત વિદ્યાસભા)માં મૅનેજિંગ કમિટીમાં એમની સાથે કામ કરવાનું સદ્‌ભાગ્ય મને મળ્યું હતું. સોસાયટીની ઉત્તરોત્તર ઉન્નતિ, તેના ક્ષેત્રનો વિસ્તાર, સંશોધનકાર્યની વ્યવસ્થિત રચના અને જૂની ઘરેડમાંથી તેને જમાના અનુસાર વિસ્તારી અને ઉચ્ચ કક્ષાની સ્થિતિમાં લાવનાર દાદાસાહેબ હતા. દરેક વિષયમાં એમની દીર્ઘદૃષ્ટિ, broad vision (વિશાળ ઉચ્ચ કક્ષાની દૃષ્ટિ) અને યોજનાપૂર્વક કામ કરવાની પદ્ધતિથી આજે એ સંસ્થા સમસ્ત ભારતમાં એક ઉત્તમ કાર્ય કરનારી સંસ્થા બની છે.

લોકસભાના સ્પીકર તરીકે એમણે પોતાની નિષ્પક્ષવૃત્તિ અને કાયદાનું ઊંડું જ્ઞાન તથા સજ્જનતા, નમ્રતા અને ગૃહસ્થાઇને લીધે સર્વ પક્ષોનો આદર અને સન્માન પ્રાપ્ત કર્યા હતાં.

દાદાસાહેબ મારા ઉપર બહુ સદ્‌ભાવ અને માયા રાખતા; અને અમારા કુટુંબ સાથેનો જૂનો પરિચય અને વ્યવહાર એમણે બધી રીતે ચાલુ રાખ્યો હતો. એ વ્યવહાર અને લાગણી તથા મિત્રભાવ હાલ શ્રી પુરુષોત્તમભાઇએ પણ ચાલુ રાખ્યો છે એટલે ત્રણ પેઢીનો અમારો જૂનો સંબંધ કાયમ રહ્યો છે.

**ગટુલાલ ગોપીલાલ ધ્રુ**

[વયોવૃદ્ધ સમાજસેવક; સંપાદક, 'જ્યોતિર્ધર'; (અમદાવાદ)]

*

## ગુજરાત-મહારાષ્ટ્રનું મનોવેધક મિલન

ગુજરાતીઓનું વ્યવહારુ શાણપણ અને મહારાષ્ટ્રીયોની બૌદ્ધિક તેજસ્વિતા એ બન્નેનું મનોવેધક મિલન દાદાસાહેબમાં થયું હતું. મારા મતે એમની સફળ કારકિર્દીનું આ જ મુખ્ય કારણ છે. ભાષાવાર પ્રાંતરચના એ દેશના ભાગલા કરનારી દુર્ઘટના છે એમ હું માનું છું. એમાં યે ગુજરાત અને મહારાષ્ટ્રનો સંબંધ પરાપૂર્વથી ચાલી આવેલો. દ્રવ્ય વિષે તિરસ્કારની દૃષ્ટિ રાખવી એમાં મહારાષ્ટ્ર ગર્વ લે છે. દ્રવ્ય એ એક અનિવાર્ય

શક્તિ છે એ અમારા ધ્યાનમાં આવતું નથી. દાદાસાહેબે દ્રવ્યનો નિષેધ કર્યો નહિ. સદુપયોગ કરવા સારુ દ્રવ્ય હોય છે એ સમજીને તેઓ વર્તતા. સદ્દગત પાંગારકરની આર્થિક પરિસ્થિતિ કથળી ત્યારે દાદાસાહેબ એમને પ્રતિમાસ પચીસ રૂપિયા મોકલતા હતા એ મને ખબર છે.

ગુજરાતી માણસ વેપારી વૃત્તિનો. ઘરાકને સંતુષ્ટ રાખવાથી જ એનો વેપાર વધે છે. એને કારણે તે, બધા સાથે પ્રેમપૂર્વક, આદરથી અને સમાનતાથી વર્તે છે. મહારાષ્ટ્રીયોની સ્થિતિ એનાથી ઊલટી. એમની વૃત્તિ નોકરીની. લોકો સાથે તે કાંઈક તોછડાઈથી, મગરૂબીથી અને તુચ્છભાવથી વર્તે છે. માટે, નાના-મોટા, વિદ્વાન-અવિદ્વાન, શ્રીમંત–ગરીબ એવી ભાવના અમારામાં વિશેષ. દાદાસાહેબના ગુણોનો અનુભવ મને પ્રત્યક્ષ થયો. દાદાસાહેબ લોકસભાના અધ્યક્ષ. કેટલો મોટો દરજ્જો! હું એક નાનકડો, આમજન. પણ હું અમદાવાદમા હતો ત્યારે દાદાસાહેબે મને એમના મોટા ભાઈની જેમ બરાબર માન્યો અને એ રીતે મારી સાથે વર્તાવ કર્યો એ હું કદાપિ ભૂલીશ નહિ.

દાદાસાહેબના જન્મ પહેલાંના સમયથી જુવાન પેઢી ટિળકની સ્ફૂર્તિ મેળવીને જ જન્મ લઈ રહી હતી. તેથી, એલએલ. બી. થયા પછીના ત્રણ વર્ષના સમયમાં દાદાસાહેબ ગુજરાતસભાના મંત્રી થયા; અને પછી એટલા જ વર્ષોમાં અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં એમણે પ્રવેશ કર્યો. એ મ્યુનિસિપાલિટીનુ પ્રમુખપદ પણ એમણે સંભાળ્યું. તેઓ એ કામગીરી કરતા હતા ત્યારે મ્યુનિસિપાલિટી સંબંધેની એક યોજના એમણે તૈયાર કરી હતી. એ એમણે ગાંધીજીને બતાવી. ગાંધીજીને એ મુસદ્દો મંજૂર ન પડયો. ગાંધીજીએ પોતે બીજો મુસદ્દો તૈયાર કર્યો તે દાદાસાહેબને પસંદ ન પડયો. ગાંધીજી સહુને કહેતા કે હું કહું છું માટે માનશો નહિ. તમને જો મારી વાત ગળે ઊતરે તો જ તે સ્વીકારજો. એટલે, દાદાએ પોતાનો મુસદ્દો કાયમ રાખીને ગાંધીજીને તે બતાવ્યો ત્યારે ગાંધીજીએ એ મુસદ્દાને પોષક એવો નવો મુદ્દો દાદાસાહેબને સૂચવ્યો. આ વાત દાદાસાહેબે જ મને કહેલી. બાબત નાની છે પણ તત્ત્વ મોટું છે. આ બનાવમાં ગાંધીજીનું વ્યક્તિત્વ પણ દેખાઈ આવે છે. દાદાસાહેબને સ્ફૂર્તિ મળી ટિળક પાસેથી અને એમની વિવેકશક્તિને વળાંક મળ્યો ગાંધીજી પાસેથી. ટિળક-ગાંધીજીનો અન્વય એટલે દાદાસાહેબ. માટે હું કહું છું કે દાદાસાહેબ ગુજરાતી હતા તેમ મહારાષ્ટ્રીય હતા.

સ્પીકર તરીકેનું પોતાનું કામ દાદાસાહેબે કુશળતાથી ઉત્તમ રીતે પાર પાડયુ. વિરોધી પક્ષો છાશવારે સભામોકૂફીની દરખાસ્તો લાવતા એને એમણે બરાબર અટકાવી દીધી. ચીડાઈ ન જતાં, ગુસ્સે ન ભરાતાં, પોતાની વાત બીજાને ગળે ઉતરાવવાની આવડત એમનામાં સરસ હતી.

લોકસભા સમક્ષ હિંદુ કોડ બિલ આવ્યું હતું ત્યારે હું દિલ્હીમાં હતો. દાદાસાહેબને ત્યાંથી જ હું ડૉ. આંબેડકરને મળવા ગયો. દાદાસાહેબ વિષે ઘણી બધી ગેરસમજ આંબેડકરના મનમાં હતી એમ મેં જોયું. બાપની મિલકતમાં છોકરીઓને વારસાહક્ક નહિ હોવો જોઈએ એવો મારો અભિપ્રાય છે. દાદાસાહેબનો પણ એવો જ મત હોવાનું હું ધારું છું. આને વિષે ડૉ. આંબેડકરનો એક જ જવાબ હતો. તેઓ કહેતા કે સહુને વડિલોપાર્જિત મિલકત સહિત વસિયતનામું કરવાની જોગવાઈ મેં રાખી છે. બિલ પસાર થાય એવી આંબેડકરની તીવ્ર ઇચ્છા હતી. આંબેડકરની પછી એ બિલ પાસ થયું. એમાં હાલની સ્થિતિને અનુસરીને વિચાર કર્યો હોય એમ લાગતું નથી. પત્ની અને અજ્ઞાન બાળકોનો વિચાર ન કરતાં પુરુષને મિલકતનો નિકાલ કરવાનો હક્ક અપાયો છે એ મૂર્ખામી છે. પતિ-પત્ની એ દાંપત્ય છે; વિવાહ થતાં જ પતિની મિલકતમાં પત્નીનો હક્ક આપોઆપ જ ગણાવો જોઈએ. બીજી વાત, પુત્ર વિના કે સંતાન વિના પુરુષ મરણ પામ્યો તો એના બહુ દૂરદૂરના વારસો શોધતા ફરવાને બદલે એની મિલકત સરકારમા જમા થાય તો તેમા વાંધો નહોતો. કમભાગ્યે, આવો વિચાર જ કોઈના મનમાં ઊઠતો નથી હવે પહેલાંની જેમ સંબંધો રહ્યા નથી. ડૉ. આંબેડકર ખૂબ બુદ્ધિશાળી અને કાર્યકુશળ તેવા જ દેશાભિમાની. દાદાસાહેબ વિષે એમની થએલી ગેરસમજ દૂર થાય એવી મારી ઇચ્છા. માટે મેં આંબેડકર સાથેની મુલાકાતમાં થએલી વાતચીત દાદાસાહેબને પત્રરૂપે લખી મોકલી, અને એ જ કાગળની એક નકલ

આંબેડકરને મોકલી; કારણ કે બીજે દિવસે સવારે મારે દિલ્હીથી નીકળવાનું હતું.

સંસાર એટલે વિસંવાદી સંબંધોનો સાગર. પેચ-પ્રસંગો એવા તો ઉદ્ભવે છે કે તે વખતે કુટુંબના વડાનું શાણપણ કસોટીએ ચડે. દાદાસાહેબના પુત્ર પુરુ-ષોત્તમે બીજી જ્ઞાતિની કન્યા સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું. એમાં ખોટું કશું નહોતું. પરંતુ જૂની ઘરેડવાળાં દાદાસાહેબનાં માતુશ્રીને આ વાત ગમે એવી નહોતી. દાદાસાહેબ તો માતૃભક્ત. તે સાથે જ, દાદાસાહેબે જો આ પ્રકારનાં લગ્નને સંમતિ આપી ન હોત તો એમનું જાહેર જીવન ખલાસ થઈ ગયું હોત. આવી આ અતૂટ ગાંઠ છોડવા જેટલી વ્યવહાર-કુશળતા દાદાસાહેબમાં ખૂબ હતી.

મહારાષ્ટ્રીય તરીકે દાદાસાહેબ તરફ જોઈએ તો તેઓ ભાગ્યશાળી હતા એમ કહેવામાં વાંધો નથી. સુખી અને સંપન્ન કુળમાં જન્મ; પિતા ન્યાયાધીશ. આવા પૂર્વજોની કીર્તિમાં દાદાસાહેબે, પોતે મેળવેલી સફળતાનો ઉમેરો કર્યો અને એ કીર્તિને સરસ બમણી વધારી દીધી એમાં દાદાસાહેબની મહત્તાનાં દર્શન થાય છે.

મ નારાયણ ગોવિંદ ચાપેકર

[નિવૃત્ત ન્યાયાધીશ; મહારાષ્ટ્રના વયોવૃદ્ધ ને નિબંધ વિવેચક, સમર્થ સાહિત્યકાર; (બદલાપુર)]

*

## આત્મીય અને પૂજનીય

દાદાસાહેબને સહુ પ્રથમ મેં રત્નાગિરી જેલમાં જોયાનું યાદ આવે છે. શ્રી. વા. બ. ગોગટેએ શ્રી. હૉટસન પર પિસ્તૂલ છોડેલી એનું સમર્થન હું મારા પ્રવાસમાં, મહારાષ્ટ્ર કૉંગ્રેસના પ્રમુખ તરીકે મેં કરેલા પ્રવાસમાં, કરી રહ્યો હતો ત્યારે રત્નાગિરીમાં મેં આપેલા ભાષણને વાસ્તે મને સાત વર્ષની સજા થઈ હતી અને હું રત્નાગિરીની જેલમાં સને ૧૯૩૧ની આખરથી સને ૧૯૩૫ની સાલ સુધી હતો. જેલમાં ત્યાં હું હતો ત્યારે થોડા દિવસો માટે દાદાસાહેબ, સ્વાતંત્ર્યવીર સાવરકર ઈ. નેતાઓને સરકારે ત્યાં જેલમાં રાખેલા. ૧૯૩૨ની સાલ હશે; ચોક્કસ યાદ નથી. એ પ્રથમ દર્શન પછી હું અને પૂજ્ય સાને ગુરુજી ૧૯૪૭ની સાલમાં અમદાવાદમાં દાદાસાહેબને ઘેર એમને મળ્યા હતા. "મંદિરમાં અસ્પૃશ્યોને પ્રવેશ મળે" એ હેતુથી અમે બન્ને વ્યાખ્યાનો કરી રહ્યા હતા અને પ્રવાસ કરતા હતા તે પ્રસંગે અમે અમદાવાદ આવ્યા હતા. મહારાષ્ટ્રીયો સમક્ષ એક પ્રવચન પૂજ્ય ગુરુજીએ ત્યારે કરેલું એવું યાદ આવે છે. દાદાસાહેબે અમારી સાથે ખૂબ આત્મીયતાથી વર્તાવ કર્યો. ત્યાર પછીનો પ્રસંગ: દાદાસાહેબ પૂનાથી પંઢરપુર ગએલા. ત્યાંના બડવાઓને (પૂજારીઓને) સમજાવીને અને એ રીતે પૂજ્ય ગુરુજીના ઉપવાસ છૂટે એમ કરવાને સારુ દાદાસાહેબ પંઢરપુર ગએલા તેની પહેલાં મને મળ્યાનું સ્મરે છે. ૧૯૪૭ના વર્ષના પહેલા ત્રણ મહિના-નો અમારો પ્રવાસ હતો. એપ્રિલ માસમાં પંઢરપુરમાં પૂજ્ય ગુરુજીનું પ્રવચન થયા પછી અને પૂજ્ય ગુરુજીએ ઉપવાસ શરૂ કર્યા પછી હું, અગાઉ નક્કી થયા મુજબ, પૂના પાછો ફર્યો (વ્યાખ્યાનો સાથેનો આવો પ્રવાસ નહિ કરતાં એકદમ જ પૂજ્ય ગુરુજી પ્રાણાર્પણ કરવાના હતા. મેં એમને કહ્યું કે, "આપણે વ્યાખ્યાનો સાથેનો પ્રવાસ કરીએ. જનતાને આ પ્રશ્નની સમજૂતી આપીએ. આ કામ ઠીક ઠીક થાય પછી તમે પંઢરપુરમાં પહોંચીને ઉપવાસ દ્વારા પ્રાણની આહૂતિ આપશો તો તેમાં મને હરકત નથી." પૂજ્ય ગુરુજીએ મારી વાત માની અને અમે પ્રવાસ ખેડ્યો.) સદ્ગત દાદાસાહેબે પંઢરપુરના બડવે લોકોને સીધા કર્યા અને પૂજ્ય ગુરુજીના ઉપવાસ સફળ થયા.

પૂજ્ય મહાત્માજી અને પૂજ્ય સાને ગુરુજીનું પૂજ્યત્વ ઓળખીને વર્તનારા સદ્ગત દાદાસાહેબ મારે માટે પૂજનીય છે.

મ પાંડુરંગ મહાદેવ બાપટ

['સેનાપતિ' બાપટ; પ્રખર ક્રાંતિકારી અને પીઢ સમાજસેવક, (મુંબાઇ)]

*

## મારા મહાન પુરસ્કર્તા

સદ્ગત દાદાસાહેબ માવળંકરનું પ્રથમ દર્શન મને સને ૧૯૨૦માં થયું. સાબરમતીના સત્યાગ્રહાશ્રમમાં હું રહેતો હતો ત્યારે સદ્ગત નરહરિભાઈ પરીખ સાથે હું અમદાવાદ શહેરમાં ગયો હતો. નરહરિભાઈને માવળંકરનું કાંઈક કામ હતું. કોઈક ટ્રસ્ટના માવળંકર

ટ્રસ્ટી હતા. એ ટ્રસ્ટમાંથી નરહરિભાઇને વિશિષ્ટ કાર્ય માટે મદદ જોઈતી હતી. નરહરિભાઈની સાથે હું પણ બદામીની માવળેકરની જૂની વિશાળ હવેલીમાં દાદાસાહેબને ત્યાં ગયો. નરહરિભાઇએ મુલાકાતનો હેતુ જણાવતાં જ દાદાસાહેબે એ ટ્રસ્ટનું દફતર કાઢ્યું અને ટ્રસ્ટ ડીડ વાંચીને કયાં કયાં કામો માટે કઈ કઈ શરતોએ મદદ આપી શકાય એની માહિતી આપી, અને 'તમે આટલી માહિતી સાથેની આ પ્રમાણેની અરજી કરો' ઈત્યાદિ બાબતો વિગતવાર અને શિક્ષકની આસ્થા વડે, પણ એ સાથે જ ખૂબ આદરપૂર્વક, સમજાવી અને કહી. એ પ્રસંગે મારે દાદાસાહેબની સાથે સામાન્ય પરિચય પણ થયો કે નહિ એ હવે યાદ નથી આવતું. એમના નિરભિમાની, આસ્થાપૂર્ણ અને મિલનસાર સ્વભાવની છાપ જો કે મારા મન પર અંકિત થઈ ચૂકી હતી.

અમદાવાદમાંના '૨૦-'૨૧ની સાલના અસહકારના આંદોલનના સમયમાં જાહેર સભાઓમાં મેં એમને અગર એમણે મને જોયા હશે; તેમ છતાં એમની સાથે મારે પ્રત્યક્ષ વાતચીત થયાનું મને સ્મરતું નથી.

પરંતુ ૧૯૩૩ની સાલમાં બ્રિટિશ સરકારે એમને પકડીને રત્નાગિરીની જેલમાં સ્થાનબદ્ધ તરીકે આણ્યા. આ વ્યક્તિ સત્યાગ્રહની ચળવળથી કેવળ નામથી દૂર રહીને ભાતભાતની રીતોથી ચળવળને તે સહાય કરે છે એવા વહેમથી સરકારે એમની ધરપકડ કરેલી અને એમને રત્નાગિરીના તુરંગમા, જાણે કાળા પાણીની સજા તરીકે, લાવી મૂકેલા.

ત્યાં પહેલા જ દિવસે એમની અને મારી વચ્ચે પ્રથમ જ વાર પણ ખુલ્લા દિલે મુલાકાત થઈ. સત્યાગ્રહીએ સરકારને કશી પણ ખાતરી આપવાની નહિ અગર આત્મસમર્થન પણ કરવાનુ નહિ એવી સત્યાગ્રહની શિસ્ત હતી. પણ દાદાસાહેબે મને કહ્યું કે, 'હું એવો સત્યાગ્રહી નથી એ તો તમને ખબર જ છે. સત્યાગ્રહની ચળવળ માટે કોઈ પણ દેશપ્રેમી માણસને હોય એટલી મને પણ તાલાવેલી છે, પણ એ ચળવળને મદદ કરતી વખતે હું કાયદાનાં બંધનો નહિ ઉલ્લંઘવાની કાળજી પણ લઉં છું, વગેરે'. એમનો આશય ઓળખીને મેં એમને તરત કહ્યું કે, 'પોતાની ભૂમિકા તમે સરકારને સ્પષ્ટતાથી જણાવો એમાં કશું અનુચિત પણ નથી અગર એવું કર્યાથી સત્યાગ્રહની ચળવળને ધક્કો પહોંચવાનું પણ કોઈ કારણ નથી.'

એમણે ખુલાસો કર્યો, પરંતુ સરકારે એમની પરના નિબંધો કાંઇક ઢીલા કર્યા અને એમને રત્નાગિરી શહેરની બહાર ન જવાનો મનાઇહુકમ ફરમાવીને તુરંગમાંથી છોડી મૂકયા. આશરે એક વર્ષ તેઓ રત્નાગિરીના 'સડ્યાવર' ('માળ'પર) ભાડાનો બંગલો રાખીને રહ્યા હતા. એ જ મુદતમાં હું જેલની સજા પૂરી થતાં છૂટ્યો. હું મારા મિત્ર ઘાણેકરને ઘેર ઊતર્યો. આગલા જ દિવસે દાદાસાહેબે ઘાણેકરને કહી રાખેલું કે હું અપ્પાસાહેબને મળવા આવીશ. આટલા મોટા માણસે મને મળવા આવવુ એ મને વિચિત્ર અગર સંકોચ કરાવનારું લાગ્યું. માટે, તેઓ મને મળવા આવે એ પહેલાં જ હું એમના બંગલા તરફ વહેલો પહોચી જવા સારુ નીકળ્યો. પણ હું એકાદ ફર્લાંગ ચાલ્યો હોઈશ ત્યાં તો સામેથી દાદાસાહેબ મળ્યા, અને મને પાછો ફેરવ્યો અને ઘાણેકરને ઘેર જ મારી સાથે આવ્યા, અને ત્યાં કલાક દોઢ કલાક અમારી નિખાલસ વાતોચીતો થઈ. ત્યાર બાદ દાદાસાહેબનું અને મારુ મળવા કરવાનું ઘણી વાર બન્યું, સભા-સમારભોમાંના એમનાં ભાષણો સાંભળવાની તક મને મળી, મને જેવો આવડ્યો તેવો એમનો આદરસત્કાર કરવાની તક પણ મને અનેક વાર સાંપડી. પરંતુ, પેલા દિવસે એમની સાથે થએલી ખુલ્લા દિલની વાતચીતને તોલે આવે એવો લાભ અગર સંતોષ મને ક્યારે ય થયો જ નથી.

તે દિવસથી દાદાસાહેબના હૃદયમાં મને કાયમનું અને અધિકારયુક્ત સ્થાન પ્રાપ્ત થયું. કોંકણમાં કોઈ પણ પ્રસંગે આવવાનું થયું—કોંકણ માટે દાદાસાહેબને પ્રેમ હતો, પોતાના કુલદૈવત માટે ભક્તિ પણ હતી, દેવરુખ-રાજાપુરમાંનાં પોતાનાં બાલપણનાં સંસ્મરણો દાદાસાહેબ ખૂબ રસપૂર્વક કહેતા અને દર બે-ત્રણ વર્ષે કોઈ ને કોઈ નિમિત્તે તેઓ કોંકણની મુલાકાતે આવી જતા—કે તેઓ બધા મિત્રો-સ્વજનોને પોતાના આગમન વિષે અગાઉથી લખતા અને સહુને મળતા કરતા. એવા લોકોમાં મારો પણ સમાવેશ થતો, અને એમના સૂચિત કાર્યક્રમોમાં હું મારી પોતાની સંસ્થાઓ-શિબિરો-પરિ-

પદોનાં કાર્યક્રમો પણ ઘુસાડી દેવાનું ચૂકતો નહિ, અને એમણે મારું નિમંત્રણ કોઈ દિવસ નકાર્યું નહિ.

દાપોલીમાં સને ૧૯૪૬માં અમારી એક શિબિર ચાલતી હતી તે વખતે દાદાસાહેબ મહાડથી દેવરૂખ જતાં ખાસ દાપોલી પણ આવ્યા. શિબિરમાં મુકામ અને ભાષણ કર્યાં જ, પણ મને કહે કે, 'મારા એક મિત્ર વતી હું તમને તમારા કોઈ પણ કાર્ય માટે બે હજાર રૂપિયા આપવા ઇચ્છું છું.' એ દાનમાંથી અમે દાપોલીનું કણબી છાત્રાલય શરૂ કર્યું.

રાજાપુરની ગંગામાં હરિજનોને સ્નાન કરવાનું મળે એની ચોતરફના હરિજનોએ જોરદાર માગણી કરી, એને અમે ટેકો આપેલો, પણ 'ગંગાપુત્રો' માનતા નહોતા એટલે હરિજનો સહિત અમે સહુએ સત્યાગ્રહ કર્યો અને સેંકડો હરિજનોને લઈને ગંગામાં સ્નાન કર્યું. એ પરથી ગંગાપુત્રોએ અમારા પૈકી કેટલાક પર 'દેવસ્થાન વટલાવ્યું' એવો આરોપ મૂક્યો અને અમારી સામે ફોજદારી કેસ કર્યો. રાજાપુર તાલુકામાં ગામેગામ ફરીને મેં પ્રચાર કર્યો અને ગંગાપુત્રોએ આ કેસ માંડી વાળવો એવા ઠરાવો કરાવ્યા અને છેવટે રાજાપુરમાં એક 'ગંગામુક્તિ પરિષદ'નું આયોજન કર્યું. દાદાસાહેબે એ પરિષદનું ઉદ્ઘાટન કર્યું.

મેં ગોપુરી સ્થાપી એ અરસામાં દાદાસાહેબ રાજાપુર સુધી આવવાના હતા તેથી મેં એમને કણકવલી સુધી આવવાનો આગ્રહ કર્યો. એ પહેલાં પણ તેઓ એક વાર અમારા કલમઠ (કણકવલીની જોડમાં જ)ના ખાદી કાર્યાલયમાં આવ્યા હતા. તેઓ ગોપુરીમાં પણ આવ્યા. એ વખતે અમે ઝૂંપડીઓમાં અને તંબુઓમાં જ રહેતા હતા. ત્યાં દાદાસાહેબને અને એમની સાથેનાંઓને અગવડો જ વેઠવી પડેલી, પણ દાદાસાહેબે માત્ર અમને શાબાશી અને સવાસો રૂપિયાનો ફાળો આપીને જ હસતે મોઢે 'આવજો' કહ્યું.

ઉપર જણાવેલ દાપોલીની શિબિર પછી કેટલાક મહિનાઓ બાદ મને પ્લુરસીનું દર્દ ઊપડ્યું. ઉરળી જઈને નિસર્ગોપચાર વડે જ હું સાજો થયો. એ વખતે દાદાસાહેબ દિલ્હીમાં, મને લાગે છે કે દિલ્હીની ઍસેમ્બ્લીમાં સ્પીકર તરીકે હતા. એમણે મને હવાફેર માટે પોતાને ત્યાં બોલાવ્યો. હું જઈ શક્યો નહિ, પણ દાદાસાહેબના નિર્હેતુક વાત્સલ્યથી જો કે મારું હૈયું ઉભરાઈ ગએલું.

અનેક લોકો આગળ દાદાસાહેબ મારે વિષે ગૌરવયુક્ત એવું બોલતા. વાસ્તવિક એવી જરૂર નહોતી. મારે કાને એ વાતો આવતી. મને નાનાનો 'મોટો' બનાવવામાં દાદાસાહેબનો મોટો ફાળો છે.

સદ્ગત બાળાસાહેબ ખેરનો પણ કોંકણ માટે વિશેષ પ્રેમ. સને ૧૯૪૪ કે '૪૫ની સાલમાં તુરંગવાસમાંથી છુટકારો થતાં જ દાદાસાહેબે બાળાસાહેબને કાગળ લખ્યો અને એની નકલ મને માહિતી ખાતર મોકલી કે, આપણે બંને ભેગા મળીને કોંકણમાં થોડા દિવસો અપ્પાસાહેબ સાથે ગામડે ગામડે ફરીએ! આવું ક્યારેક પ્રત્યક્ષ અમલી બનશે એવું મેં સાચું માન્યું જ નહોતું, અને તેવું જ થયું. આટલા મહાન સજ્જનોને ભેગા મળીને કોંકણમાં સળંગ થોડા દિવસો ફરવાની નિરાંત કે સમય ક્યાંથી મળે! તેમ છતાં એમની પ્રસંગોપાત થનારી ઊડતી મુલાકાતોમાંથી જ મારા જેવા અનેકને પ્રેરણા અને આશ્વાસન મળતાં હતાં.

મ **સીતારામ પુરુષોત્તમ પટવર્ધન**

['કોંકણના ગાંધી'; મહારાષ્ટ્રના અગ્રણી રચનાત્મક કાર્યકર; 'ચલન સુધાર' આંદોલનના અગ્રણી; (ગોપુરી)]

*

## ગાંધીજી ને સરદારના સહકાર્યકર

દાદાસાહેબ માવળંકરનો મને પહેલો પરિચય સને ૧૯૧૭ના ખેડા જિલ્લાના પહેલા સત્યાગ્રહ વખતે થએલો. તેઓ ગુજરાત રાજકીય સભાના આગેવાન કાર્યકર હતા. અને શ્રી વલ્લભભાઈ, શ્રી ઇન્દુભાઈ વગેરે સાથે અમદાવાદથી વખતોવખત નડિયાદ અનાથાશ્રમની બાપુજીની છાવણીમાં સલાહ-મસલત માટે આવતા ત્યારે મને એમનાં દર્શન થએલાં.

એ પછી સને ૧૯૨૦ના અરસામાં કૉંગ્રેસનું નવું બંધારણ અમલમાં આવ્યું. ભાષાવાર પ્રાંતિક કૉંગ્રેસ સમિતિઓની રચના થઈ એટલે ગુજરાત માટે પ્રાંતિક કૉંગ્રેસ સમિતિ રચાઈ, જે હવે ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિને નામે ઓળખાય છે. એ સમિતિના પહેલા પ્રમુખ હતા સરદાર વલ્લભભાઈ પટેલ, અને માવળંકરદાદા એના મંત્રી પૈકીના એક હતા. એ વખતે પંજાબના હત્યાકાંડ અને ખિલાફતના અન્યાય

સામે અને સ્વરાજ્ય પ્રાપ્તિ માટે ગાંધીજીએ અસહકારનું જબરદસ્ત આંદોલન શરૂ કર્યું હતું. કલકત્તાની ખાસ કૉંગ્રેસે મોટા આગેવાનોનો વિરોધ છતાં બાપુજીનો અસહકારનો ઠરાવ પાસ કર્યો અને નાગપુરની મહાસભાએ તેને મહોર મારી. દેશબંધુ દાસ જેવા કલકત્તા કૉંગ્રેસમાં જબરદસ્ત વિરોધ કરનારે આ ઠરાવને ટેકો આપ્યો અને અભૂતપૂર્વ વાતાવરણ સર્જાયું. એ ઠરાવનો અમલ કરતાં દેશબંધુ દાસ, મોતીલાલજી નેહરુ, બૅરિસ્ટર જયકર વગેરેએ ધીકતી વકીલાત છોડી. ગુજરાતમાં પણ વલ્લભભાઈ, લાલાકાકા અને માવળંકરદાદા જેવા પ્રતિષ્ઠિત અને સારી વકીલાતવાળા વકીલોએ વકીલાત છોડી અને પોતાનો સર્વ સમય કૉંગ્રેસને આપ્યો. નાગપુર પછી અમદાવાદમાં કૉંગ્રેસની શકવર્તી બેઠક મળી. એના સ્વાગત પ્રમુખ વલ્લભભાઈ હતા અને મહામંત્રી માવળંકરદાદા હતા.

ટિળક સ્વરાજ ફાળો ગુજરાતમાં ૧૫ લાખ ઉપર પહોંચ્યો હતો અને કૉંગ્રેસની બેઠકનું ખર્ચ પણ લાખો રૂપિયાનું થયું હતું. પરંતુ એ બધાના હિસાબો અને વહીવટ ચાંદી જેવા ચોખ્ખા રખાયા હતા અને સમયસર તે પ્રગટ પણ થતા રહેતા. આમાં બાપુજી અને સરદારની પોતાની કાળજી તો ખરી જ. પરંતુ આ બધાં કામોની વ્યવસ્થાનો ભાર માવળંકરદાદા ઉપર હતો. આખા દેશમાં ગુજરાત પ્રાંતિક સમિતિનો હિસાબ અને વહીવટ કોઈ સુવ્યવસ્થિત બૅંકના જેવો ગણાતો. તે સિદ્ધિમાં માવળંકરદાદાની ચીવટ ગણનાપાત્ર હતી.

ગુજરાતની વ્યવહારકુશળતા, મહારાષ્ટ્રની અભ્યાસવૃત્તિ અને દેશભક્તિનો સમન્વય દાદાસાહેબમાં થયો હતો. તેમનાં વાણી અને વર્તન ખરા ગૃહસ્થને શોભે એવાં હતાં. દિલની સરળતાથી અનેક કાર્યકરોનો પ્રેમ અને આદર એમણે પ્રાપ્ત કર્યો હતો. એમની રીતભાત એટલી સુઘડ હતી કે સામા પક્ષના પણ એમનામાં વિશ્વાસ મૂકતાં ખંચાતા નહિ.

તેઓ ગાંધીજી તરફ અને સરદાર તરફ અત્યંત આદરભાવ રાખતા. તેમ છતાં પોતાનો સ્વતંત્ર અભિપ્રાય વિનયપૂર્વક વ્યક્ત કરવાનું ચૂકતા નહિ. 'રાયફલ કલબ'ની એમની હિમાયત આનો દાખલો પૂરો પાડે છે. વડી ધારાસભાના પ્રમુખ સ્વ. વિઠ્ઠલભાઈ પછી આપણી લોકસભાના સ્પીકર તરીકે એમણે જે ઉત્તમ પ્રણાલિકાઓ પાડેલી તેનું દેશમાં અને દેશ બહાર પણ ભારે મૂલ્યાંકન થયું છે. અમારા સૂરત જિલ્લાના રાજકીય જીવનના અગ્રણી સ્વ. દયાળજીભાઈ સાથે એમને ગાઢ મિત્રતા હતી. તેઓ વખતોવખત સૂરત અનાવિલ આશ્રમમાં તેમને મળવા આવતા. દયાળજીભાઈના અવસાન પછી તેમનાં માતુશ્રી પૂ. ગંગાબાને મળવાનું અને તેમને નમન કરવાનું તેઓ ચૂકતા નહિ.

અમદાવાદ શહેરની કાયા-પલટમાં સરદારનો અને માવળંકરદાદાનો ફાળો અનુપમ કહેવાય. દરેક કામ ચોકસાઈથી, વૈજ્ઞાનિક રીતે અને ઉચ્ચ નીતિ-નિયમોને આધિન રહીને કરવાનો એમનો સ્વભાવ જ હતો. અને તે કારણે તેમણે અમદાવાદના અગ્રણી ઉદ્યોગપતિ શેઠ કસ્તુરભાઈ લાલભાઈ અને બીજા ઉદ્યોગપતિઓનો તથા લોકોનો પણ વિશ્વાસ સંપાદન કર્યો હતો.

ગુજરાત યુનિવર્સિટીની સ્થાપનામાં અને અમદાવાદના શેઠિયાઓ પાસે શિક્ષણની અનેક સંસ્થાઓ કઢાવવામાં એમની પ્રેરણા અને પ્રયત્નો આદરપાત્ર હતાં.

કલ્યાણજી વિ. મહેતા

[પીઢ રચનાત્મક કાર્યકર; (કસ્તુરબા સેવાશ્રમ, મરોલી)]

*

## સાદાઈ અને ચોખ્ખાઈનો સમન્વય

સદ્ગત્ દાદાસાહેબનો મારો પરિચય ગાઢ અને નિકટનો હતો. કેળવણી, રાહત કાર્યો, સમાજસેવા અને કલ્યાણની પ્રવૃત્તિઓમા તેઓની સેવાઓ અદ્વિતીય હતી. ન્યાયબુદ્ધિ અને વિવેક તેમના જીવનનાં મુખ્ય તત્ત્વો હતાં. આદર્શો માટે જીવન ગુજારતા જનતાની સામુદાયિક સેવા કરતા રહેવું એ જ તેમના જીવનનો ધ્વનિ હતો. સાદાઈ અને ચોખ્ખાઈના તે સમન્વય હતા. મારાં તેમની સાથેનાં સંસ્મરણો તો કેવળ સંસ્કાર અને સદ્વિચારની યાદ કરાવે છે.

તેમની દોરવણી વિના અમદાવાદ એજ્યુકેશન સોસાયટી અને અમદાવાદના શિક્ષણનો વિકાસ સંભવિત બની શકયો ન હોત.

કસ્તુરભાઈ લાલભાઈ

[મિલમાલિક, અગ્રણી ઉદ્યોગપતિ અને મશહૂર દાનવીર; (અમદાવાદ)]

*

# લોકોત્તર વ્યક્તિ અને વિભૂતિ

શ્રી દાદાસાહેબ ગુજરાતના એક લોકોત્તર વ્યક્તિ અને વિભૂતિ હતા. ગુજરાતના અનેક પ્રજાસેવાનાં કાર્યક્ષેત્રો ઉપર એમનાં જીવન અને કાર્યની ઊંડી છાપ પડી છે, જે ચિરકાલ સુધી અવિસ્મરણીય રહેશે એમ હું માનું છું.

શ્રી દાદાસાહેબ એક માત્ર વ્યક્તિ ન હતા, પણ જાહેર જીવનમાં તેઓના પ્રવેશ પછી ઉત્તરોત્તર અમદાવાદ શહેરમાં અને ત્યાર બાદ મુંબાઈ પ્રાંતમાં અને દિલ્હીની રાજધાનીમાં તેઓ એક સંસ્થા જેવા બની ગયા હતા.

પ્રજાના પ્રશ્નો ઉપર એમની ઊંડી અને બારીક નજર નાખવાની સહજ શક્તિને લીધે સંસ્થાકીય અને પ્રજાના વ્યક્તિગત કે કૌટુમ્બિક આંતરિક પ્રશ્નો ઉકેલવામાં એમની વ્યવહારપટુતા અને ડહાપણ અનેરાં હતાં. પછી, તેઓ વકીલ તરીકે હોય કે સામાજિક કાર્યકર તરીકે, ધારાસભ્ય કે કેળવણીકાર તરીકે હોય, ધારાશાસ્ત્રી કે રાજકીય પુરુષ તરીકે હોય, તેમની સામે આવતા મુશ્કેલ પ્રશ્નોનો ઉકેલ લાવવા તેઓ હંમેશાં સુલભ અને તત્પર જ રહેતા, એ એમની સેવાની વિશેષતા હતી. એ હકીકત એમની સાથેના મારા અંગત પરિચય ઉપરથી હું વિનાસંકોચે કહી શકું છું.

કેળવણી ક્ષેત્રના એ ભેખધારી કેળવણીકાર તરીકે શ્રી દાદાસાહેબના જ પુરુષાર્થ અને સક્રિય કાર્યના પરિણામે અમદાવાદ એક ઉચ્ચ કેળવણીનું ધામ બન્યું છે. ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના અને વિકાસ તેઓની સક્રિય મદદ અને દૂરદર્શિતા વિના ન થઈ શક્યો હોત એવું કહીએ તો તેમાં જરા પણ અતિશયોક્તિ નથી.

એમનું ઘર સેવાનું જાણે કાર્યાલય! પોતાના ભદ્રના મકાનમાં જ્યારે વકીલાત કરતા હતા તે સમયમાં પણ નાના મોટા કાર્યકરો અને જાહેર સેવામાં પડેલા આગેવાનો અનેક ક્ષેત્રમાં એઓની સલાહ-સેવા લેવા એમને ઘેર આવતા અને એ ઘરમાં રોજબરોજ ભીડ જામતી મેં નજરે જોઈ છે. દરેક વ્યક્તિ સાથે કામ કરતા ત્યારે દરેક વિચાર અને કાર્યમાં તેઓનું વ્યક્તિત્વ ઝળકી ઊઠતું હતું. એમનો સ્વભાવ મળતાવડો, એમના સદાય હસતા મુખની પ્રગલ્ભ કાન્તિ; વિચારશીલ સ્પષ્ટ વાતો કરવાની ટેવ, એ બધાની ઊંડી છાપ હજુ મારી નજર સમક્ષ આવી જાય છે.

ઉત્તરાવસ્થામાં અમદાવાદનું જાહેર જીવનનું ક્ષેત્ર મર્યાદિત કરી તેઓ મુંબાઈમાં ધારાસભ્ય તરીકે ચૂંટાઈ આવ્યા અને સને ૧૯૩૭ની ધારાસભાના સ્પીકર તરીકે ચૂંટાયા હતા. મને યાદ છે ત્યાં સુધી એ ધારાસભામાં એ વખતે કૉંગ્રેસ પક્ષના ૮૮ સભ્યો હતા અને વિરોધ પક્ષના ૮૭ સભ્યો હતા. ડૉ. આંબેડકર, મુસ્લિમ લીગના શ્રી. દહેલવી, શ્રી. જમનાદાસ મહેતા, શ્રી. ડાંગે અને શ્રી. ઝાબવાલા જેવા ધુરંધર સભ્યો વિરોધ પક્ષમાં હોવા છતાં ધારાસભાનું સંચાલન એમણે ખૂબ જ દક્ષતાથી અને અસરકારક રીતે કર્યું હતું. શ્રી. દાદાસાહેબની નિષ્પક્ષપાતવૃત્તિ અને અપૂર્વ વક્તૃત્વ-પ્રતિભાના કારણે બન્ને પક્ષે તેઓ આદરપાત્ર બન્યા હતા. એ વખતના ધારાસભ્ય તરીકે મારા ઉપર એમની ઊંડી છાપ પડી હતી. સત્તાધારી પક્ષ અને વિરોધ પક્ષની વચ્ચે વહીવટી, રાજકીય, સામાજિક અને આર્થિક નવા નવા સુધારણાના ધારાકીય પ્રશ્નો અંગે સંઘર્ષ જામતો હતો. અને ક્યારેક ધારાસભામાં આવેશ અને ઉશ્કેરણાનું વાતાવરણ થઈ જતું હતું. ત્યારે એટલી બધી અપાર સમતુલા, દૂરદર્શિતા અને સમય-સૂચકતાથી તેઓ ધારાસભાનું સંચાલન કરતાં મેં જોયા છે. પાર્લમેન્ટરી નવી લોકશાહીમાં ઉચ્ચ પ્રણાલિકાઓ સ્થાપનાર તરીકે શ્રી દાદાસાહેબની યાદ, ભારતની લોકશાહીના ઘડતરના ઇતિહાસમાં હંમેશાં ચિરંજીવ રહેશે જ.

તેઓ લોકસભાના અધ્યક્ષ હતા ત્યારે હું મધ્યસ્થ સરકારમાં મજૂર પ્રધાન તરીકે જોડાયો હતો તેથી તેમની કામગીરીને વધુ નજીકથી જોવાનો મને લાભ મળ્યો હતો. તે સમયે જવાહરલાલ, પંતજી, મૌલાના, ડૉ. દેશમુખ જેવા સરકારપક્ષે અને સામે વિરોધપક્ષમાં પણ ધુરંધર રાજપુરુષો હતા. પાર્લમેન્ટમાં કામ શરૂ થાય, શ્રી દાદાસાહેબ એમના પવિત્ર સિંહાસન ઉપર આવીને બેસે ત્યારે અમે બધા પ્રધાનો પણ એ રાજર્ષિના ઓજસથી પ્રભાવિત થતા હતા. અમે આપેલા જવાબો તથા વિરોધ પક્ષેથી પ્રતિઉત્તર તરીકે ઊભા કરેલા પ્રશ્નો તેઓ એટલી બધી ચીવટથી સમજપૂર્વક સાંભળતા કે અમારે હંમેશાં જાગૃત અને સાવધ રહીને એમની ઝીણી નજરની પરીક્ષામાંથી પસાર થવું પડતું હતું. કદાચ કોઈ વખત કાંઈ શબ્દદોષ અગર હકીકતદોષ થાય તો તરત

તાકાત વધી.

તે વખતે ખર્ચ રૂા. અઠ્ઠાવીસ હજાર આવ્યું હતું. આ કામને નુકસાન ન થયું તે જાણીને કસ્તુરભાઈ શેઠ ખૂબ ખુશી થયા અને એકંદરે લાખ રૂપિયા સુધી ખર્ચ કરવાની મંજૂરી આપી.

સને ૧૯૪૬માં આશ્રમની કુલ લંબાઈ આશરે ૭૦૦ ફૂટ હતી તે બધે સ્થળે બચાવનાં કામ શરૂ થયાં. બધું મળીને એકંદર ખર્ચ ૭૨ હજાર રૂપિયા થયું હતું. આ કામ આટલું બધું સરતું થયું એનો ખરો યશ તો શ્રી નાથાકાકાને ફાળે જાય છે. એમણે ખૂબ મહેનત કરી હતી અને દાદાસાહેબે આ કામ મન ઉપર ન લીધું હોત તો આજે ત્યાં પ્રાર્થનાભૂમિની જગ્યાએ સાબરમતીનું પાણી વહેતું હોત અને હૃદયકુંજનું મકાન હોત કે કેમ તે પણ કહી શકાય નહિ. દાદાસાહેબની સ્મૃતિ કાયમ રહ્યાં કરે છે, હું જરા પણ એમને ભૂલી શક્યો નથી.

ભાઈલાલભાઈ દ્યાભાઈ પટેલ
[વલ્લભ વિદ્યાનગરના સર્જક, માજી ઉપકુલપતિ;
ગુજરાત વિધાન સભાના વિરોધ પક્ષના નેતા]

*

## મક્કમ અને સિદ્ધાંતનિષ્ઠ

સને ૧૯૩૬માં અમદાવાદ એજ્યુકેશન સોસાયટીએ એચ. એલ. કૉમર્સ કૉલેજ શરૂ કરી અને તેના ઉદ્‌ઘાટન માટે મુંબાઈથી સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસને બોલાવ્યા. આ સમારંભમાં શહેરના નાગરિકો અને કેળવણીકારો ઉપરાંત સરકારી અમલદારો પણ હાજર હતા. તેમાં સરકારી કૉલેજના પ્રિન્સિપાલ મિ. શીરાઝ તેમજ આર. સી. હાઈસ્કૂલના આચાર્ય શ્રી. દલાલ હાજર હતા. સમારંભ પૂરો થતાં વંદેમાતરમ્ ગવાયું તે પ્રિન્સિપાલ શીરાઝને રુચ્યું નહિ. અને એમણે સોસાયટી ઉપર વિરોધ કરતો એક પત્ર લખ્યો અને તેમાં તેમણે જણાવ્યું કે આવી રીતે રાષ્ટ્રગીત ગવાય તે તદ્દન ગેરવાજબી છે અને ભવિષ્યમાં પણ રાષ્ટ્રગીત ગાવાનું હોય તો તેવા મેળાવડામાં અમોને આમંત્રણ આપવું જોઈએ નહિ. સોસાયટીની ગવર્નિંગ બૉડીમાં આ પત્ર મૂકવામાં આવ્યો. તે વખતની રાજદ્વારી પરિસ્થિતિ જોતાં મારા જેવા કેટલાક સભ્યોએ આ પત્રની કોઈ નોંધ નહિ લેવાની અને જવાબ નહિ આપવાની ભલામણ કરી. પરંતુ દાદાસાહેબ ખૂબ જ મક્કમ રહ્યા. તેમનો અભિપ્રાય એવો થયો કે આવા પત્રનો જવાબ માથાતોડ આપવો જ જોઈએ અને સરકારી અમલદારોને જણાવી દેવું જોઈએ કે તેમને રાષ્ટ્રગીત ગમતું ન હોય તો આવી સભાઓમાં તેમણે આવવાની તસદી લેવી જોઈએ નહિ, અને અમારી સોસાયટીના દરેક સમારંભમાં રાષ્ટ્રગીત ગવાશે. દાદાસાહેબના આ અભિપ્રાયની અમે કદર કરતા હતા. છતાં, જવાબ લખીને નાહકની ઉપાધિ નહિ વહોરવાની અમારી ઇચ્છા હતી પણ દાદાસાહેબ મક્કમ રહ્યા અને તેમણે એક સખત જવાબ લખ્યો. પાછળથી તેમને પણ આશ્ચર્ય થયું કે પત્ર લખનારા તો જવાબ જ ગળી ગયા. કોઈ જ પ્રત્યુત્તર આવ્યો જ નહિ આ બનાવથી એ સ્પષ્ટ થાય છે કે દાદાસાહેબ સિદ્ધાંતમાં કદી નમતું આપતા નહિ.

અમૃતલાલ હરગોવનદાસ
[આગેવાન મિલમાલિક; અધ્યક્ષ, અમદાવાદ
એજ્યુકેશન સોસાયટી; (અમદાવાદ)]

*

## બોધપ્રદ રીતભાત

મુંબાઈની ધારાસભાના પ્રથમ સ્પીકરપદે દાદાસાહેબ ચૂંટાયા. એ સમયમાં સ્પીકર તરીકેની કામગીરી એમણે ખૂબ જ સરસ રીતે કરી. બંધારણ ત્યારે જુદું હતું અને પાર્લમેન્ટરી જીવન તથા કાર્યપદ્ધતિ વિષે બહુ ઓછા લોકોને બરોબર અનુભવ હતો. જે રીતે દાદાસાહેબે પરિસ્થિતિ સંભાળી હતી તેનાથી લોકો સંતુષ્ટ હતા અને દાદાસાહેબની રીતભાત ખૂબ બોધપ્રદ હતી. તે વખતે હું ઉપલી ધારાસભાનો–લેજિસ્લેટિવ કાઉન્સિલનો–પ્રમુખ હતો. અમે ઘણી વાર મળતા કરતા અને રાજકારણ તથા અન્ય વિષયો પર વાતોચીતો કરતા. મારા ખયાલ મુજબ, તેઓ ખૂબ શાણા અને વ્યવહારુ જ્ઞાન ધરાવનાર હતા; જે બાબતો આવે તેમનો નિકાલ તેઓ એવી રીતે કરતા કે જેનાથી લોકો પર સારી છાપ પડતી અને કૉંગ્રેસ માટે લોકોનો ટેકો વધુ મળતો.

E †

મંગળદાસ મંછારામ પકવાસા
[મુંબાઈ લેજિસ્લેટિવ કાઉન્સિલના માજી પ્રમુખ; મધ્યપ્રદેશના માજી ગવર્નર; (મુંબાઈ)]

*

# ગુજરાત યુનિવર્સિટીના સર્જક

૬૦ વર્ષ પહેલાં મારે દાદાસાહેબ સાથે પહેલવહેલો પરિચય થયો. ગુજરાત કૉલેજમાં હું ફેલો હતો ત્યારે તેઓ વિદ્યાર્થી તરીકે કૉલેજમાં જોડાયા. અમે બન્ને અમદાવાદના વતનીઓ છીએ. અમે બન્ને ગુજરાત ક્લબના સભ્યો બન્યા ત્યારથી અમારા ગાઢ સંબંધોની શરૂઆત થઈ. ત્યાર પછી હું જ્યારે મુંબાઈ હાઇકોર્ટમાં 'અપેલાઈટ સાઈડ' પર વકીલાત કરતો થયો ત્યારે તેઓ એમના કેસ મને નિયમિત મોકલતા; એમણે અમદાવાદની કોર્ટમાં વકીલાત શરૂ કરેલી. અમે બંને અમદાવાદ એજ્યુકેશન સોસાયટીમાં સાથે કામ કરવા લાગ્યા ત્યારે અમારા સ્નેહસંબંધો વિશેષ દૃઢ થયા. છેક સુધી અમારો નાતો એ રીતે ગાઢ રહેલો. મુંબાઈ હાઈકોર્ટમાંથી હું નિવૃત્ત થયો ત્યાર પછી પણ અમારો ગાઢ સંબંધ ચાલુ જ રહેલો. ત્યાર પછી શ્રી માવળંકર પ્રથમ મુંબાઈની ધારાસભામાં અને બાદ ભારતની પાર્લમેન્ટમાં સ્પીકર બન્યા. આમ, એમના નિકટ સંપર્કમાં આવવાના અનેક પ્રસંગો મને સાંપડ્યા. એમનામાં મુખ્યત્વે જે ગુણો મને દેખાયા તે એમની સહૃદયતા, સામાન્ય સૂઝબૂઝ, જાહેર કાર્ય પ્રત્યેની નિષ્ઠા અને મિલનસાર સ્વભાવ. પ્રારંભથી છેક એમના દુઃખદ અવસાન સુધી આ ગુણો હું એમનામાં જોતો હતો.

અમદાવાદ શહેર માટે દાદાસાહેબે ખૂબ સરસ કામ કર્યું. એ શહેરની મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે એમણે નાગરિક મહત્તાનો પાયો બાંધ્યો. એને કારણે આજે પણ અમદાવાદ એક સરસ વહીવટી સ્થાનિક તંત્ર તરીકે વખણાય છે. અમદાવાદ શહેરને ચોખ્ખું અને સુંદર બનાવવા માટેની એમની ઝુંબેશ ઘણી સફળ થએલી.

ગુજરાત વિદ્યાસભામાંનું એમનું સંગીન કામ સહુને એટલું સુવિદિત છે કે મારે એ વિષે વિસ્તાર કરવાની જરૂર નથી.

સરદાર વલ્લભભાઈને અને ગાંધીજીને પણ દાદાસાહેબનાં ચારિત્ર્ય તેમજ શક્તિઓ માટે ઘણો ઊંચો મત હતો. બન્ને જોડે દાદાસાહેબ ગાઢ સંબંધમાં આવ્યા અને જાહેર જીવન અંગેના કીમતી બોધપાઠ બન્ને પાસેથી દાદાસાહેબ શીખ્યા. દાદાસાહેબ કેવળ સારા વકીલ જ નહિ પણ એક સારા વહીવટદાર હતા, અને અમદાવાદ તેમજ ગુજરાતમાં ભાગ્યે જ એકાદ મંડળ કે સંસ્થા હશે જેમાં એમનું સ્થાન મહત્ત્વનું ન હોય. પાર્લમેન્ટના સ્પીકર તરીકેની એમની સુંદર કામગીરીની કૉંગ્રેસ પક્ષે તેમજ વિરોધ પક્ષોએ કદર કરી અને એમણે સ્થાપેલી પ્રણાલિકાઓને આજે પણ એમના અનુગામીઓ સ્પીકરપદેથી પાળે છે.

એમણે જે ભગીરથ કામ કર્યું તેનાથી, અને એમના મોટા હોદ્દાની ચિંતાઓને કારણે પણ ક્યારેક, એમના મધુમેહના (વર્ષોથી એમને મધુમેહનું દર્દ હતું) રોગની અસર વધી. પરિણામે પોતાની કારકિર્દીના સર્વોચ્ચ શિખરે જ્યારે દાદાસાહેબ હતા ત્યારે એમની જિંદગી ટૂંકાઈ; નહીંતર તો, જાહેર જીવનમાં એથી યે વધુ ઉચ્ચ અને મહત્ત્વના હોદ્દાઓ તેઓ ધારણ કરી શક્યા હોત એની પૂરેપૂરી સંભાવના હતી.

ગુજરાત યુનિવર્સિટીનું સર્જન દાદાસાહેબની અતિ સમર્થ અને સખત મહેનતનું ફળ છે. અનેક મુશ્કેલીઓ વચ્ચે ગુજરાત યુનિવર્સિટીને જન્મ અપાવા માટે એમણે ખૂબ મહેનત કરી. અમદાવાદની વેપારી આલમ સાથેના એમના સારા સંબંધોને કારણે સારી એવી રકમનું 'ગુજરાત યુનિવર્સિટી ટ્રસ્ટ' નિર્માણ થયું હતું. યુનિવર્સિટીનાં પ્રથમ આઠ વર્ષમાં, ઉપકુલપતિ તરીકે યુનિવર્સિટીની સંભાળ લેવાનું કામ અને એના સંગોપનનું કાર્ય મારે માથે આવી પડ્યું હતું; અને અહીં એ વાતનો ઋણ-સ્વીકાર કરતાં મને ખુશી થાય છે કે મને સોંપવામાં આવેલા આ જવાબદારીભર્યા કામને પાર પાડવામાં મને દાદાસાહેબ તરફથી કિંમતી મદદ મળી હતી.

માત્ર ગુજરાત જ નહિ પણ સમગ્ર ભારતમાં એમનું નામ સ્મરણપટ પર રહેશે. એમની આખી જિંદગી દરમિયાન દાદાસાહેબે જે નિષ્ઠાથી સંગીન જાહેર સેવાઓ કરી તે પણ યાદગાર રહેશે. એમના અવસાનથી મેં એક મહાન અને અંગત મિત્ર ગુમાવ્યો છે, અને એમના એક જૂના મિત્ર તરીકે હું દાદાસાહેબને મારી અંજલિ અર્પવાની આ તક લઉં છું.

E હરસિદ્ધભાઈ વજુભાઈ દિવેટિયા

[માજી મુખ્ય ન્યાયમૂર્તિ, સૌરાષ્ટ્ર હાઈકોર્ટ; માજી ઉપકુલપતિ, ગુજરાત યુનિવર્સિટી; ઉપાધ્યક્ષ, ભારતીય વિદ્યાભવન; (મુંબાઈ)].

જ પકડી લેતા. એવા વખતે મક્કમતાથી છતાં મીઠાશ, ગૌરવ અને સૌજન્યપૂર્ણ ઠપકો આપવાની એમની અનોખી રીત આજે પણ મારી નજર સમક્ષ ઊપસી આવે છે. વિરોધપક્ષના સભ્યો કોઈક વાર બેજવાબદારી ભરેલું અગર પાર્લમેન્ટના ગૌરવને બાધારૂપ વર્તન કરે ત્યારે કેટલી બધી કુનેહથી અને મીઠાશથી ઠપકો આપતા અને લોકસભાનું વાતાવરણ સંયમી, જવાબદારીભર્યું અને શિસ્તમય બનાવી દેતા તે આજે પણ મને ખૂબ યાદ આવે છે.

આ રીતે ભારતની પાર્લમેન્ટરી ડેમૉક્રસીનો પાયો નાખવામાં તેઓએ ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું છે. નવી લોકશાહીના આરંભમાં જ ઉચ્ચ પ્રણાલિકાઓ સ્થાપી એક મહાન સ્પીકર તરીકે વિશ્વની પાર્લમેન્ટોના મહાન સ્પીકરોમાં એમનું નામ મોખરે રહેશે. આજે આપણે ધારાસભાઓ અને પાર્લમેન્ટો કાર્યક્ષમતાથી ચલાવી રહ્યા છીએ તેના ઘડતરના પાયામાં શ્રી દાદાસાહેબે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું હતું. ભારતની લોકશાહી શ્રી માવળંકરદાદાની કાયમ માટે ઋણી રહેશે.

દિલ્હીમાં આટલા મોટા કામ સાથે ઓતપ્રોત થએલા હોવા છતાં અમદાવાદ કે ગુજરાતને તેઓ ભૂલી ગયા ન હતા. પોતાને માથે લીધેલા સેવાનાં નાનામોટાં કામોથી તેઓ હંમેશાં પ્રવૃત્ત રહેતા. કાયદાની ગૂંચવણભરેલી આંટીઘૂંટીઓમાં, કેળવણીની સંસ્થાઓના વહીવટમાં, તેઓના અંગત મિત્રો, સહકાર્યકરો, જાહેર કાર્યકરોના કામમાં તેઓની સેવા, સહાય અને સલાહ જીવનના અંત સુધી આપતા રહ્યા હતા.

આમ ૩૫ થી ૪૦ વર્ષ સુધીની જાહેર જીવનની શ્રી દાદાસાહેબની ઉજ્જ્વળ કારકિર્દી ખરેખર અનુકરણીય અને સન્માનનીય હતી. તેઓનું આખું જીવન મારા અનુભવે એક પદ્ધતિસરનું, સરલ અને સંવાદી, સતત કાર્યશીલ હતું. ઘણી વખતે એમના વિચારો અને વલણો સાથે મારા જેવા એકરૂપ થઈ શકતા ન હોવા છતાં એમનો સાથ, સહકાર અને સંપર્ક સતત ચાલુ રાખવાની હમેશાં ઇચ્છા રહેતી હતી એવી એમની સ્વભાવની મીઠાશ, સરલતા અને આકર્ષક વ્યક્તિત્વ હતાં.

શ્રી દાદાસાહેબનું સાંગોપાંગ જીવન સમકાલીન કાર્યકરોને, મિત્રોને, સંસ્થાઓને અને દેશને માટે કાર્યશક્તિ અને પ્રેરણા આપનારું હતું. માત્ર એટલું જ નહિ પરંતુ આજની અને આવતી કાલની પેઢી માટે પણ તેઓનું કાર્ય અને જીવન પ્રેરકશક્તિ બની રહેશે એની મને ખાતરી છે.

† ખંડુભાઈ કસનજી દેસાઈ

[મજૂર સંગઠનના અગ્રણી; રાજ્યસભાના સભ્ય; ઇન્ડિઅન ઑઇલ લિમિટેડના અધ્યક્ષ; (અમદાવાદ)]

*

## મૌલિક ચિંતક

સ્વર્ગસ્થ દાદાસાહેબની સાથે વધારે નજીકનો સંપર્ક તો સને ૧૯૩૦–૩૧ના સત્યાગ્રહના દિવસ પછી થયો. અમદાવાદ શહેર અને સમસ્ત દેશ સત્યાગ્રહની હાકલ માટેની રાહ જોઈ રહ્યા હતા. અહિંસક યુદ્ધની યોજનાઓ અને તેને પાર પાડવા માટેની વિગતો સત્યાગ્રહાશ્રમમાં ઝીણવટથી તપાસાઈ રહી હતી. મારા જેવાને તો ગુજરાત વિદ્યાપીઠના કામે તેમજ સામાન્ય શિક્ષણની ચર્ચાઓ માટે વારંવાર અમદાવાદ જવાનું બનતું. સત્યાગ્રહનું રાષ્ટ્રવ્યાપી આંદોલન શરૂ થાય તે પહેલાં ગુજરાત વિદ્યાપીઠના પ્રાંગણમાં ચોથું છાત્રાલય સંમેલન મળ્યું હતું. આ સંમેલનમાં એકઠા થએલા શિક્ષણકારોને બાપુજીનો આદેશ સૂણવવામાં આવ્યો. સૌ કોઈએ વ્યક્તિગત તેમજ સંસ્થાગત સત્યાગ્રહના અહિંસાત્મક યુદ્ધમાં ઝંપલાવવા માટે તૈયાર રહેવાનું હતું. છાત્રાલય સંમેલન પૂરું થયું ત્યાર પછી સ્વ. શ્રી નાનાભાઈ ભટ્ટ સાથે ગાંધીજીને મળવા અમે થોડું રોકાયા. સત્યાગ્રહની લડતમાં દક્ષિણામૂર્તિ જેવી તે સમયના દેશી રાજ્યમાં શિક્ષણનું કાર્ય કરતી સંસ્થાએ કેવો ભાગ ભજવવાનો છે તે સંબંધેનો આદેશ અમારે મેળવવાનો હતો. ગાંધીજીએ અમને સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે સંસ્થાનું કામ ઉત્પાદક શ્રમ તરફ એટલે કે કાંતણ, પીંજણ અને વણાટ તરફ વધારે પ્રમાણમાં ઢળે તેવી જોગવાઈ અમારે કરવી. સત્યાગ્રહની પોતાની ફિલસૂફીમાં મહાત્માજીની દૃષ્ટિ સ્પષ્ટ હતી કે તે સમયનાં દેશી રાજ્યોને એ યુદ્ધમાં સંડોવવાં નહિ. અમને પણ એવો જ આદેશ આપ્યો કે વ્યક્તિગત જે કોઈ શિક્ષકને સત્યાગ્રહની હિલચાલમાં ઝંપલાવવું હોય તેમણે સંસ્થામાંથી રાજીનામું આપવું. સંસ્થામાં કામ કરનાર શિક્ષકોએ દિવસની કામગીરીનો અડધો ભાગ

રચનાત્મક કામોમાં વાપરવો. રચનાત્મક કામોમાં ખાદી ઉત્પન્ન ઉપરાંત દારૂના પીઠા ઉપરનું પીકેટિંગ અને પરદેશી કાપડની દુકાનો ઉપરનું પીકેટિંગ આવી જતું હતું. આદેશ લઈ અમે પાછા ફર્યા.

થોડા દિવસો બાદ મારે કોઈ કામસર અમદાવાદ જવાનું બન્યું. પ્રાંતિક સમિતિની કચેરીમાં હું દાદાસાહેબને મળવા ગયો. તેઓ પોતે પુષ્કળ કામમાં ડૂબેલા હતા. મને જોયો. પ્રેમાળ સ્મિત કર્યું અને થોડો સમય થોભવા જણાવ્યું. પોતાનું કામ પતાવી તેમણે મને પોતાની પાસે બોલાવ્યો અને હસતાં કહ્યું કે શા ખબર છે? મેં તો તરત જ ગાંધીજીએ અમને આપેલા આદેશની વાત કહી. દાદાસાહેબે તે સાંભળી. ગાંધીજી તેમ જ કરવાના છે એવી તેમને જાણ હતી. મને પૂછ્યું કે તમે હવે તમારો વ્યૂહ કેવી રીતે ગોઠવવાના છો. મેં કહ્યું કે એક પછી એક એમ સત્યાગ્રહમાં જોડાઇશું અને જે લોકો જોડાઈ નહિ શકે તેઓ સંસ્થામાં રહીને જ રચનાત્મક કામો કરશે. દાદાસાહેબે થોડું સ્મિત કરી મને કહ્યું કે તેમ કરવાને બદલે સંસ્થા બંધ કરીને તમે બધા જ દેશી રાજ્યની મર્યાદાની બહાર કેમ ન આવો? મેં કહ્યું કે બાપુજીએ સંસ્થા બંધ કરવાની મનાઈ કરી છે. દાદાસાહેબ થોડા ગંભીર બન્યા. સ્પષ્ટ અને મક્કમ અવાજથી તેમણે કહ્યું કે ગાંધીજીનો આદેશ આપણને સૌને શિરસાવંદ્ય છે. પરંતુ દેશી રાજ્યની પ્રજાને આમ મર્યાદામાં પૂરી રાખવાથી તેમનામાં અસંતોષ પ્રગટશે અને એવો અસંતોષ ક્યારે મર્યાદા તોડી નાખશે તે કહેવાય નહિ. બાપુજીએ તો ભારતવર્ષના એકેએક નાગરિકને એક સરખી જ હાકલ કરવી ઘટે.

આ મુદ્દા ઉપર પછી જરા ઊંડાણથી ચર્ચા પણ કરી. હું જોઈ શક્યો કે તેઓ એક પ્રકારનું સ્પષ્ટ દર્શન ધરાવતા હતા. એ દર્શનને અનુરૂપ તેમની વિચારસરણી રહેતી અને પોતાના વ્યવહારો પણ તેની આસપાસ ગોઠવતા. પરંતુ સાથે સાથે હું એ પણ જોઈ શક્યો કે દાદાસાહેબ એક શિસ્તબદ્ધ સૈનિક હતા. સૈનિકો અંદર અંદર ચર્ચાવિચારણા કરે તો ભલે. બુદ્ધિને તાળું મારી દેવાની જરૂર નહિ. પરંતુ બુદ્ધિપૂર્વક એક સેનાધિપતિને સ્વીકાર્યા પછી બધી જ દલીલોનો અંત આવી જવો જોઇએ અને સેનાધિપતિની આજ્ઞા પ્રમાણે યુદ્ધનો વ્યૂહ રચાવો જોઇએ. તેમના જીવનને જાણનારા અને જોનારા બરાબર સમજે છે કે જીવનભર એક શિસ્તબદ્ધ યોદ્ધાની માફક તેઓ જીવ્યા અને ઝઝૂમ્યા.

ગુજરાતમાં ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના કરવાની હતી. તેની યોગ્ય તપાસ કરવા માટે અને આવશ્યક ભલામણો કરવા માટે સરકારે એક સમિતિ નીમી હતી. આ સમિતિના અધ્યક્ષસ્થાને દાદાસાહેબ હતા. સમિતિએ ગુજરાતભરમાં પોતાનો પ્રવાસ કરેલો. એ પ્રવાસમાં સૌરાષ્ટ્ર પ્રદેશને પણ આવરી લીધો હતો. સૌરાષ્ટ્ર તે વખતે ब वर्गनुं એક અલગ ઘટકરાજ્ય હતું. દાદાસાહેબની મંડળી અગત્યના સ્થળોએ ફરતી અને વિશિષ્ટ વ્યક્તિઓની તથા શિક્ષણસંસ્થાના પ્રતિનિધિઓની મુલાકાત લેતી. આ કામ એટલું બધું મોટું અને સમય માગી લે તેવું હતું કે પોતાના એ પ્રવાસ દરમ્યાન કોઈ પણ પ્રકારનું જાહેર પ્રવચન નહિ કરવાનું તેમણે નક્કી કરેલું. એવા પ્રવચનના પ્રસંગો પણ તેમણે ટાળેલા. પ્રવાસ દરમ્યાન સમિતિ ભાવનગર આવી. ઘરશાળા સંસ્થાના કાર્યકરોની અને વિદ્યાર્થીઓની એવી ઇચ્છા હતી કે દાદાસાહેબ તેમને સંબોધન કરે અને તે માટે થોડો વખત ફાજલ પાડે. મેં તો કહેલું કે દાદાસાહેબને એવી ઉપાધિમાં નાખવા ઠીક નહિ, અને તો યે સૌના આગ્રહથી દાદાસાહેબને વિનતિ કરવાની વાત મેં સ્વીકારી. ખૂબ અચકાતાં મેં તેમની પાસે વાત રજૂ કરી. અન્ય સભ્યો તો સમજતા જ હતા કે એવી કોઇ વિનતિ સ્વીકારાશે નહિ. મને પણ તેવી કોઈ આશા હતી નહિ. પરંતુ મારા આશ્ચર્ય વચ્ચે દાદાસાહેબે અમારી વિનતિ સ્વીકારી અને એવી શરત મૂકી કે સમિતિએ નક્કી કરેલા કામકાજના કલાકોની બહારના વખતમાં તેઓ સંસ્થાના કાર્યકરોને અને વિદ્યાર્થીઓને મળશે. તેવો સમય તો સવારના ૮॥ પહેલાંનો હોઈ શકે. મોડી રાત સુધી કામ કર્યા પછી બીજા દિવસનું કામ શરૂ કરતાં પહેલાં તૈયારી માટે જે વખત જોઇએ તે સવારના ૮॥ વાગ્યા સુધીમાં પણ ભાગ્યે જ પૂરો થઈ શકે તેવું હતું. આમ છતાં યે તેમણે પોતાની દિનચર્યા અર્ધો કલાક વહેલી શરૂ કરવાનું ઠરાવી સંસ્થાના કાર્યકરોને સંબોધવાનું નક્કી કર્યું. હું એમની પાસેથી ઊઠવાની તૈયારીમાં હતો ત્યારે તેમની મંડળીમાંથી કોઇકે ટકોર કરી. દાદાસાહેબને પૂછ્યું કે આપણા પ્રવાસમાં

આપણે કોઈ ઠેકાણે સંશોધન કરવાના નથી અને છતાં અહીં ભાવનગરમાં અપવાદ કેમ કરવામાં આવે છે. દાદાસાહેબના જવાબમાં આત્મીયતાનો જે રણકો હતો તથા શિક્ષણની નવી પ્રણાલિ તરફ જે આદર હતો તે સ્પષ્ટ જણાઈ આવ્યાં. તેમણે કહ્યું હરભાઈની વિનતિને પાછી ઠેલવાનું મારાથી બને નહિ. મારું મન તેમ કરવાની ના કહે છે. અમારા સંબંધો એવા છે કે મારી મુશ્કેલીઓ જોઈને હરભાઈ આવી માગણી ન કરે તેમ હું સમજું, પરંતુ તેમણે એવી માગણી કરી છે તે સમજણપૂર્વક જ કરી હશે એટલે કોઈ પણ સંજોગોમાં મારે તેનો સ્વીકાર કરવો જ રહ્યો. વળી, હરભાઈની શિક્ષણસંસ્થા ચોક્કસ આદર્શોથી ચાલે છે. એ આદર્શોની સાથે મારો ઘણો મોટો મનમેળ છે. આવી સંસ્થામાં હું જે કંઈ બોલું તે વિવેક પૂરતું કે શિષ્ટાચાર પૂરતું ન હોય. હું બોલું શબ્દો તોળી તોળીને; પરંતુ અહીં તેની અસર થયા વિના રહેવાની નથી એવો મને વિશ્વાસ છે અને તેથી મારા સમયનો પણ સદ્‌ઉપયોગ જ થવાનો.

દાદાસાહેબના આ શબ્દો સાંભળી હું ઊંડા વિચારમાં પડી ગયો તેમના આવા સૌજન્યનો અધિકાર સંસ્થાએ કેળવ્યો છે કે કેમ તે મારે જોવાનું રહ્યું. આત્મીયતાની માત્રા કેટલી હદે ત્યાગ કરાવી શકે છે તેનું પણ મને ભાન થયું. સાથે સાથે શિક્ષણના ચોક્કસ આદર્શો તરફનો તેમનો અનુરાગ છૂપો રહેતો ન હતો.

**હરભાઈ ત્રિવેદી**

[પ્રખર કેળવણીકાર અને લેખક; (ઘરશાળા, ભાવનગર)]

*

## અવિસ્મરણીય પ્રતિભા

દાદાસાહેબ સાથે મારો પહેલો પ્રસંગ સને ૧૯૪૦ના મે મહિનામાં અચાનક મંગળદાસ રોડ ઉપર મળવાથી થએલો. એમને સવારમાં ફરવા નીકળવાની ટેવ હતી અને હું પણ સવારમાં, દિવસ ઊગતાં જ, અમારાં ચાલી રહેલાં કામો જોવા નીકળી પડતો. મંગળદાસ રોડના આસ્ફાલ્ટની પહોળાઈ તે વખતે ફક્ત ૧૦ ફૂટ હતી અને ચાલુ ખર્ચમાંથી હું એની બન્ને બાજુ પાંચ પાંચ ફૂટ વધારી રહ્યો હતો. એટલે કે પહોળાઈ ૨૦ ફૂટની કરી રહ્યો હતો. મોટરમાંથી નીચે ઊતરી મારી સાથેના ઓવરસિયરને હું સૂચનાઓ આપી રહ્યો હતો એટલામાં પગે ચાલતા દાદાસાહેબ ત્યાં આવી પહોંચ્યા. એમની સાથે એક ભાઈ હતા, એમણે અમારું અરસપરસનું ઓળખાણ કરાવ્યું.

ઓળખાણ-વિધિ પૂરો થતાં જ દાદાસાહેબે મને કહ્યું કે અહીં તો રસ્તો છે. નાહક એને પહોળો કરી વધારે ખર્ચ કરવાની શી જરૂર છે? મેં જવાબ આપ્યો કે એને માટે ખાસ કંઈ એસ્ટિમેટ બનાવ્યો નથી. કરંટ-રિપેરની ગ્રાન્ટમાંથી હું આવાં કામ કરી રહ્યો છું. દાદાસાહેબે કહ્યું કે, એ રકમમાંથી તો પછી બીજો નવો રસ્તો કરો. આ અમારી પહેલી મુલાકાત હોવાથી મેં પહોળા રસ્તાની શી જરૂરિયાત હોય તે સંબંધે શાસ્ત્રાર્થ ન કર્યો અને અમે છૂટા પડયા. પણ પછીથી તો અમારો સંબંધ ખૂબ ગાઢો થયો ત્યારે દાદાસાહેબને ગમ્મતમાં મેં એક વાત કહી કે જ્યારે હું મહારાષ્ટ્રમાં હતો ત્યારે મહારાષ્ટ્રિયન લોકો મને કહેતા કે મહારાષ્ટ્રના લોકો લક્ષ્મીપતિ છે જ્યારે ગુજરાતીઓ લક્ષ્મીપુત્રો છે. એટલે કે મહારાષ્ટ્રિયો લક્ષ્મીનો ઉપભોગ કરે છે જ્યારે ગુજરાતીઓ લક્ષ્મીની પૂજા કરે છે. મતલબ કે બચાવે છે અને વ્યાજ ઊભું કરે છે. આ વાતની ગુજરાતમાં આવ્યા પછીથી મને ખાતરી થતી જાય છે. કારણ કે, મહારાષ્ટ્રિયો પણ જો ગુજરાતમાં સ્થાયી રહે તો તેઓ લક્ષ્મીપુત્રો બને છે. દાદાસાહેબ હસ્યા અને મને પૂછયું, આ વાત શા ઉપરથી કહી? મેં કહ્યું કે, આપણી પહેલી મુલાકાત યાદ આવે છે? હું મંગળદાસ રોડને પહોળો કરતો હતો અને તે પણ ૨૦ ફૂટનો અને આપે ટીકા કરી હતી કે આ પૈસા આ રીતે બગાડવા કરતાં બીજો એક નવો રસ્તો ન કરી શકાય? દાદાસાહેબ ખૂબ હસ્યા અને કહ્યું કે તમારી વાત તો બરાબર છે. અમે પણ ગુજરાતમાં રહીને ગુજરાતી થઈ ગયા છીએ!

અમદાવાદમાં હું જ્યારે આવ્યો ત્યારે શહેરની બહારના વિસ્તારમા પણ નાના સાંકડા રસ્તા, નાના બગીચા, નાનાં ચોકકાં ગોળાઈનો કોઈને ખયાલ જ નહિ. મોટામાં મોટો બગીચો એટલે વિક્ટોરિયા ગાર્ડન અને તેનું ક્ષેત્રફળ ત્રણ હજાર ચોરસવાર. એને માટે અમદાવાદ મ્યુનિસિપાલિટીના સભ્યો ગૌરવ લે. સાંકડી પોળો, નીચાં મકાન અને આ કારણથી અમદાવાદના નાગરિકોનાં મન પણ સંકુચિત. પહેલામાં પહેલું કામ ચોકકાં પહોળાં કરવાનું, સારી ગોળાઈઓ આપવાનું, રસ્તા પહોળા

કરવાનું, મોટા બાગ બનાવવાનું. કારણ, આની અસર ઊગતા નાગરિકોનાં મન ઉપર થયા કરે, અને આ બધા કામોમાં પછીથી તો દાદાસાહેબની સંપૂર્ણ અનુમતી હતી.

દાદાસાહેબની ઇચ્છા ગુજરાત યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર થવાની હતી, અને તે માટે જરૂર પડે તો સ્પીકરની ખુરશી છોડવાની પણ તેમની તૈયારી હતી. ગુજરાત યુનિવર્સિટી તો દાદાસાહેબનું સર્જન હતું, પણ મેલી રમત અને જૂથબંધીની ફરિયાદ કરનારાઓ જ તે વખતે ઘણી મેલી રમત રમ્યા અને દાદાસાહેબનો યુનિવર્સિટી સાથેનો સંબંધ તેઓએ સંપૂર્ણ તોડી નાખ્યો. ગુજરાત યુનિવર્સિટીમાં વરસો સુધી પોસ્ટ ગ્રેજ્યુએટ શિક્ષણનો વિકાસ ન થયો એની જવાબદારી તો દાદાસાહેબને દૂર કરનારાઓની જ છે. દાદાસાહેબ જો વાઈસ ચાન્સેલર થયા હોત તો મને ખાતરી છે કે ગુજરાત યુનિવર્સિટીનો વિકાસ ઍફીલીએટિંગ સાથે ટીચિંગ યુનિવર્સિટીનો પણ થયો હોત. વળી, એને માટે જોઈતા પૈસા દાદાસાહેબ બહુ સહેલાઈથી લાવી શક્યા હોત.

સરદારશ્રી ગુજરી ગયા કે તરત જ દાદાસાહેબ એમના જીવન પર્યંત ચારુતર વિદ્યામંડળના પ્રમુખ રહ્યા હતા અને ચરોતર એજ્યુકેશન સોસાયટીના પ્રમુખ તરીકે એમના જીવન પર્યંત એમની પ્રતિભાનો પૂરેપૂરો લાભ આપ્યો હતો. અને, આ બન્ને સ્થળે અમારે બન્નેને ગાઢ સંપર્કમાં રહેવાનું થયું હતું અને અમારા સંબંધો ઘણા મીઠા રહ્યા હતા.

સાબરમતીના પૂરથી હરિજન આશ્રમ ધોવાતો હતો. ગાંધીજીની પ્રાર્થનાભૂમિ લગભગ ૧૦ ફૂટ પહોળાઈમાં ધોવાઈ ગઈ હતી અને એનું રક્ષણ ન થયું હોત તો મહાત્માજીનું રહેવાનું મકાન હૃદયકુંજ એ પણ જોખમમાં હતું. શ્રીયુત પરીક્ષિતલાલે મહાત્માજીને આ હકીકત જણાવી હતી, કારણ કે સને ૧૯૪૪ના મહાપૂરે આ સ્થળને ભારે નુકસાન કર્યું હતું. મહાત્માજીની ઇચ્છા ગમે તેમ કરીને પ્રાર્થનાભૂમિને બચાવવાની હતી અને આ કામ એમણે શ્રીયુત કસ્તુરભાઈ શેઠ અને દાદાસાહેબને સોંપ્યું હતું. એને બચાવવા માટેનો એસ્ટિમેટ શ્રી કસ્તુરભાઈ શેઠનો ૪ાા લાખ રૂપિયા હતો અને આટલું મોટું ખર્ચ કરવાની તૈયારી અમદાવાદના શ્રીમંતોની નહોતી. જેથી દાદાસાહેબે આ સંબંધે મને વાત કરવા અમદાવાદ બોલાવેલો. એમણે મને આ બધી વાત કરી અને આમાંથી શું રસ્તો કાઢવો તે સંબંધે પૂછ્યું.

આ વખતે સને ૧૯૪૫નો માર્ચ મહિનો હતો. કામ કરવાનો વખત બહુ થોડો હતો. જેથી મેં કહ્યું કે ચાલુ સાલે જો મને ત્રીસ હજાર રૂપિયા આપો તો પ્રાર્થનાભૂમિને બચાવી લઉં અને પછીથી સિત્તેર હજાર રૂપિયા મંજૂર કરો તો આખા આશ્રમનું રક્ષણ થાય તેવી વ્યવસ્થા કરી આપું. આ સાંભળી દાદાસાહેબ બહુ જ ખુશ થયા અને મને કહ્યું કે આટલી વ્યવસ્થા તો હું જરૂર કરી આપીશ. ફરીથી મને એપ્રિલ મહિનામાં બોલાવ્યો. તે વખતની સિમેન્ટ અને લોખંડની તંગી અને મોંઘવારીના હિસાબે ત્રીસ હજાર રૂપિયામાં કંઈ જ ન થઈ શકે એવો શ્રી કસ્તુરભાઈ શેઠનો મત હતો. એટલે શ્રી દાદાસાહેબે મારી અને શ્રી કસ્તુરભાઈ શેઠની મુલાકાત ગોઠવી. કસ્તુરભાઈ શેઠે જોએલું કે ભૂતકાળમાં આશ્રમ તરફથી પાણીને નદી તરફ વાળવા બે વખત પ્રયત્નો થએલા. આર. સી. સી.ના ગ્રોઈન્સ કરેલા. દરેક વખતે સોંઘવારીના વખતમાં પચાસ હજાર રૂપિયા ખર્ચેલા અને તે કામો પહેલા જ પૂરમાં તણાઇ ગએલાં. જેથી ફક્ત ઈંટચૂનાનું કામ આવા પૂર સામે શી રીતે ટકી રહે અને આટલા ઓછા ખર્ચમાં શી રીતે થાય એ કસ્તુરભાઇ શેઠની મૂંઝવણ હતી.

આનો બીજો ખુલાસો તો શો હોઈ શકે? પણ મારા ઉપર વિશ્વાસ રાખવા મેં કસ્તુરભાઈ શેઠને કહ્યું અને એમનો સંશય મટાડવા માટે ત્રીસ હજારને બદલે પાંત્રીસ હજાર રૂપિયા મંજૂર કરવાની વાત કરી, અને તે રકમ મંજૂર થઈ.

એપ્રિલ મહિનામાં માલસામાન ભેગો કરવાની મેં હરિજન આશ્રમના કાર્યકર્તા શ્રી નાથાકાકાને સૂચનાઓ આપી. મે મહિનાની પંદરમી તારીખે હું હરિજન આશ્રમમાં ગયો. પ્રાર્થનાભૂમિનો ઘાટ તથા અજુબાજુની અમુક હાથણીઓ (ગ્રોઈન્સ)ના કામની શરૂઆત કરી. તા. ૧૦મી જૂને આ બધું કામ પૂરું કર્યું. લોખંડ કે સિમેન્ટ મળ્યાં જ નહોતાં. પાણી પંપ કરવાનો પંપ પણ નહોતો. જેથી ત્યાંથી વહેતા પાણીમાં પાયો ખોદવાનું પણ શક્ય નહોતું એટલે રેતી ઉપર જ ચણતરની શરૂઆત કરી. ચોમાસામાં તે સ્થળે ૧૦ ફૂટ માટીનો કાંપ ભરાઈ ગયો. બાંધકામ ધોવાયું નહિ પણ ૧૦ ફૂટ ઊંડું ગયું કારણ જેટલો કાંપ ભરાયો તેટલી કિનારાની

તાકાત વધી.

તે વખતે ખર્ચ રૂ. અઠ્ઠાવીસ હજાર આવ્યું હતું. આ કામને નુકસાન ન થયું તે જાણીને કસ્તુરભાઈ શેઠ ખૂબ ખુશી થયા અને એકંદરે લાખ રૂપિયા સુધી ખર્ચ કરવાની મંજૂરી આપી.

સને ૧૯૪૬માં આશ્રમની કુલ લંબાઈ આશરે ૭૦૦ ફૂટ હતી તે બધે સ્થળે બચાવનાં કામ શરૂ થયાં. બધું મળીને એકંદર ખર્ચ ૭૨ હજાર રૂપિયા થયું હતું. આ કામ આટલું બધું સરતું થયું એનો ખરો યશ તો શ્રી નાથાકાકાને ફાળે જાય છે. એમણે ખૂબ મહેનત કરી હતી અને દાદાસાહેબે આ કામ મન ઉપર ન લીધું હોત તો આજે ત્યાં પ્રાર્થનાભૂમિની જગ્યાએ સાબરમતીનું પાણી વહેતું હોત અને હૃદયકુંજનું મકાન હોત કે કેમ તે પણ કહી શકાય નહિ. દાદાસાહેબની સ્મૃતિ કાયમ રહ્યાં કરે છે, હું જરા પણ એમને ભૂલી શક્યો નથી.

ભાઇલાલભાઇ દ્યાભાઇ પટેલ
[વલ્લભ વિદ્યાનગરના સર્જક, માજી ઉપકુલપતિ; ગુજરાત વિધાન સભાના વિરોધ પક્ષના નેતા]

*

## મક્કમ અને સિદ્ધાંતનિષ્ઠ

સને ૧૯૩૬માં અમદાવાદ એજ્યુકેશન સોસાયટીએ એચ. એલ. કૉમર્સ કૉલેજ શરૂ કરી અને તેના ઉદ્ઘાટન માટે મુંબાઈથી સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસને બોલાવ્યા. આ સમારંભમાં શહેરના નાગરિકો અને કેળવણીકારો ઉપરાંત સરકારી અમલદારો પણ હાજર હતા. તેમાં સરકારી કૉલેજના પ્રિન્સિપાલ મિ. શીરાઝ તેમજ આર. સી. હાઈસ્કૂલના આચાર્ય શ્રી. દલાલ હાજર હતા. સમારંભ પૂરો થતાં વંદેમાતરમ્ ગવાયું તે પ્રિન્સિપાલ શીરાઝને રુચ્યું નહિ. અને એમણે સોસાયટી ઉપર વિરોધ કરતો એક પત્ર લખ્યો. અને તેમાં તેમણે જણાવ્યું કે આવી રીતે રાષ્ટ્રગીત ગવાય તે તદ્દન ગેરવાજબી છે અને ભવિષ્યમાં પણ રાષ્ટ્રગીત ગાવાનું હોય તો તેવા મેળાવડામાં અમોને આમંત્રણ આપવું જોઇએ નહિ. સોસાયટીની ગવર્નિંગ બૉડીમાં આ પત્ર મૂકવામાં આવ્યો. તે વખતની રાજદ્વારી પરિસ્થિતિ જોતાં મારા જેવા કેટલાક સભ્યોએ આ પત્રની કોઈ નોંધ નહિ લેવાની અને જવાબ નહિ આપવાની ભલામણ કરી. પરંતુ દાદાસાહેબ ખૂબ જ મક્કમ રહ્યા. તેમનો અભિપ્રાય એવો થયો કે આવા પત્રનો જવાબ માથાતોડ આપવો જ જોઇએ અને સરકારી અમલદારોને જણાવી દેવું જોઈએ કે તેમને રાષ્ટ્રગીત ગમતું ન હોય તો આવી સભાઓમાં તેમણે આવવાની તસદી લેવી જોઇએ નહિ, અને અમારી સોસાયટીના દરેક સમારંભમાં રાષ્ટ્રગીત ગવાશે. દાદાસાહેબના આ અભિપ્રાયની અમે કદર કરતા હતા. છતાં, જવાબ લખીને નાહકની ઉપાધિ નહિ વહોરવાની અમારી ઇચ્છા હતી પણ દાદાસાહેબ મક્કમ રહ્યા અને તેમણે એક સખત જવાબ લખ્યો. પાછળથી તેમને પણ આશ્ચર્ય થયું કે પત્ર લખનારા તો જવાબ જ ગળી ગયા. કોઈ જ પ્રત્યુત્તર આવ્યો જ નહિ આ બનાવથી એ સ્પષ્ટ થાય છે કે દાદાસાહેબ સિદ્ધાંતમાં કદી નમતું આપતા નહિ.

અમૃતલાલ હરગોવનદાસ
[આગેવાન મિલમાલિક; અધ્યક્ષ, અમદાવાદ એજ્યુકેશન સોસાયટી; (અમદાવાદ)]

*

## બોધપ્રદ રીતભાત

મુંબાઈની ધારાસભાના પ્રથમ સ્પીકરપદે દાદાસાહેબ ચૂંટાયા. એ સમયમાં સ્પીકર તરીકેની કામગીરી એમણે ખૂબ જ સરસ રીતે કરી. બંધારણ ત્યારે જુદું હતું અને પાર્લમેન્ટરી જીવન તથા કાર્યપદ્ધતિ વિષે બહુ ઓછા લોકોને બરોબર અનુભવ હતો. જે રીતે દાદાસાહેબે પરિસ્થિતિ સંભાળી હતી તેનાથી લોકો સંતુષ્ટ હતા અને દાદાસાહેબની રીતભાત ખૂબ બોધપ્રદ હતી. તે વખતે હું ઉપલી ધારાસભાનો–લેજિસ્લેટિવ કાઉન્સિલનો–પ્રમુખ હતો. અમે ઘણી વાર મળતા કરતા અને રાજકારણ તથા અન્ય વિષયો પર વાતોચીતો કરતા. મારા ખયાલ મુજબ, તેઓ ખૂબ શાણા અને વ્યવહારુ જ્ઞાન ધરાવનાર હતા; જે બાબતો આવે તેમનો નિકાલ તેઓ એવી રીતે કરતા કે જેનાથી લોકો પર સારી છાપ પડતી અને કૉંગ્રેસ માટે લોકોનો ટેકો વધુ મળતો.

E †

મંગળદાસ મંછારામ પકવાસા
[મુંબાઈ લેજિસ્લેટિવ કાઉન્સિલના માજી પ્રમુખ; મધ્યપ્રદેશના માજી ગવર્નર; (મુંબાઈ)]

*

# ગુજરાત યુનિવર્સિટીના સર્જક

૬૦ વર્ષ પહેલાં મારે દાદાસાહેબ સાથે પહેલવહેલો પરિચય થયો. ગુજરાત કૉલેજમાં હું ફેલો હતો ત્યારે તેઓ વિદ્યાર્થી તરીકે કૉલેજમાં જોડાયા. અમે બન્ને અમદાવાદના વતનીઓ છીએ. અમે બન્ને ગુજરાત કલબના સભ્યો બન્યા ત્યારથી અમારા ગાઢ સંબંધોની શરૂઆત થઈ. ત્યાર પછી હું જ્યારે મુંબાઈ હાઇકોર્ટમાં 'ઍપેલાઈટ સાઈડ' પર વકીલાત કરતો થયો ત્યારે તેઓ એમના કેસ મને નિયમિત મોકલતા; એમણે અમદાવાદની કોર્ટોમાં વકીલાત શરૂ કરેલી. અમે બંને અમદાવાદ એજ્યુકેશન સોસાયટીમાં સાથે કામ કરવા લાગ્યા ત્યારે અમારા સ્નેહસંબંધો વિશેષ દઢ થયા. છેક સુધી અમારો નાતો એ રીતે ગાઢ રહેલો. મુંબાઈ હાઈકોર્ટમાંથી હું નિવૃત્ત થયો ત્યાર પછી પણ અમારો ગાઢ સંબંધ ચાલુ જ રહેલો. ત્યાર પછી શ્રી માવળંકર પ્રથમ મુંબાઈની ધારાસભામાં અને બાદ ભારતની પાર્લમેન્ટમાં સ્પીકર બન્યા. આમ, એમના નિકટ સંપર્કમાં આવવાના અનેક પ્રસંગો મને સાંપડ્યા. એમનામાં મુખ્યત્વે જે ગુણો મને દેખાયા તે એમની સહૃદયતા, સામાન્ય સૂઝબૂઝ, જાહેર કાર્ય પ્રત્યેની નિષ્ઠા અને મિલનસાર સ્વભાવ. પ્રારંભથી છેક એમના દુઃખદ અવસાન સુધી આ ગુણો હું એમનામાં જોતો હતો.

અમદાવાદ શહેર માટે દાદાસાહેબે ખૂબ સરસ કામ કર્યું. એ શહેરની મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે એમણે નાગરિક મહત્તાનો પાયો બાંધ્યો. એને કારણે આજે પણ અમદાવાદ એક સરસ વહીવટી સ્થાનિક તંત્ર તરીકે વખણાય છે. અમદાવાદ શહેરને ચોખ્ખું અને સુંદર બનાવવા માટેની એમની ઝુંબેશ ઘણી સફળ થએલી.

ગુજરાત વિધાસભામાંનું એમનું સંગીન કામ સહુને એટલું સુવિદિત છે કે મારે એ વિષે વિસ્તાર કરવાની જરૂર નથી.

સરદાર વલ્લભભાઇને અને ગાંધીજીને પણ દાદાસાહેબનાં ચારિત્ર્ય તેમજ શક્તિઓ માટે ઘણો ઊંચો મત હતો. બન્ને જોડે દાદાસાહેબ ગાઢ સંબંધમાં આવ્યા અને જાહેર જીવન અંગેના કીમતી બોધપાઠ બન્ને પાસેથી દાદાસાહેબ શીખ્યા. દાદાસાહેબ કેવળ સારા વકીલ જ નહિ પણ એક સારા વહીવટદાર હતા, અને અમદાવાદ તેમજ ગુજરાતમાં ભાગ્યે જ એકાદ મંડળ કે સંસ્થા હશે જેમાં એમનું સ્થાન મહત્ત્વનું ન હોય. પાર્લમેન્ટના સ્પીકર તરીકેની એમની સુંદર કામગીરીની કૉંગ્રેસ પક્ષે તેમજ વિરોધ પક્ષોએ કદર કરી અને એમણે સ્થાપેલી પ્રણાલિકાઓને આજે પણ એમના અનુગામીઓ સ્પીકરપદેથી પાળે છે.

એમણે જે ભગીરથ કામ કર્યું તેનાથી, અને એમના મોટા હોદ્દાની ચિંતાઓને કારણે પણ ક્યારેક, એમના મધુમેહના (વર્ષોથી એમને મધુમેહનું દર્દ હતું) રોગની અસર વધી. પરિણામે પોતાની કારકિર્દીના સર્વોચ્ચ શિખરે જ્યારે દાદાસાહેબ હતા ત્યારે એમની જિંદગી ટૂંકાઈ; નહીંતર તો, જાહેર જીવનમાં એથી યે વધુ ઉચ્ચ અને મહત્ત્વના હોદ્દાઓ તેઓ ધારણ કરી શક્યા હોત એની પૂરેપૂરી સંભાવના હતી.

ગુજરાત યુનિવર્સિટીનું સર્જન દાદાસાહેબની અતિ સમર્થ અને સખત મહેનતનું ફળ છે. અનેક મુશ્કેલીઓ વચ્ચે ગુજરાત યુનિવર્સિટીને જન્મ અપાવવા માટે એમણે ખૂબ મહેનત કરી. અમદાવાદના વેપારી આલમ સાથેના એમના સારા સંબંધોને કારણે સારી એવી રકમનું 'ગુજરાત યુનિવર્સિટી ટ્રસ્ટ' નિર્માણ થયું હતું. યુનિવર્સિટીનાં પ્રથમ આઠ વર્ષમાં, ઉપકુલપતિ તરીકે યુનિવર્સિટીની સંભાળ લેવાનું કામ અને એના સંગોપનનું કાર્ય મારે માથે આવી પડ્યું હતું; અને અહીં એ વાતનો ઋણસ્વીકાર કરતાં મને ખુશી થાય છે કે મને સોંપવામાં આવેલા આ જવાબદારીભર્યા કામને પાર પાડવામાં મને દાદાસાહેબ તરફથી કિંમતી મદદ મળી હતી.

માત્ર ગુજરાત જ નહિ પણ સમગ્ર ભારતમાં એમનું નામ સ્મરણપટ પર રહેશે. એમના આખી જિંદગી દરમિયાન દાદાસાહેબે જે નિષ્ઠાથી સંગીન જાહેર સેવાઓ કરી તે પણ યાદગાર રહેશે. એમના અવસાનથી મેં એક મહાન અને અંગત મિત્ર ગુમાવ્યો છે, અને એમના એક જૂના મિત્ર તરીકે હું દાદાસાહેબને મારી અંજલિ અર્પવાની આ તક લઉં છું.

E **હરસિદ્ધભાઇ વજુભાઇ દિવેટિયા**

[માજી મુખ્ય ન્યાયમૂર્તિ, સૌરાષ્ટ્ર હાઇકોર્ટ; માજી ઉપકુલપતિ, ગુજરાત યુનિવર્સિટી; ઉપાધ્યક્ષ, ભારતીય વિદ્યાભવન; (મુંબાઇ)].

## વડી ધારાસભાના સફળ ને નિષ્પક્ષ અધ્યક્ષ

આપણા દેશના જાહેર જીવનમાં દસકાઓથી શ્રી ગણેશ વાસુદેવ માવળંકરનું નામ બીજા ઘણાને તેમ મને પણ પરિચિત હતું. અમદાવાદ મ્યુનિસિપાલિટીના બહુ યશસ્વી પ્રમુખ તરીકે હું એમને ઓળખતો હતો અને જૂના મોટા મુંબાઈ રાજ્યની ધારાસભાના અતિ વિશ્વાસપાત્ર અધ્યક્ષ તરીકે પણ એમની કીર્તિ મેં જાણેલી. પરંતુ એમને પહેલવહેલા મળવાનો પ્રસંગ અને લહાવો મને સને ૧૯૪૬ની સાલમાં મળ્યો. સરદાર વલ્લભભાઈ પટેલની ઇચ્છાથી તેઓ તે વખતની દિલ્હીની વડી ધારાસભામાં ચૂંટાઈને આવ્યા હતા. સરદાર સાહેબની ઇચ્છા એમ હતી કે વડી ધારાસભાના પ્રમુખપદ પર સર અબ્દુર રહીમના અનુગામી તરીકે દાદાસાહેબને મૂકવા.

પ્રણાલિકા એવી હતી કે ધારાસભાનું પ્રમુખપદ વારાફરતી મુસ્લિમ અને બિનમુસ્લિમને આપવું. ૧૯૩૪ની સાલમા સામાન્ય ચૂંટણી થયા પછી જાન્યુઆરી, ૧૯-૩૫માં સર અબ્દુર રહીમ પ્રમુખપદ પર ચૂંટાયા હતા. એમની ચૂંટણી તીવ્ર રસાકસીભરી થઈ હતી, અને હું ભૂલતો ન હોઉં તો, સર અબ્દુર માત્ર ૭ મતની બહુમતીથી ચૂંટાયા હતા. સરકાર, મુસ્લિમ લીગ અને બીજા ઘણાઓનો મજબૂત ટેકો સર અબ્દુરને હતો. તેમ છતાં અમે કૉંગ્રેસવાળા બરાબર લડયા હતા; જનાબ તસદ્દુક શેરવાની અમારા ઉમેદવાર હતા. આ ધારાસભાની મુદત ઘણી લંબાઈ; અને, ત્રણ વર્ષ પછી એનુ વિસર્જન થવાને બદલે તે છેક ઈ.સ. ૧૯૪૫ સુધી ખેંચાઈ હતી. ૧૯૪૫ની સાલમા નવી ચૂંટણીઓ થઈ અને નવા પ્રમુખને ચૂંટવાનો સવાલ જાન્યુઆરી, ૧૯૪૬માં ફરી ઊભો થયો.

અમારા ઉમેદવાર દાદાસાહેબ માવળંકર હતા. સરકારે અને મુસ્લિમ લીગે અપવિત્ર જોડાણ કરી લઇને સર કાવસજી જહાંગીરને એમના ઉમેદવાર તરીકે ઊભા રાખ્યા. નવાઈની વાત તો એ હતી કે, સર કાવસજીને ધારાસભાના પ્રારંભના થોડા દિવસો (કાયમી પ્રમુખ ચૂંટાય ત્યાં સુધી) દરમિયાન પ્રમુખપદ સંભાળવા માટે વાઈસરૉયે નીમેલા. જ્યારે સર કાવસજીને જ પ્રમુખપદ માટે ઉમેદવાર તરીકે ઊભા રખાયા ત્યારે એમણે એ કામચલાઉ પદનું રાજીનામું આપ્યું અને ડૉ. ચૅટરજી હંગામી પ્રમુખ બન્યા. અહીં એ નોંધવું જોઈએ કે આ પ્રકારની બધી ચૂંટણીઓમાં બિનમુસ્લિમ એટલે ખરેખર તો હિંદુ એવો અર્થ થતો હતો, અને તેથી વાઈસરૉયે કામચલાઉ પ્રમુખની નિમણૂંકમાં પ્રથમ એક પારસી સભ્યની તથા પછી એક ખ્રિસ્તી સભ્યની નિમણૂંક કરેલી, જેથી કોમી પક્ષપાતની ગંધ કોઇને ન આવે. ચૂંટણી ખૂબ જ રસાકસીભરી અને અઘરી હતી, અને છેક સુધી અમને સફળતા મળવા વિષે જરા પણ આશા નહોતી. સરદાર વલ્લભભાઈ પટેલ તે વખતે દિલ્હીમાં હતા અને એમની પોતાની રીતે તેઓ દોરીસંચાર કરી રહ્યા હતા. સરકારે અમને એવું પ્રગટ સૂચન કર્યું કે અમે (કૉંગ્રેસમેન) જો પ્રમુખ તરીકે શ્રી. કે. સી. નિયોગીના નામ સાથે સંમત થઈએ તો સરકારને વાંધાનું કારણ નહિ રહે, અને મુસ્લિમ લીગ પણ પછી શ્રી. નિયોગીની ઉમેદવારીને ટેકો આપશે.

મને યાદ છે, હું આ સંદર્ભમાં સરદાર વલ્લભભાઈને મળ્યો, અને મેં સરદારને વિનંતી કરી કે શ્રી. નિયોગીના નામને તેઓ (સરદાર) માન્ય રાખે, જેથી અધ્યક્ષની ખુરસીમાં આપણો પોતાનો ઉમેદવાર બેસી શકે. આ સાંભળીને સરદારે મને કહ્યું કે એમ કરવાથી તો સરકારના ઉમેદવારને, અને નહિ કે આપણા પોતાના ઉમેદવારને, આપણે સ્વીકાર્યા એવું થાય, પછી ભલે ને શ્રી. નિયોગી કૉંગ્રેસની ટિકિટ પર ચૂંટાતા હોય! સરદાર ખસે એમાંના નહોતા, અગર હારે એમ પણ નહોતા.

ચોતરફ ધમધોકાર ચૂંટણીપ્રચાર ચાલ્યો, અને ચૂંટણી ખૂબ તંગ વાતાવરણમાં થઇ. સર અરદેશર દલાલ (જેઓ પોતે તે વખતે વાઈસરૉયની એક્ઝીક્યુટિવ કાઉન્સિલના સભ્ય હતા), જ્યારે એમનું નામ પુકારાયું ત્યારે, ઊભા થઈને બોલ્યા કે તેઓ મત આપવાના નથી! જનરલ હિમ્મતસિંહજી(તેઓ સરકારનિયુક્ત સભ્ય હતા)એ પણ એમ જ કર્યું. આમ, સરકારે બે મત ગુમાવ્યા. એવું અનુમાન છે કે સરકાર પક્ષે ત્રણ બીજા સભ્યોએ, 'વ્હિપ'ની અવગણના કરીને, દાદાસાહેબને મત આપ્યો. મારી યાદદાસ્ત મને થાપ આપતી ન હોય તો, અમે કેવળ ત્રણ મતથી જીત્યા! એટલે અમે કહી શકીએ કે આ ત્રણ મતોને કારણે પલ્લું ફરી ગયું. આ રીતે શ્રી. માવળંકર ધારાસભાના પ્રમુખ તરીકે ચૂંટાયા. ત્યાર પછી તરત નવા પ્રમુખને અભિનંદન આપવાના પ્રસંગે

હાજર રહીને બોલવાનું સૌજન્ય મુસ્લિમ લીગના પ્રમુખ મિ. ઝીણાએ દાખવ્યું નહિ. એમના નં. ૨ના સાથીદાર નવાબઝાદા લિયાકતઅલીખાને પછી પોતાના નેતાનું સ્થાન લીધું અને એમણે અણછાજતું પ્રવચન કર્યું. બધી લઘુમતીઓને મદદ કરવાની મુસ્લિમ લીગની ઉમેદને કારણે અમે પારસી ઉમેદવારને ટેકો આપેલો એમ કહેવાની ધૃષ્ટતા લિયાકતઅલીખાને કરેલી.

દાદાસાહેબ ખૂબ નિષ્પક્ષ, અત્યંત મહેનતુ અને અતિશય સફળ પ્રમુખ પુરવાર થયા. સરકાર પક્ષે જો કોઈ સભ્ય અચકાય તો તરત તેઓ એની મદદે દોડી જતા અને જે કાંઈ સમજ ને સૌજન્યની એવા સભ્યને સહાય જોઈએ તે આપતા. એવા સભ્યની સ્મરણશક્તિ તાજી કરવામાં અથવા આંકડા ને હકીકતો સાથે એને સજ્જ કરવામાં જે સહાય જોઈએ તે પણ એને આપવા માટે દાદાસાહેબ ઇંતેજાર રહેતા. મને યાદ છે કે, થોડાક જ દિવસો પછી મેં, સરકાર વતી કામ કરતા અને સભાગૃહના નેતા સર એડવર્ડ બેન્થૉલને કહેલું કે, 'બેન્થૉલ; શા સારુ તમે લોકોએ માવળંકરનો વિરોધ કરીને મૂર્ખામી વહોરી લીધી?' સર એડવર્ડે એનો જવાબ આપતાં કહ્યું કે, 'મને ખબર નહોતી કે માવળંકર આટલા ઉમદા માણસ છે. અમને સહુને ભય હતો કે એમને અમારે બીજા વિઠ્ઠલભાઈ પટેલનો મુકાબલો એમનામાં કરવો પડે!' આ નાનકડા પ્રસંગે બતાવ્યું કે સરકારી પાટલીઓ પરના લોકો પણ શરૂઆતથી જ શ્રી માવળંકર માટે કેવો આદરભાવ રાખતા હતા!

દાદાસાહેબ સાથેના મારા પોતાના અંગત સંબંધો ખૂબ જ ઉષ્માભર્યા હતા; અને એમની તરફથી મેં અનંત સૌજન્ય અને સ્નેહ મેળવ્યાં. સભાગૃહમાં હું એમની નજર પકડવા ઊભો થાઉં કે હંમેશ તેઓ મને બોલવા માટે તક આપતા. મારા જેવો સભ્ય તેમને માટે ક્યારેક મૂંઝવણભર્યો બની જતો; કારણ કે, એક વાર એમણે જ મને કહેલું કે હું (શ્રીપ્રકાશ) ક્યારે ગંભીર હોઉં છું અને ક્યારે ગમ્મત કરતો હોઉં છું એની એમને (દાદાસાહેબને) ખબર પડતી નહિ! બંધારણસભા કામ કરતી થઈ ત્યાર પછી પણ એમણે પ્રથમ પાર્લમેન્ટના પ્રમુખપદેથી કામગીરી ચાલુ રાખી હતી. તેઓ ખૂબ માતૃભક્ત હતા, અને એમનાં માતાની આખરી ગંભીર બીમારી વખતે છેક સુધી તેઓ અમદાવાદમાં જ રહ્યા હતા, અને એ રીતે, મૃત્યુ પછીના સંસ્કારો પુત્ર જ કરે એવી માતાની ઇચ્છા એમણે પૂરી કરી હતી. દાદાસાહેબની જ્યારે બહુ જ જરૂર હતી ત્યારે એમનું અકાળ અવસાન થયું. પત્રવ્યવહારની બાબતમાં તેઓ બહુ ધ્યાન રાખતા, અને જે કોઈ એમને કાગળ લખે તેને દાદાસાહેબ તરફથી પત્રનો જવાબ નથી મળ્યો એવી કદી ફરિયાદ નહોતી ઊઠતી! હું જ્યારે મદ્રાસના ગવર્નરપદે હતો ત્યારે, ગ્રીષ્મઋતુ વખતની રાજ્યની રાજધાની ઉટકમંડમાં, દાદાસાહેબ પ્રવાસે આવ્યા હતા ત્યારે એમના યજમાન બનવાનો લહાવો મને મળ્યો હતો. મારા પૂરતી વાત કરું તો, હું હંમેશ ખૂબ ભાવપૂર્વક દાદાસાહેબને અને તેઓ જે રીતે જાહેર સેવા કરતા તેને યાદ કરીશ, અને મારા પ્રત્યે એમણે જે અંગત રીતે સૌજન્ય અને ઉદારતા દર્શાવેલાં તેને હું કૃતજ્ઞતાપૂર્વક સ્મરતો રહીશ.

E

**શ્રી પ્રકાશ**

[વડી ધારાસભા, દિલ્હીના માજી અગ્રણી કૉંગ્રેસી સભ્ય; કરાંચી ખાતેના ભૂતપૂર્વ ભારતીય હાઈ કમિશનર; મુંબઈ ને પછી મહારાષ્ટ્ર રાજ્યના માજી ગવર્નર; (વારાણસી)]

*

## સાચા રસ્તે ચાલવાની સતત મથામણ

દિલ્હીમાં મધ્યસ્થ ધારાસભાનો હું સભ્ય હતો એ વખતે દાદાસાહેબ માવળંકરનો નિકટ પરિચય મેળવવાની તક મને સાંપડી હતી. દાદાસાહેબ તે વખતે ધારાસભાના અધ્યક્ષપદે હતા. સુવ્યવસ્થિત કામકાજ માટેની એમની પૂરી ઝીણવટભરી આસ્થા તથા તમામ કર્કશ પરિબળો જોડે દઢતાથી કામ કરવાની એમની વૃત્તિ એવી તો સરસ ને સંપૂર્ણ રાહતજનક લાગતી! ન્યાયપૂર્વકના વર્તાવ માટે લોકો એમની પાસે ધા નાખી શકે, પણ લાભ મેળવવાને વાસ્તે કદી નહીં!

'અભ્યાસ'માં પ્રગટ થતી એમની રોજનીશી હું વાંચું છું. એમાં એમના અત્યંત અંગત વિચારો – પ્રત્યાઘાતો નોંધાએલા છે. એમનાં જીવન અને ચારિત્ર્યની સૌથી વિશેષ નોંધપાત્ર ખાસિયત એમની આ રોજનીશીમાંથી તરી આવે છે – સાચા રસ્તે ચાલવાની ઇચ્છા અને કશુંક પણ ખોટું કરવાનું ટાળવા માટેની સતત કાળજી. પોતાના અસીલોનું કામ કરતી વખતે પણ દાદાસાહેબ સમાજના હિત પ્રત્યે સભાન રહેતા, અને અસીલો એમના અંગત હિતનો ત્યાગ કર્યા સિવાય પણ સામાન્ય જનસમાજ માટે કેવી રીતે વધુમાં વધુ સારું પરિણામ લાવી શકે

એ રીતનું માર્ગદર્શન આપતા.

દાદાસાહેબને એમની પોતાની ગમતી-અણગમતી બાબતો હતી અને તેઓ પણ મનુષ્ય જ હતા, પરંતુ એમના વિચારો હંમેશ ઉચ્ચ કક્ષાએ રહ્યા હતા અને તે સર્વત્ર પરોપકાર પાથરતા.

E — મનુ સુબેદાર

[સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના પ્રથમ પ્રમુખ ને પ્રણેતા; વડી ધારાસભાના માજી સભ્ય; ખુશ્બગે અર્થશાસ્ત્રજ્ઞ; (મુંબાઈ)]

*

## વિરલ વિશિષ્ટતાઓ

એક હસમુખા, સાત્ત્વિક, પ્રાજ્ઞ, સજ્જનની સ્મૃતિ તાજી કરવાનો આનંદ, કે જે સ્મૃતિ તાજી કરતાં દુઃખ અને શોકથી મિશ્રિત થાય છે. દુઃખ અને શોકનું કારણ એવા સજ્જનની સાથે કામ કરવાનો લહાવો જતો રહ્યો એથી. આનંદ, એ હસમુખી મૂર્તિને સ્મૃતિમાં જીવતી કરવાથી.

દાદાસાહેબ સાથેનો મારો પરિચય તો ઘણો જૂનો કહેવાય. ઓળખાણ તો સને ૧૯૧૯–૨૦માં થઈ. પરિચય થયો ગુજરાત વિદ્યાપીઠનાં પ્રારંભનાં વર્ષોમાં. તેઓ હિંદુ લૉના અધ્યાપક તરીકે વિદ્યાપીઠમાં આવતા; અને હું ત્યાં સંસ્કૃત અને આર્યસંસ્કૃતિનો અધ્યાપક હતો.

પરન્તુ ગાઢ કહી શકાય એવો એમનો પરિચય તો તેઓ ગુજરાત વિદ્યાસભાના ઉપ-પ્રમુખ, બ્રહ્મચારીવાડી ટ્રસ્ટના પ્રમુખ, અને પછીથી ગુજરાત વિદ્યાસભાના પ્રમુખ તથા બ્રહ્મચારીવાડી ટ્રસ્ટના પ્રમુખનું સ્થાન શોભાવતા હતા ત્યારે થયો. એ સંસ્થાના એક કાર્યકર તરીકે તેમને મળવાનો, જાણવાનો અને સમજવાનો અવસર એ પ્રસંગથી પ્રાપ્ત થયો. આમાંથી એક પ્રકારનું સૌહાર્દ પણ જન્મ્યું. એમને હું એક વડીલ તરીકે ગણતો થયો અને મને એક લઘુ વયના મિત્ર તરીકે તેઓ ગણતા થયા.

આ દીર્ઘકાળના 'સહકાર્ય'થી એમની અનેક વિશિષ્ટતાઓ મારા અનુભવમાં આવી. એમાંથી એકાદ બે કે જે અત્યારે જાહેર જીવનમાં વિરલ બની ગઈ છે એની વાત કરું.

ગુજરાતના છેલ્લા પચાસ વર્ષના જાહેર જીવનમાં ગાંધીજીનું સ્થાન એમની કરુણ હત્યા સુધી મોખરે રહ્યું હતું એ યાદ કરાવવાની જરૂર ન હોય! તેમની પછી સરદાર વલ્લભભાઈ પટેલની જાહેર જીવનની કારકિર્દી સ્મરણીય બની ગઈ છે. મારા મતે દાદાસાહેબ માવળંકરની જાહેર સેવા પણ એવી જ ચિરસ્મરણીય છે.

આનાં અનેક કારણો છે. દાદાસાહેબ માવળંકર ગાંધીજીનો હવાલો આપી વારંવાર કહેતા કે જાહેર સેવાનું કાર્ય સ્વીકારવું હોય તો તેને બધાં કાર્યોમાં અગ્રસ્થાને મૂકવું જોઈએ. અંગત કામો એની પાછળ જ રહે. કાર્યોની પસંદગીમાં પ્રથમ સ્થાન—priority—જાહેર સેવાના કાર્યને હોય. આવું ન હોય તો એમાં આવવું નહિ. આ ધોરણને પોતે પોતાના જીવનમાં અમલમાં મૂકતા હતા, એની પ્રતીતિ તેઓ જે રીતે વિદ્યાસભાનાં કાર્યની દેખરેખ રાખતા હતા તે ઉપરથી થયું છે. પોતે અમદાવાદમાં હોય ત્યારે લગભગ દરરોજ વિદ્યાસભાનું કાર્ય કેમ પ્રગતિશીલ રહે, એને પ્રજા તરફથી આર્થિક સમર્થન કેમ મળતું રહે અને તેના કાર્યકરો સદા જાગૃત રહે એ વિષે સતત ચિંતન કરતા, પ્રશ્નો પૂછી માહિતી મેળવતા, જરૂર પડ્યે અહેવાલો, હિસાબો અને ચોપડા તપાસી પરિસ્થિતિ ધ્યાનમાં રાખી સૂચનાઓ કરતા. આ નિમિત્તે એમને મારે મળવાનું થતું ત્યારે એમની ધગશ, ચોકસાઈ, તટસ્થતા અને કાર્યદક્ષતાનો મને અનુભવ થતો અને એમાંથી ઘણું શીખવાનું મળતું.

પોતે જ્યારે બહાર હોય—મુંબાઈ કે દિલ્હીમાં—ત્યારે લગભગ નિયમિત રીતે તેઓ પત્રવ્યવહાર દ્વારા વિદ્યાસભાના કાર્યથી માહિતગાર રહેતા અને વિદ્યાસભા અંગે દિલ્હીમા કે બીજે જે કાંઈ કરવા યોગ્ય હોય તે કરવાનું ચૂકતા નહિ.

આ એક સ્મરણમુદ્દા.

ગાંધીજી એમના અનુયાયીઓની ભક્તિ અને પ્રેમ એમની લોકોત્તર ઉદાર હિતબુદ્ધિ અને અત્યંત પ્રેમાર્દ્ર વૃત્તિથી મેળવતા.

સરદાર વલ્લભભાઈ પટેલ એમની સાથે કામ કરનારાઓની વફાદારી પ્રાપ્ત કરવામાં અસાધારણ રીતે સફળ થયા હતા. એનું કારણ એ કે તેઓ તેમના સાથી કાર્યકરોની સતત ચિંતા રાખતા અને માવજત કરતા; એક જાતનો વત્સલ વડીલનો ભાવ તેઓ રાખતા.

દાદાસાહેબ માવળંકરે એમના સહકાર્યકરોની અસાધારણ પ્રીતિ પ્રાપ્ત કરી હતી. તેઓ એમના સાથીઓ પાસે કંઈક ત્યાગની હમેશાં અપેક્ષા રાખતા. એમની અપેક્ષા ગુજરાત વિદ્યાસભામાં ઠીક ઠીક સંતોષાતી હતી, એમ તેઓ કહેતા. એથી વિદ્યાસભાના કાર્યકરો સાથે એમનો વ્યવહાર સંતુષ્ટ અધિકારીનો રહેતો. પરંતુ તેઓનું હૃદયને સ્પર્શ કરે એવું લક્ષણ સૌ કાર્યકરોને સરખા ગણવા, એ હતું. તેઓ કહેતા કે જાહેર સંસ્થામાં સેવાભાવથી આવેલા કાર્યકરોમાં કોઈ મોટું નાનું નથી. સંસ્થાના કાર્ય માટે સૌની સરખી આવશ્યકતા છે. પછી ભલે એમાં એક પ્રમુખ હોય અને બીજો પટાવાળો હોય. પ્રમુખ અને પટાવાળા તરફ સંસ્થાએ સમદૃષ્ટિએ જોવું જોઇએ. એમણે એમની આ ભાવના વિદ્યાસભાના કાર્યકરો સાથેના વર્તનમાં અમલમાં મૂકી હતી અને બીજાઓ પણ તે પ્રમાણે વર્તે એમ તેઓ ઇચ્છતા. એમના આ સમભાવભર્યા વર્તનથી તેમણે વિદ્યાસભાના કાર્યકરોની અસાધારણ હમદર્દી મેળવી હતી.

હાલના જાહેર જીવનમાં આ ભાવનાઓ કેટલી બધી, શોધી જડે નહિ એવી, વિરલ થઈ છે ! તેથી જ તેમના તરફ દાદાસાહેબનું પુણ્યસ્મરણ કરતાં ધ્યાન જાય છે.

આ સાથે એમની સસ્મિત સૌમ્ય, બુદ્ધિપ્રગલ્ભ મુખમુદ્રા ચિત્તમાં ઊપસી આવે છે.

**રસિકલાલ છો. પરીખ**

[સમર્થ સાહિત્યકાર અને વિવેચક; અધ્યક્ષ, ભો. જે. વિદ્યાભવન (અમદાવાદ)]

*

## કુટુંબ કેળવણીનો એક સુંદર નમૂનો

હરદ્વાર, હૃષીકેશ અને મીરાંબહેન (મિસ સ્લેઇડ)ના પશુલોકમાં જવા માટે અમે નીકળ્યાં હતાં. નવી દિલ્હીમાં અમે બે દિવસ માટે દાદાસાહેબ માવળંકરને ત્યાં ઊતરવાનું અગાઉથી નક્કી કર્યું હતું.

એમણે અમને એમના કુટુંબમાં એવી રીતે સમાવી લીધાં કે અમે પરાયાં હોઇએ એવો જરા ય ભાવ પેદા ન થયો ! આવા ઊંચા સ્થાને બેઠા હોવા છતાં અને આટલો બધો કામનો બોજો ઉઠાવતા હોવા છતાં અમારા જેવા સામાન્યજનની નાનીમોટી સગવડ-અગવડનો પણ એ કેવી ઝીણવટથી વિચાર કરતા હતા એનો પણ અમને પ્રત્યક્ષ અનુભવ થયો. એમનાં કુટુંબીજનોનો પણ નરવો પ્રેમ અનુભવવા મળ્યો.

એ બે દિવસના સહવાસ દરમ્યાન મારા મન ઉપર સૌથી વિશેષ અસર પડી એ તો એમના ઘરમાં ચાલતી એક વિશિષ્ટ પ્રકારની શાળાની. સામાન્ય રીતે જાહેર જીવનમાં પડેલા લોકો એમના કુટુંબનાં નાનાંમોટાં અન્ય જનો પણ સમાજજીવનમાં પોતાનો યોગ્ય હિસ્સો ઉમંગભેર આપી શકે એ માટે એમની તાલીમનો કોઈ પ્રબંધ નથી કરતા હોતા. કોઈક કોઈક જગ્યાએ તો જાહેર જીવનમાં પડેલા લોકોનું કુટુંબજીવન વધારે અસ્વસ્થ બન્યું હોય છે. ઘરના લોકોની સગવડ-અગવડનો વિચાર કરવા માટે એમને બહુ ઓછી ફુરસદ મળતી હોય છે. આથી એમના બાળકો તો મનથી પ્રતિજ્ઞા લઇને બેસતા હોય છે કે બીજાં બધાં કામોમાં પડવું પણ જાહેર જીવનમાં કે સેવાના કામમાં તો ન જ પડવું. આવા પ્રત્યાઘાતો પણ જોવા મળતા હોય છે. પોતાના કુટુંબમાં આવું થવા ન પામે એટલા માટે દાદાસાહેબે એમના કુટુંબમાં એક એવી પરંપરા ઊભી કરી હતી કે સવાર, બપોર અને સાંજે નાસ્તો લેતી વખતે, તથા બન્ને વખતના ભોજન વખતે ઘરનાં બધાં લોકોએ અને મહેમાન હોય તો એમણે પણ સાથે જ ભોજન લેવા બેસવું અને એ વખતે કુટુંબની દેશની અને દુનિયાની અનેક વાતો ચાલે. એ હળવી હોય, ગંભીર હોય, ગમ્મતની હોય પણ એ બધામાંથી સાંભળનારાઓની કેળવણી જ થાય. રોજ આ રીતે અઢી કલાકની શાળા ચલાવવી એ નાનુંસૂનું કામ ન હતું.

પણ દાદાસાહેબે વિચારપૂર્વક એમના અતિ રોકાણવાળા જીવનમાં પણ કુટુંબીજનો સાથેના સંબંધો પ્રેમાળ અને નિકટના રહે તથા એમના વિકાસમાં સહાયરૂપ થાય એ માટે શરૂ કરેલી આ યોજના મને એમના ઘરમાં ચાલતી જોવા મળી હતી અને એથી મને બહુ આનંદ થયો હતો.

**બબલભાઇ મહેતા**

[જાણીતા રચનાત્મક કાર્યકર અને 'સર્વોદય' નેતા]

*

## સ્મરણોનો સેતુ

શ્રી દાદાસાહેબનાં સ્મરણો યાદ કરવા બેસું છું અને લગભગ ૪૦ વર્ષ ઉપરનું અમદાવાદ યાદ આવે છે.

હું અમદાવાદમાં ગુજરાત વિદ્યાપીઠમાં અભ્યાસ કરવા માટે સને ૧૯૨૫માં આવ્યો. એ વખતે અસહકાર શાંત થઈ ગયા પછીનું, ભવિષ્યના સને ૧૯૩૦ના સંગ્રામને માટે અજ્ઞાત ભાવે તૈયાર થઈ રહેલું, આપણું રાજકીય જીવન હતું. અને એ રાજકીય જાગૃતિના એક અંગરૂપ ગણાય તેવી યુવક પ્રવૃત્તિ એ વરસોમાં નવીનવી શરૂ થએલી. એ પ્રવૃત્તિ અંગે અમે દાદાસાહેબનાં પ્રથમ દર્શન કરેલાં.

એ વખતે દાદાસાહેબ તે જાહેર જનતાને માટે માવળંકર હતા, અને ત્યારે એક નહિ પણ બે માવળંકર જાહેર જીવનમાં હતા. (એક ગણેશ વાસુદેવ માવળંકર અને બીજા ગજાનન કેશવ માવળંકર) અને બંનેને જુદી જુદી રીતે ઓળખવામાં એક રીતની મજા પડતી હતી. એમના નામના પ્રથમાક્ષરોને અમે અમુક રીતે ગોખીને તેમને જુદા પાડતા. તે વખતે પ્રેમાભાઈ હૉલ તેના જૂના અસલ સ્વરૂપે કાટખૂણાની બે પાંખોની માફક ગોઠવાએલો હતો, અને તેનાં એ બે પાંખોને સાંધતા કેન્દ્રસ્થાન પર વ્યાસપીઠ ગોઠવાએલી હતી, અને એ બે પાંખોમાં ગોઠવાતા શ્રોતાઓ વ્યાસપીઠ પરથી વહેતી વાગ્ધારાનું શ્રવણ કરતા.

અમે વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ આ પ્રેમાભાઈ હૉલમાં સભા હોય ત્યારે માઈલ દોઢ માઈલ ચાલીને આવતા. અમે વિદ્યાપીઠના અને તેથી અસહકારના, હિંદની સ્વતંત્રતાના પ્રથમ છડીદારો છીએ, સૌથી વધારે જ્વલંત ભાવના અમારી છે, એમ અમારો ભાવ રહેતો. અને અમદાવાદની યુવક-પ્રવૃત્તિ શરૂ થઈ ત્યારે તેમાં વિદ્યાપીઠના યુવકો પણ મુખ્ય કાર્યકર્તાઓમાં હતા. પણ સાથે સાથે ખાદીધારી નહિ એવા કોટપાટલુનમાં સજ્જ અનેકરંગી બીજા યુવકો પણ તેમાં હતા. અને એ બધાના રંગીન મિશ્રણમાંથી બનતો યુવકસંઘ અનેરો રસદાયક બનતો. આ યુવકસંઘની સભાઓ પ્રેમાભાઈ હૉલમાં થતી. અને એની સભાઓમાં દાદાસાહેબને પ્રથમ વાર જોએલા અને સાંભળેલા. એમનો ગૌર ચહેરો, ચહેરાની અણીદાર રેખાઓ, માથા પરની સફેદ ટોપી, સફેદ પહેરણ અને સુરીલો અવાજ એ બધું એકદમ મનમાં વસી ગએલું. બીજા માવળંકરને પણ આ જ હૉલમાં જોયા હશે, પણ તે દાદાસાહેબથી તદ્દન ઊલટી આકૃતિના, કાળી ટોપી, શ્યામ વર્ણ, ચાલુ અમદાવાદી વકીલોનો કોટ ધોતિયું ઈ.નો પોશાક, એવું કંઈ સ્મરણ આવે છે. મને આવી એક સભાનું એક તદ્દન મનમાં જામી ગએલું સ્મરણ છે. દાદાસાહેબ બોલવાને ઊભા થયા અને એક વિચિત્ર રીતનો પ્રશ્ન ઊભો થયો. દાદાસાહેબે ગુજરાતીમાં જ બોલવાનું શરૂ કરેલું. પણ ત્યાં તો શ્રોતાઓમાંથી—જુવાનિયાઓના બનેલા—અવાજ આવ્યો, અંગ્રેજીમાં બોલો. થોડી રસાકસી થઈ, અને દાદાસાહેબે પોતે જ શ્રોતાઓને પૂછ્યું, અને એક મોટા અવાજે જવાબ આવ્યો—અંગ્રેજીમાં બોલો. અને પછી દાદાસાહેબે પોતાનું ભાષણ અંગ્રેજીમાં કરેલું. આ એમની એ વખતની લોકપ્રિયતા, એમની અંગ્રેજી વાક્પાટવતાની છબી હતી.

એ પછી વિદ્યાપીઠનો અભ્યાસ પૂરો કરી સને ૧૯૨૯માં મેં અમદાવાદ છોડ્યું, અને સને ૧૯૩૦ થી ૧૯૩૪ સુધી સ્વાતંત્ર્ય સંગ્રામની પ્રવૃત્તિમાં ઘણી જાતનાં કામ કરી અમદાવાદમાં નવી શરૂ થએલી સ્ત્રીસંસ્થા જ્યોતિસંઘમાં આવ્યો. આ સંસ્થા તે હવે થંભી ગએલી સ્વાતંત્ર્ય સંગ્રામની પ્રવૃત્તિનું જ એક નવી દિશામાં પ્રાકટ્ય હતું. અને તેનાં કાર્યકર્તાઓ મૃદુલાબેન સારાભાઈ વગેરે કૉંગ્રેસના કાર્યકર્તાઓ, તેના મુરબ્બી આગેવાનો સાથે સતત સંપર્કમાં રહીને કામ કરતાં હતાં. એ રીતે જ્યોતિસંઘનો અને દાદાસાહેબનો સંબંધ ઘણો નિકટનો રહેલો, અને સંઘના કાર્યક્રમોમાં ઘણી વાર દાદાસાહેબને અમે લઈ આવતા. એક વાર આવી રીતે અમદાવાદની એક પોળમાં સભા ગોઠવેલી. સાંજના સમયે, અને દાદાસાહેબ તેમાં બોલવાના હતા. પણ દાદાસાહેબને આવતાં વાર થઈ. અમે તો રાહ જોતા જ રહ્યા. મિનિટો પર મિનિટો જવા લાગી. છેવટે દાદાસાહેબ આવ્યા તો ખરા જ. પણ તે જરા શિથિલ હતા. ધીરે અવાજે તેમણે વ્યાખ્યાન કરેલું, અને એમાં જ તેમણે ખુલાસો કરેલો કે પોતાને શૌચાદિ ક્રિયાઓની અવ્યવસ્થાને લીધે મોડું થએલું. મને એ કારણ જરા વિચિત્ર લાગેલું. સાંજના ચાર-પાંચનો સમય તે શૌચાદિ માટેનો હોય? હમણાં હવે તેમની રોજનીશીઓ વાંચું છું તેમાં બપોર પછીની શૌચક્રિયાનો ઘણી વાર ઉલ્લેખ જોઉં છું ત્યારે એમની અનોખી જીવનક્રિયાનું એક મધુર સ્મરણ તાજું બને છે.

સને ૧૯૩૪ પછી આપણા જાહેર જીવનની પ્રવૃત્તિ-

એ નવી રીતે ઘડાવા લાગી. એમાં ખાસ નોંધપાત્ર તે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો વિકાસ છે. એના મંત્રી સ્વ. હીરાલાલ ત્રિ. પારેખ ઘણા ભાવનાશીલ અને વિકાસપ્રિય પુરુષ હતા. 'અર્વાચીન કવિતા' લખવાનું આમંત્રણ મને મળ્યું તેમાં તેઓ ઘણા કારણભૂત હતા. એમના અવસાન પછી સંસ્થામાં નવા કાર્યકર્તાઓ આવ્યા, નવો પ્રાણ આવ્યો અને નવી નવી યોજનાઓ હાથ લેવાઈ. એ સંસ્થા જાણે નવો જન્મ લેતી હોય તેમ તેનું નામકરણ ગુજરાત વિદ્યાસભા રૂપે થયું. તેના અંગ્રેજી પ્રથમાક્ષરો એના એ સાચવી રાખવામાં આવ્યા તેમાં ભૂતકાળ સાથેનું તેનું અક્ષુણ્ણ અનુસંધાન રહેલું જોઈ મને આનંદ પણ થયો. સોસાયટી વિદ્યાસભા રૂપે બનતાં ત્યાં વિદ્યાની પ્રવૃત્તિ પણ સક્રિય બની. અનુસ્નાતક વર્ગો, વિવિધ રીતના પરિસંવાદો શરૂ થયા. અમારા વિદ્યાપીઠના અધ્યાપકો સંસ્થા સાથે સંકળાયા. શ્રી. રસિકલાલ છો. પરીખ તેના અધ્યક્ષ તરીકે આવ્યા. શ્રી. ઉમાશંકર જોષી મુંબાઈમાં એમ. એ. સુધીનો અભ્યાસ પૂરો કરી અહીં અધ્યાપક તરીકે આવ્યા. આમ ઘણા નિકટના મિત્રો આ સંસ્થામાં ભેગા થઈ ગયા. અને એમને અંગે ત્યાં જવા-આવવાનું મારે વિશેષ થવા લાગ્યું.

જ્યોતિસંઘમાંથી દિવસનું કામ પરવારી નદી પારના સ્વસ્તિક સોસાયટીના મારા ઘર તરફ જતાં રસ્તામાં આવતા આ મોકા પરના સ્થાનમાં મારે ઘણુંખરું ડોકિયું કરવાનું હોય જ. અને એ વખતે દાદાસાહેબ ઘણી વાર ત્યાં મળી જતા. આ જ વરસોમાં એસ. એલ. ડી. આર્ટ્સ કૉલેજના અનુસંધાનમાં, હવેની વિકસતી જરૂરિયાતો પ્રમાણે ગુજરાત યુનિવર્સિટીના નિર્માણ માટેની પ્રવૃત્તિ શરૂ થઈ હતી. અને એ માટે જે એક મોટી કમિટી રચાએલી તેનું કાર્યસ્થળ અહીં વિદ્યાસભામાં જ રખાએલું હતું. એટલે દિવસનો ઘણો ભાગ દાદાસાહેબ આ કાર્ય અંગે અહીં ગાળતા. આ નવી પ્રવૃત્તિ માટે તેઓ કેટલો બધો શ્રમ લેતા હતા તે તો એકદમ દેખાઈ આવે તેમ હતું. મારે અને એમને કોઈ કાર્ય અંગેનો પ્રત્યક્ષ વ્યવહાર ન હતો. એટલે અમારે વાતચીતના કે હળવામળવાના પ્રસંગો ભાગ્યે જ બનતા. પણ અમે એકબીજાની હાજરીની નોંધ પૂરી લેતા. અને આમ હું સાંજના પાંચેક પછી ઘર તરફ જતાં વિદ્યાસભામાં આવ્યો હોઉં, ઉમાશંકર સાથે નીચે બેઠો હોઉં, ત્યાં દિવસના શ્રમમાંથી પરવારી ઉપરની એમની ઑફિસમાંથી દાદાસાહેબ નીચે આવે. આપણી ગાંધીજી પ્રણીત સરળતા અને સાદાઈની રીતે જ તેમનું બધું કામકાજ થતું. ત્યાં ઑફિસમાં કામ કરતા હશે ત્યારે જરૂર પૂરતાં જ કપડાં પહેરતા હશે. એ રીતે તે નીચે આવે ત્યારે શરીર પર માત્ર અર્ધી બાંયની ખુલતી બંડી અને ચડ્ડી પહેરેલાં હોય અને બાંડા રાખેલા હાથ ઉપર ટુવાલ લટકતો હોય અને તે બાથરૂમ તરફ જતા હોય. ત્યાં જતાં જતાં તેઓ ઉમાશંકર સાથે કાંઈ વાતચીત કરી લે અને ત્યાં બેઠેલા અમારા જેવા બીજાઓ તરફ હસતા હસતા નજર નાખી લે અને ચાલતા થાય. એમને ઉપરથી કામ કરીને થાકેલા-પાકેલા આમ નીચે ઊતરતા અને બાથરૂમ તરફ ચાલ્યા જતાં હું ઘણી વાર જોતો. એ બાથરૂમ તરફ ચાલ્યા જાય અને પછી તેમને વિષે વધુ વિચાર મનમાં ન આવે. પણ હવે એ વિચાર આવે છે કે એમની એ બાથરૂમ તરફની પ્રવૃત્તિમાં હાથ મોં વગેરે ધોઈને તાજા થવાની ક્રિયા ઉપરાંત એમની રોજનીશીમાં નોંધાતો રહેલો નિત્યનો શૌચવિધિ પણ સમાવેશ પામતો હોવો જોઈએ.

પણ અમારાં આવાં મૂકમિલનોમાં એક મિલન તો ઘણું અસાધારણ બનેલું તેની નોંધ લઈશ. સ્વસ્તિક સોસાયટીને રસ્તે મહારાષ્ટ્ર સોસાયટી પણ આવે છે. એલિસ બ્રિજ ઓળંગ્યા પછી ગુજરાત કૉલેજથી ઉત્તરમાં આગળ વધતાં ભારતી નિવાસ સોસાયટી પછી કલ્યાણ સોસાયટી અને પછી મહારાષ્ટ્ર સોસાયટી આવે છે, અને મોટર બસ આ સોસાયટીઓમાંથી પસાર થતા રસ્તા પરથી આડીઅવળી ગતિ કરતી અમારી સ્વસ્તિક સોસાયટીની દિશામાં આગળ નીકળી જતી. ભારતી નિવાસ સોસાયટી એ તો અમારા ગુજરાત વિદ્યાપીઠના અધ્યાપકો શ્રી. રામનારાયણ વિ. પાઠક, શ્રી. રસિકલાલ છો. પરીખ, મુનિશ્રી જિનવિજયજી માટેનું મુખ્ય ધામ. ત્યાં અમારાં પરિભ્રમણો રોજનાં જેવાં હોય, અને અનેક વાર પગે ચાલતા પણ અમે ત્યાં હરતાફરતા હોઈએ. ત્યાં રસ્તામાં દાદાસાહેબનું મકાન 'સેવાકુટિર' આવે જ. એના ઉપર હું નજર નાખી લેતો, બસમાંથી કે પગે ચાલતાં, અને શાંત ભાવે પસાર થઈ જતો.

એ પછી નવા નવા ઘણા રસ્તાઓ બનવા લાગ્યા અને મહારાષ્ટ્ર સોસાયટીથી લૉ કૉલેજની તરફ એક મોટો રસ્તો રચાયો. સને ૧૯૪૧માં હું સ્વસ્તિક સોસાયટીમાં રહેવા ગયો. અને અમદાવાદની એ પશ્ચિમ દિશામાં રહેવાનું શરૂ કર્યા પછી બનાવો ઝડપથી બનવા માંડ્યા. જોતજોતામાં સને ૧૯૪૨નો ઑગસ્ટ આવીને ઊભો રહ્યો. 'હિંદ છોડો'ની ગર્જના હિંદમાં થઈ અને અનેક પ્રવૃત્તિઓ ધડાકા ફડાકા સાથે શરૂ થઈ. એમાં પછી જ્યોતિસંઘે પોતાનું કાર્યસ્થળ રાયપુરમાંથી બંધ કરી શહેર બહાર સરખેજને રસ્તે આનંદનગરની પાસેના મકાનમાં રાખ્યું. એટલે મારે ત્યાં જવાનું રહેતું. ત્યાં પહોંચવા માટે બે બસ લેવી પડે. અને આ ચળવળ શરૂ થયા પછી બસોના વ્યવહારમાં પણ ક્રાંતિ આવી ગઇ. બસો ઘણી વાર ચિકાર હોય અને સમયસર મળે પણ નહિ. એટલે પછી મેં ભદ્ર બાજુનો, ત્રિકોણની બે બાજુઓ જેવો બની જતો રસ્તો મૂકી, સ્વસ્તિકથી સીધી રેખામાં આનંદનગર જવાનો રસ્તો લેવા માંડ્યો. અમદાવાદમા હોઈએ ત્યારે ચાલવું, રોજના પાંચ સાત માઇલિ, એ તો સહજ ક્રિયા જ રહેતી. વિદ્યાપીઠમાં ભણતા ત્યારથી જ આ વિદ્યા પણ આવડતી થઇ ગએલી. જ્યોતિસંઘના રાયપુરના સ્થાને પહોંચવા માટે પણ ઘણી વાર ચાલીને પહોંચતો, અને સાંજે તો અનેક વાર રાયપુરથી નીકળી, ભદ્ર અને ત્યાંથી ખાનપુર દરવાજે થઇ સાબરમતીના પટમાં ઊતરી પડતો. નદીના માંડ ઢીંચણ જેટલા પાણી ઓળગનો અને નવરંગપુરા પાસે થઈને સ્વસ્તિકમા પહોંચતો. આમ હવે હુ આનંદનગરની દિશામા દક્ષિણ તરફ ચાલતો થયો. સ્વસ્તિકમાંના મારા મકાનથી સીધો ખેતરોમાં ઊતરી પડતો અને લૉ કૉલેજના રસ્તા ઉપર આવી જતો અને ત્યાંથી શારદા મંદિર પાસેના રેલ્વે ક્રૉસિંગ આગળ થઈને, રવિશંકર રાવળ અને બચુભાઈ રાવતની બ્રાહ્મણ મિત્રમંડળ સોસાયટીને પૂર્વમા મૂકી દઇ પશ્ચિમ તરફનાં ખેતરોમાં ઊતરી પડી આનંદનગરના રસ્તા પરના અમારા જ્યોતિસંઘના સ્થાનમાં જતો. અને એ ત્રણેક માઈલની સફર ૪૦-૫૦ મિનિટમાં પૂરી થઈ જતી.

આ પરિભ્રમણ પથ ઉપર એક દિવસે હું અને દાદાસાહેબ સામસામી ભેગા થઈ ગએલા. એ વરસાદના દિવસો હતા અને ખેતરમાં તો કાદવ હતો જ. પણ મ્યુનિસિપાલિટીએ બાંધવા માંડેલો એ રસ્તો પણ હજી કાદવનો જ બનેલો હતો. હું અગિયારની આસપાસ ઘેરથી નીકળ્યો અને વરસાદ શરૂ થઈ ગએલો, અને કોઈ અપૂર્વ આનંદમાં હોય તેમ પવનના સપાટા સાથે સામેથી ઝીંકાતો આવતો તે શરીરને ભેટતો હતો. આવી વરસાદની મઝામાં આવા સમયે આવા રસ્તા ઉપર ચાલનાર તે કોણ હોય? નરી નિર્જનતાનો આનંદ અનુભવતો હું આગળ વધી રહ્યો હતો. છત્રી હોવા છતાં આખા શરીરને પલાળી નાખતા એ વરસાદ સાથે તેની સળીઓ જેવી ભોંકાતી ધારાઓ સાથે સમાધાન કરતો કરતો હું ચાલતો હતો. રસ્તા પરનો કાદવ એ તો જાણે ચિંતાનો વિષય હોઈ જ ન શકે, જગતની આખી યે પરિસ્થિતિના પ્રતિનિધિ જેવી એ ભૂમિનો સ્વીકાર તો સ્વાભાવિક જ બની ગએલો રહેતો. અને એ નિર્જન માર્ગ ઉપર, વરસાદની ઝડીમાં, રસ્તાનો એક વળાંક હું વળું છું, કે છત્રીમાં ઢંકાઈ ગએલા રહેતા માર્ગના નજરે પડી શકતા પટ ઉપર નજર નાખું છું ત્યાં સામેથી દાદાસાહેબ આવતા દેખાયા!

મેં તો છત્રી માથે રાખી હતી. પણ એમની પાસે તો છત્રી પણ ન હતી! એમની અર્ધી ચડ્ડી, ઉપર અર્ધો ખમીસ જેવું કાંઈક અને એ ગૌર ચમકતા ચહેરા ઉપર માથે સફેદ ગાંધી ટોપી. વરસાદમાં એ પૂરા પલળતા હતા. એનો પૂરો આનંદ માણતા લાગતા હતા. અમે એકબીજાની સામસામે પાસે ને પાસે આવતા ગયા અને પૂરતા નજીક આવતાં એકબીજાને જોઈ સામસામે અમે એક મનસભર એવું મોકળું સ્મિત કરી લીધું અને એકબીજાની પાસે થઇને પસાર થઈ ગયા. આવી હવામાં આ કેમ નીકળી પડ્યા હશે એનો વિચાર મને આવ્યો. તેવો જ વિચાર એમને મારા વિષે પણ આવ્યો હશે. પણ આ મિલન તે વિચાર કરતાં યે કોઈ વિશેષ વિચારાતીત ભૂમિકા પરનું મિલન હતું. કુદરતના આવા માતબર અને રુદ્ર સ્વરૂપમાં, આખું જગત જ્યારે પોતપોતાના સુરક્ષિત સ્થાનમાં ગતિ કરતું હતું ત્યારે, પોતપોતાની કોઈ અનોખી દિશામાં, અનન્ય એકાગ્રતાથી નીકળી પડેલા આ બે માણસો એકબીજાને મળતા હતા. કુદરતની ઝડીની સામે અપૂર્વ સ્વસ્થતાથી

અને આનંદથી એકબીજાને જોઈ સ્મિત કરી લેતા હતા. જીવનને જાણે પોતાની આનંદસભર અંજલિ આપી એનું મૂક સ્તવન કરી લઈ જીવનના પ્રવાહમાં ઓગળી જતા હતા.

એ પછી મેં સને ૧૯૪૫માં પૉંડિચેરી આવવાને અમદાવાદ છોડ્યું. સ્વસ્તિકથી રાયપુર સુધીના રસ્તાનું પરિભ્રમણ બંધ થયું. મહારાષ્ટ્ર સોસાયટીના રસ્તા ઉપરનું 'સેવાકુટિર'નું દર્શન બંધ થયું. વિદ્યાસભામાં ગુજરાત યુનિવર્સિટીને અંગે વધુ ને વધુ વધતી જતી પ્રવૃત્તિમાં ડૂબતા જતા દાદાસાહેબનું અવારનવાર થતું દર્શન પણ બંધ થયું. સ્થળ અને સમયનો એક લાંબો પટ અમારી વચ્ચે રચાઈ ગયો. અને એ પટ પાછો અપૂર્વ રીતે ઊંચકાઈ પણ ગયો!

સને ૧૯૪૭માં હિંદને સ્વતંત્રતા મળી આવી અને તેની વિધાન સભાના પ્રમુખ તરીકે દાદાસાહેબને આવેલા જોયા ત્યારે એમને વિષેની લાગણી એક શાંત વ્યાપક ભાવમાં ફેલાઈ ગઈ. પ્રેમાભાઈ હૉલમાં વર્ષો પૂર્વે એમને અંગ્રેજીમાં બોલતા સાંભળેલા એ માવળંકર અને નવી દિલ્હીના એ વિશાળ વિધાનગૃહમાં ભારતના શાસનયંત્રના રંગમંચ ઉપર સૂત્રધાર તરીકે વિરાજતા માવળંકર એ બે વચ્ચેનું અંતર સંધાઈ જઈને એક તેજસ્વી કારકિર્દીની મનોહર પ્રસન્નતાપ્રેરક રેખા અંકાતી દેખાઈ. દાદાસાહેબની શક્તિનું એ સમુચિત એવું ઉત્તુંગ શિખર હતું. અને એમ એ દિલ્હીનાં એ શિખરો ઉપર રહ્યા અને હું પૉંડિચેરીમાં રહ્યો. કોઈ દૂર દૂરના બે માણસો, જેમને ખાસ કાંઈ સંબંધ જ ન હોય જાણે.

ત્યાં એક ચમત્કાર જેવું બન્યું. અમદાવાદમાં સને ૧૯૫૭માં ત્રીજો શ્રી અરવિંદ શિબિર યોજાયો. અને ત્યાંના શ્રી અરવિંદ મંડળ પાસે એક આમંત્રણ આવ્યું કે સુન્દરમ્ આવે ત્યારે એમનો ઉતારો અમારે ત્યાં રાખશો. અને એ આમંત્રણ આપનાર હતા દાદાસાહેબના પ્રથમ ચિરંજીવી બાળકૃષ્ણ. અને અમદાવાદના સ્ટેશને ઊતરીને થોડીક જ મિનિટોમાં હું દાદાસાહેબના 'સેવાકુટિર'માં અતિથિ તરીકે પહોંચી ગયો.

દાદાસાહેબના કુટુંબ સાથે આટલો નિકટનો સંબંધ રચાઈ જશે એમ તો મને કદી કલ્પના ન હતી. હા, એક વાર સાંભળેલું ખરું કે દાદાસાહેબ જેલમાં શ્રી અરવિંદનું 'ધ લાઈફ ડિવાઈન' વાંચતા હતા અને અમુક ભાગ આગળ આવતાં પોતાનું મગજ સ્થિર થઈ થંભી જાય છે, કશે ઊંડે જઈ શકતું નથી એમ તે કહેતા હતા. એમનો આમ પ્રારંભ પામેલો શ્રી અરવિંદ સાથેનો પરિચય તેમના સુપુત્રે આમ મને પોતાને ત્યાં બોલાવીને જાણે પિતાનો આદરેલો ફરી આગળ લંબાવ્યો હોય એના જેવું બની રહ્યું.

'સેવાકુટિર'માં હું ગયો તો ખરો, પણ ત્યાં તો જોયું કે એ તો દાદાસાહેબની એક નાનકડી સભર સૃષ્ટિ હતી. અને બાળ, તેમનું કુટુંબ અને હું—અમે બધાં એ સૃષ્ટિનાં એક ખૂણે હતાં. 'સેવાકુટિર'ના મુખ્ય મકાનની પાસે એક બીજું આઉટ હાઉસ—'પ્રગતિ' નામે—હતું, અને તેના નીચેના ભાગમાં બાળ અને ઉપરના ભાગમાં તેમના નાના ભાઈ, અત્યારના એલ. ડી. આર્ટ્સ કૉલેજના આચાર્ય, આ 'અભ્યાસ'ના સંપાદક, શ્રી પુરુષોત્તમ અને તેમનું કુટુંબ હતું. સેવાકુટિરના મુખ્ય મકાનમાં તેમનાં માતુશ્રી રહેતાં હતાં અને માવળંકર કુટુંબની બધી પ્રવૃત્તિઓ ત્યાં ચાલતી.

અને એક દિવસે બાળે મને આખા મકાનમાં ફેરવ્યો અને દાદાસાહેબના સાનિધ્યરસ ભરેલી એ આખી જગા મેં જોઈ. સને ૧૯૪૫ પછીનો આખો ઇતિહાસ ત્યાં વિવિધરૂપે મૂર્ત હતો. વિધાન સભાના અધ્યક્ષ તરીકેનાં અનેક સ્મરણો ત્યાં હતાં. વિધાન સભાની એક નાનકડી ચાંદીની પ્રતિમા દાદાસાહેબને વિધાન સભાના સભ્યો તરફથી ભેટરૂપ મળેલી તે મને બાળે બતાવી. દાદાસાહેબ અધ્યક્ષ હતા ત્યારે હિંદમાં તે અનેક સ્થળે ફરેલા અને ફરતાં ફરતાં દક્ષિણમાં આવેલાં ત્યાં તેમની તબિયત શિથિલ થએલી. જલદીથી અમદાવાદ પાછું પહોંચી જવું પડેલું. એ બધું બાળે કહેલું. વળી, દાદાસાહેબ ચીનના પ્રવાસે જવાના હતા, અને ચીનના પ્રવાસે બાળ પણ એ પહેલાં જઈ આવ્યા હતા, તેનાં સ્મરણો પણ કહ્યાં. અને ચીનના અતિથિઓ અમદાવાદ આવેલા તેમની સાથે છબીઓ પડાવેલી એ બધું પણ અમે સાંભળ્યું અને જોયું. જ્યારે સાતેક દિવસ પછી મેં 'સેવાકુટિર'માંથી વિદાય લીધી ત્યારે બાળે ચીનમાંથી સાથે આણેલો ચીનાઈ માટીનો મઝાનો રંગીન નાનકડો વાઝ પણ

મને ભેટ આપેલો.

'સેવાકુટિર'માંના એ દિવસોનાં સ્મરણો ઘણાં સભર છે. એ વખતે દિવાળીના દિવસો હતા અને કુટુમ્બનાં નાનાંમોટાં બાળકોએ મઝાની રંગોળીઓ પૂરેલી અને દીવા કરેલા. 'પ્રગતિ'ના આઉટ હાઉસમાં અમે રહેતા, પણ નહાવા–કરવાનું તથા જમવાનું મોટા મકાનમાં રહેતું. આખું કુટુંબ જમવાને ટાણે ટેબલ ઉપર ભેગું થતું. એ ભોજનગૃહ, એની પાસેનું દેવગૃહ અને એ દેવગૃહમાંના દેવ બધું સ્મરણમાં અંકાઈ ગયું છે. એ દેવગૃહ પાસે દર્શન કરવા અમે ઊભેલા એ દૃશ્ય હજી યે તાજું છે, અને એ નાનકડા મંદિરમાંની દીવાની જ્યોતો દાદાસાહેબનાં અશ્રુઓ જેવી હજી યે દેખાતી રહે છે, અને એમણે આદરેલો જીવનયજ્ઞ હજી પણ નવા રૂપે નવા માણસો દ્વારા ચાલી રહેલો છે તે જોતી પ્રસન્ન પુલકિત ભાવે જાણે પોતાના આશીર્વાદ વરસાવી રહી છે.

**સુંદરમ્**
[નામાંકિત કવિ; તંત્રી, 'દક્ષિણા',
શ્રી અરવિંદ આશ્રમ (પૉંડીચેરી)]

*

## સુઘડ અને કાર્યકુશળ

એક પ્રસંગ એવો બન્યો કે જ્યારે પ્રો. રૉબર્ટ્સન ગુજરાત કૉલેજના પ્રિન્સિપાલ નિમાયા તે સાલમાં તેઓ ગુજરાત કૉલેજના બોર્ડ ઑફ મેમ્બર્સ પાસે એવી દરખાસ્ત લાવ્યા કે સાયન્સનું શિક્ષણ સાધન-સામગ્રીનો અભાવ હોવાથી બંધ કરવું. આ ખબર પ્રોફેસર ગજ્જરને જેવી પડી કે તરત જ તેઓ સૉલિસીટર ભાઈશંકરભાઈને મળ્યા અને આ યુગ સાયન્સનો છે અને તેથી સાયન્સ શીખવવાનું ગુજરાત કૉલેજમાં બંધ થાય તે અજુગતું છે એમ કહ્યું. ભાઈશંકરભાઈએ તરત બોર્ડમાં દરખાસ્ત મૂકી કે હું સાયન્સ શીખવવા સામગ્રી સારુ રૂ. ૨૫,૦૦૦/–આપું છું અને સાયન્સનું શિક્ષણ બંધ કરવું નહિ. આ કારણથી સાયન્સનું શિક્ષણ ચાલુ રહ્યું.

સાધન-સામગ્રી બધી જ પરદેશથી મગાવવાની હતી. મેં મારા કૅટલૉગ મેળવ્યાં અને તેમાંથી સામાન મંગાવવાની યાદી તૈયાર કરી. આ કૉલેજનો એક જ ક્લાર્ક હતો તે આ યાદીની fair copy કરી શકે તે અસંભવિત હતું. એટલે મેં ગણેશ માવળંકર, જે દક્ષિણા ફેલો તરીકે હતા, તેમને બોલાવ્યા અને તેમને મેં request કરી કે આ યાદી મેં તૈયાર કરી છે તેની fair copy કરવાની છે, તમે આ કરશો? એમણે મને હા પાડી. મેં એમને બધા કાગળ આપ્યા અને તેમણે સરસ યાદી કરી મારી પાસે તે લાવ્યા. હું તેમની કાર્યકુશળતાથી ઘણો જ પ્રસન્ન થયો. જેવી યાદી છાપેલાં કૅટલૉગમાં હોય છે એવી સરસ રીતે કરીને લાવ્યા. તે દિવસથી તેમના માટે મારો ઘણો જ સારો અભિપ્રાય બંધાયો. તે દિવસથી મને ખબર પડી કે આ ગૃહસ્થ method, order, intelligence અને accuracy વડે બહુ જ કુશળતાથી કોઈ કાર્ય કરવાનું હોય તે કરી શકે છે. Success in lifeનો આધાર આ ચાર ગુણ ઉપર જ છે અને એવી મારી માન્યતા છે.

† **સાંકળચંદ જેઠાલાલ શાહ**
[નિવૃત્ત શિક્ષક; હસ્તાક્ષર નિષ્ણાત; (અમદાવાદ)]

*

## તંદુરસ્ત અને તેજસ્વી

જેમાં દાદાસાહેબે પ્રમુખસ્થાન લીધું હતું એવી ત્રણ જાહેર સભાઓનો મને અંગત અનુભવ છે. નડિયાદમાં તેમને પ્રમુખપદે મદ્યનિષેધની જાહેરસભા રાખેલી હતી. તેમાં કેટલાક સાધારણ વક્તાઓમાં હું પણ હતો. પ્રેમાભાઈ હૉલમાં ભાઈ મણિલાલ છો. પારેખનું વ્યાખ્યાન ગોઠવ્યું હતું. ધોધમાર વરસાદ હતો, વક્તા પણ બહુ મોડા આવ્યા. પણ દાદાસાહેબ વખતસર હાજર હતા. ગુજરાત કૉલેજમાં વિજ્ઞાનનું એક વ્યાખ્યાન રાખ્યું હતું. મારા આમંત્રણને માન આપીને તેનું પ્રમુખસ્થાન દાદાસાહેબે શોભાવ્યું. આ પ્રસંગો અને સભાઓ એમના જેવા માટે ઘણાં નાનાં કહેવાય, તો પણ તસદી લઈને દરેક પ્રસંગમાં મદદ કરવા અને તેને પાર પાડવામાં પોતે માનતા હતા. જ્યારે તેમની તબિયત બગડી હતી અને નબળાઈ જણાતી હતી ત્યારે પણ પ્રમુખસ્થાને બેસવા ના પાડતા નહિ એ પણ મેં જોયું છે.

ગમે ત્યારે તેમની નિકટ આવતી વખતે, સાધારણ રીતે બને છે તેમ મોટાં માણસ અને સામાન્ય માણસો વચ્ચેના તફાવતની જે લાગણી અનુભવવામાં આવે છે

એવું બિલકુલ જણાતું નહિ. કોઈક વાર ફરવા નીકળતાં દાદાસાહેબનો સંગાથ થઈ જાય ત્યારે તેમની સાથે લાંબા walk અને talkનો લહાવો મળતો. પોતે ઘણા ઝડપથી ચાલનારા હતા. એક વખતે ઝડપથી ચાલવાની સ્પર્ધામાં સમવયસ્કોમાં તે પહેલા આવ્યા હતા. તંદુરસ્તી અને તેજ તેમના અંગેઅંગમાંથી સ્ફુરતાં જણાતાં.

† ધનસુખભાઈ ફકીરભાઈ

[પદાર્થવિજ્ઞાનના નિવૃત્ત અધ્યાપક; (અમદાવાદ)]

*

## ચીવટ અને ઝીણવટ

મહારાષ્ટ્ર અને ગુજરાતના સાંસ્કૃતિક જીવનનો દાદાસાહેબમાં સુંદર સમન્વય થયો હતો. મહારાષ્ટ્રનાં ગૌરવ, ચીવટ ને સાદાઈ સાથે જ ગુજરાતનું ઔદાર્ય, વ્યવહાર કુશળતા ને મીઠાશ દાદાસાહેબમાં હતાં. એમની એ ચીવટાઈને અર્ઘ્ય આપતાં પંડિતજીએ કહ્યું હતું: 'તેઓ ત્યારે ઝીણામાં ઝીણી વિગતોમાં ઊતરતા, આપણામાંના કેટલાક તેમની આ ઝીણવટથી કેટલીક વાર અકળાઈ જતા. કારણ કે તેમની આ ઝીણવટને કારણે નિર્ણયો ઉપર આવવામાં વિલંબ થતો—હું કૂરોના સંબંધમાં આ કહું છું. અને તેમ છતાં આ ઝીણવટ એમનામાં હતી, અને હતી એ જ સારું હતું. આપણા બધામાં આવી અને બીજી બાબતોમાં એમના જેવી ઝીણવટ હોય તો તેથી લાભ થવાનો સંભવ છે.' કેટલી સાચી વાત! દાદાસાહેબ અનેક સંસ્થાઓ સાથે સંકળાએલા હતા. અને એ દરેકની આવી ઝીણવટભરી તપાસ રાખતા હતા. એમના ઔદાર્યના પણ અનેક પ્રસંગો નજર આગળ તરી રહે છે. ઈ. સ. ૧૯૪૬માં ઠાકરસી વિદ્યાપીઠના પદવીદાન સમારંભ પ્રસંગે મુખ્ય વ્યાખ્યાતા તરીકે એમને આમંત્રવામાં આવ્યા હતા. બીજે દિવસે એમના માનમાં યોજાએલો ભોજન-સમારંભ પૂરો થતાં એમણે ચુપચુપ રૂ. ૧,૦૦૦/–નો ચેક વિદ્યાપીઠ માટે આપ્યો. કોઈએ પણ દાન માટે એમની પાસે યાચના કરી નહોતી છતાં. આવો જ બીજો અનુભવ પૂના ગુજરાતી કેળવણી મંડળને થયો હતો. મંડળે ઈ. સ. ૧૯૫૨માં પોતાનો રજત મહોત્સવ ઊજવ્યો ત્યારે દાદાસાહેબ પાસે સંદેશો માંગ્યો હતો. સંદેશો તો આવ્યો, પણ સાથે રૂ. ૧૦૧/–નો ચેક પણ મળ્યો. એ સંદેશો સૂચક છે. એમણે લખ્યું હતું:

'I am glad to know that the Gujarati Kelavani Mandal is doing the basic work of education in Poona. Sometimes some people misunderstand the work as narrow provincialism, but I am one of those who hold the view that it is not so, provided the organisers have a vide vision and do the work as a part of all India work. I am happy that your Mandal is carrying on such good work in such a sustained manner.

I think as a Gujarati it is my duty to contribute something to your efforts not withstanding the fact that I cannot contribute much on account of my financial conditions and responsibilities. I enclose a cheque for Rs. 101/-.'

મંડળે ભીખ માગી હજારો રૂપિયા મેળવ્યા છે પણ વણમાગ્યે મળેલા આ સો રૂપિયાની કિંમત લાખો રૂપિયા જેટલી છે.

શ્રી સુશીલાબેનને યાદ કર્યા વિના મારો આ લેખ અધૂરો ગણાય. પોતાના પતિના કાર્યને અપનાવી એમનું ધ્યેય સાધ્ય કરવામાં જીવન ઘસી નાખવામાં જ સાચી પતિભક્તિ છે એ આપણો સહજજૂનો આદર્શ સુશીલાબેને સજીવન કર્યો અને શ્રી લલિતાદેવી શાસ્ત્રી એ જ કરી રહ્યાં છે.

હિંદ આજે પ્રથમ પંક્તિના નેતાઓ ને કાર્યકરો ઝડપથી ગુમાવતું જાય છે. માવળંકર ગયા, સરદાર ગયા, નેહરુ ગયા ને શાસ્ત્રીજી ગયા. પણ આ યુગપુરુષો પોતાની કાર્ય-પ્રણાલીઓનો ભવ્ય વારસો મૂકી જાય છે. આવે સમયે જેઓને જનસેવા કરવાનું ભાગ્ય મળ્યું છે તેમણે આ દિવંગત નેતાઓના જીવનમાંથી આદર્શો ગ્રહણ કરી એમના બાકી રહેલા કાર્યને પૂર્ણ કરવા પ્રામાણિક પ્રયત્નો કરવા જોઈએ. અને આમ થશે તો જ સ્વર્ગસ્થ માટેની આપણી વીરપૂજા સાર્થક થશે.

† લેડી પ્રેમલીલા ઠાકરસી

[અધ્યક્ષ, કસ્તુરબા રાષ્ટ્રીય સ્મારકનિધિ; (પૂના)]

*

## કેળવણીક્ષેત્રે અમર કામગીરી

અમદાવાદ એજ્યુકેશન સોસાયટી વિકસાવવામાં દાદાસાહેબનો અમૂલ્ય ફાળો છે. તેઓશ્રીના પ્રયાસોથી ઘણી કૉલેજો અને ગુજરાત યુનિવર્સિટી અસ્તિત્વમાં આવ્યાં છે, એમ કહું તો જરા પણ વધુ પડતું નથી. લલ્લુભાઈ મોતીભાઈ ફાર્મસી કૉલેજ સ્થાપવામાં અમારી પાસે દાન લેવામાં તેઓએ જે અગત્યનો ભાગ ભજવેલો તે સ્મૃતિઓ આજે પણ મને યાદ રહી ગઈ છે. ગુજરાતમાં કેળવણીક્ષેત્રે જે પ્રગતિ થઈ છે અને લોકોને કેળવણીમાં રસ લેતા કર્યા છે તેનો યશ દાદાસાહેબને ફાળે છે. ગુજરાત તેમની સેવાઓને કદી પણ ભૂલશે નહિ.

† રમણલાલ લલ્લુભાઈ

[જાણીતા મિલમાલિક; (અમદાવાદ)]

*

## જાહેર જીવનમાં શુદ્ધિનો આગ્રહ

ગુજરાતના જાહેર જીવનમાં હોય તેમને દાદાસાહેબને મળવાનો પ્રસંગ ન બન્યો હોય એવું ભાગ્યે જ બને. તેમનો મિલનસાર સ્વભાવ, ચોકસાઈ માટેનો આગ્રહ, સમયનો પૂરેપૂરો સદુપયોગ અને નિયમિતતા—એ તેમની ખાસિયતો હતી. જાહેર જીવનમાં પૈસાના વ્યવહારમાં શુદ્ધિ માટે તેમનો અતિશય આગ્રહ રહેતો. તેને કારણે તેમને અનેક જાહેર ટ્રસ્ટોનો વહીવટ સુપ્રત કરવામાં આવતો. સત્યાગ્રહની લડતોમાં કૉંગ્રેસ પડતી હતી ત્યારે એમના ઉપર મૂકેલ આ વિશ્વાસનો સૌ કોઈને લાભ મળતો હતો. સમયની કિંમત તેઓ પૈસા જેટલી જ ગણતા હતા અને ફંડ-ફાળા ભરવામાં સમય અને પૈસાનું મહત્ત્વ સમજાવવામાં પૂરો રસ લેતા હતા. એમના આ બધા ગુણોને લીધે તેમણે જાહેર જીવનમાં એક પ્રકારનું ધોરણ સ્થાપ્યું ગણી શકાય. અમદાવાદના અને ગુજરાતના જાહેર જીવનમાં તેમનું વિશિષ્ટ સ્થાન હતું.

† ત્રિભુવનદાસ પટેલ

[અધ્યક્ષ, ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિ; (આણંદ)]

*

## ધર્મચક્ર પ્રવર્તક

શ્રી માવળંકરની વર્તણૂક ગૌરવભરી હતી. એમાં જૂની દુનિયાની રીતભાતની મીઠાશ હતી તે સાથે જ આધુનિક યુગની ચપળ તાજગી હતી. એમને જોતાં જ તરત લાગે કે આ માણસ સ્વમાન અને સચ્ચાઈને સહુ ચીજોથી વધુ આંકે છે, અને સિદ્ધાંતવિહોણા તથા ગડબડિયા લોકો સાથે તે કદી મેળ બાંધશે નહિ. જાહેર જીવનમાં શ્રી માવળંકરના આ ગુણો સરસ ચમકતા હતા. એમના કરતાં વધુ સાચદિલ, વધુ સ્વતંત્ર, વધુ ન્યાયી, વધુ તટસ્થ અને વક્તવ્યોમાં વધુ મુદ્દાસર અને નિર્ણાયક એવો બીજો કોઈ અધ્યક્ષ ભાગ્યે જ મધ્યસ્થ ધારાસભામાં ધર્મચક્ર પ્રવર્તકની ખુરસી પર બેઠો હશે! આ બધું હોવા છતાં શ્રી માવળંકર જરા સરખા પણ મનસ્વી નહોતા, અને જ્યારે કાયદાનો કે કાર્યપદ્ધતિનો કોઈ કઠણ મુદ્દો ઊભો થાય ત્યારે તેઓ ઘડીભર થોભતા, વિવિધ પક્ષકારોને પોતાના દફતરમાં બોલાવતા, અને વિષયની બધી બાજુઓ શાંતિપૂર્વક સાંભળીને તથા તમામ નાનામોટા મુદ્દાઓનો વિચારવિમર્શ કર્યા પછી નિર્ણય પર આવતા.

E † ચિંતામણ દ્વારકાનાથ દેશમુખ

[વાઈસ ચાન્સેલર, દિલ્હી યુનિવર્સિટી; માજી નાણાંપ્રધાન, ભારત સરકાર; (નવી દિલ્હી)]

*

## આદર્શ અધ્યક્ષ

વચગાળાના સમયની પાર્લમેન્ટના પ્રમુખ તરીકે શ્રી માવળંકરે સવિશેષ કઠણ કામગીરી બજાવવાની હતી. વધારે નાજુક બાબત તો પ્રધાનોને તાલીમ આપવાની હતી! પ્રધાનો જવાબદારીપૂર્વક વર્તે, પુછાએલા પ્રશ્નોના જવાબમાં સાચી ને ચોક્કસ માહિતી પૂરી પાડે (અને ઉડાઉ જવાબ ન આપે અગર વિલંબ ન કરે), ખરડા પરની કલમો અને સુધારાની દરખાસ્તો અંગે ચર્ચા કરવા માટે અગાઉથી તૈયારી કરીને આવે, અને સભ્યો કડક કે ક્રૂર શબ્દો વાપરે ત્યારે પણ મિજાજ જાળવી રાખે એ બધું પ્રધાનોને સમજાવવાનું હતું. પ્રધાનો, સત્તાધારી પક્ષના સભ્યો તેમજ વિરોધ પક્ષોના સભ્યોને શ્રી માવળંકર બરાબર શિસ્તબદ્ધ રાખતા અને સહુ પાસેથી વ્યવસ્થિત વર્તણૂક કરાવતા. તેઓ પોતે હંમેશ અગાઉથી તૈયારી કરીને આવતા. પૉઈન્ટ્સ્ ઑફ ઑર્ડર અગર સભામોકૂફીની દરખાસ્તો તેમજ સભાગૃહમાંના ચોજિંદા

કામકાજને આડે આવતા અન્ય મુદ્દાઓનો નિકાલ કરવામાં અને નિર્ણયો આપવામાં તેઓ કદી ગૂંચવાતા કે ખચકાતા નહિ.

અધ્યક્ષે પક્ષનું સભ્યપદ છોડી દેવું કે કેમ એ સવાલ ઊભો થયો. સામાન્ય ચૂંટણીમાં અધ્યક્ષની સામે કોઈ હરીફાઇ ન કરે એવી પ્રણાલિકા ભારતીય પરિસ્થિતિમાં બંધાઈ નહોતી, એટલે પક્ષનો ઔપચારિક ત્યાગ કદાચ અધ્યક્ષની રાજકીય કારકિર્દીને અટકાવી દે! પણ, સાથે સાથે શ્રી માવળંકરના મનમાં કોઈ શંકા નહોતી કે વ્યવહારમાં એમણે એવી રીતે વર્તવું કે જાણે તેઓ કોઈ પક્ષના સભ્ય નથી. તેથી એમણે ઠરાવ્યું કે પક્ષની કોઈ સભાઓમાં હાજરી આપવી નહિ અને કૅાંગ્રેસની પરિષદો તેમજ એનાં અધિવેશનોમાં પણ હાજરી આપવી નહિ. કોઈ પ્રધાન કે કૅાંગ્રેસી સભ્યની જેમ જ વિરોધ પક્ષોના સભ્યો પણ શ્રી માવળંકરને છૂટથી મળી શકતા અને તેઓને ખાતરી હતી કે તેમને કેવળ સહાનુભૂતિભર્યા જ નહિ પણ તટસ્થ અને તર્કશુદ્ધ નિર્ણયો મળશે. સ્પીકર માટે કદાચ આ સૌથી મોટી અંજલિ છે અને શ્રી માવળંકરને તે સંપૂર્ણપણે આપવી રહી.

E † કે. સન્થાનમ

[ભૂતપૂર્વ પાર્લમેન્ટ સભ્ય અને પ્રધાન; પીઢ પત્રકાર ને વિવેચક; (મદ્રાસ)]

*

## ભારતના પ્રથમ અધ્યક્ષ

બીજા પણ એક ક્ષેત્રે શ્રી માવળંકરે નિશ્ચય અને હેતુપૂર્વક મથામણ કરી. સંપૂર્ણ પાર્લમેન્ટરી સરકાર સિદ્ધ કરવાના સંક્રમણ કાળમાં, સરકારના અંદાજો ને ખર્ચાઓ અંગે તપાસ કરવા માટેની સમિતિઓ સાથે નાણાંખાતું કામ કરતું હતું તે પ્રયોગ વખતે શ્રી માવળંકરે આગેવાનીભર્યો ભાગ ભજવીને જાહેર હિસાબ સમિતિ તથા અંદાજ સમિતિની રચના કરવા માટેની દરખાસ્તો ઘડી. એ દરખાસ્તોમાં એમણે બ્રિટિશ આમની સભાની તરાહને પૂરી સ્વીકારી નહિ; ખાસ કરીને અંદાજ સમિતિની બાબતમાં. પાર્લમેન્ટે મંજૂરી આપ્યા પછી પણ સરકારની નવી યોજનાઓ પર તથા ખર્ચાની બાબતોમાં કારોબારતંત્રની પ્રત્યક્ષ કામગીરી પર કડક દેખરેખ રાખવી જોઈએ એમ તેઓ માનતા. આ સમિતિઓને એમણે ઘણી મહત્ત્વની ગણી. તેઓ જ્યારે અધ્યક્ષપદે હતા ત્યારે અંદાજ સમિતિનો હું એક સભ્ય હતો, અને સમિતિને સોંપાએલ કામના સ્વરૂપ વિષેનાં તેમનાં સલાહસૂચનો અને શાણા શબ્દો આજે પણ મને બરાબર યાદ આવે છે. ભારત એના પ્રથમ અધ્યક્ષની બાબતમાં પૂરું બડભાગી હતું.

E † બી. શિવરાવ

[પાર્લમેન્ટના માજી સભ્ય; બુઝર્ગ પત્રકાર અને લેખક; (નવી દિલ્હી)]

*

## લોકશાહી પ્રણાલિકાના સર્જક

એક દૃષ્ટિયે સ્પીકરનું સ્થાન દેશમાંના સર્વોચ્ચ ન્યાયતંત્રથી પણ ઊંચું છે. બંધારણની રૂએ ન્યાયતંત્ર કારોબારીથી સ્વતંત્ર છે. પણ એકના પર બીજાની અસર પાડવાનું વલણ તો હંમેશ રહેવાનું જ. ન્યાયાધીશને ઠપકો આપવાનો કે પદભ્રષ્ટ કરવાનો હક્ક પાર્લમેન્ટના સભ્યોને બંધારણે આપેલો છે. પાર્લમેન્ટના સભ્યો સ્વાભાવિક જ કારોબારીની અસર હેઠળ હોય છે. પરંતુ સભ્યોના પ્રસ્તાવને મંજૂર રાખવાની સત્તા સ્પીકર પાસે છે અને એની મંજૂરી વિના કોઈ સભ્ય કશું આગળ ન કરી શકે. ન્યાયાધીશો સંબંધેની દરખાસ્તોને સભાગૃહમાં મંજૂરી આપવાના કેટલાક પ્રસંગોમાં શ્રી માવળંકરે આ સત્તા એવી રીતે વાપરી કે જેથી ન્યાયતંત્રની જાહેર ટીકા જ્યાં નિવારી શકાય ત્યાં નિવારાઇ, અને એ રીતે ન્યાયતંત્રને વ્યર્થ ઉઘાડા પાડવાનું રોકાયું. કેવળ આ જ સત્તાની બાબતમાં નહિ પણ અનેક બીજી બાબતોમાં શ્રી માવળંકરે પોતાનો અધિકાર લોકશાહીની પ્રણાલિકાઓનો તંદુરસ્ત વિકાસ સાધવામાં વાપર્યો.

E † હરેકૃષ્ણ મહતાબ

[પાર્લમેન્ટના સભ્ય; ઓરિસ્સાના માજી મુખ્ય પ્રધાન; મુંબઈના માજી ગવર્નર; (કટક)]

*

## મ્યુનિસિપલ વહીવટની આવડત

ઘણી વાર એમ બનતું કે અતિ ઉત્સાહમાં કેટલાક અધિકારીઓ પોતાની ભૂલ કબૂલ કરવામાં નાનમ માનતા. આમ કરવામાં કર ભરનારાઓને કેવું અને કેટલું નુકસાન થાય છે તે સ્વાભાવિક રીતે ધ્યાન બહાર જતું.

લિગલ કમિટીના ચેરમેન તરીકે કેટલી યે વાર દાદાસાહેબ આવા કેસોમાં અમલદારોની ભૂલ બતાવતા અને આવી ભૂલો માટે અમલદારો દિલગીરી બતાવે એવો આગ્રહ રાખતા. હું જાતઅનુભવ ઉપરથી કહી શકું કે આવી ભૂલોના એકરારથી પ્રજામાં મ્યુનિસિપાલિટી પ્રત્યે માન ઉત્પન્ન થતું.

મ્યુનિસિપાલિટીના નાના કામગારો અને શ્રમજીવીઓ તરફ મ્યુનિસિપલ અમલદારોની ઉદાસીનતા પ્રત્યે એમને ખૂબ રોષ ચડતો. એક વખત એક મેલું ઉપાડનાર હરિજન સ્ત્રી પોતાને માથે ટોપલો મૂકીને જતી હતી. એક જગ્યાએથી ટોપલો કાણો હતો અને ચાલતે ચાલતે એ બાઇના શરીર ઉપર મેલું ટપકયા કરતું હતું. ગાડીમાં તેમની જોડે એક અધિકારી બેઠા હતા. દાદાસાહેબે આ બાઈ તરફ તેમનું ધ્યાન દોર્યું. એ અધિકારીને આ દૃશ્યમાં કશું અસામાન્ય ના લાગ્યું. દાદાસાહેબે આ ભાઇને લેખિત હુકમ આપ્યો કે આવા ટોપલાને બદલે લોખંડના નાનાં પીપો એક અઠવાડિયામાં આવી જવાં જોઇએ. મ્યુનિસિપાલિટીના દરેક ખાતામાં દાદાસાહેબ ફરતા અને ખાતાના અધિકારીઓને વિશ્વાસમાં લઈ ખાતાઓની પૂનર્રચના અગર પૂનર્વ્યવસ્થા સૂચવતા. આમ કરવામાં ઝીણામાં ઝીણો મુદ્દો તપાસવાનુ તેઓ ચૂકતા નહિ. મ્યુનિસિપલ વહીવટમાંથી તુમારશાહીનું અનિષ્ટ કાઢવા તેઓ હમેશાં સજાગ રહેતા. વહીવટના અનેક મુદ્દાની ઝીણવટમાં ઊતરવાની તેમનામા એક કલા હતી.

† ગિરીશચંદ્ર સવાઇલાલ દેસાઇ
[નિવૃત્ત મ્યુનિસિપલ એન્જિનિયર;કેળવણીકાર;(અમદાવાદ)]

*

## લોકસભાની ચૂંટણી અમે સાથે લડયા

શ્રી માવળકરદાદાને ઘણાં વરસોથી તેમની વિદ્વત્તા અને દેશભક્તિને લીધે હું દૂરથી ઓળખતો હતો. સને ૧૯૫૧માં સ્વ. પૂ. સરદારસાહેબની લોકસભાની ખાલી પડેલી જગ્યાએ મારી નિમણૂંક થઈ ત્યારથી અને સને ૧૯૫૨ની લોકસભાની ચૂંટણી અમદાવાદ શહેર અને જિલ્લામાંથી અમારે બન્નેને સંયુક્ત રીતે લડવાની હતી તેથી તેઓશ્રીની હું ઘણો નજીક આવી શકયો હતો. આ ચૂંટણી વખતે તેઓ બીમાર હોઈ ડૉકટરોની સલાહ પ્રમાણે તેમને બહાર નીકળવાનું હતું નહિ, પણ તેમનો સંદેશો, સલાહ, સૂચના અને દોરવણી સાથે મેં શક્તિ પ્રમાણે દોડધામ કરી હતી. મારા જેવા એક અદના સેવકને તેમની વિદ્વત્તાપૂર્ણ દોરવણીથી ઘણો લાભ થયો હતો. તેમની ઉદારતા, વિદ્વત્તા અને સમાનતાની મારા મન ઉપર ઊંડી છાપ પડી હતી. સને ૧૯૫૨ની લોકસભાની ચૂંટણીમાં અમને ઉજ્જ્વળ સફળતા મળી હતી.

† મૂળદાસ ભૂદરદાસ વૈશ્ય
[લોકસભાના સભ્ય; પીઢ હરિજન સેવક; (અમદાવાદ)]

*

## ગુજરાતનું નેતૃત્વ દાદાસાહેબને મળ્યું હોત તો?

મુ. દાદાસાહેબનો મારો સંબંધ એક રીતે તો મારી છેક બાલ્યાવસ્થામાં શરૂ થયો ગણાય. હું બહુ જ નાનો બાળક હતો ત્યારે એઓશ્રી મારા પિતામહ દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઇને બંગલે (જૂના શારદા મંદિરવાળો એ બંગલો) આવતા. એ મારા બાલ્યકાળના સુભગ સ્મરણોમાંનું એક છે. લાંબો કોટ, પાટલૂન, દક્ષિણી પાઘડી ને તેજસ્વી મુખમુદ્રા એ આકૃતિ વર્ષો પછી આજે પણ મારી આંખો આગળ દેખાય છે. પછી તો મારું કુટુંબ મુંબાઈવાસી થયું, ને પછી વર્ષો સુધી દાદાસાહેબને મેં ભાગ્યે જ જોયા હશે.

સને ૧૯૩૬માં મારે મારા વતન અમદાવાદમાં કૉલેજમાં નિમણૂંક થવાથી વસવાટ કરવાનું થયું ને દાદાસાહેબના સંપર્કમાં આવવાનું થયું. દાદાસાહેબ બહુ જ ઉદ્યમી માણસ છે ને તે મોટે ભાગે જાહેર કામ કરે છે એ જાણથી એમની પાસે જઈ એમનો વખત લેવો એ દેશને નુકસાન કરવા જેવું છે એમ મને લાગતું ને છતાં એમની પાસે જઈ એમના અનુભવ ને ડહાપણનો લાભ લેવાનો લોભ રહેતો. એમની તીક્ષ્ણ બુદ્ધિ ને વકીલની ચપળતા ખરેખર ધ્યાન ખેંચે એવા હતાં.

ઘણી વાર એઓશ્રી મને કહેતા કે તમારા દાદાજી મારા રાજકીય ગુરુ હતા. મને લાગે છે કે દાદાસાહેબ તદ્દન નરી(આજકાલ નામશેષ એવી)પ્રમાણિકતા ને દરેક પ્રશ્નની ઝીણવટથી ને સંભાળપૂર્વક સમીક્ષા કરવાની એમની રીતિ મારા દાદાજી પાસે શીખ્યા હશે. દાદાસાહેબને ગાંધીજી ને સરદારના ગાઢ પરિચયનો લાભ મળ્યો હતો ને તેથી આ બે મહાપુરુષોના ગુણોની છાપ પણ એમના પર પડી હતી.

એક પ્રસંગ મને યાદ આવે છે. કૉલેજની હૉસ્ટેલથી કૉલેજ જવાનો રસ્તો તદ્દન કાચો હતો ને ચોમાસામાં વિદ્યાર્થીઓને ત્રાસદાયક હતો. એ વર્ષે પ્રવેશ માટે વિદ્યાર્થીઓનો ધસારો હતો. તેથી એક દિવસ દાદાસાહેબ મારે ત્યાં આવ્યા ને મને યુનિવર્સિટી (મુંબાઈ) ને બીજો એક વર્ગ ઉઘાડવાની રજા આપવા અરજી કરવા કહ્યું. મેં કહ્યું: 'સાહેબ, રોજ ચારસો વિદ્યાર્થીઓને ખાધેલું ગળે આવે છે ને તેમાં ૧૫૦નો ઉમેરો કરવો એ તો બહુ જ નિર્દયતા કહેવાય.' દાદાસાહેબ કહે: 'રસ્તો તરત થઈ જશે બસ ને?' રસ્તો થોડાક જ દિવસમાં થઈ ગયો. એ પ્રસંગ પછી મને હંમેશ લાગેલું કે આવી માનનીય વ્યક્તિ સામે આવી રીતે કટાક્ષથી બોલવું એ અયોગ્ય છે.

પ્રાધ્યાપકો ને શિક્ષકોનો એમનો આદર્શ ઊંચો હતો. વિદ્યાવ્યાસંગ, ઉચ્ચ ચારિત્ર્ય ને સહૃદયતા એ તો શિક્ષક માટે આવશ્યક ગુણો છે એમ એઓ માનતા. આજના શિક્ષકોને જોઇને એમને શું થાત?

એક બહુ જ રસમય પ્રશ્નનો વિચાર કરવાનું મન થાય છે. જો કે આમ હોત કે આમ ન થયું હોત તો શું થાત એ તો મિથ્યા પ્રવૃત્તિ છે, છતાં એ કર્યા વગર ક્યાં આપણાથી રહેવાય છે? ગાંધીજી ને સરદાર પછી ગુજરાતનું નેતૃત્વ દાદાસાહેબને મળ્યું હોત તો? તો ગુજરાતની આજે જે અવદશા ને કંગાલિયત છે ને દેશનાં બીજાં રાજ્યોમાં સિંડ્રેલા જેવી જે સ્થિતિ છે તે હોત? મને ચોક્કસ લાગે છે કે ગુજરાત ઘણું આગળ હોત. ગુજરાતની બુદ્ધિ, ગુજરાતનું સાહસ, ગુજરાતનું શાણપણ દાદાસાહેબ જેવા ઉચ્ચ કોટિના નેતાની દોરવણી હેઠળ ગુજરાતની પ્રજાને, દેશને ખૂબ જ લાભદાયી થયાં જ હોત એ વિશે કોઈ શંકા નથી.

મુ. શ્રી દાદાસાહેબ વિષે એક ઘણી અગત્યની વસ્તુ પણ નોંધવી જોઇએ: શિક્ષણ સંસ્થાની આર્થિક સ્થિતિ વિષે એમના ખયાલ બહુ જ સ્પષ્ટ હતા. આજે ગુજરાતમાં એ વિચારો વિચિત્ર લાગે તો નવાઈ નહિ. જેમ આ દેશની જૂની સંસ્કૃતિમાં સ્વીકારાએલું કે બ્રાહ્મણ (બ્રાહ્મણ એટલે વિદ્વાન અધ્યાપક) ધનિક ન હોય ને તેથી જ સમાજમાં સર્વોત્તમ ને પૂજ્ય સ્થાન એનું હોય તેમ મુ. દાદાસાહેબનો દૃઢ મત હતો કે શિક્ષણ સંસ્થા ખોટ જ કરે ને સમાજ ખોટ પૂરી કરે—જો સમાજ એ સંસ્થાની પ્રવૃત્તિથી પરિચિત હોય ને સંતુષ્ટ હોય તો. મહારાષ્ટ્રની ઘણી સંસ્થાઓ એમના ધ્યાનમાં હશે. જો સંસ્થા બહુ નફો કરે તો એનો અર્થ કે શિક્ષકો ને વિદ્યાર્થીઓ માટે એ સંસ્થા કરવું જોઇએ તે તે કરતી નથી. આજે જે સ્થિતિ ગુજરાત યુનિવર્સિટીમાં પ્રવર્તે છે તેની એમને આગાહી થઈ હશે?

પૂ. ગાંધીજીનો એક દૃઢ મત કે કોઈ પણ જાહેર સંસ્થા પૈસાના અભાવે અટકતી નથી, અટકે છે તો સારા ને ચારિત્ર્યવાન કાર્યકરોને અભાવે અટકે છે. મુ. દાદાસાહેબે પણ આ મત અપનાવ્યો હતો ને ઘણી વાર એ વિષે તેઓ કહેતા. વળી, જાહેર સંસ્થાને પ્રજાનો ટેકો હોવો જોઇએ તો જ તે સંસ્થા ફૂલે-ફાલે ને લોકહિતનાં કામ કરે. તેથી જ એમણે અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના ભંડોળ માટે લાખ માણસ પાસેથી એકેક રૂપિયો ઉઘરાવવાનું નક્કી કર્યું હતું. ગુજરાતમાં આ તો હાસ્યાસ્પદ લાગે ને મુ. દાદાસાહેબ સિવાય કોઇએ આવી વાત કરી હોત તો એક ગંમત ગણી વિસારે મુકાત. આ સૂચનને હસવામાં ન આવ્યું, પણ એનો અમલ ન થયો! લોકશાહીમાં દૃઢપણે માનનાર ગૃહસ્થને તો આવા જ વિચારો શોભે!

આનો અર્થ એવો નથી કે જાહેર સંસ્થાના પૈસા વેડફી દેવા ને દેવું કરવું. પણ દેવું થાય તો જરા યે ગભરાવું નહિ. કોઈ કારખાનામાં ખોટ આવે તો એના સંચાલકની કાર્યક્ષમતા માટે શંકા ઊભી થાય. એક વિદ્યાસંસ્થામાં આ જાતનું ધોરણ ન લાગુ પડાય. ઘણી વખત ખોટ એ તો વિદ્યાસંસ્થામાં પ્રગતિ ને નવા પ્રસ્થાનની નિશાની હોય.

સુરેન્દ્ર વૈકુંઠરાય દેસાઇ

[આચાર્ય, એચ. એલ. કૉલેજ ઑફ કૉમર્સ; (અમદાવાદ)]

*

## શુદ્ધ કૉંગ્રેસી, પણ મરજાદી નહિ!

શ્રી દાદાસાહેબ લોકસભાના સ્પીકર તરીકે અમુક પહેરવેશ રાખતા, પણ બહાર ફરવા જતા ત્યારે પહેરણ અને ટૂંકી ચડ્ડીમાં ફરતા; ઘરમાં તો તેઓ ઉઘાડી છાતીએ ચડ્ડી પહેરી બેસતા; તેઓ સ્પીકર હતા ત્યારે હું દિલ્હીમાં મળવા ગયો ત્યારે પણ તેઓ ટેબલ ઉપર ઉઘાડી છાતીએ ચડ્ડી પહેરીને પોતાનું કામ કરતા હતા.

આ દશ્યથી મારા ઉપર ઊંડી છાપ પડી હતી. મને યાદ છે કે તેઓ ભદ્રમાં પોતાના મકાનમાં રહેતા ત્યારે પંખા જેવી વસ્તુ પણ રાખતા નહિ. તેઓ ખૂબ સાદાઈથી રહેતા અને તેમના છોકરાઓનો ઉછેર પણ એટલો જ સાદો હતો. ગાંધીયુગમાં આપણા રાજપુરુષો પોતાનાં વસ્ત્ર ધીમે ધીમે ઉતારવામાં માનતા હતા. સ્વરાજ્ય મળ્યા પછી તેનાથી વિરોધી પ્રવૃત્તિ શરૂ થઈ છે, અને રાજપુરુષો બીજાંનાં વસ્ત્રો ઉતારવાની પ્રવૃત્તિ આદરી રહ્યા છે. ગાંધીજીની ૩૦ વર્ષની પ્રખર નીતિમત્તા પછી આવી નીતિશૂન્યતા ખૂબ ખૂંચે છે અને વિષાદ ઉત્પન્ન કરે છે, અને સ્વાભાવિક ઉદ્‌ગાર નીકળે છે: ક્યાં રાજા ભોજ, ક્યાં ગાંગો તેલી! ગાંધીજીની ૩૦-૪૦ વર્ષની કઠોર તપશ્ચર્યાનું આ પરિણામ?

શ્રી દાદાસાહેબ સ્પીકર થવાને બદલે ગુજરાત યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર થવાનું વિશેષ પસંદ કરતા. જે યુનિવર્સિટીને તેમણે સ્વ. દીવાનસાહેબે, સ્વ. બલ્લુભાઈએ અમદાવાદના જ પૈસે ઊભી કરવાનો પ્રચંડ ભગીરથ પુરુષાર્થ કર્યો તે યુનિવર્સિટીને ઊંચી કક્ષાએ લઈ જવાની તેમની મહેચ્છા હતી. આ અંગે સરદાર વલ્લભભાઈ, બાળાસાહેબ ખેર સાથે થએલો પત્રવ્યવહાર મેં જોયો હતો, અને જ્યારે તેઓ વાઈસ ચાન્સેલર થયા નહિ ત્યારે ખૂબ જ ખિન્ન થયા હતા. વાઈસ ચાન્સેલર થવા પાછળ તેમનો શુદ્ધ પિતૃભાવ કે માતૃભાવ હતો. જો તેઓ વાઇસ ચાન્સેલર થયા હોત તો ગુજરાત યુનિવર્સિટીની આજે જે શૈક્ષણિક દુર્દશા થઈ છે તે ન થઈ હોત, અને તેનું શૈક્ષણિક સ્વરૂપ સચવાઈ રહ્યું હોત. આજે તો ગુજરાત યુનિવર્સિટી ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ કમિટીના કેટલાએક નેતાઓનો રાજકીય અખાડો થઈ ગઈ છે, અને તેનામાં શૈક્ષણિક દૃષ્ટિએ શૂન્ય છે. દુકાનો માફક કૉલેજો ઉઘાડવાની રજા આપવા સિવાય તેની પાસે કાંઈ વિશેષ કાર્ય હોય એમ લાગતું નથી.

દાદાસાહેબ શુદ્ધ કૉંગ્રેસી હતા, પણ તેઓ મરજાદી ન હતા. જડ શિસ્તના તેઓ પ્રખર વિરોધી હતા. તેઓ સ્વતંત્ર બુદ્ધિના હોવાથી પોતાના વિચારો બહુ સ્પષ્ટતાથી ને હિંમતપૂર્વક રજૂ કરતા. પોતાના અંતરાત્માનો અવાજ તેઓ હમેશા પ્રગટ કરતા, અને બીજાઓને પણ તેમ કરવાની સલાહ આપતા. રૂ. ૫ના મોંઘવારીના મામૂલી પ્રશ્ન ઉપર પ્રાથમિક શિક્ષકોનો સાથ લઇ કૉંગ્રેસમાંથી હું બહાર નીકળ્યો; તે પછી અનેક વાર હું તેમને મળતો અને તેઓ મને શુદ્ધ ગાંધીદૃષ્ટિનું માર્ગદર્શન આપતા. મને તેઓ ખૂબ જ પ્રેરણા આપતા.

† ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર
[આચાર્ય, દીવાન-બલ્લુભાઈ માધ્યમિક શાળા; (અમદાવાદ)]

*

## કામનો નિકાલ ઝડપથી કરતા

દાદાસાહેબ માવળંકરનો મને પ્રથમ પરિચય સને ૧૯૩૧ના છેલ્લા માસમાં થયો. વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલ અને ચીનાઈ મૅટરનિટી હૉસ્પિટલની શરૂઆત થઈ તે વખતે તેઓ અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ હતા. દરરોજ સાંજના હું હૉસ્પિટલમા જતો અને તેઓ પણ આવતા. એટલે સુધી કે ન મળ્યા હોઇએ તો એમ થાય કે આજ દાદાસાહેબ ન મળ્યા. જો કે તેવું ભાગ્યે જ બનતું.

તેઓ એક આદમી કરતાં સંસ્થા જેવા હતા. તેમની તે વખતની પણ કામગીરી ઘણી જ રહેતી. પણ જ્યારે મળે ત્યારે એ જ હસતું મુખ અને શાંત મન જોવા મળે. કોઇ વખતે અકળાએલા મેં જોયા નથી. પછી ગમે ત વખત હોય અને ગમે તેવું કામ હોય તો પણ.

કોઈ પણ કામનો જલદી નિકાલ કરવો એ તેમની ખાસિયત હતી. હૉસ્પિટલના કોઈ પણ કામમાં વિચાર કરીશું તેવું કંઈ હતું જ નહિ જે કરવાનું છે તે જરૂરી હોય તો કરવાનુ જ છે એટલે બોર્ડની પરવાનગી મળશે એ આશાએ પણ કામની મજૂરી મળતી, અને તેથી કામ સંબંધી મુશ્કેલી નડતી નહિ.

† મોતીભાઇ દેસાઇભાઈ પટેલ
[જાણીતા સર્જન; કેળવણીકાર; (અમદાવાદ)]

*

## મહારોગનિવારણ માટેની સેવાઓ

દાદાસાહેબની વ્યાપક અને ઉદાર દૃષ્ટિ મારે મન ખૂબ નોંધપાત્ર હતી. રક્તપિત્તિયાઓને રાહત અને સારવાર મળે એ વાત ગાંધીજીને ખૂબ પ્રિય હતી,

અને એ કાર્ય બને તેટલા જોશથી અને સારી રીતે કરવા માટે દાદાસાહેબે ખૂબ જહેમત ઉઠાવી. પહેલી વાત તો એ કે, આ આખું કામ જ બહુ કઠણ સ્વરૂપનું હતું. રક્તપિત્તિયાઓના સંસર્ગમાં આવવાથી આપણને ય મહારોગ થઈ જશે એવો પૂર્વગ્રહ કમભાગ્યે દેશમાં ઘણાખરા લોકોમાં પ્રવર્તતો હતો. મહારોગથી લોકો ગભરાતા હતા, અને એવા રોગથી પીડાતા દુર્ભાગી માણસોને મળવા કરવાનું સહુ ટાળતા. ખ્રિસ્તી મિશનરીઓએ કાંઈક અંશે આ કામ ઉપાડેલું અને સ્વૈચ્છિક ધોરણે રાહતકાર્ય ચાલતું. તે વખતની British Empire Leprosy Leagueની ભારતીય શાખાના ઉપક્રમે પણ થોડું કામ થતું. પરંતુ, ખરો દાખલો બેસાડ્યો મહાત્માજીએ! શ્રી પરચુરે શાસ્ત્રી મહારોગથી પીડાતા હતા એમની શુશ્રૂષા કરવાનું કામ મહાત્માજીએ પોતે ઉપાડી લીધું અને એ રીતે આ માનવતાભર્યા કામની પહેલ કરી. એટલે, ગાંધીજીના પુણ્યસ્મરણમાં જ્યારે આ કાર્ય માટે ફાળો વાપરવાનું સૂચન થયું ત્યારે દાદાસાહેબે તરત એ વાત વધાવી લીધી અને આગ્રહભરી હિમાયત કરતાં એમણે ઉમેર્યું કે આ રોગથી પીડાતા લોકોની આપણા સમાજે પેઢીઓથી અવગણના કરી છે તેમની તરફ આપણે હવે સહાનુભૂતિ ને કાળજી દાખવવી જોઈએ, એવા રોગીઓને રાહત આપવી જોઈએ, અને એમનાં પૂર્વવત્ આરોગ્ય માટે બનતી બધી સેવાઓ કરી છૂટવું જોઈએ. વળી, મહારોગમાં બાળકો ન સપડાય તે માટે ખાસ કાળજી લેવી જોઈએ, અને એ અંગે જરૂરી વ્યવસ્થાતંત્ર ઊભું કરવું જોઈએ એ માટે પણ દાદાસાહેબે પ્રયાસો કર્યા. મહારોગનિવારણના માનવતાભર્યા અને મહાન કામમાં અનેક કાર્યકરોને કામે લગાડીને એમને પ્રેરણા આપતા રહેનાર દાદાસાહેબ માવળંકર પ્રત્યે ઊંડી કૃતજ્ઞતાની ભાવના વ્યક્ત કરવી જોઈએ.

E † **જીવરાજ ના. મહેતા**

[ગુજરાતના માજી મુખ્ય પ્રધાન; બ્રિટનમાંના ભારતીય રાજદૂત; (લંડન)]

*

## લોકશાહી વલણોથી ભરેલું વ્યક્તિત્વ

મને લાગે છે કે દાદા પ્રત્યે હું સવિશેષ આકર્ષાયો તે એમનાં લોકશાહીયુક્ત વલણોને લીધે. 'સામંતશાહી'ને તેઓ ધિક્કારતા. અધિકાર અને અમલદાર વૃત્તિની એમને ચીડ હતી. ભારતમાં આપણે સહુ 'વ્યક્તિપૂજા'માં ઠીક ઠીક રચ્યાપચ્યા રહીએ છીએ. એમાંથી ઘણી વાર, અગર એને લીધે અનિવાર્યપણે, 'એકશાહી' અગર સામંતશાહી જન્મે છે. પાર્લમેન્ટના સ્પીકર તરીકે દાદાને આવાં વલણો સામે ઝઘડવું પડતું—અને તેઓ ઘણી સફળતાથી એવી લડત આપતા. ભારતમાં હવે લોકશાહીયુક્ત પ્રણાલિકાઓ સ્થપાતી જતી લાગે છે એ મહદ્ અંશે દાદાનું સર્જન છે. દાદાનું મન કેવું આધ્યાત્મિક તાજગીભર્યું હતું! એમાં ધાર્મિક માન્યતાઓનું ઢોંગ નહોતું.

E † **અપ્પા પંત**

[મહારાષ્ટ્રમાંના ઔંધ રાજ્યના રાજકુમાર; કેનિયા, ઇન્ડોનેશિયા, સિક્કીમમાંના માજી ભારતીય રાજદૂત: નોર્વેમાંના ભારતીય રાજદૂત; (ઑસ્લો)]

*

## પાર્લમેન્ટની સ્વાયત્તતાના રખેવાળ

પાર્લમેન્ટરી વિનય અને રીતભાત માટે શ્રી માવળંકરને લગની હતી, અને તેઓ મક્કમપણે માનતા કે પાર્લમેન્ટની સુયોગ્ય ભૂમિકા વડે જ લોકશાહી સફળતાથી ચલાવી શકાશે. કાર્યપદ્ધતિના નિયમોનું જીવનસત્ત્વ કેવળ લેખિત પાઠમાં નહિ પણ એની પાછળ રહેલી ભાવનામાં છે એ તેઓ જાણતા હતા. પાર્લમેન્ટના પોતાના સ્વાયત્ત ક્ષેત્રમાં કારોબારતંત્રની દરમિયાનગીરી કદાપિ ન થવી જોઈએ એ વિષે તેઓ આતુર હતા.

Business Advisory Committeeની ઇચ્છાઓની ઉપરવટ જવાનો પ્રયત્ન સરકાર જો કરે તો શ્રી માવળંકર ક્ષણમાત્ર માટે ય તેને સાંખી લેતા નહિ. આ કમિટીમાં બધા પક્ષોના પ્રતિનિધિઓ—નાનાં નાનાં જૂથોના પણ—હતા. શ્રી માવળંકરના નેતૃત્વ નીચે આ કમિટીએ એક સરસ પ્રણાલિકા સ્થાપી અને વિકસાવી કે, સભાગૃહ સમક્ષ આવનારાં વિવિધ કામો માટે સમય ફાળવવાની બાબતમાં જે કાંઈ નિર્ણયો લેવાય તે અચૂક સર્વાનુમતે લેવાએલા હોય.

E † **હિરેન મુકરજી**

[દીર્ઘકાળથી લોકસભાના સભ્ય; સામ્યવાદી નેતા; (કલકત્તા)]

*

## રમૂજી સ્વભાવ

અમદાવાદમાં એક વખત બ્રિટિશ પાર્લમેન્ટના સભ્ય, ઘણું કરીને લાર્ડ સ્ટન્સગેટ, આવેલા અને માવળં-કરે તેમને પાર્ટી આપેલી તેમાં હું નિમંત્રિત હતો. સમારંભોની પદ્ધતિ અનુસાર જ્યારે મહેમાનને લઈ આમંત્રિતોને introduce કરવા માવળંકર અમારી પાસે આવ્યા ત્યારે મારી introduction કરેલી તે રમૂજી હતી તેથી યાદ રહી છે. તેમણે કહ્યું : "Mr. Vamanrao Dholakia, a leading lawyer and my contemporary when I was practising and one whom I feared the most when pitted as an opponent." બધાએ જ મુક્ત હાસ્ય કર્યું. આવો અમારો અંગત સંબંધ હતો.

† વામનરાવ રતનલાલ ધોળકિયા

[બુઝર્ગ વકીલ; અધ્યક્ષ, ગુજરાત ક્લબ; (અમદાવાદ)]

*

## દાદાસાહેબની કદરદાની

દાદાસાહેબ ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ-ના પ્રમુખ ચૂંટાયા અને લગભગ ૨૦ વર્ષ સુધી એના પ્રમુખ રહ્યા તે દરમિયાન એમની સાથે નિકટમાં આવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. એ પ્રસંગ–પરિચયમાંથી દાદાસાહેબની જે મૂર્તિ નજર સમક્ષ ઊપસી આવે છે તે વત્સલતાની, સૌજન્યની, ચોકસાઈની, સુઘડતાની, સૂઝની અને બુદ્ધિમત્તાની

દાદાસાહેબ સોસાયટીના પ્રમુખ ચૂંટાયા ત્યારે એ મુંબાઈ ધારાસભાના સ્પીકર હતા. સ્વાતંત્ર્ય બાદ એ મધ્યસ્થ લોકસભાના સ્પીકર બન્યા. આ ઉપરાંત કસ્તુરબા ટ્રસ્ટ, મહાત્મા ગાંધી ટ્રસ્ટ જેવા અખિલ ભારતીય ટ્રસ્ટોનો વહીવટ સંભાળતા હોવા છતાં સંસ્થા અંગે એમને નાની મોટી જે કાંઈ વાત પૂછીએ કે વિનંતી કરીએ તેનો પ્રત્યુત્તર મળે જ મળે.

બીજા વિશ્વયુદ્ધ બાદ કાગળની ઘણી ભારે તંગી, અને કાળા બજાર સિવાય કાગળ પ્રાપ્ત કરવા લગભગ દુર્લભ હતા. સંસ્થાના હિસાબમાં કાળા બજારની આ પદ્ધતિને દાખલ કરવી અનુચિત હતી. સોસાયટી તરફથી પ્રગટ થતા 'બાલમિત્ર' માસિક માટે કાગળ મેળવવાની ભારે મૂંઝવણ હતી. છેલ્લા ઉપાય તરીકે અમને થયું કે દાદાસાહેબને દિલ્હીમાં એવી વિનંતી કરતો પત્ર લખીએ કે સંસ્થાના પ્રમુખ તરીકે એ ટીટાગર પેપર મિલ્સને 'બાલમિત્ર' માટે કાગળ આપવા લખે. પત્ર લખ્યો છતાં મનમાં ઝાઝી આશા ન હતી. દાદાસાહેબે તરત ને તરત સંસ્થાનું કાર્ય, એની કાર્યપ્રણાલી, 'બાલમિત્ર' અંગે માહિતી આપતો પત્ર લખી પોતે એ સંસ્થાના પ્રમુખ છે એનો પોતાને કેટલો આનંદ છે તે પણ વ્યક્ત કર્યો અને કાગળ માટે વિનંતી કરી. આ પત્રની નકલ એમણે મને મોકલાવી ત્યારે સંસ્થાના કાર્ય માટે એમના દિલમાં કેટલો પ્રેમભાવ હતો તેનો ખ્યાલ આવ્યો અને આજે એમનું સ્મરણ કરતાં હૃદય ગદગદિત થાય છે. કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે કે ટીટાગર પેપર મિલ્સ તરફથી એમની વિનંતી સ્વીકાર્ય બનતાં સંસ્થાને તથા 'બાલમિત્ર'ને એક અણછાજતી પરિસ્થિતિમાંથી એમણે ઉગારી લીધા.

† ઇશ્વરભાઈ પટેલ

[વાઇસ ચાન્સેલર, સરદાર વલ્લભભાઇ વિદ્યાપીઠ; (વલ્લભ વિદ્યાનગર)]

*

## માનવીય મહત્તાનું દર્શન

અલિયાબાડામા અમે સને ૧૯૫૩માં સંસ્થાઓ શરૂ કરી તે પછી એક વખત મને જામનગર સ્ટેશનેથી સંદેશો મળ્યો કે દાદાસાહેબ અમુક ગાડીમાં અલિયાબાડાથી પસાર થવાના છે અને મારે એમને સ્ટેશને મળવું. હું સ્ટેશને ગયો. અહીં તો ગાડી બે એક મિનિટ જ થોભે. પણ એ તરત જ ડબામાંથી બહાર આવ્યા અને મારી સાથે વાત કરી: 'હું દ્વારકા ગયો હતો. મારે તમારી સંસ્થા જોવી હતી. સંસ્થા કેમ ચાલે છે?' વગેરે, બહુ જ માયાળુપણે, એમણે મારી સાથે વાતચીત કરી, બેને બદલે અમે પાંચેક મિનિટ સુધી વાતો કરી શકયા. એમણે તો એમ ગોઠવ્યું હતું કે મારે એમને જામનગર સ્ટેશને મળવું અને ત્યાંથી અલિયાબાડા સુધી એમની સાથે આવવું, પણ સંદેશાના ગોટાળાને લીધે એમ બની ન શક્યું.

મને એમ થયું કે આટલા મોટા માણસ આવી બાબતને ખાસ યાદ રાખીને કેવી કોમળ લાગણી બતાવે

છે) માનવીય મહત્તાનું મને ત્યારે દર્શન થયું. આજે પણ આ પ્રસંગને યાદ કરીને હું ધન્યતા અનુભવું છું.

† ડોલરરાય માંકડ

[સમર્થ વિવેચક અને કેળવણીકાર; (અલિયાબાડા, સૌરાષ્ટ્ર)]

*

## હૉસ્પિતાલો માટેની નોંધપાત્ર સેવાઓ

સને ૧૯૩૧ના ડિસેમ્બરની ૧૩મી તારીખે સરદાર વલ્લભભાઈ પટેલના શુભ હસ્તે શેઠ વાડીલાલ સારાભાઈ જનરલ હૉસ્પિટલ અને શેઠ ચિનાઈ પ્રસૂતિ હૉસ્પિટલની શરૂઆત થઈ તે વખતે અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખસ્થાને દાદાસાહેબ હતા અને હોદ્દાની રૂએ તેઓ આ સંસ્થાના વ્યવસ્થાપક મંડળના અધ્યક્ષ હતા. મારે દાતાના પ્રતિનિધિ—સભ્ય તરીકે હૉસ્પિટલની આંતરિક વ્યવસ્થા વાસ્તે તેમના સંપર્કમાં અવારનવાર આવવાનું થતું. એમની કાર્યદક્ષતા, કુશળતા, કુનેહ, સરળતા અને સહકારની ભાવનાથી હું ઘણો પ્રભાવિત થએલો. અને, અતિશયોક્તિ ન કરું છતાં પણ, મારે કહેવું જ જોઈએ કે આ હૉસ્પિટલની શરૂઆતની કાર્યવાહીમાં દાદાસાહેબે ચીવટપૂર્વક ઊંડો રસ લીધો અને આ સંસ્થાની જે ઉન્નતિ દેખાય છે તે તેમને આભારી છે.

† રમણલાલ ભોગીલાલ ચીનાઈ

[શ્રીમંત અને દાતા; (અમદાવાદ તથા મુંબાઈ)]

*

## સર્વમાન્ય 'દાદાસાહેબ'ની આવડત

મુ. દાદાસાહેબ એટલે 'ચીવટ'—ઘણાને 'ચીકાશ' લાગે એવી 'ચીવટ'—શાંતિ, માનસિક સ્વસ્થતા, કુશાગ્ર બુદ્ધિ, બાળકો સાથે બાળક થઈ નિર્દોષ આનંદ કરવો અને યુવાનોની સાથે યુવાનોમાં યુવાવસ્થાનો ઉત્સાહ પ્રેરવો, નવીનોની સાથે નવીન અને જૂનાઓની સાથે જૂના. આ એમની અદ્‌ભુત આવડત. આથી જ એ અમદાવાદમાં સર્વમાન્ય 'દાદાસાહેબ' થઇ રહેલા. હા, શહેરમાં અમુક લોકો હતા જે એમનો તેજદ્વેષ કરતા; પણ એ અમુક જ વિભાગના લોકો, જેનો દ્વેષ ઉઘાડો પડી ગએલો અને તેથી આખરે નિરર્થક નીવડેલો.

દાદાસાહેબને ચાલવાની ખૂબ જ—જોનાર થાકી જાય પણ એ થાકે નહિ—એવી ટેવ હતી. હું એક વાર ફૂટપટ્ટી લઈને એમની પાસે ગયો અને મેં એમની ઊંચાઈ માપવા માંડી. એ પૂછે કે, 'આ શું કરો છો?' મેં કહ્યું કે, 'તમે કેટલા ઘસાઈને નીચા થયા એ હું માપું છું.' એમને આથી ખૂબ જ હસવું આવ્યું.

દાદાસાહેબને એમનું પોણિયું સૂંથણું અને ઉઘાડા શરીરે જોવાની પણ એક મજા હતી. હિંદુ, મુસલમાન, પારસી, યુરોપિયન કે ગમે તે એમને ત્યાં એમની સલાહ લેવા આવે ત્યારે એ આ સ્વરૂપે જ મળતા—દર્શન આપતા. ઘણી વાર તો એમને સૂંઠ લગાવી હોય તો ગણેશ જ મૂર્તિમંત બેઠા છે એમ લાગતું!

† ચૈતન્યપ્રસાદ મોતીલાલ દીવાનજી

[માનાર્હ મંત્રી, ગુજરાત સાહિત્ય સભા; (અમદાવાદ)]

*

## સામાજિક મંડળોના સક્રિય સલાહકાર

અમારી બહેરા-મૂંગાની શાળાની વ્યવસ્થાપક કમિટીના દાદાસાહેબ એક સભ્ય હતા, અને સંસ્થા માટે જ્યારે જ્યારે તેમની દોરવણીની જરૂર પડતી ત્યારે ત્યારે તે હંમેશાં દોરવણી આપતા. મને ખયાલ છે ત્યાં સુધી બહેરા મૂંગાની શાળાને માટે સરકાર મારફત જમીન ઍક્વાયર કરવાનો પ્રસંગ ઊભો થએલો અને તપાસ કરતાં લાગ્યું કે સોસાયટીઝ રજિસ્ટ્રેશન ઍક્ટ મુજબ સંસ્થા રજિસ્ટર થએલી નહિ હોઈ જમીન મેળવવામાં અડચણો ઊભી થાય. આ ખયાલ દાદાસાહેબને આવ્યો અને તેમણે બહેરા-મૂંગાની શાળા માટે એક નાનું બંધારણ તૈયાર કરી આપી સંસ્થાને સોસાયટીમાં ફેરવવા જે કાંઈ દોરવણી આપવાની જરૂર પડી તે તેમણે આપેલી. વળી, બહેરા-મૂંગાની શાળાનાં મકાનોનાં ખાતમુહૂર્ત માટે તેમજ સને ૧૯૩૦માં તેના ઉદ્‌ઘાટન વખતે મહાત્મા ગાંધીજીને હસ્તે આ કાર્ય થાય તેમ તેમને લાગ્યું અને તેમણે મહાત્માજીને આ લોકોપયોગી કાર્ય કરતી સંસ્થાનું ઉદ્‌ઘાટન કરવા વિનંતી કરેલી અને તેમના શુભ પ્રવાસથી મહાત્માજીના શુભ હસ્તે શાળાના મકાનનું ખાત મુહૂર્ત સને ૧૯૨૮માં થએલ, અને સને ૧૯૩૦માં તેમના જ વરદ હસ્તે બહેરા-મૂંગાની શાળાના મકાનનું ઉદ્‌ઘાટન કરવામાં આવેલું. આ પછી જ્યારે દાદાસાહેબ લોકસભાના અધ્યક્ષ તરીકે હતા તે અરસામાં પણ

શાળાના કામકાજ માટે મારે ઘણી વખત મળવાનું રહેતું. આમાં એક પ્રસંગ મને યાદ છે તે એ કે અમારા જેવી જાહેર ધર્માદા સંસ્થાઓને જે લોકો દાન આપે છે તેમને ઈન્કમ ટૅક્સમાથી મુક્તિ અપાવવાનો. આ અંગે ઈન્કમ ટૅકસના કાયદામાં યોગ્ય સુધારો કરાવવા દાદાસાહેબે પોતાનું બનતું કરેલું અને તેમના જ પ્રયત્નથી ઈન્કમ ટૅકસના કાયદામાં સુધારો થયો, અને જે ગૃહસ્થો અમારા જેવી સંસ્થાઓને મદદ આપે તેમને તે રકમ ઉપર ટૅકસ આપવો ના પડે. આનું પરિણામ સારું આવ્યું, અને આવી સંસ્થાઓને મદદ કરવાની જનતાની ઉત્કંઠા વધી. ઉપરાંત, સંસ્થાઓને પણ નાણાંકીય મુશ્કેલીઓમાંથી અમુક અંશે રાહત મળવા માંડી.

† પાંડુરાવ દેસાઇ

[માનાર્હ મંત્રી, બહેરા-મૂંગાની શાળા; (અમદાવાદ)]

*

## ન્યાયપ્રિય અને સિદ્ધાંતવાદી

દાદાસાહેબ ખૂબ ન્યાયપ્રિય અને સિદ્ધાંતવાદી હતા. મને પોતાને તેમની ન્યાયપ્રિયતાનો એક અનુભવ થએલો જે જણાવવાનો લોભ રોકી શકતો નથી. તેઓ મ્યુનિસિપાલિટીની સ્ટૅન્ડિંગ કમિટીના ચેરમેન હતા તે વખતની આ વાત છે. રતનપોળમાં સરિયામ રસ્તા ઉપર મારું મકાન હતું. રસ્તો પહોળો કરવા માટે મારા મકાનનો અમુક ભાગ લાઈનદોરીમા જતો હતો. મારે જ્યારે સદરહુ મકાન રીપેર કરાવવાનું થયું ત્યારે મેં મ્યુનિસિપાલિટીની રજા માગી કે મને લાઈનદોરીમાં જતા ભાગને છોડીને બાકીના ભાગમાં મકાન રીપેર કરાવવાની રજા આપો. મ્યુનિસિપાલટીની જોડે વાટાઘાટ કરીને અંતે અમે એવા નિર્ણય ઉપર આવેલા કે અમારે સેવરન્સ ચાર્જ જતો કરવો અને તે શરતે અમને મ્યુનિસિપાલિટી મકાન રીપેર કરવાની મંજૂરી આપશે. એક રૂપિયાના સ્ટૅમ્પ પેપર ઉપર લખાણ વગેરે જે કરવાનું હતું તે બધું નક્કી થયા પછી રૂબરૂ મૌખિક પરવાનગી પણ કામ ચાલુ કરવા માટે અપાએલી અને તે રીતે કામ શરૂ કરાવેલું. તે દરમિયાન એકાએક એક દિવસ અમારા ઉપર મ્યુનિસિપાલિટીનો મનાઈ હુકમ આવ્યો કે તમારે કામ તાત્કાલિક બંધ કરવું. કોઈક વિઘ્નસંતોષીએ ગચ્ચું નાખેલું અને લખાણ ઉપર સહીસિક્કા નહિ થએલા તે ઉપરથી આ પ્રમાણે બન્યું. આ સમગ્ર વાત તે વખતના સ્ટૅન્ડિંગ કમિટીના ચેરમેન દાદાસાહેબ સમક્ષ મેં મૂકી અને તેમને બધી વિગતથી વાકેફ કર્યા. દાદાસાહેબે તરત જ ખાતાવાળા માણસને મારી રૂબરૂ બોલાવીને કહ્યું કે આ પ્રમાણે લોકોને તમે ખોટી રીતે હેરાન કરો, તે બરોબર નથી. આપણી કસૂરે સામાવાળાને મુશ્કેલીમાં મૂકો અને ઉપરથી ફરિયાદ કરો તે કયાંનો ન્યાય? એક વસ્તુની ચોખવટ કરી લઉં કે દાદાસાહેબ સાથે તે વખતે મારે ખાસ પરિચય નહોતો. મને કોઈકે સૂચન કરેલું કે તમારો કેસ દાદાસાહેબને સમજાવો, તેમને ખાતરી થશે કે તમારી કોઈ કસૂર નથી અને મ્યુનિસિપાલિટીના તંત્રને લીધે ખોટી હેરાનગતિ થઈ છે તો તે તરત જ તેનો નિકાલ લાવી આપશે.

† નરેન્દ્રભાઈ લાલભાઈ શેઠ

[શેર બ્રોકર, વેપારી; 'ઓરીએન્ટ કલબ'ના એક પ્રણેતા; (અમદાવાદ)]

*

## રાષ્ટ્રીય એકાત્મતાના સ્તંભ

દાદાસાહેબના જીવનના અનેક પ્રસંગોમાં તેમણે પોતે ગુજરાતી નથી એમ લાગવા દીધું નથી. ગુજરાતી ભાષા તેઓને એટલી સાધી હતી કે તેમના બોલવાની રીતમાં પણ મહારાષ્ટ્રની છાંટ સુદ્ધા દેખાતી નહિ.

આજે જ્યારે ગુજરાત મહારાષ્ટ્ર જુદા પ્રદેશો થયા છે અને બીજા પ્રદેશો જુદાઈનાં સ્વપ્નાં સેવે છે ત્યારે દાદાસાહેબના જીવનની સુવાસ રાષ્ટ્રીય એકાત્મતાની ભાવના તરફ આપણા સૌને આંગળી ચીંધે છે, અને આ ભાવનાના એક અજોડ નમૂના તરીકે ઇતિહાસમાં તેઓ આપણી સામે રજૂ થાય છે.

† લક્ષ્મીદાસ શ્રીકાંત

[ઉપાધ્યક્ષ, ભારતીય આદિમજાતિ સેવક સંઘ; (દિલ્હી)]

*

## અનુકરણીય સ્વભાવ અને જીવન

માવળંકરદાદાના સ્વભાવની બહાર તરી આવતી લાક્ષણિકતા તે એમનો મીઠો અને વિનોદી સ્વભાવ. કદાચ તેમના આ સ્વભાવને કારણે ઘણા લોકો પ્રસંગે પ્રસંગે તેમને યાદ કરતા હશે. એમના ઠપકામાં ય મીઠાશ, અને બીજા જે 'કડવું સત્ય' કહેતા તે જ તેમની જીભે

'મીઠું સત્ય' વધુ અસરકારક રીતે કહેવાતું. નવા લોકનેતાઓએ શીખવા જેવું એમનામાં ઘણું હતું. એમનું જીવન, એમની કાર્યદક્ષતા, બુદ્ધિચાતુર્ય અને રમૂજી સ્વભાવના ગુણો એ નવી પેઢી માટે વારસા જેવું છે.

હિતેન્દ્રભાઈ દેસાઈ
[મુખ્ય પ્રધાન, ગુજરાત રાજ્ય; (અમદાવાદ)]

*

## ફરવા સાથે માર્ગદર્શન

દાદાસાહેબનાં અનેક રોકાણોને લીધે કોઈ પણ બાબતની ચર્ચા કરવા માટે તેમના સવારના ફરવાના સમયમાં સાથી થઈ જઈએ એટલે તેમની અનુકૂળતા જળવાય. ફરતાં ફરતાં તેઓ આપણા પ્રશ્નોની ચર્ચા કરે, માર્ગદર્શન આપે. સાથે સાથે સામાજિક અને રાજકીય ક્ષેત્રે કામ કરવામાં કેવી કઠનાઈઓ હોય છે, અને કેટલીક વાર આપણી સાથેના જ કાર્યકર્તાઓ કેવી મુશ્કેલીઓ ઊભી કરતા હોય છે એનો ખયાલ આપે. એ સાંભળી અમને પણ અમારી મુશ્કેલીઓ સાવ નજીવી છે એમ જ લાગતું.

† ત્રિકમલાલ મહાસુખરામ
[જાણીતા વેપારી અને સમાજસેવક; (અમદાવાદ અને મુંબાઈ)]

*

## જાહેર કામને અગ્રસ્થાન આપતા

એક વખત વિદ્યાપીઠના કામના અંગે મ્યુનિસિપલ સ્કૂલબોર્ડમાં મને જવાની દાદાસાહેબે સૂચના કરેલી. બે ત્રણ વખત હું ગયો પણ મને વખત અપાએલો નહિં. થોડા દિવસ બાદ સ્કૂલબોર્ડના ચેરમેન પણ હાજર હતા તેવા એક સ્થળે શ્રી દાદાસાહેબને મારે મળવાનું થયું. એમણે તરત જ સવાલ પૂછ્યો કે પેલા કામનું શું થયું? મેં જણાવ્યું કે મને વખત અપાયો નથી. મને લઈને તરત જ તે ચેરમેન પાસે ગયા અને તેમને કહ્યું કે વિદ્યાપીઠને કામને તમારે અગ્રસ્થાન આપવું ઘટે કારણ કે એના માણસો એ જાહેર સેવકો હોઈ એમના કામમાં વિક્ષેપ ન પડે એ જોવાની આપણી સૌની ફરજ છે. મારું કામ તરત જ એટલે કે બીજે દિવસે થઈ ગયું.

† જેઠાલાલ ગાંધી
[આસિસ્ટંટ સેક્રેટરી, ગુજરાત વિધાસભા; (અમદાવાદ)]

*

## ઋષિહૃદય મહાનુભાવ

અમો અધ્યાપકો અને નાના સેવકો એક પ્રકારનું ગૌરવ લેતા થયા કે માનનીય દાદાસાહેબ અમારા છે, અમે એમના આત્મીય છીએ. અમારામાં સેવ્ય-સેવક ભાવની છાયા સુદ્ધાં એમણે પ્રવેશવા દીધી નહોતી. આજે આપણને કેટલી ય વાર એવો અનુભવ કરવો પડે છે કે મોટરમાં ઉચ્ચ દરજ્જાનો માણસ બેઠો હોય અને થોડા પણ ઊતરતા દરજ્જાના માણસને પણ એમની સાથે એ જ મોટરમાં જવાનું હોય તો અંદરની બાજુ ખાલી જગા હશે તો યે સાથેનાને આગલી બેઠકમાં ડ્રાઇવરની નજીક બેસવાનું તે ઇચ્છશે. માનનીય દાદાસાહેબને આવો કક્ષા ભેદ ઇષ્ટ જ નહોતો. આપણે વિવેક કરીએ તો કહે કે નજીક હો તો વાત કરવાનું ફાવે. આ કયા પ્રકારની મહાનુભાવતા હતી એ નાના મગજથી સમજી શકાવું મુશ્કેલ છે.

† કેશવરામ કાશીરામ શાસ્ત્રી
[ગુજરાતીના અધ્યાપક, સાક્ષર અને વ્યાકરણકાર; (અમદાવાદ)]

*

## સાબરમતી જેલમાંનાં સંસ્મરણો

દાદાસાહેબ સાથેનો મારો સંબંધ સમયની દૃષ્ટિએ અને નિકટતાની દૃષ્ટિએ હું ત્રણ ભાગમાં વહેંચી શકું. પહેલો ભાગ, જ્યારે એ અમદાવાદ મ્યુનિસિપાલિટીના સભ્ય હતા અને હું મ્યુનિસિપાલિટીનો નોકર હતો તે; બીજો ભાગ સને ૧૯૪૨-૪૩ની લડત વખતે અમે બંને સાબરમતી જેલમાં હતા તે; અને ત્રીજો ભાગ સને ૧૯૫૪ અને ત્યાર પછીનો સમય, જ્યારે એ ગાંધી-સ્મારક નિધિના અને સાબરમતી આશ્રમ સુરક્ષા અને સ્મારક ટ્રસ્ટના પ્રમુખ હતા અને હું સાબરમતી આશ્રમ સંગ્રહાલયના નિયામક સ્થાને હતો. આમાંથી બીજા ભાગ વિષેનાં થોડાંક સ્મરણો આ લેખમાં આપું છું.

× × ×

કાગળો વખતસર જાય અને વખતસર આવે એ જોઈતું હતું; અને એ થવા માંડ્યું એટલે આની સામે વિરોધ નહોતો.

અને જેઓ આ કામ કરતા હતા તેમના મનમાં પણ, બીજા ભાઈબહેનોને પત્રવ્યવહારની બાબતમાં સુગમતા મળે એ જ હેતુ હતો. બીજો કોઈ હેતુ નહોતો.

આ વ્યવસ્થા માટેનો સઘળો યશ દાદાસાહેબને ફાળે જાય છે.

× × ×

જે એક ખાસ રચનાત્મક કાર્ય દાદાસાહેબને લીધે થયું તે, 'અમદાવાદ મ્યુનિસિપાલિટીનો રાષ્ટ્રીય ચળવળમાં ફાળો' નામનું પુસ્તક તૈયાર થયું તે હતું. આ પુસ્તકની રૂપરેખા અને એમાંના પ્રસંગોનાં ટાંચણો એમણે આ જેલવાસ દરમિયાન કર્યાં-કરાવ્યાં.

× × ×

અમદાવાદ મ્યુનિસિપાલિટીના નોકરોએ આ લડતમાં ઝંપલાવ્યું એનાથી એમને બહુ આનંદ અને સંતોષ થયો હતો. આ નોકરોને સરકારે જેલમાં પૂર્યા એટલું જ નહિ પણ એમને નોકરીમાંથી રુખસદ આપી અને એમનાં હજારો રૂપિયાનાં પ્રૉવિડન્ટ ફન્ડ જપ્ત કર્યાં. જ્યારે આ સમાચાર આવ્યા ત્યારે એ બોલ્યા: 'આ જાતનો ભોગ એળે જતો નથી. હિંદના આખા પ્રશ્નનું સમાધાન થાય ત્યારે આનું સમાધાન થશે. કદાચ સમાધાન ન પણ થાય અને લડાઈનો (વિશ્વયુદ્ધનો) અંત આવે પછી જ બધું ઠેકાણે પડે. પણ મને તો એમ થાય છે કે જરૂર પડ્યે હું તો સ્પીકરપદનું રાજીનામું આપી મ્યુનિસિપાલિટીમાં આવું અને જેમણે જેમણે સહન કર્યું છે તેમને યોગ્ય ફળ આપું.' બીજી વખત બોલ્યા: 'મને તો થાય છે કે સરદારને (વલ્લભભાઈને) કહી દઉં કે મારે મુંબાઈ ધારાસભાનુ સ્પીકરપણુ નથી જોઈતું. હું મ્યુનિસિપાલિટી સંભાળીશ.'

× × ×

દાદાસાહેબ સૌના સુખ-દુઃખના સાથી હતા. રાજકીય કેદીઓમાં એક ભાઈ હતા. એમનાં લગ્ન થયાં હતાં પણ એમની પત્નીને સાસરે વળાવ્યાં નહોતાં. જેલ જતાં પહેલાં એમનાં પત્ની, બધાંની જાણ બહાર મળ્યાં અને બાઈને દિવસો રહ્યા. બાઈના માબાપ અને ભાઈનાં માબાપ, સૌ બાઈ પર ફિટકાર વરસાવવા લાગ્યાં. પત્નીએ પતિને સમાચાર લખ્યા. પતિએ ખુલાસાવાર બધાને કાગળો લખ્યા અને જણાવ્યું: 'એ બાળક મારું છે'. પણ કોઈ માને નહિ. છેવટે દાદાસાહેબની સૂચનાથી, ભાઈ અને એમનાં સગાંને જેલની ઑફિસમાં મળવાની ગોઠવણ થઈ, બધા ખુલાસા થયા અને સૌના મનનું સમાધાન થયું.

× × ×

જેલમાં સ્ત્રીઓ પણ હતી—રાજદ્વારી કેદીઓ. એક દિવસ દાદાસાહેબનાં પત્ની (સુશીલાબહેન) પણ પકડાઈને આવ્યાં. દાદાસાહેબ કહે, 'મારી જિંદગીમાં આ એક મોટામાં મોટી નવાઈ છે.'

એમનાં પત્ની તો પછીથી આવેલાં, પણ સ્ત્રીઓના વિભાગમાં એ પહેલાં પણ ઘણી બહેનો હતી, જેમને દાદાસાહેબ ઓળખતા હતા. અઠવાડિયામાં એકાદ દિવસ દાદાસાહેબ જેલઅધિકારીની સંમતિથી અને રૂબરૂમાં ત્યાં જતા અને સૌના ખબરઅંતર પૂછતા. બીજા ભાઈઓ જેમના નજીકનાં સગાં આ વિભાગમાં હતાં તેમને પણ આવી છૂટ મળતી.

× × ×

દાદાસાહેબ જેલના અધિકારીઓને પણ જરૂર પડ્યે દબડાવવામાં બાકી રાખતા નહિ. એ લોકો, કાં તો રાજદ્વારી કેદીઓમાં તડાં પડાવવા કે પછી એમને પણ કાંઈક 'દક્ષિણા' મળતી હશે એ કારણે કેટલીક વખતે એવી રીતે વર્તતા કે જેથી, અમુક વ્યક્તિઓ તરફનો એમનો પક્ષપાત જણાઈ આવે. આવું ઘણી બાબતોમાં બનતું પણ દાદાસાહેબ નિભાવી લેતા. પણ એક પ્રસંગ જરા ગંભીર બન્યો. દૂધની અછત હતી એટલે જેલવાળાઓએ અમુકને બહારથી દૂધ મંગાવી આપ્યું, દાદાસાહેબે એમને ખખડાવ્યા. 'તમે તમારા આવા વર્તનથી જેલમાં ધમાલ મચાવશો, અને એમ થશે તો નથી તમારું ભલું અને નથી અમારું ભલું. તમે એમ ન માનશો કે આ બીજા બધા તમને ફરિયાદ નથી કરતા તે, તમારા વહીવટથી તેઓ સંતુષ્ટ છે માટે. એ લોકો અમારા લીધે ફરિયાદ કરતા નથી. અને જે દિવસે અમે એમને છૂટા મૂકી દઈશું તે દિવસે તમને એ ભારે પડશે...બધા કહે છે કે

જેલનું તંત્ર સાંચિયું છે…બધાંને ઘેર કરડિયા જાય છે. હું એ નથી માનતો…પણ હવે મને લાગે છે કે એવું કાંઈક હશે.'

× × ×

જેલમાં છૂટછાટો મેળવવાની નીતિ બે પ્રકારની હતી. એક નીતિના પક્ષકારો એમ કહેતા કે, 'જેલવાળાઓ અમે કહીએ તેમ કરવાની કેમ ના પાડે?' બીજી નીતિના પક્ષકારો કહેતા, 'જેલવાળાને જે નિયમોને આધીન રહીને કામ કરવાનું છે તેમાંથી જેટલી છૂટો મળી શકે તેટલી મેળવવી, પણ ઝઘડો ન કરવો.' દાદાસાહેબ આ બીજા વર્ગના હતા. એટલે અમુકને એ, મોળા, વિનીત અને કદાચ ડરપોક પણ લાગ્યા હશે. પણ જ્યારે વાત ફૂટી કે દાદાસાહેબને છોડવાના છે ત્યારે એ સમાચારે બધાંને—જેલ-અધિકારી સુદ્ધાંતને–વિચાર કરતા કરી મૂકયા. જેલના સમગ્ર જીવનમાં દાદાસાહેબ ઓતપ્રોત થઈ ગયા હતા. એમના વિના બધાં અંગો વિખૂટાં પડી જવાનો ડર હતો. જેલ-અધિકારી પણ એમને કહે, 'તમે રહો એમ તો હું કહેતો નથી—તમે છૂટો એમાં હું રાજી છું,—પણ તમે નહિ હો ત્યારે અહીંનું શું?'

× × ×

દાદાસાહેબના સહવાસમાંની એક અણગમતી વાત પણ અહીં જણાવી દઉં. એ એક મોટા મોભાદાર વ્યક્તિ, એટલે એમની હાજરીની અસર–સારી અને (મારી દૃષ્ટિએ) નરસી, બંને પ્રકારની–પડે…–અમારા યાર્ડમાં પ્રાર્થનાનો, જમવાનો વગેરેનો સમય એમની અનુકૂળતા ઉપર આધાર રાખતો. શિયાળામાં સૂર્ય મોડો ઊગે એટલે પ્રાર્થના સવારે સાડાનવ વાગ્યે થાય (અને એ વખતે પણ 'પ્રાતઃસ્મરામિ'થી શરૂ થાય!), અને સાંજે જમવાનું સાડાસાત વાગ્યે થાય. ઉનાળો હોય તો પ્રાર્થના સવારે પોણાઆઠ વાગ્યે થાય અને સાંજનું જમવાનું રાત્રે પોણાનવ વાગ્યે થાય. શિયાળામાં સૂર્ય મોડો ઊગે એટલે પ્રાર્થનાનો સમય મોડો અને વહેલો આથમે એટલે સાંજનું જમવાનું વહેલું. ઉનાળામાં સૂર્ય વહેલો ઊગે એટલે પ્રાર્થનાનો સમય વહેલો અને મોડો આથમે એટલે જમવાનું મોડું! આ કાંઈ સમજાતું નહોતું. દિવસ લાંબો-ટૂંકો થાય તેથી કાંઈ કલાક તો લાંબા-ટૂંકા ન જ થાય. નિયમિત રહેનારને મુશ્કેલી પડતી. પણ એ તો નિભાવી લેવું પડતું.

**ચંદુલાલ ભગુભાઈ દલાલ**

[નિવૃત્ત મ્યુનિસિપલ ચીફ ઑડિટર; ગાંધી સાહિત્યકાર, અને સંપાદક: 'મહાદેવભાઈની ડાયરી'; (અમદાવાદ)]

*

## વાતોના રસિયા

દાદાસાહેબ પાસે વાતોના વિષયો ખૂટતા નહિ. એમના જાહેર જીવનનાં, મુંબાઈ ધારાસભાના સ્પીકર તરીકેના, અમદાવાદ મ્યુ. કૉર્પોરેશનના અને જુદી જુદી વ્યક્તિઓ સાથેના પ્રસંગોના અનુભવોની વાતો પણ ખૂબ નિખાલસતાથી કરતા અને ત્યારે ઘણું નવું નવું જાણવાનું મળતું. આમ તો તેઓ ઉંમરે, અનુભવે અને દરજ્જાથી બધી રીતે અમારા વડીલ હતા. પરંતુ વડીલપણું એમના વર્તનમાં દેખાતું નહિ. સાથી કાર્યકર્તા હોય એટલી સરળતાથી તેઓ વાત કરતા અને સાંભળતા. સ્વભાવનું આ લક્ષણ બહુ ઓછા આગેવાનોમાં હોય છે.

**જ્યોત્સ્નાબેન શુક્લ**

[તંત્રી–'પ્રતાપ'; (સૂરત)]

*

## ઉત્તમ કોટીના વહીવટકાર

ગુજરાતનાં જાહેર જીવનમાં કેટલીક અસાધારણ વ્યક્તિઓ હંમેશની છાપ મૂકી ગઈ છે, તે પૈકી પૂ. દાદાસાહેબ માવળંકર એક છે.

સુધરાઈનું કામ જે જવાબદારીથી એમણે ઉપાડયું અને આજના અમદાવાદનો જે સુદૃઢ પાયો એમણે નાખ્યો તે ચિરસ્મરણીય રહેશે. કાર્યદક્ષ, કાબેલિયતભર્યો અને કરકસરિયો વહીવટ એમણે વર્ષો સુધી કરી બતાવ્યો છે. પોતે એક ઉત્તમ કોટીના વહીવટકાર હોવાને કારણે વહીવટી શિથિલતા વગેરે એમને ઘણાં કઠતાં હતાં. તેથી જ વખતોવખત શુદ્ધ અને સુંદર વહીવટ વિષેની એમની આકાંક્ષા તેઓ વારંવાર વ્યક્ત કરતા.

પૂ. દાદાસાહેબનું વ્યક્તિગત જીવન સાદગીભર્યું, શ્રમનિષ્ઠ, કર્તવ્યપરાયણ અને સિદ્ધાંતી હતું. પૂ. બાપુજીના વિચારોને દૃષ્ટિ સમક્ષ રાખીને તેને બંધબેસે એવું જીવન ઘડવાની એમની સતત મથામણ હતી એવી છાપ મને

'હિંદ છોડો'ની ચળવળના પરિણામે જે મુખ્ય મુખ્ય વ્યક્તિઓને એ વખતની બ્રિટિશ સરકારે જેલમાં ધકેલી દીધી તેમાંની એક વ્યક્તિ દાદાસાહેબ હતા. અમદાવાદ મ્યુનિસિપાલિટીના નોકરોએ પણ પોતાની મેળે—કોઈના દોરવ્યા વિના—આ લડતમાં ઝંપલાવ્યું; અને પરિણામે મારા બીજા સહકાર્યકર્તાઓ સાથે મને પણ જેલવાસ મળ્યો. પ્રથમ હું અલગ બૅરેકમાં હતો પણ પાછળથી દાદાસાહેબની સાથે રહેવાનું થયું હતું. અલગ બૅરેકમાં હતો ત્યારે પણ એક યા બીજા કામે જેલ-અધિકારીઓની સંમતિ અને ઇચ્છાથી દાદાસાહેબને મળવાનું થતું.

આ સમય દરમિયાન એમનામાં જે એક ગુણ મારા જોવામાં આવ્યો તે એ હતો કે બધા જ પ્રકારના કેદીઓની—પછી તે રાજદ્વારી હોય કે બિનરાજદ્વારી હોય, તેમની—સાથે એ સમભાવથી વર્તતા. રાજદ્વારી કેદીઓ સિવાયના પણ કેદીઓ હતા—ચોરી, ખૂન, લૂંટ, મારામારી વગેરે પ્રકારના ગુનાઓ અંગેની સજા ભોગવનારા. આ લોકોને કાંઈ દુઃખ હોય તો લાગ મળતાં એ લોકો દાદાસાહેબને મળતા અને એ દુઃખ હળવું કરવા-કરાવવા એ બનતો પ્રયત્ન કરતા. આવા માટે એ, જેલના અધિકારીઓને મળતા, એમના પ્રશ્નો ચર્ચતા અને કાયદાના બંધનમાં રહી જેટલી રાહત આપી શકાય તેટલી અપાવવા પ્રયત્ન કરતા.

સૌથી વધુ પ્રયત્ન જેમને ફાંસીની સજા થએલી હોય તેમના માટે હતો. એમની આખી વાત સાંભળી, જો દયાની અરજી કરવા લાયક એ કેસ હોય તો એ દયાની અરજી ઘડી આપે અને જેલ-સત્તાવાળા મારફતે મોકલાવે. કેટલીક વખતે અરજીમાં જણાવેલી દલીલો સ્વીકારાય અને સજા ઘટે; અને કેટલીક વખતે દલીલો ન પણ સ્વીકારાય. આવું થાય એટલે ફાંસીની સજા કાયમ રહે. જેમની બાબતમાં આ સજા કાયમ રહે તેમને દાદાસાહેબ મળે; આશ્વાસન આપે; હિંદુ હોય તો અને એની ઈચ્છા હોય તો એની આગળ ગીતાવાચન કરે; અને બીજા ધર્મના હોય તો ધર્મની બે વાતો કહી એના મનને હળવું કરે અને ફાંસીએ ચઢવા માટે માનસિક તૈયારી કરવામાં મદદ કરે. કેટલીક વખતે ફાંસી આપવાની હોય તે દિવસે એ માણસનાં સગાંવહાલાંને તેડાવવાની અને શબ એમને સોંપવાની અને જરૂર હોય તો આર્થિક મદદ પણ કરવા-કરાવવાની ગોઠવણ કરે. ફાંસીએ ચઢનાર એક મુસલમાન ભાઈને ફાંસીના સમય પહેલાં મળવા માટે જ્યારે દાદાસાહેબ ગયા ત્યારે એ એમને ભેટી પડ્યો. બંનેની આંખમાં આંસુ હતાં. મરનારની ઈચ્છાનુસાર એના મડદાને પેટીમાં મૂકી, રેલવેના ખાસ ડબામાં એના ગામ મોકલવાની વ્યવસ્થા પણ દાદાસાહેબે પોતાના ખરચે કરી.

× × ×

રાજદ્વારી કેદીઓમાંથી કોઈ ફાંસીની સજા પામેલા નહોતા એટલે એમની બાબતમાં આવી કોઇ તજવીજ, મદદ કરવાની નહોતી. પણ માંદગી તો સૌને આવતી. એ વખતે એમને જોઈતાં ફળ-દૂધ વગેરે જે ચીજો બહારની મદદથી આવતી તેનો વહીવટ દાદાસાહેબને જ સોંપવામાં આવ્યો હતો. આવે વખતે વહીવટ કરનાર ઉપર અમુક પ્રકારની કડવી ફરજ પણ આવી પડતી. કોને કેટલું અને શું આપવું અને કોને ન આપવું એનો નિર્ણય કરતી વખતે, અનેક પ્રકારની છૂટ આપવા છતાં, દરદી, એની સારવાર કરનાર અને બીજાઓ પૈકી કેટલાકના મનમાં અસંતોષ રહી જાય એવા પણ પ્રસંગો બનતા. આ લોકોને એમ લાગે કે દાદાસાહેબ વહેરોવચો કરે છે; જ્યારે દાદાસાહેબને લાગે કે એમની માગણી વાજબી નથી તેથી ન અપાય; અગર એ માગે છે તેટલું ન અપાય. માગણીઓ ઉપર, મદદ માટે મળતી રકમના પ્રમાણને લીધે પણ મર્યાદા મૂકવી પડે. પરિણામે કોઈના મનમાં અસંતોષ પણ પેદા થાય; એ ઘસાતું બોલે; દાદાસાહેબ ઉપર આક્ષેપ પણ થાય. પણ એ બધું એ મૂંગે મોઢે સહન કરી લેતા.

× × ×

જેલમાં એ વખતે રાજદ્વારી કેદીઓના છ વર્ગ હતા એમ કહી શકાય. સજા ખાધેલા અને અટકાયતીઓ એમ બે મુખ્ય વર્ગ હતા; અને આ બંનેમાં પહેલો, બીજો અને ત્રીજો, અગર 'એ', 'બી' અને 'સી' એમ ત્રણ વર્ગો હતા. આમ કુલ છ વર્ગ હતા. આમાંથી 'એ' વર્ગવાળાને વધુમાં વધુ છૂટ મળે, 'બી'વાળાને ઓછી અને 'સી'વાળાને કોઈ નહિ, એ પ્રકારનો નિયમ હતો. છતાં આ છયે વર્ગને બને ત્યાં સુધી

સરખી કક્ષાના લાભ મળે એ માટે સૌ પ્રયત્નશીલ હતા. અને આમાં, એમના મોભા અને સહનશીલતાના કારણે દાદાસાહેબ બહુ અગત્યનો ભાગ ભજવી શકતા હતા. આમ કરવા જતાં કેટલાકના મનમાં 'નેતાગીરી'ની અદેખાઈ પણ પેદા થતી. પણ સામાન્યપણે સૌને સંતોષ રહેતો.

સૌથી વધુ મૂંઝવનારો પ્રશ્ન ખોરાકનો હતો. જેલ-સત્તાવાળા, એમને, સરકાર તરફથી મળતા હુકમો મુજબ વર્તતા; એટલે કે ત્રણે પ્રકારનાને જુદો જુદો ખોરાક આપતા. 'બી' વર્ગવાળાને થોડોક વધુ સારો ખોરાક મળતો, અને 'એ'વાળાને એ ઉપરાંત પોતાના ઘેરથી મંગાવવાની છૂટ હતી. પણ બધાને અમુક પ્રમાણમાં તો અમુક વસ્તુઓ મળે એ મુજબની વ્યવસ્થા કરવામાં આવી હતી. આના માટે નાણાંની વ્યવસ્થા બહારથી થતી. પણ કેટલાકને આમ બહારથી મેળવવું 'ધર્માદા'નું ખાવા જેવું લાગતું, અને છતાં એ મળે એવી ઈચ્છા તો એમને હતી જ. આમને કેવી રીતે સમજાવવા? આવું 'ધર્માદા'નું ન લેવું એવો પણ નિર્ણય એક વખત લેવાયો હતો; પણ પરિણામ એ આવ્યું કે ચોરીથી (બહારથી અને અંદરથી) વસ્તુઓ મેળવાવા લાગી. એટલે પછી 'ધર્માદા'નું ન લેવું જોઈએ એવું કહેનારાઓને, એ સ્વીકારવાની નીતિ અપનાવવી પડી. આ બધામાં જેટલું સારું તેટલું અમારાથી થયું અને જેટલું નરસું તેટલું દાદાસાહેબને લીધે થયું એવું કહેનારા પણ હતા. દાદાસાહેબ આ પણ મૂગે મોઢે સહન કરતા.

× × ×

ખાવાની ચીજો સિવાયની ચીજોની પણ ચોરીઓ થતી – જેલના સામાનની પણ ચોરીઓ થતી. જેલ-અધિકારીઓ તે પકડતા અને ચોરીના મુદ્દામાલ સાથે ચોરી કરનારને દાદાસાહેબ પાસે ખડો કરતા. દાદાસાહેબને નીચું જોવાપણું થતું. એક વખત તો એમને, આ બાબતમાં ખાસ સભા ભરી બધાને ખુલ્લમખુલ્લાં ચેતવણી આપવી પડી કે આવું ભવિષ્યમાં થશે તો, અને જેલવાળા એમની સત્તા વાપરી શિક્ષા કરશે તો એની સામે કોઈ કાંઈ કરી શકશે નહિ.

આ પછી દરેક જણ વિચાર કરતા થઈ ગયા, અને પોતાની પાસે આવેલી અગર પોતે મેળવેલી ચીજો એમણે ટપોટપ દાદાસાહેબને પાછી આપી. આમ ચોરી કરનાર-કરાવનાર પર ધારી અસર પડી. પણ એમનો બચાવ કરાવનાર પણ હતા! એ કહે, 'બધા કરે છે એમ આણે કર્યું. અને જેલવાળા પોતાની ચીજો ન ચોરાય એ માટે કેમ ધ્યાન રાખતા નથી?'

× × ×

એ વખતે જેલમાં જેઓ હતા તે બધા 'ગુનો' કરીને નહોતા આવ્યા. ઘણાને તો સરકારે પકડીને અટકાયતી તરીકે જેલમાં રાખ્યા હતા. વળી બધા સિદ્ધાંતવાદી પણ નહોતા. એ બધાને મન સત્ય, અહિંસા, પાયાની બાબતો પણ નહોતી. છતાં આવ્યા તો આવી જાણવું એવી મનોવૃત્તિ ઘણાની હતી. એટલે જેલમાં રહીને જેટલા હક મળતા હોય તે લેવાની વૃત્તિવાળા હતા. આવા લોકોને મન, કાગળો લખાય અને મેળવાય એ પણ એક મહત્ત્વનો હક હતો—ખાસ કરીને મુલાકાતો બંધ હતી માટે. પણ રાજદ્વારી કેદીઓનો રાફડો ફાટ્યો હતો એટલે જેલસત્તાવાળા આ પત્રવ્યવહારના કામને પહોંચી વળ્યા નહિ. કાગળોના ઢગલા થવા માંડ્યા. અધૂરામાં પૂરું રાજદ્વારી કેદીઓ પૈકી કેટલાકે જતા-આવતા કાગળો સાથે ચેડાં કરવા માંડ્યાં એટલે વાતાવરણ ઉગ્ર બની ગયું.

છેવટે જેલ-અધિકારીઓએ કાંઈક રસ્તો કાઢવા દાદાસાહેબને વિનંતી કરી. એમણે સૂચના કરી અને અને જેલવાળાઓએ એ સ્વીકારી, કે આ કામ રાજદ્વારી કેદીઓ પૈકી અમુક કે જેમના ઉપર સૌને વિશ્વાસ હોય તેમના હાથમાં સોંપવું. કામ રાગે પડ્યું. પણ આ લોકોને પણ, પત્રો તપાસવાનું કામ જેલના નિયમોને અનુસરીને કરવાનું હતું. એટલે નિયમ મુજબ જે ન લખી શકાય—ખાસ કરીને ચળવળને લગતું—તે છેકી નાખવું પડતું. કેટલાકને આ ન રુચ્યું. વળી કોઈક કહે, 'જેલવાળાને આ પ્રમાણે આપણે મદદ ન કરવી જોઈએ, આપણે તો અસહકારી છીએ; જેલવાળાની ફરજ છે કે એ, કાગળો વખતસર મોકલે; નહિ મોકલે તો આપણે લડત આપશું.' પણ બધા આ અભિપ્રાયના નહોતા. મોટા ભાગનાને તો નવી વ્યવસ્થા ગમી ગઈ. એ બધા 'નેતા' નહોતા, અને એમ નહોતા માનતા કે એમનાં સલાહસૂચનો વિના બહારનાને લડત ચલાવતાં નહિ આવડે. એમને તો એમના

કાગળો વખતસર જાય અને વખતસર આવે એ જોઈતું હતું; અને એ થવા માંડયું એટલે આની સામે વિરોધ નહોતો.

અને જેઓ આ કામ કરતા હતા તેમના મનમાં પણ, બીજા ભાઈબહેનોને પત્રવ્યવહારની બાબતમાં સુગમતા મળે એ જ હેતુ હતો. બીજો કોઈ હેતુ નહોતો.

આ વ્યવસ્થા માટેનો સઘળો યશ દાદાસાહેબને ફાળે જાય છે.

× × ×

જે એક ખાસ રચનાત્મક કાર્ય દાદાસાહેબને લીધે થયું તે, 'અમદાવાદ મ્યુનિસિપાલિટીનો રાષ્ટ્રીય ચળવળમાં ફાળો' નામનું પુસ્તક તૈયાર થયું તે હતું. આ પુસ્તકની રૂપરેખા અને એમાંના પ્રસંગોનાં ટાંચણો એમણે આ જેલવાસ દરમિયાન કર્યાં-કરાવ્યાં.

× × ×

અમદાવાદ મ્યુનિસિપાલિટીના નોકરોએ આ લડતમાં ઝંપલાવ્યું એનાથી એમને બહુ આનંદ અને સંતોષ થયો હતો. આ નોકરોને સરકારે જેલમાં પૂર્યા એટલું જ નહિ પણ એમને નોકરીમાંથી રુખસદ આપી અને એમનાં હજારો રૂપિયાનાં પ્રૉવિડન્ટ ફન્ડ જપ્ત કર્યાં. જ્યારે આ સમાચાર આવ્યા ત્યારે એ બોલ્યા: 'આ જાતનો ભોગ એળે જતો નથી. હિંદના આખા પ્રશ્નનું સમાધાન થાય ત્યારે આનું સમાધાન થશે. કદાચ સમાધાન ન પણ થાય અને લડાઈનો (વિશ્વયુદ્ધનો) અંત આવે પછી જ બધું ઠેકાણે પડે. પણ મને તો એમ થાય છે કે જરૂર પડયે હું તો સ્પીકરપદનું રાજીનામું આપી મ્યુનિસિપાલિટીમાં આવું અને જેમણે જેમણે સહન કર્યું છે તેમને યોગ્ય ફળ આપું.' બીજી વખત બોલ્યા: 'મને તો થાય છે કે સરદારને (વલ્લભભાઈને) કહી દઉં કે મારે મુંબાઈ ધારાસભાનું સ્પીકરપણું નથી જોઈતું. હું મ્યુનિસિપાલિટી સંભાળીશ.'

× × ×

દાદાસાહેબ સૌના સુખ-દુઃખના સાથી હતા. રાજકીય કેદીઓમાં એક ભાઈ હતા. એમનાં લગ્ન થયાં હતાં પણ એમની પત્નીને સાસરે વળાવ્યાં નહોતાં. જેલ જતાં પહેલાં એમનાં પત્ની, બધાંની જાણ બહાર મળ્યાં અને બાઈને દિવસો રહ્યા. બાઈના માબાપ અને ભાઈનાં માબાપ, સૌ બાઈ પર ફિટકાર વરસાવવા લાગ્યાં. પત્નીએ પતિને સમાચાર લખ્યા. પતિએ ખુલાસાવાર બધાને કાગળો લખ્યા અને જણાવ્યું: 'એ બાળક મારું છે'. પણ કોઈ માને નહિ. છેવટે દાદાસાહેબની સૂચનાથી, ભાઈ અને એમનાં સગાંને જેલની ઑફિસમાં મળવાની ગોઠવણ થઈ, બધા ખુલાસા થયા અને સૌના મનનું સમાધાન થયું.

× × ×

જેલમાં સ્ત્રીઓ પણ હતી—રાજદ્વારી કેદીઓ. એક દિવસ દાદાસાહેબનાં પત્ની (સુશીલાબહેન) પણ પકડાઈને આવ્યાં. દાદાસાહેબ કહે, 'મારી જિંદગીમાં આ એક મોટામાં મોટી નવાઈ છે.'

એમનાં પત્ની તો પછીથી આવેલાં, પણ સ્ત્રીઓના વિભાગમાં એ પહેલાં પણ ઘણી બહેનો હતી, જેમને દાદાસાહેબ ઓળખતા હતા. અઠવાડિયામાં એકાદ દિવસ દાદાસાહેબ જેલઅધિકારીની સંમતિથી અને રૂબરૂમાં ત્યાં જતા અને સૌના ખબરઅંતર પૂછતા. બીજા ભાઈઓ જેમના નજીકનાં સગાં આ વિભાગમાં હતાં તેમને પણ આવી છૂટ મળતી.

× × ×

દાદાસાહેબ જેલના અધિકારીઓને પણ જરૂર પડયે દબડાવવામાં બાકી રાખતા નહિ. એ લોકો, કાં તો રાજદ્વારી કેદીઓમાં તડાં પડાવવા કે પછી એમને પણ કાંઈક 'દક્ષિણા' મળતી હશે એ કારણે કેટલીક વખતે એવી રીતે વર્તતા કે જેથી, અમુક વ્યક્તિઓ તરફનો એમનો પક્ષપાત જણાઈ આવે. આવું ઘણી બાબતોમાં બનતું પણ દાદાસાહેબ નિભાવી લેતા. પણ એક પ્રસંગ જરા ગંભીર બન્યો. દૂધની અછત હતી એટલે જેલવાળાઓએ અમુકને બહારથી દૂધ મંગાવી આપ્યું, દાદાસાહેબે એમને ખખડાવ્યા. 'તમે તમારા આવા વર્તનથી જેલમાં ધમાલ મચાવશો, અને એમ થશે તો નથી તમારું ભલું અને નથી અમારું ભલું. તમે એમ ન માનશો કે આ બીજા બધા તમને ફરિયાદ નથી કરતા તે, તમારા વહીવટથી તેઓ સંતુષ્ટ છે માટે. એ લોકો અમારા લીધે ફરિયાદ કરતા નથી. અને જે દિવસે અમે એમને છૂટા મૂકી દઈશું તે દિવસે તમને એ ભારે પડશે...બધા કહે છે કે

જેલનું તંત્ર લાંચિયું છે...બધાને ઘેર કરંડિયા જાય છે. હું એ નથી માનતો...પણ હવે મને લાગે છે કે એવું કાંઈક હશે.'

× × ×

જેલમાં છૂટછાટો મેળવવાની નીતિ બે પ્રકારની હતી. એક નીતિના પક્ષકારો એમ કહેતા કે, 'જેલવાળાઓ અમે ઇચ્છીએ તેમ કરવાની કેમ ના પાડે?' બીજી નીતિના પક્ષકારો કહેતા, 'જેલવાળાને જે નિયમોને આધીન રહીને કામ કરવાનું છે તેમાંથી જેટલી છૂટો મળી શકે તેટલી મેળવવી, પણ ઝઘડો ન કરવો.' દાદાસાહેબ આ બીજા વર્ગના હતા. એટલે અમુકને એ, ભોળા, વિનીત અને કદાચ ડરપોક પણ લાગ્યા હશે. પણ જ્યારે વાત ઊડી કે દાદાસાહેબને છોડવાના છે ત્યારે એ સમાચારે બધાને—જેલ-અધિકારી સુદ્ધાંતને—વિચાર કરતા કરી મૂક્યા. જેલના સમગ્ર જીવનમાં દાદાસાહેબ ઓતપ્રોત થઈ ગયા હતા. એમના વિના બધાં અંગો વિખૂટાં પડી જવાનો ડર હતો. જેલ-અધિકારી પણ એમને કહે, 'તમે રહો એમ તો હું કહેતો નથી—તમે છૂટો એમાં હું રાજી છું,—પણ તમે નહિ હો ત્યારે અહીંનું શું?'

× × ×

દાદાસાહેબના સહવાસમાંની એક અણગમતી વાત પણ અહીં જણાવી દઉં. એ એક મોટા મોભાદાર વ્યક્તિ, એટલે એમની હાજરીની અસર—સારી અને (મારી દૃષ્ટિએ) નરસી, બંને પ્રકારની—પડે. અમારા યાર્ડમાં પ્રાર્થનાનો, જમવાનો વગેરેનો સમય એમની અનુકૂળતા ઉપર આધાર રાખતો. શિયાળામાં સૂર્ય મોડો ઊગે એટલે પ્રાર્થના સવારે સાડાનવ વાગ્યે થાય (અને એ વખતે પણ 'પ્રાતઃસ્મરામિ'થી શરૂ થાય!), અને સાંજે જમવાનું સાડાસાત વાગ્યે થાય. ઉનાળો હોય તો પ્રાર્થના સવારે પોણાઆઠ વાગ્યે થાય, અને સાંજનું જમવાનું રાત્રે પોણાનવ વાગ્યે થાય. શિયાળામાં સૂર્ય મોડો ઊગે એટલે પ્રાર્થનાનો સમય મોડો અને વહેલો આથમે એટલે સાંજનું જમવાનું વહેલું. ઉનાળામાં સૂર્ય વહેલો ઊગે એટલે પ્રાર્થનાનો સમય વહેલો અને મોડો આથમે એટલે જમવાનું મોડું! આ કાંઈ સમજાતું નહોતું. દિવસ લાંબો-ટૂંકો થાય તેથી કાંઈ કલાક તો લાંબા-ટૂંકા ન જ થાય. નિયમિત રહેનારને મુશ્કેલી પડતી. પણ એ તો નિભાવી લેવું પડતું.

**ચંદુલાલ ભગુભાઈ દલાલ**

[નિવૃત્ત મ્યુનિસિપલ ચીફ ઑડિટર; ગાંધી સાહિત્યકાર, અને સંપાદક: 'મહાદેવભાઈની ડાયરી'; (અમદાવાદ)]

*

## વાતોના રસિયા

દાદાસાહેબ પાસે વાતોના વિષયો ખૂટતા નહિ. એમના જાહેર જીવનનાં, મુંબાઈ ધારાસભાના સ્પીકર તરીકેના, અમદાવાદ મ્યુ. કૉર્પોરેશનના અને જુદી જુદી વ્યક્તિઓ સાથેના પ્રસંગોના અનુભવોની વાતો પણ ખૂબ નિખાલસતાથી કરતા અને ત્યારે ઘણું નવું નવું જાણવાનું મળતું. આમ તો તેઓ ઉંમરે, અનુભવે અને દરજ્જાથી બધી રીતે અમારા વડીલ હતા. પરંતુ વડીલપણું એમના વર્તનમાં દેખાતું નહિ. સાથી કાર્યકર્તા હોય એટલી સરળતાથી તેઓ વાત કરતા અને સાંભળતા. સ્વભાવનું આ લક્ષણ બહુ ઓછા આગેવાનોમાં હોય છે.

**જ્યોત્સ્નાબેન શુક્લ**

[તંત્રી–'પ્રતાપ'; (સૂરત)]

*

## ઉત્તમ કોટીના વહીવટકાર

ગુજરાતની જાહેર જીવનમાં કેટલીક અસાધારણ વ્યક્તિઓ હંમેશની છાપ મૂકી ગઈ છે, તે પૈકી પૂ. દાદાસાહેબ માવળંકર એક છે.

સુધરાઈનું કામ જે જવાબદારીથી એમણે ઉપાડ્યું અને આજના અમદાવાદનો જે સુદૃઢ પાયો એમણે નાખ્યો તે ચિરસ્મરણીય રહેશે. કાર્યદક્ષ, કાબેલિયતભર્યો અને કરકસરિયો વહીવટ એમણે વર્ષો સુધી કરી બતાવ્યો છે. પોતે એક ઉત્તમ કોટીના વહીવટકાર હોવાને કારણે વહીવટી શિથિલતા વગેરે એમને ઘણાં કઠતાં હતાં. તેથી જ વખતોવખત શુદ્ધ અને સુંદર વહીવટ વિષેની એમની આકાંક્ષા તેઓ વારંવાર વ્યક્ત કરતા.

પૂ. દાદાસાહેબનું વ્યક્તિગત જીવન સાદગીભર્યું, શ્રમનિષ્ઠ, કર્તવ્યપરાયણ અને સિદ્ધાંતી હતું: પૂ. બાપુજીના વિચારોને દૃષ્ટિ સમક્ષ રાખીને તેને બંધબેસે એવું જીવન ઘડવાની એમની સતત મથામણ હતી એવી છાપ મને

એમના પરિચયમાં પડી હતી. તેઓ હમેશાં પોતાનું જીવન તપાસતા રહેતા હતા અને ગાંધીમાર્ગને અનુકૂળ બનાવવાની કોશિશ કરતા રહેતા હતા. સાર્વજનિક કાર્યકરો માટે એક અનુકરણીય ઉદાહરણ પૂ. દાદાસાહેબ પોતાના ખાનગી તેમજ જાહેર જીવન દ્વારા મૂકતા ગયા છે.

† બાબુભાઇ જશભાઇ પટેલ
[ભૂતપૂર્વ પ્રધાન અને ઉપકુલપતિ; મંત્રી, ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિ; (નડિયાદ)]

*

## પ્રતિભાશાળી અને જાજ્વલ્યમાન

સ્વ. શ્રી દાદાસાહેબ માવળંકરનું સ્મરણ કરતાં એક પ્રતિભાશાળી જાજ્વલ્યમાન વ્યક્તિ નજર સામે તરવરે છે. તેમની આંખોમાં તેજસ્વિતા અને લોકસમુદાય માટે કંઈ કરી છૂટવાની તમન્નાનાં દર્શન થતાં.

અમદાવાદ, સને ૧૯૩૦ પહેલાંનું અમદાવાદ ગર્દાબાદ કહેવાતું. રોડનાં ઠેકાણાં નહિ. જ્યાં જુઓ ત્યાં ધૂળના ઢગલા જ ઢગલા. સરદાર પટેલે અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ બન્યા બાદ અમદાવાદને ગર્દાબાદમાંથી અમદાવાદ બનાવવા માટે રસ્તાઓ સમારવાની અને ગટરની યોજનાને અગ્ર પસંદગી આપવાનું કાર્ય શરૂ કરેલું. સને ૧૯૩૦માં દાદાસાહેબ માવળંકરે આ કાર્યને વેગવંતુ બનાવ્યું અને અમદાવાદને સુંદર શહેર બનાવવા ભગીરથ પ્રયત્નો કરેલા. આજનું અમદાવાદ તેમની કલ્પના પ્રમાણે વિકસી રહ્યું છે. આજે તેઓશ્રી હયાત હોત તો તેમના આનંદની સીમા ન હોત.

† કરસનદાસ ઉકાભાઇ પરમાર
[માજી પાર્લમેન્ટ-સભ્ય; રિપબ્લિકન પાર્ટીના નેતા; (અમદાવાદ)]

*

## વકીલ, પડોશી, કૉંગ્રેસ કાર્યકર

હું રાયખડમાં રહેતો અને દાદાસાહેબ ભદ્રમાં રહેતા હતા. એ રીતે અમો બન્ને પડોશી તો હતા જ. નાનપણથી જ ભદ્ર વિસ્તારના રહીશોનો મને ગાઢ પરિચય હતો. હું પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાં પ્રૅક્ટિસિંગ સ્કૂલમાં ભણતો, અને તે સ્કૂલમાં ભદ્રના અનેક વિદ્યાર્થીઓ મારી સાથે ભણતા હતા. દાદાસાહેબ સાથેનો મારો અંગત પરિચય સને ૧૯૧૮માં થયો. તે વરસે દાદાસાહેબ અમદાવાદ મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં રાયખડ વૉર્ડમાંથી ઊભા રહ્યા હતા. જે નાગરિક વાર્ષિક રૂ. ૮) અથવા તેથી વધારે રકમ મ્યુ. ટૅક્સ તરીકે ભરતો હોય, તેને જ મતાધિકાર હતો. એટલે કે તે સમયે મતદારોની સંખ્યા ઘણી ઓછી હતી. રાયખડ વૉર્ડના જૂના કાર્યકર અને અમદાવાદ મ્યુનિસિપાલિટીના જૂના સભ્ય ડૉ. જોસફ બેન્જામીને પણ રાયખડ વૉર્ડમાંથી ઉમેદવારી નોંધાવી હતી. દાદાસાહેબ અને ડૉ. બેન્જામીન વચ્ચે તીવ્ર રસાકસી હતી. દાદાસાહેબને સરદારશ્રીનો ટેકો હતો. સરદારશ્રી સાથે મારે ગાઢ પરિચય હતો. તેથી દાદાસાહેબને લઇને સરદારશ્રી મારે ત્યાં આવેલા, અને દાદાસાહેબને મત આપવા અને તેમના માટે મતો મેળવવામાં મદદ કરવા મને સરદારશ્રીએ જણાવેલું. જેથી તે ચૂંટણીમાં મેં દાદાસાહેબ માટે પ્રચારકાર્ય કરેલું, અને તે રીતે અમો બન્ને વચ્ચે ગાઢ પરિચય થએલો. તે ચૂંટણીમાં દાદાસાહેબને ૧૦૧ મત મળ્યા અને તેઓ જીત્યા અને ડૉ. બેન્જામીનને ૯૧ મત મળ્યા અને તેઓ હાર્યા.

અમદાવાદ એજ્યુકેશન સોસાયટીને મદદ કરવાની મારી ઇચ્છા દાદાસાહેબને મેં જણાવવાથી દાદાસાહેબે મને દોરવણી આપ્યા મુજબ સને ૧૯૪૭માં રૂ. દસ લાખની જમીનનું દાન મેં અમદાવાદ એજ્યુકેશન સોસાયટીને આપેલું.

દાદાસાહેબ મારા વકીલ, પડોશી અને કૉંગ્રેસ કાર્યકર હતા. ઉપરાંત અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં એક જ વૉર્ડના મેમ્બર તરીકેનો અમારો સંબંધ હતો. એકબીજા પ્રત્યે અમો બંનેને ગાઢ પ્રેમ હતો. અમારો આ સંબંધ દાદાસાહેબ જીવ્યા ત્યાં સુધી સચવાયો, અને તેમનાં કુટુમ્બ સાથેનો મારો આત્મીય-સંબંધ આજે પણ ચાલુ રહ્યો છે.

† કુબેરદાસ મોદી
[ઈનામદાર; દાતા; (અમદાવાદ)]

*

## ત્રણ સુંદર વિશેષતાઓ

દાદાસાહેબના સંપર્કમાં આવેલા નાનામાં નાના માણસોને તેઓ કદી પણ ભૂલતા નહિ. એ સંપર્ક ગાઢ હોય કે નજીવો હોય પણ એવે પ્રસંગે એ શખ્સને પણ

ભૂલતા નહિ. એમને ત્યાં લગ્ન-પ્રસંગ જેવા પ્રસંગ હોય ત્યારે એના આમંત્રણમાં સામાન્યમાં સામાન્ય માણસ પણ કદાચ એમના સંબંધીઓ ભૂલી જાય પણ એ ભૂલતા નહિ. આ પણ એમની એક વિશેષતા જ ગણી શકાય. કારણ કે આપણે ત્યાં ઘણા માણસો એવા છે કે પોતે અમુક પદે પહોંચ્યા પછી આવા સામાન્ય માણસોની કશી પણ દરકાર રાખતા નથી.

એમનો બીજો મોટો ગુણ જે જવલ્લે જ સંસ્થાના વ્યવસ્થાપકોમાં જોવા મળે છે તે એ કે કોઈ પણ સેવક પાસેથી તેઓ ખુશામતની અપેક્ષા રાખતા નહિ. વિદ્યાસભાના ભો. જે. વિદ્યાભવનમાં અમે અનેક અધ્યાપકો કામ કરતા તેમ છતાં તેઓ અમદાવાદમાં હોય ત્યારે અમારે એમને મળવા જવું જોઈએ એવી અપેક્ષા એમણે કદી પણ રાખી નહોતી. તેમ છતાં તેઓ પોતે વિદ્યાસભામાં આવી દરેકને મળતા. દરેકની પ્રવૃત્તિ વિષે એમને પૂરેપૂરી માહિતી પણ રહેતી. જો કોઈને કશી પણ આર્થિક યા બીજી સહાયની જરૂરિયાત હોય તો તે પણ વિવેકપુરઃસર કરતા. આમ હોવા છતાં 'અમુક સેવક મને કેમ મળવા આવતા નથી' કિંવા 'આ સેવક મને બરાબર માન આપતો નથી' આ પ્રકારની ભાવના જે આજે અને ભૂતકાળમાં પણ સારી સારી સંસ્થાઓના અનેક સંચાલકોમાં જોવામાં આવે છે એ એમનામાં જરા પણ નહોતી. આ એક એમનો મોટો સદ્‌ગુણ હતો.

એમની સૌથી મોટી વિશેષતા એ હતી કે તેઓ વિદ્વાનોનો ખૂબ જ આદર કરતા. વિદ્વાનોને પોતાના યા બીજા કોઈ સાર્વજનિક કામ માટે પણ રાજકીય નેતાઓને મળવા જવું પડે અને ત્યાં પણ એ ધુરંધુર રાજકીય નેતાઓને મળવા જે તપ કરવું પડે એની પ્રત્યે એમને ઘણો રોષ હતો. એ માટે ખાનગીમાં એમનાથી શક્ય હોય ત્યાં એવા રાજકીય આગેવાનોને ઠપકો આપવામાં પણ પાછીપાની એમણે નથી કરી. એમને ત્યાં પણ જો કોઈ વિદ્વાન ગમે એવું નાનું કામ લઈ જાય તો એ ગમે એવા કામમાં હોય તો પણ એને જરા પણ રાહ જોવડાવ્યા વિના પહેલા સાંભળતા. એ પછી એ પાછા પોતાને કામે વળગી જતા. વિદ્યાના ક્ષેત્રમાં પડેલાઓનો અનુભવ ઓછામાં ઓછું રાજકીય નેતાઓ અને શેઠિયાઓ સાથેની મુલાકાતોનો આથી ઊલટો જ રહ્યો છે.

† **જિતેન્દ્ર જેટલી**

[આચાર્ય, શ્રી ભક્ત વલ્લભ ધોળા આર્ટ્સ ઍન્ડ કૉમર્સ કૉલેજ; (અમદાવાદ)]

*

## પાર્લમેન્ટના શિલ્પકાર

સદ્‌ગત દાદાસાહેબના સહવાસમાં જેમણે થોડો વખત પસાર કર્યો હશે એમને દાદાસાહેબનાં વ્યક્તિત્વનું વિસ્મરણ થયું શક્ય નથી. એમની હસતી મુદ્રા, એમનો તેજઃપુંજ ચેહરો, એમનો રૂઆબ, એમની ટાપટીપ, એમની સુરેખ પણ મધુર વાણી—એ બધું આજે પણ આંખ આગળથી ખસતું નથી. હું બાર વર્ષ પાર્લમેન્ટમાં હતો. પણ દાદાસાહેબના અધ્યક્ષપદ હેઠળ માત્ર ઈ. સ. ૧૯૫૦ અને ઈ. સ. ૧૯૫૧ નાં જ બે વર્ષો દરમિયાન હતો. માર્શલના લલકાર બાદ દાદાસાહેબ જ્યારે સભાગૃહમાં પ્રવેશતા ત્યારે જાણે આખું સભાગૃહ એકદમ ભરાઈ ગયા જેવું લાગતું ! જે દિવસે દાદાસાહેબ સભાગૃહમાં ન હોય તે દિવસ અમને સાવ સૂનો અને ખાલી લાગતો. લોહચુંબકની જેમ કેટલીક વ્યક્તિઓને, તેઓ આપણી પાસે આકર્ષણથી ખેંચાઈ આવે એવી, શક્તિ પરમેશ્વરે આપેલી હોય છે. આવી ભાગ્યશાળી ગણીગાંઠી વ્યક્તિઓમાં દાદાસાહેબની ગણના અવશ્ય થતી જ હતી.

નવી પાર્લમેન્ટમાં અમે લોકશાહીનો પ્રયોગ ચલાવી રહ્યા હતા. અફાટ લોકસાગરમાં ભારતની નૌકા સમુદ્ર-પર્યટન માટે ઉપડી હતી. મનમાં શંકા સળવળી રહી હતી અને આટલા મોટા પ્રવાસનો બોજ તમારાથી ઝીલી શકાશે ખરો એવી પૃચ્છા પ્રદર્શિત કરતી હતી. પણ અમારા સભાપતિ અને અમારા નેતા એવા મજબૂત હતા કે સૂસવાટાભર્યો પવન છૂટ્યો હોવા છતાં, આકાશ વાદળાંથી ભરાએલું હોવા છતાં, વીજળીનો ચમકારો અને મેઘની ગર્જનાઓ ચાલુ હોવા છતાં, અમે અમારા કપ્તાન પર વિશ્વાસ રાખીને નિર્ભયતાથી અમારી જલ-યાત્રા કાપી રહ્યા હતા ! અમારા કપ્તાનમાં તેજ હતું, શ્રદ્ધા હતી અને પોતાની બુદ્ધિમાં એમને દૃઢ શ્રદ્ધા હતી.

દાદાસાહેબ કોઈ કોઈ પ્રસંગોએ કઠોર બનતા, એમને કઠોર બનવું પણ પડતું: કારણ કે કાયદાની બાબતમાં અજાણ પણ ભાવના પ્રધાન તથા સાથે સાથે ઉત્સાહી પણ બેશિસ્ત એવા અમ પ્રતિનિધિઓનું નેતૃત્વ દાદાસાહેબને કરવાનું હતું. એમણે જેમ પોતાના સૌજન્યનો અતિરેક ભર્યો ફાયદો કોઈને ઉઠાવવા દીધો નહિ તેમ બિન-અનુભવી સભ્યોનું અપમાન કે અવમાન પણ એમણે કર્યું નહિ. નવાં સભ્યોને તક આપવામાં તેઓ હંમેશ તત્પર રહેતા.

એ સમયના કેટલાક સાથીદારોનું સ્મરણ મને આ પ્રસંગે થાય છે. કલાકો ને કલાકો સુધી બોલી શકનારાઓ અમારામાં હતા—ઠાકુરદાસ ભાર્ગવ, સિધવા, પંજાબરાવ દેશમુખ, દુર્ગાબાઈ અને હરિ વિષ્ણુ કામત! શ્રી શંકરરાવ દેવ અને ભાઉસાહેબ હિરે મારી જોડે જ બેસતા. અમારી બીજી તરફની પાટલી પર ટી. ટી. કૃષ્ણમાચારી, સુબ્રહ્મણ્યમ્ (હાલના અન્નપ્રધાન), વેંકટરામન (મદ્રાસના પ્રધાન) હતા. મંજીવય્યા પણ અમારી પડોશમાં જ બેસતા. શ્રી. કરમરકર, રામ સુભાગસિંગ, અરુણચંદ્ર ગુહા, બલિરામ ભગત, ડૉ. કુંઝરુ વગેરે મોટમોટા લોકો અહીંતહીં બેસતા હતા. ત્યાગીને હું કેવી રીતે ભૂલી શકું? થોડાક અપવાદો બાદ કરતાં આ બધા લોકો પ્રધાનમંડળના માંડવા હેઠળથી પસાર થએલા છે. એ વખતે વિરોધ પક્ષ નામનો જ હતો, અને એથી જ અમારા કોંગ્રેસી સભ્યો વિરોધીઓની પણ ભૂમિકા સરસ રીતે અદા કરતા હતા. એ બધાને સંભાળવાનું કેટલું કઠણ હતું એ તો તે જગ્યાએ પહોંચ્યા સિવાય ખબર નહિ પડે. અને જે સમયે કે દિવસે દાદાસાહેબ ન હોય તે દિવસે આખી પાર્લમેન્ટને માથે ચડાવાઈ હોય! પોતે નિશાળિયા છોકરાઓ છે એ વાતને માનનીય સભ્યો ભૂલતા નહોતા.

દાદાસાહેબ ખૂબ કડક હતા તો પણ બરાબર તૈયાર ને સજ્જ હતા. અકબર રોડ પરના એમના બંગલામાં ઓછામાં ઓછું ત્રણ ચાર પ્રસંગોએ તો મને ભોજનનું નિમંત્રણ મળ્યું હતું. એક દિવસ હું સમય કરતાં થોડો વહેલો એમને ઘેર પહોંચ્યો. માત્ર ચડ્ડી અને ગંજી પહેરીને ખુરસી પર બેઠેલા દાદાસાહેબ કશાક કામમાં પરોવાયા હતા. મેં એમને પૂછ્યું કે, 'કામ હજી પૂરું નથી થયું ખરું'? તેમણે કહ્યું કે, 'અરે મામાસાહેબ! હું ખૂબ વહેલો ઊઠું છું અને જે તે દિવસે જે કોઈ પ્રશ્નો, સભામોકૂફીના પ્રસ્તાવો, ખરડાઓ વગેરે પર ચર્ચાઓ થવાની હોય તે બધાનો બરાબર અભ્યાસ કરું છું. એવો અભ્યાસ જો હું ન કરું તો તમે બધા વિદ્વાન સભાસદો મને ક્યારના યે ખાઈ નાખો!' એમની કર્તવ્યનિષ્ઠાએ મને શરમિંદો બનાવ્યો. દાદાસાહેબની કર્તવ્યનિષ્ઠાના ૧૦૦ મા ભાગ જેટલું પણ રોજના કાગળપત્રોનું વાચન સભાસદો કરે તો તેઓ પોતપોતાની લાયકાત કેટલી બધી ગુણી વધારી દેશે એવો વિચાર મારા મનમાં ચમકી ગયો. કયો સભાસદ તૈયારી કરીને આવ્યો છે અને કયો કેવળ ભાષણબાજી કરે છે એની દાદાસાહેબને અચૂક ખબર પડતી. સહુથી મધુ નવાઈ મને લાગતી તે એક વાતની. એ વખતે સંસદગૃહમાં આશરે ત્રણસો સભ્યો હતા. પરંતુ એ પૈકી દરેક સભાસદનું નામ અને એની માહિતી દાદાની પાસે હોય. સભાસદ ઊઠયો કે દાદાસાહેબ તરત અચૂક એનું નામ ઉચ્ચારતા. એનો અર્થ એ કે તેઓ 'ઊંટ પર બેસીને બકરીઓને ન હાંકતા' સભાસદોમાં સમરસ થતા, એમની જોડે સંપર્ક રાખતા અને એમનામાં હળતા-મળતા.

ત્ર્યંબક રઘુનાથ દેવગિરીકર

[મહારાષ્ટ્રના બુઝર્ગ કોંગ્રેસી આગેવાન; (પૂના)]

## મહારાષ્ટ્રીય મંડળોના પણ માર્ગદર્શક

અમદાવાદની મહારાષ્ટ્રીય સંસ્થાઓને પણ દાદાસાહેબનું માર્ગદર્શન મળતું. મહારાષ્ટ્ર સમાજ, મારુતિ મંદિર, કૃષ્ણ મંદિર, મહારાષ્ટ્ર શિક્ષણ મંડળ, ભગિની સમાજ, વગેરે કોઈ પણ સંસ્થામાં કોઈ વિકટ પ્રશ્ન ઊભો થયો તો તરત સહુ દાદાસાહેબ પાસે દોડી જતા અને એમાંથી દાદાસાહેબ રસ્તો કાઢી આપતા. ૧૯૨૭-ની સાલમાં 'મહારાષ્ટ્ર હાઉસિંગ સોસાયટી' શરૂ કરવાની પ્રેરણા સદ્‌ગત દાદાસાહેબ, સદ્‌ગત રામરાવ સંત વગેરે લોકોએ મને આપી. આ સોસાયટીના સેક્રેટરી તરીકેની કામગીરી મારે કરવી એવું એમણે સૂચવ્યું અને સહુનો સંપૂર્ણ સહકાર હોવાથી મેં એ વાત માન્ય રાખી. એલિસબ્રિજ વિભાગમાં તે વખતે વસ્તી ઝાઝી નહોતી, શહેરનો વિકાસ થઈ રહ્યો હતો. એટલે આ વિભાગમાં

જમીન ખરીદ કરી, પ્લૉટસ્ પાડી લીધા, કાચા રસ્તા કર્યા, વૉટર વર્ક્સ કર્યું. શરૂઆતમાં સરકારી લોન લીધી હતી, પરંતુ દાદાસાહેબે મોટી રકમ ડિપૉઝિટ પેટે આપી અને સરકારના કરજમાંથી અમે મુક્તિ મેળવી. પછી અન્ય સભ્યોએ પણ ડિપૉઝિટો મૂકી, અને સોસાયટીના કામને ઉત્તમ વેગ મળ્યો. ૧૯૩૧ની સાલના અરસામાં આશરે પચીસ બંગલા તૈયાર થયા અને ઘણાખરા લોકો રહેવા આવ્યા. દાદાસાહેબ પણ ઈ.સ. ૧૯૩૧-૩૨-ના અરસામાં ભદ્રમાંથી સોસાયટીમાંના એમના બંધાવેલા બંગલામાં રહેવા આવ્યા. આખર સુધી તેઓ સોસાયટીના અધ્યક્ષ રહ્યા. 'જમીન સારા પ્રમાણમાં લઈ રાખો' એવી એમની દીર્ઘદૃષ્ટિની સૂચના હંમેશ યાદ આવે છે. એ સમયમાં જમીન આઠ આના વાર હતી, આજે આશરે સાઠ રૂપિયા વાર છે. સોસાયટી પાસે પાંચ હજાર વાર જમીન કૉમન પ્લૉટ પેટે છે. વધારે લીધી હોત તો આજના સમયમાં સોસાયટીની સ્થિતિ હજી યે વધારે સંગીન બની હોત. આ હાઉસિંગ સોસાયટી હોવા છતાં પણ શેર પર ૬ ટકા ડિવિડંડ આપે છે; અને વહીવટી ખર્ચ, જમીનવેરો વગેરે કાંઈ જ સભાસદો પાસેથી લેવાનું નથી એ નોંધતાં આનંદ થાય છે. મુરબ્બીઓની અને વડીલોની પ્રેરણા અને માર્ગદર્શનનું આ ફળ છે.

આ સ્થળે જ બીજી એક વાત પણ નોંધવા જેવી લાગે છે તે એ કે સદ્ગત દાદાસાહેબ મ્યુનિસિપાલિટીના અધ્યક્ષ હતા તો પણ સોસાયટીની બાબતમાં પક્ષપાતપણું ન રાખતાં, બીજાઓ માટે જે કરવાનું શક્ય હોય તેટલું જ આ સોસાયટી માટે કરવું એવું એમનું કડક વલણ હતું. 'Ceasar's wife must be above suspicion' એવું એમના મનનું ઘડતર હતું. તેઓ નિઃસ્પૃહ હતા. પોતાના છોકરાઓની બાબતમાં પણ એમણે સત્તાપ્રતિષ્ઠાનાં પોતાનાં વિવિધ પદોનો અગર મોટમોટા લોકોની ઓળખાણ–મૈત્રીનો લાભ લીધો નથી, અને કોઈ છોકરાને કશું સ્થાન અપાવ્યું નથી. જે પુત્રો પ્રકાશિત છે તેઓ સ્વયંપ્રકાશિત છે. દાદાસાહેબના નામની પ્રતિષ્ઠા જો કે એમને (પુત્રોને) મદદરૂપ થઈ હોય, તો પણ સાચો વારસો સંપત્તિ કે મોટા નામનો નહિ પણ બુદ્ધિમત્તાનો, કર્તૃત્વનો, સેવાભાવનો, સમયશીલતાનો પ્રામાણિકપણાનો, સચ્ચારિત્ર્યનો, સાદાઈનો અને નિરભિમાનપણાનો એમને (પુત્રોને) મળ્યો છે એ વિષે સહેજ વાતવાતમાં ઉલ્લેખ કરી દઉં તો તે અસ્થાને નહિ ગણાય.

મ † **નારાયણ વાસુદેવ જોશી**

[નિવૃત્ત મૅનેજર, ભાલકિયા મિલ્સ લિમિટેડ; બુઝર્ગ સમાજ-સેવક; અધ્યક્ષ, મહારાષ્ટ્ર સમાજ; (અમદાવાદ)]

## પત્રકારત્વ દ્વારા લોકશિક્ષણનું કાર્ય

લોકસેવા જેટલો જ રસ દાદાસાહેબને લોકશિક્ષણમાં હતો એમ હું માનું છું. લોકશાહીની બુનિયાદ લોકશિક્ષણ દ્વારા જ મજબૂત થાય એમ તેઓ માનતા. પત્રકારત્વને તેઓ મુખ્યત્વે લોકશિક્ષણનું સાધન ગણતા. અને લોકજીવનમાં સારાં તત્ત્વોને પુષ્ટિ મળે એવા જ સમાચારોને મહત્ત્વ આપવાની શિખામણ અમને જ્યારે તક મળે ત્યારે આપતા રહેતા. ગુજરાતના જિલ્લા અને તાલુકામાં પથરાએલા ખબરપત્રીઓને પણ સમાચારો મોકલવા બાબતમાં ચોક્કસ પ્રકારનું માર્ગદર્શન આપવું જરૂરી હોય તો અમને આગ્રહ કરતા, એટલું જ નહિ પણ દૈનિક પત્રમાં જ્યાં ઝડપથી ગરમાગરમ સમાચારો આપી દેવા આવશ્યક ગણાય ત્યાં પણ સમાચારોના સત્ય અને ઔચિત્ય વિષે ખાતરી કરવા માટે એક બે દિવસ ગાળવા પડે તો પણ તેમ કરીને પછી સમાચારો પ્રગટ કરવાનું તેઓ ઘણી વાર કહેતા. સમાજની એબ ઉઘાડી કરવાથી વધુ લોકસેવા થાય કે ઢાંકવાથી, એ વિષે ઘણી વાર અમારી સાથે ચર્ચા પણ કરતા. એમને મોટે ભાગે દિલ્હી રહેવાનું થતું હોઈને આવો અવકાશ તેઓ અમદાવાદ હોય ત્યારે મળતો, પણ દિલ્હીથી પણ કેટલીક વાર અમારું ધ્યાન ખેંચતા પત્રો સ્વહસ્તે લખીને મોકલવાનું પણ ચૂકતા નહિ. એની પાછળ ટીકાની વૃત્તિ નહોતી, પણ દોરવણીની અને આત્મીયતાની લાગણી હતી એ અમે સ્પષ્ટ જોઈ શકતા. તેથી આદર્શ પત્રકારત્વ અને વ્યવહારુ મુશ્કેલીઓની ચર્ચા અમે પણ એમની સાથે છૂટથી કરી શકતા. વડીલ હતા તો પણ પોતે કહે તે જ સાચું એવો એમનો આગ્રહ નહોતો. બીજાનું દૃષ્ટિબિંદુ સમજવાની તૈયારી દેખાડવા સાથે તેઓ પોતાનો અભિપ્રાય શા માટે

સાચો છે તે સમજાવવા કલાકો સુધી ચર્ચા કરવાની ધીરજ પણ બતાવતા.

† કપિલરાય મનવંતરાય મહેતા
[તંત્રી, 'સંદેશ'; (અમદાવાદ)]

*

## નમૂનેદાર કૌટુંબિક જીવન

પૂજ્ય દાદાસાહેબનું કૌટુંબિક જીવન નમૂનેદાર અને સુખમય હતું. પત્ની પૂજ્ય વાહિનીબાઈનું સ્થાન એમના જીવનમાં ખૂબ મોટું હતું. તેઓ પોતે આદર્શ પુત્ર, આદર્શ પતિ અને પિતા હતા. ઘરમાંનાં બધાં જ કુટુંબીજનો તથા આપ્તસ્નેહીજનો સાથે, અને એટલું જ શું પણ નોકર-કર્મચારીઓ સાથે ય, એમનો વર્તાવ ખૂબ પ્રેમાળ રહેતો. એમની માતૃભક્તિ ખૂબ ઉચ્ચ કોટિની હતી. આવા પુણ્યશાળી સાત્વિક વૃત્તિના સજ્જનનું સ્મરણ સહુના મનમાં રહે એમાં શી નવાઈ?

મ † શાંતાબાઈ મોહિલે
[મરાઠીનાં અધ્યાપક: ભૂતપૂર્વ અધ્યક્ષ, મહારાષ્ટ્ર સમાજ અને ભગિની સમાજ; (અમદાવાદ)]

*

## નીતિમત્તા અને પ્રસિદ્ધિ-પરાઙ્મુખતા

કામ કરવામાં જ માનનારા અને પ્રસિદ્ધિ ખોળવાથી દૂર રહેનાર સ્વ. શ્રી માવળંકર સત્યનિષ્ઠ અને સન્નિષ્ઠ વ્યક્તિ હતા. નૈતિક રીતે નિર્બળ હોય તેવા કેસો એક વકીલ તરીકે હાથ ધરવાનું પણ તેમને રુચતું નહિ અને કાયદાની દૃષ્ટિએ નિર્બળ પરંતુ નૈતિક રીતે વાજબી હોય તેવા કેસો તેઓ નિર્ભયતાપૂર્વક હાથ ધરતા.

રાજકારણમાં જુઠાણા વિના ચાલી જ ના શકે એવી માન્યતાના તેઓશ્રી વિરોધી હતા. અને ભારતમાં ઝડપથી વધતા જતા કાયદાઓને લઈને નૈતિકતા અને શુદ્ધ માણસાઈનો પણ લોપ થઈ રહ્યો છે એમ માનનારા વર્ગના તેઓશ્રી હતા.

વ્યક્તિમાત્રે ઊંચનીચના ભેદભાવ ભૂલીને પોતપોતાનાં કર્તવ્ય ફરજના ભાન સાથે સચ્ચાઈપૂર્વક અદા કરવાં જોઈએ, એમ થાય તો જ સમાજનો સાચો ઉત્કર્ષ થાય, એમ પણ તેઓ માનતા હતા.

† રમણભાઈ બી. અમીન
[અગ્રણી ઉદ્યોગપતિ; એલેમ્બિક કેમિકલ્સ; (વડોદરા)]

*

## ઉદાર અને પ્રેમાળ વડીલ

રાજ્યસભાના સભ્ય તરીકે હું જ્યારે સને ૧૯૫૨માં દિલ્હી પાછો આવ્યો ત્યારે સહુપ્રથમ મેં ડૉ. રાધાકૃષ્ણનની મુલાકાત લીધી. તે વખતે તેઓ ભારતના ઉપપ્રમુખ, અને એ હોદ્દાની રૂએ, રાજ્યસભાના અધ્યક્ષ હતા. ડૉ. રાધાકૃષ્ણને પહેલી જ વાત મને તરત એ કરી કે રાજ્યસભાના નાયબ અધ્યક્ષપદ માટે દાદાસાહેબે મારા નામની ભલામણ કરી છે. એ પદ માટે નામ સૂચવવા સારુ વડા પ્રધાન નેહરુએ દાદાસાહેબને વિનંતી કરેલી અને એમણે મારું નામ રજૂ કરેલું. રાજ્યસભાના સભ્ય તરીકે હું રાજ્યસભાના સભ્યોના હક્કો અને વિશેષાધિકારો માટે ઝઘડતો. દાદાસાહેબને એમ લાગતું કે હું લોકસભાના સભ્યોના હક્કો અને વિશેષાધિકારો પર તરાપ મારવાના પ્રયાસો કરી રહ્યો છું. મારી એવી હંમેશ હિમાયત રહેતી કે રાજ્યસભાના સભ્યોને અંદાજ સમિતિ અને જાહેર હિસાબ સમિતિના સભ્યપદ અને કામકાજમાં સામેલ કરવા જોઈએ અને લોકસભાના સભ્યો જેટલા જ રાજ્યસભાના સભ્યોના હક્કો એકસરખા રહેવા જોઈએ. દાદાસાહેબના મતે, નાણાંકીય સત્તાઓ આખરે તો લોકસભા પાસે જ હોવાથી રાજ્યસભાના સભ્યોને એ રીતે (નાણાંકીય સમિતિઓમાં) સામેલ ન કરી શકાય. અમારા વિચારો આમ ભિન્ન હતા, છતાં દાદાસાહેબ હંમેશ મારી તરફ કૂણી નજર રાખતા અને મારા પર સતત પ્રેમ વરસાવતા. પાછળથી એમ નક્કી કરાયું હતું કે રાજ્યસભાના સભ્યોને જાહેર હિસાબ સમિતિમાં સામેલ કરવા. હવે તેઓને Committee on Public Undertakingsમાં પણ સહભાગી બનાવાયા છે.

E † એસ. વી. કૃષ્ણમૂર્તિરાવ
[નાયબ અધ્યક્ષ, લોકસભા; (નવી દિલ્હી)]

*

# ઉમદા ઉપરી

દાદાસાહેબમાં એક બહુ મોટો ગુણ મેં હંમેશ જોયો તે એ કે તેઓ જ્યારે પણ કોઈ દલીલો સાંભળતા ત્યારે અચૂક એકાગ્ર ચિત્તે, ધ્યાનપૂર્વક સાંભળતા અને એ દલીલોને સમજવાની કોશિશ કરતા. એમાં એવું પણ બનતું ખરું કે, હું જે કાંઈ કહેતો હોઉં તેને બાજુ પર મૂકીને તેઓ પોતાનો નિર્ણય કરે. ઘણુંખરું તો તેઓ સલાહ સ્વીકારતા, સિવાય કે તેમને અન્યથા કોઈ કારણો જણાતાં હોય; અને તેઓ જ્યારે સલાહ સ્વીકારતા ત્યારે એ મુદ્દો એમનો પોતાનો બની જતો અને પછી તેઓ એ વાતનું સમર્થન અને એ અંગેની લડત એવી રીતે કરતા કે જાણે એ અભિપ્રાય એમણે પોતે જ ઘડ્યો હોય. ખાતાના વડા માટે આ એક બહુ મોટી વાત ને રાહત છે કે, પોતે જાણે કે પોતાનો વરિષ્ઠ અધિકારી કોઈ પણ માહિતી કે સલાહ (જે એને પોતાના હાથ નીચેના માણસ પાસેથી મળી હોય) માટે એને દોષિત અગર જવાબદાર નથી ગણવાનો. છેવટે તો, સ્પીકરને પોતાની સલાહ આપવી એ સેક્રેટરીની ફરજો અને સત્તાક્ષેત્રમાં અભિપ્રેત છે, અને એક વાર સલાહ આપી તથા સ્પીકરે તે અપનાવી, પછી એને નિરાંત લાગવી જોઈએ કે કોઈ પણ વખતે એને (સેક્રેટરીને) એ અંગે જવાબદાર નહિ ઠરાવાય. મારે માટે આ બહુ મોટી રાહત હતી અને એને કારણે તંત્રને પણ ભારે હરખ અને વેગ મળતો.

E †

**મહેશ્વર નાથ કૌલ**
[લોકસભાના ભૂતપૂર્વ સેક્રેટરી; નિયુક્ત સભ્ય, રાજ્યસભા; (નવી દિલ્હી)]

*

# અધ્યક્ષોના અધ્યક્ષ

સને ૧૯૪૯માં પાર્લમેન્ટરી પ્રોસીજર અને પ્રૅક્ટિસનો અભ્યાસ અને અનુભવ મેળવવા જ્યારે સૌરાષ્ટ્ર સરકારે મને દિલ્હી મોકલ્યો ત્યારે દાદાસાહેબ સાથેનો અમદાવાદનો અમારો ગુરુ-શિષ્ય તરીકેનો સંબંધ ફરી તાજો થયો. વીસ વર્ષ પછી ફરીથી દાદાસાહેબની પાસેથી શિક્ષણ મેળવવાનો પ્રસંગ ઊભો થયો. આ વખતે જૂની મધ્યસ્થ ધારાસભામાંથી સ્વતંત્ર હિંદને છાજે તેવી તથા હાઉસ ઑફ કૉમન્સની બરોબરી કરી શકે તેવી પાર્લમેન્ટ બનાવવાની રૂપાંતર ક્રિયા ચાલુ હતી. જૂની ધારાસભાના સચિવાલયમાં માંડ ૫૦-૬૦ માણસો હતા તેને બદલે ૬૦૦ માણસોના સ્ટાફવાળું સચિવાલય શરૂ કરવું, તેની અદ્યતન ગોઠવણી કરવી, પાર્લમેન્ટરી લોકશાહી મજબૂત બને તેવું સ્વતંત્ર સચિવાલય સ્થાપવું વગેરે કામકાજ ઝડપભેર ચાલું હતું. જૂના કાળમાં ધારાસભા પ્રત્યે આશંકાની નજરે જોવા તથા તેની સત્તાઓ ઉપર બને તેટલા દૃષ્ટ, અદૃષ્ટ, સીધા અને આડકતરા અંકુશો રાખવા અને પજવણી કરવા ટેવાએલી અમલદારશાહી પાસેથી કામ લેવું એ સાધારણ વાત ન હતી. સદ્‌ભાગ્યે આ બધા કામને પહોંચી વળે તેવા શ્રી કૌલ જેવા કાર્યદક્ષ અને બાહોશ સચિવ દાદાસાહેબને મળી ગયા અને બીજી તરફ પાર્લમેન્ટરી લોકશાહીમાં પાર્લમેન્ટનું જે ગૌરવ અને સર્વોપરી સ્થાન છે તે સ્થાપવા પંડિત જવાહરલાલ નેહરુએ દાદાસાહેબને સંપૂર્ણ સાથ આપ્યો. લોકસભા સચિવાલયમાં મારી ટ્રેઇનિંગ પૂરી થઈ ત્યારે દાદાસાહેબને મળવા ગયો તે વખતે તેમણે આપેલો ગુરુમંત્ર હજુ યાદ કરું છું. તેમની રજા લેતી વખતે તેમણે મને કહ્યું, 'જુઓ, લોકશાહી સ્થાપવી, વખતે સહેલી હશે, પણ તેનો આત્મા સાબૂત રાખવો હશે તો લોકશાહીને તંદુરસ્ત બનાવે તેવી પ્રણાલિકાઓ પાડવાની ખાસ જરૂર છે. અત્યાર સુધીનો સરકારનો વહીવટી ઢાંચો એવો રહ્યો છે કે જે પાર્લમેન્ટરી લોકશાહીનાં મૂલ્યાંકનો સ્થાપવા ઘણી જ અગવડ ઊભી કરે છે. તેઓ એમ ઇચ્છે છે કે સર્વોપરી સત્તા તેમની પાસેથી સરી ન પડે. આ બધા વચ્ચે કામ કરવું મુશ્કેલ છે છતાં કોઈની શેહમાં દબાયા વગર કામ કરશો તો લોકશાહી સફળ બનશે.'

આ પછી દાદાસાહેબનો વધુ ગાઢ પરિચય થયો સને ૧૯૫૫ના જાન્યુઆરી માસમાં જ્યારે રાજકોટ મુકામે હિંદની વિધાનસભાઓ અને વિધાનપરિષદોના અધ્યક્ષો અને સચિવોની પરિષદ બોલાવવામાં આવી હતી ત્યારે, અધ્યક્ષોની પરિષદ ભરવાની પ્રણાલિકા તો છેક સને ૧૯૨૧થી શરૂ થએલી. હિંદમાં નવા બંધારણ

નીચે જ વિધાનસભાઓ યોજવામાં આવી હતી. તેના નિયમો ઘણા જૂના કાળથી ચાલ્યા આવતા હતા. નવા બંધારણ હેઠળ પાર્લમેન્ટરી લોકશાહીનો દરેક રાજ્યમાં સમકક્ષ વિકાસ થાય તે માટે નવા નિયમો, નવી પ્રણાલિકાઓ અને એક જાતના સમાન ધોરણો દાખલ કરવાની જરૂરિયાત ઊભી થઈ હતી. દાદાસાહેબે અધ્યક્ષોની પરિષદને જુદા જુદા રાજ્યોમાં બોલાવવા માટે નવી વ્યવસ્થા અને પદ્ધતિ દાખલ કર્યા: સને ૧૯૫૧માં ત્રિવેન્દ્રમ મુકામે, સને ૧૯૫૩માં ગ્વાલિયરમાં, સને ૧૯૫૪માં શ્રીનગરમાં અને સને ૧૯૫૫માં રાજકોટમાં, અધ્યક્ષો અને સચિવોની પરિષદો ભરવામાં આવી. શ્રીનગરમાં પરિષદ ભરાઈ તે વખતે જુદે જુદે સ્થળે અધ્યક્ષોની પરિષદ માટેનાં આમંત્રણો આવ્યાં હતાં પણ આ પરિષદ સૌરાષ્ટ્રમાં ભરવા માટે દાદાસાહેબે શ્રીનગરમાં જ ખાસ ભારપૂર્વક પસંદગી આપી હતી. આ રીતે સૌરાષ્ટ્રને પરિષદ ભરવાનું અનેરું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું. અધ્યક્ષોની એ પરિષદ ભરવા માટે ઘણાં સાધનો અને સગવડોની જરૂર પડે છે. સૌરાષ્ટ્ર જેવડું નાનું રાજ્ય આ બધાંને પહોંચી વળશે કે કેમ તે માટે તેઓ સચિંત હતા. પણ પરિષદની તૈયારીઓ અને એને માટે ઊભી કરેલી સગવડો જોઈ તેઓ ખૂબ સંતુષ્ટ થયા. એટલું જ નહિ પણ આવી તૈયારીથી ભાવિ પરિષદો યોજવી જોઈએ તેવું તેમણે લોકસભા સચિવાલયને જણાવ્યું. આ પરિષદ વખતે આ સેવકને સૌરાષ્ટ્ર વિધાનસભાના સચિવ તરીકેનું સદ્ભાગ્ય સાંપડ્યું હતું, અને એ કારણે દાદાસાહેબ માવળંકરના ઘણા અંગત પરિચયમાં આવવાનું થયું હતું. રાજકોટમાં આવેલા કૉનોટ હૉલમાં આ પરિષદની બેઠક ત્રણ દિવસ માટે બોલાવવામાં આવી હતી. બીજા ત્રણ દિવસ જૂનાગઢ, વેરાવળ, પોરબંદર, જામનગર વગેરે સ્થળોની મુલાકાત લેવા માટે કરવામાં આવેલી ગોઠવણથી પણ તેઓ સંપૂર્ણ સંતુષ્ટ હતા. અધ્યક્ષ પરિષદનું સંચાલન તેઓ જે રીતે કરતા, જે રીતે માર્ગદર્શન આપતા અને મુશ્કેલ ગણાતા પાર્લમેન્ટરી પ્રશ્નોનો જે રીતે સરળ ઉકેલ આપતા તે જોઈને કોઈને પણ એમ થાય કે દાદાસાહેબ તો અધ્યક્ષોના પણ અધ્યક્ષ હતા.

**હરકાન્ત શુક્લ**
[સચિવ, ગુજરાત વિધાનસભા;
(અમદાવાદ)]

## મક્કમતા અને દૂરંદેશી નજર

લોકશાહીમાં તમામની જાગૃતિ, કે જે અભ્યાસ અને પૂર્વગ્રહ સિવાય આવી શકે, તે અંગે દાદાસાહેબ આગ્રહ રાખતા. આજથી ૨૨-૨૩ વર્ષ પહેલાંની વાત છે. તે વખતે ચાલતા એક સાંસ્કૃતિક મંડળના દાદાસાહેબ પ્રમુખ થયા. તે મંડળનું નામ સોવિયેટ મિત્રમંડળ હતું. તે વખતે કૉંગ્રેસના હોદ્દેદારોમાં એક શ્રી દાદાસાહેબ અને બીજો હું એમ બે સભ્યો પણ હતા. તે વખતે માનનીય શ્રી મોરારજીભાઈએ આ સામે વાંધો ઉઠાવ્યો અને દાદાસાહેબ સામે વર્તમાનપત્રોમાં પણ ઉહાપોહ થાય તેવા પ્રયત્નો થયા. પણ દાદાસાહેબે બહુ જ મક્કમતાથી આવા સાંસ્કૃતિક મંડળોની આવશ્યકતા સ્વીકારી. એટલું જ નહિ પણ તેમાં સક્રિય રીતે કાર્ય કરવાનું ચાલુ રાખ્યું. કૉંગ્રેસના બંધારણમાં આવી કોઈ પણ જાતની મનાઈ ન હોવાથી અમારી સામે કોઈ પગલાં કોઈ ભરી શક્યા નહિ. આજે આપણે જોઈએ છીએ કે સોવિયેટ રશિયા સાથે આપણે ઘણા મૈત્રીપૂર્ણ કરારો કર્યા છે. આ પ્રસંગમાં આપણને દાદાસાહેબની દૂરંદેશી નજરનો પરચો મળે છે.

**વાસુદેવ નટવરલાલ ત્રિપાઠી**
[ડેપ્યુટી મેયર, અમદાવાદ મ્યુનિસિપલ કૉર્પોરેશન;
(અમદાવાદ)]

## સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાના સૂત્રધાર

મુંબાઈની લોકલ સેલ્ફ-ગવર્નમેન્ટ ઇન્સ્ટિટ્યૂટની સફળતા જોઈને તથા એ કામમાં મળેલ અનુભવ અને જ્ઞાનને કારણે મને વારંવાર થયા કરતું કે જે રીતે અગાઉના મુંબાઈ રાજ્યમાંની સ્થાનિક સંસ્થાઓને આ ઇન્સ્ટિટ્યૂટને કારણે ફાયદો થયો તેમ અખિલ ભારતીય ધોરણે પણ બધી સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓને લાભ અપાવી શકાય એવું રાષ્ટ્રીય સ્વરૂપનું એક તંત્ર રચવું જોઈએ. પાછળથી જ્યારે શ્રી માવળંકર દિલ્હીમાં પાર્લમેન્ટના સભ્ય અને અધ્યક્ષપદે ચૂંટાયા ત્યારે મારી વાતને અમલી બનાવવાની તક મને મળી. બનતી વહેલી તકે મેં આ બાબત અંગે દાદાસાહેબ સાથે અને રાજકુમારી અમૃતકૌર (જેઓ તે વખતે ભારત સરકારનાં આરોગ્યપ્રધાન હતાં) સાથે ચર્ચાવિચારણા કરી. અખિલ ભાર-

તીય સંસ્થા સ્થાપવાની મારી કલ્પનાને બન્નેએ આવકારી. પરિણામે એક કામચલાઉ બંધારણ બનાવાયું અને ત્યાર બાદ ઑલ ઇન્ડિયા ઇન્સ્ટિટ્યૂટ ઑફ લોકલ સેલ્ફ ગવર્નમેન્ટની રીતસર સ્થાપના સને ૧૯૫૧માં થઈ. સ્પીકર માવળંકર એ ઇન્સ્ટિટ્યૂટના પ્રથમ અધ્યક્ષ નિયુક્ત થયા અને શ્રી એસ. કે. પાટિલ (રેલ્વેપ્રધાન) કારોબારી સમિતિના પ્રથમ પ્રમુખ નિમાયા. શ્રી પાટિલ હવે ઇન્સ્ટિટ્યૂટના અધ્યક્ષપદે છે.

E † ચુનીલાલ ટી. બરફીવાલા

[ઑલ ઇંડિયા ઇન્સ્ટિટ્યૂટ ઑફ લોકલ સેલ્ફ-ગવર્નમેન્ટના પ્રણેતા; (મુંબાઇ)]

*

## સમયશીલતાના આગ્રહી

બિલિમોરાના સેવ્ય-સેવકાશ્રમની મુલાકાતે દાદાસાહેબ આવેલા. અવિશ્રાંત શ્રમ કરનાર દાદા અભ્યંકર આ સંસ્થા ચલાવી રહ્યા છે. અમારી ફૅક્ટરીની લગભગ સામે જ તે છે. એ વખતે અમારે ઘેર રહેવાની હા પાડીને દાદાસાહેબે અમારું મોટું સન્માન કર્યું. એમની બહુશ્રુતતાને ત્યારે મેં નજીકથી નિહાળી. એમનાં ચારિત્ર્ય અને વ્યક્તિત્વનાં ચમકદાર પાસાં મેં જોયાં. અમારી સાથેના તેમના ટૂંકા સહવાસથી પણ અમે દાદાસાહેબની કડક સિદ્ધાંતનિષ્ઠાની કદર કરતા થયા. તેઓ જે કાંઈ કહેતા કે કરતા તે પૂરેપૂરું સ્પષ્ટ અને મુદ્દાસરનું હોય. કશી વાતમાં અદ્ધરપણું નહિ. પોતાના જીવનમાં અને બીજાંઓના જીવનમાં સમયશીલતા માટે એમને મન કેટલું મહત્ત્વ હતું! તેને કારણે, જાહેર જીવનના આટલા ટૂંકા ગાળામાં, ખાસ કરીને આપણા સ્વાતંત્ર્ય પછીના સમયમાં, એમણે ઘણી બધી સિદ્ધિઓ મેળવી એમાં જરા પણ નવાઈ જેવું નથી.

E † મકરંદ નરહર સરદેસાઇ

[ઉદ્યોગપતિ; સમાજસેવક; સરદેસાઈ ઇન્ડસ્ટ્રીઝ પ્રા. લિ.; (બિલિમોરા)]

*

## સ્વસ્થતાથી શાંત, તાર્કિક દલીલો કરતા

દાદાસાહેબનું ભાષણ સને ૧૯૩૫ના ડિસેમ્બરમાં ક્યારેક આણંદમાં સાંભળ્યું એની હૂબહૂ છાપ સ્મરણપટ ઉપર અંકાએલી છે. કેટલાંક કૌટુમ્બિક કારણોથી ત્યારે હું એકાદ માસ આણંદમાં રોકાયો હતો. એ અરસામાં આણંદ સુધરાઈની ચૂંટણી હતી. એમાં કૉંગ્રેસી ઉમેદવારોના પ્રચાર કાર્ય માટે દાદાસાહેબ અને બીજા એક વક્તા (જેમનું નામ અત્યારે યાદ આવતું નથી) અમદાવાદથી ત્યાં આવેલા હતા. એ સમયે એક સાંજે આણંદના ચોકમાં દાદાસાહેબે આપેલા વ્યાખ્યાનની–અને એ પાછળ રહેલાં તેમના વ્યક્તિત્વની–મારા ચિત્ત ઉપર ઊંડી અસર થઈ હતી. ભાષણખોર ઝનૂની–પ્રચારનો એમાં સદંતર અભાવ હતો. પૂરી સ્વસ્થતાપૂર્વક શાંત, તાર્કિક દલીલો તેમણે વિશદ અને તોળેલી ભાષામાં કરી હતી. એ સમયે પણ ઠેરઠેર થતા ચૂંટણી-પ્રચારમાં એ વ્યાખ્યાન અપવાદરૂપ લાગ્યું હતું.

† ભોગીલાલ જ. સાંડેસરા

[નિયામક: પ્રાચ્યવિદ્યા મંદિર, મ. સ. યુનિવર્સિટી; (વડોદરા)]

*

## સપ્રમાણ અને ખુમારીભર્યું વ્યક્તિત્વ

દાદાસાહેબનાં વ્યક્તિત્વમાં સપ્રમાણતા, કરકસર, પ્રેમ, ખુમારી એવાં ઘણાં તત્ત્વો હતાં. સતત ચિંતનશીલ રહેવા તેમની તેજસ્વી બુદ્ધિ તેમણે કેળવી હતી. એક પ્રકારની એકાગ્રતા સતત નિષ્કામ સેવા-કર્મ કરવાની વૃત્તિથી તેમણે કેળવી હતી. તેથી તેમની સૂચનાઓમાં કોઈ ઉશ્કેરાટ આવતો જ નહિ, પણ પ્રશ્ન ગમે તેવો જટિલ હોય તો ય રોચક સ્થિરતા તેમની સૂચનામાંથી આવતી. એક વાર પ્રેમાભાઈ હૉલના તંત્ર સાથે ઇલેક્ટ્રિસિટી ખાતાને ઝઘડો પડ્યો. પરિણામે તેનું લાયસન્સ ખૂંચવી લેવાયું. નવું લાયસન્સ ન અપાયું. ઘણી વિચારણા ચાલી ત્યારે કેટલા યે મિત્રોએ એ પ્રશ્ન થોડી આડી-અવળી રીતો વાપરી ઉકેલી આપવા ખાતરી આપી. દાદાસાહેબે કડક રીતે ના પાડી. કોઈ સરકારી ખાતાને લાંચ-રૂશ્વતથી જીતવાની એમણે મના કરી. પ્રેમાભાઈ હૉલ આઠ મહિના લાયસન્સ વિના રહ્યો. તેની આવક બંધ પડી ગઇ, અમારાં નાટકો બંધ પડ્યાં અને અંતે આઠ મહિને તુમારનો ઉકેલ આવ્યો ત્યારે કોઇને ય નીચું જોવું ન પડ્યું, અને સરકારી તંત્રને ય જાહેર સંસ્થાઓના કાર્ય-

કર્તાઓ સાથે કેમ વર્તવું તેની શીખ મળી.

જશવંત ઠાકર
[અધ્યક્ષ, નાટ્યવિદ્યા વિભાગ, હ. કા. આર્ટ્સ કૉલેજ;
(અમદાવાદ)]

*

## પોતાના પર ચોકી રાખતા

છેલ્લી મુલાકાત તો મને વિશેષ યાદ રહી ગઈ છે. દાદાસાહેબ દિલ્હીથી આવેલા. 'તમને મળવાનું મન છે, જો આવો તો'– એવો સંદેશો કહેવરાવેલો. હું ગયો. ખૂબ હેતથી મળ્યા: 'તમે ખરું કહ્યું!' 'શી બાબતમાં?' મેં પૂછ્યું. 'આ, Problem with me is not after Nehru. What with him is my problem!' લગભગ મારા જ શબ્દો મારી સામે દાદાસાહેબે ધર્યા. લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટમાં What after Nehru?ના વિષય પરના પરિસંવાદમાં હું આમ બોલેલો અને પછી 'Nehru, the best recruiting sergeant for Communists' એમ મેં કહેલું. આ વાત એમના લગી બાણીની નીકે પહોંચી હશે. એમણે તો એ જ વાતથી મારું સ્વાગત કર્યું. અને એમની મેળે જ દિલ્હીની વાતો માંડી. આશ્રમમાં પ્રાર્થનાસભામાં જતાં પણ, 'આલોને સાથે' કહી, લઈ ગયા. મેં કહ્યું: 'મારી આવા કશામાં શ્રદ્ધા નથી', ત્યારે મલકયા. પાછા આવતાં મને કહે: 'દલાલ, તમે કાંઈ વાર્તાઓ અને કટાક્ષમાં લખ્યું છે, મેં સાંભળ્યું?' મેં કહ્યું: 'વાંચશો?' એમણે હા પાડી. મેં 'મૂકમ્ કરોતિ' અને 'કથરોટમાં ગંગા' એ બે સંગ્રહો આપ્યા. 'કાલે તમે આવશો?' એમણે કહ્યું. બીજે દિવસે ગયો ત્યારે ખૂબ ખુશ હતા. 'આ તમારી નકલી વારે અસલીને જવું પડે એ વાર્તા તો ખૂબ ગમી મને!' મેં કહ્યું કે એ મારી વાર્તા નથી, પંચતંત્રની વાર્તા છે, મેં તો એને માત્ર થોડો 'મેઇક-અપ' કર્યો છે. તો તરત બીજી 'શોભા વૈષ્ણવની અને કલા પ્રભુની' વાત કાઢી. વાંચી ગયા હતા એટલું નહિ પણ મને અભિપ્રેત હોય કે ન હોય એમ એમણે અમુક પાત્ર એટલે આ અને ફલાણો એટલે પેલો એવું પણ મનમાં ધારેલું. એમણે મને કહ્યું પણ ખરું. જ્યાં ખરું હતું ત્યાં હું ચૂપ રહેતો. ખોટું હોય ત્યાં ના કહેતો. તરત કહે: 'Then my guess is wrong!'

મેં બહુ સીધો સવાલ પૂછ્યો: તમને લાગે છે દાદાસાહેબ, 'Nehru is no good judge of men?' મને કહે: દલાલ, ખુશામદ તો ખુદાકો ભી પ્યારી હૈ. મેં કહ્યું: દાદાસાહેબ આટલું દિલ્હીનું! અને એ ખડખડ હસી પડ્યા.

આ અમારું છેલ્લું મિલન હતું.

સહુ સહુની માન્યતા મુજબ દરેક વર્તે છે. દાદાસાહેબ એમાં અપવાદ ન હતા. પણ જેમ નિકટ આવવાનું થયું તેમ એક વસ્તુની પ્રતીતિ થઈ: આ માણસ જાત પર તો ચોકી રાખે જ છે!

જયંતિ દલાલ
[જાણીતા લેખક અને વિવેચક; માજી ધારાસભ્ય;
(અમદાવાદ)]

*

## સરદારશ્રીની સંસ્થાઓના હિતેશ્રી સલાહકાર

છંતાલીસમાં (સને ૧૯૪૬) સાબરમતી આશ્રમ છોડી વેડછી આશ્રમને અમે અમારું ઘર બનાવ્યું. વેડછી આશ્રમની પ્રવૃત્તિઓ કૂદકે ને ભૂસકે વધતી જતી હતી. આદિવાસીઓમાં વર્ષોથી થએલાં સેવાકાર્યને લીધે જાગૃતિ પણ આવતી જતી હતી. કામનો વેગ અને વિસ્તાર વધ્યે જતાં હતાં. બારડોલી–વેડછીના આશ્રમો પૂ. સરદારસાહેબના માનસપુત્ર સમાં હતા. તેમાં વેડછી આશ્રમનો વિકાસ શિક્ષણના પાયા ઉપર વિશેષ ખીલી રહ્યો હતો.

જાહેર કામ જેમ જેમ વધતું જાય તેમ તેમ તેને અનેક સંગઠનો જોડે કામ પડે. સરકારનાં કેળવણી ખાતાં અને પછાત વર્ગ ખાતાં જોડે તો રોજનો જ વ્યવહાર. આવાં ખાતાંઓ જોડેનો વ્યવહાર રજિસ્ટર્ડ સંસ્થા દ્વારા ચલાવવો જરૂરી થઈ પડ્યો. દાદાસાહેબ સરદારશ્રીની બધી જ સંસ્થાઓના હિતેશ્રી સલાહકાર અને કાયદાની બાબતમાં તો એમના સિવાય બીજું હોય જ કોણ? એટલે જુગતરામભાઈ પાસેથી બધી વિગત સમજી લઈ રાનીપરજ સેવા સભાનું બંધારણ તેમણે ઘડી આપ્યું. આ દિવસોમાં દિલ્હીમાં તેઓ સ્પીકરપદે હતા. કામનો બોજ વધારે રહેતો પણ આદિવાસી સેવાનાં જાહેર કામો

માટે હંમેશ તેમને ફુરસદ જ હતી!

મોહન નરહરિભાઈ પરીખ
[સુરુચિ મુદ્રણાલય; (બારડોલી)]

*

## ગુણગ્રાહક અને ખેલદિલ

કવિશ્રી નાનાલાલને કૉંગ્રેસની પ્રવૃત્તિ અને કૉંગ્રેસ કાર્યકરો તરફ અણરાગ હતો. આ અણરાગ તેઓ જાહેરમાં પણ વ્યક્ત કરતા. આથી કવિશ્રી પાસે જતાં અમને ઘણાને, તેઓ પ્રત્યે માન હોવા છતાં, સંકોચ થતો. શ્વેત ટોપી જોઈને તેઓ અકળાઈ ઊઠતા. એમના અવસાન સમયે એમને નિવાસસ્થાને અંજલિ આપવા આવનાર નાગરિકોમાં હિંદુસ્તાનના પ્રથમ નાગરિક દાદાસાહેબને નિહાળી ક્ષણભર માટે હું સ્તબ્ધ બનેલો. આ પ્રસંગે કવિશ્રીના પ્રશંસકો, મિત્રો અને સાહિત્યકારો હાજર હોય એ સમજી શકાય; પરંતુ તે સમયે કૉંગ્રેસના એક અગ્રણી કાર્યકર માત્ર દાદાસાહેબ માવળંકર હાજર હોય એ મારા જેવા કેટલાકને માટે માન્યામાં આવે તેમ નહોતું. કવિશ્રીના દેહાવસાન સમયે એમની સાથેના મતભેદો એક બાજુ રહેવા દઇ ગુજરાતના એક સંમાન્ય કવિની સાહિત્યિક પ્રતિભા અને પ્રજ્ઞાથી ખેંચાઈ દાદાસાહેબ એ વ્યક્તિને સંમાની રહ્યા હતા, એ તે પ્રસંગની વિશિષ્ટતા હતી. થોડા દિવસ પહેલાં વીર સાવરકરના અવસાન સમયે મનઃચક્ષુ સમક્ષ દાદાસાહેબનો આ પ્રસંગ તરવરી રહ્યો અને મારા મનમાં પ્રશ્ન સળવળ્યા કર્યો; 'જાહેર જીવનનાં આપણાં મૂલ્યાંકનોમાં ક્યારે આમૂલ પરિવર્તન થશે? પ્રસંગ આવ્યે મતભેદોને એક બાજુ મૂકી દઇ ક્યારે ગુણગ્રાહકતા વ્યક્ત કરી શકીશું?'

ધીરજલાલ ધનજીભાઇ શાહ
[માનાર્હ મંત્રી, ગુજરાત સાહિત્ય સભા; (અમદાવાદ)]

*

## પ્રસન્ન ગૃહજીવન, ઉદાર આતિથ્ય

સને ૧૯૪૭ના માર્ચનો પ્રારંભ. લિયાકતઅલીખાનના ચકચારભર્યા બજેટના એ દિવસો હતા. કાંઈક કામ નિમિત્તે મારે એ વખતે દિલ્હી જવાનું થયું. ભાઈ પુરુષોત્તમ (તે વખતે ૧૮–૨૦ વર્ષના સુકુમાર કિશોર, પણ ત્યારે ય ચોકસાઈ, વ્યવસ્થા, સ્નેહભર્યો સ્વભાવ, વિગતોની કાળજી, વગેરે દાદાસાહેબના ગુણસમુચ્ચયનું તાદૃશ્ય પ્રતિબિંબ) તરફથી દાદાસાહેબને ખબર મળતાં જ તેમનો તાર આવ્યો, 'આપણે ત્યાં જ ઊતરવાનું છે.' સ્ટેશન પર લેવા આવનારી કાર તથા તેના શોફરનું વર્ણન, વગેરે પણ તેમણે આપી દીધાં. ૨૦, અકબર રોડ, નવી દિલ્હીના તેમના વિશાળ બંગલામાં ૩–૪ દિવસ તેમની સાથે રહેવાનું થયું. તે દરમિયાન મુ. સુશીલાબેન અને દાદાસાહેબના પ્રસન્ન, મધુર જીવનના પમરાટનો નિકટથી અનુભવ થયો. દાદાસાહેબના ગૃહજીવનમાં મુ. સુશીલાબેન કેન્દ્રસ્થાને. 'મારે આજે કઇ શેરવાણી પહેરવી, કયા બૂટ પહેરવા—એ બધું એમણે જ નક્કી કરવાનું.' મીઠા સ્મિત સાથે દાદાસાહેબ કહેતા. મુ. સુશીલાબેન પણ એટલાં જ પ્રેમાળ, કાળજીસભર. મારે દિલ્હીથી નીકળવાનું થયું તેની અગાઉના દિવસે મુ. સુશીલાબેન તથા દાદાસાહેબને સંજોગવશાત્ બહારગામ જવાનું થયું. બીજે દિવસે કાંઇક તહેવાર હતો, એટલે મુ. સુશીલાબેન રસોઇ કરનાર મહારાજને ઘટતી સૂચના આપતાં ગયાં, પણ તહેવારને ધ્યાનમાં લઈને મારા માટે પૂરણપોળી તો પોતાને હાથે જ બનાવીને નીકળ્યાં.

દાદાસાહેબની આતિથ્યભાવના તથા નાની નાની બાબતોમાં પણ ઝીણવટપૂર્વક કાળજી લેવાની ટેવના આ દિવસોમાં નિકટથી દર્શન થયાં. સવારે મારા કરતાં તે વહેલા ઊઠે, એટલે ઉપરની રૂમ પર હું સૂતો ત્યાં રોજ ખાસ દાદર ચઢીને આવે તથા મને ઉઠાડી જાય. સ્વભાવે હું કાંઈક શરમાળ, એ તેમના ખયાલમાં આવી ગએલું એટલે ચા-નાસ્તા તથા ભોજન વખતે એમનો ખાસ આગ્રહ હોય જ. પાર્લમેન્ટમાં જતાં-આવતાં કારમાં સાથે હોઈએ ત્યારે, ડાઈનિંગ ટેબલ પર તથા સાંજના ભોજનાંતે તથા સવારે નવી દિલ્હીની ઠંડી સડકો પર સાથે ફરવા જઈએ ત્યારે તેમની રસભરી છટાથી અનેક પ્રકારની વાતચીત ચાલતી. પાર્લમેન્ટમાં ગયા પછી કહેતા, 'હવે, આ કાર તમારે જ્યાં જવું હોય ત્યાં લઈ જજો. સાંજે ચાર વાગ્યે મને પાછી મળે એટલે બસ'. આ બાબતમાં મારાં શરમસંકોચને તેમણે નમતું આપ્યું નહિ, એટલે પાર્લમેન્ટમાં 'Question Hour' પૂરો થતાં હું તેમની કારમાં નીકળી જતો અને સાંજે બેઠક પૂરી થાય તે પહેલાં પાછો આવી જતો. સાંજે મોટે ભાગે

દાદાસાહેબની સાથે કોઈ ને કોઈ પાર્ટીમાં જવાનું થતું. તેમાં જવાહરલાલજી, સરદાર અને અન્ય પ્રધાનોને કાંઇક નિકટથી મળવાનું થતું. રોજરોજ આ રીતે ગોઠવાતી પાર્ટીઓ પ્રત્યે મેં અણગમો દર્શાવતાં તેમણે કહ્યું, 'તમારું કહેવું બરાબર છે. પણ આ જાતની પાર્ટીઓ દ્વારા પ્રધાનોને લોકસંપર્કમાં રહેવાની તથા ભાતભાતના વર્ગની અગણ્ય વ્યક્તિઓને નજીકથી મળવાની તક મળે છે, એટલે એનું પણ મૂલ્ય છે.' ખાવાપીવાની વાનીઓમાં આ પાર્ટીઓમાં મુખ્યત્વે ખારાં કાજૂ, ફળફળાદિ તથા ચા-કૉફી રહેતાં.

**રમણીકલાલ શાહ**

† [આચાર્ય, સ્વામિનારાયણ સાયન્સ કૉલેજ; (અમદાવાદ)]

*

## સામાન્ય કાર્યકર પ્રત્યે હમદર્દી

પૂજ્ય દાદાસાહેબનો પ્રથમ સીધો પરિચય સને ૧૯૩૫માં થયો. હું વીરમગામ મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં ફક્ત ચાર મતથી હારી ગયો હતો. ચૂંટણીમાં, મરેલાંના મત તથા false personification વગેરે ગેરરીતિઓ અજમાવવામાં આવી હતી. તેથી ચૂંટણી રદ કરાવવાની અરજી માટે ગએલો. મારી હકીકત સાંભળીને કંઇ પણ ફી લીધા સિવાય લડી આપવાની તૈયારી બતાવી. મારે કાંઈ અંગત પરિચય ન હતો છતાં, અંગત રસ લીધો. આ હતી તેમની સામાન્ય કાર્યકર તરફની હમદર્દી.

**છોટાલાલ છગનલાલ ભટ્ટ**

† [વકીલ; કૉંગ્રેસ કાર્યકર; (વીરમગામ)]

*

## સ્પર્શમણિ

પૂજ્ય દાદાસાહેબમાં એક ખૂબી હતી. તેઓ કોઈ પણ સંસ્થાની જવાબદારી અગર હોદ્દો સ્વીકારતાં ખૂબ વિચારી જોતા. અને તેઓશ્રી જે સંસ્થા સાથે સંકળાય કે એ સંસ્થાની ઝીણામાં ઝીણી વિગતથી માહિતગાર બનવા પ્રયત્ન કરે. પૂજ્ય દાદાસાહેબની સૂઝ અને વ્યવહારદક્ષતા એવાં હતાં કે જે સંસ્થાનું કામ હાથમાં લે તે પછી 'ગુજરાત સભા'ના મંત્રી તરીકે હોય કે હરિજન આશ્રમના અધ્યક્ષ તરીકે; અમદાવાદ મ્યુનિસિપલ વહીવટ હોય કે અમદાવાદ એજ્યુકેશન સોસાયટીનો વહીવટ. સંસ્થા નાની હોય કે મોટી—જેની સાથે સંકળાયે, સંબંધ જોડયો કે તેનાં ઉત્કર્ષના સદાય હિતચિંતક. એનું એક નાનું ઉદાહરણ કડલાલની 'વકીલ કે. મો. એજ્યુકેશન સોસાયટી.' કડલાલ જેવા નાના ગામમાં સ્થપાએલ કેળવણી મંડળનું બંધારણ ઘડવામાં પૂજ્ય દાદાસાહેબનો ફાળો હતો. અને એ બંધારણ અસ્તિત્વમાં આવ્યું ત્યારથી, તેઓશ્રી જીવ્યાં ત્યાં સુધી, તેના બોર્ડ ઑફ ટ્રસ્ટીઝના ચેરમેનપદે રહ્યા. આ સંસ્થાના નાના મોટા પ્રસંગોએ પૂજ્ય દાદાસાહેબે સદાય હાજરી આપી છે એટલું જ નહિ પણ વખત મળે તો વર્ષે બે વર્ષે આ સંસ્થામાં આખી રાત ગાળવી એવી ભાવના—એવો સ્નેહ પૂજ્ય દાદાસાહેબ સંસ્થા જોડે રાખતા. કડલાલની અંદર નાની-મોટી કેળવણીની સંસ્થાઓ ફૂલીફાલી છે તેમાં પૂજ્ય દાદાસાહેબનો પ્રત્યક્ષ યા પરોક્ષ ઘણો મોટો હિસ્સો છે. કડલાલનું કેળવણી મંડળ અને કડલાલ ગામ પૂજ્ય દાદાસાહેબનું એ રીતે ખૂબ જ ઋણી છે.'

**દીપક શંકરલાલ પરીખ**

† [સિનેટ સભ્ય, ગુજરાત યુનિવર્સિટી; (કડલાલ)]

*

## દરદીઓની સેવામાં દિલચસ્પી

સૌથી વિશેષ ધ્યાન ખેંચે એવી દાદાસાહેબની પ્રવૃત્તિ હતી હરહંમેશ સાંજના હૉસ્પિટલનું 'રાઉન્ડ' લેવાની. મ્યુનિસિપાલિટીનું કામ પૂરું કરી દરરોજ રાતના તેઓ હૉસ્પિટલમાં આવે જ; અને મેટ્રન સાથે ખાટલે ખાટલે ફરી દર્દીઓની મુલાકાત લે; તેમની સગવડ-અગવડનો અભ્યાસ કરે અને મુશ્કેલીઓ જણાતાં તેનો સ્થળ ઉપર ત્યાં ને ત્યાં જ નીકાલ કરે. આવા દાદાસાહેબના રાઉન્ડથી સ્ટાફના સભ્યો સતેજ રહેતાં અને પોતાનું કાર્ય નિયમિતતાથી અને સંપૂર્ણ સ્વસ્થતાથી કરતા. ઘણા દર્દીઓનાં દર્દ અંગે અગર ઑપરેશન્સ અંગે પણ ડૉક્ટરો સાથે તેઓ રસપૂર્વક ચર્ચા કરતા અને એ રીતે સંસ્થાના અનેકવિધ વહીવટમાં ઊંડો રસ લઈ તેની અપ્રતિમ સેવા કરતા.

હૉસ્પિટલનાં પ્રથમ મેટ્રન તરીકે એક અંગ્રેજ મહિલાની, અનુભવી બાઈ તરીકે પસંદગી કરવાની દાદાસાહેબે હિંમત કરેલી. એ બહેનને શ્રી જે. સી. કુમારપ્પા અને અન્ય આગેવાન દેશસેવકો સાથે સારો એવો

પરિચય હતો. એમનું નામ હતું 'શ્રીમતી વીનીફ્રેડ બી. લૅઝરસ', અને તે સમયની સામાન્ય પ્રણાલિકા અનુસાર તેમને 'મિસિસ લૅઝરસ' એ નામે સંબોધવામાં આવતાં. દાદાસાહેબ જ્યારે હૉસ્પિટલમાં રાઉન્ડ લેવા આવે ત્યારે અન્ય નર્સિંગ સ્ટાફનાં સભ્યોને 'બહેન' શબ્દથી સંબોધે તો તેમને ખૂબ આનંદ થાય. હવે, 'લૅઝરસ' એ તો હતી એના પતિની અટક અને એમનું નામ હતું 'વીનીફ્રેડ'. બહેન શબ્દ વીનીફ્રેડને બહુ બંધબેસતો લાગ્યો નહિ એટલે દાદાસાહેબે સૂચવ્યું કે તમારું નામ જો ગુજરાતી ભાષાને અનુરૂપ બદલવાની તમારી સંમતિ હોય તો તેની સાથે બહેન શબ્દ બંધબેસતો થાય અને શોભે પણ ખરો. એ બહેને પોતાની અનુમતિ આપી અને દાદાસાહેબે એમનું નામ રાખ્યું 'વીણાબહેન'. જ્યારે જ્યારે દાદાસાહેબ રાત્રે મોડા-વહેલા રાઉન્ડ માટે આવે અને કાઉન્ટર ઉપર ઊભા રહી 'વીણાબહેન' કહે કે તરત જ તે બહેન હસતાં હસતાં સામાં આવે.

† સોમનાથ શીવરામ જોશી

[સેક્રેટરી, વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલ; (અમદાવાદ)]

*

## મનુષ્ય-સ્વભાવનું સુરેખ દર્શન

અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખપદે દાદાસાહેબ હતા તે વખતનો આ બનાવ છે. સાવ નાનકડો છે, પણ મનુષ્ય-સ્વભાવનું દર્શન એમાં છે. એક રાત્રે ધૂળિયાના શ્રી શંકર શ્રીકૃષ્ણ દેવ દાદાસાહેબને ઘેર મહેમાન હતા, એમને મળવા સારુ હું ગયો હતો. દાદાસાહેબ ભદ્રમાંના પોતાના મકાનમાં હૉલમાં વચ્ચે ટેબલ અને તે પર બધા કાગળો રાખીને એમાં નજર નાખતા હતા અને કામકાજ કરી રહ્યા હતા (રાત્રે દસ વાગ્યાનો સમય): અમે ત્રણ અને ચોથા એક ગુજરાતી ભાઈ કામ માટે આવ્યા હતા તે હતા. થોડા વખત પછી પેલા ગુજરાતી ભાઈએ દાદાસાહેબને કહ્યું કે, 'દાદા, તમે હવે આરામ લો. તમારી તબિયત સારી નથી રહેતી, વગેરે'. (એ વખતે દાદાસાહેબની તબિયત નાદુરુસ્ત રહેતી હતી). દાદાસાહેબ હસ્યા, અને બોલ્યા કે, 'ખરેખર મેં હવે વિશ્રાંતિ લેવાનું જ હમણાં નક્કી કર્યું છે.' થોડા વખત પછી એ ગૃહસ્થે જે કામ કાઢ્યું હતું તે સંબંધમાં વાત શરૂ કરી. દાદાસાહેબે કહ્યું, 'હવે મેં વિશ્રાંતિ લીધી છે!' એ ભાઈ સમજી ગયા. હસ્યા. પરંતુ એમનું કામ થયું, અને તેઓ ચાલ્યા ગયા. તેઓ ગયા પછી દાદાસાહેબે કહ્યું કે, 'માણસ સ્વાર્થી હોય છે, પરંતુ ઉપર ઉપરથી કેવી ઉદારતા બતાવતો હોય છે એનો આ પ્રત્યક્ષ પુરાવો જુઓ!'

મ † અનંત સખારામ વણીકર

[વયોવૃદ્ધ સમાજસેવક અને ધર્મ-ઉપાસક; (અમદાવાદ)]

*

## અધ્યાપકો સાથે આત્મીયતા

જૂન, ૧૯૩૭થી હું દાદાસાહેબના પરિચયમાં આવ્યો. લંડનની યુનિવર્સિટી કૉલેજમાંથી અભ્યાસ પૂરો કરીને હું તાજો જ ઇંગ્લૅન્ડથી પાછો ફરેલો અને અમદાવાદની એલ. ડી. આર્ટ્સ કૉલેજના અધ્યાપક વર્ગમાં જોડાયો હતો. અમદાવાદ એજ્યુકેશન સોસાયટીએ આ નવી કૉલેજ તે વખતે શરૂ કરેલી. શેઠ કસ્તુરભાઈ લાલભાઈના મોટા દાનને કારણે અને દાદાસાહેબની દૂરંદેશીભરી સલાહને લીધે આ આર્ટ્સ કૉલેજ અસ્તિત્વમાં આવી. અમે વીસેક જુવાન અધ્યાપકો હતા. અમારા જૂથમાંના દરેકની સરેરાશ ઉંમર માંડ ૩૦ થી ૩૨ વર્ષની હશે. સોસાયટીની ગવર્નિંગ બૉડીએ ખાસ કાળજી રાખીને એવા જ અધ્યાપકો પસંદ કરેલા કે જેમની શૈક્ષણિક સિદ્ધિઓ અને મહત્ત્વાકાંક્ષાઓ મોટી હોય, અને નહિ કે જેમણે ફક્ત દીર્ઘકાળ ભણાવ્યું જ હોય. અમારા જૂથના નેતા તરીકે, કૉલેજના આચાર્યપદે ડૉ. વી. કે. આર. વી. રાવ હતા. સને ૧૯૩૭થી સને ૧૯૩૯નાં વર્ષો ભારે મોટી આંતરરાષ્ટ્રીય તંગદિલીનાં હતાં અને એમાંથી જ પછી બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું હતું અને જેને પરિણામે પછી આપણું આર્થિક અને રાજકીય જીવન કટોકટીભર્યા સ્વરૂપનું બન્યું હતું.

એ જ વખતે આપણી રાષ્ટ્રીય ચળવળ પૂરજોશમાં ચાલતી હતી. ગાંધીજીના નામને કારણે અમદાવાદની ભૂમિ પવિત્રતાથી અંકિત થઈ હતી. શૈક્ષણિક અને સામાજિક હેતુઓ માટે ગાંધીજીએ હરિજન આશ્રમ સ્થાપ્યો હતો તે છોડીને મહાત્માજી વર્ધામાં નવો આશ્રમ ખોલવા માટે તાજા જ ગયેલા. ગાંધીજીના કાર્ય વડે અમદાવાદનું વાતાવરણ હજી ઠીક ઠીક ભરેલું રહ્યું હતું અને અમદાવાદ એજ્યુકેશન સોસાયટી સાથે સંલગ્ન

તો અમને મોટે ભાગે તો વિધિસરની અને અવિધિસરની એવી સરકારી કે અધિકૃત સભાઓ વખતે જ મળતી. ક્યારેક સામાજિક મેળાવડાઓમાં અમે મળી જતા. તે દિવસોમાં શું કે આજે પણ શું, દિલ્હીમાં એવા મેળાવડાઓની કદી અછત નહોતી! પરંતુ, શ્રી માવળંકર ઘણું ખરું આવી પાર્ટીઓમાં આવવાનું ટાળતા. અધિકૃત સભાસંમેલનો પ્રસંગે વ્યક્તિની શક્તિઓ અને કિંમત જાણવા મળે ખરી, પણ એવી વ્યક્તિ સાથે અનૌપચારિક અને ગાઢ સ્નેહસંબંધો ને વાતોચીતો માટે ભાગ્યે જ કોઈ સમય કે અવકાશ રહે.

તેમ છતાં, પાર્લમેન્ટના સભ્યોને લગતી અને પ્રધાનો તથા સનદી નોકરો સાથેના સભ્યોના સંબંધોને સ્પર્શતી અનેક મહત્ત્વની બાબતો વિષે દાદાસાહેબ સાથે ચર્ચાવિચારણા કરવાની અનેક તકો મને સાંપડી હતી. પાર્લમેન્ટની સર્વોચ્ચ સ્થિતિનો સ્વીકાર સતત થતો રહે તે માટે શ્રી માવળંકર ખાસ કાળજી રાખતા; તે સાથે જ, રોજબરોજનાં કામમાં સરકારી તંત્રની કાર્યક્ષમતાને કોઈ રીતે આંચ ન આવે તે માટે પણ તેઓ તત્પર રહેતા. આ અંગેના સવાલો પરત્વે વરિષ્ઠ સનદી નોકરો સાથે દાદાસાહેબ અવારનવાર અનૌપચારિક વાતચીત કરતા. વરિષ્ઠ અધિકારીઓને એમની વ્યક્તિગત હેસિયતમાં દાદાસાહેબ મળતા-કરતા.

દાદાસાહેબની નિષ્પક્ષતાની વૃત્તિ સહુ કબૂલ કરતા. બંધારણનું તથા પાર્લમેન્ટરી પદ્ધતિ અને વ્યવહારનું તથા પાર્લમેન્ટરી વિશેષાધિકારોનું દાદાસાહેબનું જ્ઞાન ઊંડું હતું, અને એમાં એમની બરોબરી કરી શકે એવું કોઈ નહોતું. પરિણામે, એમના નિર્ણયો અચૂક શિરસાવંદ્ય બનતા. ભારત એના પ્રથમ સ્પીકરની બાબતમાં ખરેખર ભાગ્યશાળી હતું. ઇંગ્લેન્ડમાં જેમ સ્પીકરપદ માટે મળતાવડા સામાન્યજનોમાંથી કોઈ એક પર નજર પડે છે તેવું કરવાને બદલે આપણે ભારતમાં જો શ્રેષ્ઠ ચારિત્ર્ય અને શક્તિઓવાળા પુરુષોમાંથી સ્પીકરને ખોળવાની નેમ રાખીશું તો આપણને લાભ થવાનો છે.

E † એચ. એમ. પટેલ

[I. C. S. (નિવૃત્ત); અધ્યક્ષ, ચારુતર વિદ્યામંડળ; (વલ્લભ વિદ્યાનગર)]

## સરદારશ્રીના પરમ સ્નેહી અને સાથી

સપ્ટેમ્બર, ૧૯૪૬માં હું સરદાર વલ્લભભાઈ પટેલના અંગત મંત્રી (Private Secretary) તરીકે જોડાયો અને એ રીતે દાદાસાહેબના ખૂબ ગાઢ સંપર્કમાં આવવાનું મારે થયું. દાદાસાહેબ સરદારશ્રીના અતિ નિકટના અને અંગત મિત્ર હતા, અને લગભગ રોજ સાંજે તેઓ સરદારને ઘેર મળવા આવતા. બન્નેને એકબીજા સાથે ક્યારે ય મતભેદ થયો લાગતો નહોતો; જીવનનાં મૂલ્યો પ્રત્યે તેમને એકસરખી આસ્થા હતી; દેશના સવાલો તરફ જોવાની બન્નેની દૃષ્ટિ સમાન હતી; ઢોંગી અને આડીઅવળી વાતોની બન્નેને સૂગ હતી અને ઓછામાં ઓછા વખતમાં કામનો નિકાલ કરવાની બન્નેની નેમ રહેતી. તેઓ બંનેને પરસ્પર માટે આદરભાવ હતો. સરદારે એમને ઘેર બીજા કોઈની મુલાકાતને વધુ આવકારદાયક ને આનંદપ્રદ માની હોય એમ મને લાગતું નથી.

દાદાસાહેબની રોજબરોજની ભેટ સરદારને ગમતી અને દાદાસાહેબે પણ લગભગ નિત્યધર્મ તરીકે સરદારશ્રીને સતત સન્માન આપ્યા કર્યું. વ્યક્તિગત ટેવોમાં બન્ને સાદા અને ચોખ્ખા હતા; સાદગીભર્યા જીવનમાં સંસ્કાર અને સૌંદર્યનો સુમેળ સાધવામાં બન્ને કુશળ હતા. એકમેકની મનોવેદનામાં સહભાગી થવા ઉપરાંત એકબીજાનાં સુખદુઃખો, મુશ્કેલીઓ, સમસ્યાઓ અને દૃષ્ટિકોણોમાં પણ તેઓ બન્ને સહભાગી રહ્યા હતા. સરદારશ્રી અને દાદાસાહેબ વચ્ચે કોઈ અંતર હોય એવું મને ક્યારે ય જણાયું નહિ.

E † વી. શંકર

[I. C. S.; ભારત સરકારના મુલ્કી હવાઈ વ્યવહાર ખાતાના સેક્રેટરી; (નવી દિલ્હી)]

*

## મારા પાલક અને દેવપુરુષ

કેટલાક આત્માઓ આપણા જીવનને ભેટે છે અને આપણા ચારિત્ર્યને ઘડે છે. આપણા જીવન પર તેઓ પરોક્ષ રીતે અસર કરે છે. એમના વિના આપણે આડે રસ્તે ખેંચાઈ ગયા હોત. દાદાસાહેબે આવા પાલક અને દેવપુરુષની ભૂમિકા મારા જીવનમાં ભજવી.

સને ૧૯૪૫માં પૂનાની વસંત વ્યાખ્યાનમાળાનો હું સેક્રેટરી હતો ત્યારે મંગલ-પ્રવચન માટે મેં દાદાસાહેબને

નોતરેલા. તેઓ તે વખતે મુંબાઈ ધારાસભાના સ્પીકર હતા. તેમણે સાનંદ મારું નિમંત્રણ સ્વીકારેલું અને બહુ સુંદર પ્રવચન કરેલું. પોતાના રહેઠાણથી સભાસ્થળ સુધીનો આખો રસ્તો તેઓ ચાલતા આવ્યા. એમને વાહનની સગવડ આપી તો હસીને કહે કે, 'ફિકર કરશો નહિ. મારું સાંજનું ફરવાનું થશે. હું મારી મેળે સીધો સભાસ્થળે આવી પહોંચીશ'. તેઓ કદી ઔપચારિકપણું રાખતા નહિ.

તેમની શિસ્તભાવના અજોડ હતી. વ્યક્તિગત સત્યાગ્રહના દિવસોમાં (સને ૧૯૪૦–'૪૧) દાદાસાહેબ થોડા મહિના માટે યરવડા જેલમાં રાજકીય બંદીવાન તરીકે રહેલા હતા. સરદાર પટેલ અને બીજા નેતાઓ સાથે દાદાસાહેબ એ જેલમાં હતા. એક દિવસ દાદાસાહેબનાં પુત્રી સાથે મારી પત્ની ને હું જેલમાં એમની મુલાકાત માટે ગયાં. રોજિંદા મુલાકાતીઓમાં અમારી ગણતરી થઈ નહોતી. દાદાસાહેબે જેલના અધિકારીઓની પરવાનગી માગી, અને અમને ઑફિસની બહાર ઊભાં રાખ્યાં. જ્યારે અધિકૃત પરવાનગી મળી ત્યારે એમણે અમને અંદર બોલાવ્યાં અને પછી હંમેશની જેમ પ્રેમભરી રીતે અમારી સાથે વાતચીત કરી.

E ↑ ગોપીનાથ ગણેશ તળવલકર
[જાણીતા મરાઠી લેખક અને સાહિત્યકાર; સમાજસેવક; ભૂતપૂર્વ સંપાદક: 'આનંદ'; (પૂના)]

*

## કામશેતમાં રિયાસતકાર સાથે

કામશેતમાં અમે અઢાર માસ હતાં તે દરમિયાન શ્રી દાદાસાહેબ અને શ્રીમતી સુશીલાબાઈ શ્રી નાનાસાહેબ સરદેસાઈના સહવાસમાં થોડા દિવસો રહેવાને વાસ્તે અનેક વાર આવતાં તેનાં સંસ્મરણો ભૂલી શકાય તેવાં નથી. રિયાસતકાર નાનાસાહેબ સરદેસાઈ દાદાસાહેબને પોતાના નાના ભાઈ ગણતા, અને દાદાસાહેબ તો નાનાસાહેબને પિતૃતુલ્ય ગણી એ રીતે એમની પ્રત્યે પૂજ્યભાવ રાખતા. નાનાસાહેબને ઘેર બીજા એક મોંઘેરા મહેમાન આવતા તે પ્રસિદ્ધ ઇતિહાસવિદ સર જદુનાથ સરકાર. દર વર્ષે ઉનાળામાં ૭ થી આઠ અઠવાડિયાં માટે સર જદુનાથ કામશેત રહેવા આવતા. નાનાસાહેબની પરોણાગત સર જદુનાથે અને દાદાસાહેબે એક સાથે માણી હોય તેવા બે ત્રણ પ્રસંગો મને યાદ છે. આવા મોટા મુલાકાતીઓને લીધે તો નાનાસાહેબને ત્યાં અન્ય મુલાકાતીઓની પણ અવરજવર વધુ રહેતી અને નાનાસાહેબનું ઘર જાણે ઋષિનો આશ્રમ હોય અને ચોમેરથી અતિથિઓ આવ્યા હોય એવું સરસ લાગતું.

એ દિવસોની મજા ઓર હતી. નાનકડા જૂથમાં હું પણ રહેતો ને વાતો સાંભળતો. વિશ્વના બનાવો અને ખાસ કરીને ભારતની શકવર્તી ઘટનાઓ વિષે વાતો ચાલતી. આ ત્રણ મહાપુરુષો જે બોલતા તે હું રસપૂર્વક ને અદબથી સાંભળતો અને એ વાતો-અનુભવોને મારા સ્મરણપટમાં સંઘરતો. સર જદુનાથ ઓછું બોલતા અને કહેતા; નાનાસાહેબ વાતો કરવાના શોખીન ખરા, અને મરાઠા ઇતિહાસના લેખન-સંશોધન-કાર્ય અંગેની બોધપ્રદ વાતો તેમજ વડોદરામાં મહારાજા સયાજીરાવ ગાયકવાડની સેવામાં ગાળેલા દિવસો વખતના અનુભવો તેઓ અવારનવાર કહેતા; પણ દાદાસાહેબ માવળંકર જ સૌથી વધુ વખત બોલતા અને નાનાસાહેબને પણ મોટે ભાગે શ્રોતાની ભૂમિકામાં રહેવાનું થતું. દાદાસાહેબ પાસે વાતોનો જાણે અખૂટ ભંડાર હતો. એમનો અનુભવ સમૃદ્ધ હતો. સ્વાતંત્ર્યસંગ્રામ પ્રસંગના તથા ગાંધીજી–સરદાર વગેરે સાથેના બનાવો વિષેનાં સંસ્મરણો દાદાસાહેબ જાણે એક પછી એક મોતીની જેમ રજૂ કરતા. કામશેતમાંની એ વાતો વખતે અમારા જૂથમાં દાદાસાહેબ એકદમ તરી આવતા. એમનું ભવ્ય વ્યક્તિત્વ, શુદ્ધ ખાદીનો એમનો શુભ્ર પોષાક, પલાંઠી વાળીને ટટાર બેસવાની એમની છટા, એમના સ્વરૂપવાન મુખ પરનું હંમેશ દેખાતું મનોહર હાસ્ય, એમનો મધુર અવાજ અને તેથી યે વિશેષ એમની વિનોદ-શાણપણયુક્ત વાણી—એ બધાંથી દાદાસાહેબ અમારાં હૈયાંને પુલકિત કરતા અને આખું વાતાવરણ પ્રસન્ન અને પ્રફુલ્લિત બની જતું.

E ↑ ગણેશ લક્ષ્મણ ચંદાવરકર
[આચાર્ય, રામમોહન ઇંગ્લિશ સ્કૂલ, મુંબાઈ; અધ્યક્ષ, પ્રાર્થના સમાજ; (મુંબાઈ)]

*

## ગોખલે–પ્રણાલિકાના કુશળ કાર્યકર

શ્રી દાદાસાહેબ માવળંકરનો પિંડ અને એમની

વૃત્તિ રચનાત્મક હતાં. કેળવણીના કાર્ય માટે એમને ઊમળકો હતો. એમનામાં સંગઠન-કૌશલ્ય હતું, નામદાર ગોખલેના નિકટના અનુયાયીઓમાં જેમ સંસ્થાઓ ઊભી કરવાની અને તેમને વ્યવસ્થિત રીતે ચલાવવાની આવડત હતી, હિસાબ-કિતાબ ચોક્કસ ને ચોખ્ખા રાખવાની કુશળતા હતી, ઉદારતાવાદી વૃત્તિ હતી તેવી જ બધી કુશળતા દાદાસાહેબમાં હતી. આળસ, ઢીલાપણું, અસ્ત-વ્યસ્ત કારભાર એ બધું કેવું હોય એની જાણે તેમને કદી ખબર જ નહોતી. સુધરાઈના પ્રમુખ, ધારાસભાના પ્રમુખ અને ગાંધી નિધિ કે કસ્તૂરબા ટ્રસ્ટના પ્રમુખ તરીકે દાદાસાહેબે કરેલી કામગીરી એમના સાચા કૌશલ્ય-ની સાક્ષી પૂરશે.

રાવસાહેબ (પુરુષોત્તમ હરિ) પટવર્ધન
[મહારાષ્ટ્રના ખ્યાતનામ સમાજવાદી અને સર્વોદય નેતા; 'આંતર ભારતી'ના એક પ્રણેતા; (પૂના)]

* *

## 'ધીરે ધીરે સુધારાનો સાર'

આધુનિકતા અને વિજ્ઞાન પ્રત્યેનો તેઓનો પક્ષપાત છતાં પ્રાચીન તત્ત્વોના મહત્ત્વ અંગે દાદાસાહેબ ઘણા જ સજાગ હતા. એક પ્રસંગ મને સદા યાદ રહેશે.

નિધિની કુષ્ઠ સમિતિની એક બેઠકમાં ખ્રિસ્તી મિશનરીઓ કુષ્ઠ-સેવા દ્વારા ધર્માંતરની પ્રવૃત્તિ ચલાવતા તેમને મદદ આપવા ન આપવાના ઠરાવ અંગે ભારે વિવાદ જાગી ગયો. સ્વ. જાજુજીએ એકદમ આકરું વલણ લીધું અને આકળા થઈને કહ્યું: 'આ પ્રશ્ન પર કોઈ સમાધાન કરવા હું તૈયાર નથી, મત લઈ લો'.

ભાગલા પાડીને મતગણતરી કરવાની વાત આવી કે તરત જ દાદાસાહેબના ચહેરા પર દુઃખ છવાઈ ગયું. એમણે કહ્યું: 'તમે તો જાણો છો કે હું પાર્લ-મેન્ટનો સ્પીકર છું. આજકાલ તો ત્યાં બંધારણ-સુધારાના ખરડા પર રોજ ભાગલાનો ઘંટ વારંવાર વાગે છે. મારે જ મત લેવા પડે છે, પણ મને તે જરા યે ગમતું નથી. આ આપણી ભારતીય પદ્ધતિ નથી. આપણે ત્યાં હજારો વર્ષોથી પંચાયત પદ્ધતિ ચાલતી આવી છે. આજે ય અનેક સંસ્થાઓ ને ટ્રસ્ટો કામ કરે છે એ બધાંમાં એકમતે કામ થાય છે. મતભેદ તો હોય. માથે માથે મતિ નિરાળી તો રહેવાની. પણ સંસ્કારી માણસો બાંધછોડ કરીને એકમેકને અનુકૂળ થવાનો પ્રયત્ન કરે છે. હું માનું છું કે બાપુને નામે ચાલતી સંસ્થાઓમાં તો બહુમતી લઘુમતીના ભાગલા હરગિઝ ન પડવા દેવાય. હું પ્રમુખ છું ત્યાં સુધી તો તેવું કદી નહિ થવા દઉં. (પછી મારા તરફ ફરીને કહેઃ) 'જુઓ, તમે તો સમિતિના સભ્ય નથી, એટલે તટસ્થ ગણાઓ. દેવદાસની સાથે બેસી સલાહ કરો અને બને ઠરાવના ખરડા જોઈ-તપાસીને એક મધ્યમમાર્ગી ખરડો રજૂ કરો ત્યાં સુધી આ વિષય મુલ-તવી રહેશે.'

અંતે સર્વસંમત ઠરાવ થયો.

પ્રબોધ ચોકસી
[ભૂદાન કાર્યકર; (વારાણસી)]

*

## શ્રી અને સરસ્વતીનો સુભગ મેળ

દાદાસાહેબને પુસ્તકો ખરીદવાનો શોખ. એક વાર મેં તેમને દિલ્હીથી મારા માટે પુસ્તક લાવવા જણાવ્યું. તેમણે મને પુસ્તક દિલ્હીથી લાવી આપ્યું પણ પૈસા લીધા નહિ અને જણાવ્યું કે, 'મારાં પુસ્તકોની સાથે તમારું પુસ્તક ખરીદાયું તેમાં પૈસા શાના લેવાના?' શ્રી અને સરસ્વતીનો આવો સુભગ મેળ ક્યાં જોવા મળશે?

દાદાસાહેબ જ્યારે જ્યારે ઘરની બહાર નીકળે ત્યારે માતાજીને પ્રણામ કરે. સ્પીકર થયા પછી માતાજી માંદાં, મરણ-પથારીવશ થયાં. દાદાસાહેબ પાર્લમેન્ટ છોડી, માતાજીની પથારી પાસે અંતિમ ઘડી સુધી રહેવાનું જાહેર કરી અમદાવાદમાં આવ્યા. મેં પૂછ્યું: 'તમારું સ્પીકરપદ કોણ સંભાળશે?' દાદાસાહેબે કહ્યું: 'જે થવાનું હોય તે થાય. મારી માતા ફરીથી મળવાની નથી. હું હોઉં તો તેની જે ચાકરી થાય તે મારી ગેરહાજરીમાં શું થવાની?' જે પુત્ર માતાના આવા અંતિમ આશીર્વાદ મેળવે તે શ્રી અને સરસ્વતી બન્નેને હાથમાં રમાડે.

માવળંકરદાદાની પડોશમાં એક વાર તરતના જન્મેલા બાળકનું મૃત્યુ થયું. તેમને કહેવામાં આવ્યું કે, 'નાનું બાળક હતું. તમે સ્મશાને નહિ આવો તો ચાલશે.' માવળંકરદાદાએ સામો જવાબ આપ્યો: 'બાળકની માતાને પૂછો. તેને કેટલું દુઃખ થાય છે?' શ્રી અને સરસ્વતીને

હાથમાં રમાડનાર ધારાશાસ્ત્રીને માનું હૃદય ઓળખવાની ફુરસદ–ખ્વાયશ હતી. તે જ ધારાશાસ્ત્રીએ ગાંધી, જવાહર અને સરદારની ત્રિપૂટીને જીવનભર સલાહ આપી.

† **ચીમનલાલ મોદી**

[પત્રકાર, સમાજસેવક; (અમદાવાદ)]

*

## દાતૃત્વ અને ગુપ્તદાન

દાદાસાહેબના દાતૃત્વનો, એમની ગુપ્તદાન વ્યવસ્થાનો વધારે અનુભવ મળ્યો ઇતિહાસ-સંશોધક શ્રી વા. સી. બેન્દ્રેની બાબતમાં. એ આખો કિસ્સો જ એવો છે કે ફરી આપણે ઉદાર, લોકપ્રેમી ખલીફની કારકિર્દીમાં જીવી રહ્યા છીએ એમ લાગે.

વાસુદેવરાવ બેન્દ્રે પોતાના સંશોધનકાર્યમાં, સાહિત્ય એકઠું કરવામાં મગ્ન હતા, તે સમયમાં દાદાસાહેબનો મુકામ પૂનામાં થયો ત્યારે એમણે બેન્દ્રેના કામની પૂછપરછ કરી. બેન્દ્રે પોતે નાદુરસ્ત તબિયત સાથે પણ તબિયત તરફ દુર્લક્ષ કરીને એકલે હાથે મથામણ કરી રહ્યા છે, એ જોઈને દાદાસાહેબે બેન્દ્રેના યોગક્ષેમની જોગવાઈ કરી. નિયમિત એ રકમ બેન્દ્રેને મળતી રહે એવી વ્યવસ્થા એમણે કરી આપી. હસ્તલિખિત તૈયાર થયા પછી એને છાપવાની વ્યવસ્થા પણ દાદાસાહેબ કરવાના હતા. પણ એટલામાં દાદાસાહેબને પ્રભુના ઘરનું તેડું આવ્યું!! બેન્દ્રે માટે દાદાસાહેબે 'પંચસહસ્રી' વ્યવસ્થા કરી હતી—એટલી રકમ બેન્દ્રેને રીતસર મળ્યાં કરી. મને આ બધી હકીકત ખુદ બેન્દ્રેએ જ કહી. એટલે દાદાસાહેબને મેં પત્ર લખીને આ પુરસ્કાર બદલ કૃતજ્ઞતા વ્યક્ત કરી હતી.

મ † **શ્રીપાદ રામચંદ્ર ટિકેકર**

[પત્રકાર; લેખક, ઇતિહાસકાર; (મુંબાઇ)]

*

## શેઠ-નોકરનો નહિ પણ આત્મીય સંબંધ

પરમ પૂજ્ય દાદાસાહેબનું નામ હોઠ પર જ્યારે જ્યારે આવે ત્યારે ત્યારે એમના અને અમારા ઘર વચ્ચેનો લગભગ ૪૦–૫૦ વર્ષનો સંબંધ યાદ આવે છે. મારા પૂ. પિતાશ્રી (સ્વરૂપચંદ રતનચંદ) પૂજ્ય દાદાસાહેબને ત્યાં નોકરી કરતા હતા અને મારા પિતાશ્રીએ દાદાસાહેબને ત્યાં લગભગ ૩૫ થી ૪૦ વર્ષ સુધી મુનીમ તરીકે નોકરી કરી હતી. દાદાસાહેબ તથા મારા પિતાશ્રી આ લોકમાં હયાત નથી પણ આજે એ સંબંધ હજી સુધી મીઠો અને નિકટનો રહેલો છે. દાદાસાહેબે જ્યારે વકીલાત શરૂ કરી ત્યારથી મારા પિતાશ્રી તેમને ત્યાં મુનીમ તરીકે હતા, તે સંબંધ એટલો બધો ગાઢ બન્યો કે મારા પિતાશ્રીને દાદાસાહેબ એક મિત્ર, સલાહકાર અને ઘરના માણસ તરીકે ગણતા હતા. આવા મોટા માણસની એ મોટાઈ છે કે અદના માણસને પણ પોતાના કરી તેનો વિશ્વાસ સંપાદન કરતા.

દાદાસાહેબમાં મોટાઈ બિલકુલ ન હતી. જ્યારે મારા પૂ. પિતાશ્રી હયાત હતા ત્યારે કોઈ વખત અમારે ત્યાં જમવા પધારેલા નહિ. પણ મારા પિતાશ્રીના મરણ બાદ જ્યારે મારાં માતુશ્રીની તબિયતના સમાચાર સાંભળ્યા કે તરત જ આવ્યા ને આશ્વાસન આપ્યું. બીજું, મારા ભાઈના વિવાહ-પ્રસંગે પણ અચૂક હાજર રહેલા. જ્યારે જ્યારે અમદાવાદ આવે ત્યારે અમારા ઘરને યાદ કર્યા કરે ને અમારા ઘરનું કેવી રીતે ચાલે છે તેની પૂછપરછ કર્યા કરે. જ્યારે કૉમનવેલ્થ પરિષદમાં હાજરી આપવા લંડન જવાના હતા તે વખતે અમારે ત્યાં દાદાસાહેબને જમવાનું આમંત્રણ આપેલું ને તેમણે સહર્ષ સ્વીકારી લીધેલું ને જમવા રાત્રે પધારેલા. અમારા માટે એ દિવસ કેટલો મહાન હતો તેની કોઈ કલ્પના થઈ શકે એમ નથી.

† **ચીનુભાઇ સ્વરૂપચંદ શાહ**

[સંજીવ પ્રિન્ટરી; (અમદાવાદ)]

*

## સાને ગુરુજી સાથે આત્મીયતા

સાને ગુરુજી માટે દાદાસાહેબને અતિશય આત્મીયતાનો ભાવ હતો. એક દિવસ સવારના પહોરમાં મુંબાઈના 'મેઘા ભુવન'માં દાદાસાહેબ એકદમ આવી ચડ્યા! સાને ગુરુજીની એ પ્રસંગે થએલી દોડધામ જોવા જેવી હતી! ભારતીય લોકસભાના અધ્યક્ષ પોતાની મેળે અને પગે ચાલીને મળવા આવ્યા હતા; સાથે કોઈ લંઘાર નહિ કે ન મળે કશો દોરદમામ! સાને ગુરુજી આવા પ્રસંગોએ તો ખૂબ સંકોચ અનુભવતા. બન્નેની વચ્ચે થએલું સંભાષણ મોટે ભાગે

મૂક, આંખોના પલકારાની આપ-લેવાણું જે થયું: દાદાસાહેબને પણ જાણે આવો દર્શન-ભેટો જ જોઈતો હતો!

'સાધના' પરિવાર સાથેનો દાદાસાહેબનો મમતાભર્યો સંબંધ વારસાના હક્કથી જ જાણે અપ્પા (પુરુષોત્તમ) પાસે ચાલી આવ્યો. સાને ગુરુજીની 'આન્તર ભારતી'ની કલ્પનાના તેઓ ચાહક બન્યા. અપ્પાના આગ્રહને લીધે સાને ગુરુજી અમદાવાદ ગયા 'માઝી અમદાવાદચી ફેરી' એ મથાળા હેઠળ ગુરુજીએ પોતાની અમદાવાદની યાત્રા વિષે લખ્યું પણ ખરું. માવળંકર કુટુંબ વિષે ગુરુજીને ખૂબ આત્મીયતા હતી. મોટાઓ ગણાતા લોકોના ભાગ્યે સાને ગુરુજીની આવી આત્મીયતા ખાસ પ્રયાસથી જ આવતી! અપ્પાનાં લગ્ન ગુજરાતી કન્યા સાથે થયાં એમાં આન્તર ભારતીની અભિવ્યક્તિ છે એમ સાને ગુરુજીને લાગ્યું. માવળંકર કુટુંબ એટલે ગુજરાત–મહારાષ્ટ્રના સ્નેહનો એક રેશમી દોરો છે; મુલાયમ પણ મજબૂત!

મ † યદુનાથ થત્તે

[સદ્ગત પૂજ્ય સાને ગુરુજી સ્થાપિત 'સાધના' સાપ્તાહિકના સંપાદક; લેખક; (પૂના)]

*

## કર્તવ્યનિષ્ઠ અને આંટીઘૂંટીઓથી અલિપ્ત

પાર્લમેન્ટની પ્રેસ ગૅલેરી કમિટીના સભ્ય અગર પ્રમુખ તરીકેની મારી હેસિયતમાં મારે ઘણી વાર દાદાસાહેબને મળવાનું થતું અને અખબારો વિષયક અનેક બાબતો પર અમારી વાતચીતો થતી. રાષ્ટ્રની પરિસ્થિતિ પરત્વે પણ અમે અવારનવાર અંગત રીતે વિચારોની આપ-લે કરતા. મેં જોયું કે દાદાસાહેબ પોતાના મતોમાં દૃઢ રહેતા. સામાન્ય રીતે રાજકારણીઓ પોતાના વિચારોમાં જે આંટીઘૂંટીઓ વણી લેતા જોવાય છે એનાથી દાદાસાહેબનું મન અલિપ્ત હતું.

દાદાસાહેબે એક વાર મને કહેલું કે સ્પીકર તરીકેનો એમનો સૌથી મોટો ફાળો એ હતો કે સરકાર અને વિરોધ પક્ષોના સંબંધોમાં સ્પીકરની સાચી ભૂમિકાની મજબૂત પ્રતિષ્ઠાપના એમણે કરી. સરકારના નેતા તરીકે જવાહરલાલ નેહરુ હતા અને નાયબ નેતા તરીકે વલ્લભભાઈ પટેલ હતા એથી કાંઈ દાદાસાહેબે સરકાર પ્રત્યે વધારાનો આદરભાવ દાખવ્યો નહોતો. એટલું જ શું પણ, એવા યે અનેક પ્રસંગો આવતા જ્યારે દાદાસાહેબ સરકારી નેતાગીરીને અને પ્રધાનોને બરાબર ટકોર કરતા. વિરોધ પક્ષ અને નાનકડા જૂથોના હક્કો માટે દાદાસાહેબ હંમેશ તત્પર રહેતા અને એ બધાંના અભિપ્રાયોને વ્યક્ત થવા દેવા માટે તક આપતા.

દાદાસાહેબની પ્રામાણિકતા અને કર્તવ્યનિષ્ઠાની ઘણી વાતો કહેવાઈ છે. એક વાત એ છે કે, સ્પીકર તરીકે એમને દર મહિને પાંચસો રૂપિયાનું આગત-સ્વાગત માટેનું ભથ્થું મળતું એ વિષેની એમની પ્રતિક્રિયા નોંધપાત્ર હતી. આ રકમ સુયોગ્ય હેતુએ માટે વપરાવી જોઈએ એમ માનીને એમણે પાર્લમેન્ટ હાઉસમાં જુદાં જુદાં ક્ષેત્રોનાં કાર્યકર સ્ત્રી-પુરુષોને ચા-પાણી માટે બોલાવીને મળવા-કરવાની પદ્ધતિ શરૂ કરી. તમામ ક્ષેત્રોમાંના લોકોને અઠવાડિયે એક બે વાર આ રીતે વારાફરતી નિમંત્રણ મળતું એને કારણે રાજધાનીનાં વિશાળ લોકસમુદાયમાંના વિવિધ માણસોને મળવાની તક દાદાસાહેબને ઉપલબ્ધ થતી. એ બધાંની સાથે વ્યક્તિગત અને જાહેર હિતનાં સવાલોની ચર્ચા તે કરતા. રાષ્ટ્રનાં કલ્યાણ અને સમૃદ્ધિ માટે દરેક જણ પોતાનાથી બનતું કેવી રીતે કરી છૂટે એ અંગે આવે પ્રસંગે મહત્ત્વનો વિચાર-વિમર્શ થતો.

એવી જ રીતે બીજી રસિક વાત એમનાં પ્રવાસ ભાડાં-ભથ્થાંની. પોતે સ્પીકર થયા પછીના તરતના સમયમાં એમની પાસે આવું એક ભાડાં-ભથ્થાંનું બિલ સહી માટે આવ્યું. જે નિયમો હતા તે પ્રમાણે અધિકારીઓએ સ્પીકર માટે જાતજાતનાં ભથ્થાંઓની રકમ એમાં મૂકેલી. દાદાસાહેબે એ અંગે સખત વાંધો ઉઠાવ્યો ઘણી ચર્ચા અને દલીલો થઇ. એમણે પછી સહી કરી પણ વધારાની તમામ રકમ એમણે સરકારી તિજોરી પાછી સુપરદ કરી દીધી. અમદાવાદથી દિલ્હી અને પાછા અમદાવાદ એમ પ્રવાસમાં જેટલો ખર્ચ પોતે કર્યો તેટલી જ રકમ એમણે લીધી.

પોતાને મળતા પગાર વિષે પણ દાદાસાહેબ ખુશી નહોતા. સરકારમાં ગએલા માણસોને કૉંગ્રેસ વિચારસરણી પ્રમાણે જે રકમ આપી શકાય તેના ક

ઘણી બધી વધારે રકમના આ પગારો હતા. પણ દાદાસાહેબના વિરોધને એમ કહીને શમાવાયો કે, ભારત સરકારમાં મુસ્લિમ લીગના સભ્યો પણ હોઈ પ્રધાનો માટેની લઘુતમ પગારની કૉંગ્રેસની યોજના વ્યવહારુ બની શકે તેમ નથી. આમ છતાં શ્રી માવળંકર મક્કમ રહ્યા અને એમણે સ્વેચ્છાથી પોતા પૂરતો પગારકાપ અમલી બનાવ્યો.

પાછળથી જ્યારે રાષ્ટ્રીય સરકારે પ્રધાનોના પગારો ઘટાડ્યા, અને દાદાસાહેબનો પગાર પણ ઘટીને મહિને ત્રણ હજાર રૂપિયાનો થયો, ત્યારે ય દાદાસાહેબના મનનું સમાધાન થયું નહોતું. પોતે મૂકેલા સ્વૈચ્છિક કાપને એમણે જારી રાખ્યો.

દાદાસાહેબના જીવનની બીજી એક બાજુ પણ નોંધપાત્ર છે. સાધારણ સ્થિતિવાળા એમનાં અનેક કુટુંબીજનો દાદાસાહેબની ઉદારતા પર નભતાં. કોઈની પણ માગણી દાદાસાહેબે ઉડાડી દીધી નહોતી. કરજ પેટે આપેલી રકમ પણ પાછી ન મળે તો દાદાસાહેબ એની બહુ ફિકર ન રાખતા; મુશ્કેલીમાં અને આપત્તિમાં હોય તેમને માટે દાદાસાહેબનું પાકિટ હંમેશ ખુલી જતું.

E ‡ દુર્ગાદાસ

['ઇંડિયા ન્યૂઝ ઍન્ડ ફીચર અલાયન્સ'ના મુખ્ય સંપાદક; (નવી દિલ્હી)]

*

## નિયમિત શારીરિક કસરત કરતા

મહારાષ્ટ્રીય માતાપિતાને ખોળે જન્મેલા દાદાસાહેબ સ્વાભાવિકતાથી ગુજરાતી બની ગયા હતા, પણ દરેક સાચા મહારાષ્ટ્રીયનું ઓછામાં ઓછું એક લક્ષણ તો એમણે અવશ્ય જાળવી રાખ્યું હતું, અને તે એ કે નિયમિત શારીરિક કસરત. 'સેવા કુટિર'ની નાનકડી અટારીમાં, ટૂંકી ચડ્ડીમાં સજ્જ એવા દાદાસાહેબને ચાલવાની કસરત કરતા હું ઘણી વાર જોતો. હું તો એટલી જ આશા રાખીશ કે ગુજરાતની મુખ્ય નગરી અમદાવાદના નાગરિકો દાદાસાહેબના આવા જાહેર પણ અજાણ્યુ વર્તનમાંથી જરૂરી બોધપાઠ લે.

E ‡ ટી. ડી. કંસારા

[જનરલ મૅનેજર, ધી બૅન્ક ઑફ ઇંડિયા લિમિટેડ; (મુંબાઇ)]

*

## રાજ્યોની ધારાસભાઓના હક્કોની હિમાયત

રાજ્યોની ધારાસભાઓના અધ્યક્ષો અને એમન સચિવોના હક્કો માટે દાદાસાહેબ હંમેશ હિમાયત કરત બંધારણે અધ્યક્ષો–સચિવોના સુયોગ્ય અને સ્વતંત્ર સ્થા માટે જોગવાઈ કર્યા છતાં જ્યાં ત્યાંની સત્તાશાળી રાજ્ય સરકારો આ બાબતમાં નમતું જોખવાને આનાકાન કરતી હતી. અધ્યક્ષો અને સચિવોના હક્કોનો સ્વીક અને અમલ કરાવવાની બાબતમાં દાદાસાહેબ અહર્નિ મથામણ કરતા, પણ એમાં એમણે સંઘર્ષ અને કડવાશ બાજુ પર રાખ્યાં હતાં, અને કોઇ પણ જાત આત્યંતિકતાથી તેઓ દૂર રહેતા. બીજાના દૃષ્ટિબિંદુને તેઓ ધીરજથી અને સમભાવથી જોતા. જાહેર હિસાબ સ મિતિ, અંદાજ સમિતિ, ઇત્યાદિ પાર્લમેન્ટરી સમિતિ સમક્ષનાં એમનાં તમામ સંબોધનોમાં દાદાસાહેબ હંમે મિત્રાચાર્યા અને રચનાત્મક વલણ પર ભાર મૂકત કામકાજ કરવામાં આ વસ્તુની ખૂબ જ અગત્ય હો વિષે તેઓ ભારપૂર્વક કહેતા. દાદાસાહેબ માનતા હ કે પાર્લમેન્ટની આવી સમિતિઓ અને સરકારનું કાર બાર તંત્ર બન્ને ખરેખર તો સમાન ધ્યેયથી પ્રેરિત કા કરે છે–વહીવટીતંત્રની શુચિતા અને કાર્યક્ષમતા સિ કરવાનું ઉદ્દિષ્ટ બન્નેનું એક સરખું છે એમ તેઓ કહેત

E ‡ એસ. એચ. બેલવ

[સચિવ, મહારાષ્ટ્ર ધારાસભા; (મુંબાઇ

*

## 'આધુનિક રામ'

ભારત સરકારના એક વરિષ્ઠ વહીવટી અધિકારી મને એક વાર સરદાર વલ્લભભાઈના અને દાદાસાહેબ વિનોદ વિષે વાત કરેલી તે ભુલાય એમ નથી. ૧૯૪૮ સાલ હતી. આ અધિકારી સરદારશ્રીને ઘેર એમની સ કોઈ અગત્યના સરકારી કાગળપત્ર પર લેવા સારુ ગ હતા. ત્યાં દાદાસાહેબને જોતાં એમણે પૂછ્યું, 'સાહે આપ અહીં ક્યાંથી?' મુંબાઈમાં સ્પીકરપદે દાદાસાહે હતા ત્યારથી આ અધિકારી દાદાસાહેબને ઓળખ હતા. દાદાસાહેબે જવાબ આપ્યો કે, પાર્લમેન્ટરી પ્ર નિધિમંડળના નેતા તરીકે તેઓ યુરોપના પ્રવાસે જવ હોઈ, સરદારશ્રીની સંમતિ, ગૃહપ્રધાનની સ્વીકૃત

મેળવવા સારુ પોતે આવ્યા છે. અધિકારીએ પૂછ્યું કે, જે સભ્યોને દાદાસાહેબ પોતાની સાથે પરદેશ લઈ જવાના છે તેઓ ભોજનાદિની રીતભાત શીખ્યા છે ને? છરી-કાંટાથી કેવી રીતે જમવું એ તેમને આવડે છે ને? દાદાસાહેબે જવાબ આપ્યો: 'તેઓ ગમે તે કરે, પણ છરી-કાંટા નહિ ખાય!' બન્ને ખૂબ હસી પડ્યા. એટલામાં સરદારશ્રી દરવાજા પાસે આવી ઊભા. તેઓ આ ગમ્મત જોતા હતા. હસવાનું પત્યા પછી સરદારે અધિકારીને પૂછ્યું કે, 'શા સારુ આવ્યા છો?' અધિકારીએ મુલાકાતનું કારણ જણાવ્યું ત્યારે સરદાર કહે, 'એ કામ ઘડીભર થોભશે; પણ પેલી હસાહસ શાની હતી?' સરદાર કહે કે આપણે બધા જ જરા ગમ્મત-આનંદથી દિવસનો આરંભ કરીએ. સરદારશ્રીની કડકાઈ વિષેની વાતો અધિકારીએ સાંભળેલી એટલે એ તો જરા ચમક્યા જ, પણ એમણે સરદારને વાત કરી. સરદાર હસ્યા અને એમણે ઉમેર્યું, 'દાદાસાહેબ તો આધુનિક રામ છે. રામ જો વાનરોની ફોજ વડે લંકા જીતી શક્યા તો દાદાસાહેબે એ પ્રયોગ શા માટે ફરી ન કરી બતાવવો?' ફરી સહુ ખડખડાટ હસ્યા.

E† ચંદ્રપ્રસાદ દેસાઈ
[જનરલ મૅનેજર, ધી અરવિંદ મિલ્સ લિમિટેડ;(અમદાવાદ)]

*

## પ્રથમ વર્ગમાં પ્રથમ

૧૯૧૧ની સાલ મને યાદ આવે છે. હું નડિયાદમાં ગવર્નમેન્ટ હાઈસ્કૂલમાં ભણતો હતો. સદ્ગત શ્રી સેવકલાલ રતનલાલ દેસાઈને ઘેર હું રહેતો હતો. તેઓ બહુ બુદ્ધિશાળી ગૃહસ્થ હતા અને એમને માટે મને ઘણું માન અને પિતૃતુલ્ય વાત્સલ્ય હતું. એમને અવલ કારકુન તરીકે ફરી નીચે ઉતાર્યા હતા, અને એમને થએલા આવા ભારે અન્યાયથી તેઓ અકળાએલા હતા. એમણે નોકરી છોડવાનો નિર્ણય કર્યો, અને બે મહિનાની રજા પર ઊતરીને પહેલી એલ.એલ.બી.ની પરીક્ષા આપવા માટેની તૈયારીઓ શરૂ કરી. અમારી ધારણાઓ ફળી અને તેઓ પ્રથમ વર્ગમાં આવ્યા. પણ ગુણાનુક્રમ પ્રમાણે તેઓ બીજા નંબરે આવ્યા, અને અમે જોયું કે શ્રી ગણેશ વાસુદેવ માવળંકર નામની એક વ્યક્તિ પ્રથમ વર્ગમાં પ્રથમ નંબરે આવી. પ્રથમ ક્રમાંક પ્રાપ્ત કરનાર આવા સજ્જનને મળવાની, સ્વાભાવિક જ, ઉત્કંઠા મને થઈ. સને ૧૯૧૫માં મેં એમને પહેલવહેલા જોયા. ફરી સને ૧૯૨૧માં એમનાં દર્શન થયાં. તે સાલમાં રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન અમદાવાદમાં ભરાયું હતું, અને હું ભૂલતો ન હોઉં તો, દાદાસાહેબ તે વખતે એના માનાર્હ મંત્રી તરીકે હતા.

પહેલી તેમજ બીજી એલ.એલ.બી. એમ બન્ને પરીક્ષાઓમાં પ્રથમ વર્ગ પ્રાપ્ત કરવાનું અજોડ માન દાદાસાહેબે મેળવેલું. એમના થોડાએક સમવયસ્કોનો ઉલ્લેખ કરું છું: સદ્ગત સર હરિલાલ કણિયા (સ્વતંત્ર ભારતની સુપ્રીમ કોર્ટના પ્રથમ મુખ્ય ન્યાયાધીશ), શ્રી જે. જી. ભગત, શ્રી પી. એસ. મસાણી, શ્રી વનેચંદ કોઠારી, સદ્ગત શ્રી નવીનચંદ્ર દેસાઈ અને શ્રી ઈંદુલાલ યાજ્ઞિક—બધા જ ખૂબ બુદ્ધિશાળી સજ્જનો હતા.

E† બકુભાઈ હરીભાઈ દેસાઈ
[નિવૃત્ત સરકારી વકીલ; જાણીતા કેળવણીકાર; (અમદાવાદ)]

*

## હિંદીના મોટા હિમાયતી

પોતે અહિંદી ભાષા બોલનારા હોવા છતાં પણ શ્રી માવળંકર હિંદીના બહુ મોટા હિમાયતી હતા. બંધારણ-સભામાં તો ભારતીય બંધારણમાં હિંદી ઘણી પાછળથી રાજભાષાના પદ પર પ્રસ્થાપિત થઈ, પરંતુ શ્રી માવળંકરે ભારતના સ્વાતંત્ર્ય બાદ તરત જ બલકે એની પહેલાં પણ દિલ્હીની વડી ધારાસભામાં હિંદીને ચાલુ કરવાના પ્રયત્નો શરૂ કરી દીધા હતા. વડી ધારાસભાના એ સમયના નિયમોમાં એક નિયમ એ હતો કે વડી ધારાસભાની ભાષા અંગ્રેજી રહેશે અને જે સભ્યો અંગ્રેજી નથી જાણતા એવા સભ્યો વડી ધારાસભામાં અંગ્રેજીને બદલે બીજી ભાષાઓમાં બોલી શકશે. એ નિયમને બદલ્યા વિના પણ શ્રી માવળંકરે એક કરતાં વધુ વાર અધ્યક્ષપદેથી નિર્ણય આપ્યો હતો કે પરિસ્થિતિ હવે બદલાઈ છે અને એને કારણે હવે વડી ધારાસભામાં હિંદીનું ચલણ વધવું જોઈએ. એટલે એ નિયમને એવી રીતે અમલી બનાવવાની જરૂર નથી કે જે સભ્યને અંગ્રેજી ન આવડે તે જ ફક્ત હિંદીમાં બોલે. આમ ઉપલો નિયમ ચાલુ રહેવા છતાં, જે સભ્યો હિંદીમાં બોલવા માગતા હોય

તેમને હિંદીમાં ભાષણ કરવાનો હક છે.

હિં ‡ શેઠ ગોવિંદદાસ

[જાણીતા કૉંગ્રેસી નેતા; બુઝર્ગ પાર્લમેન્ટ-સભ્ય; હિંદીના પ્રસિદ્ધ હિમાયતી અને સાહિત્યકાર; (જબલપુર)]

*

## પ્રભાવશાળી વક્તા

દાદાસાહેબ હંમેશ ગુજરાતીમાં જ શ્રોતાજનોને સંબોધતા. એક જ વાર એમણે અપવાદ કર્યો. એલ. ડી. આર્ટ્સ કૉલેજમાં તેઓ પોતાની વિદેશયાત્રાના અનુભવો વર્ણવી રહ્યા હતા; એ વખતનું એમનું અંગ્રેજી પ્રવચન ગુજરાતમાં મેં આજ લગી સાંભળેલા અંગ્રેજી પ્રવચનોમાં સર્વશ્રેષ્ઠ હતું અને એ સાંભળવું તે એક અનેરો લહાવો હતો. શ્રોતાજનોને એમણે મંત્રમુગ્ધ કરી દીધા હતા. ઍની બેસન્ટ અને રાધાકૃષ્ણનનો હું પ્રશંસક હતો—એમની પ્રભાવશાળી ભાષા અને અદ્ભુત વાક્‌ગંગાને કારણે. ભાષા અને વ્યાખ્યાનની બાબતમાં ઍની બેસન્ટ અને રાધાકૃષ્ણનને તોલે હું દાદાસાહેબને ગણું છું. અંગ્રેજી ભાષા પરના એમના સુંદર પ્રભુત્વ છતાં દાદાસાહેબ હંમેશ ગુજરાતીમાં બોલવાનું પસંદ કરતા! ગુજરાત અને ગુજરાતી માટે આ કેટલો બધો પ્રેમ! અને છતાં યે આખા રાષ્ટ્ર માટેના પ્રેમને એમાં આંચ આવતી નહોતી.

E ‡ પી. એમ. શ્રીનિવાસાચારી

[રાજ્યશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને ઇતિહાસના ધુરંધર વિદ્વાન અને અધ્યાપક; (અમદાવાદ)]

*

## સિત્તેર સ્નેહીજનો

[૧૦૧ અંજલિપુષ્પો પ્રગટ કરી શકાયા બાદ હવે નીચે ૭૦ સ્નેહીજનોનો ઉલ્લેખ કરીને હાલ પૂરતું સંતોષ માનવો પડે છે. એમનો આભાર માનીને ફરી ક્ષમાયાચના! લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટના સૂચિત પ્રકાશનમાં આ બધાં લખાણો પ્રગટ થશે. —પુ. ગ. મા.]

**E:** શ્રી ઉછરંગરાય ન. ઢેબર (માજી કૉંગ્રેસ પ્રમુખ; અધ્યક્ષ, ખાદી ગ્રામોદ્યોગ બોર્ડ; મુંબાઈ); ડૉક્ટર શ્રીમતી ટી. એસ. સૌંદ્રમ્ રામચંદ્રન્ (નાયબ શિક્ષણ પ્રધાન, ભારત સરકાર; નવી દિલ્હી); શ્રી કુંદનલાલ એસ. ફિરોદિયા (માજી સ્પીકર, મુંબાઈ ધારાસભા; અહમદનગર); શ્રી. વી. એસ. પાગે (અધ્યક્ષ, મહારાષ્ટ્ર વિધાનપરિષદ; મુંબાઈ); શ્રી વિશ્વનાથ દાસ (ગવર્નર, ઉત્તર પ્રદેશ; લખનૌ); શ્રી વી. વી. ગિરી (ગવર્નર; મૈસૂર; બૅંગલોર); ડૉ. પી. વી. ચેરિયન (ગવર્નર, મહારાષ્ટ્ર; મુંબાઇ); શ્રી એસ. એલ. સીલમ (લેફ્ટનંટ ગવર્નર, પૉંડીચેરી); શ્રી પી. કોદંડ રાવ (માજી સભ્ય, સર્વન્ટ્સ્ ઑફ ઇંડિયા સોસાયટી; બૅંગલોર); ડૉ. આર. વી. સાઠે (વાઇસ ચાન્સેલર, મુંબાઇ યુનિવર્સિટી); શ્રી માણેકલાલ શાહ (સભ્ય, રાજ્યસભા; નવી દિલ્હી); શ્રી ચંદ્રકાંત છોટાલાલ ગાંધી (માજી મેયર; નામાંકિત વકીલ; ઑનરરી સેક્રેટરી, અમદાવાદ એજ્યુકેશન સોસાયટી અને ગુજરાત વિદ્યાસભા); શ્રી રામચંદ્ર નારાયણ પુસાળકર (વકીલ; કોલ્હાપુર); શ્રી કે. આર. આચાર્ય (તંત્રી, 'Wealth and Welfare'; મદ્રાસ); શ્રી જી. એમ. જાધવ (મિલિટરી શિક્ષણના બુઝર્ગ હિમાયતી ને નિષ્ણાત; વડોદરા); શ્રી એસ. એસ. નાઇક (ઑનરરી સેક્રેટરી; લોકલ સેલ્ફ-ગવર્નમેન્ટ ઇન્સ્ટિટ્યૂટ; મુંબાઇ); શ્રી શાંતિલાલ એચ. શાહ (આરોગ્ય, કાયદા અને ન્યાયખાતાના પ્રધાન, મહારાષ્ટ્ર સરકાર; મુંબાઇ); શેઠ અંબાલાલ હિંમતલાલ (મિલમાલિક; અમદાવાદ); શ્રી જી. આર. કોતવાલ (પ્રિન્સિપાલ, આર્ટ્સ કૉલેજ; અમરાવતી); શ્રી વસંત કે. ઉમળે (કવિ; સમાજસેવક; ઈંડિકિવપ લિમિટેડ, અમદાવાદ); કૅપ્ટન ડૉક્ટર હરિ રામચંદ્ર નવરે (સંસ્કૃતના અધ્યાપક, જે. એસ. એસ. કૉલેજ, ધારવાડ); શ્રી રામ આસરા પૂરી (દાદાસાહેબના માજી સ્ટેનોટાઇપિસ્ટ, નવી દિલ્હી); ડૉક્ટર પી. એચ. પ્રભુ (અધ્યક્ષ, મનોવિજ્ઞાન ભવન, ગુજરાત યુનિવર્સિટી; અમદાવાદ); શ્રી એસ. એસ. દેવાશ્રયી (ડિરેક્ટર, ઑલ ઇન્ડિયા ઇન્સ્ટિટ્યૂટ ઑફ લોકલ સેલ્ફ-ગવર્નમેન્ટ-ગુજરાત શાખા; અમદાવાદ); શ્રી. ભદ્રજી ધ્રુ (સોલિસીટર; મુંબાઇ); શ્રી હરિશંકર એલ. ત્રિવેદી (વકીલ; અમદાવાદ); શ્રી આર. એમ. લાલા (તંત્રી, 'Himmat'; મુંબાઇ); શ્રી ભીખાલાલ કપાસી (લેખક; પત્રકાર; નવી દિલ્હી); શ્રી હસિત એચ. બુચ (અધ્યક્ષ, ગુજરાતી વિભાગ, ગુજરાત કૉલેજ; કવિ; અમદાવાદ); શ્રી જી. જી. મહેતા (બૅરિસ્ટર; સમાજ-સેવક; પાલણપુર); શ્રી દિનકર વિ. ત્રિવેદી (માલિક, ધી ન્યૂ ઑર્ડર બુક કંપની; અમદાવાદ); શ્રી એમ. એમ. ઉપાધ્યાય (શારીરિક શિક્ષણના ડિરેક્ટર; એમ. જી. સાયન્સ ઇન્સ્ટિટ્યૂટ; અમદાવાદ).

**હિં:** શ્રી જેઠાલાલ જોષી (મંત્રી-સંચાલક, રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ; અમદાવાદ).

**મ:** શ્રી વામન નરહર સરદેસાઈ (નિવૃત્ત શિક્ષક; માવળંકર-સરદેસાઈ કુટુંબના ઇતિહાસકાર: મુંબાઈ); શ્રી નારાયણ ગ્ર. ઠાકુર (સંચાલક, પર્સનલ પ્રેસ સર્વિસ;

પૂના); શ્રી એકનાથ રામચંદ્ર મહાજની (વકીલ; અકોલા); શ્રી મોરેશ્વર શ્રીધર પંડિત (નિવૃત્ત ડાઈંગ માસ્ટર, ધી આર્યોદય જીનિંગ મિલ્સ, લિમિટેડ; સમાજસેવક; અમદાવાદ); શ્રી મહાદેવ ગોવિંદ પ્રભુ (હિસાબનીસ, મર્ક્યૂરી મોટર્સ, અમદાવાદ); શ્રી ગોવિંદ હરિ કવડે (મુખ્યાધ્યાપક, રાયપુર મ્યુનિસિપલ મરાઠી શાળા; સમાજસેવક; અમદાવાદ); શ્રી કૈલાસ રાધાકૃષ્ણ સરદેસાઈ (માલિક, ઓરિયેન્ટલ બુક એજન્સી; પૂના); શ્રી હરિ (મધુ) રામચંદ્ર કાલેકર (સામ્યવાદી કાર્યકર; મુંબાઈ).

ગુ: શેઠ શાંતિલાલ મંગળદાસ (મિલમાલિક; અમદાવાદ); શેઠ નંદદાસ હરિદાસ (મિલમાલિક; અમદાવાદ); શેઠ મગનભાઈ ભિખાભાઈ (મિલમાલિક; અમદાવાદ અને વડોદરા); શ્રી વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર (વકીલ; ઑનરરી સેક્રેટરી, શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ; અમદાવાદ); શ્રી કે. જી. પ્રભુ અને શ્રીમતી કલ્પનાબેન કે. પ્રભુ (મિલિટરી ઍન્ડ રાયફલ ટ્રેનિંગ એસોસીએશન; અમદાવાદ); શ્રી કૃષ્ણચંદ્ર રામચંદ્ર સંત (વકીલ; ઑનરરી સેક્રેટરી, ગુજરાત લૉ સોસાયટી; અમદાવાદ); શ્રી વી. ડી. રિસવડકર (નિવૃત્ત ડાઈંગ માસ્ટર, શોરોક મિલ્સ લિમિટેડ; સમાજસેવક; અમદાવાદ); શ્રી ગોપાળ શ્રીપાદ નેને અને શ્રીમતી વિમલાબાઈ ગો. નેને (શારીરિક શિક્ષણકાર; રાજકોટ); શ્રી રા. મો. ધર્માધિકારી (સંસ્કૃતના શિક્ષક; પૂના); ડૉ. રામચંદ્ર સોમણ (નવજીવન કાર્યાલય; અમદાવાદ); શ્રી એન. એન. ભરૂચા (આચાર્ય, એસ. બી. ગાર્ડા આર્ટ્સ કૉલેજ અને પી. કે. પરેલ કૉમર્સ કૉલેજ, નવસારી); શ્રી પુષ્કર ચંદરવાકર (આચાર્ય, આર્ટ્સ ઍન્ડ કૉમર્સ કૉલેજ, ઊઝા; લેખક અને લોકસાહિત્યકાર); ડૉક્ટર નરસિંહ મૂ. શાહ (આચાર્ય, કપડવણજ આર્ટ્સ ઍન્ડ સાયન્સ કૉલેજ; વિજ્ઞાનલેખક); ડૉક્ટર કુમારી પ્રિયબાળાબેન શાહ (આચાર્ય, માતુશ્રી વીરબાઈમા મહિલા આર્ટ્સ કૉલેજ, રાજકોટ); શ્રી વિનાયક સખારામ વણીકર (અધ્યક્ષ, મનોવિજ્ઞાન વિભાગ, એલ. ડી. આર્ટ્સ કૉલેજ; અમદાવાદ); શ્રી વાસુદેવ પી. મહેતા (ડિરેક્ટર, શારીરિક શિક્ષણ અને યુવક કલ્યાણ વિભાગ, ગુજરાત યુનિવર્સિટી; અમદાવાદ); શ્રી જનાવર્ત પૃથુરાય મેઢ (આસિસ્ટંટ રજિસ્ટ્રાર, ગુજરાત યુનિવર્સિટી; અમદાવાદ); શ્રી દામુભાઈ શુક્લ (આચાર્ય, નવચેતન હાઈસ્કૂલ; અમદાવાદ); શ્રી વાસુદેવ રામચંદ્ર કર્વે (આચાર્ય, ધી ન્યૂ પ્રોગ્રેસિવ હાઈસ્કૂલ; મહેસાણા); શ્રી ગુલામ રસુલ કુરેશી (રચનાત્મક કાર્યકર; હરિજન આશ્રમના અંતેવાસી; અમદાવાદ); શ્રી વિમલ શાહ (ડિરેક્ટર, આદિવાસી અભ્યાસ-સંશોધન વિભાગ, ગુજરાત વિદ્યાપીઠ; અમદાવાદ); શ્રી યશોધર નર્મદાશંકર મહેતા (બૅરિસ્ટર; નામાંકિત લેખક; 'અગમ નિગમ'ના પ્રણેતા; અમદાવાદ); શ્રી પીતાંબર પટેલ (તંત્રી, 'આરામ'; લેખક; સમાજસેવક; અમદાવાદ); શ્રી અચરતલાલ અમૃતલાલ (વેપારી; સમાજસેવક; બાવળા); શ્રી પુરાતન બુચ (ખાદી ગ્રામોદ્યોગ બોર્ડ, મુંબાઈ); શ્રી હરિભાઈ જ. પરીખ (નિવૃત્ત પ્રાથમિક શિક્ષક; બાવળા); શ્રી ગજાનન વિ. જોશી (વિજય મિલ્સ લિ., અમદાવાદ); શ્રી શાંતિલાલ દીનાનાથ મહેતા (આચાર્ય, ધર્મનગર વિદ્યાલય, સાબરમતી); શ્રી હઠીસિંહ મહોબતસિંહ રહેવર (વિજય મિલ્સ લિ.; અમદાવાદ).

## સ્વજનોની સ્મૃતિસંહિતા

[નીચેનાં આપ્તજનોની મહામૂલી સ્મૃતિસંહિતા પણ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટના સંકલ્પિત પ્રકાશનમાં જ સામેલ થશે. સ્વજનોનો આભાર માનવાનો ઉપચાર ન કરું તો પણ એમની હૃદયપૂર્વક ક્ષમા તો માગું જ છું—આ બધી નિતાન્તસુંદર સામગ્રી 'અભ્યાસ' વિશેષાંકમાં પ્રગટ ન કરી શકવા બદલ.—પુ. ગ. મા.]

મ શ્રીમતી સુશીલાબહેન ગ. માવળંકર ('સેવા કુટિર', અમદાવાદ); મ શ્રી સૌ. પ્રભાવતી દિ. મોઘે (વડોદરા); મ શ્રી સૌ. સરલા બાળકૃષ્ણ માવળંકર ('પ્રગતિ', અમદાવાદ); મ ડૉ. વિષ્ણુ ગણેશ માવળંકર ('સેવા કુટિર', અમદાવાદ); E શ્રી નરહરિ ગણેશ માવળંકર (લોણાવળા); મ શ્રી સૌ. પુષ્પા નરહરિ માવળંકર (લોણાવળા); મ શ્રી પુરુષોત્તમ શ્રીધર ઊર્ફે બાબુરાવ દેવ (મુંબાઈ); મ શ્રી રાજારામ રામકૃષ્ણ ઊર્ફે દાદામામા ગુર્જર (મુંબાઈ); મ શ્રી અનંત નરહર ઊર્ફે બાળાસાહેબ મહાજન (વડોદરા); મ શ્રી શ્રીધર ગણેશ ચાંદોરકર (મુંબાઈ); E શ્રી બાળકૃષ્ણ ગણેશ ચાંદોરકર (સાતારા); મ શ્રી હરિ વિનાયક રિસવડકર (આણંદ); મ શ્રીમતી ધોંડૂબાઈ શેવડે (અમદાવાદ); ગુ. શ્રી. શ્રીપાદ સદાશિવ શેવડે (અમદાવાદ); મ શ્રી રામચંદ્ર હરિ ભાગવત (અમદાવાદ); E ડૉ. અરવિંદ રામચંદ્ર કિબે (અકોલા); ગુ શ્રી ગજાનન ગોપાળ પરાડકર (વડોદરા); ગુ શ્રી કૃષ્ણ ગોપાળ પરાડકર (અમદાવાદ); ગુ શ્રી નર્મદાશંકર જેઠાલાલ ત્રિવેદી (અમદાવાદ). *

# ચિ. પુરુષોત્તમને —

## વધુ અભ્યાસ માટે વિદેશ જતા પુત્રને પિતાની શીખ

[સને ૧૯૫૦-’૫૧માં હું સીનિયર એમ. એ.ના વર્ગમાં હતો અને સાથે સાથે એલ. ડી. આર્ટ્સ કૉલેજમાં માનદ્ ટ્યૂટર તરીકે અધ્યાપન-કાર્ય કરતો હતો, ત્યારે મેં લંડન સ્કૂલ ઑફ ઇકૉનૉમિક્સ ઍન્ડ પૉલિટિકલ સાયન્સમાં B. Sc. (Econ.)ની પદવી માટેના અભ્યાસક્રમમાં પ્રવેશ મેળવવા વાસ્તે લખાપટ્ટી કરેલી. ઑક્ટોબર, ૧૯૫૧માં શરૂ થતા નવા શૈક્ષણિક વર્ષમાં મને સદ્ભાગ્યે પ્રવેશ મળ્યો. તા. ૬-૭ સપ્ટેમ્બર ૧૯૫૧ને રોજ મુંબાઈથી દરિયાઈ માર્ગે હું નીકળ્યો. મારાં પૂજ્ય દાદીમા અસ્વસ્થ હોવાથી પૂજ્ય દાદાસાહેબે મને અમદાવાદ સ્ટેશનેથી જ વિદાય આપેલી. એ પહેલાં એમણે મને ૨૨ પાનાંનો એક સવિસ્તર, સલાહ-સૂચનોવાળો, સુંદર અને ભાવવાહી કાગળ લખેલો અને મને રૂબરૂ જ, તા. ૨૪ ઑગસ્ટ, ૧૯૫૧ને રોજ આપેલો. એ પત્રનું અનિવાર્ય અંગત સ્વરૂપ બાદ કરતાં બીજી ઘણી નાનીમોટી બાબતો વિશે એમાં અતિશય કીમતી અને સાચી વાતો છે જે આજે પણ અનેકને રુચિકર અને હિતકર લાગશે એમ માનીને એ આખા પત્રનો ભાવાનુવાદ અહીં પ્રગટ કર્યો છે. આખો પત્ર દાદાસાહેબના પોતાના હસ્તાક્ષરમાં અને મરાઠીમાં લખેલો છે. એ પત્ર ફરી ફરી વાંચું છું, અને આજે આ રીતે અનુવાદિત કરીને રજૂ કરું છું, ત્યારે હજી મારે કેટલી મજલ કાપવાની બાકી છે એનું તીવ્ર ભાન થાય છે. પિતાની શીખ આજે પણ મારે માટે એટલી જ મહત્ત્વની, હૂંફવાળી અને મૂલ્યવાન છે. મને આશા છે કે પરદેશમાં જતાં યુવક-યુવતીઓને તથા એમનાં માતપિતા-વાલીઓને પણ આ પત્રમાંથી સારું એવું વિચાર અને માહિતીભાથું મળી રહેશે. છેલ્લાં પંદર વર્ષમાં અનેક ફેરફારો થયા છે, અને વિદ્યાર્થીઓની પરદેશોની અભ્યાસયાત્રાઓ પણ ઘણી વધી છે. દાદાસાહેબના આ પત્રમાંથી સુયોગ્ય આચારવિચારના ઘણા મૂળભૂત મુદ્દાઓ આજના સમયમાં પણ ઓછા ઉપયોગી અને મદદરૂપ નહિ નીવડે એમ માનું છું.

નોંધ સંપૂર્ણ કરવા ખાતર, અને હકીકતોને છતી કરવાની દૃષ્ટિથી, થોડી આનુષંગિક અંગત વાતો અહીં ઉમેરું તો વાચકો એને ક્ષમ્ય ગણશે એવી આશા છે. ૧૯૫૧ની સાલમાં સપ્ટેમ્બરની ૨૩મીના અરસામાં હું લંડન પહોંચ્યો. ઑક્ટોબરના પહેલા અઠવાડિયાથી લંડન સ્કૂલ ઑફ ઇકૉનૉમિક્સમાં મારું ભણવાનું શરૂ કર્યું. એ પહેલાં હું શ્રીમતી ફ્રીડા લૅસ્કીનાં દર્શને એમને ઘેર ગએલો. સદ્ગત પ્રોફેસર હૅરલ્ડ લૅસ્કીને મારા ગુરુ ગણીને એમની પુણ્યસ્મૃતિને મેં વંદન કર્યાં. ત્યારથી લૅસ્કી-પરિચય શરૂ થયો, અને સારા નસીબે આજે એ સ્નેહયુક્ત દૃઢતમ બન્યો છે. સને ૧૯૫૨ના જૂનથી હું (અને પાછળથી મારી પત્ની સૌ. પૂર્ણિમા પણ) લૅસ્કીના ઘરમાં રહેતો થયો. અભ્યાસક્રમ શરૂ થયાના ચારેક અઠવાડિયાંમાં મારા પ્રોફેસરોએ મને B. Sc.માંથી સીધા M. Sc.માં પ્રવેશ આપવાની ભલામણ કરી. મારો અગાઉનો અહીંનો શૈક્ષણિક પ્રયાસ જોઇને અને રૂબરૂ મુલાકાતો દ્વારા આવું ઠરાવાયું. આઠેક માસ પછી મને Ph. D.માં પ્રવેશ આપવાની વાત પ્રોફેસરે કરી, પણ તે મેં નમ્રતાથી અને સાભાર નકારી. એટલી ઊંચી કક્ષાએ ત્યારે હું નહોતો અને ન જઈ શકત એમ મને લાગેલું. મારી મર્યાદા બહાર કશું પણ કરવાને હું રાજી નહોતો. દરમિયાન, અતિ અંગત એવી બે કઠોર આપત્તિઓ કુટુંબમાં અણધારી અને એકદમ આવી પડી! પૂજ્ય દાદાસાહેબ પર હૃદયરોગનો હુમલો થયો અને મારી પુત્રી ચિ. આરતીનાં બોલવા-સાંભળવા વિશેના ક્રૂર ને માઠા (જે હવે વર્ષો બાદ ઈશ્વરની કૃપાથી ખોટા ઠર્યા છે!) સમાચાર ટપક્યાં! હું સાવ ભાંગી ગયો! શું કરવું તે મને થોડો વખત સૂઝે જ નહિ. ખિન્ન અને અસહાય એકલતામાં મેં ત્યારે પસાર કરેલા કેટલાક દિવસો ને અઠવાડિયાં મારી કપરી કસોટી કરી રહેલા. વિવિધ વફાદારીઓનો સંઘર્ષ અને વંટોળ મારા મનમાં ને હૈયામાં ફરી વળ્યો. છેવટે મેં ઠરાવ્યું કે મારા પોતાનાં અભ્યાસ અને અંગત કારકિર્દી કરતાં પિતાની પાસે રહેવાનો અને પુત્રીને વત્સલ હૂંફ આપવાનો મારો પહેલો ધર્મ છે. અંતરાત્મનો રણકાર સ્પષ્ટ અને સુરેખ મળ્યો એટલે હું શાંત

બન્યો. શૈક્ષણિક બે વર્ષોનાં સત્રો મેં વિધિસર પૂરાં કર્યાં અને M. Sc.ની પરીક્ષા આપ્યા સિવાય જ હું લંડનથી પાછો ઘેર આવ્યો. ત્યાર બાદ, સગવડે લંડન પાછા જઈને નિયત કાર્ય પૂરું કરવાનું વિચારેલું. પણ સંજોગો જુદા નીકળ્યા અને વિધિની કરણી બીજી જ હતી. પૂજ્ય દાદાસાહેબ ફેબ્રુઆરી, ૧૯૫૬માં ચાલ્યા ગયા; મારી પુત્રીની સ્વાભાવિક દેખભાળ માટે વર્ષો લાગ્યાં; દરમિયાન, અહીં મારાં વિવિધ શૈક્ષણિક કાર્યોનો વિસ્તાર થતો ગયો. આમ પરદેશથી ડિગ્રી મેળવ્યા વિના જ મારે છેવટે પાછા આવવાનું થયું! મને એનો અફસોસ નથી. ડિગ્રી મેળવવી કઠણ તો નહોતી જ; મારી ઉત્સુકતા પણ કાંઈ ઓછી નહોતી. વ્યવહારમાં એવી ડિગ્રી મને કદાચ વધુ કામની પણ નીવડત। પરંતુ, સ્વધર્મ બજાવી શક્યાનો પરમ સંતોષ મને છે. પૂજ્ય દાદાસાહેબે એમના પત્રમાં જે જે ભાવનાઓ અને સ્વપ્નો મારે માટે અને કુટુંબનાં સહુ માટે સેવ્યાં તે તમામને નક્કર સ્વરૂપે કે ભૌતિક અર્થમાં હું પૂરાં સિદ્ધ કરી શક્યો નથી તો પણ પિતાની શીખને હું સન્નિષ્ઠાથી અને પ્રામાણિકતાથી સતત ખયાલમાં રાખતો અને બની શકે તેટલી અમલમાં મૂકતો મારી અદની જીવનયાત્રા ગુજારી રહ્યો છું એવું પ્રમાણપત્ર દાદાસાહેબનો આત્મા મને આપી રહ્યો હશે એમ મારુ મન કહે છે ખરું! —પુ. ગ. મા.]

['આ પત્ર'માંનું લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. —સંપાદક]

तारका पता: LOKASABHA — टेलिफोन नं. अहमदाबाद-७२४६, बम्बई-६०६२०

कामये दुःखतप्तानां प्राणिनामार्तिनाशनम् ।

ग. वा. मावळंकर — श्री — अहमदाबाद ता. २२-८-१९५१

अध्यक्ष:
भारत लोकसभा

सेवा कुटिर, १६, महाराष्ट्र सोसायटी,
एलिस ब्रिज

નમ્બર ૩૭૪૨/૫૧

ચિ. પુરુષોત્તમ ગણેશ ઉર્ફે અણ્ણાસાહેબ માવળંકર, મુ. અમદાવાદ

આશીર્વાદ વિશેષ,

તમે દૂર દેશમાં જઈને આશરે ત્રણ વર્ષ રહેવાના એ વિચાર તમારા શૈક્ષણિક અને ભાવિ આયુષ્યની દૃષ્ટિથી સુખમય લાગે છે તેવો જ, મારી ઉંમર, શરીરપ્રકૃતિ અને સ્વાભાવિક મમતાને લીધે કંઈક બેચેની જન્માવનારો પણ છે. તેમા પાછી તમારી શરીરપ્રકૃતિ નાજુક હોવાને કારણે ચિંતાનો પણ વિષય બને છે. પરદેશમાંની ઝગઝગાટભરી માયાજાળ અને ત્યાંનાં પ્રલોભનો વિષે ચિંતા થતી નથી, કારણ કે એ બધાના સપાટામાં તમે પડશો નહિ એની ખાતરી છે. આવી મિશ્ર પ્રકારની ભાવનાઓ અને વિચારોને કારણે, જેમ જેમ દિવસો પસાર થાય છે તેમ તેમ લાગે છે કે તા ૬ (૭) સપ્ટેંબર ખૂબ ઝડપથી હમણાં પાસે આવી રહી છે. ખેર. પરંતુ અમારાં અગર આવા વિચારોનું બંધન ન રાખતા તમે કર્તવ્યના માર્ગે ચાલજો. સરસ અભ્યાસ કરજો, શરીર સુધારજો અને કુટુંબની કીર્તિમાં ઉમેરો કરીને ભાવિ આયુષ્ય સમાજ માટે અને દેશને માટે ગૌરવયુક્ત બનાવો એવી મારી અને સૌ.વતીની ઇચ્છા છે. પૂજ્ય માતુશ્રી બાઈના આશીર્વાદ છે અને અમારા સહુની–કુટુંબીજનોની અને આપ્તજનોની–શુભેચ્છાઓ છે.

ભાવિ જીવનમાં કેવી રીતે રહેવું, કયા આદર્શો રાખવા વગેરે કહેવાની જરૂર નથી. તમને મારા વિચારોની ખબર છે. અને મારું વર્તન જોઈને સમજવા જેટલી તમારી ઉંમર અને જ્ઞાન બન્ને ય છે. તમારા પૂર્વજો (દાદા, વડદાદા અને વડવાઓ)એ નિષ્પાપ અને ચારિત્ર્યશીલતાથી રહીને આ લોક પરના જીવનને સાર્થક કર્યું એ તમને કુટુંબના ઇતિહાસ પરથી ખબર છે જ. એ જ પરંપરા તમે ચલાવો એવી ઇચ્છા. અને એવી બુદ્ધિ અને શક્તિ પ્રભુ તમને આપો એવો આશીર્વાદ.

પરંતુ, પરદેશમાં જાઓ છો ત્યારે એ સમયે અને સ્થળોએ કેવી રીતે રહેવું, શુ જોવું, શું કરવું, વગેરે નાની

નાની ચીજો વિષે કહેવાનો લોભ જતો કરવો કહ્યું. આમ કહેવાની જરૂર છે જ એવું પણ નથી. જતાં આત્મસંતોષને ખાતર લખવું યોગ્ય અને આવશ્યક છે એમ તીવ્રતાથી લાગ્યું એટલે લખું છું. માગ્યા વિનાની પણ અંતઃકરણમાંથી સ્ફૂરેલી એવી આ સલાહ છે.

તા. ૭ સપ્ટેંબરને રોજ રવાના થયાથી માંડીને તે પાછા સ્વદેશ આવવા સુધીની અસંખ્ય બાબતો અંગે હું શું અને કેટલું લખવાનો હતો! પરંતુ જેમ જેમ મુદ્દાઓ યાદ આવે છે અગર આંખ આગળ ખડા થાય છે તેમ તેમ—નાના મોટા વિષયોનું વર્ગીકરણ કર્યા સિવાય—લખું છું.

(૧) કસરત—કાંઈ નહિ તો ચાલવાની યે—રોજ ત્યાં નિયમિતપણે કરજો. વખત ન હોય તો જમશો નહિ; થોડો અભ્યાસ, પત્રલેખન વગેરે બાજુ પર રહેવા દેજો, પણ વ્યાયામ જોઈએ. શરીરસંપત્તિ મેળવીને દીર્ઘાયુષી થતાં જો ન આવડ્યું તો કરેલી મહેનત, આપેલો સમય, ખર્ચેલા પૈસા પૂરાં ફળદાયી કેવી રીતે થાય? જીવનનો આનંદ ઉત્તમ શરીરપ્રકૃતિમાં છે. ખાવાના પદાર્થો સ્વાદિષ્ટ આપ્યા, પણ ભૂખ જ નથી! પચતું નથી! ઊંઘ આવતી નથી! વગેરે વગેરે. તો પછી જ્ઞાનનો અને પૈસાનો શો ઉપયોગ? માટે, સહુથી પહેલાં શરીરરક્ષા અને સ્વાસ્થ્ય.

(૨) વાચન—અભ્યાસ. કોઈ પણ બાબતને સમજવાનું મહત્ત્વ એટલે, થોકબંધ પુસ્તકો વાંચવામાં મહેનત અને વખતને બદલે મહત્ત્વનાં થોડાં જ પુસ્તકો વાંચવાં. એમનું મનન અને ચિંતન કરવું. ઢગલાબંધ વાંચવાથી શબ્દપાંડિત્ય મળે છે, પણ પ્રમાણમાં તત્ત્વદર્શન નહિ!

(૩) ભાષણો કરવામાં અગર લેખો લખવામાં વખત બગાડવો નહિ. વિચારોનું અગર મુદ્દાઓનું ટાંચણ કરવું, અને પછી અહીં આવ્યા બાદ એ બધાનો વિસ્તાર કરી શકાશે. મુદ્દાની વાતો બે: ૧. વખતની કરકસર, અને ૨. વધુ મહત્ત્વનું તો એ કે, આપણા પોતાના વિચારો કાળાંતરે પરિપક્વ બને છે, અનુભવોનો આધાર એને મળે છે. પૂર્વવયમાં ખૂબ વાંચવું, વિચાર કરવો અને પછી ઉત્તરવયમાં વિચારોનો, વાચનનો, અનુભવોનો પરિપાક લખવો. પુસ્તકિયા જ્ઞાન એ જ્ઞાનનો એક મહત્ત્વનો ભાગ ખરો, પણ અનુભવનો ટેકો હોય તો જ તે જ્ઞાન કાર્યક્ષમ બને છે.

(૪) ઉપરનું લખવાનો અર્થ એમ નહિ કે વિદ્યાર્થીઓની ચર્ચાસભાઓ અગર કોઈ એક વિદ્યાવિષયક સભામાં જે તે અભ્યાસ-વિષયક બોલવું નહિ અગર ચર્ચા કરવી નહિ. વિષયને સમજવા માટે અને એના આકલન સારુ આવી ચર્ચાઓ ખૂબ મદદરૂપ થાય છે.

(૫) રાજકારણનો અભ્યાસ કરવો, અંગત સ્વરૂપે એની ચર્ચા કરવી પણ એમાં પ્રત્યક્ષ ભાગ લેવો નહિ. ભારત સરકારનો સ્વાતંત્ર્ય દિન ઉત્સવ, મહાત્માજી અગર લોકમાન્યના દિન—આ બાબતોને હું રાજકારણમાં ગણતો નથી.

(૬) ભારતની બાબતમાં મૌન સેવવું વધારે સારું. જુદા જુદા લોકો જુદા જુદા ઉદ્દેશથી બોલતા હોય છે અને અર્થનો વિપરીત અર્થ કરીને પોતાના દેશની વિરુદ્ધ પ્રચાર કરતા હોય છે એટલે, સામાન્યપણે રાજકારણમાં અને ખાસ કરીને આપણા દેશના રાજકારણમાં, કાન અને આંખો ખુલ્લાં રાખવાં અને મોઢું બંધ. હવેનાં ત્રણ વર્ષોમાં કદાચ યુદ્ધની જ્વાળાઓ પણ ભડકી ઊઠી હશે. એવી શક્યતા ઓછી ખરી, પણ યુદ્ધપૂર્વના સમયમાં પણ કેટલાંક જાસૂસ (spy) છે એવી શંકાથી વિનાકારણ હાડમારીઓ અને આપત્તિઓના પ્રસંગો અનેક લોકો પર આવી ચૂક્યા છે.

(૭) ત્યાંથી દર અઠવાડિયે નિયમિત કાગળ લખશો. વિમાની ટપાલથી મોકલવામાં હરકત નથી. પણ કાગળો ખૂબ જ ટૂંકા—સૂત્રરૂપે—રાખવા. જોઈએ તો, કાગળ અમારા નામે અગર ચિ. સૌ. પૂર્ણિમાને નામે પાઠવજો. સવિસ્તર અગર વધારે કાગળો મોકલીને સમય, શ્રમ અને ટપાલખર્ચનો બગાડ કરવો નહિ. જરૂર લાગે તો (બલકે, જરૂર) રોજનીશી રાખવી. પણ તે બહુ લંબાણભરી નહિ. હું તમને વર્ણનાત્મક લખતો હતો કારણ મારે માત્ર જોવાનું અને રખડવાનું એ સિવાય કામ જ નહોતું. વળી, હું થોડા સમય માટે જ પરદેશોમાં હતો. તમારી કુશળતાના સમાચાર, અન્ય સંદેશાઓ વગેરે અમે અહીંથી જેને તેને આપતા—પહોંચાડતા રહીશું. તમને વખત મળશે,

અને ખર્ચ પણ ઓછું. ચિ. અરણુનો કાગળ આવે એમ સ્વાભાવિક જ દરેકને થાય, પણ આવો મોહ અકારણ છે. સહુને ચોખ્ખુ કહી રાખવું કે, 'ત્યાં મારો અભ્યાસ ચાલતો હશે. શરીરની સંભાળ મારે રાખવી જોઇશે. એટલે હું પોતે કાગળ લખી નહિ શકું એ માટે માફ કરશો. મને જે જણાવવું હોય તે મારે ઘેર અહીં લખશો અને હું પણ ઘેર જવાબ પાઠવીશ. તમે જો કે બારોબાર મને લખશો તો પણ હું જવાબ ઘરના પત્રમાં જ મોકલીશ.' કાગળ મરાઠીમાં જ લખેલો હોય તો વધારે સારું. અખબારો પર— 'સાધના' પર પણ—ત્યાંથી સમાચારપત્રો મોકલવાની ભાંજગડમાં પડશો નહિ. તમારા સાપ્તાહિક કાગળમાં તમારી બધી હકીકત સવિસ્તર આવે એમ રાખશો. પણ ત્યાંનું રાજકારણ, સમાજકારણ વગેરે વિષે લખવામાં વખત બગાડશો નહિ. કોઈ ખાસ મનોરંજક અગર ઉદ્‌બોધક એવું કશુંક હોય તો એ વિષે સંક્ષેપમાં લખો તે જુદી વાત. કાગળો લખો તેમાં હાંસિયો રાખીને, એક જ કદના ને નમૂનાના કાગળો પર લખો તે વધારે સારું. ફાઈલ કરવામાં સરળતા થશે. હું જે આ લખું છુ એ કદનો કાગળ શક્ય હોય તો રાખવો. અક્ષરો બહુ ઝીણા ન કરવા અને અંતર રાખીને લીટીઓ લખવી. બહુ ભીડ કરીને લખેલું હોય એમ થવા દેવું નહિ.

(૮) ઉપરની ઘણીખરી સૂચનાઓનો સાર એ કે વિલાયતમાંનો તમારો વખત અને ખર્ચ બન્નેનો પૂરેપૂરો ફાયદો ઉઠાવીને best qualified થઇને આવવું. જ્ઞાનનો પાયો મજબૂત બનાવવો. જ્ઞાનની અને અનુભવની પેઢીમાં (બૅન્કમાં) ખૂબ જમા થવા દેવી અને પછી એમાંથી ચેક લખવાનું કામ અહીં આવ્યા બાદ. ઠીક.

તા. ૩–૮–૧૯૫૧

(૯) હવે, ત્યાંની રહેણીકરણી વિષે થોડું લખું છું. રહેણી બહુ ખર્ચવાળી અગર ઝાઝી દેખાવભરી ન હોવી જોઇએ તેમજ વિના કારણ કંજૂસાઈભરી પણ ન હોવી જોઇએ. સાદી પણ સુવ્યવસ્થિત હોવી જોઇએ. એમાં કપડાંપોશાક, સામાનચીજો,-ઇત્યાદિ આવી જ ગયાં.

(૧૦) દર શનિ-રવિવારે લંડનમાંથી બહારનાં સ્થળોએ અગર લંડનમાં જ બાગબગીચા, સંગ્રહાલયો વગેરે જોવા માટે જવાનો કાર્યક્રમ હંમેશ રાખવો. એનાથી આરામ મળે છે, જ્ઞાન વધે છે, લોકગંગા દેખાય છે. દરેક સ્થળે જવા માટે આગગાડીઓ, બસ વગેરે સાધનો છે. Eastbourne, Brighton જેવી સમુદ્રકિનારાની જગ્યાઓ, Oxford-Cambridge જેવી વિદ્યાપીઠો, ખુદ લંડન શહેરમાં Kew Gardens, પશુસંગ્રહ જોવાલાયક છે. East Endની ગરીબ વસ્તીમાં ફરીને જોવું. કેટલાંક મોટાં કારખાનાંઓ જોવાં. Thames નદીમાં નૌકાવિહાર, વગેરે અનેક વસ્તુઓ છે. ઇંગ્લિશ જીવનનું દરેક પાસું જોવું; ક્રિકેટ–ટેનિસની એમની રમતો, બોટ અને તરવાની હરીફાઇઓ (પણ ઘોડાની દોડ નહિ); કેટલોક સમય થોડાંક નમૂનેદાર નાટકો, પાર્લમેન્ટની બેઠકો, પુસ્તકાલયો, સંગ્રહાલયો વગેરે જોવામાં પસાર કરવો. એ બધાંની વ્યવસ્થા કેવી રીતે રખાય છે, ત્યાં ચોખ્ખાઈ કેટલી હોય છે, સમૂહજીવન કેવા પ્રકારનું હોય છે, વગેરે વિષે વાંચવા કરતાં જોવું જ વધારે સારું. પ્રત્યેક ક્ષેત્રમાં એમનું સમૂહજીવન કેવું ચાલે છે તે જોવું. સંગ્રહાલયો, શાળાઓ, ઇસ્પિતાળો, પ્રસૂતિગૃહો, દાક્તરી સલાહ આપનારાં કેન્દ્રો, સંતતિનિયમનનું આંકડાશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન, વગેરે બધું જોવું જરૂરી છે. ખેર.

(૧૧) Week-end માટે બહારગામ રાત્રે મુકામ કરવાનો થાય તો પહેલેથી વ્યવસ્થા કરવી. હોટેલો ખૂબ જ મોંઘી પડે છે. ક્યાંક મિત્રને ઘેર અગર ખાનગી કુટુંબમાં Bed and Breakfastની સગવડ થઈ શકે છે.

(૧૨) પરદેશમાં હંમેશ ખિસ્સામાં 'ઓળખપત્ર' (identity card) રાખવું. એમાં પૂરું નામ, ઈંગ્લેન્ડમાંનું અને આપણા ઘરનું ભારતમાંનું પૂરું સરનામું સુવાચ્ય અક્ષરોમાં લખેલું હોવું ઘટે. ક્યાં ય કશું થયું તો આપણે કોણ છીએ વગેરેની માહિતી સહેલાઇથી મળી શકે એવી વ્યવસ્થા રાખવી જોઇએ. આવું ઓળખપત્ર તથા આશરે એક કે બે બ્રિટિશ પાઉન્ડની નોટો કોટના અંદરના ખિસ્સામાં હંમેશ રાખવાં.

(૧૩) ઈંગ્લેન્ડમાં અને યુરોપમાં મુસાફરીની સગવડો સારી અને સસ્તી છે. શક્ય હોય ત્યાં સુધી પ્રવાસ ત્રીજા વર્ગમાં જ કરવો. એમાં પ્રતિષ્ઠાને બાધ નથી.

બીજો અગર પહેલો વર્ગ ખૂબ જ મોંઘો. બિનજરૂરી. યુરોપમાં પણ ત્રીજો વર્ગ સારો હોય છે. ગાદીઓ નથી હોતી એટલું જ. પણ ત્યાં બીજો વર્ગ હોય છે. રાતની મુસાફરીમાં ત્યાં સૂવાની ગાડીમાંથી (sleeper) જવાની જરૂર નથી. પ્રતિષ્ઠા ખાતર અગર શરીરપ્રકૃતિને કારણે જવું એ જુદી વાત. રેલવે કંપનીઓ સસ્તા દરોથી ઓશીકાં, ગાદી વગેરે બધું સ્વચ્છ એવું પૂરું પાડે છે અને રાત્રે બેઠા બેઠા પગ લાંબા કરીને (આગળની જગ્યા પર) સૂઈ શકાય છે.

(૧૪) ત્યાં (ઇંગ્લૅન્ડમાં) મારા પરિચયના જે મોટા લોકો છે એમને અગાઉ ખબર આપીને અનુકૂળતાએ એકેક વાર મળી આવવું. અને પછી એ લોકોનો રંગ-મિજાજ જોઇને ફરી વાર જવાનું રાખવું. મેં કોને કોને ઓળખપત્રો પાઠવ્યા છે એની માહિતી તમને છે જ. તેઓ બોલાવે તો એમને ઘેર ચા, ભોજન માટે જવામાં વાંધો નથી. પણ તમારે એમને વળતામાં ચા-ભોજન માટે નોતરવાની જરૂર નથી. તમારા પ્રોફેસરો, મિત્રો વગેરેને જોઇએ તો નિમંત્રણ આપશો અને એમને ઘેર પણ જજો. કોઇને આપણે નિમંત્રીએ તો માફકસર પૈસા લઇને ઘરની બાઇ (landlady) વ્યવસ્થા કરી આપે છે.

(૧૫) ત્યાં જમવા કરવા વિષે. શાકાહાર ત્યાં ફાવતો નથી એમ કહે છે. મને લાગે છે કે આ ભૂલભરેલી માન્યતા છે. મુખ્યતઃ મુશ્કેલી એ કે મનની અડગતાનો અભાવ અને કેટલેક અંશે જીભનો ચટકો. પણ કેટલીક વખતે આજકાલ શાકાહારી પદાર્થો ન મળવાને કારણે મુશ્કેલી લાગવાનો સંભવ છે. શાકાહારની ઉત્તમતા વિષે અને એની પાછળ જે તાત્ત્વિક ભૂમિકા, ભૂતદયા વગેરે છે એ વિષે જગતમાં હવે બેમત નથી. સવાલ છે વ્યાવહારિકતાનો. એટલે તત્ત્વ પાળવાનું અશક્ય જ થયું તો વ્યાવહારિક મર્યાદાઓ મૂકીને આપદ્ધર્મ તરીકે શાકાહારથી પેલે પાર જવું પડે તેથી, એવી મર્યાદાઓ વિષે પણ, નિર્દેશ કરું છું. પૂરતું દૂધ, માખણ, ચોખા મળવાનું મુશ્કેલ; એટલે ઈંડાં અને માછલાં, પણ એનાથી આગળ માંસાહાર સુધી જવું નહિ એમ લાગે છે. પક્ષીઓનું અગર ઘેટાંબકરાંનું માંસાશન શક્ય બને ત્યાં સુધી ત્યાજ્ય જ ગણવું. પણ પૂરો કડક બહિષ્કાર જોઇએ બે બાબતોનો: (૧) ગોમાંસ. 'ગો' શબ્દમાં બળદ અને વાછરડાં આ જ. ત્યાં કદાચ તફાવત કરે છે માટે સ્પષ્ટ રીતે ઉલ્લેખ કરું છું. આ માંસને beef કહે છે. (૨) દારૂ, મદ્યપાનને ત્યાં વ્યસન ગણના નથી. ઠંડી આબોહવાને કારણે એ પીવું જ જોઇએ એવી માન્યતા. વળી, આપણા લોકો એને fashion સમજે છે! જીભનો ચટકો તો ખરો જ. આપણે મદિરાપાનને ત્યાજ્ય ગણીએ છીએ. આપણી એ સંસ્કૃતિ નથી અને વળી હવે તો તે એક રાજકીય બાબત પણ છે. (૩) ત્રીજી વાત તે ધૂમ્રપાનની. હું એને વ્યસન સમજું છું. તે પણ fashion થઈ બેઠી છે. શરીર અને પૈસા બન્નેને બાળનારું આ વ્યસન છે. આની વિશેષ ચર્ચા કરવાની જરૂર નથી. આ મુદ્દાઓ વિષે જાણી જોઇને થોડું વિસ્તારપૂર્વક લખ્યું તે એટલા ખાતર કે ત્યાં અંગ્રેજ લોકો અગર મિત્રો, તમો માંસાશન, મદ્યપાન અને ધૂમ્રપાન ન કર્યાથી નિઃશંક તમારે માટે આદર જ બતાવશે, પણ આપણા જ લોકો તમને આગ્રહ કરશે, કદાચ મશ્કરી પણ કરશે. માટે આવા આગ્રહમાં અગર મશ્કરીમાં તણાશો નહિ એટલું જ કહેવાનું.

(૧૬) ત્યાં લાંબો સમય તમે રહેવાના; એટલે, વખત મળે તો બીજું હજી શીખવા જેવું શું શીખવું, શું કરવું?—એ સવાલ. જવાબ મુશ્કેલ છે. પણ મને લાગે છે કે ફ્રેન્ચ અને બને તો જર્મન એ બે ભાષાઓનું જ્ઞાન વાતચી કરવા જેટલું મેળવી શકાય તો ઉત્તમ. ફ્રેન્ચ વધુ ઉપયોગી. અવારનવાર પૅરિસમાં રહીને પણ એ ભાષાનું ખપ પૂરતું જ્ઞાન—working knowledge—સંપાદન કરી શકાય. એ જ રીતે ટાઈપ-રાઇટિંગ પણ શાસ્ત્રીય દૃષ્ટિથી શીખી લેવું. જોઇએ તો, હાથમાં બૅગની જેમ રાખીને લઈ જઈ શકાય એવું એક સરસ ટાઈપ-રાઈટર ખરીદવામાં હરકત નથી. થોડી ફોટોગ્રાફી પણ શીખી લેવી. કૅમેરા અહીંથી જ લીધેલો સારો. ત્યાં Luxury Taxને કારણે ખૂબ કિંમત થશે. પાછા ફરતી વખતે ત્યાંથી ટાઈપ-રાઈટર અને કૅમેરા લઈ આવો તો સોંઘાં પડશે. Luxury Tax પડશે નહિ અને અહીં પણ duty લાગશે નહિ. ફોટોગ્રાફી જરૂર આવડવી જોઈએ એનાથી દરેક સ્થળનાં અને પ્રસંગનાં સંસ્મરણો જાળવી શકાય છે. અમે અહીં લઈ આવેલ

થઈ શકતું હોય તો મારી વતી જ ગણીને ખરીદી કરવી, જેથી તેટલી રકમ તમારા ખર્ચ માટે બચીને તમને વધુ ખર્ચ માટે છૂટ રહે.

(૨૦) હું હવે ચૂંટણી માટે (પાર્લમેન્ટની) ઊભો રહેવાનો. એટલે સ્પીકર થવાની પણ શકયતા. તેમ થાય તો ફરી એક વાર ઈંગ્લેન્ડની સફર થવાનો સંભવ, અને આવ્યો તો મળીશું જ. સૌ.વતીનું આવવાનું અનિશ્ચિત. ખર્ચનો ફટકો, અને ઘેર તે વખતે વડીલ વ્યક્તિ કોણ હોય? ગઈ બે ફેરીએ પૂજ્ય માતુશ્રી બાઈ હોવાથી હું નિશ્ચિંત હતો.

(૨૧) કદાચ, ચિ. બાપુ પણ ત્યાં વધુ અભ્યાસ માટે (વૈદ્યકીય) આવવાની શકયતા છે. એ આવે તો ચિ. સૌ. શકુંતલાએ પણ વૈદ્યક આગળ ભણવું એમ મને લાગે છે. પણ એ સવાલ હાલ પૂરતું તો અદ્ધર છે.

(૨૨) મુંબાઈથી નીકળ્યા પછી આશરે બે કલાક બાદ જમીન દેખાતી બંધ થશે. ઉપર આકાશ અને નીચે પાણી. ચાર દિવસ પછી એડન. શરૂઆતમાં જરા અસ્વસ્થતા જેવું જ થશે. હિંદી મહાસાગરમાં આગબોટ હાલશે પણ ખરી. જહાજની મુસાફરીથી શરીર પર પ્રતિકૂળ અસર થવાનો પણ સંભવ, પરંતુ ગભરાવાનું કારણ નથી. એડન હિંદુસ્તાનના તાબામાં (મુંબાઈ સરકાર મારફત) છે. એડનથી વહાણ પરથી મોકલેલો કાગળ અહીં ટપાલમાં આવે છે. અવશ્ય લખજો. તાર કરવાની જરૂર નથી. પણ જરૂર પડે એક જ કરજો. અમે બધાંને મોકલીશું. ઘણું કરીને તમે માર્સેલ્સ ન ઊતરતાં જિબ્રૉલ્ટર પરથી ફેરો લઈને જવાના. એ બાજુએ જહાજો જરા વિશેષ હાલે છે એવો ખયાલ છે. ભૂમધ્ય સમુદ્રમાંથી જતી વખતે જ્વાળામુખી, Seyalla and Chariboys ખડકો (જે પરથી 'Sailing between Seyalla and Chariboys'-એટલે કે 'મુશ્કેલીઓમાંથી ને સંકટોમાંથી માર્ગ કાપવો' એવી કહેવત પડી છે), મૉલ્ટા, લાલ સમુદ્રમાંથી પસાર થતી વખતે અરબસ્તાનનો કિનારો, જિબ્રૉલ્ટરની પછી કદાચ સ્પેન, પોર્ચુગલના કિનારા દેખાશે. આ બધા સૃષ્ટિવૈભવનું અવલોકન કરવું. આગબોટ પર હંમેશ મુસાફર લોકો એક કલબ બનાવે છે: રમતો, હરીફાઈઓ, નાચ વગેરે એમાં હોય છે. એ બધામાં ઓછામાં ઓછું પ્રેક્ષક તરીકે તો ભાગ લેવો. લંડન પહોંચ્યાનો તાર માત્ર અવશ્ય પાઠવજો. સવિસ્તર કાગળ માટે વખત ન રહે તો પણ કુશળતાનું કાર્ડ નિયમિત દર અઠવાડિયે મોકલતા રહેશો.

તા. ૨૪-૮-૧૯૫૧

(૨૩) આગબોટમાં બેઠા ત્યારથી 'ચેરી મેરી' (tips) યુગ શરૂ થશે. એ જેમ બહુ વધારે નહિ તેમ બહુ કંજૂસાઈથી પણ આપવી નહિ. સામાન્યપણે જમવા-કરવાના બિલના દસ ટકા જેટલું તે હોય છે. પણ આગબોટ પર જુદું બિલ હોતું નથી. એટલે તમારી કૅબિન-માં કામ કરનાર ભાઈને એક પાઉન્ડ, અન્ય વેટર્સ એક અગર બે જે ખાસ તમારા ટેબલ માટેના હોય તેમને દરેકને દસ શિલિંગ, પરચૂરણ કામ કરનારો 'ટાપાઝ' તરીકે હોય છે એને પાંચ શિલિંગ એ પ્રમાણે ૧૯૨૮ની સાલમાં હતું. હવે શી સ્થિતિ છે તે જોજો. શૌચ જતી વખતે પાણી માટેનું ડબ્બું લઈ જવામાં શરમાવું નહિ. માત્ર, પાણી બહાર ઢોળાય નહિ, ગંદકી થાય નહિ એટલી કાળજી રાખવી. સાવ ના છૂટકે જ કરવું પડે ત્યાં કાગળ પણ વાપરવો. પરંતુ શરમના માર્યા કશું ન કરવું તે બરાબર નથી.

(૨૪) ખાવાપીવાની બાબતમાં. વહાણ પર અગર અન્ય ઠેકાણે યુરોપમાં બધે પ્રસંગે, 'હું શાકાહારી (vegetarian) છું' એવું અગાઉથી કહેવું જોઈએ, નહીંતર ભૂખમરો અગર માંસાહાર! બધી જગ્યાએ ફળફળાદિ સરસ મળે છે. કેળાં, સફરચંદ, પીચ, પેર, દ્રાક્ષ, બેરીઝ, વગેરે. એ ફળો રોજ ખાતાં રહેવું. એને કારણે સમતોલ આહાર (balanced diet) બનશે અને જોઈએ તે Vitamins મળી શકાશે. Vegetarian એમ કહેતી વખતે જો સ્પષ્ટ ન કર્યું તો ઈંડાં અને મરઘાં (chicken) પણ તે લોકો આપશે. ત્યાં જુદાં જુદાં પ્રકારનાં માંસ માટે જુદા જુદા શબ્દો છે. Beef (ગોમાંસ), Pork (ડુક્કરનું), Meat (બકરાનું)—એટલે, અમુક અમુક નહિ જોઈએ એવું સ્પષ્ટ કહેવું પડે છે.

(૨૫) હવે, અહીંની બાબતો વિષે થોડું લખું છું. તમે ત્રણ વર્ષે પાછા આવવાના ત્યાં સુધીમાં પૂજ્ય માતુશ્રી બાઈ હયાત હોય એવી અપેક્ષા રાખી નહિ શકાય. બાકીનાં બધાં ઈશ્વરકૃપાથી સહીસલામત અને

તદુરસ્ત, મજબૂત હશે. પરંતુ, માનવી-આયુષ્યનું શું પૂછવું? બીજાંઓ વિષે ન લખતાં મારા પૂરતું જ લખું. મને ૬૭મું વર્ષ પૂરું થવા આવ્યું છે. તબિયત હાલ જો કે સારી લાગતી હોય તો પણ મને મધુમેહ છે. એટલે, શો ભરોસો? આજ સુધીનું મારું જીવન એકંદરે મેં ઠીક વીતાવ્યું છે. ગૃહસ્થાશ્રમ પણ ઠીક થયો. સમાજની, દેશની સેવા થઈ. પૂર્વજો–વડીલોની કીર્તિમાં ઉમેરો કર્યો, અને ભાવિ પેઢીઓ માટે ચારિત્ર્ય, સેવાભાવ, નિર્વ્યસની, ઉદ્યમી, સાદું જીવન એ આદર્શ પ્રત્યક્ષ ઉદાહરણથી આપ્યો છે એમ લાગે છે. હું ચીડિયો, અસહિષ્ણુ, હઠ પકડનારો એવો તમારા લગભગ સહુનો મત બંધાયો છે એ મારા ખયાલમાં છે અને એને માટે કાંઈક અંશે કારણ પણ છે. તમારા સહુને માટે જે નિતાંત આત્મીયતા મારામાં છે તે આદર્શ બની રહે એવો લોભ. એને કારણે ઉતાવળાપણું, અધીરાઈ અને ભાવનાઓનો ઉછાળાટ. પરંતુ આજકાલ હું થોડાં વર્ષો ખાસ પ્રયત્ન કરી રહ્યો છું. સફળ થયો છું એવું નથી; પણ પોતાનાં બાળબચ્ચાંઓ પર જ આસક્તિ રાખવી એ ખોટું છે. સહુને જ પ્રત્યે સમભાવ જોઈએ, એવો સંતોનો ઉપદેશ જ સાચો છે. અને એ પ્રમાણે ચાલવું જોઈએ. તેથી જ હમણાથી હું અભિપ્રાય દર્શાવીને છૂટો થાઉં છું. એનો સ્વીકાર કોઈએ પણ કરવો જોઈએ એવો ખયાલ રાખતો નથી. પણ એનું ભાન તમને સહુને થવા માટે કેટલોક વખત લાગશે. મારી પણ તપશ્ચર્યા વધવી જોઈએ. ઠીક. આ પ્રસ્તાવનાનો ઉદ્દેશ એટલો જ કે, આજકાલ થોડાંક વર્ષોથી મને લાગે છે કે, ઘર તમને સહુને સોંપીને ગામડામાં મારે રહેવું, અગર આશ્રમમા રહેવું. આખો વખત જનસેવા અને આત્મચિંતન કરવાં. પરંતુ, પૂજ્ય માતુશ્રી બાઈની હયાતીમાં એ શક્ય નથી, ઇષ્ટ પણ નથી. એમને હું મારું દૈવત ગણતો આવ્યો છું. એટલે, તમે પાછા આવો ત્યાં સુધીમાં જો મારા રહેવાનું સ્થળાંતર થયું હશે તો અહીં કોઈની સાથે ઝઘડો, કોઈના પર ગુસ્સો વગેરે માનશો નહિ. ક્યાં યે રહું તો પણ હું હંમેશ તમારી સાથે જ છું. મારે માટે પણ તમારા સહુ સિવાય વધારે નજીકનુ અને પ્રેમનુ કોણ છે? તેમ છતાં, 'एकटा आला व एकटाच जाणें' ('એકલો આવ્યો અને એકલાએ જ જવાનું') એ જીવન-તત્ત્વજ્ઞાન જિંદગીના સંધ્યાકાળમાં યે છેવટે ન ભૂલી જતાં, ભૌતિક બાબતો વિશેની અનાસક્તિ મારે વધારવી જોઈએ. સફળતા મળવી એ ઈશ્વરને આધીન છે, પણ પ્રયત્ન કરવો એ આપણો ધર્મ. ઠીક.

(૨૬) પણ ઉપરના બધા વિવેચનમાં, હું આ જગતમાં હોઈશ એવી કલ્પના પર ભાર છે. મને પણ લાગે છે કે હજી મારું કાર્ય કરવા માટે પ્રભુ દસ વર્ષ માટે પણ મને ભારતમાં રાખશે. પરતુ એક ટકો ય સંભવ છે કે હું નહિ હોઉં. તો એવા પ્રસંગે, તમે કોઈ પણ પ્રકારની ચિંતા અગર દુઃખ કરશો નહિ. મારી દૃષ્ટિથી સહુની (પત્ની, છોકરાઓ, છોકરી અને અન્ય આપ્તેષ્ટજનો) સેવા અને સગવડ કરવાની તે મેં કરી છે. વાસ્તવિક રીતે જેટલી અપેક્ષા રાખી શકાય એટલી તો અવશ્ય કરી છે. જીવન દુઃખમય ન બને એટલી મિલકત અને સાધનો રાખ્યાં છે. લોકોના અને મિત્રોના પ્રેમની અને આદરની મૂડી પણ રાખી છે. હવે તમારું નસીબ અને પુરુષાર્થ. છોકરાંઓ માટે વધારે પૈસા રાખવા, એમને આળસુ બનાવવાં એમાં નથી માયા કે નથી ઉપકાર, પણ એમના પરની ક્રૂરતા છે એવી મારી પાકી સમજણ થઈ છે. કેટલાં યે કુટુંબો અઢળક સંપત્તિને કારણે જ નાશ પામ્યાનું મેં, વકીલાતની મારી કારકિર્દી દરમિયાન, જોયું છે. ઠીક.

(૨૭) મેં મૃત્યુપત્ર કર્યું છે. વળી, મિલકતની વહેંચણીઓ કરી છે અને તમને ચારે ભાઈઓને યથાયોગ્ય હિસ્સા આપ્યા છે. ચાંદીનાં વાસણો, સોનામોતીનાં ઘરેણાં વગેરેની વહેંચણી સૌ. વતીની મરજી મુજબ કરવી. અલબત્ત, બની શકે ત્યાં સુધી ચાર સરખા ભાગ કરવા. ચિ. સૌ. તાઈને પૂજ્ય માતુશ્રી બાઈની ઇચ્છા પ્રમાણે જે આપવાનું તે તો આપજો જ, અને વધારામાં તમે ચાર જણ જો કશુંક આપો તો આનંદની વાત છે.

(૨૮) તમે સહુએ સાથે રહેવું એવી મારી બહુ ઇચ્છા છે. રાષ્ટ્રીય સહકારની શરૂઆત કૌટુંબિક સહકારથી થાય છે. પણ "ભેગાં રહેવું" એનો અર્થ એવો નહિ કે એક જ ઘરમાં રહેવું, રસોઈ એક જ કરવી,

અગર મિલકત પણ એક રાખવી. કદાચ, કેટલીક મિલકત એકત્ર રાખવી તે ઈન્કમ ટૅક્સ અને ઈતર દૃષ્ટિથી પણ સગવડ ભર્યું અગર લાભદાયક થશે, પણ એ સવાલ તમારો છે. ગૌણ છે. મુખ્ય મુદ્દો એ કે, તમે સહુ શુદ્ધ અંતઃકરણથી, એકમેકની જોડે પ્રેમથી, સહકારથી રહેજો. એકબીજાંને મદદ કરજો. સહિષ્ણુ બનજો. વિરોધ અગર દ્વેષ રાખશો નહિ. પરસ્પરના અપરાધ ગળી જજો, અને આપણે બધાં એક છીએ એવી ભાવના જાગૃત રાખીને પરસ્પર માટે ત્યાગ કરવાને પણ તૈયાર રહેજો. આ રીતે રહેવાથી તમે બધાં વધારે સુખી તો થશો જ, પણ એક પ્રકારે, રાષ્ટ્રીય અને સહકારની ભાવનાને વેગ મળશે. ભાવિ આયુષ્યમાં તમારા સહુની આર્થિક અને કૌટુંબિક સ્થિતિ એકસરખી ન રહેતાં અસમાન બનશે. એવે વખતે આપણા પૈકીના દુર્બળને મદદ કરજો. એની સાથે વધારે પ્રેમથી વર્તાવ રાખજો, તિરસ્કાર ન કરશો; આપણે જ મોટા, આપણે શ્રીમંત એવું અભિમાન રાખીને ન વર્તશો. આ રીતે કરવું એનો અર્થ ભેગા રહેવું એમ થાય છે. સહુને સઘળા દિવસો સરખા નથી આવતા. આજનો પૈસાદાર આવતી કાલનો ભિખારી એ ચક્રનેમિક્રમ છે. સાચી શ્રીમંતાઈ પૈસામાં નથી પણ ચારિત્ર્યમાં, સેવાભાવમાં છે. અને એ વારસો મારા પૂર્વજો-વડીલોએ સંપૂર્ણપણે આપ્યો છે. અને મને લાગે છે કે, મેં પણ એ જ દોલત તમારાં બધાં માટે ખૂબ ખૂબ રાખી છે.

(૨૯) વિલાયતનો તમારો ખર્ચો તમારા ખાતામાં નાખવો એ ન્યાયભર્યું અને હિસાબ મુજબનું છે. પણ તે ખર્ચ મારા અગર સૌ.વ્રતીના ખાતે સરખો વહેંચીને કે ઓછોવત્તો કરીને નાખવો કે કેમ? કેવી રીતે કરવું? એનો નિર્ણય મેં કર્યો નથી. ચિ. નાના સહુથી નાનો, એટલે એને કશુંક વધારે મળે એવી ઈચ્છા. ઉપરાંત, ઘરોનું શું, કઈ રીતે કરવું એ પણ સવાલ. ભદ્રમાંનાં બે મકાનો, સોસાયટી પરનાં બે, અને જમીનો (મહારાષ્ટ્ર સોસાયટીમાંના બે પ્લૉટસ્, મણિનગરનો એક પ્લૉટ, પૂના ટિળક વિદ્યાપીઠનો એક પ્લૉટ) વિષે પણ વિચાર કરવો જોઈએ. મહારાષ્ટ્ર સોસાયટીમાં બે ઘરો છે. પણ ચારેને ય અમદાવાદમાં રહેવાનું થાય તો બીજાં બે ઘરો સોસાયટીમાં બાંધવાનાં રહેશે એની વ્યવસ્થા કોના પૈસામાંથી કરવી વગેરે પ્રશ્નો છે. પરંતુ એ વિષે પાછળથી સ્વસ્થતાથી લખી રાખવાનો વિચાર છે. ન જ લખાય તો તમે સહુ સુજ્ઞ છો એટલે બધું કરશો જ. ભદ્રમાંની આપણી રહેઠાણની હવેલીનો ઉપયોગ આપણા પૈકી કોઈ ત્યાં રહેવા માટે હવે પછી કરશે એમ લાગતું નથી. પણ ત્યાં જ પૂર્વજો—વડીલો રહ્યાં, ત્યાંથી જ પ્રગતિની શરૂઆત થઇ. એટલે એ હવેલી વેચવી નહિ પણ એનો ઉપયોગ જો શાળા, ઈસ્પિતાળ અગર કોઈ પ્રકારના સેવાકાર્ય માટે થાય તો સારું એમ લાગે છે. અલબત્ત, ભાડું લઈને ઉપયોગ થયો તો પણ હરકત નથી. સૂઝેલા વિચારો લખ્યા એટલું જ.

(૩૦) આપણાં ઘરનાં દફતર—કાગળપત્રો વ્યવસ્થિત કરવાનાં છે. કૌટુંબિક દૃષ્ટિથી તો તે બહુ અગત્યનું છે જ. પણ ગુજરાતના અને ભારતના યે ઇતિહાસ માટે અલ્પાંશે પણ મદદરૂપ થાય એવું એમાં ઠીક ઠીક છે. ગાંધીજી, વલ્લભભાઈ, જવાહરલાલ, રાજાજી, રાજેન્દ્ર પ્રસાદ સાથેનો પત્રવ્યવહાર, જુદાં જુદાં પ્રકરણો અંગેના કાગળો વગેરે છે તે બરાબર ગોઠવવાની મારી ખૂબ ઈચ્છા, પણ ફાવે એમ દેખાતું નથી. વખતનો અભાવ. આ કામ કરવા ઉપરાંત નીચે પ્રમાણે લેખનકાર્યના મનોરથ હું સેવું છું: (૧) આત્મચરિત્ર. ઈ. સ. ૧૯૨૨ સુધીનું ટાંચણ કર્યું છે. શ્રી ગોપીનાથ તળવલકરને તે ઘેર છે. (૨) વકીલાતના મારા અનુભવો. અંગ્રેજીમાં કેટલાક લખ્યા છે. (૩) અમદાવાદ મ્યુનિસિપાલિટીનો ઇતિહાસ. ગુજરાતી હસ્તલિખિત તૈયાર છે. પણ તપાસવાનું અને શરૂઆતના અને આખરનાં બે ત્રણ પ્રકરણ chapters બાકી છે. (૪) ૧૯૪૨-૪૪ની સાલના જેલમાંના અનુભવો. (૫) ૧૯૫૦ની સાલમાંના વિલાયત-પ્રવાસના પત્રો. એમનું સંપાદન કરીને પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવા. (૬) સને ૧૯૪૮ની યુરોપયાત્રા વખતના પત્રો. 'સાધના'એ પ્રસિદ્ધ કરેલા. ફરી સંપાદિત કરવા. (૭) વખતોવખત મેં કરેલાં ભાષણો, લેખો, વાયુપ્રવચનો. (૮) મુંબાઈ ઍસેમ્બ્લી અને દિલ્હીની ધારાસભા-પાર્લમેન્ટમાંનું કામ. એની માહિતી ભેગી કરીને એકત્ર રાખવા માટે મેં શ્રી. શેવડેને અને શ્રી. કૌલને કહ્યું છે. (૯) જેલમાંના મારા કાગળો, પ્રવાસપત્રો, રોજનીશી વગેરે તો છે જ. એ બધું પ્રસિદ્ધ કરવાનું છે એમ નહિ; પણ એને

વ્યવસ્થિત કરવાનું છે. ઠીક.

(૩૧) કાગળ ખૂબ જ લંબાયો. જેટલું યાદ આવ્યું તેટલું લખ્યું. હજી કાંઈ જણાય તો પૂરવણી પત્રો લખીશ જ. મુસાફરી સફળ કરીને, જ્ઞાન સંપાદન કરીને, ઉત્તમ શરીરપ્રકૃતિ સાથે માબેમ સહીસલામત પાછા આવો એ આશીર્વાદ. એ બધું સિદ્ધ કરવાને વાસ્તે પ્રભુસ્મરણ અને સદાચરણ એ બે બાબતો પાયાની છે.

દાદાસાહેબના આશીર્વાદ
સૌ. વહિનીના આશીર્વાદ

*

# 'બાબા' અને 'બાઈ'

[દાદાસાહેબના પિતા વાસુદેવ કેશવ માવળંકર અને માતા ગોપિકાબાઈ વા. માવળંકરનો મિતાક્ષરી પરિચય]

"કેશવરાવના છેલ્લા (૯મા) સંતાન વાસુદેવ (જન્મ: ઑગસ્ટ, ૧૮૬૫). નાનપણથી વાસુદેવરાવની તબિયત ખૂબ જ તકલાદી. પરંતુ, ૧૩-૧૪ વર્ષની ઉંમર પછી, મોટા ભાઈ વામનરાવના કહેવાથી, એમણે વ્યાયામનો શોખ કેળવ્યો, અને દૂધ તથા કૉડલિવર ઑઈલ રોજ પીધા કરવાથી એમની તબિયત એટલી સરસ થઈ કે, શાળાના શિક્ષકો વાસુદેવરાવની ગણના તોફાની અને મસ્તીખોર છોકરાઓમાં કરવા લાગ્યા! મુંબાઈની સેંટ ઝેવિયર્સ કૉલેજમાંથી વાસુદેવરાવ બી. એ. થયા. પછી લૉ કૉલેજમાં ભણતાં ભણતાં એમણે થોડો વખત મરાઠા હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે નોકરી કરી. શાળામાં અને કૉલેજમાં ભણતા હતા તે સમયમાં વાસુદેવરાવને મરાઠી પુસ્તકો વાંચવાનો અતિશય શોખ હતો. મોરોપંત અને તુકારામ એ બે એમના પ્રિય કવિઓ, અને એમનાં ઘણાં બધાં કાવ્યો વાસુદેવરાવને કંઠસ્થ પણ હતાં. ૧૮૮૯ની સાલમાં તેઓ એલ. એલ. બી. પાસ થયા અને વકીલાત શરૂ કરવાનું ઠરાવીને એમણે હાઈકોર્ટની સનદ મેળવી. પરંતુ વકીલાતનો વ્યવસાય એમને મનગમતો ન લાગ્યો, અને અમદાવાદના ડિસ્ટ્રિક્ટ જજના શિરસ્તેદારની જગ્યા એમને આપવાનું થતાં જ તેમણે તે સ્વીકારી લીધી. ત્રણ વર્ષમાં તેમની નિમણૂંક ગોધરામાં મુન્સફ તરીકે થઈ. ત્યાંથી એમની બદલી કોંકણમા મહાડમાં થઈ અને ત્યાં તેઓ સને ૧૮૯૪ના જુલાઈમાં એ જગ્યા પર કાયમ થયા. મહાડમાં બે વર્ષ રહ્યા બાદ દેવરુખ ખાતે એમની બદલી થઈ અને ઈ. સ. ૧૯૦૦ના સપ્ટેંબરમાં તેઓ રાજાપુરમાં નિમાયા. ત્યાં એમને પેટનો રોગ લાગુ પડ્યો, અને રજા મેળવીને અમદાવાદ ઘેર આવવા માટે તેઓ નીકળ્યા હતા ત્યાં રસ્તામાં જ મુંબાઈ મુકામે માંદગીએ ગંભીર સ્વરૂપ પકડતાં ફેબ્રુઆરી, ૧૯૦૪માં, ૩૯ વર્ષની ઉંમરે, તેઓ દિવંગત થયા.

વાસુદેવરાવે મુન્સફીનું પોતાનું કામ અત્યંત કાળજીપૂર્વક, સંપૂર્ણ નિઃસ્પૃહતાથી અને લોકોને સાચો ન્યાય આપવાની તત્પરતા વડે કર્યું. એમણે આપેલા ચુકાદાઓ અપીલમાં છેક સુધી કાયમ રહ્યા. હાઈકોર્ટમાં એમના કામની વાહવાહ થતી રહી. તેઓ અવસાન પામ્યા એ અરસામાં એમને આસિસ્ટંટ જજની જગ્યા પર નીમવાની ભલામણ થઈ હતી એમ જાણવામાં આવેલું.

વાસુદેવરાવ ગર્ભશ્રીમંત, વિદ્વાન અને અમલદાર હોવા છતાં યે એમની રહેણીકરણી સાવ સાદી હતી. મનથી અને હાથના તેઓ ખૂબ ઉદાર, પણ ખોટો ખર્ચ કરતાં તેઓ ખૂબ ખચકાતા. ફૅમિસનું ફંડ, હિંદુ શિક્ષણ ફંડ, ઈત્યાદિ જાહેર ઉન્નતિનાં કાર્યો તરફ એમની દેણગીનો પ્રવાહ હંમેશ વળતો હતો. સંવત ૧૯૫૬ના ગુજરાતમાંના દુકાળ વખતે, એમણે પોતાનાં ઈનામ ગામોમાંથી આવનારી પચીસસો–ત્રણ હજાર રૂપિયાની વસૂલીમાં તો તે ગામોને રાહત આપી જ, પણ ઉપરથી પોતાના ગાંઠનાં દસ હજાર રૂપિયા ખર્ચીને ઈનામદારીમાંની એકંદર પ્રજાને એમણે દુકાળના ઓળા જરા જેટલા પણ જણાવા દીધા નહિ એ વાતનું સ્મરણ ત્યાંના લોકો આજે પણ ઘણી કૃતજ્ઞતાપૂર્વક કરે છે. પોતાનું ખર્ચ તેઓ પોતાની આવકમાંથી જ–

એટલે કે દર મહિને મળતા બસો રૂપિયાના પગારમાંથી ૭૮–કરતા. વડીલોપાર્જિત સંપત્તિ એ આગલી પેઢીઓના ઉપયોગ માટે પોતા પાસે અનામત તરીકે આવી છે, એને જેમ તેમ વાપરી નાખવાનો પોતાને હક નથી એમ તેઓ હંમેશ કહેતા, અને એ તત્ત્વ પુત્રના મન પર પણ અંકિત થાય તે માટે એમનો પ્રયત્ન રહેતો.

સને ૧૮૮૦ના અરસામાં એમનાં લગ્ન થયાં. પત્નીનું નામ ગોપિકાબાઈ (ખાંડેકર કુટુંબ, વડોદરા). સંતાનો ૧. ગણેશ ઊર્ફે દાદાસાહેબ; ૨. આઉબાઈ, આશરે એક વર્ષની થઈને ચાલી ગઈ; અને ૩. કૃષ્ણાબાઈ પ્રભુદેસાઈ, વીસ વર્ષની ઉંમરે મૃત્યુ પામી. ગોપિકાબાઈ જૂના જમાનાનાં એક આદર્શ સ્ત્રી હતાં. ઘરમાં 'સોવળે–ઓવળે', કુળધર્મ, કુળાચાર કડક રીતે પાળતાં. અનુગ્રહ મેળવીને નિત્ય-નિયમથી જપજાપ અને પોથીવાચન કરતાં. બપોરે ભોજન અને રાત્રે ફળાહાર કરતાં. રસોઈ અને પીરસવાનું નોકરે કરેલું પસંદ નહોતું. સંસારમાં દક્ષ. ત્રણ સ્થળની યાત્રા – રામેશ્વર, ભીમાશંકર, ઓંકારેશ્વર, હરિદ્વાર વગેરે. દીર્ઘાયુષી. (તા. ૮ ઑક્ટોબર ૧૯૫૧ને રોજ અમદાવાદમાં એમનું અવસાન થયું.) દાદાસાહેબ સ્પીકર થયા પછી તેઓ દિલ્હી (એક વાર) ગયાં અને (પાર્લમેન્ટ) બેઠકનું કામકાજ નિહાળવા માટે સ્પીકરની ગૅલેરીમાં જઈને બેઠાં. લલકાર થતાં, સભાગૃહમાં દાદાસાહેબ પ્રવેશ્યા ત્યારે પંડિત નેહરુ અને બીજા બધા સભ્યો સ્પીકરના સન્માનાર્થે ઊભા રહેલા જોઈને માતાની આંખોમાંથી આનંદનાં આંસુ વહેવા લાગ્યાં. દાદાસાહેબ માતાના શબ્દનું અત્યંત માન રાખતા, અને સુશીલાબાઈ એમની શિસ્ત, સામો જવાબ ન આપતાં, હૃદયપૂર્વક માથે ચડાવતાં."

['कौशिकगोत्री मावळंकर घराण्याचा इतिहास'. लेखक: वामन नरहर सरदेसाई. एप्रिल, १९६१. प्रकरण तेरावें: 'अमदावादचे मावळंकर.' पृ. ३१४–३१६.]

*



વાસુદેવ કેશવ માવળંકર



ગોપિકાબાઈ વા. માવળંકર

સ્વાધ્યાય અને સંશોધનનું ત્રૈમાસિક

# 'સ્વાધ્યાય'

સંપાદક

ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરા

નિયામક

પ્રાચ્યવિદ્યામંદિર

વડોદરા



વિનયન, વિજ્ઞાન, લલિતકલા, આદિ વિદ્યાનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં સ્વાધ્યાય અને સંશોધનપૂર્ણ, ઊંચી કક્ષાના ગુજરાતી લેખોથી ભરપૂર દરેક અંકમાં લગભગ ૧૨૫ પાનાં જેટલી સામગ્રી ગુજરાતને ચરણે ધરતું

## ત્રૈમાસિક

પ્રતિવર્ષ ચાર અંક: દીપોત્સવી અંક, વસંતપંચમી અંક,
અક્ષયતૃતીયા અંક અને જન્માષ્ટમી અંક

વાર્ષિક લવાજમ રૂપિયા બાર
પરદેશ માટે ૩ ડૉલર અથવા ૨૨ શિલિંગ



લખો:

નિયામક

## પ્રાચ્યવિદ્યા મંદિર

પોસ્ટ બૉક્સ નં. ૭૫

વડોદરા

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

૫૬

વર્ષ ૫ · અંક ૮

નિશ્ચયા સંભૂતા નિત્યં સ્વાધ્યાયશ્રોતિવર્ધતામ્ ।

માર્ચ · ૧૯૬૬


"આજે આપણે વર્ગમાં બધાને એકસરખી રીતે જ ભણાવીએ છીએ અને એમ માનીને ચાલીએ છીએ કે એસ. એસ. સી. જેવી કોઈ જાહેર પરીક્ષા જેમણે જેમણે પાસ કરી હોય તે બધાની એક જ કક્ષા હોય. પણ આપણે ભીંત ભૂલીએ છીએ. અને છતાં અત્યારે તો આપણે એમ ગણીને જ ચાલીએ છીએ. એટલે ચાળીસના કે સોના વર્ગમાં કયા વિદ્યાર્થીની કેટલી કક્ષા છે તે જુદું જુદું આપણે જોતા જ નથી. એટલે **આપણી આજની પદ્ધતિ સામૂહિક છે, વ્યક્તિગત નથી; અને આથી આજે આપણી શિક્ષણપદ્ધતિમાં સાપેક્ષ દૃષ્ટિ રહેતી નથી.** એથી ઊલટું, **પ્રાચીન ઉપનિષત્કાળમાં** શિક્ષણપદ્ધતિ સાપેક્ષ દૃષ્ટિ ઉપર જ ઘડવામાં આવી હતી. ઉપનિષદોમાં એવા અનેક દાખલા છે કે જ્યાં સુધી શિષ્ય પોતે આગળ જવા જિજ્ઞાસા ન કરે ત્યાં સુધી ગુરુ એને આગળ ન લે. આની પાછળ એના માનસિક કે બૌદ્ધિક વિકાસની કક્ષા જોઈને જ આગળ લેવાની વૃત્તિ છે. શિક્ષણ આપવામાં ગુરુ સહુથી પહેલાં શિષ્યનો અધિકાર જોતા તે પણ એની કક્ષા કઈ છે તે જાણવાને માટે જ હતું. આમ એ કાળમાં અધિકાર પ્રમાણે વ્યક્તિગત ધ્યાન આપીને ભણતર અપાતું. તેમાં વિદ્યાર્થીની કક્ષા પ્રમાણે જ એને આગળ લેવામાં આવતો. આ આખી યે પદ્ધતિની પાછળ સાપેક્ષ દૃષ્ટિની જ પ્રક્રિયા છે." ...

**ડોલરભાઈ માંકડ**

['હિંદુધર્મમાં મધ્યમમાર્ગ'; બાલગોવિંદ કુબેરદાસની કંપની, અમદાવાદ-૧. સને ૧૯૬૪. પૃ. ૭૮-૭૯]

*


સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

અનુક્રમ



*

## 'અભ્યાસ' સામયિક અંગેની માહિતી :


[ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યુઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે
(ફૉર્મ નં ૪, રૂલ નં. ૮)]

૧ પ્રકાશન સ્થળ : માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
૨ પ્રકાશન સમય : માસિક, દર મહિનાની છેલ્લી તારીખે
૩ મુદ્રકનું નામ : પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
૪ પ્રકાશકનું નામ : પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
૫ સંપાદકનું નામ : પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
૬ માલિક કે માલિકોનું નામ-સરનામું : પુરુષોત્તમ ગણેશ માવળંકર,
માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

હું, પુરુષોત્તમ ગણેશ માવળંકર, આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

તા. ૩૧-૩-'૬૬ — પુરુષોત્તમ ગણેશ માવળંકર
પ્રકાશક


*

## સૂચના


* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ : રૂપિયા દસ, છમાસિક રૂપિયા ૭.
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક—'અભ્યાસ', 'પ્રગતિ', ૧૫, મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* અગાઉનાં ચાર વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઈ. અંગે પત્રવ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.


*


સંપાદક, મુદ્રક અને પ્રકાશક : પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન : કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

અભ્યાસ

विद्या विभातु हृदये नवसर्जनाय।



## વિદ્યાર્થી અને પરીક્ષાર્થી

વિદ્યા સંપાદન કરવાને ઝંખે તે વિદ્યાર્થી. પણ, મેળવેલી વિદ્યાનું માપ મેળવે તે પણ વિદ્યાર્થી તો ખરો જ. એને પરીક્ષાર્થી કહીને ભાંડવાની કે ઉતારી પાડવાની જરૂર નથી. કુતૂહલ હોય તો જ્ઞાન મેળવી શકાય; કુશળતા હોય તો જ્ઞાન જીરવી શકાય. પોતાને કેટલું આવડે છે, પોતે શું જાણે છે ને સમજે છે, કઈ બાબતોથી પોતે હજી અજ્ઞાત છે એ બધાની કસોટી થાય તે વિદ્યાર્થીના હિતમાં છે. એવી પરીક્ષામાંથી પસાર થવું આવશ્યક છે. કસોટી કે પરીક્ષા આમ તો રોજેરોજ થાય છે, થવી જોઈએ. પરંતુ,વ્યવહારમાં અને ઔપચારિક રીતે તે સ્વાભાવિક જ આંતરે સમયે થાય છે.

પરીક્ષાનું મહત્ત્વ આમ નિઃશંક છે. પણ, આપણે ત્યાં પરીક્ષાઓનું સત્ર અવિચાર અને અંધાધૂંધીથી ભરેલું ઘણું જોવા મળે છે. વર્ષને અંતે એક જ વાર પરીક્ષા લઈને પાસ-નાપાસનો ફેંસલો કરવો તે કઈ રીતે વાજબી છે? અભ્યાસ ચાલુ હોય ત્યારે ક્રમે ક્રમે કસોટીઓ અને મૂલ્યાંકન થતાં રહેવાં જોઈએ. બધો બોજો આખરી તબક્કામાં એક દિવસ કે અઠવાડિયું કે એવા કોઈ સમય-એકમ પર નાખવો તે બરાબર નથી. છેલ્લે અને એક જ પરીક્ષા રાખવાથી વાચન-તૈયારીનો મિજાજ અને ઉત્સાહ પણ છેલ્લે છેલ્લે જ આવે છે. આખું વર્ષ એરું જવા દેવું અને છેલ્લી ઘડીએ દોડાદોડ કરવી, હૃદયના ધબકાર વધારી મૂકવા, ગજા ઉપરાંતની મહેનત કરવી, 'કડકમિટ્ટી' અને 'પરીક્ષા'ની ચાના કપ પર કપ ઉડાવીને ઉજાગરા કરવા અને શરીર તથા મન બન્નેને રીતસર કમજોર કરી નાખવાં — આ અને આવું બીજું ઘણું અનિષ્ટ આપણી પરીક્ષાઋતુ વખતે જોવા મળે છે. એને બનતી ત્વરાએ અટકાવવું જોઈએ અને સમૂળું કાઢી નાખવું જોઈએ. પણ પરીક્ષા-પદ્ધતિનો આવો કોઈ સુધારો કરવાની આપણી કોઈની હિંમત જ જણાતી નથી.

વળી, પરીક્ષામાં પુછાએલા પ્રશ્નો વિષે પણ ક્રાંતિકારી દૃષ્ટિની જરૂર છે. ઘણા અધ્યાપકો અને વિદ્વાનો વિદ્યાર્થીઓની પરીક્ષા કરવાને બદલે વિદ્યાર્થીઓની ગુંગળામણ કરવામાં રાચતા જોવા મળે છે. વિદ્યાર્થી જે અભ્યાસક્રમ ભણ્યો હોય તેમાંથી અને તેના આધારે તે શું જાણે છે–સમજે છે એ શોધવાને ને માપવાને બદલે, વિદ્યાર્થી શું નથી જાણતો, શું નહિ લખી શકે એવું જ પૂછવાની રમત અને મઝા અનેક પરીક્ષકો માણતા લાગે છે! શ્રેષ્ઠ અને જ્ઞાની પુરુષના જ્ઞાનની પણ સીમા હોય છે. જાણવા જેવું અનંત છે, ન જાણી શકવા જેવું પણ અઢળક હોય છે, જાણી શકાયું હોય તે હંમેશ ખૂબ સીમિત હોય છે. એટલે, વિદ્યાર્થીના અજ્ઞાનનું માપ કાઢવાની હોંશ શા સારુ? એ રીતે તો પરીક્ષકો પોતે પણ, એમનાથી ચડિયાતા પરીક્ષકો દ્વારા, અને ઘણી વાર તો ખુદ વિદ્યાર્થીઓ જ દ્વારા, નાપાસ જ જાહેર થાય!

ત્રીજી વાત એ કે, પરીક્ષામાં જે પુછાય તેમાં માહિતી ઉપરાંત મૌલિકતા પર ભાર મુકાવો જોઈએ. સ્વતંત્ર અને કલ્પકતાભરી તથા બુદ્ધિયુક્ત રજૂઆત એ મૌલિકતા જ છે. એ વ્યક્ત થવા માટે અવકાશ મળે એ પ્રમાણેના પ્રશ્નો પુછાવા જોઈએ. એમ થાય તો વિદ્યાર્થીના વિશાળ વાચન માટે વેગ મળશે, ક્રમિક પુસ્તકો ઉપરાંત ઈતર વાચન અને સામાયિકોનું પરિશીલન કરવાને વિદ્યાર્થી પ્રવૃત્ત થશે, પોતાની રીતે સ્વતંત્રપણે વિચાર કરતા થવાની અને રહેવાની તેને ટેવ પડશે.

ખરું પૂછો તો, વિદ્યાર્થીને પરીક્ષાર્થી જ કેવળ ન બનાવવાની જવાબદારી શિક્ષકોની અને વિદ્યાસંસ્થાઓની છે.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

penditure!' રાજાજીનાં પગાર અને ભથ્થાં વિષે ગઈ કાલે ઍસેમ્બ્લીમાં જે પ્રશ્નોત્તરી થઈ એને અનુલક્ષીને આ કટાક્ષ હતો. અલબત્ત, એમાં ટોણો અગર ગુસ્સો નહોતો, નિર્દોષ વિનોદ હતો. પછી રાજાજી બોલ્યા, 'મારા પગાર વિષે વાત થઈ પણ એમાંથી ઇન્કમ ટૅક્સ કેટલો કપાયો છે એને વિષે કોઈએ કશું કહ્યું નહિ. મારા હાથમાં જે રકમ રહે છે એમાંથી આદર-સત્કાર, આવનારા મહેમાનો વગેરે ખર્ચ બાદ કરતાં સિલક રહેતી નથી, ઊલટું પૈસા ખૂટવાનો વારો આવે છે. એ ગમે તે હોય તો પણ, મારા જેવાની દૃષ્ટિથી આ પગાર વધારે લાગે છે. મહેમાનો-બહુમાનો, entertainments ઓછાં કરવાં, નવા પ્રકારનો વળાંક આપવાની અમારી જવાબદારી છે એ ભૂલવું જોઈએ નહિ.' ઠીક.

ભોજન સમયે મારી જમણી બાજુએ ભાવનગરના મહારાજા (મદ્રાસના નિયુક્ત ગવર્નર) અને ડાબી બાજુએ કાશ્મીરના મહારાજા હતા. બન્ને સાથે સારી એવી વાતોચીતો થઈ. 'કાશ્મીરનો સવાલ યુનો (U. N. O.) સમક્ષ લઈ જવામાં ભૂલ થઈ; પહેલેથી હું ના પાડતો હતો; હવે પણ cease fire હુકમો પાળવામાં ભૂલ જ થવાની છે; સામાવાળા પક્ષને તૈયારી કરવા માટે વખત મળશે અને લશ્કરી પરિસ્થિતિ ચિંતાજનક બનશે. આખું કાશ્મીર કબજામાં ન આવ્યું તો પણ જમ્મુનો ભાગ હિન્દુસ્તાનમાં સામેલ કરવો શક્ય છે તેટલો લઈને શાંત બેસવું.' આ પ્રમાણે એમણે એમનો અભિપ્રાય જણાવ્યો.

મોડેથી બપોરે પાર્લમેન્ટરી પ્રતિનિધિમંડળની બેઠક બોલાવીને એમની જોડે ચર્ચા કરી. પ્રતિનિધિમંડળમાંથી કોણ કોણ કઈ કઈ જગ્યાઓએ યુરોપમાં જશે, કયા કયા વિષયો ઉપર બોલશે વગેરે બાબતો નક્કી કરી.

ઘેર આવીને કેટલાક કાગળો. ડૉ. પંડિતની છોકરીઓ આવી હતી એમને ઘર બતાવીને એ સંબંધી શી શી વ્યવસ્થા કરવાની તે કહ્યું.

૭ થી ૮-૧૫ સુધી કૉન્સ્ટિટ્યૂશન ક્લબમાં લુઈ ફિશરનું વ્યાખ્યાન શ્રી સંથાનમના પ્રમુખપદ હેઠળ હતું તેમાં ગયો. ફિશરના કહેવાનો સાર એ કે રશિયા સમાજવાદી બની રહ્યું છે; પોતાનાં હાથપગ ફેલાવીને પોતાનું વર્ચસ્વ (influence) વધારવું એ એમની પરદેશનીતિ છે. એમના કબજામાં જે રાષ્ટ્રો મુકાયાં છે ત્યાં વિચાર અને વાણીસ્વાતંત્ર્ય નથી. આ મુદ્દાની પુષ્ટિરૂપે એમણે કેટલાંક ઉદાહરણો આપીને, રશિયાએ પશ્ચિમ તરફી જે રાષ્ટ્રો ખાલસા કર્યાં અને પોતાની સાથે જોડ્યાં એની વાત કરી. એનાથી ઊલટું અમેરિકાને એને સામ્રાજ્ય જોઈતું નથી, સત્તા જોઈતી નથી, પણ દુનિયામાં સાચેસાચ શાંતિ રહે તે માટે લોકશાહી જોઈએ છે. રશિયાની આક્રમક વિદેશનીતિની સામે જો લોકશાહીની દીવાલ ઊભી કરવામાં કસૂર કરી તો ત્રીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળશે. આવી ખાતરીને કારણે અમેરિકા પોતાનો સ્વાર્થ ન જોતાં, માનવતાના પાયા ઉપર યુરોપમાંનાં ગરીબ રાષ્ટ્રોને માર્શલ પ્લાન મુજબ મદદ કરી રહ્યું છે. ભારત અને પાકિસ્તાનના સંબંધો વિષે ફિશરે વિચારો દર્શાવ્યા. પાકિસ્તાન સાથે ભારતે સારા સંબંધો રાખવા. એ રીતે સંબંધો રાખવાનું પાકિસ્તાનની એકંદર રીતિનીતિ જોતાં કઠણ છે એવું પણ એમણે કહ્યું. પંડિત નેહરુની વિદેશનીતિની ફિશરે ખૂબ પ્રશંસા કરી. પણ મને આ વ્યાખ્યાન પ્રચારાત્મક લાગ્યું. કેમ એવું લાગ્યું તે કહી શકતો નથી. પરંતુ એવી છાપ પડી ખરી. અંદરખાનેથી પાકિસ્તાન માટે ફિશરને સહાનુભૂતિ પણ હોય એવું યે મને લાગ્યું. ઠીક.

ઘેર આવીને ભોજન બાદ વાતોચીતો. પરચૂરણ વાચન. સાંજે મુલાકાતમાં દીવાન શ્રી રણબીરસિંહ આવ્યા હતા.

## તા. ૨ સપ્ટેમ્બર ૧૯૪૮, ગુરુવાર

સવારે વૃત્તપત્રો, ઑફિસકામ. ઘણા બધા કાગળો લખાવ્યા. ૧૦-૩૦ થી ૫-૦ સુધી ધારાસભાનું કામ.

સવારે અમદાવાદથી શ્રી નરોત્તમ હઠીસિંગનો ફોન આવ્યો હતો.....મુંબાઈથી ડૉ. પંડિતનો ફોન આવ્યો હતો. ઘરની બાબતમાં (૨૦, અકબર રોડ) એમની છોકરીઓની કાંઈક ગેરસમજ થઈ લાગે છે....

ઘેર આવીને કેટલાક કાગળો, અને પછી હું શ્રી વલ્લભભાઈને ત્યાં ગયો. આશરે એક કલાક બેઠા હતા. વલ્લભભાઈએ ખૂબ જ ખુલ્લા દિલથી પોતાના અંતઃકરણનો ભાર હળવો કર્યો. હૈદ્રાબાદની પરિસ્થિતિ એ વાતચીતનો વિષય હતો. લશ્કરી માર્ગ વડે જ આ પ્રશ્નોનો નિકાલ શક્ય છે એવી સહુને હવે ખાતરી હોઈ ફક્ત એકલા પંડિતજી (નેહરુ) નિશ્ચિત હા પાડતા

નથી. એમના ઉપર બધું અવલંબી રહ્યું છે! પ્રધાનમંડળમાંના મુસલમાન પ્રધાનો પણ સંમત છે. બધા લશ્કરી સલાહકારો પણ તૈયાર છે. 'પંડિતજી જેટલા એક દરજ્જાના રાજકારણી પુરુષ ભારતમાં બીજા કોઈ નથી' એવા વખાણ કરીને માઉન્ટબૅટન લખે છે કે, 'ઉતાવળ કરશો નહિ, થોભો, જગતનો લોકમત તમારાથી વિરુદ્ધ થાય એવું કરશો નહિ,' અને પંડિતજી એ ઉપરથી મુગ્ધ બને છે! યુનો (યુ. ન. ઓ.) પાસે હૈદ્રાબાદે ધા નાખવી, એનો મુસદ્દો મૉંક્ટન (Monckton) સાહેબ પાસેથી આવ્યો એ બાબતમાં શ્રી ઝીણા સંમત હોવાનો લેખિત પુરાવો મળ્યો હોવા છતાં પંડિતજી માઉન્ટબૅટનની વાત સાંભળીને લશ્કરી પગલાં કરવાને બદલે વાત મુલતવી રાખે છે! એમના આ ધોરણમાં હમણાં હમણાં આપણા ગવર્નર-જનરલ શ્રી રાજાજી પણ સામેલ થએલા છે! ખરું પૂછો તો રાજાજી એટલે બંધારણીય વડા (Constitutional Head). એમણે આમાં શા સારુ પડવું? પણ તેઓ પડે છે! અહીં ભારતમાં લોકમત શો છે, અન્ય સહુનો મત શો છે, જોખમ કેટલું છે, આપણા વર્તનનો અર્થ દુશ્મન શો કરે છે, તૈયારી કરવા માટે એને વખત આપવા કેટલે અંશે ઇષ્ટ છે, આપણા લોકોનું અને લશ્કરનું મનોબળ ઘટે છે (loss of morale) વગેરે બાબતો એમના ધ્યાનમાં કેમ આવતી નથી? ઠીક. મહામહેનતથી હવે ૧૧ સપ્ટેમ્બરની આખરની તારીખ નક્કી કરી છે; પણ ત્યાં સુધીમાં પંડિતજીનું મન પાછું બદલાયું તો? ઠીક. કસ્તુરબા ફંડ, વલ્લભભાઈની તબિયત, ગુજરાત વિદ્યાસભાના શતાબ્દી ઉત્સવ માટે એમણે તા. ૨૮મીએ અમદાવાદ આવવું વગેરે મુદ્દાઓ વિષે વાતચીત થઈ. ચાલતો જ ઘેર આવ્યો.

ઘેર આવ્યા બાદ ચિ. બાળ સાથે વાતો. એના મુદ્દાઓ એ લખીને મને આપવાનો છે. ૭ મહિનાથી આવું કહી રહ્યો છે, આપશે ત્યારે ખરો. એને બધી રીતે છૂટ છે એમ મેં એને કહ્યું.

જમ્યા પછી ઘણાં બધાં જૂનાં સંસ્મરણો અને વાતોચીતો.

### તા. ૩ સપ્ટેમ્બર ૧૯૪૮, શુક્રવાર

સવારે ઑફિસકામ. કેટલાક કાગળો. ૧૦-૩૦ થી ૫-૦ સુધી ધારાસભાનું કામ.

સાંજે શ્રી ઠક્કરબાપા અને શ્યામલાલ મળ્યા. કસ્તુરબા ફંડની પરમ દિવસની સભાઓ વિષે વાતચીત થઈ.

રાત્રે જમવા માટે ધારાસભ્ય શ્રી વિશ્વનાથ દાસને ઘેર ગયો હતો. ઓરિસ્સાના Speakerસાહેબ આવ્યા હતા. બીજા પણ ઘણા બધા લોકો હતા.

### તા. ૪ સપ્ટેમ્બર ૧૯૪૮, શનિવાર

સવારે ઑફિસકામ અને કાગળો.

૧૦-૩૦ થી ૫-૦ ધારાસભાની બેઠક. આજે ધારાસભાનો છેલ્લો દિવસ હતો પણ કેટલાંક કારણોને લીધે બેઠક સોમ અને મંગળવારે (તા. ૬ અને ૭) રાખવી એમ પંડિતજીએ કહેવાથી એ રીતે બેઠક લંબાવવાનું નક્કી કર્યું. તેમ છતાં, "હું આવતી કાલે જ અહીંથી નીકળવાનો છું. વાંધો નથી ને?" એમ મેં એમને કહ્યું. (જવા અંગે) એમણે હા પાડી.

ગઈ કાલની બેઠકમાં શ્રી અનંતશયનમ્ આય્યંગારને ડેપ્યુટી સ્પીકર તરીકે ચૂંટી કાઢયા. શરૂઆતમાં એમને વિષે હું ચાર શબ્દો બોલ્યો, એમના ગુણગૌરવ વિષે. ત્યાર પછી પંડિતજીએ અને જવાબરૂપે શ્રી અનંતશયનમે ભાષણો કર્યાં. આ બધાં ભાષણો ઍસેમ્બ્લીના રિપોર્ટમાં સવિસ્તર આવશે જ, પણ પંડિતજીએ અને શ્રી આય્યંગારે મારે વિષે જે ગૌરવયુક્ત ચાર બોલ ઉચ્ચાર્યા તે અહીં નોંધું તો અસ્થાને નહિ ગણાય. પંડિતજીએ કહ્યું કે, "All those who are members of the House- I hope most people outside- realise the extreme importance of the Speaker of this House. It is exceedingly important that the Speaker should fulfil those qualifications and grant not only the freedom of this House but all the other qualities that this House, as a corporate entity possesses as representing the people of India. A great deal of success of this House has been the way, in which you, Sir, occupied the Chair and conducted the proceedings. It is now right and fitting that the House should elect a Deputy Speaker who will fill in a worthy manner that place when you happen to be absent and should carry on that great tradition which we have been fortunate in inheriting from you....".

શ્રી અનંતશયનમે કહ્યું કે,

"...hitherto I thought that speech alone was effective, but after I saw you–and I have seen you for the past two years–I have learnt that the looks and the facial expression are more effective,...."

ઍસેમ્બ્લીમાંથી ઘેર આવીને ચા અને શૌચ આટોપીને ચિ. બાળ અને ચિ. અણ્ણા સાથે હું ગવર્નર-જનરલ શ્રી રાજાજીને ત્યાં ગયો. આશરે એક કલાક અમે ત્યાં હતાં. આસામના ગવર્નર સર અકબર હૈદરી પણ ત્યાં આવ્યા હતા. ઘણી બધી વાતો થઈ. એમાં મુખ્ય બે–(૧) હૈદ્રાબાદ. જો આપણે લશ્કરી પગલાં ભરીએ તો શું થશે એનો વિચાર કરવો જોઈએ. હૈદ્રાબાદની પ્રજા તૈયાર નથી, આપણે કબજો લઈએ તો પણ રાજ્યવ્યવસ્થા કરવી ભારે કઠણ વગેરે રાજાજીનું કહેવું હતું. મને આ વાત ગળે ઊતરી નહિ. મેં એમને પૂછ્યું કે, હૈદ્રાબાદની પ્રજા તૈયાર નથી અને ત્યાંનો મુસલમાન અમલદાર વર્ગ વિરોધ કરશે તે માન્ય રાખીને પણ પ્રશ્ન એ છે કે હૈદ્રાબાદનું ચાલુ વર્તન ક્યાં સુધી અને કેટલો વખત ચાલુ રાખવા દેવું? આપણી ઉદારતા એ આપણી નબળાઇનું અને કાયરતાનું પરિણામ છે એવું હૈદ્રાબાદવાળાઓ અને પાકિસ્તાનવાળાઓ સમજે છે, એમને તૈયારી અને પ્રચાર કરવા માટે વખત મળે છે, ગરીબ પ્રજાની રોજ હેરાનગતિ થાય છે, લૂંટફાટ થાય છે, જાનહાનિ થાય છે, પ્રજા મનોબળ ગુમાવી બેસે છે (losing morale) એ બધાનું શું? આ સવાલનો સંતોષકારક જવાબ રાજાજી પાસે નથી. સર અકબરે કહ્યું કે, "શા સારુ આપણે ત્યાંની વ્યવસ્થા ના કરી શકીએ? જોઈએ તો કોઈ મુસલમાનને ત્યાંનો વડો બનાવો. તમારી મરજી હશે તો હું ત્યાં જવા તૈયાર છું". પણ રાજાજીએ કહ્યું, "ના ના, એ લોકો ત્યાં તમારું ખૂન કરી બેસશે." મને તો આ બધું હદ ઉપરાંતનું બાયલાપણું લાગ્યું. પરંતુ તા. ૧૧ મીએ નિશ્ચિત, આગળ પગલાં ભરવાનાં છે એની મને ખબર હોવાથી હું ઝાઝું બોલ્યો નહિ. (૨) બીજો મુદ્દો તે મહાત્માજીનું ખૂન કરનારને ફાંસીની સજા આપવી કે નહિ એ વિષેનો. રાજાજી અને સર અકબર બન્ને જણના ચોક્કસ અભિપ્રાય જણાયા કે ખૂની માટે દયા રાખવી બરાબર નથી. દયા બતાવ્યાની અસર લોકમત પર ઊંધી થશે. મને એથી ઊલટું લાગે છે. બીજા કોઈનું ખૂન હોત તો જુદી વાત હતી, પણ મહાત્માજીના ખૂનની વાત હોઈ એમની (મહાત્માજીની) વિચારસરણી ધ્યાનમાં લઈને અને બીજી રીતે પણ ખૂનીને ફાંસી ન આપતાં, જરૂર પડે તો લાંબો સમય એને કેદમાં રાખવો એ જ યોગ્ય. ફાંસીની સજા પૂરેપૂરી રદ કરવી એવું આપણે કહીએ છીએ ને? ફાંસીની સજા રદ કરીને એને બદલે કેદની સજા કરવાથી, પ્રજાને અને વિરોધીઓને આપણી ઉદાર વર્તણૂંકની અને શક્તિની જ છાપ અને સમજણ પડશે એવું મને તો લાગે છે.

ત્યાંથી શ્રી વલ્લભભાઇને ત્યાં જઇને એમને મળીને ઘેર. ડૉ. અપ્પાસાહેબ પંડિત અને સૌ. સુંદરાબાઈ મળવા આવ્યાં. પંડિત ઠાકુરદાસ ભાર્ગવ પણ મળવા આવ્યા હતા. ભોજન પછી સામાન બાંધવા અંગેની સૂચનાઓ. ઈતર વાચન, વગેરે.

## તા. ૫ સપ્ટેંબર ૧૯૪૮, રવિવાર

સવારે ઑફિસકામ. ઘણું બધું કામ સિલકમાં હતું તે તમામ પતાવ્યું. સામાન બંધાવા વિશેની સૂચનાઓ આપી.

૮–૩૦ થી ૧૨–૧૫ સુધી કસ્તુરબા ફંડની કારોબારી સભાનું કામ. બધાં કામો પૂરાં કર્યાં.

પછી ભોજન. આજે જમવામાં સાથે શ્રી ઠક્કરબાપા, શ્રીમતી સુશીલા પાઈ, શ્રી શ્યામલાલ અને શ્રી ધોત્રે એમ સહુ હતાં. ભોજન બાદ થોડું ઑફિસકામ બાકી હતું તે પૂરું કરીને પછી થોડો વખત આરામ.

૩–૩૦ થી ૪–૩૦ કસ્તુરબા ફંડના ટ્રસ્ટીઓની સભા. સરદાર વલ્લભભાઈના બંગલે. ટ્રસ્ટીઓ સારી સંખ્યામાં હાજર હતા. ત્રણ જગ્યાઓ બાકી છે. (કુલ ૩૦ ટ્રસ્ટીઓ નીમી શકાય, હમણાં ૨૭ છે.) એ હાલમાં પૂરવી કે નહિ એ સવાલ. આ સવાલ પર મૃદુલાએ (મૃદુલા સારાભાઇ) વિના કારણ રણમેદાન ઊભું કર્યું હતું. પ્રત્યક્ષ કામ કરવાનું નહિ અગર બહુ જ થોડું કરવાનું અને તત્ત્વોની ચર્ચા માત્ર ખૂબ! મને તો આનો દિવસે દિવસે વધુ ને વધુ કંટાળો આવતો

જાય છે. ઠીક. પણ આ સભામાં મૃદુલા એકંદરે શાંત જ હતી. ફક્ત શ્રી રામેશ્વરી નેહરુને જ ટ્રસ્ટી તરીકે લેવાં અને બાકીની જગ્યાઓ વિષે હાલમાં વિચાર કરવો નહિ એમ નક્કી થયું. પછી મુકામ પર આવીને, કસ્તૂરબા ફંડના એજંટોની આગામી સભા મ્હૈસુર રાજ્યમાં આરસીકેરી મુકામે આવતા ડિસેંબરમાં રાખવી એમ નક્કી કર્યું.

૫-૩૦ થી ૬-૩૦ સુધી ગવર્નર-જનરલની પાર્ટીમાં ગયો હતો. ત્યાં અનેક લોકો મળ્યા. શ્રી નિયોગી મળ્યા હતા. એટલે ગુજરાત યુનિવર્સિટી ટ્રસ્ટને ઇન્કમ ટૅક્સ મુક્તિ માટે માન્યતા આપવાના સવાલ વિષે પૂછ્યુ. અમારી યુનિવર્સિટી અસ્તિત્વમાં આવી નથી એટલે એ જાહેર ઉપયોગનુ કાર્ય (charitable purpose) કેવી રીતે સ્વીકારવું એવો સવાલ નાણા-પ્રધાનના ખાતાએ ઊભો કર્યો હોવાનુ એમણે મને કહ્યું. મને તો આશ્ચર્ય જ થયું. ટ્રસ્ટનો હેતુ (purpose) એ charitable છે કે નહિ એ મુખ્ય જોવાનુ. એ જો charitable હોય અને એ હેતુઓ સિવાય અન્ય કામો માટે પૈસા વાપરવાની છૂટ ટ્રસ્ટીઓને ન હોય તો પછી આ ટ્રસ્ટને શા સારુ માન્ય (recognised) ન રાખવો? હેતુઓની સિદ્ધિ એવુ જો ધોરણ રાખ્યુ તો પછી કોઈ પણ નવુ કામ હાથ પર લઈ શકાશે જ નહિ! પહેલા કામ અને પછી પૈસા એવુ કરીને કેમ ચાલશે? તો પછી ગાંધી સ્મારક ફંડને આ લોકોએ કેવી રીતે મુક્તિ (exemption) આપી? ઠીક. ટૂંકમાં, સરકારી ખાતાંઓની તરાહ જ એવી કે જાહેર કામને મદદ થાય એવું ધોરણ અને દૃષ્ટિ રાખવાં નહિ. નિયમોનું ચક્કર. નિયમો જોઈએ. પણ શા સારુ? કામ સારું થાય તે માટે; પૈસાનો દુરુપયોગ ન થાય તે માટે. એટલું જો સાધ્ય કરી શકાતું હોય તો નિયમોને કારણે કામ રૂંધાઈ જાય એવું ના થાય એ જોવાનું એમનું (સરકારી ખાતાઓનુ) કર્તવ્ય છે. બીજી વાત એમ જણાય છે કે ખાતાંના અમલદારો એવી ભૂમિકા પરથી પ્રશ્નનો વિચાર કરે છે કે જાણે જાહેર હિત શું તે બધું એમને જ સમજાય છે, તે જ બધા હોશિયાર અને પ્રામાણિક, અને બાકી બધા લોકો અપ્રામાણિક અને અક્કલ વગરના. ઠીક. પાર્ટીમાં જ શ્રી શ્યામનંદલાલ મળ્યા એમને અને શ્રી કૌલ (સેક્રેટરી)ને હકીકત અને મુદ્દાઓ સમજાવ્યા અને કહ્યા, અને આ કામ તરફ અમે ધ્યાન રાખીશું એવું એમણે મને કહ્યું. આજે આ પાર્ટીમા આવ્યો તે સારું થયું. એને કારણે આ સવાલની પ્રગતિમાં મદદ થઈ.

મુકામ પર આવીને શ્રી કૌલ સાથે વાતોચીતો. સામાન બાંધવાનું કામ ચાલુ હતું. ભોજન બાદ સ્ટેશન પર (દિલ્હી મેઈલ) આવ્યા અને ૯-૪૫ના દિલ્હી મેઈલમાં નીકળ્યા. સાથે ચિ. અરુણા, ચિ. બાળ, ટાઈપિસ્ટ રામઆશરા, ચપરાસી ચૌધરી અને નોકર તુળસી એમ હતા. (ક્રમશઃ)

*

"પ્રારબ્ધ આપણી અવગણના કરીને પોતાનુ કામ કર્યા કરે છે તેમ આપણે પણ તેની અવગણના કરીને આપણી ફરજ બજાવ્યા કરવી. પરીક્ષાનું પેપર કોરુ આપ્યું હોય તો પાસ થવાની આશા વધારે પડતી ગણાય. પરંતુ જો મહેનત કરીને લખ્યું હોય તો નબળું લખાણ હોવા છતાં કવચિત પ્રારબ્ધ પાસ કરી પણ આપે છે. તો જેના પર આપણો કશો કાબૂ નથી અને જે આપણી અવગણના કરે છે તે પ્રારબ્ધની આપણે પણ અવગણના જ કરવી રહી. અને 'કર્મણ્યે વાઽધિકારસ્તે...' જેમ ફળની આશા રાખ્યા વગર પુરુષાર્થ કરવો અને ફરજ બજાવ્યા કરવી."

('ફિલસૂફને પૂછો') ચિનુભાઈ ભોગીલાલ પટવા

*

# અસ્તિત્વવાદ અને મૃત્યુ

મધુસૂદન વી. બક્ષી

[મનોવિજ્ઞાન વિભાગ, સિટી આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

ધર્મ અને વિજ્ઞાન વિષેના એક વ્યાખ્યાનમાં અસ્તિત્વવાદ વિષે ડૉ. રાધાકૃષ્ણન્‌નું દૃષ્ટિબિંદુ સ્પષ્ટ કરતાં નીચેનું વાક્ય મહત્ત્વનું જણાય છે :

'The world in which we fall in love, commit crimes, utter prayers or lose heart is the most important world of experience '[૧]

ડૉ. રાધાકૃષ્ણન્ એમ માને છે કે વિશ્વની સત્તા-(Reality)ના પ્રશ્ન કરતાં જ્યારે આપણે માનવીની સત્તાનો પ્રશ્ન મહત્ત્વનો ગણીએ ત્યારે અસ્તિત્વવાદી વિચારધારા ઉદ્ભવે છે. આ વિચારને જુદા સ્વરૂપે રજૂ કરતાં પ્રો. આર. એ. માલ જણાવે છે કે નૃવંશશાસ્ત્ર અને અસ્તિત્વવાદનો ભેદ દર્શાવવા માટે આપણે સ્વીકારવું જોઈએ કે અસ્તિત્વવાદમાં 'માનવી'ના અસ્તિત્વની સમસ્યા કરતાં પણ 'મારા' અસ્તિત્વની સમસ્યા વધુ મહત્ત્વની ગણી શકાય.[૨]

આ સંદર્ભમાં, અસ્તિત્વવાદીઓ માટે 'મૃત્યુ'નો પ્રશ્ન વિશિષ્ટ ઉગ્રતા ધારણ કરે છે. તત્ત્વજ્ઞાનમાં મૃત્યુના પ્રશ્ન ઉપર બહુ સ્વતંત્ર રીતે વિચાર કરવામાં અસ્તિત્વવાદનો ફાળો મોટો છે. આત્માની અમરતાના સિદ્ધાંતમાં માનનારાઓ 'મૃત્યુ'ને એક અવસ્થામાંથી બીજી અવસ્થામાં પરિવર્તન પામવા પહેલાંના તબક્કા તરીકે વર્ણવ્યું છે. મૃત્યુથી પર એવો આત્માનો વિચાર સ્વીકારવાથી મૃત્યુની કરુણતા ઘટી જાય છે. બીજી બાજુ, ભૌતિકવાદી અને અન્ય વિચારકોના મત મુજબ શરીરનું મૃત્યુ એ ચેતનાનો પણ અંત છે કારણ કે તેઓ એમ માને છે કે ચેતના એ અમુક શારીરિક તંત્રની અપેક્ષા ઉપર અવલંબે છે. પૂર્વજન્મ, પુનર્જન્મ અને મૃત્યુની સમસ્યા આત્માની અમરતા અને શરીરની નશ્વરતા સાથે સાંકળી લઈને ઘણા વિચારકો મૃત્યુની સમસ્યા ઉકલી ગઈ છે તેવો સંતોષ લે છે. કર્મનો નિયમ સ્વીકારીને અમુક વ્યક્તિનું મૃત્યુ અમુક સમયે જ થાય છે તે ઘટનાની સમજૂતી આપવાનો પ્રયાસ થયો છે. દૈવવાદ, પ્રારબ્ધવાદ વગેરે સિદ્ધાંતો પણ મૃત્યુની સમજૂતી આપવા માટે પૂરતા છે તેવો દાવો કરવામાં આવ્યો છે.

વૈજ્ઞાનિકો મૃત્યુની ઘટનાનાં પૂર્વગામી તત્ત્વો શોધીને મૃત્યુ કેમ થયું અથવા મૃત્યુનાં કારણો શું તે શોધી શકે છે, જો કે મૃત્યુ જેવી ઘટના જ શા માટે છે તેનો ખુલાસો કરવો મુશ્કેલ છે. નૈતિક દૃષ્ટિએ વિચારીએ તો જીવનને મૂલ્યવાળું ગણવામાં આવે છે; એટલા માટે હત્યા કરીને કોઈનું મૃત્યુ નિપજાવવું એ અમુક અપવાદ સિવાય, અનિષ્ટ કે પાપ ગણવામાં આવે છે. ઉપરાંત અકસ્માત મૃત્યુ થયું હોય તો પણ તેને દુર્ઘટના કે કમનસીબી ગણવામાં આવે છે જો કે મૃત્યુનું સાવ અવમૂલ્યાંકન થતું નથી. દા. ત., મૃતદેહને અમુક રીતે દફનાવવો વગેરે વિધિઓ છે. મૃત્યુ દેશને ખાતર કે લોકસેવા માટે થયું હોય તો તે મહાન ગણ ગણાય છે. આપઘાત પરત્વે પણ ભિન્ન મંતવ્યો પ્રવર્તે છે. આલ્બર્ટ કામ્યૂની દૃષ્ટિએ ('મિથ ઑફ સીસીફસ') આત્મહત્યા એ જ મુખ્ય તાત્ત્વિક સમસ્યા છે.

પ્રાચીન તત્ત્વજ્ઞાનમાં સ્ટોઈક ચિંતકોએ મૃત્યુ વિષે એમ જણાવ્યું કે, 'આપણે હોઈએ ત્યાં સુધી મૃત્યુ હોતું નથી; અને મૃત્યુ હોય છે ત્યારે આપણે હોતા નથી.' અર્થાત્ સારા યે જીવનમાં 'મૃત્યુ' એક જ એવી ક્ષણ હોય છે કે જે વ્યક્તિએ જીવવાની હોતી નથી. સ્પિનોઝાના મત પ્રમાણે મૃત્યુ ઉપર વિચારવા કરતાં જીવન ઉપર વિચારવું એ જ ખરું શાણપણ છે. ખ્રિસ્તી સંપ્રદાયમાં પણ 'મૃત્યુ' પરત્વે એક જાતનું તટસ્થ નિર્લેપ દૃષ્ટિબિંદુ રાખવાનું સૂચન દેખાય છે.

અસ્તિત્વવાદનો દૃષ્ટિકોણ આ પ્રશ્ન પરત્વે પરંપરાગત નથી. પાસ્કલના મત મુજબ મૃત્યુનો ભય સતત હોવા છતાં તેને છુપાવીને રોજના નિત્યક્રમમાં માણસ પરોવાઈ જાય છે. સામાન્ય માનવી અને પરંપરાગત ફિલસૂફની દૃષ્ટિએ 'મૃત્યુ'નું સતત ભાન એક જાતની વિકૃતિ ગણાય છે ત્યારે કેટલાક અસ્તિત્વવાદીઓ એમ

૧. 'International Institute of Philosophy and Indian Philosophical Congress'-1959

૨. ' Philosophical Quarterly'-Oct. 1965

માને છે કે મૃત્યુની ચેતના આપણે વધારે ને વધારે તીવ્ર બનાવવી જોઈએ. દરેક જીવન ઉપર મૃત્યુનો પડછાયો છે. આ હકીકતની અવગણના કરવામાં સલામતી જણાય છે પણ જીવનની અર્થપૂર્ણતા જણાતી નથી. ચેતનાની તીવ્રતા એ અસ્તિત્વવાદી મૂલ્ય છે. એટલે જેટલી તીવ્રતાથી જીવનના અનુભવો કરીએ તેટલી જ તીવ્રતા મૃત્યુની શક્યતા વિશે રાખી શકાય છે. આ સંદર્ભમાં જર્મન ફિલસૂફ હાઇડેગર અને ફ્રેન્ચ અસ્તિત્વવાદી સાર્ત્રનાં મંતવ્યોનો તુલનાત્મક અભ્યાસ રસપ્રદ છે.

હાઇડેગરના મત મુજબ મૃત્યુ દરેક વ્યક્તિને વિશિષ્ટતા અથવા વૈયક્તિકતા (Individuality) આપે છે. મારું મૃત્યુ મારું જ છે; તે બીજા કોઈનું હોઈ શકે નહિ. હાઇડેગર જણાવે છે કે પોતાના મૃત્યુની અંગત શક્યતાને અવગણના કરવાનો પ્રયાસ કરવામાં આવે છે. વ્યક્તિ એમ માને છે કે 'One dies', 'I Shall die' એ વાક્ય ભૂલી જાય છે. મૃત્યુને એક ઘણાં વર્ષો પછી આવનારી દુર્ઘટના તરીકે ગણીને વ્યક્તિ પોતે પોતાનાં મૃત્યુની વાસ્તવિકતા હળવી બનાવવા મથે છે. પરંતુ ફાંસીની સજા પામેલા કેદી કે અસાધ્ય રોગથી પીડાતા દર્દી માટે મૃત્યુ એ કોઈ અમૂર્ત ખ્યાલ નથી. તે નક્કર વાસ્તવિકતા છે અને તેની ચેતનાને ચારે બાજુથી ઘેરી છે પારકલ લખે છે તેમ 'We will die alone and we ought, therefore, to act as if we are alone.' હાઇડેગરના મત મુજબ મૃત્યુ માનવીની ચેતનાને તીવ્ર બનાવે છે, તેને સક્રિય કરે છે અને ઘરેડરૂપ અસ્તિત્વમાં ખોવાઈ ગએલા ટેવરૂપ ચિત્તતંત્રને ખળભળાવી મૂકે છે.

મૃત્યુ પ્રત્યેના વલણમાં પરિવર્તન લાવવું જોઈએ. મૃત્યુ અચાનક આવે છે; જીવનનો અંત લાવે છે; મૃત્યુ આગળ આપણે લાચાર છીએ વગેરે મનોવલણો સામાન્ય છે પરંતુ હાઇડેગર કહે છે કે મૃત્યુ એ આપણી પરિમિત અસ્તિત્વનું હાર્દ છે; તેનો આપણે બૌદ્ધિક સ્વીકાર કરવો જોઈએ. હાઇડેગરની ફિલસૂફીમાં એક જર્મન શબ્દ 'Dasein' બહુ મહત્ત્વનો છે. સામાન્ય રીતે તેનો અંગ્રેજી પર્યાય "Being here" તેવો થાય છે પરંતુ હાઇડેગરના સંદર્ભમાં તેનો અંગ્રેજી પર્યાય 'Existence' તેવો લઈ શકાય. જગતની તમામ વસ્તુઓ 'Being' અથવા 'સત્'ની સાથે સંકળાએલી છે પરંતુ માનવીનું વિશિષ્ટ અસ્તિત્વ ('Dasein') સચેતન હોવાથી અન્ય અસ્તિત્વથી જુદી પ્રકૃતિનું છે. મૃત્યુની ચેતના વ્યક્તિએ પળે પળે આત્મસાત્ કરવી જોઈએ. મૃત્યુ વ્યક્તિની જિંદગીની અંતિમ સાર્થકતા છે "Death alone brings the seriousness of ginitude into Dasein". મૃત્યુનું અસ્તિત્વ આપણને શૂન્યતાનું ભાન કરાવે છે. તેની ચેતનામાંથી છટકી જઈને બચાવતંત્રો ઊભાં કરવાં જરૂરી નથી. હાઇડેગર અને સાર્ત્ર બન્ને 'અધિકૃત અસ્તિત્વ'નો ખ્યાલ સ્વીકારે છે. માણસનું અસ્તિત્વ અન્ય કરતાં વિશિષ્ટ છે, આ જગત સાથે અનિવાર્ય રીતે તે સંકળાએલો છે, આ જગત મિથ્યા નથી, મનુષ્ય જગતમાં ફેંકાએલો છે. મનુષ્યની ચેતના ઘણા સ્વરૂપે જગતમાં મૂલ્યો અને અર્થ ઉપજાવે છે. પરંતુ હાઇડેગર માને છે કે અંતિમ સત્ પરત્વે મનુષ્યની ચેતના જાગૃત કરવી એ જ અધિકૃત અસ્તિત્વ ગણી શકાય. મૃત્યુ મનુષ્યને પરિમિતતાનું ભાન કરાવે છે માટે મૃત્યુની ઘટના આપણી પરિમિતતાની નિશાની છે. રોજની ચિંતા અને સંજોગોમાં ઘેરાએલા માણસની ચેતનાનું સ્તર બદલાવીને અંતિમ સત્ પરત્વેની ઉન્મુખતા કેળવવાથી મૃત્યુનું સાચું રહસ્ય સમજાય છે. આપણી જાતને સમગ્ર સ્વરૂપે નિહાળવી હોય તો આપણે મૃત્યુને કેન્દ્રમાં રાખીને વિચારવું જોઈએ.[3]

સાર્ત્ર હાઇડેગરના મૃત્યુ વિષેના વિચારોને શરૂઆતમાં સ્વીકારવા પ્રેરાએલા, પરંતુ વધુ વિચારણા બાદ સાર્ત્રને હાઇડેગરના મતમાં કેટલીક ખામીઓ જણાઈ છે. દા. ત., હાઇડેગરે એમ જણાવેલું કે મૃત્યુ એક જ એવી ઘટના છે કે જે મારે બદલે બીજું કોઈ મારે માટે અનુભવી શકે નહિ એટલે કે મૃત્યુ એ મારો વિશિષ્ટ રીતે અંગત અનુભવ છે. "Nobody can die for me." પરંતુ સાર્ત્ર જણાવે છે કે આ દૃષ્ટિએ તો બીજા બધા મારા અનુભવો પણ મારે બદલે બીજો કોઈ અનુભવી શકે

3. "We can, by asssuming death adopt a point of view upon ourselves as totalities." Olson-(Page 200)

નહીં. દા. ત., "Nobody can love for me." વ્યક્તિની આંતરિકતાની દૃષ્ટિએ વિચારીએ તો દરેક વ્યક્તિના પોતાના અનુભવો બીજા કોઈના ન હોઈ શકે, પરંતુ જો આપણે કાર્યક્ષમતા, પરિણામ, વગેરે બહિર્લક્ષી ધોરણોથી વિચારીએ તો હું જે કરી શકું તે બીજો માણસ જરૂર કરી શકે. દા.ત., પ્રેમનો એવો અર્થ લઈએ કે કોઈ સ્ત્રીનું રક્ષણ કરવું, તેની સાથે લગ્ન કરીને બાળકોનું પોષણ કરવું વગેરે; તો બાહ્ય દૃષ્ટિએ બીજો માણસ પણ હું જે કરી શકું તે કરી શકે. દા.ત., દેશની સેવા કરવા જેમ કોઈ એક વ્યક્તિ મૃત્યુને ભેટી શકે તેવું બીજી વ્યક્તિ પણ કરી શકે. "Death is the only thing that nobody can do for me"—આ વિધાન અંગત અર્થમાં લઈએ તો સાચું છે પંરતુ તે બધી ઘટનાને લાગુ પડે છે; અને જો તેને સામાજિક અર્થમાં વિચારીએ તો ખોટું છે કારણ કે હું જે કાર્ય કરી શકું તે બીજો માણસ પણ કરી શકે.

હાઇડેગરના મૃત્યુ વિષેની વિચારણાના બે મુખ્ય મુદ્દાઓ છે: (૧) મૃત્યુ માણસની ચેતનાને તીવ્ર બનાવે છે, તેને વૈયક્તિતા આપે છે અને ઘરેડરૂપ અસ્તિત્વમાંથી બચાવી લઈને તેને અંતિમ સત્ પરત્વે અભિમુખ કરે છે. (૨) મૃત્યુ માણસની પરિમિતતાનું ભાન કરાવે છે. વ્યક્તિ પોતાની વર્તમાન ચેતનાને પાર કરીને મૃત્યુને પોતાની અંગત શક્યતા તરીકે વિચારે ત્યારે પોતાના જીવનના જુદા જુદા પ્રસંગોને એક સળંગ સમગ્રતારૂપે જોઈ શકે.

સાર્ત્રનો આ બન્ને બાબતો સામે વિરોધ છે. સાર્ત્ર મુજબ, મૃત્યુ એ કોઈ આપણી અંગત શક્યતા નથી પરંતુ એક એવી બાહ્ય મર્યાદા છે કે આપણી તમામ શક્યતાઓનો નિષેધ કરે છે. મૃત્યુને આપણે સ્વેચ્છાએ પસંદ કરેલા ધ્યેય તરીકે ન વર્ણવી શકીએ.[૪]

મૃત્યુ ત્રણ રીતે આવી શકે: (૧) શહીદી કે આપઘાતથી (૨) નિશ્ચિત ક્ષણે મૃત્યુ થવાનું છે તેવા ભાન સાથેનું મૃત્યુ (૩) અચાનક કુદરતી અથવા અકસ્માતથી થતું મૃત્યુ.

દા. ત., કોઈ વ્યક્તિ શહાદત કે બલિદાનની ભાવનાથી મૃત્યુને ભેટે – તેઓને માટે પણ મૃત્યુનું મહત્ત્વ નથી; તેમના ધ્યેયને ખાતર મૃત્યુને તેઓ સાધન બનાવે છે માટે તેવા લોકો મૃત્યુને ઇચ્છે છે તેમ કહેવું માત્ર આલંકારિક ગણાશે. દેશને ખાતર મરી જતાં શહીદોનું ધ્યેય તેમનું પોતાનું મૃત્યુ નથી પણ દેશનું રક્ષણ છે. તે જ રીતે પ્રેમમાં નિષ્ફળ ગએલી યુવતી આપઘાત કરે તો તે બનાવમાં પણ મૃત્યુ સ્વયં ધ્યેય નથી. એટલે આવાં મૃત્યુને જાગૃત રીતે ઇચ્છવામાં આવ્યું છે, વ્યક્તિની ચેતના તેવા મૃત્યુને ઝંખે છે તેમ કહેવું વાજબી ગણાય નહિ.

તેવી જ રીતે ફાંસીની સજાનો નિશ્ચિત સમય જાણતો કેદી અથવા તો પોતાને અસાધ્ય રોગ લાગુ પડ્યો છે અને તેનું મૃત્યુ થોડા દિવસમાં નક્કી છે તેમ જાણતો દર્દી પણ પોતાનો અંત નજીક હોવાથી પોતાની જિંદગીને સમગ્ર રૂપમાં જોઈ શકે તેવું હાઇડેગરનું મંતવ્ય સાર્ત્રને માન્ય નથી. આવા લોકોને માટે મૃત્યુ સ્વેચ્છાએ સ્વીકારેલું નથી પરંતુ પોતાની પરિસ્થિતિમાંથી ઉત્પન્ન થએલી નિશ્ચિત ઘટના છે. આવું મૃત્યુ તેમના જીવનને સાર્થક બનાવે છે તેવું માનવાને બદલે સાર્ત્ર એમ જણાવે છે કે 'It can only remove all meaning from life.' ભવિષ્યની શક્યતાઓનું પ્રક્ષેપણ એ માનવચેતનાનું મુખ્ય કાર્ય છે અને જે માણસ પોતાના મૃત્યુની નિશ્ચિત ક્ષણ જાણે છે તે માણસ માટે ભવિષ્યની શક્યતાઓનું પ્રક્ષેપણ (Projection) અટકી જાય છે. સાર્ત્રના એક નાટક 'The Victors'માં લ્યુસી નામની નાયિકાને મોતની સજા ફરમાવવામાં આવી હોય છે ત્યારે તેનો પ્રેમી જ્હૉન લ્યુસીની સાથે છેવટની ઘડી સુધી રહેવા માટેની ઇચ્છા વ્યક્ત કરે છે પરંતુ લ્યુસી તેને નીચે મુજબ જવાબ આપે છે: "Now I no longer have a future. I expect nothing but death and I shall die alone". સાર્ત્રની એક ટૂંકી વાર્તા 'The Wall'માં પણ આવી જ ઘટના રજૂ થાય છે.

કુદરતી અથવા આકસ્મિક મૃત્યુ એ બહુ જાણીતી ઘટના છે. સાર્ત્ર લખે છે કે માનવીની પરિસ્થિતિ જાણે એવી જણાય છે કે દરેક કેદીને મૃત્યુની સજા ફરમાવવામાં આવી છે પણ કોઈને તેની નિશ્ચિત મુદતની ખબર નથી. હકીકતમાં આ ચિત્રમાં સાર્ત્ર થોડો ફેરફાર

૪. 'Death is a possible nihilation of my possibilities'–Sartre

સૂચવે છે. માણુસની દશા એવી કલ્પી લો કે જાણે કે કોઈ કેદીને પોતાના મૃત્યુના દિવસની ખબર ન હોય છતાં હોશિયારીથી રોજ તે દિવસને માટે જરૂરી એવી હિંમત કેળવવાનો પ્રયત્ન કરતો હોય અને તે દરમ્યાન અચાનક જીવલેણુ રોગથી તે મરી જાય છે.

સંક્ષેપમાં, સાર્ત્રે જણાવે છે કે મૃત્યુ માનવસ્વાતંત્ર્યને બાધક નથી કારણુ કે મૃત્યુ એક એવો અનુભવ નથી કે જેને પાર કરીને આપણે ફરી પાછા આપણા જીવનનું સાતત્ય ચાલુ રાખીએ. એટલે હાઇડેગરની ટીકા કરતાં સાર્ત્રે જણાય છે કે મૃત્યુને જીવનનું પૂર્ણવિરામ ગણીને આપણે આપણી જિંદગીનો સમગ્ર હિસાબ કરીને અર્થ તારવી શકીએ તેવું શકય નથી. 'It is absurd that we are born; it is absurd that we die'. વ્યક્તિ પોતાના મૃત્યુને એક સાક્ષીની તટસ્થતાથી ન કલ્પી શકે તેમ સાર્ત્રે તેની ટૂંકી વાર્તા 'The Wall'માં જણાવે છે. ફ્રોઇડે પણુ આ જ બાબત જુદી રીતે વ્યક્ત કરી છે.[૫]

સાર્ત્રની વિચારણા મુજબ મૃત્યુ પામેલો માણુસ બીજી વ્યક્તિના ચિત્તનો એક ખયાલ બની જાય છે; મૃત્યુને આધીન થવું એટલે બીજી વ્યક્તિની ચેતનાને આધીન થવું તેમ ગણી શકાય.

ઘણી અસ્તિત્વવાદી નવલકથાઓ અને નાટકોમાં મૃત્યુ એક અકસ્માત ઘટના તરીકે જોવા મળે છે. માણુસનું અસ્તિત્વ આ જગતમાં આકસ્મિક છે. ગમે ત્યારે તે મરી જાય છે. માણુસ મૃત્યુની છાયામાં જીવે છે. હાઇડેગર એમ સૂચવે છે કે મૃત્યુ પ્રત્યે આપણે રચનાત્મક વલણુ લેવું જોઈએ. છૂટાંછવાયાં આપણી જિંદગીનાં કાર્યોને એક સૂત્રે ગૂંથી લેવા માટે મૃત્યુ એક છેલ્લું તત્ત્વ ગણી શકાય છે. સાર્ત્રના વિચાર મુજબ માણુસે પોતાની ચેતનાની સ્વતંત્રતામાં શ્રદ્ધા રાખીને જીવવું જોઈએ. સાર્ત્રની દૃષ્ટિએ મનુષ્ય અમર હોય તો પણુ તે પરિમિત જ હોત કારણે ચેતનાનું સત્ત્વ જ ભવિષ્યની યોજનાઓનો પ્રક્ષેપ કરવાનો છે એટલે બધી યોજનાઓ સિદ્ધ થઈ જાય એવી કોઈ ચેતનાની દશા કલ્પી શકાય નહિ ચેતનાનું અસ્તિત્વ કાળની સત્તા ઉપર અવલંબે છે.

અસ્તિત્વવાદી વિચારસરણીના આદ્ય સ્થાપક કિર્કેગાર્ડ (૧૮૧૩-૧૮૫૫) એક બહુ સમૃદ્ધ પ્રતિભાશાળી ચિંતક હતા. તેમની મહત્ત્વની કૃતિઓ[૬]માં બહુ જ તીવ્ર અનુભૂતિથી નિષ્પન્ન થએલું જીવનદર્શન જોવા મળે છે. મનુષ્યની અનેક નિરાશાઓનું તાદૃશ્ય ચિત્રણુ તેમની એક કૃતિ 'Fear and Trembling'માં વ્યક્ત થયું છે કિર્કેગાર્ડ કહે છે કે કેટલીક પરિસ્થિતિઓમાં મૃત્યુ એક જ આશા હોય છે અને ત્યારે મૃત્યુ પણુ ન મળી શકતાં ખૂબ નિરાશા ઉદ્ભવે છે (પાનું ૧૫૧). જ્યારે મૃત્યુ ખુદ જીવનને ખતરારૂપ હોય ત્યારે માણુસ મૃત્યુ સામે લડીને જીવવાની આશા રાખે છે પરંતુ જ્યારે મૃત્યુથી પણુ વધારે એવો કોઈ ભય હોય ત્યારે માણુસ મૃત્યુની ઝંખના કરે છે એટલે આવા સંજોગોમા માણુસ મૃત્યુ પામી શકતો નથી; તે જ તેની મોટી નિરાશા બને છે. વ્યક્તિએ કોઈ મહત્ત્વાકાંક્ષા રાખી હોય તે પ્રમાણે તે ધારો કે પોતાનું વ્યક્તિત્વ ન ઘડી શકે તો તે નિરાશા અનુભવે છે. આ નિરાશા પોતાની વર્તમાન પરિસ્થિતિમાંથી ન છટકી શકવાની છે અને ધીમે ધીમે તે તેના 'સ્વત્વ'ને કોતરી ખાય છે. આ નિરાશાનો ભાર તેના જીવ ઉપર વધુ પડતો લાગે તો પણુ તે કશું કરી શકતો નથી. મનુષ્ય જ્યારે કોઈ ધ્યેય કે વ્યક્તિને ઈચ્છે છે ત્યારે તે પોતાની અસ્મિતાને નવું રૂપ આપવા માગે છે પરંતુ તે ન મળતાં તેને પોતાની અસ્મિતા અથવા સ્વત્વમાં શૂન્યતા લાગે છે. નિરાશાને કિર્કેગાર્ડ આત્માની બીમારી સાથે સરખાવે છે પરંતુ તેમના મત મુજબ શરીરની બીમારી જેમ અંતે મૃત્યુમાં પરિણમે છે તેમ આ નિરાશા આત્મા ઉપર બોજારૂપ જ રહે છે પરતુ તેનો કોઈ અંજામ આવતો નથી. કિર્કેગાર્ડ લખે છે, "To be delivered from this sickness by death is an impossibility for, the sickness

---

૫. "It is indeed impossible to imagine our own death, whenever we can do so we can perceive that we are in fact still present as spectators".–Freud

૬. 1. Either/or 2. The Concept of the Dread 3. Fear and Trembling

and its torment, consist in not being able to die"

મૃત્યુ વિષે અસ્તિત્વવાદીઓનાં મંતવ્યમાં કેટલાંક સમાન તત્ત્વોને વ્યક્ત કરવાનો પ્રયાસ અસ્થાને નથી.

(૧) મનુષ્યનું અસ્તિત્વ આ જગત સાથે અનિવાર્ય રીતે સંકળાએલું છે પરિણામે મનુષ્ય પોતાની સચેતન અસ્મિતાને આ જગતના અનુભવોથી સમૃદ્ધ કરતો જાય છે પરંતુ દરેક વ્યક્તિ પોતાની આંતરિકતામાં પુરાએલી હોવાથી મનુષ્યનું અસ્તિત્વ દુઃખમય છે. મનુષ્ય પોતાના 'સ્વ'ની સીમાઓને ભેદીને પારગામી બનવા માગે છે પરંતુ તેમાં નિષ્ફળ જવાથી તેને અસ્તિત્વ સારરૂપ અને ભારરૂપ જણાય છે.

(૨) મૃત્યુની શક્યતા મનુષ્યના શાપિત અસ્તિત્વને વધુ ભારરૂપ બનાવે છે. મૃત્યુની અનિશ્ચિતતા તેને ચિંતિત કરે છે. મૃત્યુની નિશ્ચિતતા તેના જીવનને અર્થશૂન્ય બનાવે છે. મૃત્યુની અનિવાર્યતા તેને નિરાધાર બનાવે છે. કેટલાક વિવેચકોને અસ્તિત્વવાદીઓએ રજૂ કરેલું માણસનું ચિત્ર વધારે પડતું કરુણ લાગે છે ખાસ કરીને નિરીશ્વરવાદી વિચારકોના મતમાં જીવન તદ્દન આધાર વગરનું જણાય છે.

(૩) મૃત્યુની ઘટના પરત્વે વલણનું પરિવર્તન જરૂરી છે એમ હાઈડેગર માને છે. મૃત્યુ મનુષ્યની પરિમિતતાનું ચિહ્ન છે. તેને આગળથી કલ્પનામાં વધાવી લઈને ભૂતકાળ અને વર્તમાનકાળના આપણા જીવનને એક સુસંગત માળખામાં ગૂંથવાનું શક્ય બને છે, મૃત્યુની ચિંતા ન કરવી એમ અસ્તિત્વવાદીઓ માનતા નથી. ચિંતા, સંતાપ, શોક વગેરે અનુભવોનું ભાવાત્મક મૂલ્ય છે. જો કે સાર્ત્રના મત મુજબ મૃત્યુ પ્રત્યે આવું રચનાત્મક વલણ રાખવું શક્ય નથી કારણ કે મૃત્યુ અર્થહીન ઘટના છે. હાઈડેગરનો પ્રયાસ મૃત્યુને જીવન સાથે સંકલિત કરીને મનુષ્યના પરિમિત અસ્તિત્વને અર્થ આપવા પ્રત્યેનો છે. સ્ટર્નબર્ગરના મત મુજબ હાઈડેગર મૃત્યુને સમજવા માગે છે, તેને નકારવા માગતા નથી.

હેગેલના જર્મન આધ્યાત્મવાદ સામે પ્રત્યાઘાતરૂપે અસ્તિત્વવાદીઓ એમ માને છે કે અર્થહીનતાનું ભાન થાય એ જ સાચું મૂલ્ય છે. જીવનમાં અને જગતમાં એક જાતની તાર્કિક વ્યવસ્થા છે તેમ માનીને આશ્વાસન લેવા કરતાં જીવન અને મૃત્યુની ઘટનાની અર્થહીનતાનો સ્વીકાર કરવાથી આપણી ચેતનામાં જરૂર ચિંતા અને સંતાપ પ્રવેશે પરંતુ તેનાથી ચેતનાનું મૂલ્ય (તીવ્રતા) ઉદ્ભવે છે.

રૉબર્ટ ઓલસન, જે. વૉન રીન્ટેલન, પેટકા વગેરે વિવેચકો મૃત્યુના આવા નિરૂપણ સામે ઘણા આક્ષેપો કરે છે. તેમના વિચાર મુજબ અસ્તિત્વવાદીઓ જગતની કરુણતા, કુરૂપતા, અવ્યવસ્થા, શૂન્યતા વગેરેની અતિશયોક્તિ કરે છે. લાઇબનિઝનું એક વાક્ય અત્રે યાદ કરી શકાય: "We increase the evil if we pay attention to it"

વૉન રીન્ટેલન લખે છે:

"The present author is profoundly opposed to a philosophy whose ultimate answer is nothing but melancholy".

*

"જીવન – તેનો અનંત પ્રવાહ – એ જ સાચો; બાકી બધી ઢીંગલા-ઢીંગલીની રમત! એના પ્રવાહમાં ઉન્નતિકર તત્ત્વો વહેતાં કરવાં અને એના સંરક્ષણ અને પોષણ માટે યથાશક્તિ પ્રયત્ન કરવો એટલું જ માનવીથી બની શકે – અને એ હક કાંઈ જેવો તેવો છે?"

('દર્પણના ટુકડા') — અંબાલાલ પુરાણી

*

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિ

પૃ

વર્ષ ૫ · અંક ૭   निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।   એપ્રિલ · ૧૯૬૬

"વૈજ્ઞાનિક સંશોધને દુનિયામાં ક્રાંતિ આણી છે. પરમાણુશક્તિ, રડાર અને રૉકેટે આપણી વિચ… વર્ષો પાછળ ઠેલી દીધી છે. આ હકીકત હજુ દુનિ… મહાસત્તાઓને પૂરતી સમજાઈ હોય તેમ લાગતું ન… હવે નવી જ વિચારસરણીની જરૂરત છે. વિજ્ઞાને… અશક્ય બનાવ્યું છે, અને આ જ વિજ્ઞાન સ… શાંતિ પણ સિદ્ધ કરી શકે તેમ છે. હવે દુનિયા બળ… જોરે નહિ પણ વૈજ્ઞાનિક સંશોધનના પરિપા… પ્રસ્થાપિત થયેલ આંતરરાષ્ટ્રીય કાયદાથી ચાલવી જોઈ…

મધુકર

['ભારત ઍટમ બૉમ્બ બનાવ…

યજ્ઞ પ્રકાશન, વડોદરા, એપ્રિલ, ૧૯૬૬. પૃ.



સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

## અનુક્રમ



*

## સંપાદકના બે બોલ

* ફેબ્રુઆરી ૧૯૬૬નો અંક 'દાદાસાહેબ માવળંકર વિશેષાંક' તરીકે દળદાર રૂપે મોડો પ્રકટ થયો હોઈ એ પછીના અંક તૈયાર થતાં સ્વાભાવિક જ વિલંબ થયો છે, કદમાં પણ તે નાના થયા છે.
* વિશેષાંકની કિં. રૂ. ૧-૦૦ હોઈ ચાલુ વર્ષના ગ્રાહકને તે લવાજમમાં જ મળશે.
* ઑગસ્ટ, ૧૯૬૬થી શરૂ થતા નવા છઠ્ઠા વર્ષથી 'અભ્યાસ'નું વાર્ષિક લવાજમ ન છૂટકે વધારીને રૂ. ૧૨-૦૦ રાખ્યું છે. અર્ધવાર્ષિક લવાજમ સ્વીકારવાનું રાખ્યું નથી.

*

### સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા દસ, છમાસિક રૂપિયા છ.
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક–'અભ્યાસ', 'પ્રગતિ', ૧૫, મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* અગાઉનાં ચાર વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઈ. અંગે પત્રવ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*


સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

સળંગ ૫૭ અંક

અભ્યાસ

विद्या विमातु हृदये नवसर्जनाय।



## કામ, આરામ અને નવરાશ

શાળા-કૉલેજોમાં ભણતાં વિદ્યાર્થી ભાઈબહેનોની વાર્ષિક પરીક્ષાઓ પૂરી થતાં લાંબી રજાઓ પડે છે, અને રજાઓમાં શું કરવું એની વિમાસણ શરૂ થાય છે. શરૂઆતના થોડા દિવસો શારીરિક અને માનસિક થાક ઉતારવામાં જાય છે. પણ પછી મોટું પ્રશ્નચિહ્ન ડોળાં કાઢતું સામે આવી ઊભું રહે છે! સામાન્ય સૂઝબૂઝનો અભાવ, જરૂરી તાલીમ અને દૃષ્ટિ ન મળ્યાની મૂંઝવણ, તથા કુટુંબ, સમાજ અને ચોતરફથી દેખાતી ઉદાસીનતા અને ઉપેક્ષા – એ બધાંને કારણે વિદ્યાર્થી ભાઈબહેનો જેમ ફાવે તેમ વખત પસાર કરે છે. એમાં એમનો વાંક હોય તો પણ મહદ્ અંશે મોટેરાંઓનો – માબાપ, શિક્ષકો, સમાજ-ધુરંધરોનો – દોષ છે.

ખરું પૂછો તો, કાર્યરત જીવન કેમ વીતાવવું અને ફુરસદનો ઉપયોગ કેવી રીતે કરવો એ વિષે ઘણાં સ્ત્રીપુરુષોને કશી ગતાગમ જ હોતી નથી. જન્મવું પડ્યું માટે આ ધરતી પર અવતર્યાં, અને એક દિવસ મરવાનું છે ત્યાં સુધી જીવતાં રહ્યાં—એવું કમભાગી ચિત્ર ઘણાંનું જોવા મળે છે. હેતુ વિના તો કશું કામ આપણે કરતા નથી, પણ હેતુ શો છે અને ક્યાં છે એ આપણે કળી કે જોઈ શકતા નથી. પરિણામે, રોજિંદી ઘટમાળમાં જિંદગી નિરસ, ધ્યેયહીન, થનગનાટ વગરની પસાર થઈ જાય છે.

કોઈ નિશ્ચિત ધ્યેય પ્રમાણે જીવનમાર્ગ કાપવાની સભાનતા સહુ પ્રથમ તો હોવી જોઈએ. એ અંગે સતત વિચાર કરવો જોઈએ. કુટુંબનાં સંસ્કાર અને શિક્ષકો દ્વારા તાલીમ ઉપરાંત સામાજિક વાતાવરણ પણ એને માટે હંમેશ મળતાં રહેવાં જોઈએ. જન્મનાર દરેક વ્યક્તિ પોતે કેટલું જીવશે એની એને ખબર ન હોય એ એક આહ્લાદક રહસ્ય છે, અને એને રમાડતાં રમાડતાં રોજ નિશ્ચિતપણે છતાં નિશ્ચિત રીતે દરેક વ્યક્તિએ પોતાનું આયુષ્ય વીતાવવું જોઈએ. એવી મથામણ કરવામાં જીવનની સાર્થકતા છે.

જીવન એટલે સતત ચાલતો શ્રમયજ્ઞ! કામ કરતા રહેવું એ જીવંતપણાની નિશાની છે. આળસ એટલે મરણ; એને તો રોજ, પ્રયત્નપૂર્વક ખંખેરતાં જ રહેવું. કામ કરતા રહેવાથી આયુષ્ય વધે છે, વધુ સમર્પક બને છે, વિશેષ રોમાંચક બને છે. કામ કરવામાં પ્રમાણ જો કે સચવાવું જોઈએ. શરીર અને મન પર અત્યાચાર ન થવો જોઈએ. એક જ પ્રકારનું કામ આખો વખત ન કરવું જોઈએ. કામના સ્વરૂપમાં ફેરફાર કરતા રહીને એક પછી એક કાર્યો કરવાથી અનાયાસે આરામ અને કામનું આકર્ષણ બન્ને એકધાર્યાં મળ્યાં કરે છે.

પરંતુ, કામ કરનાર દરેક વ્યક્તિને પ્રમાણસર આરામ અને નવરાશ મળવાં જોઈએ. આરામ કરવો એ પણ આવશ્યક કાર્ય છે. કામ કરીને થાક્યાપાક્યા પછી શરીર–મનને કેવી રીતે આરામ અને આનંદ આપવાં તે એક કલા છે. આપણામાંથી ઘણાંને એ કલા જરા પણ આવડતી નથી. અલબત્ત, કામ કરનાર દરેકને આર્થિક સલામતી ને ભૌતિક સગવડો તો અમુક અંશે મળવી જ જોઈએ, જેનાથી એને ફુરસદના રોજના થોડા કલાકો મળે, અને એ સમયમાં એ મોકળાશથી, ચિંતામુક્ત મને, મસ્ત રીતે હરીફરી શકે.

નવરાશના વખતમાં વ્યક્તિગત વિકાસ સાથે સામાજિક ઉન્નતિ થાય તે રીતે વર્તવું જોઈએ. એમાંથી નિર્દોષ આનંદ મેળવવો જોઈએ. જે પ્રજાને નવરાશ મળે છે, તથા બુદ્ધિપૂર્વક અને મુક્તપણે એ નવરાશનો જે પ્રજાને સદુપયોગ કરતાં આવડે છે તે પ્રજા હંમેશને માટે સ્વાતંત્ર્ય, સંસ્કાર અને સમૃદ્ધિને લાયક બની રહે છે.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી

**હપતો ૪૫ [તા. ૬ સપ્ટેંબરથી તા. ૧૨ સપ્ટેંબર ૧૯૪૮]**

['રોજનીશી'નું આ લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. —સંપાદક]

### તા. ૬ સપ્ટેંબર ૧૯૪૮, સોમવાર

આખો દિવસ આગગાડીમાં. ગાડી રાત્રે અમદાવાદમાં વખતસર જ પહોંચી. ગાડીમાં જમણ રેસ્ટોરાં-કારમાં લીધું. પાર્લમેન્ટરી કૉન્ફરન્સ માટેની વાંચવાની ફાઇલ ગાડીમાં પૂરી વંચાઈ. આબુરોડ સ્ટેશન પર દવે નામના એક સામાન્ય ગૃહસ્થ (શિરોહી રાજ્યમાંના) મળ્યા. એમણે ખૂબ જ ભાવનામય દૃષ્ટિથી અને આંખમાં આંસુ સાથે મારા વિષેનો આદરભાવ વ્યક્ત કર્યો! સાચે જ મેં એવું તે શું કર્યું છે?

ઘેર આવ્યા બાદ ટપાલ જોઈ. વાતોચીતો અને વિશ્રાંતિ.

### તા. ૭ સપ્ટેંબર ૧૯૪૮, મંગળવાર

સવારે નિત્યવિધિ. અહીં હવે એકંદરે ૭ દિવસ (તા. ૧૨મીની રાત સુધી) મુકામ. પછી મુંબાઈ અને ફરી બે જ દિવસ અહીં. તેથી, મહત્ત્વનાં કામો આટોપવાં જોઈએ. બીજાં અનેક કામો છે પણ મુખ્ય એટલે બે: (૧) વિલાયત જતાં પહેલાં મારું અને સૌ.વતીનું વસિયતનામું કરવું. સહીસલામત જઈશું. સહીસલામત આવીશું. પરંતુ દૂરનો અને વિમાનનો પ્રવાસ. વસિયતનામું કરવા જેવું વિશેષ નથી. તેમ છતાં પૂજ્ય માતુશ્રી બાઈ, ચિ. સૌ. તાઇ અને ધર્માદા એ પ્રમાણે ત્રણ બાબતો વિષેના મારા વિચારો મારી પછીના લોકોને ખબર હોય એ જરૂરી છે. તેથી વસિયતનામું કરી રાખેલું સારું. (૨) અમારાં બધાનાં ઇન્કમ ટૅક્સ ફૉર્મ ભરવાનાં.

જાહેર કામોમાં, યુનિવર્સિટીના ટ્રસ્ટની માન્યતા અંગે. એનું ભાષાંતર અને સૂચનાઓ દિલ્હી મોકલવાનાં. ઠીક.

ઇન્કમ ટૅક્સના ફૉર્મ ભરવાના કામ માટે આવકના અમારા આંકડા સવારે જોયા. એ સંબંધે જે નોંધો (notes) ફૉર્મની સાથે મોકલવાની તે જોવાનું અને બીજું કામ. સવારનો બધો વખત આમાં અને પરચૂરણ પત્રવ્યવહારમાં તથા ઇતર કામોમાં ગયો.

ભોજન બાદ આરામ. ૩ વાગ્યાથી કામની શરૂઆત. પ્રાથમિક શિક્ષક સંઘના શ્રી જનભટ અને શ્રી મણિભાઈ દેસાઈ આવ્યા હતા. એમના સંઘે ગઈ મ્યુનિસિપલ ચૂંટણીમાં શ્રી ઠાકોરભાઈ ઠાકોર વતી ભાગ લીધો એટલે એમના પર શિસ્તભંગનો આરોપ શા માટે ન મૂકવો જોઈએ? એવી નોટીસ મ્યુનિસિપાલિટીએ બજાવી છે! મને લાગે છે કે હાલના મ્યુનિસિપલ તંત્ર (સ્કૂલ બોર્ડ) માંથી અક્કલ જવા બેઠી છે. મ્યુનિસિપલ નોકરોએ ચૂંટણીમા કોઈ પણ પક્ષને મદદ કરવી તે અયોગ્ય છે, એ મુદ્દો બરાબર છે. કૉંગ્રેસ સેવાદળમાંના મ્યુનિસિપલ શિક્ષકોએ અને ખુદ અમદાવાદના રહેવાસી એવા શિક્ષકોએ (કલેક્ટર સાહેબે મિલમાલિકોને ભલામણપત્રો પાઠવ્યા હતા કે એઓએ મિલમજૂરોને, મત આપવા જવાને વારતે, વહેલા છૂટા કરવા! બપોરે ૩–૩૦ થી મિલો બંધ હતી. બાકીના બે કલાક દરમિયાનમાં મતદાન શક્ય હતું. તેમ છતાં મજૂરોને સવારે જવા દો એવો ભલામણપત્ર કલેક્ટર સાહેબે શા સારુ મોકલવો? પણ મોકલ્યો એ જો કે સારું છે. શેઠ ... ની ... મિલની બાબતમાં આ પત્ર આવ્યો હતો એમ ખુદ શેઠ ... જ મને ચૂંટણીના આગલા દિવસે કહ્યું હતું. ઠીક.) કૉંગ્રેસના ઉમેદવારોને મદદ કરી એ પણ સારું. પરંતુ એને કારણે જ હું શિસ્તનો આ દંડક ગેરવાજબી છે એમ નહિ કહું. એક જણે ગાય મારી માટે બીજાને વાછરડું મારવાનો હક્ક નથી. મારો મુદ્દો એટલો જ કે, જે ચૂંટણી થઈ ગઈ તે સામાન્ય (ordinary) અને સ્થાનિક પ્રશ્નો વિષેના મ્યુનિસિપલ કાર્યક્રમ અંગેની નહોતી. પરંતુ શિક્ષકોની ફરિયાદો, એમને ટેકો આપવા માટે શ્રી ઠાકોરભાઈ ઠાકોરનું મ્યુનિસિપાલિટીમાંથી રાજીનામું, મ્યુનિસિપાલિટીએ અને કૉંગ્રેસ પક્ષે શ્રી ઠાકોરભાઈને કરેલો અન્યાય અગર જે રીતે એમને દબાવી દીધા તે બધું જોતા, આ ચૂંટણી એટલે શિક્ષકોના પ્રશ્ન વિષે લોકમતનો કૉલ (Referendum) હતો.

અને, તેથી, શિક્ષકવર્ગ એ સામાન્ય નાગરિક પણ હોવાથી એને પ્રચાર ને કામ કરવાનો હક્ક હતો. મારી આ વાત કદાચ ભૂલભરેલી હોય એમ માનીએ તો પણ આ વખતે—આગામી ચૂંટણીઓ નજીક જ છે, શિક્ષકસંઘનું સામર્થ્ય વગેરે જોઈ ને—શિસ્તનો દંડક દેખાડવો ડહાપણ-ભર્યું તો અવશ્ય નથી. ઠીક. મારો અભિપ્રાય અને જવાબના મુદ્દાઓ મેં એમને કહ્યા. ટૂંકમાં મારું એમને કહેવાનું એવું હતું કે એકંદરે આ આખા પ્રકરણને ઉચ્ચ એવી નૈતિક ભૂમિકા પરથી જોશો અને એ રીતે વર્તશો.

૫–૧૫ થી ૬–૧૫ સુધી શ્રી બચુભાઈ મંગળદાસને ત્યાં ચા-પાર્ટી માટે ગયો હતો. સર સી. પી. રામસ્વામી આય્યર ત્યાં આવ્યા હતા. એમની સાથે ઘણી બધી વાતો થઈ. હૈદ્રાબાદની વાત પણ નીકળી હતી.

સાંજે નીચે પ્રમાણે લોકો મળવા આવ્યા હતા:

શ્રી સુરોત્તમ હઠીસિંગ (અરુણ મિલના એમના કામ અંગે અને વિલાયત પ્રવાસની અમારી તૈયારી સંબંધમાં), શ્રી બાબુરાવ મહેતા (સૌ. તનુમતી પરના ચિનુભાઈના દાવાની બાબતમાં), શ્રી ઈન્દ્રવદન ઠાકોર (લોકપ્રકાશનની સભા, સૂરતની 'પ્રતાપ' સંસ્થાને જુદી કરવી). પ્રોફેસર ધ્રુવભાઈ ધ્રુ ગુજરી ગયા એટલે એમનાં કુટુંબીજનોને ઘેર દિલસોજી માટે સૌ.વતી અને હું જઈ આવ્યાં.

જમણ આટોપીને રાત્રે ૯ થી ૧૦–૩૦ સુધી ભદ્રમાંના શ્રી ગણેશોત્સવ પ્રસંગના પ્રવચનમાં હાજરી આપી આવ્યો. શ્રી ચિટણીસ (મુંબાઈના 'ચિત્રા' પત્રના તેઓ અગાઉ સંપાદક હતા)નું ભાષણ હતું. શ્રી શંકરરાવ ખેર અધ્યક્ષસ્થાને હતા.

## તા. ૮ સપ્ટેમ્બર ૧૯૪૮, બુધવાર

સવારે નિત્યવિધિ. કેટલાક કાગળો મહત્ત્વના લખાવ્યા. પછી ઈન્કમ ટૅક્સનાં ફૉર્મ ભરવાનું કામ આગળ ચાલુ. યુનિવર્સિટી ટ્રસ્ટના અંગ્રેજી ભાષાંતરને તપાસવાનું કામ શરૂ કર્યું. શ્રી ભાઉકાકા જાંભેકરે આ ભાષાંતર કર્યું છે. પણ મને તે મુદ્દાસર અને યોગ્ય લાગ્યું નહિ.

પ્રોફેસર બોકિલ આવ્યા હતા. એમની નોકરીની બાબતમાં ઉપલા અધિકારીઓ એમની અરજી શિક્ષણ-પ્રધાન તરફ મોકલતા નથી. તેથી, એમને શ્રી ખેરને મળવું છે. એ માટે પ્રોફેસર બોકિલને મારા તરફથી ઓળખપત્ર જોઈએ છે. હું આવી ચિઠ્ઠી કેવી રીતે આપું? એમને અન્યાય થયો છે એવું કહીએ તો પણ ભલામણોની ચિઠ્ઠીઓ પરથી જો આપણા પ્રધાનો કામ તપાસવા લાગશે તો પછી આપણો વહીવટ ખલાસ થયો સમજજો. પ્રોફેસર બોકિલને મારું દૃષ્ટિબિંદુ કહ્યું અને ચિઠ્ઠી આપી શકતો નથી એ બદલ દિલગીરી વ્યક્ત કરી.

શ્રી સુરોત્તમ હઠીસિંગને ઘેર જમવા માટે સૌ.વતી અને હું ગયાં. બે મોટા મહેમાનો આવ્યા હતા. સર સી. પી. (રામસ્વામી આય્યર) અને શ્રી લુઈ ફિશર (પ્રખ્યાત અમેરિકન વૃત્તપત્રકાર). ઘણી બધી વાતોચીતો થઈ. બે વાગ્યે પાછા આવ્યા. ત્યાર બાદ થોડો વખત આરામ અને ટપાલ જોઈ.

૩–૪૫ થી ૫ સુધી સર સી. પી.ના વ્યાખ્યાનમાં ગયો. Indian Council of World Affairs તરફથી આ વ્યાખ્યાન ગોઠવ્યું હતું. હું કાઉન્સિલનો પ્રમુખ એટલે આ વ્યાખ્યાન માટે પણ પ્રમુખ તરીકે હતો! વિશ્વશાંતિ અર્થે ભારત જગતને શું આપી શકશે એ તેમનો વિષય હતો. 'સહુની પ્રત્યે સહિષ્ણુતા' (Tolerance) એ આપણી સંસ્કૃતિનો મુખ્ય ગુણ. પોતાના દેશમાંના જુલમથી કંટાળીને યહૂદી લોકો (Bene Israels) પ્રથમ અહીં આવ્યા. આપણે તેમને આશ્રય આપ્યો. પછી પારસીઓને આશ્રય આપ્યો. બીજાઓને પણ આશ્રય આપ્યો. પ્રેમથી અને આત્મીયતાથી સહુને આપણે અપનાવ્યા. આજે આવી સહિષ્ણુતાની આવશ્યકતા છે. ઉપસંહાર તરીકે હું થોડું બોલ્યો. વિશ્વશાંતિ માટે આપણા બે મુખ્ય વિચાર અને આચાર દુનિયાએ અપનાવવા જેવા છે: (૧) અદ્વૈતવાદ. હું તેવા જ બધા. દ્વૈત નહિ. (૨) મારી પાસે જે જે છે–બુદ્ધિ, વિદ્યા, ધન વગેરે—એ બધાનો હું ટ્રસ્ટી (trustee) છું. મારા પોતાને માટે જ કેવળ એનો ઉપયોગ કરી શકાય નહિ. સમગ્ર માનવસમાજ માટે મારે એનો ઉપયોગ કરવો જોઇએ. લૂઈ ફિશર સાથે મારે આશ્રમમાં જવાનું હોવાથી મેં સહુની વિદાય લીધી અને ત્યાંથી નીકળ્યો અને પ્રશ્નોત્તરી માટે શેઠ કસ્તુરભાઈના પ્રમુખપદ હેઠળ સભા ચાલુ રહી.

લૂઈ ફિશર સાથે આશરે ૫-૪૫ સુધી આશ્રમમાં ફર્યો. તેમને આશ્રમની જગ્યા, મહાત્માજીનું નિવાસસ્થાન ક્યાં ક્યાં હતું, ૧૯૧૯નો સત્યાગ્રહ, દાંડીકૂચ વગેરે ઐતિહાસિક બનાવોની હકીકત, પ્રતિજ્ઞાઓ વગેરે કઈ જગાએ લેવાઈ, પ્રાર્થના ક્યાં થતી હતી, મીરાંબેન ક્યાં રહેતાં હતાં, મહાત્માજીનો પત્રવ્યવહાર હવે કેવી રીતે સંગ્રહિત થઈ રહ્યો છે, એની નોંધ કેવી રીતે અમે રાખી રહ્યા છીએ, એમનાં લખાણો અને પુસ્તકો વગેરે કઈ રીતે સાચવીએ છીએ અને હવે પછીની આ બધાંની વ્યવસ્થા કરવાની છે તે અંગેના વિચારો શા છે વગેરે કહ્યું અને બતાવ્યું. વખત ઝડપથી પસાર થઈ ગયો! 'A Week with Gandhi' એ લૂઈ ફિશરના પુસ્તકમાંની કેટલીક ભૂલો મારી નજરે ચઢી હતી (factsની) તે તેમને મોકલી આપવાનું જણાવીને મેં વિદાય લીધી. અને બાકીનું જે બતાવવાનુ હતું તેને માટે ચિ. અણ્ણા પછી આશ્રમમાં લૂઈ ફિશર સાથે ફર્યો.

જના અરસામાં ગુજરાત વિદ્યાસભાની કારોબારીની બેઠક માટે આવ્યો. થોડું મોડું જ થયું. અગત્યનું કામ કશું નહોતું પણ સહુને મળવાનો લોભ. ત્યાંથી ભદ્રમાં આવીને પછી ચાલતો જ બંગલે આવ્યો. શ્રી ઠાકોરભાઈ ઠાકોર, સારાભાઈ કાશીપારેખ, ડાહ્યાભાઈ પટેલ (અશોક મિલ), ચંદ્રકાન્ત ગાંધી વગેરે લોકો મળ્યા. ઘણી બધી વાતોચીતો થઈ.

ચિ. બાળ સાથે આજે ચર્ચા થઈ. નવો મુદ્દો એવો કશો જ નહિ......ઠીક.

ચિ. સૌ. સરલા આજે પૂના જવા રવાના થઈ.

### તા. ૯ સપ્ટેંબર ૧૯૪૮, ગુરુવાર

સવારે કેટલાક કાગળો લખાવ્યા. શ્રી લૂઈ ફિશર આવ્યા હતા. આશરે એક કલાક બેઠા હતા. એમને ગાંધીજી વિષેની હકીકત જોઈતી હતી. મારી પાસે સાચવેલા કાગળોની નકલો એમને આપી. કેટલીક હકીકતો પણ કહી. કેટલાંક સંસ્મરણો અને બીજું સાહિત્ય અવકાશે પાછળથી એમને મોકલવાનું વચન આપ્યું. ચિ. અણ્ણા આ કામ જોવાનો છે.

પછી યુનિવર્સિટી ટ્રસ્ટના ભાષાંતરનું કામ આગળ ચાલ્યુ. બીજાં પરચૂરણ કામો. લોકપ્રકાશન અને સૂરતનાં 'પ્રતાપ' અંગે શ્રી ઇન્દ્રવદન, શ્રી કાળીદાસ દવે આવ્યા હતા. સૂરતમાં શ્રી કાનજીભાઈ સાથે શ્રી કાળીદાસની શી વાતચીત થઈ તે એમણે કહી. શ્રી કાનજીભાઈ ચાણાક્ષ ખરા. એકંદર ધોરણ જોઈને એમણે હળવે રહીને પીછેહઠ કરી.

ભોજનોત્તર આરામ. પછી કાગળો-જનારા અને અને આવેલા. શ્રી સુરોત્તમ અને નરોત્તમ હઠીસિંગ અને એમના વકીલો શ્રી ચિ. ચુ. પારેખ અને શ્રી દોલત ત્રિવેદી અરુણ મિલના કેસની બાબતમાં આવ્યા હતા. સારો એવો સમય ચર્ચા કરીને ભાવિ નીતિ ઠરાવી.

શ્રી ઠાકોરભાઈ ઠાકોર આવ્યા હતા. મુંબાઈ યુનિવર્સિટીમાંની એમની બેઠકનું એમણે રાજીનામું આપવું જોઈએ એવી કૉંગ્રેસ સેક્રેટરીની માગણી છે. કેવળ નિયમો વગેરેની દૃષ્ટિથી (technical) જોઈએ તો, તેઓ કૉંગ્રેસ તરફથી નિમાયા હતા કે નહિ એ સવાલ કદાચ વિવાદાસ્પદ લાગે. મને તો એવું યે લાગતું નથી. પણ નૈતિક દૃષ્ટિથી એમની ચૂંટણી કૉંગ્રેસની પ્રતિષ્ઠા વડે થઈ એમાં શંકા નથી. માટે એમણે રાજીનામું આપવુ એવી જ સલાહ મેં એમને આપી.

શ્રી અરવિંદ અને નરોત્તમ (હીરાભાઈ)-કસ્તુરભાઈના ભત્રીજા અને ભાણા-મળવા આવ્યા હતા. 'સંદેશ'ના વૃત્તાંતનિવેદક આવ્યા હતા એમને 'સંદેશ'ના રૌપ્ય મહોત્સવ પ્રસંગે એક નાનકડો સંદેશ લખાવ્યો. પછી શ્રી ચંદુલાલ દલાલ (ચીફ ઑફિસર), શ્રી રસિકભાઈ પરીખ, ત્રિકમલાલ શાહ વગેરે લોકો મળવા આવ્યા હતા.

સાંજે આશ્રમમાં જઈ આવ્યો. શ્રી નરહરિભાઈ, લક્ષ્મીદાસભાઈ અને જૂઠાભાઈને મળી આવ્યો. શ્રી નરહરિભાઈની તબિયત સારી ન હોવાથી આશ્રમમાંની નાની નાની વાતોનો એમને ત્રાસ થાય છે એટલે આશ્રમના ટ્રસ્ટીમંડળમાંથી છૂટા થવાનો એમનો વિચાર છે. "પછી જોઈશું," એમ મેં કહ્યું. ગાંધી સ્મારક ફંડના પૈસા આશ્રમના કામ માટે મળે એ વિષે પણ વાતચીત થઈ. શ્રી લક્ષ્મીદાસભાઈ કૉંગ્રેસ સરકારના વિચિત્ર ધોરણ વિષે (અન્નખરીદી અને વહેંચણી) અને શ્રી જૂઠાભાઈ શ્રી મોરારજીભાઈના કામ વિષે ફરિયાદ કરતા હતા. હમીદ કુરેશી માંદો હોવાથી એને પણ મળી આવ્યો.

ભોજન બાદ આરામ.

## તા. ૧૦ સપ્ટેમ્બર ૧૯૪૮, શુક્રવાર

સવારે કેટલાક કાગળો. પછી યુનિવર્સિટી ટ્રસ્ટના દસ્તાવેજના ભાષાંતરનું કામ પૂરું કરીને શ્રી કોલને સવિસ્તર કાગળ એ બાબતમાં લખ્યો. અમારા સહુનાં ઇન્કમ ટૅક્સ ફૉર્મ તપાસવાનું અને નોંધો (દરેક ફૉર્મની બાબતમાં) જોવાનું કામ થયું. કોલ્હાપુરમાં શ્રી ગોવિંદરાવ પળસુલેને ઘરખર્ચમાં મદદ તરીકે રૂપિયા બસો, સૌ. વતીના કહેવાથી, મોકલી આપ્યા.

ભોજન બાદ આરામ. પછી, આવેલી અને જનારી ટપાલ.

શેઠ અમૃતલાલ હરગોવનદાસ આવ્યા હતા. ઘણા દિવસે અમે મળ્યા. સરકારની ઔદ્યોગિક નીતિ, ઇન્કમ ટૅક્સ બાબતમાંનો અન્યાય, યુનિવર્સિટી ટ્રસ્ટ વગેરે બાબતો અંગે વાતો થઈ.

પછી, મારા વસિયતનામાનો મુસદ્દો લખાવવાનું કામ ઠીક ઠીક સમય સુધી કર્યું. બાકી રહેલો ભાગ આવતી કાલે.

સર મહેબૂબ કાદરી, ધોળકાના વકીલ શ્રી વજિફ્દાર (મુસલમાન), પ્રભુ, મનોહર આદિ લોકો મળવા આવ્યા હતા.

૬–૩૦ થી ૭–૩૦ 'ગુજરાત સમાચાર' છાપખાનામાં ગયો હતો. અમે વિલાયત જઈએ છીએ તેથી અમને વિદાયમાન આપવા સારુ આ નાનકડો ચા-પાણીનો મેળાવડો હતો. સૌ. વતી આવી ન શકી. મારા વિષે ગૌરવયુક્ત ચાર શબ્દોનાં ભાષણો થયાં. પછી મેં ટૂંકમાં પ્રવચન કરીને અમારા પ્રતિનિધિમંડળનો હેતુ શો છે, અમારી સમક્ષ ક્યા વિષયો આવશે, અમે કેટલા જણ અને ક્યાં ક્યાં જવાનાં છીએ તે કહ્યું. પરદેશમાં પણ અમારો પોશાક દેશી પદ્ધતિનો હશે અને અમારા પૈકીના કોઈએ પણ દારૂનો સ્પર્શ પણ કરવાનો નહિ એવું અમે નક્કી કર્યાનું શ્રોતાજનોને કહ્યું.

ઘેર આવીને ભોજન માટે અમે સહુ શેઠ કસ્તુરભાઈને ત્યાં ગયાં. ખૂબ વાતોચીતો વગેરે થઈ. રાત્રે ૧૦ના અરસામાં પાછાં ફર્યા.

## તા. ૧૧ સપ્ટેમ્બર ૧૯૪૮, શનિવાર

સવારે કેટલાક કાગળો. મારા વસિયતનામાનો મુસદ્દો પૂરો કરીને સૌ.વતીના વસિયતનામાનો મુસદ્દો પણ પૂરો કર્યો. સૌ.વતીનું વસિયતનામું અલબત્ત જ નાનકડું.

ઘણા બધા લોકો મળવા આવ્યા તે કારણે સવારનો આખો સમય કામમાં ખર્ચાયો નહિ! બપોરે પણ મિત્રોની મુલાકાતો અને પરચૂરણ કામો.

'પ્રજાબંધુ'ના દિવાળી અંક માટે એક લેખ લખાવ્યો. વકીલાતના અનુભવો એમાં આલેખ્યા છે. નૈતિક ભૂમિકા પરથી દરેક વાતનો વિચાર કરવો જોઈએ અને નૈતિક ભૂમિકા પરથી વર્તન જોઈએ એવા મારા વિચારની પુષ્ટિ અર્થે આ લેખ છે.

રાત્રે જમવા માટે અમે સહુ શેઠ અંબાલાલ સારાભાઈને ત્યાં ગયાં. હતાં. શ્રી. શંકરલાલ બૅંકર અને અનસૂયાબેન પણ ત્યાં મળ્યાં. ઘણી બધી વાતો થઇ એમાં ગાંધી સ્મારક ફંડની વાત પણ નીકળી. આ ફંડમાં રકમના મોટા આંકડા પર ધ્યાન રાખવું તે ભૂલભરેલું છે. વધારેમાં વધારે લોકો પાસેથી આ ફંડ ભેગું થાય એવું ધ્યેય જોઈએ એવો મારો અભિપ્રાય મેં કહ્યો. પૈસા ભેગા થાય છે પણ ખર્ચ કરી શકાતા નથી. આપણી પાસે ફંડો શું ઓછાં છે? પણ એમનો ખર્ચ કરવા માટે જરૂરી એવા માણસો (કાર્યકરો) ક્યાં છે? વળી, આ ફંડ જો Official Congressના હાથમાં ગયું તો રચનાત્મક કાર્ય તો કશું યે નહિ થાય. અને ચૂંટણીઓની ખટપટોમાં પૈસાનો બગાડ થશે એવી મારી બીક પણ મેં કહી. શ્રી. શંકરલાલને મારી આ વાત ગળે ઊતરી હોય એમ લાગ્યું નહિ. એમને હાલની પરિસ્થિતિનો અનુભવ નથી! એનાથી વધુ શું કહેવું? ઠીક. રાત્રે ૧૧ ના અરસામાં બંગલા પર પાછાં આવ્યાં.

શ્રી. મામી ફળણીકર આજે રાત્રે પૂના રવાના થયાં.

## તા. ૧૨ સપ્ટેમ્બર ૧૯૪૮, રવિવાર

સવારે શ્રી નરોત્તમ અને સુરોત્તમ હઠીસિંગ એમના વકીલો જોડે આવ્યા હતા. અરુણ મિલ કેસની ચર્ચા કરી અને સવિસ્તર કરી. પછી ૮-૪૫ થી ૧૨ સુધી લોકપ્રકાશન લિમિટેડની સામાન્ય સભા અને ડિરેક્ટરોની સભા થઈ. સામાન્ય સભા સારી થઈ. અમારા પર લોકોનો વિશ્વાસ હોવાનું જણાયું. કંપનીની મૂડી ૫ ની ૧૦ લાખ કરવાનો ઠરાવ થયો. ડિરેક્ટરોની સભામાં સૂરતનું 'પ્રતાપ' છાપું જુદું કરવાનો ઠરાવ થયો. બીજા

પણ ઠરાવો બન્ને સભાઓમાં થયા.

જમવા માટે ભદ્રમાં શ્રી. જાંભેકરને ત્યાં ગયાં હતાં. આણંદની ખેતીવાડી સંસ્થાના લોકો પણ આવ્યા હતા. શિક્ષણ-વિષયક ચર્ચાઓ જમતી વખતે થઈ. બે વાગ્યે બંગલે આવીને આરામ.

મોડેથી બપોરે શેઠ કસ્તુરભાઇ, નરોત્તમ અને સુરોત્તમ હઠીસિંગ આવ્યા હતા. અરુણ મિલ કેસ વિષે ઠીક ઠીક વખત સુધી વાતો થઈ. પછી લોકો સાથેની મુલાકાતો.

રાત્રે ગુજરાત મેલમાં સૌ.વતી અને હું મુંબાઈ જવા સારુ નીકળ્યાં. ચિ. બાળ અમારી સાથે આવીને વડોદરા ઊતર્યો. નડિયાદ સ્ટેશને શ્રી. સુનીભાઈ પટેલ અને વડોદરામાં ચિ. અપ્પાસાહેબ મોઘે અને અણ્ણા પરાડકર મળ્યા હતા.

આગગાડીમાં ચિ. બાળ અમારી સાથે હતો. એણે ફરી એ જ ચર્ચા ચલાવી. હું પણ ફરી ફરી એ ને એ જ બોલું છું. બીજું હું શું કહેવાનો? ઘણી વાર એમ લાગે છે કે માત્ર સાંભળવું અને બોલવું નહિ. પણ એમાં બે પ્રકારનાં જોખમો છે. (૧) બાળને એમ લાગે કે હું બોલતો નથી એટલે હું એના વિચારો સાથે સહમત છું; અને (૨) એને એમ લાગે કે હું એની બાબતમાં indifferent, cold, unresponsive છું. આ પ્રમાણે એને લાગે તે ઇષ્ટ નથી. પણ તે સાથે એ પણ ખરું જ કે એને એવું પણ લાગવું ઇષ્ટ નથી કે હું સાવ જ impervious છું, એના દૃષ્ટિબિંદુ તરફ જોવાની મારી ઇચ્છા અગર શક્તિ નથી. ઠીક. મને લાગે છે કે સમય જતાં જ એની દૃષ્ટિ બદલાશે. એની ચર્ચાથી સૌ.વતીને દુઃખ થયું. સ્વાભાવિક છે. પણ શો ઉપાય? આપણે જ અનાસક્તિનો અભ્યાસ કરવો જોઇએ. ઠીક.

(ક્રમશઃ)

*

"હું ઉપદેશક નથી. કોઈ શિક્ષણ હું આપવા માગતો નથી. મારો કોઈ વિચાર તમારા ઉપર લાદવાની મારી આકાંક્ષા નથી. બધા જ વિચારો વ્યર્થ છે. ધૂળમાં કણોની જેમ તે તમને આચ્છાદિત કરી લે છે અને પછી તમે જે નથી તેવા તમે દેખાવા લાગો છો; તમે જે નથી જાણતા તે જાણે જાણતા હો તેવું લાગે છે. આ સ્થિતિ બહુ જ આત્મઘાતક છે.

વિચારોથી અજ્ઞાનનો નાશ નથી થતો, તે માત્ર ઢંકાઈ જાય છે. જ્ઞાનને જગાડવા માટે અજ્ઞાનને એની પૂરી નગ્નતામાં જાણવું જરૂરી છે. માટે વિચારોનાં વસ્ત્રોમાં તમારી જાતને ઢાંકો નહિ. સર્વ વસ્ત્રો અને આવરણોને અલગ કરી દો, કે જેથી તમે તમારી નગ્નતા અને રિક્તતાથી પરિચિત થઈ શકો. આ પરિચય જ તમને અજ્ઞાનની પેલે પર લઈ જનારો સેતુ બનશે. અજ્ઞાનનાં ભાવનો તીવ્ર સંતાપ જ ક્રાંતિનું બિંદુ છે.

આથી હું તમને ઢાંકવા નહિ, ઉઘાડવા માગું છું. જરા જુઓ, તમે કેટલી બધી આંધળી શ્રદ્ધાઓ, ધારણાઓ અને કલ્પનાઓને તમારામાં છુપાવી રાખી છે? અને આ મિથ્યા સલામતીઓમાં તમે તમને સલામત માનો છો. આ સલામતી નથી. પણ આત્મવંચના છે.

હું તમારી આ ઊંઘને તોડવા માગું છું. સ્વપ્નો નહિ, કેવળ સત્ય જ એકમાત્ર સલામતી છે."

(ક્રાંતિબીજ) — આચાર્યશ્રી રજનીશ

*

# અર્વાચીન ગુજરાતનું રાજકીય ઘડતર-૯

## ગોવર્ધનરામ ત્રિપાઠી (ઇ. સ. ૧૮૫૫–૧૯૦૭)ના રાજકીય વિચારો

પ્રવીણચંદ્ર પારેખ

પ્રખર ચિંતક અને સાક્ષર ગોવર્ધનરામે વિવિધ લેખો અને વ્યાખ્યાનોમાં તેમના સામાજિક અને રાજકીય વિચારો વ્યક્ત કર્યા છે. પરંતુ તેમની સામાજિક અને રાજકીય વિચારણાનો પરિપાક 'સરસ્વતીચંદ્ર'ના ચાર ભાગોમાં આપણને જોવા મળે છે. 'સરસ્વતીચંદ્ર' ફક્ત એક નવલકથા નથી પરંતુ એક ચિંતનગ્રંથ પણ છે કારણ કે ગોવર્ધનરામે તેને પોતાની સામાજિક-રાજકીય વિચારણાનું વાહન બનાવેલ છે. આદર્શ દેશી રાજ્ય, દેશી રાજ્યની જરૂરિયાત-બિનજરૂરિયાત, રાજાશાહીનો પ્રાચીન ભારતીય આદર્શ, રાજ્યનું કાર્યક્ષેત્ર, ભારત અને બ્રિટનના સંબંધો, તત્કાલીન આંતરરાષ્ટ્રીય રાજકારણ—આ સર્વ રાજકીય વિષયોની ચર્ચા-વિચારણા 'સરસ્વતીચંદ્ર'માં થઇ છે.

રત્નનગરીના રાજ્યતંત્રના વર્ણન દ્વારા ગોવર્ધનરામે આદર્શ દેશી રાજ્ય કેવું હોય તે વિષેનો તેમનો ખ્યાલ રજૂ કર્યો છે.

રત્નનગરીના અમલદારો જનતા સાથે સંપર્ક રાખતા અને તેમની સાથે સારું વર્તન કરતા. તેઓ લોકો પાસે વેઠવેતરું કરાવતા ન હતા. ખેડૂતો લગ્ન અને મરણ જેવા પ્રસંગોએ બિનજરૂરી ખર્ચ ઘટાડી નાખી કરકસર કરતા. રાજ્યતંત્રનો ખર્ચ કાઢવા પૂરતો ફક્ત જમીન ઉપર થોડો કર લેવામાં આવતો. કરભારણ ઓછું હોવાથી ખેડૂતો પાસે પૈસો એકઠો થતો અને તેઓ અરસપરસ પૈસાની ધીરધાર કરતા. ખેડૂતોનો વ્યવસાય સ્વતંત્ર અને ઉત્સાહભર્યો બન્યો હતો. તેમનામાં તેમના ધંધા વિષેનું અભિમાન જાગ્રત થયું હતું. તેઓ વિદ્યા પ્રાપ્ત કરતા અને તેનો ઉપયોગ ખેતી-સુધારણા માટે કરતા. તેઓ નવા નવા પ્રયોગો પણ કરતા. લોકોપયોગી કાર્યો લોકો પોતે જ કરતા અને દુકાળ જેવા સંકટસમયે પણ સ્વાશ્રયી રહેતા. જરૂર વખતે રાજ્યને વધારે કર આપવાનો વિરોધ ન કરતા.

પ્રજાનો સંતોષ અને વિશ્વાસ એ સારા રાજ્યતંત્રનો પાયો છે કારણ કે "તેમનો નિઃશ્વાસ રાજ્ય જપ્ત થાય તે કરતાં વધારે ભયંકર છે અને તેમનો આશીર્વાદ એ પોલિટિકલ એજન્ટની કૃપાના કરતાં અને સરકારના ખિતાબ કરતાં વધારે કલ્યાણકારક છે એવું વિદ્યાચતુર માનતો અને મણિરાજના મનમાં વસાવતો. રાજ્યના ભંડારમાં ખર્ચ કરતાં ઘણું વધારે પડી રહે એ પ્રજાના ભંડારમાંથી ઓછું થયા જેવું છે. એવા સંચયનો દુરુપયોગ કરવાને રાજા લોભાય છે અને અધિકારીઓ ચોર બને છે. રાજા લોભાય છે તો આ દ્રવ્ય તેની વિષય-વાસના પૂરી પાડવા, તેની મૂર્ખતા સંતોષવા, તેના છોકરવાદીપણાને જાળવવા અથવા તો તેની કીર્તિનું પોલાણ વધારવા, સ્ત્રીઓમાં, ઢોંગસોંગમાં રમતગમતમાં, કારીગરોમાં, પરદેશમાં અને પરદેશીઓમાં ઢોળાય છે, એ દ્રવ્યથી દેશના રાજાનું મન ચમકે છે અને પરદેશના રાજ્યનો ડોળો ચસકે છે. પ્રજાના ભંડારમાં રહ્યું હોય તો પ્રસંગ પડયે થોડા દિવસ કર વધારી ક્યાં લેવાતું નથી? અર્થ સર્વે એ કર ઓછો થાય તો પ્રજા કેમ વિશ્વાસ નહિ રાખે? આપણા ભંડાર કરતાં પ્રજાના ભંડારને ઓછો ભય છે માટે એ ભંડારને જ આપણી 'બેંક' કરી રાખવી."[૧]

રત્નનગરીનો અમાત્ય વિદ્યાચતુર એમ માનતો કે દેશી રાજ્યનો વહીવટ સારો હોય તો ત્યાંની પ્રજા બ્રિટિશ રાજ્યની પ્રજા કરતાં વધારે સમૃદ્ધિ ભોગવી શકે. "વિદ્યાચતુરે અંગ્રેજી અને દેશી રાજ્યનો અનુભવ કરી એક સિદ્ધાંત બાંધ્યો હતો કે, પોતાનામાં સરસ્વતી, બુદ્ધિ, નીતિ અને વૃત્તિ હોય તો દેશી રાજ્યના તંત્રીઓ પોતાની પ્રજાનું કલ્યાણ અને રાજ્યની ઉન્નતિ એટલે સુધી કરી શકે કે ગમે એટલો પરમાર્થી હોવા છતાં પોતાના પેટ ઉપર અચૂક લક્ષ્ય આપનાર અંગ્રેજી રાજ્યકર્તાઓને વશ થએલી દેશી પ્રજા સ્વપ્ને પણ દેખી ન શકે. માથે અનીતિ અન્યાયનો જુલમ હોવા છતાં ઘણાંક દેશી રાજ્યોની પ્રજા દ્રવ્યનું સુખ ભોગવે છે

એવું અંગ્રેજી અને દેશી કદનાં ગામડાં સરખાવતાં મનમાં આવ્યા વિના રહે એમ નથી — તો જુલમ વિનાની પ્રજા દેશી કદમાં કેવી ઉન્નતિ પ્રાપ્ત કરી શકે તે જગતને દેખાડી આપવું એવો વિદ્યાચતુરનો ઉત્સાહ હતો." [2]

શંકરશર્મા અને ચંદ્રકાંત વચ્ચેના સંવાદમાં ગોવર્ધનરામે દેશી રાજ્યોનું મહત્ત્વ શંકરશર્માના મુખે નીચે પ્રમાણે વર્ણવ્યું છે:

"ચંદ્રકાંતજી, અમેરિકામાં યુનાઇટેડ સ્ટેટ્સનો સંયોગ જેવો છે તેવો દેશી રાજ્યોનો અને અંગ્રેજ સરકારનો કાળક્રમે થશે. અમે પાશ્ચાત્ય રાજ્યકળાઓથી પાછળ છીએ ત્યાં સુધી એ કામ નહિ આવે. પણ પરદેશી અંગ્રેજો પોતાની હિંદી પ્રજાને સ્વાર્થવિરોધથી જે સુખ અને સમૃદ્ધિ કદી આપી શકવાના નથી એ સુખ અને સમૃદ્ધિ દેશી રાજ્યકર્તાઓ પોતાની પ્રજાને પ્રમાણમાં અલ્પપ્રયાસે આપી શકશે અને તે દિશામાં તેમના પ્રયાસ-પ્રવાહનો આરંભ ક્વચિત્ થયો છે. સાધારણ સદ્ગુણ, કંઈક ઉચ્ચ અભિલાષ અને અંગ્રેજનું અનુકરણ કરી શકે એટલી કળા: આટલાના જ સંયોગથી દેશી રાજાઓ પોતાની પ્રજાને પાડોશની અંગ્રેજી પ્રજા કરતા વધારે સુખી કરી શકે છે તે અમે પ્રત્યક્ષ કરી શકીએ છીએ. આ ગુણોનો વિકાસ અને પરિપાક દિવસે દિવસે વિશેષ થશે તેમ તેમ અમારી પ્રજા અને તમારી પ્રજાઓનાં સુખ સરખાવતાં અમારી પ્રજા આગળ વધશે. અમારે ત્યાં તમારા જેવા — અંગ્રેજો અને દેશીઓ વચ્ચેના — ન્યાયભેદ નહિ રહે; અમારે ત્યાંનું દ્રવ્ય પરદેશ નહિ જાય; અમારી પ્રજા અમારી સામે સરકાર પાસે અરજીઓ કરે તેમાં અમારે રાજદ્રોહ ગણવાનો પ્રસંગ નથી તેથી અમારી પ્રજાને રાજદ્રોહના ભય નીચે દબાઈ રહેવાનું કારણ નથી અને અમારી પ્રજા પોતાના અભિલાષ ખુલ્લે સ્વરે દેખાડશે; અને ગમે તો તમને દુર્ભાગ્યે સરકારને માથે અંકુશ નથી પણ અમારી પ્રજાને ભાગ્યે અમારે માથે સરકાર અંકુશ છે તેના ભયથી — અમે અમારી પ્રજાને પારકા ધણી પાસે ફરિયાદ કરતી અટકાવવા — જાતે સુધરીશું; અને ગમે તો અમારી પ્રજાના વિચાર-આચારને — પરદેશી અંગ્રેજ અતિ પ્રયત્ને પણ ન સમજે ત્યાં — અમારા દેશી રાજપુરુષો સહજ સ્વભાવથી સમજી જશે અને પ્રજાને તૃપ્ત કરશે. જ્યારે અમારી અવસ્થા આ દિશામાં ઊંચી થશે ત્યારે અંગ્રેજી પ્રજા અને અંગ્રેજ સરકાર અમારા ગૌરવનો સ્વીકાર કરશે અને અમારી સત્તા વધશે એમાં શું કોઈને શક પડતી વાત છે?" [3]

દેશી રાજાઓ ફક્ત અંગ્રેજ સરકારના સ્થાનિક અધિકારીઓ જેવા થઈ ગયા છે, દેશી રાજાઓ અને તેમની પ્રજા વચ્ચે વિરોધનાં અનેક તત્ત્વો રહેલાં છે અને તે પ્રજા બ્રિટિશ પ્રદેશમાં રહેવાનું પસંદ કરશે એમ માનનાર ચંદ્રકાંત પણ છેવટે તો બ્રિટિશ પ્રદેશની પ્રજા અને દેશી રાજ્યોની પ્રજાનું હિત એક જ છે એમ માને છે એટલું જ નહીં પણ એ પ્રજાઓ અને ખુદ બ્રિટિશ પ્રજાનું હિત પણ એક જ છે અને છેવટે તેમનું સમવાયતંત્ર સ્થાશે એમ માને છે:

"અમારા અને તમારા સ્વાર્થ જુદા ગણવા એ જ મોટી ચૂક છે. પ્રજાના ભણીથી વિચાર કરો તો આખા ભરતખંડની પ્રજાનો સ્વાર્થ એક છે, ને જેમ જ્ઞાતિભેદથી એ સ્વાર્થને હાનિ છે તેમ પ્રાંતભેદથી પણ પ્રજાભેદ ગણવામાં પણ આ સ્વાર્થને હાનિ છે. રાજાના ભણીથી વિચાર કરો તો પણ સર્વ પ્રજાઓને અને માંડલિક રાજાઓને સાચવનાર ચક્રવર્તી સામ્રાજ્યના અમેતમે અંશભૂત છીએ અને એ મહાન યંત્રનાં આપણે ચક્ર છીએ. તે ચક્રોની ગતિમાં પણ સંવાદ થવો અવશ્ય છે. શું હિંદુસ્તાનની સરહદ ઉપર હુમલા થશે ત્યારે તમે અંગ્રેજથી જુદા પડશો કે અમે જુદા પડીશું? જ્યારે ભરતખંડની સર્વ પ્રજાઓને માથે દુષ્કાળ પડશે, અને બહારની પ્રજાઓ સાથે વ્યાપારમાં સ્પર્ધા થશે, અથવા રેલવે અને સરસ્વતીના પ્રસારના પ્રશ્ન ઊઠશે, ત્યાં શું અમે અને તમે પોતપોતાનાં પેટ ભરી સામાનાં દુઃખ જોઈ રહીશું, અથવા શું અમારે માથે આવેલી વિપત્તિઓ તમને જુદા ગણી છૂટા મૂકશે ને તમારો પક્ષપાત કરશે? એ તો મારા ઘરમાં લાગેલી આગ પાડોશીના છાપરાની પાંખ પકડવાની, અને મારા ઘરમાં સંપત્તિ હશે તો કોઈ પ્રસંગે પાડોશીને તેનાથી કંઈક પણ લાભ મળશે. હિંદુસ્તાનનાં દેશી રાજ્યો, અંગ્રેજો અને તેમની પ્રજાઓ, અને તમારાં રાજ્યોમાંના રાજાઓ

અને તેમની પ્રજાઓ: એ સર્વને શુદ્ધ સ્વાર્થે એક છે.

દિવસે દિવસે આખી પૃથ્વીની સ્વસત્તાક પ્રજાઓ અને રાજાઓ ભિન્ન ભિન્ન નિમિત્તે સંયુક્ત થઈને એક અંગીનાં અંગ થાય છે અને રાજકીય સંયોગમાંથી પ્રકટ થનાર પ્રજાસંયોગના હેતુમાં અને સ્વરૂપમાં વ્યાપાર-ઉદ્યમ અંતે પ્રધાન થશે, તો અમારે તમારે જુદા રહેવાની કલ્પના તો પડતી જ મૂકવી. રાજકીય સંયોગ દ્વારા Federation દ્વારા–જૂની દુનિયાની પ્રજાઓ એક થાય છે, નવીન એક થાય છે, અને અંતે નવી અને જૂની દુનિયાની પ્રજાઓ એક થશે. આ જ ન્યાયે અમે, તમે ને અંગ્રેજ એક પ્રજા બનવાના: રાજ્ય ઐક્યમાંથી પ્રજાનું ઐક્ય એ આપણું છેલ્લું પગથિયું સમજવું. ઇંગ્લેંડમાં જન્મેલી અંગ્રેજી પ્રજાઓ, આ દેશમાંની તેમની સર્વ પ્રજાઓ, અને દેશી રાજ્યોની સર્વ પ્રજાઓ એ સર્વના ઉદરના સ્વાર્થનાં સાધન એક થાય છે, એ વાતથી એ સૌના કાન અને કાળજાં ઊઘડશે ત્યારે તેમની બુદ્ધિઓ એક થશે, અને બુદ્ધિઓ એક થશે ત્યારે સર્વના હૃદયમાંથી એક જ નાદ અને શરીરમાંથી એક જ ગતિ નીકળશે."[૪]

અંગ્રેજોએ દેશી રાજ્યોને આપેલા અભયદાનથી તેમની પ્રજા નિર્માલ્ય થઈ ગઈ. જૂના વખતમાં મહાજનો હડતાલ પાડીને અને સામાન્ય પ્રજા હિંસક આંદોલન દ્વારા આપખુદ રાજાઓને અંકુશમાં રાખતા. પરંતુ હવે?

"......એ સર્વ સ્થલોમાં પ્રજાપોકારનો કોલાહલ ઊઠી રહેતો, અને રજપૂતોના અને રાજાઓના કાન બહેરા કરી દઈ, નિદ્રાદેવીનો પાલવ પકડી રાખી, રાજવંશીઓના મહેલોમાં તે દેવીને સંચરવા ન દેતો. આ સામ, દામ અને ભેદનાં સાધનને પણ રાજા વશ થાય નહિ ત્યારે પ્રજાઓ બંડ અને હુલ્લડના વાવટા ઉરાડતી અને પ્રજાપીડક રાજાઓનાં સિંહાસનો ઊભાં ઊભાં ડોલતાં. તે ડોલાવનાર ધરતીકંપથી જગતમાં ત્રાસ વર્તતો ત્યારે મહાદેવ ચંડી આગળ નૃત્ય કરે તેમ મહારાજાઓ અને તેમના વિકરાળ ગણો અને ભૂતપ્રેતો ઉગ્ર પ્રજાદેવી આગળ કિંકર જેવા બની, એ ચંડીની કોપજ્વાળા શમે એવી ગતિથી અને એવા સ્વરથી, નૃત્ય અને ગાન કરતા. અંગ્રેજના સામ્રાજ્યના ઉદયકાળે જ રાજાઓને અંગ્રેજે એવું અભયદાન આપ્યું કે તેથી દેશી રાજ્યોમાં પ્રજાદેવી નિર્માલ્ય થઈ ગઈ અને તે કોમળ કુસુમમાળાની નિર્માલ્ય અને પૃથ્વી ઉપર શબવત્ પડી રહેલી પાંખડીઓ ઉપર અને તેને સાંધનાર સૂત્રો ઉપર એ મહારાજાઓ, અને એ સ્મશાનની ભસ્મ ઉપર તેમના ગણો અને ભૂતપ્રેતો નિરંકુશ અને ક્રૂર નૃત્ય કરી રહેવા લાગ્યાં."[૫]

રાજલક્ષ્મી રાજત્વને વરે છે. ભારતનાં દેશી રાજ્યોએ તેમનું રાજ્ય ગુમાવ્યું છે અને પરિણામે રાજલક્ષ્મી તેને તરછોડીને અંગ્રેજ સરકાર પાસે ગઇ છે તેમ જરાશંકર અને વિદ્યાચતુર સાથે નવા યુગ વિષે ચર્ચા કરતાં મલ્લરાજ કહે છે:

"અહા! એ જ દેશ! એ જ ઉપદેશ! પણ કાળ જુદો છે. પાંડવો જેવા પાંચાલીને પાત્ર હતા તેવા આ આપણા રાજાઓ કંઈ રાજલક્ષ્મીને પાત્ર નથી. જરાશંકર! પુણ્ય ક્ષીણ થતાં પૃથ્વી પર પડતા એક ઇન્દ્રને ત્યજી સ્વર્ગના રાજ્યને પાત્ર થતા નવા સુપાત્ર ઇન્દ્રને માત્ર પુણ્યની જ સહધર્મચારિણી ઇન્દ્રાણી વરે છે તેવી જ રાજાઓની રાજલક્ષ્મી છે! રાજલક્ષ્મી રાજત્વને વરે છે અને ગુણને આધારે વેલી પેઠે ચડે છે. પ્રજાપીડક રાજા તે રાજા નથી. રાજવિહીન રાજાઓને અંગે ઊઠી રહેલો દુર્ગન્ધ નાસિકા આગળ આવતાં જ સુઘડ પશ્ચિમની રાજલક્ષ્મી ત્રાસે છે ને નાસે છે. અંગ્રેજ તેને યોગ્ય છે તો રાજલક્ષ્મી તેને વરે છે. જે સ્વામી રાજલક્ષ્મીને અયોગ્ય થાય છે તેની પાસે એ ઇન્દ્રાણી રહેતી પણ નથી. નક્કી, આમાં કાંઈ અયોગ્ય હોય એવું લાગવાનું કાંઇ કારણ દેખાતું નથી–સૂક્ષ્મ દૃષ્ટિએ જોઇએ તો."[૬]

રત્નનગરીના રાજા મલ્લરાજે અંગ્રેજ સાર્વભૌમ સત્તા સાથે સારા સંબંધો રાખ્યા હતા. જરાશંકર સાથેના સંવાદમાં મલ્લરાજ કહે છે:

"આ પક્ષ પડ્યા છે તે જો જે રજવાડા અંગ્રેજના પક્ષમાં રહેલા છે તે ગણાવું. કપુરથલા, ઝીંદ, પતિયાલા, નાભા, આપણાં બધાં રાજસ્થાન, પંજાબ અને ટૂંકમાં જેટલા જેટલા અસલના વંશના રજવાડા–શુદ્ધ રજપૂતો છે તે જો સઉ અંગ્રેજના પક્ષમાં છે."[૭]

ભારતમાં અંગ્રેજોનો વિજય અનિવાર્ય હતો અને

અંગ્રેજ રાજ્યઅમલે આધુનિક ભારતના ઇતિહાસમાં પ્રગતિશીલ ભાગ પણ ભજવ્યો છે તે આ લેખમાળાના બીજા લેખમાં આપણે જોઈ ગયા છીએ. પરંતુ, ભારતના મોટા ભાગનાં દેશી રાજ્યોએ અંગ્રેજ સરકાર સાથે જે મૈત્રીભર્યા સંબંધો રાખ્યા હતા તે તો તેમના સ્વાર્થ ખાતર રાખ્યા હતા. મોટા ભાગના દેશી રાજાઓ આપખુદ તેમજ પ્રજાઘાતી હતા. તેવા દેશી રાજાઓને "અસલના વંશના રજવાડા–શુદ્ધ રજપૂતો" કહેવામાં તો ગોવર્ધનરામની અંગ્રેજ ભક્તિની હદ થાય છે તેમ લાગે છે.

મહારાજ મલ્લરાજે અંગ્રેજ સરકાર સાથે મૈત્રી ભર્યો સંબંધ રાખ્યા હતા. પરંતુ મૂળરાજને તે નીતિ પસંદ ન હતી. મૂળરાજના વર્તન ઉપર વિચાર કરતાં વિદ્યાચતુર સ્વગત કહે છે:

"અંગ્રેજોના સંબંધ વિરુદ્ધ સામંત અને મૂળરાજનો આગ્રહ મૂળથી છે – એને દુરાગ્રહ કેમ કહેવાય? એમાં સ્વરાજ્યભક્તિ અને સ્વદેશાભિમાન નથી એમ કેમ કહેવાય? જે રાજ્યનીતિનો વિચાર કરી, એ મહારાજે અને મામાએ આ સંબંધ સ્વીકાર્યો તે નીતિ મને પણ ખરી લાગે છે–પણ એ ઢાલને બે બાજુઓ છે તેની ના કોણ કહેશે? દેશીઓના હાથમાં હિંદુસ્તાન રહ્યું હોત તો એમના હાથમાં આ દેશની જાપાન જેવી ઉન્નતિ થાત એવી ધારણા કોઇ કરે તો એમાં અશક્ય જેવું શું છે? જે લોકોમાં મોટા માધવરાવ પેશવા, માધવરાવ સિંધિયા અને નાના ફડનવીસ જેવા રત્નો ઉત્પન્ન થયાં હતાં તે લોકમાં અને બીજી નાતોમાં અને બીજા પ્રાંતોમાં એવાં રત્નો ઉત્પન્ન થાત અને આ દેશનો ઉદ્ધાર કરત એવું કોઈ ધારે તો તેમાં અસંભવિત શું છે? રત્નપુરીનાં જેવા રતન સ્વતન્ત્રતાનો કાળ આ દેશમાં કેમ ન દેખાડત?"[૮]

તેને એમ પણ લાગ્યું કે સને ૧૮૫૭ સારી તક હતી:

"દેશોદ્ધારના મહાન પ્રસંગરૂપ હાથી જાતે પાસે થઈને ચાલ્યો ગયો ત્યારે એ હાથી છે એવું અમે જાણ્યું નહિ–તે જતાં જતાં હાથી જ હશે એવી શંકા થઈ અને આજ એનાં પગલાં જોઇ નક્કી થાય છે કે મૂર્ખાઈમાં પાસે આવેલા હાથીને જવા દીધો, અને હવે એ ગએલો પ્રસંગ ગયો! તે પાછો દેખાડે એવી શક્તિ ચોખંડ પૃથ્વીમાં કોઇ આપે એમ નથી! મૂળરાજ! તને તેનું દુઃખ કેમ ન લાગે? તું સિંહ છે!"[૯]

પણ પછી મન મનાવે છે:

"પણ-પણ-મહારાજ મલ્લરાજ પણ સિંહ જ હતા અને પુરુષસિંહ હતા. તેમનો બુદ્ધિપ્રભાવ કેવળ સિંહની પેઠે વર્તમાન પૃથ્વી ઉપર ફરનાર ન હતો, પરંતુ ભૂતર-સાતમના ઊંડામાં ઊંડા અને ભવિષ્યાકાશના ઊંચામાં ઊંચા ભાગમાં ચડી, સાત્ત્વિક વૃત્તિ, ઉદાર અને ઉદાત્ત બુદ્ધિથી, સદ્ગુણ અને સદ્ધર્મના શોધ નથી, સર્વ આ-કાશ અને પૃથ્વી ઉભયને દૃષ્ટિગોચર કરી પોતાનો શિકાર શોધી કાઢતો. એ મહારાજે ધરેલો અંગ્રેજ ચક્રવર્તિનો સંબંધ મહાન અકબરના સંબંધ જેવો ઉદાર અને આવશ્યક મને લાગે છે તેમ મૂળરાજને ન લાગે તો નવાઈ નથી."[૧૦]

મહાભારતના શાંતિપર્વમાં ભીષ્મપિતામહે યુધિષ્ઠિરને આપેલા રાજકીય બોધના અમુક શ્લોકો ઉદ્ધૃત કરીને ગોવર્ધનરામે રાજશાહીના પ્રાચીન ભારતીય આદર્શનો પુરસ્કાર કર્યો છે:

પુત્રા ઇવ પિતુર્ગેહે વિષયે યસ્ય માનવાઃ ।
નિર્ભયા વિચરિષ્યન્તિ સ રાજા રાજસત્તમઃ ॥

પિતાના ઘરમાં પુત્રો ફરતા હોય તેમ જે રાજાના રાજ્યમાં મનુષ્યો નિર્ભય ફરે તે રાજા રાજાઓમાં શ્રેષ્ઠ.

ભવિતવ્યં સદા રાજ્ઞા ગર્ભિણીસહધર્મિણા
કારણં ચ મહારાજ શૃણુ યેનેદ મિષ્યતે
યથા હિ ગર્ભિણી હિત્વા સ્વં પ્રિયં મનસાનુગમ્
ગર્ભસ્ય હિતમાધત્તે તથા રાજ્ઞાપ્ય શંસયમ્
વર્તિતવ્યં કુરુશ્રેષ્ઠ સદા ધર્માનુવર્તિના
સ્વં પ્રિયં તુ પરિત્યજ્ય યદ્યલ્લોકહિતં ભવેત્॥

રાજાએ સદા ગર્ભિણીના જેવો ધર્મ પાળવો; જે કારણથી આવું ઇષ્ટ છે તે, હે મહારાજ, સાંભળો; જેમ પોતાના મનને અનુકૂળ નિજ પ્રિયનો ત્યાગ કરી ગર્ભિણી ગર્ભનું હિત ધારે છે તેમ, હે કુરુશ્રેષ્ઠ, ધર્મનું અનુવર્તન કરનાર રાજાએ પણ પોતાનું પ્રિય હોય તેનો તો ત્યાગ જ કરીને લોકનું જે જે હિત હોય તે નિશંસય કરવું."[૧૧]

ભારતની પ્રજાને સંપૂર્ણપણે અંકુશમાં રાખવાની

અને પોતાના સામ્રાજ્યવાદી શાસનને વધુ દૃઢ કરવાની દૃષ્ટિથી બ્રિટિશ સરકારે ભારતની પ્રજાને શસ્ત્રહીન કરી હતી. નર્મદે તેના 'ધર્મવિચાર'માં બ્રિટિશ સરકારનાં આ પગલાંનો માર્મિક ઉલ્લેખ કર્યો છે. મણિલાલ નભુભાઈએ પણ 'પૂર્વ અને પશ્ચિમ'ની લેખમાળામાં આ પગલાંની ટીકા કરી છે. પરંતુ ગોવર્ધનરામે ભારતની પ્રજાની શસ્ત્રહીનતાને નીચે પ્રમાણે વાજબી ઠેરવી છે.

"બાળક જ્યારે પોતાના જ પેટમાં તરવાર ખોસે ત્યારે તે લઈ જેવા જેવી નથી?"[૧૬]

ભારતની પ્રજાની શસ્ત્રહીનતાને વાજબી ઠરાવવામાં ગોવર્ધનરામની વધુ પડતી અંગ્રેજભક્તિનાં જ દર્શન થાય છે. ઉપરાંતમાં ભારતની પ્રજાની શસ્ત્રહીનતાને સાર્વત્રિક નિઃશસ્ત્રીકરણના પ્રથમ સોપાન તરીકે ગોવર્ધનરામે વર્ણવી છે તે સયુક્તિક નથી.

રાજ્યના કાર્યક્ષેત્ર અને કર્તવ્ય વિષેનો ગોવર્ધનરામનો ખ્યાલ કલ્યાણ રાજ્યનો આધુનિક ખ્યાલ છે. 'મહાભારતનો અર્થ વિસ્તાર'માં ગોવર્ધનરામે તેમના આ આધુનિક ખ્યાલોનું મહાભારત Projection કર્યું છે.

ભારતની પ્રજાને તેની પતિત દશામાંથી ઊંચે લાવવા માટે નિસ્વાર્થી અને આર્થિક ચિંતાથી મુક્ત એવા દેશભક્તો અને કાર્યકરોની જરૂર છે એમ ગોવર્ધનરામ માનતા. એવા દેશભક્તો અને કાર્યકરો તૈયાર કરવા માટેની 'કલ્યાણગ્રામ'ની યોજના તેમણે 'સરસ્વતીચંદ્ર'માં મૂકી છે. આ યોજનાની પ્રેરણા તેમને તેમના મિત્ર ત્રિભુવનદાસ ગજ્જર પાસેથી મળી હતી. 'સરસ્વતીચંદ્ર' પ્રસિદ્ધ થયા પછી દેશભક્તો અને કાર્યકરો તૈયાર કરવા માટેની અનેક સંસ્થાઓ અને યોજનાઓ ભારતમાં અસ્તિત્વમાં આવી છે. એટલે કલ્યાણગ્રામની યોજના બંને મિત્રોની દૂરગામી દૃષ્ટિનો નિર્દેશ કરે છે.[૧૭]

ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'ના રાજકીય પાત્રોના સંવાદના રૂપમાં તત્કાલીન યુરોપીય રાજકારણની પણ પુષ્કળ ચર્ચા કરી છે તેની વિશેષ વિચારણા અહીં અપ્રસ્તુત છે. પરંતુ એ ચર્ચામાં ગોવર્ધનરામે વ્યક્ત કરેલાં બે વિધાનો ખૂબ જ ધ્યાન ખેંચનારાં છે.

ભવિષ્યમાં કલ્યાણયુગ આવશે પરંતુ તે આવે એ પહેલાં યુરોપમાં યાદવાસ્થળી થશે એમ કહીને ગોવર્ધનરામે પ્રથમ વિશ્વયુદ્ધની જાણે કે આગાહી કરી છે.

ચંદ્રકાર કહે છે, "જે કલ્યાણયુગ અમારા સત્ત્વથી સંસારમાં બેસવાનો છે તેના આગમન પહેલાં આ વહી જતા યુગમાં યાદવાસ્થળી થશે; દીવો હોલાતાં ઝબૂકે, મનુષ્ય મરતો મરતો સન્નિપાત અને ત્રિદોષથી લવવા માંડે તેમ આ યુદ્ધકાળ ઉન્માદ પામશે ને જગતને કંપાવશે. We shall then witness war's last agony and war will kill war and the spirit of war."[૧૪]

વિશ્વયુદ્ધની જેમ ભવિષ્યમાં આવનારા સાર્વત્રિક નિઃશસ્ત્રીકરણની પણ ગોવર્ધનરામે નીચે પ્રમાણે આગાહી કરી છે:

પરશુરામ કહે છે: "પાંચાલી! હવે બ્રાહ્મયુગ પ્રવર્તવાનો છે, ને તે કાળે આ બ્રહ્મશિરોસ્ત્રની વિભૂતિનો તને કલ્યાણકારક અનુભવ થશે. આ યુગમાં ક્ષત્રિયોનાં શસ્ત્ર અને અસ્ત્ર વિરામ પામશે ત્યારે માત્ર શુદ્ધ બ્રાહ્મણો જ યુગના પ્રવર્તાવનાર થશે. કપિલોકે તારાં અસ્ત્ર લઈ લીધાં છે ત્યારથી એ ભાવિ યુગના પગના ધણકારા થવા લાગ્યા છે અને કપિલોકના હાથમાં તારી પાસેથી લીધેલાં તો શું પણ તેમના પોતાના હાથમાં પોતે વસાવેલાં અને મનુષ્યમાત્રના હાથમાં આજ દેખાતાં શસ્ત્રાસ્ત્ર પણ વિરામ પામી જશે."[૧૫]

અર્વાચીન ભારતના ઘણા બુદ્ધિજીવીઓની જેમ ગોવર્ધનરામ પણ ભારતમાં અંગ્રેજી રાજ્યની સ્થાપનાને એક દૈવી સંયોગ ગણતા. ભારતમાં અર્વાચીન પશ્ચિમ, અર્વાચીન પૂર્વ અને પ્રાચીન પૂર્વની સંસ્કૃતિઓનાં શ્રેષ્ઠ તત્ત્વોના સમન્વયની પ્રક્રિયા ચાલી રહી છે અને ભારતનું ભાવિ એ સમન્વય ઉપર ઘડાશે એમ ગોવર્ધનરામ માનતા. 'સરસ્વતીચંદ્ર'ના ચોથા ભાગની પ્રસ્તાવનામાં ગોવર્ધનરામ લખે છે:

"The last volume of *Sarasvatichandra* is here offered to the public. It endeavours to complete the programme laid down in the preface to the third volume. In that preface it was suggested that the varied conflicts of life and thought at present visible all over India may one day end in reciprocal

assimilation and harmony of the warring elements.

If there is a vast distance between modern India on the one hand and modern Europe and America on the other as regards their modes of thought and life, a similar distance can also be traced in several important points between ancient and modern India itself. It is usual to speak as if the present generation of Indians were witnessing the fusion of two great civilizations in the contact of the West with the East. If one can admit that India herself has exhibited more than one phase of civilization, and that the phased presented by her in her ancient days were far different things from the phase, she now presents, it will be more accurate to say that we were not only hemmed in between the two civilizations of modern East and West but that the awakenings of the far different ancient Indian Civilization are also upon us as a third element of the fusion." ૧૬

ગોવર્ધનરામે પોતે જ મહારાજ મલ્લરાજ માટે પ્રયોજેલા શબ્દોનો વિનિયોગ કરીને એમ કહી શકાય કે ગોવર્ધનરામનો બુદ્ધિપ્રભાવ 'ભૂતરસાતળના ઊંડામાં ઊંડા' ભાગમાં ઊતરતો અને 'ભવિષ્યાકાશના ઊંચામાં ઊંચા' ભાગમાં ચડતો. 'સરસ્વતીચંદ્ર'માંના અનેક સંસ્કૃત અવતરણો અને 'મહાભારતનો અર્થવિસ્તાર' જો તેમનો પ્રાચીન ભારતીય સંસ્કૃતિનો ઊંડો અભ્યાસ બતાવે છે તો વિશ્વયુદ્ધની અને સાર્વત્રિક નિઃશસ્ત્રીકરણની તેમણે કરેલી આગાહી તત્કાલીન યુરોપીય રાજકારણનો તેમનો ઊંડો અભ્યાસ બતાવે છે અને તેમની આર્ષ દૃષ્ટિનું સૂચન કરે છે.

યથાર્થ રીતે જ ગોવર્ધનરામને 'સંગમયુગના દ્રષ્ટા' કહેવામાં આવ્યા છે. (ક્રમશઃ)

*

## સંદર્ભ-સૂચિ


૧ અને ૨ 'સરસ્વતીચંદ્ર' ભાગ બીજો, આવૃત્તિ ૧૨મી પૃ. ૨૭-૨૮-૨૯-૩૦

૩ એજન ભાગ ચોથો, પૂર્વાર્ધ આવૃત્તિ આઠમી પૃ. ૭૫-૭૬

૪ „ „ „ „ „ „ પૃ. ૬૫-૬૭

૫ એજન ભાગ ત્રીજો, આવૃત્તિ નવમી, પૃ. ૨૬૪

૬ એજન ભાગ ત્રીજો, આવૃત્તિ નવમી, પૃ. ૨૬૬

૭ એજન ભાગ ત્રીજો, આવૃત્તિ નવમી, પૃ. ૧૭૩

૮, ૯ અને ૧૦ એજન ભાગ ત્રીજો આવૃત્તિ નવમી પૃ. ૩૫૨-૫૩

૧૧ એજન ભાગ ત્રીજો આવૃત્તિ નવમી પૃ. ૪૭-૪૮

૧૨ એજન ભાગ ચોથો આવૃત્તિ આઠમી પૃ. ૬૯૩

૧૩ શ્રી ભોગીલાલ ગાંધી સંપાદિત 'ગુજરાત દર્શન'માં 'ગુજરાતમાં વિજ્ઞાનનું સંશોધન' નામનો ડૉ. મધુકર શાહનો લેખ, ખંડ બીજો, પૃ. ૧૭૫.

૧૪ 'સરસ્વતીચંદ્ર' ભાગ ચોથો આવૃત્તિ આઠમી, પૃ. ૬૪૪

૧૫ „ „ „ „ „ પૃ. ૭૦૭

૧૬ એજન „ „ „ „ pp. 5 and 7 of the preface


*

"આયોજનને લક્ષ્ય હોવું જોઇએ. પ્રગતિ પણ ધ્યેય વગર ન થઈ શકે. ગમે તે તરફની ગતિ એ પ્રગતિ નથી. કોઈ સ્પષ્ટ, નિશ્ચિત હેતુઓ માટે વ્યવસ્થિત પ્રયત્ન બુદ્ધિપૂર્વક થાય ત્યારે એને આયોજન કહેવાય અને તેથી પ્રગતિ સંભવિત બને."

(શ્રી વિદ્યાબહેન સ્મારક વ્યાખ્યાનો : ૧૯૬૦-'૬૩) ગગનવિહારી લ. મહેતા

*

# વાચન

## પુસ્તક પરિચય અને અવલોકન

[નોંધ: આ વિભાગમાં ગુજરાતી, અંગ્રેજી, મરાઠી અને હિન્દી પુસ્તકોનાં સંક્ષિપ્ત પરિચય તથા અવલોકનો નિયમિત આપવાની ઉમેદ છે. નવાં તેમજ મહત્ત્વનાં જૂનાં પુસ્તકો વિષે લખવા અભ્યાસીઓને નિમંત્રણ છે. લેખકો તેમજ પ્રકાશકોને પોતાનાં પ્રકાશનો 'અભ્યાસ'ના સંપાદકને મોકલવા વિનંતી છે. આ વિભાગમાં પ્રકટ થતાં લખાણ સાથે, તટસ્થ અભિપ્રાય વાચક–લેખક બેઉ પક્ષે જળવાય એ હેતુથી, લખનારનો નામોલ્લેખ નહિ કરવાનું ધોરણ રાખ્યું છે. વળી, અવલોકન અને/અગર પરિચય માટે પુરસ્કાર પણ અપાતો નથી. અલબત્ત, અવલોકનકારને કાર્યાલય તરફથી જે તે પુસ્તક ભેટ આપવામાં આવે છે. કોઈ પુસ્તક પર સ્વૈચ્છિક પસંદગીથી લખાએલા વિવેચનાત્મક લેખને 'ગ્રંથલખાણ' તરીકે, લેખકના નામ સહિત, અલગ પ્રકટ કરવામાં આવશે. આશા છે કે વાચકમિત્રોને આ યોજના રુચશે. —સંપાદક 'અભ્યાસ']

### સાદી અને નિખાલસ સચ્ચાઈ

ટૂંકી વાર્તાના ક્ષેત્રમાં જ્યારે અનેક નવપ્રયોગવાદી કલમો ઘૂમી રહી છે ત્યારે શ્રી. લલિતકુમાર શાસ્ત્રીનો વાર્તાસંગ્રહ* અવનવી નિરૂપણ રીતિઓ દાખવતી; માનવમનનાં ઊંડાણોનો તાગ લેતી કે ભાષાની અપાર શક્યતાઓને પ્રકટ કરતી કલાસિદ્ધિની કોઈ અપેક્ષા પૂરી પાડે એમ નથી. પણ, કલાત્મક ગદ્યથી કે પ્રતીકોના ઉપયોગથી નિરૂપણની વિશિષ્ટ સજાવટ કરી, ઘટના કે પ્રસંગને ગૌણ રાખીને કોઈ રહસ્યના આલેખન દ્વારા અભિભૂત કરી દેતી અથવા ક્યારેક મૂંઝવણમાં મૂકી દેતી વાર્તાથી ન ટેવાએલા અને વાર્તામાં વાર્તા તરીકે જ રસ ધરાવતા વાચકને એ જરૂર આકર્ષક નીવડશે. જીવનના અનંત વૈવિધ્યમાં, માનવમનનાં બહુવિધ સંચાલનોમાં સૌને ઊંડો રસ છે. અને જીવનનાં દરેક પાસાંમાં, એના પ્રત્યેક અંશમાં કોઈ ને કોઈ માનવીય લાગણીનો સ્પર્શ, મનુષ્યત્વનું કશુંક લક્ષણ જોવું શકય છે. આ પંદરમાંની ઘણી વાર્તાઓ એવા અનુભવને સંવેદ્ય આકાર અર્પે છે.

લેખકનું દૃષ્ટિબિન્દુ એકંદરે ભાવનાપ્રધાન અને શ્રદ્ધામય લાગે છે. એથી આકરી વાસ્તવિકતાના નિરૂપણમાં ય કોઈ કટુતા કે તીવ્ર કટાક્ષથી તેઓ દૂર રહ્યા છે. અલબત્ત, એથી એમને સર્વત્ર લાભ જ થયો છે એમ ન કહી શકાય. ઉપરાંત, વધુ પડતાં ઊર્મિલ આલેખનથી પણ કોઈક વાર્તાઓ મોળી પડી જાય છે. દા. ત., 'જિરવાયું નહીં.' એ વાર્તામાં બન્યું છે એમ કેટલીક વાર મુખ્ય વસ્તુ પર જ લેખકની ચાલુ નજર રહેતી હોવાથી સૂક્ષ્મ ભાવોના કે માનસ–પ્રવાહોના નિરૂપણની તક એ જતી કરે છે. 'પ્રકાશ લાધ્યો'માં પતિ માટે જાત તોડીને પરિશ્રમ કરતી પત્નીના શીલ વિશે શંકાશીલ રહેતા પતિના તથા 'રતિકાનો પત્ર'માં કુટુંબ માટે સર્વસ્વનો ભોગ આપતાં ય સ્વજનો તરફથી આકરાં દુઃખ સહન કરતી રતિકાના ચિત્તના સંકુલ વ્યાપારોનું તેઓ ઊંડાણથી દર્શન કરાવી શકયા નથી. 'ઝાલસાની રાખ' અને 'એક દિવસ માટે' એ બે વાર્તાઓમાં જળવાયું છે એવું તાટસ્થ્ય હમેશાં ન જળવાયા છતાં, બહુધા લાગણીવશતા આવવા છતાં, 'લવબર્ડ'માં થયું છે એમ ઘણે ભાગે તો લેખક વફાદારીપૂર્વકના ચિત્રણથી જ મેદાન મારી જાય છે. આથી સાદી ને નિખાલસ સચ્ચાઈ એ લલિતકુમારની વાર્તાઓનું એક મુખ્ય તત્ત્વ જણાય છે.

દુઃખ, ગરીબાઈ, અસહાયતા, વિષમ પરિસ્થિતિમાં ટકી રહેવા માટેની મથામણો, ટૂંકમાં; જીવનની કલેશમયતાનો અનુભવ ઘણીખરી વાર્તાઓ કરાવે છે. પણ ક્યાંય કલુષિતતા પ્રવેશી નથી, સ્થાપિત મૂલ્યોની સંભાળ; બલકે પ્રસ્થાપના જ સર્વત્ર દેખાય છે. આની સામે કોઈ વાંધો ન હોઈ શકે. પરંતુ એ કારણે, લેખકે દોરી આપેલા નકશા પ્રમાણે જ પાત્રોને ચાલવું પડે છે ને મુકરર કરેલાં ગંતવ્યને પ્રાપ્ત કરવું પડે છે ત્યારે વાસ્તવદર્શનમાં ખાંચ પડી જાય છે. મૂલ્ય-

બોધની દૃષ્ટિએ 'અપકારનો બદલો'નું નિર્વહણ શિથિલ છે. 'માનની અને પશુ'ના નાયકનું વર્તન એ જ દૃષ્ટિએ સુસંગત; છતાં વિચારશીલ વાચકને પ્રતીતિકર લાગવું મુશ્કેલ છે. આ વાર્તા તેમજ 'ઈશુ સાથે એક મુલાકાત'માં લેખકે અપનાવેલ નવીન રીતિ પ્રસ્તુત જીવનદૃષ્ટિને લીધે જ પૂરી સફળ નીવડતી નથી. આમ છતાં આવા પ્રયોગો જ લેખકની ભાવિ સિદ્ધિના અણસાર રૂપ ગણાય. કલાદૃષ્ટિએ, વાત્સલ્યભાવને રજૂ કરતી 'સરુ નહિ હોય ત્યારે?' સાદ્યંત સુંદર થઈ છે. એ જ ભાવની બીજી વાર્તા 'સ્નેહધરી'માં પણ આલંબન રૂપે પિતા છે તે એક રીતે નોંધપાત્ર છે. પુરુષહૃદયને લક્ષીને કરાએલ આવું નિરૂપણ કઠિન છતા લેખકને હાથે તે જરા ય કથળ્યું નથી.

'ગુલાબી કવર' અને 'પ્રેત મુલાકાતે આવે છે!' એ બન્ને રમૂજ તરીકે ઠીક છે. બાકી એનું કુતૂહલ સામાન્ય પ્રકારનું કહેવાય. અસાધારણ કૌશલ આવી, વાર્તાક્ષમ નહિ એવી, ઘટનાને આસ્વાદ્ય બનાવી શકે તો શકે.

જીવનને માણવા-જાણવાની ચોક્કસ દૃષ્ટિ, રસક્ષમ વસ્તુની પસંદગી, સુબદ્ધ આયોજનપૂર્વક તેને રજૂ કરવાની આવડત—આવી સફળ વાર્તાકારને જરૂરી સંપન્નતા લેખક પાસે છે જ. ઉપરાંત, કૃતિને કલામય બનાવવા માટેનું સતત મંથન પણ છે. વિષયવૈવિધ્ય, વાર્તાના કસબની થોડી સમજણ અને સંક્ષિપ્ત આલેખનથી એમને લોકપ્રિયતા સાંપડે તે સ્વાભાવિક છે. એમણે ઉપાસના કરવાની રહે છે—અનુભવના ક્ષેત્રવિસ્તાર અંગે, અભિવ્યક્તિની ઉત્કટતા અંગે, વ્યંજનાત્મક રજૂઆત અંગે અને કૃતિના સમગ્ર સુગ્રથન અંગે. એ પોતે આ સૌ બાબતો અંગે સભાન લાગે છે એ આનંદની વાત કહેવાય. વળી, કલાસિદ્ધિનો માર્ગ એમને છેક અજાણ્યો નથી. ઝીણવટથી જોનારને અહીં ઘડાતી જતી કલાસૂઝ દેખાશે. 'અબોલાની પનોતી,' 'નિરાશાની વાંકી ગલીઓ', 'વફાદાર ચોકીદાર જેવો સજાગ પવન', 'અભાવનું ઓળખપત્ર', 'ચાદરની પૂંચતી કરચલીઓ' જેવી ક્યારેક ક્યારેક ઝબકી જતી કાવ્યાત્મક ઉક્તિઓ, 'પ્રેત મુલાકાતે આવે છે!' તથા 'જીવવા કે જીવાડવા'માં આવતા સરસ વર્ણનાત્મક ખંડો અને છેલ્લી વાર્તામાં દાખવેલો સંયમ એમની ભાવિ સફળતા માટે આશાસ્પદ છે.

* એક દિવસ માટે—લેખક : લલિતકુમાર શાસ્ત્રી પ્રકાશક: સુવાસિત પ્રકાશન, બાલાજીરોડ, સૂરત પૃષ્ઠ. ૧૯૮. કિં. રૂપિયા ચાર

*

૫૮

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

[illegible] · ૧૯૬૬

निष्ठया संभूता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

વર્ષ ૫ · અંક ૧૦

"હું તમને ખાતરી આપું છું કે, ગમે તે થાય પણ હું નાહિંમત થવાનો નથી. પરંતુ સવાલ મારે નાહિંમત થવાનો કે નહિ થવાનો નથી. આપણા દેશજનોએ નાહિંમત નહિ થવાનો છે. તેઓ યાદ રાખશે કે, આવી લડતોની નૈતિક અગત્ય તેની સિદ્ધિમાં નહિ, પણ સાધનામાં છે. કારણ, પુરુષાર્થ તેના તાત્કાલિક હેતુમાં સફળ થાય કે નિષ્ફળ થાય પરંતુ વ્યક્તિમાં અને સમુદાયમાં તે ચિરસ્થાયી બળ ઉમેરે છે. એક મહાન પુરુષે કહ્યું છે કે, આપણી પાસે શું છે તે વાત નહિ, પણ આપણે કેવા છીએ તે વાત આપણા જીવનમાં અગત્યની છે. આપણને જય મળશે તો સારી વાત છે. પરંતુ આપણાથી થાય તેટલું કર્યા છતાં આપણે નિષ્ફળ નીવડીશું તો તે પણ ઠીક છે. કારણ પુરુષાર્થ કરવો તે જ એક ઉત્તમ વસ્તુ છે."

ગોપાળ કૃષ્ણ ગોખલે

['સ્વ. દેશભક્ત ગોપાળ કૃષ્ણ ગોખલેનાં વ્યાખ્યાનો', પુસ્તક બીજું. ભાષાન્તર કર્તા, નરહરિ દ્વારકાદાસ પરીખ. ઑલ ઇન્ડિયા હોમરૂલ લીગ, મુંબાઈ. સને ૧૯૧૯. પૃ. ૮૭-૮૮]

★

સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

## અનુક્રમ



*

## સંપાદકના બે બોલ

* ફેબ્રુઆરી ૧૯૬૬નો અંક 'દાદાસાહેબ માવળંકર વિશેષાંક' તરીકે સચિત્ર, ૨૫૨ પાનાનો પ્રકટ થયો હોઈ સદર વિશેષાંકની કિંમત રૂા. ૬–૦૦ છે. ચાલુ વર્ષના ગ્રાહકને તે લવાજમમાં જ મળશે.
* ઑગસ્ટ, ૧૯૬૬થી શરૂ થતા નવા છઠ્ઠા વર્ષથી 'અભ્યાસ'નું વાર્ષિક લવાજમ ન છૂટકે વધારીને રૂા. ૧૨–૦૦ રાખ્યું છે. અર્ધવાર્ષિક લવાજમ સ્વીકારવાનું રાખ્યું નથી.
* સતત આર્થિક વિમાસણ વચ્ચે 'અભ્યાસ' સામયિકનું પ્રકાશન ચાલુ રાખવાનું ઠરાવ્યું હોઈ, વાચકો, ગ્રાહકો, લેખકો તથા જાહેરાતો આપનારા મિત્રો અને મુરબ્બીઓ તથા સર્વસામાન્ય અભ્યાસીઓ અમારી મથામણને સક્રિય હૂંફ અને સહાય આપશે તો આભારી થઈશું.

*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ : રૂપિયા દસ, છમાસિક રૂપિયા છ.
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક–'અભ્યાસ', 'પ્રગતિ', ૧૫, મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* અગાઉનાં ચાર વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઈ. અંગે પત્રવ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ બીડયું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થયેલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*


સંપાદક, મુદ્રક અને પ્રકાશક : પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન : કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

સળંગ ૫૮ અંક

# અભ્યાસ

विद्या विभातु हृदये नवसर्जनाय।



## જાહેર જીવનની શુચિતા

સ્વાતંત્ર્યોત્તર ભારતમાં જાહેર જીવન સુધરવાને બદલે કથળતું જતું દેખાય છે. આઝાદી આવશે એટલે બધું જાણે આપોઆપ સારું થઈ જશે એવું આપણા નેતાઓએ માન્યું અને પ્રજા પાસે મનાવ્યું. આજે લગભગ બે દાયકા બાદ આપણે જુદો જ અનુભવ કરી રહ્યાં છીએ—આપણા નેતાઓ ભોક્તાઓ બન્યા છે અને આપણા જાહેર જીવનમાં આદર્શો તથા મૂલ્યોની માવજતને બદલે સ્વાર્થ તથા સંકુચિતતાનો સંઘરો થઈ રહ્યો છે. આ દિશામાં આપણી અધોગતિ જે ઝડપથી થઈ રહી છે તેનાથી આપણે સચિંત અને આકુળવ્યાકુળ થતાં નથી એ મોટી બલિહારી છે!

જાહેર જીવન કશેકથી કે ઉપરથી ટપકી પડતું નથી કે ઘડાતું નથી. આપણે સહુ વ્યક્તિઓ વડે જ સમાજ બને છે અને આપણા વ્યક્તિગત તેમજ સામાજિક જીવનવ્યવહારથી જ પ્રજાજીવનની તરાહ અને પ્રણાલિકાઓ બંધાય છે. વ્યક્તિઓ ગમે તેવી હોય તો ચાલે, પણ સમાજ સારો જોઈએ એમ કહેવું તે જ મૂળમાં ભૂલભરેલું છે. વ્યક્તિના સુયોગ્ય અને સતત વિકાસ પર સામાજિક સ્વસ્થતાનો અને સંગીનતાનો મોટો આધાર છે. એટલે, જાહેર જીવનની શુદ્ધિ અને સમૃદ્ધિ ખરેખર તો વ્યક્તિગત જીવનની નિર્મળતા અને સભરતા માગી લે છે.

આઝાદી પહેલાં આપણે ત્યાં જાહેર જીવન પૂરું શુદ્ધ ને ઉત્તમ હતું એમ નહિ, પણ પરતંત્ર ભારતમાં આપણે એક મહાન ધ્યેયથી રંગાઈને કામ કરી રહ્યાં હતાં— સ્વતંત્ર બનવું એ તે મહાન ધ્યેય. સ્વાતંત્ર્ય વિના કોઈ સર્જન સંભવિત નથી એ સ્વયંસિદ્ધ વાત છે. સ્વાતંત્ર્ય માટે આપણે સંગ્રામ ખેલ્યો; ત્યાગ અને કષ્ટ હસતે મોંઢે સ્વીકાર્યાં ને સહ્યાં, સમાજસેવા અને નિઃસ્વાર્થી વૃત્તિ ઉમંગથી ખીલવી અને અમલી બનાવી. સદ્ભાગ્યે, આપણને અનેક, અને એકેકથી ચડિયાતા એવા, દૃષ્ટિવંત નેતાઓ મળ્યા. એમનાં અંગત જીવન અને કાર્ય વડે આપણને સામાન્યજનોને જરૂરી માર્ગદર્શન અને દિશાસૂચન તથા પ્રેરણા મળતાં રહ્યાં.

ગોપાળ કૃષ્ણ ગોખલે એવા વિરલ નેતાઓ પૈકી હતા. આ મહિને—તા. ૯ મે– આપણે એમની જન્મશતાબ્દી ઊજવી. ગોખલેજીનું પુણ્યસ્મરણ શા માટે પાવનકારી અને પુષ્ટિ આપનારું છે? કારણ કે, જાહેર જીવનના ઉદાત્ત પાઠ એમણે જીવી બતાવ્યા. પોતાની વિદ્વત્તા અને પ્રતિભા ગોખલેએ લોકસેવાર્થે ખર્ચી નાખી. જાહેર જીવન એટલે યજ્ઞ છે એમ ગોખલેજીએ સૂચવ્યું. પ્રજાની સેવા કરવી એ ધર્મકાર્ય છે. એ કરવા માટે કેવળ ઉત્સુક હોવું એટલું પૂરતું નથી. જાહેર કાર્યકરનો આચારવિચાર ચોખ્ખો જોઈએ. સ્વાર્થ અને સત્તાથી એ અલિપ્ત રહેવો જોઈએ. પ્રજાનાં કાર્યો કરવા માટે એણે તાલીમબદ્ધ બનવું જોઈએ. જાહેર પ્રશ્નોનો એણે સવિસ્તર અને ઊંડો અભ્યાસ કરવો જોઈએ. એની પાસે સ્વતંત્ર વિચારશક્તિ અને અડગ કર્તૃત્વબુદ્ધિ હોવી જોઈએ. વળી, જાહેર કાર્ય કરવાથી પ્રતિષ્ઠા અને શક્તિ મળે તો તેને તે નકારશે નહિ, પણ એનાથી તે ફુલાશે નહિ, અને પ્રતિષ્ઠા પામવાના હેતુથી તો તે કદાપિ જાહેર કાર્ય કરશે નહિ.

જાહેર જીવનનાં આવાં ધોરણો અને મૂલ્યો વિષે આપણે નિત્ય સચેત રહેવું જોઈએ. આંધી વચ્ચે અડીખમ અને અણનમ ઊભા રહેવાની આવડત જાહેર કાર્યકરોએ કેળવવી જોઈએ. એકનિષ્ઠ, અભ્યાસનિષ્ઠ અને અણીશુદ્ધ ચારિત્ર્યશીલ એવા અક્ષરશઃ અસંખ્ય સ્ત્રી-પુરુષોની આજે ભારતના અને વિશ્વના જાહેર જીવનમાં આવશ્યકતા છે. એને માટે આપણામાંથી દરેક જણ પોતાનાથી જ શરૂઆત કરે તો કેવું સારું!

પુરુષોત્તમ ગણેશ માવળંકર

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી

**હપ્તો ૪૬ [તા. ૧૩ સપ્ટેંબરથી તા. ૧૯ સપ્ટેંબર ૧૯૪૮]**

['રોજનીશી'નું આ લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. —સંપાદક]

### તા. ૧૩ સપ્ટેંબર ૧૯૪૮, સોમવાર

સવારે દાદર સ્ટેશને ઊતર્યો. વરસાદ હતો. ઘેર આવીને જુદા જુદા લોકોને કામ માટેના ફોન કરવામાં ઠીક ઠીક વખત ગયો.

શ્રી ભાઉ ધર્માધિકારી મળ્યા. રોજનીશી-પ્રકાશનની બાબતમાં વાત થઈ. 'आयुष्याचा जमाव खाडा' એ શિર્ષક બદલવું જોઇએ એવો મારો પાકો મત ફરી કહ્યો. શ્રી કાકાસાહેબ કાલેલકરનો આગ્રહ છે એટલે તેઓ બદલશે જ. ઠીક. મારી પ્રસ્તાવનાનો કેટલોક ભાગ એમને બિનજરૂરી વિસ્તારવાળો લાગ્યો તે જોયો. તે કાઢી નાખવા માટે હું કબૂલ થયો. મેં એવી યોજના કરી કે હવે પછીનો દરેક ખંડ જે તૈયાર થશે એ માટે એ ખંડમાંના લખાણને અનુસરીને પ્રસ્તાવના લખવી. એમ થાય તો 'બિનજરૂરી વિસ્તારવાળા' લખાણમાંથી કેટલુંક એમાં આવશે જ. ઠીક.

ભોજન આરોપીને ૧૨ના અરસામાં નીકળ્યો. આ વખતે શ્રી. લાલચંદ હીરાચંદની મોટર વાપરવા માટે મંગાવી લીધી છે, એને કારણે ઘણી સગવડ છે. કમિટીની સભાના સ્થળે (કાઉન્સિલ હૉલ) જતાં પહેલાં સ્ટર્લિંગની વ્યવસ્થા, દાગીનાઓનો વીમો વગેરે માટે શેઠ કસ્તુરભાઇની ઑફિસમાં ગયો. હૈદરાબાદમાં હિંદી ફોજો દાખલ થયાનું ત્યાં પ્રથમ જાણ્યું.

૧ થી ૫ સુધી વિશ્વવિદ્યાલય સમિતિની સભા થઈ. એનો અહેવાલ જુદો છે જ. પણ પંદર મિનિટના કામ માટે પંદર કલાક લગાડવાની કળા આપણા લોકોએ ખૂબ જ વિકસાવી છે. અપ્રસ્તુત બોલવું, એ ને એ જ ફરી બોલવું, વ્યક્તિગત આક્રમક ટીકાઓ કરવી અગર બિનજરૂરી ખુલાસાઓ કરવા, એક મુદ્દાની ચર્ચા ચાલતી હોય ત્યારે એ તરફ ધ્યાન ન આપતાં અંદરોઅંદર બીજી જ ચર્ચા કરવી અને પછી 'શું થયું?' એમ પૂછવું, ખૂબ જ મોટેથી બાંટા પાડવા જેવું બોલીને ઘોંઘાટ કરવો, વગેરે બધું આપણા લોહીમાં જ પેસી ગયું છે! ઠીક.

પછી શ્રી. ચૈનાની (હાઈકોર્ટ જજ) મળ્યા. શ્રી. રાજાબાબુ હકીસિંગ ખરીદી માટે અમારી સાથે આવવાના હતા તે આવ્યા. થોડો વખત સર હોમી મોદીને એમણે બોલાવ્યાથી મળી આવ્યો. વિશેષ એવું કાંઈ નહોતું. દેશમાંની સામાન્ય સ્થિતિ વિષે જ વાતોચીતો હતી. મદ્રાસનું ગવર્નરપદ એમને પ્રથમ આપવામાં આવેલું, પણ વેપારી કારણોને લીધે તે પદ સ્વીકારવાનું એમને ફાવ્યું નહિ એમ એમની પાસેથી જાણવા મળ્યું.

સર ચિનુભાઈના કામ માટે શ્રી. ભટ્ટજી અને આનંદરાવ પંડિત દાદર મુકામે મળ્યા હતા.

ચિ. નાના માટે એક નવું ટેનિસ રૅકેટ ૫૪ રૂ.માં ખરીદીને મોકલ્યું. ખૂબ જ મોંઘું, પણ બાળકનો શોખ પૂરો કરવો એ હેતુ.

રાત્રે જમવા માટે શ્રી. મથુરાદાસ મંગળદાસ ઊર્ફે બાબુભાઈ શેઠને ઘેર ગયો હતો. ઘણી બધી વાતોચીતો.

### તા. ૧૪ સપ્ટેંબર ૧૯૪૮, મંગળવાર

સવારે પ્રથમ શ્રી. નાનાસાહેબ અને ડૉ. અરવિંદ તળવલકર, અને પછી શ્રી. બાપુસાહેબ અને અણ્ણા-સાહેબ તળવલકર એમ લોકો મળ્યા. એમની હકીકતો સાંભળી. નર્સિંગ હોમ ભાગીદારીથી ચલાવવું શક્ય નથી, કોનો કેટલો દોષ એ જોવામાં–નક્કી કરવામાં અર્થ નથી. કોર્ટમાં ઝઘડો જાય તો તેમાં વખત, પૈસા અને મહેનત નકામાં જાય. આબરૂનો સવાલ તો દૂર જ. એટલે, સહુએ લવાદી જ સ્વીકારવી એ ઉત્તમ માર્ગ. આવી સલાહ મેં બન્ને પક્ષોને આપી. સરપંચ તરીકે કામ કરવાને હું તૈયાર છું એમ પણ મેં કહ્યું. બન્નેને મારી વાત ગળે ઊતરે છે, પણ પરસ્પર અવિશ્વાસ ખૂબ છે. ઠીક.

શ્રી બાબુરાવ દેવ, પ્રભાકર પાધ્યે, સ્વામી આનંદ વગેરે લોકો મળવા આવ્યા હતા.

૧૨ થી ૫ યુનિવર્સિટી–કમિટી. વિલાયત પ્રવાસ માટે ખરીદી કરવાને વાસ્તે સૌ.વતી એકલી જ શ્રીમતી કૃષ્ણા હઠીસિંગ સાથે જઈ આવી.

૫-૩૦ થી ૬-૧૫ રેડિયો-ક્લબમાં પ્રિન્સિપલ અહમદે અમારી કમિટીને ચા-પાણી માટે નોતરું આપ્યું હતું ત્યાં ગયો. મહામહોપાધ્યાય કાણે ત્યાં મળ્યા.

ત્યાંથી ચોપાટી પર શ્રી. વાઘ શિલ્પકારને ઘેર ગયો. એમનું કામ જોયું. મારા કેટલાક ફોટો પણ એમણે પાડ્યા. ત્યાંથી શ્રી. નાનાસાહેબ સરદેસાઇની ઊડતી મુલાકાત લઈને મુકામ પર આવ્યો. શ્રી બાપુ ચાંદોરકર ત્યાં મળ્યા.

જમવા માટે શ્રી. લાલચંદને ત્યાં એ ગયાં હતાં. શ્રી. સ. કા. પાટિલ, શ્રી ડાહ્યાભાઇ પટેલ (સપત્નીક) અને શ્રી. ગુલાબચંદ (સપત્નીક) એમ લોકો આવ્યાં હતાં. ખૂબ વાતોચીતો થઇ. ૧૦-૩૦ના અરસામાં અમે મુકામ પર પાછાં આવ્યાં.

## તા. ૧૫ સપ્ટેમ્બર ૧૯૪૮, બુધવાર

થોડો વખત રોજનીશી-લેખન અને પરચૂરણ કામો. શ્રી. એસ. પી. નાડકર્ણી અને ઔંધના શ્રી કાનડે મળવા આવ્યા હતા.

બપોરે ૧૨ થી ૪-૩૦ સુધી કમિટીની બેઠક. પછી બોરીબંદર સ્ટેશન પરથી સાંજે પાંચની ડેક્કન ક્વીનમાં સૌ.વતી અને હું પૂના જવા નીકળ્યાં. સ્ટેશન પર શ્રી. નાનાસાહેબ અને અરવિંદ તળવલકર મળ્યા હતા. લવાદી વિષે એમને મેં ફરી કહ્યું. સામેનો પક્ષ એને માન્ય રાખશે, ચિંતા અગર શંકા રાખશો નહિ, એવું પણ મેં કહ્યું.

ગાડીમાં પૂના પહોંચતાં સુધી ઘણું બધું કામ થયું. મુખ્ય ચીજ એટલે મારા અને સૌ.વતીના વસિયત-નામાનો મુસદ્દો એણે વાંચીને એમાંની બાબતો વિષે અને ધોરણો પર ચર્ચા કરી. અલબત્ત, મારા વિચારોની અસર એના પર છે જ, પણ દબાણ નથી એમ લાગે છે. ચિ. સૌ. તાઇને એણે રૂપિયા દસ હજાર એના વસિયતનામાથી આપવા એ ઉત્તમ. કદાચ એને આ વાત ગળે ન ઊતરે તો હું પણ એ રકમ આપી શકતો હતો, પણ એણે આપવામાં મઝા અને અર્થ છે. ઠીક. એનાં માતુશ્રી માટે મેં જુદી રકમ સૂચવી નહોતી કારણ એના બે ભાઇઓમાં એ રકમ આવી જતી હતી. પણ વધુ થોડી રકમ એમને જુદી આપવાની એની ઇચ્છા હોય તો તેમાં મને વાંધો નથી એમ મેં કહ્યું. ગાડીમાં પરચૂરણ વાચન ઠીકઠીક થયું. શ્રી રમણીકલાલ શેરદલાલ અને શ્રી ભોગીલાલ સુતરિયાના પુત્ર પણ હતા. આમતેમ ઘણી વાતો થઈ.

પૂના સ્ટેશને ગાડી વખતસર આવી. અમને મળવા સારુ શ્રી મલિક વતી મિ. મૅસ્કરીનસ આવ્યા હતા. (અગાઉ તેઓ ઍન્જિનિયરિંગ કૉલેજના પ્રિન્સિપાલ હતા. હવે બીજા કોઈ હોદ્દા પર છે). સ્ટેશન પરથી લગ્ન-મંડપ પર જ ગયાં. ત્યાં શ્રી દ્રવિડ (I. C. S.), શ્રી બર્વે (I. C. S.), શ્રી તેજાસિંગ મલિક વગેરે સંખ્યા-બંધ લોકો મળ્યા. લગ્નના સમારંભનો ઝળહળાટ ખૂબ જ હતો. અમે ત્યાં ભોજન આરોગ્યું અને રાત્રે ૧૧ના અરસામાં ડૉ. સરદેસાઇને ઘેર સૂવા માટે આવ્યાં. મુકામ પર આવતાં રસ્તામાં પૂનામાંના ગણપતિ ઉત્સવની કલ્પના આવી. ઠેકઠેકાણે મેળાવડા, વ્યાખ્યાનો અને એને કારણે રસ્તાઓ રોકાએલા!

વરરાજાને ચાંલ્લા તરીકે રૂપિયા ૫૧નો ચેક આપ્યો.

## તા. ૧૬ સપ્ટેમ્બર ૧૯૪૮, ગુરુવાર

પરોઢિયે વહેલા ઊઠીને સ્નાન વગેરે આટોપીને તૈયાર થયાં. પછી લોકો મળવા આવ્યા. શ્રી નાનાસાહેબ પંડિત અને ચિ. સૌ. સરલા, શ્રી અણ્ણાસાહેબ અને સૌ. તારાબાઈ તળવલકર (લવાદી વિષે વાતચીત થઈ). શ્રી વસંતરાવ ધામણકર અને એમના ભાઈ ૭-૩૦ના અરસામાં પૂના સ્ટેશન પર આવ્યાં.

સ્ટેશન પર શ્રી ધુરંધર, જોશી (I. C. S. એજ્યુકેશન ખાતાના સેક્રેટરી), શેવડે વગેરે લોકો મળ્યા. ગાડીમાં શ્રી મામાસાહેબ દાતે મળ્યા. 'હિંદુ મહાસભા' ચાલુ રાખવી કે કેમ, અગર એનું ધ્યેય બદલીને નામ ચાલુ રાખવું, એવો સવાલ એમણે પૂછ્યો. જ્ઞાતિ અગર ધર્મનિષ્ઠ રાજકારણ અંગ્રેજોની સાથે ચાલ્યું ગયું, એટલે હિંદુ મહાસભાએ રાજકીય ક્ષેત્રમાં હરવા-ફરવાનું કોઈ

કારણ નથી. હિંદુધર્મીઓની સામાજિક પ્રગતિ કરવી છે તેને માટે અવશ્ય પ્રયાસ કરવો, પણ તે કરવા માટે પણ નામ બદલવું. કારણ કે, જૂના નામની આસપાસ કેટલીક વિશિષ્ટ ભાવનાઓ અને ઈતિહાસ હોવાથી રાજકીય ધોરણ સાવ અને પૂરેપૂરું છોડી દીધું તો પણ લોકોની ગેરસમજ અગર ભ્રમણા દૂર થશે નહિ. મારા મુદ્દાઓ સાથે શ્રી મામાસાહેબ સહમત હતા તો પણ જૂનું નામ કેવળ જૂનાપણાને કારણે એમને રાખવા જેવું લાગતું હતું. ઠીક.

શ્રી અપ્પામહારાજ પંડિત (કોલ્હાપુર) મળ્યા હતા. કોલ્હાપુરની સામાન્ય વાતો, ઔંધકરની હકીકત વગેરે કહેતા હતા.

૧૧ વાગ્યે દાદર મુકામે આવ્યાં. જમણ વગેરે આરોપીને ૧ થી ૫ સુધી યુનિવર્સિટી-કમિટીની સભા. પછી શ્રી ચૈનાનીને ત્યાં ચા માટે ગયો. સૌ.વતી, ચિ. બાપુ અને બાળ મારી સાથે આવ્યાં હતાં. ત્યાંથી નીકળ્યાં તે રસ્તામાં શ્રી દાદામામાને બોરીબંદર પરથી સાથે લઈને સૅન્ડહર્સ્ટ રોડ પર બાનજી-ભવનમાં ડૉ. ભાઉસાહેબ સરદેસાઇને ઘેર ચા-પાણી માટે ગયાં. આ ચા-સમારંભ ખૂબ જ મોટા પાયા પર (sumptuous) હતો. ડૉ. ભાઉસાહેબના ઘરનાં સહુ લોકો, શ્રી નાનાસાહેબ સરદેસાઈ (રિયાસતકાર) અને ડૉ. દિધે એમ લોકો પણ હતા. ઘણી બધી વાતો નીકળી. હૈદરાબાદનો સવાલ તો સળગતો. એમને મેં બધી હકીકત કહી. શ્રી નાનાસાહેબે ખૂબ જ ધન્યતા અનુભવી. મારી રોજનીશીના છપાઇને આવેલા ફર્મા એમને મેં પરમ દિવસે આપેલા તે એમણે વાંચી લીધા હતા. એ વખતે, આવા પ્રકાશનની ઉપયોગિતા વિષે અગર ઇચ્છનીયપણા વિષે તેઓ સાશંક હતા. ચાલુ કાળનો ઇતિહાસ એમાં આવવાનો, વ્યક્તિ અને પ્રકરણો તાજાં અને જીવન્ત, એટલે આવા પ્રકાશનને લીધે વિનાકારણ કોઈનું મનદુઃખ થાય, વગેરે એમને લાગતું હતું. તેવી કોઇ શક્યતા ન હોવાનું મેં એમને કહ્યું પણ હતું. છતાં, એમની પાસે ગએલાં પાનાં વાંચીને એમને આ પ્રકાશન ખૂબ જ પસંદ પડયાનું તેમણે મને કહ્યું. વાચકને રસ પડે છે, ઘણી બાબતોનો ખ્યાલ આવે છે. આગળનાં કેટલાંક પાનાં છપાઈને આવ્યાં છે તે મેં એમને વાંચવા માટે આપ્યાં. પાર્લમેન્ટરી પ્રતિનિધિમંડળનો હેતુ શો, અમારો કાર્યક્રમ શો છે વગેરે વિષે મેં એમને કહ્યું. ત્યાંથી અમે શ્રી મણીભાઇ ઝવેરીને ઘેર જમવા માટે ગયાં. રાત્રે ૧૦ના અરસામાં દાદર મુકામ પર આવ્યાં. પછી પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

## તા. ૧૭ સપ્ટેંબર ૧૯૪૮, શુક્રવાર

સવારે નિત્યવિધિ. પરચૂરણ કામો. સદ્ગત રામકૃષ્ણપંત પત્કી (તારમાસ્તર)ના પૌત્ર શ્રી એન. એચ. ખેર મળવા આવ્યા હતા. શ્રી વિશ્વનાથ અણ્ણાજી પંડિત આવ્યા હતા. એમણે ઉછીના લીધેલા પૈસા પર ૪॥ ટકા વ્યાજ હું લઉં છું તે ઓછું કરીને ૨ ટકા મારે લેવું એવું એમનું કહેવું. બે ટકા ખૂબ જ ઓછા પણ હું ત્રણ ટકા લઇશ એમ મેં એમને કહ્યું. પછી રોજનીશી-લેખન અને ઈતર કામો.

૧૦ થી ૧૧-૩૦ સુધી અને જમતી વખતે પણ 'જન્મભૂમિ' અને 'નવભારત'ના વૃત્તાન્તનિવેદકો સાથે વાત થઇ. કૉંગ્રેસ રાજકારણ અને કૉંગ્રેસ સંસ્થા, લોકશાહી એ વિષયો પર જન્મભૂમિના પ્રતિનિધિએ પ્રશ્નો પૂછ્યા. હંમેશના મારા વિચારો મેં એમને કહ્યા: (૧) ચારિત્ર્ય અને (૨) સહિષ્ણુતા, એ બે બાબતોની સરેરાશ વધાર્યા સિવાય લોકશાહી શકય નથી. 'નવભારત'ના પ્રતિનિધિ શ્રી. શેંડૂર્ણીકરે સંયુક્ત મહારાષ્ટ્રમાં મુંબાઈનો સમાવેશ થવો જોઈએ કે નહિ એ સળગતા મુદ્દા પર મારી મુલાકાત લીધી. કમિશન આગળ સાક્ષીમાં જે વિચારો મેં કહ્યા તે જ એમને પણ જણાવ્યા. 'મારી મુલાકાતો જો મારા નામે છાપવાના હો તો મને બતાવ્યા સિવાય છાપશો નહિ', એવું મેં બન્નેને જણાવ્યું.

૧૨ થી ૩ સુધી યુનિવર્સિટી-કમિટીની સભા. અહેવાલના બધા મુદ્દાઓ પૂરા કર્યા. પછી 'જન્મભૂમિ'ના પ્રતિનિધિએ સવારની મુલાકાતનું ટાંચણ બતાવ્યું તે સુધારીને એમને આપ્યું. શ્રી. ભદજી ધ્રુવ સોલીસીટર સર ચિનુભાઈના દાવાના કામ અંગે મળ્યા. સર ચિનુભાઇના બૅરિસ્ટર સર જમશેદજી કાંગાએ એમને (ભદજીને) આજે સાંજે મળવા બોલાવ્યા છે. 'કુટુંબના ઝઘડા કોર્ટમાં લડશો નહિ, લવાદ નીમો!' એવું એમનું કહેવું છે! આમ કહેવું એ બેશરમપણાની હદ છે.

નીમેલા લવાદ પાસેથી કામ કાઢી લઈને, પોતાને અનુકૂળ એવા સમાધાનની શરતો મેળવવાનો આ નીચ એવો પ્રયત્ન છે. માણસ કેટલો નીચ અને અનીતિમાન થઈ શકે છે, સમાજમાં પૈસાનું જ પૂજન કરવાની વૃત્તિ કેટલી વધી છે એનો આ નમૂનો છે. 'અમારે કશું પણ સમાધાન કરવું નથી. જો લવાદી સ્વીકારવાની હોય તો જે લવાદ છે એમને કામ સોંપો. નહીંતર, કોર્ટ જે નિર્ણય કરશે તે ખરો.' એવું સ્પષ્ટ જણાવવા મેં શ્રી. ભદ્રજીને કહ્યું.

પછી મુકામ પર આવીને ચા-શૌચ આટોપીને લોકોને મળવા નીકળ્યાં. પ્રથમ ડૉ. ભાલચંદ્ર ગોપાળરાવ દાભોળકરને ઘેર ગયાં. એમના નાનાભાઈ દત્તાત્રેય ગુજરી ગયાના દુ:ખદ સમાચાર જાણ્યા એટલે ત્યાં ગયાં. પણ એ લોકો બહાર ગયાં હતાં. પાછળથી એમનાં પત્ની અમારા મુકામ પર મળી ગયાં. એમના કહેવા પ્રમાણે, કે. ઈ. એમ. હૉસ્પિટલમાં તેઓ અવસાન પામ્યા પછી એમને ખબર પડી! ત્યાં સુધી એની માંદગીના પણ સમાચાર એ લોકોને કોઈને નહોતા! દૈવયોગ!! બાપનો લાડકો દીકરો. વધુ પડતા લાડથી બગડ્યો! છેલ્લે છેલ્લે તો એ ગાંડો જ બની ગયો હતો. ભટકતો હતો. ચાલ્યો ગયો એ એક રીતે ઠીક જ થયું. ત્રાસમાંથી છૂટ્યો. પણ આખું જીવન વ્યર્થ ગયું એનું દુ:ખ. ઈશ્વરની ઈચ્છા! શ્રી. ભાઉસાહેબ પંડિત અને ચિ. શાંતાબાઈ પાધ્યેને મળી આવ્યાં.

સામાન વગેરે બાંધ્યો અને પરચૂરણ કામો આટોપીને સેંટ્રલ સ્ટેશને આવ્યાં. ત્યાં મળવા સારુ ચિ. બાપુ, ડૉ. બાપુસાહેબ તળવલકર, મણીભાઈ ઝવેરી, શ્રી. ભીમનગે વગેરે આવ્યા હતા. શ્રી. ભદ્રજીએ આવીને, આજે સાંજે સર જમશેદજી કાંગા સાથે થએલી એમની વાતચીત વિષે વાત કરી. દાદર સ્ટેશન પર શ્રી. વિઠ્ઠલરાવ ઘાટે (એજ્યુકેશન ઈન્સ્પેક્ટર) મળ્યા હતા. એમનાં પત્નીના અવસાન વિષે મેં જાણ્યું ત્યારે કાગળ લખવાનો હતો. સરનામું મેળવવાનો પ્રયાસ કર્યો પણ પછી ભૂલી ગયો. વિસ્મરણ વિષે એમને કહીને પછી સાંત્વન પર ચાર શબ્દો કહ્યા. બહેન ખૂબ જ સારાં હતાં. વિઠ્ઠલરાવનો સંસાર આ ઉંમરે લંગડો થયો. ઈશ્વરેચ્છા!

સેંટ્રલ સ્ટેશન પર શ્રી. ટેંડુલકરે આજની મુલાકાતનો અહેવાલ આપ્યો તે ગાડીમાં થોડો વખત વાંચ્યો અને સુધાર્યો. બીજું પણ થોડું વાચન થયું. થાક ખૂબ લાગ્યાથી જલદી જ સૂઈ ગયો.

## તા. ૧૮ સપ્ટેંબર ૧૯૪૮, શનિવાર

ગાડી વખતસર અમદાવાદ સ્ટેશને આવી. આણંદ સ્ટેશને પરોઢિયે શ્રી ઈશ્વરભાઈ પટેલ (હેડમાસ્તર) અને શ્રી. મગનભાઈ ઓઝા મળ્યા હતા. ઘેર આવીને નિત્યવિધિ અને ટપાલ, અને પછી મૌન ધારણ કરીને જ બેઠો. ૧૨ વાગ્યા સુધી સૌ. વતીના અને મારા વસિયતનામાના મુસદ્દાઓ જોઈને સુધાર્યા. આ તારીખના કામ સારુ વખત જ મળતો નહોતો.

ભોજન બાદ આરામ. પત્રો લખાવ્યા. યુનિવર્સિટી-કમિટીની મુદત, આગલી બેઠકનું સ્થળ વગેરે બાબતો અંગે શ્રી. બાળાસાહેબ ખેર, ભાઉસાહેબ સોમણ વગેરે લોકોને કાગળો લખ્યા. પછી, સતત લોકો મળવા આવતા હતા એમાં ઘણો બધો વખત ગયો.

સાંજે ૬-૩૦ થી ૭-૩૦ સુધી શ્રી. જગાભાઈ ભોગીલાલ (કસ્તુરભાઈના બનેવી)ને ત્યાં ચા-પાણી માટે જઈ આવ્યો.

ઘેર આવીને સ્નાન વગેરે આટોપીને જમવા માટે અમે બધાં શ્રી. ગિરધરભાઈ (દામોદરદાસ)ને ત્યાં ગયાં હતાં. ત્યાં ઘણાં બધાં લોકોને એમણે નિમંત્ર્યાં હતાં. શેઠ રતિલાલ નાથાલાલ, શેઠ નરોત્તમ લાલભાઈ, કસ્તુરભાઈના ભાણા-ભત્રીજાઓ, શેઠ નવનીતલાલ શોધન, શેઠ જેકિસનદાસ આદિ બધાં હતાં. બકુભાઈ મંગળદાસ પણ હતા. ઘણી બધી વાતો થઈ. એમાં સ્થાનિક મ્યુનિસિપલ અને કૉંગ્રેસ વહીવટ એ પણ વિષય હતો. આમાં કૉંગ્રેસ કાર્યકરોનો ખૂબ દોષ છે. તેમ છતાં, આમનો પણ—પ્રજાનો દોષ છે જ છે. પ્રજાના દોષો મને બે જણાય છે: (૧) સમાજના આપણે એકમ છીએ તેથી સામાજિક કાર્યની આપણા પર જવાબદારી છે એનો ખયાલ જ નથી. જે કોઈ હોય તે ટીકા કરે છે, પણ પોતે કશું પણ કરવાને તૈયાર નથી! પોતાનો ધંધો, પોતાનો સંસાર એમાં જ ગૂંથાએલો! સામાન્ય માણસનું આવું વર્તન બરાબર છે.

એને બિચારાને વખત જ નથી. પેટને માટે જ મથામણ કરવામાં એનો બધો વખત જાય છે. પણ જેઓ પૈસાદાર છે, સુખસગવડ ધરાવે છે, એમણે નવરાશનો બધો વખત પાનાં અને કલબ અગર ઘરમાં શા સારુ ગાળવો? કશુંક પણ સામાજિક, નાગરિક જીવન (civic life) દરેક નાગરિકને વાસ્તે ન જોઇએ વારુ? જે થોડા માણસો જાહેર કાર્ય કરે છે એમણે આવા મોજીલા માણસોની સગવડો તરફ શા સારુ નજર નાખવી? ઠીક. (૨) જે વાત વિરોધ કરવા જેવી લાગે ત્યાં પીઠ પાછળ બડબડ કરે, પણ સ્પષ્ટ બોલીને પોતાનો અભિપ્રાય પણ જણાવે નહિ. એટલે પછી પ્રત્યક્ષ અમલ દ્વારા વિરોધ કરવાની અગર અસહકારની તો વાત જ દૂર. આવા બેવડા દોષને કારણે કાર્યકર્તા ભાઇઓમાં પણ દોષ ઉત્પન્ન થાય છે. (૧) ઘણી વાર એમને પોતાના દોષો દેખાતા જ નથી. (૨) દેખાયા તો પણ સત્તાની મગરૂબીમાં, આવા કાર્યકરો લોકોની પરવા કરતા નથી એમના પર લોકમતનો પ્રભાવ પડતો નથી. ઠીક.

### તા. ૧૯ સપ્ટેંબર ૧૯૪૮, રવિવાર

સવારે નિત્યવિધિ. વિલાયતના પ્રવાસની તૈયારી અંગેનાં નાનાં નાનાં કામો. કાગળો વગેરે લખાવ્યા. શેઠ કસ્તુરભાઈ, શ્રીમતી સરલાદેવી, શ્રી. અંબાલાલ સારાભાઈ વગેરે લોકો મળવા આવી ગયાં. યુનિવર્સિટી-કમિટીની મુંબાઈની બેઠકનો અહેવાલ, સત્યાગ્રહાશ્રમ વતીનો રામજી ગોપાળની પત્ની પરનો દાવો, વગેરે કાગળો જોયા. થોડી બાકી રોજનીશી પણ લખી. કસ્તુરબા ફંડના કામના મહત્ત્વના કાગળો લખાવ્યા.

ભોજન બાદ આરામ. પછી પરચૂરણ કામો. લોકો સંખ્યાબંધ મળવા આવતા હતા શ્રી વરિયાવા (નિવૃત્ત ઈન્કમ ટૅક્સ આસિસ્ટંટ કમિશનર), શ્રી અનસૂયા સારાભાઈ, ચંદ્રકાંત ગાંધી વકીલ, વામનરાવ ધોળકિયા, શ્રીપાદ શેવડે, બાબુરાવ સંત, વગેરે લોકો આવ્યા હતા. શ્રી સુરોત્તમ અને નરોત્તમ હઠીસિંગ એમના વકીલો શ્રી ચિ. ચૂ પારેખ અને દોલત ત્રિવેદીને લઇને આવ્યા હતા. એમની સામેના અરણ મિલ સંબંધેના કેસમાં એમણે તા. ૨૭મીએ દાખલ કરવાનાં નિવેદનનો (statement) મુસદ્દો જોઇને સુધાર્યો. એમાં આશરે એક કલાક ગયો.

પછી સ્નાન વગેરે આટોપીને જમવા માટે અમે બધાં સર ચિનુભાઇને ત્યાં ગયાં. ત્યાં બધાં ઘરનાં જ લોકો હતાં. શ્રી અનસૂયા સારાભાઈ પણ આવ્યાં હતાં. રાત્રે ૧૦-૩૦ના અરસામાં અમે ઘેર પાછાં ફર્યાં.

પછી શ્રી ગિરધરલાલ દામોદરદાસ આવ્યા હતા. આશરે એક કલાક બેઠા હતા. આવતી મ્યુનિસિપલ ચૂંટણીમાં શું ધોરણ રાખવું એ સવાલ એમણે ઊભો કર્યો. કૉંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી કાનજીભાઈ દેસાઇએ નિવેદન કર્યું છે કે આ વખતે ઉમેદવારોની પસંદગી કેવળ કૉંગ્રેસ સભ્યોમાંથી કરવાની ન હોઈ તમામ પ્રકારના, શહેરના કામને યોગ્ય એવા, લોકોમાંથી જ એટલે કે કૉંગ્રેસના જૂથની બહારના લોકોને પણ તક આપવાની છે. આ ઠીક છે. પણ મારા મતે આટલાથી નિકાલ આવતો નથી. મુખ્ય સવાલ એ કે, (૧) કૉંગ્રેસના નામથી ચૂંટણીઓ લડવાનું હવે આવશ્યક છે ખરું? (૨) ચૂંટણી જો લડવાની જ તો ઉમેદવારોની પસંદગી કોણ કરે? કૉંગ્રેસના જ અધિકારીઓ કે સ્વતંત્ર પસંદગી-મંડળ? કૉંગ્રેસના નામે હવે ચૂંટણીઓ લડાવવાનું પ્રયોજન નથી, સ્વરાજ્ય માટે જે રાજકીય લડત હતી તે હવે નથી, અને હવે ફક્ત નાગરિક સુખ—સગવડની દૃષ્ટિથી મ્યુનિસિપાલિટીમાં કામ કરવાનું. વળી, પસંદગી કરવાનું કામ હવે કૉંગ્રેસ પાસે શા સારું હોવું જોઇએ? મને તો આમાં સત્તા હાથમાં રાખવાનો ઉદ્દેશ દેખાય છે. ગઈ ચૂંટણીમાં (શ્રી ઠાકોરભાઈ ઠાકોરની) માર ખાધો. લોકમત તો પછી દેખાયો. એટલે લોકમતના પવન પ્રમાણે પીઠ ફેરવીને સત્તા ટકાવી રાખવાનો આ દાવ છે. શ્રી ગિરધરભાઈ જેવા ભોળા લોકો એના ભોગ બનવાના! સત્તાધિકારીઓની વિરુદ્ધ બોલવું એટલે કૉંગ્રેસની વિરુદ્ધ એવો એમનો મૂર્ખતાભર્યો ખયાલ છે. સત્તા ટકાવવા માટેના આ દાવને ભોળપણથી મદદ કરવી એટલે સત્તાલોલુપતાનું જાહેર જીવન ટકાવવા જેવું છે. કૉંગ્રેસની આબરૂ, લોકપ્રિયતા, કાર્યક્ષમતા ટકાવવી હોય તો આવા તંત્રનો વિરોધ કરવો, આપણા અભિપ્રાયો સ્પષ્ટ રીતે કહેવા, કાંઈ નહિ તો છેવટે સહકાર કરવો જરૂરી છે એવો મારો અભિપ્રાય મેં જણાવ્યો. 'ઉમેદવારોને પસંદ કરવા માટે સ્વતંત્ર બોર્ડ નીમો' એવી માગણી કરવા વિષે મેં શ્રી ગિરધરભાઇને સૂચવ્યું છે. આ માગણી માન્ય થાય છે કે નહિ એ ઉપરથી કાનજીભાઇની વાત તે એક દાવ (game) છે કે સાચી છે એની કસોટી થશે. ઠીક. (ક્રમશઃ)

*

# અલ્પવિકસિત રાષ્ટ્રોનો આર્થિક વિકાસ

## વીસમી સદીના ઉત્તરાર્ધની મુખ્ય આર્થિક સમસ્યા

વી. એચ. જોષી

[આચાર્ય, કૉમર્સ કૉલેજ, કપડવણજ]

પ્રાગ્ઐતિહાસિક સમયથી આપણે માનવ-સમાજનો ઇતિહાસ તપાસીશું તો માલૂમ પડશે કે તેનો આર્થિક વિકાસ એ એક અંતર્ગત પ્રક્રિયા બની રહી છે. ઇતિહાસકારોએ કરેલા જુદી જુદી માનવ-સંસ્કૃતિઓના અભ્યાસ દ્વારા આપણને જાણવા મળે છે કે દુનિયાની પ્રત્યેક સંસ્કૃતિની આગવી સામાજિક, રાજકીય અને ધાર્મિક સંસ્થાઓ (Social, Political and Religious Institutions) હતી; તેની જેમ જ તે દરેકને સુસંગત એવી આર્થિક સંસ્થાઓ (Economic Institutions) પણ વિકાસ પામી હતી. પ્રત્યેક સંસ્કૃતિના અંગરૂપ વિશિષ્ટ અર્થરચના (Economic Organisation) અને તેનો ક્રમિક વિકાસ એક નોંધપાત્ર હકીકત છે.

એક દૃષ્ટિએ જોવા જઇએ તો માનવી આ પૃથ્વી પર જન્મ્યો ત્યારથી આજ સુધી વધુ ને વધુ સુવિધાઓની પ્રાપ્તિ માટે મથામણ કરતો જ રહ્યો છે. તે પ્રક્રિયા આજ સુધી ચાલુ છે અને અનાદિ કાળ સુધી ચાલ્યા કરશે એમાં શંકા નથી. એ બતાવી આપે છે કે માનવી વ્યક્તિગત રીતે, તેમજ અમુક અંશે સામુહિક રીતે, વૈયક્તિક તેમજ સામાજિક-આર્થિક વિકાસ માટે સતત પ્રયત્નશીલ રહ્યો છે. પછી ભલે તે પ્રક્રિયાઓના પ્રકાર, ગતિ, હેતુઓ અને પરિબળો જુદાં જુદાં રહ્યાં હોય. માનવસંસ્કૃતિ જુદે જુદે સ્થળે જુદા જુદા સ્વરૂપમાં વિકાસ પામી. તદનુસાર—આર્થિક સંસ્થાઓનાં સ્વરૂપ સ્વતંત્ર રીતે વિકસ્યાં અને સંસ્કૃતિના વિલય સાથે અદૃશ્ય થયાં. પરંતુ મધ્યયુગ પછીના સમયથી વિશ્વના દેશો વચ્ચેનો સંપર્ક નિકટ બનતાં તેમની અર્થ-રચનાનાં સ્વરૂપ તેમજ માળખામાં નોંધપાત્ર પરિવર્તન થવા માંડ્યું. સોળમી સદીમાં છાપકામની શોધ થવાથી આર્થિક માળખામાં તે પછી ક્રમશઃ થએલાં પરિવર્તનોનો સ્પષ્ટ ખયાલ આપણને (records)ના આધારે આવી શકે છે. પુરાણી ગ્રીક સંસ્કૃતિની ગુલામી પ્રથા (Slavery) તે પછી મહદ્ અંશે યુરોપમાં વિકસેલી સામંતશાહી (Feudalism) સત્તરમી અને અઢારમી સદીમાં વિકસેલો વ્યાપારવાદ (Mercantilism) અને ઓગણીસમી સદીનો મૂડીવાદ (Capitalism) તેમજ છેલ્લે ચાલુ સદીનો રાજ્યના ઓછાવત્તા અંકુશવાળો મૂડીવાદ (State-controlled Capitalism) તે પ્રત્યેકમાં અર્થરચનાનું માળખું અને સ્વરૂપ બદલાતાં રહ્યાં છે. પરંતુ તેમાં એક સર્વસામાન્ય વિશિષ્ટ તત્ત્વ એ હતું કે તે દરેક અર્થરચનાના માળખામાં રહીને પ્રત્યેક દેશના અર્થતંત્રમાં આર્થિક વિકાસની પ્રક્રિયા અદ્યાપિ ચાલુ રહી છે.

ઔદ્યોગિક ક્રાન્તિ થઈ તે પહેલાંના સમય દરમિયાન આર્થિક વિકાસની પ્રક્રિયા એક અત્યંત ધીમી ગતિવાળી અને ગૌણ ઘટના હતી. પરંતુ ઔદ્યોગિક ક્રાન્તિની અસર નીચે જેમ જેમ ઈંગ્લૅન્ડ, પશ્ચિમ યુરોપના દેશો અને ત્યાર પછી વિશ્વના બીજા દેશો આવતા ગયા તેમ તેમ આર્થિક ક્રાન્તિની પ્રક્રિયા તે તે દેશોમાં ઝડપી અને નોંધપાત્ર ઘટના બની. જો કે એક મહત્ત્વની લાક્ષણિકતા એ હતી કે સામ્યવાદી દેશો બાદ કરતાં અન્ય દેશોમાં વીસમી સદીના લગભગ દાયકા સુધી આર્થિક વિકાસની પ્રક્રિયા સ્વયંસંચાલિત (autonomous) રહી હોવાથી ચિંતકોનું ધ્યાન તેના તરફ ખાસ દોરાયું ન હતું. પરંતુ ચાલુ સદીના ચોથા દાયકા પછી, તેમાં યે ખાસ કરીને બીજા વિશ્વયુદ્ધ પછી, આર્થિક વિકાસનો પ્રશ્ન અર્થશાસ્ત્રના ક્ષેત્રમાં અભ્યાસ (study) તેમજ નીતિ (policy)ની દૃષ્ટિએ અત્યંત અગત્યનો બની ગયો છે. આજે સમગ્ર વિશ્વમાં અલ્પ વિકસિત રાષ્ટ્રોના આર્થિક વિકાસના પ્રશ્ને મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. વીસમી સદીના ઉત્તરાર્ધનો રાજ્યકર્તાઓ માટે તેમજ અર્થશાસ્ત્રના અભ્યાસીઓ માટે આ એક ચાવી-રૂપ ખયાલ (key concept) બની ગયો છે. આર્થિક વિકાસની પ્રક્રિયા હવે સ્વયંસંચાલિત (autonomous) ન રહેતાં આયોજિત (planned) અથવા પ્રેરિત (induced) બનવા પામી છે. અને તેથી તેનો અભ્યાસ ઝીણવટભર્યા સંશોધન અને વિશ્લેષણ માટેનું

એક અગત્યનું ક્ષેત્ર બની ગયો છે. વળી, તેનો અભ્યાસ એક જુદો જ દષ્ટિકોણ માગી લે છે. મુખ્ય વિશ્વનું ધ્યાન અત્યારે વિશ્વના કેટલાક અલ્પવિકસિત ગણાતા દેશોના આર્થિક વિકાસના પ્રશ્ન પર કેન્દ્રિત થયું છે. રાજકારણ તેમજ અર્થતંત્ર બન્ને ક્ષેત્રોમાં આ સમસ્યાને અગત્યનું સ્થાન મળ્યું છે. ઐતિહાસિક દૃષ્ટિબિંદુથી આ પ્રશ્ન જો આપણે સમજવાનો પ્રયત્ન કરીએ તો જણાશે કે આજના આંતરરાષ્ટ્રિય સંબંધોમાં રાજકીય પરિબળો કરતાં આર્થિક પરિબળો વધુ નહિ તો લગભગ સરખા જ મહત્ત્વનો ભાગ ભજવે છે. બે વિશ્વયુદ્ધોનાં ઉપલક રીતે મળતાં રાજકીય કારણો કરતાં મૂળમાં રહેલાં આર્થિક કારણોએ ઠીક ઠીક ભાગ ભજવ્યો હતો. એટલે હવે આંતરરાષ્ટ્રિય કક્ષાએ કામ કરી રહેલાં આર્થિક પરિબળોની અવગણના થતી નથી. વળી, રેડિયો, ટેલિવીઝન અને વાહન-વ્યાપારના ક્ષેત્રમાં થએલી અકલ્પ્ય શોધખોળોને લીધે દેશો દેશો વચ્ચેનું અંતર ઘટી ગયું છે. વિશ્વના દેશો એકબીજાની અત્યંત નજીક આવી ગયા છે. આ કારણોને લીધે પણ એકબીજાના આર્થિક પ્રશ્નો અંગે બધા દેશો વધુ જાગૃત બન્યા છે. સહજ રીતે લોકો પોતાની રહેણીકરણી અને જીવનધોરણ બીજા દેશના લોકોની રહેણીકરણી અને જીવનધોરણ સાથે સરખાવતા થયા છે. તેનાથી દેશો દેશો વચ્ચે જ આર્થિક અસમાનતા પ્રવર્તે છે તે અંગે સભાનતા વધતી જાય છે. નીચે આપવામાં આવેલા કોઠા પરથી જણાશે કે ૧૯૪૯માં વિશ્વની વસ્તીના લગભગ ૬૭ ટકા ભાગની આવક માત્ર ૧૫ ટકા હતી, ૧૫ ટકા ભાગની આવક ૧૮ ટકા હતી, જ્યારે બાકીના ૧૮ ટકા ભાગની આવક ૬૭ ટકા હતી.

**૧૯૪૯માં વિશ્વની કુલ આવકની વહેંચણી[૧]**

| | વિશ્વની વસ્તી | વિશ્વની આવક | વ્યક્તિદીઠ આવક (ડૉલરમાં) |
|---|---|---|---|
| ઊંચી આવકવાળા દેશો | ૧૮ ટકા | ૬૭ ટકા | ૯૧૫ |
| મધ્યમઆવકવાળા દેશો | ૧૫ ટકા | ૧૮ ટકા | ૩૧૦ |
| નીચી આવકવાળા દેશો | ૬૭ ટકા | ૧૫ ટકા | ૫૪ |

ઉપરના કોઠા પરથી જાણવા મળે છે કે વિશ્વની લગભગ બે હજાર કરોડ વસ્તીના ⅔ ભાગની માથાદીઠ આવક ૫૫ ડૉલરથી ઓછી છે,[૨] કુઝનેટ્સના મતવ્ય અનુસાર અલ્પવિકસિત અને વિકસિત દેશો વચ્ચે પ્રવર્તતો આ આવક અંગેનો તફાવત છેલ્લા સૈકા દરમિયાન નિરપેક્ષપણે (absolutely) તેમજ સાપેક્ષપણે (relatively) વધવા પામ્યો હોવો જોઇએ.[૩] આ માહિતીને આધારે દશ વર્ષના ગાળામાં વિકસિત દેશોની રાષ્ટ્રિય

---

૧. આ કોઠો રેગ્નાર નર્ક્સના પુસ્તક Problems of Capital Formation in Underdeveloped Countries; Basil Blackwell; Oxford; 1962 માંથી પૃષ્ઠ ૬૩ પરથી લીધો છે। (Oxford; Basil Blackwell; 1962) ઊંચી આવકવાળા દેશોમાં યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા, કૅનેડા, પશ્ચિમ યુરોપના દેશો, ઑસ્ટ્રેલિયા અને ન્યૂઝિલેન્ડનો સમાવેશ થાય છે. મધ્યમ આવકવાળા દેશોમાં આર્જેન્ટિના, ઉરુગ્વે, દક્ષિણ આફ્રિકાના દેશો, ઇઝરેલ અને પૂર્વ યુરોપના દેશોનો સમાવેશ થાય છે, જ્યારે નીચી આવકવાળા દેશોમા એશિયાના દેશો, મધ્ય અને ઉત્તર આફ્રિકાના બાકીના દેશો, દક્ષિણપૂર્વ યુરોપના દેશો અને લૅટિન અમેરિકાના દેશોનો સમાવેશ થાય છે.

૨. આ જાતની જુદા જુદા દેશોની રાષ્ટ્રિય આવક તેમજ માથાદીઠ આવકની સરખામણી કેટલે અંશે વાજબી ગણાય એ અંગે મતભેદ પ્રવર્તે છે. છતાં પણ એના આધારે એટલું તો કહી જ શકાય કે દેશોદેશો વચ્ચે આર્થિક વિષમતા કેટલા બધા પ્રમાણમાં પ્રવર્તે છે તેનો ખ્યાલ આ આંકડાઓ પરથી મેળવી શકાય છે. ડૉ. વી. કે. આર. વી. રાવનો લેખ Comparability of Real National Incomes of Industrialized and Underdeveloped Countries જે તેમના પુસ્તક Essays in Economics of Development, Asia Publishing House, 1964 માં છપાયો છે તે આ મુદ્દાની તલસ્પર્શી છણાવટ કરે છે.

૩. જુઓ S. Kuznets 'Towards a Theory of Economic Growth' R. Lekachman (ed), National Policy for Economic Welfare at Home and Abroad, Doubleday & Co., New York, 1955, પુસ્તકમાં પૃષ્ઠ ૨૦

આવક વધવાનો દર ૨૫ થી ૩૦ ટકા જેટલો અને અલ્પવિકસિત દેશોની રાષ્ટ્રીય આવક વધવાનો દર ૧૫ ટકાથી ઓછો હોવાનું અંદાજવામાં આવે છે.[૪]

આ હકીકત બતાવી આપે છે કે વિશ્વના લોકો વચ્ચે પ્રવર્તતી આર્થિક અસમાનતા એ વીસમી સદીના માનવજીવનની એક કઠોર વાસ્તવિકતા છે. એ છુપાવી ન શકાય તેવું એક નગ્ન સત્ય છે. વળી, અસમાનતાનું પ્રમાણ તીવ્ર હોવાથી આર્થિક રીતે પાછળ પડી ગએલા દેશોના લોકોમાં ઘેરો અસંતોષ અને વિષાદ વ્યાપી ગયો છે. તે બધા હવે ઝડપી આર્થિક વિકાસ સાધવા માટે અપ્રતીમ તરવરાટ અનુભવી રહ્યા છે. એટલું જ નહિ પણ આર્થિક રીતે ઘણા આગળ વધી ગએલા દેશોના લોકો પણ આટલી બધી અસમાનતા તેમના પોતાના હિતમાં નથી તેમ માનીને, તેમજ અલ્પવિકસિત દેશોના ઝડપી વિકાસમાં તેમણે કંઈક ફાળો આપવો જોઈએ તે દૃષ્ટિબિંદુથી તેમનું ધ્યાન અલ્પવિકસિત દેશોના આર્થિક વિકાસની સમસ્યા તરફ દોરાવા માંડ્યું છે. વિકસિત દેશોની સરકારો કેટલાક નવોદિત અલ્પ-વિકસિત દેશોને સામ્યવાદની અસર નીચે જતા રોકી લેવા અને પશ્ચિમની વિચારસરણી અને વગ નીચે આકર્ષવાના હેતુથી પણ અલ્પવિકસિત દેશોના આર્થિક વિકાસ માટે શક્ય એટલી આર્થિક મદદ તથા બીજી જરૂરી સવલતો આપવાની યોજનાઓ ઘડી રહી છે.

એ પ્રમાણે વિશ્વના અર્થશાસ્ત્રીઓનું લક્ષ્ય ટૂંકા ગાળાના આર્થિક પ્રશ્નો પરથી ખસીને લાંબા ગાળાના આર્થિક પ્રશ્નો પર કેન્દ્રિત થયું છે. સને ૧૯૩૦ પછી કિન્સ અને તેની વિચારસરણીના ટેકેદારો મંદી અને તેજીનાં પરિબળોના વિશ્લેષણમાં અટવાઈ ગયા હતા. તેમજ તેની અર્થતંત્ર પર થતી માઠી અસરો દૂર કરવા માટે કયા ઉપાયો યોજવા તે અંગેની આર્થિક નીતિનો મુસદ્દો તૈયાર કરવામાં રોકાઈ ગયા હતા. પરંતુ બીજા વિશ્વયુદ્ધ પછી આર્થિક વિશ્લેષણનું ફલક ટૂંકા ગાળા પરથી લાંબા ગાળા પર બદલાઈ ગયું છે. વિકસિત દેશો માટે માત્ર ટૂંકા ગાળાની મંદી કે તેજીનો અવરોધ એ જ મુખ્ય પ્રશ્ન ન રહેતાં લાંબા ગાળે સંભવિત સ્થગિતપણું (stagnation) એ અગત્યનો પ્રશ્ન બની ગયો છે. તેના ઉકેલ માટે કયા પ્રકારની નીતિ ઘડવી જોઈએ તે મુદ્દો તેના વિશ્લેષણમાંથી ઉદ્ભવે છે. તે જ પ્રમાણે રોજગારી અને આવકની અત્યંત નીચી કક્ષાએ સ્થગિત થઈ ગએલા અલ્પવિકસિત દેશો માટે ઝડપી આર્થિક વિકાસ—માત્ર ટૂંકા ગાળા પૂરતો મર્યા-દિત નહિ પરંતુ લાંબા ગાળા સુધી રોજગારી અને આવકની ઉત્તરોત્તર ઊંચી કક્ષા (level) પર લઈ જતી સતત આર્થિક વિકાસની પ્રક્રિયા એ પ્રશ્ન અગ્ર-સ્થાને છે. અને તે ધ્યેય સિદ્ધ કરવા માટે કયા પ્રકારના કાર્યક્રમો યોજવા તે મુદ્દો તેના વિશ્લેષણમાંથી ઉદ્ભવે છે. આમ આર્થિક વિકાસનો પ્રશ્ન બીજા વિશ્વયુદ્ધ પછીના સમયમાં સંશોધન—અભ્યાસ—વિશ્લેષણ માટે તેમજ તેને અનુરૂપ આર્થિક નીતિ માટે મુખ્ય પ્રશ્ન બની ગયો છે.

અલ્પવિકસિત દેશોના આર્થિક વિકાસનો પ્રશ્ન જ્યારે અગ્રસ્થાન મેળવી રહ્યો છે ત્યારે સર્વ પ્રથમ 'અલ્પવિકસિત' અને 'અલ્પવિકસિતપણું' એ બે ખ્યાલો (concepts)ને ઝીણવટથી તપાસી લેવા જરૂરી છે. 'અલ્પવિકસિત' દેશોને કેટલીક વાર 'પછાત' (back-ward) અથવા 'ગરીબ' (poor) દેશો તરીકે પણ ઓળખવામાં આવે છે. 'પછાત' અને 'ગરીબ' એ બે શબ્દોમાં ઓછી આવક હોવી એ અર્થ ઉપરાંત એક પ્રકારની ઘૃણાત્મક ભાવના રહેલી છે. એટલે 'અલ્પ-વિકસિત' શબ્દ વધુ ઉપયોગમાં લેવાયો છે.

અલ્પવિકસિત દેશોને વિકસિત દેશોની આર્થિક સમૃદ્ધિના સંદર્ભમાં જોતાં અલ્પસમૃદ્ધ કે અલ્પવિકસિત જણાય છે. તેથી કોઈ પણ દેશ વિકસિત છે કે અલ્પવિક-સિત તે બીજા દેશોની આર્થિક સમૃદ્ધિ સાથેની સરખા-મણી કરવાથી કહી શકાય. આ બતાવી આપે છે કે વર્ષો પહેલાંના કેટલાક અલ્પવિકસિત દેશો આજના વિકસિત દેશો બન્યા છે. અને તેવી જ રીતે આજના અલ્પ-વિકસિત દેશો ભવિષ્યના વિકસિત દેશો બનવા પામશે. આમ 'અલ્પવિકસિતપણું' એ સાપેક્ષ ખ્યાલ છે. 'અલ્પવિકસિતપણું' એ કોઈ પણ દેશના આર્થિક વિકાસની લાંબા ગાળાની પ્રક્રિયાના એક તબક્કા

---

4. જુઓ Meier, Gerald M. and Baldwin, Robert E. Economic Development, Asia Publishing House, Bombay, 1962, પુસ્તકમાં પૃષ્ઠ ૧૦

(Stage) તરીકે જોઈ શકાય.

આજનું વિશ્વ મોટે ભાગે બે વિશાળ વિભાગોમાં વહેંચાઈ ગયું છે. એક વિભાગમાં વિકસિત દેશોનો અને બીજા વિભાગમાં અલ્પવિકસિત દેશોનો સમાવેશ કરવામાં આવે છે. સહજ ઝીણવટથી જોતાં આ પ્રકારનું વર્ગીકરણ તદ્દન અવાસ્તવિક લાગે છે. કારણ કે વિકસિત તેમજ અલ્પવિકસિત દેશોના બે સમૂહોમાં અંદર-અંદર તે પ્રત્યેકના રાજકીય, આર્થિક અને સામાજિક જીવનમાં ઓછોવત્તો તફાવત રહેલો છે. તેમ છતાં ય આર્થિક સમૃદ્ધિની કક્ષાના ધોરણે અમુક દેશ વિકસિત છે કે અલ્પવિકસિત તે જાણવા માટે આવું વર્ગીકરણ આવશ્યક બને છે.

આપણે ઉપર જોયું તે પ્રમાણે આવકના માપદંડ વડે માપતાં અલ્પવિકસિત દેશોને એક સમૂહમાં મૂકવામાં આવે છે.

## અલ્પવિકસિત અર્થતંત્રની વ્યાખ્યા

આપણે ઉપર જોયું તે પ્રમાણે આવકના માપદંડ વડે માપતાં અલ્પવિકસિત દેશોને એક સમૂહમાં મૂકવામાં આવે છે. કેટલીક બાબતોમાં તેમની વચ્ચે તીવ્ર તફાવતો હોવા છતાં કેટલુંક સામ્ય પણ રહેલું છે. આ સામ્ય લક્ષમાં રાખીને અલ્પવિકસિત અર્થતંત્રની વ્યાખ્યા આપવાના પ્રયત્નો થયા છે.

જેકોબ વાઇનર અલ્પવિકસિત અર્થતંત્રને એક એવા પ્રકારના અર્થતંત્ર તરીકે ઓળખાવે છે કે 'જે તેની અત્યારની વસ્તીને હાલ કરતા ઊંચા જીવનધોરણ પર નભાવવા માટે અથવા જો તેની માથાદીઠ આવક સારા પ્રમાણમા ઊંચી હોય તો વધુ વસ્તીને છે તે જ જીવન-ધોરણની કક્ષા પર નભાવવા માટે તે વધુ મૂડીનો કે વધુ શ્રમશક્તિનો કે વધુ કુદરતી સાધન-સંપત્તિ, કે તે બધાંનો ઉપયોગ કરી શકવાને સમર્થ છે.[૫] તેઓ આ વ્યાખ્યા આપતાં અલ્પવિકસિત રાષ્ટ્રની માથાદીઠ આવકની સાપેક્ષ નીચી કક્ષા અને તે ઊંચે લઈ જવાના શક્યતાઓ પર ધ્યાન કેન્દ્રિત કરે છે. યુનાઈટેડ નેશન્સના નિષ્ણાતોએ અલ્પવિકસિત અર્થતંત્રની વ્યાખ્યા આપેલી છે. તે અનુસાર અલ્પવિકસિત અર્થતંત્ર તેને ઓળખાવી શકાય કે 'જેમાં લોકોની માથાદીઠ વાર્ષિક આવક અમેરિકા, કૅનેડા, ઑસ્ટ્રેલિયા અને પશ્ચિમ યુરોપના દેશોના લોકોની માથાદીઠ વાસ્તવિક આવકની સરખામણીમાં નીચી હોય.'[૬] આ વ્યાખ્યા જુદા જુદા દેશોની લોકોની માથાદીઠ આવકના સાપેક્ષ ખયાલને જ મહત્ત્વ આપે છે, તેથી તે સ્પષ્ટ છે. ભારતના આયોજન કમિશને આપેલી વ્યાખ્યા પ્રમાણે 'એક બાજુ ઓછા અથવા વધુ પ્રમાણમાં અણવપરાએલ અથવા અલ્પ વપરાશ પામેલ માનવ-શક્તિ અને બીજી બાજુ ઉત્પાદન કાર્યમાં ઉપયોગમાં ન આવી હોય તેવી કુદરતી સાધન-સંપત્તિના સહઅસ્તિત્વનું લક્ષણ ધરાવતા અર્થતંત્રને અલ્પવિકસિત અર્થતંત્ર તરીકે ઓળખાવી શકાય.'[૭] આ વ્યાખ્યા અલ્પવિકસિત અર્થતંત્ર અલ્પવિકસિત કેમ રહ્યું છે તેનો મુદ્દો નિરપેક્ષપણે દર્શાવે છે. આ વ્યાખ્યા અનુસાર અલ્પવિકસિત અર્થતંત્રને અલ્પવિકસિત તરીકે ઓળખાવવા માટે બીજા દેશોની લોકોની માથાદીઠ આવક સાથે સરખાવવાની જરૂર રહેતી નથી. વળી, તેનાં અલ્પ વપરાશ પામેલાં ઉત્પાદન સાધનોને ઉપયોગમાં લેવાની શક્યતા છે, તેવો સૂર પણ તેમાંથી નીકળે છે. તેથી તે વધુ સ્વીકાર્ય છે.

## અલ્પવિકસિત અર્થતંત્રની મૂળભૂત લાક્ષણિકતાઓ

અલ્પવિકસિત અર્થતંત્રની વ્યાખ્યા વિષે વિચાર કર્યા પછી તેની સામાન્યપણે જણાઈ આવતી મુખ્ય લાક્ષણિકતાઓ વિષે ચર્ચા કરીશું. તે નીચે પ્રમાણે છે:

(૧) જે દેશનું અર્થતંત્ર અલ્પવિકસિત હોય તે દેશના લોકો ગરીબ હોય છે. તેની રાષ્ટ્રિય આવક તેમજ લોકોની માથાદીઠ આવકનું ધોરણ નીચું હોય

૫ Jacob Viner: 'The Economics of Development': આ લેખ તેમના પુસ્તક *International Trade and Economic Development* Clarendon Press, Oxford, 1953, કે જે તેમનાં બ્રાઝિલની નેશનલ યુનિવર્સિટીમાં આપેલાં વ્યાખ્યાનોનું collection છે. તેમનું પ્રકરણ નં. ૬ છે. અહીંયાં અગરવાલ અને સીંગ સંપાદિત કરેલ પુસ્તક: *The Economics of Underdevelopment*, Oxford University Press, 1958 પુસ્તકમાં છપાએલ પ્રથમ લેખ પૃષ્ઠ ૧૨

૬ યુનાઇટેડ નેશન્સ: Measures for the Economic Development of Underdeveloped Countries.
૭ Govt. of India: First Five Year Plan, 1952, પુસ્તકમાં પૃષ્ઠ ૭.

છે. તેના લોકો ગરીબ હોવાનું કારણ પણ તેમની ગરીબી જ છે. ગરીબીના વિષચક્રમાંથી તેઓ ઉપર આવી શકતા નથી. તેમની વાસ્તવિક આવકનો આધાર તેમની ઉત્પાદકતાના દર પર રહેલો છે. અને ઉત્પાદકતાનો દર મૂડી-રોકાણના દર પર રહેલો છે. એટલે મૂડી-રોકાણનો નીચો દર તેમની ગરીબીનું મુખ્ય કારણ બની રહે છે. મૂડી-રોકાણ માટે મૂડીનો પુરવઠો અને મૂડીની માગનાં વિષચક્રો (vicious circles) કામ કરતાં હોય છે તે નીચે પ્રમાણે વર્ણવી શકાય. તેમની વાસ્તવિક આવક ઓછી હોવાથી તેઓ બચત કરી શકતા નથી. તેમની આવક ઓછી હોવાનું કારણ તેમની નીચી ઉત્પાદકતા છે. ઉત્પાદકતાનો દર નીચો હોવાનું કારણ મૂડીની અછત છે, અને મૂડીની અછત સર્જાવાનું કારણ તેમની ઓછી બચત છે. આ પ્રમાણે મૂડીના પુરવઠાની બાજુએ કામ કરતું વિષચક્ર છે. બીજી બાજુએ જોતાં લોકોની ખરીદ-શક્તિ ઓછી હોવાને કારણે મૂડી-રોકાણ માટે જોઈતું ઉત્તેજન (inducement) નથી મળતું, પરંતુ ખરીદ-શક્તિ ઓછી હોવાનું કારણ તેમની નીચી આવક છે, જે ઉત્પાદકતાના નીચા દરને લીધે છે. નીચી ઉત્પાદકતા એ ઉત્પાદન-કાર્યમાં મૂડીના ઓછા ઉપયોગને કારણે છે, અને મૂડી ઓછી ઉપયોગમાં લેવાનું કારણ મૂડી-રોકાણ માટે જરૂરી ઉત્તેજનનો અભાવ છે.[8] આમ મૂડીના પુરવઠા અને મૂડીની માંગ બન્ને બાજુ કામ કરતાં વિષચક્રો અલ્પ-વિકસિત દેશના લોકોની ગરીબીમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. બીજા શબ્દોમાં મૂડીએ તો ઉત્પાદન થએલા માલ-સામાનમાંથી મોટો ભાગ પોતાના વપરાશ માટે ઉત્પાદકો રાખી લે છે જેથી બચતનું પ્રમાણ ઘણું ઓછું રહે છે. ઉત્પાદનનો મોટો ભાગ સ્વવપરાશ માટે રાખી લેવામાં આવતો હોવાથી તે બજારમાં આવતો નથી. આર્થિક વિકાસમાં અવરોધ કરનાર પરિબળ તરીકે આ સ્વવપરાશ (self consumption)ને એક પ્રકારના સ્રાવ (leakage) તરીકે પણ જોઈ શકાય.[9] આ સ્રાવનું પ્રમાણ બદલાતું ન હોવાથી અલ્પવિકસિત અર્થતંત્ર વર્ષો સુધી સ્થગિતપણું અનુભવી રહેલું હોય છે.

(૨) અલ્પવિકસિત અર્થતંત્રમાં ખેતીવિષયક પ્રવૃત્તિઓ મુખ્ય સ્થાને હોય છે. રાષ્ટ્રિય પેદાશમાં ખેતીનો હિસ્સો સૌથી વધુ હોય છે. રાષ્ટ્રના મોટા ભાગના લોકો ખેતી-ઉદ્યોગમાં જ કે ખેતી પર આધારિત આર્થિક પ્રવૃત્તિઓમાં રોકાએલા હોય છે. અલ્પવિકસિત અર્થતંત્ર ખેતીપ્રધાન હોય છે એટલું જ નહિ પરંતુ તેનો ખેતી-ઉદ્યોગ વિશિષ્ટ પ્રકારની લાક્ષણિકતાઓ ધરાવે છે. ખેતી-ઉદ્યોગ એવી 'પછાત' દશામાં હોય છે કે ખેતી પર કમાણીનો આધાર રાખનાર વ્યક્તિઓ પણ મોટે ભાગે પછાત જ હોય છે.[10] ખેતી-ઉદ્યોગમાં ઘણા વર્ષોથી ખાસ નોંધપાત્ર વિકાસ જણાતો હોતો નથી. તે લગભગ સ્થગિતપણું (near stagnation) અનુભવતો હોય છે. આથી અર્થતંત્રને 'જીવનગુજરાન માંડ ચલાવી શકાય તે કક્ષાએ નભતું અર્થતંત્ર' (subsistence economy) કહી શકાય. ખેતી-ઉદ્યોગ તે જ કક્ષાએ સ્થગિત થઈ ગએલો હોવાનાં કારણો તપાસતાં માલૂમ પડે છે કે પ્રવૃત્તિઓ ગ્રામ્ય સમાજજીવનની પ્રણાલિકાઓ સાથે વણાઈ ગએલી હોવાથી તેના પ્રત્યે જે વલણ અપનાવવામાં આવે છે તે મૂડીવાદી અર્થ-તંત્રમાં નિયોજક પોતાના ધંધાના વિકાસ અર્થ જે વલણ અપનાવતો હોય છે તેના કરતાં સાવ જુદું જ હોય છે. એટલે કે મોટે ભાગે ભારતના ખેડૂતનું વલણ ધંધામાં નફો વધારવાનું નથી હોતું. (non-profit maximising attitude). જે પેદાશ પોતાની જમીનમાંથી પ્રતિ વર્ષે મળી રહેતી હોય તેમાં જ સંતોષ માનીને બેસી રહેવાનું વલણ ખેતી-ઉદ્યોગના નિયોજકો—ખેડૂતો અપનાવતા હોય છે. આ નસીબવાદી વલણ ઉત્પાદન કાર્ય પરત્વે નિષ્ક્રિયતા—ઉદાસીનતા પ્રેરે છે. 'દુઃખદ સંતોષ' (pathetic contentment)ની પરિસ્થિતિને કારણે ખેડૂત ખાસ પ્રયત્નો વડે પોતાની કંગાલિયત

૮ જુઓ રેગ્નાર નર્ક્સેનું આગળ જણાવેલું પુસ્તક, પૃષ્ઠ ૫.

૯ જુઓ ડૉ. વી. કે. આર. વી. રાવનું આગળ જણાવેલું પુસ્તક પૃષ્ઠ ૪૬–૪૭

૧૦ 'પછાત' શબ્દનો અહીં વિશિષ્ટ અર્થ કરવામાં આવ્યો છે. પછાત એટલે માત્ર આર્થિક રીતે જ પછાત (backward) અથવા ગરીબ એવો અર્થ કરવામાં આવ્યો છે.

ત્યજને જીવનધોરણ ઊંચે લઈ જવા માટે લલચાતો નથી.[11] તેથી ખેત-પેદાશના પૂરવઠાનો વક્ર માત્ર મૂલ્ય અનપેક્ષ (inelastic) છે એટલું જ નહિ પરંતુ તેનો ઢોળાવ ડાબે હાથે ઊંચે જવાનું વલણ (backward rising) દર્શાવે છે.[12] એટલે કે ખેતપેદાશની વસ્તુઓમાં ભાવવધારો થવા છતાં પણ તેના પૂરવઠામાં ખાસ વધારો થતો નથી. આ પ્રકારના વલણ પાછળ સમાજમાં કામ કરતી વર્ષો જૂની સામાજિક અને ધાર્મિક પ્રણાલિકાઓ મહત્ત્વનો ભાગ ભજવે છે. એ પ્રણાલિકાઓમાં જ્યાં સુધી પરિવર્તન ન થાય ત્યાં સુધી આ પરિસ્થિતિમાં ખાસ સુધારો થઈ શકે નહિ. ટૂંકમાં, અલ્પવિકસિત અર્થતંત્રનો ખેતીઉદ્યોગ શ્રમનો વિશેષ ઉપયોગ કરનારો (labour intensive) આધુનિક વૈજ્ઞાનિક શોધો (advance modern technological)થી અલિપ્ત અને ઓછું વળતર (low-yield) આપનારો હોય છે.

(૩) અલ્પવિકસિત અર્થતંત્રમાં પ્રચ્છન્ન બેકારી (disguised unemployment) વિશેષ પ્રમાણમાં પ્રવર્તતી જોવા મળે છે. દેખીતી રીતે તો બધી જ ઉત્પાદન કાર્ય કરવાની શક્તિ અને ઇચ્છા ધરાવનાર વ્યક્તિઓ ક્યાંક નોકરી-ધંધો કરતી જણાય છે. પરંતુ ઝીણવટથી જોતાં માલૂમ પડે છે કે તેમાંનો અમુક ભાગ લગભગ બેકાર જેવો જ હોય છે. તેવા પ્રકારના લોકોને છૂપી રીતે બેકાર કહી શકાય કે જેમના ખસી જવાથી કુલ ઉત્પાદનમાં ઘટાડો થતો નથી. એટલે એક દૃષ્ટિએ તો આ પ્રકારે બેકાર રહેલા લોકો અર્થતંત્રને બોજારૂપ છે. કારણ કે ઉત્પાદન કાર્યમાં તેમના વડે કંઈ જ પરિણામ નીપજતું નથી. આવી બેકારીનું પ્રમાણ દુનિયાનાં જુદાં જુદાં અલ્પવિકસિત અર્થતંત્રોમાં કેટલું હશે તેનો ચોક્કસ આંકડો મેળવવો મુશ્કેલ છે. પરંતુ યુનાઇટેડ નેશન્સના રિપોર્ટને આધારે કહી શકાય કે આવા કેટલાક દેશોમાં તેમના ખેતી-ઉદ્યોગમાં રોકાએલી કુલ સંખ્યાનો લગભગ ૨૦ થી ૨૫ ટકા જેટલો ભાગ છૂપી રીતે બેકાર છે.[13] આનાં કારણો તરીકે વધતી જતી વસ્તી, સંયુક્ત કુટુંબપ્રથા અને વૈકલ્પિક રોજગારીની તકોનો અભાવ જણાવી શકાય. કેટલીક વાર એવું પણ જાણવા મળે છે કે ગામડામાં ખેતી-ઉદ્યોગમાં રોકાએલ શ્રમજીવીઓનો વર્ગ નસીબવાદી હોવાને કારણે તેમજ બીજાં કેટલાંક સામાજિક કારણોને લીધે યોગ્ય પ્રમાણમાં ગતિશીલતા ધરાવતો નથી. તેથી અલ્પવિકસિત અર્થતંત્રના સ્થગિતપણામાં આ પરિબળ ઉમેરો કરે છે, અને તેના આર્થિક વિકાસને અવરોધે છે.

(૪) અલ્પવિકસિત અર્થતંત્રમાં ઉદ્યોગનું માળખું (structure of industry) વિકસિત અર્થતંત્રના ઉદ્યોગના માળખા કરતાં જુદા જ પ્રકારનું હોય છે. અલ્પવિકસિત અર્થતંત્રના ઉદ્યોગના માળખામાં નાના પાયા પરના ઉદ્યોગો અને ગૃહ-ઉદ્યોગો (small-scale and house-hold enterprises)નું પ્રાધાન્ય હોય છે. ઉત્પાદનના આ ક્ષેત્રમાં પણ 'પછાત'પણું જોવા મળે છે. આ ક્ષેત્ર સુગ્રથિત નથી હોતું, એટલું જ નહિ પરંતુ બજારના યોગ્ય વિકાસના અભાવે માગ અને પૂરવઠો વ્યવસ્થિત રીતે સાંકળી શકાતાં નથી. તેથી ઉત્પાદન મોટે ભાગે સ્થાનિક અથવા નજીકના બજારમાં જ મોકલી શકાય છે. વળી, મૂડીના અભાવને કારણે સંસ્થા-સહ્યા ઉદ્યોગોનો વિસ્તાર મર્યાદિત રહે છે. જૂના પ્રકારની મશીનરી વડે ચાલતાં જીર્ણ થઈ ગએલાં કેટલાંક ઉત્પાદન એકમો બિન-આર્થિક એકમો (uneconomic units) બની જાય છે, અને તેથી કોઈ સંજોગોમાં માલ-સામાનની બજાર-કિંમત વધવા પામે છતાં તે પ્રમાણે ઉત્પાદનમાં જરૂરી વધારો કરીને પૂરવઠો વધારી શકાતાં નથી. આ ક્ષેત્રમાં પણ ખેતી-ઉદ્યોગના ક્ષેત્રની જેમ ઉત્પાદનનો અમુક ભાગ સ્વ-વપરાશ માટે ઉત્પાદકો પોતે જ પોતાની પાસે રાખી લે છે. એટલે ઉત્પાદનનો અમુક ભાગ જ વેચાણ માટે બહાર આવે છે. અલ્પવિકસિત અર્થતંત્રમાં કેટલીક વાર લોકોની આવકોમાં વધારો થવા છતાં પણ વપરાશી માલનું ઉત્પાદન વધેલી માગના પ્રમાણમાં વધારી શકાતું નથી, તેનાં કારણોમાં

---

૧૧ જુઓ ડૉ. વી. કે. આર. વી. રાવના આગળ જણાવેલા પુસ્તકમાં પ્રકરણ નં. ૭, પૃષ્ઠ ૧૬૬

૧૨. જુઓ: ડૉ. વી કે. આર. વી. રાવના આગળ જણાવેલા પુસ્તકમાં પ્રકરણ ૨, પૃષ્ઠ ૩૯.

૧૩. જુઓ: U. N. Report on 'Measures for the Economic Development of Underdeveloped Countries.'

સ્વ-વપરાશ, ઉત્પાદનમાં વધારો કરવાની શક્તિનો ઉત્પાદન એકમોમાં અભાવ અને જરૂરી મૂડીની અછતને દર્શાવી શકાય.[૧૪]

બીજું, ઉદ્યોગોના ક્ષેત્રને લગતું લક્ષણ એ છે કે અલ્પવિકસિત અર્થતંત્રમાં ઉત્પાદનનો અમુક જ પ્રકાર હોય છે. પ્રાથમિક પેદાશો (primary products) જેવી કે કાચો માલ (raw materials) ખનીજો (minerals) અને જંગલ તથા ખેતીની પેદાશો (forest and agricultural products) હોય છે. એટલે આવા દેશોને પોતાના જોઈતા તૈયાર માલ માટે બીજા વિકસિત દેશો પર આધાર રાખવો પડે છે. પરિણામે પ્રાથમિક પેદાશોની નિકાસ કરીને તૈયાર માલની આયાતો કરવામાં મોટે ભાગે અલ્પવિકસિત દેશો પ્રતિકૂળ વેપારની સમતુલા (unfavourable balance of trade) ભોગવતા હોય છે.

ત્રીજું, સમગ્ર અર્થતંત્રની દૃષ્ટિએ જોતાં દેશની કુલ પેદાશમાં ઉદ્યોગ-વિભાગનો ફાળો ખાસ કરીને ખેતી વિભાગના ફાળા કરતાં નાનો હોય છે.

(૫) અલ્પવિકસિત દેશોમાં મૂડીની અછત વર્તાય છે. વધારામાં, જે કંઈ મૂડી હોય છે તે બધી જ ઉત્પાદક પ્રવૃત્તિઓમાં રોકાએલી હોતી નથી. તેમાંનો કેટલોક ભાગ બિનઉત્પાદક સંગ્રહ તરીકે પડી રહે છે. વળી, મોટા ભાગે મૂડીનો ઉપયોગ પ્રાથમિક જીવન-જરૂરીઆતોના ઉત્પાદન પાછળ થઈ જાય છે.

આ સાથે બીજું એક લક્ષણ એ જણાય છે કે મૂડી-રોકાણનો દર નીચો હોય છે. તેથી અલ્પવિકસિત દેશો સ્થગિતપણું ભોગવે છે. યુનાઇટેડ નેશન્સના સંશોધનને આધારે જાણવા મળે છે કે ભારત, પાકિસ્તાન અને ઇન્ડોનેશિયામાં કુલ મૂડી-રોકાણનો દર અનુક્રમે તે પ્રત્યેક દેશની રાષ્ટ્રિય આવકના ૬, ૭ અને ૫ ટકા જેટલો હોય છે, જ્યારે અમેરિકા કૅનેડા અને પશ્ચિમ યુરોપના દેશોમાં તે આશરે ૧૫ થી ૧૮ ટકા જેટલો છે. અલ્પવિકસિત દેશોમાં મૂડી-રોકાણનો દર નીચો હોવાથી અને સાથે સાથે વસ્તી-વધારાનો દર ઊંચો (અઢી ટકાની આસપાસ) રહેતો હોવાથી મૂડીરોકાણની અસર આવકવધારામાં પરિણમતી નથી. તેથી તેવા દેશોનું સ્થગિતપણું સહેલાઇથી દૂર થઈ શકે તેવું નથી.

ભૌતિક મૂડીની અછતની સાથે બીજું એ જોવા મળે છે કે અલ્પવિકસિત દેશો પાસે જે કુદરતી સાધન-સંપત્તિનો ખજાનો પડેલો છે તેનું સંશોધન (exploration) પૂરતા પ્રમાણમાં થએલું નથી. તેમજ જે કંઈ કુદરતી સાધનસંપત્તિ હાથ લાગી છે તેનો ઉપયોગ મૂડી સંચય માટે કરવો મુશ્કેલ છે. આના કારણરૂપે તે દેશોનું વૈજ્ઞાનિક ક્ષેત્રે પછાતપણું જણાવી શકાય. ટેકનિકલ જ્ઞાનની ઊણપ અને ઉચ્ચ કક્ષાની તાલીમ પામેલા માણસોનો અભાવ હોવાથી મૂડીના ઉપયોગની પદ્ધતિઓ અલ્પવિકસિત દેશોમાં બદલાતી નથી અને આ જ કારણને લઇને કુઝનેટ્સના મંતવ્ય અનુસાર મૂડી-રોકાણના દરમાં અલ્પવિકસિત અને વિકસિત રાષ્ટ્રો વચ્ચે ઉપલક દૃષ્ટિએ દેખાતા તફાવત કરતાં ઘણો મોટો તફાવત પ્રવર્તે છે એમ કહી શકાય.

(૬) અલ્પવિકસિત અર્થતંત્રમાં સામાન્ય રીતે વસ્તી-વધારાનો દર ઊંચો રહેતો હોય છે. મોટા ભાગના અલ્પવિકસિત દેશોમાં વસ્તી-વધારાનો દર ૨ થી ૩ ટકા જેટલો છે. વધતી જતી વસ્તીને વિકસતા જતા ઉદ્યોગના ક્ષેત્રમાં સમાવી શકાય, પરંતુ જ્યારે ઉદ્યોગ તેમજ ખેતીનાં ક્ષેત્રો સ્થગિત થઈ ગએલાં હોય ત્યારે વધતી જતી વસ્તી બોજારૂપ જ નીવડે છે. વળી, વધતી જતી વસ્તીને પૂરતા પ્રમાણમાં અન્ન, વસ્ત્ર અને રહેઠાણ જેવી ખાસ આવશ્યક જીવન જરૂરીઆતની વસ્તુઓ પણ પૂરી પાડવાની શક્તિ અલ્પવિકસિત અર્થતંત્ર ધરાવતું ન હોય તેવા સંજોગોમાં લોકોને સામાન્ય સુખ-સગવડો મળતી ઓછી થાય છે. અને તેમના જીવન-ધોરણની કક્ષા નીચે જાય છે. આની અસર લાંબે ગાળે તેમની ઉત્પાદકતા પર પડતાં પરિણામે સમાજની કુલ આવકનું પ્રમાણ ઘટતું જાય છે. સાથે બેકારી (દેખીતી કે પ્રચ્છન્ન)નું પ્રમાણ ક્રમશઃ વધતું જાય છે. આમ વસ્તી અલ્પવિકસિત અર્થતંત્રને ઊંચે લાવવામાં ઉત્પાદનના એક સહાયક (શ્રમ)ના પૂરવઠામાં

(અનુસંધાન પૃ. ૪૮૫)

૧૪. જુઓઃ ડૉ. વી. કે. આર. વી. રાવના આગળ જણાવેલા પુસ્તકમાં પ્રકરણ ૨, પૃષ્ઠ ૪૬–૪૭.

## નેહરુની બહુમુખી પ્રતિભા :

# નેહરુની રાજકીય પ્રતિભા

પુરુષોત્તમ ગણેશ માવળંકર

[આકાશવાણીના અમદાવાદ, વડોદરા, રાજકોટ અને ભૂજ સ્ટેશનેથી તા. ૨૬ મે ૧૯૬૬ને રોજ પ્રસારિત થએલો વાર્તાલાપ. આકાશવાણીના સૌજન્યથી, સાભાર.]

જવાહરલાલ નેહરુ જીવતા હતા ત્યારે જ અમર બની ગયા હતા! પોણોસો વર્ષના ઝંઝાવાતભર્યા જીવનમાં જવાહરલાલે જબરી જહેમત ઉઠાવી, જાતજાતનાં ક્ષેત્રોમાં ઝમક આણી, આખર સુધી અણનમ જોસ્સો ટકાવી રાખ્યો. સમય સાથે કદમ મિલાવતાં, તો કયારેક સમય સામે સંગ્રામ ખેલતાં, જવાહરલાલ નેહરુએ ઇતિહાસ રચી દીધો. ઇતિહાસ લખવામાં એક્કા એવા નેહરુએ ઇતિહાસ ઘડવાની અનેરી કામગીરી કરી બતાવી. નેહરની હયાતીમાં જ નેહરનું નામ અને કામ ઇતિહાસમાં કાયમ માટે નોંધાઈ ગયું હતું. એટલે, જવાહરલાલજી કદી આપણી વચ્ચેથી જશે જ નહિ એમ લાગતું હતું.

જવાહરની જિજીવિષા પણ જબરદસ્ત હતી. જીવનની સમસ્યાઓથી તેઓ અજાણ નહોતા, બેફિકર પણ નહોતા. તે સાથે જ, જીવન વિવિધતાઓ વડે સભર ને સમૃદ્ધ છે એવી નેહરુની માન્યતા હતી, અને ઇતિહાસનું આકલન કરી ચૂકેલા નેહરુની પાકી ખાતરી હતી કે માનવ સતત વિકાસશીલ પ્રાણી હોઈ, આફતો અને અકસ્માતોને હસતે મોઢે સ્વીકારીને તે એમાથી માર્ગ કાઢતો આગળ વધી રહ્યો છે. આમ, જીવવા માટે નેહરુને ગજબ તાલાવેલી હતી, અખૂટ ઉત્સાહ હતો, અપાર રસ હતો. વળી, નેહરુ કાંઈ વર્તમાનમાં જ રચ્યાપચ્યા નહોતા; સાથે સાથે, ભૂતકાળથી એ પીડાતા નહોતા અને ભવિષ્યકાળ એમને સતાવતો નહોતો.

આવતી કાલે નેહરની પુણ્યતિથિ છે. જોતજોતાંમાં બે વર્ષ થયાં નેહરની ચિરવિદાયને! આંખના પલકારામાં જવાહરલાલનું સમૃદ્ધ વ્યકિતત્વ આપણી સામે તરી આવે છે. એમનો રોમાંચક વર્તાવ અને એમની રોમહર્ષક છટા, જાણે એવાં ને એવાં જ તાજાં અને પ્રફુલ્લ લાગે છે. છતાં, બીજી જ ક્ષણે એવો પણ ભાસ થાય છે કે, જવાહરલાલ નેહરુ અને આજની દુનિયા વચ્ચે જમાનાઓનું અંતર છે! નેહરુ જાણે એકદમ ઇતિહાસજમા ન થઈ ગયા હોય! જવાહરની શૈલી અને રીતરસમ આપણા જાહેર જીવનમાં આજે જણાય છે? નેહરુની રાજકીય પ્રતિભા કયાં યે વ્યકત થતી દેખાય છે? પિતાને સ્થાને આજે પુત્રી છે એટલે કયારેક કોઈને નેહરની છાંટ જોવા મળે ખરી; પણ સરવાળે, નેહરુની છાપ અદશ્ય થતી ચાલી છે. જવાહરલાલજીની અજોડ પ્રતિભાની આ સિદ્ધિ છે, વિશેષતા છે, ને મર્યાદા પણ છે.

જવાહરલાલ નેહરુ એક નહિ પણ એકસાથે અનેક માનવોના સમૂહરૂપે અગર પ્રધાણરૂપે હતા એમ પ્રસિદ્ધ અમેરિકન વિવેચક નૉર્મન કઝિન્સે કહ્યું તે સાવ સાચું છે. નેહરુ જ્યા જ્યાં હર્યા ફર્યા ત્યાં ત્યાં એમની સાથે કેટકેટલાં ગુણો અને લક્ષણો સકુટુંબ, સહપરિવાર સચાર કરી રહેલાં! નેહરુની બહુમુખી પ્રતિભા અનેરી અને અનોખી હતી. ક્રાંતિકાર, વીરપુરુષ, રાષ્ટ્રવાદી, તત્ત્વજ્ઞાની, વિશ્વનાગરિક, શાંતિવાદી, સમાજવાદી, લોકશાહી–પુરસ્કર્તા, સાહિત્યકાર, ઇતિહાસકાર, વિદ્વાન, કેળવણીકાર, કલારસિક, રાજનીતિજ્ઞ, લોકનેતા, માનવતાવાદી – આ બધી ભૂમિકાઓ નેહરુએ કલાત્મક રીતે અને કુશળતાથી ભજવી. માટે જ લૉર્ડ ઍટલીએ પડિત નેહરુને નવી દુનિયાના શ્રેષ્ઠ રાજપુરુષ તરીકે બિરદાવ્યા.

જવાહરલાલ નેહરુ એટલે આધુનિક ભારતની રાષ્ટ્રીય જાગૃતિ અને રાષ્ટ્રીય નવરચનાના સેતુ! એમનું જીવન એટલે મક્કમ નિર્ધાર અને નક્કર સિદ્ધિઓની સાંકળ! નેહરુની રાજકીય પ્રતિભા કોઈ ઓર હતી. એમાં પૂર્વ અને પશ્ચિમ બન્નેના સાંસ્કૃતિક રંગો પૂરાયા હતાં. એમાં ધાર્મિકતાની છાટ હતી તે સાથે જ વૈજ્ઞાનિક દષ્ટિ હતી. નેહરુના સમગ્ર રાજકીય કર્તૃત્વ પર મુખ્યત્વે

ત્રણ પ્રકારની છાપ પડેલી. ગાંધીજીની ઘેરી અસર તળે નેહરુનું રાજકારણ માનવકેન્દ્રિત અને આધ્યાત્મિક બની ગએલું; કાર્લ માર્ક્સની પ્રભાવશાળી વિચારસરણી વડે નેહરુના રાજકીય વિચારો વાસ્તવદર્શી અને સમાજ-મૂલક બન્યા હતા; ઇંગ્લેન્ડના વસવાટ, શિક્ષણ અને સ્નેહસંપર્કને કારણે નેહરુનું રાજકીય વર્તન વ્યક્તિ-સ્વાતંત્ર્ય પર ભાર મૂકનારું અને 'ધીરે ધીરે સુધારા' કરવા તરફનું બન્યું હતું.

જવાહરલાલ નેહરુની રાજકીય કામગીરીનો કાલ-ખંડ અનેક રીતે ગોઠવી શકાય. કામનો પ્રકાર, સિદ્ધિનું પ્રમાણ, સાથીદારોનો સહકાર, નીતિરીતિનો વિચાર, આદર્શો અને સ્વપ્નાંનો ખયાલ, વાસ્તવિકતા અને નક્કરતા-ની ગણતરી, વગેરે વિવિધ બાજુઓથી નેહરુનું રાજકીય કાર્ય માપી અને મૂલવી શકાય. પરંતુ, કેવળ સમયાનુક્રમ મુજબ ચાલીએ અને જોઈએ તો જવા-હરલાલની રાજકીય કારકિર્દીના બે જ સીધાસાદા ખંડ પડે છે—સ્વાતંત્ર્ય પહેલાંનો સમય અને સ્વાતંત્ર્ય પછીનો સમય; સ્વાતંત્ર્યસંગ્રામના સેનાની અને સ્વાતંત્ર્યસંપદના પ્રતિહાર અને પ્રતિપાલક; પૂર્ણ સ્વરાજ માટેની પ્રતિજ્ઞા લેનાર ક્રાંતિકાર અને સ્વરાજની ઇમારતને આકાર, રંગ ને ઘાટ આપનાર નકશીગર. સમય અને સંજોગો ભિન્ન હોવાને લીધે, સ્વાભાવિક જ, બન્ને ખંડમાંનું નેહરુનું રાજકીય કર્તૃત્વ નોખું હતું. ત્રીસ-બત્રીસ વર્ષનો પહેલો ખંડ લાંબો હતો, આંધીઓથી ભરપૂર હતો, ઊછળતા જોસ્સાવાળો ને ઉત્તુંગ આદર્શોવાળો હતો; સોળ-સત્તર વર્ષનો બીજો ખંડ વિવિધ બનાવોને કારણે મોટા હતો, અકસ્માતોથી ભરેલો હતો, સ્વસ્થ નીતિરીતિવાળો ને વ્યવહારદક્ષતાવાળો હતો. પહેલા ખંડના જવાહર અને બીજા ખંડના પંડિત નેહરુ આમ તો એક જ વ્યક્તિ હતા, અને નિરંતર ગતિશીલ, પ્રગતિશીલ હતા. છતાં, આ બન્ને ખંડના જવાહરલાલ જાણે એકબીજા સાથે અથડાતા હોય એમ લાગે છે! રાજકીય કાર્યકર જવાહરલાલ, રાજકીય રચનાકાર જવાહરલાલ સાથે અવારનવાર અડફટમાં આવી જતા હોય એમ જણાય છે! કોઈ વાર તો એમ થાય છે કે આ બન્ને નેહરુઓ સતત સંઘર્ષમાં જ રાચતા રહ્યા. બીજાઓ પર રોષે ભરાતા જવાહર જાણીતા છે; પોતા પર જ આ રીતે નારાજ અને ગુસ્સે થતા નેહરુ હજી બાકુ ઓળખાયા નથી. એનું એક કારણ એ કે, મહામાનવ નેહરુના જીવનકાર્યથી આપણે ખૂબ પરિચિત છીએ, અને હજી અનેક વર્ષો સુધી એની સમીપ રહેવાનાં છીએ. નેહરુની રાજકીય પ્રતિભાનું સમતોલ અને સાચું દર્શન તો ઇતિહાસકારો જ ભાવિ પ્રજાને કરાવી શકશે.

જવાહરલાલ નેહરુના રાજકીય તેજનાં બે કિરણ સવિશેષ પ્રકાશમાન રહેશે: નિર્ભયતા અને નિર્વેર. નેહરુની કામગીરી નિર્ભય હતી અને નેહરુનું વર્તન નિર્દંશ હતું. હિંસા અને સંઘર્ષથી ભરેલી વીસમી સદીમાં ભાગ્યે જ બીજો કોઈ રાજકારણી આ બે બાબતોમાં નેહરુની તોલે આવી શકે! ભારતના અને વિશ્વના રાજકારણમાં જવાહરલાલજીની નિર્ભય કાંતિ અનેક પ્રશ્નોમાં, અસંખ્ય લોકો માટે દીવાદાંડીરૂપ હતી. નેહરુનો રાજકીય આચાર-વિચાર નિઃસ્વાર્થી, નિખાલસ, નિતાન્ત પ્રેમભર્યો હતો. અંદર એક અને બહાર બીજું એવું જવલ્લે જ જવાહરલાલના વર્તનમાં જણાતું. એમના સ્વભાવની ઋજુતા અને પારદર્શક સચ્ચાઈને લીધે, નેહરુની રાજકીય છટા આંટીઘૂંટી વિનાની અને આડંબરરહિત હતી. એમાં ભપકો હતો, શ્રીમંતાઈ હતી, ઉમરાવશાહી પણ હતી. પરંતુ, એમાં બનાવટ નહોતી, કાવાદાવા નહોતા, ઢોંગ નહોતો, મિથ્યા-ચાર નહોતો. જવાહરલાલ નેહરુ મિત્રો સાથે તેમજ પ્રતિસ્પર્ધીઓ સાથે મુક્તપણે બોલતા અને મોકળાશથી વર્તતા. અને, એમની વાણી જે બોલતી નહિ કે બોલી શકતી નહિ તે એમનો ચહેરો કહી નાખતો! જવાહરલાલ સંવેદનશીલ અને સજ્જન રાજપુરુષ હતા.

વર્ષો પહેલાં લંડન શહેરે નેહરુને અનેરું માન આપેલું ત્યારે નેહરુની આ નિર્ભયતાનાં જ લંડનના લૉર્ડ મેયરે ભારોભાર વખાણ કરેલાં. વિન્સ્ટન ચર્ચિલે ૧૯૪૯ની સાલમાં નેહરુ સાથેના સ્નેહભર્યા મિલન પછી કહેલું કે માનવસ્વભાવની બે મોટી નબળાઈઓ નેહરુએ જીતી લીધી છે—નેહરુને ભય શું તે ખબર નથી અને ધિક્કારને નેહરુ જાણતા નથી! માનસિક શક્તિની અસાધારણ ઝળક વિના આવી સિદ્ધિ સંભવિત નથી. વિરોધીઓને પણ નેહરુનો ડંખ કદી લાગતો નહિ. રાજકારણમાં, કમભાગ્યે, વેર વાળવાની વૃત્તિ આજે

દેશમાં ને દુનિયામાં જોર કરતી જાય છે ત્યારે નેહરુની અદ્વેષ અને પ્રેમભરી આસ્તિકતા આપણને વધુ યાદ આવે છે.

જવાહરલાલ નેહરુની રાજકીય રીતભાત સભ્યતાભરી હતી. એમનામાં અખૂટ સૌજન્ય અને સૌમ્યતા હતાં. એમના વર્તનમાં તડ ને ફડ નહોતું. મૃદુતા, કોમળતા, વત્સલતા એમના રગેરગમાં હતી. એમની દૃષ્ટિ માનવતાભરી હતી. જીવનમાં અનિવાર્ય એવા સંઘર્ષોનો અસ્વીકાર એમનાં વાણી-વર્તનમાં નહોતો; પણ સહકાર અને સુમેળને એમણે સતત ઘૂંટ્યો હતો. નેહરુની વિચાર-સરણી વ્યાપક હતી, ઉદારતાભરી હતી, વૈજ્ઞાનિક હતી, નવવિચારને જાણવા, સમજવા, અપનાવવા મથનારી હતી. નેહરુ વ્યક્તિત્વવાદી હતા, સાથે સમાજ માટેનો એમનો તલસાટ પણ ઉત્કટ હતો. વ્યક્તિઓથી સમાજ બને છે, અને વ્યક્તિઓ જ્યાં ત્યાં કચડાએલી ને દબાએલી છે એ નેહરુએ જોએલું. સતત અને વ્યાપક પ્રવાસો દ્વારા એમણે લોકજીવનને નજીકથી નિહાળવાનો સનિષ્ઠ પ્રયાસ કરેલો. નેહરુ પાસે અસાધારણ બુદ્ધિશક્તિ અને સંવેદના હતી જેની મદદ વડે એમણે આમજનતાનાં સુખદુઃખો સાથે અદ્ભુત તાદાત્મ્ય કેળવેલું. ખાસ કરીને પોતાની જન્મભૂમિ ભારતનાં અણુઅણુ સાથે જવાહરલાલ નેહરુ એકરૂપ અને એકજીવ થઈ ગયા હતા. નેહરુનું વસિયતનામું એ ભાવનાને કેટલી પ્રાસાદિક શૈલીમાં વ્યક્ત કરે છે!

જવાહરલાલ નેહરુની રાજકીય પ્રતિભા જેમ સમર્થ અને સમૃદ્ધ પાસાંનું દર્શન કરાવે છે તેમ કેટલીક નબળી અને કમનસીબ બાજુઓને પણ છતી કરે છે. એ સ્વાભાવિક જ છે. કોઈ મહાપુરુષ પૂર્ણપુરુષ નથી. વળી, એ પણ ખરું કે સામાન્ય માણસની ખામીઓ પણ સામાન્ય જ હોય છે, જ્યારે મોટા માણસોની મર્યાદાઓ એવી જ મહાન નીવડે છે! જવાહરલાલ નેહરુ ક્યારેક નરમ લાગતા. અણીને પ્રસંગે અડીખમ ઊભા રહેવાનું એમને માટે મુશ્કેલ બનતું. અબ્રાહમ લિંકનના જમણા હાથની કાંસાની પ્રતિમા નેહરુ એમના અભ્યાસ-મેજ પર રાખતા અને રોજ એની તરફ જોતા. લિંકનનો એ સુંદર હાથ—કેવો સામર્થ્યવાન અને મજબૂત, અને છતાં કેવો સૌમ્ય હાથ—પોતાને બળ આપે છે એમ નેહરુ કહેતા. પોતાનામાં રહેલી ઊણપની એમને પરખ હતી. નેહરુના હાથ સૌમ્ય અને સમર્થ હતા, પણ પ્રસંગ પડયે એ મજબૂત નહોતા બની શકતા!

નેહરુની બીજી મુશ્કેલી એ હતી કે કોઈ કોઈ વાર તેઓ ચોક્કસ અને દૃઢ નિર્ણય કરી શકતા નહિ. વિચારમાં જ તેઓ ગૂંથાઈ રહેતા, કદીક ગૂંચવાઈ જતા. 'દોલાચલચિત્તવૃત્તિ' નેહરુની હતી ખરી. આમ કરું કે તેમ કરું? કરું કે ન કરું? એવી પ્રશ્નમાલા નેહરુને પરેશાન કરી મૂકતી. એને કારણે નેહરુને રાજકારણ-માંના 'હેમ્લેટ' તરીકે—દ્વિધાવસ્થામાં સપડાએલા નાયક અગર વીરપુરુષ તરીકે—ઓળખાવાયા છે. નિર્ણય લેવાને બદલે તેને મુલતવી રાખવાની વાત કેટલીક વાર ડહાપણભરી અને સમયસરની હોય છે, પણ જ્યારે એ વૃત્તિ આદત જેવી બની જાય છે ત્યારે તે ખતરનાક બને છે. અનિર્ણિતતાના કેદી કે ગુલામ બનવું, અને કોઈ પ્રશ્ન પરનો નિર્ણય મુલતવી રાખી એને જ કાયમી નિર્ણય માની લેવો એ રાજકીય પ્રતિભાની નિશાની નથી. નેહરુની કારકિર્દીને આ બાબતમાં થોડી ઝાંખપ લાગી હોવાનું નેહરુ પોતે પણ કદાચ જોતા હતા અને કબૂલતા હતા.

જવાહરલાલ નેહરુની રાજકીય પ્રતિભાના કળશ રૂપે ચમકારા મારતી બે વિશેષતાઓ વિષે આપણે છેલ્લે ઉલ્લેખ કરી લઈએ. નેહરુ આદર્શવાદી હતા, સ્વપ્નદૃષ્ટા હતા, ઉત્તુંગ શિખરો પર ચડનારા પરાક્રમી પુરુષાર્થી હતા. રાજકારણમાં તેમ જ જીવનમાં, આદર્શો અને ધ્યેયો સાથેનો સંગાથ બહુ જરૂરી અને કામનો છે. નેહરુની બીજી વિશેષતા એ કે તેઓ લોકશાહીના સમર્થ અને અવિ-ચલ પુરસ્કર્તા હતા. નિયોજન વિષે નેહરુ ખૂબ આગ્રહી હતા; પણ લોકતંત્ર વડે અને સાથે આર્થિક વિકાસ અને અગ્રતાક્રમ સિદ્ધ કરવા પર એમણે ભાર મૂક્યો હતો. સમૃદ્ધિ માટે નિયોજન જોઈએ, પરંતુ નિયોજનના કાર્યક્રમમાં ધીરજ, સમજાવટ, હેતુલક્ષીપણું અને લોકોની ભાગીદારીની ભાવના અને વર્તણૂક જોઈએ એમ નેહરુ હંમેશ કહેતા.

જગતના ઇતિહાસનું રેખાદર્શન કરાવનાર અને ભારતની ખોજ માટે વણથંભી કૂચ કરનાર જવાહરલાલ

નેહરુ, મેં શરૂઆતમાં જ કહ્યું તેમ, એમની અલૌકિક રાજકીય પ્રતિભાને કારણે, અમર યાત્રિક બની ચૂક્યા છે. લોકસમુદાયમાં સતત ઘૂમતા રહેતા આ મરજીવા મુસાફરે એક રીતે તો આખો પ્રવાસ એકાકી બનીને કર્યો. વિચારશીલ માણસ હંમેશ એકલતાભર્યો હોય છે. ઉદાત્ત ચારિત્ર્યશીલ લોકનેતા હંમેશ કાંઈક અંશે જનસમાજથી અલિપ્ત અને અળગો માલૂમ પડે છે.

જ્યાં સુધી આંસુ અને પરેશાનીથી જીવન ભરેલું છે ત્યાં સુધી આપણું કામ પૂરું થવાનું જ નથી એવી જીદ અને ફિકરથી જવાહરલાલે જિંદગી ખર્ચી નાખી! નેહરુનું નામસ્મરણ આપણને સહુને એ રીતે પુરુષાર્થ કરવાને પ્રેરો!

*

અનુસંધાન] અલ્પવિકસિત રાષ્ટ્રોનો આર્થિક વિકાસ [પૃષ્ઠ ૪૮૧થી ચાલુ

નિર્ણાયક પરિબળ તરીકે મદદરૂપ નીવડવાને બદલે તેનો વિકાસ રૂંધનાર પરિબળ તરીકે કામ કરે છે.

અલ્પવિકસિત અર્થતંત્રમાં વધતી જતી વસ્તીની સમસ્યા માત્ર આર્થિક સમસ્યા તરીકે ગણી શકાય નહિ, કારણ કે વસ્તી-વધારાને અસર કરતાં પરિબળોમાં લોકોની ધાર્મિક માન્યતાઓ, સામાજિક રૂઢિઓ અને નિરક્ષરતા મહત્ત્વનો ભાગ ભજવે છે. એટલે વસ્તી-વધારાના પ્રશ્નના સંદર્ભમાં તેના વિશાળ સમાજજીવનને લક્ષમાં લેવો જરૂરી છે.

(૭) અલ્પવિકસિત અર્થતંત્રમાં બિનનાણાકીય ક્ષેત્ર (non–monetised sector) ઠીક ઠીક પ્રમાણમાં જળવાઈ રહેલું હોય છે. ગ્રામવિસ્તારોમાં થતા વિનિમય સીધી વસ્તુઓ અને સેવાઓની આપલે દ્વારા થતા હોય છે. તેથી અર્થતંત્રમાં કામ કરતાં નાણાંકીય પરિબળો આ ક્ષેત્રને અસર કરી શકતાં નથી. તેમજ બૅંકિંગ જેવી સેવાઓનો વિકાસ પણ પૂરેપૂરો થઈ શકતો નથી.

(૮) અલ્પવિકસિત અર્થતંત્રમાં આખા સમાજના 'પછાત'પણાને લીધે નિરક્ષરતાનું પ્રમાણ વિશેષ હોય છે. નિરક્ષરતા, જૂનવાણીપણું, inertia, અને બીજા દેશો સાથેનો ઓછો સંપર્ક હોવાથી આધુનિક વૈજ્ઞાનિક શોધખોળો અલ્પવિકસિત દેશમાં સહેલાઈથી પ્રવેશ પામતી નથી, તેમજ વૈજ્ઞાનિક પદ્ધતિમાં તાલીમ પામેલા શિક્ષિતોની સંખ્યા પણ જૂજ હોય છે. અલ્પવિકસિત અર્થતંત્રમાં મૂડીના અભાવ જેટલું જ આ પરિબળ અસરકારક હોય છે.

(૯) જે દેશ આર્થિક તેમજ સામાજિક ક્ષેત્રોમાં પુરાતન પ્રણાલિકાઓ (primitive traditions)ને વળગી રહેતાં અલ્પવિકસિત રહ્યો હોય તેનું રાજકીય ક્ષેત્ર પણ મોટે ભાગે પાંગળું જ હોય છે. તેનું વહીવટીતંત્ર નબળું હોય છે. તેથી સમાજનાં રૂઢિગ્રસ્ત બળોનો સામનો કરી શકે તેવી સ્થિતિમાં તે હોતું નથી.

સારાંશ તરીકે એમ કહી શકાય કે અલ્પવિકસિત દેશ તેના સામાજિક આર્થિક તેમજ રાજકીય ક્ષેત્રોમાં પ્રવર્તતા સ્થગિતપણાને લીધે તેની પાસે જે કુદરતી સાધન-સંપત્તિ અને માનવબળ છે તેનો પૂરેપૂરો ઉપયોગ કરી શકતો નથી અને પરિણામે તેના લોકોનું જીવન-ધોરણ ઊંચે લાવી શકતો નથી. (ક્રમશઃ)

*

# ગોખલેની સંસદીય પ્રતિભા

કે. સી. દેસાઈ
[રાજ્યશાસ્ત્ર વિભાગ, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

ગોપાળ કૃષ્ણ ગોખલેની એક રાષ્ટ્રીય નેતા અને ધારાસભ્ય તરીકેની કારકિર્દીનું મૂલ્યાંકન કરતી વખતે કેટલીક મહત્ત્વની હકીકતો ધ્યાનમાં રાખવી જરૂરી છે. સામાન્ય રીતે ધારાસભ્ય તરીકેની કારકિર્દીને વરેલી જગતની કેટલીક વિભૂતિઓને કા તો એક મોટા પક્ષના નેતા થવાનું સદ્ભાગ્ય મળ્યું હોય છે અથવા રાજ્યના પ્રધાનમંડળમાં કામ કરવાની પૂરતી તકો મળી હોય છે. ઉપરાંત જવાબદાર સરકારવાળા સ્વતંત્ર દેશમાં તેઓને કાર્ય કરવાની તક મળેલી હોય છે. ગોખલે માટે આવી અનુકૂળ પરિસ્થિતિ સહેજ પણ ન હતી. તેઓનું આખું જીવન વિદેશી અમલ નીચે જ શરૂ થયું અને પૂરું થયું હતું. તેઓએ હંમેશાં સરકારી બહુમતીવાળી ધારાસભામાં વિરોધ પક્ષના અગ્રણી તરીકે કામ કરવાનું હતું – હકીકતમાં વિરોધ પક્ષ જેવું પણ કંઈ ન હતું કેમ કે સરકારી સભ્યો કોઈ એક રાજકીય પક્ષના ન હતા અને ગોખલે પોતે પણ કોઈ રાજકીય પક્ષના નેતા ન હતા. પૂના સુધરાઈમાં જે કંઈ થોડી તક મળી તે સિવાય તેમને એક કુશળ વહીવટકાર તરીકેની શક્તિઓ સાબિત કરવાની પૂરતી તક પણ મળી ન હતી. સૌથી વધુ કરુણ બીના તો એ હતી કે દેશમાં જવાબદાર સરકારની શરૂઆત થાય અને પોતાનાં સ્વપ્નો અને પ્રયત્નોનાં ફળ જોવા મળે તે પહેલાં માત્ર ઓગણપચાસ વર્ષની નાની વયે તેમની જીવનલીલા સંકેલાઈ ગઈ હતી.

છતાં ધ્યાન ખેંચે તેવી વાત એ છે કે આટલા થોડા સમયમાં પોતાને જે તકો મળી તેનો દેશના ઉત્કર્ષ માટે તેઓએ તનતોડ પ્રયત્ન સાથે ઉપયોગ કર્યો. એ યુગમાં અશક્ય દેખાતી એવી ઘણી બાબતો તેઓએ સિદ્ધ કરી બતાવી હતી. આવેગભર્યા લાગણીપ્રધાન ઉછાળા મારવાને બદલે મર્યાદિત ક્ષેત્રમાં કામગીરી પસંદ કરી અનેક અડચણો છતાં તેને પાર ઉતારવામાં તેઓએ સાચી સેવા માની. શક્તિ બહારની ફાળ ભરવી એ તેમના સ્વભાવ વિરુદ્ધનું હતું. તેમને તો 'એક ડગલું બસ થાય' એ નીતિએ એક પછી એક મોરચા માંડીને તે મોરચા જીતવામાં પોતાની તમામ શક્તિ અને કુનેહ વાપર્યાં હતાં. મધ્યસ્થ ધારાસભામાં તેમની માત્ર તેર વર્ષની કારકિર્દી દરમિયાન, અનેક મુશ્કેલીઓ સામે, મર્યાદિત સાધનો વડે વ્યવહારદક્ષ પદ્ધતિએ તેઓએ દેશને જે પ્રદાન કર્યું તે એ જમાનાની દૃષ્ટિએ અસામાન્ય સિદ્ધિ કહી શકાય.

ગોખલે સ્વભાવે અને ઘડતરે પાકા બંધારણવાદી હતા – એટલે કે તેઓ મક્કમપણે એમ માનતા હતા કે ક્રાંતિકારી ઉદ્દામ પદ્ધતિઓ કદાચ અમુક અંશે સફળ થતી હશે તો પણ એ પદ્ધતિઓનું આખરી અનિવાર્ય પરિણામ પ્રત્યાઘાતી નીવડે છે અને જનસમાજમાં ભારે હતાશા પેદા કરે છે. આ પ્રકારની તેમની વિચારસરણી તે વખતના ઉદ્દામોને પસંદ ન હતી અને તેથી ઉદ્દામવાદીઓ કદાચ અંગ્રેજોને પણ જેટલા નહિ ધિક્કારતા હોય તેટલા ગોખલેને ધિક્કારતા હતા. પરિણામે આજ સુધી પણ ગોખલેના વ્યક્તિત્વનું તેમજ તેમની સિદ્ધિઓનું સાચુ મૂલ્યાંકન થયું નથી. આજ સુધી તેઓ એક નરમ મવાળ તરીકે જ સામાન્ય રીતે ઓળખાતા રહ્યા છે. ગોખલેએ જે બાબતો તરફ આંગળી ચીંધી હતી તેમાંની કેટલીક આજે ઘણાનું ધ્યાન ખેંચવા લાગી છે અને કદાચ હવે પછીની પેઢી વધુ યોગ્ય રીતે સમજશે કે આ કૉલેજ પ્રોફેસરે પોતાના દેશને કેટલું બધું આપ્યું છે.

બ્રિટનની તેમજ ભારતની તે વખતની સરકારની નજરે વર્ષો સુધી ગોખલે ભારતના સાચા પ્રતિનિધિ તરીકે સ્વીકૃત રહ્યા હતા. અમલદારશાહીમાંના કેટલાક પ્રતિભાસંપન્ન અધિકારીઓ ગોખલેમાં રહેલી અસામાન્ય શક્તિઓ ખૂબ સારી રીતે સમજી શક્યા હતા અને ગોખલેનાં વક્તવ્યોને તેઓએ પૂરતું વજન આપ્યું હતું અને સીધી કે આડકતરી રીતે ગોખલેનાં અસંખ્ય સૂચનો પરદેશી સરકારના મોવડીઓએ સ્વીકારીને દેશમાં સુધારા દાખલ કર્યા હતા તે ધ્યાન બહાર ન રહે એ જરૂરી છે.

ધારાસભાના કામમાં જે કોઈ ગોખલેના સીધા સંપર્કમાં આવ્યા હતા તેમાંના સામાન્ય કક્ષાના માણસો તો તેમનાથી કાંપતા રહેતા, જ્યારે લૉર્ડ મોર્લે, લૉર્ડ મીન્ટો, લૉર્ડ હાર્ડીંજ જેવા વિચક્ષણ અને શક્તિશાળી માણસો ગોખલેને જગતના મહાન રચનાત્મક મુસદ્દીઓ અને નેતાઓની હરોળમાં સ્થાન આપતા હતા કેમ કે ગોખલે પાસે પોતાના રાષ્ટ્રના ઉત્કર્ષ માટે સચોટ કાર્યક્રમ હતો તેમજ પોતાની યોજનાને પાર ઉતારવાની અસાધારણ ધીરજ અને કુનેહ પણ હતાં.

ગોખલેની શક્તિ અને સફળતાની ચાવી એ હતી કે તેઓ વિરોધીની કે સરકારની ટીકા-ટીખળ કરીને બેસી રહેનાર ન હતા—કે જે વૃત્તિ સામાન્ય રીતે વિરોધ-પક્ષના સભ્યો ઘણે ઠેકાણે બતાવતા હોય છે. ગોખલે સરકારીતંત્રનાં દૂષણો જોતા, સમજતા અને સામાવાળાને ધીરજ અને શાંતિથી સમજાવતા. આ રીતે તેઓ વિરોધીઓમાં પણ વિશ્વાસ પેદા કરીને તેમને વિચારતા કરી દેતા. પરિણામે વખત જતાં ગોખલે વિરોધી પાટલીઓ પર બેસતા એક નેતા મટીને સમગ્ર દેશના નેતા બની ગયા—બલકે સરકારને એક પછી એક યોગ્ય દિશામાં નીતિપલટા લેવા માટે લગભગ ફરજ પાડતા થઇ ગયા.

ગોખલેની નૈતિક પ્રતિભા સૌકોઇને પ્રભાવિત કરી દેતી. તેમનું ઉર્ધ્વગામી વ્યક્તિત્વ એવું અસરકારક હતું કે રાજ્યકર્તા વર્ગના સમજદાર અને ચિંતનશીલ હાકેમો અને અધિકારીઓ દેશના ભાવિનિર્માણની નાની-મોટી કોઈ પણ યોજનામાં ગોખલેની દોરવણી અને સલાહ શક્ય હોય તેટલા પ્રમાણમાં લેવાનું યોગ્ય માનતા. આને લીધે મોર્લે-મિન્ટો સુધારાઓની ઘડતરમાં ગોખલેના વિચારો અને સૂચનોની સ્પષ્ટ અસર પડી. ગિરમીટિયા મજૂરોની ગુલામયુગને યાદ કરાવતી કલંકભરી પદ્ધતિને તેઓ ભૂંસીને ઉખેડી નાખવામાં સફળ થયા; વર્ષે વર્ષે બજેટ વખતે તેઓએ રજૂ કરેલાં પોતાનાં અણીશુદ્ધ મંતવ્યો, પછીના વર્ષમાં ઓછેવત્તે અંશે સરકારની નાણાકીય નીતિમાં સ્વીકારાતાં રહ્યાં; સરકારી નોકરીઓના હિંદીકરણ અંગેની તેમની જોરદાર માગ કાળક્રમે સફળ થવા લાગી અને તેઓએ હિંદ માટે માગેલી ઘણી બાબતો તેમના મરણ બાદ મૉન્ટ-ફર્ડ સુધારાઓમાં સમાવી લેવામાં આવી હતી અથવા સરકારની નીતિમાં દાખલ થતા ફેરફારોમાં જોવા મળતી હતી. તેમણે પોતાના જીવન દરમિયાન માંડેલા કેટલાક મોરચા તેમના જીવન બાદ જિતાયા છે, જ્યારે કેટલાક હજુ જીતવાના બાકી છે. દા.ત., ફરજિયાત સાર્વત્રિક કેળવણી, ભારતનો સ્વનિર્ણયનો અધિકાર વગેરે આજે સિદ્ધ હકીકતો છે, જ્યારે લશ્કરી ખર્ચ, દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ તરફનું વર્તન વગેરે પ્રશ્નો આજે પણ જેવા ને તેવા મૂંઝવતા ઊભા છે. છતાં એક વાત ચોક્કસ છે કે ગોખલેએ શરૂ કરેલી જેહાદ આજે તેમની બીનહયાતીમાં તેમની પ્રેરણાના જોરે ચાલુ રહી છે.

ગોખલેનાં સઘળાં કાર્યો પાછળ ગરીબો અને અકિંચનો માટેની હમદર્દી રહેલી વર્તાય છે. નિરક્ષર આમપ્રજા, માતૃભૂમિમાં ઘરઆંગણે પાછા ફરવા ઝંખતા દુઃખી ગિરમીટિયા મજૂરો, અજ્ઞાનમાં ડૂબેલો સમાજ, પરદેશી હકૂમતને હાથે થતું આ પ્રજાનું શોષણ વગેરે પ્રશ્નોએ તેમને રાષ્ટ્રીય લડતના ઝંડાધારી બનવા પ્રેર્યા હતા. એમની દૃષ્ટિએ રાષ્ટ્રવાદનો અર્થ અન્યાયોને ન્યાયમાં ફેરવવાની અદમ્ય વૃત્તિ જેવો હતો. તેમનો રાષ્ટ્રવાદ માનવતાવાદના પર્યાયરૂપ હતો. તેમને દુઃખી અને દીન લોકોની ચિંતા સિવાય બીજું કોઈ ધ્યેય ન હતું. આત્મવિલોપન એ એમના વ્યક્તિત્વનું મુખ્ય તત્ત્વ હતું. આ નિર્લેપ ભાવનાને કારણે તેઓએ નાઈટહૂડના ઈલકાબનો અસ્વીકાર કર્યો હતો તેમજ હિંદી વજીરની કાઉન્સિલનું સભ્યપદ પણ જતું કર્યું હતું. માનચાંદ માટેની પડાપડીના એ જમાનામાં આવી સ્થિતપ્રજ્ઞતા અસાધારણ કહી શકાય.

પૂર્વ અને પશ્ચિમના સંપર્કથી ભારતમાં બે વિભિન્ન વિચારસરણીઓ આ દેશમાં જન્મી. એક વલણ એવું જન્મ્યું કે શોષણખોરી અને દમનનીતિનો ઇલાજ પરદેશીઓના બહિષ્કાર અને તેમની સાથે અસહકાર દ્વારા જ હોઈ શકે અને સ્વાતંત્ર્યનો આધાર રાજ્યકર્તાઓની મહેરબાની પર ન રહેવો જોઇએ. બીજી બાજુ ગોખલે જેવા સ્થિર અને ઠરેલ ચિંતકો શાસકો સાથે સહકાર-વૃત્તિ દ્વારા જે કંઈ તકો મળતી જાય તે અપનાવી લઈ ધીમે ધીમે આગળ વધવામાં માનતા હતા. ગોખલેનું વલણ પૂર્વ અને પશ્ચિમના સુમેળ

મારેનું હતું. તેમની આ વિચારસરણીનું હાર્દ સારી રીતે સમજવા માટે તેમનાં લખાણો અને ભાષણોનો ફરીફરીને અભ્યાસ થવો જરૂરી છે. આજે સ્વતંત્ર ભારત પણ કૉમનવૅલ્થના સભ્યપદે ચાલુ રહેવામાં શાણપણ માને છે એ પરથી ગોખલેની પૂર્વ-પશ્ચિમના સુમેળ અને સહકારની દૃષ્ટિનું કંઇકે મહત્ત્વ સમજી શકાય છે. ગોખલેની તમામ પ્રવૃત્તિ, જહેમત, ત્યાગ, સ્વાસ્થ્યના ભોગ વગેરેની પાછળ માનવજાતના પરસ્પર કલ્યાણની ભાવના દેખાય છે. તેથી જ રાજ્યકર્તા અંગ્રેજ જાતિની પણ તેઓએ કદી ધૃણા કરી નથી અને રાજ્યકર્તાઓએ ગોખલેની કદર કરવાની તકોનો શક્ય તેટલા પ્રમાણમાં ઉપયોગ કરેલો છે. ગોખલેના વ્યક્તિત્વ-ના આ પાસાએ ગાંધીજી પર પણ ઘેરી છાપ પાડી હતી અને તેથી ગાંધીજીએ ગોખલેને ગુરુપદે બેસાડવામાં ગૌરવ લીધું. ગોખલે શ્રેષ્ઠ કક્ષાના રચનાત્મક મુત્સદ્દી હતા, વિરોધી પરિબળોનો સમન્વય કરનાર હતા, વિસંવાદમાંથી સંવાદિતા ઊભી કરનાર હતા, આદર્શવાદી હતા, ભવિષ્યને જોઈ શકનાર દૃષ્ટા હતા, નૂતન યુગના સર્જક હતા અને આંતરરાષ્ટ્રીય સહકાર અને ખેલ-દિલીના પ્રખર સમર્થક હતા.

## ગોખલેના રાજકીય સિદ્ધાંતો અને તેમની ધારાકીય પ્રતિભા

આગળ ઉલ્લેખ કરેલો છે કે ગોખલેએ કીર્તિ અને વાહવાહ તરફ પ્રયત્નપૂર્વક પોતાની પૂંઠ ફેરવી દીધી હતી. તેમના રાજકીય પ્રતિસ્પર્ધી ટિળકની ઉદ્દામ વિચારધારાના અનુયાયીઓ અસંખ્ય હતા, પણ ગોખલેને તેઓની પદ્ધતિ પસંદ ન હતી. ગોખલે ધારત તો પ્રતિસ્પર્ધીઓ સામે તેમના જેવી જ પદ્ધતિઓ અને રીતો વાપરી શકત, પણ તેમ કરવામાં પોતાના સિદ્ધાંતો જતા કરવા પડે તે તેમને માટે અશક્ય હતું.

પ્રતિસ્પર્ધીઓના ઉગ્ર પ્રહારો અને પ્રચાર-પદ્ધતિઓ-ને કારણે ગોખલે પોતાના જીવનકાળ દરમિયાન મહારાષ્ટ્રમાં લોકપ્રિય બની શક્યા નહિ. ગોખલેને પ્રચારસૂત્રો અને આવેગભર્યાં પ્રચારસૂત્રો પ્રત્યે ભારોભાર અણગમો હતો. તેથી જ તેઓ એક બાજુ લૉર્ડ કર્ઝનના વહીવટ અંગે કડક પ્રહારો કરતા તથા દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની સ્થિતિ અંગે સખત ટીકા કરતા તેમ બીજી બાજુ ભારતમાં અસ્પૃશ્યોની હીન દશા અંગે હિંદીઓની કડક આલોચના પણ કરતા. તેઓ કહેતા કે પરદેશી સરકાર પાસેથી જે કંઈ આપણે અપેક્ષા રાખીએ છીએ તે કરતાં અનેક ગણું તો આપણે પોતે ઘરઆંગણે કરવાનું છે. આપણાં દૂષણો સુધાર્યા વિના સ્વરાજ કાર્યક્ષમ નહિ નીવડે તેમ તેમની બીક હતી એવું તેમના કથનનું હાર્દ છે અને તે આજે કરુણ રીતે સાચું ઠરતું લાગે છે. જે વ્યક્તિ પોતાના દોષો પ્રત્યે આટલી સજાગ હોય તે ટોળાની વાહવાહ ભાગ્યે જ પામી શકે તે સમજાય તેવું છે. માત્ર શિષ્ટ સમાજના વિચારવંત જૂજ લોકો જ ગોખલેની કદર કરી જાણતા હતા અને ગોખલેની કદર બીજી રીતે પણ મહારાષ્ટ્ર કરતાં મહારાષ્ટ્રની બહાર અને પરદેશમાં પહેલી થઈ તે અંગે ભાગ્યે જ મતભેદ હોઈ શકે. ગોખલે પૂના કે મુંબાઈના હતા એમ કહેવું તે કરતાં તેઓ ભારતના હતા એમ કહેવું વધુ યથાર્થ છે.

સિદ્ધાંતોને વળગી રહીને, વિરોધીઓના પ્રહારો ઝીલતા રહીને પોતાનું કામ કરવું એમાં અપાર ધીરજની જરૂર છે, કેમ કે કંઈ પણ સિદ્ધિ કે જશ મળે તે પહેલાં હાડ ભાંગી નાખે તેવી નિરાશાઓનો આ માર્ગે સામનો કરવાનો રહે છે. છતાં ગોખલે પોતાનાં મંતવ્યોથી ચલિત થયા નહિ અને તેઓએ હંમેશાં બે વાતો પર ભાર મૂક્યો કે કાંઈ પણ પ્રગતિ થાય તે બંધારણીય રીતે જ થવી જોઇએ અને તે માટે દેશે શિક્ષણ દ્વારા સમજદારી કેળવવી જોઇએ અને બીજું, ભારતના ભલા માટે ભારતે ઇંગ્લૅંડ સાથેના સંબંધો જાળવી રાખવા જોઇએ.

ગોખલે વહીવટીતંત્ર પર ઝીણવટભરી નજર રાખતા અને સુધારા માટે તેમજ પ્રજાની ફરિયાદો અંગે સરકાર પર દબાણ લાવ્યા કરતા — પછી તે નાણાકીય નીતિ અંગે હોય કે નોકરશાહી ઉદ્દંડ વર્તન અંગે હોય કે બીજી નાની મોટી ગમે તેવી ફરિયાદ હોય. આ માટે પોતાનો કેસ સચોટ રીતે રજૂ કરવા માટે તેઓ હકીકતો તેમજ આંકડાઓનો અભ્યાસ કરવા પાછળ સ્વાસ્થ્યના ભોગે પણ ખૂબ ભારે જહેમત ઉઠાવતા. આ બાબત તેમની અંદાજપત્રોની ચર્ચા વખતે તેમણે રજૂ કરેલા વિચારમાંથી સહેજે કોઇને

દેખાઈ આવે છે. પોતે કોઈ પણ પક્ષના નેતાનું પદ ધરાવતા ન હતા છતાં તેઓ જે કંઈ ટીકાઓ, જેવી ડંખ વિનાની શુદ્ધ ભાવનાથી કરતા તેજ રીતે ખુદ સરકાર પણ આવકારતી. સરકારના મોવડીઓ સારી રીતે સમજતા હતા કે ગોખલે સરકારને મૂંઝવવા કે બદનામ કરવાના હેતુથી પોતાના વિચારો રજૂ કરતા ન હતા પણ સરકારને લોકહિતના માર્ગમાં મદદરૂપ થવાની ભાવનાથી કરતા હતા સામા પક્ષે એટેલા કોઈ પણ ધારાસભ્યમાં આવી ઉદારતા ક્વચિત જ જોવા મળે છે. ગોખલે વિનાસંકોચે ધારાસભામાં કહેતા કે દરેક પ્રકારની અરાજકતાને કડક હાથે દાબી દેવી જોઈએ, પણ સાથે સાથે તેઓ એ પણ કહેવાનું ચૂકતા નહિ કે પોલીસના દંડાથી કે લશ્કરની બંદૂકથી કોઈ પ્રશ્નો હલ થતા નથી. પ્રશ્નોના ઉકેલ માટે સરકાર પાસે ઊંડી સમજ, શાણપણ અને હિંમતની ઘણી જરૂર રહે છે. પ્રજાનો અસંતોષ વહીવટી પદ્ધતિમાં ક્રાંતિકારી નીતિપલટો લાવવાથી જ દૂર કરી શકાય છે તે વાત ગોખલેએ બ્રિટિશ સરકારને વારંવાર કહ્યાં કરી હતી અને એ મહેનત તદ્દન નકામી પણ નહોતી ગઈ. જે કરવાનું હતું તે ખૂબ મોડેથી કે વિલંબથી થયું એવું ઇતિહાસમાં ન લખાય તે અંગે તેઓએ સરકારને દરેક યોગ્ય પળે કહ્યું હતું. આ વાતના સમર્થનમાં એમ જરૂર કહી શકાય કે મોર્લે–મિન્ટો સુધારાઓ હિંદને અપાયા તેમાં ગોખલેની ધારાકીય કામગીરીનો ફાળો જેવોતેવો ન હતો. તેથી યે વધુ તો મૉન્ટ-ફર્ડ સુધારાઓ કે જે તેમના અવસાન બાદ આવ્યા તે પણ તેમની રચનાત્મક મુત્સદ્દીગીરીને અંજલિરૂપ કહી શકાય. આ સુધારાઓનાં અનિષ્ટ તત્ત્વોની તેઓ જીવતા હોત તો ઝાટકણી કાઢત, પણ સુધારાનાં સારાં તત્ત્વો પાછળ ગોખલેએ ધારાસભામાં તેમજ રજૂ કરેલા વિચારોની છાયા સ્પષ્ટ છે. સર વિલિયમ વેડરબર્ને ગોખલે વિષે લખતાં કહે છે કે વિગતોની સચોટતા અને દલીલોની તર્કબદ્ધતાને કારણે ગોખલે પોતાનાં કથનો વિષે દરેકના મનમાં આદર અને વિશ્વાસ પેદા કરી શકતા. કોઈ પણ સાથે વ્યક્તિગત વાતચીતમાં પણ એ એટલી મધુરતા અને વિવેક જાળવતા કે ખુદ હિંદીવજીર લૉર્ડ મોર્લે પણ ગોખલે ઇચ્છે તેટલા અને ગમે તેટલા લાંબા વખત સુધી ચાલતા ઈન્ટરવ્યુ તેમને આપતા અને તેમાં ગૌરવ લેતા. મોર્લે–મિન્ટો સુધારામાં વિચારોની આવી આપલેની ઘેરી અસર પડેલી હતી. હાથ ધરેલા સત્કાર્ય કે જનતાના કાર્ય અંગે શાંતિ અને આરામનો તેમણે ખૂબ ભોગ આપ્યો તેમજ પ્રામાણિક અને અવિરત શ્રમથી તેમણે દેશની અમાપ સેવા કરી જાણી.

### વેલ્બી કમિશન

હિંદના વહીવટીતંત્રમાં નાણાકીય બાબતો પર હિંદીઓનો કાબૂ વધુ પ્રમાણમાં સ્થપાવો જોઈએ તે અંગે ગોખલેએ વારંવાર સરકારનું ધ્યાન ખેંચ્યું હતું. ઈંગ્લૅંડમાં લોકશાહીના ઘડતરમાં આ જ બાબતે મુખ્ય ભાગ ભજવ્યો હતો અને અમેરિકાના ઇતિહાસમાં પણ આ જ વાત પાયાની હતી એ ગોખલે ભારપૂર્વક રજૂ કરતા. પરિણામે ઈ. સ. ૧૮૯૬માં લૉર્ડ વેલ્બીના પ્રમુખપદે એક રૉયલ કમિશન આ અંગેની તપાસ માટે ઈંગ્લૅંડમાં નીમવામાં આવ્યું. તેમાં ભારતનો કેસ રજૂ કરવા માટે ગોખલેના ગુરુ જસ્ટીસ રાનડેએ ગોખલેની પસંદગી કરી અને માત્ર એકત્રીસ વર્ષની વયે આવી માનભરી છતાં ભારે જવાબદારીભરી ફરજ બજાવવા ગોખલે ઈંગ્લૅંડ ગયા. ત્યાં ત્રણ માસના ગાળામાં તેઓએ કમિશન સમક્ષ ભારતનો કેસ તૈયાર કરી પૂરા બે દિવસ સુધી પોતાની દલીલો રજૂ કરી અને એક પ્રથમ કોટીના અર્થશાસ્ત્રી અને મુત્સદ્દી તરીકે પોતાની છાપ ઊભી કરી. પ્રજા પરનું બેહદ કરભારણ, દેશની કંગાલ સ્થિતિ, મીઠા પરનો અન્યાયી કર, ભારતમાં જરૂર કરતાં વધુ પ્રમાણમાં રાખવામાં આવતું પરદેશી કાયમી લશ્કર અને તે અંગેનો અસહ્ય બોજ, સરકારી નોકરીઓમાં હિંદીઓને મળતો અપૂરતો હિસ્સો, કેળવણી અંગે સરકારની અપૂરતી કાળજી વગેરે અનેક બાબતો પર સરકારનું ધ્યાન ખેંચી એમ બતાવ્યું કે ભારતની સ્થિતિ અંગ્રેજ અમલ હેઠળ સુધરવાને બદલે કથળતી રહી છે. આખી વાત ગોખલે એટલી સચોટ રીતે અને તર્કબદ્ધ રીતે રજૂ કરતા કે સામા પક્ષના દરેક માણસને તેઓ વિચાર કરતો મૂકી દેતા. વહીવટની ખામીઓ બતાવી સંતોષ ન માનતાં ગોખલે યોગ્ય ઉપાયો પણ સૂચવતા રહેતા. વેલ્બી કમિશન સમક્ષની ગોખલેની રજૂઆતમાં

તેમની ઝીણવટભરી નજર અને દરેક વસ્તુનું હાર્દ સમજવાની અને સમજાવવાની શક્તિ દાદ માગી લે તેવી હતી.

ચર્ચાઓ દરમિયાન તેમજ સામયિકોમાં પોતાનાં લખાણોમાં ગોખલે સામા પક્ષને કે વિરોધીના હેતુઓને સારામાં સારા અર્થમાં સમજવા પ્રયત્ન કરતા, તેમની કદર કરતા તેમજ જ્યારે પોતાને એમ લાગે કે પોતે કંઈ ભૂલ કરી બેઠા છે કે પોતાના વક્તવ્યથી કોઇને દુઃખ થયું છે ત્યારે તેઓ પોતાની ભૂલનો સ્પષ્ટ એકરાર કરીને પોતાની ભૂલ સુધારવાનું ચૂકતા નહિ. આનો હૃદયસ્પર્શી દાખલો પૂના પ્લેગના પ્રકરણમાં બ્રિટિશ સૈનિકો વિષે પોતાના હાથે થએલા આક્ષેપો અંગે પોતે સાક્ષીઓ મેળવી શક્યા નહિ ત્યારે ખુલ્લી રીતે જાહેરમાં તે માટે માફી માગી હતી અને ઘડીભર પોતાની રાજકીય કારકિર્દી ભૂંસાઈ જશે એવું લાગવા છતા કોઈ ગોળ-ગોળ વાતો કરી છટકબારી શોધવાનું વિચાર્યું ન હતું.

કોમી પ્રશ્નને પણ તેઓ માત્ર લાગણીવશ બનીને ન જોતા પણ બંધારણવાદી રીતે તપાસતા. કોમી મત-દાર મંડળોને તેઓ મહા અનિષ્ટ માનતા હતા છતાં પરિસ્થિતિ જોતાં મુસ્લિમો માટે અલગ પ્રતિનિધિત્વને તેઓ કામચલાઉ જરૂર માનતા હતા.

ગોખલેની ધારાકીય કામગીરી છેક સને ૧૮૯૯થી મુંબાઈની લેજીસ્લેટિવ કાઉન્સિલથી થઈ હતી અને ત્યાં બે વર્ષની કામગીરીમાં તેઓએ પોતાની શક્તિ અને આવડતથી ખૂબ આદરણીય છાપ ઊભી કરી હતી. મુંબાઈ કાઉન્સિલમાં ખેડૂતોને શાહુકારોના પંજામાં-થી છોડાવવા માટે જ્યારે લૅન્ડ એલીઅનેશન બિલ રજૂ થયું ત્યારે તેઓએ મક્કમ વિરોધ કર્યો હતો કેમ કે એવા કાયદાથી ખેડૂતો જમીન પરનો માલિકી-હક ગુમાવી બેસતા હતા. આવા વિરોધથી શાહુકારોને લાભ હતો, પણ ખેડૂતોને ગેરલાભ તેથી યે વધુ હોવાથી ગોખલેએ તેનો વિરોધ કર્યો હતો. આમાં જ ગોખલેની ઝીણવટભરી કુનેહ દેખાય છે. આ કાયદો જો કે ગોખલે-ના વિરોધ છતાં પાસ થયો હતો પણ તેનો ખાસ અમલ કરવો પડ્યો ન હતો, કેમ કે ખેડૂતોને ધીરાણ કરનારી સહકારી મંડળીઓએ ખેડૂતોને શાહુકારોના પંજામાંથી ઠીકઠીક અંશે મુક્ત કર્યા હતા.

ગોખલેએ ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપલ ઍક્ટ અંગેની ચર્ચામાં પણ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓનું મહત્ત્વ ખૂબ વિશદ રીતે રજૂ કર્યું હતું અને કહ્યું હતું કે આવી લોકશાહીની પાયાની સંસ્થાઓના વિકાસમાં કોમી દૃષ્ટિબિંદુને ઉત્તેજન આપે એવું કંઈ જ સરકારે કરવું ન જોઇએ. મુંબાઈ કાઉન્સિલમાં ગોખલેએ દારૂ-બંધી અંગે સૂચન કરતાં કહ્યું હતું કે દારૂની બદી ઘટા-ડવા માટે સરકારે કેફી પીણાંની કિંમત વધારવી જોઈએ તેમજ એવાં પીણાં સહેલાઈથી ન મળી શકે તેવો પ્રબંધ કરવો જોઇએ.

આમ, અનેક પ્રશ્નો પર ગોખલેએ પોતાનાં વક્તવ્યો દ્વારા સૌનું ધ્યાન ખેંચ્યું તેમજ પોતાનાં સમતોલ મંતવ્યોથી સૌના દિલમાં આદર પણ પેદા કર્યો હતો:

સને ૧૯૦૨માં ફીરોઝશાહ મહેતાએ મધ્યસ્થ ધારા-સભામાંથી સ્વાસ્થ્યને કારણે રાજીનામું આપતાં એ બેઠક સર્વાનુમતે ગોખલેને આપવામાં આવી. આ વખતે તેમની ઉંમર માત્ર છત્રીસ વર્ષની હતી. ત્યારથી માંડીને તેમના અવસાન સુધીનાં તેર વર્ષોમાં ગોખલેએ અસાધારણ સંસદીય કુનેહ બતાવી અને સમગ્ર રાષ્ટ્રના આદરણીય નેતાનું સ્થાન પ્રાપ્ત કર્યું અને એટલા ટૂંકા ગાળામાં રાષ્ટ્ર સમક્ષ કેટલાયે મહત્ત્વના પ્રશ્નોની વિશદ છણાવટ કરીને દેશની સ્થિતિ સુધારવા અંગેનાં અનેક ઉપયોગી સૂચનો કર્યાં, જેમાંનાં ઘણાં તબક્કાવાર ભારતને આપવામાં આવેલા સુધારાઓમાં સમાવી લેવાયાં હતાં.

## બજેટ ચર્ચાઓ

ગોખલે મધ્યસ્થ ધારાસભાના અત્યંત તેજસ્વી સભ્ય નીવડ્યા અને પક્ષપદ્ધતિ જેવું કંઈ તે સમયે ન હોવા છતાં તેઓ વિરોધ પક્ષના નેતા તરીકે ઓળખાવા લાગ્યા. વિરોધ ખાતર વિરોધ કરવાનું તેમના સ્વભાવમાં ન હતું, પણ દરેક મહત્ત્વના પ્રશ્નમાં ભારતનું દૃષ્ટિબિંદુ સચોટ રીતે રજૂ કરવામાં તેમને રસ હતો. તેમની તમામ બજેટ ચર્ચાઓનો અભ્યાસ કરનારને તેમની વિચક્ષણ પ્રતિભા દેખાય છે અને સાથેસાથે મન પ્રસન્ન થાય એવા બુદ્ધિના ચમકારા પણ જોવા મળે છે. મિત્રો તેમની બજેટ ચર્ચાઓ-ની આતુરતા અને આનંદથી રાહ જોતા અને વિરોધીઓ કંઈક ભયની નજરે ઊંચા શ્વાસે રાહ જોતા. ગોખલેની દલીલોનો જવાબ આપવાનું સરકાર પક્ષને

ઘણી વખત ભારે પડી જતું. એક વખત લૉર્ડ કીચનરે ગોખલેને ખાનગીમાં પૂછી લીધું હતું કે ગોખલે લશ્કરી ખર્ચ અંગે બજેટ ચર્ચામાં કયા મુદ્દાઓને ઉપાડવા માગે છે. ગોખલે આ મહાન સેનાપતિની મૂંઝવણ સમજી ગયા અને ઉદારભાવે અમુક મુદ્દાઓ પર સામાન્ય રીતે જે કડક વલણ તેઓ ધારણ કરવા માગતા હતા તે પર સહેજ નરમ વલણ રાખ્યું હતું. ગોખલેની બજેટ ચર્ચાઓ દરમ્યાનનાં સૂચનો પ્રત્યેક નવા બજેટમાં ઓછેવત્તે અંશે સ્વીકારી લેવામાં આવતાં.

ગોખલે વાઇસરૉયની કાઉન્સિલમાં દાખલ થયા ત્યારથી તેમના જીવનનો અત્યંત મહત્ત્વનો તેમજ મહાન વિજયોનો તબક્કો શરૂ થયો. તેમની સને ૧૯૦૨ની પહેલી જ બજેટ ચર્ચામાં સરકારી તેમજ બીનસરકારી સભ્યોને દેખાયું કે આ પહેલાં આ દેશમાં વહીવટી ચર્ચાઓમાં આવી સચોટતા અને પ્રતિભા કદી જોવા મળ્યાં ન હતાં. સને ૧૯૦૨થી છેક જીવનના અંતકાળ સુધીમાં ગોખલેએ બાર બજેટ ચર્ચાઓમાં પોતાની સમગ્ર બુદ્ધિ અને શક્તિનો ઉત્તમ નિચોડ બતાવ્યો. સને ૧૯૦૪માં તે વખતના હિંદી-વજીર બ્રૉડરીકે વાઇસરૉયને લખી જણાવ્યું હતું કે ખર્ચની ફાળવણીમાં ગોખલેનાં સૂચનોને શક્ય હોય તેટલી હદે સ્વીકારવા પ્રયત્ન કરવો. સને ૧૯૦૫-૦૬નું બજેટ આ સિદ્ધિના પૂરાવારૂપ ગણાય છે. લૉર્ડ કર્ઝન જેવા ગોખલેના કટ્ટર રાજકીય વિરોધીએ પણ કહેવું પડ્યું હતું કે ઈશ્વરે ગોખલેને અસાધારણ બુદ્ધિપ્રતિભા આપી છે અને એ શક્તિને ગોખલેએ પોતાના રાષ્ટ્રને ચરણે કોઇ પણ બદ-લાની આશા વિના મૂકી છે. આવા પ્રતિસ્પર્ધી સાથે મેદાનમાં ઊતરવું એ પણ લૉર્ડ કર્ઝનને ગૌરવ લેવા જેવું લાગતું હતું. લૉર્ડ મિન્ટોએ ગોખલેની સને ૧૯૦૬ની બજેટ ચર્ચા સાંભળીને એમ કહ્યું હતું કે આટલું ઉત્તમ કૌશલ્ય બતાવનારા ખુદ ઇંગ્લૅંડની પહેલી હરોળના સંસદ સભ્યોમાં પણ ભાગ્યે જ જોવા મળે છે. સર એડવર્ડ બાર્કરે ગોખલે-ની શક્તિને અંજલિ આપતાં કહ્યું હતું કે પોતાની પછી ભારતના નાણામંત્રી ગોખલે બને એથી વધુ સારું બીજું કંઇ જ ભાગ્યે હોઈ શકે. સર ગાય ફ્લીટવૂડ વિલ્સને બજેટ ચર્ચાઓ દરમ્યાન સ્પષ્ટ રીતે કહ્યું હતું કે વાઇસ-રૉયની કાઉન્સિલમાંની બજેટ ચર્ચાઓ ગોખલે વિના શુષ્ક છે—વર વિનાની જાન જેવી છે. સર જેમ્સ મેસ્ટન ગોખલેને ગ્લેડસ્ટન સાથે સરખાવતા અને કહેતા કે ગ્લેડસ્ટનની માફક ગોખલે હકીકતો અને આંકડાઓને માનવરણકાર સાથે સ્વયં બોલતા કરી દેવાની અદ્ભુત કુનેહ ધરાવે છે. ઇ.એસ. મોન્ટેગ્યુ ગોખલે વિષે લખતાં જણાવે છે કે હકીકતો અંગેની હૈયાસૂઝ અને ઝીણવટને લીધે ગોખલેએ આ દેશને મહત્ત્વનું પ્રદાન કરેલું છે, અને તેમની બજેટ ચર્ચાની રાહ તેમના મિત્રો તો જોતા જ પણ તેમની સાથે સંમત ન થઈ શકે તેવા પણ તે ચર્ચાઓ સાંભળવા માટે એટલા જ ઉત્સુક રહેતા હતા.

આ બધા અભિપ્રાયો પરથી ગોખલેની ધારાસભામાં-ની કામગીરી કેવી અસામાન્ય હતી અને તેઓએ આ દેશને કાજે કેટલી ચિંતા કરી હતી તે દેખાયા વિના રહેતું નથી. પોતાના દેશના માણસો પર સારી છાપ પડે તે તો કદાચ સ્વાભાવિક છે, પણ પરદેશીઓ અને વિરોધીઓના દિલમાં આવો આદર પેદા કરવો એ અસામાન્ય બાબત છે. પોતે સદા એક નાના વિરોધી જૂથમાં હતા તેથી પોતાના પ્રયત્નો બહુ સફળ ન થયા તે સમજાય તેવું છે, છતાં તેમના સમય દરમિયાન તેઓએ અનેક નાનામોટા મોરચાઓ જીત્યા હતા અને તેમના અવસાન બાદ બીજા અનેક જીતાતા રહ્યા છે.

સને ૧૯૦૨ની બજેટની ચર્ચા દરમ્યાન તેઓએ સરકાર પર કડક પ્રહાર કરીને ધ્યાન ખેંચ્યું કે જે દેશમાં આટલી મોટી કંગાલિયત છે અને જ્યાં કરભારણ અસહ્ય બન્યું છે ત્યાં સરકાર પુરાંતવાળાં અંદાજપત્રો બતાવવામાં ગૌરવ લે એ ખરેખર શરમની વાત છે; કેમ કે પુરાંતનો અર્થ જ એ થાય છે કે સરકાર ગરીબ લોકો પાસેથી જરૂર કરતાં પણ વધુ પડતા કર લઈ રહી છે. નાણાંની બચત કર્યાનો આ દેખાવ દંભી છે તેમ જ દેશ સમૃદ્ધિથી છલ-કાઈ રહ્યો છે તેવું ખોટું ચિત્ર ઊભું કરવાનો અયોગ્ય પ્રયત્ન છે. મીઠા પરનો કર ગરીબ પ્રજા માટે અન્યાયી અને ક્રૂર છે તે બાબત ગોખલેએ ભારપૂર્વક કહી ત્યારે નાણાસચિવ સર જેમ્સ વેસ્ટલેન્ડે કબૂલ્યું હતું કે આ કર નાણાકીય જરૂરિયાતને કારણે ખૂબ સંકોચ સાથે નાખવો પડ્યો છે અને હિંદી સચિવ લૉર્ડ ક્રૉસે સને ૧૮૮૮ના હિંદની સરકાર પરના પોતાના સંદેશામાં જણાવ્યું હતું કે મીઠા પરનો કર કામચલાઉ સમજવો અને શક્ય તેટલી વહેલી તકે તેમાં ઘટાડો કરવા પ્રયત્ન કરવો.

ગોખલેના આ પ્રયત્નોનું અદ્ભુત પરિણામ એ આવ્યું કે મીઠા પરનો કર મણે અઢી રૂપીઆ હતો તે ધીમેધીમે ઘટાડીને છેવટે મણે એક રૂપીઆ જેટલો કરવામાં આવ્યો હતો.

ગોખલે ભારતની કરોડોની કચડાએલી, મૂંગી, ગરીબ પ્રજાના વકીલ બન્યા હતા. પરદેશી સરકારની ખર્ચાળ નીતિ, અન્યાયી કરવેરા, સનદી અને લશ્કરી નોકરીઓમાં હિંદીઓની અવગણના, રાષ્ટ્રને ઘડનાર કેળવણી તેમજ સ્વાસ્થ્ય જેવી બાબતોમાં સરકારનું દુર્લક્ષ, વાણી સ્વાતંત્ર્ય પર ખોટા અંકુશ, બ્રિટિશ સામ્રાજ્યના અન્ય ભાગોમાં હિંદીઓની થતી ધૃણા, રૂ પરની જકાતથી ભારતના કાપડ-ઉદ્યોગને ફટકો મારી માન્ચેસ્ટરની મિલોને ભારતમાં બજારો સોંપવાની અક્ષમ્ય નીતિ, ખેડૂતોને ધીરાણની અગવડો, બંગભંગથી ભારતની એકતા તોડવાની લૉર્ડ કર્ઝનની ચાલ, અમલદારશાહીનું પ્રજાથી વિમુખપણું, ગિરમીટિયા મજૂરોની કરુણ દશા, દક્ષિણ આફ્રિકામાં હિંદીઓને થતી કનડગત વગેરે અસંખ્ય પ્રશ્નો અંગે ગોખલેએ પોતાનાં ધારાસભ્ય તરીકેનાં વર્ષોમાં ભારે જહેમત ઉઠાવી પરિસ્થિતિમાં સુધારો લાવવા પ્રયત્નો કર્યા હતા. આ પ્રશ્નોમાં સરકારની અત્યંત ઢીલી નીતિ પર ગોખલેએ ગૌરવભરી રીતે છતાં કડક પ્રહારો કરીને સરકારની ઊંઘ ઉડાડી દીધી. આટલા ટૂંકા જીવનમાં આટલું બધું કરી છૂટવું અને માન અને કીર્તિના ભોગે પણ લીધેલા કાર્યમાંથી ચલિત ન થવું એવી હિંમત જગતમાં બહુ જૂજ લોકનેતાઓએ બતાવી છે. ગાંધીજીએ ગોખલેની મધ્યસ્થ કાઉન્સિલની કામગીરી અંગે લખતાં કહ્યું છે કે ગોખલેને કામ કરતા નિહાળવા એમાંથી ઘણો આનંદ તેમજ જાણવાનું મળતું. ગોખલે એક પળ પણ નકામી જવા ન દેતા. એમના અંગત સંબંધો પણ સામાન્ય જનસમાજના હિત માટે જ રહેતા. તેમની તમામ વાતચીત કે ચર્ચાઓ રાષ્ટ્રના હિતની આજુબાજુ વણાએલી રહેતી અને તેમના વક્તવ્યોમાં કદી પણ અસત્ય કે સહૃદયતાનો અભાવ જોવા મળતાં નહિ. ભારતની ગરીબી અને ગુલામી એ બે જ બાબતો તેમની સતત ચિંતાના વિષયરૂપ હતી.

જૉન હૉલેન્ડે 'ભારતના ઘડવૈયાઓ' અંગેની ગ્રંથમાળામાં ગોખલે વિષે લખતાં કહ્યું છે કે ગોખલેનાં ભાષણો તથા તેમની ચર્ચાઓમાંથી દેખાય છે કે હકીકતો અને આંકડાઓ અંગે તેઓ ખૂબ ચોકસાઈ અને ઝીણવટથી અભ્યાસ કરતા અને તનતોડ જહેમત ઉઠાવતા. આ બધી જહેમતની પાછળ નબળાં અને દીન-દુઃખિયાં માટેની તેમની ચિંતા ભાગ ભજવતી હતી. એમની વ્યાપક ઉદારતાને કારણે તેઓ એક ઉત્તમ દેશપ્રેમી તો હતા જ, ઉપરાંત જ્યારે બીજા લોકો પ્રાંતવાદ કે કોમવાદની નજરે બધું જોતા કે માત્ર ભારત કે માત્ર ઈંગ્લેંડનો વિચાર કરતા ત્યારે ગોખલે આખા સામ્રાજ્યના પરસ્પર સંબંધો અંગે ચિંતા ધરાવતા હતા. જૉન હૉલેન્ડ વધુમાં જણાવે છે કે આ મહાપુરુષને ઇતિહાસમાં તેમનું યોગ્ય સ્થાન હવે મળે તે તાકીદની જરૂર છે. ગોખલેને એક મોળા વિનીત મતવાદી ગણીને બાજુએ હડસેલી મુકાય તેમ નથી. તેઓ ખરેખર તો ભારતના ઘડવૈયાઓમાં શ્રેષ્ઠ હરોળના હતા એ હવે સ્પષ્ટ થવું જરૂરી છે.

સત્તાનાં સૂત્રો વિરોધીઓના હાથમાં હોય અને દેશ પરાધીન હોય ત્યારે પણ વિરોધીઓ પાસેથી કુનેહ, શાણપણ અને સમજાવટથી આટલું બધું મેળવવું એમાં ગોખલેની સંસદીય પ્રતિભા દેખાય છે. ઉદારતાભરી નીતિથી તેઓ સૌનાં મન જીતી લેતા, વિરોધનો ડંખ કાઢી નાખતા અને ધાર્યું કામ પાર ઉતારી શકતા. ગોખલેની ધારાકીય કારકિર્દીનું મૂલ્યાંકન કરતી વખતે તે વખતના નાણાંમંત્રી સર ગાય ફ્લીટવૂડ વિલ્સનના શબ્દો ધ્યાન ખેંચે તેવા છે. સર ગાય કહેતા કે પોતે જો કોઈથી પણ ખરેખર ડરતા હોય તો માત્ર ગોખલેથી ડરતા હતા, તેથી ગોખલે બજેટ-ચર્ચામાં કયી બાબતો પર પ્રહારો કરશે તે અગાઉથી જાણી લેવાને સર ગાય ઉત્સુક રહેતા. પણ એવું બધું ગોખલેને આગળથી પૂછવાની સર ગાયની હિંમત ન હતી. છતાં વિસ્મયમાં નાખી દે એ રીતે ખુદ ગોખલેએ પોતે જ બજેટ ચર્ચા શરૂ થતાં પહેલાં સર ગાયને પત્ર લખીને જણાવ્યું હતું કે પોતે નાણાંમંત્રીને સહેજે મૂંઝવવા ઈચ્છતા નથી. તેથી પોતે બજેટ ચર્ચામાં જે મુદ્દાઓને સ્પર્શવાના હતા તેની પણ અગાઉથી નાણાંમંત્રી સર ગાયને ખબર આપી હતી. આ અંગે સર ગાય ફ્લીટવૂડે લખતાં કહ્યું છે કે આવી ઉદારતા વિરોધ પક્ષના નેતાએ જગતના બીજા કોઇ દેશમાં કદી બતાવી હોવાનો દાખલો મળતો નથી. ગોખલેની ધારાકીય કુશળતાને આથી વધુ સારી અંજલિ ભાગ્યે જ હોઈ શકે.

# અભ્યાસ

૫

વિચાર અને વિવેચનનું સામયિ

જૂન · ૧૯૬૬

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विचारचेतनाम्।

વર્ષ ૫ · અંક ૧૧

"જગતમાં બધા ય લોકો બુદ્ધિ કે જ્ઞાન ધરાવતા નથી, ઞ ધરાવતા હોય તો તેનો ઉપયોગ ઘણી વખત કરતા નથી. પરંતુ કોઈમાં લાગણી તો હોય છે જ. માટે શ્રદ્ધા જેટલી મનુષ્ય હૃદ નિકટ આવી શકે છે તેટલી બુદ્ધિ આવી શકતી નથી. પરંતુ આ શિષ્ટ અને પ્રબુદ્ધ યુગમાં શ્રદ્ધા અને બુદ્ધિનો સતત સહકાર જ સ નીવડી શકે. બુદ્ધિ વિનાની શ્રદ્ધા અંધ હોય છે; જ્યારે શ્રદ્ધા વિ જ્ઞાન ઢોલ સમાન ધાંધલિયું અને ઢોલ સમાન પોલું પણ હોય છે. એ બુદ્ધિનો પ્રાણ છે, બુદ્ધિ એ શ્રદ્ધાની ચક્ષુ છે. શ્રદ્ધા તિમિર તેજમાં લઈ જવા માટે ઉપકારક છે, ત્યારે બુદ્ધિની વ્યવસ્થાશક્તિ પમ છે. શ્રદ્ધા સર્જન કરે છે, બુદ્ધિમાં વિવેક અને ન્યાયથી કરવાની શક્તિ છે. શ્રદ્ધાબળથી માણસ નિશ્ચિંત બને છે, જ્યારે જ્ઞાનસંચયથી તે તર્કવિતર્ક અને સંકલ્પ-વિકલ્પમાંથી ઊંચો આવી નથી. બુદ્ધિવિહોણી શ્રદ્ધાથી આપણે વહેમ અને ધર્માંધતામાં પડી જ છીએ. શ્રદ્ધાવિહોણી બુદ્ધિ વાદવિવાદમાં શૂરી પરંતુ નિષ્ક્રિય પૂરી છે."

ફીરોઝ કા. દ

["શ્રી વિદ્યાબહેન સ્મારક વ્યાખ્યાનો (૧૯૬૦-૧૯૬૩).": 'જીવનમાં શ્ર સ્થાન.' ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ. સને ૧૯૬૪. પૃ.



સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

## અનુક્રમ



*

## સંપાદકના બે બોલ

* સતત આર્થિક વિમાસણ વચ્ચે 'અભ્યાસ' સામયિકનું પ્રકાશન ચાલુ રાખવાનું ઠરાવ્યું હોઈ, વાચકો, ગ્રાહકો, લેખકો તથા જાહેરાતો આપનારા મિત્રો અને મુરબ્બીઓ તથા સર્વસામાન્ય અભ્યાસીઓ અમારી મથામણને સક્રિય હૂંફ અને સહાય આપશે તો આભારી થઈશું.
* નવા છઠ્ઠા વર્ષમાં 'અભ્યાસ'ના ગ્રાહક તરીકે ચાલુ રહેવા ઇચ્છતા ગ્રાહકો લવાજમના રૂ. ૧૨/– કૃપયા જલદી મોકલે તેવી વિનંતી છે. લવાજમ પૂરું થયા વિષેની સૂચના અલગ ટપાલથી મોકલવાનું રાખ્યું નથી.

*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫)
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક–'અભ્યાસ', 'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* પ્રથમ પાંચ વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઈ. અંગે પત્રવ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પૉસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*


સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

સળંગ ૫૯ અંક






## નવું શૈક્ષણિક વર્ષ

આપણી શાળા-મહાશાળાઓનું નવું શૈક્ષણિક વર્ષ જૂનમાં શરૂ થાય છે. એમાં નવું કેટલું ને રોજિંદું કેટનું? સંસ્થાઓ, અભ્યાસક્રમો, શિક્ષકો મોટે ભાગે પૂર્વવત્ ચાલુ રહે છે. છતાં, તેઓ પણ નૂતન દૃષ્ટિ ને તાજગી બતાવી શકે. વિદ્યાર્થીઓ તો ઘણાખરા નવા જ હોય છે. પાસ થઇને ઉપલા ધોરણમાં પ્રવેશેલો વિદ્યાર્થી પણ એક રીતે નવો જ છે. આ બધાં જુવાન ભાઈ-બેનોની કુતૂહલવૃત્તિને સ્પર્શે, એમની જ્ઞાનપિપાસાને સંતોષે, એમની વિચારશક્તિને ખીલવે એવો ઉત્સાહી, થનગનાટવાળો, તરવરાટભર્યો અને નાવિન્યપૂર્ણ કાર્યક્રમ આપણી વિદ્યાસંસ્થાઓ યોજે છે ખરી? જો હા, તો કેટલે અંશે? કે પછી, ઘણીખરી સંસ્થાઓ હંમેશની ઘટમાળમાં જ પડી રહે છે?

વ્યક્તિ શું કે સંસ્થા શું, જો તે નિત્ય નવીન ન બની રહે તો જોતજોતાંમાં તે નિષ્પ્રાણ થઈ જશે. રોજ નવું જોવું, અવનવો અનુભવ મેળવવો, નૂતન વિચાર જાણવો, નવી દૃષ્ટિ કેળવવી એ માનવપ્રગતિની નિશાની છે. એવો વિકાસ કરવા માટે દરેકના વ્યક્તિત્વને અને કર્તૃત્વને આજે અવકાશ અને અનુકૂળતા છે ખરાં?

નવું એટલે જૂનાનો ત્યાગ નહિ. બધું જ નવું આવકારદાયક નથી હોતું; બધું જ જૂનું સંઘરવા-લાયક નથી હોતું. નવુંજૂનું એ કેવળ કામના ફેરફારની પ્રક્રિયા નથી. સતત સક્રિય રહેતી ચેતના વડે આપણે નવાજૂનાનો સુમેળ સાધી શકીએ છીએ. આપણા વિચારવર્તનમાં તાજગી અને તેજ હંમેશ રહે એ રીતે આપણા ટકાઉ જૂના પર મજબૂત નવાની રચના કરવાની છે. એમાં આપણી સમજદારી અને ઔચિત્યબુદ્ધિ કામે લગાડવાની છે.

નવી નવી ચીજો અને પ્રક્રિયાઓને આવકારવી એટલે એ બધી અપનાવવી એવું પણ નથી. પરંતુ, નવી લાગતી વસ્તુઓ અને વિચાર-ધારાઓથી ગભરાવું તો ન જ જોઇએ. બલ્કે, એવી ,નવીનતાઓને હરખથી જોવીજાણવી જોઇએ અને સ્વસ્થતાથી સમજવી જોઇએ. વિદ્યાસંસ્થાઓમાં આવા કામ માટે સૌથી વિશેષ અનુકૂળતા અને સ્વાભાવિકતા છે, પરંતુ, આજની આપણી નવી અને વધતી જતી વિદ્યાસંસ્થાઓમાં, તેમજ જૂની સંસ્થાઓમાં પણ, આવી વ્યવસ્થા અને આબોહવા દેખાય છે ખરી? ઈમારતો નવી છે, આકૃતિઓ નવીન છે, બાહ્ય ઉપચારો નવા છે, પણ અંદરની બાબતોનું શું? અંદર એ જ જરીપુરાણી બાબતો અને રીતરસમો!

પરીક્ષાઓનાં પરિણામો પ્રસિદ્ધ થતાં ઉછરતી પેઢીનાં સહુમાં આનંદ કે ગ્લાનિની ઊર્મિઓ પ્રગટે છે. ઉનાળા પછી વરસાદ આવે છે તેમ ચિંતાના તાપ બાદ આહ્લાદકતાની વૃષ્ટિ થાય છે. પરંતુ, બધા માટે આવું હોતું નથી. નાપાસ થનારાઓનો વર્ગ આપણે ત્યાં નાનોસૂનો નથી. નાપાસ થએલાઓને નિરાશા તો મળે જ છે. પણ એ બધાં ખરેખર નાપાસ થવાને લાયક હોય છે ખરાં? સંપૂર્ણ પરીક્ષા-પદ્ધતિ ક્યાં યે ન હોય તો પણ આપણે ત્યાં એ પદ્ધતિ પ્રતિવર્ષ વધુ ને વધુ ખામીભરી અને ખોડવાળી નથી બનતી રહી? પાસ થએલાઓ પણ બધાં એવી સિદ્ધિ માટે લાયક હોય છે? અડસટ્ટે જેઓ પાસ થઈ ગયા અગર જે કેટલાકને

પાસ કર્યા અથવા આબાદ અદ્ધર ચડાવ્યા તેમને ખરેખર તો મનમાં પોતાને વિષે ભય અને અશ્રદ્ધા જ વધારે થતાં હશે!

પરિણામો જાહેર થયા પછી, વિવિધ વિદ્યાસંસ્થાઓમાં પ્રવેશની ભીડ અને હાલાકી હમણાંથી વધી રહી છે. શિક્ષણના રાષ્ટ્રવ્યાપી પ્રસારને કારણે વિદ્યાર્થીઓની સંખ્યા જ્યાં ત્યાં વધે એ દેખીતું છે. એમને શિક્ષણ આપવા મથતી સંસ્થાઓ અને સગવડો પ્રમાણમાં ઓછી વધે એ જોઈ શકાય તેમ છે. સંખ્યા વધવાથી ને સગવડો કાંઇક ઘટવાથી ગુણવત્તાનું પ્રમાણ અને વાતાવરણ ડહોળાય એ પણ સમજી શકાય તેમ છે. પરંતુ, પ્રવેશનાં ધોરણો આપણે ત્યાં મુકરર થએલાં છે ખરાં? દરેક વિદ્યાર્થી પોતાના સ્વાભાવિક વલણ પ્રમાણે જે તે વિદ્યાશાખામાં જઈ શકે છે ખરો?

આજે આપણી અનેક નવીજૂની વિદ્યાસંસ્થાઓ કેવળ યંત્રવત્ ચાલતી શાળો બની ગઇ છે! આપણા સંચાલકો, આચાર્યો, શિક્ષકો, ઈત્યાદિને જોઈએ છીએ ત્યારે થાય છે કે આ બધા શાના સૂત્રધારો છે– વિદ્યાસંસ્થાઓના કે વેપારી પેઢીઓના? દાખલા તરીકે, વિદ્યાસંસ્થાઓ અંગેની મહત્ત્વની માહિતી સૂત્રરૂપે માત્ર આપવી તે એક વાત છે; પણ કોઈ મોટી દુકાન ખોલી હોય એ રીતે છાપાંઓમાં સતત જોરદાર જાહેર-ખબરો દ્વારા, વિદ્યાર્થીઓને ઘરાક ગણીને, એમને પોતાની તરફ આકર્ષનારા, લલચાવનારા લોકોને સ્વપ્નાંમાં પણ વિદ્યા અને સરસ્વતીનો ભેટો કે સંગાથ થતો હશે ખરો? જુવાન પેઢીમાં નમ્રતા, સંસ્કાર, વિવેક, જ્ઞાન અને સચ્ચાઈનું સિંચન થાય તે માટે જેમણે પોતાના આચારવિચારથી સતત પ્રામાણિક મથામણ કરતા રહેવાનું છે એવા વિદ્યાસંસ્થાઓના વિવિધ વડિલો, સૂત્રધારો, શિક્ષકો જ્યારે સાવ ઊલટું અને બેહૂદું વર્તન કરે ત્યારે કેળવણી અને પ્રગતિ વિષેની રહીસહી આશાઓ પણ ધૂળભેગી થઈ જાય છે.

વિદ્યાસંસ્થાઓના સંચાલકો, શિક્ષકો અને નેતાઓ રખે ભૂલે કે તેઓ વિશિષ્ટ તથા અનેરી રાષ્ટ્રસેવા કરનારા ધુરંધરો છે. એમની રીતિનીતિ સાફ અને સ્વચ્છ હોવી જોઈએ. એમના કામકાજમાં મનુષ્યસહજ ભૂલો ભલે થાય, થતી રહેશે; પણ તેઓ હલકી, કૃત્રિમ, અસંસ્કારી અને સંકુચિત સ્વાર્થપ્રવૃત્તિમાં તો કદી ગુંથાએલા ને સપડાએલા ન હોવા જોઈએ! વિદ્યા પ્રત્યે જુવાન પેઢીનું આકર્ષણ વધે એ રીતની કામગીરી આ બધા વડિલોએ કરવી જોઈએ. નૂતન સમાજની સ્થાપના કદી એક ક્ષણે થતી નથી કે એક બનાવથી બંધાતી નથી. રોજબરોજ પ્રસારિત કરાતી નવી આબોહવામાંથી જ નવો સમાજ અને નવા આદર્શો પ્રસ્થાપિત થાય છે.

શિક્ષકોને પણ એ વાતનું વિસ્મરણ ન થવું જોઈએ કે તેઓ જે વિષય ભણાવતા હોય તે ભલે વિષય તરીકે જૂનો હોય, એ વિષે એમણે અગાઉ ઘણું વાંચ્યું હોય, વિચાર્યું હોય, તૈયારી કરી હોય, તો પણ નવા વર્ષ માટે એમની તૈયારી નવેસરથી, તાજગીભરી, નવવિચારોથી સભર હોવી જોઈએ. દરેક વિષયમાં કાંઈ ને કાંઈ નવું બનતું જ હોય છે. જૂની વાતોનાં નવાં સ્વરૂપો છતાં થતાં હોય છે. નવી સૂઝ, નવા દષ્ટિ-કોણો, નવાં પાસાં, નવી માહિતી સતત ઉમેરાતાં હોય છે. જ્ઞાનવિજ્ઞાન અને સંશોધનની પ્રક્રિયા એ રીતે અખંડ વૃદ્ધિ પામતી અને નિત્ય નવીન બનતી હોય છે. એમાંથી પાન કરીને નવા વર્ષના નવા વિદ્યાર્થીઓને નવો ઉત્સાહ અને નૂતન વિચાર આપતાં રહેવું એ વિદ્યાસંસ્થાઓની અને શિક્ષકોની મધુર અને મહત્ત્વની જવાબદારી છે.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

*

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી

**હપ્તો ૪૭ [તા. ૨૦ સપ્ટેંબર થી તા. ૨૩ સપ્ટેંબર અને તા. ૭ નવેંબર ૧૯૪૮]**



## તા. ૨૦ સપ્ટેંબર ૧૯૪૮, સોમવાર

સવારે નિત્યવિધિ. બાકી રોજનીશી. મેં અને સૌ.વતીએ અમારા વસિયતનામાં ઉપર સહીઓ કરી. ડૉ. ફોજદાર, બાબુરાવ મહેતા, ચિ. બાળ અને ચિ. અણ્ણા–આ બધાની રૂબરૂ સહીઓ કરીને એમની સાક્ષીઓ લીધી. ડૉ. ફોજદારે પેસાબના મારા સ્થાનને તપાસીને પહેલાં કરતાં સારું છે, પણ ચામડીની healthy condition નથી એમ બોલ્યા. જોઈએ, હવે કેટલા દિવસ લાગે છે. શ્રી નરોત્તમ હઠીસિંગ અને વકીલ ચિમનલાલ પરીખ આવ્યા હતા. ગઈ કાલના સ્ટેટમેન્ટમાં થોડા સુધારા કર્યા. મારી રોજનીશીમાંના (પ્રસિદ્ધ થનારી) કેટલાક ભાગનો ચિ. અણ્ણાએ ગુજરાતી તરજુમો કર્યો છે તે જોયો. ઘરના હિસાબો અને બીજી વ્યવસ્થા વિષે ચિ. અણ્ણાને સૂચનાઓ આપી. મળવા માટે ઘણા બધા લોકો આવ્યા હતા.

૧૧-૩૦ વાગ્યે જમણ આટોપીને તૈયાર થયો. લોકો ઘણા બધા એકઠા થએલા. ભદ્રમાંથી મુરબ્બી કાકી અને કુટુંબીજનો, જાંભેકર કુટુંબીજનો અને બીજાંઓ મળીને અમારા સહિત આઠ મોટરોમાં અમે બધાં ૧-૩૦ના અરસામાં નીકળ્યાં અને વિમાનઘર પર આવ્યાં. ત્યાં ગામના પ્રતિષ્ઠિત એવા વિવિધ લોકો મોટી સંખ્યામાં હાર-કલગીઓ લઈને આવ્યા હતા. ન આવવામાં ફક્ત મ્યુનિસિપલ પ્રમુખ અને શહેર કૉંગ્રેસના પદાધિકારીઓ!! ઠીક. સહુની સાથે વાતો કરતાં કરતાં વખત ક્યાં યે ચાલ્યો ગયો અને બરાબર ૨–૨૦ વાગ્યે અમે બન્ને વિમાનમાં નીકળ્યાં.

આજે કેટલા યે દિવસોથી કામની જંજાળ હતી તેને કારણે, અને વરસાદની ઋતુને લીધે વિમાન થોડું હાલતું હતું એને કારણે, વિમાનમાં વાચન વગેરે બહુ થયું નહિ. શ્રી. ઠાકોરભાઈ ઠાકોરનું નિવેદન–યુનિવર્સિટીની જગ્યાનું રાજીનામું એમની પાસેથી માગ્યું તે અંગે–પ્રસિદ્ધ થયું છે તે વાંચ્યું. સ્પષ્ટ અને નૈતિક ભૂમિકા પરથી નિવેદન કર્યું છે એથી સારું લાગ્યું. ચિ. અણ્ણાએ ત્રણ પુસ્તકો વાંચવા માટે આપ્યાં છે: (૧) Miss Stebbingનું Ideals and Illusions (૨) Tolstoyનું Recollections and Essays; અને (૩) Lin Yutang નું The Importance of living. આ પૈકી પહેલા પુસ્તકનો કેટલોક ભાગ વાંચ્યો. સારો લાગ્યો. એમાંના નીચેના બે વિચારો તો મને બરાબર ગળે ઊતર્યા.

"....our most urgent need today is to know clearly what are the things that belong to our happiness."

"I do not think anyone has a right to speak dogmatically for others in the matter of ideals."

વિમાન જયપુરમાં થોભ્યું હતું ત્યારે ચા અને ટોસ્ટ લીધાં. બન્ને ભાવ્યાં.

૫-૩૦ના અરસામાં પાલમ વિમાનઘર પર આવી પહોંચ્યાં. શ્રી નાફડે અમને લેવા સારુ આવ્યા હતા. ૬-૧૫ના અરસામાં ઘેર (૨૦, અકબર રોડ) આવ્યાં. લાલા દેશબંધુ ગુપ્તા પાલમ પર જ મળ્યા. આવતી કાલે બપોરે એમણે ભોજનનો કાર્યક્રમ રાખ્યો છે. કેટલાક લોકોને તથા આખા પ્રતિનિધિમંડળને નિમંત્રણ આપ્યું છે. મેં એમનું નોતરું માન્ય રાખ્યું.

ઘેર શેઠ કસ્તુરભાઈ રાહ જ જોતા હતા. એમને મળ્યો. ચા અને શૌચ આટોપીને સરદાર વલ્લભભાઈને મળવા જઈ આવ્યો. ત્યાં મુખ્ય વાત હૈદ્રાબાદની નીકળી. સ્વાભાવિક સહુને આનંદ થયો છે. આ બનાવમાં ઈંગ્લેંડમાંના કન્ઝર્વેટિવ પક્ષના લોકોનો હાથ છે, અને બેવિનના તાજેતરના જ ભાષણ પરથી બ્રિટિશ પ્રધાનમંડળનો પણ આમાં હિસ્સો હોય એવો એમને (વલ્લભભાઈને) સંશય છે.

રાત્રે જમણ આરોપીને વહેલો જ સઈ ગયો. વિમાન કંપનીનો રાત્રે ફોન આવ્યો કે પરમ દિવસે તા. ૨૨મી એ નીકળવાને બદલે ગુરુવાર તા. ૨૩મીએ બપોરે વિમાન ઊપડશે. દિલ્હીમાં એક વધારે દિવસ વહેલો નકામો આવ્યો!

## તા. ૨૧ સપ્ટેમ્બર ૧૯૪૮, મંગળવાર

સવારે નિત્યવિધિ. કેટલાક કાગળો લખ્યા. ચિ. અણ્ણાને અંગ્રેજીમાં એક સવિસ્તર પત્ર પાઠવ્યો. ઈંગ્લેન્ડના આ પ્રવાસમાંથી ઘેર સવિસ્તર કાગળો મરાઠીમાં લખવાનું મુશ્કેલ. અશક્ય. એટલે અંગ્રેજીમાં કાગળ લખ્યો અને હવે પછી પણ અંગ્રેજીમાં જ પત્રો મોકલવાનો છું. એની નકલો વડોદરામાં ચિ. સૌ. તાઈ ને અને બાળાસાહેબ મહાજનને તથા મુંબઈમાં ચિ. બાપુ અને દાદામામાને મોકલવાનું સગવડભર્યું છે, એવો પણ વિચાર ખરો. રોજનીશી જો કે મરાઠીમાં જ લખવી અને તે પણ શક્ય હોય ત્યાં સુધી સવિસ્તર લખવી એવી યોજના છે. જેટલું ફાવે તેટલું ખરું.

ઘણી બધી બાકી રોજનીશી પણ આજે લખી નાખી. પ્રવાસમાં સામાનનો વીમો ઊતરાવવો વગેરે પરચૂરણ કામોમાં ઠીક ઠીક વખત ગયો.

૧ થી ૩ સુધી કૉન્સ્ટિટ્યૂશન ક્લબમાં લાલા દેશબંધુના Lunchમાં ગયો હતો. ત્યાં અમારા પ્રતિનિધિમંડળના તમામ સભ્યો (પંડિત બાળકૃષ્ણ શર્મા સિવાય), ડૉ. જીવરાજ મહેતા, ડૉ. મથાઈ, જયરામદાસ, જગજીવનરામ વગેરે પ્રધાનમંડળના અને અન્ય લોકો આવ્યા હતા. ચર્ચામાં અન્ય પ્રશ્નો સાથે હૈદ્રાબાદનો સવાલ પણ નીકળ્યો હતો. હૈદ્રાબાદના વિજયને કારણે આપણી પ્રતિષ્ઠાએ ઉચ્ચાંક સર કર્યો છે (our stocks have gone high) એવું કોઈકે કહ્યું, તે વખતે હું વિનોદમાં બોલ્યો કે, 'જો ઉદારતા બતાવીએ તો હજી વધારે ઉચ્ચાંક મેળવીશું.' નિઝામ સાથે ઉદારતાથી વર્તાવ રાખવો એવી બૂમાબૂમ કેટલાક લોકોએ અત્યારથી જ કરવાની શરૂઆત કરી છે એને અનુલક્ષીને હું બોલ્યો હતો. મારા બોલવા પર તરત કેટલાક લોકોએ વિરોધ દર્શાવ્યો. 'એક હજાર વર્ષ પહેલાં પૃથ્વીરાજે મહમદ ઘોરીને આવી જ ઉદારતા બતાવી હતી. એનું પરિણામ એ આવ્યું કે પૃથ્વીરાજને તો મરણને ભેટવું જ પડ્યું પણ આજ લગી હિંદુઓને એનાં પરિણામો ભોગવવાં પડે છે. ઠીક. બીજી બાબતો વિષે પણ વાતચીતો થઈ.

ત્યાંથી ઘેર આવતાં ત્રણ વાગ્યા. પછી વિશ્રાંતિ. ૪-૪૫થી કામની શરૂઆત. કેટલાક કાગળો અને બીજી તૈયારી. સાંજે શેઠ કસ્તુરભાઈ આવ્યા હતા. અમદાવાદ મિલઓનર્સ તરફથી ભેગા કરનારા ગાંધી સ્મારક નિધિ બાબતમાં એમણે લખવાના કાગળનો મુસદ્દો આપ્યો. આ પૈસા અમદાવાદના હરિજન આશ્રમ માટે જ ખર્ચ કરવા એ મુખ્ય મુદ્દો અને તેને માટે સરદાર વલ્લભભાઈ, હું અને નરહરિ પરીખ, મિલઓનર્સના એક પ્રતિનિધિ અને પરિક્ષિતલાલ મજમુદાર એ પ્રમાણે સભ્યો રાખવા એવી સૂચના છે. જોઈએ શું થાય છે તે.

પછી ૭-૩૦ થી ૮-૧૫ સુધી પંડિતજીને ત્યાં અમે ગયાં હતા. એમણે અમારા પ્રતિનિધિમંડળને બપોરે ૪-૩૦ વાગ્યે બોલાવ્યું હતું. પરંતુ Speaker તરીકે મારે પ્રધાનમંડળની કચેરીમા જવું તે પાર્લમેન્ટરી પદ્ધતિને અનુસરતું ન હોવાથી હું ગયો નહોતો. માટે આ મુલાકાત હતી. ખાસ મુદ્દાઓ નહોતા પણ વિલાયત જતાં પહેલાં એમને મળવું એ ફરજ. 'વિલાયતમાં લોકો હૈદ્રાબાદ વિષે પૂછશે ત્યારે અમારે શું કહેવું? અલબત્ત અમે હિંદુસ્તાન સરકારના અધિકૃત પ્રતિનિધિઓ તરીકે જતા ન હોવાથી અમે જે કહીએ તે સરકારને બંધનકારક નહિ હોય. પરંતુ સરકારનું ધોરણ અમને ખયાલમાં હોય તો સારું'—પંડિતજીએ નીચે પ્રમાણે મુદ્દાઓ રજૂ કર્યા.

(૧) નિઝામે દેશની બહાર ખૂબ પૈસા ખર્ચીને ઈસ્લામ, વિદ્યા વગેરેને ઘણી મદદ કરી હોવાથી હિંદુસ્તાનની બહાર એમનું વજન છે અને લોકોને એમને વિષે સહાનુભૂતિ છે તેને લીધે કડક ધોરણ બાંધતી વખતે વિચાર કરવો પડે છે.

(૨) આપણો વિજય ઝડપથી થયો પણ એનું કારણ અમુક અંશે એ છે કે નિઝામના સરસેનાપતિ એલ. અડ્રુસે આપણા ભારતીય લશ્કરનો વિરોધ નહિ કરવાનુ ધોરણ રાખ્યું હતું. અનેક દિવસોથી ઍડ્રુસ આપણે ત્યા કોઈક સમાધાન માટે આવતા હતા. કદાચ એ જ

ભાવિ ધોરણને કારણે એમણે વિરોધની ભૂમિકા છોડી દીધી હશે. (મને જો કે એવું લાગતું નથી. પોતાનો [illegible] નાશ જ થશે એવી ખાતરીથી જ એમ. એટલે આવું ધોરણ અપનાવ્યું હોવું જોઈએ એમ મને લાગે છે.)

(૩) આપણા ઝડપી વિજયને કારણે નિઝામની લશ્કરી તાકાત કશી પણ ન હોવા છતાં આપણે અમથી બૂમાબૂમ કરી મૂકી એમ કેટલાક લોકોનો અભિપ્રાય છે. લશ્કરી બળથી આપણે નિઝામને દબાવી રહ્યા છીએ એવો ખયાલ યુરોપિયન રાષ્ટ્રોમાં ફેલાયો છે. હવે આ સ્થિતિ બદલાઈ રહી છે.

(૪) આ પ્રકરણ ટૂંક વખતમાં જ આટોપાયું એ સારું થયું; નહિ તો પાકિસ્તાન સાથે લડાઈનો પ્રસંગ ઊભો થયો હોત, આપણા દેશમાં કોમી હુલ્લડો થયાં હોત.

(૫) નિઝામની સાથે, અન્ય રાજા-મહારાજાઓની માફક જ, વર્તાવ રખાશે.

ત્યાંથી શ્રી રાજાજીને ત્યાં અમે ગયાં. અમારી સાથે જમવામાં ડૉ. જીવરાજ, સૌ. હંસા મહેતા એમ લોકો હતાં. વાતચીતમાં યુનિવર્સિટી શિક્ષણ, દેશી ભાષાઓનું સ્થાન, શિક્ષણનું માધ્યમ હિંદુસ્તાની ભાષા કેટલે અંશે શક્ય છે, અંગ્રેજીનું સ્થાન વગેરે રસિક વિષયો નીકળ્યા હતા. પછી થોડો વખત ત્યાં સિનેમા જોઈને ૧૧-૧૫ના અરસામાં મુકામ પર પાછાં આવ્યાં. થોડું પરચૂરણ વાચન.

### તા. ૨૨ સપ્ટેમ્બર ૧૯૪૮, બુધવાર

સવારે નિત્યવિધિ. બાકી રોજનીશી-લેખન. શ્રી ઘનશ્યામદાસ ગુપ્તા (C.P. Speaker)ના હિંદી ભાષા અંગેના પત્રનો જવાબ, આમાં ઘણો ગયો વખત ગયો.

શ્રી કાકાસાહેબ કાલેલકર સવારે આવ્યા. મારા રોજનીશી ગ્રંથના પહેલા ખંડ માટે એમણે લખેલી પ્રસ્તાવના જોઈ.

બીજાં પરચૂરણ કામો અને વાચન વગેરેમાં વખત પસાર થયો. ૧ થી ૩ વલ્લભભાઈને ત્યાં જમવા માટે અમે ગયાં હતાં. ડૉ. જીવરાજ, સૌ હંસાબહેન અને સત્યનારાયણ સિંહા એમ લોકો હતાં.

મુકામ પર આવીને વિશ્રાંતિ. પછી ટપાલ. બાકી રોજનીશી આગળ ચાલુ. આવતી કાલ માટેની સામાન બાંધવાની તૈયારી વગેરે. શેઠ કસ્તૂરભાઈ આવ્યા હતા.

સાંજે ડૉ. મથાઈ, ડૉ. શ્યામપ્રસાદ અને શ્રી નાફડેને ઘેર મળવા જઈ આવ્યો.

ડૉ. અપ્પાસાહેબ પંડિત કલકત્તાથી સાંજે આવ્યા. આજે જમવામાં (રાત્રે) ડૉ. અને શ્રીમતી કેળવકર આવ્યાં હતાં. ભોજન બાદ જેલમાંનાં મારાં કેટલાંક સંસ્મરણો. પછી રોજનીશી. થોડો વખત સામાનની તૈયારી.

### તા. ૨૩ સપ્ટેમ્બર થી તા. ૭ નવેમ્બર ૧૯૪૮

તા. ૨૩ સપ્ટેમ્બરે બપોરે એક વાગ્યે દિલ્હીથી B. O. A. C. (British Overseas Airways Corporation)ના વિમાનમાં સૌ.વતી અને હું Parliamentary Delegation સાથે નીકળ્યાં તે દિલ્હીમાં તા. ૮ નવેમ્બર ૧૯૪૮ને રોજ સવારે ૧૧-૩૦ વાગ્યે પાછાં આવ્યાં. તે સમયની રોજનીશી જુદી નોટબુકમાં લખવાનું નક્કી કરીને નીકળ્યો હતો. એ મુજબ જુદી રોજનીશીનો પ્રારંભ પણ કરેલો. પરંતુ સમયના અભાવે રોજનીશી લખવાનું બન્યું નહિ. ટાંચણું કરી રાખ્યું છે, એ ઉપરથી નિરાંતે સવિસ્તર લખવાનો વિચાર છે. થાવે ત્યારે ખરું. પરંતુ વિલાયતના પ્રવાસમાંના દરેક દિવસની હકીકતના સવિસ્તર કાગળો મેં ચિ. અપ્પુને પાઠવ્યા છે. એ પત્રોની ફાઈલ એણે બનાવી છે. એ પત્રો એટલે રોજનીશી જ છે એમ સમજવામાં હરકત નથી. સવિસ્તર કાગળો અને રોજનીશી બન્ને લખવા માટે વખત મળવો એ શક્ય જ નહોતું. ઠીક. (ક્રમશઃ)

# અર્વાચીન ગુજરાતનું રાજકીય ઘડતર-૧૦

## દાદાભાઈ નવરોજી (ઇ. સ. ૧૮૨૫-૧૯૧૭)ના રાજકીય વિચારો

### પ્રવીણચંદ્ર પારેખ

આ ત્યાર સુધી આપણે જે વ્યક્તિઓના રાજકીય વિચારોનો અભ્યાસ કર્યો તે બધા બુદ્ધિજીવીઓ હતા. પરંતુ પ્રસ્તુત લેખ અને ત્યાર પછીના લેખમાં જેમના વિચારોની ચર્ચા કરવાની છે તે બન્ને —દાદાભાઈ નવરોજી અને ફિરોઝશાહ મહેતા— રાજકીય નેતાઓ પણ હતા. વળી, તેઓ સમગ્ર ભારતના રાજકીય નેતાઓ હતા. તેમના વિચારો અને પ્રવૃત્તિઓથી તેમણે અર્વાચીન ભારતને ઘડયું તેની સાથે તેના એક અંગ તરીકે ગુજરાતને પણ ઘડયું તે દૃષ્ટિએ તેમના વિચારોની ચર્ચા આ લેખમાળામાં કરવી ઉચિત છે.

દાદાભાઈ અને ફિરોઝશાહ મહેતા બન્ને ઉદારમતવાદી રાજકીય નેતાઓ હતા. ઉપરાંત, ભારત પ્રત્યેની બ્રિટનની શુભ નિષ્ઠામાં બન્નેને દૃઢ વિશ્વાસ હતો. આટલું મૂળભૂત સામ્ય બન્નેની વિચારણામાં હતું તે સિવાય તેમના વિચારોમાં સારા પ્રમાણમાં ભિન્નતા હતી જે તેમના વિચારોની ચર્ચાને અંતે પ્રતીત થશે.

દાદાભાઈના રાજકીય વિચારોની ચર્ચા શરૂ કરીએ તે પહેલાં તેમના દીર્ઘ આયુષ્યનાં અગત્યનાં સીમાચિહ્નો જોઈ જવાં જોઇએ. દાદાભાઈ મુંબાઈની એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટના પ્રથમ ૭ વિદ્યાર્થીઓમાંના એક હતા. વિદ્યાર્થી અવસ્થા દરમ્યાન 'ધ સ્ટુડન્ટસ લિટરરી ઍન્ડ સાયન્ટિફિક સોસાયટી' નામનું એક મંડળ તેમણે સ્થાપ્યું અને તેનુ 'ધ સ્ટુડન્ટ્સ લિટરરી મિસેલેની' નામનું એક સામયિક પણ તેમણે શરૂ કર્યું. સને ૧૮૫૧માં સોરાબજી શાપુરજી અને નવરોજજી ફર્દુનજીના સહકારથી તેમણે 'રાસ્ત ગોફતાર' (સત્યવક્તા) નામનું એક સામયિક શરૂ કર્યું. દરમિયાન, સને ૧૮૫૦માં તેમની જ સંસ્થામાં ગણિત અને ભૌતિકશાસ્ત્રના મદદનીશ પ્રાધ્યાપક તરીકે તેમની નિમણુક થઈ હતી. સને ૧૮૫૨મા મુંબાઈના જાહેરજીવનના એક નેતા નાના શંકરશેઠના સહકારથી તેમણે 'બૉમ્બે ઍસોસિયેશન' નામની રાજકીય સંસ્થાની સ્થાપના કરી. એ સંસ્થા સ્થાપવા મળેલી જાહેર સભામાં દાદાભાઇએ રાજકીય પ્રશ્નો ઉપરનુ તેમનું પ્રથમ વ્યાખ્યાન આપ્યું. ત્યાર પછી તેઓ વ્યાપારમાં પડયા અને એ અર્થે ઇંગ્લેન્ડમાં પણ વસ્યા. ત્યાં પણ તેમણે રાજકીય પ્રવૃત્તિઓ કરી અને તેમના પ્રયત્નોને પરિણામે હિન્દીઓને સિવિલ સર્વિસમાં સ્થાન મળ્યું. સને ૧૮૭૧માં પાર્લમેન્ટે હિન્દની આર્થિક તપાસ માટે નીમેલી ફૉસેટ કમિટી સમક્ષ તેમણે જુબાની આપી. સને ૧૮૮૬માં રાષ્ટ્રીય કૉંગ્રેસના બીજા અધિવેશનના પ્રમુખ તરીકે તેમની વરણી થઈ. સને ૧૮૯૨માં તેઓ બ્રિટિશ પાર્લમેન્ટના પ્રથમ હિન્દી સભ્ય તરીકે ચૂંટાઈ આવ્યા. સને ૧૮૯૬માં તેમણે વેલ્બી કમિશન સમક્ષ જુબાની આપી. સને ૧૯૦૬માં ફરી વખત તેઓ કૉંગ્રેસના કલકત્તા અધિવેશનના પ્રમુખ ચૂંટાયા. સને ૧૯૧૭માં તેમનું મૃત્યુ થયું.[1]

એક ઉદારમતવાદી રાજકીય નેતા તરીકે અને પ્રગતિશીલ દેશભક્ત તરીકે દાદાભાઈ સ્વાભાવિક રીતે જ બિનસાંપ્રદાયિક રાષ્ટ્રવાદના પ્રણેતા હતા. તેમણે કહ્યું છે: "All the people in their political position are in one boat. They must sink or swim together. Without this union all efforts will be vain."[2]

રાજકીય ક્ષેત્રે દાદાભાઇએ ભારતીય પ્રજા વતી નીચેની ત્રણ માગણીઓ બ્રિટિશ સરકાર સમક્ષ રજૂ કરી હતી અને તે માટે ચળવળ કરવાનો લોકોને અનુરોધ કર્યો હતો: (૧) સિવિલ સર્વિસનું હિન્દીકરણ, (૨) પ્રજાકીય પ્રતિનિધિત્વવાળી ધારાસભાઓની સ્થાપના અને (૩) ઇંગ્લેન્ડ અને ભારત વચ્ચે ન્યાય અને સમાનતાના ધોરણ ઉપર નાણાંકીય સંબંધોની સ્થાપના.[3]

સિવિલ સર્વિસના હિન્દીકરણનો પ્રશ્ન ફક્ત ગણ્યાગાંઠયા શિક્ષિત હિન્દીઓનો પ્રશ્ન ન હતો. એ માગણીનાં બે પાસાંઓ હતાં—આર્થિક અને નૈતિક.

સિવિલ સર્વિસમાં નીમાતા અંગ્રેજ અધિકારીઓને આપવામાં આવતા ઊંચા પગારો અને તે દ્વારા ભારતની બહાર ખેંચાઈ જતું ભારતનું ધન ભારતની ગરીબીનું એક અગત્યનું કારણ હતું.

સિવિલ સર્વિસના હિન્દીકરણની માગણીનું બીજું પાસું નૈતિક હતું. જ્યાં સુધી હિન્દીઓને સિવિલ સર્વિસમાં લેવામાં ન આવે ત્યાં સુધી સ્વાભાવિક રીતે જ તેમની વિવિધ શક્તિઓના વિકાસ માટેનાં દ્વાર તેમને માટે બંધ રહે: 'They could not rise, they could not develop their capacity for higher government, because they had no opportunity, the result was, of course that their faculties must be stunted.'[૪]

દાદાભાઈની બીજી માગણી ભારતમાં પ્રજાકીય પ્રતિનિધિત્વવાળી ધારાસભાઓની સ્થાપનાની હતી.

મુક્ત અને પ્રજાકીય રાજ્યવ્યવસ્થાની જન્મભૂમિ બ્રિટન છે. બ્રિટિશ સામ્રાજ્યની એક પ્રજા તરીકે પ્રજાકીય પ્રતિનિધિત્વવાળી ધારાસભાઓની માગણી કરવી એ ભારતની પ્રજાનો હક્ક છે. સને ૧૮૮૫માં કૉંગ્રેસના પ્રથમ અધિવેશનમાં તેમણે નાણાંકીય સત્તા અને પ્રશ્નો પૂછવાની સત્તા ધરાવતી ધારાસભાઓ માટે માગણી કરી. સને ૧૯૦૬માં તેમણે બ્રિટિશ ડોમિનિયનોના ધોરણ મુજબ પ્રજાનું સંપૂર્ણ પ્રતિનિધિત્વ ધરાવતી ધારાસભાઓ સ્થાપવા માટે માગણી કરી. ભારતની પ્રજા આ જાતની ધારાસભાઓ માટે લાયક બને ત્યાર પછી જ એવી ધારાસભાઓ સ્થાપી શકાય એવી બ્રિટિશ દલીલોનો દાદાભાઈએ નીચે પ્રમાણે જવાબ આપ્યો હતો:

"It is futile to tell me that we must wait till all the people are ready. The British people did not so wait for their parliament. We are not allowed to be fit for 150 years. We can never be fit unless we actually undertake the work and the responsibility."[૫]

બ્રિટન અને ભારત વચ્ચેના નાણાંકીય સંબંધો ન્યાય અને સમાનતાના પાયા ઉપર રચાય એ દાદાભાઈની ત્રીજી માગણી હતી. એ માગણી અંગેનાં લખાણો અને ભાષણોમાં તેમણે બ્રિટન દ્વારા થતા ભારતના આર્થિક શોષણને ઉઘાડું પાડ્યું એ તેમની સૌથી મોટી રાજકીય સેવા છે. ભારતના રાજકારણ અને અર્થકારણનો સવાલ અને સ્વરાજ્યનો સવાલ એ કંઈ ફક્ત ભારતીય સમાજના ઉપલા વર્ગના જ હિતનો સવાલ નથી, પરંતુ ભારતની કરોડોની આમજનતાની ગરીબાઈનો અને બ્રિટન દ્વારા થતા ભારતના આર્થિક શોષણનો સવાલ છે તે સર્વ પ્રથમ દાદાભાઈએ ભારતની પ્રજાને સમજાવ્યું.

હિન્દની સંપત્તિના શોષણ વિષે તેઓ કહે છે:

'હિન્દુસ્તાનની સંપત્તિનું આ જે શોષણ થઈ રહ્યું છે તેનું સ્વરૂપ વિવિધ છે; પહેલું એ કે, અંગ્રેજ અધિકારીઓ અહીંથી ધન ભેગું કરીને વિલાયતમાં મોકલી દે છે તે. વિલાયતમાં તેમજ અહીં પોતાની જુદી જુદી જરૂરિયાતોને અંગે જે ખરચ કરે છે તે ઇંગ્લેન્ડમાં નિમાએલા લોકોને જે પગાર અને પેન્શનો મળે છે તે અને હિન્દુસ્તાન સરકાર વિલાયતમાં જે ખરચ કરે છે તે;– આ બધાનો પહેલા સ્વરૂપમાં સમાવેશ થાય છે અને આ શોષણના બીજા સ્વરૂપમાં બિનઅધિકારી અંગ્રેજ લોકો જે પૈસો અહીં કમાઈને વિલાયત રવાના કરે છે તેનો સમાવેશ થાય છે. આ શોષણને પરિણામે હિન્દુસ્તાનમાં મૂડી એકઠી થતી નથી અને તેથી જે બ્રિટિશ લોકો અહીંથી શોષણ કરીને એકઠું કરેલું ધન પોતાના દેશમાં લઈ જાય છે તેને ફરી મૂડીના રૂપમાં અહીં પાછું લઈ આવે છે. તેમને અહીંના વેપારનો અને ઉદ્યોગધંધાનો જાણે કે ઇજારો મળે છે; અને આમ તેઓ હિન્દુસ્તાનના દ્રવ્યનું વધારે પ્રમાણમાં હરણ કરે છે. સરકાર મારફતે થતું દ્રવ્યનું હરણ એ જ આ બધાનું મૂળ કારણ છે.'[૬]

ભારતના દ્રવ્યહરણની ઉપર્યુક્ત માન્યતાની કૉંગ્રેસના વિનીત આગેવાનો ટીકા કરતા હતા અને તેને દાદાભાઈએ કરેલી અતિશયોક્તિ એમ કહેતા હતા. તેમની દલીલ એવી હતી કે અંગ્રેજ અધિકારીઓ અહીં જે નોકરી બજાવે છે અને દેશમાં શાંતિ અને સલામતી સ્થાપવાનું જે કાર્ય કરે છે તેનો તેમને યોગ્ય બદલો મળવો જોઈએ. એ દૃષ્ટિએ વિચારતાં એ અધિકારીઓને અપાતા પગારને દ્રવ્યહરણ કહી શકાય નહિ. કદાચ, એ અધિકારીઓને યોગ્ય કરતાં જેટલું વધારે વળતર મળતું હોય અને તેનો જેટલો ભાગ વિલાયત પહોંચતો હોય તેટલા ભાગને

દ્રવ્યહરણ કહી શકાય. દાદાભાઈને આ દલીલો સ્વીકાર્ય ન હતી. કૉંગ્રેસના પહેલા અધિવેશનમાં તેમના વિનીત ટીકાકારોને તેમણે નીચે પ્રમાણે જવાબ આપ્યો હતો:

'એક વક્તાએ કહ્યું કે, હિંદીઓની નિમણૂંક કરવાથી ખરચ ઓછું આવશે. મને લાગે છે કે આ મુદ્દો લોકો હજી બરાબર સમજ્યા નથી. સાચી વાત તો એ છે કે, હિંદી લોકોને નીમવાથી ખરચ ઓછું આવશે, એટલું જ નહિ, પણ આજે જે પગાર અંગ્રેજને મળે છે તેની પાઈએ પાઈ આપણે ત્યાં જ રહેશે. જ્યારે જ્યારે કોઈ યુરોપિયનની નિમણૂંક કરવામાં આવે છે, તે તે વખતે જે જગ્યા સ્વાભાવિકપણે હિંદી માણસને મળવી જોઇએ. એ જગ્યા એક અંગ્રેજ પડાવી જાય છે. તેની જગ્યાએ હિંદી માણસની નિમણૂંક થાય એ જ સ્વાભાવિક છે. અને આવો હિંદી માણસ જે જે પૈસા વાપરે તે રાષ્ટ્રની દૃષ્ટિથી લાભ જ છે; અને જે પૈસો તે સંઘરે છે તેનો પણ રાષ્ટ્રમાં જ સંગ્રહ થાય છે અને તેનો લાભ રાષ્ટ્રના બધા લોકોને મળે છે, પરદેશી માણસને આપવામાં આવતી એકેએક પાઈ રાષ્ટ્રીય દૃષ્ટિથી ખોટ છે અને હિન્દીને મળતી એકેએક પાઈ રાષ્ટ્રીય દૃષ્ટિથી બચત જ છે. મેં વારંવાર તમને સમજાવવાનો પ્રયત્ન કર્યો છે તેમ, દેશના દારિદ્ર્ય અને સમૃદ્ધિના મૂળમાં આ જ એક પ્રશ્ન વસ્તુતઃ રહેલો છે... પરદેશમાં ઘસડાઈ જતા ધનનો આ પ્રવાહ જો અટકે, જનતાનું આ રક્તશોષણ જો બંધ થાય, તો હિંદુસ્તાન પોતાની કુદરતી સંપત્તિ, પોતાની મહેનત અને પોતાની મૂડીને જોરે ઈંગ્લેન્ડ જેટલું જ શ્રીમંત થશે. એમાં જ ઈંગ્લેન્ડનું તેમજ આખી માનવજાતિનું સાચું હિત રહેલું છે; અને બ્રિટન જો આમ કરશે તો જ બ્રિટિશ રાષ્ટ્રને અને તેની કીર્તિને ગૌરવ પ્રાપ્ત થવાનું છે.'[૭]

બ્રિટિશ મૂડીદારો ભારતમાં જે મૂડી રોકે છે તે વાસ્તવિક રીતે ભારતમાંથી લૂંટાઈને વિલાયત ગએલો પૈસો જ હોય છે. ભારતમાંથી લૂંટેલા પૈસાનો અમુક ભાગ ભારતમાં જ મૂડી તરીકે રોકીને તેમાંથી નફો પ્રાપ્ત કરવામાં આવે છે અને વળી પાછો તે નફો ઈંગ્લેન્ડ લઈ જવામાં આવે છે. ભારતની પ્રજા માટે આમ 'લૂંટનું એક વિષચક્ર ચાલે છે. તેથી ભારતમાં મૂડી રોકતા બ્રિટિશ મૂડીદારો ભારત માટે આપત્તિરૂપ છે:

'હવે મને કોઈ એવો સવાલ પૂછશે કે, બ્રિટિશ મૂડીવાળાઓ હિંદુસ્તાનમાં જઈને ત્યાં પોતાની મૂડી રોકે નહિ તેમજ વેપાર કરે નહિ, એમ તમે કહેવા માગો છો? મારા કહેવાનો આશય એવો બિલકુલ નથી. તેઓ તેમ કરે એની સામે મને જરા ય વાંધો નથી...પણ એમ કરવા માટે તેઓ પોતાની જ મૂડી લાવે અને પછી તે મૂડી વડે ગમે તેટલો નફો ભલે મેળવે. એને માટે હિંદુસ્તાન તેમને દુવા દેશે. પણ મારા કહેવાનો અર્થ એટલો જ છે કે, એક તો તેમણે હિંદુસ્તાનને લૂંટવું નહિ; તેને દુઃખી અને લાચાર બનાવવું નહિ; અને તેને લૂંટીને મેળવેલા ધનમાંથી થોડોક ભાગ અહીં લાવીને તેને પોતાની મૂડી તરીકે રોકવો નહિ. આ લૂટનો પૈસો પાછો અહીં લાવીને તેને જોરે હિંદુસ્તાનની કુદરતી સંપત્તિનો અને શ્રમશક્તિનો હિંદને જ લૂંટવાના કામમાં ઉપયોગ કરવો નહિ અને આખો નફો પોતે જ પચાવી જવો નહિ અને દેશના વતનીઓને કેવળ લાકડાં ચીરનારા અને પાણી ભરનારા વૈતરા બનાવીને તેમની અમેરિકાના દક્ષિણનાં રાજ્યોમાં ગુલામોની જે સ્થિતિ છે તેનાથી પણ વધારે હીન સ્થિતિ કરવી નહિ.'[૮]

સને ૧૮૮૦માં ફૅમિન કમિશનના અહેવાલમાં પોતાનો મતભેદ દર્શાવનારી પૂરવણીમાં તેઓ કહે છે:

'હવે હિંદુસ્તાન ઉપર એક નવી જ આફત આવી પડશે એવી ધાસ્તી રહે છે. અત્યાર સુધી હિંદુસ્તાનની ભૂમિના પૃષ્ઠ ભાગ ઉપર જે ધન હતું તે ઈંગ્લેન્ડ ઉઠાવીને સાફ કરી ગયું છે. હવે પછી હિંદુસ્તાનની ભૂમિની અંદરનું ધન પણ ત્યાં લઈ જવામાં આવશે અને હિંદુસ્તાન લાચાર બનીને જમીનદોસ્ત થઈ જશે. તેની મૂડી ઈંગ્લેન્ડ લઈ ગયું છે. હવે હિંદુસ્તાનમાં જે ખનિજ સંપત્તિ છે અને જેને ખોદી કાઢવા માટે મોટી મૂડી અને કિંમતી યંત્રો જોઇશે તે ખનિજ સંપત્તિને લઈ જવાને માટે એ જ મૂડી અહીં પાછી લાવવામાં આવશે. તદ્દન હલકા દરજ્જાનું શારીરિક તેમ જ બૌદ્ધિક વૈતરું કરનારા લોકોને મળતું વળતર બાદ કરતાં બાકીની બધી સંપત્તિ યુરોપિયન લોકો અહીંથી હોઈયાં કરી જશે અથવા જુદે જુદે રૂપે ત્યાં હરણ કરી જશે. આ હરણ પ્રથમ નોકર તરીકે પગારના રૂપમાં અને પછીથી વેપારના નફા કે ડિવિડન્ડના રૂપમાં થશે; અને ગરીબ બિચારી

ભારતભૂમિને પોતાના સંતાનોને હલકી કોટીનાં કામ કરવાની પણ તક મળી તે માટે પોતાના નસીબનો પાડ માનવાનો રહેશે! અને હિંદુસ્તાનમાં ખૂબ ખનિજ સંપત્તિ મળી આવી છે અને હિંદુસ્તાન ઉપર ભારે મહેર વરસી છે એવી ઘોષણાઓ કરવામાં આવશે. આજે રેલવે, પરદેશ સાથેનો વેપાર વગેરેનો વિકાસ થયો છે તે માટે નગારાં વગાડીને અમારા કાન ફોડી નાખવામાં આવે છે.

બ્રિટિશ મૂડી આજે બીજા દેશોમાં જાય છે અને તે હિંદુસ્તાનમાં પણ આવે છે એ ખરું છે, પણ તે બેમાં એક મોટો તફાવત છે. બીજા બધા દેશોને બ્રિટિશ મૂડીદારો પોતાના પૈસા વ્યાજે ધીરે છે અને તેમની સાથે તેમનો સંબંધ તેટલા પૂરતો જ રહે છે. તે દેશોના લોકો એ મૂડીનો પોતાની મરજી પ્રમાણે ગમે તેવો ઉપયોગ કરે છે અને મૂડી ધીરનાર શાહુકારને ફક્ત વ્યાજ આપે છે; અને કેટલીક વખત તે પણ મળતું નથી તેમનું અમુક નુકસાન પણ થાય છે. પરંતુ હિંદુસ્તાનનો મામલો આથી સાવ જુદો છે. અહીં બ્રિટિશ મૂડીવાળાઓ કેવળ વ્યાજે પૈસા ધીરીને થોભતા નથી, પણ પોતાની મૂડીની સાથે આ દેશ ઉપર ચઢાઈ લઇને આવે છે. આ મૂડીની સહાયથી જે ધન પેદા થાય છે તે તેમના જ દેશબાંધવો આ દેશમાં વાપરી નાખે છે અને બાકીનું નફા કે ડિવિડંડને રૂપે ઇંગ્લૅન્ડ ખેંચી જાય છે.

તેથી અંગ્રેજ લોકોની નિમણૂકો કરવાની હાલની હાનિકારક નીતિ બંધ કરીને તેને બદલે હિંદુસ્તાનની તાકાત વધે અને ખુલ્લી હરીફાઈમાં પોતાના સ્વાવલંબનને જોરે તે ટકી રહેવાને સમર્થ ન થાય ત્યાં સુધી, જે ધંધાઓ હિંદુસ્તાન પોતાની મૂડીથી કાઢી શકે તેમ ન હોય તે બધા ધંધાઓ સરકારે તેની વતી કાઢવા જોઇએ અને એ કામ હિંદી લોકો મારફતે કરાવીને તેમને તેમાં કેળવવા જોઇએ. આવું થશે ત્યારે જ હિંદુસ્તાનના આખા શરીરમાં ફરી લોહી વહેતું થશે. હિંદુસ્તાનને બ્રિટિશ મૂડીની અત્યંત જરૂર છે એ વાત ખરી; પણ તેને બ્રિટિશોની એકલી મૂડી જ જોઇએ છે; બ્રિટિશો પોતાની મૂડી સાથે આ દેશ ઉપર સવારી કરે અને મૂડીની સાથે તે જ મૂડીની મદદથી પેદા થતું ધન તે લોકો જ પડાવી જાય એ હિંદુસ્તાનને પરવડે તેમ નથી.'૯

એ જ પૂરવણીમાં આગળ ચાલતાં દાદાભાઈ કહે છે:

'હિંદુસ્તાનમાં લોકોનાં જીવિત અને વિત્ત સુરક્ષિત છે એમ કહેવું એ કેવળ એક કાલ્પનિક કથા જ છે. પણ વસ્તુસ્થિતિ જોતાં એવું કશું જ દેખાતું નથી. એક અર્થમાં અથવા એક રીતે જોતાં હિંદી જીવિત તથા વિત્ત સુરક્ષિત છે. એટલે કે લોકોના એકબીજા ઉપર થતા અત્યાચાર અથવા હિંદી આપખુદ રાજાઓના અત્યાચારોમાંથી લોકો સુરક્ષિત છે. એટલા પ્રમાણમાં લોકોનાં જીવિત અને વિત્તની સલામતી સિદ્ધ થઈ છે અને તે માટે હિંદ બ્રિટનનું હંમેશ ઋણી રહેશે. પણ ઇંગ્લૅન્ડ પોતે જે લૂંટ ચલાવી રહ્યું છે તેનાથી હિંદુસ્તાનમાં વિત્તની અને તેથી જીવિતની પણ લગીરે સલામતી રહી નથી. હિંદુસ્તાનની સંપત્તિ સુરક્ષિત નથી. જો કોઈ ખરેખર સુરક્ષિત હોય તો તે કેવળ ઇંગ્લૅન્ડ જ છે. અને તેથી હાલના હૂંડિયામણના દર મુજબ તે દર વરસે હિંદુસ્તાનનું ત્રણથી ચાર કરોડ પાઉન્ડ જેટલું ધન અહીં ને અહીં જ હોઈયાં કરે છે અથવા લૂંટીને પોતાના દેશમાં લઈ જાય છે... તેથી હું એમ કહેવાની હિંમત કરું છું કે હિંદુસ્તાનમાં પ્રજાનાં જીવિત અને વિત્તની સલામતી નથી; એટલું જ નહિ, પણ જ્ઞાન અને ડહાપણ પણ સુરક્ષિત નથી. અર્ધપેટે જીવવું, ભૂખમરાથી મરણશરણ થવું અથવા દુકાળને લીધે કે રોગચાળાને લીધે મરવું, એ જ હિંદુસ્તાનના લાખો લોકોનું જીવન છે એમ કહી શકાય.'૧૦

જૂના જમાનામાં આક્રમણો દરમિયાન થતી લૂંટ અને બ્રિટન દ્વારા થતી વ્યવસ્થિત અને સતત લૂંટની સરખામણી કરતાં દાદાભાઈ કહે છે:

'જે દ્રવ્યાપહરણનું પ્રમાણ આ (ઓગણીસમા) સૈકાની શરૂઆતમાં દર વરસે ત્રીસ લાખ પાઉન્ડ જેટલું હતું તે આજે ત્રણ કરોડનું થયું છે. મહમદ ગઝનીએ અઢાર સવારીઓ કરીને અઢાર વખત હિંદુસ્તાનને લૂંટ્યો એમ ઇતિહાસના જાણકારો આપણને કહે છે; પણ અઢારેય સવારીઓ મળીને તેણે લૂંટેલી કુલ સંપત્તિ, તમે (અંગ્રેજો) જેટલી સંપત્તિ દર વરસે હિંદમાંથી લૂંટી જાઓ છો તેનાથી તો, ઓછી જ હતી. બીજું, તેણે હિંદુસ્તાનને જે ઘા કર્યા તે કંઈ નહીં અઢારમા ઘા પછી

થતા અટકયા હતા. પણ જે ઘા તમે કરો છો અને તેથી રક્તપાત થાય છે તેનો અંત જ આવતો નથી. જેમ ઋતુઓનું ચક્ર નિયમિતપણે ચાલુ હોય છે, તેમ અમે જીવીએ કે મરીએ, ગમે તે થાય તો પણ અમારા પેદા કરેલા ધનમાંથી ત્રણ કરોડ પાઉન્ડ જેટલું ધન અમારે દર વરસે દેશની બહાર રવાના કરવું જ રહ્યું.

તમારું આ વૈભવશાળી સામ્રાજ્ય હિંદી જનતાના પૈસા અને લોહીના પાયા ઉપર ઊભું કરેલું છે. યુદ્ધોના આ જબરદસ્ત ખરચોને લીધે તેમ જ તમે દર વરસે હિંદના દ્રવ્યનું જે અપહરણ કરો છો તેને પરિણામે, હિંદુસ્તાન પૂરેપૂરો થાકી ગયો છે અને તેને રક્તસ્રાવ થઈ રહ્યો છે. આજે જો એ રક્તસ્રાવને લીધે હિંદુસ્તાન મરણ-પંથે પડ્યો હોય તો તેમાં નવાઈ પામવા જેવું કંઈ નથી.'[૧૧]

ભારતમાં બ્રિટિશ રાજ્યની સ્થાપના લૂટ અને શોષણના પાયા ઉપર થઈ છે એમ જણાવતાં દાદા-ભાઈ કહે છે:

'અઢારમા સૈકાની અધવચમાં અંગ્રેજ લોકો તે વખતના હિંદી સૂબાઓની હકૂમત નીચે રહીને મહેસૂલ વસૂલ કરવાનું કામ કરતા. હિંદુસ્તાન અને ઈંગ્લેન્ડનો આવી રીતે સંબંધ થવાથી જે રાજ્યવહીવટની પદ્ધતિ અમલમાં આવી તેનો પાયો લોભ અને અન્યાય પર રચાયેલો હતો. જે લોકો ત્યાં (હિંદ) જતા તે બધા કેવળ પોતાનું નસીબ અજમાવવાના ઉદ્દેશથી જ જતા અને તેઓ જ્યાં સુધી તેમાં ફાવતા ત્યાં સુધી હિંદના લોકોની શી દશા થાય છે તેની જરા ય પરવા કરતા નહિ.'[૧૨]

ભારતની જનતાનું શોષણ બ્રિટિશ રાજ્યના નાશનુ પણ કારણ બનશે એવી ભવિષ્યવાણી દાદાભાઈએ ભાખી હતી.

'હિંદુસ્તાનની આર્થિક અને નૈતિક પાયમાલી જો આવી રીતે ચાલુ રહેશે તો એક ભયંકર ઉલ્કાપાત થયા વિના રહેવાનો નથી એ રસ્તે ચાલતા આંધળાને પણ સૂઝે તેવું છે. એ ઉત્પાતને પરિણામે કાં તો હિંદુસ્તાન જાતે આપખુદ રાજસત્તાની એડી નીચે કચડાતું જઈને આખરે વિનાશ પામશે, અથવા એ વિનાશક સત્તાનો ઉચ્છેદ કરી નાખશે.'[૧૩]

દાદાભાઈના ઉપર્યુક્ત વિધાન સાથે માર્ક્સનું નીચેનું વિધાન સરખાવવા જેવું છે:

'The Indians will not reap the fruits of the new elements of society scattered among them by the British bourgeoisie, till in Great Britain itself the new ruling classes shall have been supplanted by the industrial proletariat, or till the Hindus themselves shall have grown strong enough to throw off the English yoke altogether.'[૧૪]

એ નોંધવું પણ રસપ્રદ છે કે ભારતમાંના અંગ્રેજી રાજ્યના અંત વિષેની દાદાભાઈ અને માર્ક્સની આગાહી કરતાં લૉર્ડ મૅકૉલેની આગાહી વધારે સાચી નીવડી છે.

આચાર્ય જાવડેકર કહે છે તેમ બ્રિટન દ્વારા થતા ભારતના આર્થિક શોષણને ઉઘાડું પાડીને અને તેના ભાવિ પરિણામોની આગાહી કરીને દાદાભાઈએ જહાલ રાજકારણનો પાયો નાખ્યો. ત્યાર પછીના ભારતના મોટા ભાગના રાજકીય નેતાઓ એમ માનતા થયા કે ભારતના લોકોએ તેમની સર્વ શક્તિ રાજકારણમાં કેન્દ્રિત કરવી જોઈએ. દાદાભાઈ પોતે તો ભારતના લોકોનાં હિતો સિદ્ધ કરવા માટે શાંતિમય માર્ગો અપનાવવામાં માનતા તેમજ બ્રિટનની શુભનિષ્ઠામાં તેમને શ્રદ્ધા હતી. પરંતુ જે રીતે તેમણે સ્પષ્ટ અને ભાવવાહી શબ્દોમાં ભારતના શોષણની શાસ્ત્રીય રજૂઆત કરી અને ભાવિ ક્રાન્તિની આગાહી કરી તેને પરિણામે બીજા વિનીત આગેવાનો દાદાભાઈને જહાલવાદી માનતા. સને ૧૯૦૭માં કલકત્તામાં 'નવા પક્ષના સિદ્ધાંતો' એ વિષય ઉપર ભાષણ આપતાં લોક-માન્ય ટિળકે કહ્યું હતું કે:

'જ્યારે રાષ્ટ્રીય મહાસભા પ્રથમ સ્થાપવામાં આવી અને દાદાભાઈના મતો, જે આજે વિનીત પક્ષના મનાય છે, તે જનતા આગળ રજૂ થયા ત્યારે તેમને જહાલ નામથી ઓળખાવવામાં આવ્યા હતા એટલે તમે જોશો કે, 'જહાલ' શબ્દ પ્રગતિનો દ્યોતક છે.'[૧૫]

જ્યારે દાદાભાઈ પહેલી વખત ઈંગ્લેન્ડ ગયા ત્યારે તે દેશમાં આયાત થતા અનાજ ઉપરની જકાત રદ કરાવવા એક મોટું આંદોલન જૉન બ્રાઈટ અને કૉબ્ડન ચલાવતા હતા. તે આંદોલનની સફળતાની દાદાભાઈના મન ઉપર ઊંડી છાપ પડી. ત્યારથી તેઓ એમ માનતા થયા કે સતત ચળવળ ચલાવીને જ અને તે દરમિયાન અનેક કષ્ટો સહન

કરીને જ આપણે આપણા હક્કો પ્રાપ્ત કરી શકીશું.

બંગાળીઓએ ચળવળનો માર્ગ અપનાવ્યો તેથી તેમને આનંદ અને સંતોષ થયો હતો. સને ૧૯૦૬માં કલકત્તાની કૉંગ્રેસના પ્રમુખ તરીકેના ભાષણમાં તેમણે નીચે પ્રમાણે કહ્યું હતું:

'જૉન બુલ પાસેથી આપણે જે ન્યાય મેળવવા માગતા હોઈએ, તો ચળવળ કરો, હિંદુસ્તાનને એક છેડેથી બીજા છેડા સુધી ખૂણેખૂણામાં ચળવળ ચલાવો. અલબત્ત, એ ચળવળ શાંતિથી જ ચલાવવાની હોય, એ કહેવાપણું ન હોય. આપણે આપણી માગણીની બાબતમાં પૂરેપૂરા ગંભીર છીએ એવી તેની ખાતરી કરી આપો. બંગાળીઓ આ પાઠ શીખ્યા છે અને તેઓ આપણી કૂચની મોખરે છે તે જોઈને મને આનંદ થાય છે. દ્રવ્યનો ત્યાગ કરતાં અને મન મૂકીને જાતે કામ કરતાં બધા હિંદીઓએ શીખવું જ જોઈએ. ચળવળ કરો, ચળવળ કરવી એટલે લોકોને કેળવણી આપવી, જ્ઞાન આપવું. હિંદુસ્તાનની જનતાને તેના હક્કો ક્યા છે અને તે તે હક્કો શી રીતે મેળવી શકે તેનું જ્ઞાન આપો. હિંદી જનતાના હક્કો ક્યા છે તેનું બ્રિટિશ જનતાને જ્ઞાન આપો અને એ હક્કો તેને શા માટે તેણે આપવા જોઈએ તે સમજાવો. આપણે નથી બોલતા તો આપણને પૂરેપૂરો સંતોષ છે અને આપણને કશું જોઈતું નથી એમ તેઓ કહે છે. આપણે બોલીએ છીએ તો આપણે 'ચળવળિયા'માં ખપી જઈએ છીએ! સરકાર પોતે ગમે તેવી ગેરકાયદે જોહુકમી ચલાવે છે અને આપણને માત્ર એમ કહેવામાં આવે છે કે, તમે બંધારણુસરનું વર્તન રાખો.'[૧૬]

બ્રિટનની ભારત પ્રત્યેની શુભનિષ્ઠામાં તેમને છેવટ સુધી શ્રદ્ધા હતી. પરંતુ બ્રિટિશ સામ્રાજ્યવાદીઓ તેમનાં તાત્કાલિક હિતો તરફ જ જોતા અને ભારતની પ્રજાની માગણીઓની અવગણના કરતા તેથી તેમને નિરાશા પણ થતી. સને ૧૯૦૬ની કૉંગ્રેસમાં જ તેમણે કહ્યું હતું:

'મેં મારા પ્રયત્નની શરૂઆત કરી ત્યારથી એટલા બધા વખત મને નિરાશા થઈ છે કે, તેથી બીજા કોઈ માણસનું હૈયું ફાટી જાત, અને મને એમ પણ લાગે છે કે, તેણે સાવ નિરાશ થઈ ને બળવો કર્યો હોત. 'પરસીવિયરન્સ'–'ખંત' એ એક ઉત્કૃષ્ટ અંગ્રેજી શબ્દની અસર મારા મન ઉપર હોવાથી અને એ ગુણને મેં મારું જીવનસૂત્ર બનાવેલું હોવાથી જ હું હતાશ થયો નથી.'[૧૭]

'ખંતથી મંડ્યા રહો અને સ્વરાજ હાંસલ કરો' એ જ ભારતની પ્રજાને તેમનો ખરો અને આખરી સંદેશ હતો:

'એક થાઓ, ખંતથી મંડ્યા રહો અને સ્વરાજ હાંસલ કરો. એમ કરશો તો જ દારિદ્રય, દુકાળ અને પ્લેગથી નાશ પામતા લાખો માણસો અને પેટપૂરતું ખાવા ન મળવાથી ભૂખે મરતા કરોડો માણસો જીવતા રહી શકશે અને તો જ હિંદ દુનિયાનાં મહાન અને સુધરેલાં રાષ્ટ્રોની હરોળમાં તેનું પ્રાચીન કાળનું ગૌરવવંતું સ્થાન ફરી એક વાર પ્રાપ્ત કરી શકશે.'

'સ્વરાજ એ જ એકમાત્ર અને મુખ્ય ઇલાજ છે. આપણી આશા, આપણું બળ અને આપણી મહત્તા સ્વરાજમાં જ રહેલાં છે.'[૧૮] (ક્રમશઃ)

## સંદર્ભ-સૂચિ


૧ આ માહિતી માટે નીચેનાં લખાણોનો આધાર લીધો છે: (૧) સને ૧૯૬૨ના 'કુમાર'માં લેખકના નામરહિત દાદાભાઈ ઉપરનો લેખ; (૨) આચાર્ય જાવડેકર કૃત 'આધુનિક ભારત' (3) Dadabhai Naoroji: The Grand Old Man of India–R. P. Masani

2 Quoted by O.P.Goyal in his 'Studies in Modern Indian Political Thought.' p. 36

3 Ibid p. 31

4 ,, p. 31

5 ,, p. 32

૬ આચાર્ય જાવડેકર કૃત, 'આધુનિક ભારત'માંથી ઉદ્ધૃત. પૃ. ૧૨૯

૭ એજન પૃ. ૧૩૦.

૮ એજન પૃ ૧૩૧.

૯ ,, પૃ. ૧૩૧-૩૨.

૧૦ ,, પૃ. ૧૩૩.

૧૧ ,, પૃ. ૧૩૩–૩૪.

૧૨ ,, પૃ. ૧૩૪.

૧૩ ,, પૃ. ૧૩૪.

14 The First War of Indian Independence –K. Marx and F. Engels. (Moscow)

૧૫ 'આધુનિક ભારત'માંથી ઉદ્ધૃત. પૃ. ૧૩૬.

૧૬ એજન પૃ. ૧૨૫–૨૬.

૧૭ ,, પૃ. ૧૨૫.

૧૮ ,, પૃ. ૧૧૬.


*

# અધ્યાપકો અને અધ્યાપકોના વ્યવસાય વિષે ચિંતન

ફીરોઝ કા. દાવર

[મુરબ્બી દાવર સાહેબ આ વર્ષે, તા. ૧૫ જૂન ૧૯૬૬થી, એમની એકધારી દીર્ઘ સેવાઓને અંતે શિક્ષણ-ક્ષેત્રમાંથી નિવૃત્ત થયા છે; અલબત્ત, વિદ્યા સાથેનો એમનો સંપર્ક તો આજીવન ચાલુ રહેવાનો જ. સંનિષ્ઠ, વિદ્વાન અને લોકપ્રિય શિક્ષક તરીકે તેઓ ગુજરાતને સુપરિચિત છે. પોતાના પવિત્ર વ્યવસાયના પચાસ વર્ષના અનુભવો અને સંસ્મરણો આલેખતો એમનો આ લેખ એલ. ડી. આર્ટ્સ કૉલેજના વાર્ષિક 'અંજલિ'(માર્ચ, ૧૯૬૬)માં અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયો હતો તેનો અધ્યાપક ઉપેન્દ્ર ભટ્ટે કરેલો ભાવાનુવાદ ઉક્ત કૉલેજના અને લેખકના સૌજન્યથી 'અભ્યાસ'ના વાચકોને સુલભ થાય છે. દાવર સાહેબને હું દીર્ઘાયુ અને સરસ તંદુરસ્તી ઇચ્છું છું. તેઓ આપણને ઓછામાં ઓછાં બેત્રણ વિચારપ્રેરક પુસ્તકો નિવૃત્તિ સમય દરમિયાન આપે એવી પણ ઇચ્છા અને ભાવના સહુ ગુજરાતી તથા અંગ્રેજી વાચક ભાઇબહેનો વતી પ્રગટ કરું છું. એમના ચિંતન અને અનુભવના પરિપાકરૂપે આપણને ઘણું જાણવાનું, શીખવાનું અને વિચારવાનું મળે તેમ છે. દાવર સાહેબને હું પ્રેમાદરપૂર્વક વંદન કરું છું. —પુ. ગ. મા.]

નિવૃત્તિ ભૂતકાળના પુનરાવર્તન માટેનો યોગ્ય સમય છે, અને પોતાના જીવનમાં જેનું ઘણું બધું મહત્ત્વ એને લાગ્યું હતું એવા પોતાના એ વ્યવસાયમાંથી નિવૃત્ત થતા અધ્યાપક માટે ભૂતકાળમાં અવગાહન કરવું—ડૂબકી મારવી અને એને વિષે વિસ્તારથી કહેવું એ એને માટે સ્વાભાવિક છે. હમેશાં જાહેરખબરના પૂરેપૂરા પ્રકાશમાં રહેતા અથવા પ્રેક્ષકોની તાળિયોના ગડગડાટ વચ્ચે રંગભૂમિ ઉપર પોતાનું સ્થાન જમાવતા જતા અભિનેતાના કાર્ય જેટલું પ્રદર્શનીય કાર્ય અધ્યાપકનું નથી. એથી ઊલટું (જ્યાં માત્ર પોતાના સિવાય બીજા કોઈનો પણ અવાજ સાંભળવામાં આવતો નથી એવા) પોતાના વર્ગના ઓરડામાં અથવા નિર્જન એકાન્ત ગ્રંથાલયમાં અધ્યાપક એના સર્વોત્તમ સ્વરૂપે પ્રગટ થતો હોય છે. અગ્રગણ્ય રાજનીતિજ્ઞ કે વિખ્યાત વકીલની આત્મકથાનુ પ્રત્યેક પાનું જીવનના સર્વ સ્તરના લોકોના તેના સંપર્કના અનુભવો અને પ્રસંગવિશેષોથી રોમાંચિત કરી મૂકે છે. આવા હક હું દાવો કરી માગી શકતો નથી, અને જો હું મારી આત્મકથા લખવાની ભૂલ કરું તો તે નીકના પાણી જેવી નીરસ નીવડશે. મારું પરિચય-વર્તુળ મર્યાદિત છે. મારે કોઈ ગાઢ મિત્ર નથી, પણ રાહત-જન્ય એ છે કે મારે કોઈ શત્રુ પણ નથી. સાહિત્યની 'સુવર્ણસૃષ્ટિમાં' ઝાઝા ભાગનો પ્રવાસ ખેડેલો હું અકિંચન પથિક છું. 'રોમૅન્સ' તો મેં ફક્ત સાહિત્યમાં જ અનુભવ્યો છે, અને મારાં બધાં અદ્ભુત કર્મો અને પરાક્રમો પુસ્તકોની સાથેનાં યુદ્ધો સાથે સંકળાયેલાં છે. આવા વિ-રંગ માણસની આપકથા વાચકોની ધીરજ ઉપર સ્વેચ્છાચારી આક્રમણ જેથી થઈ પડશે. આ જ કારણે મારી બાબતમાં નહિ, પણ મારા વ્યવસાય વિષે લખવું મારે માટે અભીષ્ટ નહિ પણ એક આવશ્યક્તા છે.

પુત્રપ્રેમ ઘણી વાર માણસને પોતાનાં માતપિતા અથવા રાષ્ટ્રને દુનિયામાં સૌથી વધુ 'અભિજાત'—ખાનદાન માનવા પ્રેરે છે. મારા વ્યવસાય પ્રત્યેનો આવો જ કોઈ આદર કદાચ તેને વર્ણનથી પણ પર ગણવા મને લલચાવે છે. માત્ર શિક્ષકોનો જ નહિ, પણ સમાજના બહુ મોટા ભાગના વિચારશીલ માણસોનો મને એમાં ટેકો મળશે એવી મને ખાતરી છે. એ એવો વ્યવસાય છે કે જેમાં સંનિષ્ઠ અને શુદ્ધશીલ વ્યક્તિ પોતાની પેઢીનું સૌથી વધારે ભલું કરી શકે, અથવા જેમાં બેદરકાર અને બિન-કાર્યક્ષમ વ્યક્તિએ કરેલું નુકસાન 'અમાપ'થી વધી ન શકે. ડૉક્ટર શરીરની સુખાકારી પર ધ્યાન આપે છે, આધ્યાત્મિક ઉપદેશક આત્મા ઉપર; પણ આ બંનેની વચ્ચેનું સ્થાન લેનાર શિક્ષકને મનના વિકાસ સાથે નિસબત છે, અને માત્ર એ જ આત્માના વિકાસ માટેનો માર્ગ તૈયાર કરી આપે છે. મહાન સિકંદરને પોતાનાં માબાપ કરતાં તેના ગુરુ ઍરિસ્ટૉટલ માટે વધારે માન હતું કારણ કે તે કહેતો કે 'તેના

બાપે તેને સ્વર્ગમાંથી પૃથ્વી પર અવતાર્યો' પણ 'તેના ગુરુએ તેને આ ધૂળભરી ધરતી ઉપરથી પરિપૂર્ણતાના પ્રદેશમાં ખેંચીને મૂકી દીધો.' અનુમાન કરવા માટે સુગમ પણ અમલમાં મૂકવા માટે દુર્ગમ એવા શિક્ષકના આદર્શને આલેખવા આપણે અહીં આયાસ કરીશું: સંપૂર્ણ અધ્યાપકના જે આદર્શને પહોંચવાની પ્રત્યેક શિક્ષક મહત્ત્વાકાંક્ષા રાખતો હોય છે પણ પોતાની કારકિર્દીને અંતે તે જેનાથી કેટલાય માઈલ દૂર હોય છે તેનું આપણે અહીં વર્ણન કરવા પ્રયત્ન કરીશું.

સુથાર લાકડું ઘડે છે, કુંભાર માટી પર હાથ-કારીગરી કરે છે, શિલ્પી પથ્થર કે પિત્તળમાંથી આકૃતિ ઉપજાવે છે; પણ યુવાન માનસોના તેમના જીવનના સૌથી વિશેષ સંસ્કારગ્રાહી સમયમાં સંપર્કમાં આવવાનો અને દૃષ્ટિવંતાં, સદ્ગુણી અને ડહાપણભર્યાં માનવીઓ ઉપજાવવાનો હક્ક શિક્ષકને મળ્યો હોય છે. સૉક્રેટિસનો પિતા એક શિલ્પી હતો અને માતા હતી એક દાયણ. અને એણે રમૂજમાં વિધાન કર્યું હતું કે એ બંનેનો વ્યવસાય તે આગળ ચલાવતો હતો—શિલ્પીની જેમ પોતાના શિષ્યોનાં માનસ ઘડીને અને દાયણની જેમ એ જુવાન આત્માઓને અંધકારમાંથી પ્રકાશ તરફના તેમના પ્રવાસમાં તેમ જ તેમના આત્માના બૌદ્ધિક જન્મ તરફ લઈ જવામાં મદદ કરીને. આ કથન અસત્યાભાસી લાગે તેમ છતાં, શિક્ષકે જીવનપર્યંત અભ્યાસી બની રહેવું જોઈએ; કારણ કે જ્ઞાનને અંત હોતો નથી અને જ્ઞાનના મહાસાગરમાં પ્રવાસ ખેડવા નીકળનાર ડૂબે કે તરે પણ કદી એ અમાપ જળરાશિના સામે કિનારે પહોંચવા શક્તિશાળી થવાનો તો નથી જ. 'જ્યારે આપણે તે અણખૂંદી સૃષ્ટિમાં પ્રવાસ કરીએ ત્યારે જેના સીમાન્તો સદાકાળ દૂર અને દૂર જતા દેખાય છે' એવો એ અનંત પ્રવાસ છે. જ્ઞાનનું અનુષ્ઠાન પ્રતિઘાતક આરોહણ છે જેમાં 'વધતો જતો દગ્ગોચર પ્રદેશ આપણી વિસ્મય અનુભવતી આંખોને થકવી નાખે છે, ગિરિમાળાઓ ઉપર ગિરિમાળાઓ ડોકાય છે અને હિમાચળ ઉપર પણ હિમાચળ ઊભા થાય છે.' એટલે આદર્શ શિક્ષકે દુ:સાધ્ય અને સતત કાર્ય માટે તૈયાર રહેવું જોઈએ, પણ એને મન એ 'વૈતરું' નહિ, પણ 'ઉલ્લાસ' બની રહેવું જોઈએ. ઘણાય શિક્ષકોને અપરિચિત એવા ભૌતિક સ્વરૂપમાં બદલારૂપે નહિ, પણ અવર્ણનીય આંતરિક આત્મસંતોષરૂપે પોતાનો ધંધો માણસને આનંદ આપે ત્યારે એને એના પર પ્રેમભાવ થવો શરૂ થાય છે.

જ્યારે શિક્ષક તેનાં વેતન અને ભાવિ અપેક્ષાઓમાં મગ્ન બની જાય છે ત્યારે પોતાના ધ્યેયથી તે આડે માર્ગે જાય છે અને તરત જ એના કાર્યની કક્ષા નીચી ઊતરી જાય છે. એક જ સમયે 'ઈશ્વર' અને 'સંપત્તિદેવ' બંનેની સેવા કરવી એ એક સાથે 'જ્ઞાન'ની અને 'ભૌતિક સમૃદ્ધિ'ની પાછળ દોડવા બરાબર છે. પણ પોતાના જે વિદ્યાર્થીઓ તેના શ્રમની કદર કરે છે અને જેઓ હંમેશાં તેની ભલાઈનો પ્રત્યુત્તર આપે છે તેમના તરફથી મળતા સ્નેહભાવ અને આદરરૂપ બદલાની આશા શિક્ષક રાખી શકે. તદુપરાન્ત, શિક્ષણકાર્ય શિક્ષકના વિચારને સ્પષ્ટ બનાવે છે અને દરેક શિક્ષકને અનુભવ થાય છે કે વર્ગ સમક્ષ પોતે મોં ઉઘાડે તે પહેલાં સમગ્ર વિષય તેના મનમાં સંપૂર્ણ વિશદ હોવો જોઈએ. એટલે શિક્ષણ બદલો આપનારી પ્રવૃત્તિ ઉપરાન્ત સ્વયંશિક્ષણની એક નક્કર અને ભરોસાપાત્ર પ્રક્રિયા છે. જ્ઞાનસંપાદન અને યુવકસેવાની ખેવડી મહત્ત્વાકાંક્ષા રાખનાર શિક્ષક પોતાના ધ્યેયના એકાદ કિરણ-ચમકાર માટે ઐહિક સુખોનો ત્યાગ કરવા તૈયાર થનાર આદર્શસેવી છે. ટેનિસને કહ્યું છે તે પ્રમાણે 'નિ:સીમ સાગરના સીમાન્ત પર, અને બીજે ક્યાંય નહિ પણ આકાશમાં ચમકાર માથા પર ભમે છે... અને તે અદૃશ્ય થઈ જાય તે પહેલાં તટ ઉપર, તેની પાછળ પડો, એને અનુસરો, ચમકારની પાછળ પડો.'*

પણ મનુષ્ય જેમ માત્ર રોટી ખાઈને જીવી ન શકે તેમ માત્ર આદર્શો સેવીને પણ જીવી ન શકે,

---

* "There on the border
Of boundless ocean,
And all but in heaven
Hovers the Gleam
And ere it vanishes,
Over the margin,
After it, follow it,
Follow the Gleam."

કારણ કે ખાલી પેટ (જેઓ ઘણી વાર નિષ્ફળતામાં પરિણમતાં હોય છે) બધાં જ પોકળ વચનોને નાકબૂલ કરે છે. તે શિષ્ટ જીવનના અમુક ધોરણે જીવવાનો શિક્ષકને હક્ક છે; જેથી તેની જરૂરિયાતો સંતોષાશે તેવો તે ટ્યૂશન કરવાનું છોડી દેશે—જે કામ એને એની અલ્પ આવકને પહોંચી વળવા કરવું પડતું હતું. ભારે સમય-પત્રકનો બોજો તેના ઉપર લાદવામાં નહિ આવ્યો હોય તો તેને ફુરસદ મળશે અને તેનો ઉપયોગ એ જ્ઞાનપ્રાપ્તિ અથવા—પુસ્તક લેખન માટે કરશે—જે વાસ્તવિકપણે જ એના ધંધા માટે ઉપયોગી થઈ પડશે. ભારત કરતાં યુરોપ અને બ્રિટનમાં પ્રાથમિક, માધ્યમિક અને યુનિવર્સિટી શિક્ષકોના પગાર ઘણા સારા છે, અને એનું પરિણામ તદનુસાર તૃપ્તિકર આવ્યું છે. ભારે પગારો ત્યારે જ શકય બને જ્યારે ભારે ફી લેવામાં આવે. પણ ભારતમાં ફીનો જરાક પણ વધારો થાય તો તરત જ હડતાલો અને બીજી ગેરવ્યવસ્થાજનક પ્રવૃત્તિઓ શરૂ થઈ જાય છે. જેમનો આપણને ઘણો દુઃખદ પરિચય છે. આમ આર્થિક તંગી જ મડાગાંઠ ઊભી કરે છે; અને શિક્ષકોનું જ્ઞાન અપર્યાપ્ત છે અને કામ ઢીલું છે એવી નિંદા કરીએ તે પહેલાં બીજાં વિધવિધ તત્ત્વોનો પણ વિચાર કરવા જેવો છે.

સર્વત્ર વિદ્યાર્થીઓની સંખ્યા શિક્ષકોની સંખ્યા કરતાં વધારે હોય છે અને તેથી વિદ્યાર્થીઓનું હિત પણ શિક્ષકોના હિત કરતાં વધવું જ જોઈએ. શૈક્ષણિક સંસ્થા તો એક કુટુંબ છે અને શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચેનો સંબંધ સાચે જ ભાઈ જેવો જ હોય છે. જ્ઞાન-પ્રાપ્તિના સમાન ધ્યેયની પ્રાપ્તિ માટે બન્નેએ પરસ્પર સહકાર સાધવો જોઈએ અને પોતાના વિશાળ જ્ઞાન અને અનુભવ વડે વિદ્યાર્થીને તેની મુશ્કેલીઓ દૂર કરવામા મદદ કરવી એ શિક્ષકની ફરજ છે. વૃદ્ધ શિક્ષક પોતાના શિષ્યોને તેના માનસપુત્રો ગણશે અને એ જ કારણને લીધે પોતાનાં આત્મજ-આત્મજા કરતાં તેને તે વધારે પ્રિય હોવા જોઈએ. આ સહયોગમાં શિક્ષકની પરિ-પકવતા અને પ્રજ્ઞાનો લાભ શિષ્યોને મળે છે, જ્યારે વૃદ્ધ શિક્ષક યુવાન માનસોની સતત સોબતને લીધે જાણે કે ફરીથી નવયૌવન પ્રાપ્ત કર્યાનો અનુભવ કરશે. શિક્ષકો વૃદ્ધ થાય છે અને નિવૃત્તિ લે છે, પણ જ્યાં સુધી વિદ્યાર્થીઓની વસ્તી હોય છે ત્યાં સુધી તો કૉલેજ તો કદાચ જુવાન જ રહે છે કારણ કે જેમ જેમ વિદ્યાર્થી-ઓ સફળ થઈ જતા રહે છે તેમ તેમ શક્તિસભર અને જુવાનીના જુસ્સાથી ભરેલા નવા વિદ્યાર્થીઓ ઊભરાતા રહે છે. કેળવણીમાં માબાપનો પણ વિચાર કરવો જોઈએ. તેમણે પ્રત્યેક બાબત શિક્ષકો ઉપર જ છોડી દેવી ન જોઈએ, પણ ઘેર તેમણે યોગ્ય સં-સ્કારમય વાતાવરણ સર્જવું જોઈએ, જેથી કુટુંબે કર-વાનું જે કંઈ બાકી રહે તેને શિક્ષક પૂરું કરી શકે.

જો શકય હોય તો શિક્ષકોએ વિદ્યાર્થીઓમાં જાતે જ રસ લેવો જોઈએ. પ્રાચીન 'ગુરુકુળો'માં જ્યાં થોડાક શિષ્યો ગુરુ સાથે રહેતા અને ગુરુના ઘરનાં લાકડાં ચીરવાનું કે પાણી ભરવાનું નોકરચાકરનું કામ પણ કરતા ત્યાં આ ધ્યેય સરળતાથી પાર પડતું. ગુરુ-કુળ 'નિશાળ વત્તા છાત્રાલય' હતું, કેમકે ત્યાં આ બન્ને પ્રયોજનો કુટુંબના આશ્રયે પ્રેમપૂર્વક પાર પાડવામાં આવતાં. જ્યાં પ્રેમ અને માન સર્વોપરિ હતાં ત્યાં શિસ્ત અને વ્યક્તિગત ધ્યાનનો સવાલ ઊભો થતો જ નહિ. અભ્યાસ પૂરો થાય ત્યારે જ વિદ્યાર્થી એને પોતાને રુચી લાગે તેટલી ફી વળતરરૂપે ગુરુને દક્ષિણારૂપે આપતો. આધુનિક સમયની સંપૂર્ણ રીતે બદલાઈ ગએલી વ્યવ-સ્થામાં, વધારે સારા પરિણામની આશા ત્યારે જ રાખી શકાય જ્યારે વર્ગમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી હોય, કારણ કે વિપુલ સંખ્યાની સાથે સાથે વ્યક્તિગત ધ્યાન અદશ્ય થતું જાય છે. સમયના વિશાળ બનતા જતા ગાળા સાથે જેઓ વિદ્યાર્થીઓથી વિમુખ થતા જાય છે તેવા વૃદ્ધ શિક્ષકો કરતાં વિદ્યાર્થીઓ યુવાન શિક્ષકો જેઓ તેમને વધારે લાભ આપી શકે તેમ હોય છે તેમના તરફ વધારે ખેંચાય છે. શિક્ષકો અને વિદ્યાર્થીઓ વચ્ચે અંગત બૌદ્ધિક સંબંધ આવશ્યક છે; ત્યારે જ એમરસન કહે છે તેમ 'પ્રત્યાયન કે સંક્રમણ થાય છે—શિક્ષક શિષ્ય બની જાય છે; અને શિષ્ય શિક્ષક'. આ કથનમાં જરાક અતિશયોક્તિ હશે પણ એમાં જે ખ્યાલ રહેલો છે તે પૂરેપૂરો નક્કર છે; કારણ કે આવી નીકટતા જે ભાઈ-ભાઈ વચ્ચે, કે પુત્રપિતા વચ્ચે પણ જવલ્લે જ જોવા મળે છે પણ શૈક્ષણિક સંસ્થાઓમાં કોઈ વાર નજરે પડે છે.

કેટલા જથામાં ખોરાક લીધો એ મહત્ત્વનું નથી,

પણ એનું પોષક-મૂલ્ય અને સ્વાદ પણ ગંભીર વિચારણા માગી લે છે. કોઈ શિક્ષક ઘણો મોટો વિદ્વાન હોય પણ સફળ વક્તામાં અનિવાર્ય એવા કેટલાક ગુણની જો એનામાં ખામી હોય તો તે નિષ્ફળ નીવડે છે. શિક્ષણની કલાને બહુ સાવધાનીપૂર્વક કેળવવી પડે છે. પોતાની પાસેની માહિતીનું ભંડોળ ગમે તેમ વેડફી નાખવાનું નથી હોતું પણ પદ્ધતિસર અને કલાત્મક ઢબે વિદ્યાર્થીઓને તે પહોંચાડવાનું હોય છે. શિક્ષક પાસે વક્તૃત્વ શક્તિની કુદરતી બક્ષિશ સાથે સાથે અનુકૂળ અવાજ પણ હોવો જોઈએ; કાનને કર્કશ લાગતો કઠોર અવાજ ઉત્તમ શિક્ષકને પણ એની સિદ્ધિઓ અને સખત શ્રમ છતાં ગિનલાયક ઠરાવશે. આ કારુણ્યમાંથી ઊગરવાનો ઉપાય નથી કારણ કે તે કુદરતની કૃતિ છે. પોતાના વિષય માટે શ્રોતાઓમાં રસ ઉત્પન્ન કરી શકાય તેવી રજૂઆતની આકર્ષક રીત શિક્ષકે જાણવી જોઈએ. સુહ્રાસરની દૃષ્ટાંત કથાઓ કે અવતરણો રજૂ કરી વ્યાખ્યાનને વિશેષ રસભર્યું બનાવી શકાય; કારણ કે અમુદ્રાસરની વાત ગમે તેટલી લલચાવે તેવી હોય તેમ છતાં એને ત્યજવી જોઈએ. માત્ર અલંકાર તરીકે જ નહિ, પણ વિદ્યાર્થી વિષયને બરાબર સારી રીતે ગ્રહણ કરી શકે તે માટે ઉપમાઓનો પણ છૂટથી ઉપયોગ થઈ શકે.

સાહિત્યનો તુલનાત્મક અભ્યાસ શિક્ષકને ઘણો ઉપયોગી થઈ પડેલો જણાશે કેમકે એ બીજા દેશોનાં ઇતિહાસ, કલ્પના-સાહિત્ય, પુરાણ, ધર્મ વગેરેમાંથી તેનાં ઉદાહરણોમાં વધારો કરવા તેને શક્તિશાળી બનાવે છે. આ માટે વિશાળ વાચનની પૂર્વ-અપેક્ષા રહે છે: એ માટે શિક્ષકને વિવિધ ભાષાઓનો પરિચય હોવો આવશ્યક નથી કેમકે વિશ્વની વિખ્યાત પ્રસિદ્ધ કૃતિઓનાં ભાષાન્તર તો અંગ્રેજી ભાષામાં તેમ જ પ્રાદેશિક ભાષામાં થએલાં હોય છે. મનોહર શૈલી શિક્ષક માટે એક વિશેષ પ્રાપ્તિ નીવડશે, પણ એ શિક્ષકે પ્રયોગદાસ્યથી દૂર રહેવું પડશે. પ્રસંગોપાત્ત વિનોદ વ્યાખ્યાનને ચેતનવંતુ બનાવવાં કામ લાગશે, અને દિલ્લગીથી લદાએલો સમય નકામો જશે અને નીરસતામાં પરિણમશે. આ ઉપરાંત, ઉત્સાહી શિક્ષકને પોતાની ઉત્સાહવૃત્તિ ચેપી તેમ જ વિલક્ષણ અને અપરિચિત વિષયોમાં પણ વિદ્યાર્થીનિ ધ્યાન આપવા ફરજ પાડતી જણાશે.

શિક્ષકના જ્ઞાન કરતાં એના પોતાના ચારિત્ર્ય દ્વારા જ શિક્ષણ વિશેષ અસરકારક સાબિત થાય છે, કારણ કે પચાવેલા અને એકરૂપ બની ગએલા જ્ઞાનનો જ પરિપાક ચારિત્ર્ય છે. શિક્ષક સંનિષ્ટ અને સત્યપ્રિય હોવો જોઈએ અને તેનું ઉદાહરણરૂપ જીવન વિદ્યાર્થીઓ માટે ખુલ્લા પુસ્તક જેવું હોવું જોઈએ. એ સાદાઈના નમૂનારૂપ હોવો જોઈએ અને એણે પોતાની જરૂરિયાતો ઓછી કરતાં શીખવું જોઈએ; શિક્ષક જેમ વધારે સાદો તેમ તેને ભૌતિક સગવડોની ચિંતા ઓછી, અને ફુરસદનો સમય વધારે—જેનો ઉપયોગ તે જ્ઞાનવૃદ્ધિ માટે કરી શકે. સૈનિક યુદ્ધમાં લડે છે અને પોતાના દેશને માટે ઝનૂનથી પોતાની જિન્દગી કુરબાન કરી દે છે; ઓછો પગારદાર શિક્ષક પોતાના દેશની સેવા કરે છે કિન્તુ પ્રાણત્યાગ કરીને નહિ, પણ જીવનની અનુકૂળતાઓ અને સુખસગવડનો ત્યાગ કરીને. ઇતિહાસનાં પાનાં પર, શિક્ષકે વેઠેલું દુઃખ લોકોની નજરે ઘણું ઓછું લાગે છે પણ એ તો ધીમે ધીમે ઓગળી જઈ આત્મવિલોપન કરી દેતાં, પણ બીજાને સતત પ્રકાશ આપ્યા કરતી મીણબત્તી જેવું છે. પરિણામ કે પગાર નહિ, પણ સેવાભાવના અને સમર્પણથી જ હંમેશાં સારું કાર્ય થાય છે. કોઈ પણ સંનિષ્ટ કાર્યની જેમ શિક્ષકના કામને પણ સમાજસેવા કરવા માટે કુદરતે આપેલી તક જ સમજવાનું છે, નહિ કે સમાજને ભોગે પોતાનું હિત સાધવા માટેની સગવડ. મૅથ્યુ આર્નોલ્ડે રગ્બીના વિખ્યાત કેળવણીકાર એવા તેમના પિતા ડૉ. ટૉમસ આર્નોલ્ડના જીવનકાર્ય વિષે આ પ્રમાણે ઉલ્લેખ કર્યો છે:

"Therefore to thee it was given,
Many to save with thyself;
And, at the end of thy day,
O faithful shepherd! to come,
Bringing thy sheep in thy hand."

"તારી પોતાની જાત ઉપરાંત બીજા અનેકોને ઉદ્ધારવાનું તને સોંપવામાં આવ્યું હતું; અને તારા દિનાન્તે હે વફાદાર ભરવાડ! તારાં ઘેટાંને તારી સાથે લઈને આવવાનું પણ".

સામાન્ય રીતે શિક્ષકનો માર્ગ આર્થિક લાભની

લાલચથી ભરેલો નથી હોતો, અને જે પોતાના સિદ્ધાંત તજી દે છે અને ઐહિક લાભ માટે પોતાનો ધંધો વેરે છે તેને યોગ્ય સજા મળે છે જ—પોતાના ધંધાને બેવફા નીવડી તે કદાપિ સફળ શિક્ષક થઈ શકતો નથી.

કેટલીક વાર શિક્ષકો પોતાનો મિજાજ ગુમાવે એવી વકી પણ હોય છે, ખાસ કરીને જ્યારે એને અવિનયી કે અનાજ્ઞાધીન વિદ્યાર્થીઓ સાથે વ્યવહાર કરવાનો હોય છે ત્યારે. પણ આવી બાબતોમાં વિદ્યાર્થી-ની જ સુધારણા કુંઠિત બની જાય છે અને એમની નજરમાં શિક્ષકનું જ સ્થાન નીચું ઊતરે છે. શિક્ષકે સાક્ષાત્ ધીરજમૂર્તિ બનવું રહ્યું, અને પોતાના શિષ્યો પર કાબૂ રાખતાં પહેલાં એણે પોતાની જાત પર જ કાબૂ રાખવો જોઈએ. વાસ્તવિક રીતે શિક્ષકે કમળ જેવા કોમળ બનવું જોઈએ પણ સિદ્ધાંતની વાત આવે કે એની કોમળતાને નબળાઈ ગણવામાં આવે ત્યારે વજ્ર જેવા કઠણ!

એ સાચું છે કે સતત પુનરુક્તિ ઉત્તમ વ્યાખ્યાનને પણ ગદ્યાળ—નીરસ અને પાંડિત્યદંભી બનાવે છે પણ એક રૂઢપ્રયોગ કહે છે તેમ 'પુનરુક્તિ અભ્યાસની જનેતા છે' કારણ કે માનસશાસ્ત્રની દૃષ્ટિએ વર્ગમાં કેટલીક વસ્તુઓની પુનરુક્તિ કરવી આવશ્યક છે કે જેથી વિદ્યાર્થીઓ પણ તેમને બરાબર શીખી લેતાં પહેલાં ઘરમાં મનમાં તેમનું પુનરુચ્ચારણ કરે.

નીરસતા ઓછી કરવા માટે એનો એ જ વિચાર કોઈ અવતરણ કે પ્રસંગવિશેષના કથન દ્વારા સમજાવી શકાય. પણ સર્વ શક્તિશાળી શિક્ષકોએ બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ સમક્ષ અપનાવેલી ટૂંકી અને સચોટ પદ્ધતિ 'પુનરુક્તિ'ની કે 'વિવરણ'ની નહિ પણ 'વ્યંજના'ની છે જે શ્રોતાઓનાં માનસમાં કોઈ મહાન વિચારનાં બીજ સારી રીતે પાકવા માટે વેરે છે. સૂચન દ્વારા અપાતું શિક્ષણ શિક્ષકોનો સમય બચાવે છે અને વિદ્યાર્થીઓના મન પરથી ભાર ઓછો કરે છે. પોપે કહ્યું છે તેમ:

"Men must be taught as if you
taught them not,
And things unknown proposed as
things forgot".

"માણસોને શિક્ષણ એવી રીતે અપાવું જોઈએ કે જાણે તેમને તમે કંઈ શીખવતા જ નથી; અને અજ્ઞાત બાબતો જાણે કે તેઓને ભૂલી ગએલી હકીકતો યાદ કરાવી આપતા હોઈએ તેમ શીખવાડવી જોઈએ".

સર્જન—શસ્ત્રવૈદ્યની છરી દરદીને મારી નાખે કે બચાવે: શિક્ષકનું કાર્ય પણ એટલું જ જોખમભર્યું છે – કારણ કે બેદરકારપણે પકડી લીધેલો એકાદ વિચાર વિદ્યાર્થીની કારકિર્દીને બનાવી કે બગાડી મૂકે. બધા જ વિદ્યાર્થીઓ એક જ કક્ષાના હોતા નથી, વળી શિક્ષક જે કહે તે બધું જ તેના બધા જ વિદ્યાર્થીઓ પચાવી શકતા નથી. શિક્ષક તરફથી આવતો એકાદ આકસ્મિક વિચાર વિદ્યાર્થીને મદદ કરે છે, તારે છે કે સૌથી વિશેષ નુકસાન પહોંચાડે છે. 'વાવણી કરનારની દૃષ્ટાન્ત કથા'મા ઈસુ એક ખેડૂત વિષે કહે છે. આ ખેડૂતે વાવેલાં કેટલાંક બી રસ્તા પરનાં મરઘાં-બતકાં ખાઈ ગયાં; કેટલાંક બી પથરાળ જગા ઉપર પડયાં અને ઊગ્યાં નહિ; કેટલાંક તાપમાં તડકાથી બળી ગયાં અને કરમાઈ સુકાઈ ગયાં; કેટલાંક કાંટામાં પડયાં અને મરી ગયાં. "પણ બાકીનાં જમીન ઉપર પડયાં અને ફળ આપવા લાગ્યાં—કેટલાંક સોગણું, કેટલાંક સાઠગણું અને કેટલાંક ત્રીસગણું." શિક્ષકના કાર્ય સાથે આ દૃષ્ટાંતકથાનું સામ્ય સુસ્પષ્ટ છે. સારી રીતે તૈયાર કરવામાં આવેલું પોતાનું વ્યાખ્યાન બેધ્યાન કાન પર અથડાતું જોવું એ ઘણી વાર શિક્ષક માટે એનું દિલ ભાંગી નાખનારું હોય છે. પણ શિક્ષકે કરેલી કોઈ આકસ્મિક ટીકાથી થતા સેંકડોગણા ભલાને લીધે આનો બદલો વળી જાય છે—જોકે વર્ષો બાદ અકસ્માતથી મળી જતો કોઈ કૃતજ્ઞ વિદ્યાર્થી શિક્ષકને જણાવે નહિ ત્યાં સુધી તો પોતે તેનું જે કંઈ ભલું કર્યું હોય છે તે વિષે એ શિક્ષક અજાણ જ હોય છે.

શિક્ષકને ઘણી મોટી જવાબદારીભર્યું કામ કરવાનું હોય છે, કારણ કે તેને જુવાન માનસો સાથે કામ કરવાનું હોય છે જે ખૂબ જલદી અસર ઝીલે તેવાં અને જલદી ઉશ્કેરાઈ જાય તેવાં હોય છે. નવલકથા કે નાટકમાં આવતી જીવનની સારી-નરસી બાજુઓની

ચર્ચા કરતી વખતે કેટલાંક સારાં પાત્રોને દુઃખ સહન કરવું પડ્યું તેમ છતાં તેઓ ઉમદા જ રહ્યાં, તે બાબત ઉપર, અને કેટલાંક શઠ પાત્રો સફળતા પામ્યાં તેમ છતાં તે દુરાચારી હતાં તે હકીકત પર ભાર મૂકવાનું શિક્ષકે ચૂકવું જોઈએ નહિ. નવલકથાકારે કે નાટકકારે સાચો બોધપાઠ ના પણ આપ્યો હોય, પણ કલાકાર જે કરવામાં નિષ્ફળ ગયો હોય તે કેળવણીકારે સાધી આપવું જોઈએ એવી અપેક્ષા તેની પાસેથી રાખવામાં આવે છે; કારણ કે વિવેચક તરીકે પ્રવેશ કરવાનો અને જીવનનાં નૈતિક મૂલ્યોની તરફેણમાં પલ્લું નમાવવાનો શિક્ષકનો હક્ક છે.

શિક્ષક સંપૂર્ણ કે સર્વજ્ઞ નથી, અને એણે પોતાને 'દોષહીન દાનવ' માની ન લેવો જોઈએ. બને તેટલી વધારેમાં વધારે કાળજી રાખ્યા છતાં એનાથી ભૂલ થાય ત્યારે એણે પોતાના સ્ખલનને ન્યાય્ય ઠરાવવા પ્રયાસ ન કરવો જોઈએ, કે પોતે કોઈ ખાસ અર્થમાં સાચો હતો એમ બતાવવા વજૂદ વગરનાં બહાનાં રજૂ ન કરવાં જોઈએ. વિદ્યાર્થીઓ એટલા બધા ચતુર હોય છે કે તેઓ આવી યુક્તિઓથી ભોળવાઈ જતા નથી, અને ભૂલ કરવાને લીધે તેમ જ એનો નિરર્થક બચાવ કરવાને કારણે શિક્ષક બેવડો દોષિત દેખાય છે. આખરે તો ભૂલની કબૂલાત અને ભૂલ બદલ દિલગીરી વ્યક્ત કરવી એના કરતાં વધારે ફાયદાકારક કે વીરતા-ભર્યું બીજું કશું જ નથી. કોઈ વિદ્યાર્થી ભૂલ શોધી કાઢે તો પણ શિક્ષકે અવમાનિત થવાથી જરૂર નથી કેમકે પોતાની ભૂલની નિખાલસ કબૂલાતથી તેના ગુણની કદર થશે.

સંનિષ્ઠ શિક્ષક સત્યને જ વરેલો હોય છે. વિવાદાસ્પદ મુદ્દાઓથી એ દૂર રહે છે, ખાસ કરીને ધાર્મિક બાબતોમાં. એને માટે તો સદાય ખાસ આવશ્યક છે દૃઢ તટસ્થતા અને પ્રશ્નની બંને બાજુની નિઃપક્ષ ન્યાયાધીશની જેમ રજૂઆત; નહિ કે સમર્થ પક્ષકારપણું, અને પછી પોતાનો પ્રામાણિક મત દર્શાવી પ્રશ્નને પકડી રાખવો તે. સિદ્ધાન્તને ભોગે સસ્તી લોકપ્રિયતા માટે વલખાં મારવાં અને સામાન્ય માણસોને ખુશ કરવા પ્રયત્ન કરવો એના કરતાં સત્યનું સંશોધન વધારે ચડિયાતું છે. પોતે પોતાના કથનના બળથી દોરાઈ જાય ત્યારે શિક્ષક માટે અજાણતાં અતિશયોક્તિ થઈ જવાનો ભય છે. પોતાના ગમા-અણગમા અને ભારે રંગીન ભાષામાં તેમના પ્રદર્શનની વૃત્તિને તેણે કાબૂમાં રાખવાં જોઈએ. પ્રશંસા કરતાં તેણે ચોકસાઈનું, ચમકદાર અલંકારિક ભાષા કરતાં સત્યનું તેણે ધ્યેય રાખવું જોઈએ. દૃષ્ટિબિન્દુમાં શિક્ષક આદર્શવાદી હોવો જોઈએ પણ કાર્યવાહીમાં તેણે વાસ્તવવાદી બનવું જોઈએ. પોતાની આખી કારકિર્દી દરમ્યાન શિક્ષકે શેક્સપિયરના 'હૅમ્લેટ'માં પોલોનિયસે તેના દીકરા લિયેરટેસને કહેલા શબ્દોને પોતાનો મુદ્રાલેખ—આદર્શવાક્ય બનાવવો જોઈએ:

"This above all,—to thine ownself be
true,
And it must follow, as the night the day,
Thou canst not then be false to
any man."

જો શિક્ષક પોતાના આદર્શોને વફાદાર ન હોય અને પોતાનું માન સાચવી ન શકતો હોય તો સત્યને વળગી રહેવાનું તેને માટે અશક્ય બનશે. અયોગ્ય રીતે શિક્ષકના સ્વાતંત્ર્યને મર્યાદિત બનાવતી અને એને એની પોતાની પસંદગી માટે અશક્ત બનાવતી રાજકીય પક્ષોની અને રાજકારણની શૈક્ષણિક જીવનમાં ઘૂસણખોરીનું દર્શન દુઃખદાયક છે. અને તે કાવાદાવા, બે પક્ષ વચ્ચેની અનારોગ્યમય હરીફાઈ અને સ્થાપિત હિતોવાળી વ્યક્તિઓની સત્તા માટેની આંધળી દોટ તરફ દોરી જાય છે. આ શોચનીય પરિસ્થિતિમાં જ્યારે લાલચો બતાવાય છે અને ચૂંટણીઓ ગુણને આધારે નહિ, પણ કોઈ રાજકીય પક્ષ કે સત્તાશોધુ શેઠિયાને આશ્રયે લડાય છે ત્યારે અંગત લાભ અને આત્મ-મહત્ત્વની આગળ સત્ય અને ઔચિત્યનો જાણી જોઈને ભોગ અપાય છે. આ ડહોળાં પાણીમાંથી પ્રામાણિક શિક્ષક માટે બહાર નીકળી જવું સારું છે. સ્વાર્થ-પરાયણ વ્યક્તિઓના હાથમાં તેમની રમતના પ્યાદા બનવાનું શિક્ષકે પોતાના મોભાની નીચેની કક્ષાનું ગણવું જોઇએ, અને ભૌતિક સગવડો ખાતર તેણે કદાપિ તેના અંતર-આત્માનો હક વેચી દઈ પોતાની કક્ષા નીચી પાડવી ન જોઇએ.

સંશયાસ્પદ ચારિત્ર્યવાળો માણુસ પોતાના ધંધાને માટે કલંકરૂપ છે, પછી એ ધંધો ગમે તે હોય; પણ શૈક્ષણિક ધંધામાં તો સૌથી વિશેષ કેમકે તેમાં તેનો સૌથી વિશેષ સંબંધ તો જેઓ પોતાના જીવનના ઘડતરકાળમાં છે એવા યુવાન લોકો સાથે હોય છે, અને તેમની ઉપર એનો પ્રભાવ કદાચ હાનિકારક નીવડે એટલું જ નહિ પણ તેમના નૈતિક કલેવરના ઘડતરને માટે જીવલેણ પણ બને. મહાન સીદી નેતા માર્ટિન લ્યુથર કિંગ કહે છે કે કોઈ પણ માણુસ દરેક રીતે મહાન હોઈ શકે પણ જો તે સાચી રીતે ધાર્મિક વૃત્તિ-વલણવાળો ન હોય તો તે પોતાને કે બીજા કોઈ ને પણ બચાવી શકે નહિ. જ્ઞાનોપાર્જન પ્રશંસનીય સિદ્ધિ છે; વસ્તુતઃ એ તો શિક્ષકનો 'ધર્મ' છે. જ્ઞાનને સત્તા, સંપ, મુક્તિ અને બીજું ઘણું બધું કહેવામાં આવે છે. પણ એ જ્ઞાન યોગ્ય માર્ગે જતું હોવું જોઈએ, નીતિથી અવિચ્છિન્ન હોવું જોઈએ અને જીવનનાં સનાતન મૂલ્યો સાથે વણાઈ ગએલું હોવું જોઈએ. જ્ઞાન એકલું માણસને મિથ્યાભિમાન અને લોભનો નશો ચડાવે અને માનવીની નિઃસ્વાર્થ સેવા દ્વારા એની પોતાની દિવ્યતાના પ્રતિબોધના એના ધ્યેયથી એને વિમુખ બનાવે. ઉપકારી પ્રયોજનથી ન પ્રેરાએલું જ્ઞાન પણ અચૂક નુકસાનકારક છે. વિજ્ઞાનને એની ન્યુક્લિયર શક્તિ સહિત જો કોઈ ઉચ્ચ-ભવ્ય જીવનરીતિમાં નિયોજવામાં ન આવે તો એ સાર્વત્રિક વિનાશ ફેલાવે. 'બીજા યુગ અજ્ઞાનથી અંધ હતા, પણ આપણો યુગ જ્ઞાનથી અંધ છે'—આવા તાત્પર્યની કવિ ટી. એસ. એલિયટની ઉક્તિમાં બહુ ઊંડું સત્ય રહેલું છે. આપણી આધુનિક અહંકારી સંસ્કૃતિઓ આ અંધાપો એમાં રહેલાં તાત્ત્વિક પ્રવૃત્તિને પ્રેરી શકે એવાં પ્રયોજનોના અભાવને લીધે છે.

આપણા દેશમાં આજે જોવામાં આવતી ભ્રષ્ટતા અને ધૂર્તતાનાં અનેક કારણો છે, પણ આ શોચનીય પરિસ્થિતિ માટે આપણી જાતને પણ આપણે જતી ન કરી શકીએ. જો શિક્ષકો પોતાના વ્યવસાયમાં નૈતિક વૃત્તિવાળા રહ્યા હોત તો, ખાસ કરીને રાજકીય સ્વતંત્રતા અને સત્તા મેળવ્યા પછી આપણી વહાલી માતૃભૂમિની અપકીર્તિ વધારતા અને નીતિમત્તાની ઊણપ દર્શાવતા માનવીઓ કરતાં એમણે વધારે સારાં માણસોને તૈયાર કર્યા હોત. એવી પણ દલીલ કરવામાં આવે કે શિક્ષકો નૈતિક આધાર વગરના છે કેમકે આધુનિક જીવન નીતિવિહોણું છે; પણ ખરી પરિસ્થિતિ આથી ઊલટી છે એમ માનવાનું ઘણું મોટું કારણ છે, અને જો શિક્ષકો પોતાની ફરજ પ્રત્યે વધારે જવાબદાર રહ્યા હોત તો પરિસ્થિતિ આજે જેટલી કલંકમય અને વિકૃત થઈ છે તે ન થઈ હોત.

સાહિત્યના શિક્ષકો બે પ્રકારના હોય છે: બોધક–instructors, અને પ્રબોધક–educators. બોધકો વિષયના માત્ર કિનારાને જ સ્પર્શે છે; તેઓ વિદ્યાર્થીને તેઓ અભ્યાસ કરતા હોય તે ગદ્યખંડનો અર્થ વ્યાકરણ, વાક્યરચના અને રૂઢ પ્રયોગો વગેરેના અર્થ આપી સમજાવે છે. પણ વિષયના પ્રબોધકો એના હાર્દમાં પ્રવેશ કરાવે છે, અને વિદ્યાર્થીઓને એના નૈતિક રહસ્ય સહિત એનું સર્વ સત્ય ગ્રહણ કરાવે છે. બોધક ઉપલક્યું જ્ઞાન આપે છે, પણ વિદ્યાર્થીના અંતરનાં ઊંડાણને સ્પર્શી અને એનો મનોવિકાસ સાધવાનું કામ તો પ્રબોધક 'ગુરુ' જ કરે છે. બોધક શિક્ષણ આપે છે, વિદ્યાર્થીની ભૂલો સુધારે છે અને પરીક્ષામાં સફળ થવા માટે એને તૈયાર થવામાં મદદ કરે છે; પ્રબોધક વિદ્યાર્થીને સંસ્કારે છે, ઉન્નત કરે છે અને એને પ્રકાશ આપે છે અને તેથી એની વિદ્યાર્થી ઉપર ચિરકાલીન અસર હોય છે. આપણે 'શિક્ષક' તરીકે આપણી કારકિર્દીની શરૂઆત કરીએ છીએ પણ જો દૂરના ધ્યેયની આપણને કંઈક ઝાંખી થઈ હોય તો એમ કહી શકાય કે આપણે એનું સમાપન 'ગુરુ' તરીકે કરીએ છીએ—અને આ એવી સંસિદ્ધિ છે જેને માટે ઘણા માણસો અભિલાષ સેવે છે, પણ ભાગ્યે જ કોઈ એને પામી શકે છે.

પ્રત્યેક વ્યવસાયમાં અને વસ્તુતઃ જીવનની પ્રત્યેક પ્રવૃત્તિના મૂળમાં તો નૈતિક પ્રયોજન જ હોવું જોઈએ અને કાર્ય કરનારની કુશળતા કરતાં જે નૈતિક પ્રયોજનને વશવર્તી તે કાર્ય કરે છે એ પ્રયોજન ઉપરથી જ એનું મૂલ્ય અંકાવું જોઈએ. અને એથી જ પોતાના વ્યવસાયમાં એ ગમે તેટલો કુશળ હોય તો પણ સિદ્ધાન્ત વગરનો રાજકારણીય પુરુષ, બેદરકાર ડૉક્ટર, અપ્રામાણિક વેપારી, નૈતિક સિદ્ધાન્ત વગરનો વકીલ,

બિનજવાબદાર વૈજ્ઞાનિક કે અશુદ્ધમતિ લેખક ઉપર કોઈ વિશ્વાસ મૂકતું નથી. એટલે જે શિક્ષકને પોતાનાં કાર્ય, દષ્ટિબિન્દુ અને શીલ માટે કોઈ સિદ્ધાન્ત ન હોય કે એના સિદ્ધાન્તોથી એ આડે માર્ગે જાય તો એના ઉપર વિશ્વાસ મૂકવા કોઈ પણ માણસ તૈયાર ન થાય એમાં નવાઈ છે? 'અર્થ' (ગુજરાન પૂરતો ઉદ્યમ-ધંધો) અને 'કામ' (વાસના-સુખ) ત્યારે જ મૂલ્ય કે સાર્થક્ય પામે જ્યારે તે 'ધર્મ' (ફરજના નિયમ) અને 'મોક્ષ'ને (જન્મમરણમાંથી આત્માની મુક્તિ) વશ વર્તે. શિક્ષક યાદ રાખે છે કે એનું કાર્ય વિદ્યાર્થીને માત્ર પરીક્ષામાં સફળ નીવડવા માટે તૈયાર થવામાં મદદ કરવાનું નથી, પણ એણે તો શિષ્યને એવું તો જ્ઞાન આપવાનું છે કે જેથી તેના જીવનની અંતિમ પરીક્ષામાં તે સબહુમાન ઉત્તીર્ણ થાય. ઝેરી ખોરાક ખાઈ શરીરતંત્ર ખરાબ કરવું એના કરતાં અપૂરતું પોષણ મળે તે વધારે સારું: સમાજ માટે નિષ્ણાત ધૂતારો કે અધમ બનાવે તેવા જ્ઞાનના વિપુલ જથ્થા કરતાં વિદ્યાર્થી પાસે અલ્પ જ્ઞાન-સમૂહ હોય તે બહેતર છે. એટલે સાહિત્યનો શિક્ષક શિક્ષણવિષયના માત્ર બાહ્ય સ્વરૂપ અને શૈલી વગેરેની ચર્ચા ઉપરાન્ત, જ્યાં શક્ય હોય ત્યાં એની નૈતિક વ્યંજના હોય તેની પણ ચર્ચા કરે એ વધારે સારું છે, કારણકે મહાન સાહિત્ય માત્ર બાહ્ય સજાવટનું નહિ, પણ ભવ્ય અભિવ્યક્તિ સાથે સંકળાએલા ઉન્નત વિચારોનું બનેલું હોય છે.

વસ્તુતઃ મહાન સાહિત્ય,—ખાસ કરીને સુયોગ્ય રીતે લખાય અને સમજાવાય તો મહાન કવિતા—આનંદના એક પ્રકાર તરીકે નહિ, પણ દિવ્ય જીવનમાં પ્રવેશ માટે ધર્મ સાથે છેક નિકટપણે સંકળાએલું જણાશે. સાહિત્યના શિક્ષક તરીકેનો વ્યવસાય શોધતા જુવાનિયાએ સમાજ માટે તાત્ત્વિક અને ક્ષણભંગુર, કામ્ય અને અધમ, પોષક અને રોચક વચ્ચેનો ભેદ પારખતાં શીખવું પડે. સદ્‌ગુણની ધરતી ઉપર એના પગ બરાબર સ્થિરપણે ટેકવીને, ગટે કહે છે તેમ, એ ખાતરી કરવાને પ્રયત્ન કરશે કે પ્રત્યેક ક્ષણિક વસ્તુ પ્રતીકરૂપ છે અને પ્રકૃતિ દ્વારા પ્રકૃતિના પ્રભુને અને એ દ્વારા અનંતને પમાય છે. સાહિત્ય સંસ્કારી માણસો સર્જવાની નેમ રાખે છે, પણ સાચા સંસ્કારના હાર્દમાં નીતિમત્તા અને સર્વકાલીન મૂલ્યોનું સંપાદન રહેલું છે. સુંદર, ભવ્યોન્નત અને વીરત્વભર્યા જીવનની જે કલ્પના છે તેનો સાહિત્ય હમેશાં પ્રતિધ્વનિ પાડે છે: પણ ધર્મનું પ્રયોજન ઇશ્વરના નશાથી મસ્ત સંત ઉત્પન્ન કરવાનું છે જે કલ્પના કે તરંગના રંગ દ્વારા નહિ, પણ વાસ્તવિક જીવનકાર્યમાં અનંતનું દર્શન કરે છે. ધર્મનું ધ્યેય મનુષ્યમાં દેવત્વ ઉત્પન્ન કરવાનું છે, 'આત્મા'નું 'પરમાત્મા'માં રૂપાંતર કરવાનુ છે, પોતાનામાં અને સૃષ્ટિમાં રહેલી દિવ્યતાનું જેને જ્ઞાન છે અને એ માન્યતાનુસાર જેણે પોતાનું જીવન ઘડયું છે એવા આધ્યાત્મિક માનવોત્તમનું સર્જન કરવાનું છે. સાચા સંસ્કાર અને સત્યનું સંપૂર્ણ સંમિલન શ્રદ્ધાપૂર્વક ઇચ્છવા જેવું છે. આ દૂર રહેલા ધ્યેયને ઘણાએ ઇચ્છયું છે પણ ભાગ્યે જ કોઈએ એને પ્રાપ્ત કર્યું છે; તેમ છતાં મૅથ્યુ આર્નોલ્ડના જીપ્સી વિદ્વાનની જેમ 'અજેય આશાને ઉછેરતાં, અભેદ્ય છાયાને પકડવાનો પ્રયાસ કરતાં' એ આદર્શ સિદ્ધ ન થઈ શકે તો, એની સમીપ જવા પણ, શિક્ષકે પ્રયાસ કરવો જોઈએ.

પ્રો. ડી. એસ. શર્મા જે દક્ષિણ ભારતમાં ઘણી કૉલેજોમાં અંગ્રેજીના પ્રાધ્યાપક અને આચાર્ય હતા તેમણે સને ૧૯૬૪માં તેમની આત્મકથા 'સાહિત્યમાંથી ધર્મ તરફ'માં સમર્થ રીતે એ જ દલીલ રજૂ કરી છે કે સાહિત્યમાંથી ધર્મ પ્રતિ, જીવનમાંથી સમગ્ર જીવનના સ્વામી પ્રતિ પ્રગતિ કેવી સ્વાભાવિક અને અનિવાર્ય બની જાય છે. નેપોલિયનનાં યુદ્ધોના સમયમાં હયાત વર્ડ્ઝવર્થે સુખી યોદ્ધાનું ચિત્ર આપતાં એનામાં દિલ અને દિમાગના ઉચ્ચત્તમ ગુણોનું આરોપણ કર્યું છે. આપણે એવા કવિના આગમનની પ્રતીક્ષા કરીએ જે આદર્શ શિક્ષકને કવિતામાં વર્ણવે અને કહે:

"This is the happy teacher; this is he,
That every man of lore should wish
to be".

"આ સુખી શિક્ષક છે; આ એ જ મનુષ્ય છે કે જેના જેવો થવાની દરેક જ્ઞાની માણસે આશા રાખવી જોઈએ".

'જીવન ટૂંકું છે અને કલાઓ અનેક છે.' સંધ્યાના ઓળા ઘેરા બનતા હું જોઈ શકું છું, પણ મારી આખીય જિંદગી આદર્શવાદી રહી હોવાથી મારા કોઈ ભાવિ અસ્તિત્વમાં પણ હું આ જ વ્યવસાય ચાલુ રાખવાની આશા સેવું છું, અને એ રીતે હાલ અધૂરું મૂકેલું મારું કાર્ય હું ચાલુ રાખીશ. પોતાના જીવનના અંતકાળે પંડિત જવાહરલાલ નેહરુએ કવિ રૉબર્ટ ફ્રૉસ્ટની નીચેની કાવ્ય-પંક્તિઓમાંથી બળ અને ઉત્સાહ મેળવ્યાં હતાં:

"The woods are lovely, dark and deep
But I have promises to keep,
And miles to go before I sleep,
And miles to go before I sleep".

વધતી જતી ઉંમર અને ઉચ્ચ હોદ્દાના ભાર નીચે અવસાદતા પરિશ્રાંત અને ક્લાન્ત એકાદ નેહરુ આ પંક્તિઓને પોતાની જાતને લાગુ પાડી શકે; પણ જેને કોઈ વચનો પૂરાં કરવાનાં નથી, કે નિદ્રામાં પોઢતાં પહેલાં અનેક માઈલ જવાનું નથી તેવા મારા જેવા સામાન્ય માણસ માટે આ પંક્તિઓ નથી. એચ.ડબ્લ્યુ. લૉંગફેલોની સાદી ઘરગથ્થુ પંક્તિઓ વડે હું મારી પચાસ વર્ષની શૈક્ષણિક કારકિર્દીનું સુયોગ્ય સમાપન કરી શકું અને સાંત્વન લઈ શકું કે

"Each morning sees some task begin,
Each evening sees it close;
Some thing attempted, some thing done,
Has earned a night's repose".

"પ્રત્યેક પ્રભાત કોઈ નવા કાર્યનો પ્રારંભ જુએ છે, અને પ્રત્યેક સાંજ એની પૂર્ણાહુતિ; કંઈ કરવાનો પ્રયત્ન, કંઈક પૂરું કરેલું કાર્ય રાત્રિની વિશ્રાંતિ રળી આપે છે."

નિવૃત્તિની મારી આ વેળાએ, મારા નવા અને જૂના વિદ્યાર્થીઓની શુભેચ્છાઓ હું મેળવવા પામ્યો છું, અને સુયોગ્ય રીતે મારી રાત્રિનો આરામ મેં રળી લીધો છે એવા જ્ઞાન સાથે હું સક્રિય જીવનથી દૂર થતો જાઉં તો હું ઘણો જ સુખી ગણાઉં.

*

# આંતરભારતી

['અભ્યાસ'ના ડિસેમ્બર ૧૯૬૫ તથા જાન્યુઆરી, ફેબ્રુઆરી અને માર્ચ ૧૯૬૬ના અંકોમાં પૂઠા ૪ પર પ્રકટ કરેલાં બંગાળી અવતરણો (ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુર કૃત)નો અધ્યાપક શ્રી નગીનદાસ પારેખે કરેલો અનુવાદ.]

## સહકારનીતિનો જય થાઓ !

યુરોપીય સભ્યતાએ પહેલેથી જ નગરમાં ગોઠવવાનો માર્ગ શોધ્યો હતો. નગરમાં માણસને તક મોટી મળે છે, સંબંધ ઘટતો જાય છે. નગર ખૂબ મોટું હોય છે, માણસ ત્યાં વિક્ષિપ્ત હોય છે, વ્યક્તિગત સ્વાતંત્ર્ય સંપૂર્ણ હોય છે. હરીફાઈનું મથન પ્રબળ હોય છે. ઐશ્વર્ય ત્યાં ધનીનિર્ધનના ભેદને વધારી મૂકે છે અને ચેરિટી દ્વારા જે કંઈ સંબંધ થાય છે તેમાં સાંત્વન હોતું નથી, સંમાન હોતું નથી. ત્યાં જેઓ ધનના વાહન હોય છે તેમની વચ્ચે આર્થિક સંબંધ હોય છે, સામાજિક સંબંધ વિકૃત અથવા વિચ્છિન્ન હોય છે.

આવી સ્થિતિમાં યંત્રયુગ આવ્યો, નફાનો આંકડો ખૂબ વધતો ચાલ્યો. એ નફાની મહામારી આખી પૃથ્વીમાં જ્યારે ફેલાવા લાગી ત્યારે જેઓ દૂરવાસી અનાત્મીય હતા, જેઓ નિર્ધન હતા, તેમનો કોઈ આરો – ઉગારો રહ્યો નહિ;—ચીને અફીણ ખાવું પડ્યું; ભારતે પોતાનું સર્વસ્વ લૂંટાવી દેવું પડ્યું; આફ્રિકા હંમેશાં પીડાતું જ રહ્યું, તેની પીડા વધતી ગઇ. આ તો થઈ બહારની વાત. પશ્ચિમ ખંડમાં પણ ધનીનિર્ધનનો ભેદ આજે અત્યંત કઠોર બની ગયો છે; જીવનધોરણ મોંઘું અને પુષ્કળ સાધન-સામગ્રીવાળું થઈ જવાને લીધે બંને પક્ષ વચ્ચેનો ભેદ અત્યંત પ્રબળ બનીને આંખે ચડે છે. પહેલાંના જમાનામાં, ઓછામાં ઓછું આપણા દેશમાં, ઐશ્વર્યનો આડંબર મુખ્યત્વે કરીને સામાજિક દાનમાં અને કાર્યમાં પ્રગટ થતો હતો, અત્યારે એ વ્યક્તિગત ભોગમાં પ્રગટ થાય છે. એ માણસને વિસ્મય પમાડે છે, આનંદ પમાડતો નથી; ઈર્ષ્યા જગાડે છે, પ્રશંસા જગાડતો નથી. સૌથી મોટી વાત એ છે કે, તે વખતે સમાજમાં ધનનો ઉપયોગ કેવળ દાતાની સ્વેચ્છા ઉપર આધાર રાખતો નહોતો, તેના ઉપર સામાજિક ઇચ્છાનો પ્રબળ પ્રભાવ હતો. એટલે દાતાએ નમ્ર થઇને દાન કરવું પડતું: 'શ્રદ્ધયા દેયમ્' એ વચન લાગુ પડતું.

ટૂંકમાં આધુનિક સમયમાં વ્યક્તિગત ધનસંચય ધનિકને જે પ્રબળ શક્તિનો અધિકાર અર્પે છે તેને લીધે બધા માણસોનું સંમાન અને આનંદ સચવાતાં નથી. તેને લીધે એક પક્ષે અસીમ લાભ, બીજે પક્ષે ઊંડી ઈર્ષ્યા અને વચ્ચે દુસ્તર ભેદ પેદા થયાં છે. સમાજમાં સહકાર કરતાં હરીફાઈ અત્યંત વધી ગઈ છે. એ હરીફાઈ પોતાના દેશના એક વર્ગની સાથે બીજા વર્ગની, અને બહાર એક દેશ સાથે બીજા દેશની. આથી ચારે મેર સંશયહિંસ્ર અસ્ત્રો સજાતાં જાય છે, કોઇ પણ ઉપાયે તેનું પ્રમાણ કોઈ ઘટાડી શકતું નથી. અને જે પરદેશીઓ આ દૂરના ભોગરાક્ષસની ભૂખ મટાડવાના કામમાં રોકાએલા છે, તેમની લોહીના અભાવે જન્મેલી કૃશતા જમાને જમાને વધતી જ જાય છે. આ અત્યંત વિસ્તરેલી કૃશતામાં પૃથ્વીની અશાન્તિ ઘર બાંધી શકે એમ નથી એમ જેઓ બળના દર્પને લીધે કલ્પી લે છે, તેઓ પોતાના અવિચારીપણાની અંધતાનો ભોગ બનેલા છે. જેઓ નિરંતર દુઃખ પામતા આવ્યા છે, તે હતભાગીઓ જ દુઃખ વિધાતાના પ્રેરિત દૂતોના મુખ્ય સહાયકો હોય છે; તેમના ઉપવાસમાં પ્રલયનો અગ્નિ ભેગો થતો જાય છે.

આપણા દેશમાં આપણે ગામડે ગામડે ધન-ઉત્પાદન અને વ્યવસ્થાના કામમાં સહકારનીતિનો જય થાઓ એવું હું ઇચ્છું છું. કારણ, એ નીતિમાં જે સહકાર રહેલો છે તેમાં સહકાર કરનારાઓની ઇચ્છાનો કે વિચારનો તિરસ્કાર કરવામાં આવતો નથી એટલે માનવ-પ્રકૃતિનો સ્વીકાર કરવામાં આવે છે. તે પ્રકૃતિને વિરુદ્ધ બનાવી દઇને જોર અજમાવવા જતાં તે જોર ચાલવાનું નથી.

*

## ભારતની ઐક્યમૂલક સભ્યતા

વિધાતા ભારતવર્ષમાં જુદી જુદી જાતિઓને ખેંચી લાવ્યા છે. ભારતવર્ષના આર્યને જે શક્તિ મળેલી છે, તેનું પરિશીલન કરવાની તક ભારતવર્ષને પ્રાચીન કાળથી જ મળેલી છે. ઐક્યમૂલક સંસ્કૃતિ એ જ માનવજાતિની ચરમ સંસ્કૃતિ છે. ભારતવર્ષ લાંબા વખતથી અનેક

ઉપાયે તેનો પાયો નાખતું આવ્યું છે. પરાયા ગણીને એણે કોઇને દૂર કાઢ્યા નથી, અનાર્ય ગણીને એણે કોઇનો બહિષ્કાર કર્યો નથી, અસંગત કહીને એણે કશાયનો ઉપહાસ કર્યો નથી. ભારતવર્ષે બધું જ ગ્રહણ કર્યું છે, બધાંનો જ સ્વીકાર કર્યો છે. આટલું બધું ગ્રહણ કરવા છતાં પોતાનું રક્ષણ કરવું હોય તો આ બધી ઢગલાબંધ સામગ્રીમાં પોતાની વ્યવસ્થા, પોતાનો નિયમ સ્થાપિત કરવો જોઈએ—સાઠમારીના મેદાનમાં જેમ પશુઓને એકબીજા ઉપર છોડી મૂકે છે તેમ કર્યે નહિ ચાલે. આ બધાંને યોગ્ય નિયમ પ્રમાણે વિભાગ કરી જુદાં પાડી એક મૂળ ભાવના દ્વારા બાંધવાં જોઈએ. ઉપકરણ ગમે ત્યાંનાં હોય, આ વ્યવસ્થા ભારતવર્ષની છે. એ મૂળ ભાવના ભારતવર્ષની છે. યુરોપ પારકાને દૂર કાઢીને, તેમનો ઉચ્છેદ કરીને સમાજને સલામત રાખવા ઇચ્છે છે; અમેરિકા, ઑસ્ટ્રેલિયા, ન્યૂઝિલેન્ડ, કેપ-કૉલોનીમાં એનો પરિચય આજ સુધી આપણને મળ્યા કરે છે. એનું કારણ એ છે કે તેને પોતાના સમાજમાં કોઈ ચોક્કસ વ્યવસ્થાની ભાવના નથી, તેના પોતાના જ જુદા જુદા સંપ્રદાયોને તે યથોચિત સ્થાન આપી શક્યું નથી, અને જેઓ સમાજના અંગ છે, તેઓમાં ઘણાખરા સમાજને બોજારૂપ થઈ પડ્યા છે—એવી સ્થિતિમાં બહારના લોકોને તે સમાજ પોતાનામાં કયે ઠેકાણે આશ્રય આપવાનો હતો? પોતાનાં માણસો જ જ્યાં ઉપદ્રવ કરવા તૈયાર થયાં હોય ત્યાં બહારના લોકોને કોઈ જગ્યા આપવા ઇચ્છતું નથી. જે સમાજમાં વ્યવસ્થા હોય, ઐક્યના નિયમ હોય, બધાને સ્વતંત્ર સ્થાન અને અધિકાર હોય તે સમાજમાં પારકાને પોતાનું સ્થાન કરી લેવું સહેલું પડે છે. કાં તો પારકાને કાપીને મારીને હાંકી કાઢીને પોતાના સમાજનું અને સંસ્કૃતિનું રક્ષણ કરો અથવા પારકાને પોતાના નિયમો વડે સંયમમાં રાખી સુઘટિત વ્યવસ્થામાં સ્થાન કરી આપો, આ બે રીત છે. યુરોપે પહેલી રીત સ્વીકારી આખી દુનિયા સાથે વિરોધ જગાડી મૂક્યો છે; ભારતવર્ષે બીજી રીત સ્વીકારી બધાને જ ક્રમે ક્રમે ધીરે ધીરે પોતાના કરી લેવાનો પ્રયત્ન કર્યો છે. જો ધર્મ પ્રત્યે શ્રદ્ધા હોય, જો ધર્મને માનવ-સંસ્કૃતિના ચરમ આદર્શ તરીકે નક્કી કરવામાં આવે, તો ભારતવર્ષની રીતને જ શ્રેષ્ઠ ગણવી પડે.

પારકાને પોતીકા બનાવવા માટે પ્રતિભાની જરૂર પડે છે. બીજામાં પ્રવેશ કરવાની શક્તિ અને બીજાને સંપૂર્ણ પોતાના કરી લેવાનું જાદુ, એ પ્રતિભાની આગવી મૂડી છે. ભારતવર્ષમાં આપણે એ પ્રતિભા જોઈ શકીએ છીએ. ભારતવર્ષે નિઃસંકોચપણે બીજાઓમાં પ્રવેશ કર્યો છે, અને અનાયાસે બીજાની સામગ્રી પોતાની કરી લીધી છે. પરદેશીઓ જેને મૂર્તિપૂજા કહે છે, તેને જોઈને ભારતવર્ષ ડરી નહોતું ગયું. તેણે નાક નહોતું ચડાવ્યું. ભારતવર્ષે પુલિન્દ, શબર, વ્યાધ વગેરે પાસેથી પણ બીભત્સ સામગ્રી લઈને તેમાં પોતાની ભાવનાનો વિસ્તાર કર્યો છે—તેની મારફતે પણ પોતાની આધ્યાત્મિકતાને વ્યક્ત કરી છે. ભારતવર્ષે કશાનો જ ત્યાગ કર્યો નથી, અને ગ્રહણ કરીને બધું જ પોતાનું બનાવી દીધું છે.

*

## વિશ્વપ્રિયાના પ્રેમમાં

તું શું ગાઇશ, શું સંભળાવીશ? બોલ, કેવળ પોતાનું સુખ મિથ્યા છે, કેવળ પોતાનું દુઃખ મિથ્યા છે. જે સ્વાર્થમગ્ન માણસ બૃહત્ જગતથી વિમુખ છે, તે કદી જીવતાં શીખ્યો નથી. મહાવિશ્વજીવનના તરંગો ઉપર નાચતાં નાચતાં નિર્ભયતાપૂર્વક સત્યને ધ્રુવતારા બનાવીને મૃત્યુનો ડર રાખ્યા વિના દોડવું પડશે. દુર્દિનની અશ્રુજલધારા માથા ઉપર વરસશે, તેમાં થઇને હું તેની પાસે અભિસારે જઇશ—જેને મેં જન્મોજન્મથી જીવનનું સર્વસ્વ અર્પી દીધેલું છે. એ કોણ છે? કોણ છે તે હું જાણતો નથી. એને મેં ઓળખ્યો નથી. માત્ર એટલું જાણું છું કે એને ખાતર માનવયાત્રી રાત્રિના અંધકારમાં ઝંઝાવાત અને વજ્રપાત વચ્ચે અંતરના પ્રદીપને પેટાવી સાવધપણે ઉપાડી એક યુગથી બીજા યુગ ભણી ચાલ્યો છે. માત્ર એટલું જાણું છું કે જેણે તેનું આહ્વાનગીત કાને સાંભળ્યું છે તે નિર્ભીક પ્રાણે, સંકટના વમળમાં થઈને દોડ્યો છે, તેણે સર્વસ્વનો ત્યાગ કર્યો છે, અને છાતી ઉપર સિતમને ઝીલ્યો છે; મૃત્યુનું ગર્જન તેણે સંગીતની જેમ સાંભળ્યું છે. અગ્નિએ તેને બાળ્યો છે, શૂળે તેને વીંધ્યો છે, કુહાડાએ તેને કાપ્યો છે, પોતાની બધા પ્રિય વસ્તુઓનું ખંચકાયા વિના ઈંધણ બનાવીને તેણે એને ખાતર જીવનભર હોમાગ્નિ સળગાવ્યો છે. હૃદય-પિંડને કાપી નાખીને રક્તપદ્મનો અર્ઘ્ય-ઉપહાર ચડાવી

તેણે એની ભક્તિપૂર્વક જીવનનું ઋણ ચૂકવવા છેલ્લી વારની એની પૂજા કરીને મૃત્યુથી પ્રાણને કૃતાર્થ કર્યો છે. ........હું માત્ર એટલું જાણું છું કે એ વિશ્વપ્રિયાના પ્રેમમાં ક્ષુદ્રતાનું બલિદાન દઈને જીવનનાં બધાં અસંમાન દૂર ત્યજી દેવાં પડશે, ઉન્નત મસ્તક ઊંચું કરીને સામે ઊભા રહેવું પડશે—જે મસ્તક ઉપર ભયે લેખ લખ્યો નથી, દાસત્વની ધૂળે કલંકતિલક આંક્યું નથી. તેને અંતરમાં રાખીને જીવનના કંટકમય માર્ગે, સુખમાં અને દુઃખમાં ધૈર્ય ધારણ કરીને, એકાંતમાં આંખનાં આંસુ લૂછી નાખીને, દરરોજના કામમાં હમેશાં આળસ વગર મંડયા રહીને, સૌને સુખી કરીને મૂંગા મૂંગા એકલા ચાલી નીકળવું પડશે...

*

## સ્વરાજસાધના

સ્વદેશ પ્રત્યેની જવાબદારીને કેવળ સૂતર કાંતવાં રૂપે જ નહિ પણ સાચી રીતે ઉઠાવી લેવાની સાધના નાનેનાને સ્વરૂપે દેશમાં ભિન્ન ભિન્ન જગ્યાએ સ્થાપવામાં આવે એ હું અત્યંત જરૂરી માનું છું. લોકોનું મંગલ એ વસ્તુ અનેક ક્રિયાઓનો જુમલો હોય છે. તે બધી પરસ્પર ગાઢ રીતે સંકળાએલી હોય છે. તેમાંની એકને અલગ પાડી લઈએ તો તેથી ફળ મળતું નથી. સ્વાસ્થ્યની સાથે, બુદ્ધિની સાથે, જ્ઞાનની સાથે, કર્મની સાથે, આનંદની સાથે મેળવી લઈ શકીએ તો જ માણસની બધી હિતકર વસ્તુઓ પૂર્ણપણે હિતકર બની શકે. દેશના એ કલ્યાણના રૂપને આપણે નજરોનજર જોવા માગીએ છીએ. હજારો ઉપદેશ કરતાં એ આપણને વધારે ઉપયોગી થઈ પડશે. અમુક અમુક ગામોમાં લોકોનું કલ્યાણ સાધવા-ની જવાબદારી દરેક જણે કોઈ ને કોઈ રૂપે ઉપાડી લઈ એક સુસ્થ, જ્ઞાનવાન, શ્રીસંપન્ન સંમિલિત જીવનની મૂર્તિ ખડી કરી હોય એવા દાખલા નજર સામે ધરવાની જરૂર છે. નહિ તો સ્વરાજ એટલે શું એ આમ સૂતર કાંતીને, ખાદી પહેરીને, શબ્દો દ્વારા ઉપદેશ સાંભળીને કદી સમજાવી શકવાના નથી. જે વસ્તુ આપણે આખા ભારતવર્ષમાં મેળવવા માગીએ છીએ, તે જો ભારત-વર્ષના કોઈ એક નાના ભાગમાં સ્પષ્ટ રૂપે જોવા મળે તો સફળતા વિશે આપણામાં શ્રદ્ધા પેદા થાય, તો આત્મ-અભાવનું મૂલ્ય શું છે તે આપણને સમજાય; न मेधया न बहुधा श्रुतेन, સાક્ષાત્ દર્શનદ્વારા જ આપણે સમજીશું. ભારતવર્ષના એક જ ગામના લોકો પણ જો પોતાની શક્તિ વડે આખા ગામને સંપૂર્ણપણે પોતાનું કરી લઈ શકે તો સ્વદેશને સ્વદેશરૂપે પામવાનું કામ ત્યાં જ શરૂ થઈ જાય. જીવજંતુ અમુક સ્થાનમાં જન્મે છે, પરંતુ જન્મે છે એટલા માત્રથી દેશ તેનો થઈ જતો નથી. માણસ પોતાના દેશને પોતે સરજી લે છે. તે સર્જનના કામમાં અને રક્ષણના કામમાં દેશના લોકોનો પરસ્પરનો સંબંધ ગાઢ બને છે, અને એ રીતે સર્જેલા દેશને તેઓ પ્રાણ કરતાં પણ વહાલો ગણી શકે છે. આપણા દેશના લોકો દેશમાં જન્મે છે એટલું જ; તેઓ દેશનું સર્જન કરતા નથી; એટલા માટે તેમના પરસ્પર મિલન માટે કોઈ ગંભીર કારણ રહેતું નથી, દેશના અનિષ્ટમાં તેમને પોતાનું દરેકનું અનિષ્ટ લાગતું નથી. દેશનું સર્જન કરીને જ દેશને પામવાની સાધના આપણામાં શરૂ કરવી પડશે. ...... જો આ જાતના પ્રયત્નોની કદમાં નાના હોવાને કારણે આપણે અવજ્ઞા કરીએ તો તે વખતે ગીતામાંનું પેલું વચન આપણને યાદ આવવું જોઈએ—स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्। સત્યનું જોર કદમાં નથી હોતું તેના પોતાનામાં જ હોય છે.

ભેગા મળીને પોતાના પ્રયત્નથી કામો કરવાની ટેવ, તેનો પરિચય, તેમાં ગૌરવ લેવાની વૃત્તિ લોકોમાં ફેલાશે ત્યારે જ તે પાકા પાયા ઉપર સ્વરાજ સાચી રીતે ખડું થશે. જ્યારે ગામેગામ, અંદર અને બહાર એ વસ્તુનો અભાવ હોય, અને એ અભાવ જ જ્યારે દેશના લોકોના અન્નના અભાવનું, શિક્ષણના અભાવનું, આરોગ્યના અભાવનું, જ્ઞાનના અભાવનું, આનંદના અભાવનું મૂળ બની ગયું હોય, ત્યારે દેશના લોકોના આ ચિત્તદૈન્યને વરી જઈને કોઈ પણ બાહ્ય અનુષ્ઠાનને જોરે આ દેશમાં સ્વરાજ સ્થાપન થઈ શકે એ વાત જ બિલકુલ માનવા જેવી નથી. અંગ્રેજીમાં એક કહેવત છે—સિદ્ધિ જ સિદ્ધિને ખેંચી લાવે છે —તે જ પ્રમાણે સ્વરાજ જ સ્વરાજને બોલાવી લાવે છે. વિશ્વમાં વિધાતાનો જે અધિકાર છે તે તેમનું સ્વરાજ છે, અર્થાત્ વિશ્વનું સર્જન કરવાનો અધિકાર. આપણું પણ સ્વરાજ એટલે ઐશ્વર્ય અર્થાત્ પોતાના દેશનું સર્જન કરવાનો અધિકાર. સર્જન કરવા વડે જ તે સાબિત થાય છે, અને તેની ઉન્નતિ સધાય છે. જીવતા રહેવા દ્વારા જ સાબિત થાય છે કે મારામાં જીવ છે.

*

ઉપાયે તેનો પાયો નાખતું આવ્યું છે. પરાયા ગણીને એણે કોઈને દૂર કાઢ્યા નથી, અનાર્ય ગણીને એણે કોઈનો બહિષ્કાર કર્યો નથી, અસંગત કહીને એણે કશાયનો ઉપહાસ કર્યો નથી. ભારતવર્ષે બધું જ ગ્રહણ કર્યું છે, બધાંનો જ સ્વીકાર કર્યો છે. આટલું બધું ગ્રહણ કરવા છતાં પોતાનું રક્ષણ કરવું હોય તો આ બધી ઢગલાબંધ સામગ્રીમાં પોતાની વ્યવસ્થા, પોતાનો નિયમ સ્થાપિત કરવો જોઈએ — સાઠમારીના મેદાનમાં જેમ પશુઓને એકબીજા ઉપર છોડી મૂકે છે તેમ કર્યે નહિ ચાલે. આ બધાંને યોગ્ય નિયમ પ્રમાણે વિભાગ કરી જુદાં પાડી એક મૂળ ભાવના દ્વારા બાંધવાં જોઈએ. ઉપકરણ ગમે ત્યાંનાં હોય, આ વ્યવસ્થા ભારતવર્ષની છે. એ મૂળ ભાવના ભારતવર્ષની છે. યુરોપ પારકાને દૂર કાઢીને, તેમનો ઉચ્છેદ કરીને સમાજને સલામત રાખવા ઇચ્છે છે; અમેરિકા, ઑસ્ટ્રેલિયા, ન્યૂઝિલેન્ડ, કેપ—કૉલોનીમાં એનો પરિચય આજ સુધી આપણને મળ્યા કરે છે. એનું કારણ એ છે કે તેને પોતાના સમાજમાં કોઈ ચોક્કસ વ્યવસ્થાની ભાવના નથી, તેના પોતાના જ જુદા જુદા સંપ્રદાયોને તે યથોચિત સ્થાન આપી શક્યું નથી, અને જેઓ સમાજના અંગ છે, તેઓમાં ઘણાખરા સમાજને બોજારૂપ થઈ પડ્યા છે—એવી સ્થિતિમાં બહારના લોકોને તે સમાજ પોતાનામાં કયે ઠેકાણે આશ્રય આપવાનો હતો? પોતાનાં માણસો જ જ્યાં ઉપદ્રવ કરવા તૈયાર થયાં હોય ત્યાં બહારના લોકોને કોઈ જગ્યા આપવા ઇચ્છતું નથી. જે સમાજમાં વ્યવસ્થા હોય, ઐક્યના નિયમ હોય, બધાને સ્વતંત્ર સ્થાન અને અધિકાર હોય તે સમાજમાં પારકાને પોતાનું સ્થાન કરી લેવું સહેલું પડે છે. કાં તો પારકાને કાપીને મારીને હાંકી કાઢીને પોતાના સમાજનું અને સંસ્કૃતિનું રક્ષણ કરો અથવા પારકાને પોતાના નિયમો વડે સંયમમાં રાખી સુઘટિત વ્યવસ્થામાં સ્થાન કરી આપો, આ બે રીત છે. યુરોપે પહેલી રીત સ્વીકારી આખી દુનિયા સાથે વિરોધ જગાડી મૂક્યો છે; ભારતવર્ષે બીજી રીત સ્વીકારી બધાને જ ક્રમે ક્રમે ધીરે ધીરે પોતાના કરી લેવાનો પ્રયત્ન કર્યો છે. જો ધર્મ પ્રત્યે શ્રદ્ધા હોય, જો ધર્મને માનવ-સંસ્કૃતિના ચરમ આદર્શ તરીકે નક્કી કરવામાં આવે, તો ભારતવર્ષની રીતને જ શ્રેષ્ઠ ગણવી પડે.

પારકાને પોતીકા બનાવવા માટે પ્રતિભાની જરૂર પડે છે. બીજામાં પ્રવેશ કરવાની શક્તિ અને બીજાને સંપૂર્ણ પોતાના કરી લેવાનું જાદુ, એ પ્રતિભાની આગવી મૂડી છે. ભારતવર્ષમાં આપણે એ પ્રતિભા જોઈ શકીએ છીએ. ભારતવર્ષે નિઃસંકોચપણે બીજાઓમાં પ્રવેશ કર્યો છે, અને અનાયાસે બીજાની સામગ્રી પોતાની કરી લીધી છે. પરદેશીઓ જેને મૂર્તિપૂજા કહે છે, તેને જોઈને ભારતવર્ષ ડરી નહોતું ગયું. તેણે નાક નહોતું ચડાવ્યું. ભારતવર્ષે પુલિન્દ, શબર, વ્યાધ વગેરે પાસેથી પણ બીભત્સ સામગ્રી લઈને તેમાં પોતાની ભાવનાનો વિસ્તાર કર્યો છે—તેની મારફતે પણ પોતાની આધ્યાત્મિકતાને વ્યક્ત કરી છે. ભારતવર્ષે કશાનો જ ત્યાગ કર્યો નથી, અને ગ્રહણ કરીને બધું જ પોતાનું બનાવી દીધું છે.

*

## વિશ્વપ્રિયાના પ્રેમમાં

તું શું ગાઇશ, શું સંભળાવીશ? બોલ, કેવળ પોતાનું સુખ મિથ્યા છે, કેવળ પોતાનું દુઃખ મિથ્યા છે. જે સ્વાર્થમગ્ન માણસ બૃહત્ જગતથી વિમુખ છે, તે કદી જીવતાં શીખ્યો નથી. મહાવિશ્વજીવનના તરંગો ઉપર નાચતાં નાચતાં નિર્ભયતાપૂર્વક સત્યને ધ્રુવતારા બનાવીને મૃત્યુનો ડર રાખ્યા વિના દોડવું પડશે. દુર્દિનની અશ્રુજલધારા માથા ઉપર વરસશે, તેમાં થઈને હું તેની પાસે અભિસારે જઇશ—જેને મેં જન્મોજન્મથી જીવનનું સર્વસ્વ અર્પી દીધેલું છે. એ કોણ છે? કોણ છે તે હું જાણતો નથી. એને મેં ઓળખ્યો નથી. માત્ર એટલું જાણું છું કે એને ખાતર માનવયાત્રી રાત્રિના અંધકારમાં ઝંઝાવાત અને વજ્રપાત વચ્ચે અંતરના પ્રદીપને પેટાવી સાવધપણે ઉપાડી એક યુગથી બીજા યુગ ભણી ચાલ્યો છે. માત્ર એટલું જાણું છું કે જેણે તેનું આહ્વાનગીત કાને સાંભળ્યું છે તે નિર્ભીક પ્રાણે, સંકટના વમળમાં થઈને દોડયો છે, તેણે સર્વસ્વનો ત્યાગ કર્યો છે, અને છાતી ઉપર સિતમને ઝીલ્યો છે; મૃત્યુનું ગર્જન તેણે સંગીતની જેમ સાંભળ્યું છે. અગ્નિએ તેને બાળ્યો છે, શૂળે તેને વીંધ્યો છે, કુહાડાએ તેને કાપ્યો છે, પોતાની બધા પ્રિય વસ્તુઓનું ખંચકાયા વિના ઈંધણ બનાવીને તેણે એને ખાતર જીવનભર હોમાગ્નિ સળગાવ્યો છે. હૃદયપિંડને કાપી નાખીને રક્તપદ્મનો અર્ધ્ય-ઉપહાર ચડાવી

તેણે એની ભક્તિપૂર્વક જીવનનું ઋણ ચૂકવવા છેલ્લી વારની એની પૂજા કરીને મૃત્યુથી પ્રાણને કૃતાર્થ કર્યો છે. ........હું માત્ર એટલું જાણું છું કે એ વિશ્વપ્રિયાના પ્રેમમાં ક્ષુદ્રતાનું બલિદાન દઈને જીવનનાં બધાં અસંમાન દૂર ત્યજી દેવાં પડશે, ઉન્નત મસ્તક ઊંચું કરીને સામે ઊભા રહેવું પડશે—જે મસ્તક ઉપર ભયે લેખ લખ્યો નથી, દાસત્વની ધૂળે કલંકતિલક આંક્યું નથી. તેને અંતરમાં રાખીને જીવનના કંટકમય માર્ગે, સુખમાં અને દુઃખમાં ધૈર્ય ધારણ કરીને, એકાંતમાં આંખનાં આંસુ લૂછી નાખીને, દરરોજના કામમાં હમેશાં આળસ વગર મંડ્યા રહીને, સૌને સુખી કરીને મૂંગા મૂંગા એકલા ચાલી નીકળવું પડશે...

*

## સ્વરાજસાધના

સ્વદેશ પ્રત્યેની જવાબદારીને કેવળ સૂતર કાંતવાં રૂપે જ નહિ પણ સાચી રીતે ઉઠાવી લેવાની સાધના નાનેનાને સ્વરૂપે દેશમાં ભિન્ન ભિન્ન જગ્યાએ સ્થાપવામાં આવે એ હું અત્યંત જરૂરી માનું છું. લોકોનું મંગલ એ વસ્તુ અનેક ક્રિયાઓનો જુમલો હોય છે. તે બધી પરસ્પર ગાઢ રીતે સંકળાએલી હોય છે. તેમાંની એકને અલગ પાડી લઈએ તો તેથી ફળ મળતું નથી. સ્વાસ્થ્યની સાથે, બુદ્ધિની સાથે, જ્ઞાનની સાથે, કર્મની સાથે, આનંદની સાથે મેળવી લઈ શકીએ તો જ માણસની બધી હિતકર વસ્તુઓ પૂર્ણપણે હિતકર બની શકે. દેશના એ કલ્યાણના રૂપને આપણે નજરોનજર જોવા માગીએ છીએ. હજારો ઉપદેશ કરતાં એ આપણને વધારે ઉપયોગી થઈ પડશે. અમુક અમુક ગામોમાં લોકોનું કલ્યાણ સાધવા-ની જવાબદારી દરેક જણે કોઈ ને કોઈ રૂપે ઉપાડી લઈ એક સુસ્થ, જ્ઞાનવાન, શ્રીસંપન્ન સંમિલિત જીવનની મૂર્તિ ખડી કરી હોય એવા દાખલા નજર સામે ધરવાની જરૂર છે. નહિ તો સ્વરાજ એટલે શું એ આમ સૂતર કાંતીને, ખાદી પહેરીને, શબ્દો દ્વારા ઉપદેશ સાંભળીને કદી સમજવી શકવાના નથી. જે વસ્તુ આપણે આખા ભારતવર્ષમાં મેળવવા માગીએ છીએ, તે જો ભારત-વર્ષના કોઈ એક નાના ભાગમાં સ્પષ્ટ રૂપે જોવા મળે તો સફળતા વિશે આપણામાં શ્રદ્ધા પેદા થાય, તો આત્મ-પ્રભાવનું મૂલ્ય શું છે તે આપણને સમજાય; न मेधया न बहुधा श्रुतेन, સાક્ષાત્ દર્શનદ્વારા જ આપણે સમજીશું. ભારતવર્ષના એક જ ગામના લોકો પણ જો પોતાની શક્તિ વડે આખા ગામને સંપૂર્ણપણે પોતાનું કરી લઈ શકે તો સ્વદેશને સ્વદેશરૂપે પામવાનું કામ ત્યાં જ શરૂ થઈ જાય. જીવજંતુ અમુક સ્થાનમાં જન્મે છે, પરંતુ જન્મે છે એટલા માત્રથી દેશ તેનો થઈ જતો નથી. માણસ પોતાના દેશને પોતે સરજી લે છે. તે સર્જનના કામમાં અને રક્ષણના કામમાં દેશના લોકોનો પરસ્પરનો સંબંધ ગાઢ બને છે, અને એ રીતે સર્જેલા દેશને તેઓ પ્રાણ કરતાં પણ વહાલો ગણી શકે છે. આપણા દેશના લોકો દેશમાં જન્મે છે એટલું જ; તેઓ દેશનું સર્જન કરતા નથી; એટલા માટે તેમના પરસ્પર મિલન માટે કોઈ ગંભીર કારણ રહેતું નથી, દેશના અનિષ્ટમાં તેમને પોતાનું દરેકનું અનિષ્ટ લાગતું નથી. દેશનું સર્જન કરીને જ દેશને પામવાની સાધના આપણામાં શરૂ કરવી પડશે. ...... જો આ જાતના પ્રયત્નોની કદમાં નાના હોવાને કારણે આપણે અવજ્ઞા કરીએ તો તે વખતે ગીતામાંનું પેલું વચન આપણને યાદ આવવું જોઈએ—स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्। સત્યનું જોર કદમાં નથી હોતું તેના પોતાનામાં જ હોય છે.

ભેગા મળીને પોતાના પ્રયત્નથી કામો કરવાની ટેવ, તેનો પરિચય, તેમાં ગૌરવ લેવાની વૃત્તિ લોકોમાં ફેલાશે ત્યારે જ તે પાકા પાયા ઉપર સ્વરાજ સાચી રીતે ખડું થશે. જ્યારે ગામેગામ, અંદર અને બહાર એ વસ્તુનો અભાવ હોય, અને એ અભાવ જ જ્યારે દેશના લોકોના અન્નના અભાવનું, શિક્ષણના અભાવનું, આરોગ્યના અભાવનું, જ્ઞાનના અભાવનું, આનંદના અભાવનું મૂળ બની ગયું હોય, ત્યારે દેશના લોકોના આ ચિત્તદૈન્યને વરી જઈને કોઈ પણ બાહ્ય અનુષ્ઠાનને જોરે આ દેશમાં સ્વરાજ સ્થાપન થઈ શકે એ વાત જ બિલકુલ માનવા જેવી નથી. અંગ્રેજીમાં એક કહેવત છે—સિદ્ધિ જ સિદ્ધિને ખેંચી લાવે છે—તે જ પ્રમાણે સ્વરાજ જ સ્વરાજને બોલાવી લાવે છે. વિશ્વમાં વિધાતાનો જે અધિકાર છે તે તેમનું સ્વરાજ છે, અર્થાત્ વિશ્વનું સર્જન કરવાનો અધિકાર. આપણું પણ સ્વરાજ એટલે ઐશ્વર્ય અર્થાત્ પોતાના દેશનું સર્જન કરવાનો અધિકાર. સર્જન કરવા વડે જ તે સાબિત થાય છે, અને તેની ઉન્નતિ સધાય છે. જીવતા રહેવા દ્વારા જ સાબિત થાય છે કે મારામાં જીવ છે.

*

# અભ્યાસ

૬

વિચાર અને વિવેચનનું સામયિક

જુલાઈ · ૧૯૬૬

निष्ठया संभूता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

વર્ષ ૫ · અંક ૧૯


"આદિ માનવ જેમ કુદરતનાં પરિબળો સામે લાચારી અનુભવતે હતો, તેમ આધુનિક માનવી આજે પોતે જ સર્જેલાં સામાજિક ને આર્થિ પરિબળો સામે નિઃસહાયતા અનુભવે છે. પોતે જ ઊભાં કરેલાં તત્ત્વ આગળ તે મુજરો કરી રહ્યો છે. એક પ્રકારની નવી મૂર્તિપૂજા જ ચાલ રહી છે. માણુસની જરૂરિયાતોને, માનવ-અસ્તિત્વ સાથે મૂળભૂત વણાએલી જરૂરિયાતોને, અનુરૂપ એવો એક શાણો સમાજ રચીને માણુસ તેના પોતાના આ ગાંડપણનાં પરિણામોમાંથી પોતાની જાત બચાવી શકશે. એ સમાજ એવો હોય કે જેમાં માણુસ માણુસ વચ્ચે સંબંધ ઉષ્માભર્યો હોય, જેમાં માણુસ લોહી અને ભૂમિને બદલે બંધુ. અને એકતાના નાતે સમાજ સાથે સંકળાએલો હોય; એ એક એવો સ... હોય કે જેમાં વિનાશને બદલે સર્જન કરીને પ્રકૃતિને અતિક્રમવાની માણુસને ત મળી રહે, જેમાં ઘેટાશાઈને બદલે દરેક માણુસ પોતાને પોતાની શક્તિઓ સ્વામી તરીકે અનુભવી શકે અને આત્મપ્રત્યય પામી શકે, જેમાં માણુસ વાસ્તવિકતાને મચડવાની અને કૃત્રિમ મૂર્તિઓને પૂજવાની જરૂર જ પડે, તેને બદલે માણુસની ભક્તિને સહજપણે અભિવ્યક્ત થવા મા પૂરતો અવકાશ તે સમાજમાં મળી રહે."

એરિક ફ્રો

['શાણો સમાજ.' અનુવાદક: કાન્તિભાઈ શાહ. યજ્ઞ પ્રકાશન, વડો. સને ૧૯૬૬. પૃ. ૨૮૮–૨૮

☆


સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

## અનુક્રમ



*

## વિશેષ સૂચના

* નવા છઠ્ઠા વર્ષમાં 'અભ્યાસ'ના ગ્રાહક તરીકે ચાલુ રહેવા ઇચ્છતા ગ્રાહકો લવાજમના રૂા. ૧૨/– કૃપયા જલદી મોકલે તેવી વિનંતી છે. લવાજમ પૂરું થયા વિષેની સૂચના અલગ ટપાલથી મોકલવાનું રાખ્યું નથી.

*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫)
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક–'અભ્યાસ', 'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* પ્રથમ પાંચ વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઈ. અંગે પત્રવ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*


સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧






## આદર્શ નથી

જુલાઈ માસમાં બે સ્વાતંત્ર્ય દિનો જોડાજોડ આવે છે—ચોથીએ અમેરિકન અને ચૌદમીએ ફ્રેન્ચ (અમેરિકન સ્વાતંત્ર્ય દિન–તા. ૪ જુલાઈ ૧૭૭૬; ફ્રેન્ચ સ્વાતંત્ર્ય દિન–તા. ૧૪ જુલાઈ ૧૭૮૯). બન્ને દેશોની સ્વાતંત્ર્યપ્રેમી પ્રજાઓએ સ્વાતંત્ર્ય ઝૂંટવ્યું, આંચકી લીધું; સ્વાતંત્ર્ય એમને મળ્યું કે અપાયું નહોતું. આ દિનોએ એમણે પોતે જ જગત સમક્ષ જ્વલંત રીતે જાહેર કર્યું કે અમે આજથી સ્વતંત્ર છીએ! એ જ ક્ષણથી એમણે સ્વાતંત્ર્ય ટકાવવા માટેની મથામણ પણ આદરી દીધી. સ્વતંત્ર બનવું અઘરું છે; પણ સ્વતંત્ર તરીકે જીવંત રહેવાનું ચાલુ રાખવું વધારે અઘરું છે. સતત જાગૃત, વિચારશીલ અને સક્રિય રહેનારી પ્રજાઓ જ સ્વાતંત્ર્યની અધિકારી બને છે. સ્વાતંત્ર્ય એ કોઈ અચાનક રીતે હાથમાં સરકી પડનારી ચીજ નથી. મહામહેનતે અને સ્વપ્રયાસથી એ સિદ્ધ કરવું પડે છે, અને એનું જતન કરવું પડે છે. એવી સિદ્ધિ જ પછી લાંબો વખત ટકે છે, બલ્કે વૃદ્ધિ પામે છે. સ્વાતંત્ર્ય કોઈ પ્રજાજૂથની બીજા પ્રજાજૂથ માટેની બક્ષિસ નથી. બક્ષિસ હોય જ તો તે કુદરતી બક્ષિસ છે, જન્મથી દરેકને પ્રાપ્ત થતી દૈવી દેણ છે.

વળી, અમેરિકન અને ફ્રેન્ચ પ્રજાજનોએ સ્વાતંત્ર્યસંગ્રામ ખેલ્યો તે કેવળ કટિબદ્ધ શરીરો અને ગરમ હાથપગ વડે નહીં; સાથે સાથે એમના મિજાજ અને દિમાગમાં પણ સ્વાતંત્ર્ય તથા લોકતંત્રના વિચારોની ભરતી ઊછળતી હતી. પોતાના જન્મસિદ્ધ, અને તેથી જ સ્વયંસિદ્ધ, અધિકારોથી તેઓ સભાન હતા. તેઓ ગર્વિષ્ઠ નહોતા. તેમનો દાવો પોકળ નહોતો. હૃદયના ઊંડાણથી અને મનની ઉત્કટતાથી તેઓ વિચારી–વર્તી રહ્યા હતા. એમની વાતમાં આત્મવિશ્વાસનો રણકાર હતો, પોતાના સાચા દાવા અંગેની દૃઢ માન્યતા હતી, જે લાગ્યું તે પ્રમાણે બધું કરી છૂટવાની તમન્ના અને જરૂર પડે તો ને તેટલો ત્યાગ કરવાની તૈયારી હતી.

સ્વાતંત્ર્યનું જાહેરનામું અમેરિકામાં મુખ્યત્વે થૉમસ જેફર્સને લખ્યું હતું. દુનિયાના કોઈ પણ કાળના પ્રથમ કક્ષાના દસેક પુરુષવીરોનાં નામોની યાદી કરવાની હોય તો તેમાં જેફર્સનનું નામ અવશ્ય સામેલ થવું જોઈએ. જેફર્સન અસાધારણ પ્રતિભાશાળી હતા અને એમનું વ્યક્તિત્વ વિવિધતાસભર હતું. જેફર્સને એમ કહ્યું કે, અમે જે આ સત્યો ઉચ્ચારીએ છીએ તે સ્વયંસ્થાપિત છે કે, અમે તમામ પ્રજાજનો જન્મતઃ સમાન ઘડાયા છીએ, અમને કેટલાક મૂળભૂત હક્કો મળેલા છે જેને કોઈ પ્રજા કે સંસ્થા અમારી પાસેથી છીનવી, પડાવી, ટૂંકાવી શકશે નહિ, અને એવા કેટલાક સ્વયંસ્પષ્ટ અધિકારોમાં ખાસ કરીને જીવવાનો હક્ક, સ્વાતંત્ર્ય ઉપભોગવાનો હક્ક અને સુખ-પ્રાપ્તિ માટે અમારો દરેકનો પોતપોતાની રીતે મથન કરવાનો હક્ક સામેલ છે. આમાં બે બાબતો પર જેફર્સને વિશેષ ભાર મૂક્યો હોય એમ લાગે છે એ નોંધપાત્ર છે: બધાં સ્ત્રી-પુરુષો સરખાં નથી, પણ સમાન જીવો તરીકે ઘડાએલાં તેઓ જીવવાને માટે સરખાં અધિકારી છે. બીજું, સુખ માટે નહીં પણ સુખ મેળવવા માટેનાં સાધન અને રીતિની પસંદગીની મોકળાશ દરેક પ્રજાજનને હોવી જોઈએ.

એનો અર્થ એ કે સુખ શામાં છે એ મનુષ્યમાત્રે પોતપોતાની વૃત્તિ અને રીતરસમ પ્રમાણે વિચાર-

વાનું છે, નક્કી કરવાનું છે, પ્રત્યક્ષ વ્યવહારમાં અનુભવવાનું છે. સુખના લક્ષ્યાંકો નક્કી કરવા અંગે જ કેવળ નહિ, પણ સુખપ્રાપ્તિનાં સાધનો અને માર્ગો અવલંબવા પરત્વે પણ મનુષ્ય જન્મતઃ મુક્ત છે, રહેવો જોઈએ. સમાજે, રાજ્યે, કોઈ મંડળે કે સંસ્થાએ વ્યક્તિઓને સુખી બનાવી દેવાની હામ ભીડવાની જરૂર નથી! દરેક મનુષ્યે પોતાનું સુખ પોતાની મેળે શોધી મેળવી લેવાનું છે. એક જ કસોટીએ અગર એકસરખી માત્રા વડે સહુને સામટાં સુખી બનાવવાનો હરખ કોઈ માનવસમૂહે બનાવવાનો નથી. આમ, વ્યક્તિગત પસંદગી અને અંગત અનુભવ પર થૉમસ જેફર્સને કેટલો બધો ભાર મૂકેલો તે આ એક શબ્દપ્રયોગ—'pursuit of happiness'–પરથી સરસ જોઇ શકાય તેમ છે.

ફ્રેન્ચ સ્વાતંત્ર્યપ્રેમીઓ પણ અમેરિકનો જેવા ક્રાંતિકાર હતા. 'સ્વતંત્રતા, સમાનતા, બંધુતા'નું ત્રિવિધ સૂત્ર એમણે બુલંદ અવાજે પોકાર્યું. આ ત્રણે ચીજો એક સાથે રહેવી જોઈએ. સ્વાતંત્ર્ય દરેક માટે છે; સહુ સમાન રીતે સ્વતંત્ર હોવા જોઈએ; તો જ બંધુભાવ પ્રગટે. ઊંચનીચ, નાના-મોટા ગરીબ-તવંગર, અભણ-સાક્ષર એવા કોઈ ભેદ માનવસમાજમા ન હોવા જોઈએ. કુદરતી રીતે અને વ્યક્તિગત મર્યાદાઓને કારણે જે કોઈ જ્યાં લગી જઇને અટકે તે જુદી વાત. એ અનિવાર્ય છે. પણ કૃત્રિમ ભેદ પાડીને અને અયોગ્ય સાધનો વાપરીને માનવસમાજમાં સ્વાતંત્ર્ય અને સમાનતાના ઉપભોગમાં ખંડ પાડવો એ બંધુતાની ભાવના વિષેની સનિષ્ઠાનો અભાવ સૂચવે છે અને જરૂરી દિશામાં સુરેખ કાર્ય કરવા માટેની આનાકાની બતાવે છે.

સ્વાતંત્ર્ય સિદ્ધ કરવા માટે સહુ સમાન રીતે સ્વેચ્છાથી બંધાએલાં હોવાં જોઈએ. જેમ પ્રભુની આંખમાં સહુ સરખાં છે તેમ રાજ્યની–બંધારણની, કાયદાની અને તંત્રની–નજરમાં સહુ સમાન હોવાં જોઇએ. કોઈ કાયદાથી પર નહિ, કોઈ કાયદાથી છટકનાર નહિ; બંધુતાની સાચી ભાવનાથી બધા એકમેક સાથે સરખા માનદરજ્જા વડે વર્તનારા! આવું જે આબોહવામાં હોય ત્યાં જ લોકતંત્ર સરસ ખીલે ને વિકસે!

આજે આપણે ભારતમાં અને વિશ્વમાં શું જોઈ રહ્યાં છીએ? સ્વતંત્રતા માટેની તમન્ના સ્વાર્થ અને સંકુચિતતા વડે સીમિત બની છેઃ હું સ્વતંત્ર થાઉં ને રહું, મારો દેશ સ્વતંત્ર રહે; પણ અન્યને ભોગે? પારકાને પરતંત્ર રાખીને પોતે સ્વતંત્ર બનવાનું? એ સાચું સ્વાતંત્ર્ય નથી; એ તો કેવળ મોટપણ અને સત્તાનું ઘમંડ છે, વર્ચસ્વ માટેની વૃત્તિ છે. એમાંથી પછી સંઘર્ષ પેદા થાય છે અને સ્વાતંત્ર્યની માત્રા વધવાને બદલે ઘણી વાર ઘટે છે. જે સમાજમાં–રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય કે વિશ્વસમાજમાં–વ્યક્તિગત ઘટકો તમામ એકસરખાં તરીકે, સ્વૈચ્છિક બંધનો વડે, સામાજિક જીવન ગુજારે છે ત્યાં સ્વાતંત્ર્યનું વાતાવરણ વધે છે. સામાજિક જીવનને વળાંકો આપતાં બંધનો અને નીતિનિયમો ઘડવામા સહુને સામેલ થવાની સ્વતંત્રતા હોવી જોઈએ. એ માટેના વ્યવહારમાં ભલે બહુમતીની સંમતિથી કામ ચાલે પણ લઘુમતીઓને અન્યાય થવો ન જોઈએ. ન્યાય અને સમતા બાજુ પર મૂકીને બહુમતીએ ચાલવુ જોઈએ નહિ. ટૂંકમાં, મનુષ્યની મૂળભૂત સ્વતંત્રતા અને સમાનતાનો પૂરો આદર અને બનતો અમલ થવો જોઈએ, જેથી બંધુતાની ભાવના દઢતર થાય અને દરેકને પોતાનું જીવન જીવવા જેવું અને માણવા જેવું લાગે!

પુરુષોત્તમ ગણેશ માવળંકર

*

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી

**હપ્તો ૪૮ [તા. ૮ નવેમ્બર થી તા. ૧૪ નવેમ્બર ૧૯૪૮]**

['રોજનીશી'નું આ લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. —સંપાદક]

### તા. ૮ નવેમ્બર ૧૯૪૮, સોમવાર

બસરાથી ગઈ કાલે મોડેથી બપોરે ૪-૧૫ના અરસામાં નીકળ્યાં તે બસરા સમય પ્રમાણે ૧૦-૩૦ વાગ્યે કરાચી આવી પહોંચ્યાં. પણ કરાચીનો સમય બસરાથી અઢી કલાક આગળ હોવાને કારણે કરાચીમાં તે વખતે એક વાગ્યો હતો! શ્રીયુત શ્રીપ્રકાશે (High Commissioner) પોતાના એક પ્રતિનિધિને વિમાનઘર પર મોકલ્યા હતા એટલે કસ્ટમ વગેરેમાંથી જલદી છુટકારો થયો, પણ અમારા નસીબમાં વહેલાં સુવાનું નહોતું! સામાન વગેરે બાંધવા કરવામાં, ઝીપથી બંધ થનારી થેલીની ઝીપની અંદર રેશમી 'ગાઉન' ભરાઈ ગયું તે છોડવામાં ઘણો બધો વખત ગયો. છેવટે 'ગાઉન' કાપી (કાતરથી) કાઢ્યો તો પણ ઝીપ સરખી ના થાય! આ બધામાં આશરે સાડા ત્રણ વાગ્યા!! પછી એ બધું એમ ને એમ જ રાખીને આડા પડ્યાં. ઊંઘ આવતાં બીજો અડધો કલાક ગયો! અને સવારે ૫-૧૫ વાગ્યે ઊઠવું પડ્યું! ઠીક.

અમારા ઉતારાના સ્થળે (Speed Bird House) શ્રીયુત શ્રીપ્રકાશ (હાઈકમિશનર) આવ્યા હતા. એમને મળ્યાથી આનંદ થયો. ૭-૩૦ વાગ્યે કરાચીથી વિમાન નીકળ્યું. ૧૧-૩૦ વાગ્યે દિલ્હી આવી પહોંચ્યાં. આ સમયમાં કેટલુંક વાચન અને પરચૂરણ કામ થયું.

દિલ્હીમાં મુકામ ૨૦, અકબર રોડ પર જ હતો. ઘેર આવીને તાર મોકલ્યા—સૌ. વતી અને હું સુખરૂપ પરત આવ્યાંના તથા તા. ૧૦, ૧૧ અને ૧૭મીના વાયુપ્રવચનો અંગેના. તાર અને કાગળો મોકલવા વિષેની સૂચનાઓ આપી. કુલ સાત તાર અને ૨૫ કાગળો થયા.

ભોજન બાદ આરામ કર્યો. પછી શ્રી બાબુરાવ મહેતા સાથે સર ચિનુભાઇના કેસ વિષેની તથા અન્ય વાતોચીતો. શ્રી કાકાસાહેબ કાલેલકર સાથે ચર્ચા તથા વાતચીત. જયપુર કૉંગ્રેસની તારીખો અમારી યુનિવર્સિટી સભાની તારીખોના અરસામાં આવતી હોવાથી યુનિવર્સિટી સભાની મુંબાઇની તારીખો (તા. ૧૩થી ૧૯ ડિસેમ્બર) બદલવી એવો વિચાર શ્રી કાકાસાહેબે સૂચવ્યો. પણ ચર્ચા કરતાં અમને બન્નેને એમ લાગ્યું કે એ તારીખો બદલવી નહિ.

સાંજે શ્રી બાળાસાહેબ ખેર મળ્યા. એમને વિલાયતની હકીકત કહી અને એમના પુત્રને મળ્યાની વાત કરી.

રાત્રે જમવા માટે અમે બન્ને વલ્લભભાઇને ત્યાં ગયાં હતાં. વિલાયતની હકીકત કહી. પરદેશમાંની હિંદી એલચી કચેરીઓ (embassies) વિષે ત્યાંના લોકોમાં—ખાસ કરીને ભારતીય લોકોમાં—સારો અભિપ્રાય નથી, આપણા પ્રતિનિધિઓ તરીકે જેમની નિમણૂંક થાય છે તે યોગ્ય માણસોની થતી નથી, શ્રી કૃષ્ણ મેનન વિષે પંડિત નેહરુએ જાહેર પ્રવચનમાં જે સ્તુતિ કરી તે લોકોને ગમી નહિ, યુનાઇટેડ નેશન્સમાં ભારતીય પ્રતિનિધિ તરીકે શ્રીમતી સરોજીની નાયડુની પુત્રીની નિમણૂંક યોગ્ય નથી, ઇજીપ્ત ખાતે કેરોમાં ડૉ. સૈયદ હુસેન અમને મળવા સારુ પણ આવ્યા નહિ એ મને ઠીક લાગ્યું નહિ,—આ હકીકતો મારે પંડિતજીના (નેહરુના) કાને નાખવી કે કેમ? આવો સવાલ મેં વલ્લભભાઇને કર્યો. એમણે નકારાત્મક અભિપ્રાય આપ્યો. પંડિતજીનો અભિપ્રાય આ બધાની વિરુદ્ધ છે એટલે મારા કહેવાનો અર્થ નથી એમ તેઓ બોલ્યા. મારું મન દ્વિધામાં પડ્યું. દેશહિતની દૃષ્ટિથી સાચી વાત મારે શા સારુ ન કહેવી જોઇએ? ન કહેવાથી હું ફરજ બજાવવામાં ચૂકતો નથી વારુ? એમને (નેહરુને) ન ગમે એવું સત્ય પણ ન કહેવામાં ખોટી રીતની ખુશામતનો આભાસ તો નથી થતો ને? પણ છેવટે વલ્લભભાઇની સલાહ પ્રમાણે જ કરવાનું ઠરાવ્યું.

રાત્રે શ્રી દેવદાસ ગાંધી વગેરે લોકો મળ્યા. રાજાજીની નાદુરસ્ત તબિયતને કારણે તથા ડૉ. જૉન મથાઈ કામમાં રોકાએલા હોવાથી એમની પાસે જવાનું થયું નહિ. અમારે આવતી કાલે જ અમદાવાદ જવા સારુ નીકળવું

એવો ચિ. અરુણાનો આગ્રહ હતો. પણ આવતી કાલના વિમાનમાં જગ્યા ન મળવાથી જવાનું શક્ય નથી. એક રીતે આ સારું જ થયું. વિશ્રાંતિની અમારે જરૂર છે જ.

## તા. ૯ નવેમ્બર ૧૯૪૮, મંગળવાર

સવારે નિત્યવિધિ. કસ્તુરબા ફંડના કામ માટે આરસીકેરી (મ્હૈસુર) ગામે જવાનું છે તે વખતે રસ્તામાં સાતારા (ડૉ. આગાશેના ૬૧મા જન્મદિન નિમિત્તે) અને સાંગલી (કૉલેજની ઇમારતના ઉદ્‌ઘાટન નિમિત્તે)ના સમારંભો, કોલ્હાપુરમાં સગાંસ્નેહીઓને મળવાનું વગેરે કાર્યક્રમો નક્કી કરીને એ સંબંધે ઘણા બધા કાગળો લખાવ્યા. વિલાયતના અનુભવો વિષે શ્રી કાકાસાહેબ કાલેલકર આદિ લોકો સાથે વાતોચીતો થઈ.

૧૧-૧૫થી ૧૨-૧૫ સુધી ઍસેમ્બ્લીમાં જઇને સભાસદ લોકોને મળી આવ્યો. ત્યાર પછી ડૉ. રાજેન્દ્ર-પ્રસાદ બીમાર હતા એટલે એમને ઘેર ગયો હતો, પણ તેઓ સૂતા હતા. આમે ય એમને પ્રત્યક્ષ મળવાનું નહોતું જ. પછી ઘેર આવીને ટપાલનું કામ. બપોરે ૧-૩૦ થી ૨-૨૫ સુધી પંડિત નેહરુને ત્યાં ભોજન માટે ગયો. ડૉ. કેસકર અને દિવાકર પણ આવ્યા હતા. વિલાયતના પ્રવાસની, બંધારણનું કામ પૂરું થવા બાબતની, અંદાજપત્રક અધિવેશનની તારીખો બાબતની, હિંદુકોડ વિષેની વાતો વગેરે ખૂબ વાતોચીતો થઈ. પંડિતજી છેક મોટર સુધી મને મૂકવા માટે ઉપરથી દાદરો ઊતરીને નીચે આવ્યા. 'ન આવશો' એમ મેં કહ્યું ત્યારે એમણે એક મઝાની વાત કહી: 'બે યુરોપિયન મહેમાનો આવ્યા હતા. એમને વિદાય આપવા માટે એમનો એક જુવાન સંબંધી ગયો હતો. ભૂલમાં તેઓ બીજી બાજુએ વળ્યા અને એક ઓરડામાં પ્રવેશ્યા! ત્યાંથી બહાર આવવાની અને સીધો રસ્તો શોધી કાઢવાની માથાકૂટ કોણ કરે? એટલે બારીમાંથી જ કૂદકા મારીને તેઓ બહાર નીકળી પડ્યા!' ઠીક.

મુકામ પર આવીને થોડી વિશ્રાંતિ. પછી ૪-૧૫ વાગ્યે ઍસેમ્બ્લીની ઑફિસમાં ગયો. વિલાયતના અમારા પ્રતિનિધિમંડળના કામ વિષે ટૂંકમાં આશરે ૪૦ મિનિટ અહેવાલ આપ્યો. લોકોને તે એકંદરે ગમ્યો.

પછી છોકરાઓ માટે થોડી વસ્તુઓ ખરીદવી એ આશયથી કાશ્મીર એમ્પોરિયમમાં અમે ગયાં. પણ શું ખરીદવું એની સમજ ન પડે! વસ્તુ ઉપયોગી અને છોકરાઓને ગમે એવી લેવી એવો વિચાર, પણ પસંદગી કરવાનું અશક્ય લાગ્યું. ત્યાંથી શ્રી નાફડેને ત્યાં જઇને પછી શ્રી વલ્લભભાઇને મળીને મુકામ પર આવ્યાં. ત્યાં ડૉ. કેળવકર, શ્રી રાવ, I. C. S. વગેરે લોકો સકુટુંબ આવ્યાં હતાં તે મળ્યાં.

ભોજન સમયે અને પછી વાતોચીતો. સામાનની તૈયારી. આવતી કાલે નીકળવાનું છે.

## તા. ૧૦ નવેમ્બર ૧૯૪૮, બુધવાર

પરોઢિયે વહેલા ઊઠીને નિત્યવિધિ આટોપીને પાલમ વિમાનઘર પરથી ૭-૩૦ના વિમાનમાં નીકળ્યાં. અમારી સાથે જયપુર સુધી શ્રી શંકરરાવ દેવ હતા. વિલાયતની હકીકત મેં તેમને કહી. મુંબાઈ મહારાષ્ટ્રમાં જોઇએ કે નહિ એ વિષે મારી મુલાકાત મરાઠી વૃત્તપત્રોમાં પ્રસિદ્ધ થઈ છે એ વિશે પોતે કાગળ લખ્યો છે એ સારુ ખોટું લગાડશો નહિ એમ શ્રી શંકરરાવે મને કહ્યું. સાચે જ, શા સારુ મારે ખોટું લગાડવું? મને જો બીજા-ઓના અભિપ્રાયો ઉપર ટીકા કરવાનો અધિકાર છે તો મારા વિષે બીજાઓએ શા સારુ ટીકા ન કરવી? ઠીક. જયપુર વિમાનઘર પર વિદાય લેતી વખતે મેં શ્રી શંકરરાવને કૉંગ્રેસ વિષેના મારા વિચારો કહ્યા. કૉંગ્રેસનું હવે કાર્ય શું એ મહત્ત્વનો પ્રશ્ન. મને લાગે છે કે કેવળ એક રાજકીય એવો પક્ષ રચીને ધારાસભાઓમાં બહુમતી મેળવીને રાજ્યની સત્તા હાથમાં લઇને કામ કરવાનો મોહ કૉંગ્રેસે છોડી દેવો. બહુમતી મેળવીને સત્તા ચલાવવામાં હાલની પરિસ્થિતિમાં કૉંગ્રેસ નામશેષ થવાનો તથા જે પ્રકારની સમાજરચના આપણને ઇષ્ટ લાગે છે તે સ્થાપવાનું કાર્ય સિદ્ધ થવાને બદલે સત્તાલોલુપતાનું રાજકારણ રચાતું જવાનો જ, મને વિશેષ સંભવ દેખાય છે. જો લોકશાહી યોગ્ય રીતે ચલાવવી હોય તો ચારિત્ર્ય-વાન તથા શરીરથી અને મનથી મજબૂત એવા પ્રજાજનો અને પ્રજામત તૈયાર કરવાનું કામ જ કૉંગ્રેસે હાથ ઉપર લેવું. તમામ રાજકારણનો આ પાયો છે. ચૂંટણી-ના તંત્રમાં પડવાથી 'બેછૂટ વચનો અને અમલ શૂન્ય'

એમ થઇને મતમતાંતરોનો શોરબકોર જ ચાલુ રહેવાનો. એટલે, મત ભેગા કરવાનું રાજકારણ છોડી દઈને અપ્રત્યક્ષ રીત વડે મત ઉપર અસર કરનારું અપ્રત્યક્ષ રાજકારણ—એટલે જ રચનાત્મક કાર્યક્રમ—કૉંગ્રેસે હાથમાં લેવું જોઇએ. આર્થિક વ્યવહારમાં વિકેન્દ્રિત ઉદ્યોગો અને ગ્રામોદ્યોગ; સામાજિક બાબતોમાં અસ્પૃશ્યતા નિવારણ, કોમ-કોમ વચ્ચેની ઊંચનીચની ભાવના દૂર કરવી; શિક્ષણ વગેરે કાર્યક્રમો કૉંગ્રેસે શરૂ કરવાં. એમાં વખતોવખત જે સરકારો હશે તે અવશ્ય સહાય કરશે જ. આ પ્રકારના કામથી, કૉંગ્રેસની સેવા અને નૈતિક ભૂમિકા વધારે બળવાન અને ફળદ્રુપ થશે. રાજકીય તટસ્થતાને કારણે કૉંગ્રેસનું વજન એક પક્ષ તરીકે નહિ પણ સાર્વત્રિક એવું રહેશે અને વખતોવખતની સરકારોને માર્ગદર્શન કરવાની તથા એમને અંકુશમાં રાખવાની કૉંગ્રેસની શક્તિ પણ વધશે. આ પ્રકારના કાર્યક્રમથી મતદારમંડળો સાથે રોજબરોજના જીવનના પ્રશ્નોને કારણે નિકટ સંબંધ પણ જળવાશે. આ પ્રકારના વિચારો મેં કહ્યા. કેટલે અંશે અમલી બનવાનું શક્ય થશે એ કોણ કહી શકે? સત્તા અને ઇર્ષ્યા એ બન્નેની પાછળ આપણામાંના ઉચ્ચતમ લોકો પડેલા છે! આ પ્રકારની કમનસીબ છાપ મારા પર પડી છે!!

વિમાનમાં કેટલુંક વાચન. લંડન પરિષદના અહેવાલો (શ્રીમતી હંસા મહેતા, પંડિત ઠાકુરદાસ ભાર્ગવ, બર્મન, એ બધાએ આપેલા) અને રોમ પરિષદના શ્રી દિવાકર તથા શ્રી કેસકરના અહેવાલો વાંચ્યા. બીજું પણ વાચન ઠીક ઠીક થયું.

૧૧-૩૦ વાગ્યે અમદાવાદના વિમાનઘર પર અમે આવી પહોંચ્યાં. અમને લેવાને વાસ્તે માતુશ્રી પૂજ્ય બાઈ સહિત ઘરનાં સહુ લોકો તેમ જ બીજાં ઘણાં સ્નેહીજનો આવ્યાં હતાં.

ઘેર આવીને સહુની સાથે વાતોચીતો. નવી આવેલી ટપાલ વગેરે જોઈ. ભોજન બાદ વિશ્રાંતિ.

ભોજનોત્તર શ્રી સાને ગુરુજીના 'સાધના' સાપ્તાહિકમાં પ્રસિદ્ધ થએલા મારા કાગળો અને બીજી કેટલીક છાપાંની કાપલીઓ ચિ. અરુણાએ આપી તે જોઇ. 'ક્રાંહીં પાડલે' એવા શીર્ષક હેઠળ મારી રોજનીશી પ્રસિદ્ધ થઈ છે એની પ્રસ્તાવના શ્રી ધર્માધિકારીએ લખી છે તે પણ જોઈ. એમાં ત્રણ ચાર બાબતો વિષે એમણે હકીકતો (facts)ની મોટી ભૂલો કરેલી છે. સગવડે એમને લખીશ. પછી થોડો આરામ. ત્યાર બાદ પરચૂરણ કામો.

ચા અને શૌચ આટોપીને ભદ્રમાં જવા નીકળ્યો. રસ્તામાં ડૉ. કાનુગાને ઘેર જઇને એમને તથા નંદુબેનને મળ્યો. એમનો પુત્ર ચિ. જીતુ લંડનમાં અમને મળ્યાનું, અને કેટલીક ખાદ્યચીજો આપ્યાનું, એનું મન અહીં આવવા વિષે કેવી રીતે પ્રવૃત્ત થઈ રહ્યું છે એ અંગે મેં એમને વાત કરી. પછી ભદ્રમાં જઇને શ્રી જાંભેકર, ધોંડુ આત્યાબાઈ શેવડે, કાકી માવળંકર વગેરે લોકોને મળી આવ્યો. શ્રી રાવજીભાઈ મણિભાઈ, નાનુભાઈ દેરાસરી, વગેરે લોકો ભદ્રમાં મળ્યા. સંકટનિવારણની બાબતમાં મારે કમિટીને મદદ કરવી એવા આશયની વિનંતી શ્રી રાવજીભાઈએ કરી.

મોટરમાં જ બંગલા પર પાછો આવ્યો અને પછી અમારા ઘરનો રેડિયો બગડેલો હોવાથી લંડનનો અમારો બ્રૉડકાસ્ટ (મરાઠી વાયુ-પ્રવચન) સાંભળવા માટે શ્રી બાબુરાવ મહેતાને ઘેર અમે ગયાં. આજે મારું મરાઠી વાયુપ્રવચન હતું. સાંભળ્યું. ઠીક લાગ્યું.

પછી અમે સૌ ઘરનાં લોકો—કુટુંબ-વર્તુળ—વાતો કરતાં બેઠાં. આજે બધાં હાજર હતાં. ફક્ત ચિ. સૌ. તાઈ અને બાળકો જ નહોતાં. મને આ રીતે બધાં મળ્યાંથી ખૂબ સારું લાગ્યું. આ જ રીતે સહુએ રોજ થોડો વખત પણ ભેગાં બેસવું જોઇએ. તો જ પરસ્પર વધારે પરિચય થઇને પ્રેમનું અને મધુર એવું વાતાવરણ ઉત્પન્ન થવું અથવા તો કુદરતી પ્રેમનું વાતાવરણ ટકવું શક્ય છે. ઠીક.

રાત્રે ૧૦ પછી મુંબાઇ ચિ. બાળ તાંબેને ફોન કરીને અમારા કુશળ સમાચાર, આજના વાયુપ્રવચન વગેરે વિષે સંભાષણ કર્યું. પછી પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

## તા. ૧૧ નવેમ્બર ૧૯૪૮, ગુરુવાર

આજ સવારથી ગુજરાત યુનિવર્સિટી રિપોર્ટનો મુસદ્દો લઈને કામે બેસવાનું ઠરાવ્યું હતું પણ મને એ

દિવસ પણ યુનિવર્સિટી રિપોર્ટ હાથમાં લેવા માટે અશક્ય જ એમ સમજીને ચાલ્યો.

આજે ચિ. બાળની વર્ષગાંઠ. ૨૬ વર્ષ પૂરાં થઈને ૨૭મું બેઠું. આ ઉંમરનો હું થયો ત્યારે વકીલાત કરવા લાગ્યો હતો. જાહેર જીવનની પણ શરૂઆત થઈ ચૂકી હતી...

ભોજન બાદ વિશ્રાંતિ. ૨-૪૫ થી ૫-૦ સુધી કૉંગ્રેસ હાઉસમાં દુકાળ સંકટ-નિવારણ સમિતિની સભા. શેઠ કસ્તુરભાઈ પ્રમુખપદે હતા. કેટલાક નવા સભ્યો અમે સમિતિમાં લીધા. સનાતની (orthodox) કૉંગ્રેસીઓને ન ગમતા એવા શ્રી ઈન્દુલાલ યાજ્ઞિક, શ્રી બબલુભાઈ મઝુમદાર આદિ સાચા પ્રજાસેવકોને કમિટી ઉપર લીધા. શ્રી લાલાકાકાને આ કેટલેક અંશે પસંદ પડયું કોને ખબર, પણ આ નામો અંગે એમણે આંટીઘૂંટીઓ કરી નહિ. આ સભામાં કામની સામાન્ય રૂપરેખા ચર્ચવાની હતી તો પણ સભ્યોનું વલણ વિગતોમાં ઊતરવાનું! એને કારણે વધારે વખત ગયો.

પછી બંગલે આવીને ચા અને શૌચ. ત્યાર બાદ લોકો સાથે મુલાકાતો. ૫-૪૫ થી ૭-૦ સુધી આશ્રમમાં જઈને શ્રી નરહરિભાઈ, લક્ષ્મીદાસભાઈ વગેરે લોકોને મળ્યો. શ્રી નરહરિભાઈના પુત્ર મોહનને ત્યાં પુત્રી જન્મી, એના હાથમાં પાંચ રૂપિયા મૂકયા. શ્રી જુગતરામભાઈ દવે અને બબલભાઈ મહેતા આશરે ત્રીસ વિદ્યાર્થીઓની ટુકડી લઈને આ બાજુએ પર્યટન માટે આવ્યા છે તે બન્ને એમના વિદ્યાર્થીઓ સાથે મને મળ્યા. આશ્રમના 'હૃદયકુંજ'માં (મહાત્માજી રહેતા હતા અને બેસતા તે જગ્યા) અમે બધાં એકત્ર થયાં હતાં. મેં આશરે ૧૦ મિનિટમાં વિલાયતની મુખ્ય મુખ્ય હકીકતો એમને સૌને કહી. સ્વચ્છતા, ટાપટીપ, સૌજન્ય, શિસ્ત, સત્યતા, વગેરે.

બંગલે પાછો આવીને શ્રી ચંદ્રકાન્ત ગાંધી, રવિશંકર રાવળ વગેરે લોકોને મળ્યો. પછી ચિ. બાપુ મુંબાઈ જવાનો હતો એને વિદાય આપવા સ્ટેશને ગયો. ત્યાં જેલ-સુપરિન્ટેન્ડન્ટ શ્રી કુળકર્ણી વગેરે લોકો મળ્યા.

જમ્યા પછી ઇતર વાચન. શ્રી મહાદેવભાઈની ડાયરી જોવા માટે લીધી છે.

### તા. ૧૪ નવેમ્બર ૧૯૪૮, રવિવાર

આજથી ગુજરાત યુનિવર્સિટી કમિટીના રિપોર્ટનો મુસદ્દો જોવાનું શકય થયું. આ મોટો જ બોજો છે. આ અહેવાલ જોઈને, સુધારીને ફરી આખો અહેવાલ શ્રી મઝુમદાર સાથે બેસીને જોવાનો છે. અને તા. ૨૫ મી પહેલાં તે સૌ સભ્ય તરફ રવાના થવો જોઈએ. સવારે ૧૧ વાગ્યા સુધી આ કામ કર્યું. પછી સુરતના શ્રી ચંદ્રવદન શાહ મળવા આવ્યા. એમની જોડે સામાન્ય વાતચીત. સુરત મુકામે તા. ૨૬-૧૧ને રોજ જવાનો કાર્યક્રમ, 'જીવન ભારતી'ની પ્રગતિ, સુરતની કૉંગ્રેસનું રાજકારણ વગેરે વાતો નીકળી. ઘેર ઘેર માટીના જ ચૂલા. ડૉ. ફોજદાર ખાસ આવી ગયા અને મારી તબિયત વિષે પૂછપરછ કરી ગયા. મારા લોહીની તપાસ કરવી જોઈએ, blood sugar જોવી જોઈએ એવો એમનો અભિપ્રાય છે. એ પ્રમાણે અવશ્ય કરીશું.

આજે શ્રાદ્ધ હતું તેથી જમવામાં મોડું થયું પરંતુ આજના શ્રાદ્ધ પ્રસંગે એક બહુ મોટી વાત બની એની નોંધ જરૂર કરવી રહી. ભોજન માટે બ્રાહ્મણો તરીકે વેદશાસ્ત્રસંપન્ન વાડીકર શાસ્ત્રી, જયરામ ભટ્ટજી, એક તેલંગ બ્રાહ્મણ અને એક શ્રી પ્રભાકર ભટ્ટજી જોશીના બનેવી. આ બધા લોકો હાલના સમયમાં કર્મકાંડવાળા અને સનાતની તરીકે ઓળખાવનારા. એમ હોવા છતાં પણ તેઓ શ્રાદ્ધ માટે આવ્યા હતા. સને ૧૯૨૮માં હું વિલાયત જઈને આવ્યો હતો ત્યારે પ્રાયશ્ચિત્તનું પ્રકરણ ખૂબ જ ચાલ્યું હતું. 'મેં કશું પણ પાપ કરેલું નથી, રોજ ઠંડા પાણીથી પ્રાતઃસ્નાન અને ગીતાના ૧૫મા અધ્યાયનું પઠન ચાલુ હતું; તો પછી પ્રાયશ્ચિત્ત શા સારુ?' એવો મારો સવાલ તે વખતે હતો. તેમ છતાં પૂજ્ય માતુશ્રીના સમાધાન ખાતર (અને તે પણ શ્રાદ્ધમાં બ્રાહ્મણો આવે માટે જ) હું પ્રાયશ્ચિત્ત કરીશ એમ મેં કહ્યું એમાં જ પ્રાયશ્ચિત્ત આવી ગયું એમ સમજીને સવા પૈસાના ખર્ચમાં એટલે કે ખૂબ જ અલ્પ નિધિ વડે પ્રાયશ્ચિત્ત કરજો એમ મેં કહ્યું હતું. તેમ છતાં આ અંગે કેટકેટલી ચર્ચાઓ, વાતચીતો, શિષ્ટ મંડળો વગેરે! પરંતુ આ વખતે, 'આવતી કાલે શ્રાદ્ધપક્ષ છે' એવું માતુશ્રી પૂજ્ય બાઈ ગઈ કાલે બોલ્યાં ત્યારે મેં કહેલું કે, 'પણ પ્રાયશ્ચિત્ત નથી તો બ્રાહ્મણો આવશે ખરા કે? હું તો પ્રાયશ્ચિત્ત કશું કરવાનો નથી.' ત્યારે માતુશ્રીએ કહ્યું કે, 'શાનું પ્રાયશ્ચિત્ત અને શાને વાસ્તે?' સૌ. વતીનું પણ પ્રાયશ્ચિત્ત નહિ. એણે એક ગોપ્રદાન

કર્યું અને સત્યનારાયણની પૂજા રાખી. એ પ્રમાણે પ્રાયશ્ચિત્તનો પ્રશ્ન ઉકેલાઈ ગયો. આ પ્રશ્ન ઉપસ્થિત કરવાનો નહિ એવું મેં લંડનથી નીકળતાં પહેલાં જ ઠરાવ્યું હતું અને એ પ્રમાણે સૌ.વતીને કહ્યું પણ હતું. ૨૦ વર્ષના સમયમાં આ ક્રાંતિ થઈ! ઠીક.

ભોજન બાદ વિશ્રાંતિ. પછી શ્રી વિઠ્ઠલભાઈ મહેતા, ઇન્દ્રવદન વગેરે લોકો મળવા આવ્યા હતા. કેટલાક કાગળો પણ લખાવ્યા.

સાંજે ૬-૩૦ વાગ્યે મહારાષ્ટ્ર સોસાએટીની કારોબારીની સભામાં ગયો. પ્રોફેસર દેશપાંડે એમનો બંગલો વેચે છે એ બાબતમાં સભા હતી. સહુ સભ્યોને માહિતી આપવાને વાસ્તે સભા આવતા રવિવાર પર રાખી. પછી સભાગૃહમાં આશરે ૧ કલાક મેં મિત્રો સમક્ષ ઇંગ્લેન્ડની અમારી મુસાફરી વિષે હકીકત કહી.

બંગલા ઉપર શેઠ નરસિંહભાઈ લલ્લુભાઇ મળવા આવ્યા હતા. ભોજન બાદ વાતોચીતો. ચિ. સૌ. તાઈ અને ચિ. અપ્પાસાહેબ મોઘેની કેટલીક ભૂલભરેલી કલ્પનાઓ વિષે વાતો નીકળી. મારે વિષે ગેરસમજ કરી લેવા તરફનું મનનું વલણ, એટલે એ અંગે હું શું કરી શકું? સાચી હકીકત શી છે, બીજાનો દૃષ્ટિબિંદુ શો છે, વગેરે જોયા સિવાય કાચી સમજૂતી ઉપર કલ્પના-સૃષ્ટિ રચવી એને વિષે કોણ શું કરે? આપણા જ કુટુંબીજનો આ રીતે કરવા લાગે ત્યારે સ્વાભાવિક થોડું દુઃખ અને નિરાશા પણ થાય છે. પરંતુ તેવું થઈને શો ઉપયોગ? આપણે આપણા મનને સમતોલ રાખવું એ જ સુખનો માર્ગ. (ક્રમશઃ)

*

## આત્મકથાની સાચી કસોટી

"આત્મચરિત્રકાર ઘણી વાર પ્રચ્છન્ન કે પ્રગટ અહંપ્રેમથી કે શરમથી પોતાને વિશે સંપૂર્ણ સત્યકથન કરી શકતો હોતો નથી. એની સ્મૃતિ-વિસ્મૃતિ પણ એની પાસે અસંપ્રજ્ઞાતપણે કે સભાનપણે એમ કરાવે છે. સત્યકથન કેટલું અઘરું છે તે એ બતાવે છે; પણ સંપૂર્ણ સત્યકથન એ જ આત્મકથાની ખરી કસોટી છે. એમાં જેટલી કચાશ તેટલી આત્મકથા કાચી કે ખોટી. સત્યનિષ્ઠા એ જ આત્મચરિત્રકાર માટે પહેલી અને છેલ્લી આવશ્યકતા. વાચક ખોટી આત્મકથા વાંચવા માગતો નથી. અદલ-સાચા જીવનવૃત્તાંતની અને તેમાંથી ઊભી થતી આત્મચરિત્રકારની તેના સદસદ્ અંશો સાથેની ગુણદોષમિશ્રિત ખરી મૂર્તિનાં દર્શનની જ અપેક્ષાથી તે આત્મકથા હાથમાં ઝાલતો હોય છે.

સ્ટિફન ઝ્વિગ કહે છે તેમ, 'આત્મકથાકારની સત્યનિષ્ઠા કે સચ્ચાઈ ઉપર તેના પોતાના જ સિવાય બીજા કોઈનો કાબૂ ન હોઈ શકે, તેવી રીતે તેના પોતાના સિવાય બીજું કોઈ તેનો હિસાબ પણ ન લઈ શકે. તેથી લાખમાંથી એકમાં પણ ભાગ્યે જ મળી આવે તેવા આ ગુણોનો ત્રિવેણી સંગમ તેનામાં હોવો જોઈએ: તેણે એક સાથે જ સાક્ષી, ન્યાયાધીશ, ફરિયાદી અને બચાવ કરનાર (ગુનેગાર) બનવાનું હોય છે'.

'સત્ય એ જ મારી કથાનો નાયક છે' એવું ટૉલ્સ્ટૉયનું ગુરુસૂત્ર સર્વને વિદિત છે. મ. ગાંધીજીએ પણ કહ્યું છે કે, 'સત્યના શોધકને રજકણથી પણ નીચે રહેવું પડે છે. જગત આખું રજકણને કચરે છે, પણ સત્યનો પૂજારી તો રજકણ સુદ્ધાં તેને કચડી શકે એવો અલ્પ ન બને ત્યાં સુધી તેને સ્વતંત્ર સત્યની ઝાંખી પણ દુર્લભ છે...ભલે મારા જેવા અનેકોનો ક્ષય થાઓ પણ સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો'. નર્મદ પ્રતિજ્ઞા કરે છે કે 'જે જે હું લખીશ તે મારી જાણ પરમાણે સાચેસાચું જ લખીશ, પછી ભલે તે સારું હો કે નરસું હો, લોકોને પસંદ પડો કે ન પડો'. બૅરિસ્ટર વિનાયક સાવરકર 'પોતાનું વૃત્તાંત પૂરેપૂરો ઇતિહાસ નહિ કહેવાય છતાં જે કહેવામાં આવશે તે અક્ષરશઃ અને ભાવાર્થશઃ સત્યને અનુસરીને જ કહેવામાં આવે એની શક્ય હોય તેટલી સાવચેતી રાખવાનો યત્ન' કરે છે. સત્યને આત્મકથામાં કેટલું મહત્ત્વ ઘટે છે તે આ સૌ શીખવે છે."

(ચરિત્રસાહિત્ય: સ્વરૂપ અને વિકાસ) ઉપેન્દ્ર ર. ભટ્ટ

*

કરવા કોણ દે? લોકોને ખબર હોવા છતાં પણ સવારથી લોકોનો પ્રવાહ શરૂ થયો. મેં પણ રિપોર્ટ જોવાની આશા છોડી દીધી અને બે દિવસ આમ જ જવાના એમ સમજીને હું ચાલીશ.

નીચે પ્રમાણે લોકો સવારે મળવા આવ્યા. (૧) શ્રી વિષ્ણુપ્રસાદ ઠાકોર. એમની એક પુસ્તિકા માટે (મરાઠી) પ્રસ્તાવના લખવા અંગે તથા શેઠ ચિમનભાઈના ચિત્રનું અનાવરણ કરવા અંગે, (૨) શ્રી બાબુરાવ મહેતા, (૩) શ્રી ચંદ્રકાંત ગાંધી, (૪) શ્રી વાડીલાલ લલ્લુભાઈ શેઠ, (૫) શ્રી બલ્લુભાઈ મજુમદાર અને નરોત્તમ હઠીસિંગ (અરુણ મિલના કામ માટે અને યુનિવર્સિટી રિપોર્ટ), (૬) શેઠ સાકરલાલ બાલાભાઈ (૭) શેઠ બાબુભાઈ (મથુરાદાસ) મંગળદાસ, વગેરે.

ઘરના હિસાબોનાં અને અન્ય પરચૂરણ કામો કર્યાં અને જોયાં. ભોજન બાદ ચિ. અરુણાએ આપેલી અખબારી કાપલીઓ જોઈ. પછી આરામ.

બપોરે મોડેથી શ્રીમતી ડાહીબેન, માણેકબેન અને કસ્તુરભાઈનાં પત્ની આવ્યાં હતાં. શેઠ માણેકલાલ મણિલાલ, શ્રી મોતીલાલ ગોવિંદલાલ, શ્રી શકરલાલ દ્વારકાદાસ આવ્યા હતા. A. P.ના શ્રી ચિમનલાલ મોદી આવ્યા હતા. આજે લંડનથી પ્રસારિત થનારા મારા વાયુપ્રવચનની એક નકલ મેં તેમને આપી. શ્રી મગનભાઈ ભીખાભાઈ, લાલાકાકા, અર્જુનલાલ, ડૉ. છોટુભાઈ, શ્રી રાવજીભાઈ મણિભાઈ (પ્રાંતિક સમિતિના મંત્રી) આવ્યા હતા. 'આવતી મ્યુનિસિપલ ચૂંટણીમાં જૂના સહુ લોકોને કાઢીને નવાઓને જ લેવાના છીએ,' એવું તેઓ બોલ્યા. એમ જો થયું તો ઉત્તમ જ. જોઈએ શું કરે છે તે. Better late than never.

પછી શાહીબાગમાં નવરોજજી હૉલમાં ગયો. સદ્‌ગત જમશેદ કામા (ટાઈમ્સના ખબરપત્રી અને રોટરી ઈન્ટરનૅશનલની બેઠકમાં ગવર્નર-ડેઝીગ્નેટ તરીકે હાજરી આપવા જતાં વિમાની અકસ્માતમાં ગુજરી ગયા તે)ની છબીનું અનાવરણ કરવાના સમારંભ માટે સૌ.વતી સાથે હું ગયો હતો. ત્યાં હું ચાર શબ્દ બોલ્યો. ત્યાંથી સર ચિનુભાઈને ત્યાં ગયો. લંડનથી પ્રસારિત થનારુ મારું હિંદી વાયુપ્રવચન સર ચિનુભાઇને ત્યાંથી રેડીઓ પર સાંભળી શકાયું નહિ એટલે, છેવટે મારું અંગ્રેજી વાયુપ્રવચન પણ સાંભળવાનું ગુમાવવું ન પડે માટે અમે તરત મહારાષ્ટ્ર સોસાયટીમાં ગયાં અને શ્રી બાબુરાવને ત્યાં અંગ્રેજી વાયુપ્રવચન સાંભળ્યું. સારું થયું.

શ્રી ચંદુલાલ દલાલ (ચિફ઼ ઑફ઼િસર), શ્રી નાનાસાહેબ (શ્રીપાદ) શેવડે વાતોચીતો માટે આવ્યા હતા. ચિ. બાળ સાથે વાતચીત. જૂની જ વાત. આ છોકરાને અંતર્મુખ થઈને પોતાની ભૂલ જોવાની બુદ્ધિ ઈશ્વર આપો એવી પ્રાર્થના. ઠીક.

પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

### તા. ૧૨ નવેમ્બર ૧૯૪૮, શુક્રવાર

સવારે નીચે પ્રમાણે લોકો મળવા આવ્યા: શ્રી ત્રિકમલાલ શાહ (મહામાત્ર) અને શ્રી રસિકભાઈ પરીખ. એમની જોડે પૅરિસની હકીકત, આદિ જોડેની મુલાકાત વગેરે વાતચીત થઈ. શ્રી રમણલાલ લલ્લુભાઈ, મણિલાલ ચતુરભાઈ, શેઠ કસ્તુરભાઈ, મલિક (મ્યુનિસિપલ એન્જિનિયર), ઠાકોરભાઈ ઠાકોર, હિંમતલાલ શુકલ (સૌરાષ્ટ્ર હાઈકોર્ટના ન્યાયમૂર્તિ) વગેરે લોકો મળવા આવ્યા હતા. આ બધી ધમાલમાં યુનિવર્સિટી રિપોર્ટ જોવાનું ક્યાંથી બને? વિલાયતની અમારી પરિષદ વિશે મેં લખેલું નિવેદન સુધાર્યું. ત્રણ સભ્યોનાં (શ્રી. સૌ. હંસા મહેતા, બર્મન અને ભાર્ગવ) નિવેદનો જોયાં.

ભોજન બાદ ચિ. અરુણા સાથે વાતચીત. આ છોકરો ભાવનાશીલ છે, તેને કારણે કેટલીક બાબતોમાં વિશેષ સંવેદનશીલ છે. એના મનની થોડી કલ્પના મને હતી જ. શેઠ મથુરાદાસ મંગળદાસની પુત્રી પૂર્ણિમા સાથે લગ્ન કરવાની એની ઇચ્છા છે. એ અને પૂર્ણિમા અનેક વર્ષો એકત્ર અભ્યાસ કરતાં હતાં. અને કામ પણ સાથે કરતાં હતાં. છોકરી દેખાવમાં અને સ્વભાવે સારી છે. જરા વધારે અશક્ત છે એમ લાગે છે. વિચાર કરવાની બાબતો બે: (૧) છોકરી અમારી જ્ઞાતિની નથી, પેટા જ્ઞાતિ તો બાજુ પર રહી પણ બ્રાહ્મણ જ્ઞાતિની પણ નથી; અને, (૨) છોકરી ખૂબ શ્રીમંતની પુત્રી. બંગલાઓ, મોટરો, નોકરચાકર વગેરેમાં ઊછરેલી. અમારા જેવા મધ્યમવર્ગીય કુટુમ્બમાં એ કેટલે અંશે સુખી થશે અગર અમને સુખી કરશે તે સવાલ.

પહેલો પ્રશ્ન મારી પોતાની દૃષ્ટિથી નહિ તો પણ માતુશ્રી પૂજ્ય બાઈ તથા સૌ.વતીની દૃષ્ટિથી મહત્ત્વનો. એ બન્નેને આ ઘટના કેટલે અંશે ગમશે અને ગળે ઊતરશે તે સવાલ. છોકરાની હઠ જ હશે તો એ બિચારીઓ શું કરવાની? દુઃખનાં આંસુ સારશે અને છેવટે આશીર્વાદ જ આપશે. પરંતુ આ ઈષ્ટ નથી. છોકરાએ પોતે થઈને ખુશીથી એ બન્નેને ખાતર ત્યાગ કરીને આ છોકરી માટેનો વિચાર છોડી દેવો એ સૌથી ઉત્તમ. મને પણ એ ત્યાગ ગમશે. પરંતુ છોકરાની એવી ઇચ્છા અગર શક્તિ ન હોય તો તેવું કરવાની તેને ફરજ પાડવી મને અગર એ બન્નેને ગમશે નહિ, કારણ કે લગ્ન એણે કરવાનું. જિંદગી એણે ગુજારવાની. અમે કેવળ સલાહ આપીએ, એનાથી વિશેષ અમારી પાસે કશું નથી. વળી, જ્ઞાતિ-પ્રથા ઉપરની મારી શ્રદ્ધા પૂરેપૂરી ઊઠી ગઈ છે. આનુવંશિક સંસ્કાર, રક્તશુદ્ધિ એ દૃષ્ટિથી યોગ્ય છે, પણ આપણી જન્મજાત જ્ઞાતિઓ ખૂબ જ સંકુચિત છે. બ્રાહ્મણ અને વણિક એ બેની વચ્ચે સંસ્કારની અગર લોહીની દૃષ્ટિએ ઝાઝો ફેર નથી અમે પણ બ્રાહ્મણ શા સારુ અને કેવી રીતે? અમારી વૃત્તિઓ અને ધંધાઓ વણિકના બલ્કે શુદ્રના થયા છે. આ કારણને લીધે, તથા છોકરી પોતે સારી છે એને લીધે, આ સૂચનાનો મારો પોતાનો વિરોધ નથી. પણ માતુશ્રી પૂજ્ય બાઈનું અને સૌ.વતીનું મન વાળીને એમને રાજી કરવાં કઠણ છે. એ દિશામાં પ્રયત્ન કરવો જોઈએ. દરમિયાન લગ્ન કરીશું જ એવું નથી, નહિ કરીએ એવું પણ નથી, એમ મેં ચિ. અરુણાને કહ્યું. એણે એ વાત ઉપર ઉપરથી જ કબૂલ રાખી હોય એમ લાગ્યું. આ છોકરી જોડે જ લગ્ન કરવાનો એનો પાકો નિશ્ચય જણાય છે. એમ હોય તો પછી માતુશ્રી પૂજ્ય બાઈ તથા સૌ.વતી આ અંગે વિરોધ ન કરે અને આનંદપૂર્વક માન્યતા આપે એમાં જ સૌજન્ય, સ્વાસ્થ્ય અને માધુર્ય છે. સંસારમાં કેવા કેવા પ્રશ્નો ઉદ્ભવે છે, સામાજિક સમજૂતીઓ અને રીતરિવાજોને લીધે કેટલી બધી અને કેવી કેવી મુશ્કેલીઓ જણાય છે એનું આ ઉદાહરણ જ છે. ઠીક.

પછી વિશ્રાંતિ. મારી ગેરહાજરી દરમિયાનનો પત્રવ્યવહાર જોયો. પછી લોકો સાથે મળવા કરવાનું. શ્રી ચિમનભાઈ સુ. પરીખ, શ્રી નરોત્તમ અને પુરુષોત્તમ હઠીસિંગ એમના કામ માટે મળ્યા. ઘણા બધા લોકો મળવા આવ્યા હતા. શ્રી ગિરીશચંદ્ર, રાવજીભાઈ મણિભાઈ વગેરે મ્યુનિસિપલ મિત્રો, શ્રી નરેન્દ્ર શેઠ અને એમના બંગાળી મિત્ર, પ્રભુ, ભારતી સાહિત્ય સંઘના શ્રી ઈશ્વરભાઈ વગેરે લોકો મળ્યા. શ્રી મથુરાદાસ મંગળદાસ (બાબુભાઈ) પણ મળ્યા. એમની સાથે અરુણાની બાબતમાં વાતચીત થઈ. મારી વાત એમને ગળે ઊતરી. કંઈ નહિ તો એવું તેમણે કહ્યું. એમની દૃષ્ટિથી જ્ઞાતિની બાજુએથી અયોગ્ય એવું કશું જ નથી. મેં એમને મારું દૃષ્ટિબિંદુ જણાવ્યું અને માતુશ્રી પૂજ્ય બાઈ તથા સૌ. વતીને સમજાવવાનો પ્રયત્ન કરવાની આવશ્યકતા વિષે વાત કરી. બાબુભાઈને ત્યાંનાં સહુ લોકો પૂર્ણિમાને અરુણા સાથે પરણાવવા માટે ખુશી છે.

શ્રી મહેન્દ્ર મેઘાણીનું કેટલુંક લહેણું ભારતી સાહિત્ય સંઘ પાસે છે એ બાબતમાં મહેન્દ્રનો કાગળ આવ્યો હતો, માટે સંઘના મંત્રી શ્રી ઈશ્વરલાલ દવેને ખુલાસા સારુ બોલાવ્યા હતા. તેઓ આવ્યા હતા.

એજ્યુકેશન સોસાયટીની ત્રિવાર્ષિક ચૂંટણીમાં એક જ ગૃહસ્થ વધારે ઉમેદવાર તરીકે છે એટલે કોઈ એક નિવૃત્ત થાય તો ચૂંટણીની જરૂર ન રહે માટે મેં શ્રી ત્રિકમલાલ મહાસુખરામને નિવૃત્ત થવાની વિનંતી કરી, એમણે એ માન્ય રાખી.

આજે કાર્તક માસની અગિયારશ હતી. રાત્રે થોડું રોજનીશી-લેખન.

## તા. ૨૩ નવેમ્બર ૧૯૪૮, શનિવાર

સવારે કાગળો. ડૉ. વિક્રમ સારાભાઇ ભોજનનું નિમંત્રણ આપવા માટે આવ્યા હતા. આ યુવાન સજ્જન પ્રેમાળ અને ધ્યેયવાદી છે, વિદ્યાના ઉપાસક છે એવો મારો અભિપ્રાય થતો રહ્યો છે તેને લીધે એમને વિષે મને આદર અને આત્મીયતા વધારે લાગવા માંડયાં છે. શ્રી ગોવિંદરાવ કુળકર્ણી (કોલ્હાપુર 'કાંહીં પાઉલેં' બાબતમાં પ્રસ્તાવનામાંથી ભૂલો અને કેટલીક સૂચનાઓ) શ્રી આંદ્રે સ્ઁવાબ (પૅરિસ), શ્રી બાટલીવાલા (બર્ન), શ્રી કૌલ વગેરેને કાગળો લખ્યા. કેટલાક લોકો મળવા આવ્યા હતા. સવારના સમયે જ આવ્યા, પણ શો ઉપાય? આજનો

દિવસ પણ યુનિવર્સિટી રિપોર્ટ હાથમાં લેવા માટે અશક્ય જ એમ સમજીને ચાલ્યો.

આજે ચિ. બાળની વર્ષગાંઠ. ૨૬ વર્ષ પૂરાં થઈને ૨૭મું બેઠું. આ ઉંમરનો હું થયો ત્યારે વકીલાત કરવા લાગ્યો હતો. જાહેર જીવનની પણ શરૂઆત થઈ ચૂકી હતી...

ભોજન બાદ વિશ્રાંતિ. ૨-૪૫ થી ૫-૦ સુધી કૉંગ્રેસ હાઉસમાં દુકાળ સંકટ-નિવારણ સમિતિની સભા. શેઠ કસ્તુરભાઈ પ્રમુખપદે હતા. કેટલાક નવા સભ્યો અમે સમિતિમાં લીધા. સનાતની (orthodox) કૉંગ્રેસીઓને ન ગમતા એવા શ્રી ઈન્દુલાલ યાજ્ઞિક, શ્રી બલ્લુભાઈ મજુમદાર આદિ સાચા પ્રજાસેવકોને કમિટી ઉપર લીધા. શ્રી લાલાકાકાને આ કેટલેક અંશે પસંદ પડયું કોને ખબર, પણ આ નામો અંગે એમણે આંટીઘૂંટીઓ કરી નહિ. આ સભામાં કામની સામાન્ય રૂપરેખા ચર્ચવાની હતી તો પણ સભ્યોનું વલણ વિગતોમાં ઊતરવાનું! એને કારણે વધારે વખત ગયો.

પછી બંગલે આવીને ચા અને શૌચ. ત્યાર બાદ લોકો સાથે મુલાકાતો. ૫-૪૫ થી ૭-૦ સુધી આશ્રમમાં જઈને શ્રી નરહરિભાઇ, લક્ષ્મીદાસભાઈ વગેરે લોકોને મળ્યો. શ્રી નરહરિભાઇના પુત્ર મોહનને ત્યાં પુત્રી જન્મી, એના હાથમાં પાંચ રૂપિયા મૂકયા. શ્રી જુગતરામભાઇ દવે અને બબલભાઈ મહેતા આશરે ત્રીસ વિદ્યાર્થીઓની ટુકડી લઈને આ બાજુએ પર્યટન માટે આવ્યા છે તે બન્ને એમના વિદ્યાર્થીઓ સાથે મને મળ્યા. આશ્રમના 'હૃદયકુંજ'માં (મહાત્માજી રહેતા હતા અને બેસતા તે જગ્યા) અમે બધાં એકત્ર થયાં હતાં. મેં આશરે ૧૦ મિનિટમાં વિલાયતની મુખ્ય મુખ્ય હકીકતો એમને સૌને કહી. સ્વચ્છતા, ટાપટીપ, સૌજન્ય, શિસ્ત, સભ્યતા, વગેરે.

બંગલે પાછો આવીને શ્રી ચંદ્રકાન્ત ગાંધી, રવિશંકર રાવળ વગેરે લોકોને મળ્યો. પછી ચિ. બાપુ મુબાઈ જવાનો હતો એને વિદાય આપવા સ્ટેશને ગયો. ત્યાં જેલ-સુપરિન્ટેન્ડન્ટ શ્રી કુળકર્ણી વગેરે લોકો મળ્યા.

જમ્યા પછી ઇતર વાચન. શ્રી મહાદેવભાઈની ડાયરી જોવા માટે લીધી છે.

## તા. ૧૪ નવેમ્બર ૧૯૪૮, રવિવાર

આજથી ગુજરાત યુનિવર્સિટી કમિટીના રિપોર્ટનો મુસદ્દો જોવાનું શક્ય થયું. આ મોટો જ બોજો છે. આ અહેવાલ જોઈને, સુધારીને ફરી આખો અહેવાલ શ્રી મજુમદાર સાથે બેસીને જોવાનો છે. અને તા. ૨૫ મી પહેલાં તે સૌ સભ્ય તરફ રવાના થવો જોઈએ. સવારે ૧૧ વાગ્યા સુધી આ કામ કર્યું. પછી સુરતના શ્રી ચંદ્રવદન શાહ મળવા આવ્યા. એમની જોડે સામાન્ય વાતચીત. સુરત મુકામે તા. ૨૬-૧૧ને રોજ જવાનો કાર્યક્રમ, 'જીવન ભારતી'ની પ્રગતિ, સુરતની કૉંગ્રેસનું રાજકારણ વગેરે વાતો નીકળી. ઘેર ઘેર માટીના જ ચૂલા. ડૉ. ફોજદાર ખાસ આવી ગયા અને મારી તબિયત વિષે પૂછપરછ કરી ગયા. મારા લોહીની તપાસ કરવી જોઇએ, blood sugar જોવી જોઈએ એવો એમનો અભિપ્રાય છે. એ પ્રમાણે અવશ્ય કરીશું.

આજે શ્રાદ્ધ હતું તેથી જમવામાં મોડું થયું પરંતુ આજના શ્રાદ્ધ પ્રસંગે એક બહુ મોટી વાત બની એની નોંધ જરૂર કરવી રહી. ભોજન માટે બ્રાહ્મણો તરીકે વેદશાસ્ત્રસંપન્ન વાડીકર શાસ્ત્રી, જયરામ ભટ્ટજી, એક તેલંગ બ્રાહ્મણ અને એક શ્રી પ્રભાકર ભટ્ટજી જોશીના બનેવી. આ બધા લોકો હાલના સમયમાં કર્મકાંડવાળા અને સનાતની તરીકે ઓળખાવનારા. એમ હોવા છતાં પણ તેઓ શ્રાદ્ધ માટે આવ્યા હતા. સને ૧૯૨૮માં હું વિલાયત જઈને આવ્યો હતો ત્યારે પ્રાયશ્ચિત્તનું પ્રકરણ ખૂબ જ ચાલ્યું હતું. 'મેં કશું પણ પાપ કરેલું નથી, રોજ ઠંડા પાણીથી પ્રાતઃસ્નાન અને ગીતાના ૧૫મા અધ્યાયનું પઠન ચાલુ હતું; તો પછી પ્રાયશ્ચિત્ત શા સારુ?' એવો મારો સવાલ તે વખતે હતો. તેમ છતાં પૂજ્ય માતુશ્રીના સમાધાન ખાતર (અને તે પણ શ્રાદ્ધમાં બ્રાહ્મણો આવે માટે જ) હું પ્રાયશ્ચિત્ત કરીશ એમ મેં કહ્યું એમાં જ પ્રાયશ્ચિત્ત આવી ગયું એમ સમજીને સવા પૈસાના ખર્ચમાં એટલે કે ખૂબ જ અલ્પ નિધિ વડે પ્રાયશ્ચિત્ત કરજો એમ મેં કહ્યું હતું. તેમ છતાં આ અંગે કેટકેટલી ચર્ચાઓ, વાતચીતો, શિષ્ટ મંડળો વગેરે! પરંતુ આ વખતે, 'આવતી કાલે શ્રાદ્ધપક્ષ છે' એવું માતુશ્રી પૂજ્ય બાઈ ગઈ કાલે બોલ્યાં ત્યારે મેં કહેલું કે, 'પણ પ્રાયશ્ચિત્ત નથી તો બ્રાહ્મણો આવશે ખરા કે? હું તો પ્રાયશ્ચિત્ત કશું કરવાનો નથી.' ત્યારે માતુશ્રીએ કહ્યું કે, 'શાનું પ્રાયશ્ચિત્ત અને શાને વાસ્તે?' સૌ. વતીનું પણ પ્રાયશ્ચિત્ત નહિ. એવું એક ગોપ્રદાન

કર્યું અને સત્યનારાયણની પૂજા રાખી. એ પ્રમાણે પ્રાયશ્ચિત્તનો પ્રશ્ન ઉકેલાઈ ગયો. આ પ્રશ્ન ઉપસ્થિત કરવાનો નહિ એવું મેં લંડનથી નીકળતાં પહેલાં જ ઠરાવ્યું હતું અને એ પ્રમાણે સૌ.વતીને કહ્યું પણ હતું. ૨૦ વર્ષના સમયમાં આ ક્રાંતિ થઈ! ઠીક.

ભોજન બાદ વિશ્રાંતિ. પછી શ્રી વિષ્ણુભાઈ મહેતા, ઇન્દ્રવદન વગેરે લોકો મળવા આવ્યા હતા. કેટલાક કાગળો પણ લખાવ્યા.

સાંજે ૬-૩૦ વાગ્યે મહારાષ્ટ્ર સોસાયટીની કારોબારીની સભામાં ગયો. પ્રોફેસર દેશપાંડે એમનો બંગલો વેચે છે એ બાબતમાં સભા હતી. સહુ સભ્યોને માહિતી આપવાને વાસ્તે સભા આવતા રવિવાર પર રાખી. પછી સભાગૃહમાં આશરે ૧ કલાક મેં મિત્રો સમક્ષ ઈંગ્લેન્ડની અમારી મુસાફરી વિષે હકીકત કહી.

બંગલા ઉપર શેઠ નરસિંહભાઈ લલ્લુભાઈ મળવા આવ્યા હતા. ભોજન બાદ વાતોચીતો. ચિ. સૌ. તાઈ અને ચિ. અપ્પાસાહેબ મોઘેની કેટલીક ભૂલભરેલી કલ્પનાઓ વિષે વાતો નીકળી. મારે વિષે ગેરસમજ કરી લેવા તરફનું મનનું વલણ, એટલે એ અંગે હું શું કરી શકું? સાચી હકીકત શી છે, બીજાનો દૃષ્ટિબિંદુ શો છે, વગેરે જોયા સિવાય કાચી સમજૂતી ઉપર કલ્પના-સૃષ્ટિ રચવી એને વિષે કોણ શું કરે? આપણા જ કુટુંબીજનો આ રીતે કરવા લાગે ત્યારે સ્વાભાવિક થોડું દુઃખ અને નિરાશા પણ થાય છે. પરંતુ તેવું થઈને શો ઉપયોગ? આપણે આપણા મનને સમતોલ રાખવું એ જ સુખનો માર્ગ. (ક્રમશઃ)

*

## આત્મકથાની સાચી કસોટી

"આત્મચરિત્રકાર ઘણી વાર પ્રચ્છન્ન કે પ્રગટ અહંપ્રેમથી કે શરમથી પોતાને વિશે સંપૂર્ણ સત્યકથન કરી શકતો હોતો નથી. એની સ્મૃતિ-વિસ્મૃતિ પણ એની પાસે અસંપ્રજ્ઞાતપણે કે સભાનપણે એમ કરાવે છે. સત્યકથન કેટલું અધૂરું છે તે એ બતાવે છે; પણ સંપૂર્ણ સત્યકથન એ જ આત્મકથાની ખરી કસોટી છે. એમાં જેટલી કચાશ તેટલી આત્મકથા કાચી કે ખોટી. સત્યનિષ્ઠા એ જ આત્મચરિત્રકાર માટે પહેલી અને છેલ્લી આવશ્યકતા. વાચક ખોટી આત્મકથા વાંચવા માગતો નથી. અસલ–સાચા જીવનવૃત્તાંતની અને તેમાંથી ઊભી થતી આત્મચરિત્રકારની તેના સદસદ્ અંશો સાથેની ગુણદોષમિશ્રિત ખરી મૂર્તિનાં દર્શનની જ અપેક્ષાથી તે આત્મકથા હાથમાં ઝાલતો હોય છે.

સ્ટિફન સ્પેન્ડર કહે છે તેમ, 'આત્મકથાકારની સત્યનિષ્ઠા કે સચ્ચાઈ ઉપર તેના પોતાના જ સિવાય બીજા કોઈનો કાબૂ ન હોઈ શકે, તેવી રીતે તેના પોતાના સિવાય બીજું કોઈ તેનો હિસાબ પણ ન લઈ શકે. તેથી લાખમાંથી એકમાં પણ ભાગ્યે જ મળી આવે તેવા આ ગુણોનો ત્રિવેણી સંગમ તેનામાં હોવો જોઈએ: તેણે એક સાથે જ સાક્ષી, ન્યાયાધીશ, ફરિયાદી અને બચાવ કરનાર (ગુનેગાર) બનવાનું હોય છે'.

'સત્ય એ જ મારી કથાનો નાયક છે' એવું ટૉલ્સ્ટૉયનું ગુરુસૂત્ર સર્વને વિદિત છે. મ. ગાંધીજીએ પણ કહ્યું છે કે, 'સત્યના શોધકને રજકણથી પણ નીચે રહેવું પડે છે. જગત આખું રજકણને કચડે છે, પણ સત્યનો પૂજારી તો રજકણ સુદ્ધાં તેને કચડી શકે એવો અલ્પ ન બને ત્યાં સુધી તેને સ્વતંત્ર સત્યની ઝાંખી પણ દુર્લભ છે...ભલે મારા જેવા અનેકોનો ક્ષય થાઓ પણ સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો'. નર્મદ પ્રતિજ્ઞા કરે છે કે 'જે જે હું લખીશ તે મારી જાણ પરમાણે સાચેસાચું જ લખીશ, પછી ભલે તે સારું હો કે નરસું હો, લોકોને પસંદ પડો કે ન પડો'. બૅરિસ્ટર વિનાયક સાવરકર 'પોતાનું વૃત્તાંત પૂરેપૂરો ઇતિહાસ નહિ કહેવાય છતાં જે કહેવામાં આવશે તે અક્ષરશઃ અને ભાવાર્થશઃ સત્યને અનુસરીને જ કહેવામાં આવે એની શક્ય હોય તેટલી સાવચેતી રાખવાનો યત્ન' કરે છે. સત્યને આત્મકથામાં કેટલું મહત્ત્વ ઘટે છે તે આ સૌ શીખવે છે."

(ચરિત્રસાહિત્ય: સ્વરૂપ અને વિકાસ) ઉપેન્દ્ર ર. ભટ્ટ

*

# મધ્ય યુગના ભારતનું પરોઢ (ઈ.સ.૭૦૦થી ઈ.સ.૧૦૦૦)-૩

## અર્થવ્યવસ્થાનાં મુખ્ય અંગો

આર. કે. ધારૈયા

(ઇતિહાસ વિભાગ, સમાજવિદ્યા ભવન, ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ)

### સમકાલીન સાધન-સામગ્રી :

આગાઉના બે લેખોમાં આપણે અનુક્રમે ગુર્જર-પ્રતિહાર સામ્રાજ્ય તથા રાષ્ટ્રકૂટ સામ્રાજ્યની રાજકીય તથા વહીવટી પરિસ્થિતિની સમીક્ષા કરી હતી, તેમાં તેના પૂર્વ સમયની (હર્ષ અને તેની પહેલાંનો સમય) તુલનામાં મહત્ત્વના ફેરફાર આપણને માલુમ પડ્યા હતા. આ જ રીતે અર્થવ્યવસ્થાની વિવેચના કરતાં જોઈ શકાશે કે અગાઉના યુગ કરતાં આ સમયના અર્થતંત્રમાં પણ કેટલાક નોંધપાત્ર પરિવર્તન નજરે પડે છે. જો કે અગાઉના યુગની સાધન-સામગ્રીની સરખામણીમાં આ સમયની સાધન-સામગ્રી પ્રમાણમાં ઓછી છે, છતાં યે સાહિત્યિક અને આભિલેખિક સાધનોમાંથી અર્થ-વ્યવસ્થાને લગતી પણ ઠીક ઠીક માહિતી મળે છે. ખાસ કરીને આ સમયના દક્ષિણ ભારતનાં તામ્રપત્રો[1] જમીન, તેના પ્રકાર, ખેતી, ઉદ્યોગ, વેપાર-વાણિજ્ય, ધંધાદારી તથા વેપારીસંઘો, વ્યાજ અને તેના દર વગેરેને લગતાં નિર્દેશો અવારનવાર કરે છે. સુલેમાન, અલમસૂદી, અબુ-ઝૈયદ,[2] વગેરે આરબ મુસાફરો અને વેપારીઓની નોંધમાં-થી પણ અર્થતંત્રને લગતા ઉપયોગી અહેવાલો મળે છે. અલબેરૂની, માર્કો પોલો તથા ઈબ્ન બતુતાના પણ આ વિષય પરત્વેના ઉલ્લેખો ખાસ નોંધપાત્ર છે. જો કે છેલ્લા બેના ઉલ્લેખો અલબત્ત ઈ. સ. ૧૦૦૦ પછીના છે તો પણ આ સમય વિષે તેમાં યે નિર્દેશ કરેલો છે જ.

'અભિધાન રત્નમાળા' નામના ગ્રંથમાં ધાન્ય અને તેની જાતો, કઠોર અને તેના પ્રકારો, ફળ–મૂળ–વનસ્પતિ વગેરેનું વિસ્તૃત વર્ણન છે. આ સમયના મહાન ટીકાકાર મેધાતિથિ શેરડી અને તેની બનાવટો, દૂધ અને તેમાંથી ઉત્પન્ન કરવામાં આવતી વિવિધ ચીજો વગેરેનું વિવરણ કરે છે. મિત્રમિશ્રના 'પરિભાષા પ્રકાશ' નામક ગ્રંથમાં પણ આ સમયના પાક, ઉદ્યોગ-ધંધા, વેપાર-વાણિજ્યની ખાસ વસ્તુઓ વગેરેની ચર્ચા કરવામાં આવી છે. 'ઉપ-મિતિભવ પ્રપંચ કથા'માં ખેતીમાં વપરાતાં યાંત્રિક ઓજારોનું વર્ણન ઘણું રસપ્રદ કહેવાય. રાજશેખર કૃત 'કાવ્યમીમાંસા'માં આર્થિક સ્થિતિ તથા વેપારને લગતી ઉપયોગી નોંધો છે. અગ્નિપુરાણમાં શસ્ત્રો, ઝવેરાત, કિંમતી ધાતુઓનું ઉત્પાદન વગેરે તે સમયની યુદ્ધકલા તથા ઉપલા વર્ગની ધનિકતા પર ખાસ પ્રકાશ પડે છે.

દક્ષિણ ભારતના શિલાલેખોના સંગ્રહ-ગ્રંથો, એપી-ગ્રાફિઆ ઇન્ડિકાના ગ્રંથો, ઇન્ડિયન એન્ટીક્વેરીના ગ્રંથો તથા સિક્કાઓના સંગ્રહો (રેપ્સન, ઈલિયટ વગેરે દ્વારા સંકલિત)માંથી પણ વિશેષ માહિતી પ્રાપ્ત થાય છે. ઉપ-રોક્ત સાધન-સામગ્રીને આધારે આ સમયની રાજકીય અને વહીવટી સ્થિતિનું ચિત્ર આશા અને ઉત્સાહપ્રેરક નહિ હોવા છતાં યે અર્થવ્યવસ્થાનુ ચિત્ર જરૂર પ્રેરણાદાયી અને બોધપ્રદ કહી શકાય.

### જમીન અને ખેતી :

'અભિધાન રત્નમાળા'ના વિવરણ અનુસાર જમીનના ફળદ્રૂપ, ચરાવ, ઉત્તમ પ્રકારની, ઘાસવાળી, ઉજ્જડ અને રણપ્રદેશની–તેવા વિભાગો પાડવામાં આવ્યા હતા. જુદા જુદા પાકને લાયક જમીનનું પણ આ ગ્રંથમાં વર્ગીકરણ કરવામાં આવ્યું છે. આ વર્ગીકરણ પ્રમાણે દેશના જુદા જુદા પ્રદેશોમાં જુદા જુદા પાક ઉગાડવામાં આવતા જમીનના પ્રકાર તથા પાકની જાત પ્રમાણે $\frac{1}{3}$ થી $\frac{1}{6}$ સુધીનું જમીન-મહેસૂલ લેવાતું.[3] બંગાળમાં થતા 'શાલિ' નામના ચોખા મોટા દાણાવાળા, ખૂબ સુગંધીદાર અને રાંધવામાં ઘણા સહેલા પડે તેવા હતા. તે ફક્ત ૬૦ દિવસમાં પાકી જતા.[4] તે જ સતે પુન્દ્ર (ઉત્તર બંગાળ)માં

1. South Indian Inscriptions (S. I. I.)
2. Elliot and Dowson, Vol. I
3. S. I. I., Vol. III
4. Medhatithi on Manu

થતી શેરડી ખૂબ દળદાર અને પુષ્કળ રસ આપનારી હતી.[5] હાલ પાકના લગભગ દરેક પ્રકારના અનાજ અને કઠોળનું વિવરણ ઉપર નિર્દેશિત સાધનોમાંથી મળે છે. મનુસ્મૃતિના ટીકાકાર મેધાતિથિએ ૧૭ પ્રકારના અનાજ તથા દૂધની અનેક બનાવટોનો પોતાના ગ્રંથમાં ઉલ્લેખ કરેલો છે. કપૂર અને અગરુને મેધાતિથિ ઘણા કિંમતી પાક ગણે છે. ઉપમિતિભવ પ્રપંચ કથાના નિર્દેશ પ્રમાણે 'ગોશીર્ષ' નામનું ચંદનનું લાકડું ઘણું મૂલ્યવાન ગણાતું તથા તેની ખૂબ કિંમત ઊપજતી.[6]

આ યુગ દરમિયાન થતી સિંચાઈના પ્રકાર વિષે પણ સમકાલીન લેખકોએ નોંધપાત્ર દષ્ટાંતો આપેલા છે. પવનચક્કી, ચામડાની ડોલ, તળાવ, નહેર, ઝરણાં વગેરે મારફત ખેતીને પોષણ અપાતું.[7] સારી ખેતી માટે ઉત્તમ બિયારણ, શ્રેષ્ઠ પ્રકારનું ખાતર, પાણીનો જથ્થો, યાંત્રિક સાધનો વગેરેની પણ ઉપરોક્ત સાધનોએ ચર્ચા કરેલી છે. આરબ મુસાફરોએ ખાસ કરીને પશ્ચિમ ભારત (ગુજરાત)માં થતા પાક, ફળ, વનસ્પતિ વગેરેની ગુણવત્તાની ભારે પ્રશંસા કરેલી છે. આ જ લેખકોના કથન અનુસાર ગુજરાતની કેરીઓ, તેનાં નાળીએરો, તરબૂચ, મધ વગેરેની પરદેશોમાં ભારે માગ રહેતી.[8] મોટા ભાગની જમીન વ્યક્તિગત માલિકીની હતી. તેનું મુક્ત રીતે ખરીદ તથા વેચાણ થઈ શકતું. કોંકણમાંથી નાળીએર તથા કોંકણ અને મૈસૂર પ્રદેશમાંથી ચંદન, લાકડું તથા વાંસ મોટા પ્રમાણમાં ઉત્પન્ન થતું. ગુજરાત, ખાનદેશ અને વરાડમાંથી મોટા પ્રમાણમાં રૂનું ઉત્પાદન થતું તથા ભરૂચ બંદર મારફત તે પરદેશ જતું.[9]

## ઉદ્યોગ-ધંધા :

સમકાલીન સાધનોમાંથી ઉદ્યોગ-ધંધા વિષે ખાસ માહિતી મળતી નથી. પરંતુ આ સમય પહેલાંનાં તથા આ સમય પછીનાં સાધનો કાપડ, ધાતુ, ઝવેરાત, સોનું, ચામડાં, જંગલની પેદાશ વગેરેનો નિર્દેશ કરે છે તે ઉપરથી આ કાળ દરમિયાન પણ આવા ઉદ્યોગો હશે તેમ જરૂર અનુમાન થઈ શકે. પહેલા સૈકામાં પેરિપ્લસના ૧૩મા સૈકામાં માર્કો પોલોના તથા ૧૬મા સૈકામાં ટેવેર્નીઅરના કથન પ્રમાણે ગુજરાત તથા દખ્ખણમાં કાપડ ઉદ્યોગ મુખ્ય હતો. પૈઠન, તગારા, થાણા, વરંગલ, વરાડ, બુર્હાનપુર, દક્ષિણ ગુજરાત વગેરે કાપડ-ઉત્પાદનનાં અગત્યનાં મથકો હતાં. ભારતીય કાપડ ઈરાન, તુર્કસ્તાન, અરબસ્તાન અને યુરોપના દેશોમાં નિકાસ થતું. માર્કો પોલો પૈઠનનું મલમલના મોટા કેન્દ્ર તરીકે વિવરણ કરે છે. રાજશેખર, મેધાતિથિ વગેરે લેખકો મલમલ, સુતરાઉ, ગરમ, રેશમી, ઊન વગેરેના વિવિધ કાપડનું ભભકદાર વર્ણન કરે છે. તે ઉપરથી પણ દેખાય છે કે આ ઉદ્યોગની સ્થિતિ સારી હશે. કાંતણ અને વણાટકામની પણ મહત્ત્વના ગૃહઉદ્યોગો તરીકે મેધાતિથિ નોંધ કરે છે.

સમકાલીન સાધનોમાં ધાતુ-ઉદ્યોગને લગતી કિંમતી માહિતી મળે છે. લોઢું, તાંબું, પિત્તળ, જસત, ચાંદી, સોનું વગેરેનાં સાધનો તથા શસ્ત્રોનો સાહિત્ય અવારનવાર નિર્દેશ કરે છે. સૌરાષ્ટ્રમાં પિત્તળનો ઉદ્યોગ મુખ્ય હતો, જ્યારે બંગ (પૂર્વ બંગાળ)માં જસતનો ઉદ્યોગ ઘણો ધીકતો હતો. અગ્નિપુરાણના વિવરણ પ્રમાણે સૂર્પારક (સોપારા), બંગ, અંગ (મોંઘિર અને ભાગલપુર પ્રદેશ) વગેરે પ્રદેશો તલવારોના ઉત્પાદન માટે પ્રસિદ્ધ હતા. ઈબ્ન હૌકલના કથન પ્રમાણે સિંધનું દેબલ બંદર પણ તલવારના ઉત્પાદન માટેનું વિખ્યાત કેન્દ્ર હતું.[10] ચોલ સમ્રાટ રાજરાજ ૧લાએ તાંજોરના સુપ્રસિદ્ધ મંદિરમાં પિત્તળ, મિશ્રધાતુ, ચાંદી અને સોનાની અનેક મૂર્તિઓ તથા કિંમતી વસ્તુઓ ભેટ આપેલી.[11] બેલારી, કર્નુલ, કૃષ્ણા નદીના પ્રદેશમાં હીરા તથા કિંમતી પથ્થરોની ખાણો હતી. માર્કો પોલો, ઈબ્ન બતુતા તથા ટેવેર્નીઅર આ ખાણોના હીરાની ખૂબ પ્રશંસા કરે છે.

અભિધાન રત્નમાળા, પરિભાષા પ્રકાશ, ઉપમિતિભવ પ્રપંચકથા તથા અગ્નિપુરાણ જેવાં સમકાલિન સાહિત્યમાં હીરા, માણેક, મોતી, નીલમ, રતન, વૈદૂર્ય વગેરે ઝવેરાતનું વર્ણન છે. એટલે અગાઉના યુગની માફક આ યુગમાં પણ ઝવેરાતનો ઉદ્યોગ સારી રીતે ખીલેલો હશે તેમ કલ્પી શકાય. દેવગિરિ, માલખંડ,

5. Ibid
6. The Age of Imperial Kanawj, p. 399
7. Epigraphia Indica XIV, p. 182
8. Elliot & Dowson, Vol. I
9. The Rashtrakutas and their Times, p. 354
10. Elliot & Dowson Vol. I, p. 37
11. S. I. I. II, Tanjore Temple Inscription

પેઇન વગેરે ઝવેરાતની નિકાસ કરવાનાં મુખ્ય મથકો હતાં. તાંજોર મંદિરના લેખના વિવરણ પ્રમાણે રાજરાજ ૧લાએ મંદિરને જે કિંમતી ભેટો આપેલી તેમાં અનેક પ્રકારનાં ઝવેરાતનો પણ સમાવેશ થતો હતો.

માર્કો પોલોના વર્ણન પ્રમાણે દક્ષિણ ગુજરાત તથા ઉત્તર મહારાષ્ટ્ર ચામડાના ઉદ્યોગનાં મોટાં કેન્દ્ર હતાં. થાણા તથા ભરૂચમાંથી ચામડું અરબસ્તાન અને મધ્ય એશિયાના અન્ય દેશોમાં જતું. આ જ મુસાફરની નોંધ પ્રમાણે આ જ પ્રદેશોમાં ચામડાની રંગબેરંગી સાદડીઓ પરદેશ જતી. રૂપેરી અને સોનેરી ભરતકામથી મઢેલી પક્ષીઓ અને પશુઓની આકૃતિઓવાળી સાદડીઓ પરદેશીઓ માટે ખાસ આકર્ષણરૂપ હતી.[૧૨] તેને ભારે કિંમત ઊપજતી. આ સમય દરમિયાન મૈસુર પ્રદેશમાં સારા પ્રમાણમાં હાથીઓ થતા હતા એટલે હાથીદાંતનો ઉદ્યોગ પણ આ પ્રદેશમાં વિકસ્યો હશે. દક્ષિણ ગુજરાત, કોંકણ, ખાનદેશ, મૈસુર વગેરેમાં જંગલના પેદાશને લગતા ધંધાઓનો પણ સાહિત્યિક સાધનોમાં ઉલ્લેખ છે.

### વેપાર-વાણિજ્ય :

વેપાર-વાણિજ્યને લગતી ખાસ માહિતી સાધનો પૂરાં પાડતાં નથી. સુલેમાન, મસુદી, અલ–ઈદ્રીસી, અલબેરુની, માર્કો પોલો, ઈબ્ન બતુતા જેવા પરદેશીઓ આ સમય અને આ પછીના સમયની વેપાર-વાણિજ્યની પ્રવૃત્તિઓની છૂટીછવાયી વિગતો નોંધે છે. તેમાં આંતરિક વેપારની વિગતો નહિવત્ છે, પરંતુ ચીન તથા મધ્ય એશિયાના દેશો સાથેના ભારતના વેપારની વિગતો ઠીક પ્રમાણમાં સાંપડે છે.[૧૩] તીબેટમાંથી પસાર થતા માર્ગે ચીન તથા ભારત વચ્ચે મોટા પાયા પર વેપાર ચાલતો. મધ્ય એશિયા સાથે ખાસ કરીને દરિયાઈ માર્ગે વેપાર થતો. ભરૂચમાં ચીન તથા મધ્ય એશિયામાંથી માલ આવતો અને ત્યાંથી આ દેશોમાં માલની નિકાસ પણ થતી.[૧૪] આ જ સમય દરમિયાન ખંભાતનો પણ મોટા બંદર તરીકે ઉદય થયો. પરિણામે ભરૂચના વેપારને થોડુંક નુકસાન થયું. કલ્યાણ દક્ષિણનું મુખ્ય બંદર હતું. આ ઉપરાંત નવસારી, સોપારા, થાણા, દેભોલ, માલવણ વગેરે નાનાં અને સ્થાનિક બંદરો હતાં. સીંદાન (સંજન) પણ અગત્યનું બંદર હતું.

ઉપરોક્ત પરદેશીઓએ નિકાસ તથા આયાતની વસ્તુઓની યાદી પણ આપેલી છે. રૂ, સુતરાઉ કાપડ. મલમલ, ચામડાં, ગળી, સાદડીઓ, નાળીએર, ચંદનનું લાકડું. મલબારી લાકડું, કપુર, હાથીદાંત, સુગંધી પદાર્થો, પાન-સોપારી વગેરેની નિકાસ કરવામાં આવતી. જ્યારે ખજૂર, દારૂ, સીસું, કાચ, ચીની કાપડ, સોના અને ચાંદીના સિક્કાઓ, નૃત્ય અને સંગીતના જાણકાર છોકરા તથા છોકરીઓ, ગુલામો તથા વિવિધ પ્રકારના અશ્વો વગેરે મુખ્ય આયાત હતી. અણુ જૈયદના જણાવ્યા પ્રમાણે નિકાસની વસ્તુઓમાં કપુર, ચંદનનું લાકડું તથા સુગંધી પદાર્થોના એશિયાના દેશોમાં ભારે ભાવ ઊપજતા હતા. ચંદનનું લાકડું ૨૦૦ દીનારના મણ લેખે વેચાતું હતું. કાવ્યમીમાંસાના વર્ણન પ્રમાણે કામરૂપ (આસામ)નું ચંદનનુ લાકડું ઉત્તમ ગણાતું. ચામર તથા હાથીદાંત પણ ઉત્તમ કોટીના થતા.[૧૫] તેની પણ પુષ્કળ કિંમત ઊપજતી.

આયાતની વસ્તુઓમાં ભારત અશ્વો, કાચ, દારૂ તથા નૃત્ય કરતા છોકરા અને છોકરીઓની ભારે કિંમત ચૂકવતું હતું. રાજાઓ અને અમીરો ઉપરોક્ત વસ્તુઓના ભારે શોખીન હતા. અભિધાન રત્નમાળા ઈરાન, વનાયુ, કમ્બોજ, બાલ્ખ તથા સિંધ પ્રદેશના અશ્વોને ઉત્તમ ગણે છે. કપિસા (અફઘાન પ્રદેશ)નો દારૂ ભારતીય રાજાઓને ખાસ ગમતો.[૧૬] ઈબ્ન સૈયદના કથન પ્રમાણે બસરામાંથી ખજૂર મોટા પ્રમાણમાં સિંધના દેબલ બંદરે આવતી અને ત્યાથી હિંદભરમાં જતી. ચીની રેશમ આ યુગમાં પણ ભારતના ઉપલા વર્ગોમાં પ્રિય હતું. 'ચિનાંશુક' શબ્દ અવારનવાર સમકાલીન સાહિત્યમાં મળે છે. આયાત નિકાસનાં મુખ્ય કેન્દ્રો તરીકે ભરૂચ, ખંભાત, કલ્યાણ, દેબલ વગેરે હતાં. (ક્રમશઃ)

12. The Rashtrakutas and their Times, p. 357
13. The Age of Imperial Kanawj, p. 401
14. Sulaman, Masudı and Al-Idrisi
15. Medhatıthi
16. Abhithan-ratnamala

*

# યુનિટ ટ્રસ્ટ—તેનું કાર્ય અને સિદ્ધિઓ

નિરંજન કે. દવે
[અર્થશાસ્ત્ર વિભાગ, પાટણ આર્ટ્સ ઍન્ડ સાયન્સ કૉલેજ, પાટણ]

દુનિયાનો કોઈ પણ દેશ પછી તે અલ્પવિકસિત હોય કે વિકસિત હોય પણ તે આર્થિક વિકાસ સાધવા માટે પ્રયત્ન કરે જ છે. વિકાસ કરવા માટે કોઈ પણ દેશની સરકારને ઘણું જ ખર્ચ કરવું પડે છે. તેમજ યુદ્ધમાં સંડોવાએલા દેશ માટે સંરક્ષણ પાછળ પણ ખર્ચ કરવાની જરૂર રહે છે. તેથી તે દેશ આવકનાં સાધનોની તપાસ કરે છે. આવકનાં સાધનોમાં આંતરિક બચત અને બાહ્યબચત યા વિદેશી સહાયનો સમાવેશ થાય છે. ભારત પણ એક અલ્પવિકસિત દેશ છે. ભારતને રાજકીય સ્વતંત્રતા મળ્યે ૧૭ વર્ષનાં વહાણાં વાઈ ગયાં છે. પણ તેને આર્થિક સ્વતંત્રતા યા આબાદી મેળવવામાં પૂરેપૂરી સફળતા મળી નથી. ભારતે જો તેની સ્વતંત્રતા ટકાવી રાખવી હશે, પરદેશી હુમલાખોરોથી દેશનું રક્ષણ કરવું હશે, લોકશાહીને સફળ બનાવવી જ હશે તો આર્થિક સદ્દરતા પ્રાપ્ત કર્યા વગર આગળ નહિ વધી શકે. વળી ભારત ગામડાઓનો બનેલો છે. ઓછી આવક મેળવનારાઓની સંખ્યા વધુ છે. તેથી આંતરિક બચત દ્વારા જો તે આવક એકઠી કરવા માગતો હોય તો તેણે નાની બચતોને આકર્ષવાનાં યોગ્ય પગલાંઓ ભરવાં જોઈએ. બચતો દ્વારા યોગ્ય પ્રમાણમાં નાણાં મેળવી જો તેનું ઉદ્યોગોમાં મૂડીરોકાણ થાય તો દેશનો ઝડપી આર્થિક વિકાસ થઈ શકે તેમ છે. યુનિટ ટ્રસ્ટ (Unit Trust) પણ નાની બચતો વધુ ને વધુ મેળવવાનો કેન્દ્ર સરકારનો એક સફળ પ્રયાસ છે.

ભારત જેવા અલ્પવિકસિત દેશના આર્થિક વિકાસના માર્ગની આડે યુદ્ધકીય કટોકટી, વસ્તીવધારો, ભાવવધારો, અન્નસમસ્યા, સંગ્રહખોરી, નફાખોરી, વગેરે અનેક પ્રશ્નો ખડા થએલા છે. આ બધાને દૂર કરીને જ આર્થિક વિકાસ શક્ય બનાવી શકાય. દેશની રાષ્ટ્રીય આવકમાં વધારો થાય તો જ માથાદીઠ આવક વધે. આપણી યોજનાઓનો પણ મુખ્ય ઉદ્દેશ ઉત્તરોઉત્તર રાષ્ટ્રીય આવકમાં વધારો કરવાનો છે. ત્રીજી યોજનાનાં પહેલાં ચાર વર્ષ દરમિયાન રાષ્ટ્રીય આવકનો દર ૫.૬%-નો મનાય છે જ્યારે ચોથી યોજનામાં ૬.૫% જેટલો રહેશે તેવો અંદાજ છે. બીજી યોજનાને અંતે રાષ્ટ્રીય આવકના ૯.૩% જેટલી બચત થઈ હતી. ત્રીજી યોજનામાં ૧૧.૫% જેટલી બચત થશે તેવી ધારણા છે. જ્યારે ચોથી યોજનામાં ૧૬.૫% જેટલી બચત મેળવી શકાશે તેવો અંદાજ છે. દેશના વિકાસ માટે નાણાં ઊભા કરવા માટે આંતરિક બચતનું મહત્ત્વ ખૂબ જ છે. બાહ્યબચત યા વિદેશી સહાય દ્વારા યોજનાઓ માટે નાણાં મેળવવાં એ સલાહભર્યું નથી.

આપણી સરકાર લઘુબચત માટે પ્રયાસો કરી રહી છે. ૧૯૬૦-૬૧માં રૂ. ૧૦૬ કરોડની, ૧૯૬૧-૬૨ માં રૂ. ૮૭ કરોડની, ૧૯૬૨-૬૩ રૂ. ૭૫ કરોડની અને ૧૯૬૩-૬૪માં રૂ. ૧૩૨ કરોડની બચત કરવામાં આવી હતી. આ ઉપરાંત સરકારે અનેક પગલાંઓ લીધેલાં છે. રીઝર્વ બૅન્ક ઑફ ઇન્ડિયાની એક તપાસ પ્રમાણે આપણા દેશમાં થાપણની રકમ અને થાપણનાં ખાતાંઓની સંખ્યામાં ઉત્તરોત્તર વધારો થએલો માલૂમ પડે છે. એપ્રિલ ૧૯૬૧થી માર્ચ ૧૯૬૩ દરમ્યાન થાપણ ખાતાંઓની સંખ્યા ૬૧.૧૪ લાખથી વધીને ૭૫.૮૦ લાખ જેટલી થઈ હતી. વ્યક્તિગત ડિપૉઝિટની સંખ્યામાં પણ વધારો માલૂમ પડે છે. આ ઉપરાંત વ્યાપારી બૅન્કો તેમજ પોસ્ટ અને તારટપાલ વિભાગના બચત ખાતામાં વધારો માલૂમ પડે છે. તેઓ પણ એજન્ટો નીમીને નાની બચતો વધારવા માટે અથાક પ્રયત્નો કરી રહ્યાં છે. સરકાર તરફથી National Savings Commissionerનું ખાતું ખોલવામાં આવ્યું છે. અને હમણાં ૧૯૬૪ના ફેબ્રુઆરી માસમાં સ્થાપવામાં આવેલી સંસ્થા યુનિટ ટ્રસ્ટ પણ નાની બચતો એકઠી કરવામાં એક નવું આકર્ષણ જમાવે છે.

આ જાતની નાણાકીય સંસ્થા—યુનિટ ટ્રસ્ટ—સ્થાપવાનો મુખ્ય ઉદ્દેશ એ છે કે ઓછી અને મધ્યમ આવકવાળા વર્ગને સલામત જગ્યાએ રોકાણ કરી શકે તેવી તક પૂરી પાડવી. આ સંસ્થાની સ્થાપના માટે બે વર્ષ પહેલાં

ચર્ચાવિચારણા કરવામાં આવી હતી. આપણા માજી નાણાપ્રધાન શ્રી. ટી. ટી. કૃષ્ણમાચારીને આ સંબંધી વિચાર આવ્યો. ત્યાર પછી આ બાબત રીઝર્વ બૅન્કના ગવર્નરને સોંપવામાં આવી. અનેક પ્રકારની ચર્ચાઓ પછી ડિસેમ્બર ૧૯૬૩માં યુનિટ ટ્રસ્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટ પસાર કરવામાં આવ્યો. ૧૯૬૪ની ફેબ્રુઆરીમાં યુનિટ ટ્રસ્ટની બોર્ડ ઑફ ટ્રસ્ટીઝની નિમણૂંક કરવામાં આવી અને ૧લી જુલાઈ ૧૯૬૪થી યુનિટ ટ્રસ્ટે પોતાનું કામકાજ શરૂ કર્યું અને યુનિટો વેચવાની શરૂઆત કરી. તે વખતે રૂ. ૧૦નો એક યુનિટ તેમ ભાવ નક્કી કરવામાં આવ્યો. ૭ અઠવાડિયા સુધી તે ભાવ કાયમ રહેશે તેની બાહેધરી આપવામાં આવી. આપણે ત્યાં મૂડીરોકાણ કરવા માટે બીજા Investment Trusts છે. પણ આ યુનિટ ટ્રસ્ટની ખાસ વિશિષ્ટતાઓ નીચે પ્રમાણે છે.

(૧) પ્રજા પાસેથી તે જોખમ ઓછું કરે છે. તેની જવાબદારી લે છે.

(૨) નાણા રોકનારને કાયમ માટે સ્થિર આવક મળી રહે છે.

(૩) યુનિટોનું વેચાણ ખુદ ટ્રસ્ટને કરી શકાય છે.

ઉપર બતાવેલી વિશિષ્ટતાઓમાં ત્રીજી વિશિષ્ટતા મહત્ત્વની છે કારણ કે જો વ્યક્તિને યુનિટ ખરીદ્યા પછી ના પસંદ હોય તો તે તેનું વેચાણ યુનિટ ટ્રસ્ટને કરી શકે છે. ટ્રસ્ટ તેના ઠરાવેલા ભાવે પરત લે છે. બીજી કોઈ પણ નાણાકીય સંસ્થામાં આ જાતની સવલત નથી. અને તેથી તે ભવિષ્યમાં વધુ લોકપ્રિય બનશે એમ લાગે છે. આ ઉપરાંત બીજી કેટલીક ખાસ સવલતો પણ નાણા રોકનારને મળે છે. બધા સીધા કરવેરાઓમાથી તેને મુક્તિ મળે છે. રૂ. ૧૦૦૦ સુધીની ડિવિડન્ડની આવક, વ્યક્તિગત યુનિટ ધરાવનાર આવકવેરાને પાત્ર બનતો નથી. કુલ આવક, શરૂઆતની મૂડી અને યુનિટ ટ્રસ્ટની મૂડી વચ્ચે સપ્રમાણ વહેંચવામાં આવે છે. યુનિટને મૂડી ફાળવવા માટે આપેલી રકમના ૫૦% થી વધુ વહીવટી ખર્ચ માટે લઈ શકાય નહિ. યુનિટ મૂડીની ફાળવેલ રકમની ૯૦% આવક યુનિટ હોલ્ડરોને ડિવિડન્ડ તરીકે વહેંચવામાં આવે છે.

આ ઉપરાંત આ સંસ્થાનું નોંધનીય તત્ત્વ એ છે કે બ્રિટનના યુનિટ ટ્રસ્ટના આધારે આ સંસ્થાની સ્થાપના કરવામાં આવેલી છે. કાયદા દ્વારા જાહેર ક્ષેત્રમાં સ્થાપવામાં આવેલી એવી આ સંસ્થાની પ્રારંભિક મૂડી (initial capital) રૂ. ૫ કરોડની હતી. તેમાં જાહેર નાણાકીય સંસ્થાઓ જેવી કે રીઝર્વ બૅન્કે રૂ. ૨½ કરોડ, સ્ટેટ બૅન્ક ઑફ ઇન્ડિયાએ રૂ. ૭૫ લાખ, લાઈફ ઇન્સ્યુરન્સ કૉરપોરેશને રૂ. ૭૫ લાખ, તેમજ શેડ્યુલ બૅન્કોએ રૂ. ૧ કરોડનો ફાળો આપેલો છે. વહીવટીતંત્ર અને ટ્રસ્ટીઓની વિવિધ ફરજો માટે બોર્ડ ઑફ ટ્રસ્ટીઝની નિમણૂંક કરવામાં આવી છે. રીઝર્વ બૅન્ક દ્વારા તેના વહીવટ માટે એક ચૅરમેન, તેમજ એક એક્ઝીક્યુટિવની નિમણૂંક કરવામાં આવી છે. બીજી સંસ્થાઓ પણ તેની સાથે જોડાએલી છે. એક્ઝીક્યુટિવ કમિટીની નિમણૂંક થએલી છે અને તે સામાન્ય વ્યાપારી સિદ્ધાંતો અનુસાર કામકાજ ચલાવે છે. રીઝર્વ બૅન્ક તેને અવારનવાર યોગ્ય સૂચનાઓ આપે છે.

હવે, યુનિટ ટ્રસ્ટના ભાવ અને વેચાણનીતિ તરફ દૃષ્ટિપાત કરીએ. ૧લી જુલાઈ ૧૯૬૪થી તેણે રૂ. ૧૦નો એક યુનિટ લેખે વેચાણની શરૂઆત કરી હતી. ૧૦ યુનિટ કરતાં ઓછા યુનિટ ખરીદાતા નથી કારણ કે તેનો વહીવટી ખર્ચ ભારે પડી જાય છે. શરૂઆતનાં ૭ અઠવાડિયાં સુધી એક યુનિટનો રૂ. ૧૦ ભાવ રાખવામાં આવ્યો હતો. ત્યાર પછી ટ્રસ્ટ તેનો રોજબરોજનો ભાવ નક્કી કરે જ જાય છે. ૧૫મી નવેમ્બર ૧૯૬૪ થી યુનિટો ખરીદવાનું કામ પણ સંસ્થાએ શરૂ કર્યું છે. નક્કી કરેલા ભાવે તે યુનિટોનું વેચાણ કરે પણ છે અને ખરીદે પણ છે.

લગભગ એક વર્ષના તેના કામકાજ દરમ્યાન નીચે પ્રમાણે ખરીદ-વેચાણના ભાવોમાં ફેરફાર થએલા માલૂમ પડે છે.

| તારીખ | યુનિટનો વેચાણભાવ | યુનિટનો ખરીદભાવ |
|---|---|---|
| ૩૦–૧–૬૫ | રૂ. ૧૦-૫૫ ન. પૈ. | રૂ. ૧૦-૦૫ ન. પૈ. |
| ૧૩–૨–૬૫ | રૂ. ૧૦-૬૦ ન. પૈ. | રૂ. ૧૦-૧૦ ન. પૈ. |
| ૧–૧૧–૬૫ | રૂ. ૧૦-૧૫ ન. પૈ. | રૂ. ૧૦-૦૦ ન. પૈ. |

આમ યુનિટોના ભાવોમાં દેશમાં પ્રવર્તતી પરિ-

સ્થિતિ અનુસાર વધ-ઘટ થયે જ જાય છે. અત્યાર સુધી મળેલા અહેવાલ મુજબ યુનિટ ધરાવનાર વ્યક્તિઓની સંખ્યા સવાલાખ કરતાં પણ વધુ થાય છે અને દિન-પ્રતિદિન તેમાં વધારો થતો જાય છે.

કોઈ પણ કંપનીના શેર ખરીદવા કે યુનિટ ટ્રસ્ટના યુનિટ ખરીદવા તે એક વ્યક્તિ માટે પસંદગીનો પ્રશ્ન છે. સામાન્ય રીતે અત્યાર સુધી લોકો કંપનીના શેરોમાં મૂડીરોકાણ કરે છે. પણ ટ્રસ્ટની સ્થાપના થયા પછી તેના યુનિટો નાના અને મધ્યમ આવકવાળા લોકો માટે ઘણા જ આકર્ષક બન્યા છે. વળી નાના અને મધ્યમ આવકવાળા રોકાણકારો સ્વભાવે 'સ્થિતિચુસ્ત' અને રક્ષણપ્રિય હોય છે. સલામત અને સ્થિર આવક જ્યાં થતી હોય ત્યાં રોકાણ કરવાનું પસંદ કરે છે. નાણાની જરૂરત હોય ત્યારે સહેલાઈથી મેળવી શકાય તેવી સંસ્થા-માં રોકાણ કરવાનું પસંદ કરે છે. યુનિટ ટ્રસ્ટ આ બધી જ સગવડો આપે છે. કોઈ પણ કંપનીના શેર ખરીદવાથી આટલા લાભ મળતા નથી. આ ઉપરાંત શેર ખરીદવાની અટપટી વિધિ અને શેરબજારની અ-જ્ઞાનતાને લીધે કોઈ પણ વ્યક્તિને તેમાં રોકાણ કરવાની બાહુ ઇચ્છા થતી નથી. તેને રોજબરોજના ભાવો તરફ નજર નાખવી પડે છે. મધ્યમ આવકવાળાને આ અનુકૂળ આવતું નથી. અને તેથી યુનિટ ટ્રસ્ટ તેમના માટે વધુ આકર્ષક છે. આ જાતની સંસ્થા ઇંગ્લેન્ડ અને અમેરિકા જેવા વિકસિત દેશોમાં પણ અસ્તિત્વ ધરાવે છે. લંડનમાં તે યુનિટ ટ્રસ્ટ તરીકે અને અમેરિકામાં મ્યુચ્યુઅલ ફંડ (Mutual Fund) તરીકે ઓળખાય છે. ૧૯૬૩માં યુનિટ ટ્રસ્ટની આવક રૂ. ૫૦૦ કરોડની હતી. અને યુનિટ ખાતાંઓની સંખ્યા ૧૦ લાખની હતી. અમેરિકામાં ૧૯૬૩માં રૂ. ૧૨૦ અબજ જેટલી આવક થઈ હતી અને સાઠ લાખ જેટલાં ખાતાંઓ હતાં. આમ અમેરિકા દુનિયાના બધા દેશોમાં મોખરે છે. ભારતે તો તેમાં હજુ શરૂઆત જ કરી છે.

આ સંસ્થાની સ્થાપના થયે લગભગ ૧½ વર્ષ કરતાં વધુ સમય થઈ ગયો છે. તેથી આટલા ટૂંકા ગાળામાં તેણે જે સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે. તે હવે આપણે જોઈએ. ૩૦મી જૂન ૧૯૬૫ના દિને તેના કામકાજના પૂરા થતા એક વર્ષ પછી હાલના યુનિટ ટ્રસ્ટના ચૅરમેન શ્રી આર. એસ. ભટ્ટના ટૂંકા અહેવાલ ઉપરથી આપણને તેની સફળતા અંગે થોડીક માહિતી પ્રાપ્ત થાય છે. શરૂઆતના દોઢ મહિનાના સમય દરમિયાન ટ્રસ્ટના કુલ અરજદારોની સંખ્યા ૧,૨૬,૬૫૩ હતી. તેમાંથી ૧,૨૬,૫૪૧ જેટલી અરજીઓ ખાનગી વ્યક્તિઓની હતી અને ૧૧૨ જેટલી અરજીઓ કૉરપોરેશનો તરફથી હતી. આ સમય દર-મિયાન રૂ. ૧૭·૩૮ કરોડ જેટલી મૂડી ઊભી કરી શકાઈ હતી. ૩૦મી જૂને આ અરજદારોની સંખ્યામાં વધારો માલૂમ પડે છે તેની સંખ્યા લગભગ ૧,૩૪,૭૨૪ જેટલી હતી. તેનાથી ઊભી થએલી મૂડી રૂ. ૧૯·૧૩ કરોડ જેટલી થવા જાય છે. એટલે કે લગભગ વ્યક્તિ દીઠ રૂ. ૧૩૦૦નું રોકાણ થએલું માલૂમ પડે છે. મોટા ભાગના યુનિટો આપણે આગળ જોઈ ગયા તે પ્રમાણે તેના શરૂઆતના ભાવ રૂ. ૧૦ પ્રમાણે વેચાયા હતા. ત્યાર પછી ભાવમાં વધારો થવાથી ઓછા-વત્તા પ્રમાણમાં વેચાયા છે. યુનિટ સ્કીમની કલમ ૭(૧) પ્રમાણે યુનિટોની પુનઃખરીદી (Repurchase) પણ ૧૬મી નવેમ્બર ૧૯૬૪થી કરવામાં આવે છે. ૩૦મી જૂન સુધીના તેના એક વર્ષના કામકાજ દરમિયાન તેની પાસે પુનઃખરીદીની ૩૧૩૦ અરજીઓ આવી હતી. જુદા જુદા ભાવે ટ્રસ્ટે યુનિટોની પુનઃખરીદી કરેલી છે અને લગભગ રૂ. ૪૦·૫૦ લાખ જેટલી રકમ યુનિટ ધરાવનારાઓને ભરપાઈ કરેલી છે. અમેરિકા અને ઈંગ્લેન્ડની અંદર આ પુનઃખરીદી કુલ કિંમતના ૫% થી ૭% જેટલી છે. જ્યારે ભારતમાં તેનું પ્રમાણ લગભગ ૨·૧% જેટલું છે. આ આંકડા બતાવે છે કે લોકો લાંબા ગાળા માટે મૂડીરોકાણ કરવા તૈયાર છે. એક વર્ષના અંતે ટ્રસ્ટે યુનિટ ધરાવનારાઓને તેની આવકના પ્રમાણે વ્યાજની યોગ્ય વહેંચણી કરેલી છે. બોર્ડ ઑફ ટ્રસ્ટીઝે રૂ. ૧૦ના એક યુનિટનું ૬૧ ન.પૈ. વ્યાજ જાહેર કર્યું હતું અને આપી પણ દીધું છે. તે લગભગ ૬% કરતાં વધુ થવા જાય છે. ભવિષ્યમાં તેની કાર્યક્ષમતા વધારીને હજુ ૩% વધુ અપાશે એવી આશા છે.

યુનિટ ટ્રસ્ટની રોકાણનીતિ જોઈએ તો ટ્રસ્ટનું ધ્યેય જેમ બને તેમ ખાનગી કંપની તેમજ સરકારી કંપની-ઓની સધ્ધર જામીનગીરીઓ અને શેરોમાં સલામત રીતે વાજબી વળતર મળે તે માટેનું હતું. એક વર્ષના ગાળા

દરમિયાન ટ્રસ્ટે તેનું મૂડીરોકાણ લગભગ ૨૫૦ જેટલી સલામત કંપનીઓમાં તેમની જામીનગીરીઓ તેમજ ડિબેન્ચર્સ ખરીદીને કરેલું છે જે નીચે પ્રમાણે છે:

| | રૂ. કરોડમાં | કુલ ટકા |
|---|---|---|
| ઑર્ડિનરી શેરોમાં | ૯.૫ | ૩૮.૭ |
| પ્રેફરન્સ શેરોમાં | ૧.૯ | ૭.૭ |
| ડિબેન્ચર્સમાં | ૯.૩ | ૩૭.૯ |
| જાહેર કૉરપોરેશનોના બૉન્ડમાં | ૦.૭ | ૨.૯ |
| ઍડવાન્સ ડિપૉઝિટ–ડિબેન્ચર ખરીદવા માટે | ૦.૭ | ૨.૮ |
| કૉલ અને ટર્મ ડિપૉઝિટ | ૨.૫ | ૧૦.૦ |
| | ૨૪.૬ | ૧૦૦.૦ |

આમ ટ્રસ્ટનું કુલ મૂડીરોકાણ રૂ. ૨૪.૬ કરોડ જેટલું છે. એક વર્ષ પછી તેને એક વધુ છૂટછાટ પણ આપી છે કે યુનિટો ત્રીજા માણસના નામે પણ ચઢાવી શકાશે અને વ્યાપારી બૅન્કો મર્યાદામાં રહીને તેના ઉપર ધીરાણ પણ કરશે.

યુનિટ ટ્રસ્ટની સ્થાપના થયે લગભગ દોઢ વર્ષ જેટલો સમય થયો છે. શરૂઆતથી જ તે લોકપ્રિય સંસ્થા બની છે તેથી ભારતમાં તેનું ભાવિ ઉજ્જવળ છે પણ તેનો આધાર નીચેના બે સંજોગો ઉપર છે. (૧) લોકોની બચત કરવાની શક્તિ અત્યારે હાલ છે તે જ દરે ચાલુ રહેવી જોઈએ અને ભવિષ્યમાં તેમાં વધારો થવો જ જોઇએ તો જ ભાવિ ઉજ્જવળ છે. (૨) ચોથી યોજનામાં આપણે પ્રચંડ વિકાસ કાર્યક્રમ અમલમાં મૂકવાના છીએ. લોકોની આવકમાં વધારો થશે અને તેથી બચતમાં વધારો થશે તો જ આ સંસ્થા સફળતા પ્રાપ્ત કરી શકશે. આ ઉપરાંત તેની સફળતા માટે કાર્યક્ષમ વહીવટીતંત્રની જરૂર છે. યુનિટ ધરાવનારાઓને વધુ સગવડો મળે માટે ટ્રસ્ટે આ વર્ષે બે નવી ઑફિસો અનુક્રમે કલકત્તા અને મદ્રાસમાં ખોલેલી છે. જેમ જેમ તેનું કાર્ય વિસ્તરતું જશે તેમ વધુ ઑફિસો પણ ભવિષ્યમાં ખોલવામાં આવશે એવી આશા રાખવામાં આવે છે. યુનિટ ટ્રસ્ટ યુનિટ વેચનારા, ખરીદનારા, નવા દાખલ થતા અને સ્થિર રહેતા એવા દરેક ગ્રાહકોનું હિત સાધે છે. મોટા શહેરો અને ગ્રામવિસ્તારોમાં વધુ બચત થાય તે માટે પ્રયાસો થઈ રહ્યા છે. આ માટે સંયોગી અભિગમ (Approach)ની વધુ જરૂર છે. બચત યોજનાઓ અને યુનિટ ટ્રસ્ટના પ્રચાર કાર્ય માટે તાજેતરમાં મધ્યસ્થ સરકારે Saving Mobilisation Board (સેવિંગ મોબીલાઈઝેશન બૉર્ડ)ની રચના કરી છે. આ બચત ફક્ત ઉત્પાદક હેતુઓ માટે જ વપરાવી જોઇએ. રીઝર્વ બૅન્ક ઑફ ઇન્ડિયા પણ વારંવાર આ ટ્રસ્ટને સલાહ-સૂચનો અને મદદ પણ કરે છે. યુનિટ ટ્રસ્ટના હાલના ચૅરમેન શ્રી આર. એસ. ભટ્ટ અનુભવી અને બાહોશ કાર્યકર્તા છે. તેઓ પણ તેમના અહેવાલમાં જણાવે છે કે યુનિટ ટ્રસ્ટ ચોથી પંચવર્ષીય યોજનામાં ઝડપી આર્થિક વિકાસ માટે જરૂરી નાણાકીય સાધનો દેશને ઊભાં કરી આપશે અને યોગ્ય મદદ પણ કરશે તેવી આશા રાખતા કહે છે,

'It is hoped that the Small and Medium Income Groups will take increasing interest in and lend their support to the Unit Trust Movement which while ensuring a good return on their Investment makes available resources for rapid industrial development under the fourth five year plan.'

અંતમાં સંસ્થાએ અપનાવેલા સૂત્ર દ્વારા જ લેખની સમાપ્તિ કરીએ. सुविनियोगात् समृद्धिः।

**સંદર્ભ ગ્રંથોની યાદી**

(૧) યુનિટ ટ્રસ્ટ શું છે? (પરિચય પુસ્તિકા)
લેખક: શ્રી આર. એસ. ભટ્ટ

(2) Statement by Shri R. S. Bhatt, Chairman, Unit Trust of India, to the contributors to the initial capital of the Trust and Unit-holders.

*

# વ્યક્તિગત સત્યાગ્રહ

**જયકુમાર આર. શુક્લ**

[રાજ્યશાસ્ત્ર વિભાગ, એચ. કે. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

બ્રિટિશ સરકારે ભારતની પ્રજાની સંમતિ વિના ભારતને બીજા વિશ્વવિગ્રહમાં સંડોવ્યું, તેના વિરોધમાં પ્રાંતોમાંથી કૉંગ્રેસી પ્રધાનમંડળોએ ૧૯૩૯માં રાજીનામાં આપી દીધાં. ત્યાર બાદ ૧૯૪૦માં રામગઢ મુકામે ભરાએલા કૉંગ્રેસના અધિવેશનના પ્રમુખપદે શ્રી એમ. એન. રૉયની સામે મૌલાના અબુલ કલામ આઝાદ પ્રચંડ બહુમતીથી ચૂંટાઈ આવ્યા. રામગઢ અધિવેશનમાં યુદ્ધવિરોધની કૉંગ્રેસની નીતિ ઘડી કાઢવા માટે જોરદાર દલીલો કરવામાં આવી; પરંતુ મહાત્મા ગાંધી પોતાની વિરોધી બ્રિટિશ સરકારને એકદમ મુશ્કેલીમાં મૂકવા માગતા ન હતા. તેમણે લગભગ એક વર્ષ સુધી ચિંતન કર્યા બાદ વ્યક્તિગત સત્યાગ્રહ અને યુદ્ધવિરોધની નીતિનો અમલ કરવાની સંમતિ આપી હતી. તે દરમિયાન ગાંધીજીએ બ્રિટિશ સરકાર સમક્ષ કેટલાક વિકલ્પો રજૂ કરી, ભારતને સ્વતંત્ર જાહેર કરવાનું સમજાવવાના પ્રયત્નો કરી જોયા પરંતુ સરકારે તે બાબતની અવગણના કરી હતી. ભારતની બંધારણ સભાએ ઘડેલું બંધારણ આપવાનું કહેવામાં આવ્યું, પરંતુ તે બાબત પણ હસી કાઢવામાં આવી. ભારતને તે જ સમયે સ્વતંત્ર જાહેર કરવામાં આવે તો, સરકારને સશસ્ત્ર સહકાર આપવાની પણ દરખાસ્ત મૂકવામાં આવી હતી. તે દરખાસ્તનો પણ અસ્વીકાર કરવામાં આવ્યો હતો. છેવટે સરકાર તરફથી કોઈ પણ જાતનો સહકાર મળતો ન હોવાને કારણે ગાંધીજીએ વ્યક્તિગત સત્યાગ્રહ કરવાનું નક્કી કર્યું હતું. સરકાર સમક્ષ એવી પણ માગણી રજૂ કરવામાં આવી હતી કે ભારતને અહિંસક રીતે તેની યુદ્ધ-વિરોધી નીતિનો પ્રચાર કરવાની છૂટ આપવામાં આવે; સરકારના યુદ્ધખોર પ્રયત્નોનો અસહકાર કરવાનો પ્રચાર કરવા દેવામાં આવે તો કૉંગ્રેસ સવિનય કાનૂનભંગનો કાર્યક્રમ મોકૂફ રાખે. આ માગણીઓ સ્વીકારાવવા ગાંધીજી તા. ૨૭મી અને ૩૦મી સપ્ટેમ્બર, ૧૯૪૦ના દિવસોએ વાઈસ-રૉય લૉર્ડ લિનલિથગોને મળ્યા, પરંતુ તે ફગાવી દેવામાં આવી.

હવે ગાંધીજી અને કૉંગ્રેસ સમક્ષ સત્યાગ્રહ શરૂ કરવા સિવાય અન્ય કોઈ માર્ગ ન હતો. આખા દેશમાં શિસ્તબદ્ધ સત્યાગ્રહ યોજવાની જવાબદારી કૉંગ્રેસે ગાંધીજીને સોંપી હતી. આ ચળવળ કેવી રીતે શરૂ કરવી અને તેને કેવું સ્વરૂપ આપવું તે બાબતની ચોક્કસ યોજના ગાંધીજી પાસે હતી. છતાં પણ આ ચળવળ વિના ચાલી શકે તો ચલાવી લેવા મહાત્માજી આતુર હતા. તેથી જ કદાચ તેમણે તેનો આરંભ કરવાનો નિર્ણય કરતાં એક વર્ષ લીધું હતું. આ ચળવળમાં ગાંધીજી જાતે ભાગ લેવાના ન હતાં. જો તે ઉપવાસ પર ઊતરે તો ચળવળનું આંતરરાષ્ટ્રીય મહત્ત્વ વધી જાય; આખી યે ચળવળ આમજનતાની અને રાષ્ટ્રવ્યાપી બની જાય. તેમ કરી ગાંધીજી બ્રિટિશ સરકારની મુશ્કેલીઓ, યુદ્ધ સમયે વધારવા માગતા ન હતા. તે બતાવે છે કે મહાત્માજીને તેમના પ્રત્યે ખૂબ સહાનુભૂતિ હતી.

પ્રથમ સત્યાગ્રહી તરીકે ગાંધીજીએ શ્રી વિનોબા ભાવેની પસંદગી કરી હતી. ગાંધીજીને વિનોબાનાં સત્યાગ્રહી તરીકેનાં ઉચ્ચ ધોરણો માટે અત્યંત શ્રદ્ધા હોવાને કારણે જ, તે સ્થાન માટે કૉંગ્રેસ પ્રમુખ કે તેમના નિકટના અન્ય અગ્રણી કાર્યકરોને બદલે વિનોબાને પસંદ કરવામાં આવ્યા હતા. વિનોબા પહેલેથી જ રચનાત્મક કાર્યમાં પડેલા હતા. વળી તેમને પ્રખ્યાત થવાનો શોખ ન હતો અને તેથી જ તે સમયના કૉંગ્રેસ કારોબારીના કેટલાક સભ્યો પણ તેમને ઓળખતા ન હતા. ગાંધીજીને વિનોબા માટે માન હતું, અને તેમને એક આદર્શ સત્યાગ્રહી તરીકે જોતા હતા. તેમની પસંદગીની જાહેરાત કરતાં તેમણે કહ્યું હતું, 'તે મારાથી બીજા નંબરના અહિંસાના પ્રણેતા છે...તે એક જ સ્થાને રચનાત્મક કાર્યમાં દટાઈ ગએલા છે. તેમનામાં મારા કરતાં વધારે એકાગ્ર શક્તિ રહેલી છે. યુદ્ધવિરોધની તેમની નીતિ અહિંસામાંથી જન્મી છે.'

વિનોબા પછીના વ્યક્તિગત સત્યાગ્રહી તરીકે

દરમિયાન ટ્રસ્ટે તેનું મૂડીરોકાણ લગભગ ૨૫૦ જેટલી સલામત કંપનીઓમાં તેમની જામીનગીરીઓ તેમજ ડિબેન્ચર્સ ખરીદીને કરેલું છે જે નીચે પ્રમાણે છે:

| | રૂ. કરોડમાં | કુલ ટકા |
|---|---|---|
| ઑર્ડિનરી શેરોમાં | ૯·૫ | ૩૮·૭ |
| પ્રેફરન્સ શેરોમાં | ૧·૯ | ૭·૭ |
| ડિબેન્ચર્સમાં | ૯·૩ | ૩૭·૯ |
| જાહેર કૉરપોરેશનોના બૉન્ડમાં | ૦·૭ | ૨·૯ |
| ઍડવાન્સ ડિપૉઝિટ–ડિબેન્ચર ખરીદવા માટે | ૦·૭ | ૨·૮ |
| કૉલ અને ટર્મ ડિપૉઝિટ | ૨·૫ | ૧૦·૦ |
| | ૨૪·૬ | ૧૦૦·૦ |

આમ ટ્રસ્ટનું કુલ મૂડીરોકાણ રૂ. ૨૪·૬ કરોડ જેટલું છે. એક વર્ષ પછી તેને એક વધુ છૂટછાટ પણ આપી છે કે યુનિટો ત્રીજા માણસના નામે પણ ચઢાવી શકાશે અને વ્યાપારી બૅન્કો મર્યાદામાં રહીને તેના ઉપર ધીરાણ પણ કરશે.

યુનિટ ટ્રસ્ટની સ્થાપના થયે લગભગ દોઢ વર્ષ જેટલો સમય થયો છે. શરૂઆતથી જ તે લોકપ્રિય સંસ્થા બની છે તેથી ભારતમાં તેનું ભાવિ ઉજ્જવળ છે પણ તેનો આધાર નીચેના બે સંજોગો ઉપર છે. (૧) લોકોની બચત કરવાની શક્તિ અત્યારે હાલ છે તે જ દરે ચાલુ રહેવી જોઈએ અને ભવિષ્યમાં તેમાં વધારો થવો જ જોઇએ તો જ ભાવિ ઉજ્જવળ છે. (૨) ચોથી યોજનામાં આપણે પ્રચંડ વિકાસ કાર્યક્રમ અમલમાં મૂકવાના છીએ. લોકોની આવકમાં વધારો થશે અને તેથી બચતમાં વધારો થશે તો જ આ સંસ્થા સફળતા પ્રાપ્ત કરી શકશે. આ ઉપરાંત તેની સફળતા માટે કાર્યક્ષમ વહીવટીતંત્રની જરૂર છે. યુનિટ ધરાવનારાઓને વધુ સગવડો મળે માટે ટ્રસ્ટે આ વર્ષ બે નવી ઑફિસો અનુક્રમે કલકત્તા અને મદ્રાસમાં ખોલેલી છે. જેમ જેમ તેનું કાર્ય વિસ્તરતું જશે તેમ વધુ ઑફિસો પણ ભવિષ્યમાં ખોલવામાં આવશે એવી આશા રાખવામાં આવે છે. યુનિટ ટ્રસ્ટ યુનિટ વેચનારા, ખરીદનારા, નવા દાખલ થતા અને સ્થિર રહેતા એવા દરેક ગ્રાહકોનું હિત સાધે છે. મોટા શહેરો અને ગ્રામવિસ્તારોમાં વધુ બચત થાય તે માટે પ્રયાસો થઈ રહ્યા છે. આ માટે સંયોગી અભિગમ (Approach)ની વધુ જરૂર છે. બચત યોજનાઓ અને યુનિટ ટ્રસ્ટના પ્રચાર કાર્ય માટે તાજેતરમાં મધ્યસ્થ સરકારે Saving Mobilisation Board (સેવિંગ મોબીલાઈઝેશન બૉર્ડ)ની રચના કરી છે. આ બચત ફક્ત ઉત્પાદક હેતુઓ માટે જ વપરાવી જોઇએ. રીઝર્વ બૅન્ક ઑફ ઇન્ડિયા પણ વારંવાર આ ટ્રસ્ટને સલાહ-સૂચનો અને મદદ પણ કરે છે. યુનિટ ટ્રસ્ટના હાલના ચૅરમેન શ્રી આર. એસ. ભટ્ટ અનુભવી અને બાહોશ કાર્યકર્તા છે. તેઓ પણ તેમના અહેવાલમાં જણાવે છે કે યુનિટ ટ્રસ્ટ ચોથી પંચવર્ષીય યોજનામાં ઝડપી આર્થિક વિકાસ માટે જરૂરી નાણાકીય સાધનો દેશને ઊભાં કરી આપશે અને યોગ્ય મદદ પણ કરશે તેવી આશા રાખતા કહે છે,

'It is hoped that the Small and Medium Income Groups will take increasing interest in and lend their support to the Unit Trust Movement which while ensuring a good return on their Investment makes available resources for rapid iudustrial development under the fourth five year plan.'

અંતમાં સંસ્થાએ અપનાવેલા સૂત્ર દ્વારા જ લેખની સમાપ્તિ કરીએ. सुविनियोगात् समृद्धिः।

## સંદર્ભ ગ્રંથોની યાદી

(૧) યુનિટ ટ્રસ્ટ શું છે? (પરિચય પુસ્તિકા)
લેખક: શ્રી આર. એસ. ભટ્ટ

(2) Statement by Shri R. S. Bhatt, Chairman, Unit Trust of India, to the contributors to the initial capital of the Trust and Unit-holders.

*

# વ્યક્તિગત સત્યાગ્રહ

જયકુમાર આર. શુક્લ
[રાજ્યશાસ્ત્ર વિભાગ, એચ. કે. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

બ્રિટિશ સરકારે ભારતની પ્રજાની સંમતિ વિના ભારતને બીજા વિશ્વવિગ્રહમાં સંડોવ્યું, તેના વિરોધમાં પ્રાંતોમાંથી કૉંગ્રેસી પ્રધાનમંડળોએ ૧૯૩૯માં રાજીનામાં આપી દીધાં. ત્યાર બાદ ૧૯૪૦માં રામગઢ મુકામે ભરાએલા કૉંગ્રેસના અધિવેશનના પ્રમુખપદે શ્રી એમ. એન. રૉયની સામે મૌલાના અબુલ કલામ આઝાદ પ્રચંડ બહુમતીથી ચૂંટાઈ આવ્યા. રામગઢ અધિવેશનમાં યુદ્ધવિરોધની કૉંગ્રેસની નીતિ ઘડી કાઢવા માટે જોરદાર દલીલો કરવામાં આવી; પરંતુ મહાત્મા ગાંધી પોતાની વિરોધી બ્રિટિશ સરકારને એકદમ મુશ્કેલીમાં મૂકવા માગતા ન હતા. તેમણે લગભગ એક વર્ષ સુધી ચિંતન કર્યા બાદ વ્યક્તિગત સત્યાગ્રહ અને યુદ્ધવિરોધની નીતિનો અમલ કરવાની સંમતિ આપી હતી. તે દરમિયાન ગાંધીજીએ બ્રિટિશ સરકાર સમક્ષ કેટલાક વિકલ્પો રજૂ કરી, ભારતને સ્વતંત્ર જાહેર કરવાનું સમજાવવાના પ્રયત્નો કરી જોયા પરંતુ સરકારે તે બાબતની અવગણના કરી હતી. ભારતની બંધારણ સભાએ ઘડેલું બંધારણ આપવાનું કહેવામાં આવ્યું, પરંતુ તે બાબત પણ હસી કાઢવામાં આવી. ભારતને તે જ સમયે સ્વતંત્ર જાહેર કરવામાં આવે તો, સરકારને સશસ્ત્ર સહકાર આપવાની પણ દરખાસ્ત મૂકવામાં આવી હતી. તે દરખાસ્તનો પણ અસ્વીકાર કરવામાં આવ્યો હતો. છેવટે સરકાર તરફથી કોઈ પણ જાતનો સહકાર મળતો ન હોવાને કારણે ગાંધીજીએ વ્યક્તિગત સત્યાગ્રહ કરવાનું નક્કી કર્યું હતું. સરકાર સમક્ષ એવી પણ માગણી રજૂ કરવામાં આવી હતી કે ભારતને અહિંસક રીતે તેની યુદ્ધ-વિરોધી નીતિનો પ્રચાર કરવાની છૂટ આપવામાં આવે; સરકારના યુદ્ધખોર પ્રયત્નોનો અસહકાર કરવાનો પ્રચાર કરવા દેવામાં આવે તો કૉંગ્રેસ સવિનય કાનૂનભંગનો કાર્યક્રમ મોકૂફ રાખે. આ માગણીઓ સ્વીકારાવવા ગાંધીજી તા. ૨૭મી અને ૩૦મી સપ્ટેમ્બર, ૧૯૪૦ના દિવસોએ વાઈસ-રૉય લૉર્ડ લિનલિથગોને મળ્યા, પરંતુ તે ફગાવી દેવામાં આવી.

હવે ગાંધીજી અને કૉંગ્રેસ સમક્ષ સત્યાગ્રહ શરૂ કરવા સિવાય અન્ય કોઈ માર્ગ ન હતો. આખા દેશમાં શિસ્તબદ્ધ સત્યાગ્રહ યોજવાની જવાબદારી કૉંગ્રેસે ગાંધીજીને સોંપી હતી. આ ચળવળ કેવી રીતે શરૂ કરવી અને તેને કેવું સ્વરૂપ આપવું તે બાબતની ચોક્કસ યોજના ગાંધીજી પાસે હતી. છતાં પણ આ ચળવળ વિના ચાલી શકે તો ચલાવી લેવા મહાત્માજી આતુર હતા. તેથી જ કદાચ તેમણે તેનો આરંભ કરવાનો નિર્ણય કરતાં એક વર્ષ લીધું હતું. આ ચળવળમાં ગાંધીજી જાતે ભાગ લેવાના ન હતાં. જો તે ઉપવાસ પર ઊતરે તો ચળવળનું આંતરરાષ્ટ્રીય મહત્ત્વ વધી જાય; આખી યે ચળવળ આમજનતાની અને રાષ્ટ્રવ્યાપી બની જાય. તેમ કરી ગાંધીજી બ્રિટિશ સરકારની મુશ્કેલીઓ, યુદ્ધ સમયે વધારવા માગતા ન હતા. તે બતાવે છે કે મહાત્માજીને તેમના પ્રત્યે ખૂબ સહાનુભૂતિ હતી.

પ્રથમ સત્યાગ્રહી તરીકે ગાંધીજીએ શ્રી વિનોબા ભાવેની પસંદગી કરી હતી. ગાંધીજીને વિનોબાનાં સત્યાગ્રહી તરીકેનાં ઉચ્ચ ધોરણો માટે અત્યંત શ્રદ્ધા હોવાને કારણે જ, તે સ્થાન માટે કૉંગ્રેસ પ્રમુખ કે તેમના નિકટના અન્ય અગ્રણી કાર્યકરોને બદલે વિનોબાને પસંદ કરવામાં આવ્યા હતા. વિનોબા પહેલેથી જ રચનાત્મક કાર્યમાં પડેલા હતા. વળી તેમને પ્રખ્યાત થવાનો શોખ ન હતો અને તેથી જ તે સમયના કૉંગ્રેસ કારોબારીના કેટલાક સભ્યો પણ તેમને ઓળખતા ન હતા. ગાંધીજીને વિનોબા માટે માન હતું, અને તેમને એક આદર્શ સત્યાગ્રહી તરીકે જોતા હતા. તેમની પસંદગીની જાહેરાત કરતાં તેમણે કહ્યું હતું, 'તે મારાથી બીજા નંબરના અહિંસાના પ્રણેતા છે...તે એક જ સ્થાને રચનાત્મક કાર્યમાં દટાઈ ગએલા છે. તેમનામાં મારા કરતાં વધારે એકાગ્ર શક્તિ રહેલી છે. યુદ્ધવિરોધની તેમની નીતિ અહિંસામાંથી જન્મી છે.'

વિનોબા પછીના વ્યક્તિગત સત્યાગ્રહી તરીકે

ગાંધીજીના રાજકીય વારસદાર જવાહરલાલ નેહરુની પસંદગી કરવામાં આવી હતી. આ સત્યાગ્રહમાં ગમે તે વ્યક્તિએ ભાગ લેવાનો ન હતો; પરંતુ તેમાં કૉંગ્રેસ સમિતિઓના સભ્યો, ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટીના સભ્યો, મધ્યસ્થ ધારાસભ્યો, પ્રાંતિક ધારાસભ્યો, માજી-પ્રધાનો તથા તે કક્ષાના નેતાઓએ જ ભાગ લેવાનો હતો. તે દૃષ્ટિએ જોતા તે એક વિશિષ્ટ પ્રકારનો અહિંસક અને શિસ્તબદ્ધ સત્યાગ્રહ બની જવાનો હતો. કોઈ પણ સંજોગોમાં, તેમાં આમ જનતાએ ભાગ લઈ તેને વિસ્તૃત સ્વરૂપ આપવાનું ન હતું. તેથી લોકોને તે માટે માનસિક રીતે પણ તૈયાર કરવાના હતા. વળી તેની શરૂઆત એવી થવી જોઈએ કે જેથી આખા યે દેશનુ તે કાર્ય તરફ ધ્યાન દોરાય.

૧૯૪૦ના ઑકટોબરની ૧૭મી તારીખે, વર્ધાથી પાંચેક માઈલ દૂર આવેલા પૌનાર ગામે કે જ્યાં વિનોબા રહેતા હતા, ત્યાં યુદ્ધ-વિરોધી વ્યાખ્યાન આપીને તેમણે વ્યક્તિગત સત્યાગ્રહનુ ઉદ્ઘાટન કર્યું. વિનોબાએ પોતાના પ્રવચનમાં કહ્યું, 'અંગ્રેજોના યુદ્ધના પ્રયત્નોમાં નાણાં કે માણસોથી મદદ કરવી તે ખોટું છે. અહિંસક માર્ગોદ્વારા ઝઝૂમવું એ જ યુદ્ધને દૂર કરવાનો એકમાત્ર ઉપાય છે.' તે ઐતિહાસિક બનાવની, વિનોબાની સભા પર સરકારે પ્રતિબંધ મૂકયો ન હતો કે તેમની ધરપકડ પણ કરી નહિ. પરંતુ આખા દેશનાં અખબારોને જણાવવામાં આવ્યું હતું કે વિનોબાનાં પ્રવચનો કે કાર્યક્રમ છાપવાં નહિ. આસપાસનાં કેટલાંક ગામોએ જઈ વિનોબાએ સભાઓ ભરી અને યુદ્ધ-વિરોધી પ્રવચનો આપ્યાં. છેવટે ૨૧મી ઑકટોબરે તેમની ધરપકડ કરવામાં આવી અને તેમને ત્રણ માસની સજા કરવામાં આવી.

પંડિત જવાહરલાલ નેહરુએ ઉત્તર પ્રદેશમાં થએલી તૈયારીઓ જોવા તથા લોકોને સંજોગો-અનુસાર યોગ્ય રીતે વર્તવાનું સમજાવવા માટે પ્રવાસ ખેડયો હતો. ત્યાર બાદ તેમણે સત્યાગ્રહ શરૂ કરતાં પહેલાં જ ૩૧મી ઑકટોબર, ૧૯૪૦ના દિવસે તેમની ધરપકડ કરવામાં આવી અને મેજિસ્ટ્રેટે તેમને ચાર વર્ષની સખત કેદની સજા ફરમાવી. વિનોબાને થએલી સજાની સરખામણીમાં તે ઘણી. વધારે સજા હતી. નવેમ્બરની ૧૭મી તારીખે સરદાર શ્રી વલ્લભભાઈ પટેલની ધરપકડ કરીને તેમને અનિશ્ચિત મુદત સુધી અટકાયતમાં રાખવામાં આવ્યા. દેશના જુદા જુદા ભાગોમાંથી અનેક અગત્યના નેતાઓની ધરપકડો કરવામાં આવી. નવેમ્બરના અંત સુધીમાં તો મોટા ભાગના માજી-પ્રધાનો, સંસદીય સચિવો અને ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટીના ઘણાખરા સભ્યોને જેલના સળિયા પાછળ ધકેલી દેવામાં આવ્યા હતા. પટણા અને લાહોરમાં અગ્રણી નેતાઓની ધરપકડો કરતી વખતે લોકોનાં મોટાં ટોળાં એકત્રિત થવાને કારણે પોલિસે લાઠી-ચાર્જ કર્યો હતો. તે સિવાય આખા યે દેશમાં ઉપરોક્ત ચળવળ શાંતિપૂર્વક ચાલતી હતી.

૧૯૪૧ની શરૂઆતમાં જ કૉંગ્રેસ પ્રમુખ મૌલાના આઝાદની ધરપકડ થઈ અને જમિયત–ઉલ–ઉલેમાએ સત્યાગ્રહની ચળવળમાં જોડાવાનો નિર્ણય કર્યો. ડૉ. ખાનસાહેબ આ પ્રવૃત્તિમાં જોડાયા હોવા છતાં તેમને ન પકડ્યા અને એવી જ રીતે મધ્ય પ્રદેશમાં પણ સત્યાગ્રહી સ્ત્રીઓની ધરપકડ કરવામાં આવી ન હતી. જ્યારે મદ્રાસ, ઉત્તર પ્રદેશ, મધ્યપ્રાંતો, બિહાર, ઓરિસા, આસામ, સરહદના પ્રાંતો, મુંબાઈ વગેરેના માજી-પ્રધાનો અને નેતાઓને અટકમાં લીધા હતા, જેમાં શ્રીમતી સરોજીની નાયડુ અને ભુલાભાઈ દેસાઈનો પણ સમાવેશ થતો હતો.

આ ચળવળને સામૂહિક ન બનાવવાનો ગાંધીજીએ કારોબારી સમિતિમાં આગ્રહ સેવ્યો હતો, કારણ કે આમજનતાની ચળવળ બની જતાં તેમાં શિસ્ત જળવાતું નથી, પૂરેપૂરો અંકુશ રાખી શકાતો નથી, પરિણામે સરકારને ગોળીબાર કરવાની તક મળી જાય છે. વળી વ્યક્તિગત સત્યાગ્રહીને પણ કૉંગ્રેસે માન્યતા આપી હોય પછી જ તે તેમાં ભાગ લઈ શકે તેમ ઠરાવવામાં આવ્યું હતું. તે માટે જિલ્લા અને પ્રાંતિક કૉંગ્રેસ સમિતિઓ તરફથી સત્યાગ્રહી ઉમેદવારોનાં સેંકડો નામોની યાદીઓ ગાંધીજી પર મંજૂરી માટે મોકલવામા આવતી હતી, જેને ગાંધીજી, કૉંગ્રેસના સામાન્ય મંત્રી આચાર્ય કૃપલાણી તથા તેમના (ગાંધીજીના) રહસ્ય મંત્રી સ્વ. મહાદેવભાઈ દેસાઈની મદદથી કાળજીપૂર્વક જોઈ જતા હતા. કેટલાંક નામ કાઢી નાખતા હતા અને કેટલીકવાર નવી યાદીઓ પણ મંગાવતા હતા. આ કાર્યમાં ભારતના માજી રાષ્ટ્ર-પ્રમુખ સ્વ. રાજેન્દ્રબાબુ પણ યોગ્ય સલાહ-સૂચના

આપતા હતા. પરવાનગી મેળવેલા સત્યાગ્રહીએ સત્યાગ્રહ કરવાની તારીખ, સમય અને સ્થળ અગાઉથી જિલ્લા કલેક્ટરને જણાવી દેવું જોઈએ, તથા જાહેરસભા ભરવાની રજા સરકાર ન આપે તો ન ભરવી, પરન્તુ વ્યક્તિગતરીતે કાનૂનભંગ તો કરવો જ તે મુજબ ગાંધીજીએ સૂચનાઓ આપી હતી.

કૉંગ્રેસની યુદ્ધ-વિરોધી નીતિનો પ્રચાર લોકોના સમુદાયમાં થઈ શકે તે માટે, હજારો સત્યાગ્રહીઓ જુદા જુદા કેન્દ્રોથી દિલ્હી તરફ કૂચ કરતા હતા. તેઓ પગપાળા પ્રવાસ ખેડતા અને રસ્તામાં આવતાં ગામોમાં સભાઓ ભરી પ્રવચનો કરતા હતા. આ કાર્યક્રમમાં સ્ત્રીઓએ પણ ભાગ લીધો હતો. તેમાંનાં શ્રીમતી દમયંતી ધર્માધિકારી અને શ્રીમતી સરયુતાઈ ધોત્રેએ સત્યાગ્રહ અને રચનાત્મક કાર્યક્રમનો કૉંગ્રેસનો સંદેશો લગભગ એંસી ગામોમાં પહોંચાડ્યો હતો. વળી બીજાં એક સ્ત્રી-સત્યાગ્રહી શ્રીમતી પ્રભાવતિ જકાતદારે છ માસની જેલની સજા ભોગવી હતી અને ૭ વાર દંડ ભર્યો હતો. દિલ્હી તરફ કૂચ લઈ જનારમાંના કેટલાક સત્યાગ્રહીઓની ધરપકડો કરી તેમને પોતપોતાના પ્રાંતોમાં મોકલી સજા કરવામાં આવી હતી; જ્યારે બીજા અનેકની ધરપકડ કરવામાં આવી ન હતી.

ઉત્તર પ્રદેશમાં સત્યાગ્રહીઓ ઉપરાંત અન્ય લોકોને વિના કારણે અટકમાં લેવામાં આવ્યા હતા, જેમાં શ્રી. ધીરેન મઝુમદાર અને જાણીતા હિંદી કવિ સ્વ. મૈથિલીશરણ ગુપ્ત મુખ્ય હતા.

વ્યક્તિગત સત્યાગ્રહમાં આખા દેશમાંથી ત્રીસ હજાર માણસો જેલમાં ગયા હતા, અને રૂ. ૭ લાખનો દંડ ભરપાઈ કરવામાં આવ્યો હતો. કેટલાક સત્યાગ્રહીઓએ યુદ્ધસમિતિના સભ્યોને રાજીનામાં આપી દેવા વિનંતીપત્રો લખ્યા હતા. આ ચળવળમાં સામાન્ય લોકોને બદલે મધ્યસ્થ અને પ્રાંતિક ધારાસભ્યો, જિલ્લા બોર્ડ અને મ્યુનિસિપાલિટીના કૉંગ્રેસી સભાસદો અને બીજા કૉંગ્રેસીનેતાઓ જેલમાં ગયા હતા, તે સૂચક છે. કૉંગ્રેસ કારોબારી સમિતિના ૧૧ સભ્યો, ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટીના ૧૭૬ સભ્યો, ૨૯ માજી-પ્રધાનો, ૨૨ મધ્યસ્થ ધારાસભ્યો અને ૪૦૦ પ્રાંતિક ધારાસભ્યોએ ધરપકડો વહોરી લીધી હતી, તેથી તે પ્રતિનિધિઓનો સત્યાગ્રહ હતો તેમ કહી શકાય.

૧૯૪૧ના અંત સુધી વ્યક્તિગત સત્યાગ્રહ ચાલુ રહ્યો. વાઇસરૉયની કારોબારી સમિતિના સભ્યોની સંખ્યા વધારી તેમાં વધુ હિંદીઓને લેવામાં આવ્યા. કૉંગ્રેસની માગણી વિના, પરન્તુ દેશના બીજા પક્ષોના આગ્રહથી બ્રિટિશ સરકારે ૪થી ડિસેમ્બર, ૧૯૪૧ના દિવસે બધા સત્યાગ્રહીઓને મુક્ત કર્યા. તે જ અરસામાં ડાબેરી પાંખના નેતાઓમાં શરદચન્દ્ર બોઝ અને સરદાર શાર્દુલસિંહ (ફૉરવર્ડ બ્લૉકના કામચલાઉ પ્રમુખ)ને જેલમાં પૂરવામાં આવ્યા. સરકારે માની લીધું હતું કે કૉંગ્રેસ યુદ્ધના પ્રયત્નોમાં સહકાર આપશે. કૉંગ્રેસે પણ વર્ધામાં ૧૬મી જાન્યુઆરી, ૧૯૪૨ના રોજ મળેલી તેની કારોબારી સમિતિમાં યુદ્ધના કાર્યમાં સરકારને મદદ કરવાનો ઠરાવ કર્યો અને એ રીતે વ્યક્તિગત સત્યાગ્રહનો અંત આવ્યો.

આ આખી યે ચળવળમાં ગાંધીજી અને કૉંગ્રેસનું વલણ એવું જણાઈ આવે છે કે તેઓ સરકારને મોટી મુશ્કેલીઓમાં મૂકવા માગતા ન હતા, અને સરકારની વિરુદ્ધ પોતાના વિચારોનો પ્રચાર કરવા માગતા હતા. સુભાષચન્દ્ર બોઝનો એવો અભિપ્રાય હતો કે કૉંગ્રેસે આ સમયે જો યુદ્ધનો મજબૂત વિરોધ કર્યો હોત તો ભારતનાં કારખાનાંઓમાં ઉત્પન્ન થતાં યુદ્ધનાં શસ્ત્રોનાં ઉત્પાદન પર ગંભીર અસર કરી શકાત, અને બ્રિટિશ સરકાર યુદ્ધના અનેક મોરચે ભારતીય સૈન્યોને સજ્જ કરીને લડવા ન મોકલી શકત. પરિણામે તેમના મત મુજબ ગાંધીજી, જવાહરલાલ નેહરુ અને તેમના અનુયાયીઓએ યુદ્ધ વિષે વધુ વિરોધાત્મક વલણ લેવું જોઈતું હતું. વળી, કૉંગ્રેસે જે વ્યક્તિગત સત્યાગ્રહની ચળવળ શરૂ કરી હતી, તેનો નિર્ણય પણ બ્રિટિશ સરકાર સાથે સમાધાન કરવાની લાંબા સમય સુધી રાહ જોયા પછી જ લીધો હતો.

*

# આંતરભારતી

['અભ્યાસ'ના એપ્રિલ, મે, જૂન અને જુલાઈ ૧૯૬૬ના અંકોમાં પૃષ્ઠ ૪ પર પ્રકટ કરેલાં બંગાળી અવતરણો (ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુર કૃત)નો અધ્યાપક શ્રી નગીનદાસ પારેખે કરેલો અનુવાદ]

## વિશ્વવિદ્યાલયના બે પાયા

એ દરમિયાન યુરોપમાં માણસની અંદરના અને બહારના પરિવર્તનની સાથોસાથ ત્યાંની યુનિવર્સિટીમાં બે મોટાં મૂળગત પરિવર્તન આવ્યાં. ધર્મશાસ્ત્ર ઉપર ત્યાંની માનવતાનો જે પૂરેપૂરો આધાર હતો તે ધીમેધીમે શિથિલ થતો ગયો. એક વખતે ત્યાં માણસના જ્ઞાનનું ક્ષેત્ર લગભગ આખું જ ધર્મશાસ્ત્રમાં પૂરેપૂરું સમાઈ ન જતું હોય તો યે તેના શાસન હેઠળ તો હતું જ. લડાઈ કરતાં કરતાં છેવટે એ અધિકારની જવાબદારીનો ભાર તેના હાથમાંથી છટકી ગયો છે. વિજ્ઞાનનો અને શાસ્ત્રવચનનો જે બાબતમાં વિરોધ હોય તે બાબતમાં શાસ્ત્ર આજે પરાભવ પામ્યું છે, વિજ્ઞાન આજે પોતાની સ્વતંત્ર વેદિ ઉપર એકેશ્વરરૂપે પ્રતિષ્ઠિત થયેલું છે. ભૂગોળ, ઇતિહાસ વગેરે માણસને શીખવા જેવા બીજા વિષયો વૈજ્ઞાનિક તર્કપદ્ધતિને અનુગત થઈને ધર્મશાસ્ત્રના બંધનમાંથી મુક્તિ પામ્યા છે. જગતના બધા જ જાણવા જેવા વિષયો સંબંધે માણસની જિજ્ઞાસાનું વલણ આજે વૈજ્ઞાનિક છે. આપ્તવાક્યનો તેનો મોહ ઊતરી ગયો છે.

એની સાથોસાથ બીજું એક મોટું પરિવર્તન આવ્યું છે ભાષા સંબંધે. એક સમયે લૅટિન ભાષા જ આખા યુરોપની શિક્ષણની ભાષા અને વિદ્યાનો આધાર હતી. એનો લાભ એ હતો કે બધા જ દેશોના વિદ્યાર્થીઓ એક ન બદલાતી સર્વસાધારણ ભાષા મારફતે વિદ્યા પામી શકતા. પણ એનું મુખ્ય નુકસાન એ હતું કે વિદ્યાનો પ્રકાશ પાંડિત્યની ભીંતની સીમા વટાવીને બહાર બહુ ઓછો જ પહોંચતો. જ્યારથી યુરોપની દરેક પ્રજાએ પોતપોતાની ભાષાને શિક્ષણના વાહનરૂપે સ્વીકારી ત્યારથી શિક્ષણ આમજનતામાં ફેલાયું. ત્યારથી વિશ્વવિદ્યાલયનો આખા દેશના ચિત્ત સાથે અંતરંગભાવે સંબંધ જોડાયો. આ વાત સાંભળતાં તો આત્મવિરોધી લાગે છે, પણ તે ભાષાસ્વાતંત્ર્યના સમયથી જ આખા યુરોપમાં વિદ્યાનો સાચો સહકાર સધાયો છે. એ સ્વાતંત્ર્યે યુરોપના ચિત્તપ્રકર્ષને ખંડિત ન કરતાં આશ્ચર્યજનકરૂપે સંમિલિત કર્યો છે. યુરોપમાં આ સ્વદેશી ભાષામાં વિદ્યાને મુક્તિ મળી તેની સાથે સાથે જ તેના જ્ઞાનનું ઐશ્વર્ય વધી ગયું, આખી પ્રજામાં ફેલાઈ ગયું, પડોશના અને દૂરના લોકોની જ્ઞાનસાધના સાથે સંબંધમાં આવ્યું. અલગ અલગ ક્ષેત્રોનો બધો પાક યુરોપના સહિયારા ભંડારમાં સંગ્રહાયો. આજે હવે ત્યાંની યુનિવર્સિટી જેમ ઉદારભાવે બધા દેશોની છે તેમ એકાંતભાવે પોતાના દેશની છે. આ જ વસ્તુ માણસની પ્રકૃતિને અનુરૂપ છે કારણ, માણસ જો સાચી રીતે પોતાને ન ઓળખે તો તે સાચી રીતે પોતાને સમર્પણ કરી શકતો નથી. વિશ્વમાનવતાનું દાક્ષિણ્ય વાસ્તવિક હોઈ શકે જ નહિ જો તેની સાથોસાથ વ્યક્તિસ્વાતંત્ર્યનો ઉત્કર્ષ વાસ્તવિક ન બને. એશિયાના મધ્યયુગમાં બૌદ્ધધર્મનો તિબેટ, ચીન, મૉંગોલિયા વગેરેએ સ્વીકાર કર્યો હતો, પણ તે પોતાની ભાષા મારફતે જ. એટલા માટે જ એ બધા દેશોમાં એ ધર્મ બધા લોકોના અંતરની વસ્તુ બનવા પામ્યો છે, તેણે એક એક આખી પ્રજાને માણસ બનાવી છે, તેને મોહાંધકારમાંથી બહાર કાઢી છે.

*

## સાચું મિલન

પૂરેપૂરા મિલનમાં જ સબળતા છે અને પૃથક્ત થઈએ તો જ મહત્ થવાય એ વાત આજે સ્વીકારાતી નથી. ખરી વાત એ છે પાર્થક્ય જ્યાં સાચું હોય છે, ત્યાં સગવડને ખાતર, મોટું જૂથ રચવાના પ્રલોભનથી તેને ઉડાવી દેવાનો આંખ મીંચીને પ્રયત્ન કરવામાં આવે છે તો સત્ય તેમાં સંમતિ આપતું નથી. દબાવી દીધેલું પાર્થક્ય એ ભયાનક ઉત્પાત મચાવનાર વસ્તુ છે, તે કોઈ ને કોઈ વખતે સહેજ ધક્કો લાગતાં એકાએક પોતે ફાટીને અને બીજાને ફાડી નાખીને ભારે વિપ્લવ મચાવી દે છે. જેઓ વસ્તુતઃ અલગ છે, તેમની અલગતાને માન આપવું એ જ મિલન સાચવવાનો સાચો રસ્તો છે.

પોતાનું પાર્થક્ય માણસ જ્યારે સાચી રીતે અનુ-

ભવે છે ત્યારે જ તે મોટો થવાનો પ્રયત્ન કરે છે. પોતાના પાર્થક્ય પ્રત્યે જેને કશી મમતા નથી તે જ આશા છોડી દઈને બધા સાથે ભળી જઈને એકાકાર થઈ જાય છે. ઊંઘતા માણસોમાં ભેદ રહેતો નથી. જાગી ઊઠે છે ત્યારે જ પ્રત્યેકની ભિન્નતા વિવિધ પ્રકારે પોતાની ઘોષણા કરે છે. વિકાસનો અર્થ જ ઐક્યમાં પાર્થક્યનો વિકાસ એવો થાય છે. બીજમાં વૈવિધ્ય હોતું નથી. કળીમાં બધી પાંખડીઓ ઘનિષ્ઠ ભાવે મળીને એક બનીને રહે છે—જ્યારે તેઓમાં ભેદ પડે છે ત્યારે જ ફૂલ ખીલી ઊઠે છે. દરેક પાંખડી ભિન્ન ભિન્ન દશામાં પોતાને માર્ગે પોતાને જ્યારે પૂર્ણ બનાવી દે છે ત્યારે જ ફૂલ સાર્થક થાય છે. આજે પરસ્પરના સંઘાતથી આખી પૃથ્વીમાં જ એક જાગૃતિ સંચારિત થઇ છે એટલે વિકાસના અનિવાર્ય નિયમથી મનુષ્ય-સમાજનાં સ્વાભાવિક પાર્થક્યો આત્મરક્ષાને માટે ચારે-કોર પ્રયત્નશીલ બની ગયાં છે. પોતાનો પૂરેપૂરો વિલોપ કરી નાખીને બીજાની સાથે બિલકુલ ભળી જઈને મોટા થવું એને કોઇ પણ જાગૃત સત્તા મોટા થવું માની જ ન શકે. જે નાનો હોય તે પણ જે ક્ષણે પોતાના સાચા સ્વાતંત્ર્ય વિષે સભાન બની જાય છે તે જ ક્ષણે તેને સાચવી રાખવા માટે જીવ સટોસટનો પ્રયત્ન કરશે—એ જ પ્રાણનો ધર્મ છે. ખરું જોતાં, તે નાનો થઇને પણ જીવવા માગે છે, મોટો થઇને મરવા માગતો નથી.

આપણા બંગાળ દેશના સમાજમાં અત્યારે જે નાનોસરખો એક વિપ્લવ જોવામાં આવે છે તેના મૂળમાં પણ આ જ વસ્તુ રહેલી છે. આ જ પહેલાં આ દેશમાં બ્રાહ્મણ અને શુદ્ર એ બે જાડા ભાગ હતા. બ્રાહ્મણ ઉપર હતા, બીજા બધા જ તળિયે પડેલા હતા.

પરંતુ જે ક્ષણે વિવિધ કારણોસર આપણા દેશમાં એક જાગૃતિ આવી કે તરત જ અબ્રાહ્મણ જાતિઓ શૂદ્રવર્ગની એક સપાટીની હીનતામાં એકાકાર બનીને રહેવાને રાજી ન થઈ. કાયસ્થ પોતાનું જે એક વિશેષત્વ અનુભવે છે તેને લીધે તે પોતાને શૂદ્રત્વમાં વિલુપ્ત કરી રાખી શકતો નથી. તેની હીનતા એટલે સામાજિક વર્ગવિભાગની અતિ પ્રાચીન સગવડને તે હમેશ માટે શી રીતે માને? આમાં દેશાચાર જો વિરુદ્ધ પડતો હોય તો દેશાચારે હાર સ્વીકારવી જ પડશે. આપણા દેશની બધી જ જાતિઓમાં આ વિપ્લવ ફેલાશે. કારણ, મૂર્છાવસ્થા દૂર થતાં જ માણસ સત્યને અનુ-ભવે છે, સત્યને અનુભવતાં વેંત તે કોઈ પણ કૃત્રિમ સગવડના દાસત્વનું બંધન સ્વીકારી શકતો નથી, બલકે તે અગવડ અને અશાંતિને પણ પસંદ કરવા તૈયાર થાય છે.

એનું પરિણામ શું? એનું પરિણામ એ કે, સ્વાતંત્ર્યના ગૌરવનું ભાન જાગતાં જ માણસ દુઃખ વહોરી લઈને પણ પોતાને મોટો બનાવવા ઇચ્છશે. મોટા થયા પછી તરત જ પરસ્પરનું મિલન સાચી વસ્તુ બનશે. દીનતાનું મિલન, અધીનતાનું મિલન અને ના-છૂટકાનું મિલન એ કેવળ થાગડથીગડનું મિલન છે.

*

## ભારતવર્ષનું સત્ય

કોઇ એવું ન માને કે ભારતવર્ષની આ સાધનાનો જ હું એક માત્ર સાધના તરીકે પ્રચાર કરવા માગું છું. બલકે હું તો વિશેષે કરીને એ જ કહેવા માગું છું કે માણસોમાં વૈચિત્ર્યનો કંઇ પાર નથી. તે તાડના ઝાડની પેઠે એક જ સીધી રેખામાં આકાશ તરફ ચડતો નથી, વડની પેઠે અસંખ્ય ડાળ પાંદડાં દ્વારા પોતાને ચારે દિશામાં વિસ્તારી દે છે. તેની જે શાખા જે દિશામાં સહેજે જઇ શકે તેને તે દિશામાં જ સંપૂર્ણપણે જવા દેવામાં આવે તો જ આખું ઝાડ પરિપૂર્ણતા પામી શકે. એટલે બધી શાખાઓનું જ એમાં મંગળ છે.

માણસનો ઇતિહાસ જીવધર્મી છે. તે ગૂઢ પ્રાણ-શક્તિથી વધી આવે છે. તે લોહપિત્તળની પેઠે ઢાળામાં ઢાળવાની વસ્તુ નથી. બજારમાં કોઈ અમુક સભ્યતાનું મૂલ્ય અમુક સમયે વધી ગયું એટલા ખાતર આખી માનવ-જાતિને એક જ કારખાનામાં ઢાળીને ફૅશનપરસ્ત મૂઢ ઘરાકોને ખુશ કરવાની દુરાશા બિલકુલ વૃથા છે.

નાના પગ આભિજાત્ય અથવા સૌન્દર્યનું લક્ષણ છે, એમ માનીને કૃત્રિમ ઉપાયે પગને સંકુચિત કરવાથી ચીનની સ્ત્રીને નાના પગ મળ્યા નથી, વિકૃત પગ મળ્યા છે. ભારતવર્ષ પણ એકાએક બળજબરીથી

પોતાને યુરોપીય આદર્શને અનુરૂપ કરવા જતાં સાચું યુરોપ બની શકવાનો નથી, વિકૃત ભારતવર્ષ બનશે એટલું જ.

એટલું આપણે દઢપણે યાદ રાખવું પડશે કે એક જાતિની સાથે બીજી જાતિનો અનુકરણ-અનુસરણનો સંબંધ નથી, આદાનપ્રદાનનો સંબંધ છે. મારે જે વસ્તુની ખોટ ન હોય તે જ વસ્તુ તમારી પાસે પણ હોય તો તમારી સાથે હું અદલોબદલો કરી ન શકું તો પછી તમારું બરોબરિયા તરીકે મારે કામ ન રહે. ભારતવર્ષ જો સાચું ભારતવર્ષ ન બને તો પારકાના બજારમાં વેતરું કર્યા સિવાય પૃથ્વીમાં તેને માટે બીજું કંઈ કામ જ રહેશે નહિ. તો પછી તેનો પોતાને વિશેનો સંમાનભાવ ચાલ્યો જશે અને તેના પોતાની અંદર તેણે આનંદ પણ રહેશે નહિ.

એટલે આજે આપણે ધ્યાનપૂર્વક વિચાર કરવો પડશે કે જે સત્યથી ભારતવર્ષ પોતાને આપોઆપ નિશ્ચિતભાવે મેળવી શકે તે સત્ય કયું છે? તે સત્ય પ્રધાનતયા વણિગ્વૃત્તિ નથી, સ્વારાજ્ય નથી, સ્વાદેશિકતા નથી; તે સત્ય વિશ્વજાગતિકા છે. એ સત્યની ભારતવર્ષની તપોવાનમાં સાધના થઈ છે, ઉપનિષદમાં એનો ઉચ્ચાર કરવામા આવ્યો છે, ગીતામાં એની વ્યાખ્યા કરવામાં આવી છે. બુદ્ધદેવે એ સત્યને પૃથ્વીમાં સર્વ માનવોના નિત્યના વહેવારમાં સફળ બનાવવા માટે તપસ્યા કરી છે અને કાળક્રમે નાનાવિધ દુર્દશા અને વિકૃતિમાં પણ કબીર, નાનક વગેરે ભારતવર્ષના પાછલા મહાપુરુષો એ સત્યનો જ પ્રચાર કરી ગયા છે. ભારતવર્ષનું સત્ય એટલે જ્ઞાનમાં અદ્વૈત તત્ત્વ, ભાવમાં વિશ્વમૈત્રી અને કર્મમા યોગસાધના. ભારતના અંતરમાં જે ઉદાર તપસ્યા ગંભીરભાવે સચિત થએલી છે, તે જ તપસ્યા આજે હિન્દુ, મુસલમાન, બૌદ્ધ અને અંગ્રેજને પોતામાં એકાકાર કરી લેવા માટે પ્રતીક્ષા કરી રહી છે; દાસભાવે નહિ, જડભાવે નહિ, સાત્ત્વિક ભાવે. જ્યાં સુધી એ ન બને ત્યાં સુધી આપણને વારંવાર વ્યર્થતા મળ્યા કરશે. બ્રહ્મચર્ય, બ્રહ્મજ્ઞાન, સર્વ જીવો પ્રત્યે દયા, સર્વભૂતોમાં આત્માનુભવ એ વસ્તુ એક સમયે આ ભારતવર્ષમાં કેવળ કાવ્યકથા અથવા કેવળ મતવાદરૂપે નહોતી; પ્રત્યેકના જીવનની અંદર એને સત્ય બનાવવાની આશા હતી; તે આશા જો આજે આપણે ભૂલી ન જઈએ, આપણા સમગ્ર શિક્ષણને એ આશા અનુસાર ચલાવીએ, તો જ આપણો આત્મા વિરાટમાં પોતાની સ્વાધીનતા પ્રાપ્ત કરી શકશે અને કોઈ તાત્કાલિક બાહ્ય અવસ્થા આપણી તે સ્વાધીનતાનો લોપ કરી શકશે નહિ.

## ભય અને આનંદ

પ્રાચીન વેદે બધા માનવ સંબંધોમાં કેવળ આ પિતાના સંબંધને જ ઇશ્વરમાં વિશેષરૂપે અનુભવ્યો છે. માતાના સંબંધને સુદ્ધાં ત્યાં સ્થાન આપેલું નથી.

કારણ, માતાના સંબંધમાં પણ એક બાજુ જેમ બોજો ઓછો છે, તેમ બીજી બાજુ સંપૂર્ણતાનો અભાવ છે.

માતા સંતાનનું સુખ જુએ છે, આરામ જુએ છે; તેની ભૂખ મટાડે છે, તેના શોકમાં સાન્ત્વન આપે છે, તેની માંદગીમા શુશ્રૂષા કરે છે. આ બધામાં જ સંતાનની તાત્કાલિક જરૂરિયાત પૂરી પાડવાની દૃષ્ટિ રહેલી છે.

પિતાની દૃષ્ટિ સંતાનના આખા જીવનના વિશાળ ક્ષેત્ર ઉપર હોય છે. તેનું આખું જીવન સમગ્રપણે સાર્થક થાય એમ તે ઇચ્છતા હોય છે. એટલા માટે જ સંતાનનું સુખ અને આરામ એ જ તેમની નજરમાં સર્વસ્વ નથી હોતાં. એટલા માટે તે સંતાનને દુઃખ પણ દે છે. તેને શિસ્તમાં રાખે છે, તેને કોઈ વસ્તુથી વંચિત રાખે છે, તે નિયમનું ઉલ્લંઘન કરીને ભ્રષ્ટ ન થાય એ વિષે તે સદા સાવધ રહે છે.

અર્થાત્ પિતામાં માતાનો સ્નેહ છે, પણ તે સ્નેહ સંકુચિત સીમામા પુરાએલો ન હોવાને લીધે તે બહુ પ્રગટપણે નજરે ચડતો નથી, અને તેની સાથે મનફાવે તેવી રમત કરી શકાતી નથી.

એટલા માટે પિતાને નમસ્કાર કરતી વખતે કહ્યું છે કે, नमः शम्भवाय च मयोभवाय च, જે સુખકર છે તેને નમસ્કાર, જે કલ્યાણકર છે તેને નમસ્કાર.

પિતા કેવળ આપણા સુખની તૈયારી નથી કરતા, આપણું મંગલ પણ કરે છે. એટલા માટે સુખમાં પણ તેમને નમસ્કાર હો, દુઃખમા પણ તેમને નમસ્કાર હો. એમાં જ પિતાની પૂર્ણતા છે; તે દુઃખ આપે છે.

ઉપનિષદમાં એક તરફ કહેલું છે કે आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते આનંદમાંથી બધું જન્મેલું છે. તો વળી બીજી તરફ એમ કહેલું છે કે भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः। એના ભયથી અગ્નિ બળે છે, એના ભયથી સૂર્ય તાપ આપે છે.

એનો આનંદ ઉચ્છૃંખલ આનંદ નથી, તેમાં એક અમોઘ નિયમનું શાસન રહેલું છે. અનન્ત દેશમાં અને અનન્ત કાળમાં ક્યાંય એક કણ પણ લગારે ચસકી શકતો નથી. એ અમોઘ નિયમ એ જ ભય. એની આગળ સહેજ પણ ચાલાકી ચાલતી નથી, તે ક્યાંય કોઈને પણ લગારે છૂટ આપતો નથી.

यदिदं किंच जगत् सर्वं प्राण एजति निःसृतं महद्भयं वज्रमुद्यतम्। આ જે કાંઈ જગત છે તે બધું જ પ્રાણમાંથી નીકળીને પ્રાણમાં જ કંપિત થાય છે—એ જે પ્રાણ, જેમાંથી બધું ઉદ્ભવ્યું છે અને જેમાં બધું ચાલે છે તે કેવો છે? તો તે ઉદ્યત વજ્રના જેવો મહાભયંકર છે. એટલા માટે જ તો બધું ચાલે છે નહિ તો વિશ્વ-વ્યવસ્થા ઉન્મત્તના પ્રલાપની પેઠે અત્યંત ભયંકર બની જાત. આપણા પિતા भयानां भयं भीषणं भीषणानाम् છે. એ ભયને લીધે જ અનાદિ કાળથી સર્વત્ર બધાની સીમા બરાબર સચવાય છે. સર્વત્ર બધાનું પ્રમાણ જળવાય છે.

*

# વાચકો લખે છે

['અભ્યાસ'નો ફેબ્રુઆરી, ૧૯૬૬નો 'દાદાસાહેબ માવળંકર વિશેષાંક' (૨૫૨ પાનાં, સચિત્ર; કિંમત છ રૂપિયા) પ્રગટ થતાં મિત્રો—મુરબ્બીઓએ અને વૃત્તપત્રો—સામયિકોએ એનું ઉત્સાહથી સ્વાગત કર્યું અને ઉદારતાથી અવલોકન લખ્યું. સહુનો હાર્દિક આભાર. —પુ. ગ. મા.]

**પંડિત શ્રીપાદ દામોદર સાતવળેકર**
(સ્વાધ્યાય મંડળ, પારડી, જિ. સૂરત)

"આપના તરફથી 'અભ્યાસ' સામયિકના અંક આવે છે અને તે વાંચીને, ખાસ કરીને એમાંના સદ્ગત દાદાસાહેબ માવળંકરનાં લખાણો વાંચીને, એક અપૂર્વ ઉન્નતિકારક વિચારોની સ્ફૂર્તિ મળે છે. એ માટે હું આપનો ખૂબ ખૂબ આભારી છું. આપ 'અભ્યાસ' માસિક ચલાવીને અને એમાં શ્રી. દાદાસાહેબનાં સ્મૃતિચિત્રો પ્રકાશિત કરીને જે એક મોટો ઉપકાર જનતા પર કરી રહ્યા છો તે બદલ આપનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છો. વિશેષતઃ, દાદાસાહેબના વિચારો મારા જેવાને વાંચવા મળે છે એ હું મારું સદ્ભાગ્ય સમજું છું. 'અભ્યાસ' વિશેષાંકનું હું સ્વાગત કરું છું."

× × ×

**પ્રજ્ઞાચક્ષુ પંડિત સુખલાલજી, (અમદાવાદ)**

"અવારનવાર 'સંદેશ'માં તમારા અને શ્રી. પેટલીકરના લેખો સાંભળું છું ત્યારે એક પ્રતીતિ થાય છે કે અધ્યયન—ચિંતનપૂર્વક અને નિર્ભયપણે સ્પષ્ટ પોતાના વક્તવ્યની રજૂઆત કરનાર થોડા પણ છે. મને આ તળિયે બેસતા દેશમાં બુદ્ધિની ઊણપ નથી લાગતી જેટલી કર્મકૌશલ અને અંતરસૂઝની. તમે દાદાસાહેબના બધી રીતે પ્રતિનિધિ છો અને એ દિશામાં વિશેષ પ્રગતિ કરતા જાઓ છો એમ મને લાગે છે. પિતૃઋણ ઉપરાંત તમે ઋષિઋણ પણ ચૂકવો છો. એ જ બ્રાહ્મણત્વની મૂળ પરંપરા છે."

× × ×

**શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી,** સમર્થ વિવેચક (સૂરત)

"ઘણું સરસ કામ થયું. એને માટે હું કાંઈક લખી શક્યો હોત તો ઠીક; પણ સ્વ. પિતાશ્રી સાથે મારો સમાગમ બહુ થોડો અને અલ્પસ્વલ્પ. એક બે વખત સૂરતમાં અને એક વાર આણંદ સ્ટેશને મળેલા. ત્યાં એમણે મને ભાવથી બોલાવ્યો અને વાતચીત કરેલી. તે વખતે પણ કૉંગ્રેસ સરકારની કેટલીક બાબતો તેમને ખૂબ ખૂંચતી હતી તેમ મને લાગેલું. નિખાલસપણું અને સદ્ભાવ પ્રગટ કરવાનું અને તેનો ઉન્મેષ પ્રસરાવવાનું તેમના વ્યક્તિત્વનું લક્ષણ હતું. આદર્શોનું મૂલ્ય, ઊંડી સમજદારી અને વ્યાપક બન્ધુભાવથી તેઓ નેતા બન્યા હતા.

ગ્રંથ અભ્યાસી માટે તેમ સર્વ

વાચક માટે બહુ ઉપયોગી થયો છે. પિતાશ્રીની નોંધ-પોથી ઉત્તમ વાચન 'પીરસે' છે. મુંબાઈ મદ્રાસ સંબંધી એમણે સૂચવ્યું હતું તેમ થયું હોત તો રાજ્યપુનર્રચનાનો ડંખ નીકળી જાત, અને ભાષાવાદ અને ઉપરાષ્ટ્રવાદ ઉપર લગામ રહેત. આજે, ખરેખર, મહારાષ્ટ્રે ઉદાર રાષ્ટ્રદૃષ્ટિ રાખવાની જરૂર છે....ગુજરાતી અને મહારાષ્ટ્રીનું શ્રી. ચાપેકરનું પૃથક્કરણ (પૃ. ૩૪૧) ગેરવાજબી છે અને ગેરસમજ દોરનારું છે. બૌદ્ધિક તેજસ્વિતા વાણીજ્યમાં પણ જોઈએ; અને વ્યવહારુ શાણપણ રાજકારણમાં મહારાષ્ટ્રે ઘણું બતાવ્યું છે. મહારાષ્ટ્રનું શાસન આજે વખણાય છે તે તેને લીધે. ઉપરાષ્ટ્રવાદનો દુષ્ટ વિનિયોગ સામ્યવાદ ને ધાર્મિક કોમવાદ જરૂર કરશે આપણી સમગ્ર ભારતીય પ્રજા તેના ethosમાં સંસ્કારમૂલક ભાવ-વિષયક વ્યક્તિત્વમાં લગભગ સમાન છે; એમાં ભેદક તત્ત્વો કરતાં સમાન તત્ત્વો ઘણાં વધારે છે."

× × ×

**શ્રી બચુભાઈ રાવત,** તંત્રી 'કુમાર' (અમદાવાદ)

"'નામાંકિતોની ચિરવિદાય'વાળો વિભાગ તો કોઈને પણ આશ્ચર્યમુગ્ધ કરે એવો છે. આશ્ચર્ય બંને રીતે–એનો વ્યાપ, એનું વૈવિધ્ય, લાઘવથી બધા મુદ્દા આવરી લેવાની સંપાદનશક્તિ. સંપાદનશક્તિ ખાસ–કેમ કે હું જાણું છું કે એમાંની મોટા ભાગની નોંધો તમે મઠારીને સ્વહસ્તે લખેલી છે. એ વિભાગ તો સંસ્કારસ્વામીઓના 'who is who' જેવો લાગે છે. મારું હૃદયપૂર્વકનું અભિનંદન સ્વીકારશો."

× × ×

**શ્રી ઝીણાભાઈ દેસાઈ, 'સ્નેહરશ્મિ'** (અમદાવાદ)

"જોતાં જ મન હરી લે એવું એનું દર્શન, સુઘડ છપાઈ અને સભર આંતરસૃષ્ટિ સહેજે આપણી બધી સંવેદનાને જકડી લે છે. આવા સુન્દર અનુબંધ માટે હાર્દિક અભિનન્દન. પિતૃઋણ આ રીતે અદા કરવામાં કેવી ઊંડી ધન્યતા રહેલી છે! એ એની તો મોટી કૃતાર્થતા છે, જેની સમક્ષ બીજાં બહારથી આવતાં અભિનન્દનો ફીકાં જ લાગે–એટલે આટલાથી ફરીથી મારો અપરિમિત આનંદ જ વ્યક્ત કરી આથી પણ વધુ ને વધુ મોટી સિધ્ધિઓ તમે મેળવતા રહો એવી શુભેચ્છા પાઠવું છું."

× × ×

**શ્રી હરિન શાહ,** જાણીતા પત્રકાર (અમદાવાદ)

"તમારા સ્નેહ અને 'અભ્યાસ' પાછળના ઉદ્યમને કારણે અત્યારે જ આખો અંક બે કલાક ગાળીને ઝીણવટથી જોઈ ગયો. દાદાસાહેબની ડાયરીનાં બધાં જ પાનાં પહેલેથી છેલ્લે સુધી વાંચી ગયો. એ બે કલાક જરૂર ધન્ય બન્યા. હજુ વખત કાઢીને બાકીનું પણ હું માણવાનો છું. અંક સંપાદકને ભારે ગૌરવ આપનારો બન્યો છે. સ્મૃતિગ્રંથો હવે છાશવારે બહાર પડે છે અને તેમાં વાગતાં ઢોલત્રાંસાં અને વાજાં ક્રિયા-કાંડ જેવાં જ ઘણી વાર બની જતાં હોય છે. અનેક રીતે આ વિશેષાંક તદ્દન જુદો જ તરી આવે છે. તમને ખાસ ખાસ અભિનંદન."

× × ×

**શ્રી મૂળજીભાઈ પી. શાહ, Ph. D.** (અમદાવાદ)

"'અભ્યાસ'નો વિશેષાંક વાંચી પ્રસન્નતા અનુભવી. તમારું આ પિતૃતર્પણ ખરેખર અભિનંદનીય છે. અનેક-વિધ સાહિત્યનો એ રસથાળ અપૂર્વ વાનગીઓની રસ-લહાણ આપે છે. એમાંથી વાચકોને રસાનંદ અનુભવવા મળે છે. એ ફૂલછાબનાં સાહિત્યપુષ્પોની સુવાસ પ્રાણને પ્રફુલ્લાવે છે. સ્વ. શ્રી દાદાસાહેબની રોજનીશી ખરેખર ઘણું ઘણું જાણવાજોગ સમર્પી જાય છે. ઉપરાંત તેમની કલમપ્રસાદીમાંથી રજૂ થએલી કૃતિઓ પણ હૃદયંગમ છે. 'નામાંકિતોની ચિરવિદાય'વાળો વિભાગ તમે જે ચીવટ-પૂર્વક તૈયાર કીધો છે એ તમારી વિવિધક્ષેત્રની વ્યક્તિઓ પ્રત્યેનો સદ્ભાવ સૂચવે છે. ટૂંકાણમાં તમે 'અભ્યાસ' ગ્રંથ દ્વારા અજબ કર્તવ્ય બજાવ્યું છે."

× × ×

**લેડી પ્રેમલીલા વિ. ઠાકરસી** (પૂના)

"અંક માહિતીસમૃદ્ધ બન્યો છે. અને શ્રી દાદાસાહેબ-નાં જીવનનાં ઘણાં પાસાઓનો એમાં સ્પર્શ થયો છે. એમની નોંધપોથી ને એમના લેખોનું પ્રકાશન પણ આવશ્યક હતું. આમ તમે તમારા પિતાને સરસ અર્ઘ્ય આપ્યો છે. આજે શ્રી. માવળંકરજી જેવા ન્યાય ને તટસ્થતા જાળવનાર વ્યક્તિની ખાસ જરૂર છે."



